ઊર્મિ નવરચના

આદ્ય તંત્રી : સ્વ. ઈશ્વરલાલ મો. દવે
તંત્રી જયમલ્લ પરમાર
જાન્યુઆરી : ૧૯૮૦
સળંગ અંક ૫૯૮

# પાંચાળીનો પોકાર

શું બેઠા તમે હું તો શરમાઉં છું
થાંભલા આભના પુત્રવધુ થાઉં છું
અધર્મી સભામાં બહુ અકળાઉં છું
પાંચ ધાર્યા પછી હવે પસ્તાઉં છું

પાપીઓ આમ આ ચોટલો પકડશે
ધક્કા દઈ આમની તેમની ઢરડશે
પાંડવો પાંપણો ઢાળીને પરખશે
નો'તી ખબર આવા નમાલા નીવડશે

અક્કલ જતી રહી સભાસદ આપની
પૂરી ભરાણી ઘડી શું પાપની
બુદ્ધિ મારી ગઈ વયોવૃદ્ધ બાપની
કે ઘડી આવી શું અજબ ઉત્પાતની !

ભારેલો અગની ઓચિંતો ભભૂકશે
વાગડદો વાગડદો બુંગિયા વગડશે
અટંકા વીરલા જંગમાં ઊપડશે
ભેળું કરેલું કોણ આ ભોગવશે !

કાચ ફૂટયા પછી કહો શું સાંધવું !
કમર ભાંગ્યા પછી હોય શું કામવું !
રહે નહિ ખાનારૂં પછી શું રાંધવું !
બાપનું કરીને ભેળું શું બાંધવું !

સમજી જવાય તો હજી પણ સાર છે
અલ્પ છે રોગ ત્યાં સુધી ઉપચાર છે
લાગતો હોય આ જૂઠો પ્રચાર તે
તો વાર ઝાઝી નથી મેદાન તૈયાર છે

પિંગળશીભાઈ ગઢવી

# ઊર્મિ નવરચના


તંત્રી : જયમલ્લ પરમાર

વર્ષ : ૫૦ જાન્યુઆરી : ૮૦ : અંક : ૧૦ : સળંગ અંક : ૫૯૮






**ગ્રાહકોને નોંધ લેવા વિનંતી**

દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

ઓક્ટોબર નવેમ્બર સિવાય કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે ફરિયાદ કર્યા બાદ કાર્યાલયને નકલ મોકલવી. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

સરનામું બદલાયાની ખબર અંકના પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિનવરચના'ના લવાજમના દર

| | |
|---|---|
| વાર્ષિક–દેશમાં | રૂા. ૨૦–૦૦ |
| વાર્ષિક પરદેશમાં | રૂા. ૪૦–૦૦ |

**લેખકોને—**

લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રીઓ તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

**પ્રકાશકોને—**

બદલાનાં સાપ્તાહિક, પાક્ષિક માસિક વગેરે તથા અવલોકન માટેનાં પુસ્તકો નીચેના સરનામે મોકલવાં.

**એજન્ટોને—**

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ઊર્મિનવરચના કાર્યાલય
૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ ૩૬૦૦૦૧ (જિ. રાજકોટ


માલિક, મુદ્રક અને પ્રકાશક: રાજુલ ઈ. દવે : ૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ-૧

મુદ્રણસ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે : રેસકોર્સ રોડ, રાજકોટ-૧

## રાધિકા રૂપ અનુપમ ધરે

રાધિકા રૂપ અનુપમ ધરે
વર વિઠ્ઠલને વરે–રાધિકા

મુખ કમલ બિકસિત શરદસર
ભોંહ ભ્રમરવત ભ્રમણુ પ્રસુન પર
કંઠ મધુર કોકિલ કુસુમાકર
કુંજે ટહુકા કરે– રાધિકા

ભાલ વિશાલ અરધ શશી ઉજ્જવલ
શ્યામ અલક હરિ હરિ મલિયાચલ
લાલ અધર પરિપક્વ બીંબ ફલ
શોભા અમિત ભરે–રાધિકા

દેહ અનુકૂલ કિય પટ અર્પન
અર્પંત ગંધ વસંત મહ ઉપવન
અંગ અંગ ઉત્તમ આભૂષન
ઇન્દ્ર ધનુષ અનુસરે–રાધિકા

દામ અરૂણુ કુંદ કલિ સુખદેણી
વાળ અસિત મહ રાજત વેણી
તીરથરાજૂ જેમ ત્રિવેણી
પીઠ પિઠિકા પરે– રાધિકા

સિંદૂર સેંથી બિંદી ઘટ તટપર
હાર અમુલખ ધર ગલ નવસર
નંગ જડિત ઝગમગ નકવેસર
વાચ પ્રભા વિસ્તરે–રાધિકા

મંદ ચરન ગતિ હસ્તિ મહોન્મત
કટિ સુ લંક ક્ષુધિત મૃગપતિ વત
નેન ચપલ હરની બન વિહરત
શંકા અંક ઉર ભરે–રાધિકા

શ્યામ ભૂજા મહ પરમ પુનિતા
સોહત મેઘઘટા મહ તડિતા
ઊમિ સાગર મહસુર સરિતા
શાંત સ્વરૂપે સરે–રાધિકા

મૂર્તિ મંગલમય અતિ મનહર
પિંગલ હૃદય બિરાજત પ્રિયકર
શ્રીહરિ શ્રીહરિ રટું સદંતર
એક ચિત્તો એક સ્વરે– રાધિકા

**પિંગળશીભાઇ ગઢવી**

## શ્યામ રંગનો સ્નેહ

શ્યામ રંગ શું સ્નેહકર્યો તેં ખબર ન મોરી લીધી
ધેનુ કાપી નેતર કાળાં કાપી છે વાંસલડી
હાથ વેંતમાં હસ્તિપુરી દ્વારિકાથી કીધી
દ્રુપદ સુતા શ્યામ વરણુ એની લાજ જવા નો' દીધી
લાલ ચટક ચુંદલડી મારી, હું ય બળી રૂપાળી
અમથી અંતર બહુ રાખ્યાં તેં કુબજા કાળી કીધી
કાળપ જમુના જળની કાના ! અમને કાં નવ દીધી?
પાપ અમારાં કયા પરભવના કૂલગુલાબી કીધી ?!

**રૂદ્રદત્ત રાણા–"ઝંખના"**

## "ડોલે છે મોર"

મારા મનના મલકમાં કોઈ બોલે છે મોર;
વાટ જોતી આંખડિયુંમાં બોલે છે મોર.
કોઇ નમણી ગોરાંદેના હૈડે જુઓ;
બોલ્યો નટખટ રૂપાળો હા ! ઝોલે છે મોર
રૂડા ભાતીગળ ચાકળાને ચંદરવે ભીંત્ય;
નવઆણાંતના ટેરવામાં ડોલે છે મોર.
ગોરંભાયાં છે વાદળાં કો' અષાઢી બીજ;
દ્વાર ધરતી વિરહીણીનાં ખોલે છે મોર.
સીમ, વગડો ને પાદર ગજાવી મૂક્યાં;
ચાસ, ખેતર ને વાઢિયું માં મોલે છે મોર.

**ભારતકવિ–"ઊર્મિલ"**

# તમસો મા જ્યોતિર્ગમય

(દુહો દસમો વેદ)

સં. જયમલ્લ પરમાર

લોકસાહિત્યમાં ઈતિહાસ સંઘરાયેલો પડ્યો છે. પણ એને તર્ક અનુમાન, પ્રમાણ વગેરેની કસોટીએ ચડાવવો પડે તેમ છે, જ્યારે ઈતિહાસનું એક પૃષ્ટ ઉઘાડું પડ્યું છે કે સૌરાષ્ટ્ર ગુજરાતમાં એક કાળે સૂર્યપૂજાનો પ્રભાવ હતો. પ્રભાસના સાગર તીરે રહેલાં મંદિરોમાં સૂર્યમંદિર ઉપર સંશોધન થયું છે. ગુજરાતમાં તો ઘણું સંશોધન થયું છે. સૂરતને સમૃદ્ધિ અર્પતી સરીતાનું નામ જ સૂર્યપત્ની તપ્તી-તાપી છે. રન્નાદેનાં અનેક ગીતોનો સંગ્રહ લોકસાહિત્યના મણકામાં પ્રગટ થયેલ છે.

કાઠીઓ સૂર્યપૂજા સાથે લાવેલા. એમનો આવરો જાવરો આપણે ત્યાં બેક હજાર વર્ષથી થતો રહ્યો છે. થાનની સીમમાં રહેલું પુરાણું સૂરજ દેવળ સોલંકીઓના કાળ પહેલાં રચાયેલું છે.

સૂરજમુખો કાઠી સૂરજનો પોતરો કહેવાય છે. કોણ પહેલું આવ્યું સૌરાષ્ટ્રમાં કાઠી કે ચારણ તેનો તાળો હજી મેળવવાનો બાકી રહે છે. કાઠી સૂરજનો પોતરો ને ચારણ દેવી પુતર. મામા ભાણેજ જેવો સંબંધ.

ત્યારે ચારણ પણ ઊગતા પ્રભાતે સૂરજની પ્રાર્થના કરે છે. એ પ્રાર્થનાં અંગેના જે દુહા મળતા રહે છે તેમાંથી કેટલાક પાંચસો વર્ષ પહેલાં રચાયા છે. એ દુહા સૂર્યપૂજાની ગવાહી પૂરે છે!

ભલે ઉગા ભાણ, ભાણ તુંહારાં ભામણાં;  
મરણ જિયણ લગ માણ, રાખે કશ્યપ રાઉત.

ભાણ એટલે ભાનુ. કશ્યપનો પુત્ર. ભામણાં એટલે વારણા, સવાર પડતાં સૂર્યનો ઉદય થતાં થતાં તો સૂરજને વધાવતા કહે છે કે હે ભાણ! કશ્યપના પુત્ર! તું ભલે ઊગ્યો. તારા ઉપર ઓળઘોળ થઈને એટલું માગું છું કે જીવનમાં બીજું બધું ભલે આવે ને જાય પણ જગતના ચોકમાં અમારે માણસાઈની હરરાજી ન કરવી પડે એટલી અમારી લાજ રાખજે, બાપ!

ઉગેવું અચુક, ઉગ્યાનું આળસ નઈ,  
ચળુ ન પરે ચૂક, કદીએ કશ્યપ રાઉત.

હે કશ્યપના કુળમણી! તારા નિયમને લાખ લાખ ધન્યવાદ છે. તું અગણિત વરસથી ઊગ્યા કરે છે પણ તારા નિયમમાં ન કદી આળસ આવી કે નથ કદી દિલ દગડાઈ આવી કે ન કદી અણુ માત્રનો ફેર પડ્યો.

કે દીવા કે ડાકલાં, કે પૂજે પાખાણ;  
રાત ન ભાંગે રાણ, કમણે કાશ્યપ રાઉત!

કરોડો દીવા પ્રગટાવે, લાખો ડાક ડમરૂ વગાડી દેવ દેવલાંને આરાધે કે પછી પત્થરની લાખો મૂર્તિઓ પૂજ્યા કરે પણ હે કશ્યપ કુળ ભાણ! રાત તો તારા ઊગવાથી જ પૂરી થાય છે.

ઊગ્યો તું અડૂડ, ગરવર અંધારાં ગયાં;  
સ દેવાયત સૂર, કરમી કશ્યપરાઉત!

હે કશ્યપના કરમી! તું ઊગ્યે પર્વતોની ખીણમાંથી પણ અંધારાં અલોપ થવા માંડે છે. નિશાચરો નિર્બળ બની રહે છે અને કરમા ધરમીઓનાં બળ વાધે છે.

સૂરજ સખાતે હોય, તો ચહુંદશ લખમી ચરે;  
નાખ્ય ન ચડે કોય, દોખી કશ્યપ દેવાઉત!

હે મહાભાગ ભાસ્કર! તારી કૃપા હોય તો જ ચારે દિશાઓમાં લક્ષ્મીનો સંચાર થાય છે. કારણ કે તું પોષક છો. લક્ષ્મી તારા થકી જ ઉત્પન્ન થાય છે. દારેલી લક્ષ્મી તારા પ્રકાશ વડે જ અન્યના ઉપયોગમાં અનેક રૂપિણી થઈને વરસે છે. તું દાનની પ્રેરણા છો. તારી પ્રેરણા થકી વહેતા દાનના પ્રવાહને લોભ રૂપી અંધકાર જેવો શત્રુ આડો આવી શકતો નથી.

સામ સામા ભડ આફળે ભાંગે કેતારા ભ્રમ;  
તણ વેળા કાશ્યપતણા, સૂરજ રાખો શરમ્મ

હે કુલીન કશ્યપતણા! જ્યારે ભડે ભડ સામ-સામા આથડી રહ્યા હોય, આબરૂ અંકે તોળાઈ રહી હોય, ભીંસ લાગતાં ભલભલા પારોઠનાં પગલાં ભરવાનું મન કરતા હોય, આપવડાઈયું ઉઘાડી પડી રહી હોય એવે ટાણે હે સૂરજ! અમારે ભેરે આવીને ઊભો રહેજે બાપ! જ્યાં સામી છાતીએ ઘા ઝીલવાની સુબુદ્ધિ ટકી રહે, કારણકે તું શકિતદાતા છો.

# અન્નક્ષેત્રની અમરવેલ ઢસાના આત્મારામ બાપુ

જયમલ્લ પરમાર

'હું તો ભગવાનનો ટહેલિયો છું મારા બાપ ! જ્યાં સુધી સારી રીતે વર્તું ત્યાં સુધી જ હજુરમાં રાખે હો મારા બાપલા ! નકર રજા આપી દે હો મારા વાલા !'

ઢસા જંકશન પાસે એક કઢુબીનું કટકોક ખેતર. ખેતરમાં એરડો અને એરડે લૂગડાં વળગાડીને સાધુ આત્મારામ ઝોળી ફેરવે.

'બાપુ ! પણ આયાં તોધારા કાંઈ રે'વાય ?'

'મને તો માયા લાગી ગઈ છે, બાપલા ! હવે અહે જ દ્વારકા. આથી તે પછી કેવોક આસરો હોય ? ધરતી હાલવા દયે છે ઈ ઓછું છે મારા બાપલા !'

રાડાં લઈને જમીન સાફ કરી. ધૂણો નાખ્યો ધરાર. ઢસામાં માંડી ઝોળી ફેરવવા. પણ આંખે ને જીભે અમૃત ઝરે. પાંચેક દિવસમાં તો કોઈ ફાળિયું દઈ ગયું. કોઈ પાણીનો ઘડો ભરી ગયું. સામેથી સૌ પૂછવા લાગ્યાં :

''બાપુ ! રોટલા આપીઈ કે લોટ ?' અને આત્મારામ બાપુનું આકાશી રોઝનું એરડા નીચેનું અન્નક્ષેત્ર ભૂખ્યા દુખ્યાંનું ધામ બની ગયું. સ્ટેશનના અધિકારીઓ, કર્મચારીઓ અને ઢસાના ગામ લોકો માટે બાપુનો એરડો બેઠકનું ધામ બની ગયું ! ના ધર્મક્ષેત્ર બની રહ્યું.

આજે ઢસા સ્ટેશનની એ જગ્યામાં જ્યાં આશ્રમ ઝૂલે છે ત્યાં આકાશના ઓઢણે ને ધરતીના પાથરણે આત્મારામ બાપુએ સેવા કરીને એરડાને આસરે માણેકથંભ રોપેલો.

ઉન્ધ જેટલા નિરાભિમાની અને ફૂલ જેવા કોમળ દિલના એ સાધુનું અંગે અંગ અમૃત નીતરતું એકલી આંખડી જ નહિ અંગ આખું હસી ઊઠે. અભ્યાગત આવ્યો ને થાય કે શું નું શું કરી નાખું ?

આવી મીઠપ તો જેનો માયલો મરી ગયો હોય એનું જ હૈયું અવતારે. ભાવથી ભરેલા સતજુગના જોગી સમા આત્મારામ બાપુનું મૂળ ગામ તો ઢસાથી સાતેક માઈલને અંતરે પડેલું સેતાપુર.

મા અમુલાં બાઈ અને બાપ રાણોભાઈ. પૂર્વાશ્રમના એ ચારણ સાધુ સાખે સાસી. ભોજપરાના નાગૈયાઓના ભાણેજ.

પાટી માથે ધૂળ નહિ નાખેલી. ખેડ ખરી પણ રાણાભાઈ બીજા પાસે વવરાવે, તેરેક વરસના થયા ત્યાં મા દેવ થયાં. લોટ હોય પણ કોઈ ગેટલા ન ઘડી દયે એ હાલતમાં સગામાં કોઈએ હાથ ન ઝાલ્યો.

બચપણથી શંકર ભગવાન માથે પ્રીતિ. આમ દુઃખમાંથી દયા પ્રગટી ને ભક્તિમાંથી સેવા શીખ્યા. કોઈકે કહ્યું કે ''જા સંત દેવીદાસની પરબની જગ્યાએ. ત્યાં સાદુળો પીર છે એની ટેલકર !'

એટલે પ્રથમ હરિપર પાસેના ખારા ગામે છ મહિના રહ્યા. વડિયા પાસેના ધૂળા ગામે છ મહિના જગ્યાએ રોકાણા. પછી પરબની જગ્યાએ ગયા. ત્યાં હીરબાઈ મા ગાદીએ. પરબની જગ્યામાં ત્રણચાર મહિના થયા ત્યાં કોઠારીએ એક સાધુને માર્યો. દિલ કોચવાણું એટલે પરબ છોડીને ધૂણે જઈને રહ્યા.

હજી જગ્યાએ જગ્યાએ સાધુસંતોની સેવા કરતાં ને ભટકતાં ભાટકતાં ભેખ ધારણ નથી કર્યો. ભલા બૂરા અનુભવો થતા જાય છે પણ એની ફરિયાદ નથી. સંસારનો સાર અનુભવે ઓગળી ને એના રસાયનથી જીવન રંગાતું જાય છે.

ધૂણામાં મુંડિયા સ્વામીના ગુરૂ ભાઈએ છ મહિના સુધી છ છ ગાઉના પલ્લે રોજ ઝોળી ફેરવાવી. કર્મયોગીની એ કસોટીથી તવાઈને મન જ્યારે તૈયાર થયું ત્યારે એટલું જ વચન મળ્યું કે ''જા બચ્ચા ફત્તેહ થાશે !'

ધૂણેથી રામ ભગતના ગાલોળ એક વરસ, ત્યાંથી બિલખા એક વરસ. ત્યાંથી સુરદાસજીએ ભગવા પહેરાવ્યાં અને ખટપર તથા ચિપિયો આપ્યાં.

ત્યાંથી મંડળિકપુર રહી ડાકોરની જાત્રા કરી રાંદલના દડવે જગ્યા બાંધી ઝોળી ફેરવી રોટી આપવી



[અનુ. પૃ. ૪૫૬

# લગ્નગીતોમાં વરની પસંદગી

સહદેવ જોષી

કામને આંધળો કહ્યો છે. એટલે જ આપણે ત્યાં કહેવત પડી છે. કે 'પ્રેમ ન જાુએ જાત કજાત'. એ લોકકવિઓ સેકસીઓલોજી (જાતીય શાસ્ત્ર) ભણ્યા ન હતા પણ જાણતા હતા કે પ્રેમ આંધળો ન હોઈ શકે. કામ (વિષય) જ આંધળો હોય. એટલે જીવનના કોઈ જ સંવાદી તત્ત્વને જોયા વિના આંધળો થઈને પડે એને પ્રેમ કેમ કહેવાય ? પણ કહેવતમાં કામના અર્થમાં પ્રેમ શબ્દ ચલણી હોવાથી વાપરેલો છે.

ધરતી, બિયારણ, ખાતર, પાણી અને આબોહવા-નો મેળ જોવો પડે. ઢોરની ઓલાદ સુધારવા પણ ઉત્તમ પ્રકારનાં ઢોરનો મેળ જોવો પડે ત્યારે એક આદમજાતમાં જ આડેધડ ચાલી શકે ?

મુરતિયો જ નહિ કન્યા પણ મુરતિયાની પસંદગી કરતી. અને એમાંથી જ પસંદગીના સામાજિક ધોરણ બંધાતાં ને ગીતો રચાતાં. જીવનના વિસંવાદી તત્ત્વોમાં સંવાદીની શોધ ચાલતી.

લાડડી ચડી રે કમાડ સુંદર વરને નીરખવા રે
વીરા મારા એ વર પરણાવ, એ વર છે વેવારીઓ રે

વચગાળાના સમયની વાત છે. જ્યારે સ્વયંવરો રચાતા બંધ થયા. હરણ કરી જવાનું હાથમાં ન રહ્યું અને ઈસ્લામના કાળની હિંદુ સ્વરૂપવતીઓ ઉપરના મુસલમાનોના આક્રમણ અને ઉઠાંવગીરીને કારણે ઘરોઘર ઓઝલ પરદા નખાઈ ગયા. પાંચસોક વરસના મુસ્લિમ કાળને કારણે આત્મરક્ષણ માટે સ્વીકારેલ લાજ પરદાની ફરજ એક પ્રથા રૂઢિ બની ગઈ.

કવિતા અને કળા તો ચિતાના અંગારામાંથી પણ ઉપજે છે. ઘુંઘટની પ્રથામાંથી અર્ધ ઢંકતનો રસ અલંકાર ઊભો થયો એ જ રીતે બારણાંની કે વસ્તુની આડશેથી જોઈ લેવાનો બાહ્યાચાર પણ એક કવિતા ને કલા બની ગઈ.

નહિ તો લાકડી કમાડે શા માટે ચડીને જાુએ? માત્ર બાહ્યાચારમાંથી નીપજેલો વિવેક જ ? ના, લોભ પણ ખરો. વસ્ત્રોની નહિ પણ ભાવની લજ્જા પણ ખરી.

લાડડી ચઢી રે કમાડ' આ એક જ શબ્દમાં મુગ્ધાનો-લજ્જાવતીનો કેવો સુંદર ભાવ ભરી દીધો છે ? એની ભાવના પણ સુંદરવરને નીરખવાની છે. પણ સુંદર કોન કહેવો? મોડલ માટે ઊભો રાખ્યો હોય એવાને?

ના. ત્યારે શી છે એની સુંદરતાની કસોટી.

એક ઊંચો તે વર નો જોજો રે દાદા,
ઊંચો તે નત નેવાં ભાંગશે !

લંબુશ-તાડ જેવો જે પોતાને પણ છાંયો ન ઢાળે એ બીજાને તે ક્યાંથી ઢંળે ? ઊંચો તે નત નેવાં ભાગશે. બેખબર હશે તો ભટકાશે ને સમદ્રષ્ટિ નહિ હોય તો કોઈ નજરે જ નહિ પડે.

એક નીચો તે વર નો જોજો રે દાદા,
નીચો તે નત ઠેબે આવશે !

અંગુઠિયો ઠેબે જ ચડે ને ? કોઈ જ માપનો નહિ. ભેગી ઘોડી ફેરવવી પડે. અને રોફનો ત્યારે પાર નહિ, રોફ શું કરે ? બબડાટ ખાલી. કાંખે બેસાડીને ફેરવવો ને ?

એક ધોળો તે વર નવ જોજો રે દાદા.
ધોળો તે આપ વખાણશે !

ધોળા પાછા કેટલી પ્રકારના થાય છે. ! કેટલાક કોઈ કોઢિયા જેવા લાગે. કેટલાક ભુરડા (ભુરિયા) પણ ગોરા વાનવાળાને વધારે પડતો ગો રહે ને પોતાના સામું જ જોયા કરતો હોય ને ગુરૂ–મોટાઈની ગ્રંથીથી પીડાતો હોય.

એક કાળો તે વર નો જોજો રે દાદા,
કાળો તે કટંબ લજાવશે !

ધોળિયો નહિ એમ પાછો કાળિયો પણ નહિ. ઈ ટાબક ટીબકમાંથી નવરો નહિ પડે અને આંગણે ઊભો હશે તો આગણુંય લજવાશે. પાછો લઘુતાગ્રંથીથી પીડાયો હોય રે ! તો પછી કેવો વર જોઈએ છે ?

એક કડય રે પાતળિયો ને મુખ રે સાંવરિયો
તે મારી સૈયરે વખાણીઓ.

કહેવાનીયે વિવેકભરી શરમાળ રીત હોય છે ને ! એની સૈયરના નામે કહે છે. દાદા પાસે, ભાઈ પાસે પોતાની રસિકતા બીજી શી રીતે પ્રગટ થાય ?

અને બે જ શબ્દોમાં ખગ વાળી દીધો છે. જેની કેડ પાતળી તેનો સીનો સિંહ સમો, વેગ હરણનો, શરીર શેલરા જેવું, આજાનબાહુ. પાછો નહિ ગોરો, નહિ કાળો પણ સાંવરો–શામળીઓ, જેમાં વર્ણ અને આકૃતિની બંકી છટા રહેલી હોય તેવો.

# બધા ગોરનાં બે ગીતો

સં. ગોવિંદભાઇ શીણોલ

[બધા ગોર એટલે વણકરોના ગોર. આજથી પચાસેક વરસ પહેલાં તેમનું અવસાન થયેલું. મૂળ વતન ધંધુકા તાલુકાના રાણપુર ગામે. સંભવ છે કે મેઘાણીભાઈએ ૧૯૩૦ પહેલાં રાણપુરના હરિજનવાસમાંથી વાતો–ગીતો મેળવેલાં ત્યારે એમને બધા ગોરનો મેળાપ થયો હોય. હરિજનોમાં, એમના ગુરૂઓમાં (ગોર–ગરોડા વગેરે કહેવાય છે) અને એમના સંતો ભક્તોમાં ગીત, કવિત, છંદ દૂહા અને ભજનોની સરવાણી વહેતી જ આવી છે. એમનું ઘણુંખરું સાહિત્ય અસ્પૃશ્ય અને ઉત્તેજન વગર કરમાતું રહ્યું છે, પણ હરિજન સંત ત્રિકમદાસ અને દાસી જીવણ વગેરેની વાણી તો ઉજળિયાતો જેટલી જ ઝીલાતી આવી છે. બધા ગોર તો નમ્ર કવિ હતા. બધા ગોર ગેડિયા શાખાના હોઈને બધા ગેડિયાના નામથી એ કાળે સારી ખ્યાતિ પામેલા. એ ગેડીઓ કુળમાં ગેલા ગેડીઆના મરશિયા મશહૂર છે. બધા ગોરનાં બે પ્રાચીન સાદા સોહલાં ગીત અહીં આપ્યાં છે એક છે સારો દીકરો ને બીજો ખરાબ દીકરો. બન્ને ગીતોમાં પચાસ વર્ષ પહેલાંની સામજિક સ્થિતિનાં પ્રતિબિંબ ઝીલાયેલાં દેખાશે.]

## સારો દીકરો

આવ્યો મનુષ્ય અવતર,
દુ:ખ જનેતાને નવ દીધું,
સુયાણીને દીધું સુખ,
પાણી ગળથૂથીનું અમૃત ગણી પીધું.
જોયો બ્રાહ્મણે જોષ, નામ તણી પાડી નીસાણી,
છ દિવસે કરી છઠ્ઠી, પડોશમાં વાત પૂછાણી.
બે વર્ષે કર્યો બોટાવ, જમણ પણ સારૂં જમ્યો,
હેડીના ભાઇબંધો હારે, રમકડાં ઉત્સાહથી રમ્યો.
સામા આવ્યા વરસ છ–સાત,
ભણતર નિશાળે ભણ્યો,
નાહી ધોઇ લેનો ઇશ્વરનું નામ,
એ તાલ શરીરમાં બન્યો.
આવી ચૌદ–પંદર વરસની વાટ,
ભજાવી જુવાની ભારે,
માવતરનું રાખનો માન,
કુમારગે હાલ્યો નહીં ક્યારે.
વીસ વરસે બંધાણો ઘરવાસ,
મનગમતી ભાર્યા મળી,
પછી વરસ થયાં ચાળીસ–પચાસ,
પ્રગટ્યા મસ્તકમાં પળી.
દેવા માંડ્યું અન્નદાન,
પૂણ્ય–ધરમની બાંધી પાળ્ય,
ભાવે ભજ્યો ભગવાન,
ભગતીમાં સાચ બહુ ભાવ્યું.
પાંસઠ વર્ષે કર્યાં પરિયાણ,
મૃતલોકની રજા માગી,
ભજ્યા બહુ ભાગવાન,
ભે જમઠાની ભાંગી.
બાળપણમાં બુદ્ધિ રાખવી,
જુવાનીમાં પ્રભુ જાણીએ,
ગોર બધો કહે દીનાનાથ પાસે,
મુગતીનાં ફળ માગીએ.

## ખરાબ દીકરો

પડયો માતાજીના પેટ,
પેટ પડતાં જ મા દુઃખ બહુ પામી,
સુયાણીને થયો સંતાપ,
જનમતા વખત બહુ જામી.
ભારે લાવ્યો ભાર,
નામ પણ ઉનાસુ પાડયું,
સામા ઘરવાળાને આપે સંતાપ,
રોતો હોય તે જાણે પાડો હોય રાડયું.
અંગે દુખડાં અપાર થાય,
ખસ, ગુમડાં ને ખોડો,
દેતો માવતરને દુઃખ,
થાય માંદો ને સાજો રહે થોડો.

બાળપણનાં વર્ષ બાર,
ખેલ્યો રમવાની બાજી;
દડો, કોડિયું, મોઇ દાંડિયો,
રાખ્યો રૂદિયો રાજી.
આવી વીસ વરસની વાટ,
દીવાની આવીને કાઢતો દોટું,
જુવાનીમાં ભરાણો જબ્બર,
ખાતર-કચરામાં નાખનો ખોટું.
પછી કર્યાં એનાં લગન,
પરણેતર અસતરી ઘરમાં આવી,
લાલચ, મમતા ને લોભ લટકું,
અસ્રી ભવસારનું લાવી.
દીધા છોકરા દસ-બાર,
જબ્બર એનો વેલો જામ્યો,
મેલાણી નહીં મીઠપ,
પ્રભુ ભજવા ના પામ્યો.
આવ્યા કરિમાવર વિકટ કામ,
સળ-સાંધો ક્યાંય ન સૂઝ્યો,
દોટું કાઢે દીન-રાત,
ભગવાન ક્યારેય ના ભજ્યો.

પછી વરસ થયાં ચાળીસ-પચાસ,
પાંજર પણ મોળું પડયું
મેળવવા ઘણીક મૂડી,
ચિત્તડું ચકડોળે ચડયું,
ઝાવાં નાખે જીવ,
કમાણી કેટલીક કામું,
આવી જરા વેતાળ,
જોતજોતામાં થઈ સાઇઠની જામું.
આવી વરસ સીત્તેરની વાટ,
નામ સમરણનો પૂછતો નેઠો,
વીતી ગઇ વખત,
પ્રભુને ફોસલાવી બેઠો.
એંસી વરસે પંડય તો એનું એ જ,
પણ બેઠાય કોઇ ના બોલાવે,
દોરે છોકરા દોર,
સારા-નરસા-મારગે ચલાવે.
અદલા ઘરની આવી ગઈ
રૂગનાથ, ઘટ તે રાખિયો,
ગોર બધો કહે મારા ભગવંતે
એને નરક કુંડમાં નાખિયો.

*

પૃ. ૪૫૩થી ચાલુ]
શરૂ કરી. પણ સારાં મકાન બનતાં અમલદારોનો ધરાર ઉતારો બન્યો.

દડવા છોડયું. ત્યાંથી બિલખેથી ધોળા આવ્યા. અકસ્માત ધોળાથી ફર્સ્ટ ક્લાસમાં બેસી ઢસા ઊતર્યા. ટિકિટ ચેકરે પકડીને દયા લાવી છોડયા. પણ કરૂણાનિધિ તરફથી ક્લાસ મળી ગયેલો.

પછેડી ફાડીને ગળામાં નાખી. અલફી પહેરવી શરૂ કરી અને અશરના આવી પડેલ તેમજ અશરની કણબીની જગ્યામાં અડીંગો લગાવ્યો.

બંધાવનારે ઓરડા, મંદિર, ખેતી પાંતી, કૂવા ધર્મશાળા બધું બંધાવ્યું પણ આત્મારામ બાપુ છેવટ સુધી ફકીર જ રહ્યા. એને આશ્રમની મહોબ્બતે અસર ન કરી. એ જ અભ્યાગતને રોટલો અને એ જ સાજા માંદાની સેવા.

હજી તો વીસ વરસ પહેલાં જ આત્મારામ બાપુ દેવ થયા. પણ અઢારેય વરણ માટેનું અન્નક્ષેત્ર એમની સેવા ભક્તિની પરંપરારૂપે ચાલુ છે. એ છેવટ સુધી કહેતા:

'બાપા ! હું તો અભણ છું. પ્રાર્થના સેવા કાંઇ જાણતો નથી. વાત કરતાંય મને ક્યાં આવડે છે? આતો ઝોળીને ટેલને પરતાપે જીવ નભ્યો મારા વાલા ! ઝોળી ફેરવતાં શીખ્યો ઇ જ મારી સેવા ને ઈ જ મારી બંદગી. ભગવાનની ચાકરી કરું તો ભગવાન આપે. ચેલા કમાય ઈ ચેલા ખાય અને હું કમાઉં ઈ હું ખાઉં.

સરકાર તો સૌને રોટી પોગાડે તયેં ખરી. પણ કાયદાની કડાકૂટ વચ્ચે આત્મારામ બાપુના અન્નક્ષેત્રથી કોઈ ભૂખ્યું નો'તું ઊઠયું.

ઉત્તમ રોટી મધુકરી
ભાત ભાતકા અનાજ;
દાવા કિસીકા નહિ અરૂ
વગર વિલાતકા રાજ.

# કવિ ગીગા બારોટ ને તેમની કવિતા

(લાખા બારોટના સૌજન્યથી) (ગતાંકથી પૂરું)

સં.-કાનજીભાઇ બારોટ

કવિને મુખેથી કવિતાની ફૂલમ ળાઓ રચાતી જાય છે. એક દિવસ દરબારે કહ્યું : "ભગતબાપુ, હવે આપ બાળ-બચ્ચાંને લઈને આવો. આવતી સારી મોસમ પાકે ત્યાં સુધી અહીં જ રહો, કારણ કે આપ જેવા કવિ ડેલીએ બેઠા હોય એટલે બટકું રોટલો દેવામાં મારું મન વધુ પોરસાય" (બારોટનો એક દીકરો જગો, દીકરી સાકબાઇ અને પત્ની હજી ડોળિયે હતાં)

"રંગ ખુમાણરાણ ! આપે કહ્યું ઈ હું માથે ચડાવું છું. પણ એક કોઠીએ જુવારવાળો મારો યજમાન સપીતો છે. એને આંગણે અમે દુકાળ ઊતરીયે તો ઠીક ગણાય"

"ભલે દેવ, તમે છૂટમાં ને હું બંધીમાં. તમે ત્યાં રહો, પણ તમારા જજમાનનું મન જરાકેય મોળું ભાળો તો આ ઘર તમારાંજ છે. બેલાશક હાલ્યા આવજો."

એ પછી કવિ શેલણાથી જસા પોપટ નામના પોતાના યજમાનને આંગણે આવ્યા અને દોહો કહ્યા:

પોપટ પાંખ કરી, ઊડગો આંતડિયાં;
રથો ઢળ રિયાં, મોઢળ મિતિયાળા ધણી.

બાપ જસા પોપટ, તારા જેવો મારે યજમાન હોય છતાં બટકું રોટલા માટે જ્યાં ત્યાં આથડવું ઈ ઠીક નહિ. હું તારા મુવા-જીવ્યા વસ્તારને ખંભે ઉપાડું છું તો આવતી મોસમ સુધી તારાં છોકરાં પીવે એવી જ વાટી રાબ મારાં છોકરડાંનેય પીવરાવ્ય, તો હું બીજે ન જાઉં.

કુટુંબ સહિત આખા વરસના નિભાવની કવિની માંગણી સાંભળી જસો પોપટ ઢીલો પડી ગયો અને બોલ્યો: "ભગત એટલું બધું મારું ગજું નહીં, પણ આ વીસ રૂપિયા શીખના પોગું છું."

આ જવાબ સાંભળી ગીગો ભગત ઘેર આવ્યા અને પીઠા ખુમાણને ટપાલ લખી: હે ખુમાણ રાણ, મારા યજમાનમાંથી રામ ગયા છે. તો હવે આપ સમાચાર મોકલો તો અમે શેલણે આવીએ.

ટપાલ વાંચતા જ પીઠા ખુમાણ ગાડું જોડાવી પોતે ઘોડે ચડી ડોળિયે આવ્યા. કવિના મકાનને તાળાં વગેરેનો બંદોબસ્ત કરાવી કવિને કુટુંબ પરિવાર સહિત શેલણે તેડી લાવ્યા. તેમને રહેવા એક ઓરડો કાઢી આપ્યો. તમામ કુટુંબને જમવાનું રસોડે. ભગત તો બાપુ સાથે જ જમતા. વળી વધારામાં કોઠારમાંથી એક નાની કોઠી છોકરાંઓને ચીંધી કહ્યું: "છોકરાંવ આ કોઠી સુવાંગ તમારી. આખી કોઠી ઘઉંની ભરેલી છે. એમાંથી તમારે ભાગ (નાસ્તો) લેવો. (આ છોકરાંઓ પૈકી રાણિંગ બારોટના દીકરી સાકબાઈ હજી જીવે છે.)

છપ્પનિયા જેવા કાળમાં પણ પીઠો ખુમાણ લાપસીનું જમણ આપતા એટલું જ નહિ પણ રાતે જમતી વખતે મશાલ દૂર રખાવતા કારણ કે દુષ્કાળને અંગે ભૂખ્યો અતિથિ બીજાઓથી શરમાઈને ઓછું ન ખાય.

કવિએ પીઠા ખુમાણની ડેલીએ રહી અનેક ઈશ્વરસ્તુતિ, સાથો સાથ પીઠા ખુમાણની ઉદારતા, વિવેક, સમજણ, અને દુકાળ ના અનેક કાવ્યો રચી પીઠા ખુમાણને રીઝવ્યા. આમ કરતાં કરતાં સામા વરસનું ભલું ચોમાસું બેઠું. મેહુલિયો ચારેય કોર ચાવી બાંધી વરસવા લાગ્યો ત્યારે મોરલાની જેમ કવિ પણ કેમ રહી શકે ? ગીગા બારોટે કવિતા ઉપાડી :

(ગીત સપાખરું)

મળ્યા વાદળાં ઘઘુંબી કાળા મેઘ વાળાં ધરા માથે,
ચોમાસારા સજ્યાં ગર્યે સઘણ સાસાઢ;

વરા મેલી ધરા સરે ચડી ફોજ ઇન્દ્રાવાળી;
ગાઢા મેઘ ગાજ્યાં, ત્રુટા છપ્પનાશ ગાઢ. (૧)

(હે પીઠા ખુમાણ, જુઓ તો ખરા પૃથ્વીને માથે વરસાદના કાળાં વાદળોનો ગથર બંધાઈ ગયો છે. ગીરે ચોમાસાનો શણગાર સજ્યો છે. ઈન્દ્ર મહારાજની ફોજું ફેલાઈને ધરતી ઉપર આવી પહોંચી અને જ્યાં જોરદાર મેઘરાજાએ ગર્જના કરી ત્યાં તો છપ્પનિયાના ગાઢ તૂટી ગયા.)

વીજળી મશાલુંવાળી ઝળેળી આકાશ વેગે,
ધરી રંગ લીલા પીળા ખેંચિયા ધનુષ;
ચોપદારા લલકાર્યા મોરલા જીગોર્યા સારા,
મેઘ ઓતરાદા ચડા હરખ્યા મનુષ. (૨)

(મેઘરાજાની સ્વારી આવવાના નિશાન રૂપ વીજળી મશાલોની માફક ઝળેળવા લાગી. વળી લાલ, પીળા રંગ ધરીને આકાશમાં ધનુષ ખેંચાયું અને મોરલાઓ ચોપદારોની માફક છડી પોકારવા લાગ્યા. આમ ઉત્તર દિશામાં મેઘને ચડેલો જોઇ માણસો હરખાયાં.)

ઇન્દ્ર ઝારા છૂટી ધારા, ભોમકારા મચી એલી,
નદીયારા ભર્યા આરા, સ્ત્રોવરારાં નીર;
દાદરારા કવે સરા કીરતિ ગેંકિયા દાડી
બપૈયા બોલિયા ઠારોઠાર થા બજીર. (૩)

(છૂટી ધારે ઈન્દ્ર વરસ્યો. ભૂમિ ઉપર એલી મચી. નદીઓના કિનારા અને સરોવરો પાણીથી ભરાઈ ગયા. ડેડકા રૂપી કવિઓ કીર્તિગાન કરવા લાગ્યા અને ઠેકઠેકાણે વજીર જેવા બપૈયા બોલવા લગ્યા.)

ગંગાજળાં ધધકિયાં ખળકયા ડુંગરા ગાળા,
પ્રથીવાળા નદીનાળાં સિંધુ ઢાળા પૂર;
ખંખાળ્યા જમીંકાખાળા દુઃખ દવા ટાળ્યા ખેહ,
નવે ખંડવાળા ઢાળા પ્રગટાણા નૂર. (૪)

(ગંગાજળ જેવાં નીર ડુંગરાઓમાં ખળકયાં, નદી–નાળાં સમુદ્ર તરફ પૂર બનીને ચાલ્યાં. દુકાળનાં દર્દ એણે ટાળી નાખ્યાં અને નવે ખંડમાં જાણે પ્રકાશનાં તેજ પ્રગટી ગયાં.)

પીલાંબરી લાલફૂલી, લીલાંબરી બણી પ્રથી,
ઘનશ્યામ માથે છૂટી, મેઘરી ઘેઘૂમ;
પાડ ઘેર્યા રીંછાવાળા, ટૂંક માથે ઝર્યાં પાણી,
જમીં બણી ફળ-ફૂલે, ઘણી લૂમઝૂમ (૫)

(પૃથ્વી પીળાં અને લાલ ફૂલોથી ભરેલું લીલું અંબર ઓઢયું હોય એવી ઓપવા લાગી. એની ઉપર જાણે ઘનશ્યામ મેઘ છવાઈ ગયો. પહાડોને રીંછડાં જેવા વાદળો ઘેરી વળ્યા અને ટોચ ઉપરથી પાણી ઝરવા લાગ્યાં. જમીન ફળ-ફૂલોથી લૂમઝૂમ બની ગઈ)

રાંકવાળી મટી ખધ્યા, મોલ ભાળી થયા રાજી
કે તા માન સરોવરરા, છલકયા કિનાર;
તૃણ ચારા કરેવાને હાલ્યા મેખીચુંરા ટોળાં,
ધરાસરે ચોમાસારી ઘૂમે મહિધાર- (૬)

(રાંકાની ભૂખ ભાંગી, મોલાત જોઈ રાજી થયા, કેટલાંક સરોવરોના કિનારા છલકાઈ ગયા, અને ભેંશુંના ટોળાં ચરવા નીકળી પડયાં. ધરા ઉપર જાણે ચોમાસાની ધારાઓ ઘૂમતી ન હોય!)

પ્રથી ફળી હેમફૂલે, હીંડળી મોલાત પાકી,
દુઃખ દવા ગીથા, સુખ થયા દશે દેશે;
નોરતારી રમે નારી, ગરબારી મળી નત્યો,
વળી પૂજા અંબકારી, કરેલા વશેખ. (૭)

(સોવન ફૂલોથી પૃથ્વી ફળી છે. મોલાત હિલોહળ પાકી છે, દુકાળનું સંકટ ચાલ્યું ગયું છે. દશેય દિશામાં સુખ પ્રગટયાં છે અને હવે નવરાત્ર બેસતાં નારીઓ મળીને નિત્ય ગરબે રમે છે. વળી વિશેષમાં મા અંબાજીના પૂજન થાય છે)

ભૂપે દશરારી સારી સવારી બનાવી ભારી,
શણગાર્યા હાથીપારા અંબાડિયા સાય;
ગામો ગામ ધામધૂમ શણગાર્યા ચોકગાળા,
પૂર્યા અન્નકોટ પાય, હરિને પ્રીસાય, (૮)

(રાજાએ દશેરાની સવારી સજી, હાથીઓ ઉપર અંબાડીઓ સોહાઈ, ગામેગામ ધામધૂપ થવા લાગી, ગામના ચોક શણગારાયા અને પ્રભુના

ચરથુમાં નવા ધાન્યના અન્નકૂટ પૂરાયા.)

વળ્યા વરસ ભલસરા, ભલાવાળા રિયા વેણુ,
નોંધાણાં કાગળે જુગો જુગરા નિશાન;
ઘણાં કવિ ઉગારિયા, ઉતારિયા કાળ ઘાટી,
ખાટયા જશ પરથુમાં પીઠવા ખુમાણ.

(હે પીઠા ખુમાણ, વરસ ભલસરા પાકયું. ભલાના વેણુ રહ્યાં છે. જુગેજુગનાં પ્રમાણો કાગળ ઉપર લખાણાં છે. એમાં તેં બાપ ઘણા કવિઓને વસમી એવી કાળની ઘાટીમાંથી ઉગારી લીધા છે, એટલે તો બાપ, તું આ પૃથ્વી ઉપર જશ ખાટી ગયો છો.)

બેસતા વરસને દિવસે ભક્ત કવિએ પ્રભુ-વિરહની પંદર તિથિઓ બનાવી:

એકમ તથી આવો અલબેલા, વાલમ રમવા વે'લા,
રંગ ભરેલા વિઠલ વાટ જોયી'-૧

બીજે બીજ પાળી સમતા, જીવન જાજો જમતા,
(તમને)ગોરસ ગમતાં વિઠલ વાટ જોયી'-૨

ત્રીજે હરિ ઝૂલાવું તમને, ઉમંગ ઘણો છે અમને,
મીઠપ રમણે રે વિઠલ વાટ જોયી'-૩

ચોથે ગૌ પૂજે સાહેલી, તનમાં કામ તપેલી,
નેહે થઇ ઘેલી વિઠલ વાટ જોયી'-૪

પાંચમે નાગ સખીઓ પૂજે, શ્યામ વિના નવ સૂજે,
દિલ નવ દૂજે વિઠલ વાટ જોયી-૫

છઠે શ્રેષ્ઠ, ભોજન તાજાં, જીવન જમોને જાજાં,
કાન તમારે કાજા વિઠલ વાટ જોયી'-૬

સાતમે શીળું જમવા સ્વામી, આવો અંતરજામી,
ગોકુળગામી વિઠલ વાટ જોયી.'-૭

આઠમ તથી જનમની આવી, ભામનીને મન ભાવી,
રમત રચાવીરે વિઠલ વાટ જોયી'-૮

નોમે તે કેમ ગયા છો નાસી, દ્રોહ કરી વ્રજવાસી,
અબળા ઉદાસી રે વિઠલ વાટ જોયી'-૯

દશમ દિવસ બહુ તલખે ઘણા, હરિવર પ્રાણ હમારા,
બંસીવાળા રે વિઠલ વાટ જોયી'-૯.

એકાદશી વ્રત કરીએ આવો(મળીએ)ગોપી વર માવો,
રાસ રચાવો રે વિઠલ વાટ જોયી'-૧૧

દ્વાદશી વામન દરસાણા, વેરાટે વરતાણા,
બોલે બંધાણા, વિઠલ વાટ જોયી'-૧૨

તેરસે કુબજાસુ લીધી તાળી,માતમ વધ્યું વનમાળી,
જાત ઉજાળી વિઠલ વાટ જોયી'-૧૩

ચતુર્દશી કાળી સંચરિયા, વા'લો રીંછ ઘર વરિયા,
નીચા ન રહ્યા રે વિઠલ વાટ જોયી'-૧૪

દામોદર આવી દિવાળી, ઠાકોર પીરસી થાળી,
રિદ્ધિ રસાળી રે વિઠલ વાટ જોયી'-૧૫

શ્રી હરિ આવ્યા ધમધમિયા,
ગીગા કવિને મન ગમિયા
જીવન જમિયા રે વિઠલ વાટ જોયી'-૧૬

નવી મોસમ સારી પાકતાં કવિ ઘેર જવાની ઉતાવળ કરવા લાગ્યા એટલે પીઠા ખુમાણે કહ્યું: "ભગતજી, ખળાં ભરાણા પછી તમોને રજા છે."

ખળાં તો દિવાળી બાદ દોઢ-બે મહિને તૈયાર થાય, એ સમય દરમિયાન પીઠા ખુમાણે કવિને ગામ ડોળિયે ખાસ ભરોસાના માણસ મોકલી, કવિના વડવાવારીના જર્જરિત મકાન પડાવી, તે જ સ્થળે દરિયાદા બારના ચાર ઓરડા અને પછવાડે વીઘા એકના વાડાને ત્રણ કોર ફરતી વંડી ચણાવી રાખેલ. શેલણે ખળાં ભરાણાં એ પછી કવિના કુટુંબ-પરિવારને નવાં વસ્ત્રો પહેરાવી, કઠોકઠનું એક ગાડું બાજરો, બીજા ગાડામાં કવિના પત્ની, પુત્ર-પરિવાર સાથે ઘી, તેલ, ચોખા, મગ, મીઠું, હળદર, મસાલા વગેરે ભરેલ વાસણો સહિત વિદાય આપતી વખતે શેલણે રોકાણા એ સમય દરમિયાન દરબારના સગાં-સંબંધીઓએ આપેલી શીખ તથા વાર-તહેવારે પીઠા ખુમાણે આપેલી ભેટ મળી રૂા ૫૦૦ રોકડા અને કવિના ડોળિયાના નવા મકાનની ચાવીઓનો ઝૂડો ભગતને પગે ધર્યો. કવિ-દાતાર બથ ભરી મળ્યા અને એક-બીજાને હરખના આંસુથી નવરાવ્યા. ડોળિયે આવ્યા ત્યારે ગીગા બારોટે જૂના ઓરડાંને બદલે દરિયાદા બારના એક ઓસરીએ નવા બંધાયેલા ચાર ઓરડાવાળા મકાનમાં સુખદ આશ્ચર્ય વચ્ચે પ્રવેશ કર્યો.

# 'વાહ જનેતા !'

બાપલભાઇ ગઢવી

ડીમ ! ડીમ ! ડીમ ! મરફે વાગી રહ્યો છે. ઘરાં ઘરાં ઘરાં નગારાને માથે ચોબ પડતી આવે છે. શેવડીવદર, શેવડીવદર શેવડીદર, યુદ્ધનો બોલ સંભળાઈ રહ્યો છે. એમ સોરઠની ધરતીમાં જીતના ડંકા દઇ ગિરનારને પ્રદક્ષિણા કરી ભૂખ્યા અજગરની જેમ ફૂફાડા મારતી વીજા ખસીઆની ફોજ બગસરા નજીક ધીમી ગતીએ વહી આવે છે.

બગસરામાં દરબાર સામતવાળાનો ખાસદાર ઘોડી ધમારીને ડેલીમાં દાખલ થયો. ઘોડીનાં અંગ ઉપર દરબારે મેલના ડાઘ ભાળ્યા. માણસ પાસેથી ઘોડી લઈ દરબાર સામતવાળો ઝબ્બ દઈ અસવાર થઇ આવ્યા નદીએ. ઘોડીએથી ઉતરી કપડાં ઊતાર્યા. કાછડી કરી કેડેક સમાં પાણીમાં ઘોડીને માંડયા ધમારવા. ઘોડી થર્ય થાતી નથી. ડાબલા પછાડે છે. ફરકડા બોલાવે છે અને દરબાર સામતવાળા હાકલા કરી કરીને ઘોડીને સાંસતી પાડે છે. કાથાનો હાથલો લઈ ચોળી ચોળીને ધમારી રહ્યા છે.

એવામાં વીજા ખસીઆની ફોજના ચાર ઘોડેસ્વારો નદીમાં ઊતર્યા. એકની નજર પડી સામતવાળાનાં કપડાં ઉપર. ચોરણામાં નાડી છે, નાડીના પણુંસીઆમાં સાચાં મોતી સૂરજની સામે ઝળાં હળાં, ઝળાંહળાં થાય છે. કોળી કૂદકો મારી હેઠો ઊતર્યો. ચોરણો ઉપાડયો અને નાડી ખેંચી ત્યાં દરબાર સામતવાળાની નજર ગઈ. ઘોડીને મેલી દીધી. હાકલો કરીને બહાર નીકળ્યા.

રકઝક થઈ. મદઘેલા કોળીઓએ નહી જેવી બાબતમાં દરબાર સામતવાળાને રેંધી નાખ્યા. ત્યાં ફોજનો મોવડી આવ્યો. સામતવાળાને ઓળખ્યા. માણસોને ઠપકો દીધો અને "હવે ઝટ ભાગો ! આ ઘડીએ કાઠીઓનાં ઘોડાં છૂટશે અને ગજબ થાશે. અને મીતીઆળાને માથે ઊપડતે પગે વીજા ખસીઆની ફોજ હાલી નીકળી.

બગસરામાં બોકાસો બોલ્યો, હાહાકાર થઈ ગયો. કાઠીઓ કુંડાળે પડયા. "કે બોલ્યા ડર્ડકાં બાપુ સામતવાળાને મારી જાય ?"

કાઠીઆવાડમાં હાહાકાર થઇ ગયો. બાપુ સામતવાળા જેવાનું ઢીમ ઢાળી દીધું. દરબાર સામતવાળાના કારજ ઉપર સાડા ત્રણસોક ઢોલણીઓ ઢળાણી છે. એમાં ખાચર, ખુમાણ અને વાળા દરબારો ગોઠણ નીચે તરવારો દાબી ઢાલુંના ટેકા દઇને બેઠા છે. પંદરસો જેટલા બીજા મહેમાનો નીચે જાજમ ઉપર બેઠા છે. ટંકે સવા શેર અફીણનો કસુંબો થાય છે અને શોકાતુર વાતાવરણ છવાઈ ગયું છે. કયારેક કયારેક વૈરાગની વાતું નીકળે છે : 'એક દી' સૌને મરી જાવું છે ! અને મોટા રાવણ જેવાનેય કાળે છોડયા નથી.

વીશભૂજા હતી વકર, (જેનો) દશ માથાળો દેહ;
અંતગત રાવણએહ(એને) મેલ્યો ન કાળે માનડા

એવામાં ચણભણ વાત થઈ કે દરબાર સામતવાળાને ઘરેથી આઈ માકબાઇ મોં નથી ઢાંકતાં. "હેં ? નથી ઢાંકતાં ?" દાયરામાં કોઈકે અચંબાથી પ્રશ્ન કર્યો.

"વગર વાંકે સામતવાળા જેવા અડાભીડ કાઠીનું કાસળ કાઢી નાખીને વીજો ખસીઓ મીતીઆળાને માથે ખોંખારા ખાય છે અને કાઠીઓ કારકલિયો માછલાં ગળે એમ સાતવાનાનું સુખડું અને જલેબી ગળી રહ્યા છે એમા મોં કેમ ઢાંકે ?" આમ એક વયોવૃદ્ધ આપાએ દાયરાને ટકોર કરી.

દાયરામાં છાંઈ ઢળી ગઇ. જાણે કોઇના મોઢામાં જીભ જ નથી. મધરાતે ભાદરવા મહિનાનાં દેડકાં લવતા હોય એમ હોકા બોલી રહ્યા છે.

કુંડલાના સામત ખુમાણથી ન રહેવાણું, ઊભા થઈને કીધું કે "ગઢમાં કેવરાવો કે આજથી એક મહિને હું બાપુ સામતવાળાના મારતલને મારીશ",

પછી જ કાઠીઆણીએ મોં ઢાંક્યું.

કારજ પછી મહેમાન દાયરો વીંખાણો. વીજા ખસીઆને ખબર પડી કે સામત ખુમાણે મને મારવાનું પણ લીધું છે, પણ "સામત ખુમાણને ખબર નથી કે કોણ કોને મારશે?" એમ કહી વીજો ખસીઓ ક્રોધે ભરાણો.

એ વખતે વીજા ખસીઆની ચારે બાજુ હાક ધાક વાગતી. જૂનાગઢ, જામનગર કે ગાયકવાડ જેવાથી વીજા સામે આંગળી ચીંધાતી નહીં. એવો વીજાનો કડપ હતો.

કંથડા હળવો, બોલ્ય, સાચે ય વીજો સાંભળે;
ખસીઓ પાડે ખોળ્યું, પાગેથી માથે લગે.

સામત ખુમાણને પણ લેતા તો લેવાણું. જોઇએ તેવો સાથ મળ્યો નહિ, પણ પછી થાવ શું? થૂંકયું થોડું જ ગળાય છે! મીતીઆળાને માથે ચડવાના મનસુબા ઘડે છે. એમાં વીજાએ સામેથી કહેવરાવ્યું કે "આજથી આઠમે દી આવું છું. સામત ખુમાણને રે'વું હોય એમ રહે બાઈ માણસ તાવડીમાં રોટલો ફેરવે એમ કુંડલાને ન ફેરવી નાખું તો હું વીજો ખસીઓ નહીં."

મીંદડાનો સંચળ સાંભળીને કુકડા અકળાય એમ કુંડલાનું મહાજન અકળાણું. વસ્તી વિચારમાં પડી. કે હવે શું થાશે? સામત ખુમાણે તૈયારી કરવા માંડી. હુકમ કર્યો કે ઘરદીઠ પાંચ ધાંસી કાંટા સૌએ લાવવાના છે અને ગામ ફરતી ગઢ જેવી વાડય કરો. ખેડૂતોને ઊભડ હલકયાં. કોદાળિયુંની ઝપટ બોલી. કાંટાની ધાંસિયું આવવા મંડી. ગામ ફરતી ધાંસિયો ગોઠવાય છે. ખેડૂત, ઊભડ, વેપારી ઘાંચી મોચી, સઈ સુથાર, અને બ્રાહ્મણથી ભંગી સુધી સૌ કામે લાગી ગયા છે. પસાયતા માથે ઊભા રહીને વાડય કરાવે છે.

એમાં દરબાર સામત ખુમાણ ગામ ફરતા આંટો દેવા નીકળ્યા. જોતાંજોતાં આથમણે ઝાંપે આવ્યા ત્યાં એક નાંગળે ખાલું ભાળ્યું. બોલ્યો કેઃ 'અહીં કેમ કાંટા નાખ્યા નથી?'

પસાયતે ઉત્તર વાળ્યો કે ; 'ફૂઈ રાણબાઇ કાંટા નાખવાની ના પાડે છે."

રાણબાઇ એટલે ખુમાણની દીકરી આડા કાઠીમાં આપેલ, જેનો ધણી એકવીસ વરસ પહેલાં ધીંગાણામાં કામ આવી ગયેલ. બે દીકરા. એકની ઉમર બાવીશ વરસની અને મોટાની ઉમર છવીસ વરસની. મોટો દીકરો બહારગામ ગયેલ. નાનાની આંખ્યું દુઃખે. ખાગીલી સિંહણ હોય તેવી આધેડ ફૂઈ રાણબાઈ ફળિયામાં વાસીદું કરે છે. ત્યાં સામત ખુમાણ આવ્યા ને 'નારાણ' કર્યા. રાણબાઇએ વાસીદું પડતું મૂકી આવકાર આપ્યો.

'બાપ! ઘણે દિવસે સંભાળ લીધી?'

'હા ફૂઈ આવવું જ જોઈએ ને!'

એમ સામત ખુમાણે ઢોલણીએ બેસતાં જવાબ આપ્યો ને કીધું કે :

"વીજા ખસીઆ જેવો દુશ્મન આવે છે. આખા ગામે મળીને ગઢ જેવી વાડય કરી છે. એક આ નાંગળું ખાલી છે તો બે ધાંસી કાંટા નખાવી દયો."

"રામભાઈ ઘરે નથી. નાનકુની આંખ્યું દુખે છે. બાપ! કાંટા લેવા કોણ જાય?" એમ ફૂઈ રાણબાઈ હસતાં હસતાં બોલ્યાં.

સામત ખુમાણ કહે : ફૂઈ, કાંટાં અમે નખાવી દઈએ!"

"ના બાપ! અમારે કાંટા નથી વેરવા. સાચી વાડય તો માણસની. કાંટાની વાડય શું કામની?" ફૂઈ રાણબાઈએ જવાબ આપ્યો.

સામત ખુમાણ કહે : ફૂઈ, તમે સમજતાં નથી."

"બાપ! હું બધુંય સમજું છું જો અમારે નાંગળેથી વીજો ખસીઓ આવે અને ગામ લૂંટે તો સવારે મારા બે દીકરા અને મને ભોંમાં ભંડારી દેજે. મારે અહીં કાંટા નથી વેરવા. પેલો વિચાર ન કરીએ ને મોટે ઉપાડે પણ લઈને બેઠા છો અને હવે ગાઢ રહેતા નથી!" કાંઇક જૂની વરાળ કાઢતાં હોય તેમ ખીજાઇને ફૂઇ રાણબાઈ બોલ્યાં.

સામત ખુમાણ રીસ કરીને ઊભા થઇ ગયા. બરાબર મા'રાજ મેર બેઠા. ને દીવે વાટયું ચડિયું એવે ટાણે મીતીઆળાને માથે ભૂતાવળ ભેગી થઈ હોય એમ મશાલું દેખાણી.

કુંડલા આખું ગામ બહાર નીકળી ગયું છે'

મીતીઆળા માથે મીટ માંડી સૌ બેઠા છે. હમણાં વીજાની ફોજ આવશે, ગામને ધમરોળી નાખશે. એ વખતે સામત ખુમાણુની ફોજમાં નવેય રસ પરવારી ગયા. આખુંય ગામ ટગર ટગર જોઈ રહ્યું છે કે 'એ આવ્યો ! એ...આવ્યો !''

ફૂઈ રાણુબાઈ ઘડીક ઘરમાંથી બહાર નીકળી હજી 'મોટોભાઈ ન આવ્યો ? કેમ નહીં આવ્યો હોય?' એમ બોલીને ડુંગર જેવો નિસાસો નાખ્યો. નનકુ આંખ્યમાં ભરણુ ભરી એના ઓરડામાં સૂતો છે અને કહે છે કે: 'માડી, ભાઈનું શું કામ છે ?

'અરે બાપ ! વીજા ખસીઆની ફોજ કુંડલાને હતું ન હતું કરી નાખશે. મારાથી વધુકું બોલાઈ ગયું છે અને વીજો કુંડલા ભાગશે પછી હું સવારે મોઢું શું દેખાડીશ ? મોટો ભાઈ આવ્યો હોત તો કાંઈ આડા ઘા ઝીલત.'' ફૂઈ રાણુબાઈ વિચાર કરતાં કરતાં બોલ્યાં.

તરત જ બોડયમાંથી આળસ મરડી સાવઝ બહાર નીકળે એમ ઊભો થઈ નનકુ ઓરડામાંથી બહાર આવ્યો. મોઢું ધોઈ કપડાં પહેર્યાં. ભેટય બાંધી. પાઘડી સરખી કરી બોકાનું વાળ્યું. પીઠ ઉપર ઢાલ પડી. ભેટયમાં જમૈયો નાખ્યો. નનકુની આ તૈયારી જોઈ રાણુબાઈએ પટારો ઊઘાડયો. બાવીશ વરસથી ભૂખો તરસી પડેલી પોતાના પતિની તલવાર લઈ નનકુના હાથમાં આપી. રસોડામાંથી ગોરસનો પેડો લીધો. ગોરસની ત્રાંસળી ભરીને કીધું કે: 'લે બાપ! શુકન કર્ય.'

એમ કહેવાય છે કે ગોરસ ઝાળાવાળા જેવું હોય તો હાર થાય. મોળું હોય તો નુકસાન ન થાય. સહેજ ખટુંબરું હોય તો જરૂર ખાટીને જ આવે એવી માન્યતા છે.

પતાસા જેવું ગોરસ આંગળીએ હલાવી નનકુ પી ગયો. ઘોડી છોડી અસવાર થયો. જાંગ નીચે તલવાર દબાવી. હાલતી વખતે પૂછયું કે: ''માડી, વીજાનાં એંધાણુ શું ?''

માએ ઓળખાણુ આપી કે 'માથે સોનેરી મેકર, હેમને કૂબે ઢાલ, સોનેરી મૂઠયે તલવાર, પડછંડ દેહ, ને ઊંટ જેવો ઘોડો હોય ઈ વીજો ખસીઓ.'

જન્મભૂમિને નમસ્કાર કરી ભાથામાંથી તીર છૂટે એમ નનકુની ઘોડી છૂટી. કોઈ ન જાણે તેમ મીતીયાળાના માર્ગે ખસીઆની ફોજ એક ઢોળ ચડે, એક ઊતરે. ઘડીક મશાલું દેખાય, ઘડીક દેખાતી બંધ થાય, એમ પહાડી રસ્તો કાપતા કુંડલા ઉપર વહ્યા આવે છે. દારૂ વહેંચાતો આવે છે. કેફમાં ગાંડાતુર બન્યા છે. વીજાને દારૂમાં પુરું ભાન રહ્યું નથી.

રસ્તામાં એક નેરડામાં કંટાળાની ઓથે નનકુની ઘોડી ઊભી રહી ગઈ. પડખે ઊંડા મારગમાં ફોજ વહી આવે છે. સાંકડા રસ્તા ને લઈ બે ઘોડાથી વધારે હાલી શકાય તેમ નથી, અડધી ફોજ પસાર થઈ ગઈ. બરાબર મધ્ય ભાગે વીજાનો ઘોડો મશાલના અજવાળે દેખાણો.

મોકો જોઇ નનકુ પડખે ચડી ગયો. ફોજના માણસોને દારૂના કેફમાં કોઇ ભાન રહ્યું નથી, તક જોઈ વીજાની જાંગ ઉપર તરવારનો ટાચો કર્યો. વીજો લથડયો. ત્યાં માથેથી મોળિયું અને હનામાંથી તલવાર નનકુએ ખેંચી લીધાં. અને ઘોડી ફટ દઈને તારવી લીધી.

વીજાનું પગરખું લોહીથી ભરાઈ રહ્યું. ઘા ઠર્યો, બળતરા ઊપડી ત્યારે બોલ્યો કે: ''મને કાંઈક ઊઝરડો થયો હોય તેમ લાગે છે. માળું, પીડા બહુ થાય છે.''

ત્યાં તો મશાલુંવાળા ઘોડીને પાસે આવ્યા. જુએ ત્યાં જાંગ વેતરાઈ ગઈ છે. રેંટો ફાડીને પાટો બાંધ્યો જ્યાં પણુ પીડા અનહદ ઊપડી. દારૂનો કેફ ઊડી ગયો. સરખા તળિયામાં આવીને અસવારો ભેળા થઈ સૌ વિચારે ચડયા. ''આ બન્યું શું? કેમ કરતાં વાગ્યું? કેમ વાગ્યુ ? મોળિયું કયાં પડી ગયું ? એલા તરવાર નથી ?''

એમ વિચારને વંટોળે ચડયા. વીજો ખસીઓ કહે છે કે ''ભારે કરી, આ પીડા બહુ થાય છે.''

ત્યારે વીજાના ભાણેજે કહ્યું કે: ''આજે શુકન વાડયે કરીએ.''

એ વાત સૌને ગમી. પરિયાણુ કરીને સૌ પાછા ફર્યા. નનકુની ઘોડી તો કોઈ ન ભાળે એમ આવીને ઠાણુમાં બંધાઈ ગઈ. માએ તરવાર ને મોળિયું પટારામાં મૂકયાં ને સુખેથી સૂતાં.

સામત ખુમાણની ફોજના માણસોને આશ્ચર્ય થયું કે કુંડલા ભણી આવતી મશાલું મીતીઆળા તરફ કાં પાછી જાય? આનું કારણ શું? વીજો ખસીઓ પાછો ફરી ગયો કે આપણું મગજ ફરી ગયું છે? ખાતરી કરવા પાંચ ઘોડેશ્વારો છૂટયા. આવ્યા મીતીઆળા નજીક. ઓધારે ઊભા રહી વાતો સાંભળે છે કે: "માળું, કો'ક તરવારનો ઘા કરી ગયું. ઘા તો કરી ગયું, પણ વીજા આતાની તરવાર ને મોળિયું પણ ઉપાડી ગયું હશે કે શું?"

બીજો કહે: "ભાઇ, આતાનો રોટલો આવ્યો. મોળિયું લઈ ગયો તેમજ માથું લઇ ગયો હોત તો શું કરત ?"

ત્રીજો કહે "રાખો ! રાખો ! ઈ તો સાંકડય-માં કો'કની તલવારની પીંછી અડી ગઈ હશે. તરવાર ને મોળિયું દારૂના કેફમાં કયાંક પાડયાં હશે. કોના બાપનું ગજું છે કે હજારું માણસની વચ્ચે ચાળો કરી જાય ?"

આ વાતને સામત ખુમાણનો સરદાર જળુ અટકનો કાઠી પી ગયો. ઘોડા પાછા વાળ્યા. પાંચે યે પરિયાણ કર્યાં. ઘાટ ઘડયો કે: 'વીજાની ફોજને પાછા વાળ્યાનો જશ જળુને અપાવીએ.'

ઘોડાં આવ્યાં, ફોજના માણસોએ અધીરા બની પૂછયું: 'કાં ભાઇ, શું બન્યું ?'

એક કાઠી બોલ્યો કે: "ઇ તે કાળઝાળ કાંઈ પાછો ફરે? ઇ તો આપણુને વે'મ હતો, પણ જળુએ જામો પાડી દીધો. કરકલિયો પડે એમ ત્રાટકયો. વીજા ખસીઆને ઝાટકયા માર્યા. એમાં દેકારો બોલ્યો અંધારે કોણ કોને ઓળખે ? માલીપા ને માલીપા કાપા કાપી હાલી. જળુ તો છળીઓ માણસ. કયારે નીકળી ગયો તે ખબર ન પડી અને અંદરો અંદર કંઈક લોથો ઢળી ગઇ.' દાયરાએ શાબાશી આપી: 'વાહ મરદ! રંગ છે જળુ! ધન્ય છે તારા માત-પિતાને! બાપુ ! જળુએ તો અખીઆત કરી"

વીજાની ફોજ પાછી ગઈ ને કુંડલાની વસતીએ રાહતનો દમ લીધો.

સવારના ચડતા પો'રે સામત ખુમાણની ડેલીએ હકડે ઠઠ દાયરો ભરાણો છે. જળુને જોવા ગામેડુ હલકયું છે. શાબાશીનો મેહ વરસે છે. સામત ખુમાણે દસ સાંતીની જમીન ત્રાંબાને પતરે લખી આપવાની તૈયારી કરી છે. કુંડલાના ઘરોઘર એક જ વાત છે. કે: 'જળુએ ઝાટકયા માર્યા. ગામને ઊગાર્યું. મરદ હોય તો આવા હોય.'

આ શબ્દો પડયા ફૂઈ રાણબાઈને કાને. ફૂઇએ તો છાશ વલોવવી પડતી મેલી. ઊભાં થયાં. પટારો ઊઘાડયો. તલવાર ને મોળિયું બગલમાં દબવી આડ-સોડિયું વાળ્યું. આવ્યાં સામત ખુમાણની ડેલીએ. કાળઝાળ કાઠિયાણી કોઈની રોકી રોકાણી નહીં. દાયરામાં આવી તાડૂકયાં કે :

'કયાં છે સામત ખુમાણ ? કોના શરપાવની તૈયારી થાય છે? વગતે વાત તો કરો! હુંય જાણું કે ફોજ તગડનાર કયો બખતરિયો છે?'

'ફૂઇ વિચારીને બોલો! વીજા ખસિયાની ફોજને પાછી વાળી કુંડલાને આફતમાંથી બચાવ્યું એની આપણે કદર તો કરવી જ જોઇએ ને?" સામત ખુમાણ બોલ્યા.

'તારા જેવા બેકદરા કદર શું કરતા'તા ? એનું મોઢું નથી જોતો કે આ જળુ ઝાટકયા મારે?" ફૂઈ રાણબાઈ રીસમાં બોલ્યાં.

સામત ખુમાણનાં રૂંવાડા ઊભાં થાવા લાગ્યાં. આંખ્યુમાં દોરિયા દેખાણા. દાયરાને માથે વીજ ત્રાટકી હોય તેમ થયું. સામત ખુમાણ ભભકયા કે : 'ફૂઇ થાવ છો એટલે શું કરૂં ? ભર દાયરામાં જળુને ઊતારી પાડો તે ઠીક નહીં. જળુએ જીવને જોખમે આપણી આબરૂ રાખી છે.'

"રાખ્યો રાખ્યો, જળુ શું આબરૂ રાખે ? આબરૂ તો રાખે આ કોઠામાં આળોટયા હોય ઈ."

એમ કહી દાયરામાં તલવાર અને મોળિયું પડતાં મેલ્યાં. જળુ ઝાંખો પડી ગયો. જે પતરામાં જળુના નામનો લેખ થવાનો હતો તે દસ સાંતીની જમીન નનકુને નામે લખાણી અને દાયરામાંથી "વાહ જનેતા! વાહ મરદ!" એવા વેણના ભલકારા છૂટયા.

પુંજાવાળા

શ્રી જયમલ્લભાઈ સાથે ભજન-સાહિત્ય અને સૌરાષ્ટ્રના સંતો ઉપર ઠીક ઠીક તાત્વિક ચર્ચા થઈ. એ વાતનો દોર પકડીને 'ભજનો' ઉપર મારે જે કંઈ લખવું છે તેની સંક્ષિપ્તમાં ભૂમિકા બાંધું છું.

શ્રી જયમલ્લભાઇ કહેતા હતા, વેદોમાં અનેક વસ્તુ છે, પરંતુ 'ઋત્' લઘીને વેદોએ માનવ મનને પ્રકૃતિનું-કુદરતનું અદ્‌ભૂત દર્શન કરાવ્યું છે. ક્ષણે ક્ષણે નાવિન્ય ધારણ કરતી પ્રકૃતિની સ્નેહ રશ્મિ, તેજ વેરતી નવલાં અંજન આંજેલી આંખો, જોઇ જોઈને માનવ અહોભાવથી વાહ વાહ પોકારી ઊઠે છે.

આમ કરીને વેદોએ ચર્મ-કક્ષાની વાસ્તવિકતા તરફ કલાત્મક દષ્ટિકોણ કેળવવા બુદ્ધિજીવીથી લઇને તમામ માનવ સમાજને એક જાતનું આમંત્રણ આપ્યું છે. પરંતુ વેદોની અર્થગાંભીર્યયુક્ત ભાષા અને ગહન વિષય સમજવામાં વર્ષો ચાલ્યા જાય તો ય અઘરૂં પડે તેવું એ સમૃદ્ધ સાહિત્ય છે.

જ્યારે ઉપનિષદના ઋષિઓ 'સત્' તત્ત્વને ઘણી જ સચોટ ભાષામાં સરળ રીતે સમજાવે છે. અનેક વિવેકાનંદજી જેવા વિદ્વાન વિદ્યાવ્યાસંગી સંત આત્માઓના અંતઃકરણ અને બુદ્ધિ એક-તાર મિલાવી મિલાવી ઉપનિષદનાં ભાષ્ય કરી આપણી સમક્ષ ગૂઢ તત્ત્વ જ્ઞાનને સહેલું, સુલભ, સરળ કરીને રજૂ કર્યું છે.

આ ભારતીય દર્શન શાસ્ત્રની ભૂમિકા ઉપર ઊભા રહીને ગ્રામ્ય વાતાવરણ વચ્ચે, તદ્દન સાદગીથી સત્ માર્ગે અનુસરતો સંત આજ તત્ત્વને ખુલ્લી આંખે જોયા જ કરે છે. પરંપરાગત વાણી અને એને ગમતી ભાષાને સાંભળ્યા જ કરે છે...

સંતોની આસપાસની સૃષ્ટિ, લોક-જીવનનો ચમત્કાર, સીમ-વગડો, આ બધું એ નિરાંતે નિહાળે છે, ઠરીને ઠામ થયેલો ભજનિક પ્રકૃતિમાં પ્રાણ ધબકતો સાંભળે છે....... પોતાના સાદગી ભરપૂર જીવનમાં આધ્યાત્મિક રંગો એની સૂઝથી પૂરતો જ રહે છે.

કોઇ વખત આ વાણીનો સર્જક ઈશ્વર લીલામાં લીન થાય છે. કોઈ વખત માનવીય સુખ-દુઃખના સંવેદનો પોતાના કરીને ભાવુક બની જાય છે – કોઈ વખત ભોળુડાં બાળક જેવો બની માત-પિતાને નાનું છોરૂં પ્રશ્ન કરે તેવાં પ્રશ્નાર્થો જગતનિયંતાને પૂછી બેસે છે અને આને માટેની એમની વાણી – ભાષા પોતાની જ હોય છે. એ પોતીકી ભાષાના આધારે જ સર્જન કરે છે. આ વાણી એના અંતઃકરણના ઊંડાણમાંથી સહજ સ્ફૂરેલાં જ્ઞાનમાંથી ઉદ્‌ભવે છે, જેને આપણે "ભજન" કહીએ છીએ.

ભજનિકનાં સાત્ત્વિક જીવનનો રસ-ભક્તિરસ, આધ્યાત્મિક રસ એમણે ઉપાસેલાં જીવનના – આવા અનેક મહામૂલાં મૂલ્યવાન રસોમાં- ભજન લખવા માટેની પીંછી એ ઝબકોળે છે અને આપણી સમક્ષ જીવનની ઉચ્ચાલક શક્તિ સમા શબ્દચિત્રો ખડાં થાય છે. માનવજીવન માટે સારૂં કહેવાય એવું આમાં શું નથી હોતું ?

ક્યારેક ક્યારેક આ સંતોએ કૌટુંબિક લીલાના પ્રેમમાં પણ આ બ્રહ્મરસને ઢાળી જાણ્યો છે.

આપણા "દાસી-જીવણ" બાહ્ય દેખાવે ભારે વરણાગિયા હતા. સંત જીવણને કોઈએ કહ્યું : "ભગત, આ શું ? આંખમાં આંજણ, હાથમાં ચુડી અને આવો શૃંગારિક સ્ત્રી જેવો પહેરવેશ ? ભગત, તમને આ શોભે છે ?"

સંત જીવણનો જોટો ન જડે તેવો જવાબ હતો :

"બાપા ! સામાન્ય રીતે પ્રતિષ્ઠિત ગણાતા માણસની સ્ત્રી પણ લટક મટક ચાલે છે. ત્યારે હું તો દીનાનાથની દાસી છું, એની માનીતી છું. પછી કેમ આવા વેશે ન મ્હાલુ ?"

આ સત્ માર્ગની ઉપાસનાથી કેળવાયેલ નિર્ભયતાની વાત છે. બસ, આ આત્માનંદ, આ બ્રહ્માનંદ, આ વાણીના આનંદની હકિકત ભજનમાં ઠાંસી ઠાંસીને ભરી છે,

દાસી જીવણથી પહેરવેશમાં તદ્દન જુદા પડતાં સાદાઈના નમૂના સમા ખૂબ જ ઓછા જાણીતા સંત આંબા ભગતની વાણી લઈએ તો તુર્ત ખ્યાલ આવશે કે દાસીભાવ અને પ્રેમલક્ષણાભકિત ભગત આંબેવમાં પણ ઊભરાય છે.

ચુડા (સોરઠ)ના સવંત ૧૯૩૦માં સ્વર્ગવાસી થયેલા આ કોળી ભગતનું સાહિત્ય થોડુંક માણીએ –

સંગ કરૂં સુપાત્ર સંતનો;

જેમ પળાવે એમ પાળુંજી... રે ... ઘેલી થઈ ગુરૂ જ્ઞાન ગોઠીપણે તોરીંગ ટળાવે તો ટાળું–જીરે.–જાળવું જીવને જીણાપે જીણો ગોવિંદ ગુણમાં ગાળું જીરે–બુદ્ધિએ કરી બહુ જગના બીજક; બળાવે તો બાળું જી રે શબ્દ આપે તો ઉતારૂં આત્મા; પ્રેમ અગ્નિમાં પરજાળું–જીરે–વચન વિવેકે વળ્યું વૈરાગમાં; માળું મન મચરાળું–જીરે મોહ્યું છે મન મારૂં મહેશ, મેરી માયા ક્યારે લોળા ભાળું–જીરે–ભ્રમના ભોગળું દુરમતી દાદરા અજ્ઞાને અટકાવું–જી રે કર કુંચી ખોલ કમાડ; કપટના રૂદયા ભીતર તાળું–જી રે.

(ભાવાર્થ) સુપાત્ર સંતનો સંગ કરવો છે, ગુરૂ–જ્ઞાનના ગોઠીપણાં કરવાં છે. ("જ્ઞાન ગોઠી પણે" પ્રયોગ આપ સૌને વારંવાર વાંચવો નહીં ગમે શું?)

મનના તોરીંગ એટલે સંકલ્પ-વિકલ્પના ઘોડાં ટાળી નાખવા છે. જીવને ઝીણામાં ઝીણી રીતે સાચવવો છે. જીવને સાચવવાની વાત જીવન પ્રત્યેની જાગૃતિનું સુન્દર ઉદાહરણ છે. પછી ગોવિંદના ગુણ ગાવા છે.

સંસાર સાગરના માયા રૂપી મૂળ તત્ત્વો–"બીજક" બાળી નાંખવા છે, આત્મામાં ગુરૂના શબ્દો ઉતારવાં છે. દર્શનશાસ્ત્રની પ્રમાણ ભૂત વાતોમાં એક આત્મ જન–મોટેરાં તરફથી અગર તો પોતે માની લીધેલાં પોતાનાથી વધારે શકિતશાળી માનવ પાસેથી મેળવેલ "જ્ઞાન" પ્રમાણભૂત ગણાય છે. જેને આત્મ વાકય કહે છે. અહીં ભગત એમની ભાષામાં કહે છે: – "શબ્દ આપે તો ઉતારૂં આત્મા" – અને પછી પ્રેમની અગ્નિ પેટાવીને મચરાળું (નખરાળું) મન છે તેને વૈરાગમાં વાળવું છે. શંકરમાં મન મોહ્યું છે. વૈરાગમાં વળ્યું છે. ભ્રમણા રૂપી આંગળિયાને દૂરમતી રૂપી દાદરાં આડાં દેવા છે અને અજ્ઞાનને હૃદયમાં આવવા નથી દેવું. મારા હાથમાં જ આ બધી વસ્તુ આચરવા રૂપી કુંચી છે. એ કુંચી લગાડી હૃદય કમાડ ખોલી માલીપા શંકરજી પધરાવવાં છે અને 'કપટ' ને ન આવવા દેવા માટે તાળાં વાસવા છે.

આટલી વાત કર્યા પછી સંત આગળ વધે છે– દાસીભાવની ઉન્નત મસ્તિથી આગળ વધે છે........

(ક્રમશઃ)

*

પૃ ૪૭૧થી ચાલુ]

પછી કે બસ, હવે નવી કણબણ લાવો. પછી ફરીને પરણાવ્યા. રૂપાળી નવી કણબણ લાવ્યા. કણબણના પણ માન વધ્યા. રાજમાં કણબણ જાય તો 'પટલાણી આવ્યાં પટલાણી આવ્યાં ને શી વાત અને પટલ નો જાય તો રાજાને ઈમ થઈ જાય કે આજ પટલ કેમ આવ્યા નથી ? માનીતા પટલ થઈ ગિયા ગામના. માણસ બધાજ રાજી થિયા ને ખાધું પીધું ને રાજ કર્યું.

# સાચાબોલો સુરદાસ

(માચિયાળાવાળા મગનદાદાના સૌજન્યથી) સં.-કાનજી બારોટ

એક દેવમંદિરના દરવાજે એક અંધ સાધુ બેઠા છે. એક વાર રાજા દેવદર્શને આવ્યા અને ત્યાંથી પસાર થતાં રાજાએ સુરદાસને પૂછ્યું : "કેમ છો સુરદાસજી ?"

"આપના રાજમા આનંદ છે બાપુ !"

સાથેના પ્રધાને પણ પૂછ્યું: "સુરદાસ મજામાં ?"

"ઠીક છે દિવાન સાહેબ !"

ભેળો રાજાનો એક ચપરાશી હતો. તેણે કહ્યું : "કેમ આંધળા, માખીઓ મારશ ને !"

સુરદાસ કહે : "હા ગોલા, તું પણ આવ્યો લાગશ !"

રાજાએ તરત આ બધું સાંભળીને પૂછ્યું : "બાવાજી, આપને દેખાતું નથી તે છતાં અમને સહુને કેવી રીતે ઓળખ્યા ?"

"બાપલા, સહુ સહુની બોલ ચાલે. આપે સુરદાસજી કહ્યું તેથી મેં જાણ્યું કે આ વિવેક રાજાનો છે. દિવાને સુરદાસ કહ્યું તેથી મેં માન્યું કે થોડા ઓછા વિવેકવાળા દિવાન લાગે છે અને ગોલાએ મને આંધળો કહ્યો ને ઉપરથી બોલ્યો કે માખીઓ મારશને ? નહીંતર ત્રણેયનો બોલવાનો અરથ તો સરખો જ થાય. આમ મેં સહુની કિંમત આંકી લીધી."

ગોલા નગર ન નીપજે, ગોલાની ખાણ્યું ન હોય;
કાં તો હાલતા પારખ્યું, (નકર) બોલાવી જોય.
નડી વાધે સોક તળી, તોય પોલે પોલું;
(એમ) ગોલાને પાટ બેસારો, (અંતે) ગોલે ગોલું.

યદા યદા મુચ્યતિ વાક બાણં,
તદા તદા કુલ જાતિ પ્રમાણં

કોયલ ને કાગ, એનો વાને વરતારો નહીં;
(એનો) જીભડીએ જવાબ, સાચું સોરઠીઓ ભણે

રાજાએ સુરદાસને કહ્યું : "બાવાજી, મારે તમને કાયમ દરબારમાં રાખવા છે."

"બાપુ એ રહેવા દ્યો. અમારી આંધળાની જાત અપલખણી. ઇ રાજમાં ન પોસાય. હું અહીં જ ઠીક છું."

"મા'રાજ, આપ ચતુર ને જ્ઞાની લાગો છો. તમને આશ્રમ બાંધી દઈશ, ને રાજ-રસોડેથી કાયમ તમારે માટે જમવાનો થાળ આવશે. રાજસભા વખતે તમને લેવા ગાડી આવશે. આપ જેવા વિદ્વાનથી મારી કચેરી દિપશે." રાજાએ આગ્રહ કરતાં કહ્યું.

"બાપુ, રહેવા દ્યો તો સારૂં. મને તો વાંધો નથી, પણ મને સાચું કહેવાની ટેવ છે તે કોક દિ' આપને દુઃખ થઈ પડશે."

' સુરદાસજી, એ ચિંતા કરો મા. તમે સાચું બોલશો એમાં મને મજા પડશે." રાજાએ વિવેક કર્યો.

"બાપુ, ત્યારે લો પારખા. આવું થોડા દિવસ ને પછી જોઈ લયો આપણી ઝપટ." આમ કહીને સુરદાસજી રાજદરબારમાં રહ્યા. એને બોલાવવા કચેરી વખતે ગાડી જાય છે અને રાજસભાને કયારેક સુરદાસ પોતાની ચાતુરીથી ચકિત કરી દે છે.

એમાં એક દિવસ સિંહલદીપનો એક સોદાગર આ રાજમાં હાથી વેચવા આવ્યો. રાજાએ દિવાનને એક સારો હાથી ખરીદવાનો હુકમ કર્યો. દિવાને બધા હાથી જોઈ એક હાથીની કિંમત આંકે કરી રાજાને કહ્યું: "બાપુ, એક ઉત્તમ હાથી આપણે માટે નક્કી કર્યો છે. આપ આજ્ઞા આપો તો હાથી પીલખાનામાં બંધાઈ જાય ને સોદાગરને પૈસા આપી દઈએ."

રાજા કહે "દિવાનજી, એમ ઉતાવળ નથી કરવી. આપણા સુરદાસજી હાથીને પસંદ કરે તો જ ખરીદીએ."

આ સાંભળીને દિવાન સાથેનો સોદાગર ખડખડાટ હસી પડયો. એટલે રાજા કહે : "શેઠ, હસો નહીં. અમારા સુરદાસજી દરેક રીતે પ્રવીણ છે."

સોદાગર કહે : "તો સુરદાસને મોકલો અમારા

ઉતારે. ભલે હાથીને તપાસી લે." સુરદાસને દોરીને દિવાને પસંદ કરેલા હાથી પાસે લાવ્યા એટલે સુરદાસે હાથીને ફરતો એક આંટો દીધો ને કહ્યું : બસ, "જોવાઈ ગયું."

સોદાગર અચંબો પામ્યો. એના મનમા થયું ; "આ આંધળે શું જોયું હશે ? "

પછી સુરદાસને રાજા પાસે લાવ્યા એટલે રાજાએ પૂછ્યું : "સુરદાસજી, હાથી કેવો લાગ્યો ?"

"બાપુ, હાથી તો ઠીક છે, પણ એક આંખે બાડો છે. ફક્ત જમણી આંખે સૂઝે છે ને ડાબી આંખમાં ટાંકી છે." સુરદાસે કહ્યું.

રાજા કહે : "તમે કેમ જાણ્યું ? "

"બાપુ, અંધકી ગત અંધ જાને. મને સોદાગર હાથી પાસે દોરી ગયો એટલે મેં હાથી ફરતો આંટો મારીને પ્રથમ હાથીના ડાબા પડખામાં લાકડી ભરાવી એટલે હાથી ઝઝકી ગયો. આ પછી જમણા પડખે લાકડી ભરાવતા હાથી હલ્યો નહીં એટલે મેં અનુમાન કર્યું કે હાથીને ડાબે આંખે સૂઝતું નહીં હોય." સુરદાસે વિસ્તારથી વાત કરતાં કહ્યું.

રાજાએ સોદાગરને ધરમ–સોગંદ દઈ પૂછ્યું : 'બોલો શેઠ, સુરદાસની વાત સાચી છે ? "

સોદાગરે હા પાડી એટલે હાથી ખરીદવાનો રહ્યો નહીં અને રાજાએ દિવાનને ઠપકો દીધો,

થોડા સમય પછી રાજા એક નવી રાણીને પરણ્યાં. રાજાએ સુરદાસને કહ્યું : "મા' રાજ, તમે રાણીવાસમાં પધારો ને નવા રાણીના શીલ, ગુણને સ્વભાવની પરીક્ષા કરી પછી મને જણાવો "

સુરદાસ કહે : "રાજાજી, એ રહેવા દ્યો તો સારું. ઝેરના પારખાં ન હોય. તમારા દરબારમાંથી હવે મારા અંજળપાણી ખૂટ્યા લાગે છે."

રાજા કહે : "સુરદાસજી, તમે તેની ચિંતા ન કરો. હું તમને રજા નહીં દઉં."

"તો ભલે બાપુ, થવા દઈએ." સુરદાસ કબૂલ થયા.

રાજાએ પોતાના નવા રાણીને કહ્યું : "આપણી પાસે એક અંધ સાધુ છે. એ હીરા, મોતી, પશુ, પંખી વગેરેની તો ઠીક, પણ માણસની પણ સાચી પરીક્ષા કરી જાણે છે. મારે એને આપની તહેનાતમાં મોકલવા છે."

રાણી કહે : "આપની જેવી ઈચ્છા."

સુરદાસ રાજાની આજ્ઞાથી રાણીવાસમાં ગયા. રાણી હિંડોળે બેસીને હીંચકતા હતા તે સુરદાસને જોઈને ઊભા થયાં. માન–પાન આપ્યાં. સુરદાસ બેઠા એટલે રાણી પાછા હિંડોળે બેસીને હીંચકવા લાગ્યાં. સુરદાસ સાથે રાણીએ વિવેકપૂર્વક વાતો કરી. થોડી વારે સુરદાસ ઊઠયા એટલે રાણીએ કહ્યું : 'બાવાજી, હું તો બાળક કહેવાઉં. આપના સત્કારમાં કાંઈ કચાશ રહી હોય તો ક્ષમા કરશો. કેટલાક વિઘ્ન સંતોષીઓ રાજાને ભીવરાવે છે કે મારામાં કાંઈક ફેર છે. " આમ કહીને સુરદાસને પાંચ સોનામહોર રાણીએ દક્ષિણામાં આપી.

સુરદાસ કહે : "ના રે માવડી, તમારા હાડ તો શુદ્ધ રાજવંશી છે. અમે સાધુ તો સર્વનું કલ્યાણ ચાહીએ. આપ આનંદ કરો." આમ રાણીને આશીર્વાદ આપી સુરદાસ પોતાના આશ્રમે પાછા આવ્યા.

બીજે દિવસે રાજા એકાંતમાં સુરદાસને મળ્યા ને કહ્યું: "બોલો સુરદાસજી, નવા રાણી તમને કેવા લાગ્યા ?"

સુરદાસ કહે : 'બાપુ, હું તમને કહીશ અને તમે કયારેક રાણીને કહી દેશો તો આપણા લબાચા દરબારમાંથી ઉપડશે !"

રાજા કહે: "એવું નહીં કરું, પણ તમે હવે ઝટ કરો તો મારો ચોળો મટે."

"હે રાજા, તો સાંભળો. હું રણવાસમાં ગયો ત્યારે તેઓ હીંચકતા હતા. મને ઊભા થઈને રાજરીતથી માનપાન દીધા ને હું આસને બેઠો એટલે પાછા પોતે તરત હિંડોળે બેસીને હીંચકવા લાગ્યાં. રાણીએ હિંડોળો એવો ચગાવ્યો કે તેમના ઘાઘરાના પવનના ઝપાટા છેક મને લાગવા માંડયા. જો તેમનામાં કાંઈ ફેરફાર ન હોત તો હું તેમની પાસે બેઠો ત્યાં સુધી ઝૂલો બંધ રાખી નીચે બેસત. આ લક્ષણ ઉપરથી હું આપને કહું છું કે રાણીના ધાવણમાં ફેર હોવો જોઈએ." આમ કરીને સુરદાસે વાત પૂરી કરી. રાજા સુરદાસ

ઉપર આક્રિન થયા ને વાત મનમાં રાખી.

એક દિવસ રાજા-રાણી ચોપાટ રમે છે. રમતમાં રાણી હારી ગયા અને રાજાથી બોલાઈ જવાયું કે : "રાણીજી આપ બાનીને ધાવેલ છો એટલે હારો જ ને !"

રાણીએ ખીજાઈને હઠ લીધી કે: "બોલો તમને આ વાત કોણે કરી?"

"આપણા સુરદાસે" રાજાએ કહ્યું.

રાણી મનમાં કહે : "અરે થારીરો સુરદાસ, કોઈ ગોલીરા પેટરો હોવે. (અરે તારી જાતનો સુરદાસ, કોઈ ગોલીના પેટનો લાગશ.)" રાણી મારવાડના હતા. રાણીએ પોતાની વડારણને સુરદાસને તેડવા મોકલી.

દાસીએ જઈને કહ્યું : "બાવાજી, પધારો નવા રાણીને મહેલે."

સુરદાસ સમજી ગયા કે તેડું આવ્યું તે ગયા વિના કેમ ચાલશે? પણ આ તો કોઈથી ડરે એવા કયાં હતા? લાકડી ઠપકારતા આવ્યા નવા રાણીની હવેલીએ.

રાણીએ કહ્યું : "બાવાજી, તમારી વાત સાચી છે. મારા મા મને મહિના દિ'ની મેલીને મરી ગએલા. એ પછી હું દાસીને ધાવીને ઉછરી છું. સુરદાસજી, તમારી ચતુરાઈને રંગ છે. મને તમારા ઉપર મોજ આવે છે. લ્યો આ સો સોનામહોરો, પણ જો તમે સાચ.બોલા ને નિડર હો તો એક સવાલ પૂછું છું તેનો જવાબ આપો."

સુરદાસ કહે : "ભલે ને માવડી, પૂછો ને બે."

રાણી કહે: "હું તો ભલે ગોલીને ધાવીને મોટી થઈ, પણ રાજામાં કાંઈ ખોડખાંપણ છે?"

સુરદાસે ખડખડાટ હસતાં હસતાં પોતાના મોઢા ઉપરની માખીને ટાપલી મારીને ઉડાડી.

રાણી કહે : "બાવાજી, કેમ હસો છો? સાચું કહેજો".

સુરદાસ કહે : "ખરેખર, હવે મારું અંજળ અહીંથી ઉપડવાનું લાગે છે. હું તમને કહીશ, તમે રાજાને કહેશો અને છેવટે રાજા મને ગડગડિયું દઈ કાઢી મેલશે."

રાણી કહે : "લ્યો સુરદાસજી, આ હજાર સોના મહોર. જીવો ત્યાં સુધી વાપરશો તો ય નહીં ખૂટે."

સુરદાસ કહે : "રાણીજી, રાજાજી તો મુદ્દલ રાજવંશી નથી. ફકત તાલીમ અને અભ્યાસ રાજરીતનો છે. અસલ તો કોઈ વેપારીનું બાળક હશે તેમ લાગે છે."

"રાણી કહે : તમે કેમ જાણ્યું?"

"એ વાત રાજા મને પૂછશે ત્યારે કહીશ." એમ કહીને સુરદાસ પોતાને આશ્રમે આવતા રહ્યા.

વળી એક દિવસે રાજા-રાણી ચોપાટ રમે છે. તેમાં પ્રભુને કરવું તે રાજા હારી ગયા ને રાણીને બરાબર લાગ આવ્યો એટલે બોલ્યા : "રાજાજી, ચોપાટની રમત તો રાજકુળની છે. તેમાં હિંગતોળ તો હારી જ જાય ને !"

ત્યાં તો રાજા કાળઝાળ થઈ ઊઠયા : "રાણીજી, કોણે કહ્યું હું હિંગતોળ છું?"

"આપણા સુરદાસે."

"પ્રમાણ બતાવો."

"પ્રમાણ તો સુરદાસ પોતે જ બતાવશે."

રાજા સુરદાસને એકાંતમાં મળ્યા ને કહ્યુ: "બાવાજી, કેમ જાણ્યું કે હું વેપારીનું બાળક છું?"

સુરદાસ કહે : "હે રાજા, મારી ચતુરાઈથી આપ વાહ વાહ કરો છો. આપને મોજ આવે છે, પણ કાંઈ ઈનામ નથી આપતા તેના ઉપરથી હું અનુમાન કરું છું."

દેશપતિ જબ રીઝત હૈ,
તબ દેવત ગામરૂ કરત નિયાલી,
ગામપતિ જબ રીઝત હૈ,
તબ દેવત ખેતરૂ હોત ખુશાલી;
ખેતપતિ જબ રીઝત હૈ,
તબ દેવત ધાન પાલી દો પાલી,
બનિયા જબ રીઝત હૈ,
કાઢત દંત બજાવત તાલી.

આમ-

જયાં જાકો નહીં પારખ્યો, ત્યાં તાકો નહીં કામ;
ધોબી બિચારા કયા કરે, દિગંબર કે ગામ.

આમ કહીને સુરદાસ પાછા દેવમંદિરની પોતાની મૂળ જગ્યાએ આવતા રહ્યા.

# સડદડિયાની વારતા

(કેટલાંક પાઠાન્તરો)

સં. નાગજીભાઈ કે. ભટ્ટી

'સડદડિયાની વારતા' શ્રી ખોડીદાસ પરમારે ઓગસ્ટ–૭૯ના અંકમાં આપેલી. એ વાર્તાનું પાઠાંતર અને પૃથક્કરણ ડો. શ્રી પ્રસાશંકર તેરૈયાએ સપ્ટેમ્બર '૭૯ના અંકમાં કરેલું. સૌરાષ્ટ્રમાં ઘણી જ પ્રચલિત એવી આ વારતાનું ઝાલાવાડ (હાલનો સુરેન્દ્રનગર જિલ્લો)માં જોવા મળતું પાઠાન્તર એજ વખતે મોકલવાનું વિચાર્યું હતું, પરંતુ અસ્વસ્થ તબિયતને કારણે તેમાં ઢીલ થઈ.

આ સાથે બે પાઠાન્તરો છે. બન્ને વઢવાણના વયોવૃદ્ધ બહેનો પાસેથી પ્રાપ્ત કરેલા અને રેકોર્ડિંગ કરેલા છે અને એમના જ શબ્દોમાં નોંધવામાં આવ્યા છે. આ ઉપરાંત બીજા પાઠાન્તરો મળે છે, પણ તે અત્રે નોંધ્યા નથી. આની સાથે રાજસ્થાનમાં કહેવાતી સોનેલીની કથા આ સડદડિયાની કથાની સાથે તુલના અર્થે આપી છે. તેમાંનું વાર્તાનું પોત સડદડિયાની કથાનું હોવા છતાં એ ઘણી રીતે જુદી પડતી હોઈ તુલનાત્મક અભ્યાસ માટે એ ઉપયોગી થશે એમ જણાતાં આપેલ છે.

પ્રથમ પાઠાન્તરમાં ગામના ધણવાળી ઘટના કે તેના અનુસંધાનમાં જોડાયેલી લાગતી નીંદરડીના હારવાળી ઘટના એમાં નથી. સાસુએ જમાઈના કરેલા અપમાનની આડકથા પણ તેમાં નથી, કે સાંઢડીના ગળે અટકાયેલા ચીભડાની કથા પણ એમાં નથી. એમાં ગૂમડું ફૂટયા પછી પટેલને મદદરૂપ થવા વાઘની કથા જોડાયેલી છે, જે સ્પષ્ટ ઉમેરો જ હશે એમ લાગે છે.

બીજા પાઠાન્તરમાં કોઈ આડ કથા નથી. કેન્દ્રીય ઘટનાને પુષ્ટ કરતી એક પણ આડ કથા એમાં નથી એ એની વિશિષ્ટતા છે. વાર્તામાં મળતાં પાઠાન્તરો પાછળનો ઉમેરો છે એ એનાથી સ્પષ્ટ થશે. એના બીજા પાઠાન્તરમાં (જે અહીં આપેલ નથી) પણ બીજું કોઈ વળગણ નથી. કુંવરના ગૂમડાની ઘટના સાથે બીજી કોઈ ઘટના જોડાયેલી નહિ હોય એમ હું માનું છું. અન્ય ઘટનાઓ મૂળ ઘટનાની સાધક ઘટનાઓ છે અને તે પાછળનો ઉમેરો છે. વળી અન્ય સ્થળે પ્રાપ્ત થતી "રોટલો મેલ્યો કાંહમાં, હળ મેલ્યું ચાહમાં, બંદે ખાધું ત્રાહમાં," એ કણબીની ઉક્તિ પણ આ એકેય પાઠાન્તરમાં નથી. બીજી ઉક્તિમાં થોડું પાઠાન્તર છે, જે સ્થાનને કારણે સ્વાભાવિક છે.

આ વાર્તા અંગે ડો. તેરૈયાએ વિશેષ પૃથક્કરણ કરેલું જ છે એટલે હાલને તબક્કે કોઈ વિશેષ ચર્ચા કરવી યોગ્ય નથી. લોકકથા અને વ્રતકથાની તુલનામાં આ કથાઓ ઉપયોગી થશે એ દૃષ્ટિએ આ કથાઓ આપી છે.

કથન શૈલીની દૃષ્ટિએ પણ આ વારતાઓ ઉપયોગી બને તેવી છે.

અન્ય સ્થળોમાંથી પણ આવા પાઠાન્તરો પ્રસિદ્ધ કરવા મોકલવામાં આવે તો અભ્યાસીઓને એ ખૂબ જ ઉપયોગી સિદ્ધ થશે.

# સડદડિયાની વારતા

(કહેનાર : ભાગુમા–વઢવાણ)

સંગ્રાહક : નાગજી કે. ભટ્ટી

શ્રાવણ મહિનો આવ્યો. એક કણબી હતો. એણે સાંતી જોડયું. કણબણે શેરો કર્યો – સડદડિયો. રાંધવા માંડયું. વાહે વધે એટલે શેરો કરવો જોઈ થોડોક. સડદડિયો. ઓલ્વો તો બચારો સાંતી જોડીને જતો રિયો છે. કણબણ તો બધું રાંધી–સીંધીને ધોવા ગઈ છે. ગાંઠડો બાંધીને લૂગડાં લઈને.

વાંહે આવ્યો ડોસ ભાગી ગઈ તે ઘરે. જોયું તો આવીને કે આ કયાં ગઈ હશે? ત્યા તો શીંકે માથું ભટકાણું. જોયું તો અદ્ધર શીંકે મૂંકેલો સડદડિયો. મારી બેટીએ આયા શું કર્યું છે માથું ભટકાડયું તે? આ તે શું કર્યું છે? લાવને ચાખી તો જોઉં. માળી... કે'વું પડે. કે' રોજ આવું કરીને ખાતી હશે? આજ

તો હું ખાઈ જાઉં.

ખાઈને ઈ તો કોસ લઈને ગિયો ખેતર ઓલી તો નઈ ધોઈને આવી. આડોશી-પાડોશી પાંહે વાર્તા સાંભળી પણ સડદડિયામાં જીવ. ઘરે જાય ને સડદડિયો ન મળે. ઈ કે' આ સડદડિયો મારો કોણ ખાઈ ગિયું ?

ખેડૂ ઘરે આવ્યો ત્યાં ધૂંઆં-પૂઆં થઈ રહેલી. સડદડિયો ખઈ ગિયેલો તે. કે' "મારો સડદડિયો આંઈ હતો તે કોણ ખાઈ ગિયું ?"

ખેડૂત કે'-"મેં ખાધો. મને શી ખબર તારો સડદડિયો હશે ઈ."

કે'- "ભલે ખાધો સડદડિયો; પણ હવે સડદડિયો ખાધો છે ઈંનું વેર તો મારે વાળવું જોશે."

ઈમ કરતાં કરતાં ગામના રાજાના ઘરે દીકરાને થિયું પેટે ગૂમડું. ગૂમડું થિયું એટલે રાજા તો કોઈ વાતે દવાયું કરે પણ મટે નૈં. રાજા બઉ મૂંઝાણા. કે' -"હવે ગામમાં બીડું ફેરવો. કોઈ જો ગૂમડું મટાડે તો અડધું રાજપાટ આપું." કે 'બહુ સારું.'

કણબણ તો જઈ ધોડાધોડ. કે'- 'મારો ધણી જાણે છે ગૂમડાની દવા. તે ઈણે તો બીડું ઝીલ્યું. ઘરે આવીને કે'- 'આપડા રાજાને ઘીરે રાજાના કુંવરને ગૂમડું થિયું છે ઈંયાં જાવાનું છે.

કે' - "શું કરવા ?"

કે' - "મેં ઈંયાં બીડું ઝિલ્યું છે. ઈંનું ગૂમડું ફોડવાનું છે'

"અરરર, હું તો કંઈ જાણતો નથી ને રાજાના દરબારમાં ચીમ કરીને જાવું મારે ? અને ઈ ગૂમડું શે મટશે ? મને રાજા ચોકકસ જેલમાં પૂરી દેશે. ઠીક, હાલો જીપ થાશે ઈમ." બચારો પટેલ ભોળો તે ગિયો ઈંયાં.

રાજાના દીકરા તો પલંગમાં સૂતેલા. માણહના તો આસપાસ પેરા. આમ તો ગૂમડું જોયું તો કે' "આ ગૂમડું મારાથી ફૂટે નૈ." પછી કે' "બધા બા'ર નીકળી જાવ. આંઈ કોઈ રે'શો નૈ. ને ઘર કરો બંધ. તો ગૂમડું ફૂટે."

તો કે' 'ભલે.' ઈ તો રાજાનો હુકમ. આજુ-બાજુના માણસો બધા ખસી ગયા. બારણા કર્યા બંધ. બારણા બંધ કરીને પટેલે તો કાઢી પછેડી. પછેડી-બછેડી કાઢીને પોટલો વાળીને મૂકયો માથે કે'-

"ચા કોશ ભાંગી ને ચાં ઘરે આવ્યો,
ચાં સડદડિયો ખાધો ને ચાં વેર વાળ્યું."

ઈમ કર્યું તાં રાજાના દીકરાને તો ખડખડીને આવ્યા દાંત. વળી પાછો બીજો ઠેકડો માર્યો. કે'-

"ચાં કોશ ભાંગી ને ચાં ઘરે આવ્યો,
ચાં સડદડિયો ખાધો ને ચાં વેર વાળ્યું."

ત્યાં તો રાજાના દીકરાને દાંત બહુ જ આવ્યા. નાગો નાગો કૂદ્યો ને એટલે. એટલે રાજાના દીકરાને ગૂમડું ખેંચાણું એટલે ફૂટી ગિયું. ફૂટી ગિયું એટલે બારણા ઉઘાડયા-પછેડી પહેરીને.

કે'- "લ્યો, રાજા-મહારાજા, હું તો જઉં છું. ઘરે."

કે'- "ઘરે જવાય પટેલ ? તમે તો મારું બઉ કામ કર્યું છે. તમને તો ઈનામ આપવું જોશે."

કે'-"મારે કંઈ ઈનામ જોતું નથી. સા'બ મને હવે ઘરે જાવા દ્યો !"

કે'-ના, ઈનામ તો આપવું જ જોઈ. અડધું રાજ ને અડધું પાટ મેં બીડામાં કીધું છે. તમે આજથી મારા પટલ. તમારે કયાંય કામકાજે જાવું નૈ. મારી આગળ આવવાનું તમારે મારે ઈંયા આવવાનું અને અડધું રાજપાટ આ ઈંયાં કરવાનું. આ ખેડય-વાડય બધું ઈંયા કરવાનું." એમ આ ખેતર કાઢી દીધાં. ઘર કાઢી દીધાં. પટલને તો પછી પટલાઈ આપી.

મારા બેટાની પટલાણી કે' આ તો કંઈ દખ ? એવામાં ફરીને એવું થિયું કે ગામમાં વાઘ આવે. પટલ બચારો કંઈ જાણે નૈ. ભોળો માણહ અને પટલાણી મારા જેવી વહમી. તે કે' હવે આનું શું કરવું ? તે કે' ગામમાં વાઘ આવે છે ને ગામમાં ફરિયાદ આવવા મંડાણી કે' 'વાઘ આવે છે તે માણહને બઉ નુકશાની લાગે છે. તા'રે કે' "હવે શું કરશું ?"

એટલે કે'- "પટલને બોલાવો."

કે'- "પટલ ?"

કે' - "કાં ?"

તો કે'- "આજ તો રાતની ચોકીદારી કરવા જાવું જોશે. આપડા ગામને પાદરે વાઘ આવે છે ને નુકશાની કરે છે."

પટેલ કે–("જો કરી છે. વાઘ ઉપર શે મારાથી જવાય ? વાઘની ચોકી કરવી ! મને મારી નાખશે. આ શંડે વેર વાળવા માંડયું છે. હવે હું શું કરું ?) પણ કે'– "ભલે"

ખંભે લીધું છે છોરિયું. ધારિયું નો'તું બાપા ઈ વખને. છોરિયું હતું તે ખભે લઈને ઈ તો હાલ્યો. ને ગામને પાદર ફેરી નાખે છે. ગામ ફરતા ફેરી નાખતા નાખતા વાઘ આવીને બે કાન કરીને આમ ખોરડાની ઓથે ઊભેલો. પણછાયામાં જોયુ કે મારો બેટો આવી ગિયો છે. છીંકામાં આવી ગયો. આવે તો વાઘ ઊભો છે. છાનોમાનો વાંહેથી જઇને બે કાન પકડીને ઉપર સવાર થઈ ગિયો. હવે જો મૂકે તો વાઘ કઇડી ખાય.

માંડયું વાઘે તો ગાય ફરતો ફેરો ફરવા. સવાર પડી તાં પાણીવાળયું ને સાંતીવાળાને દેખાયું કે 'એ પટેલે વાઘ પકડ્યો.' 'એ પટેલે વાઘ પકડયો ત્યાં ગામનું માણસ થઈ ગિયું ભેગું.

પટેલ કે–"પણ હવે કોઇ છોડાવે કે ને ? આ વાઘ મને મારી નાખશે."

પછી આજુબાજુના બધાય પોલીસ પાલટી બોલાવીને માણસને ભેગા કરી પટલને હેઠ' ઉતાર્યા ને વાઘને ભડાકે દીધો રાજાએ, અને વાઘ તોફાન કરતો બંધ થિયો.

હવે તો વધારે માન વધ્યું. કે'–"ઓ હોહોહો ! આવા પટલ ? આપડા ગામમાં જરૂર આવા માણહની. આમને છૂટા નો કરાય.

બોલ્યો તો કે–"હવે આ ગામ મૂકીને બીજે ગામ જઉં નહિતર હજી પટલાણી મારે માથે કંઈક કરશે. બીજે ગામ રિયું જવું સારું." પણ રાજા કે– "જાવા દઉં ને."

પટલ ખાય નૈ, પીએ નૈ, વાતચીત કરે નૈ.

"અરે કે' પટલ તમને શું દુઃખ છે. હું આટલું બધું તમને માન દઉં છું. તમને દુઃખ શું ?"

"મારા જેવું દુઃખ કોઈને નથી. મારે તો ખરેખરું દુઃખ છે.

કે "શું ?"

કે'–આ હું કંઈ પણ જાણતો નથી. જો આ પટલાણીને કાઢો તો હું આ ગામમાં રઉં નકર ગામમાંથી ઉચાળા ભરીને વિયો જઈશ."

"ઓહો, કે' એટલે બધું પટલાણીનું દુઃખ છે ?"

કે'–"હા."

કે'–"પણ શેનેથી ? તમે મને કયો તો ખરા."

કે'–'હું કૈં જાણતો નથી. આ વાઘ પકડવાની મને ખબર નથી. કે નથી કૈં વૈદું જાણતો. હું ગિયો'તો ખેતર ને ઈને કર્યો તો સાતમ–આઠમમાં પોતાયાં તળીને વાહે સડદડિયો. મને કૈં ખબર નૈં, સડદડિયો કરીને મૂક્યો છે. મને લાગી'તી ભૂખ ને કોશ ભાંગી'તી એટલે હું તો ઘરે આવ્યો ને સડદડિયો ખાઈ ગયો. મારા બેટાની ઈ તો થઇ ભૂરાંટી ભૂરાંટી થઈને કે' આ સડદડિયાનું વેર વાળું તારે માથે કે.' તમારા દીકરાને ગૂમડું થિયું. ઈને બીડું ઝિલ્યું. હું કૈં સા'બ જાણતો ન'તો. મને દવાની ખબર પડતી નથી. હું તો વગડાનું કામ કરું છું. પછી મેં કીધું કે' હું કંઈ દવા નો જાણું ને રાજા–મહારાજાને શું કઉં ? એટલે મેં બાયણા બંધ કરીને કુંવર સા'બના પાંહે નાગો નાગો નાચ્યો. દાંત આવ્યા દીકરાને ને ગૂમડું ફૂટી ગિયું. કંઈ દવા નથી કરી કે દારૂ નથી કરી. આ નો તમે કીધું કે હવે રયો એટલે રિયો. વળી પાછા આ વાઘનું બીડું ઝિલ્યું. સા'બ મેં તો ગધાડા વાંહે પકડયો' તો. મને ખબર નો'તી કે આ વાઘ છે. મેં કીધું કે ગધાડું ઊભું છે તે વાંહે વાંહે ફરું. ગધાડા વાંહે ઉપર ચડી ગિયો ને બે કાન પકડી રાખ્યા. સવાર પડી તાં ખબર પડી કે આ વાઘ છે. મારી જીગર ન'તી કે હું વાઘને પકડી શકું. મારે ખંભે છોરિયું હતું; પણ છાનોમાનો જઈને ઉપર સવારી થઈ ગિયો'તો કાન પકડીને."

"હવે તમે કયો તો પટલાણીને આપડે રજા દઈ. બીજી પટલાણી લાવી."

"તો તો રાજા તમે કિયો તાં લગણ આંઈ રઉં. આનેથી હું કંટાળ્યો છું."

પછી પટલાણીને માથે મૂંડો કરાવ્યો. ધોળો ખડી–ચૂનો ચોપડીને ગામ બાર ગધાડા ઉપર બેહાડીને કાઢી મેલ્યા. રાજાનો હુકમ



[અનુ. પૃ. ૪૬૫

# દીકરાના પાડની દીકરી

(કો શીલવંતી નાર-૨)

ચંદ્રકાંત ભટ્ટ

આ તોરૂંકા રૂપની સાથે શીલના સંસ્કાર ન હોત તો ઘરે ઘરે ક્લીઓપેટ્રા સર્જાત, કારણ કે સાડા-સાતસો માઈલના સૌરાષ્ટ્રના સાગરકાંઠાના સાગરખેડુઓ સફરે જતાં ઘરે ઓરતોને એકલા દિવસો વિતાવવાના હતા. કાળ-દુકાળે પુરુષવર્ગ ઢોર લઈને દુકાળ ઉતારવા જાય ત્યારે એમની પાછળ ભરજોબનમાં ઝૂલતી બહેન-દીકરીઓ અને વહુવારૂઓને વસમા દિવસો વિતાવવાના હતા.

સંગ્રામનો કાળ એટલે યુધ્ધવીરો હાલતાં જુધ્ધે કે બહારવટે જાય ત્યારે એની પાછળ સ્ત્રીઓ હોલીની જેમ ફફડયા કરતી હોત તો એને પેટ વીર-ભદ્રો ન પાકત. એ તો વીરની વીરાંગનાઓ હતી. પુરૂષોને જેમ શિર સાટે ટેક હતી તેમ નારીઓને શિર સાટે શીલ હતાં. નહીં તો કોઈ વનવગડા ને જંગલમાં કે કોઈ નદી-નાળાને કાંઠે એમના શિયળ કેમ સચવાત? જંગલી પ્રાણીઓની વચ્ચે એમનો વાસ હતો. આજે પણ પહાડવાસી માલધારીઓનું એ જ જીવન છે ને!

પ્રણયમાં, વિરહમાં ને આતિથ્યમાં ઉગ્રતા પણ એ જ કારણે આવી છે. એ તો જેવું જીવન એવો સ્વભાવ અને જેવો સ્વભાવ એવું સાહિત્ય.

કચ્છ, સોરાષ્ટ્ર અને રાજસ્થાન લગભગ એક જ સંસ્કૃતિના છોડવાં છે. લગભગ સરખું જ લોકજીવન અને એથી એમની સંસ્કૃતિ પણ લગભગ એક જ. એમાંથી સર્જાએલું સાહિત્ય પણ ભૌગોલિકતાના નહીં જેવા ભેદે એક જ. પ્રેમની, શૌર્યની, ભકિતની લગભગ એક સરખી જ ઉગ્રતા સ્ત્રીઓના આ વિયોગી જીવનને કારણે વધારે પોષાણી. એવા થોડાં-ભોળાં, હેતાળવાં, હસમુખા અને અંતરની અમીભરી આંખ-વાળા એ જોરૂકા રૂપનું નારીત્વ!

બાપ પરગામ ગએલ. ગામ માથે કાઠીઓનું કટક ચડી આવ્યું. ગામને રોળીને કટક લઈ આવનાર કાળઝાળ કાઠી દરબારગઢમાં આવ્યો. ઘરમાં મા ને જુવાન પુત્રી એકલાં. થડકો પણ ખાધા વગર કાઠીપુત્રી ઓસરીની થાંભલીને અઢેલીને ઊભી છે. કટકે ચડનાર કાઠીની નજર થાંભલી પાસે બાંધેલા જાતવંત વછેરા માથે પડી. દરબારગઢ તો ન વીંખ્યો, પણ વછેરો લઇ જવાનું મન થયું. ભાલું થાંભલીએ અડાડીને વાંકો વળીને વછેરો છોડવા બેઠો.

અપ્સરા જેવા રૂપે શોભતી આ કાઠી-કન્યાની ભ્રમરો ખેંચાણી. ઘરમાંથી મા અંદર આવવા બોલાવી રહી છે, પણ કાઠીપુત્રીની નજર તો ભાલા અને વછેરો છોડતા બેધ્યાન કાઠીના વાંસા માથે છે. આંખની ઉઘાડ-મીંચમાં તો ભાલો ઊપાડીને કાઠિયાણીએ વછેરો છોડતા કાઠીના વળેલા ઢાલ જેવા વાંસામાં પોતાનું બધું બળ ભેગું કરીને ઝીંકયો. ભાલું ઝીંકતા તો કાઠીના પીઠમાં માર્યો તે પેટ સોંસરવો કાઢયો. ધરતી સાથે જડી દીધો. કાઠીની જ તલવાર ખેંચીને તેના કટકા કર્યા. ગાંસડી બાંધીને ઘરમાં મૂકી દીધી.

કટક તો ગામને રોળી-ટોળીને ચાલ્યું ગયું-એમ માનીને કે દરબાર કામ પતાવીને આગળ નીકળી ગયા હશે. બાપ ગામ ભાંગવાના સમાચાર મળતાં ઘેર આવ્યો. પોતાની ગેરહાજરીમાં ગામ રોળાઈ ગયાની ભોંઠપનો પાર નથી. પાંછા વળી ગએલા કટક ઉપર ચડવાની તૈયારી કરી ત્યારે દીકરીએ બાપને બોલાવીને એટલું જ કહ્યું કે "બાપુ, જાવું હોય તો ભલે જાવ, પણ કટક સાવ કોરૂં નથી ગયું. એક સંપેતરૂં મેં અહીં રાખી લીધું છે." આટલું કહીને ગાંસડી છોડીને બાપની સામે મેલી ત્યારે બાપને દીકરાની ખોટ ન વરતાણી.

લાજ રખ્ખ તો જીવ રખ્ખ,<br>
લાજ વિણુ જીવ ન રખ્ખ;<br>
સાંચા માગું એટલું<br>
રખ તો દોનું રખ્ખ.

# બ્રિટનમાં ગુજરાતી સાહિત્યની પરિસ્થિતિ અને તેનાં પરિબળો :

હપ્તો બીજો (ગતાંકથી પૂરું) — ટી. પી. સૂચક

બ્રિટનના ભૂતપૂર્વ હાઈકમિશ્નર શ્રી અપ્પા સાહેબ પંતે અંગ્રેજીમાં આફ્રિકન પશ્ચાદ્‌ભૂમિને આવરી લેતા બે ગ્રંથો બ્રિટનમાં બહાર પાડયા.

ભારતના ધનાઢય અગ્રીમ ઉદ્યાગપતિ શ્રી જી. ડી. બીરલાએ તાજેતરમાં બ્રિટનમાં "બાપુ" ગ્રંથ ચાર વિભાગોમાં ભારતીય વિદ્યાભવન દ્વારા બહાર પાડયો.

પત્રકાર, અધ્યાપક બલવંત નાયક ક્ષિતિજની પાર જોનારા સફળ સાહિત્યકાર છે, જો કે હમણાં તેઓ કાવ્યોના સર્જન તરફ ઢળ્યા છે. "સ્ત્રીજીવન", "સવિતા", "નચિકેતા" "નવચેતન", ઊર્મિનવરચના", "કુમાર", "રમકડું" અને અન્ય સામયિકોમાં તેમજ "ચિત્રલેખા" સાપ્તાહિકમાં આ લેખક લગાતાર ઝળકતા રહ્યા છે. "આફ્રિકાની શ્રેષ્ઠ વાર્તાઓ" નામક ગ્રંથનું સંપાદન એમણે કવિ-લેખક શ્રી ભાનુશંકર વ્યાસ અને ટી. પી. સૂચક સાથે મળીને કર્યું છે. એમણે વારતાઓ અને નવલકથાઓ લખી છે. ગુજરાતના શ્રેષ્ઠ નિવડેલા લેખકોની હરોળમાં બેસી શકે તેટલું આ લેખકનું લલિત વાઙ્‌મયમાં યોગદાન છે. "મૂંગા પડછાયા" "વેડફાતાં જીવન" "યુગાન્ડાની લોકકથાઓ" વિ. કૃતિઓમાં સરસતા છે–રસાળતા છે. એમના કાવ્યોના વરણાગી વૈભવે મહારાણી એલીઝાબેથની પ્રશસ્તિ મેળવી લીધી. "અનોખી ભાવના" કાવ્યગ્રંથમાં એમની કાવ્ય શકિતની અનુપમ ઝાંખી થાય છે.

નબીપુરી પણ અચ્છા લેખક છે "જીગરના ઝખમ" એમની સફળ કૃતિ. પત્રકાર વલ્લભકવિનો ગ્રંથ "પ્રેરણા" પ્રસવ સમયની ચીસ જેવો આવકારાયો છે.

કદમનો "મહેક ટંકાર' ગ્રંથ અદ્‌ભુત પ્રતિભાથી આલેખાયો છે. એમની રચના ગતિશીલ છે.

પૂ. સ્વામી સત્યમિત્રાનંદજીના "પાથેય" સાધના પ્રસાદી "નિર્માણલક્ષી બનો" નૂતનભારતના નિર્માતાઓને" "હવે જાગીએ, "શ્રેષ્ટ માનવ" વગેરે ગ્રંથો સંસ્કારનું ભાથું લઈને આવ્યા છે.

નવલકથાકાર ટી.પી. સૂચકની એકેય કૃતિઓ અત્યારે બ્રિટનમાં ઉપલબ્ધ નથી. એમનું છેલ્લું પ્રકાશન "માનવતાની ગંગોત્રી" શ્રી જે. એમ. ભટ્ટના સહકારથી ભારતી સાહિત્ય સંઘે બહાર પાડયું. આ લેખકની બે નવલો "સીમાપાર" અને "My Own Uganda" બહાર પડવાની તૈયારીમાં છે.

પ્રગટ, અપ્રગટ સાહિત્યની અને લેખકો અને કવિઓની ચર્ચા કરીએ છીએ ત્યારે રાણી દૂબે, હરિપ્રસાદ જોષી, અમૃતલાલ દક્ષિણિ, રમણભાઈ એમ. પટેલ, જશભાઈ ઈ. પટેલ, ડૉ. ભીખુ પારેખ, નોર્થવુડમાં રહેતા ખય્યામ, વિપીન પારીખ, હેમંત મોદી, નયના પટેલ, પોપટલાલ જરીવાલા, પ્રવિણલુકકા, મણિભાઈ ડી.પટેલ, અરૂણા શાહ, રજની દાવડા, હરિશ આચાર્ય; વિનયકવિ, વિનોદ કપાસી, ગોકુલદાસ બારાઈ, હર્ષા કથરાણી, રજનીકાંત ભટ્ટ, મનહર જાની, રમેશ પારેખ, જયવદન પટેલ, ભાગીરથી મહેતા, ભરત કવિ, રાજેન્દ્રસિંહ જાડેજા, રવિન્દ્ર પારેખ, હિરાલાલ શાહ, ગિરિશ ગણાત્રા, રામભાઈ મટવાડકર, ભકુલેશ દેશાઈ અને અન્ય અનેક લેખકો-કવિઓ-ચમકતા તારલા- તારલીઓ ભૂલી જવા કેમ પોસાય ? શ્રીમતી અમિત વિલ્સના "Finding of Voice" ગ્રંથને હમણા જ માર્ટીન લ્યુથર કીંગ પારિતોષિક મળ્યું,

સર્વાંગિણ સાહિત્યમાં આપણે (૧) ભાષાંતરો. (૨) કાવ્યો, (૩) લલિત વાઙ્‌મય, (૪) નવલિકાઓ, (૫) નવલકથાઓ, (૬) વિવેચનો, (૭) પ્રવાસ વર્ણનો,

(૮) સંગીત, (૯) નૃત્ય–અભિનય, અને (૧૦) નાટકો વગેરે વિવિધ પ્રકારોને પણ યાદ કરી લઇએ.

ભાષાંતરો – પ્રજા પ્રજાની સંસ્કૃતિ સમજવામાં એક બીજાના ભાષાંતરોએ અમૂલ્ય પ્રદાન કર્યું છે.

ગુજરાતે બંગાળી, મરાઠી; હિંદી અને અંગ્રેજી ભાષાની જાણીતી કૃતિઓને જેટલી ઊતારી છે એટલી કદાચ ગુજરાતી ભાષાની કૃતિઓ ઇતર ગુજરાતી કે અંગ્રેજી ભાષામાં ભાગ્યે જ ઊતરી હોય.

કવિ ડાહ્યાભાઈ પટેલ પ્રાચીન અને અર્વાચીન કવિઓની સફળ અને લોકહૃદયમાં જડાએલી સત્ત્વશીલ રચનાઓ અંગ્રેજી ભાષામાં અવતારિત કરી રહ્યા છે. સાચું સાહિત્ય એકતા પર જ ભાર મૂકે.

બલવંત નાયકે "ચાઈલ્ડ પોવર્ટી એકશન ગ્રંથ" નું મૂળ અંગ્રેજી પુસ્તક "વેલ્ફેર રાઈટસ બુકસ" પરથી "કલ્યાણરાજની ભાવના" ભાષાંતર વેલફેર એસો-સીએશનની સૂચનાથી ધીવાળા પરિવાર અને રીડમન્ડના સહકારથી કર્યું છે. અનુવાદ પુનઃ સર્જનની પ્રક્રિયા છે એની પ્રતિતિ લેખકે "સાવોના માનવભક્ષી સિંહો" ગ્રંથમાં કરાવી છે.

મેઘદૂતનું ગુજરાતીમાં પ્રથમ ભાષાંતર કરનાર મહારાષ્ટ્રિય વિદ્વાન શ્રી જુન્નેરકર હતા એની યાદ આવ્યા વિના રહેતી નથી. કાકા કાલેલકર અને ફાધર વાલેસ તો જાણે આપણા ગુજરાતી જ.

અંગ્રેજીમાં ફીટઝ ગરલ્ડનાં ભાષાંતરો અને ગુજરાતીમાં કેશવલાલ ધ્રુવ, ગોપાલરાવ વિદ્વાંસ, રમણ-લાલ સોની વગેરેનાં ભાષાતરોએ ઊંચા પ્રકારની મદદ કરી છે એ ગુજરાત ભૂલતું નથી.

ડૉ. ગુણવંત શાહે ગુજરાતીમાં (programmed Institution)"અભિક્રમિત અધ્યયન" વિષેની અમેરિકામાં થયેલી શિક્ષણની વિચારણાનો તાજેતરમાં જ અનુવાદ બહાર પાડયો.

આ ટાંકણે કેટલાક ઇતર ગુજરાતી ભાષાંતરોનો પણ અછડતો ઉલ્લેખ કરી લઇએ, જેની ગણના વિશ્વસાહિત્યમાં થઈ શકે.

જાપાનમાં રાજાજીનાં પુસ્તકો "રામાયણ" અને "મહાભારત"નો જાપાની ભાષામાં અનુવાદ ટોકીઓની યુનિવર્સિટિ ઓફ ફોરેન લેન્ગવેજીઝના પ્રોફેસર ડૉ. ન્યુયોશીનારા કરી રહ્યા છે.

સર વિલિયમ જોન્સે "શાકુન્તલ" નું ભાષાંતર કર્યું. હર્ડર અને ગેથે જેવા પ્રૌઢ વિચારકોએ પછી એને વધાવી લીધું "મનુસ્મૃતિ"નું પણ ભાષાંતર કરાયું.

અબ્રાહેમ રોજરે "ભતૃહરિ શતકનો" ૧૬૫૧માં અનુવાદ કર્યો હતો.

પંચતંત્રના ભાષાંતરો, "અરેબિઅન નાઈટ્સ" એ તો માનવજાતને મળેલા વિશ્વસાહિત્યનો અમૂલ્ય ખજાનો છે.

ભાષા વિકસે છે અરસપરસ આપીને – લઈને. મોગલ શહેનશાહ શાહજહાંના પુત્ર દારાએ "ઉપનિષદો"-નો પહેલ વહેલો ફારસી અનુવાદ કરેલો. એ ફારસી અનુવાદને ફ્રેન્ચ ભાષામાં ફ્રેંચ વિદ્વાન દુપેરોએ અવતારિત કર્યો અને એની સમીક્ષા પંડિત મેક્ષમુલરે કરી. યુનેસ્કો પ્રાચીન ભારતીય કવિઓનાં કાવ્યોનું રૂપાંતર કરાવે છે.

ખલીલ જીબ્રાનનું ભાષાંતર કરતાં "ધૂમકેતુ" એક ઠેકાણે લખે છે એ કેટલું યથાર્થ છે? મોગલ શહે-નશાહોએ બાંધેલા મહાલયો જોઈને આજે પણ જગત છક્ક થઈ જાય છે, પણ સેંકડો હજારો લાખો માણસોને જીવન મળ્યું એ મહાલયોમાંથી નહિ પરંતુ તુલસીકૃત "રામાયણ"માંથી. મોગલ જમાનાને યાદ કરતાં આ ટાંકણે પુરૂરાજ જોષીનો એક શેર યાદ આવી જાય છે.

ચમકતો ને દમકતો,
મને એ તાજ જોવા દો,
મને ધનવાન મજનુએ,
કરેલો ખેલ જોવા દો,
જમાનાથી બની કેદી,
પ્રણય જેમાં પુરાયો છે,
મને એ ખૂબસૂરત,
પથ્થરોની જેલ જોવા દો,

(૨) કાવ્યો :– કવિતા ભાષાનો તુલસી કયારો છે; કાવ્ય ભાષાનું સ્વરૂપ છે. poetry is a spontaneous overflow of colourful feelings recollected in tranquillity.

જો કે અભિવ્યક્તિ પરત્વે ગુજરાતી કવિતા ગુજરાતમાં અર્વાચીન કાળના પ્રારંભથી જ પ્રયોગશીલ રહી છે. અહીં આપણે ત્યાં બ્રિટનમાં પણ કાવ્યોની અભિવ્યક્તિ તરીકે એ જ પરિસ્થિતિ રહી છે.– પરંતુ ગુજરાતી ગઝલો અને શાયરી કાવ્ય સિદ્ધિમાં અભિનવ ઊન્મેષો દાખવી રહી છે ધી પોએટ્રી સોસાયટી, નેશનલ પોએટ્રી સેક્રેટરીએટ, ઈન્ટરનેશનલ પેન, આર્ટસ કાઉન્સીલ ઓફ ગ્રેટ બ્રિટન, મંદિર કાવ્ય વાંચન, ધી સીટી લીટ આ બધી સંસ્થાઓ કાવ્ય સાહિત્ય કાવ્યગ્રંથો બહાર પાડે છે. કાવ્યનો રસાસ્વાદ કરાવે છે.

(૩) લલિત વાઙ્મય
(૪) નવલિકાઓ
(૫) નવલકથાઓ
(૬) વિવેચના
} વિષે આપણે સંક્ષેપમાં વિચાર કરી ગયા.

(૭) પ્રવાસ વર્ણનો : હજી આપણા અહીંના લેખકોએ લખ્યાં નથી; નિર્મળાબ્હેન ભટ્ટનો "શમણાં નંદનવનનાં" સિવાય–સુલભ પ્રવાસ અને વિપુલ પ્રવાસનાં સ્થાનો–સ્થળો અને સાધનો હોવા છતાંય આ હકીકત છે.

સંગીત :– સંગીતની દુનિયામાં ભગવાન કૃષ્ણના સમયથી ભારતનું યશસ્વી પ્રદાન છે. વાંસળી અને આપણી સંસ્કૃતિમાં મહત્ત્વનું પદાર્પણ આપણા "સપ્તસ્વર" સા–રી–ગ–મ–પ–ધ–ની (સા)–આપણી સંગીતની ભાષા પ્રથમ સ્વીકારાઈ પછી સ્વરલિપિ પેદા થઈ. બ્રિટનમાં સંગીતની વાત કરીએ ત્યારે પંડિત મેનેકરાવ પોપટકર, એસ. આર. સીદ્દાલીગપ્પા, અનિલ દવે, ગીતા પટેલ, જીતેન જોષી, મહમ્મદ કાસમ, મનેષચંદ્ર કંસારા, નિરંજના દેસાઈ, ઈંદુ સોઢા, મનુભાઈ કોટક, ઈસ્માઇલ શેખ, બલદેવ, બચુ પટેલ, રક્ષા વ્યાસ, બુદ્ધદેવ કંસારા, ભાનુ પંડયા, મહેશ ગઢવી, વગેરેનું યોગદાન સ્વીકારવું જ રહ્યું.

નૃત્ય :– માનવ ઊમિર્શીલ હોવાથી દૃષ્ય સંવેદના કે અંતર સંવેદનાથી અભિવ્યક્ત કરવા નર્તન, ગીત, ચિત્રને મૂર્ત સ્વરૂપ આપવા પ્રેરાય છે. ગીત–નૃત્ય દ્વારા આનંદ, શોક, પ્રેમ, સંવેદન, કરૂણાની લાગણી ઝડપથી વ્યક્ત થાય છે. ભારતી વિદ્યા ભવનની લંડન શાખા સાંસ્કૃતિક કેન્દ્ર છે. શાસ્ત્રીયસંગીત અને નૃત્યના શિક્ષણ કલાસો આ કેન્દ્ર ચલાવે છે. આ કેન્દ્રનું સાહિત્ય, સંગીત, નૃત્ય અને કલા તેમજ શિક્ષણ ક્ષેત્રે યોગદાન અમૂલું રહ્યું છે. એ ઉપરાંત પાટીદાર સમાજ, લોહાણા યુનિયન, હેરો વિમેન્સ એસોસીએશન, ઓસવાલ કોમ્યુનિટિ, એંગ્લો ઈન્ડીઅન આર્ટ, ઓવરસીઝ ઈન્ડીઅન એસોસીએશન, બ્રેન્ટ ઈન્ડીઅન એસોસીએશન, કચ્છ લેવા પટેલ સમાજ, ફ્રેન્ડસ ઓફ ઇન્ડીઆ સોસાયટી, યુનાઈટેડ ઇન્ડીઆ યુથ, પ્રજાપતિ એસોસીએશન, કચ્છ કલ્ચરલ સોસાયટી, બ્રાહ્મણ સમાજ, બર્મીંગહામ પ્રગતિ મંડળ બ્રિટનનાં મહિલા મંડળો, રાસ, ગરબા નૃત્ય અને નાટકોની સ્પર્ધાઓ પણ યોજે છે. શ્રીમતી દમયંતિ પુરી, કિત્તારા અથા નૃત્યાચાર્યા તારા રાજકુમાર કુમારી હીના કાનાણી, અલ્પના સેનગુપ્તા, શ્રીમતિ રતિ કતિગેસુ કલાકારો આ વિભાગનું જમા પાસું છે.

(૧૦) નાટકો – અભિનય :– બ્રિટનનાં અનેક સાંસ્કારિક મંડળો અવેતન રંગભૂમિમાં પલટાઈ ગયાં છે; અવેતન રંગભૂમિ કાંઈક આપવાની ધગશવાળી રંગભૂમિ છે અને શિક્ષાનું – કામ કરે છે. એ રંગભૂમિ પ્રશિષ્ઠ કૃતિઓ લયબદ્ધ અને દૃષ્ય શ્રાવ્ય બન્ને રીતે લોકો સમક્ષ મૂકે છે. કેટલાક લેખકો આપણે ત્યાં એકાંકી નાટિકાઓ લખતા થયા છે અને કેટલીક સફળ કૃતિઓ તખ્તાપર ભજવાતી પણ રહે છે. પ્રવિણ આચાર્યનાં બે નાટકો 'અમે બરફના પંખી" અને "રતનાઓ" મોખરે રહ્યાં. તાજેતરમાં ટી. પી. સૂચકે "વરદાન" અને નૈવેદ્ય" બાલ નાટિકાઓ તૈયાર કરી. એમાંની એક હેરો વીમેન્સ એસોસીએશનના બાળકો ભજવવાની તૈયારીઓ કરી રહ્યાં છે. આપણી આ પરિષદ ભરાય છે એ ટાંકણે લંડનમાં ભારતી વિદ્યાભવનમાં એકાંકી નાટિકાઓની સ્પર્ધા યોજાઈ. નિર્ણાયક તરીકે સુવિખ્યાત વિદ્વાન, ગુજરાતી નાટયસૃષ્ટિના ભીષ્મપિતામહ, નાટયચાર્ય, અને ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ અને આપણા આજના અતિથિવિશેષ ડૉ. ચંદ્રવદન મહેતાને આમંત્રણ અપાયું હતું. એ ઉપરાંત

અભિનેતા પ્રીતમ પંડયાના સહકારથી લંડનમાં અવેતન કલાકારો "ઝેર તો પીધાં જાણી જાણી" ભારતના તખ્તાપર સફળ થયેલ નાટયકૃતિ દિગ્દર્શક પ્રો. વિષ્ણુપ્રસાદ વ્યાસના દિગ્દર્શન નીચે તૈયાર કરી ભજવી રહ્યા છે. અવેતન કલાકારોને યાદ કરીએ છીએ ત્યારે પ્રીતમ પંડયા, કિશોર દેત્રાણી જશભાઈ એસ. પટેલ, નટુભાઈ પટેલ, પ્રવિણ આચાર્ય, ભાસ્કર પટેલ, જ્યોતિ પટેલ, વિનય કવિ ગુણવંતી પનારા, અસ્મિતા નથવાણી, મહેશ નથવાણી, દમયંતિ બારોટ, પી. આર. પટેલ, નરેશ પટેલ, યોગેન્દ્ર ભુચ, શશિ દેવયાનિ, વિપુલ પટેલ, સુનિત પટેલ, શુકલા, ચેમેષ જોષી, ભુપેન્દ્ર જેઠવા, ઉપેન્દ્ર પટેલ, નિસીત પટેલ, કેટકેટલાના અભિનયને યાદ કરીએ? ઉપરાંત કોમન આર્ટ સરકલ, આનંદ એન્ટરપ્રાઈઝ, સૂર ઔર શૃંગાર, ભુજંગીગ્રુપ, રજપુત સમાજ, અજંતા કલામંદિર, ખેલૈયા ડ્રામા સોસાયટી, યુનાઈટેડ આર્ટસ, નવકલા વગેરેના અપાર ઉત્સાહને પણ દાદ આપવી જ જોઈએ. વિદુષી લેખિકા દીના મહેતાની લખેલ "Brides are not for Burning" નાટિકાને બ્રિટનમાં B. B. C. એ યોજેલ પ્રથમ વિશ્વ સ્પર્ધામાં પારિતોષિક મળ્યું, આ લેખિકાની ચિત્રપટોની વાર્તાઓને ભારતમાં પણ પારિતોષિકો મળેલ છે. ભારતના ઇલસ્ટ્રેટેડ વિકલી અને બ્રિટનના સામયિકોમાં દીનાબહેન ઝળકતાં રહ્યાં છે. ભારતનાં નાટકો અને શેકસપીઅરનાં નાટકો વચ્ચે વધારે સામ્ય છે તે ઉપર તો આપણા અતિથિવિશેષ અધિકૃત પ્રકાશ પાડી શકે. સાહિત્ય, સંગીત, કલા અને સ્પોર્ટસ, કોઈજાતના વાદ કે વિવાદથી નિરપેક્ષ હોય છે, નિઃસીમ છે, નિર્બંધ છે. ભાષાનું પોત સંકુચિત નથી ટૂંકું નથી.

બ્રિટનમાં બંગાળી, ઉર્દૂ, હિંદી, પંજાબી, અંગ્રેજી વિવિધ ભાષાઓના સહકારમાં ગુજરાતી ભાષાએ પણ સાહિત્યના વિવિધ પ્રકારોમાં મહત્ત્વનું યોગદાન કર્યું છે તેમ આપણે હમણાં વિચારી ગયા. આપણા ગુજરાતી પત્રકારો શ્રી રમણિકલાલ સોલંકી, શ્રી ચંદ્રકાન્ત સી. પટેલ, કુસુમબહેન શાહ, વિપુલ કલ્યાણી, શ્રી. વનુ જીવરાજ, શ્રી વલ્લભ કવિરાજ, ગુજરાતી પત્રકારત્વ અને સાહિત્યની કિંમતી પૂંજી ગણાય. બ્રિટનમાં વસતા "મહેરસમાજ"ની પ્રવૃત્તિઓને આવરી લેતું સામયિક શ્રી જેઠાભાઈ વિસાણીના તંત્રીપદે પ્રસિદ્ધ થાય છે. એમ તો પંકજ વોરા સંપાદિત "ગાંધીજ્યોત" ગાંધી ફાઉન્ડેશન વતી અને ભારતી વિદ્યાભવનનો "ન્યુઝલેટર" ડૉ. વી. વસંતશ્રીના તંત્રી પદે પ્રસિદ્ધ થતા રહે છે.

અત્યારે "ગરવી ગુજરાત" "ગુજરાત સમાચાર" સાપ્તાહિક ગુજરાતી ભાષામાં—ન્યુ લાઈફ સાપ્તાહિક અંગ્રેજી "નવ બ્રિટન" સામયિક (ગુજરાતી) અને એશીઅન એકસપ્રેસ, બ્રિટનમાં પ્રસિદ્ધ થતાં રહ્યાં છે—એ ઉપરાંત ભારતથી દૈનિકો, સાપ્તાહિકો–સામયિકો–પણ આવતાં રહે છે. અહીંના વર્તમાન-પત્રો–સામયિકો, ગુજરાતી સાહિત્યના વિકાસમાં અધિકતર પ્રદાન કરી શકે તેવી શકિત ધરાવે છે. પત્રકારોની પણ જવાબદારી ઓછી નથી.

આપણે ત્યાં અહીં નથી તો ગુજરાતી સાહિત્ય પ્રકાશન યોજના કે નથી ગુજરાતી ગ્રંથવિક્રેતાની સંસ્થાનું અસ્તિત્વ, તેમ નથી તો ગુજરાતી ભાષામાં પુસ્તકો છાપવા–છપાવવાની સ–રસ સુવિધા. પરિણામે આપણે ત્યાં સર્જાતું સાહિત્ય બહુધા અપ્રગટ રહે છે એથી લેખકો પણ હતોત્સાહ થઇ જતા હોય છે. સદ્‌ભાગ્યે આવાં અપ્રગટ સાહિત્યને, કાવ્ય રચનાઓને, વાણીદ્વારા મૌખિક પ્રકાશ મળી જાય છે—ગુજરાતી સાહિત્ય અકાદમી (બ્રિટન) ના ઉપક્રમે યોજાતી સાહિત્ય સભાઓમાં–અને ગાંધી ફાઉન્ડેશની સભાઓમાં. આવી સભાઓમાં લેખકોની સાહિત્ય કૃતિઓ અને કવિઓનાં સ્વરચિત કાવ્યોનું પઠન થતું રહે છે. આ કિંચિત્ અંશે આશ્વાસન ખરું હવે આશ્વાસનથી આગળ વધીને અકાદમીએ સક્રિય પ્રોત્સાહન આપવાનો સમય પાકી ગયો છે. આપણે એક એવું તંત્ર ગતિમાન કરવું જોઈએ કે જે દરેક ગુજરાતીના ઘર સુધી ગુજરાતી સાહિત્ય પહોંચાડે.

ટૂંકી વાર્તા, કવિતા, લઘુનવલ, એકાંકી નાટિકાઓ ઇત્યાદિ સાહિત્ય પ્રકારોમાં પ્રયોગાભિમુખતાનો ઝોક સાહિત્ય પ્રકારને વિશેષ ઊન્મેષશીલ બનાવે

તે પ્રત્યે આપણે સજાગ રહેવું પડશે. આપણે મનોરંજન માટે જ નહિ પરંતુ કોઈ હેતુ માટે પણ લખવું જોઈએ. અનુભવ મળ્યો હોય તે વહેંચવો જોઈએ. લખવા જેવા વિષયોનો તોટો નથી :

આપણે ત્યાં અહિં અપ્રગટ સાહિત્ય ઠીક ઠીક પ્રમાણમાં ઢબૂરાઇને પડયું છે તેમ રચાતું પણ જાય છે, એને અંધારાંમાંથી પ્રકાશમાં લાવવા માટે સક્રિય સાથ, સહકાર અને પ્રોત્સાહનની આવશ્યકતા છે. કાલિદાસના કાળમાં પેલી "પંડિતા, વનિતા લતા" વાળી ઉકિત પ્રચલિત હતી તે ઉકિત વર્તમાનકાળમાં મુખ્યત્વે કરીને આપણને અહિ બ્રિટનમાં તો હજી લાગુ પડે છે. ગુજરાતમાં જોકે લબ્ધ પ્રતિષ્ઠિત લેખકોને હવે એ લાગુ પડતી નથી. ગાંધી ફાઉન્ડેશનના ઉપાધ્યક્ષ શ્રી. રતિલાલ જોબનપુત્રા, લીસ્ટરના શ્રી રતિલાલ ગણાત્રા અને ધીરાળા પરિવાર, હેરોના શ્રી હર્ષદ મોદી, કોલીકામા પ્રોસેસીંગ લેબોટરીઝ, મેબેટલી, હેલસ્પીંગ લી. સાહિત્ય પ્રકાશન ક્ષેત્રે યોગદાન આપતા રહે છે એની નોંધ આપણે લેવી રહી.

જ્યારે ગુજરાતમાં પણ વ્યકિતગત લેખકો છોડીને આપણે બહુ ખુશ થવા જેવું નથી ત્યારે "બ્રિટનમાં ગુજરાતી સાહિત્યની પરિસ્થિતિ" વિષે તો કેમ રાચી શકીએ ? એમ છતાં સાહિત્ય રસિકોએ સ્વીકારવું તો પડશે જ કે દશ-બાર વર્ષના ટૂંકા ગાળામાં આપણે સાહિત્ય વાટિકાની ભૂમિમાં સત્ત્વશીલ સર્જનોનું - રચનાઓનું - જળસિંચન તો કર્યું જ છે ભલે પછી પંડિતયુગ ન લાવી શકયા હોઈએ. અંકુર ફૂટવા માટે તો થોડીક ભીનાશ પણ બસ થઈ પડે છે.

સાહિત્ય વાટિકાની કયારીઓને આપણે જો લીલીછમ રાખવી હશે - અને રાખવી જ પડશે-તો ગુજરાતી ભાષા પ્રત્યે, ઊછરતી પેઢીને પ્રેમ, આદર, અનુરાગ થાય તેવા પ્રયત્નો આપણે કરવા જ પડશે. સદ્ભાગ્યે ગીતાનો नियतं कुरु कर्म त्वम् નો મંત્ર લઈને ભારતી વિદ્યાભવન શ્રી. પી. ડી. શુકલા- (રજીસ્ટ્રાર શ્રી. માથુર કૃષ્ણામૂર્તિ) ગાંધી ફાઉન્ડેશન (ડાહયાભાઇ પટેલ કવિ) (રતિલાલ જોબનપુત્રા, જીતેન્દ્ર ધ્રુવ, એન. એમ. મહેતા) ગુજરાતી સાહિત્ય અકાદમી બ્રિટન (બલવંત નાયક, વિપુલ કલ્યાણી) શીશુકુંજ, હેરો વીમેન્સ એસોસીએશન, ઓસવાલ સમાજ (પ્રવિણ શાહ) C.ILTC, C.C.M T.E., લોહાણા યુનિયન અને એવી આપણી સાંસ્કારિક, શૈક્ષિણિક, સામાજિક સંસ્થાઓ ઉપરાંત શ્રીમતી કુરેશી, શ્રીમતી જયા બ્હેન દેસાઇ, શ્રીમતી તારા પટેલ, શ્રીમતી શર્મા. શ્રીમતી નિરંજના દેસાઇ વિગેરે બહેનો મહિલા મંડળો, માતૃસંસ્થાઓ ભૂલકોઓને અને ઊછરતી પેઢીને ગુજરાતી ભાષાનું શિક્ષણ આપવા રચ્યાંપચ્યાં રહે છે. ભૂલકાઓને, બાળકોને સંભારીએ છીએ ત્યારે લાગે છે કે The child, so fresh from God, creats with much more abandon, freedom and original imagi nation than the adult, whose creative powers are suppressed and subordinated to extrenal influances. જુવાનોનાં મન પાણી જેવાં હોય છે એમને પોતાનો સ્વતંત્ર રંગ નથી હોતો એટલે જેવો રંગ એમાં નાખો એવો રંગ એ ધારણ કરે.

લાગે છે કે એક પ્રકારનો સર્વવ્યાપી નાસ્તિકવાદ (Nihilism) આપણા યુવાનોને ભરખી જવા બેઠો છે. ઊચ્ચ કોટિના સાહિત્યને બાજુ પર મૂકી યુવક યુવતીઓ છીછરા ચિત્રપટો અને અંગ્રેજી જાસુસ કથાઓનો રસ ચગળ્યા કરે છે માતૃભાષાના જ્ઞાનને અભાવે ઊછરતી પેઢીને માતૃભાષાની રુચિ થાય તે માટે રેડીઓ અને T.V. પ્રોગ્રામોમાં ગુજરાતી કાર્યક્રમોને સ્થાન અપાવવા આપણે કાર્યરત રહેવું પડશે. આપણી આ પરિષદ મળી-રહી છે એ ટાંકણે જ મંગળ સમાચાર મળે છે કે કેપીટલ રેડીઓ પંજાબી, ઉર્દૂ, બંગાળી અને ગુજરાતીમાં દરરોજ સાંજના છ વાગ્યાથી પ્રોગ્રામો રજૂ કરશે.

શાળા કોલેજોમાં અધિકૃત અભ્યાસક્રમોમાં ગુજરાતી વિષયને સમાવિષ્ઠ કરાવવા પણ આપણે ગતિશીલ રહેવું પડશે. જયારે "O" અને "A" લેવલ્સ કક્ષાએ ગુજરાતી વિષયની પરીક્ષા લેવામાં.

આવે છે optional subject - તરીકે ત્યારે તો એમ કરવું અનિવાર્ય બની જાય છે. આપણા વૃત્તપત્રો અને અગ્રેસરો—આ પ્રશ્ન હાથમાં લઇને ઉત્તમ માધ્યમ બની હેતુ પાર પડાવી શકે.

તાજેતરમાં જ "ગુજરાતી ભાષાનું શિક્ષણ અને બાળકોની એની ઉપર અસર" એ વિષય લઈને આપણે ત્યાં લંડનમાં વસતા શ્રી સફદરઅલી. એસ. અલીદીનાએ M. A. માટે મહાનિબંધ લંડન યુનિવર્સિટી પાસે રજૂ કર્યો છે દ્વિભાષી ગૃહશુશકિતના સિદ્ધાંતને સ્વીકારીને. આ મહાનિબંધ અભ્યાસનીય છે—એમની આપણે સફળતા ઈચ્છીએ.

બ્રિટનના પુસ્તકાલયોમાં હવે તો ગુજરાતી ગ્રંથો મળવા લાગ્યા છે. એમાં શિષ્ટ અને સુંદર ગ્રંથો મળે તે માટે આપણે માર્ગદર્શક બનવું પડશે. ઓકસ્ફર્ડ યુનિવર્સિટીના બોડેલીઅન પુસ્તકાલયમાં તો પાચ લાખ પુસ્તકો છે અને આશરે ચાલીસ હજાર ઉપર તો હસ્તપ્રતો છે. આમાં ભારતીય સર્જકો અને દાર્શનિકોના ગ્રંથો પણ છે. લંડનનાં બધાં મ્યુઝીઅમોના ગ્રંથો જો રસ્તાપર પાથરવામાં આવે તો કહેવાય છે કે ૩૨ માઈલ લાંબી સડક ગ્રંથોથી છવાઈ જાય.

આપણા ધાર્મિક અને સાંસ્કૃતિક પ્રચારકો આપણી ભાષા, અને આપણા ગુજરાતી સાહિત્યનો પ્રસાર અને શિક્ષણ આપવામાં સુયોગ્ય ફાળો આપી શકે. ઓસવાલ સમાજની બહેનો. ભારતી વિદ્યાભવન હીરો વિમેન્સ એસોસીએશન, હયુમન સર્વીસ ટ્રસ્ટ (વસ) (પૂ.સ્વામી કૃષ્ણાનંદ સરસ્વતી), સદ્‌વિચાર પરિવાર (પૂ સ્વામી સત્યમિત્રાનંદજી) ઈન્ટરનેશનલ સોસાયટી ફોર ક્રિષ્ણ કોન્શીઅસનેસ. સ્વામીનારાયણ મંડળો, બ્રિટનની સમસ્ત બરો કાઉન્સીલો, શ્રી વલ્લભ નિધિમંડળ (રમણભાઇ પટેલ) બોલ્ટન કોવેન્ટી માનચેસ્ટર બાલમ, લીસ્ટર, બરમીંગહામ વ. નગરોનાં ટ્રસ્ટ મંડળો, લંડન સનાતન હિંદુ ધર્મ ટ્રસ્ટ (શ્રી મગનલાલ ભીમજીઆણી) નડિયાદ નાગરિક મંડળ, એન્ગાલો એશીઅન કોન્ઝરવેટીવ એસોસીએશન જેવી સંસ્થાઓના સાથ સહકાર ઉપયોગી થઇ પડે. આપણે જે ભાષા બોલીએ છીએ, જે રીત રિવાજો પાળીએ છીએ અને જે સાહિત્યનું નિર્માણ કરીએ છીએ તે બધાને માટે આપણા આકંઠ પ્રેમ આદર હોવા જોઈએ. ગુજરાતી ભાષાને ઉત્કટતાથી ચાહીએ ને શિષ્ટ અને સંસ્કાર પોષક ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષ માટે પ્રયત્નશીલ બનીએ. જો માતૃભાષાની અવગણના થતી રહેશે તો પરંપરાથી ચાલ્યું આવતું ભારતીય સંસ્કૃતિનું ચોકઠું ભલે પછી આપણા કવિઓ "જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદા કાળ ગુજરાત"ના ઢોલ વગાડીને ગાતા હોય તે કડડભૂસ કરતુંકને તૂટી પડશે, પરિણામે "વનિતા વાણી અને ભાવના" ત્રણેય સ્વભાવગત અબલા છે એ ઉકિતના આપણે જાણ્યે અજાણ્યે સમર્થક બની જશું.

**'સર્જનશીલ પરિબળો'**ના સંદર્ભમાં તો ઉમાશંકર જોષીને સંભારીને આપણે હવે સમાપન કરીએ :

"ખંખેરી ફેંકી દે વૃક્ષ પાંદડાં, ના કદી થડ"
"રૂઢીઓ ખરતી રૂક્ષ, ટકી રહે સંસ્કૃતિ વડ"

---


રેફરન્સ – આભાર

ઇતિહાસવિદ્, ઓક પુરૂષોતમ નાગેશ.
ડીસ્કવરી ઓફ ઈન્ડીઆ.
વી. એસ. ખાંડેકર.
અમૃતલાલ યાજ્ઞિક
ખોડીદાસ ભા. પરમાર (ઊર્મિ નવરચના)
અમૃતલાલ સા. ગોપાણી
રમણલાલ દેસાઈ.
સાંસ્કૃતિક સાહિત્યનો વારસો (મોહનલાલ પાર્વતીશંકર દવે)
એનસાઇકલોપીડિયા બ્રિટાનિકા.
કિશોરલાલ કોઠારી.
કોલબ્રુકકૃત "મિસેલેનિયસ એસેઝ"
પંડિત ગોડફ્રે હિગિન્સ કૃત "સેલટિક ડયુઈડ્ઝ"
સી. એ.ન્યુહેમ અને જે. એસ. હોકિન્સ
'ઊર્મિ નવરચના.'

# લાકડી, જતરડો, ગીલોલ અને તીરકામઠાં

(ગતયુગનાં હાજર સો હથિયાર)

વૈદ્ય મોટાભાઈ ગઢડાવાળા

લાકડીઓના શોખીન માણસો લાકડીઓ બનાવે છે. તેના જુદા જુદા પ્રકાર હોય છે. લાકડી પાંચ વેંતથી માંડીને નવ નવ વેંત સુધીની હોય છે. લાકડીનું કાઠું સૌરાષ્ટ્રમાં જૂનાગઢમાં થાય છે. ગુજરાતમાં ડાંગના ડુંગરોમાં તેમજ ઉત્તર હિંદુસ્તાનમાં પણ થાય છે. જે લાકડીના કાઠાં પૂરા પાકેલા હોય એટલે કે લાકડી ઉપર કાળી ડીઝાઈન પડી ગઈ હોય અને લાકડી કાબરચીતરી હોય તેને લાંબા સમય સુધી તલનું તેલ ચોપડયા કરે. જ્યાં રાંધવાનો ચૂલો હોય તેની ઉપર ટાંગી રાખે એટલે તેને ગરમી લાગે અને તેલ પણ ખૂબ જ પીવે. આમ લાકડી કાળી લાલ થઇ જાય.

જે દંડને નીચે-ઉપર કુંડલી ન જડી હોય તેને લાકડીનું કાઠું કહે છે. કુંડલી જડયા પછી લાકડી કહેવાય છે. સારો કારીગર લોખંડની, પિત્તળની કે જરમન સિલ્વરની કુંડલીઓ બનાવે છે અને તેમાં ઘણી જાતની ડીઝાઈન પાડે છે. તેમાં પાંસળીવાળી ડિઝાઈન, કાંગરા-કાંગરીઓ તેમજ નીચે ઉપર નોખી નોખી જાતના નાના મોટા દાંતાવાળા ફુદડા બનાવીને કુંડલીના છેડે ઉપર-નીચે દેગરડી કરીને આઠ-દસ ફૂદડા ઉપરા ઉપરી જડે છે તે જ રીતે નીચેની જાડી કુંડલીના પાતળા મોઢા પાસે અર્ધગોળ રીંગો ચડાવે છે. આવી જાતની લાકડીને ગટાવાળી લાકડી કહે છે.

પિત્તળની કુંડલીવાળી લાકડીમાં નીચેની પિત્તળની કુંડલી પાસેથી એક વેંત જેટલા અડદિયા ડિઝાઇનની ગૂંથણી કરે છે. પિત્તળની એકથી દોઢ દોરાની પટ્ટી અને પિત્તળનો વાળો એમ બન્નેને ગૂથીને અડદિયા જેવી ડિઝાઈનવાળી બનાવ્યા પછી કાતળીએ કાતળીએ પિત્તળના આંટીવાળા ચાપડા લે છે. ઘણી લાકડીઓમાં ગાંઠો ઉપર આંટીવાળા ચાપડા લઈ તેમાં ભરિયુંવાળી ગૂંથણી કરે છે. આવી લાકડી હાથમાં ઘરેણા જેવી રૂપાળી લાગે છે.

લાકડીમાં બીજી વધારે કારીગરી કરે છે તેમાં લાકડીના ચાર ચીરા કરી ઉપર ગૂંથણીનું કામ કરે છે. તેના ઉપર કુંડલીનું નકશીવાળું જડતર કરે છે. ઊંચા ઓટા ઉપર આવી લાકડીનો એક છેડો રાખી બીજો છેડો નીચે ઢળતો જમીન ઉપર રાખીએ અને તેના ઉપર બે માણસો ઊભા રહી જાય તો પણ આ લાકડી તૂટે નહીં તેવી મજબૂત હોય છે. આવી લાકડીઓ ધીંગાણામાં તથા ગામતરામાં વપરાય છે. પકેલાં લાકડીને નીચે કુંડલી ફીટ કરીને તેના પાતળા છેડા ઉપરથી ચીરીને આ બધી કારીગરી કરાય છે.

ઘણાં લોખંડની કુંડલીઓ નાખીને દરેક ગાંઠે-ગાંઠે અને કાતળીએ-કાતળીએ રેશમના કીડાના કોશેટાને પલાળીને બન્ને બાજુથી કોશેટાને કાપીને કોશેટાની રીંગો બનાવીને ચડાવે છે. તે જ રીતે કોશેટાની વાધરીઓ કાઢીને આંટીવાળ ચાપડા ચડાવે છે. આમ કરવાથી લાકડી ભાંગતી નથી, આ થઈ કુંડલીવાળી લાકડીની બનાવટ. લાકડીમાં ઉપર-નીચેના બન્ને છેડે કુંડલીઓ જડેલી હોય છે. લાકડીનાં જાડો ભાગ હાથમાં રખાય છે તેને ઘોકો કહે છે અને ખાલી કાઠું હોય તેને બંઠો કહે છે.

કોઇ મોટા માણસ હોય તો તે રૂપાની કુંડલીઓ બનાવીને લગાવતા. તેમાં ઘણી જાતની નકશી થતી. તે જ રીતે સિંહ, હરણ, સાપ કે મચ્છીના મુખ જેની ડિઝાઇનવાળી ખોળીઓ બેસાડતા. રૂપાની નકશીવાળી ખોળીમાં અંદર પેચ-ઢાંકણાવાળું ગુપ્ત ખાનું રહેતું, જેમાં અત્તર રાખતા. આ જ રીતે હરણનો ઢીચણથી નીચેનો પગ, ખરી સહિત. ચામડા સાથે રંગાવીને સોટીના છેડા ઉપર લગાડતા.

રાડી મચ્છીના પૂછડાની પણ સોટી બને છે.

આ સોટીને લોઢા સાથે ઘસો તો લોઢું કપાઈ જાય તેવી જોરદાર હોય છે. આ જ રીતે ગેંડાના ચામડાની સોટી બનાવી તેના ઉપર ચાંદીની નકશીવાળી ખોળી જડાય છે. આ વરાડી મચ્છી તથા ગેંડાની સોટી જો માણસ કે કોઈ જાનવરને મારી હોય તો ચામડી લઈને જ ઊખડે એવી જોખમી સોટી ગણાય છે.

સોટીઓના અન્ય પ્રકારમાં હાથીદાંતની નકશીવાળી સોટી બને છે તે રીતે ભેંસના તથા સાબરના શીંગડાની નકશીવાળી સોટીઓ પણ વખણાય છે ભાલાની લાકડીઓ પણ હાથીદાંતની બનતી, જેમાં ઝીણી નકશી અને રંગીન ડિઝાઈનનો હાથીદાંત પૂરીને બનાવતા તે જ રીતે સીસમની કાળી પેટીને અને મોટી સાઈઝના ઢોલકના સીસમના પારણાંને પણ હાથીદાંત અને છીપથી મઢતા. રાણ જેવા મોટા વૃક્ષો અને ગણગોટી તથા વ્હવેડિયા જેના નાના વૃક્ષોની ડાળીના પણ ઘોડા અને સોટી બનતા, જેના ઉપર રૂપાની નકશીવાળી ખોળીઓ જડતા.

ઉત્તર હિંદુસ્તાનમાં વાંસને કાપીને તેની કાતળીએ કાતળીએ ગાંઠો હોય તેની ઉપર એક ઈંચના ડાળના ઘોંડા રાખીને ડિઝાઈન બનાવીને તે ઘોંડાવાળી લાકડીઓ રાખે છે. ઘોડેસ્વારીમાં બે થી ત્રણ ફૂટની નાની સાઈઝની નેતરની સોટીઓ તથા ભેંસ અને સાબરના શીંગડાને કાપીને તેની વચ્ચે લોખંડનો સળિયો નાખીને બનાવેલી સોટીઓ વાપરતા. ઘોડાની પોલોની રમતમાં નેતરની મોટી સોટીઓ કે જેને એક છેડે હથોડી અને બીજે છેડે ચામડાનો નાકાવાળો મુઠ્ઠો બાંધ્યો હોય તેની સોટી વપરાતી. ગેડી દડાની લાકડી તૈયારી કરવી તે પણ એક કળા ગણાતી. તેમાં બોરડીના માથાવાળા ગોડા જ્યારે લીલા હોય ત્યારે તેની ઉપરથી છાલ કાઢી લેતા. આ છાલ પણ વિશિષ્ટ રીતે કઢાતી. લાકડીમાં અમુક જ જગ્યાએથી છાલ કાઢે જ્યારે અમુક જગ્યાએ છાલ અકબંધ રાખે. આ પછી આવી લાકડીને લીલે લીલી દેવતામાં શેકી નાખે. તેને ગેડી કહે છે.

જૂનાગઢી લાકડીઓમાં લાકડીને મૂળ સહિત કાપીને મૂળની ડિઝાઈન બનાવે. તેને હરણ, સર્પ વગેરેના મોરા જેવો આકાર આપે. ફકીર લોકો વાંકા ચૂંકા મૂળિયાની લાકડીઓને લેસબ જેવી બનાવે. તેમાં પણ એક છેડે સર્પ, સાવજ કે હરણનાં મોરા કોતરે. ફુલાજ ભેંસના શીંગડાનો પાછળો છેડો પૂંછડી વાળો હોય તેની હથોડી જેવા ઘાટની સોટીને હજાર ફંદી સોટી કહે છે.

કુંડલી વગરનાં લાકડાનાં કાઠાં હોય છે તેમાં બે પ્રકાર ખાસ વિશિષ્ટ છે. જે લાકડીમાં પાંચ, સાત કે નવ કાતળીઓ હોય છે, તેમાં લાકડી દેખતી, આંધળી કે ભમરાવાળી છે તે ત્રણ બાબતો પહેલાં જોવાય છે. લાકડી રાખનાર શોખીન માણસો ઉપલી ૩ વાત જોઈને જ લાકડી લે છે. જે લાકડીમાં પાંચથી માંડીને નવ કાતળી હોય છે તેમાં ગાંઠે ગાંઠે તેને આંખ હોય છે. જે લાકડીમાં પહેલી અને છેલ્લી એમ બન્ને કાતળીની આંખ એક જ બાજુ સામસામે મળી જાય તેને દેખતી લાકડી કહે છે. જે લાકડીમાં આંખ સામસામી ન મળે અને એક બાજુની આંખ બીજી બાજુ હોય તેને આંધળી લાકડી કહે છે. ભમરાવાળી લાકડીમાં કાતળીની ગાંઠની ઉપર-નીચે કાણું હોય છે. આ લાકડી ઘા કરતાં તરત ભાંગી જાય છે. માટે આવી ભમરીવાળી લાકડી લાકડીનો શોખીન ન લે. જો ભમરીના કાણામાં વાંસની ખીલી મારીને ભમરી પૂરી દીધી હોય તો ઝટ દેખાય નહીં. ઝીણી નજરે જોઈએ તો જ ખબર પડે કે લાકડી આંધળી છે, દેખતી છે કે ભમરી છે. આપણે ત્યાં એક લોકમાન્યતા એવી છે કે વાવેડિયા ઝાડની લાકડી ઘરમાં હોય તો ઘરમાંથી કજિયો મટે નહીં. માટે આવી જાતની લાકડી લોકો ઘરમાં ન રાખે.

ગોફણ (ગીલોલ) બળદના જોતર જેવા ઘાટની હોય છે. તેમાં જોતરને બન્ને છેડે બે-બે, અઢી અઢી હાથના દોરીના પલૂડિયા હોય. છે આ દોરી રંગબેરંગી સૂતરની બનાવીને તેમાંથી જોતર ગૂંથવામાં આવે છે. તેમાં ફૂમકાવાળી ડિઝાઈન પણ બનાવે છે. ગોફણના એક પલુસિયાની દોરીને છેડે નાકું હોય છે તેને ટચલી આંગળીમાં પહેરી વાળે અને એક છેડો જે છુટ્ટો હોય

તે અંગૂઠાની ચપટીમાં પકડીને વાળે. આ પછી ગોફણમાં અડધા શેરનો પાણો મૂકીને ગોફણનો ફેરવીને ઘા કરે તે પાણો ધાર્યા નિશાન ઉપર બંદૂકની ગોળીની જેમ જાય અને નિશાનને ઘાયલ કરી દે.

જતરડો પણ આવી જ રીતે ગોફણની જેમ બનાવેલો હોય છે. તેનો ઘા ગોફણ કરતાં વધારે તાકાતવાન હોય છે. તેમાં એક શેરનો પાણો મૂકીને માર્યો હોય તો પાણો ગમે તેવા મજબૂત લીલા ઝાડના થડમાં ઘૂસી જાય અને જો કોઈ માણસ ઉપર મારો કર્યો હોય તો કાં ખોપરી તોડી નાખે કે હાથ–પગ ભાંગી નાખે તેવો જોરાવર જતરડાનો ઘા હોય છે. જતરડાની એક બાજુએ લાકડાનો દાંડીઓ કડી નાખીને જોતર સાથે બાંધ્યો હોય છે દાંડીઆને બીજે છેડે પણ કડી હોય છે તે કડીમાં ચામડાની વાધરીનો ગાળીઓ હોય છે. આ ગાળીઓ હાથમાં પહેરીને લાકડાનો દાંડીઓ મુઠ્ઠીમાં રાખે અને બીજી દોરીનો પણસિયો ચપટીમાં પકડીને ઘા કરાય છે. ગોફણ કે જતરડાના જોતર કે પણસિયા સાવ ચામડાના પણ બનાવાય છે.

જતરડાના બે પ્રકાર હોય છે. ઉપર જોયો તે થયો ભરવાડ–રબારીનો જતરડો. જયારે બીજા પ્રકારના જતરડામાં ભીલનો જતરડો આવે છે. ભીલ લોકો કાંડા જેવી જાડી લાકડીના બે ચીરા કરીને તેની કમાન વાળે છે અને બકરાના આંતરડાની તાંત હોય તે કમાનને ખેંચીને બાંધે છે. આ કમાનના વચલા ભાગમાં ચામડાનું કે જાડા કપડાનું ચોરસ જોતર બાંધે છે. તેમાં પાણો ચડાવીને ઘા કરે છે. ભીલ લોકો આવી જાતનો જતરડો બહુ કુશળતાથી વાપરી શકે છે.

તીરકામઠામાં કામઠાની જાડી લાકડીના બે ફાડા કરીને તેને સાબરની તાંતથી બાંધે છે. તે લાકડીના છેડા ઉપર નકશી કરાય છે. વજનદાર લાકડીની સોટીઓમાંથી તીર બનાવાય છે, જેથી કરીને તીર કમાનમાંથી છુટે ત્યારે વેગથી જઈ શકે છે. મેંદીની જે સોટી વજનદાર અને સીધી હોય તે તીરમાં વપરાય છે તીરમાં ઉપરના છેડે લોખંડના જુદી જુદી ઘાટ-વાળા ફળા જડાય છે. એક જાડો અને દોઢેક હાથ જેટલો લાંબો વાંસ લઈ તેમાંથી ભાથું બનાવાય છે. આ ભાથું પણ ઘાટીલું હોય છે અને તેના ઉપર તરેહ તરેહના રંગ લગાડાય છે. ભાથાને જમણા ખભે પીઠ ઉપર લટકાડાય છે અને તેમાં તીર ભરેલા હોય છે. તીરની કમાન હમેશા ડાબા હાથમાં રખાય છે એટલે ભાથાને જમણા ખભે ટીંગાડાય છે. જો જમણા હાથે માથા તરફ હાથ ઊંચો કરીને તીર ખેંચાય તો તીર લેવામાં સુગમતા પડે છે.

*

પૃ. ૪૮૩થી ચાલુ]

ડેરી અને પશુપાલકનો વ્યવસાય ઘણા પ્રાચીન સમયથી ચાલ્યો આવે છે. પ્રાચીનકાળથી માનવી ઘી દૂધના વલોણા તથા ગાયો–ભેંસો જેવા પશુઓના ધણ રાખતો આવ્યો છે. આજે હવે જ્યારે સ્વયંચાલિત મશીનો તથા મોટી ડેરીઓની રચના થઈ છે ત્યારે જૂના સમયથી ચાલી આવતી આ પરંપરાએ એક અવ્ય-સ્થિત ઉદ્યોગને બદલે એક વ્યવસ્થિત વૈજ્ઞાનિક ઉદ્યોગનું સ્વરૂપ ધારણ કર્યું છે. આજે તો હવે દેશ અને દુનિયામાં ડેરી અને પશુપાલનના ક્ષેત્રે ભારે સંશોધનો ચાલી રહ્યાં છે. આપણે ત્યાં ગુજરાતમાં પણ આણંદની અમૂલ ડેરી, મહેસાણાની દુધસાગર ડેરી વગેરે જેવી દેશખ્યાત ડેરીઓ આવેલી છે. દૂધમાંથી બનતી ચીજ-વસ્તુઓ માનવ આરોગ્ય માટે આવશ્યક છે એ શોધ આધુનિક નથી, ઘણી પ્રાચીન છે. તે બનાવવાની આપણી રીતરસમો વિકેન્દ્રિત સ્વરૂપની હતી. આથી વલોણું અસ્તિત્વમાં આવેલું અને તે દ્વારા આપણે માખણ અને ઘી પ્રાપ્ત કરતા હતા. આધુનિક ડેરીઓ, એ દૂધમાંથી ચીજવસ્તુઓ બનાવવાનું કેન્દ્રિત અને વધારે વ્યાપક રૂપ છે.

સયાજી ગ્રામવિકાસ માળાના ૩૩મા પુષ્પ રૂપે પસિધ્ધ થયેલ આ પુસ્તકમાં ડેરી ઉદ્યોગની શરૂઆતથી માંડીને સહકારી ક્ષેત્રે ડેરી, દૂધની પેદાશો, તેની જરૂરિયાત વગેરે વિશે તેમ જ પશુપાલન વિષે ઘણી ઊંડાણથી ચર્ચા કરવામાં આવી છે. આ વિષયમાં રસ લેતા લોકો માટે આ પુસ્તક એક માહિનીપ્રદ વાંચન પૂરું પાડશે.

# પુસ્તક પરિચય

વનરાવન

**દીપમાળા** :- લે- દેસાઈ વાલજીભાઈ ગોવિંદજીભાઈ પ્રકા–યજ્ઞ પ્રકાશન, હુઝરાત પાગા, વડેદરાઃ કિ. રૂ.-૨

શ્રી વાલજીભાઈ દેસાઈ ગાંધીયુગના એક જાણીતા કાર્યકર છે. આ પહેલાં તેમની દસેક જેટલી પુસ્તિકાઓ પ્રગટ થઈ ગઈ છે. બાજે ઘણી જૈફ ઉંમરે પણ તેમનો વાચનરસ સારા એવા પ્રમાણમાં જળવાઈ રહ્યો છે. કોઈ પુસ્તક વાંચના વાંચતાં તેમાંથી કોઈ વાકય, કોઈ શ્લોક, કોઈ ફકરો રસાળ લાગે તો તેને નોંધપોથીમાં ઉતારી લે અને આવા ઉતારેલા વાકયો, શ્લોકો વગેરેમાંથી પસંદ કરીને થોડી સામગ્રી આ નાની પુસ્તિકામાં રજૂ કરી છે. આ પુસ્તિકામાં સુવાકયો છે, સંસ્કૃત શ્લોકો છે, નાના નાના ફકરા છે, સાખીઓ અને યુધ્ધગીતો પણ છે. તે જ રીતે અંગ્રેજીમાંથી કે સંસ્કૃતમાંથી અનુવાદિત કરેલ નાના નાના વાકયો અને કહેવતો છે અને લોકસાહિત્યના દુહાઓ પણ છે. આમ બહુવિધ સામગ્રી આ એક જ નાની પુસ્તિકામાં પ્રગટ થઈ હોવાથી રસિકજનોને તે અવશ્ય ગમશે.

**વીણેલાં ફૂલ** :- ભાગ ૪ : યજ્ઞ પ્રકાશન, હુજરાત પાગા, વડોદરા : કિ. રૂ.–૩

સર્વોદયની વિચારસરણી ધરાવતા ગુજરાતના જાણીતા દસવારિક 'ભૂમિપુત્ર'માં છેલ્લાં કેટલાય વરસોથી દર અંકે એક વાર્તા છેલ્લા પાને અપાતી આવે છે. આ વાર્તાઓની કેટલીક વિશેષતા છે અને તેને લીધે જ તે બહુજન સમાજમાં ઘણી પ્રિય થઈ પડી છે. આ વાર્તાની એક વિશેષતા તેના કદની છે. માત્ર એક જ પાનું, ૮૦ થી ૮૨ લીટી, ૭૦૦–૭૫૦ શબ્દો. કોઈપણ સાહિત્યકૃતિને આવી રીતે ચુસ્ત ચોકઠામાં ઢાળવી એ મુશ્કેલ કાર્ય છે, પણ તે છતાં સાહિત્યના આત્માને રૂંધ્યા વિના કોઈપણ કૃતિને મનમાનીતો ઘાટ આ કથાના સંપાદકો 'હરિશ્ચંદ્ર' આપી શકે છે. તે જ રીતે કથાનો વાર્તાપ્રવાહ પણ શિથિલ નથી થતો અને આખી વાર્તા વાંચ્યા પછી વાચકના મનમાં એક જાતના સંવેદનની કે કોઈક વિચારની છાપ મૂકી જાય છે.

બીજી વિશેષતા એ છે કે આ કથાઓ કોઈને કોઈ અન્ય ભાષાની વાર્તા ઉપરથી તૈયાર કરવામાં આવે છે, પણ આ વાર્તાઓ સીધો અનુવાદ કે રૂપાંતર નથી કોઈ વાર્તા વાંચ્યા પછી તેમાં રસક્ષતિ ન થાય કે તેનો પ્રવાહ શિથિલ ન બને તે રીતે તેને 'ભૂમિપુત્ર'-ના માપની બનાવાય છે અને આમ કરવા જતાં આ વાર્તાઓ એક સ્વતંત્ર નવી કૃતિ જેવી જ લાગે છે.

આ રીતે 'ભૂમિપુત્ર'માં રજૂ થએલી વાર્તાઓ-માંથી પસંદ કરેલી ૩૬ જેટલી ટૂંકી કથાઓનો સંગ્રહ લઈને 'વીણેલાં ફૂલ'નો આ ચોથો ભાગ બહાર પડે છે. આ પહેલાંના અન્ય ૩ ભાગો જેટલી પ્રસિધ્ધિ પામેલા, તેટલી જ પ્રસિધ્ધિ આ ચોથો ભાગ પણ પામશે તેવી શ્રધ્ધા છે, આવી સુંદર કથાઓ આપવા માટે 'હરિશ્ચંદ્ર' તખલ્લુસધારી બહેનો કાન્તા-બહેન તથા હરવિલાસબહેન શાહ પણ અભિનંદનના અધિકારી છે.

## ગુલમહોરના સહવાસમાં અને ફૂલોની મોસમમાં-

બન્નેના કવિ – પ્રવીણ રાઠોડ : પ્રાપ્તિ-સ્થાન – પ્રવીણ રાઠોડ, નાગનાથ ગેઈટમાં, જૂનો કુંભારવાડો, જામનગર. કિં.–અનુક્રમે રૂ.–૫/– અને ૧/૨૫. એક નવોદિત કવિના આ બે ટચુકડા કાવ્ય સંગ્રહામાં શેર, શાયરી; ગીત, અછાંદસ રચના તેમ જ લઘુ કાવ્યો આપવામાં આવેલ છે. જુદે જુદે સમયે લખાયેલી આ રચનાઓ અહીં એક જ જગ્યાએ એકત્રિત થઈ છે.

**અનુભાવિત**-લે. ડો. ઈશ્વરલાલ દવેઃ વિક્રેતા–પ્રવીણ પુસ્તક ભંડાર : ૫, લાભ ચેમ્બર્સ, બસ સ્ટેન્ડ પાસે, રાજકોટ : કિં–રૂા. ૧૫/–

લેખકનો આ ચોથો વિવેચનસંગ્રહ ગુજરાત સરકારની આર્થિક સહાય આપવાની યોજના અંતર્ગત પ્રગટ થઈ રહ્યો છે. પ્રસ્તુત પુસ્તક બે ખંડોમાં વહેંચાએલું છે. પ્રથમ ખંડમાં સાહિત્યિક અભ્યાસના ૬ જેટલા લેખો પ્રકાશિત કરાયા છે. જેમાં 'સૌરાષ્ટ્રની બે લીઓ' તથા 'પત્રકારિત્વ : સ્વરૂપચર્ચા' એ બે ધ્યાન ખેંચે તેવા છે. બીજા ખંડમાં ૨૦ જેટલા પુસ્તકોના ગ્રંથાવલોકનો, પ્રસિદ્ધ થયા છે. આ અવલોકનો જે તે પુસ્તકો પ્રસિદ્ધ થયા ત્યારે લખાએલા છે. આ પુસ્તકોમાં નવલકથા, નાટકો કાવ્ય સંગ્રહો, વિવેચન સંગ્રહો, નવલિકાઓ તેમ જ લોકવાર્તાના સંગ્રહોનો સમાવેશ થાય છે. જે તે પુસ્તક વિશે અવલોકનકારના મંતવ્યો આ પુસ્તકમાં સુપેરે પ્રગટ થયા છે.

મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી પ્રેસ, પ્રકાશનો, દરવાજા પાસે, રાજમહેલ રોડ, વડોદરા,

**ઊંડાણનો તાગ** :– લે. છોટુભાઈ સુથાર કિ. રૂ.–૧૫

આપણી સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના ઉદ્દેશથી સયાજીરાવ ગાયકવાડે જે રકમ મૂકેલી તેમાંથી 'સયાજી સાહિત્યમાળા' રૂપે વિવિધ વિષયોને લગતાં પુસ્તકો તૈયાર કરાવવામાં આવે છે. તે યોજના અંતર્ગત આ પુસ્તક ગુજરાતના જાણીતા ખગોળવિદ્ શ્રી છોટુભાઈ સુથાર પાસે લખાવવામાં આવ્યું છે. આપણે ત્યાં ઘણી વ્યક્તિઓ ખગોળમાં રસ ધરાવે છે. આધુનિક સંશોધનોએ તે વિષયના રસિકજનોમાં અધિક રસ પણ ઉત્પન્ન કર્યો છે. ત્યારે આવા જીજ્ઞાસુઓ સમક્ષ ખગોળ સૃષ્ટિની અનેકવિધ બાબતો જુદા જુદા દૃષ્ટિકોણથી આ પુસ્તકમાં રજૂ કરવામાં આવી છે. આ પુસ્તકનો ઉદ્દેશ વાચકને ખગોળના ઊંડાણમાં લઈ જવાનો છે. ખગોળ વિષયક ગુજરાતી પુસ્તકોમાં આ પુસ્તક દ્વારા એક ગ્રંથનો ઉમેરો થયો છે.

**ભારતીય વીણા** :– લે.–રસિકલાલ પંડયા કિ રૂ. ૩૧

'સયાજીરાવ સહિત્યમાળા'ના ૩૫૩મા પુસ્તક રૂપે આ પુસ્તક શ્રી રસિકલાલ પંડયા પાસે તૈયાર કરાવવામાં આવ્યું છે. વીણા એ ભારતીય સંગીતનાં વાદ્યોમાં આદિ વાદ્ય ગણાય છે. વીણાનાં યશોગાન ભારતીય કલાકારોએ મુક્તકંઠે ગાયાં છે. આજે પણ દક્ષિણ ભારતમાં વીણા એક અગત્યનું વાદ્ય છે. આમ સંગીતના એક જ વાદ્ય ઉપર લખાયેલો આ ગ્રંથ તે વિષયના ચાહકો તેમ જ વિદ્વાનોને જરૂર આનંદ આપશે. પુસ્તકના આરંભની લેખકની પ્રસ્તાવનાથી માંડીને તે પછીના ૮ પ્રકરણોમાં લેખકે આલેખેલ વીણાની ઉદ્ભવ તથા વિકાસકથા, વીણાની પરંપરાઓ, વીણા-નિર્માણ, વીણા ઉપર શ્રુતિ-સ્વર, વીણાવાદકના લક્ષણો અને વીણાના પ્રકારોના અંતિમ પ્રકરણ સુધી સમગ્ર પુસ્તક જોતાં લેખકે આ પુસ્તક તૈયાર કરવામાં કરેલી મહેનત તથા ચીવટ દાદ માગી લે તેમ છે પુસ્તકના અંતે જે અનેકવિધ વાદ્યોની આકૃતિઓ આપવામાં આવેલી છે તે આ પુસ્તકનું એક આગવું અંગ છે. ટૂંકમાં શાસ્ત્રીય સંગીતના ક્ષેત્રે છેલ્લાં થોડા વર્ષોમાં જે સંશોધનાત્મક ગ્રંથો લખાયા છે તેમાં આ પુસ્તક એક અગત્યનો ઉમેરો કરે છે.

**સંત નામદેવ**–(જીવન અને કવન) : લે–યશવંત મુસળે : કિ. રૂ. ૧૨/–

'સયાજી બાલજ્ઞાનમાળા'ના ૨૦૪ મા પુષ્પ રૂપે પ્રસિદ્ધ થએલું આ પુસ્તક મહારાષ્ટ્રના પ્રખ્યાત કવિ નામદેવના જીવન તથા કવન ઉપર સારો પ્રકાશ પાડે છે. નામદેવ સંત હતા તેમ કવિ પણ હતા. અભંગ છંદમાં કાવ્યરચના પ્રથમ નામદેવે કરેલી. અભંગ એ મરાઠી સાહિત્યને નામદેવની દેણગી છે તેમની કવિતા વધારે ભાવાત્મક તથા પ્રભુભક્તિથી તરબોળ છે. પુસ્તકના પ્રથમ વિભાગમાં સંત નામદેવના જન્મથી માંડીને તેમના સમગ્ર જીવનનું બાલભોગ્ય શૈલીમાં રસાળ આલેખન કરવામાં આવ્યું છે. જ્યારે પુસ્તકના બીજા ભાગમાં નામદેવની મરાઠી તથા હિંદી કવિતાઓ ગુજરાતી સાથે આપવામાં આવેલી છે. નામદેવરાયના ચમત્કારોની ૧૫ પ્રસંગોમાંથી બુદ્ધિગ્રાહ્ય ન હોય તેવા થોડા પરચા ઓછા કરી શકાયા હોત તો સારું થાત. બાળકો માટેનું આ પુસ્તક બાળકોને ગમશે તેની આશા છે.

**આપણો ડેરી ઉદ્યોગ** :– લે શિવાભાઈ પટેલ કિ રૂ. ૧૩/–



[અનુ. પૃ. ૪૮૧

# દાસી જીવણનાં ભજનો : હપ્તો ૯મો

સં. જયમલ્લ પરમાર

(હરિજન સંતોની વાણી)

## પદ ૯૨

કામ છે કામ છે કામ છે રે, હો મેરમજી મારે તમસે કામ છે, ટેક
સંસાર દષ્ટિયે સાસો પડયો રે. ઓરા આવોને હરિ આંયાતો આમ છે – હો–૧
સરવે કામ પીયા તમ આવે સીજે. હુકમ કરો તો હરિ ઓઃઢયાની હામછે – હો–૨
મેરૂં કરો તો પીયા મેરા કામ ચલના, ઊંઈતો દાસીનું આડું રે નામ છે – હો–૩
દાસી જીવણુ સત ભીમકાં ચરણાં, થાકી વેળાનું મારે હરિ તો કામ છે, – હો–૪

## પદ – ૯૩

જાલરી જાલરી જાલરી રે, જણુણુ જણુણુ વાગે છે જાલરી ટેક.
ઇંગલાને પીંગલાં સુખમણાં સાધીલે, માંઇ મેરમજી સરખા દીસે છે, જાલરી–જણુણુ ૧
વિના દીપક એક જ્યોતિ જલત હે, માંઇ ખન ખન ખુબી રે દીસે છે ખ્યાલરી–જણુણુ ૨
જીણે જીણે સ્વરે ત્યાં જલમલ જ્યોતિ. માંઇ તનનન વાગે છે જીણી હો તાલરી–જણુણુ ૩
દાસી જીવણુ સત ભીમ કેરાં ચરણાં, નાથજીને નેડલે થઇ છું ન્યાલ ·રી, જણુણુ ૪

## પદ – ૯૪

ઘુઘરી ઘુઘરી ઘુઘરી રે, માંઇ તો ધનનનન વાગે છે ઘુઘરી, ટેક.
પીયુંજી પીછાન્યા વિના સખી કેસે કાવે, ઇનો ઓળખ વિના રઈ છે ઉધરી – ધન ૧
વંકનાળમાં જુવોને વિચારી રે. ત્યાં તો ડુંગર ઉપર એક દીસે ડુંગરી – ધન ૨
અજબ ઝરૂંખે મારો સાંમ બીરાજે, ત્યાં જલ મલ જલ જલ જલ જ્યોતિ જો ધરી ધન – ૩
દાંસી જીવણુ સત ભીમ કેરાં ચરણ! ત્યાં સીંગીને નોબત વાગેરે ચોધરી, ધન – ૪

## પદ ૯૫

નેડલે નેડલે નેડલે રે, હે નટવરજી સાથે મોહી છું નેડલે. ટેક
શામળા વિના મારે ઘડીએ ન ચાલેરે, હસી હરખ ઇ રઇ છું હરિને હેડલે હે નટ–૧
કાં તો મોહનજી મારે મંદીર પધારે, નીકર કૃષ્ણજી ચાલે ત્યાં ચાલુ કેડલે- હે નટ-૨
વનરા વનકી કુંજ ગલનમેં, તક હુઈ તબ આવી હરિ ને તેડલે, હે નટ–૩
દાસી જીવણુ સત ભીમ કેરાં ચરણાં, ખરીબટ લગી હું તો તોરે છેડલે- હે નટ–૪

## પદ ૯૬ ગરબી

મારે કરવી વાલમ સાથે વાત, બાઇ મારે મેરમજીને માણુ વારે, ટેક.
સખી સનેડો કરતાં નંદલાલ સેંરે, મારા ચીતડામાં હતી ઘણી ચાંત્ય–બાઇ મારે. ૧

હરિને પકડી લાવો મારા હાથમાં રે, એને હેમની ઢળાવી દઊં ખાટ- બાઈ મારે. ૨
હવે સોકડલી મુને શું કરે રે, મેતો' હરિને કરી લીધા હાથ - બાઈ મારે. ૩
સખી દાસી જીવણ ચરણ ભીમનાં રે, એવી પડેલ પડોળે ભાત- બાઈ મારે. ૪

## પદ ૯૭ ગરબા

મોકેં ડરસન ડે મુજા વલારે, મુજ પર મેહેરૂં કરે,
આંઉં તોજે પલેડે પીયા જીરે. મોકે ડરસન ડે. ટેક-

ધુંનડે ધણી મુજી ધણપત કરજા, તમ જોગ ટાણું છે- આંઉં તોજે-૧
સરવે ગુના મુજા માફ કરીજા, લાલન ખબરૂં લે- આંઉં તોજે-૨
સંસાર સાગર મહા જળ ભરીયો, તેમાંથી તારી લે- આંઉં તોજે-૩
સગારે કુટમજી છોડી રે સરજાદા, ચરણો તોજો છે- આંઉં તોજે-૪
દાસી જીવણ સત ભીમકે ચરણાં, કરજોડી અરજુંએ- આંઉં તોજે-૫

## પદ ૯૮ સાવળ

ધન્ય કુંવર રામદે મેં ચરણા ગત આયો, બાપજી ભલેં તેં પરચો પાયો- ધન્ય ૦ ટેક

ધન્ય તુવરાં ઘેર તીલક લાયો, ધન્ય અજમલરો જાયો-
ભલો તે પરચો પીંગલેં પાયો, જુગતેં દુધ જમાયો- ધન્ય ૦ ૨

મકા મદીના દાવલ દરીયા, કાશબ કળા કીલાયો-
પીર હીંદવાનો પરચો લેવા, ઓહી ઔલીયા આયો- ધન્ય ૦ ૨

રીધ્ધી નીપાઈ રામ રાજકી, બાજુ કર બોલાયો-
ફીર ઓલીયા સુ કર બોલ્યા, લાખ પતર નહિ લાયો- ધન્ય ૦ ૩

અધર ધોતીયાં આભ ઉપરે, સોઇ રામ સુકાયો;
આપે ઇચ્છા ધરી મનમાં ગેબેં પતર મગાયો- ધન્ય ૦ ૪

ધન્ય ધન્ય પીરજી પરચા તમારા, આપ દીદારેં આયો;
ઉઠી ઓલીયો મલ્યા પછમ પર, મેર રખો પીર માયો- ધન્ય ૦ ૫

પીર ચોપાટેં રમે સોગઠે, સામ સામે દો ભાયો;
સ્નેહ હતો તારે સાવકાર સાથે, સહેજે જાજ ચલાયો- ધન્ય ૦ ૬

એડી બાતરી ગમ નહિ મુજને, તું અકળ કળા લઇ આયો;
દાસીજીવણ સત ભીમ કેરાં ચરણાં, પીરાં તણો ગુણ ગાયો- ધન્ય ૦ ૭

# 'ઊર્મિ નવરચના'ના નીચેના અંકો વેચવાના છે
## જૂજ નકલો બાકી છે

૧૯૬૭નો- ડિસેમ્બરનો અંક
એ મુજબ

૧૯૬૮-મે, જૂન, ઓગસ્ટ, ડિસેમ્બર.

૧૯૬૯-માર્ચ, એપ્રિલ, સપ્ટેબર.

૧૯૭૦-જાન્યુ, એપ્રિલ, મે, સપ્ટેમ્બર.

૧૯૭૧-ફેબ્રુ, એપ્રિલ, જૂન, જુલાઇ, ઓગસ્ટ.

૧૯૭૨-જાન્યુ, ફેબ્રુ, માર્ચ, મે, જૂન, સપ્ટેમ્બર.

૧૯૭૩-જાન્યુ, ફેબ્રુ, માર્ચ, મે, જૂન, જુલાઇ, ઓગસ્ટ, ડિસેમ્બર.

૧૯૭૪-જાન્યુ, ફેબ્રુ, માર્ચ એપ્રિલ, જૂન, જુલાઈ, ઓગસ્ટ, સપ્ટેમ્બર, ડિસેમ્બર.

૧૯૭૫-જાન્યુ, ફેબ્રુ, માર્ચ, એપ્રિલ, મે, જુલાઇ, ઓગસ્ટ, સપ્ટેમ્બર, ડિસેમ્બર

૧૯૭૬-જાન્યુ, ફેબ્રુ, માર્ચ, એપ્રિલ, મે, જૂન, જુલાઇ, ઓગસ્ટ, સપ્ટેમ્બર, ઓકટોબર, નવેમ્બર ડિસેમ્બર

૧૯૭૭-જાન્યુ, ફેબ્રુ, માર્ચ એપ્રિલ, મે, જૂન, જુલાઇ, ઓગસ્ટ, સપ્ટેમ્બર, ડિસેમ્બર

**દરેક અંકની કિંમત બે રૂપિયા : પોસ્ટેજ-ફ્રી**

'ઊર્મિનવરચના' : ૧૩, જાગનાથ પ્લોટ : રાજકોટ : ૩૬૦૦૦૧

વિના લવાજમે 'ઊર્મિનવરચના' દરમાસે મળ્યા કરે તેવી

# સ્થાયી ગ્રાહક યોજના

ઊર્મિનવરચનાનું વાર્ષિક લવાજમ અત્યારે રૂ. ૨૦–૦૦ છે અને તે અગાઉથી ભરવાનું હોય છે. આ ઉપરાંત 'સ્થાયી ગ્રાહક યોજના' મુજબ પણ ગ્રાહક થઈ શકાય છે. તેમાં ૩૦૦ રૂપિયા જમા કરાવનાર ગ્રાહકને 'ઊર્મિનવરચના' દર માસે વિના લવાજમે મોકલાય છે. આ સ્થાયી ગ્રાહક યોજનાની વિશેષતા એ છે કે ગ્રાહક ઇચ્છે તો કોઈ પણ એક વર્ષ પૂરું થયા બાદ ગમે તેટલાં વર્ષો પછી પણ ત્રણ માસ અગાઉ જાણ કરીને ભરેલી રકમ પાછી મેળવી શકાય છે અથવા બીજી કોઈ વ્યકિતના નામે ફેરવી શકાય છે.

ડિપોઝિટની રકમ
દેશમાં રૂપિયા ૩૦૦–૦૦
પરદેશમાં રૂપયા ૬૦૦–૦૦

પૈસા ચેક, ડ્રાફ્ટ કે મનીઓર્ડરથી મોકલી શકાશે,
અથવા રૂબરૂ રાજકોટ કાર્યાલયે ભરી શકાશે.

'ઊર્મિનવરચના' : ૧૩, જાગનાથ પ્લૉટ : રાજકોટ–૩૬૦૦૦૧

## ૩૦૦૦ દુહા–સોરઠાનો

મબલખ ખજાનો એટલે દુહા–સોરઠાનાં
સર્વાંગી મૂલ્યાંકન સાથેનો વિશિષ્ટ અંક

# દુહો દસમો વેદ

લોકસાહિત્યમાં અપ્રાપ્ય અને અતિપ્રિય અંક

લોકસાહિત્યમાં અશ્વ
અને
લોકસાહિત્યમાં નારી

બન્ને અંકોની થોડી નકલો મળી આવી છે.

**લોકસાહિત્યમાં સિંહ** — **આંભી અને પાળિયા**
**લોકાહિત્યમાં પક્ષીઓ** — **ધર્મ સાધના**
**લોકભરત ને કંડાર**

ઉપરના દરેક અંકો પાકા બાઇ-ડીંગમાં મળશે. દર એક અંકની કિંમત ૧૫–૧૫ રૂપિયા અને રજીસ્ટર્ડ પોસ્ટેજના રૂા. ૨–૭૫ મળી રૂા. ૧૭–૭૫ નો મનીઓર્ડર કરવાથી મોકલાશે. વી.પી. નથી કરતા.—વ્યવસ્થાપક

'ઊર્મિનવરચના': ૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ–૩૬૦ ૦૦૧

ઊર્મિ નવરચના

આદ્ય તંત્રી : સ્વ. ઈશ્વરલાલ મો. દવે
તંત્રી જયમલ્લ પરમાર
ફેબ્રુઆરી : ૧૯૮૦
સળંગ અંક ૫૯૯

# આ પ્રાણ ને મન આવ્યાં ક્યાંથી ?

સૃષ્ટિમાં રૂપની વિવિધતાની શરૂઆત થઈ તે પહેલાં કહે છે કે એક બળબળતી વરાળ જ હતી. તેમાંથી ગેસ ઉત્પન્ન થયો. કરોડો વર્ષ સુધી આ ગેસ ઠંડો પડતાં એમાંથી ટુકડા જેવા વાદળાં છૂટાં પડયાં. એમાં ક્રમરૂપે તારાઓના ટોળાની નીહારિકા બની. એમાંના એક તારા–સૂર્યના શરીરમાંથી એક ટુકડો છૂટો પડીને પૃથ્વી પેદા થઈ. એંસી કરોડ વરસ સુધી તેમના ઉલ્કાપાતો બાદ જ્વાળામુખી પર્વતો, ઊની વરાળના ફુંફાળ, પ્રવાહી વાયુનું વાયુ–વમન, ગરમ પાણીના ફુવારા, ધરતીકંપો, જળને ઠેકાણે સ્થળ અને સ્થળને ઠેકાણે જળની ઉથલપાથલ અને છેવટ ધરતી બંધાઈને ઠરતાં એની વચ્ચે આ જીવનની ઉત્પતિ ક્યાંથી થઈ ?

ઈલેક્ટ્રોન, પ્રોટોન, ન્યુટ્રોન, હાઈડ્રોજન, નાઈટ્રોજન, ઓક્સિજન, રેડિયમ, હિલિયમની એક વિરાટ જીવનહીનતાની વચ્ચે આ પ્રાણ ક્યાંથી આવ્યો ? અને પ્રાણની સાથે મનનો ઉદ્‌ભવ ક્યાંથી થયો ? સૃષ્ટિની સૌથી આશ્ચર્યકારક ઘટના તો આ છે.

કરોડો વર્ષો પહેલાં જેણે દેખા દીધેલી કહેવાય છે એવો જીવકોષ આવ્યો અને જીવટો મહાન ઈતિહાસ પોતાની સાથે ગુપ્ત રીતે લઈ આવ્યો !

અપૂર્વ શિલ્પસંપત્તિવાળું તેનું સર્જનકાર્ય ડેકે ડેકે નવા પ્રયોગો દ્વારા અવીરત ચાલ્યા જ કરે છે. યોજના, સંશોધન, કાર્યતંત્ર ઊભું કરીને એનું સંચાલન કરવાની બુદ્ધિ ગુપ્તભાવે એમાં ક્યાં રહેલી છે એની આપણે કલ્પના પણ કરી નથી શકતા.

જીવાણું કોષની મુખ્ય ક્રિયા છે બહારથી ખોરાક મેળવીને જીવન ટકાવી રાખવું અને મોટા થવું. પોતાના જેવા જીવને ઉત્પન્ન કરી વંશધારા ચાલુ રાખવી. આ આત્મરક્ષા અને વંશરક્ષાના જટિલ પ્રયત્નો આ જીવાણુંઓ ઉપર ક્યાંથી આવી પડયા ?

અજીવ વિશ્વમાં જે બધા બનાવો બને છે એની પાછળ સમગ્ર જળ–જગતની ભૂમિકા રહેલી છે. તે બધા બનાવો જાણવા પાછળ મનની ભૂમિકા કઈ છે ? આ મુશ્કેલ પ્રશ્નને સાથે લઈને પ્રાણ અને મન પૃથ્વી ઉપર અવતર્યા છે.

પૃથ્વીમાં સર્જનના ઈતિહાસમાં એમનો આવિર્ભાવ અકલ્પ્ય છે. પરંતુ બીજા બધા સાથે સંબંધ વગરની કોઈક વસ્તુ સાવ આકસ્મિકરૂપે આવી પડે એમ માનવીની બુદ્ધિ ના પાડે છે.

આપણે જડવિશ્વની સાથે મનોવિશ્વનું મૂળગત ઐક્ય-સર્વવ્યાપી તેજ અથવા જ્યોતિ પદાર્થમાં કલ્પી શકીએ છીએ. ઘણા સમય પછી વિજ્ઞાને શોધી કાઢયું કે ઉપલક દૃષ્ટિએ જે સ્થુળ પદાર્થો જ્યોતિવિહીન લાગે છે તેમાં પણ ગુપ્ત રીતે જ્યોતિની ક્રિયા અહર્નિશ ચાલ્યા કરે છે. એ મહા જ્યોતિનો જ સુક્ષ્મ વિકાસ પ્રાણમાં અને વધુ સુક્ષ્મતર વિકાસ ચૈતન્યમાં અને મનમાં જોવા મળે છે. વિશ્વ સૃષ્ટિના આદિમાં મહાજ્યોતિ સિવાય બીજું કશું જ જ્યારે મળતુ નથી ત્યારે એમ કહી શકાય કે ચૈતન્યમાં તેનું પ્રાગટ્ય છે. જળમાંથી જીવમાં ને એકે એક પડદા ઊપડતાં ઊપડતાં માણસમાં એ મહા ચૈતન્યનું આવરણ ખોલી નાખવાનો પ્રયત્ન ચાલી રહ્યો છે. ચૈતન્યની એ મુક્તિની અભિવ્યક્તિ જ લાગે છે કે સૃષ્ટિનું અંતિમ પરિણામ છે.

– સં.

# ઊર્મિ નવરચના


તંત્રી : જયમલ્લ પરમાર

વર્ષ : ૫૦ ફેબ્રુઆરી : ૮૦ : અંક : ૧૧ : સળંગ અંક : ૫૯૯






**ગ્રાહકોને નોંધ લેવા વિનંતી**

દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

ઓકટોબર નવેમ્બર સિવાય કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે ફરિયાદ કર્યા બાદ કાર્યાલયને નકલ મોકલવી. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિનવરચના'ના લવાજમના દર

| | |
|---|---|
| વાર્ષિક-દેશમાં | રૂ. ૨૦-૦૦ |
| વાર્ષિક પરદેશમાં | રૂ. ૪૦-૦૦ |

લેખકોને--

લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રીઓ તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

પ્રકાશકોને—

બદલાનાં સાપ્તાહિક, પાક્ષિક માસિક વગેરે તથા અવલોકન માટેનાં પુસ્તકો નીચેના સરનામે મોકલવાં.

એજન્ટોને—

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.


ઊર્મિનવરચના કાર્યાલય
૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ ૩૬૦૦૦૧( જિ. રાજકોટ



માલિક, મુદ્રક અને પ્રકાશક : રાજુલ ઈ. દવે : ૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ-૧

મુદ્રણસ્થાન : સ્વરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે : રેસકોર્સ રોડ, રાજકોટ-૧

ગ્રામસ્વરાજની કેડીએ અગ્રેસર

# ગામડું ગોમટા



ગોમટાના ૭૨૦ કુટુંબોનો સામુહિક પુરૂષાર્થ સફળતાને વર્યો છે. રાજકોટ જિલ્લાના આ ગામની પંચાયતે ૧૯૭૭-'૭૮ની રાજ્યની સર્વશ્રેષ્ઠ પંચાયતનું બહુમાન મેળવ્યું છે. ગોમટાની ગતિશીલતાના આ રહ્યા મહત્વના સિધ્ધિ-સોપાનો :

* ૨૮૮ પિયતના કૂવાઓ * ૧૯૫ વીજળીક મોટરો * ૮૫ ઓઇલ એન્જીનો * ૩ અનુશ્રવણ તળાવો * ઘેર ઘેર પાણીના નળ * ૩૫૦ રબર ટાયરના ગાડાંઓ * પ્રાથમિક આરોગ્ય કેન્દ્ર * પશુ સારવાર કેન્દ્ર * ગૌશાળા * બાલમંદિરથી ઉચ્ચ માધ્યમિક સુધીની શાળાઓ * પુસ્તકાલય-વાચનાલય * ટેલિફોન એક્સચેંજ * બે બેન્કો * ટીન ફેક્ટરી * ખેતીના ઓજારો બનાવવાનાં ૨ કારખાના * તેલની ૪ મીલો * ગ્રામરક્ષક દળ * ખેતી વિષયક સહકારી મંડળી * ગામના હરિજન કુટુંબો અને માજી સૈનિકો માટે સાંથણીમાં જમીન * ગ્રામોદ્યોગો, કુટુંબનિયોજન, ગટર યોજના, સમાજ સુધારણા વગેરે સર્વાંગી વિકાસના અંગો.

## ગોમટા સાકાર કરે છે —
## ગ્રામસ્વરાજનું સ્વપ્ન



હાર્દિક શુભેચ્છાઓ સાથે

# જનાબ લાલભાઈ કુંદીવાલા

(ધારાસભ્ય)

મેમણ સોસાયટી

દાણી લીમડા : અમદાવાદ

હાર્દિક શુભેચ્છાઓ સાથે

# જનાબ રફયુદ્દીન શેખ

(મ્યુનિસિપલ કોરપોરેટર)

(ઇટાલિયન બેકરી : મશીન રોડ)

રાયખડ : અમદાવાદ-૧

# કબીર સાહેબનો પિયાલો

ભજનોમાં આજે તાલની મસ્તી ચડાવાય છે. જેમ હારમોનિયમમાં સૂરની ખીલાવટ નથી સમજાતી તેમ ભજનોમાં ઝાંઝ, મંજીરાં કે વાજાં-તબલાંની ધમાચકડીમાં ભાવની મજા નથી પરખાતી. ભજન, ભાવનું ગાણું મટીને તાલના તોફાનનું ગાણું બન્યું છે. મંદિરોથી માંડીને રેડિયો સ્ટેશન સુધી એજ હાલત છે.

જેને પ્રભુપ્રેમના, ભક્તિની મસ્તીના પ્યાલા પવાતા એ પ્યાલાની ખુમારીથી ગવાતાં ભજનો જવલ્લે જ સાંભળવા મળે છે. કાઠિયાવાડીકરણ થઇ ગયેલું કબીર સાહેબનું પ્યાલાનું એક ભજન અહીં આપ્યું છે.

પ્યાલા મતવાલા પ્રેમના પીનારા ગયા કે શું ? પ્યાલાનાં ભજનોની શબ્દ રચના જ માનવીને ચકચુર બનાવી દયે તેવી હોય છે. અવરોહનું આ ગાન પર્વતના શિખરેથી જળધોધ પડતો હોય એવો નાદ વૈભવ, બબ્બે-ચાર ચાર માત્રાનો અવકાશ આપીને જે ઝટકા આ ભજનગાનમાં અપાય છે તે સાંભળતી વખતે જાણે કે અંગે અંગને ઝાટકી પછાડીને માયાની રજે રજ ખંખેરી નખાતી હોય એવા ભાવ પ્રગટે છે.

હે ...જી પિયાલા પ્રેમરસકા ભરપુર પિયાલા,
હરિરસકા ભરપૂર પીઓ કોઇ;
ઘટાક ઘટાક ઘટાક, ઘટાક પીઓ કોઇ,
લાગી સંતો સદ્‌ગુરૂ વચનોં કી ચોટું લાગી,

હારગુરૂ વચનોંકી ચોટું, કલેજામેં
ખટાક ખટાક ખટાક, ખટાક કલેજામેં -હેજી.

પિંડકું ખોજો, તમે દિલકું ખોજો,
બાહિર રહ્યો તું ગૂંચવાઇ,

તીરથ માતર, સબ ઘર ભટકયો, મરીગિયો તું,
ભટાક ભટાક ભટાક, ભટાક મરીગિયો-હેજી.

સાધના વિના કોઇ નવ સિધ્યા,
માયામાં રિયા લપટાઇ;

દિલ દરિયાને જે નવ સમજ્યા, મરી ગિયા એ,
ફટાક ફટાક ફટાક, ફટાક મરી ગિયા -હેજી.

શુન્ય શિખરમેં પિયે પિયાલા,
દિલ દેવે વો દાટ;

મોરધજ રાજાએ અંગ વેરાવ્યાં ખૂલી ગયા જેના,
કપાટ કપાટ કપાટ, કપાટ ખૂલી ગયા -હેજી.

કહત કબીરા સાબ, સુનો મેરે સાધુ,
એહી પદ હે રે અગાધ;

સંતો મળીને ગોદડી બિછાઇ, તમે બિછાઇ લ્યો,
ઝટાક ઝટાક ઝટાક, ઝટાક બિછાઇ લ્યો-હેજી.

# પીપાવાવના પ્રતાપી સંત

જયમલ્લ પરમાર

જોગમાયા બંગાળણ ગોમતીમાઈનો પુત્ર ગીગારામ મહંતનો જ્યાં મનમાં સંકલ્પ થાય ત્યાં કાયાને કસવા લાગ્યો. પીપાવાવ જગ્યા એટલે ભક્તિ અને કર્મની દીપમાળા. મંદિર માથે આઠેક ધજા ચડીને ઊતરી. અખંડ ઉદ્યમી એવા પડછંદ ગીગારામને કેઈ દોખીએ મેણું માર્યું કે :

"હા ભઈ હા, આ કાળિયો તો ધરમદાસજી મા'રાજને કાશીએથી કાવડ લઈને નવરાવશે."

ગીગારામને ઝાટકો લાગ્યો. મહંતની રજા લઈ પગપાળો કાશીને મારગે પળ્યો. બરાબર નવમે મહિને મા'રાજની ઝાલર વાગવા ટાણે ખભે કાવડ લઈને ઈન્દ્ર મારાજના ઐરાવત સમા ગીગારામે રણછોડરાયને અને ગુરૂજીને નવરાવ્યા.

આ ગીગારામને તુલશીશ્યામના મહંત નરભેરામજીએ પીપાવાવની જગ્યાનું ટીલું કર્યું. પીપાવાવને જમીન સાત હજાર વીઘા, પણ વાવેતર કરાય એવી તો પાંચસો છસો વીઘા જ. બાકીની ખારો થઈ ગયેલી. ઝોલાપર અને મજા કરતા ચારણને આયર ગોવાળીઆ એમાં માલ ઢોર ચારે પછી નિપજ ક્યાંથી આવે?

આમ તો એ બધા જગ્યાના સેવકો, પણ ધરમાદા જગ્યાનો મફતનો માલ કોણ છોડે? સમજાવ્યા ન જ સમજ્યા પછી ગીગારામ કાળભૈરવ જેવો થયો.

એકલે પંડે ડાંગ લઈને એણે રખોપા ખેલ્યા. ચારણ ને આયરના જુવાન ગોવાળિયાએ ને લાકડિયુંના ઉપદેશ દેવા માંડયો. જ્યાં લાકડી કારગત ન નિવડી ત્યાં બથંબથા આવીને ભલભલા જુવાનોનાં માથાં ભાંગી નાખ્યા. સેવા-ચાકરી પાછા જગ્યામાં લઈ જઈને કરે ને શીરો ખવડાવે.

એક વરસમાં પચાસેક ધીંગાણા થયા હશે. એક જબ્બર જુવાનને પછાડીને જયારે ગીગારામે એને જમરાજા હારે વાતું કરાવી ત્યારે એની ફેં ફાટી રહી.

આમ બાવે ભાંગેલ ખેતી બેઠી કરી. પંદરેક વરસે અઢી હજાર મણ બાજરો ને પાંચસો મણ તલ ઉતરવા માંડયા અને રજકા બકાલાના તો ઢગલે ઢગલા.

ચારશોક વીઘામાં સુરજનું મોઢું ન ભળાય એવી કાંટય વવરાવી. બાવો એટલે માગી ખાનાર નહીં, પરિશ્રમ દ્વારા જરૂરતો ઊભી કરવા માંડી. બાબરીઆવાડ ને વાળાક પંથકના લોકો ખેતીની કલા એની પાસેથી શીખ્યા.

અન્નક્ષેત્ર તો હતું જ. પછી સંક્રાંતિ, બળેવ અને બેસતા વરસનાં જમણ બાંધ્યા. બ્રહ્મભોજન, દાનદક્ષિણા અને ઉપર થાળી, હાંડા, ધોતિયાને પિતાંબરીની લહાણી કરે. સાધુ બ્રાહ્મણને સાથે લઈ ચારેય ધામની જાત્રા કરાવી.

છપ્પનિયાકાળે ખીચડીની દેગો શરૂ કરી તે ઠેઠ કાળ ઊતર્યા સુધી ચાલુ રાખી ક્યાંયથી માગીને નહીં, પણ પોતાની જ મહેનતનું.

એ કાળો દુકાળ ઊતરવા ભાવનગર રાજ્યે કામ ખોલેલા તે દસેક હજાર માણસો વિકટર-મહુવા, જેસર, સણોસરા વગેરે જગ્યાએ તળાવો તેમ જ સડકોમાં કામ કરે. એ બધાં કામકાજની દેખરેખ સીમ્સ નામનો એક ગોરો ઈજનેર રાખતો, પણ જેવો બુદ્ધિમાન એવો જ કરાફાત.

આ સીમ્સ સાહેબે ભાવનગરનું બારૂં નકામું જણાતા વિકટર બંદરની રચના કરી અને ઈંગ્લાંડના

રાજાના ભત્રીજા આલ્બર્ટ વિક્ટરને એ બંદરે ઉતારીને મહારાજા તખતસિંહજીના નામની તકતી ઉતારીને એ જ વખતે આલ્બર્ટ વિકટરનું નામ પાડી દીધું. તે દિવસથી એ પોર્ટ આલ્બર્ટ વિકટર કહેવાય છે. આપણે વિકટરના ટૂંકા નામે ઓળખીએ છીએ. આવો એ ગોરો કરાફાત ને કાળ-ઝાળ હતો.

સડકનું કામ આગળ હાલતાં વિકટર-રાજુલાની સડકની લાઇન દોરી નીકળી અને લાઈન પીપાવાવની જગ્યાના ખેતર વચાળે જ બરાબર પડી. ત્રીસ ત્રીસ વરસથી લોહી રેડીને બનાવેલા ખેતરમાં ઝંડીઓ રોપાઈ ગઈ. ના, ઝંડીઓ તો રોપાણી ગીગારામના કાળજા વચાળે. જળ જંપી ગયેલાં ત્યારે સ્નાનપૂજા પતાવી, કામકાજ આટોપી, થોડાં માલ ઢોરને પંપાળી બાવે બે જોટાળી સીસકાની બંધૂક ઉપાડી. આમળા આમળા જેવી બે ગોળી ઠાંસીને ભરી. એક કોપીનભેર ખભે બંદૂક ઝુલાવતો કાળભૈરવ જેવા ડગલાં દેતો ખેતર વચાળે જઈને ઊભો રહ્યો.

સીમ્સ સાહેબને આવવાનું ટાણું. બરાબર ઘોડે ચડીને આવતાં ભાળ્યો. જરાક નજીક આવતાં જામગરી જગતી કરી. સીમ્સની છાતી સામે નિશાન લીધું. કાળઝાળ ખરો પણ ગોરો ચતુર પ્રાણી ચેતી ગયો. સામનો કરવા જતાં બાવો ફુંકી મારતા વાર નહીં લગાડે ને ગોરે પલટો ખાધો.

'ક્યા હૈ મેત સા'બ! યે ક્યા તમાશા લગાયા?'

'દૂર ખડે રહ કર બાત કરના સા'બ ! જરા ભી નઝદીક આયા તો મૈં ઉડા દૂંગા'. ગીગારામના અવાજમાં મોત ગાજતું હતુ.

મગર બતલાઓ તો સહી ! મામલા ક્યા હૈ ? હમકો ગોલી લગાનેસે આપકો ક્યા ફાયદા ? સીમ્સ સાહેબને ગીગારામ હતો એના કરતાં વધારે ભયંકર જણાયો.

'બાત ક્યા બતાયે? યે રણછોડરાય કે ખેતમેં લાલઝંડી કયું લગાઈ ?'

'અરે બાબા ! લોગોંકો રોટી દિલવાને કે લીએ. આપકા હી કામ મેં કર રહા હું.''

'પહેલે યે લાલ ઝંડી સબ ખેતમેં સે ઊઠા લો ફિર બાત કરો.'

ગોરો સમજી ગયો કે ગીગારામ કાં મારશે કાં મરશે ઝંડી ઉપડાવી લીધી. વાતચીત કરી. ગીગારામની જીદ પાછળની ભાવના ગોરો સમજી શક્યો. ગીગારામજી સાહેબને જગ્યામાં લઈ ગયા. ગોરો તો જગ્યાની સફાઇ, વ્યવસ્થા અને કર્મભાવનાથી ખુશ થઇ ગયો. આદર-ભાવ ઉત્પન્ન થયો. ભાવનગર રાજ્ય તરફથી પાંચસો રૂપિયાનો દરમાયો જગ્યાને બંધાવી આપ્યો. એવા અખંડ ઉદ્યમના ચરખાસમા સેવાના વ્રતધારી પરાક્રમી કર્મયોગી ગીગારામજી સવંત ૧૯૮૦માં દેવ થયા. અસ્ત પામતી સાધક શૂરાની પરંપરાનો જાણે કે છેલ્લો તીખારો બુઝાઈ ગયો.

*

પૃ. ૪૯૬થી ચાલુ]

તેડાં મેલી સોલંકી તેડારોગા,
આયા રાણોરાણ;
કરમર તણો પારીહો કીધો,
ધાંય બધાનો કાઢયો ઘાણ -૧૧
સરઠું'માં વેચાણી સાકર થાનક,
થાનક ઠંકો થિયો

જાડે દળે લેળો દેવળો જાલમગઢની,
ગાદીએ સધણ ગિયો -૧૨
આયો સધણ નવસરઠ આવી,
બોલી ન શકે ભુપ બિયા;
રંગ છે આયર દેવરા રાણા,
રા'રાખે બાંધો મલક રિયો. -૧૩

# રા' નવઘણનું એક પ્રાચીન ગીત

સં.-કાનજીભાઇ બારોટ

અહીં રજૂ થયેલ ગીત કહે છે કે જદન સોલંકીએ નવસોરઠ લીધી. બાનડી વાલબાઇ બાળક નવઘણને લઇને બોડીદર દેવરા બોદલને સોંપી આવી. દેવરા બોદલના દીકરાનું નામ વાહણ નહિ, પણ ઉગો છે. ૧૧મે વરસે સોલંકીને ભાળ મળતાં નવઘણનો વધ કરવા બોડીદર આવે છે. નવઘણને બદલે ઉગાને હાજર કરતાં ઉગો સાંગ ફેંકે છે. એને નવઘણ જાણી ઉગાનો વધ કરી જાય છે.

દેવરો બોદલ જાહલના વિવાહ નિમિત્તે સુબા અને સોલંકીઓને પાછો બોડીદર નોતરે છે. પછી તરવારના ભોજન પીરસીને મોઢાં ભાંગે છે ને એ પછી આહિરોને જૂનાગઢ લઈ 'રા નવઘણને ગાદીએ બેસાડે છે. નવઘણને અહીં સઘણુ કીધો છે.

ગીત ઠીક ઠીક પ્રાચીન છે. કદાચ અધૂરૂં હોય. નામાચરણ નથી. રચનામાં પ્રાચીન ગુજરાતીની છાંટ છે, પણ નવઘણની અત્યાર સુધી કહેવાતી વાતોને એક નવો જ વળાંક આપે છે. ઇતિહાસના પાસામેળ માટે આવાં ગીતો આવકાર્ય છે.

બોડીદર ઉના પંથકમાં છે. ગામની બહાર ઉગાની દેરી છે. બોદલ આહિરો અત્યારે સોરઠમાં નથી, બારાડીમાં છે. કેટલાક વખતે છેડાછેડી છોડવા ત્યાં કોઇ કોઈ આવે છે. આહિરોના અદ્દભુત શૌર્ય અને ખાનદાનીના સ્મરણરૂપે એ દેરીને સ્થાને મોટું સ્મારક રચવા આહિરો તરફથી કેટલાક સમય પહેલાં નિર્ણય લેવાયેલો.

સરઠું નવ લોહિયું જદન સોલંકીએ,
ઠોર ઠોરે ડંકો થિયો—;
ભડે ભડ આથડયા ભાથી,
લોંઠે જુનો દરંગ લિયો –૧
બંધવતી વાલબાઈ બાની,
થડકો નવઘણનો એને થિયો:
રા' ને મારો નાથજી રાખેરા',
રાખે બાધો મલક રિયો -૨
સરઠાં તણો લિયો સુબો,
હાલી કેડાં હરિ હરિ;
એહ થકી બોડીદર આવી,
કાકા આગળ રાવ કરી –૩
ગરવો ગિયો ને ગિયો જુનોગઢ
સઘળી ગઇ નવે સોરઠ;
બોડીદરવાળા દેવરા બોદલ,
પરતુ મળીને કરો પરઠ –૪
બળવંત આયર દેવરો બોલ્યો,
થાવાવાળી ભલે મર થાય;
રા' નો વંશ ભલંજી રાખું
જાય તો કુળ બધું મર જાય –૫
એવાં વરસ ગિયાં અગિયારે,
જમે લેતા વાત જડી;
કળહીણવાત રામહીંએ કીધી,
સોલંકી આયો કટક ચડી –૬
વંકે દખે આવી ગામને વીંટયું,
બીવા માંડયો દેશ બિયો;
"રા'નુ બી દેવરા રાખ્યું ?"
ત્યાં દેરી ઉગા આણ દિયો –૭
અણભંગ વકર હુવો રા' ઉગોભડ,
હાલ્યો તકે કરમં ભરી;
જાડાં દળ હતાં જે અરીનાં એમાં
કોપે સાગની ચોટ કરી –૮
મર્દ જાણી રા'ઉગાને માર્યો,
સોલંકી ગયો કટક ચડી;
પછે સુબો જુનાગઢ પુગ્યો;
ગામોગામ તંબાળ ગડે –૯
પોં બાંધી આયર પરિયાણા,
કારજ ઉપર વાત કરો;
આયાં જોસો લંકી આવે તો;
બજડે મોં ભાંગીએ ખરો –૧૦

[અનુ. પૃ. ૪૯૫

# સાધક-શૂરા ગીગારામની જનેતા

(કો શીલવંતી નાર-૩)

જયમલ્લ પરમાર

સોરઠના રા'નો વંશ રહે તો જ સોરઠના રાજ રહે એવી સોરઠધરાને રાખવા સારૂ બોડીબંદરના દેવાયત બોદલનાં આયરાણીએ જેને વધેરાવા દીધો ઈ ઉગો તો આયરાણીને એકનો એક જ હતો.

એવી જનેતાનાં હૈયાં પ્રભુ કયા તત્ત્વમાંથી ઘડતો હશે? એવી જનેતા વગર જોગંધર ક્યાંથી પાકે?

જ્યું સિંહન કે ગર્ભમેં;
સ્યાલ ન ઉપજે કોય.

ભક્ત કવિ શ્રી. દુલાભાઈ કાગના મજાદર ગામે સવાસોક વરસ પહેલા પૂર્વ બંગાળથી ફરતાં ફરતાં એક સાધુ બાઈ આવી ચડી. નામ ગોમતી. ગામમાં ધ્યાનદાસજી નામે સાધુ રહે. બેયને સંબંધ બંધાણો. બાઈ જુવાન, ધ્યાનદાસજી પીઢ. એક દીકરો થયો. નામ પાડયું ગીગારામ.

વાંન પણ ટીંબરવાના સાર જેવો કાળો. મોઢું ગોળ, બેઠું નાક. પણ આંખ ચમકદાર, અગિયારેક વરસનો થયો ત્યારે બાવડા ફાટવાં માંડયાં, કાયા સંઘાડે ઉતાર ઘાટીલી બની ગઈ અને નિરાધારનો આદર્શ તો એની હઠીલી દાઢ અને બત્રીસીની પકડમાંથી દેખાય.

રમતમાં, તોફાનમાં, ઘોડવામાં કે ઢોર ચારવામાં એની તોલે ચારણના ત્રીસમાંથી એકેય જુવાન ન આવે, પણ કાળને કરવું છે ને ગીગારામ માંદો પડયો. જીવને અને જમને વાતું થાવા માંડી.

પરદેશણબાઈ, એકનો એક દીકરો, એકેય આધાર ન મળે ત્યારે માનવી ઈશ્વરને શરણ જાય. પીપાવાવનું નામ સાંભળેલું. રણછોડરાયજીની માનતા કરી "હે મા'રાજ! દીકરો સાજો નરવો થાય તો દોરીને તારે ચરણે ધરી જઈશ."

જેમ દીવામાં દીવેલ પુરાય એમ દેહમાં દૈવત પાછાં વળવા લાગ્યાં. આઠે પંદરે ગીગારામ સોળ કળાનો થઈ રહ્યો.

હવે જનેતાને વ્રત વસમા લાગવા માંડયાં. નોધારીનો એકનો એક આધાર. દીકરો જગ્યામાં બંધાય પછી માવછોયા બાળની જેમ બાળવછોઈ મા જેવી આપદા તો અહોનિશની થાયને!

એક એવા બે ને બે એવા ચાર દિવસ જતાંતો જનેતાને હૈયે સંકલ્પની શકિત પુરાણી. ધ્યાનદાસની રજા લઈ દીકરાના ગળામાં કાથીનું દોરડું બાંધી દોરીને પીપાવાવની જગ્યાએ ચાલી નીકળી.

માના હૈયામાં તર્કવિતર્કના ઘોડા ખુંદે છે. પાંચ ખેતરવાનો મારગ પાંચ ભવ જેટલો લાંબો થઈ પડયો છે.

આવો અજાજુડ દીકરો, કાલે મને ઘડપણ બેસશે, મા'રાજ આવી જ રહ્યા છે ત્યારે અમારાં ઘડપણ કોણ પાળશે?

ગોમતીબાઈનું મન બંગાળના લીલુડા આભરણ માથે આળોટીને ફરી પાછું પીપાવાવની જગ્યાને ઘેરીને પડેલી બાવળની કાંટય માથે મંડાણું રણછોડરાયના દેવળ માથે ધોળી ધજા ફડફ દેતી હતી.

હજી ભગવાનને થાળ ધરાવ્યો ન હતો ત્યાં દીકરાને લઈને મા દેવળે પોગ્યાં. ઢોરને બાંધે એમ મંદિર આગળના એક ખુંટા સાથે ગીગારામજીને બાંધી દીધો. ઘડીક ઊભી રહી ત્યાં મહંત ધરમદાસજી આવ્યા. દોરડું છોડીને જ્યાં માથે હાથ ફેરવ્યો ત્યાં તો મહંતનું

[અનુ. પૃ. ૫૮૧

# બાધરીની વીરતા

રતુભાઈ રોહડિયા

કેટલાંક ગુણો એવા હોય છે જેનો સંબંધ નાત, જાત કે કોમ સાથે સર્વાંશે જોડી શકાતો નથી. એમાંનો એક ગુણ વીરતા છે. એ સંસ્કારજન્ય ગુણ છે. એટલે જ કવિ નાથુદાનજીએ કહ્યું છે કે.

કરશી ઊણરી હુસી, આસી વહ નૂતીહ
હૌ ન કિણરા બાપરી, ભગતી રજપૂતીહ.

(એ તો કરે બતાવી શકે એની થશે, પણ એ સામે ચાલી કોઈની નથી થતી, એટલે જ ભક્તિ અને ક્ષાત્રવટ એ કોઇના બાપની મિલકત નથી.)

સૌરાષ્ટ્રનો ભૂતકાળનો ઇતિહાસ આની સાખ ભરે છે. ચાંપરાજવાળા સાથે રહીને સર્વ પ્રથમ શહીદી વહોરનારો જોગડો ભંગી, એભલવાળા સાથે રહીને વેરીઓને વેતરતા વેતરાઇ જતો જોગડો ઢેઢ, કે પછી સુદામડામાં મિયાણાઓ સાથે ઝુઝીને મરનારો કાનિયો ઝાંપડો. એ સૌ હરિજનો હતા. વાંકાનેરના પંચાશિયા ગામના ચોરા સામે જ એક ઢોલી ભંગીની ખાંભી છે. મિયાણાના ધાડાં સામે એ સૌ પહેલાં જ શહીદ થયેલો. આ તો નિમ્ન કોટિના ગણાઇને દુણાયેલા વર્ગની વાત થઇ, પણ તે ઉપરાંત સમગ્ર લોકવર્ણમાંથી અનેક શૂરવીરો થયા છે. એનોય ઈન્કાર થઈ શકે તેમ નથી.

એ સૌના પાળિયા મળે છે તેમ ચારણ-બારોટની જીભે કંડારાયેલી એમની વીરતાની કાવ્ય પ્રશસ્તિઓ પણ મળે છે. તેમણે હલકામાં હલકી ગણાયેલી કોમને પણ કોઈ ભેદભાવ વગર ખુલ્લે દિલે બિરદાવી છે અને તે પણ પૂરી નિસ્પૃહીતા અને વીરપૂજાની ભાવનાથી. ચારણ બારોટોનું આ ઋણ જનસમાજ અને રાષ્ટ્રીય એકતાની દૃષ્ટિએ બહુ મોટું છે.

આવો જ એક પ્રસંગ ઘરઘરના ટાઢા ટુકડા માગીને ખાનાર વાઘરીનો છે. રાજકોટ પાસેના કોઠારિયા ગામે ભૂતકાળમાં ધાડું આવેલું, ગીતનો ભાવ જોતાં એમ લાગે છે કે બીજા રાજવીની મોટી ફોજ આવી હશે. એ વેળા હાથ-હાથ લાંબી મૂછે-વાળા ગામધણીઓએ તો પોબારા જ ગણ્યા, પણ એક વાઘરીએ પરચક્ર સામે ઝૂઝીને શહીદ થઇ ગયો. એક ચારણ કવિએ કે જેનો ધર્મ વીરપૂજા છે, તેણે એ વાઘરીના ઉજળા મોતને બિરદાવતું ગીત રચ્યું. એ ગીતમાં રણક્ષેત્ર છોડી ભાગી જનાર ક્ષત્રિયોનાં એ અક્ષત્રિય કર્મની પ્રચ્છન્ન પણ તીક્ષ્ણ ઝાટકણી પણ છે.

ગીત

હુઇ લાજ માહરે. ભયો ગામ રો ધણી હું,
રહિ રણ શેરિયાં માંય રહું છું;
વઘરી કહે સરદાર કસૂં વાતું,
પ્રસણાં આવિયાં મૂજ પૂછું . . . . ૧

વાઘરી કહે છે. આજ (અચાનક) હું ગામધણી (તાત્પર્ય કે ગામનો રક્ષક) થઈ ગયો છું એ વાતની મને લાજ છે (એથી ભાગી જતો નથી.) બાકી તો જે સંગ્રામભૂમિ થઈ ગયું છે એ આ કોઠારિયા ગામની શેરીઓમાં હું રહું છું. હે વેરીઓ, તમે આવીને સૈન્યના–ગામના મોવડીની વાત મને પૂછો છો?

સૂર ઊગાં સમૂં હે દળાં સામહો,
કરગિ ધોકો ખડગ ઊઆરી કાઠો
આ હેડી કહે સરદાર હું આજ રો,
નહીં સરદાર એ જાય નાઠો.

સૂર્યોદય સમયે હાથમાં ધોકા (ડાંગ) રૂપી ખડગને ઊગામીને સામે થયેલો એ કરડો શિકારી (વાઘરી) વેરીઓને કહે છે આજનો સરદાર-સેનાપતિ હું છું. પેલા ભાગેડુ ગરાસિયા સરદાર (તાત્પર્ય કે ક્ષત્રિય) નથી.

આવિયો કટક કોઠારિયા ઉપરે
સાર ચા ઉડયા લોહ સૂકા
ભાંજે ગો ખત્રી ખત્રવાટ રો
ભાંજતલ તેતરાં થિયો ભૂકા

જયારે કોઠારિયા ગામ માથે શત્રુ સૈન્ય ચડી આવ્યું અને તીક્ષ્ણ ધારોવાળાં શસ્ત્રો ઊડયાં ત્યારે ક્ષત્રિયોનો ક્ષાત્રવટનો ગર્વ ગળી ગયો, પણ તેતરોને મારનારો (વાઘરી) તો ત્યાં ને ત્યાં ઝૂઝીને કટકા થઈ પડયો, ભાગ્યો નહીં.

# એનું નામ નાતો

અમરદાસજી ખારાવાળા

ખાંભા તાલુકાનું હનુમાનપરા. ગિરને અડીને ડુંગરાની ગાળીમાં ઊભેલું આ ગામ જમાવટ લઈ ગયું છે. માથા વાવ્યા હોય તો માથાં ઊગી નીકળે એવી ધીંગીધરા છે. દેતડ ગામેથી આવીને સોએક વર્ષ પહેલાં રત્ના પટેલે અહીં ઝૂંપડાં બાંધીને જમીનનો રંગ બદલ્યો છે. રાત દિન ધરતી સાથે બથોડાં ભરીને પોતાનું અક્ષયપાત્ર બનાવ્યું છે, પણ કઠણાઈના યોગે કે શરતચૂકે ત્રણ ત્રણ વાર ઝૂંપડાં બળી ગયાં. પણ પટેલ ભારે હિંમતવાળા. ભાયું દીકરાને હરમત આપી આપી ફેર ઝૂંપડાં વસાવ્યાં, દેતડનો ઝાંપો ફરી ન જોયો.

અષાઢની એ નાં વાદળાંને આઘાં પાછાં કરી સૂરજ કરણું કાઢે એમ એક દિવસ જૂનાગઢથી સ્વામીનારાયણ સંપ્રદાયનો પ્રચાર કરતા કરતા શ્યામ-સુંદર પુરાણી પધાર્યા. મહારાજે મહિનોક દિવસ રોકાઈ, નવા ગામનું મુહૂર્ત નક્કી કરી દીધું. ઝાંપામાં હનુમાન પધરાવી ગામનું નામ હનુમાનપરા રાખી જૂનાગઢ સીધાવ્યા.

આ ગામમાં આવરો, પટેલિયાઓ અને બાકી થોડા પરચુરણ માણસો આવી વસ્યા. ગામ હાબા જેવું બન્યું. એક એક ખોરડું વસવાટી–વસવાયાનું પણ ખરું.

એમાં એક બાબરનું ઘર. ખીમો બાબર એનું નામ. ખીમો વાતડાહ્યો અને ગામનો હાથ વાટકો. થાવા કાળ છે તે કડકડિયામાં ખીમાની વહુ પાછી થઈ. પંચોતેરના આ કડકિયાં ચૂંદડીઓ મોંઘી થઈ ગયેલી. એ વખતે જે રાંડેલાં તેમાંના ઘણાયનાં ઘર ફરીને નથી મંડાણાં. ખીમા સાથે ઓચિંતાની વીજળી ત્રાટકી. મોટી ઉંમર અને કન્યા કોણ આપે! મહિનોક દી જાવા દઈને રત્ના પટેલે ગામના આગેવાનોને ભેગા કરી ખીમાને સમજાવી ફરીને પરાણે પરણાવ્યો.

નવું ઘર કરતાં ખીમાને એક દીકરો થયો. ખોટનો એટલે નામ રાખ્યું બચુ. દીકરો નવેક વરસનો થતાં ખીમો ખાટલે પડ્યો. સુવાણ થવાની આશા ન રહી. દીકરો નાનો છે, વહેવાર કેમ ચાલશે એવી ચિંતાની ઈયળે ઘર કરી ખીમાના અંતરને ફોલવાનું શરૂ કર્યું.

એક દી રોંઢા ટાણે રત્ના પટેલ ખબર કાઢવા આવ્યા. ફળીમાં પગ મૂકતાં ખોંખારો ખાઈને પૂછ્યું. "કાં ખીમા! કેમ છો? હવે સારું છે ને! આજે ડેડાણવાળા વૈદને કે'વરાવ્યું છે, કાલે આવશે. થોડા દીમાં સુવાણ થઈ જશે. બહુ ચિંતા કરીશ નહિ હો!'

સાંભળતા જ ઓસરીમાં સૂતેલ ખીમાની આંખમાં જેમ પ્રભાતે પાકેલા હળદરના પાંદડા ઉપર ઝાકળ જામે એમ ઝળઝળિયાં આવી ગયાં. ખીમાને મંદવાડે ઘેરી લીધેલો છતાં ગળું ખંખારી આવકારો આપતાં ધીરે ધીરે બોલ્યો : "પધારો બાપા!"

ખીમાની વહુએ હાથ એકના ઘૂમટા સાથે ઓસરીમાં બીજો ખાટલો ઢાળ્યો અને રત્ના બાપા સાથે આવેલા ગામના બીજા બે પટેલ પણ એના ઉપર બેઠા. થોડીવારે રત્ના પટેલે પૂછ્યું :

'ખીમા! હવે કેમ રહે છે?"

"બાપા! બારદાન સાવ જળી ગયું છે. માલીકોર હવે કાંય જળવાય એવો મને ભરોસો લાગતો નથી. થાગડ થીગડ કર્યે કેટલાક દિવસ ચાલે? છોકરાનું ધ્યાન રાખજો. એનું કાંડું તમને સોંપું છું."

"અરે માળા ગાંડિયા, એવું તે બોલાતું હશે! કાલ સુવાણ થઈ જશે. શરીર છે તે સાજું માંદું

થયા કરે. ક્યારેક મંદવાડ લંબાય. એમાં તે હિંમત હારી જવાતી હશે!"

"બાપા! હું બાળક નથી, તેમ મોતનો હવે ડર પણ નથી રહ્યો. મેં પણ આપના જેવાની સેવામાં જ જિંદગી કાઢી છે. ગજાસંપત આવ્યા ગ્યાની સેવા ચાકરી કરી છે. હવે ખ્યાલ આવી ગિયો છે કે શ્વાસ ઓછા છે." આટલું બોલતાં ખીમાને શ્વાસ ચડી ગયો. રત્ના પટેલ કહે: "ખીમા! શું મૂંઝવણ છે?"

ખીમો કહે: "બાપા! આ પાછલી ઉંમરે પથારો થઈ ગયો એની અકળામણ થાય છે, બીજું તો શું હોય!"

રત્ના પટેલ કહે: "ખીમા! તારા ગયા પછી તારા છોકરાનું શું થાશે એની જ ચિંતા તને છેને? જો ભાઈ! સૌના ભાગ્ય સૌ સાથે લઈને જ આવે છે એટલે એની ચિંતા ન કરતો."

ખીમો કહે: "પટેલ બાપા! એને હજી હજામતેય આવડતી નથી. નવ વરસનો જ છે. એટલે તમારે બીજો બાબર વસાવવો પડશે. અમારી નાતનું તો તમે જાણો છો."

પટેલ કહે: "ખીમા! તારા બચુડાને તેં અસ્ત્રો પકડતાં શીખવાડયો છે ને!"

ખીમો કહે: "અરે બાપા! પંદર દી પેલાં કાના આતાની ભેસું એણે મૂંડેલી, હજી તો એણે પાડા માથે જ અસ્ત્રો ચલાવ્યો છે."

પટેલ કહે: "ત્યારે શું? પાંડા મૂંડતા મૂંડતા પટેલને મૂંડતા ય ફાવી જાશે."

ખીમો કહે: "બાપા તમારા જેવી સૌની લાગણી હોય તો તો શુ જોઈએ?"

રત્ના પટેલ કહે: "સાંભળ ખીમા! મારો કાનજી ગુજરી ગયો તેને દૂધ ખૂબ ભાવતું. ઇ નાનો હતો ત્યારે મારા ભાણામાંથી દૂધ લ્યે તયેં જ એને સોધરી વળતી. આપણે ત્યાં ભગવાનને પરતાપે ૫૦-૫૦ ભેસું છે, દૂધની તાણુ નથી, પણ આ તો એનો સ્વભાવ ને મારી પાસે લાડકાઈ કરે. ઇ દીકરો ગુજરી ગયા પછી મેં ભાણામાં ફરી દૂધ નથી લીધું. આવી એંટ પરભુએ જાળવી છે. જેમ મારે કાનો હતો એમ જ તું મારે મન ખીમો છો. હમણાં ઘોડા વાળતો થઈ જઇશ, તને વાંધો નહિ આવે. અને નહિ તો ચિંતા કરીશમાં. બાકી તો તારા બચુડા સિવાય મારે મોઢે બીજાનો હાથ નહિ અડે. પંચકેશ રખાવીશું, પણ તારા દીકરાને નહિ રઝળાવીએ. બોલ ખીમા! બીજું હવે શું કહેવું છે?"

પોતાના ઊઝરતા છોડવાનું આશ્વાસન મળતાં ખીમો લાંબે પંથે ઊપડી ગયો. પછી એને સાંભળવાની જરૂર ન હતી. સંભાળ લેનારા મળી ગયાં હતાં.

ગામે ખીમાની ઉતરક્રિયા કરી. પંદર દિવસ બાદ ચોકમાં સૌ ભેગા થયા. પ્રેમજી પટેલ કહે: "રત્ના બાપા! હવે હજામત કરાવવાનું કેમ કરશું? મઈમહેમાને બાબર વગર કેમ ચાલશે? નવ વરસના છોકરાથી ગામનાં કામ થોડાં થાશે?"

રત્નાબાપા કહે: "ગામનાં કામ ગામે કરવાનાં છે, એમાં છોકરા ને શું? ને મહેમાનો આવે તે તો આપણા સગાં જ હોય, એને આપણે જ સાચવી લેવાના. મા-દીકરાથી જે ભાણાં-પથારિયુ થાશે તે કરશે. નેળનાં ગાડાં કયાંય નેળમાં રહ્યાં છે? બે-પાંચ વરસ સખ દખનાં કાઢી નાખવાનાં, બીજું શું?"

ભાદો પટેલ કહે: "પણ બાપા! આ ભીંસાં ચડયાં એનું શું?"

રત્ના પટેલ કહે: "ભાદા! મેં ખીમાને કાને વેણુ નાખ્યું છે કે તારા છોકરા સિવાય બીજા કોઇની આગળ મૂંડો નહિ ધરૂં, એટલે મારાથી તો બીજાની પાસે નહિ બેસાય. તમ તમારે પોસાણુ ન હોય તો બીજો બાબર લાવો. મારી ના નથી."

કરમશી પટેલ કહે; "બાપા! અમારે કાંઈ બીજા બાબરનો ચડહ નથી, પણ ઇ છોકરાથી હજામત થોડી થાશે?"

આમ જ્યાં વાતો થાય છે ત્યાં બચુડો નીકળ્યો. રત્ના બાપા કહે: "એલા બચુ! જા, કોથળી લઈ આવ. મારે હજામત કરવી છે."

બચુ કહે: "પણ બાપા! મેં હજી માણસની હજામત ક્યારેય નથી કરી!"

"તો પછી કર્ય મારાથી મૂરત!"

બચુડો તો દોડતો જઈને ઘેરથી કોથળી લઈ આવ્યો, રત્ના પટેલે ઘરેથી ખાટલી મગાવી. સાથે પાણીનું બોઘરું ને કળશ્યો બધું ઝપાટાબંધ આવી ગયું. પટેલ કોથળો પાથરીને નીચે બેઠા, અને બચુડો તો નીચો એટલે એને માચી ઉપર સામે બેસાડ્યો. પછી રત્ના પટેલે બચુડાની સામે માથું ધરીને કહ્યું: "હવે માંડય પલાળવા ઠાકરનું નામ લઈને અને મૂક હજામ્યો (અસ્ત્રો.)!"

બચુડે માચીએ બેસીને બાપાના મૂંડાના વાળ પાણી ચોળી ચોળીને પલાળ્યા. વાળ કૂણા થઈ રહ્યા એટલે વેપારી જેમ પાકલ ફણસને છરીએથી સાફ કરે એમ રત્ના બાપાની હજામત શરૂ કરી. બચુની મા દૂર નાકામાં ઊભાં ઊભાં ઘૂમટામાંથી ગામની દીકરીઓ સાથે આ બધું જોઇ રહેલ છે. જોત જોતામાં બચુડે હજામત પૂરી કરી. રત્ના બાપાએ બે ઘરામાંથી પાણીનો કળશ્યો ભરી મોઢું ને માથું ધોઈ ફેરવતાં ફેરવતાં કહ્યું: "એલા બચુ! તું તો તારા બાપ કરતાં ય સવાયો નીવડ્યો. ખંતીલો ખેડુ જેમ ભાદરવામાં રાંપ કાઢી ધરે કે ખડનો એક કાંટો ય ન રહેવા દયે એમ તેં લાલુ લપટ કરી દીધું. લટપટિયું ય ભારે ફાવી ગયું છે. હજ્યોય સુંવાળો રેશમ જેવો ફરે છે. એક ઝબડકોય થાવો છે! ખૂબ રાજી થયો. જા તને દસ વીઘા જમીન આપું છું. આ જમીન મારા દીકરા ખેડી, ધરતું બી વાવી, ખળું તૈયાર કરી પછી દાણા તારા ઘરે નાખી જાશે."

સાંભળનારા સૌની આંખ્યું ભરાઈ આવી, પણ બચુડાની મા તો ધ્રુસકે ધ્રુસકે રડી પડી. ખીમાના આત્માને ટાઢક વળી ગઈ. આજે રત્ના બાપા તો નથી, પણ એના સંતાનો હજી એ રખાવટનું જતન કરી રહ્યા છે.

તુલસી બાંહ સપૂતકી, સપને સેં અડ જાય;
નેહ નિભાવે જીવનભર; બરકત કો કહ જાય!

*

પૃ. ૪૯૭થી ચાલુ]

અંતર ઠરવા માંડ્યું.

માનતા માં'રાજને ચરણે ધરીને જનેતાએ દીકરાને ભલામણ કરતાં કહ્યું: "જો બંગાળણ માનું ધાવણ ધાવ્યો હો તો બેટા! સંત બાપુની આજ્ઞાનો લોપ કરતો નહીં. રણછોડરાયના નામ ઉપર તારા લોહીનું ટીપેટીપું પાડી નાખજે ને હાડકાંની કાંગસી કરી નાખજે બાપ! હું તો હવે જાઉં છું."

ને પ્રભુને ચરણે એકના એક પુત્રને ધરીને જનેતા હાલી નીકળી. અવધૂત પામની સાધુ પરંપરાનો એ મહાન પરાક્રમી સાધક બની ગયો. આજ પીઠાવાવની જગ્યામાં જે કાંઈ બચ્યું છે એ તો એનો અવશેષ છે.

ભાવનગરના મહારાજા તખતસિંહજીને રમાડનાર સીમસન સાહેબને ગીગારામજીએ મોઢામાં આંગળાં નખાવી દીધેલાં. એમના અવસાનને હજી માંડ ૫૬ વરસ થયા છે. એ વિક્રમશીલ સાધુની કથા આ જ અંકમાં અન્યત્ર આપેલી છે.

# આપણે અને આપણાં દેવદેવીઓ

મણિભાઈ વોરા

લાખો વર્ષ પૂર્વે ટટ્ટાર ચાલતો આદિમાનવનો પૂર્વજ બે હાથને વાપરતો થયો, સાધન મેળવી કે બનાવી તેનો ઉપયોગ કરતો થયો. બેસીને વિચાર કરતા આદિમાનવ ખરા અર્થમાં વિચારોથી બંધાયેલ મન ધરાવતો માનવ બન્યો. વિચાર કરતા આ જીવને કાળાન્તરે જીજ્ઞાસા ઉત્પન્ન થઈ, સમજણ પણ આવવા લાગી. અદ્‌ભૂત અલૌકિક પ્રત્યે અહોભાવ ઉત્પન્ન થયો. ભય, અહંભાવ પણ સાથોસાથ માનસ પટ પર છપાતાં રહ્યાં છેવટે હું કોણ? કયાંથી આવ્યો? અને શું? શા માટે? જેવા પ્રશ્નો માનવ મનમાં ઉદ્‌ભવ્યા અને સમૂહમાં રહેતાં, સંસ્કૃતિના અંકૂર ફૂટતાં, અનાયાસે આધ્યાત્મિકતા તરફ જતો મનુષ્ય બન્યો.

એકલો કે સમૂહમાં એ આદિમાનવ શિકારની શોધમાં જતો ત્યારે કષ્ટ ન પડે, ભયથી મુક્ત થવાય, સફળતા પ્રાપ્ત થાય તે માટે અજ્ઞાત શકિતની–માનેલાં દેવની પૂજા પ્રાર્થના કરીને ગુફામાંથી બહાર નીકળતો હશે; જગતની ઘણી પ્રાચીન ગુફાઓની ભીંત પર તેણે કરેલાં ચિહ્નો–ચિત્રો ઉપરથી અનુમાન થાય છે. માનસિક વિકાસ સાથે માનવની સભ્યતાનો વિકાસ થયો અને સંસ્કૃતિનો ઉદ્‌ભવ થયો.

સૂર્ય–ચંદ્ર, ઉષા–સંધ્યા, તેજ–તિમિર, ધ્વનિ-શાંતિ, ઋતુઓ, નદી, વૃક્ષો, અનન્ય સ્થાનો, પશુ–પંખી, સર્પ, ભૂત, મૃતાત્મા વગેરેના વિચારો સાથે ભય, સુખ–દુઃખ, દેવકૃપા, વહેમ, આસ્થા વગેરેએ માનવ મનમાં મૂળ ઘાલ્યાં માણસનું મન વિચિત્ર બાબતોનો વિચારપૂત ભ્રાંતિનો ભંડાર થયું અને ધર્મક્ષેત્ર પણ થયું. માનવ જયારે ભડકતો, બ્હીતો, પોતાની લાઈલાજી સમજતો ત્યારે કોઈ માનવેતર શક્તિ પર આધાર રાખવામાં સ્વાર્થ જોતો. અવલંબન રૂપે આ શકિતનાં પોતાની બુદ્ધિ પ્રમાણે પ્રતીકો કરી મૂકયાં અને પૂજ્યાં. આ છે આપણી દેવમૂર્તિઓનું મૂળ!

કુટુંબના મોટેરા, ભૂવા ડાહ્યામાણસનું વડપણ અને અનુસરણ આદિસમાજે સ્વીકાર્યું. સમૂહમેળામાં કે માનેલાં માંડેલાં દેવ સમક્ષનાં વિધિવિધાન રિવાજી બન્યાં. ધૂપ, દીપ, નૈવેદ્ય આદરપૂર્વક ધરાયાં. સમાજમાં રહેતા મોટા માણસ કરતાં આકાશમાં વસતા દેવને વિશેષ ભાવથી ભોગ ધરાયા; ભકિતભાવ માણસમાં આવ્યો. દેવદેરલાંને પશુબલિ તેમજ માનવબલિ પણ અર્પણ થતા લોહી – સિંદૂરથી દેવને અર્ચન થતું, તેનાં તલકાં થાપા થતાં. દેવની રક્ષા મળી એમ લોકોને સંતોષ થતો. મંત્ર, તંત્ર, યંત્ર, દોરા ધાગા, વિભૂતિ, પ્રસાદમાં માનવકુળોને દેવકૃપા દેખાણી. પૃથ્વી ઉપર દરેક સ્થળે નિરાળા માનવસમૂહોમાં જૂજવા રૂપે દેવ અને તેની પૂજા સ્થાપિત થયાં ધૂણવું, નાચવું, સ્તુતિગાન કરવું અને દેવને પ્રિય બનવું. એમ કરી સંસારનાં દુઃખમાંથી મુકત થવું એ શ્રદ્ધા માનવસમૂહોમાં આવતી ગઈ. ભૂવા કે સાધકમાં અસાધારણ શકિત દેવે મૂકી હોય છે. દેવત્વ દાખવતા મનુષ્યનાં સંતાન પણ ઊંચી કક્ષાનાં હોય છે એવી માન્યતા જામતી ગઈ. ડાહ્યાંઓએ વાર્તા વણી. ઋષિઓએ સૂત્રો આપ્યાં, સાધકોએ મૂક પ્રાર્થના કરી. આમાંથી ધર્મો–સંપ્રદાયો જગત પર ઉદ્‌ભવ્યા. માનવ શું રહ્યો તેથી કલહો વધ્યાં, માનવે આત્મજ્ઞાન મેળવ્યું તેથી માનવજીવનમાં શાંતિ અને સુખ આવ્યાં.

બાહ્ય અને આંતરિક વિકાસ સાથે માનવે પોતાનું ગૃહ સુંદર રાખવા પ્રયાસ કર્યો. પોતાનાં ઘર કરતાં ગુરુ ગૃહ કે રાજમંદિર વિશેષ સમૃદ્ધ હોવું જોઈએ અને દેવસ્થાન તો સૌથી વિશેષ મહિમાવાન જોઈએ. આવી ભાવનાથી જ્યાં દેવ સ્થાપિત કરાયાં તે સ્થાન, ગુફા હોય કે પર્વતની ટોચ હોય કે અન્ય માનવ સર્જીત દેવઘર હોય, તે સર્વોચ્ચ કક્ષાનું રાખવા માનવે પ્રયાસ કર્યો દેવ=દરબાર, ત્યાંની પૂજા, ભોગ વગેરે માનવ સમાજે શકિત પ્રમાણે ભારે વિધિપૂર્વક સમૃદ્ધ

શાખ્યા, દેવસમુદાય ઊભો કર્યો તેનાં પ્રતીકો મૂકાયાં, મૂર્તિઓ બની. આવા જન સામાન્ય રિવાજથી વિરુદ્ધ ગયા તે દાનવો – રાક્ષસો કહેવાયા. ધાર્મિક કથાઓ રચાણી અને સમાજમાં વહેતી થઈ, જે પુરાણો રૂપે સંસ્કૃત સાહિત્યમાં આવી.

□ પ્રાચીન કાળથી – માનવ સમાજમાં સમજણ આવી ત્યારથી જીવનમાં સત્ય પામવાની રીત એ જ સનાતન માનવ ધર્મ મનાયેલ છે. ભારતના સમજુ સમાજે કોઈ પણ ધર્મ કે કોઈ પણ મનુષ્યની માન્યતાને તિરસ્કારેલ નથી; સહિષ્ણુતા પૂર્વક અન્ય પ્રણાલીને પણ સન્માનેલ છે. દરેક વ્યક્તિ માટે, દરેક સમૂહ માટે ''સ્વધર્મે નિધનં શ્રેય'' નિજધર્મહિતાવહ માનેલ છે. માટે જ ભારતીય સંસ્કૃતિ અમર છે. સમન્વય, સહિષ્ણુતા, અનેકમાં એક જોવાની દૃષ્ટિ હિન્દુ ધર્મના મૂળમાં છે. જન્મથી મૃત્યુ સુધી માણસ રહીને જીવવાની કલાને આપણા સમાજે બિરદાવેલ છે. બધાંમાં સારું જોવું, સૃષ્ટિમાં સ્રષ્ટાનું દર્શન કરવું, પ્રભુએ નિર્માણ કરેલ માર્ગે ચાલવું એ નીતિ ધર્મ હિન્દુ તત્ત્વજ્ઞાનના મૂળમાં છે. આ કારણે જ જગતમાં વ્યાપ્ત પ્રભુનાં પ્રતીક રૂપ અનેક દેવ દેવીઓની મૂર્તિઓ–મંદિરો થયાં.

સૌરાષ્ટ્રમાં પણ પ્રવાસ કરનાર યાત્રીને ભાતીગળ લોકનાં ભાતીગળ સાંપ્રદાયિક જીવન સાથે તેઓનાં અનેકવિધ રીતે પૂજાતાં દેવલાં જોવા મળે છે. સમજુ માણસો આ સર્વમાં એક જ પ્રભુતત્ત્વ જૂએ છે, વિવિધ જૂથો પણ અન્યોન્ય સમાનતની દૃષ્ટિએ વર્તે છે. સૌને પોતાના ચશ્માથી સ્પષ્ટ સૂઝે છે. અન્યનાં ચશ્મા કાર્ય સાધક નિવડતા નથી. સૌ પોતાના કાચથીજ ચોકકસ દૃષ્ટિ પ્રાપ્ત કરે છે. જીવો સૌ પોત પોતાની રીતે શિવત્વને જોઈ એ તરફ જવાની ચેષ્ટા કરતા હોય છે.

ભારતવાસીઓના ધાર્મિક જીવન ઉપર ભારતની ભૂગોળે ભારે અસર કરી છે. પ્રાકૃતિક સૌન્દર્ય, ભૌગોલિકસ્થાન, જળવાયુ, પર્વત, નદી, સમુદ્ર, બદલાતી ઋતુઓ મનુષ્યના જીવન ઉપર તેમજ તેની આધ્યાત્મિક દૃષ્ટિ ઉપર પ્રભાવ પાડે છે. વેદનું જ્ઞાન આર્યાવર્તના લોકોને થયું. વેદવાણી અહીં ધ્વનિત થઈ, વૈદિક ધર્મ અહીંના લોકોમાં ઉદ્‌ભવ્યો અને દીર્ઘજીવી થયો. બહારથી આવનારા લોકોએ અહીંના આર્યોને જીત્યા હશે, પણ એ વિજેતાઓને આર્યત્વે જીતી આર્ય અર્થાત સુસંસ્કૃત બનાવ્યા. આ ખંડમાં આર્યોના આગમન પૂર્વે હરપ્પન લોકો હતા જે સ્થૂલના પૂજારી, ઓછા આર્ય હતા. તેઓ પૂરા આર્ય બન્યા. હરપ્પન-આર્ય સભ્યતાઓના સમન્વયથી હિન્દુ સભ્યતા ઊભી થઈ. બંનેના દેવોમાંથી જ હિંદુ દેવોનો ઉદ્‌ભવ થયો હિંદુકુશની પશ્ચિમના લોકો–સપ્ત સિન્ધુના પ્રદેશના લોકોને સિન્ધુ કે હિન્દુ કહેતા થયા. આ હિન્દુ કહેવાતા લોકો તે હરપ્પન દ્રાવિડ અને આર્યોની મિશ્ર પ્રજા છે. અનાર્યોને સંસ્કૃત કરી આર્ય બનાવ્યા એ આર્યધર્મ સૌનો સનાતન માનવધર્મ–વૈદિકધર્મ હતો. આ ધર્મ એટલે માનવજીવન જીવવાની રીત. આજ પર્યંત વિશ્વના દરેક સમાજમાં જ્ઞાની માણસો માટે આ ધર્મ રહ્યો છે, ભલે તેનું લેબલ હિંદુ, મુસ્લીમ, બૌદ્ધ, જૈન, ખ્રિસ્તી, પારસી, શીખ કે અન્ય ગમે તે રહ્યું હોય માનવે માણસાઈથી રહી પૂર્ણ માનવતા પ્રાપ્ત કરી પરમ આત્મપદ પામવું એ સનાતન ધર્મ છે. ધર્મોના ઝઘડા રાજકારણે જ કરાવેલ છે.

○ ○ ○

□ હરપ્પા–મોહંજોદડોની સિંધુ સભ્યતા અને પૂર્વની પશ્ચિમ તથા વાયવ્ય દેશોની સભ્યતામાં માતૃકા શકિતની પૂજા હતી. એ પ્રદેશોની પુરાવસ્તુઓમાં માટીની માતૃકા મૂર્તિઓ મળી છે જેમાં સ્ત્રી અંગોને મહત્તા પૂર્વક બતાવેલ છે. લિંગપૂજા પણ એ પ્રજામાં પ્રચલિત હતી. પ્રાપ્ત સીલો ઉપર પશુપતિ દેવનાં ચિત્ર છે. વૃક્ષ, પશુઓનાં ચિત્રો પણ હરપ્પન મુદ્રાઓમાં છે. તામિલ લિપિ સાથે હરપ્પન લિપિનો સંબંધ હોય તેમ જણાયું છે. હરપ્પન દ્રાવિડ હતા એમ કહેવું તદ્દન ખોટું નથી. સ્થૂલ વસ્તુઓની પૂજા આ પ્રજાઓ કરતી.

વૈદિક સંસ્કૃતિમાં બ્રહ્માંડ–બ્રહ્મની માન્યતા; પ્રાકૃતિક તત્ત્વોને દેવતા માનીને બ્રહ્મરૂપે પૂજવાં, ધૂપ, નૈવેદ્ય અર્પવાં; યજ્ઞો કરવા; આપૂજા; પ્રાર્થનાથી દેવને

પ્રસન્ન કરવાં વગેરે સૂક્ષ્મભાવથી દેવતાને પ્રસન્ન રાખી તેઓની કૃપા મેળવવી; એ રીત આર્ય સંસ્કૃત પ્રજામાં હતી.

હરપ્પન અને વૈદિક ધર્મોના સમન્વયથી હિંદુ સંસ્કૃતિનું નિર્માણ થયું છે. ફલદેવાવાળા દેવ-પશુપતિ એ જ વૈદિક રૂદ્ર શિવરૂપે મહાદેવ બન્યા; માતૃકા ભવાની તે અન્નપૂર્ણા દુર્ગા બની, યક્ષ, નાગ, ચૈત્યનાંદેવ, સૂર્ય–છાંયા સો વિષ્ણુ નારાયણના સહાયક દેવો બન્યાં. દ્રાવિડ છાપ ધર્મ આર્ય સંસ્કાર પામતાં હિન્દુ ધર્મ થયો, તેમજ દેવ સમુદાયનું પણ થયું છે. આજનાં હિન્દુ દેવ દેવીઓ હરપ્પન તેમજ વૈદિક લક્ષણો ધરાવતા દેવ છે. આપણાં પૂજાતાં દેવ દેવી-ઓનો ઇતિહાસ છે. સૌરાષ્ટ્રની પ્રજાના દેવદેવીઓના મહામંદિરોથી માંડી ગામડાનાં પાદરના દેવલાં અને તેની પૂજાવિધિ જોતાં તેમાં આર્ય–અનાર્ય સંસ્કારનાં સ્પષ્ટ લક્ષણો દેખાઈ આવે છે. જગતના કોઈપણ દેશ કરતાં ભારતમાં વધારે સંખ્યામાં દેવદેવીઓના સ્થાનો છે અને તેનાં પૂજન છે. યાદ રાખવું ઘટે કે ભારતવાસી ઘણા પરમેશ્વરમાં માનતો નથી. તે એક જ ઈશ્વરમાં પાકી આસ્થાથી માને છે ભારતના અંગરૂપ સૌરાષ્ટ્રમાં પણ ઘણા દેવલાં પૂજાય છે. આપણે કોઈપણ દેવને પ્રતીક બનાવી તેની મૂર્તિને પૂજી એ સાધન દ્વારા પરમાત્માને–પરમ સત્યને પામી શકીએ છીએ, સોપારીના ગણપતિ બનાવી શકીએ છીએ, સુતરના તાંતણાને વસ્ત્ર માની લઈએ; પત્ર, પુષ્પ, ફલ, જલને નૈવેદ્ય પૂર્ણ પૂજા માનીએ છીએ; ભક્તિભાવના ભૂખ્યા ભગવાન ભક્ત જે ભાવે ભજે છે તે ભાવે તેને મળે છે.

'મન ચંગા તો કથરોટમાં ગંગા', સુતર આવે તેમનું રહે જેમ તેમ કરીને હરિને લે, આ માન્યતામાં શ્રદ્ધા રાખતો સમાજ જૂજવે રૂપે અનંતને પૂજે છે.

ગણપતિમાં બ્રહ્મા, હનુમાનમાં શિવ, પરશુરામમાં વિષ્ણુ, ગાયમાં માતૃકા, નાગમાં પૃથ્વીધારક દેવ, પીપળામાં નારાયણ, સ્થૂલ મૂર્તિમાં સૂક્ષ્મરૂપે ચિદાનંદ પરમાત્માનું દર્શન થાય છે. શંકરાચાર્યે દેવપંચાયતનની સ્તુતિ કરી પાંચ શક્તિના દેવતાઓનું ઐક્ય સમજાવ્યું. આચાર્ય અદ્વૈતવાદી હતા. કોઈ પણ દેવ કે દેવી જીવને શિવ થવામાં સાધન બને છે. દ્વારકાનાથ હોય કે સોમનાથ, પારસનાથ હોય કે ભૂતનાથ, બળરામ હોય કે બુદ્ધદેવ, લક્ષ્મીનારાયણ હોય કે સ્વામીનારાયણ, સીતારામ હોય કે રાધાકૃષ્ણ, રામદેપીર હોય કે મહાકાળી, દરિયાપીર હોય કે ખિદરપીર, ખોડિયાર હોય કે આશાપુરા, શક્તિ હોય કે ચામુંડા, હરસિદ્ધ હોય કે હિંગલાજ, દુર્ગા હોય કે તારા, મહિષમર્દિની હોય કે વિસોત, ગાત્રાળ હોય કે મેલડી, નાગબાઈ હોય કે આલબાઈ, શિતળા હોય કે રાંદલ, જમિયલશાહ હોય કે દાવલશાહ, કષ્ટભંજનદેવ હોય કે મીરા દાતાર, જખ હોય કે નાગદેવ, વાછરોડાડો હોય કે ભૈરવ, ભાદરાઈ હોય મચ્છોઈ, રોઝી હોય કે વરૂડી, ચોસઠ જોગણી હોય કે બાવીસી આઈ, સતી હોય કે સૂરધન, સ્થાનદેવ હોય કે કુળદેવ, મૃતાત્મા હોય કે વેતાળ, ગમે તે દેવ કે દેવીની સ્થૂલ મૂર્તિની સગુણ પૂજા–ભક્તિ પાછળ તેની ઈશ્વરીય અદ્‌ભૂત શક્તિની પૂજા આરાધના રહેલી હોય છે. દરેક દેવ એક જ પરમાત્માની વિભૂતિ કે પ્રતિનિધિ રૂપ છે. દરેક એક જ ચિદાનંદ ઘન પરમાત્મા તરફ મનુષ્યને લઈ જાય છે. અનેક માર્ગ એક જ ધ્યેય તરફ પંથીને લઈ જાય છે. સંસાર સાગર તરવાનાં તૂંબડાં બની સાધકને મુક્તિ કિનારે લઈ જાય છે. દેવલાંઓ તો વિદ્યુતયંત્રો છે નાનાં મોટાં, જેમાં વિદ્યુતશક્તિ તો જુજવે રૂપે એજ હોય છે. આ સમજી સૌરાષ્ટ્રનો ભક્ત લોક સમુદાય આ સર્વપૈકી કોઈપણ એક – બેની પૂજા કરે તે જરાયે ખોટું નથી. સમજુ માણસ, જ્ઞાનપૂર્વક ભક્તિભાવે પોતાનું કર્મ કરી પ્રભુપદ પામે છે. ગીતામાં આ જ બોધ ભગવાને આપેલ છે.

* * * *

□ પ્રાચીનકાળે, મધ્યયુગ અને અર્વાચીન સમયમાં જગતપાલક વિષ્ણુને આદિનારાયણ સૂર્ય અને વિકાસક્રમના દશ અવતારોમાં ભારતની પ્રજાએ પૂજ્યા છે મત્સ્ય, કૂર્મ અને વરાહે જલ, જલ અને સ્થલ,

તેથા સ્થલના જીવ અવતારી દેવ બની પૃથ્વીનું રક્ષણ કર્યું, પછી નરપશુ, નર માનવ, નરવીર, નરેશ, અને નરોત્તમ તરીકે નરસિંહ, વામન, પરશુરામ, રામચંદ્ર અને કૃષ્ણના અવતાર પૃથ્વીને સારાં મનુષ્યને વસવા યોગ્ય બનાવવા થયા, તપ, ભક્તિ, વાસનાત્યાગના ધર્મપ્રસારક બુદ્ધ થયા અને છેલ્લો દશમો અવતાર નકલંક દેવનો હવે થવાનો છે એ ભગવદ્ ઈચ્છા અને કૃપામાં શ્રદ્ધા હિન્દુ સંસ્કૃતિને પ્રગતિનિષ્ઠ રાખે છે. આ સર્વ અવતારોની મૂર્તિઓ થઈ. પુરુષ અને પ્રકૃતિ, શિવ અને પાર્વતી, દેવ અને તેની શક્તિરૂપ દેવી; દેવ તો સ્થિતપ્રજ્ઞ છે તેની શક્તિ જ સંસાર ચલાવે છે; આ ભાવનાને મૂર્તરૂપ અપાયું.. શિવ... પાર્વતી–એક જ છે એ દર્શાવવા અર્ધનારી નટેશ્વરની મૂર્તિ પણ થઈ. સપ્તમાતૃકાઓ પણ દેવોની શક્તિઓ રૂપે બ્રહ્માણી, વૈષ્ણવી, માહેશ્વરી, કૌમારી, વારાહી, ઈન્દ્રાણી અને ચમુંડાની મૂર્તિઓ પૂજ્ય બની. માતૃકા થાનકો ઘણે સ્થળે છે. મહાભારત અને રામાયણનાં દેવદેવીઓનાં પ્રતીકો પણ આપણાં મંદિરોમાં જન-સમાજે ઉતારી પૂજ્યાં છે. વ્યાસ અને શંકરના વેદાંતને સહારે માનવબુદ્ધિએ સ્થાપેલ સ્થૂલદેવસમૃદ્ધિ નિર્ગુણ બ્રહ્મ તરફ લઈ જવામાં, ભક્તહૃદયને અડચણ રૂપ બનતી નથી. સામાન્ય લોકસમુદાયને તે સાધન બની રહે છે.

શૂન્યવાદને બોધનાર બુદ્ધે સમ્યક્ જીવન, કરૂણા, ત્યાગ, જનસેવા પર જ ભાર મૂક્યો; મહાવીરે અહિંસા, તપને પરાકાષ્ઠાએ લઈ જવા પર ભાર મૂક્યો, બૌદ્ધો અને જૈનોએ બ્રાહ્મણોનાં વર્ચસ્વનો, દેવભાષા સંસ્કૃતનો વૈદિક યજ્ઞોનાં વિધિવિધાનનો સામનો કર્યો. એ ધર્મના પ્રવર્તકો ક્ષત્રિય હતા; તેમણે ધર્મ પુસ્તકો લોકભાષામાં લખ્યા, ધર્મને લોકભોગ્ય બનાવ્યા. આર્યધર્મની જ શાખાઓ એવા બૌદ્ધ અને જૈનધર્મના આઘાતથી, બ્રાહ્મણોના ધર્મકાંડને લાગેલ ઠોકરથી વૈદિક ધર્મનું નવનિર્માણ થયું અને ગંગાજમનાના મધ્યદેશે બ્રાહ્મણ ધર્મ ફેલાયો. સૂર્યવંશી ક્ષત્રિય રામ અને ચંદ્રવંશી ક્ષત્રિય કૃષ્ણ અવતારી પુરુષો મનાયા. દેવદેવતાનીમૂર્તિપૂજા શરૂ થઈ. બુદ્ધના અનુયાયીઓએ પણ બુદ્ધ અને બોધિસત્વોની મૂર્તિઓ બનાવી અને પૂજી. મહાયાન બૌદ્ધસંપ્રદાયના પુસ્તકો સંસ્કૃતમાં લખાયાં–હિન્દુધર્મનાં રામાયણ, મહાભારત, ભાગવત, પુરાણોની કથા વિસ્તરતી ગઈ. બુદ્ધને નવમો અવતાર ગણી હિન્દુ ધર્મે તેને અને તેના સિદ્ધાંતને સન્માની સમન્વય સાધ્યો. આદિનાથ ઋષભદેવને પણ ભગવાનના ચોવીસ અવતારો પૈકીના એક અવતાર માની જૈન ધર્મ માટે પણ એકતાના દ્વાર ખોલ્યાં–હિન્દુ, બૌદ્ધ, જૈન દેવોની મૂર્તિઓ બની પૂજાવા લાગી. વિહારો, ચૈત્યો, મંદિરો સ્થપાયાં. ઈ.સ. ની શરૂઆતથી સગુણ પૂજાની સમાજને જરૂર લાગી હતી એમ લાગે છે.

સાહિત્ય–શિલ્પમાં લોકહૃદયનાં ભાવને વ્યક્ત કરતાં પ્રતીકો જેવાં કે સ્વસ્તિક, કળશ, કમળ, પીપળાનું પાન, છત્ર, પગલાં, સ્તંભ, દીપ, વગેરે લોકમાન્ય બન્યા અને મંદિરની શોભનકલામાં સ્થાન પામ્યા. આકાશના ઘૂમટ અથવા શિવલિંગ આકારે સ્તૂપ, પૃથ્વી પર ઊભી આકાશે પહોંચતા સ્તંભ અને તે ઉપરના દેવતાઓ શિલ્પ સ્થાપત્યમાં આવ્યાં. ગુફા મંદિરોમાં બુદ્ધના જીવનપ્રસંગો કોતરવામાં આવ્યા. સાતવાહનોના સમયમાં બ્રાહ્મણ ધર્મના સાધકોએ મહાદેવ, વિષ્ણુ રામની કથાના પ્રસંગોને શિલ્પમાં ઉતાર્યા. ભારતમાં અને અગ્નિ એશિયાના દેશોમાં હિન્દુ ધર્મના એ યુગના સુંદર શિલ્પો જોવા મળે છે. ભારહૂત, અમરાવતી, નાગાર્જુન, કોન્ડા, એલિફન્ટા, કાર્લા, ઈલોરા, અજંટા, અંકોરવાટ, બોરોબુદરમાં આપણો ભારતીય દેવસમુદાય શિલ્પમાં નોંધી પુરાવસ્તુરૂપે ઊભો છે.

(બાકીનું આવતા અંકે)

---

બિથી કુ બિનતી મોકુ બિઠાવે વિરાનો મેં
મૌજ સે માનુંગા જૈસે બસ્તી મેં બસાયો હૈ
સિંહ કે સમીપન મેં ચાહે રખો કાનન મેં
ઐસે બસુ વહાં જ્યું બડો સુખ પાયો હૈ

નહી દુઃખ ભૂખનમેં દરો દર ભટકન મેં
નંગે પાંવ ચલાદે ચાહે જીતનો ચલનો હૈ
'બાબલ' ભનંત મત દેર કરના મારન મેં
એક હી ક્ષણ મોકુ જો સુરખ મેં બિઠાનો હૈ

**'બાબલ'** (બાબુ રાણપરા)

# દૂધના છોડવા

ગભરૂ ભડિયાદરા

રૂપો ને અજઈ ઈર્ષા ઉપજાવે એવી નરનારીની જોડ. રૂપો આંખે, કાને, નાકે નમણો ને શરીર સુડોળ ને જવાંમર્દ. તેવી જ અજઈ પણ. રેણાંક તો ભાવનગર જિલ્લાનું ઊંડવી ગામ. પણ રેણાંકમાં તો ચોમાસાના ત્રણ–ચાર મહિના જ વસવાટ. કને બસોક જેટલો ઘેટાં–બકરાંનો નાનો માલ; એટલે એમના પોષણ માટે ચરોતર કાનમ, પાવો મલકે મલક ભટકવાનું. રૂપો બીજા માલધારી સંગાથે ગાડર–બકરાં લઈને એક ગામથી બીજે ગામ ચારતો ચારતો જાય. પાછળ ગધેડાં પર ઉચાળા લાદીને અજઈ જાય. એક–બે ગધેડાં માથે ત્રાંગડીમાં ઘરવખરી લાદી હોય. ત્રાંગડીના એક પાંખિયામાં છાશ કરવાની માટીની પાકી થેપડાવાળી ગોળી લાદી હોય, બાજુમાં રવૈયો ખોસેલો હોય, ઉપર એક–બે ઢોરણીઓ હોય અને તેના પર ગોદડાં–ગાભા હોય અને એના ઉપર રંગબેરંગી વેશધારી એક–બે ભૂલકાં ખાટલીના પાયા ઝાલી બેઠાં હોય. ગધેડાંની ચાલની સાથે તેઓ પણ લયબદ્ધ હચરકા લેતા જતા હોય ને અજઈના માથે મોટો સૂંડલો હોય, એમાં નાની–મોટી ઘરવખરી હોય. પીઠે પછેડીની ફાંટમાં ઘૂઘવાટા કરતું માસુમ બાળક બાંધ્યું હોય. હાથમાં સોટી હોય અને તે સોટીથી ગધેડાંને ડચ...ડચ ને થરરર... થરરર બોલતી હાંકતી હોય. વળી રડતા છોકરુંને બટકુંક રોટલોને માખણ આપી છાની રાખતી હોય. આમ પંથ કાપતી...જીવન પંથ કાપતી જતી હોય.

રૂપો પણ એવો જ લોંઠકો ને વટનો કટકો. કોઈને નમતું ન જોખે. એ ગાડર–બકરાં ડચાક–ડચાક કરી બોલાવતો જતો હોય અને ગોફણથી રોડું ફફડાવી પાછા વાળતો હોય. દૂરથી ઘેટાં–બકરાં તો જાણે કલ્પવૃક્ષનો તલકછાયો! ઘેટાં ઉપર પણ ભાતભાતના રંગના નિશાન કરેલાં. કોઈનો ઝાઝો માલ ભેળો થઈ ગયો હોય તો તેના ઘેટાં ઝટ પરખાઈ આવે. આટલાં બધાં માલનું જયારે વિયાજણ પડે ત્યારે તો રૂપાના ખભે બે–ત્રણ લવારાં લબડતા જ હોય. હાથમાં મોટો વાંસ અને એના છેડે ઝાડવાના ડાળાં કાપવા ધારિયું કે દાતરડું જડયું હોય.

એક વર્ષે રૂપો ને અજઈ બીજા એક બે કુટુંબીઓ સંગાથે વીંછીડામાં ચરોતરની વાંઢયે નીકળ્યાં. જ્યાં રાત રહે ત્યાં ખેતરમાં ખાતરને બદલે દાણા–પૈસા મળે છે. એમ માલ ચારતા–ચારતા ચરોતરમાં ઠાકરડી ગામે ઉચાળા નાખ્યા. અહીં સાંજકના ત્રણ મંગાળા મૂકી અજઈ રાંધી રહી છે અને રૂપો પણ બે–ત્રણ ખેતરવા છેટે ભેળાઈ ગયેલા ખેતરમાં માલ રખડાવે છે. એવે વખતે ઝીણો કોળી ત્યાં આવે છે અને રાભડાં જોઈ એની દાઢ ડળકે છે. આ ગામના કોળી સંપીલા ને માથાભારે ગણાતાં. આવતાં–જતાં આવા વાઢિયારને ખૂબ રંજાડતા. તેઓ કંઈકને ખાઈ બદી વળ્યા હતા અને કંઈકના રાંભડા–ઘેટાં હજમ કરી ગયા હતા. ઝીણાએ ડારો દઈને રૂપા પાસે એક રાભડાની માગણી કરી, પણ રૂપો એને એમ સમાસૂળે રાભડું આપે? એણે પણ એવાને તો પગને તળિયે કચડી નાખ્યા હતા. એણે ખુમારીથી કહ્યું:

"ઝીણાભાઈ, એમ સમાસૂળે રાભડું નો મળે, એ તો માથા સાટે માલ મળે. આ કોઈ રેંગી–ફેંગીનો માલ નથી. રાભડું સામું જોતાં ઘૂંઘું ભોંમાં ગરી જાય." ત્યારે ઝીણો પણ એની મગરૂરીમાં બોલ્યો:

"પારકે પાધર આવીને તું આવી ફાટ કર નૈ. તારો ફાંકો ઉતરી જશે ને રાંઘ્યા રઝળશે. સમજીને એક સારું રાભડું વાળી આપ, નકર સેંટે નૈં રે.' સામું ગામ લેતાં ભોં ભારે થૈ પડશે".

રૂપો પણ મૂછે વળ દેતો કરડાકીમાં બોલ્યો "તો રાભડું એમ ડારો દીધે નો મળે પટલ. માથું કળતું હોય તો અડો રાભડાંને."

ઝીણો હતો ઝેરની બંબૂડી, પણ

આજ કારી ફાવે એમ ન લાગ્યું. એટલે ગાળો દેતા દેના ગામ ભણી બણુકાવી મૂક્યાં. ગામ ત્યાંથી ચારેક ખેતરવા દૂર હતું. ગામમાં જઈને ઝીણાએ બુંગિયો વગડાવ્યો અને વાર ચડી રૂપા ઉપર. લોકો હથિયારો લઈને વછૂટયાં. રૂપો સમય વરતી ગયો અને એણે કેડેથી ગોફણ છોડીને વીણી રાખેલા સોપારી જેવડા મડિયા ચડાવે છેઃ મડિયો ભમમમ... સણુણુણુ... કરતો બંદૂકની ગોળી વેગે છૂટે છે ત્યાં તો ઘૂંટીની ઢંકણી ઉપર મડિયો વાગતા એક સૂહ ભર્યો દોડયો આવતો જુવાન "વોય, બાપા" કહેતો ગળોટિયું ખાઈ ગયો. તેનું છઠ્ઠીનું ધાવણ કાઢી નાખ્યું. વાંહે દોડયા આવતા માણુસો ઘડીક તો હલફીને ઊભા રહ્યા વળી પાછા જુસ્સામાં આવી આગળ વધ્યા, અને રૂપે ગોફણની ગોળીઓ છોડવા માંડી. રૂપાને પછી તો લોકોએ છાતીસમાણાં થોરની ઓથ લઇ માંડયાં ઢેફાં-પથ્થર મારવા, ઢેફાં ને પથ્થરનો તો વરસાદ.

રૂપાને કયાંય સળસૂઝે નહિ. એતો કોઈ દિવસ નહિ ને આજ હેબતાઇ ગયો. કારી ફાવે એમ લાગ્યું નહિ. એ તો આંધળો ભીંત થઈ ડઘાઇ ગયો. ત્યાં તો ઉચાળે કાળિયા અને અજઈને રીડયું ને ચહકા સાંભળી ધીંગાણાની જાણુ થઇ ગઈ.

કળિયો કેડે ધાબળો બાંધી હાથમાં લાકડી લઇ પહોંચી ગયો. એણે પડકારો કરી માંડયા જે ધાએ આવે એને ભફડકાવવા. આવતા વેંત જ પાંચ સાતને લાંબા લહ કરી નાખ્યા. ત્યાં તો અજઇ ઓઢણાંની કેડ બાંધી હાથમાં રંગત રવૈયો વઈ છૂટા કેશે, વિફરેલી વાઘણુ વેગે વછૂટી ગઈ. એક ને બીજી તળપે માણસોની ભેટભેટિયા થઇ જાય અને જે એક રવૈયાનો સ્વાદ ચાખી જાય એતો ધુળ ફાકતો થઇ જાય. જેને રવૈયો મારે એને ભોં ભેગો કરી નાખે. પડકારો કરતી જાય અને ગાળોનો સોથ બોલાવતી જાય.

અજઇ હાકલો કરે ત્યાં તો કાચા-પોચાની ઊભી જાધે સરવાણી હાલી જાય. અજઈ ફરતાં માણુસો છવરાઈ ગયા, પણુ એ એમનાથી કયાં ગાંજી જાય એમ હતી ! એણે તો રાત-દિવસ ગાડર-બકરાંના દૂધ પીધાં'તા. એની સામી છાતીએ જવાની એકલ-દોકલની બટ ન સાંધે. અજઈ રંગત રવૈયો ફેરવતી જાય અને હીંકતી જાય. ધીંગાણુંમાં ઘડીક તો બટા-ઝૂટી બોલી ગઈ. અજઈએ કેટલાયને વાળો કરી ઝપટમાં લઈ લીધા. કેટલાકને તો વાળો કરી થોરની કાંટાળી વાડમાં નાખ્યા ને રવૈયે રવૈયે ખૂબ ઢીબ્યા. કેટલાયે આખડતા પાખડતા માંડયા ભાગવા.

ધીંગાણુમાં વેર-વિખેર થવા લાગી. આમ બાર-પંદરેકને ખેતરને ખોળે અજઇએ જોત જોતામાં સૂવડાવી દીધાં. માણુસો માંડયાં મોં મોંના ભાગવા. એ મારતી મારતી ઠેક ગામને પાદર પહોંચી ગઇ ને લોકોને ગામમાં ભગાડી મૂક્યાં.

ઝીણીઆ કોળીને અજઇએ એવો કારીનો બોચીમાં રવૈયો માર્યો કે અવળો થઇને ઊંધે-કાંધ પટકાણો. જ્યાં અજઈ બીજો ઘા મારવા જાય છે ત્યાં તો બે હાથ જોડી પગમાં આળોટતો "તારી ગા' છુ" બોલી જાય છે. અજઇની ઝપટ ન છીરવી શકયો ને હાથ ડોડવો કાઢી ગયો. મરદને શરમાવે એવું ધીંગાણું ખેલી, રંગ રાખી, અજઈએ કેડેથી ઓઢણું છોડયું ને પીંડીમાંથી થોરિયાના કાંટા કાઢવા લાગી.

આ વાતને લગભગ સો-સવાસો વર્ષ વીતી ગયા હશે. આજે પણુ એ વીરાંગનાના પરાક્રમની પ્રશંસા કરતો ગોપાલકોમાં રાસડો ગવાય છે—

વીંછીડામાં ગાડર ઘોળ્યા રૂપલે
વીંછીડામાં ગાડર ઘોળ્યા જો....
શેલરમાં ગાડર પોળ્યા રૂપલા
શેલરમાં ગાડર પોળ્યા જો...
એક રાભડું આપ્ય રૂપાલાઇ
એક રાભડું આપ્ય જો...
માથા સાટે માલ ઝીણાભાઈ
માથા સાટે માલ જો...
ઠાકરડીમાં બુંગિયો વગ્યો ઝીણાભાઇ
ઠાકરડીમાં બુંગિયો વગ્યો જો...
છેટેથી મગિયા છાંટયા રૂપાભાઇએ
છેટેથી મગિયા છાંટયા જો...
નેહુમાં ખબરું પડી અજડીને
નેહુમાં ખબરું પડી જો...
રંગત રવાયો લીધો અજડીએ
રંગત રવાયો લીધો જો...

# ગૂઢાર્થની મોજ

રતુભાઇ રોહડિયા

એક વખત કવિ કરણીદાન રચિત નીચેના દુહાનો અર્થ મેં આમ કરેલો:

ભોમ ડસણ રિપુ બોલિયો, ઊઠિ ચલે મિયાં મોય;
હરસુત વાહન તાસ રિપુ, આન મિલાવું તોય.

(રાત્રે દેડકાનું ડ્રાંઉં ડ્રાંઉં બોલવું સાંભળીને એક મિયાંજી નાસી ગયા, ત્યારે બીબી રોષ ઠાલવતાં કહે છે જીવડાં ભોમ ડસાણનો શત્રુ એવો દેડકો બોલ્યો ત્યાં તો મારા મિયાં મૂઠિયું વાળીને છૂ થઇ ગયા. ઓ પિટયા દેડકા ! તને ગણેશ (હરસુત)નું વાહન (ઊંદર) નો શત્રુ-(સર્પ) લઇ આવીને ભેટાડી દઈશ.)

આજ દુહાના 'હરસુત', ને 'ભોમડસણ રિપુ'ના અર્થ કરતાં કવિ દાદુભાઈએ આખા દૂહાનો અર્થ આ પ્રમાણે કરેલો :

(રાત્રી વીતી જતાં જંતુઓ (ભોમડસણ) નો શત્રુ (રીપુ) કુકડો બોલ્યો. એ સાંભળી મારા મિયાં ચાલ્યા ગયા. ઓ પિટયા કુકડા !તને કાર્તિકેય (હરસુત) નું વાહન (મોર) નો શત્રુ (કૂતરો) લઈ આવીને ભેટાડી દઈશ.)

બંને અર્થો સાચા છે. એકંદરે તેમાં નારીની પતિ વિયોગની વેદના અને રોપની અભિવ્યકિત છે. આ રીતે કવિએ કાવ્યમાં શબ્દ ચમત્કૃતિનું સર્જન કર્યું છે. આવા બીજા પણ કેટલાક ગૂઢાર્થવાળા શબ્દશ્લેષના મનોહર કાવ્યાલંકારયુકત દુહા જોઈએ. નીચેના દુહામાં એક જ શબ્દને અનેક અર્થમાં પ્રયોજીને નારીના રૂપનું વર્ણન કર્યું છે :

દધીસુત વાસંન બદન છબી,
દધી સુત વાસંન નેન;
દધીસુત વાસંન નાસકા,
દધીસુત વાસંન બેન.

(મુખ છબીમાં ચંદ્રનો વાસ છે, નેત્રોમાં માછલીની ચંચળતાનો વાસ છે, નાશીકા દીપશિખા સદશ છે અને વાણીમાં અમૃતનો વાસ છે.)

આમાં 'દધીસુત' શબ્દ ક્રમશઃ ચંદ્ર, માછલી, દીપશિખા, (સમુદ્ર પુત્ર વડવાનળ આગ, તેથી પ્રગટયો છે તે દીવો) અને અમૃતના અર્થમાં આવ્યો છે.

એક ગૂઢાર્થ દુહામાં વિયોગી રાધા પોતાના પ્રિય શ્રીકૃષ્ણને આ રીતે સંદેશો પાઠવે છે.

દધી સુતા સુત મજ દેહેણ, ખગપતિ પતિ વદેશ,
મેર સુતાપતિ તા તલક, કાહયો જાય સંદેશ.

(સમુદ્રપુત્રી એવી લક્ષ્મી (રુક્મિણી) તેનો પુત્ર એવો કામદેવ (પ્રદ્યુમન–કામદેવ) મારી કાયામાં વ્યાપ્યો છે અને ગરુડ (ખગપતિ)ના નાથ શ્રી કૃષ્ણ તો વિદેશ (મથુરા) છે. તો હે સખિ ! હિમાલયપુત્રી (મેરસુતા) એવા પાર્વતીના પતિ એવા શિવના લલાટમાં જે ચાંદલા રૂપ છે, એ ચંદ્ર જઈને શ્રી કૃષ્ણને મારો સંદેશો પહોંચાડવો કે રાધા વિયોગમાં જલે છે.)

કવિ રામચંદ્ર મોડે એક દુહામાં સજ્જન લક્ષણ આ રીતે પ્રબોધ્યું છે.'

ગિરિ તનયા પતિ નંદની, તા સુત વાહન તાસ;
રામ કહે મતિ મંદ સો, સો સજન કે પાસ.

(પહાડપુત્રી એવી નદી, તેનો પતિ એટલે સાગર, એ સાગરની પુત્રી એટલે લક્ષ્મી (રુકમણી), એનો પુત્ર એટલે કામદેવ (પ્રદ્યુમન), તેનું વાહન એવું તે મન. કવિ રામચંદ્ર કહે છે હે મૂર્ખાઓ, તે તો સજ્જન પુરૂષોના વશમાં રહેલું હોય છે.)

અહીં 'સો સજન કે પાસ'નો બીજો અર્થ પ્રિયજનની પાસે મારું મન છે એવો પણ થાય છે.

આમ કવિએ એક જ દુહામાં શૃંગાર અને શાંતરસ પર બે જુદાં જુદાં અર્થો વણી લઈને સરસ ચમત્કૃતિનું આયોજન કર્યું છે.

સંસાર દુઃખ રૂપ છે. એમાં વિષ પાનના પ્રસંગો પણ બને છે. કોઈ નારીએ વિષપાન કર્યું ત્યારે કોઈ મિત્રે એના પતિને એક દુહામાં 'સાગર સંતાન'ના શ્લેષવડે સંદેશાનો દુહો મોકલ્યો કે :

દધીસુતાને દધીસુત ભખ્ખો, દધીસુત વેગે બોલાઅ
દધી સુત આવે નહીં, દધી સુત રિપુ ઊડ જાએ

(સમુદ્ર પુત્રી લક્ષ્મી-ગૃહરાણી) એ વિષ (દધી-સુત) પાન કર્યું છે. તો હવે તમે તત્કાળ ધન્વંતરી (દધીસુત) વૈદને બોલાવો, જો તે આવે નહીં તો સાગરપુત્ર એવા મોતી, તેનો શત્રુ એવો હંસ (તાત્પર્ય કે આત્મા) ઊડી જશે.

અહીં સાગર સંતાન, દધીસુત શબ્દ અનેક અર્થમાં પ્રયોજીને કવિએ ગૂઢાર્થનો પ્રયોગ મનોરંજક રીતે કર્યો છે. કેમકે લક્ષ્મી, (નારી) વિષ, ધન્વંતરી, (વૈદ), મોતી, એ સૌ સાગર સંતાન ગણાયા છે.

આવા જ અનેકાર્થી શબ્દ પ્રયોગ વડે 'અવતાર ચરિત્ર'ના કર્તા નરહરદાસજીએ માનવ મનને ઉપાલંભ આપ્યો છે કે :

નર કપડે સે ડરત હે, નરક પડે સે નાંઇ;
જશ દાતન કું દેત હે, જશદા તન કું નાંઇ.

(હે માનવ મન ! તું રાજ કર્મચારીનાં વસ્ત્રા-વેશથી ભય પામે છે, પણ પાપકર્મથી નર્કવાસ થશે એ ભય નથી રાખતો. કંઈક આપનારના તું યશોગાન કરે છે, તેને યશ આપે છે, પણ જેણે તને સંસારમાં ક્ષેમ-કુશળ રાખ્યો એ યશોદા પુત્ર (કૃષ્ણ ભગવાન)ને જશ નથી દેતો .)

'નર કપડે સે', અને 'જશદા તન કું.' એ બન્ને વાક્યોના પદ છેદ વડે દ્વિ અર્થી પ્રયોગ કરીને કવિએ અત્રે આપણને આનંદરૂપ સાકરનાં પડ ચડાવેલ શિખામણ પીરસી છે, કેમકે કોઈ પાસેથી શિખામણ લેવી એ સૌને કડવી જ લાગે છે.

આવો જ પણ નર્યો મનોરંજન ભર્યો બીજો એક દુહો છે. તેમાં પણ અનેકાર્થી શબ્દ ખેલ ખેલાયો છે.

ન કબેસર બિનું સો સભા, નકબેસર બિનું નારી
ન કબે સર જલ બિન ખૂલે, ન કબે સરગ સુરારી.

(કવિ વગરની સભા શોભતી નથી. જેમ નથડી વગરની નારી ન શોભે તેમ. જળ વગર સરોવર ખીલતું નથી, તેમ દેવ દ્રોહીઓ કદી સ્વર્ગ પામતા નથી)

અત્રે 'ન કબેસર' નો પદછેદ, કરીને કવિએ કવીશ્વર, નથડી, (નકવેસર), સરોવર કયારેય નહીં અને કયારેય સ્વર્ગે નહીં એવા અર્થોમાં પ્રયોજેલ છે. આ પદછેદની ખૂબી થઈ. છેલ્લા શબ્દ 'સુરારી'નો દેવદ્રોહી અને અસુર એવા બે અર્થો પણ થાય ।.

## દુહા

શલ શીખર પર સંચરે, કાં ભોંયરે ભરાય,
મરણ કદી મૂકે નહીં થનાર વસ્તુ થાય-
ડાયો ડમરો હોય પણ, ભાવિથી ભૂલાય;
અણધારી ને એકદમ. થનાર વસ્તુ થાય-
સામેરી સાયર ઉમટયો, મોતી તણાતાં જાય,
કરમ હીણો ભરે મૂઠડી, શંખલા મૂઠી સમાય-
સામી પૂછે સોમકું, કયુ સુખ કારો દીન,
કાં ગાંઠસે ગીર પડયો, કે ઓરન કું દીન-
જવાબ-નહીં ગુમાવ્યો ગાંઠસે, નહીં ઓરનકુ દીન
દે તે દેખ્યા ઓર કું, યું સુખ કારો કીન-

સમજ વિનાની સોબતું, બગડી જાય બાજી,
પાજી જેને પૂછણો, એમાં રામ રહે ન રાજી-
કંથા તું કુંજર ચડયો. હેમ કંટોરો હથ,
માગ્યા મુકતાફળ મળે, ભીખને માથે ભઠ-
ખડ સૂકાં ગોરડ વસુકાં વહાલાં ગયા વિદેશ;
અવસર ચૂકયા મેહુલા. વરસી કાંઉ કરેશ-
હંસા પ્રીત કાહુકી, વિપત પડે ઉડ જાય;
સાચી પ્રીત સેવાળકી, દોનું સાથ સુકાય-
ઉજડ કેડાં ફીર વસે, નિરધનિયાં ધન હોય;
ગયાં જોબન ન સાંપડે, મુવાં સજીવન ન કોઇ-

આંબા ભગતની વાણી આગળ વહે છે: પુંજાવાળા

તે નીજ નામને નિગમ નિત; વિમળ વંદે વગતાળું જી – રે –
અનભે આસન મતિ નામ સમરૂં, બુદ્ધિ બાજોઠિયા ઢાળું જી – રે –
લટકે લઇ રૂદામાં રોપિયું; વધ-વધતું વરમાળું – જી – રે –
મન વાંચ્છિત મીંઢોળ, કરૂણા કેસરિયા હરિ સંગ હથેવાળો જી – રે –
હું વરી અખંડ વર, અલક ધણી લાલન લેરૂં વાળો જી – રે –
ઇસ આરાધું થર સહુ થાનકે, નીરગુણને ગત મારો જી – રે –
પોતે પ્રીતમ પ્રાણપતિ પરવરિયા, ભીસ્મે ભરિયો ભાવો જી – રે –
તમ વિના હું ઝાંખી છું જુગદીશ, રવિ ગળે જેમ રાહુ જી – રે –
આવો અલંગી આજ એકાંતું, બહુ ના મૌન બોલાવું જી – રે –

એ જ ભજનનો દોર આગળ વધે છે. ભગત પોતાના જ મનની સાથે પ્રથમ ગોઠડી બાંધે છે. ઇશ્વરનો સહારો અને પોતાની વર્તમાન વર્તણૂંક ઉપર એટલેકે પોતાના જ કર્તવ્ય ઉપર સંત ઝીણામાં ઝીણી આંખ ફેરવી દૃષ્ટિ કરી લીધી છે. આગલા ભજનમાં જીવને ઝીણામાં ઝીણો કરી સાચવવો છે "બહુ જગના બીજક" બાળવાં છે. સંસારના બંધન રૂપી માયાવી મૂળ વસ્તુને ભગત "બીજક" કહે છે. એ બાળીને – અંતઃકરણનું આંગણું વાળી ચોળી સાફ કરી નાખવું છે. ત્યારે જ ભોળા હૃદયમાં વસે ને ?

હવે વાંણી ભાવુક બને છે. ભકિતમાં ઊર્મિનાં ઊભરાં આવે છે. જેમ ગ્રામ્ય નારી પોતાના પ્રિયતમને મળવા જતી હોય એવા જ તોરથી એ યુગના અભણ છતાં જ્ઞાની ભગત ભોળાને ભેટવાં ઊપડયાં છે. અહિંયા કેવીક વ્યવહારિક વાણીમાં જ્ઞાની ભકત આબેવ જીવ અને શીવનો સમાગમ ઐકય સ્વરૂપ પોતાની રીતે વર્ણવે છે.

'વિગતવાળું' મન છે. નિર્મળ થઈને નામમાં લાગેલું છે. વંદન અર્ચનાં ભકિતનો પ્રકાર છે, પરંતુ અહીં તો નિર્ભય જીવ ભકિત કરવા દઢ આસન ભીડે છે. પછી વિચારો ઉર્ધ્વગામી બને છે. બુધ્ધિના બાજોઠિયા ઢાળું એટલે કે તમામ સંકલ્પ વિકલ્પને તમારી નીચે સમાવી દઉં. મનમાં રહેલા અહંને દબાવી દેવાની આ અનોખી યોજના છે. "લટકે લઈ રૂદામાં રોપિયું" અંતઃકરણમાં લટકો કરી એ રોપ્યું છે એટલે કે વાવી દીધું છે.

દાસી ભાવ હવે સ્પષ્ટ થાય છે. મનનાં માનેલાંનો મીંઢોળ બાંધ્યો છે, કરૂણા કેસરિયા પહેર્યા છે. આતો હરિ સાથેના હાથેવાળાની વાતું છે, તેમાં કેસરિયા ખરાં, પણ "કરૂણા,"ના કેસરિયા જોઇએ ને ? કેટ-કેટલાં જન્મો સુધી ભવાટીમાં ભટકેલો અંશી જીવ અંશ-જીવાત્માને મળે છે.

પછી ભગત કહે છે, "હૂંઅખંડ વરને વરી છું" માગે ચૂડો ખંડીત થશે જ નહીં. અલક ધણી છે, પણ ધણીની ઓળખાણ આપતાં આપતાં સંતને ભકિતનો નશો ચડયો લાગે છે. વાણી ઉચ્ચારાય છે, પણ બુધ્ધિ ઉપર આસન વાળીને દીનાનાથ બેઠાં છે, એથી જ ધણીની સચોટ ઓળખાણ આપી છે, "લાલન લેરૂંવાળો" એ માનેલો પતિ છે.

બ્રહ્મની વ્યાખ્યા અત્યંત સંક્ષિપ્તમાં આપતાં શંકરાચાર્યજી ફકત "સચ્ચિદાનંદ 'શબ્દ" આપે છે. સત્ ચિત આનંદ એટલે કે ચિત્તનો સત્ આનંદ પણ ભાવાર્થ થઈ શકે છે. અહીં તો 'લાલન લેરૂં વાળો' ધણી સાથે પ્રથમ સમાગમની ઘડી આવે છે ત્યારે

સંતને આનંદની છોળો છૂટી છે પાણીમાં સાકરનો ગાંગડો નાખતાં પાણી અને સાકર એક-રસ થયા નથી, પણ થઈ રહ્યા છે તેનો જાણે કે સાકર અને પાણી બન્નેને આનંદ છે તેવુ કંઈક આંબેય કહેવા ઈચ્છી રહ્યા છે. આવા ધણીતી આરાધના ઠરીને ઠામ થઈને કરવી છે. જીવની ગતિ નિરગુણ થઇ રહી છે. સત્ય, રજ, અને તમ, ત્રીગુણાતીત બંધનની માયા ભેદવી છે ત્રીગુણાતીત બંધનની માયા ભેદવી છે. ત્રીગુણાતીત પરમાત્મા સ્વરૂપને પામવું છે. આંબાં ભગત કહે છે કે પ્રીતમ પોતે પ્રાણપતિ થયા છે. માયાના ભાવો તમામ બળી ગયા છે.

આવા પ્રાણપતિ વગર આંબેવ કહે છે અમે કેવા લાગીએ ?

તમ વિના હું ઝાંખી છું જુગદીશ
રવિ ગળે જેમ રાહુ--જી...રે...

અને તુર્ત 'આવો અલંગી આજ એકાંતું'' વાળી અત્યંત આધ્યાત્મિક વાતને વ્યવહારિક ભાષાનો વાઘો પહેરાવી આપણી સમક્ષ સંત આવ્યા છે.

'અલંગી' શબ્દ માટે મેં ઠીક ઠીક મથામણ કરી. કેટલાંક ભજનિકો અને સાધુ-સંતોને પૂછ્યું. તેમના તરફથી જે જાણવા મળ્યું તે જાણીને તો હું હર્ષમાં આવી ગયો.

લીંગ એટલે સાકાર, અને અલંગી એટલે સાકાર નહીં-નિરંજન નિરાકાર સ્વરૂપ. તેને માટે ગ્રામીણ કોળી ભગતને ''અલંગી'' શબ્દ મળ્યો છે.

હવે જે કંઇ વાતો કરવી છે. તેમાં સ્ત્રી-પુરૂષના શૃંગારથી પણ આગળ વધી તે ''રતિભાવ'' તરફના શબ્દો યોજીને કરવી છે. છતાં ભગતે નકકી કરી રાખેલા આ લાલન લેરૂં વાળા-અલંગી પુરૂષની સ્મૃતિ સાચવીને આગળ વાંચશું તો આંબેવની કહેવાની ભૂમિકા ઉપર 'વાહ' પોકારીં ઊઠશું-હું અને આપ સૌ,-

આવો અલંગી આજ એકાંતું
બહુ ના મૌન બોલાવું જી...રે

આવો આવો અલંગી આજ એકાન્ત છે આ આત્માની એકાન્ત છે એક જ ક્ષણ માટે માનસને સંકલ્પ, વિકલ્પરહીત-કોઈ પણ વિચારનો અંશ પણ ન પ્રવેશે તેવું બનાવો. સાધક જેને નિર્વિકલ્પ સમાધી કહે છે.

પોતા સાથે પોતે છે. પોને પોતાની ઓળખ કરવાની છે. આત્મજ્ઞાન કરવું છે. બોલવું નથી-એ અલંગીને ઓળખીને તેનું વર્ણન થોડો વખત આપવું નથી એટલે તો કહે છે :

બહુ ના મૌન બોલાવું જી...રે..

યથા વાચા નિવર્ન્તતે । વાળું વાકય યાદ આવે છે, એ આનંદ-એ તત્ત્વને વાણીમાં વર્ણવી શકાય નહીં. જ્યાં ''મૌન'' પોતે ભાષા જ બને છે.

''દાસીભાવ'' હવે પૂર્ણ થવા માંડે છે અને ભજન આગળ વધે છે.

રચી પચી રહી ઉરમાં એકાંતુ;
અડગ દીલ નહીં ડોલાવું જી...રે....
પિયુ પલંગ પર મોહે સત સુંદરી,
હરખે હારદ લખાવું જી...રે..
નત ખેલું મેં ન્યાસ નારાયણનો,
તું વડીયે તાલ મેળાવું જી....રે...
એવું સ્વરૂપ સુધબુધ સમાગમમાં,
તુરતે સુરત ચલાવું જી...રે...
દરશન પરશન પ્રગટ પ્રભાતે,
સન્મુખ શરણે આવું જી...રે...
ઝુમતી ઝુમતી જાઉં મેં તખ્ત પર,
વહેવંતી નહિ વિલાવું જી...રે...
સતગુરૂ ચરણે આંબેવ કે,
ઇશ્વર શંકર સેજમાં લપટાવું જી...રે...

'રચી પચી રહી ઉરમાં એકાંતુ'-કેવી એકાંત છે ! દીલ ડોલતું નથી.-ભકિતરસ સંત ઘૂંટડા ભરીને પી રહ્યા છે, પણ ભકિતરસ કહેવાથી સંતોષ નથી વળતો. ''બ્રહ્મરસ'' વાપરીએ તો જ આત્મામાં ટાઢક

~. છે. ભગત "બ્રહ્મરસ" ને પ્રગટ કરવાનો આનંદ ..ઈ રહ્યા છે. પિયુ હવે છેટા નથી, પલંગ પર છે.

અહીં આપણે સજાગ-પણે સમસ્ત વાતાવરણમાં પ્રવેશ કરવો છે, હળવે હાલવું છે. પગનો એક ખસરકો પણ આંબેવની મજા બગાડી દેશે.

હા,-પિયુ પલંગપર છે, અને "સંત" સુન્દરી છે, પણ કેવી છે એ સુન્દરી ? "સત સુન્દરી" હવે આલેખનની મજા માણી શકાય તેવું છે.

ઉપર પિયુની વ્યાખ્યા આપી છે. લાલન લેરં વાળો છે, અલંગી છે અને એવા પિયુ પલંગ પર છે. હું "મોહે સત્ સુન્દરી" છું. મારા પિયુ સાથેનું આ મિલન થઈ રહ્યું છે. સત્ સુન્દરી સત્ છે, પિયુ ચિત્ રૂપ છે. આનંદની વાત મૌનથી સ્હેજ જણાવી દેવી છે; પણ વારંવાર, આ "મિલાપ"પછીની અર્ધાવલી જોવા વિનંતી કરું છું: હરખે હારદ લખાવું-જી રે'

મારા નમ્ર મંતવ્ય પ્રમાણે "હારદ" એટલે ઘટસ્ફોટ કરું છું. હરખે આનંદનું વર્ણન કરવા લખાવું છું-સમજાવું છું. અગર તો હું મને-મારા વચ્ચે મને જ જોઈને આત્મભાનનો આનંદ હરખ અનુભવી રહું છું...

મારું મારા માનેલા સાથે ભળી જવું-એકરસ થઇ જવું એ એક વ્યક્તિગત વાત છે સાથોસાથ સમષ્ટિગત છે. પ્રત્યેક આત્માની ગતિ તેનાં સ્વરૂપ-ભાનની, તાદાત્મ્ય થવાની, કે ઈશ્વરમય થવાની છે.

તન ખેલું મેં ન્યાસ નારાયણનો,
તુ વડીયે તાલ મેળાવું જી-રે

તમારો જ અભ્યાસ કરું છું. તારી સાથે તાલ મેળવું છું. 'તું વડીયે' એટલે તારી સાથે અગર તો તારા સમાન સમર્થ સાથે તાલ મેળવું છું

એવું સ્વરૂપ સુધબુધ સમાગમમાં,
નુરતે સુરત ચલાવું જી-રે-

'શુદ્ધ બુદ્ધિના સમાગમથી સ્વરૂપ જાણવું છે. ચિત્તની અંદર એને પ્રગટ કરી અનુભવવું છે. એ માટે નુરતે કરીને "સુરત" ચલાવું છું.

અહીં અષ્ટાંગ યોગની વાત ખૂબ જ ઝીણવટ-ભરી રીતે આવે છે. "ધ્યાન" ધરવાની હકીકત પણ આવી જ છે. આ ચર્ચાને સહેજ સ્પષ્ટ કરવા માટે એક પ્રસંગ યાદ આવે છે.

પાતંજલિ યોગસૂત્ર પ્રમાણે ગિરના એક યોગી યોગ સાધે છે. સાનેક વર્ષથી ખૂબ જ એકાંત સેવન કરે છે, ધ્યાનમગ્ન રહે છે. તેમની સાથે એકવાર સત્-સંગ થયો; પ્રાણાયમની ઘણી બધી પ્રક્રિયાઓની વાતો તેમની સાથે થઈ. શરીરના અમુક ભાગ ઉપર નબળાઈ જણાય તો ત્યાં 'પ્રાણ' મૂકવાથી એ ભાગ સ-શકત થઈ જાય છે તેવું મેં પ્રત્યક્ષ જોયું.

વાત વાતમાં મે વિનંતી કરી કે મહાત્માજી, સમાધિમાં સ્વરૂપ દર્શન થાય ખરૂં? સંત સહેજ હસ્યા અને જવાબ આપ્યો કે હા, જ્યારે તેજ-બિંબ પ્રત્યક્ષ રીતે સ્થિર થવા માંડે છે, રોજના વ્યવહારથી સહજ સમાધિ સિદ્ધ થાય છે. પછી કર્ણમાં અવાજ વગેરેનો અનુભવ થતાં થતાં નકકી કરેલા લક્ષ ઉપર "તાલ" મળવા માંડે છે. (આજે તું વડીયે 'તાલ' હશે ને?) પછી બુદ્ધિમાં નિશ્ચિત કરેલા આકારને અંદર ઊતરવાનો માર્ગ મોકળો થાય છે અને છેલ્લે મિંચેલી આંખ સમક્ષ સ્વરૂપ દર્શન સુધી સમાધિ આપણને લઇ જઇ શકે છે, પણ પછી આ અભ્યાસ છૂટવો ન જોઈએ.

'તન ખેલું'થી લઈને 'નુરતે સુરત ચલાવું જી...રે..' આ બન્ને પંક્તિઓ આપણને આંબેવના સંતજીવનની ઝાંખી કરાવે છે, (શિષ્ય ગોવિંદ ભગતને પણ ગુરૂ આંબેવ ગિરનાર ઉપર જઈ પ્રથમ-તો યોગમાર્ગ સમાધિ તરફ "તપ" કરવાનું વાળે છે. એ પ્રસંગ 'ઊર્મિ-નવરચના'માં આ અગાઉ આવી ગયો છે.)

'ફરી એ જ ગ્રામ્ય ભાષાની સુગંધ મ્હેકે છે. દરશન પરશન પ્રગટ પ્રભાતે' જીવાત્માને પરમાત્માની સન્મુખ રહેવું છે.

સાદી સીધી સોહામણી ભાષામાં ભગત કહે છેઃ બસ મારા બાપા ! એમને રોજ રોજ સવારમાં તમારાં ચરણાં સેવીએ છીએ. અને 'દાસીભાવની' ઉત્કટ કામનાઓ પોતીકી વાણીમાં સંતની ભક્તિ રસિક તરબોળ સ્થિતિથી આલેખાઈને આપણી સમક્ષ આવે છે.

ઘુમતી ઝુમતી જાઉં જો તખ્તપર,

ઈશ્વરના આસન ઉપર જવા હું ઊપડી છું. ખરેખરી સોહાગણ દાસી બનીને હાલી છું; પણ જાણે કે ભગવાનને ભગત ચેતવી રહ્યા છે. કહી રહ્યા છે કે તમારામાં સમાઈને જ જંપીશ. હવે તૈયાર રહેજો. અરે ! મને તો લાગે છે, કે સંત કહેવા માગે છે સ્ત્રી સહજ સ્વભાવે કહેવા ચાહે છે કે પુરુષ, પુરાણ પુરુષ પુરુષોત્તમ, પ્રભુ તમે ગલ્લા–તલ્લાં ન કરતા હો ! હું આ આવી.

બહેવંતી નહીં વિલાવું જી... રે

"વિલાવું" શબ્દ શુદ્ધ ગ્રામ્ય ભાષાનો છે. ભગતને પ્રિયતમ પ્રભુનો વિયોગ છે 'વ્હે, છે 'વિલાવું" પાલવે તેમ નથી..

ભક્તિ પંથમાં ચાલનાર આ અડગ માણસોને ઈશ્વર ઉપર કેવી જબરદસ્ત આસ્થા–શ્રદ્ધા છે! એમણે ઉપાસના કરેલા પોતાના જીવન ઉપર સંતોને કેવો ભરોસો છે? એ પ્રભુને કહી શકે, રોકી શકે, પોતાની સાથે ઈચ્છે તેમ ઈશ્વર એક રૂપ તાદાત્મ્ય ભાવ તેને કેળવવો પડે તેનું આ મહાત્માઓનું જીવન બન્યું હોય છે. કષ્ટ સાધ્ય તપશ્ચર્યાનું એ પરિણામ હશે કે નિર્ભય ભક્તિનું એ ભાથું હશે કે લાલન લેરૂંવાળા સાથેની એક–રાગતાનું એ ફળ હશે. એ જે હોય તે, પણ એ જ એમ કહી શકે કે જો જો નાથ, તમારા તખ્તપર હું આવી રહી છું. હવે વ્હેવંતી છું 'વિલાય' નહીં જાઉં હો કે ? ભક્તિની પ્રત્યેક શરત પળાઈ ચૂક્યા પછી ભગત આમ કહી શકે છે.

છેલ્લે સતગુરુ ચરણે આંબેવ કહે છે : હું ઈશ્વર શંકરની સેજમાં લપેટાઈ જાઉં છું. અહીં પ્રાણપતિ અને પ્રાણ સમરસ 'એક' થઈ જતાં લાગે છે.

ક્ષણિક વ્યવહારિક સુખ આપનાર સ્ત્રી–પુરુષનાં મિલનની પળોની કલ્પનાથી ઈશ્વર અને જીવની મિલન પળો કેવી ભવ્ય, ઉદાત્ત અને નિર્વિકારી આનંદમય લાગે છે !

શંકર સેજમાં લપેટાયેલા આંબેવની જ્ઞાન મિશ્રિત ભક્તિ આપણી સમક્ષ પ્રત્યક્ષ આ વાણીના અનેક અર્થી રંગોમાં ઉપસે છે.

બૃહદારણ્યક ઉપનિષદ્‌માં ત્રીજી કોટિએ જ્ઞાન મિશ્રિત ભક્તિનું વર્ણન આવે છે :

सर्वे भूतेषुय : पश्येद भगवद, भावामात्मनः सुतीनी,
भगवत्यात्मन्येष भागवत्तोत्तमः ।

અર્થ :

સર્વ ભૂતમાત્રમાં ભગવદ્‌ભાવ–આત્મભાવ જોનાર જ્ઞાની ભક્ત છે. આવા ભક્તને ભાગવત ભક્તિમાં ઉત્તમ કહ્યા છે. (આ જ્ઞાનમિશ્ર–ભક્તિનો પ્રકાર છે)

આ કક્ષાએ આંબેવ પહોંચ્યા છે.

આ સંદર્ભમાં વધારે વાતો અને આંબેવની વાણીનું રસ–દર્શન કે આધ્યાત્મિક દર્શન આપણે આવતે વખતે કરીશું, પણ આ એક'કાફી' સાંભળીએ–

બહુ નામીનું ખાતું, બેહું

મારે બહુ નામીનું ખાતું,
પ્રીતમ શું પ્રીતિ પ્રગટ વરતાણી,
હવે કેમ કરી રાખું છાનું.
વારે તેને વઢવાને વળશું,
મત કેની ન માનું,
નશાં આવી તારે નરસેં
થઇ રહું, નામ નથી નાનું.
અંધારૂં અંતરમાંથી અળગું થ્યું
રૂદે પ્રગટયાં રવિ ભાનુ,
આંબેવ કહે અમે અળગાં કયાં જઇએ,
મારે પડયું તમ સાથે પાનું.

---

ગયે વિદેશની બંધુ, તરૂણી તજ્યો સનેહ;
દુષ્ટ નાસી પશું મર ગયે, પછી હૃદયની ખરશું મેહ.
સજન પ્રીત ન કીજિયે અણસમજુ કે સંગ;
દીપક કે મનપે નહીં ઝુર ઝુર મરે પતંગ–

દાઢમાં ખટકે કાંકરા, કણું ખટકે વેણ;
વચન ખટકે વિખભર્યાં, ગયાં ખટકે શેણ–
મોતી ભાંગ્યું સારતાં, મન ભાંગ્યું કવેણ,
ઘોડો ભાંગ્યો ફેરવતાં, એનો નહીં સાંધો કે રેણ–

# વાતડિયું વિગતાળિયું

(માચિયાળાના મગનદાદાના સૌજન્યથી) કાનજીભાઈ બારોટ

## કથાકારની કલ્પના

એક રાજસભામાં ભટ્ટ કથા વાંચે છે. ત્યાં એક કવિએ આવીને રાજાની પ્રશંસાનો શ્લોક કહ્યો. રાજાએ એને લાખ રૂપિયાની બક્ષિસ દીધી.

ભટ્ટજીને થયું "અરે, હું એક અઠવાડિયું કથા વાંચીશ છતાં રાજા મને આટલું ધન નહીં આપે. વળી આ કવિએ અતિશયોક્તિ કરી છે તેમ કાલે હું કથામાં એક ડિંગ ચલાવું. એટલે રાજાને મારા ઉપર મોજ આવશે."

ભટ્ટજીએ બીજે દિવસે કથામાં કહ્યું : "શ્રવણ એના માતપિતાને કાવડમાં બેસાડી કાવડ કાંધે લઈ અવંતીપુરમાં ગયો અને ત્યાં ઊભાં ઊભાં ૮૪ એક ગોળ ચક્કર માર્યું કે શ્રવણના માત–પિતાને સપ્ત-પુરીની યાત્રા પૂરી થઈ ગઈ."

રાજા કહે : "ભટ્ટજી, શ્રવણ એ કાવડનો વાંસ કયાંથી લાવ્યો ?"

સવાલ સાંભળીને ભટ્ટજી મૂંઝાણા.

રાજા કહે : "ચિંતા કરો મા. કાલે જવાબ દેજો."

કવિ રોકાણા હતા ત્યાં જઈને ભટ્ટજીએ પોતાની મૂંઝવણની વાત કરી. કવિ કહે :" ફિકર નહીં. તમારી વાતનો ઉત્તર કાલે હું રાજસભામાં આપીશ."

બીજે દિવસે રાજા કહે : "ભટ્ટજી, હવે શ્રવણ-વાળી વાતનો ખુલાસો કરો."

ત્યારે ભટ્ટજીને બદલે કવિ કહે : "મા'રાજ એ વાંસ કોઈ વનનો ન હોય, પણ બલિરાજાએ વામનને ત્રણ ડગલા પૃથ્વી દીધી ને પ્રભુ વામનમાંથી વિરાટ થયા ત્યારે સાથેસાથે વામનનો દંડ પણ એટલો જ મોટો થએલો. એ દંડમાંથી શ્રવણે કાવડ બનાવી."

રાજા જવાબ સાંભળીને ખુશ થયા અને ભટ્ટજીને કવિએ ખાનગીમાં કહ્યું કે : "મા'રાજ, હવે કથામાં આવા ગપ્પા મારતા નહીં."

## ઠંઠંપાળ

એક ગામમાં એક વેપારી રહે. વેપારીને ગામ આખું શેઠ શેઠ કહે. શેઠનું મૂળ નામ શું હશે તેની બહુ થોડાને ખબર.

એક વાર શેઠાણીએ શેઠને કહ્યું : "શેઠ, તમારું નામ શું ?"

શેઠ કહે : "તારે શું કામ છે ?"

શેઠાણી કહે : "એમાં તમને કહેવામાં શું વાંધો છે?"

શેઠ કહે : "તારે કયાં લેવું છે?" જૂના રિવાજ પ્રમાણે પત્ની પતિનું નામ ન લે.

શેઠાણી કહે : "ભલે મારે ન લેવું હોય, પણ ખબર હોય તો ઠીક."

એટલે છેવટે શેઠ કહે: "મરૂં નામ ઠંઠંપાળ છે."

શેઠાણી કહે : "અરરરર, તમારી ફૈબાને કોઈ સારૂં નામ ન જડયું તે આવું નામ પાડયું ? આપણામાં નામ કયાં ઓછા છે ? વસ્તુપાળ, તેજપાળ, મોતીચંદ, ઝવેરચંદ એવા તો કેટલાયે છે. મને આ તમારૂં નામ નથી ગમતું એટલે ફેરવીએ તો ઠીક."

શેઠ કહે : "તો તમે જ ગોતી આવો. બદલાવી નાખશું."

શેઠાણી તો બજારમાં નીકળ્યાં શેઠનું સારું નામ ગોતવા. ત્યાં એક બાઇ માથે લાકડાનો ભારો લઇને સામી મળી. શેઠાણીએ એને પૂછ્યું : "બાઈ, તારું નામ શું ?

બાઈ કહે : "લખમી."

શેઠાણી કહે : "અરે બાઇ, નામ લખમી ને લાકડા વેચશ ?"

ભારાવાળી કહે : "બેન, તમને વાતો આવડે છે. ઘરમાં દાણા ન હોય તો લાકડાં પણ વેચવાં પડે."

શેઠાણી બાઇને મેલીને થોડે દૂર ગયા ત્યાં એક જણ ખભે ખડિયો લઈને સામો મળ્યો. શેઠાણીએ એને પણ પૂછ્યું : "ભાઈ, તારું નામ શું ?"

ખડિયાવાળો કહે : "ધનપાળ"

શેઠાણી કહે : "શું ધંધો કરશ ?"

તો કહે : "નાત માગવાનો."

શેઠાણી કહે : "ધનપાળ થઈને ભીખ માગશ ?"

ધનપાળ કહે : 'બેન ખાવા તો જોઈએ ને, શું કરું ?"

શેઠાણી વળી આઘેરાક હાલ્યાં ત્યાં એક નનામી સામી મળી. એટલે શેઠાણીએ પૂછ્યું : "એલા કોણ મરી ગયું ?"

નનામી સાથેના એક માણસે કહ્યું । "અમરબાઈ."

શેઠાણી કહે : "લે નામ અમર ને મરી ગઇ !"

માણસો કહે : "તો કાંઈ જીવતા થોડા બાળવા હાલ્યા હશું ?"

શેઠાણી તરત ઘેર આવતાં રહ્યાં શેઠે પૂછ્યું : "કાં શેઠાણી, નામ મળી ગયું ?"

શેઠાણી કહે : "શું મળે કપાળ! નામે શું વળે ? લખમી લાકડા વેચે છે, ધનપાળ ભીખ માગે છે અને અમરબાઈ મરી જાય છે."

ત્યારથી જ કહેવાણું કે:

લખમી વેચે લાકડાં, ધનપાળ માગે ભીખ;
અમરને મરંતા દીઠી, ઠંઠંપાળ જ ઠીક.

## વાણિયો વિરોધ ન કરે

એક શેઠની દુકાને એના જૂના ઘરાકનો દીકરો બેસવા આવ્યો ને વાતોએ ચડયો. વાતમાં કહે : "શેઠ, અમે ચાર ભાઈઓ."

શેઠ કહે : "હોય જ ને. અમે પાંચ છીએ. ભગવાનની દયા."

જુવાન કહે : "અમારે ખોરડાં ઝાઝાં."

શેઠ કહે : "ડેલીબંધ હશે."

જુવાન કહે : "હા, ગાડાં છૂટે એવાં."

શેઠ કહે : "મોટા ફળિયા વિના મજા ન આવે."

જુવાન કહે : "અમારા મકાન પાછળ વિઘા એકનો વાડો છે તે એમાં અમે બકાલું વાવ્યું છે."

શેઠ કહે : "વાવવું જ જોઈએ. ઠાલી પડતર જમીન કોણ રાખે ?"

જુવાન કહે પણ વરસાદે તણાવ્યું."

શેઠ કહે : "કળિયુગ છે ને, વરસાદ પણ માનવ જેવો થઈ ગયો."

જુવાન કહે : "અમે તો પછી કુવો ગળાવ્યો."

શેઠ કહે : "ગાળવો જ પડે ને પછી બકાલું પાયું હશે."

જુવાન કહે : "હા, પછી તો જામ્યું."

શેઠ કહે : જામે જને. ચોલટુ કયાં જાય પછી ?"

જુવાન કહે : "ભીંડો, દૂધી, ગલકાં, ગુવાર, કારેલાં એટલાં બધાં ઊતરવા માંડયા કે અમારે જોઈએ તેટલું રાખી બાકીનું પાડોશીને આપી દીધું."

શેઠ કહે : એ તો દેવાય જ ને. વધારે હોય તો થોડું ઊકરડે ફેંકી દેવાય ?"

જુવાન કહે : "તો ય પાડોશીને ગણ્યુ નહીં તેથી વધારાનું બકાલું બજારમાં વેચવા ગયો."

શેઠ કહે : "બરાબર છે. માણસો નગુણા થાય ત્યારે બકાલુ બજારમાં જ વેચવું પડે."

જુવાન કહે : "બકાલુ લઇ બજારમાં બેઠો ત્યાં પોલીસ જમાદાર આવ્યા."

શેઠ કહે : "એ તો આવે જ ને !"

જુવાન કહે : "એણે મફતમાં બકાલુ માગ્યું"

શેઠ કહે : "એ તો માગે જ ને !"

જુવાન કહે : "મેં તો એને ના પાડી દીધી"

શેઠ કહે : ના પાડવી જ જોઈએ નહીંતર હેવાયા થઈ જાય."

જુવાન કહે : "એણે મને તમાચો માર્યો"

શેઠ કહે : "એ તો મારે જ ને!"

જુવાન કહે : "મેં ફરિયાદ કરી."

શેઠ કહે : " એ તો કરવી જ જોઈએ ને. એના મનમાં એ સમજે છે શું ?"

જુવાન કહે : "માણસો થઈ ગયા ભેળા."

શેઠ કહે : "એ તો થઈ જ જાય. તમાશાને થોડું તેડું હોય ?"

જુવાન કહે : "એક ભાઇ વચ્ચે પડયા ને ફરિયાદ બંધ રખાવી."

શેઠ કહે : "પછી તો ફરિયાદ બંધ જ રાખવી પડે."

આમ શેઠે એક પણ વાતનો વિરોધ કર્યો નહીં.

ખરચે રૂડી રીત, ગોઠે ગરથ હોય તો;
વ્યાજે કાઢીને વીત, વરો નહીં વાણિયો.
કુટુંબ ઉપર ક્રોધ; કદાચીત ચડે ચિત્તમાં;
વાલા હારે વિરોધ, વધારે નહીં વાણિયો.
બે જણ લડતા હોય, જ્યાં લાગી બહુ જોરમાં;
તેને છોડવવા તોય, વચ્ચે પડે નહીં વાણિયો.

*

## જગતનો વહેવાર

જુઓ આ જગતનો વહેવાર જી
જગતનો વહેવાર નથી એ સમજવામાં સાર-જુઓ.
સીધા ગ્રહનું કોઈ ન સારે આપે લાભ અમાપજી
રાહુ રાજી રાખવાને જપે અવિરત જાપ- જુઓ
હિમાલયના હંસલાનો કોઇ ન પૂછે ભાવજી
કાગનો સત્કાર કરવા ઊભો છે ઉમરાવ-જુઓ
ગોરસડાંને કાજ ગોપી ગલી ગલીએ જાયજી
મધુ ઝાઝાં માનથી ઘરબેઠાં વહેંચાય - જુઓ
ભૂખ વેઠી ગાય ભટકે થાય ,છે હેરાનજી
શોખથી શ્રીમંત કરતા, શ્વાનના સન્માન - જુઓ
પ્રભા પૂનમ રાત કેવી ઝળકે ચારે જામજી
તોય વંકી બીજના ચાંદને પરણામ - જુઓ
કોણ અહિંયા સાંભળે છે કોણ આપે દાદજી
પિંગલ કરવી અંતર પટની કયાં જઇ ફરિયાદ - જુઓ

**પિંગળશીભાઇ ગઢવી**

# સડદડિયાની વારતા

(એક વધુ પાઠાંતર) કહેનાર : આબાબા : વઢવાણ — સંગ્રાહક : નાગજી કે. ભટ્ટી

શ્રાવણ મહિનો આવ્યો. શિવ સાતમ આવી. શિવ સાતમ આવી તે આડોશી પાડોશી કોઇએ ઢેબરા કર્યા. કોઈએ બરફી ચુરમું કર્યું. કોઇએ સુખડી કરી. સૌ સૌની સંપત પરમાણે કર્યું.

પછી પટલાણી ભાભુને વસ્તાર ન મળે. બે માણસ-જ તેમણેય સુખડી કરી ને પટલાણી ભાભુ કે-'તારે હું હવે ચાવી નંઈ શકું. રૂપાળો સાકરનો શેરો કર્યો. ભેંસ દૂઝણી. સાકરનો શેરો કરીને સૈડવો ભરીને રાતે મૂકી દીધો અદ્ધર–શીકામાં.

શીકામાં મૂકીને પટલ ગિયા બળદ ચારવા. સાતમનો અકતો હતો તે. પટલ બળદ ચારવા ગિયા પછી પાડોશણ કે' :–

"પટલાણી ભાભુ ! હાલો હવે. આજ શીતળા સાતમ છે તે આપણે ના'વા જઈ–નદીએ."

તાર કે–"હાલો."

પટલાણી ભાભુએ જારનો સૂંડલો ભર્યો ને ગિયા સંધાય નાવા, નાં પટલ બળદ ચારીને સામા મળ્યા. કે–" મારે ખાવું છે, ના'વા જા'છ તે."

"એ કે ખઈ લેજો તમારા હાથે. કોઠામાં બરફી ચૂરમું છે, સુખડી છે, પોતાયાં છે, દૂધ છે, ઠુમરો છે. તમારે જે હાથે લઈને ખાવું હોય ઈ ખાજો."

કે–"સારુ"

પણ ઓલ્યું સડેયું–સડદડિયું નો વતાવ્યું. શેરો જે કરીને મૂકયો છે ઈ નો વતાવ્યો પટલને.

પટલ તો ઘરે આવ્યા. ઘરે આવીને બળદિયા બાંધ્યા. બાધ્યાં એટલે પટલને થઈ આળસ. ચાં મૂકયાં હશે આ પોતાયાં ? આ શીકામાં શું મૂકયું છે ઈ તો જોવું જોવે તો શેરો. શેરો જોઇને કે–મારે તો કંઈ ઈના પોતાયાં ગોતવાય નથી ને કરવાય નથી. આ જ ખઈ લેવા દેને, પીધું પોધું. તે શેરો પટલ ખઈ ગિયા. શેરો પટલ ખઈ કરીને ઓહિયાં કરીને ગિયા પટલ બારા.

બા'રા જિયા તાં પટલાણી ભાભુ નઈ કરીન વડે વાર્તયું બાર્તાયું કરીને આવ્યા. કે–"કાં ખાધું'ને ?"

કે–"હા"

કે–"શું ખાધું ?'

તો કે–"મે' તો પોતાયા કે સુખડી કે' ગોત્યું નં."

કે–"તારે ?"

કે–"શીકામાં શેરો ટીંગાતો' તો તે ખઇ ગિયો.

કે–ઓય, મારો રોયો. ખઈ ગિયો મારો શેરો કર્યો તો તે. "તારે હું શું ખઈશ ! થોડાક રાખ્યો કે નંઈ ?"

કે–"ના, મને તો મીઠો લાગ્યો તે ખઈ ગિયો.

કે–"બહુ સારૂં" પછી કે આની દાઝ ચાં કાઢવી !

પછી રાજાના કુંવરને ગૂમડું થીયેલું. એટલે ગામમાં ઢોલ ટીપાવ્યો. ઢોલ ટીપાવ્યો એટલે કે "કોઈ બીડું ઝિલે ઈને પાંચ સાંતીની ભોં તાંબાના પતરે કે માંડી દેવી છે. કોઈ બીડાનો ઝિલનાર જોઈ કે ગૂમડું કે વજ જોઇ અને ગુમડુ ફૂટી જાય અને પીડા મટી જાય કે".

એટલે કે–"હા, હા, આવો કે' – અમારા પટલ જાણે છે."

હવે ઓલ્યો પટલ કે છે કે–"હું કંઈ જાણતો

નથી ને બીડું ઝડપી લીધું. કે– "સાંભળ્યું?"

"કે'–શું?"

કે'–"જુઓ, આપણે પાંચ સાંતીની ભોં આવે છે. તાંબાના પતરે લેખ કરી દે છે–દરબાર. એને ગૂમડું થીયું છે તે દવા કરી આવો કે જાણો છો તે"

તો કે'– "રાંડ, હું ચાં કઈ જાણું છું? અને આપણે ચાં વસ્તાર છે તે પાંચ સાંતીની ભોં જોઈ છી? મારે તો જોતી નથી."

કે'–"ઈમાં છૂટકો જ નંઈ. નકર પકડી જાય આપણને"

કે'–"બઉ સારૂ"

ઓલ્યો બચરો સોળો ભોળો કે–"સારુ" તો સાકરવા આવ્યા કે "પટલ છે ઘરે ? કે–હા કે હાલો દરબારમાં બોલાવે છે. ગૂમડું થીયું છે તે દીકરાને."

કે' "હાલો, બાપા !"

ઓલ્યો બચારો પાઘડી મૂકે છે તો ખેસિયું પડી જાય ને ખેસિયું જ્યાં સરખું કરે તાં સોયણો નીહરી નીહરી જાય છે, ઈમ કરતાં કરતાં કે ભેગ મળ્યા. ઈયાં જઈને હું શું કરીશ. કે–બહુ સારુ. કે'– ભગવાન, ભગવાન. શીતળામા, શીતળામા. ઈમ કરતો ગિયો બચારો.

કે'–"ચાં કુંવર સાં'બ સૂતા છે?"

કે–"આ રૂમમાં"

કે–"બઉ સારું બધાય બારા વિયા જાવ કે."

બધાય બાં'રા વિયા ગિયા. બધાય બારા વિયા ગિયા એટલે રૂમ વાસી દીધો. રૂમ વાસીન કે–"લાવો બે સળિયું. બે સળિયું લઈને નાચ કરીને ગૂમડાંને અડયો. કે–

"હિકકા બાપા હિકકા, હવે કોઈ દિ' નઈં અડું તારા શીકા."

તારા શીકે હવે કોઈ દિ' નઈં અડું કે. હવે મારી જો શીતળામા લાજ રાખે તો. ઈમ કરીને, સળી લઈન, ગૂમડાંને સાત દાણ આમ આમ, આમ, આમ, સાત દાણ કર્યું. ત્યાં ગૂમડાંને સાત દાણ સળી અડી તો તે ગૂમડું ફસ દઈને ફૂટી ગિયું. નાચ્યો.

ત્યાં કે–"ઓહોહોહો ! બઉ જાણે છે. બહુ જાણે છે. ઈને પાંચ સાંતીની ભોં કાઢી દો.–કે–બઉ જાણે છે. દરબારના દીકરાને કે ગૂમડું ફૂટી ગિયું ને પીડા બધી મટી ગઈ. કે બઉ જ જાણે છે.

એટલે બાર' નીકળીને કે–"જોવો, પાંચ સાંતીની ભોં દ્યો તોય ભલે ને નો દ્યો તોય ભલે. મારે કાંઈ હું જાણતો નથી. મારે જોતીયે નથી. કે–આ ગૂમડું ફૂટયું ને મારી લાજ ભગવાને રાખી એટલે બસ કે. મેં કે શી'રેથી સડદડિયું ખાધું'તું. તે કે મારી દાઝ વાળી પટલાણીએ અને કે હું બીડું તમારુ ઝડપ્યું ઈ હું કંઈ જાણતો નથી. અને કે હું લૂગડાં ઉતારીને નાચ કરીન, સળિયું અડાડી તે ગૂમડું ફૂટી ગિયું કે. સાત દાણ સળિયું અડાડી તે ગૂમડું ગિયું ફૂટી હવે કોઈ દિ' કોઈ બીડું લઈને આવશો નઈં. ઈયાને ઈ'યાં કઈ ને વિયો આવ્યો.

"રાંડ કે મેં શેરો ખાધો ઇની તેં દાઝ વાળી કે. મેં કયાં બીડું જાણતો'તો ને ગૂમડું ફોડવાય જાતો હશું ? ઇતો ભગવાને લાજ રાખી કે સાત દાણ સળિયું અડાડી તે ગૂમડું ફૂટી ગિયું. હું શું જાણું છું ?"

# સોનેલી

સડદડિયાની વાર્તાને મળતી એક રાજસ્થાની કથા — સં. નાગજી કે. ભટ્ટી

એક દિવસ એક ઊંટવાળાની ખાધડકી સ્ત્રીએ ખાવાના હેતુથી એક વ્રત રાખ્યું : 'સોનેલી.' સોનેલી એટલે ઊંટનો ખોરાક. સોનેલીનો વેલો મળે એટલે ઊંટ રાજીના રેડ. એને અમરતના ઓડકાર આવે. સોનેલીનો વેલો જોયો નથી કે ઊંટ ગાંડો થઈને દોડયો નથી.

બાઈએ તો પોતાના ધણીને કહી દીધું કે

'જુઓ, મારે હમણાં વ્રત છે. મારાથી હમણાં ખેતરે ન'ઈ અવાય.

'અત્યારે કયું વ્રત વળી.' ધણીએ પૂછી નાખ્યું'

'તમને આદમીને બૈરાં માણહના વ્રતમાં ખબર નો પડે. મારે સોનેલીનું વ્રત છે. પંનર દિ' લગણ બા'રે ન'ઈ નીકળાય.

"સોનેલી ?"

"હા."

"ઈ તો સુરજમુખી જેવો પીળા ફૂલનો વેલો છે. જંગલી છોડ છે. એના તે વળી વરત હનાં હશે ?"

"હતાં હશે શું છે. તમતમારે તમારું કામ કરો. મને વરત કરવા દો. વેલાનું વરત કર્યે આપડો વેલો વધે."

"ભલે."

ખેડૂ ભાઇ તો ખેતરે ગિયાં ને વાંહે બાઇ નવરાં પડયાં. ઘરમાં બેઠાં તપ તપે. સવારથી સાંજ સુધી મન ગમતાં ભોજન બનાવીને ખાય. ખેડુ માટે બેચાર ઢેબા ઢાંકી મૂકી રાખે. બારોબાર જમીને ભાઇ તો વયો જાય. પણ નત્ય ઢેબા ગળે ઊતરે નં: એમાં શંકા થઈ કે લાવને આ સોનેલીનું વ્રત તે વળી કઈ જાતનું છે ઈ તો જોવું, નવતર વરતનું કામેય નવતર હશે.

એ તો છાનોમાનો આવીને બારણાની આડમાં સંતાઈ ગિયો. બાઈએ તો તે દિ' ગોળની 'ગુડિયાણી' બનાવેલી. સબડકો લેતી જાય ને ગાતી જાય :

"મૈં તને પૂછું સોનેલી
મરજ્યો સાસક નણદોલી"

પતિદેવ તો આ સાંભળીને સડક જ થે ગિયા. માળું આ તે કઇ જાતનું વરત ? એણે તો એક દિ' જોયું, બે દિ' જોયું નત્ય નવી નવી રસોઈ પણ ગીત તો એક જ—

"મૈં તને પૂછું સોનેલી,
મરજ્યો સાસ–નણદોલી."

'અરે ! આ તો માલમલીદા ખાવાનું બાનું છે નત્ય ઊઠીને ખાવા ઊઠીને કૈં કામ જ કરતી નથી. બળે રે બળે મારી મર્દાનગી. આવી બાયડીને પાઠ નો ભણાવું તો હું પુરુષ શાનો ?

બાઈને પંદર દિ' થવા આવ્યાં તાં. બીજે દિ' ભાઈએ આવીને બાઇને કહી દીધું કે "કાલથી મારું વરત શરૂ થાય છે, તારે હવે ખેતરે જવાનું ને મારે વરત કરવા ઘરે રે'વાનું છે."

બાઈ તો જોઈજ રઈ. "તમારે પુરુષોને તે વળી વરત હતાં હશે ?"

"હા, હા, હોય. કેમ નો હોય ? તમારો બાઇડિયુંનો કંઈ વરત કરવાનો ઈજારો નથી. શાસ્તરમાં લખ્યું છે ને શાસ્તરી બાપાએ પણ કીધું છે કે બાઇ માણસ જ્યારે 'સોનેલી'નું વરત કરે ત્યારે આદમીએ 'ઊંટકટાળા'નું વરત કરવું પડે. નં તો સોનેલીનું પૂરું ફળ નો મળે. હું તો ઊંટકટાળા વરત કરીશ. આમેય તારે હમણાં હેઠાએક હતી તે ઠીક રે'શે તું હમણાં ખેતરે રે'જે. બાઈડિયુંથી આ વરત જોવાય નૈ. જોવે તો પોતે કરેલુ વરત બળી જાય. રાંધવા–સિંધવાનું કામેય મારે જ કરવું પડશે.

બાઇને એમ કે ધણી બિચારો સાચું કે'તો હશે. એટલે ઈ તો માની ગઈ. વરતમાં કૈં આડા પડાય ? વળી પંદર દિ' લગણ ખાધું નું તે હવે થોડાક દિ' સખેદખે કાઢી નાખી એમ વિચારીને બાઈએ ખેતરનો મારગ લીધો.

ભાઇ તો રોજ ઘરે બેસી રે'. બાઈ સાટુ બેચાર ઢેબા ઘડી બા'ર મેલી દે. પછી રોજ નવા નવા સવાદ કરે. માલમલીદા બનાવે કાં બા'રથી લઈ આવે ને ખાય ખાતો જાય ને ગાતો જાય :

"મૈં તને પૂછું ઊંટ કિટાળા,
મરજ્યો સસરો દોન્યૂં સાળા !

ભાઇની જેમ બાઈને પણ એક દ' કમત્ય ઊગી કે આ ભાયડાનું વ્રત તે એવું કેવું કે બાઇડિયુથી જોવાયે નો ? કૈં દાળમાં કાળું તો નૈ હોયને ? અને આપણે ક્યાં સોનેલી વરતનું નામે સાંભળ્યું'તું આ તો હૈયે ચડયું ઈ નામ આપી દીધુતું' એવું વરત થાતું હશે તો હવે ફરીને કરશું. મૂઉં આ વરત બળી જાય તો પણ એક વખત એનું વરત જોવું તો ખરુંજ. લાવ્યને આજ જ છાનીમાની જઈને જોઇ આવું.

બાઈ તો છાનાંમાનાં ઘરે આવ્યાં. હળવેથી ઘર ઊઘાડી ઘરમાં પેઠા. ભાઇસા'બ તો બા'ર ગિયેલા. બાઇ તો ઘરમાં એક કોર સંતાઈ ગઈ. ભાઈ સાહેબને કાંઇ ખબર નો'. ખબર હોય તોય કૈં પરવાર નોતી. ઈ તો ખબર પડે એટલા સારુંજ કરતા'તા.

થોડીવાર થઈ ત્યાં ભાઈ આવ્યા. હારે મિઠાઈનું પોટલું લેતા આવેલા. આવીને મિઠાઈ એક તરફ મૂકી હાશ કરીને થોડીવાર બેઠા. પછી થાળી કાઢીને એક પછી એક પડીકા ખોલી તેમાંની મિઠાઇ થાળીમાં મૂકતા ગયા. બાઈ તિરાડમાંથી જોતાં રહ્યાં. ભાઈએ તો બધાં પડીકાં ખાલી કરી થાળી ભરી જાણે ભગવાનનો અન્નકુટ. બાઇની આંખ્યું ચાર થઇ. આય ખરું, આવું વરત તો આપણને ગમે, પણ આ ભાયડા એકલા આવું બધું ખાય એ ન ગમે. એમ વિચારતા રહ્યા. ત્યાં તો ભાઇ જાણે પ્રર્થના મંત્ર બોલતા હોય તેમ બોલ્યા :

"મેં તને પૂછું ઊંટ કિટાળા.
મરજ્યો સસરો દોન્યૂં સાળા !"

"અરે તારું નખોદ જાય ! આ તો મારો રોયો મારા કુટુંબનું જ નખોદ વાળવા ઊભો થિયો છે". બાઈથી તો જરાય સખાણું નૌ. ધડ કરતાય ને સંતાવાની જગ્યાએથી બા'ર આવ્યા ને ભાઈ સામે ડોળા કાઢતા બોલ્યાં :

"મારા માબાપે ભાઈએ તમારું શું બગાડયું છે તે ખાતી'વખતે આવું બોલો છો ? આ કંઈ વરત કરવાના ચાળા નથી. આ તો છાનામાના ખાવું છે ને વરતનું નામ લેવું છે. આના કરતાં ઢોંગ મૂકીને સીધું કેમ કહી દેતા નથી કે મારે આ ખાવું છે કે તે ખાવું છે. મેં તમને ના પાડી છે કોઈ દિ' ?"

"આવો. આવો. તમારી જ વાટ જોતો'તો. તમે બધું સાંભળી ગિયા એમને ? તમે જ્યારે બોલતા'તા કે

"મેં તને પૂછું સોનેલી,
મરજ્યો સાસ – નણદોલી."

ત્યારે મેં તમને રોકયા'તા ? મારા કુટુંબને મારવાનું વરત તમે કરો તો તમારા કુટુંબને મારવાનું કામ મારે કરવું જોઈએને ? તો જ ફલોફલ થાય. અને છાનામાના તો તમેય કયાં નો'તા ખાતા ? હું આડા હાથ દેવા આવ્યો'તો ? તમને કોઈ દિ' થિયું કે આ આપણે આટલા દિ'થી સારું સારું કરીને ખાઈ છીં તે એમનેય બટકું ચખાડી ! ઈ એ વરત જ હતું ને? કે ઢોંગ હતા ?

"અરરર ! તમે ઈ સાંભળી ગિયા'તા. હાય, હાય હું તો એમ મશ્કરીમાં બોલી'તી."

"તો આય ઠોબ્ય જ સમજો ને ?'
"ના, પણ હવે આવું નૌં કરવાનું"

'તો તમેય પાણી મૂકો કે મારા કુટુંબનું નામ તમે નૌં લ્યો ને હુંય તમારી હારે બાધા લઉં કે સાસુ સસરો સાળા કોઈનું બૂરું હું નૌં વાંછું બરાબર ?"

"બરાબર જ છે" કહીને બાઇ હસી પડયાં. બેયમાં સમાધાન થઇ ગિયું પછી તો બાઈએ કોઈ દિ' સોનેલી કરવાનું નામ નો લીધું ને ભાઈ ઊંટ–કિટાળાને ભૂલી ગયા. ખાધું પીધું ને લે'ર કરી.

*

# લગ્નગીતોમાં કન્યાની મનોભૂમિ

સહદેવ જોશી

શરીરના ભોગ ભોગવવાની માનવીની શક્તિ કેટલી વય સુધીની ? એ પછી તો શરીર મનની બધી જ શિથિલતા સાથે રિબાવાનું જ ને ! એટલા માટે જ એની વિનાશકતામાંથી જીવનને સ્વાસ્થ્યના આનંદ પંથે લઈ જવા માટે જ બે આત્માના મિલન–લગ્નને મહિમાવંત માનેલ છે.

જયાં આ લગ્નનું બંધન સ્વીકારાયું ત્યાં જીવનવૃત્તિને કલ્યાણગામી બનાવવાની જ જાગૃત સમાજની કોશિશ રહી છે. લગ્ન અને એની જે કાંઈ નિર્દોષ વિધિઓ ઊભી થયેલી તે કૌમાર જીવનના વિકસતા પુષ્પની કાળજીભરી માવજત જ હતી. યુગ અનુરૂપ એમાં ગતિશીલતા ન રહેતાં એ જડ બની રહી.

લગ્ન એ તો મુગ્ધતામાંથી રોમાંચકતામાં પ્રવેશવાનું મધુર કાવ્ય હતું. વિષયભોગમાંથી ધીરે ધીરે ધીરે વિશુદ્ધ રસ તરફ લઈ જનારૂં મંગલ પર્વ હતું.

લગ્નગીતો એ પર્વનો ઉલ્લાસ અભિવ્યક્ત કરવાનાં મંગલગાન હતાં. શંકા–આશંકા, તર્ક–વિતર્ક, ભાવ–અભાવ, જ્ઞાતમાંથી અજ્ઞાતમાં પ્રવેશ એવી બધી મનોભૂમિને માનસશાસ્ત્રીય દૃષ્ટિએ ઉકેલતા જઈને જીવનને આકસ્મિક આંચકો ન લાગે અને નરી પાશવતામાં સરી ન પડે એના માટેની એક સાંસ્કારિક પ્રક્રિયા હતી.

એનો પ્રવેશ મધુર, મંગલ અને મહિમાવંત હતો. જેથી ઊર્મિઓના મૃદુ અંકુરો મૂરઝાઈ ન જાય, સંવનન સંદેશો એનું સાંત્વન વગેરે માટે અવકાશ કયાંક મેળવી લેવાતો તો કયાંક આપવામાં આવતો. કયાંક કયાંક જીદ ન પકડવામાં આવતી હોત તો કન્યા એમ કહેત ખરી કે મારે તો આવો જ વર પરણવો છે.

કન્યાના નામે પણ સમાજે પસંદગીનું ધોરણ કંડારી દીધું કે :

વર જોજો દેરા માયલો દેવ<br>
વર જોજો કાંઇ વાડી માયલો મોર<br>
વર જોજો કાંઇ અષાઢીલો મેઘ<br>
વર જોજો કાંઇ ચાંપલિયાનો છોડ

એવી માત્ર ચાર જ લીટીમાં ધનતા, મૃદુતા, ગંભીરતા, રસિકતા, સૌંદર્ય, સુગંધ, સંસ્કારિતા, સમૃદ્ધિ અને પ્રતિષ્ઠા એક સાથે માગી લીધાં છે. એ પછી કન્યાએ માગ્યા કે એના મા–બાપે પણ જોયું નીચું નહોતું, તેમ નઠોર નહોતું, કાવ્યમય હતું, ઉન્નત હતું.

આ તો ભાવના થઇ. વાસ્તવિકતાનું શું ? એટલે લાડડી કમાડે ચડીને વાસ્તવદર્શી ચિત્ર કંડારે છે વર માટેનું.

લાડડી ચડી રે કમાડ, સુંદરવરને નીરખવા રે<br>
દ'દા મોરા એ વર પરણાવ, એ વર છે વેવારીઓ રે

મારે તો વેવારીઓ–કુશળ માત્ર વ્યવહાર કુશળ જ નહિ પણ સોમાં સોંસરો નીકળે એવો પરણવો છે.

ધીડી મોરી કયાં તમે દીઠા ને<br>
કયાં તમારાં મન મોહ્યાં રે<br>
રમતો'તો બવળી બજાર,<br>
દડુલે મારાં મન મોહ્યાં રે

રમતવીર માત્ર સોબર્સ જેવો નહિ કે સિનેમા સ્ટાર અંજુ મહેન્દ્ર એની પાછળ ઘેલી નીકળી. પણ રમતવીર એટલે ખેલદિલ જીવનવીર,

બેની મોરી કયાં તમે દીઠા ને<br>
કયાં તમારાં મન મોહ્યાં રે<br>
ભણતો'તો ભટની નિશાળ,<br>
અક્ષરે મારાં મન મોહ્યાં રે



[અનુ. પૃ. ૫૨૪

ભાઈની જેમ બાઈને પણ એક દ' કમત્ય ગૂઝી કે આ ભાયડાનું વ્રત તે એવું કેવું કે બાઈડિયુથી જોવાયે ને ? કૈં દાળમાં કાળું તો નૈ હોયને ? અને આપણે ક્યાં સોનેલી વરતનું નામે સાંભાળ્યું'તું આ તો હૈયે ચડયું ઈ નામ આપી દીધુંતું" એવું વરત થાતું હશે તો હવે ફરીને કરશું. મૂઉં આ વરત બળી જાય તો પણ એક વખત એનું વરત જોવું તો ખરુંજ. લાવ્યને આજ જ છાનીમાની જઈને જોઇ આવું.

બાઈ તો છાનાંમાનાં ઘરે આવ્યાં. હળવેથી ઘર ઊઘાડી ઘરમાં પેઠા. ભાઇસા'બ તો બા'ર ગિયેલા. બાઇ તો ઘરમાં એક કોર સંતાઈ ગઈ. ભાઈ સાહેબને કાંઇ ખબર નૈ'. ખબર હોય તોય કૈં પરવાર નોતી. ઈ તો ખબર પડે એટલા સારુંજ કરતા'તા.

થોડીવાર થઈ ત્યાં ભાઈ આવ્યા. હારે મિઠાઇનું પોટલું લેતા આવેલા. આવીને મિઠાઈ એક તરફ મૂકી હાશ કરીને થોડીવાર બેઠા. પછી થાળી કાઢીને એક પછી એક પડીકા ખોલી તેમાંની મિઠાઇ થાળીમાં મૂકતા ગયા. બાઈ તિરાડમાંથી જોતાં રહ્યાં. ભાઈએ તો બધાં પડીકાં ખાલી કરી થાળી ભરી જાણે ભગવાનનો અન્નકુટ. બાઈની આંખ્યું ચાર થઇ. આય ખરું, આવું વરત તો આપણને ગમે, પણ આ ભાયડા એકલા આવું બધું ખાય એ ન ગમે. એમ વિચારતા રહ્યા. ત્યાં તો ભાઇ જાણે પ્રાર્થના મંત્ર બોલતા હોય તેમ બોલ્યા :

"મેં તને પૂછું ઊંટ કિટાળા.
મરજ્યો સસરો દેન્યૂં સાળા !"

"અરે તારું નખોદ જાય ! આ તો મારો રોયો મારા કુટુંબનું જ નખોદ વાળવા ઊભો થિયો છે". બાઈથી તો જરાય સખાણું નૈ. ધડ કરતાય ને સંતાવાની જગ્યાએથી બા'ર આવ્યાં ને ભાઈ સામે ડોળા કાઢતા બોલ્યાં :

"મારા માબાપે ભાઈએ તમારું શું બગાડયું છે તે ખાતી'વખને આવું બોલો છો ? આ કંઈ વરત કરવાના ચાળા નથી. આ તો છાનામાના ખાવું છે ને વરતનું નામ લેવું છે. આના કરતાં ઢોંગ મૂકીને સીધું કેમ કહી દેતા નથી કે મારે આ ખાવું છે કે તે ખાવું છે. મેં તમને ના પાડી છે કોઈ દિ' ?"

"આવો. આવો. તમારી જ વાટ જોતો'તો. તમે બધું સાંભળી ગિયા એમને ? તમે જયારે બોલતા'તા કે

"મેં તને પૂછું સોનેલી,
મરજ્યો સાસ – નણદોલી."

ત્યારે મેં તમને રોકયા'તા ? મારા કુટુંબને મારવાનું વરત તમે કરો તો તમારા કુટુંબને મારવાનું કામ મારે કરવું જોઈએને ? તો જ ફલોફલ થાય. અને છાનામાના તો તમેય ક્યાં નો'તા ખાતા ? હું આડા હાથ દેવા આવ્યો'તો ? તમને કોઈ દિ' થિયું કે આ આપણે અટલા દિ'થી સારું સારું કરીને ખાઈ છીં તે એમનેય બટકું ચખાડી ! ઈ એ વરત જ હતું ને? કે ઢોંગ હતા ?

"અરરર ! તમે ઈ સાંભળી ગિયા'તા. હાય, હાય હું તો એમ મશ્કરીમાં બોલી'તી."

"તો આય ઠાલ્ય જ સમજો ને ?'
"ના, પણ હવે આવું નૈ કરવાનું"

'તો તમેય પાણી મૂકો કે મારા કુટુંબનું નામ તમે નૈં લ્યો ને હુંય તમારી હારે બાધા લઉં કે સાસુ સસરો સાળા કોઈનું બૂરું હું નૈ વાંછું બરાબર ?"

"બરાબર જ છે" કહીને બાઇ હસી પડયાં. બેયમા સમાધાન થઇ ગિયું પછી તો બાઈએ કોઈ દિ' સોનેલી કરવાનું નામ નો લીધું ને ભાઈ ઊંટ–કિટાળાને ભૂલી ગયા. ખાધું પીધું ને લે'ર કરી.

*

# લગ્નગીતોમાં કન્યાની મનોભૂમિ

સહદેવ જોશી

શરીરના ભોગ ભોગવવાની માનવીની શક્તિ કેટલી વય સુધીની ? એ પછી તો શરીર મનની બધી જ શિથિલતા સાથે રિબાવાનું જ ને ! એટલા માટે જ એની વિનાશકતામાંથી જીવનને સ્વાસ્થ્યના આનંદ પંથે લઈ જવા માટે જ બે આત્માના મિલન-લગ્નને મહિમાવંત માનેલ છે.

જ્યાં આ લગ્નનું 'બંધન સ્વીકારાયું' ત્યાં જીવનયુતિને કલ્યાણગામી બનાવવાની જ જાગૃત સમાજની કોશિશ રહી છે. લગ્ન અને એની જે કાંઈ નિર્દોષ વિધિઓ ઊભી થયેલી તે કૌમાર જીવનના વિકસતા પુષ્પની કાળજીભરી માવજત જ હતી. યુગ અનુરૂપ એમાં ગતિશીલતા ન રહેતાં એ જડ બની રહી.

લગ્ન એ તો મુગ્ધતામાંથી રોમાંચકતામાં પ્રવેશવાનું મધુર કાવ્ય હતું. વિષયભોગમાંથી ધીરે ધીરે ધીરે વિશુદ્ધ રસ તરફ લઈ જનારૂં મંગલ પર્વ હતું.

લગ્નગીતો એ પર્વના ઉલ્લાસ અભિવ્યક્ત કરવાનાં મંગલગાન હતાં. શંકા-આશંકા, તર્ક-વિતર્ક, ભાવ-અભાવ, જ્ઞાતમાંથી અજ્ઞાતમાં પ્રવેશ એવી બધી મનોભૂમિને માનસશાસ્ત્રીય દૃષ્ટિએ ઉકેલતા જઈને જીવનને આકસ્મિક આંચકો ન લાગે અને નરી પાશવતામાં સરી ન પડે એના માટેની એક સાંસ્કારિક પ્રક્રિયા હતી.

એનો પ્રવેશ મધુર, મંગલ અને મહિમાવંત હતો. જેથી ઊર્મિઓના મૃદુ અંકુરો મૂરઝાઈ ન જાય, સંવનન સંદેશો એનું સાંત્વન વગેરે માટે અવકાશ ક્યાંક મેળવી લેવાતો તો ક્યાંક આપવામાં આવતો. ક્યાંક ક્યાંક જીદ ન પકડવામાં આવતી હોત તો કન્યા એમ કહેત ખરી કે મારે તો આવો જ વર પરણવો છે.

કન્યાના નામે પણ સમાજે પસંદગીનું ધોરણ કંડારી દીધું કે :

વર જોજે દેરા માયલો દેવ
વર જોજે કાંઇ વાડી માયલો મોર
વર જોજે કાંઇ અષાઢીલો મેઘ
વર જોજે કાંઇ ચાંપલિયાનો છોડ

એવી માત્ર ચાર જ લીટીમાં ઘનતા, મૃદુતા, ગંભીરતા, રસિકતા, સૌંદર્ય, સુગંધ, સંસ્કારિતા, સમૃદ્ધિ અને પ્રતિષ્ઠા એક સાથે માગી લીધાં છે. એ પછી કન્યાએ માગ્યા કે એના મા-બાપે પણ જોણું નીચું નહોતું, તેમ નઠોર નહોતું, કાવ્યમય હતું, ઉન્નત હતું.

આ તો ભાવના થઇ. વાસ્તવિકતાનું શું ? એટલે લાડડી કમાડે ચડીને વાસ્તવદર્શી ચિત્ર કંડારે છે વર માટેનું.

લાડડી ચડી રે કમાડ, સુંદરવરને નીરખવા રે
દાદા મોરા એ વર પરણાવ, એ વર છે વેવારીઓ રે

મારે તો વેવારીઓ-કુશળ માત્ર વ્યવહાર કુશળ જ નહિ પણ સોમાં સોંસરો નીકળે એવો પરણવો છે.

ધીડી મોરી ક્યાં તમે દીઠા ને
ક્યાં તમારાં મન મોહ્યાં રે
રમતો'તો બવળી બજાર,
દડુલે મારાં મન મોહ્યાં રે

રમતવીર માત્ર સોબર્સ જેવો નહિ કે સિનેમા સ્ટાર અંજુ મહેન્દ્ર એની પાછળ ઘેલી નીકળી. પણ રમતવીર એટલે ખેલદિલ જીવનવીર,

બેની મોરી ક્યાં તમે દીઠા ને
ક્યાં તમારાં મન મોહ્યાં રે
ભણતો'તો ભટની નિશાળ,
અક્ષરે મારાં મન મોહ્યાં રે



[અનુ. પૃ. ૫૨૪

# મધુસંપર્ક

મહેરામવાળા (બગસરા)

તંત્રી શ્રી, 'ઊર્મિનવરચના'

આપણા લોકસાહિત્ય સંસ્કૃતિ, ઈતિહાસ વગેરેનું સંપાદન સૌ પ્રથમ શ્રી ઝવેરચંદ મેઘાણીએ કર્યું પણ કથા–ગીતોના બનાવોની વાસ્તવિકતા અંગે તેઓ લગભગ મૌન રહેલા જણાય છે. શ્રી મેઘાણીભાઈના આપ એક નિકટના સાથી–મિત્ર રહ્યા છો, તેથી તેમના સંપાદિત પુસ્તકોની આપ અવારનવાર સમીક્ષા કરો છો તે બદલ ધન્યવાદ !

રા'માંડળિક અને નાગબાઈના પ્રસંગની ખૂબ જ વિસ્તૃત છણાવટ આપે કરેલી છે તે જ રીતે આપણા વિદ્વાન ઈતિહાસકાર શ્રી શંભુપ્રસાદ દેસાઈ પણ તેમના પુસ્તકો–લેખોમાં અવારનવાર વિવિધ છણાવટ કરતા રહે છે. આ બધું સંશોધકોને ખૂબ સહાયરૂપ થઈ પડે છે. બાકી તો કોલેજો કે યુનિવર્સિટીઓના ઈતિહાસભવનમાં બેઠાં બેઠાં સંશોધન કરતાં રાજકોટ, અમદાવાદ વગેરેના વિદ્વાનોની દશા 'કઠ પીંજરે કવાટ' જેવી છે. આપ અને શ્રી દેસાઈ જેવા 'એક હાથે તાળી દે તેવા ઉગાવાળા' કેટલા છે ? સલ્તનતકાળમાં અને તે પછી અંગ્રેજ યુગ દરમ્યાન જે વિકૃત વાતો પ્રચાર પામેલી છે તે આપણી સંસ્કૃતિને ખૂબ લાંછનરૂપ છે અને હજી આપણા ઘણા વિદ્વાનો 'ગુજરાત ગેઝેટીઅર્સ,' સંશોધન ગ્રંથોમાં જે તે રીતે લખતા રહ્યા છે. સ્વ. ડોલરભાઈ માંકડના અધૂરા સ્વપ્નો પૂરાં કરવા સંશોધકોની 'સોરઠસેના' તૈયાર થશે તો જ સૌરાષ્ટ્રનો ઈતિહાસ યોગ્ય રીતે રજૂ થઈ શકશે.

'રઢિયાળી રાત'માં શ્રી મેઘાણીજીએ જમિયલશા પીર, મેનાગુર્જરી વગેરે ગીતો સંગ્રહીત કરેલાં છે, તેમાં પણ ઘણી અવાસ્તવિક ઘટનાઓ જણાય છે. શ્રી શંભુપ્રસાદ દેસાઈ તેમના લેખો પુસ્તકો વગેરેમાં વિકૃત કથાઓને અવારનવાર ઉઘાડી પાડે છે. મોખડાજી ગોહિલ જેવા વીરપુરુષ હિંદુ ધર્મસંસ્કૃતિના 'ધીરોદત્ત નાયક' રહ્યા છે. મુસ્લિમ રાજસત્તાના સમયમાં આપણા વીરપુરુષોને ઉતારી પાડવા માટે ઘણી વિકૃત રજૂઆતો થએલી. તે જ રીતે અંગ્રેજ રાજસત્તા સામે યુદ્ધો–બહારવટાં ખેલનાર વીરપુરુષોને પણ અંગ્રેજ લેખકોએ notorious ચિતર્યા છે. આ બધું ઈતિહાસમાં તટસ્થતાથી રજૂ થવું જોઈએ, નહીંતર ભાવિ પેઢીને old wine in new bowle' જેવું થશે.

o o o

'ઊર્મિનવરચના'નો જાન્યુઆરી '૮૦ના અંકમાં શ્રી બાપલભાઈ ગઢવીની વાર્તા 'વાહ જનેતા !' વાંચી. આ વાત અમારા પૂર્વજ દ. શ્રી વાળા સામત રામના ખૂનના પ્રસંગના અનુસંધાનમાં છે. બગસરાના આ બનાવ અંગે ખુલાસો કરવા જેવું જણાતાં આ પત્રથી ચર્ચા કરું છું.

વીજો ખસિયો ખૂબ જોરદાર આદમી હતો તે જાણીતું છે. તે જમાનામાં ભાવનગર, જામનગર, જૂનાગઢ વગેરે રાજ્યો પોતાનો વિસ્તાર વધારવા યુદ્ધો કરતા અને જોરાવર આદમીઓને દગાથી મસળી નાખતા. હનુભા ગોહિલ તેમજ જૂનાગઢના દિવાન અમરજીના બનાવો આ પ્રકારના છે. આ રીતે બગસરાના સામતવાળાનું પણ ખૂન થએલું. પછી તેના કારણમાં ઘોડી કે ગમે તે બીજું કોઈ કારણ ઊભું થયું હોય.

જયારે આ બનાવ બન્યો ત્યારે સામતવાળા પોતાના મિત્ર ગોલણવાળાની સાથે નદીએ નહાતા હતા અને પાસવાનો ઘોડીને સાંતલી નદીમાં ધમારતા હતા. ચોરણાની નાડીમાં મોતી હોય કે ન હોય, પણ સામતવાળાની અસાવધતાનો લાભ લઈ દગો કરીને ખસિયાએ તેને મારેલા. આ દૃશ્ય જોઈ ગોલણની આંખો લાલઘુમ થઈ અને ખૂબ બહાદુરીપૂર્વક ખસિયાની ટોળીનો સામનો કરી વીરગતિને પામ્યો. આ શૂરવીર સોની યુવાનની યાદમાં આજે પણ અમારા પૂર્વજના ખાંભી-

પાળિયાને જુહારતા પહેલાં સોનીના પાળિયાની પૂજા થાય છે.

આ પાળિયો રાજછત્તરડીમાં આવેલો છે. આ સાથે જરા દુઃખપૂર્વક જણાવવું પડે છે કે સોનીના વંશજોએ ખાંભીની–માવજત–પુનરોદ્ધારની હોંશમાં પાળિયાના લખાણ ઉપર આરસની તકતી ચોંટી દીધી છે રાજછત્તરડી ઉપર દેવળ નથી તેથી ખાંભીઓના લખાણને ઠંડી, તડકો, વરસાદ વગેરેથી ખૂબ નુકશાન થયેલ છે. કદાચ પરજિયા સોની પરિવારના બારોટના ચોપડાંમાંથી આ બનાવની તિથિ–સંવત વગેરે અંગે જાણી શકાય.

સામતવાળા અને ચિત્તલના વીરાવાળા માસીઆઈ ભાઈ થતા. વીરાવાળા તે યુગના મહાપરાક્રમી દરબાર હતા. સામાન્યતઃ કાઠી, રજપૂતો વગેરે રાજકુટુંબોમાં ભાયતોમાં ઈર્ષા ને તેજોદ્વેષ રહેતા આવ્યા છે અને તેનો લાભ દુશ્મન રાજ્યો લેતા આવ્યા છે. પણ 'માસીઆઈ સંબંધ, મુશ્કેલીમાં ખૂબ સહાયરૂપ થતો રહેતો. પાટણના સોલંકી રાજાને વીર હરપાળ ઝાલાએ સહાય કરેલી તે આ માસીઆઈ સંબંધોના નાતે જ હતી.

આ રીતે વીરાવાળાના આદેશથી જસદણ. કુંડલા વગેરે રાજ્યોના વાળા, ખાચર ને ખુમાણ ભાઈઓ એકત્ર થઈ વીજા ખસિયાને મારવા મીતિયાળા ઉપર હલ્લો લઈ ગયેલા. અમરેલીના ગાયકવાડી સુબાની સેના પણ સહાયમાં હતી. વીજો બહુ ચાલાક હતો. ગઢમાં દાખલ થવા માટે 'માથા ઉપર શેઢાડીના પીંછા' અને 'શેવડીવદર' એ સાંકેતિક શબ્દો બોલે તો જ દાખલ થવાતું. આ ગુપ્તભેદ વીરાવાળાના ગુપ્તચર બસિયા કે બીજા કાઠી સંબંધીઓ જાણી ગયેલા અને ગઢમાં દાખલ થઈને ખસિયાને મારેલો. આ પછી ખસિયાના શબને સાંઢિયાના ચામડામાં સીવી બગસરાની ઊભી બજારે 'ચોબન દરવાજે'થી વીરાવાળાએ ઢસડાવેલું અને ત્યારબાદ સામતવાળાના વિધવા રાણી ધાધલાણીમાએ મોઢું ઢાંકેલુ. આ પછી જેતપુર પરગણુ વીરાવાળાને આપેલું, બગસરા–અમરેલી પ્રદેશનાં ગામો ગાયકવાડને આપવાં પડેલાં અને ત્યારથી બગસરાનું રાજ્ય નાનું થઈ ગએલું,

કુંડલાના સામતખુમાણના સંબંધી કાઠી નાનકુ કોજે ઘણું કરીને જેબલિયા હતા. સામતખુમાણને સંબોધન કરે ત્યારે 'ભાઈ' અથવા 'બાપા' બોલે. 'બાપ' શબ્દ અયોગ્ય ગણાય. વાળા અને બીજા કાઠી દરબારો રાણીને સંબોધે ત્યારે 'કાઠિયાણી' અથવા 'ગઢમાંથી' શબ્દો બોલતા. જ્યારે અવરતિયા કાઠીના ઘરમાં ગામધણી વાળાની દીકરી હોય છે તેથી પોતાની પુત્રીનું નામ લઈ અથવા તો 'દેવાવાળાની બહેન' વગેરે શબ્દોચ્ચાર રીતરીવાજ પ્રમાણે પ્રચલિત રહ્યા છે. કાઠી સંસ્કૃતિના સંશોધકો–લેખકોએ ધ્યાનમાં રાખવા જોઈએ. ધાધલ વગેરે કુળોમાં પણ ઘરમાં કાઠિયાણીનું ચલણ રહેતું આવ્યું છે.

*　　*　　*

વાળા–કાઠીની સૂર્યપૂજા સાથે મૂળીના પરમારોની સૂર્યપૂજાની ચર્ચા થવી જોઈએ. અમારા કરતાં પરમારો વધારે સૂર્યપૂજક છે. તેઓ છેડાછેડી પણ માંડવરાયના મંદિરે છોડે છે. પરમારો સૂર્યમૂર્તિને રથમાં પારકરથી સાથે લાવેલા, જ્યારે કાઠીઓ થાનના સૂર્યમંદિરની આસપાસ વસેલા હોવાથી સૂર્યપૂજક રહ્યા જણાય છે. આ રીતે હિંદુસૂર્યપૂજા અને શકસૂર્યપૂજાનો અભ્યાસ કરી સંશોધકોએ સૂર્ય ઉપાસના અને કાઠી-ક્ષત્રિય કુળોની ધર્મસાધનાનો અભ્યાસ કરવો જોઈએ.

આ જ રીતે ચારણો પણ બ્રાહ્મણ અને ક્ષત્રિય કુળો સાથે રામાયણ, મહાભારતના કાળથી સંકળાયેલા છે. બાદમાં ધંધા, પ્રદેશ વગેરેથી ભેદ પડયા. સિંધુ સંસ્કૃતિની અસર પણ ચારણ, જાડેજા, ઝાલા કુળો ઉપર જણાય છે. ઉપર નિર્દેશ કરેલા મુદ્દાઓ ઉપર અભ્યાસ-સંશોધન થાય તો સારું.

શુભેચ્છક
મહેરામવાળાના રામરામ

ઊર્મિનવરચના' જાન્યુઆરી '૮૦ ના અંકમાં શ્રી ટી. પી. સૂચકના લેખ બ્રિટનમાં ગુજરાતી સાહિત્યની પરિસ્થિતિ અને તેનાં સર્જનશીલ પરિબળો' લેખમાં શરતચૂકથી એક ભૂલ રહી ગઈ છે, જે વાંચીને 'ઊર્મિનવરચના'ના ભૂતપૂર્વ સંપાદક શ્રી જયંતભાઈ પરમારનો અમદાવાદથી એક પત્ર આવ્યો છે જે નીચે પ્રમાણે છે.

પ્રિય શ્રી જયમલ્લભાઈ,

'ઊર્મિ' પરમ દિવસે મળ્યું. સૂચકભાઈનો લેખ રસપૂર્વક પૂરો કર્યો. તેમાં ૪૭૪ મા પાના પર બીજી કોલમમાં તાજમહાલ વિશેના શેરના કર્તા તરીકે પુરુરાજ જોષીનું નામ શરતચૂકથી મૂકાયું છે. એ શેર પુરુરાજ જોષીનો નહી, પણ શેખાદમ આબુવાળાનો ખૂબ જાણીતો શેર છે. એના નામ ઉપરથી તો તેમના મુક્તકોના એક સંગ્રહનું નામ પણ 'તાજમહાલ' રાખેલું છે. આ નિબંધ બ્રિટનમાં ભરાયેલ સાહિત્ય અધિવેશનમાં વંચાઇ ગયેલો લેખ છે તેથી ફરીથી જો પુસ્તકરૂપે છપાય ત્યારે એ ભૂલ સુધરી શકે એ માટે તમારૂં ધ્યાન દેરૂં છું....

— જયંત પરમાર

*

પૃ. પ૨૧થી ચાલુ]

સુંદર અક્ષરવાળો એટલે લહિયો નહિ. પણ ચતુર ને ચોકસાઇવાળો. જીવનમાં જે મરોડવાળો હોય, પણ કેવો ચતુર !

ધીડી મોરી કયાં તમે દીઠા ને
કયાં તમારાં મન મોહ્યાં રે
જમનો'તો સોનાને થાળ.
કોળીડે મારાં મન મોહ્યાં રે

જમવું એ જીવનની સૌથી મોટી પરીક્ષા છે. ત્યાં માનવીની મનોવૃત્તિ પરખાઇ રહે છે. માનવીનું ઊંડાણુ પરખાઇ જાય છે કે ભાઈ એકલપેટા છે કે અકતરાંતિયા, ભાણે સરખે ભાગે વહેંચીને ખાનારો છે કે મોં સામો કોળિયા વાળનારો છે, બીજાનો ખ્યાલ કરીને ખાનારો છે કે ઊંધુ જોઈને આહડે એવો છે !

એનાં વિશેષ સંસ્કાર-લક્ષણો કોળિયો લેતાં જ પરખાઇ જાય વરની પસંદગીના ધોરણનું કેટલું, સુક્ષ્મ અને કેટલું કાવ્યમય પરિક્ષણ !

લાડડી ચડી રે કમાડ,
સુંદરવરને નિરખવા રે,
દાદા મોરા એ વર પરણાવ,
એ વર છે વેવારીઓ રે.

*

## પાલરવભાઇના દુહા

પેલી પરમેસર તણી, તનમાં કરિએ તાથ;
દીવાડી દોલત વધે, રગે વીનેઈ રાત. ૧
પરમેસરને પારાથ, બીજુ વેણુ બોલ્યમાં,
અબળા દિએ આથ, ખાતા ધન ખૂટે નઇ. ૨
પાલા પરમેસર તણુ. વીકા ખેતર વાવ્ય;
એમાં બરકત આવશે. જેમ કુવામાં આવ્ય. ૩
જેમ કુવામાં આવ્ય, ઉલેસ્ગે વધુ આવે;
મે સુરે (મેરકરે)મા'રાજ, જગની દુખળાઇ જાવે. ૪
થર્ય મન રાખો ઠીક, દવ જા કાર્યમાં ઠાલા;
સાયબ નામ સંભાર્ય પ્રભુને ભજની પાલા. ૫
વ્હાલા મારી વિનતી, કાને ધર્યને કિરતાર;
આખર ટાણું અમાર, તું સુધારજે શામળા. ૬
આંસુ પડે અસતરી, કટુંબ બીજુ કૈંક;
આખર ટાણે એક. સગો તું છો શામળા. ૭
ધાયા ગજ સારે ધણી, મેલી ગરૂડ થ્યા મોરચ;
ચકર ઝુડને ચોડય, સૌમ ઉગાર્યો શામળા. ૮

સં. કાનજીભાઈ બારોટ

# દાસીજીવણનાં ભજનો : હપ્તો ૧૦મો

સં. જયમલ્લ પરમાર

## પદ ૯૯ રાગ પ્રભાતી

ભજ હીમનલાલ ભજીલે ગોપાલ રે ભજ હીં—ટેક.

દસ મે દ્વારે રતન દીસે, મેરમ મનકી માલરે,
પારખ વીનાં ખોટું પડે. બુદ્ધિ વડો ખ્યાલ રે, ભજ હીં—૧

માણુક મોતી રતન અમુલખ, હીરા જવેરીને લાલરે,
રાઇ રેખા પર રતિનો મુડો, સાચું સોળે વાલરે ભજ હીં—૨

આશકબાજી જુઠી જાણો, જુઠું આળ જંજાળરે,
ભજવું હોય તો આજ ભજીલે, કોણે દીઠી કાલરે ભજ હીં—૩

દાસીજીવણ ભીમ પ્રતાપે, કરૂં છું એમ કંગાલ રે,
સઈ કર્યા તેને સામળો વર્યા, નિશ્ચય થીયા ન્યાલ રે ભજ હીં—૪

## પદ—૧૦૦. રાગ પ્રભાતી.

એક વખત દાસી જીવણ પાસે વધારે બોજો હોવાથી સેવકોને કહ્યું કે ગાડું જોડીને સામા ગામ સુધી ચાલો ત્યારે એક સેવક બોલ્યો કે આ વખને તો, પાણી પીવાની ફુરસદ નથી. તે જ વખત દરબારી સીપાઇ આવી ધકકા મારી વેઠે પકડી ગયા, તે પ્રસંગે આ નીચેનું પદ બોલ્યા છે.

રામને ભજીલે સીતા રામને ભજી લે,
રામ ભજે તારાં કારજ સરે અવીચળ પટો છે— રામને. ટેક

આ કળીયુગની કુડી માયા સામળો સગો છે,
અંત વેળાનો એ ધણી ભજ તો ભાંગે ભે. રામને—૧

ધર્મના કામમાં ઢીલ ન કરવી દેવું હોય તે દે,
પછે તારા દ્વર પરીયાણ લે બાવાજી લે— રામને.—૨

સંત બોલાવે ત્યાં ચાલતો નથી કહે છે કામ છે,
માર પડે ત્યારે મોર ચાલે વેઠે ભાર વ્હે— રામનો—૩

બળ કરીને બોલતો પ્રાણી મોટી હતી મે,
જમ રે આવી ઝાલીયો ત્યારે હારી દીધી હે— રામને. ૪

હાલત ચાલત ઉઠત બેઠત કૃષ્ણ કૃષ્ણ કે,
સાંજ સવેરાં ખરા બપોરા જે ગોવિંદા જે— રામને, ૫

તું તારૂં તપાસી જોને બાર કાં ભાળ બે,
દાસી જીવણ ભીમને ભજો સબળ સારૂં છે— રામને, ૬

છેલ્લા ત્રીસ વર્ષથી પ્રગટ થતું આરોગ્યનું માસિક

# તંદુરસ્તી

તંત્રી :

ડૉ. ભૂપતરાય મો. દવે

* દર મહિનાની દસમી તારીખે પ્રગટ થાય છે.
* દવા પી પીને થાકેલા લોકો માટે નવી પ્રેરણા આપે છે. દવા વગર સાજા થવાનો માર્ગ બતાવે છે.
* પ્રત્યેક અંકમાં આરોગ્યની ચર્ચા કરતા અનુભવી તંત્રીની કલમે લખાયેલા પ્રશ્નોના ઉત્તર સૌ કોઈને ઉપયોગી થાય છે.
* સૌ કોઈને ઉપયોગી થાય તેવાં દર્દીઓની અનુભવ કથા, સ્ત્રીઓનાં દર્દોના ઉપચારો, સ્ત્રીઓ અને બાળકોના મૂંઝવતા પ્રશ્નોના ઉત્તર, આહાર વિષે સાચું માર્ગદર્શન આપતા લેખો, ઉપરાંત બીજું ઉપયોગી વાચન આ માસિકમાં દર મહિને આવે છે.
* વરસમાં જૂન, સપ્ટેંબર, ડિસેમ્બર, અને માર્ચ એમ ચાર માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વધારે વિગત જાણવા માટે ફોન કરો ૪૭૨ ૩૧૯.
* **વાર્ષિક લવાજમ ૧૫ રૂપિયા**

  **વિદેશમાં શિલિંગ ૩૦**

-: આપનું લવાજમ નીચેના સરનામે મોકલો :-

તંદુરસ્તી કાર્યાલય

આરોગ્ય-ધામ, બાબુભાઈ ટેરેસ. બીજે માળે, બ્લોક નં ૬. ડૉ. આંબેડકર રોડ,
માહેશ્વરી ગાર્ડન પાસે, (બર્મા શેલ પેટ્રોલ પંપ પાસે)
**માટુંગા (જી. આઈ. પી.) મુંબઈ-૧૯.**

**અથવા**

## તંદુરસ્તી કાર્યાલય

૭, પૂર્ણેશ્વર ચેમ્બર્સ, દીનેશ હોલ સામે
ઈન્કમટેક્ષ બિલ્ડીંગ પછવાડે
નવરંગપુરા : **અમદાવાદ-૩૮૦૦૦૯**

વિના લવાજમે 'ઊર્મિનવરચના' દરમાસે મળ્યાકરે તેવી

# સ્થાયી ગ્રાહક યોજના

ઊર્મિનવરચનાનું વાર્ષિક લવાજમ અત્યારે રૂા. ૨૦–૦૦ છે અને તે અગાઉથી ભરવાનું હોય છે. આ ઉપરાંત 'સ્થાયી ગ્રાહક યોજના' મુજબ પણ ગ્રાહક થઇ શકાય છે. તેમાં ૩૦૦ રૂપિયા જમા કરાવનાર ગ્રાહકને 'ઊર્મિનવરચના' દર માસે વિના લવાજમે મોકલાય છે. આ સ્થાયી ગ્રાહક યોજનાની વિશેષતા એ છે કે ગ્રાહક ઇચ્છે તો કોઇ પણ એક વર્ષ પૂરું થયા બાદ ગમે તેટલાં વર્ષો પછી પણ ત્રણ માસ અગાઉ જાણ કરીને ભરેલી રકમ પાછી મેળવી શકાય છે અથવા બીજી કોઇ વ્યક્તિના નામે ફેરવી શકાય છે.

ડિપોઝિટની રકમ
દેશમાં રૂપિયા ૩૦૦–૦૦
પરદેશમાં રૂપિયા ૬૦૦–૦૦

પૈસા ચેક, ડ્રાફ્ટ કે મનીઓર્ડરથી મોકલી શકાશે,
અથવા રૂબરૂ રાજકોટ કાર્યાલયે ભરી શકાશે.

'ઊર્મિનવરચના' : ૧૩, જાગનાથ પ્લોટ : રાજકોટ–૩૬૦૦૦૧

## 'ઊર્મિનવરચના'ના નીચેના અંકો વેચવાના છે
## જૂજ નકલો બાકી છે

૧૯૬૭ નો- ડિસેમ્બરનો અંક
એ મુજબ

૧૯૬૮-મે, જૂન, ઓગસ્ટ, ડિસેમ્બર.

૧૯૬૯-માર્ચ, એપ્રિલ, સપ્ટેબર.

૧૯૭૦-જાન્યુ, એપ્રિલ, મે, સપ્ટેમ્બર.

૧૯૭૧-ફેબ્રુ, એપ્રિલ, જૂન, જુલાઇ, ઓગસ્ટ.

૧૯૭૨-જાન્યુ, ફેબ્રુ, માર્ચ, મે, જૂન, સપ્ટેમ્બર.

૧૯૭૩-જાન્યુ, ફેબ્રુ, માર્ચ, મે, જૂન, જુલાઇ, ઓગસ્ટ, ડિસેમ્બર.

૧૯૭૪-જાન્યુ, ફેબ્રુ, માર્ચ એપ્રિલ, જૂન, જુલાઈ, ઓગસ્ટ, સપ્ટેમ્બર, ડિસેમ્બર.

૧૯૭૫-જાન્યુ, ફેબ્રુ, માર્ચ, એપ્રિલ, મે, જુલાઇ, ઓગસ્ટ, સપ્ટેમ્બર, ડિસેમ્બર

૧૯૭૬-જાન્યુ, ફેબ્રુ, માર્ચ, એપ્રિલ, મે, જૂન, જુલાઇ, ઓગસ્ટ, સપ્ટેમ્બર, ઓકટોબર, નવેમ્બર
ડિસેમ્બર

૧૯૭૭-જાન્યુ, ફેબ્રુ, માર્ચ એપ્રિલ, મે, જૂન, જુલાઇ, ઓગસ્ટ, સપ્ટેમ્બર, ડિસેમ્બર

**દરેક અંકની કિંમત બે રૂપિયા : પોસ્ટેજ-અલગ**

'ઊર્મિનવરચના' : ૧૩, જાગનાથ પ્લોટ : રાજકોટ : ૩૬૦૦૦૧

લોકસાહિત્યની સર્વગ્રાહી છણાવટ કરતું

વૈજ્ઞાનિક નિરૂપણનું પહેલું પુસ્તક

# લોક, સાહિત્ય અને સંસ્કૃતિ

અર્ધી સદીના અનુભવ અને અભ્યાસનો નીચોડ

લેખક : જયમલ્લ પરમાર

જેમાં લોક, લોકસાહિત્ય અને લોકસંસ્કૃતિના ઉદ્‌ભવ, વિકાસ, વ્યુત્પત્તિ, વ્યાખ્યા, લક્ષણો અને સ્વરૂપોનું વિશદ વિવરણ કરવામાં આવ્યું છે.

જેમાં લોકસાહિત્ય ને શિક્ષણ, લોકસાહિત્યનું ઐતિહાસિક અન્વેષણ, ભાષાનાં રૂપ અને લૌકિક સ્વરૂપની ઊંડી આલોચના કરવામાં આવી છે.

જેમાં લોકસાહિત્ય અંગે પ્રવર્તતા અનેક વિસંવાદો ને પરસ્પર વિરોધી સિદ્ધાંતોનું નિરસન કરીને લોકસાહિત્યને નિશ્ચિતરૂપ આકારવામાં આવ્યું છે.

મન, બુદ્ધિ અને હૃદયને એકસાથે અપીલ કરતું
પ્રાણવાન પ્રકાશન

મૂલ્ય રૂા. ૨૦ ! રજીસ્ટર્ડ પોસ્ટેજ રૂા.–૨/૬૫
વી. પી. નહિ કરાય મ. ઓ. દ્વારા પૈસા મોકલવાથી મોકલાશે

: પ્રાપ્તિ સ્થાન :

ઊર્મિનવરચના કાર્યાલય : ૧૩ જાગનાથ પ્લોટ : રાજકોટ–૧

આજ જાપનુયણા

આદ્ય તંત્રી : સ્વ. ઈશ્વરલાલ મો. દવે
તંત્રી જયમલ્લ પરમાર
માર્ચ : ૧૯૮૦
સળંગ અંક ૯૦૦

# વિશ્વ અને માનવ

આપણી ઈન્દ્રિયોના અનુભવની મર્યાદા કેટલી ટૂંકી છે ! વિશ્વ જગતને રહેવા દઈએ પણ આ પૃથ્વીમાં આપણે કેટલે દૂર સુધી જોઈ શકીએ છીએ ? કેટલો દૂરનો અવાજ સાંભળી શકીએ છીએ ? કેટલી દૂરની ગંધ સૂંઘી શકીએ ?

એ બતાવે છે કે આપણે ઈન્દ્રિયોની અનુભવ – શક્તિની બહુ ટાંચી મૂડી લઈને આવ્યા છીએ. તે પણ આ પૃથ્વીમાં આપણા પ્રાણને બચાવીને ચાલવા પૂરતી છે. જે થોડી વધારાની રહે છે. તેને લીધે જ આપણે માનવી અને પશુ વચ્ચેનો ભેદ પાડી શકીએ છીએ.

દિવસભર આપણી આંખ સામે સૂરજ – પ્રકાશનો એવો પડદો ટાંગી દીધેલો રહે છે કે પૃથ્વી ઉપરાંત બીજું કાંઈ જોવા દેતો નથી. પણ સૂરજ આથમે, એના પ્રકાશનું ઢાંકણ ખસે ત્યારે કોટાનકોટિ તારાથી લખલખતું આકાશ આપણી સામે ખડું થઈ જાય છે. ત્યારે આપણને સમજાય છે કે જગતની સીમા પૃથ્વીની પાર ઘણે દૂર સુધી વિસ્તરેલી છે. પણ તે કેટલે દૂર સુધી તે અનુભવ દ્વારા જાણી શકાતું નથી. પૃથ્વી બહારના જગત સાથે વધુમાં વધુ જો કોઈ સંબંધ હોય તો તે ગરમીના અનુભવનો. અને સૂર્યમાંથી આવતી એ ગરમીથી આપણો પ્રાણ ટકી રહે છે. આમ આપણી ઈન્દ્રિયોની અનુભવ – શક્તિની સીમા બહુ નાની છે. પરંતુ સવારે સૂરજે ટાંગેલો પ્રકાશનો પડદો જ્યારે ઊપડી જાય છે ત્યારે આપણા અનુભવની સામાન્ય સીમાની અંદર જ વિશાળ વિશ્વ પોતાને અત્યંત નાનું બનાવી દઈને સહેજ આભાસથી પોતાને પ્રગટ કરે છે. તેમ જો ન હોત તો આપણને બ્રહ્માંડની સૂઝ પણ ન પડત. કારણ કે મોટું જોવાની આંખ આપણને નથી.

પૃથ્વીને આપણે આંખ દ્વારા એક સામટી જોઈ શકતા નથી, પણ પૃથ્વીના નાનકડો ગોળો બનાવીને જોઈએ તો સમગ્ર પૃથ્વીનો સાર એમાં એક દૃષ્ટિથી આવરી લેવો શકય બને છે. પણ માનવીને અનુભવમાં સમાયું તેટલાથી જ સંતોષ ન થયો. ઈન્દ્રિયોના અનુભવ દ્વારા તો વસ્તુનું નહિ જેવું જ જ્ઞાન મળ્યું. જગતની તમામ ગતિઓ સાથે હરિફાઈ કરવાની હિંમત કરનાર માનવ – બુદ્ધિને એ મંજૂર ન હતું. કારણકે ઈન્દ્રિયો દ્વારા થતા અનુભવ કરતાં બુદ્ધિની શક્તિ અનેક ગણી વધારે હતી. એ બુદ્ધિ આ વિશાળ જગતના વિશાળ માપનો પત્તો મેળવવા મેદાને પડી. પૃથ્વીની જીવનસૃષ્ટિમાં માનવી જ એક એવું પ્રાણી છે કે પોતાના અનુભવ વિશે તે શંકા ઉઠાવે છે, એનો પ્રતિવાદ કરે છે અને એને હરાવે છે ત્યારે જ એને કરાર વળે છે. માણસે પોતાની સહજ શક્તિની સીમા વટાવવાની સાધના દ્વારા દૂરને પાસે બતાવ્યું છે, દુર્બોધને ભાષા આપી છે અને આ પ્રકાશલોકના અંતર વચ્ચે અગમ્યનો જે અંધકાર – ગહન છે તે ગહનમાં પ્રવેશ કરીને વિશ્વ વ્યાપારનાં આદિ રહસ્યો સદા ઊખેળતો રહ્યો છે. —સં.

# ઊર્મિ નવરચના

તંત્રી : જયમલ્લ પરમાર

વર્ષ : ૫૦ માર્ચ : ૮૦ : અંક : ૧૨ સળંગ અંક : ૬૦૦






**ગ્રાહકોને નોંધ લેવા વિનંતી**

દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

ઓકટોબર નવેમ્બર સિવાય કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે ફરિયાદ કર્યા બાદ કાર્યાલયને નકલ મોકલવી. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

સરનામું બદલાયાનાં ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

**'ઊર્મિનવરચના'ના લવાજમના દર**

વાર્ષિક-દેશમાં રૂા. ૨૦-૦૦
વાર્ષિક પરદેશમાં રૂા. ૪૦-૦૦

**લેખકોને--**

લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમા પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રીઓ તે વિચારમાં સંમત જ હોય તેવુ માનવુ નહિ

**પ્રકાશકોને—**

બદલાનાં સાપ્તાહિક, પાક્ષિક માસિક વગેરે તથા અવલોકન માટેનાં પુસ્તકો નીચેના સરનામે મોકલવા.

**એજન્ટોને—**

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.


ઊર્મિનવરચના કાર્યાલય
૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ ૩૬૦૦૦૧ (જિ. રાજકોટ



માલિક, મુદ્રક અને પ્રકાશક : રાજુલ ઈ. દવે : ૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ-૧

મુદ્રણસ્થાન : સ્વરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે : રેસકોર્સ રોડ, રાજકોટ-૧

# પીપા સીતા રેન અપારા, ખરી ભક્તિ ખાંડાની ધારા

જયમલ્લ પરમાર

મનમાં તો ઠીક પણ મગજમાં યે ન સમાય એવાં મધ્યકાળનાં માનવીઓની વાતો કલ્પનાક્ષુદ્રોને કલ્પિત જ લાગે.

સરાકડિયાનાં આઇ સેનાબાઈની વાતમાં એમનાં મોટાં બહેન આઈ લાખુબાઈની નજર એટલી ભારે હોવાનો ઉલ્લેખ કરેલો કે પાણા ફાટી પડે. પણ એ પછી જ અખબારોને પાને એથીયે અદ્‌ભુત કિસ્સો આલેખાઈ ગયો છે.

રશિયા જેવા ઈશ્વર કે શ્રદ્ધામાં ન માનનારા સામ્યવાદી દેશના મોસ્કોથી બહાર પડેલા એ સમાચાર છે કે રશિયાની મિલ્ખેવ નામની બાઇ જેમ આંખ ફેરવે છે તેમ ઘડિયાળાના કાંટા ફરે... ટેબલ ઉપર ભોજનના પદાર્થો માત્ર નજરના જોરે જ એકથી બીજે સ્થળે–ઇચ્છીત સ્થળે ફરી જાય છે. ડોકટરોએ એ બાઈમાં માનસિક શકિત હોવાનું નિદાન કર્યું છે. આપણે એથી વિશેષ કોઈ જ ચમત્કારનું આરોપણ નથી કરવું.

શીલવંતીઓના પ્રદેશમાં પાછા ફરીએ. જેમાં ભક્તિની શક્તિ પણ શીલમાંથી પેદા થતી હોય. મીરાં પગે ઘુંઘરૂં બાંધીને ગિરિધરલાલ પાસે નાચેલી. દેવદાસીઓ સોમનાથના દેવાલયમાં નાટારંભ કરતી યાદ આવે છે. સાતસોએક વર્ષ પહેલાંનું એક રાજવી દંપતિ.

ગાગરન ગઢના રાજા પીપાજી. ગાદી છોડી માનેતી રાણીમાંથી એકેય સાથે ન ચાલી. અણમાનીતી એક સીતા સાથે ચાલી નીકળી. બીજિયું બધી રાજ ભોગવવા રોકાણી.

સાધુ દંપતિ ઠેર ઠેર ભજનની ઠોર લગાવતું ઉના ગામથી થોડેક આઘેરેક રસ્તાની ધારે ધનધાન્યથી ધીકતા ઉમેજ ગામે આવે છે. ઉતારા માટે ભગતનું ઘર શોધે છે. પારકાને પરેશાની આપીને મોજ લેનારા એક ભગતનું ખોરડું ચીંધે છે.

પણ ખરેખરા રંગાઈ ગયેલા ભગત. દીનદુનિયાનું બીજું કોઈ ભાન નથી. આવ્યાને આદરમાન દઈને ભજનના સત્સંગમાં ભગત તો મશગૂલ થઈ ગયા. એમનાં ઘરવાળાંએ હળવેક રહીને ભગતને ઘરમાં બોલાવ્યા. 'ભગત ! જમાડશો શું ?'

'કેમ કાંઇ નથી ઘરમાં ?'

'આપણે કયે દી કાંઇ હોય છે ?'

'તય હવે ?'

'હવે શું ? જાઓ ગામમાં, કયાંકથી ઊછીઉધારાનું મળે તો લઈ આવો.'

'ગામમાંથી તો હવે કોઈ આપે તેમ નથી. ઘરમાં કાંઇ નથી ?'

'ભકિત છે એકલી ભગત !'

'તંઇ હવે ?'

'આ મેં સાડલો પેર્યો છે ઈ એક બાકી છે, વળી નવા જેવો છે. જાઓ! લઈ જાઓ !'

ભગતે તો ઓરડાનું બારણું કર્યું અંદરથી બંધ. પાછલી બારીએથી ગામમાં જઇ સાડલો વેચી દાળલોટ લઈ આવ્યા.

રસોઈ તૈયાર થઈ ગઈ. હવે ? ભગતના ઘરવાળાં ખાલી કોઠી હતી એમાં ઊતરી ગયાં.

ભાણાં પીરસીને ભગતે મેમાનને બોલાવ્યા. પીપા ભગત કહે બોલાવો અમારાં બેનને ! ચારેય સાથે બેસીએ.

ભગતે ઘણું સમજાવવા કાહટી કરી.

પીપાજી કહે સાધુસંતોથી એકલા કેમ જમાય ? ભગતને લાગ્યું કે મહેમાનો નહિ જ જમે ત્યારે ફોડ પાડીને વાત કરી.

'વાહ ભક્તિ !' 'વાહ લગન' ઓળઘોળ થાઈ તમારા ઉપરથી ?'

એમ કહેતાંકને વધારાનું એક વસ્ત્ર સીતાદેવીએ કાઢી આપ્યું. પોતે ઓસરીમાં આવતાં રહ્યાં.

ભક્તનાં ઘરવાળાં એ વસ્ત્ર પહેરી બહાર નીકળ્યાં ત્યારે પીપાજી અને સીતામા બન્ને એમનાં પગમાં પડી ગયાં. 'મા ! માડી ભક્તિનો ને વૈરાગનો તે સાચો રસ્તો આજ અમને સુઝાડયો.'

અને પીપાજી સીતાદેવીને કહે "માઈ ! આજ તો આપણે વસ્તીને ચેતાવવા જાઈં !"

બન્ને જણા ઉમેજના મધચોકમાં આવ્યા, સીતાદેવી તો રાજરાણી કલાપારંગ ? પીપાજીએ ઢોલક માથે નાચની થાપી નાખી. ગામેડું ભેગું થઈ ગયું.

પણ એતો કલાના સાધેલાઓનો નાચ. ઢોલકના બોલે અને અંગના એક એક ભંગ અને એક એક મુદ્રામાંથી રૂપની રોશની ફૂટવા માંડી. ગામ ગાંડું થયું. પૈસાનો ઢગલો થવા માંડયો.

નાચ પુરો થયો. પૈસાની ફાંટ ભરીને બન્ને ભગતને ત્યાં ગયા. એમનાં ચરણુંમાં પૈસાનો ઢગલો ધરી દીધો. અને ચારેય પ્રભુના પ્યારાં ભેગાં બેસીને પ્રેમથી જમ્યાં.

એક અકિંચન ભગતનાં અશિક્ષિત ઘરવાળામાં શિખીરાજા જેવો આતિથ્યનો આ સંસ્કાર કયાંથી પ્રગટ થયો ? એક શિક્ષિત અશિક્ષિતોના ટોળાં વચ્ચે રાજરાણીમાં નાચીને ભક્તને ચરણે જનતા જનાર્દનની પ્રસાદી ધરવાની પ્રબળતા કયાંથી પેદા થઈ.

એ શીલને કારણે આજે ડુંગર ગામને માથે દરિયાને કાંઠે સાતસો વરસથી પીપાવાવનું દેવ, પ્રેમ, ધર્મની ધજા ફરકાવી રહ્યું છે. એ નાચ આત્માની ઉલટનો હતો. પરને રીઝવનારી વૃત્તિઓની વેવલાઈનો નહિ, નાચ તો બેય પ્રકારના જનતા જનાર્દન સમક્ષ જ થાય.

*

પૃ. ૫૪૨થી ચાલુ]

ભારતમાં સર્વત્ર 'સિંહ' નામાંત મળે છે, જેમકે પલ્લવ રાજા સિંહવિષ્ણુ, પાંડવ રાજા રાજસિંહ, ગંગરાજા નરસિંહ વગેરે.

ગુજરાત અને ગુજરાત સાથે સંબંધિત રજપૂત નામોનો અભ્યાસ કરીએ તો મેવાડના ગુહિલોમાં 'સિંહ' નામાંત સૌ પ્રથમ દેખા દે છે. ઈ.સ. ની બારમી સદી પછી તો લગભગ બધા જ ગુહિલ રાજાઓ 'સિંહ' નામાંત ધરાવે છે. 'સિંહ' નામાંત માટે ઈ. સ. ની બારમી સદી શકવર્તી સમય ગાળો લાગે છે. સોલંકીઓમાં સિદ્ધરાજ જયસિંહ બારમી સદીની શરૂઆત, આબુના પરમારોમાં વિક્રમસિંહ બારમી સદી, ભિન્નમાળના પરમારોમાં જયતસિંહ બારમી સદીનો અંત, ઝાલોરના સોનગરા ચૌહાણમાં સમરસિંહ બારમી સદીનો અંત, જૂનાગઢમાં ચૂડાસમાઓમાં રા' જયસિંહ બારમીનો અંતભાગ અને જેઠવાઓમાં વિક્રમસિંહ તેરમી સદી' આમ બારમી સદીથી 'સિંહ' નામાંતનો લગભગ બધા રજપૂત વંશોમાં સમાદાર થયેલો જણાય છે.

જેમ જેમ નજીકના સમયમાં આવતા જાવ તેમ તેમ 'સિંહ' નામાંતનો પ્રયોગ વધી રહ્યાનું માલુમ પડે છે અને પંદરમી સદી પછી લગભગ અનિવાર્ય બની રહે છે. જે રજપૂત શાખામાં – 'સિંહ' પ્રાપ્ત નથી ત્યાં પણ 'સિંહ' પ્રયોજાવા લાગે છે. સેજકજી વાળી ગોહિલ શાખામાં મોખડાજી ગોહિલનો પાટવીકુંવર 'ડુંગરસિંહ' છે. ધ્રાંગધ્રાની મકવાણા શાખાના ઝાલાવંશમાં પાટડીની ગાદીએ તેરમી સદીમાં 'અર્જુનસિંહ' છે. કચ્છની જાડેજા શાખા 'સિંહ' રહિત છે, પરંતુ તેમાંથી મોરબી આવનાર કાંયોજીનો એક પુત્ર 'રાયસિંહ' બને છે. આમ મુઘલકાળમાં જ્યારે સર્વત્ર મુસ્લિમ સત્તા છે ત્યારે રજપૂતનામો વ્યાપક પણે 'સિંહ' નામાંત બન્યા જણાય છે. રજપૂત નામોને અનુષંગે રજપૂત સાથે જોડાયેલી અન્ય જાતિઓના નામમાં પણ 'સિંહ' જોવા મળે છે, જોકે નિ:શંક 'સિંહ' નામાંત રજપૂત જાતિની વિશિષ્ટતા છે અને આ નામાંતમાં એ જાતિનો ગૌરવભર્યો ઇતિહાસ છે.

# સૌરાષ્ટ્રના ઈતિહાસનું એક ભૂલાય જતું પ્રકરણ

અપારનાથી ગુલાબગીરી જેઠીગીરી

દસમી સદી પછી સૌરાષ્ટ્રમાં રજપૂતોના નાના નાના રાજ્યો ઊભાં થાય છે. જામનગર, ભાવનગર અને પોરબંદર, રાજકોટની સાથે ગોંડલ રાજ્ય પણ પોતાના અનોખા ગૌરવથી સૌરાષ્ટ્રના ઈતિહાસમાં વિશિષ્ટ સ્થાન રાખે છે. ગોંડલ રાજય નીચે જુદાં જુદાં પેટારાજ્યો અથવા ઠકરાતો હતાં, આમાં 'ઉપલેટા ચોવીસી' પોતાની રીતે કંઈક સ્વતંત્ર પરગણું હતું. આજથી બસો, સવાબસો વરસ પહેલાં ઉપલેટાના રાજવી તરીકે ભૈરવસંગ સોલંકી હતા. ભૈરવસંગના નાનાભાઈ ભૂપતસંગ મોટાભાઇના જમણા હાથ તુલ્ય હતા. રાજ કાજ અને યુદ્ધાદિમાં બન્ને બંધુઓ શૂરવીર અને નેકદિલ રજપૂતો તરીકે પંકાતા હતા. ખરા અર્થમાં જેને 'વીર' અને 'સત્યનિષ્ઠ' કહી શકાય તેવા પ્રજાપ્રેમી કલ્યાણવાંચ્છુ આ રજપૂતો હતા. ગોંડલની મુખ્ય ગાદીએ જયારે ભુરૂભા બીજાનું શાસન હતું ત્યારે ઉપલેટા ચોવીસી ઉપરોક્ત સોલંકી બંધુઓના હાથમાં હતું. હવે એવું બને છે કે ભૈરવસંગ અને ભૂપતસંગની વધતી જતી લોકપ્રિયતા એક બાજુ જૂનાગઢના નવાબને અને બીજી બાજુ ગોંડલના ભુરૂભાને ખૂંચવા લાગે છે. બન્ને રાજ્યોને પોતાની સત્તા અને મહત્તા વધારવામાં આ બન્ને ભાઈઓ આડે આવતાં જણાય છે. ગોંડલ રાજવીએ આ કાંટાને દૂર કરવા જૂનાગઢ સાથે યુક્તિ કરવા માંડી અને પરિણામે બન્ને મોટાં રાજવીઓએ વાળા - રજપૂતોને વચ્ચે નાખી ભૈરવસંગ ભૂપતસંગ અને વાળાઓ વચ્ચે દુશ્મની ઊભી કરી દીધી. વાળાઓ ઉપલેટા પરગણાને – રંજાડવા લાગ્યા અને રંજાડ વધી પડતાં ભૈરવસંગ ભૂપતસંગે પણ સામી દુશ્મની વહોરી લીધી. આ બન્ને ભાઈઓ દુશ્મનોને વીણી વીણીને ખતમ કરવા લાગ્યા. કહેવાય છે કે આ બન્ને ભાઈઓએ 'દરરોજ એક વાળાને માર્યા પછી જ દાતણ કરવું એવી ટેક લીધેલી ! પરિણામે વાળાઓ ખતમ થવા લાગ્યા અને વાત ગોંડલ તથા જૂનાગઢ પહોંચી.

આ સમય દરમિયાન જૂનાગઢ નવાબની આર્થિક સ્થિતિ લથડતી હતી, સૈન્યોના પગાર પણ ત્રણત્રણ, ચારચાર મહિને થતા હતા. ઉપલેટામાં સોલંકી બંધુઓનો સૂરજ તપતો હતો ત્યારે જૂનાગઢમાં સૈનિકોએ બળવો કર્યો અને તે વખતના નવાબને નજરકેદ બનાવ્યો, આ પ્રસંગે નવાબને મદદ કરવા તથા તેમ કરીને જૂનાગઢ રાજયના અમુક ફળદ્રુપ પ્રદેશો પડાવી લેવા ગોંડલનો ભુરૂભા જૂનાગઢ પહોંચ્યો. બરાબર આ સમયે ઉપલેટાના સોલંકી બંધુઓ બાલાગામથી પાછા ફરતા હતા. (કેશોદ પાસેનું બાલાગામ ત્યારે આ સોલંકીઓની જાગીરદારી નીચે હતું.) સૈનિકોથી નવાબ નજરકેદ હોવાનું સાંભળી આ બન્ને ભાઈઓ પણ જૂનાગઢ પહોંચ્યા. આ રીતે સાવ અકસ્માતથી નવાબના મામલામાં ગોંડલના ભુરૂભા અને ઉપલેટાના સોલંકી સાથેસાથે થઈ ગયા ! જૂનાગઢના સૈનિકોએ પોતાનો નિરાધાર જણાવ્યો કે જો અમારો પગાર ચૂકવી દેવામાં આવે તો જ નવાબને મુક્તિ મળે. ગોંડલના ભુરૂભાએ સૈનિકોના પગાર પેટે બે લાખ કોરી ચૂકવવા તૈયારી બતાવી અને બદલામાં અમુક જમીન માગી, વધારામાં ભુરૂભાએ જામીન માગ્યા. આ સમયે જૂનાગઢમાં ઉપલેટાના સોલંકીઓ હાજર હતા અને તેમને જામીન પડવાનું કહેવામાં આવ્યું. ભૈરવસંગ – ભૂપતસંગ જામીન થવા તૈયાર થયા ત્યાં ભુરૂભાએ નવી ચાલ ચાલી : "જયાં સુધી મારી બે લાખ કોરી ભરપાય ન થાય ત્યાં સુધી ઉપલેટા પરગણું મને લખી આપવાનું." જામીનગીરી તરીકે ઉપલેટા પરગણું લખાણું અને નવાબ મુકત થયો. પરંતુ ભુરૂભાની દાનત એવી હતી કે કોઈ પણ રીતે પોતાની રકમ ન ચૂકવાય તો ઉપલેટા આપણા હાથમાં રહી જાય અને જો રકમ ચૂકવાય જાય તો

ઉપલેટાનાં બેય ભાઈઓની વગ વધે તેમ હતું – આ બન્ને કારણથી ભુરૂભાએ નવી મુકત રચી. ભુરૂભાએ વાળાઓને વિશ્વાસમાં લીધા અને વાળાઓ આ બન્ને ભાઈઓને પૂરા કરે તો મોટી સત્તા તથા હોદ્દો આપવાનું નકકી થયું.

તે વખતે આજના ઉપલેટા તાલુકાનું હરિયાસણ ગામ વાળાઓનું મથક ગણાતું. કુકિત એવી રચવામાં આવી કે હરિયાસણવાળા વાળાઓએ ઉપલેટા નિમંત્રણ મોકલ્યું કે "અમારે ત્યાં ગોહિલવાડથી વેવિશાળ કરવા આવે છે, આ પ્રસંગે તમે આવો તો અમારો વટ રહી જાય. 'મોટાભાઈ ભેંસ્વસંગ કંઈક ભોળા સ્વભાવના હતા. તેમણે નિમંત્રણને સ્વીકાર કર્યો પરંતુ નાનાભાઈ ભૂપતસંગે તેનો વિરોધ કર્યો. 'ન જવું' એવું નાનાભાઈએ સૂચવ્યું, તેનો 'બસ મોતથી ડરી ગયો!' એમ કહી મોટાભાઈએ ઉત્તર વાળ્યો. અને મોટાભાઈએ 'પોતે જશે' એવું જાહેર કર્યું. મરજી ન હતી છતાં નાનો ભૂપતસંગ પણ નકકી થયેલ તિથિએ મોટાભાઈ સાથે હરિયાસણ આવ્યો. બન્ને ભાઈઓને પોતાના ભુજબળમાં અપૂર્વ વિશ્વાસ હતો. ખાસ સાથી કે સાધનો લીધા વિના જ બન્ને હરિયાસણ આવ્યા. વાળાઓએ ઉમળકાથી તેમનું સ્વાગત કર્યું અને વેવિશાળ માટે આવનારા મહેમાનોની રાહ જોવાવા લાગી. સાંજ પડી પણ મહેમાનો ન આવ્યા, 'રસ્તો ભૂલ્યા હશે, મોડા આવશે' માની બાકીનાંઓ જમવા બેઠાં, આગ્રહ કરી કરીને બન્ને ભાઈઓને જમાડવામાં આવ્યા, જમ્યા પછી પીણા શરૂ થયા, બન્ને ભાઈઓને હદથી વધારે પાવામાં આવ્યો અને મધરાતે દરબારગઢના એક એકલવાયા કોઠામાં બન્ને ભાઈઓને સૂવા માટે લઈ જવામાં આવ્યા. જમણ અને દારૂથી બેહોશીમાં બન્ને ભાઈઓ સૂતા અને નકકી થયા મુજબ કોઠાના નીચલા ભાગમાં બાવળના કાંટા તથા લાલ મરચાં ભરીને આગ લગાડવામાં આવી! જિંદગીને આરે પહોંચેલા એક વૃદ્ધ વાળાને ખુલ્લી તલવારે ઉપર મોકલવામાં આવ્યો અને સૂતેલા ભાઇઓ ઉપર ઘા કરવાનું સૂચવ્યું. નીચેથી આગ અને ઉપરથી તલવારના ઘા કરી બન્ને ભાઈઓને પૂરા કરવાનું કાવતરું ચાલ્યું: કહે છે કે નાનોભાઈ જાગી ગયો, તલવારના ઘાથી તેનો નશો ઉતરી ગયો હતો તેણે એક જ ઝાટકે પેલા વૃદ્ધને પૂરો કર્યો અને સારી પેઠે ઘવાયેલા મોટાભાઈને ભાનમાં લાવ્યા. પરંતુ બચવાની સ્થિતિ હવે ન હતી, નીચે આગ લાગી ચૂકી હતી કોઠો ચારેબાજુ બંધ હતો, ગોંધાયને મરવા કરતાં નાનોભાઈ મોટાને લઈને કોઠાની ઉપર નીકળ્યો અને બન્ને ભાઇઓ હાથમાં હાથ ભરાવી કોઠા ઉપરથી નીચે પડી આ પૃથ્વીને છોડી ગયા.

o o o o

આજે પણ ઉપલેટામાં સુખનાથ મહાદેવના મંદિર પાસે ફુલારા હાજી આલા મામદ હાજી તાર મામદના મકાનમાં નીચે ભોંય તળિયે ભેંસ્વસંગ અને ભૂપતસંગના પાળિયા તથા તે ઉપરની ડેરી હયાત છે. અને બાલાગામ તથા કોયલાણામાં રહેતા તેમના ભાયાતો આજે દર કાળી ચૌદસે (આસો વદ ચૌદસ) ઉપલેટા આવી આ પાળિયાને જુવારી જાય છે, તેમજ બાલાગામ કોયલાણાના ભાયાતોને આજે પણ હરિયાસણ, વાલાસણ, સાતોદડનો 'અપિયો' છે. આ ત્રણે ગામ વાળાઓના હતા તેથી ઉપરોકત કતલની યાદમાં સોલંકી ભાયાતોએ આ ગામોનો અપિયો રાખ્યો છે. કહે છે કે આ ત્રણ ગામની સીમમાં સોલંકીભાયાતો પાણી તો નથી પીતા પરંતુ એ સીમમાંથી પસાર થતાં પોતાના બાળકને ધવડાવતા પણ નથી !

સૌરાષ્ટ્રના દેશીરાજ્યોના કાવાદાવા તથા તેમણે લીધેલો નેકી તથા વીરતાનો ભોગ સૌરાષ્ટ્રના ઇતિહાસના આ ભૂલાય જતાં પ્રકરણ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ.

*

# આપણે અને આપણાં દેવદેવીઓ

(ગતાંકથી પૂરું)

મણિભાઇ વોરા

પરમ ભાગવત ગુપ્ત સમ્રાટોના સમયમાં દેવમૂર્તિઓ અને દેવમંદિરો સમસ્ત દેશે થયાં. સૌરાષ્ટ્રમાં પરમ માહેશ્વર મૈત્રકોના સમયમાં આપણા પ્રમાણમાં નાનાં સાદાં પણ અનેક દેવમંદિરો થયાં. દક્ષિણમાં ચૌલુક્યોએ અદ્ભુત સ્થાપત્ય ધરાવતાં શૈવમંદિરો–શિવાલયો રચ્યાં, ગુજરાત સૌરાષ્ટ્રમાં સોલંકી યુગમાં શિવ, શક્તિ, સૂર્ય વિષ્ણુના મંદિરો તેમજ જૈનાલયો બંધાયાં. દ્રાવિડ અને લતીન શિખરને બદલે નાગર શિખરનાં દેવમંદિરો અને તે માંહેનો દેવ પ્રતિમા સમૂહ અનેક સ્થળે સ્થપાયાં. સ્વર્ગમાંથી ઊતરી આવી પૃથ્વી પટે ઊભેલા દેવરથ જેવાં મંદિરોથી ગામ શહેરો દીપવા લાગ્યાં. લોકોને ભક્તિભાવ દર્શાવતી ધજાઓ આકાશે ફરફરવા લાગી.

મંદિરનિર્માણનો હેતુ, મૂર્તિપૂજાનું રહસ્ય અને હિન્દુ ધર્મનું તત્ત્વ સમજવા માટે શાસ્ત્રોક્ત વિધિથી બાંધેલાં ખાસ કરીને અગિયારમી સદી પછી થયેલાં દેવમંદિરનું નિરીક્ષણ કરવું જોઇએ. દેવપ્રસાદની જગતી, મંડોવર અને શિખર ઉપર કળશ અને ધ્વજ, જગત ઉપરથી માણસની દૃષ્ટિ ઉપર લઇ જાય છે, જગતી ઉપર ગજથર, અશ્વથર, નરથરનાં મનોહર શિલ્પની વેદી ઉપર મંડોવર બંધાય છે. બહારની બાજુએ મંડોવરમાં ભદ્રદેવતા, દિગ્પાલો, અપ્સરાઓ, વ્યાલો, ગાંધર્વો–કિન્નરોનાં મનોહર શિલ્પો હોય છે. પૃથ્વી પરની જીવસૃષ્ટ નરથરમાં માનવજીવનનાં દૃશ્યો, અને ઉપર દેવથરમાં સ્વર્ગના દેવગાંધર્વોની સૃષ્ટિ બનાવવામાં આવે છે. અને સર્વોપર બ્રહ્મરૂપ કળશ અને દૈવત્વની ધજા લહેરાવે છે. મંદિરની અંદરના ભાગે ગૂઢ મંડપ-વિતાનસ્તંભો, તોરણો, ગવાક્ષો, દ્વારશાખ અને તેના ઉપર નવગ્રહ પટ્ટિકા અને અન્ય દેવસ્વરૂપોની મૂર્તિઓથી સમૃદ્ધ હોય છે. દર્શનાર્થી સામે ગર્ભગૃહમાં મુખ્ય દેવ કે દેવીની પ્રતિમા અથવા શિવલિંગનાં દર્શન થાય છે. દર્શનાર્થી વામન વિરાટમાં પ્રવેશે છે, આખા મંદિરમાં યોગ્ય સ્થળે શોભનપ્રતીકો, પવિત્ર ગણાતી શોભનસામગ્રી કંડારી, આલેખી મંદિરને અલૌકિક બનાવવાનો પ્રયાસ સ્થપતિએ કરેલ હોય છે. કલાકારો સાધક હોય ત્યારે જ તેમની કલાભક્તિથી દેવદ્વારે પૃથ્વી ઉપર 'સત્યમ્ શિવમ્ સુંદરમ્' ઉતારી શકે છે. સર્વમાં મંદિર છે. મંદિર સર્વ છે; અદ્વૈત જાગે છે.

*

મુસ્લિમ આક્રમણકારોએ, સુલતાનોએ મૂર્તિભંજન, દેવખંડન પ્રવૃત્તિ કરી. અગણિત દેવાલયોનો ધ્વંશ કર્યો. દેવપૂજાને આઘાત થતાં હિંદુઓએ જબ્બર પ્રત્યાઘાત આપ્યો, સાધન તૂટયાં હતાં, પણ સાધના સબળ હતી, સાધકો સમર્પિત હતા. તેથી બમણા જોરથી શિલ્પીઓનાં ટાંકણાં ચાલ્યાં, રાજા, શ્રેષ્ઠિઓ, સાધુ–સંતો–ભક્તોએ તૂટેલાં મંદિરોનો ઉદ્ધાર કર્યો, નવાં નિર્માણ કર્યા. શિલ્પકળા વિકસી અને અનેક મંદિરો ઊભાં–થયાં, દેવસ્થાનોમાં મુસ્લિમ પૂજા સ્થાનો ભળતાં પ્રજાનાં ધર્મના સ્થાનોમાં વધારો થયો.

સ્વધર્મ સાચવવા, દેશ અને દેવના રક્ષણ માટે મરનાર સતી, શૂરા. સંતનાં સ્મારકો સ્થાપી પ્રજાએ હુતાત્માઓને દેવગણમાં મૂકી પૂજયાં છે. આવાં સતિયાં–માણસોનાં પગલાં, સમાધિ, છત્રી, પાળિયાઓને જુવારાય છે. સૌરાષ્ટ્રના લગભગ બધાં ગામે પાળિયા દેખાશે. વાછરાડાડાનું સ્થાનક જયાં વાછરાના ઘોડા પૂજાય છે, શિતલાનું મંદિર, હનુમાનજીની દહેરી, ગણેશની દહેરી, શંકરનું દહેરૂં, કે ઓટો, પાસે વડ કે પિપળાનું વૃક્ષ, ઠાકર મંદિર જેમાં વિષ્ણુ ભગવાનની પ્રતિમા હોય છે અથવા રામલક્ષ્મણ જાનકીની મૂર્તિઓ હોય છે – જયાં તુલસી કયારો અને પક્ષીઓને ચણ-નાંખવાનો ઓટો હોય છે, આવા દેવલાં સમક્ષ ગામના પાદરમાં ગાયોનો ગોંદરો હોય છે. – સૌરાષ્ટ્રના સામાન્ય ગામડાંનું આ દેવધન છે.

સીમશેઢે નદીનાળાં ઉપર, ડુંગરની ટોચે, સમુદ્રકાંઠે, વાવ ઉપર બેઠેલાં દેવો પણ હોય છે. વિસોત-

આઇ, નાગબાઈ, હરિસિદ્ધ, સિકોતેર, શેષશાયી વિષ્ણુ, જળઆઈ, નાગદેવતા, બાવીશી આઈઓ, ભદરાઇ, આવળ આઈ, ભૂરખ વરૂડી, દરિયાપીર જેવાં દેવ આવાં સ્થાનોએ હોય છે.

સૌરાષ્ટ્રની બધી જાતિઓને પોતપોતાનાં કુળમાં થઈ ગયેલા ભૂતાત્માઓ કુળદેવ તરીકે હોય છે. દરેકને ખાસ દેવીઓ કુળદેવીઓ હોય છે. જે સમગ્ર માનતા ઉતારાય છે નૈવેદ્ય થાય છે. ઘણા દેવોની પૂજાવિધિ, ભોગ, પ્રસાદ, દર્શન વગેરે ખાસ પ્રકારનાં હોય છે. માનતા ઉતારવાની રીતો પણ વિશિષ્ટ પ્રકારની હોય છે, દેવ અને ગોઠી, ભગવાન અને ભકતનું સ્વરૂપ, તેના ઉપર પૂજાવિધિનો આધાર હોય છે......

*

# સૌરાષ્ટ્રના લોકમાન્ય દેવો અને તેનાં મંદિરસ્થાનો

**શિવમંદિરો :** સોરઠીસોમનાથ; વેરાવળ પાસે, ઘેલાસોમનાથ; જસદણપાસે, કામનાથ; માંગરોળ, ગોપનાથ; તળાજા, ભૂતનાથ; માગનાથ; ઈન્દ્રેશ્વર; જૂનાગઢ, ભવનાથ; ગિરનાર, બિલનાથ; બરડો નાગનાથ; ઓખો, કૃષ્ણનાથ; હાલાર, સિધ્ધનાથ; દ્વારકા અને વિસાવાડા, ભીમનાથ; પ્રભાસ અને પાસ્તર, સિધ્ધનાથ અને નાગનાથ; જામનાગર, ખંભનાથ; ખંભાળિયા, કુબેરનાથ; મોરબી, ખીમનાથ; કુછડી, ગંગનાથ; વંથલી, નીલકંઠ; અજૂઠા, જડેશ્વર; વાંકાનેર, તખ્તેશ્વર; ભાવનગર, કેદારેશ્વર, લંકેશ્વર; અને ભાવેશ્વર; પોરબંદર, ધીંગેશ્વર;હાટકેશ્વર; છાંયાં, ત્રિનેત્રેશ્વર; તરણેતર, ડુંગરેશ્વર અને ફાડેશ્વર; ઢાંક, ભીડભંજન અને કાશીવિશ્વનાથ; જેતપુર અને જામનગર, શશીભૂષણ; રૂદ્રેશ્વર; અભિરેશ્વર; વેણેશ્વર; પ્રભાસ પાટણ, અરિયામહાદેવ; પાંચાળ, સિદ્ધનાથ; વલ્લભીપુર અને વીસાવાડા,-ગંગનાથ; ગાંગેચા, પંચનાથ; જાગનાથ; ધારેશ્વર; રામનાથ; રાજકોટ.

**શક્તિ મંદિરો :** અંબાજી; ગિરનાર, ચામૂંડા; ચેટિલો, માત્રી; ઓસમ, હરિસિદ્ધ; કોયલોડુંગર, મિયાણી. શકિત; સનાળા મોરબી, ભવાની; ચોરવાડી, ભવાનીસુંદરી; કનકાઈગિર, ભદ્રકાલી; દ્વારકા, પ્રભાસ, પોરબંદર. મહાકાલી; પ્રભાસ, ગિરનાર અને જામનગર, આશાપુરા; ખંભાળીયા, જામનગર, ગોંડલ ઘૂમલી, ચામુંડ; બોખીરા, કિંદરખેડા. બાલા સુર્યાણી; ચૂરબાવવા, બોરદેવી; ગિરનાર, શિતલા; કાલાવડ, ખોડિયાર; ભાવનગર, હિંગળાજ; નળકાંઠા, રાણાગઢ, માંગરોળ અને પોરબંદર, માત્રી અને મંગળાજ; માંગરોળ, રાંદલ; દડવા, ભુવનેશ્વરી; ગોંડલ, રાજેશ્વરી અંબિકા; ગોંડલ, બાવીશી; વડોદરા, મેલડી, ભાલ, વાગેશ્વરી; જુનાગઢ, સપ્તમાતૃકા; ખોરીયા, કુછડી; ખીમનાથ, શ્રીનગર, ઓડદર, પાતા, પાસ્તર, બીલેશ્વર, બાથાગામ, નદેશ્વર. (૧) મમ્માઇમાતા : પશ્ચિમ સૈરાષ્ટ્રના રબારીઓ માને છે, તેના મુખ્ય મઢ: શીલ, લોએજ, બળેજ, ઓડદર, ચોરવાડ અને સિડેકર.

(૨) મમ્માઈ માતાને માનનાર વૈશ્ય સુતારની કોમ છે. તેના બે મઢ; એક ઘેડમાં સુતરેજ અને બીજો નાઘેરમાં પ્રશ્નાવડામાં છે.

**સૂર્ય મંદિરો** પ્રભાસપાટણ, પાતા, થાનનું જૂનું સૂર્યદેવળ, નવું-સૂર્યમંદિર, મૂળીનુ માંડવરાયનું મંદિર, પોરબંદરનું સૂરજદહેરૂં, સુત્રાપાડા સૂર્યમંદિર, કિન્દરખેડા, ગોપ, અખોદર, અને ભીમદેવ પ્રાચીનમંદિરો.

**સૂર્યાણી :-** રાંદલ દહેરાં : વીસાવાડા, બગવદર, આજક, ભાણસરા, કુછડી.

**સૂર્યપ્રતિમા :-** પ્રભાસ – દૈત્યસુદન મંદિરમાં, બુધેચા ગામે, રાજકોટ. – જૂનાગઢના મ્યુઝિયમોમાં...

**વિષ્ણુ મંદિરો :-** દ્વારકાનાથનું જગત-

મંદિર દ્વારકા, દ્વારકાધીશમંદિર; બેટ દ્વારકા, શ્રી કૃષ્ણ બલરામ; પ્રભાસપાટણ, રણછોડરાય; મૂળ દ્વારકા-વીસાવાડા, દ્વારકાધીશ; મૂળ દ્વારકા-કોડીનાર, સત્યનારાયણ-જામનગર, પોરબંદર માધવરાય – માધવપુર-ઘેડ, વામન ભગવાન-વંથલી, દામોદરજી-ગિરનાર, વારાહભગવાન કદવાર અને વારાહસ્વરૂપ, દૈત્યસુદન પ્રભાસપાટણ, વડવાળાઠાકર-દૂધરેજ, મુરલી મનોહર-સુપેડી, માધવરાય; પ્રાચી, ઠાકરમંદિર-કોયલી, ખોરાસા, મેંદરડા. લક્ષ્મીનારાયણ-ત્રિવેણીપ્રભાસ, દ્વારકાપુરિ-જામનગર, નારાયણ સરોવર-કચ્છ, ગોપાલજી-શીંગડા અને પોરબંદર, ગુપ્ત પ્રયાગ, તુલશીશ્યામ, અવાળિપાઠાકર ભરવાડનાથાન વાઘમંદિર-મોરબી

**જૈન મંદિરો :-** ગિરનાર, શેત્રુંજા, દેલવાડા, પ્રભાસપાટણ, જામનગર, પોરબંદર, માંગરોળ, અંજાર, બળેજ ને તળાજા.

**બૌદ્ધ ગુફાઓ :-** સાણા, તળાજા, જૂનાગઢ, ઢાંક, ખંભાલીડા...

**હનુમાન :-** સારંગપુર, જામનગર, ફૂરગંટા ખાખનાથ, ચોરવાડ, સિકકા, પોરબંદર, જૂનાગઢ, બગડાણા...

**ગણપતિ :-** ઘૂમલી, ઢાંક, ચોરવાડ, નિયાણી, પોરબંદર, જામનગર, જૂનાગઢ, પ્રભાસપાટણ, ભીડિયા વેરાવળ...

**નાગદેવ :** વાસુકિ-થાન, બાંડિયાબેલી-થાન ભુજગી-ભુજકચ્છ, નાગદેવ-નાગના, ભાદ્રેચા-માંગરોળ, સરમાલિયા-માણેકવાડા, નાગબાપા-રાણાવાવ, ગોંડલા-ગોંડલ લુણુસાપરિયા, તલસાણિયા,

**વાછરાદાદા :** વાછરા (ગોંડલ પાસે), પડાણા હાલાર, ગોઢાણા-કુચ્છડી, બરડો, રાણાવાવ, રેવદરા સોરઠ

**દત્તાત્રેય :** ગિરનાર જૂનાગઢ, અને જામનગર.

**સિંધી હિજરતીઓના દેવો :** દરિયાલાલ, ઝુલેલાલ રામજી જામનગર, બાંટવા.

**ચારણ દેવીઓ :** નાગબાઇ દત્ત્રાણા અને મોણિયા, આલબાઇ વિરપુર પિંડારા, આવળબાઇ ખડબાં, બાવીશી-કોટડા, રોઝી-જામનગર, વરૂડી-કાલાવડ પાસે.

**ઓલિયા પીર :** હાજી કિરમાણી બેટદ્વારકા, દાવલશાહ આમરણ, જમિયલશાહ-જૂનાગઢ, જાફર-મુજાફર-પ્રભાસપાટણ, મખદુમજાતિયા-માંગરોળ અશાબાપીર-ભોદ રાણાવાવ ગનીપીર હાલાર, ગેબીપીર-મધ્ય સૌરાષ્ટ્ર.

**રામદેવપીર :** નવારણુંજા હાલાર, માધવપુર ઘેડ, પોરબંદર, ઠેબા, જૂનાગઢ, ગોંડલ,

**સ્વામિનારાયણ મંદિરો :** જૂનાગઢ, ગોંડલ, ગઢડા, જામનગર, રાજકોટ, માણાવદર, સારંગપુર, પીપલાણા, પંચાળા, લોએજ મૂળી.

**સંતભક્તો :** સુદામા-પોરબંદર, નરસિંહ મહેતા-જૂનાગઢ, જેસલપીર પ્રોળ, લાખાપીર-જામનગર, આપા દાના-ચલાળા, આપા ગીગા-સતાધાર, ભોજા ભગત-ફતેહપુર, જલાભગત-વિરપુર, દવાભગત-ભાણવડ વિસામણબાપુ-પાળિયાદ, નથુરામ શર્મા-બિલખા, દાસીજીવણ-ઘોઘાવદર, એ સિવાય-બામણબોર, આલિધ્રા, વાસજાળિયા, ગઢડા, દાણીધાર, સાયલામાં પણ સંતો-ભક્તોની જગ્યાઓ છે.

**બીજા મંદિરો :-** પ્રાણનાથજીના નિજાનંદી સંપ્રદાયનું પ્રણામી મંદિર અને મૂળ સ્થાપક જ્ઞાનચંદ્રજીનું મંદિર જામનગરમાં છે.

**કબીર મંદિર :-** જામનગર તેમજ પોરબંદરમાં આશ્રમ છે. રાજકોટ પણ છે ને જૂનાગઢ.

**પારસી અને ખ્રિસ્તીનાં અગિયારી અને દેવળો :-** રાજકોટ, જામનગર, જૂનાગઢ...

**વૈષ્ણવ હવેલીઓ :-** પોરબંદર, વેરાવળ, જામનગર, જૂનાગઢ, ગોંડલ, દ્વારકા, રાજકોટ વગેરે શહેરોમાં પુષ્ટિ સંપ્રદાયનાં સમૃધ્ધ મંદિરો છે.

# ત્રણ ટેકીલા

કાનજીભાઇ બારોટ

વાર્તાકાર વાર્તા માંડે છે કે :

"કોઈ શૂરવીરો ગામ – ગરાસ માટે, કોઈ ધણીનું લૂણ હલાલ કરવા માટે, કોઈ પોતાની નરદમ સ્વાર્થ માટે, કોઇ કીર્તિ વરવા, કોઈ કુળના અભિમાન માટે, કોઈ દેશ માટે, કોઈ પોતાની ટેક માટે તો કોઇએ પારકા દુઃખે પ્રાણ તજ્યા છે. આવી એકસાથે ત્રણ શૂરવીરોની આ વાર્તા છે. એક ધણખૂંટ, બીજો પરદેશી પઠાણ ને ત્રીજો મોડબંધો. ત્રણેય એકલ પંડયે વીસ વીસ લૂટારા સામું ધીંગાણું કરી કામ્ય આવી ગયા'તા."
સાંભળનારા કહે છે : "કયે ઠેકાણે ?"

બારોટ કહે છે: "સોરઠની ભાદર નદીએ સોરઠી ધરતીમાં ફાંટા પાડયા છે. તેને કમંઢ કહે છે. ભાદરનાં પાણી એવા અનેક કમંઢોને ભરી દે છે. એવી ભાદરના દખણાદા કાંઠાના એક કમંઢ ઉપર ભીંડોરા નામે આયરૂ ગામ છે. ભીંડોરા ફરતી કડાઝૂડય બાવળની કાંટય ને પછી ઓતરાદું ઠેઠ કમંઢ સુધી ગૌચર ફેલાણું છે ત્યાં."

ભગવાન કૃષ્ણ સાથે મથુરાથી આહિરોનાં કુળનાં કુળ હાલી નીકળ્યાં. હાલતાં હાલતાં મચ્છુકાંઠો ને સરવા સોરઠ દેશમાં વસ્યા. ભદાવતી-ભાદરકાંઠાના બહોળાં ચારોપાણી જોઇ આહિરોએ ત્યાં પણ નેખમ નાખ્યા. બાપલા! પછી તો કેંક રાણા રમી ગયા હશે, એતો કાળ ભગવાન જાણે. વિક્રમ સંવત, ૧૭૩૨માં માઘ મહિનો બેસતાં ભીંડોરા ગામે વિવાહના ઢોલ ઢબૂકયા.

ભીંડોરા ગામનો આહિર ડાયરો એક વરરાજા પરણાવી ગામની ભાગોળે કડાઝૂડ વડલા હેઠ ઊતર્યો છે. હજી રોંઢા ટાણું હતું. વરનું સામૈયું સાંજ પછી જ શોભે એટલે મોટેરો ડાયરો ગામમાં આવી પોતપોતાના કામકાજમાં પડયા.

પાદરના લીલા કુંઝાર ને તંબૂ જેવા વડલા નીચે ભુંગળું પથરાણાં. વચ્ચોવચ્ચ લીલા શીળખની ધડકી વાળંદે પાથરી, ને વરલાડડો અપસરા જેવી શણગારેલી ઘોડીએથી ઊતરી ધડકી ઉપર બેઠો. પડખે તહેનાતમાં અણવર છે. બીજા જુવાન જાનૈયા પણ વરને વીંટીને બેઠા છે.

ડાયરાની બેઠક સામું શણગારેલ બળદવાળું ગાડું છૂટયું છે. ગાડામાં જુવાન જાનડિયું કસુંબલ ઓઢણી સોંસરવા રૂપ પાથરતી વહુને વીંટીને ગળાં ફુલાવી ગીત ગાઇ સીમાડા ગજવે છે. આહિરજાદિયું ઘડીક ગાય છે, તો ઘડીક ગામમાંથી વહુ જોવા આવેલ બાઇયું સાથે વેવાઈની ભલપનાં વખાણ કરે છે કે : "વેવાઈએ તો અમને વાનાં કર્યા છે કાંઇ વાનાં!"

વળી ગામમાંથી આવેલી કોઈ બાઈ તો વહુની લાંબી લાજનો ઘૂમટો સહેજ ઊંચો કરી મલકાઇને કહે છે: "વાહ રૂપ! મારા દલાભાઈને સરખી જોડય મળી છે."

વરલાડડો એક તો આહિરજાદો, વળી વિવાહનો અવસર, આવતી જુવાની, દેહ પણ સંઘેડે ઉતાર્યો હોય એવો. શિરે આંટિયાળી પાઘ, ચોકડી ભાતયની ખીનખાબની બંડી, રેશમી પીળો જામો. ડોકમાં લળી જાય એટલાં ઘરેણાં. પગે રૂપાની બેડી. ગોરૂં સવળોટું અમી ઝરતું મુખડું. આબેહુબ કેસરિયો. નામ દલો. કુળ એનું છૈયો. દલો છૈયો પરણીને ઘેર આવ્યો. છે દલો ખરેખર દુલ્હો બન્યો છે. સગાં, વહાલાં, કુટુંબનો હરખ માતો નથી. હજી સામૈયાં બાકી છે.

એવે ટાણે ગામનું ધણ બપોરનો વિસામો લઈ કમંઢના કાંઠાના ખારા (ગૌચર)માં ચરે છે. ધણમાં નાના મોટાં મળી ત્રણસોક જીવ છે. પણ અસલ દેહાણ ગાયું. એક જુવો ને એક ભૂલો. ફાંટ ફાંટ વરાંક (આઉ), વેંત વેંતના આંચળ. જાણે નંદબાવાના ગોકુળના વેલાની (ઓલાદની) હોય એવી. ડોળિયાના કવિ ગીગો ભગત ભાખી ગયા છે કે :

ગણું જાંબલી કાબરી ગાય ગોરી,
ધન્યો મુંજડી ખેરડી ધેન ધોળી;
રંગે શ્યામળી હોય બાડોજય રોઝી.
સવેળા પય આપતી સાવ સોઝી.

જડયા ખોભળા માંચિયા શીંગ માથે,
પગે ઝાંઝરી સાંખિયા કાન સાથે;
ગળે કામરૂં કંઠમાં ઘંટ વાગે,
જગાડે મોરડી માત જાગે.

કવલ્લી ફળીને પવિતર કરે છે,
ભલી ખોડકી ભાવ મીઠા ભરે છે;
કરે ઢીલ તો માકડી સાદ પાડે,
જુઓ નીલડી દેશ આખે જીવાડે.

સુણી વાંભને કાન દેતી હીંચોળા,
વળે વાછરૂ ઉપરે સાંજ વેળા;
ખળેળે નથી આઉમાં દૂધ મ્હાતાં,
સદા સમુદ્રી રેલતી સુખ દાતા.

દહીં દૂધ ને ઘી રૂડી ફોરવાળાં,
સુધાની સમાં એ બધાં સ્વાદવાળાં;
ધરા ખેડવા આપતી પુત્ર સારા,
કહો કેમ ભુલાય એ ગુણ તારા.

આવું ધણ ને એને ત્રણ તો ગોવાળો છે. ધણને પહોળેલું જોઇ ત્રણે ય ગોવાળિયા બાવળને છાંયે બેઠા બેઠા કડાને ચમકથી દેવતા પાડી ધતૂરી ચલમો પીએ છે. માલ ઢોરને સુખેથી ચરતાં જોઇ ગોવાળોને આનંદ થાય છે.

ભીંડોરાની આજુબાજુમાં સંધી લૂંટારાનું પણ તે દી જોર. એને બાતમી કે ભીંડોરાના આહિરો વિવાહ–વાજમમાં પડયા છે. ભારે મોકો છે ભીંડોરાનાં ઢોર વાળવાનો. એમ વિચારી દસ પગપાળા ને દસ ઘોડેશ્વરો બંદૂકું ભાલાં તલવાર સહિત ભીંડોરાના ખારામાં ઊતર્યા ને ગામના ધણને ચરતું જોયું. વળી બાવળને છાંયડે ગોવાળોને દીઠા ને દસ સંધીઓએ ગોવાળો સામે બંધૂકની નાળ્યું લાંબી કરી ઓચિંતા દબાવ્યા. ગોવાળિયા તો હેબતાઈ ગયા. બીજા દસે ત્રણેય ગોવાળોને પકડી એમની જ પાઘડીઓથી બાવળના થડ સાથે બાંધી દીધા.

પછી સંધીઓ છૂટી છૂટી ચરતી ગાયેને ભાલાની લાકડિયો મારી મારી એકલડી કરવા માંડ્યા. ગાયું ભાંભરડા દેવા માંડી, થોડી આડી અવળી ભાગવા માંડી. લૂટારાનો મુખી કહે : "એલા નમાલ ઢોરને વળગોમાં. સારો સારો માલ તારવો ને હાંકો."

સારી સારી ગાયું એક બાજુ તારવવા ભાલાની લાકડિયુંની ત્રમઝૂટ ગાયું માથે પાડવા લાગી. ગોવાળિયા જુએ છે. એને પંડય માથે માર પડયો હોય એવું દુઃખ થાય છે, પણ થડે બાંધેલા એટલે કોઇ ઉપાય નથી.

આ ધણનો ખૂંટ થોડોક આઘો બાવળની કાંટયમાં ચરતો હતો. આવી ધમાચકડી થાતાં ચરવું પડતું મેલી ચારેય પગે ઊલળતો દોટ દઈ ધણ વચાળે આવ્યો ને મામલો સમજી ગયો. માંડયો શીંકોટા દેવા.

ધણખૂંટ પણ કાળા રંગના સૂંઢ વિનાના હાથીને માથે શીંગડાં ઊગ્યાં હોય એવો. ભાલાના ખોમળા જેવાં શીંગ, બથમાં ન આવે એવી ખૂંધ. ધણખૂંટે ગડગડતી દઈને ઢોરને મારતા સંધીઓને ઢીંકે ચડાવવા માંડયો. પણ જેને ઢીંક મારે એને ઉલાળીને ધરતી ભેગો કરી દઈ ચારેય પગે એના ઉપર ચડીને માંડે ગૂંદવા.

લૂટારાની લાકડિયુંની ધણખૂંટ માથે પ્રાછટ બોલે તોયે ધણખૂંટ હટે નહિ, ભાલાં ભોંકે ત્યાં જરાક પાછો હટે, ને તરત બીજાને હડફેટે લઈને પછાડીને મારે. આપ ધણખૂંટ એકલો વીસ લૂંટારા સામે નવતેરી રમે છે. એક ઘોડેસ્વારે બંધૂકનો કુંદો ધણખૂંટના શીંગડામાં માર્યો. ધણખૂંટનું શીંગડું ને બંધૂકનો કુંદો બેય કડાક કરતાં ભાંગી ગયાં. ધણખૂંટે એના ઘોડાને ઢીંક મારી એટલે સ્વાર ને ઘોડો બેય ભસ દઈને હેઠા. ખૂંટ સ્વારને માથે ચડીને માંડયો કચરવા. ભાંગલ શીંગડાના મૂળમાંથી લોહીની શેડયું વછૂટે છે.

લૂંટારાનો ઘોડો ભાગ્યો. પછી તો કોઇ ધણખૂંટની પાસે જઈ શકતું નથી. ત્યારે સંધીઓ પાણા

લઈ લઈને માંડયા ઘા કરવા. એમાં ય ન ફાવ્યા અને ધણુખૂંટે પ્રોડીને બેકને પછાડી દીધા. ધણુખૂંટને હટાવવા બધાએ પૂરી કાહટી (મહેનત) કરી પણ સાંઢ હટયો નહિ.

ટોળાના આગેવાને વિચાર્યું કે પણે કે લાકડિયે આ જાનવર નહિ હટે. એટલે હાકલ કરી કે : "એને બંધૂકે દયો !"

ધણુખૂંટ ઉપર એકસામટી પાંચ સાત બંદૂકું છૂટી. ગડીમ ! ગડીમ ! સાંઢ ધરતી પર ઢળી પડયો.

બાવળને થડે બાંધેલા ગોવાળિયાઓએ આ ધણુખૂંટનું ધીંગાણું હરખ ને શોકથી જોયું. ત્યાં લૂટારા ઢોરને હાંકવા માંડયા મારઝૂડ કરવા.

બરાબર એ જ વખતે એક આધેડ અવસ્થાનો પાંચ હાથ પૂરો, માથે પઠાણી પાઘ, પહોળું પહેરણ, ખુલતો ઘેરદાર પાયજામો, કાળી ભમ્મર દાઢી, ગોરું લાલ ચૂમકિયું પડતું ગુલાબી બદન, એક ખભે હમાચો, બીજે ખભે જામગંરીવાળી બંધૂક, કેડે તલવાર, ભેટે જમૈયો. ઝતુની ને કેરીની ફાડય જેવી આંખ્યું. એવો એક મર્દ આદમી સરદારગઢને કેડેથી ભીંડોરા તરફ હાલ્યો આવે.

એણે આ ગોકીરો સાંભળ્યો. બંધૂકુંનાં ચંભા ફૂટતાં સાંભળ્યા અને બાવળની ઓથે આવીને જોયું. ધણુખૂંટનું ધીંગાણું જોતાં આદમી મોજમાં આવી ગયો. પણ ધાણીફૂટ બંધૂકુંથી ધણુખૂંટ ઢળતો જોયો ત્યારે પઠાણના રૂંવાડાં ઠરડાઈ ગયાં. ત્યાં તો સંધીઓ ગાયો માથે ત્રમઝૂટ લાકડિયો પ્રાછટીને હાંકવા માંડયા. ત્યારે પઠાણ આ નિર્દોષ જીવો ઉપર ગુજરાતો જુલમ ન સહન કરી શકયો.

ગેબમાંથી ફીરસ્તો ઊતરે એમ બાવળની કાંટયમાંથી કૂદીને ગાયો આડો ઊભો રહી સંધીઓને હાકલો કર્યો :

"ખબરદાર ! શયતાનો અબ ગૌવાં પર હાથ પડેગા તો સલામત નહિ રહેગા. મરદાનગી દીખાની હો તો હમારી સામને આવો!" સંધીઓ કહે : "તું કોણ છો ભા ! કયાં મુલકમાંથી આમ ઊતરી આવ્યો ? મુસલમાન લાગ છ. તારે ને ગવાંને શું મતલબ ! તું તારે રસ્તે હાલતો થા. નાહકની તારી બીબી તારા મુલકમાં રોતી રે'શે."

પઠાણ કહે : "મેં મુસલમાન હું. સચ્ચા મુસલમાન હું. બેગુનાહ ગવાંકો લિયે મરનેસે તો હમારી બીબી ખુશ હોગી. મગર તુમ્હારી સબકી બીબીકા ખ્યાલ કરકે ગવાં પર હાથ ઊઠાના."

લૂટારાના મુખીએ ઝાઝી લપનાછપનમાં માલ ન ભાળ્યો. એટલે ખંભે બંધૂક ચડાવીને પઠાણ ઉપર ભડાકો કર્યો. કુનેહબાજ પઠાણ ઈસારામાં સમજી જઈને બેસી ગયો. ગોળી ઉપરથી સનનન કરતી વહી ગઈ.

ત્યાં સુધીમાં તો પોતાની બંધૂકનું નિશાન લઈ લીધું ને પરભારી મુખી ઉપર વહેતી કરી. પહેલે જ ભડાકે ઢાળી દીધો. અને હજી બીજા સંધી બંદૂકના ઘા કરે તે પહેલા તરવાર લઈને દોડયો. બંધૂકું ભરવાની વેળા ન રહેવા દીધી. વીસની સામે એકલો ઝૂઝ્યો. પણ છેવટે સંધીઓએ ભાલે વીંધી નાખ્યો. પઠાણને લોહીના ફુવારા છૂટયા ને સંધીઓ ધણ હાંકીને ભાગી છૂટયા. ધણુખૂંટે કચરી નાખેલા ને પઠાણથી વેતરાઈ ગયેલા લૂટારા પડયા રહ્યા.

આ ધમસાણ વચ્ચે એક ગોવાળે દાંતથી પોતાનું બંધન કાપી નાખ્યું ને મુઠીઓ વાળી ભીંડોરા ભણી ભાગી છૂટયો.

એકકોર મંદિરમાં ઠાકોરજીની આરતીનાં નગારાં, ઝાલરો ને શંખ વગડે છે ને આહિર ડાયરો વરરાજા દલાનું સામૈયું લઈ બજારે હાલ્યા આવે છે. ત્રંબાળુ ઢોલ ધૂસકી રહ્યા છે. શરણાયુંના શેંસાટ મચ્યા છે.

ત્યાં બંધન કાપીને ભાગી આવેલા ગોવાળે સામૈયાની વચ્ચે વરરાજાની ઘોડી પાસે આવીને ધા નાખી :

"એ બાપા, ગજબ થઇ ગ્યો ! સંધીઓ આપણા ગામની ગાયું વાળી જાય છે. એક ધણુખૂંટ ને બીજો પરદેશી પઠાણ કામધેનુની વારે ચડયા પણ રણમાં રિયા" ગોવાળે ટૂંકમાં વાત કરી.

બારોટ સાથે છે. એનાથી બોલાઈ ગયું : "રંગ છે ગોધા! વળી રંગ તને પરદેશી પઠાણ! મુસલમાન છતાં ગાયુંની વાર કરી. બલિહારી બાપ તારી. હવે ભીંડોરામાં કોઈ ભડ છે? ગાયુંની વાર નહિ કરો તો તમારૂં નાક કપાણું કહેવાશે. આવે ટાણે આયરનો દીકરો તેગ ન તાણે તો તો આયરૂંનું આથમી ગયું ગણાશે."

ઘર જાતાં, ધ્રમ પલટતાં, ત્રિયા પડંતા તાવ;
તીનુ ટાણા મરણરા, કોણ રંક કોણ રાવ.

બારોટના પડકારા ને ગોવાળની ધા દલે કાને ધર્યાં. મીંઢોળબંધે સાંભળ્યા, સાંભળતાં જ દલાનાં રૂંવાડાં ઠરડાઈ ગયાં. શૂરાતનમાં એનો દેહ કંપવા માંડયો. ડાયરાને દુલો કહે છે :

"બારોટની વાત સાચી છે, ગામનું નાક કપાવા દેવું નથી. હું જ સંધીઓની વાંહે ચડું છું."

ડાયરામાંથી મોટેરા કહે : "દલા તું ઉતાવળો થામાં. પરણીને આવ્યો છો. તારાં પોખણાં પછી અમે લૂટારા વાંહે ચડશું.

દલો કહે : "પછી ચડો ત્યાં તો વેગડી વિંયાઈ જાય. એલા ગોકળી! ઇ હરામી કયે કેડે ગ્યા?"

ગોવાળ કહે : "સરદારગઢને કેડે."

પોખવા આવતા સામૈયામાંથી દલે ફટ ઘોડી વાળી, ઉપાડી મેલી સરદારગઢને પંથે. જાનડિયું વચ્ચે ગાડામાંમાં બેઠેલી દલાની પરણેતર આહિરપુત્રી કસુંબલ ઓઢણી સોંસરવી મીટ માંડી જોઈ રહી હશે કે :

ધ્રુસકે ઢોલે, અમારાં પીંજર પોખાણાં નહિ,

દલા છૌયાની ઘોડી તારોડિયો ખરે એમ ખરરર ઊપડી. ધણ હાંકીને સંધીઓ હાલ્યા જાય છે. એને લગોલગ આંબી અને દલે ત્રાડ દીધી કે : "ભાયડા થાજો!"

લૂટારાઓએ પાછું વાળીને જોયું ત્યાં તો મીંઢોળબંધો જોયો. એટલે કહ્યું કે : "જુવાન! પાછો વળી જા, તારી પરણેતર રંડાશે."

સંધી બોલતા રહ્યાં ત્યાં તો દલો સંધીઓ ઉપર ત્રાટકી ચૂકયો, ને પહેલે જ ઝાટકે એકનું માથું ઉડાડી દીધું. ઘોડીને કુંડાળે નાખીને બીજા ઉપર જનોઈવઢ ઘા કર્યો લુટારા મરણિયા થઈને દલા માથે ત્રાટકયા. ભાલા તરવારૂંની ઝડિયું બોલવા માંડી. દલો ઘવાતાં બમણા જોરથી લડવા માંડયો.

ધીંગાણામાં દલાએ ચાર પાંચને ઢાળી દીધા. બીજા ઘણાને ઘાયલ કર્યા. મરતાં ઊગર્યા એ ધણ પડતું મેલીને ભાગ્યા, દલાને અંગે ભાલા તરવારૂંના પંદરેક ઘા થયા છે. લોહી નીંગળતો દલો ગાયું વાળીને પાછો વળ્યો. ભીંડોરાની હદમાં આવ્યો. જ્યાં ધણખૂંટ ને પઠાણે ધીંગાણું ખેલેલ ત્યાં દલે ડુંગરની ટૂંક ખડેડીને પડયું હોય એવો ગાયનો પુત્ર વીંધાઈને પડેલો જોયો. પડખે પડયો છે પઠાણ બચ્ચો. એના દેહમાં હજી પ્રાણ છે.

દલાએ ઘોડીએથી ઊતરીને પઠાણને સલામ કર્યા. મરણને ઘડીક થંભાવી પઠાણે કોણીના ટેકે દેહને ઊંચો લઈ હાથ મિલાવ્યા ત્યાં તો બેયના દેહ લથડયા. ને ધણખૂંટના દેહ માથે ઢળી પડયા. ત્રણેય શૂરવીરોનાં શરીરની ગૂંથ બંધાઈ ગઈ ને રૂધિરો એકમેક થઇ ગ્યાં.

ભીંડોરા ગામના ગૌચરમાં કાનધેનુના સંતાનની ખાંભી છે. પઠાણના ફરજંદની કબર છે, ને આહિર-પુત્રનો પાળિયો છે. ભીંડોરાના લોકો ધણખૂંટની ખાંભીએ નીરણ (ઘાસ) નાખે છે. પઠાણની કબરને હિંદુઓ મલીદો ચડાવે છે. કાળી ચૌદશે દલાની ખાંભીને ગોળ ચોખા ઘી જુવારાય છે. આ ત્રણેય શૂરવીરોને ભીંડોરા ગામ હજી પૂજે છે.

*

સુણી અમણો સાયબો, સૂણે નગારાં ધીંહ;
જાવે પરદળ સાંવરો, જેમ સાદુળો સિંહ

# 'સિંહ'–શબ્દ અને નામાંત

નરોત્તમ પલાણ

'સિંહ' શબ્દનો સામાન્ય અર્થ, એ શબ્દનું ક્ષત્રિયોના નામ પાછળ લાગવું તથા ગુજરાતના રજપૂત રાજાઓના નામમાં એ ક્યારથી દાખલ થયો તેની સામાન્ય ચર્ચા અહીં છે.

'સિંહ' એક પશુવાચક શબ્દ છે. ઋગ્વેદમાં સિંહની ગર્જનાનો ઉલ્લેખ છે, આ ઉપરથી આપણે કહી શકીએ કે સિંહ એક ઘણી પ્રાચીન પશુજાતિ છે. એક કાળે સમગ્ર ભારતવર્ષમાં સિંહ હશે. ચાર પગવાળા બહાદૂર અને રૂપાળા પ્રાણી માટે 'સિંહ' શબ્દ કેવી રીતે આવ્યો તે પરત્વે પણ અનેક અનુમાનો છે. ભાષાશાસ્ત્રીઓ મૂળના 'હિંસ્' (હિંસા કરનાર) શબ્દનું ધ્વનિ પરિવર્તનથી 'સિંહ' થયાનું માને છે. શતપથબ્રાહ્મણમાં 'અરણ્યના ઈશ્વર' તરીકે 'સિંહ'નો ઉલ્લેખ છે અને તે પછી પુરાણકાળમાં 'સિંહ' શબ્દનો લક્ષણાથી 'પરાક્રમ' 'સુંદર' એવો અર્થ લઈ તેને ઈન્દ્રના પર્યાય તરીકે પ્રયોજવામાં આવ્યો છે. આ સાથે જ 'સિંહ' શબ્દનો પ્રયોગ 'શૌર્યવાન'ના અર્થમાં (નરસિંહ) 'સત્તા'ના અર્થમાં (સિંહાસન) 'સૌંદર્ય'ના અર્થમાં (સિંહકટી) 'મુખ્ય દરવાજો' (સિંહદ્વાર) 'મુખ્ય સ્થળ' (સિંહપુર) મુખ્ય હિસ્સો (સિંહભાગ) તથા 'શકરતી બનાવ'–'પરાક્રમ' કે 'વિજય'ના અર્થમાં (સિંહ સંવત) એમ અનેક પ્રકારે મળે છે.

'સિંહ' શબ્દ મુખ્ય નામ તરીકે પણ મળે છે. જેમ કે ગારુકલોમાં 'સિંહાદિત્ય' ગોહિલોમાં બારમો રાજા 'સિંહ' ચૌહાણમાં 'સિંહરાજ' અને જેઠવામાં 'સિંહ.'

સામાન્યતઃ આજે લગભગ સર્વત્ર રજપૂત પુરુષનામમાં નામાંત તરીકે 'સિંહ' મળે છે. અન્ય જાતિઓના નામો તપાસતાં 'સિંહ' નામાંત રજપૂતોની વિશિષ્ટતા જણાય છે. અહીં એ વિચારણીય છે કે રજપૂતનામોમાં 'સિંહ નામાંત તરીકે ક્યારે પ્રચારમાં આવ્યો ?

અહીં 'રજપૂત' શબ્દથી આપણો મતલબ ક્ષત્રિયો સાથે છે, જો કે અસલનાં 'ક્ષત્રિયો'માંથી જ કાળક્રમે 'રજપૂત' બનેલ છે કે નહિ તે આપણા ઈતિહાસની એક સમસ્યા છે. 'ક્ષત્રિય' શબ્દની તુલનામાં 'રજપૂત' શબ્દ ઘણો અર્વાચીન છે. ક્ષત્રિયો ભારતમાં રાજકર્તા હતા એટલે 'રાજપુત્ર' ઉપરથી 'રજપુત' આવ્યાનું સ્વીકૃત છે એટલે ક્ષત્રિય અને રજપૂતને એક ગણી 'સિંહ' નામાંતની નોંધ લીધી છે.

ક્ષત્રિય નામોના સ્પષ્ટતઃ બે વિભાગ પડશેઃ રામાયણ, મહાભારત અને પુરાણોમાં પ્રાપ્ત ક્ષત્રિય-નામો તથા ઐતિહાસિક સિદ્ધ થઈ શકે છે તેવા પાર્શ્વનાથ, મહાવીર, બુદ્ધ આદિથી શરૂ થતા ક્ષત્રિય નામો. નોંધપાત્ર એ છે કે નામાંત તરીકે 'સિંહ' શબ્દનો સૌથી પહેલો પ્રયોગ ભગવાન બુદ્ધના નામમાં મળે છે! ભગવાન બુદ્ધ શાક્યવંશી ક્ષત્રિયકુળમાં જન્મેલા હોય તેમને 'શાક્યસિંહ' એવું નામ આપવામાં આવ્યું છે. ઈતિહાસની નજરમાં 'સિંહ' નામાંતનો આ પ્રથમ પ્રયોગ છે. પરંતુ 'શાક્યસિંહ' એવા પ્રયોગ પછી લાગલાગટ છસો, સાતસો વર્ષના ગાળામાં અન્ય એક પણ 'સિહ' નામાંત પ્રાપ્ત નથી તે છેક જૂનાગઢના અશોકના શિલાલેખમાં પાછળથી કોતરાયેલા વિદેશી ક્ષત્રપરાજવી 'રુદ્રસિંહ'ના નામમાં 'સિંહ' ફરીવાર નામાંત તરીકે મળે છે! 'ક્ષત્રિય' અને 'ક્ષત્રપ' બન્ને એક કે જુદા તે પરત્વે પણ હજુ મતભેદ છે, પરંતુ આપણે નોંધવું રહ્યું કે 'સિંહ' નામાંત વિદેશી રાજાઓના નામમાં પણ પ્રાપ્ત છે.

'રુદ્રસિંહ' પછી સિંહ નામાંતનો પ્રયોગ ઈ.સ. ૪૦૭માં દક્ષિણના ચૌલુક્યવંશી રાજાઓમાં 'જયસિંહ' એવો મળતો હોવાનું શ્રી ગૌરીશંકર ઓઝા નોંધે છે. સૌરાષ્ટ્રના વલભી રાજાઓમાં ઈ.સ. ૫૦૨માં 'દ્રોણસિંહ' એવું 'સિંહ' નામાંત પ્રાપ્ત છે. આ સમય પછી



[અનુ. પૃ. ૫૩૨

# ભક્ત આંબેવ

પુંજલવાળા

આંબા ભગતની વાણીની સાથે એમના જીવનમાં પણ સહેજ ઝાંખી કરવા જેવી છે.

ચુડા (સોરઠ)ના વૃદ્ધ માણસોએ તેમના મોટેરાઓ પાસેથી સાંભળેલી કે ભગતને પ્રત્યક્ષ જોઈ ને કહેલી વાતો મેં પણ સાંભળી છે. ને મારી રીતે એ બનેલા બનાવો ઉપર વિચાર કર્યો છે. આપ સમક્ષ થોડું આ ભક્ત કોટિના દિવ્ય આધ્યાત્મિક જીવનનું રસાયણ રજૂ કરવાનો આનંદ છે.

આંબા ભગત ચુડાની બે સાંતીની જમીન ખેડતા ખેડૂ હતા. હાથમાં રાશ લઈ બળદને સાંતીડે હાંકતો કોરી આંખો, કુદરતના ગેબી ભેદો તરફ દૃષ્ટિ ફેરવતો. ત્યારે આવી ભાવુક અને ભક્તિસભર વાણીની સરવાણી ફૂટતી.

કહે છે કે–શિયાળા, ઉનાળા કે ચોમાસાની ગમે તેવી ઋતુમાં ભગત એમના ખેતર પાસે આવેલા બાજુના ગામ સાંકરોળેશ્વર અચૂક જતા. ત્યાં સાંકરેશ્વર મહાદેવના દર્શન કરતા. થોડો વખત પછી બાજુમાં બિરાજેલા કુબેરેશ્વરના મન્દિરમાં એ એકધ્યાન થઈ જતા.

આવો ક્રમ બાર બાર વર્ષ સુધી ચાલ્યો હતો. કંઈક જીવાત્માઓનો આયખો જંગલમાં અવળગુલાંટીયા મારતા વાંદરાની જેમ વિતી ગયો, જ્યારે આંબેવ તો એના જીવન પંથને નિશ્ચિત ધ્યેય તરફ વહાવી રહ્યા હતા. એમના અંતરમાંથી જેતી વાણી જીવન સરિતાના વહેલા સમયમાંથી અમૃતધારા જેવી મિઠીમધમધની હાલી જ જતી હતી.

સાંકરોળાના રોજ રોજ ધક્કા ખાતા ભગતને બાર વર્ષ વિત્યા પછી વિચાર આવે છે. "શંભુ" ને તો જ્યાં સમરું ત્યાં એ ભાવનાથી બિરાજે. મારા આ કાંઠી વાળા ખેતરમાં કંકર પણ શંકર જ છે.

આજ કુદરતે જાણે સહ ફેરવી. આંબેવનાં જીવન નાવને એક નવી જ દિશા આપવા નક્કી કર્યું લાગે છે.

પોતાના ખેતરમાંથી એકલિંગ આકારના પથ્થરને ભગતે હાથમાં લીધો છે. આભ અને ધરતીની વચ્ચે ઉભેલા આગ સનના માનવીએ ભોળા ભાવે સંકલ્પ કર્યો છે. "આજ મારો ભોળો નાથ" પછી તો એક ઠીકરાની નાળ્ય ગોતી. પણીહારાના કેડિયાના ખિસ્સામાં કાયમ રહેતા બે ગાંઠા ધૂપનાં કાલા. ઠીકરામાં થોડાંક સૂકા લાકડાનાં કરગઠીયાં વિણીને મુક્યા. ચકમક કરીથી દેવતા કર્યો. માથે ધૂપ ભભરાવ્યો. ખેતરમાં સુગંધ પ્રસરી ગઈ. (દેવન કાં દેવતાં) ધૂપ ઘમઘમ્યાં અને આંબેવની નાડીએ નાડીમાં ટાઢક વળી ગઈ. ભજન ઉપડ્યું :–

લગી પરમ ઘટકી, સદાશિવ લગી પરમ ઘટકી;
આપ વસી મેરે ઉરમેં સિદ્ધેશ્વર રૂપે સટકી–ટેક
ઓપે અસમાનમેં મંદિર મંદિરયું. ઘટ નહિં ઘૂમટકી
થનન થનન એરી ઘંટ ઘેરૂરે, બની શોભા સોરઠકી
મહાદેવ મણી ઝળમળ ઘણી, શોભા રૂપ સુગટકી;
મોતીની માળા કરે ધરી, રહી કટે કટારી લટકી
લે લગની મારે હૃદય રટણકી, જંખના ઝટપટકી;
આવો નો તુટે એક તારે, અંતરમેં જેમ સુરત નટકી

તત્ત્વદર્શનની ભાવુક ભાષાનો વ્યાપ કેવો વિશાળ રીતે વિસ્તર્યો છે?

પરમ તત્ત્વની હવે "લગન" લાગી છે. એ આકાર, સદાશિવનો છે. આજ મારા ઉરમાં હે સિદ્ધેશ્વર તમારી "સટકી" (એક ચિત્ર લીટી જ હશેને!) લાગી છે. પછી ભાવનાઓ ઉદાત્ત બની છે. વિશાળ આભ અને ચોગર્દમ ધરતિનાં છુટા પટ વચ્ચે ઉભેલા શ્રમજીવી જ્ઞાની સંત જ આ લખી શકે.

મંદિર છે પણ વાહ,! આસમાનમાં એ શોભી રહ્યું છે. એના ઘુંમટને ઘેરાવો નથી. "ઘટ નહિ

ઘૂંમટકી." હવે આવા મન્દિરમાં ઘંટારવ થઈ રહ્યો છે. મને લાગે છે સમાધિયોગમાં સંભળાતો આ ઘંટાવર જ હશે જરૂર. અને પછી આંબાભગત સોરઠની આ મહાદેવ મૂર્તિને શોભા રહેતા લાગે છે. અન્યાર્થ ઉપર લક્ષ આપીએ તો મહાદેવ મંદિર, એનું વર્ણન, એ જે ભાષામાં મુકાઈ રહ્યું છે એ "વાણી" પણ સોરઠની શોભા જ બની રહી છે.

ફક્ત ખેતરમાંથી મળેલા લિંગાકાર કંકર ભગત હૃદયને ઝળાહળાં થતા મણી સમાન ભાસે છે. અને પછી તો માનસિક સ્વરૂપ દર્શનની કેવળ કલ્પના જ છે. માથે મુગટ છે. ગળે મોતીની માળા છે. કેડે કટારી છે. આવા રૂપની મારા હૃદયમાં લે લગની છે. રટણની એ લે (તાલ) લાગી છે. અને તમારા સાથેનો મારો મેળાપ ઝટપટ ઝંખું છું. મારે એકતાર થઈ નટની દોર ઉપરની સુરત ધ્યાનની જેમ તમ સાથે એકતાર થઈ જવું છે.

આ ભક્તિની ભભક હવે છાની રહી નથી. ચુડાના સારા સારા માણસો સીધા સાદા આંબા ભગતને ઘરે રોજ રોજ રાત્રે સત્સંગ કરવા આવવા માંડ્યા છે. ભગત વાતવાતમાં ગુરૂ ભીમગરજીને ટાંકે છે.

એમાં એક દિવસ જેતપુરના દરબાર જે ચુડાના ગામધણી હતા. એ ચુડામાં આવ્યા છે. વેપારી મહાજને, મોટેરા પટેલીયા ડાયરાએ, દરબાર પુંજાવાળાને આંબા ભગતની ભક્તિની વાતું કરી માહિતગાર કરી દીધા, ને શ્રદ્ધાળુ કાઠી મનોમન એક વિચાર કરી બેઠા છે.

બીજે દિવસે સવારમાં ખળવાડય તરફ પુંજાવાળા એમના અમીર ઉમરાવ કણબી પટેલીયાઓ અને ડાયરા સાથે જઈ રહ્યા છે.

વણકર વાસની બાજુમાં રસ્તો છે. આઘેરાંક એક ટોળું ઊભું છે. દરબારને, સાથેના માણસોમાંથી કોઈકે કહ્યુંઃ બાપુ! ઓલ્યા વણકર ઊભા એની વચ્ચોવચ્ચ આંબો ભગત પણ છે.

થોડાંક નજીક જઈને જ્યાં બધા જુએ છે, ત્યાં ત્રીકમ, પાવડા, કોદાળી હાલે છે. આઠ દસ નાડાવાં જમીનમાંથી મોટા મોટા પાણાં ખોદાય છે. અને નવી ભરતીના સુંડલા ઠલવાય છે.

દરબારે પાઘડીનો છેડો ગળે લઈ જઈ ભગતને શ્રધ્ધાથી પગેલાગણું કર્યા. 'બાપ! બાપ! ગામધણી' કહી ભગતે નમીને રામ રામ કર્યા.

પુંજાવાળાએ પૂછ્યુંઃ આ શું ખોદો છો? ભગતે જવાબ આપ્યો. બાપલા! આ વણકર છોરૂંડા હેરાન થતા હતા. એની સાળના ખીલા આ ભોમાં ખુતતાં નથી. હું નિકળ્યો તો મને વાત કરી. મેં કહ્યુંઃ લાવોને બાપાં થોડીક મહેનત કરીએ. અબઘડી જમીન પાણા વાળી છે તે પોચી કરી વાળીએ. તે આ ઈ દાખડો કરવાનો આનંદ લઈ છી બાપલા ..!...

પુંજાવાળા ભારે વિલક્ષણ રાજવી હતા. એમના મનમાં ગઈ રાતનો જે વિચાર ગૂંથાયો હતો એ શ્રધ્ધાથી આ સીધા સાદા પણ તેજસ્વી ભગત સામે મુકી દીધો.

ભગત, રાતે મને મનમાં એવું થયું કે આ પરવાડયની આજુ બાજુ ક્યાંક મહાદેવનું મંદિર બાંધીએ એમાં શિવલિંગ પધરાવીએ. આખા ગામમાં ઉત્સવ કરીએ. ત્યાં તમે મળી ગયા. આપની ઇચ્છા હોય તો "મુરત" આપો.

આંબેવની આંખમાં તેજ આવ્યું. એ તુરત બોલ્યાઃ અરે, મારા બાપ! તમ જેવા ડાહ્યા માણસ શિવ પધરાવવામાં વળી 'મુરત' ને એવુ એવું શું જોવરાવે? સારા કામનું અટાણે જ સારૂં પરિયાણુ છે.

લ્યો લ્યો મારા બાપ, તમેય આ વણકર છોરૂડા સારૂ હાથમાં કોદાળી ઉપાડો. મહેનત કરશે – આવા મોટા માણસ ને પરસેવો પાડશે તો આંયા તો નકરા પાણાં જ છે. એકાદ તમને ગમે એવા કંકર ને 'શંકર' આપડી ભાવનાથી કરી દેવા... લ્યો થાવા ધો.

દરબારે ખરેખર હાથમાં કોદાળી લીધી. અને પ્રેમદિવાના આંબેવે કહેવા માંડ્યું. કાઠી ડાયરો છો ને? સૂરજના સંતાન આ ભળહળતા ભાણનાં.. કિરણોનાં

પ્રકાશમાં હમણાં બાપલા શિવલિંગ જડયું જ માનો ! કહીને ગરબી ઉપાડી :

"મારા મુક્તિ તણાં મદાર, સાચા સુરજ છે શીરોમણી
અર્ક ઉદે થયાં જુગ બ્રહ્માન્ડમાં, એનાં અંજવાળા
અનોપ અપાર, સાચા સુરજ છે શીરોમણી
ગુરૂ ભીમગર આંબેવને, ભેટતાં લખ્યા નદાવા
નરખે નીરાંત, સાચા સુરજ છે શીરોમણી

o o o o

ભીનલો વાન, કપાળમાં પરસેવો છે. હાથમાં ત્રીકમને વાજીંત્ર બનાવી હિચમાં હિંચકે છે. કાયાના રોમેરોમમાંથી કિરણ છૂટે છે. મનોભાવમાં શંકરજીને સુર્ય-તેજમાં ઉપસ્થિત થવાની વિનવણી છે.

આમને આમ ભાવ-સમાધિ લાગવા માંડી છે. એની અસર સ્પષ્ટપણે સૌને થઈ છે. પણ દરબાર તો આ રટણાયે રંગાઈ ચુકયાં છે. ત્રીકમનાં ઘા ઝીંકતાં એમનાં હ્રદય કમળમાં આંબેવની સચોટ વાણી અને માગણી ઊતરી રહી છે. પોતે પણ એ રસમાં તરબોળ થઈ ગયા છે. પછી તો ભગત આંબેવ અને દરબાર પુંજાવાળાની સ્થિતિ આવી થઈ રહી છે–

"ઘર દિવાર દર્પણ ભયો; જિત દેખુ તિત તોય.
કંકર, પથ્થર, ઠીકરી, ભઇ આરસિ મોય"

ઘર દિવાલો અને જ્યાં નજર પડે ત્યાં કાંકરા, પથ્થરા ઠીકરાં – બધાં અરીસા બની ગયાં છે. જ્યાં પોતે પોતાને જ (યથાર્થ સ્વરૂપે) જુએ છે. ત્યાં પોતે એનાં ઠાકરને (પોતામાં) જોઈ રહ્યા છે.

ભગતની દૃષ્ટિ, ભકિત અને પ્રેમ ભાવનાનું પુંજાવાળામાં આરોપણ થયું. એમની મનોભૂમિકા તૈયાર હતી.

અને પુંજાવાળાએ અવાજ કર્યો. સંત ! આંબેવ આમ જુઓ ! મને ભોળો જડયા !

ભગતે જોયું. લોકો સ્તબ્ધ થઈ જોઈ રહ્યા હતા. ક્રિયા સામાન્ય હતી. સ્વાભાવિક હતી. પણ જે રીતે ઘટી એ વાત અનોખી હતી. અવર્ણનીય આધ્યાત્મિક હતી.

દરબારની આંખમાં આંસુ ઉભરાય છે. હાથમાં એક શિવલિંગ આકારનો કંકર છે. એમની ઉપર અશ્રુનો અભિષેક થઈ રહ્યો છે.

ભગત બોલ્યા : બસ બરોબર મારા બાપલા ! હું એ જ કહેતો હતો. આ દિવસના પ્રકાશમાં, તમે સુરજનાં સંતાન. જ્યાં ભાવથી, પ્રેમથી "શંકરજી" ધારો ત્યાં એ છે જ. અરે ! એ તત્ત્વ કયાં નથી ? આ મહાદેવ જડયા એટલે એમનું નામ "જડેશ્વર" રાખવામાં આવ્યું. આખું ગામ ઉમટયું. જડેશ્વર મહાદેવની પ્રતિષ્ઠા થઈ. આજે ચુડામાં જડેશ્વરનું મન્દિર આ ઘટનાની સાક્ષી પૂરે છે.

આંબેવને તે દિવસથી ખેડુ તરીકેના રાજ હક્કમાંથી મુક્ત કરવામાં આવ્યા હતા

ભોળો ભગત તો. મંદિરમાં શંકર સામે હાથ જોડી આંખમાં આંસુ લાવી, તેમની સાથે પણ વાતોએ વળગી જતો. નાથ ! મારા સ્વામી, તમે તો ભારે કરી ! મારા સાંકળેશ્વરના ધક્કા મટાડયા. મને થયું તમે ખેતરમાં હોતો "હું અને તમે" આપણે બેય ગોઠડી બાંધીએ પણ ત્યાં તમેતો આ દરબારના હાથે ઠેઠ ગામમાં આવી ગયાં ! લ્યો–

હવે ? હવે ! તો કહી સંત ગાવા માંડતા :–

પતિત પાવન પાદરમાં પ્રગટયાં, દક્ષિણાદી ડેલીએ
હવે હું હાંકલી નહિં રહું,
હરખમાં જોયા વિનાની નજરીએ
દરશન કરવાની મારે દશા આવી,
મેલી આળસ એકલીએ–
એવી મરમાળી સુરતી આવી છે "નજરે,"
મોહ ચડી કેમ મેલીએ–
અવિચળ મન જેનું અડગ એ નસે,
સ્થિર રહુ થાંભલીએ–
અનેક જન્મનાં અંક સરભર કરે,
ભોળાં ભલાં ભલીએ–
મહેરબાની રૂપી મારે મેહુલીઆ વરસ્યાં,
આનંદની એલીએ–
આંબેવને ગુરૂ ભીમગર ભેટયાં;
હરખે હલમલીએ–

# નાગદમન

સં. દાદાભાઇ જે. વાળા

[૩૦ વર્ષ પહેલાં ચલાળા પાસેના ટીંબલા ગામે શ્રી. કાનજીભાઇ બારોટ રહેતા. એમની પાસે રઘુનાથ રૂપક નામનો પિંગળનો ગ્રંથ હતો. એમાંથી કેટલાક મિત્રો મળી છંદના માપમેળ લઘુગુરૂ સમજતા જઈને છંદ રચતા. એવો એક 'નાગદમન' ઉપર રચેલો છંદ અહીં રજૂ કર્યો છે. ઉચ્ચ શિક્ષણના ભણતર વગર અને આપમેળે લગભગ વીસેક છંદોમા રચેલું એક ગીત રજૂ કર્યું છે. –સં.]

(દોહા)

શારદા સમરું સ્નેહથી, ગજાનન ગુણ ધામ;
કર જોડી નમણ્યું કરું, હરદમ પૂરો હામ.

જ્ઞાનદેવ ગુરુને નમું, દાતા દીન દયાળ;
કૃપા અમ પર કીજીએ, પોતાના પ્રતિપાળ.

કૃષ્ણ પવાડો જે કીયો, કાલી સાથ કરાલ;
નરહરિ નાથ્યો નાગને, વર્ણન કરું વિશાળ.

(ગીત જાત અર્ધભષ)

જદુપતિ આય જમના તીર, બહુ ગોપબાલ ને બલવીર,
દડુલો રમે દોટાદોટ, જબ્બર કરે જોટા જોટ.
ઉલાળે ગેંદ ઊંચો એમ, જાયે નીર મધ્યે જેમ.
ફેંકે ચડાવીને ફેર, ઘેર્યો ગેંદ બાંધી ઘેર.

(ગીત જાત ગજગત)

કાનડ કોડડે જી, હરજી હોડડે જી, દડુલો દડદડે જી, ઝટપટ જઇ પડે.

જઇ પડે ઝટપટ નીર જમુના, વાસ કાળી જ્યાં વસે,
નિર્મળ ઝેરી કીયો નીરને, રાજ વિષધર ના ખસે.
ગોપબાળ કહે ગોવિંદને લાવો દડૂલો લાલજી,
તત્કાલ થઈ તૈયાર ત્યારે કદમે ચડિયા કાનજી.

(ગીત જાત ધમાલ)

ગોપ ગોપીજન અને ભાંભરત સૌ ગાવડી,
શ્યામ વિણ ઝૂરે છે સાથ સઘળો ગોવિંદ કયાં ગયો;
નંદબાવા ઝૂરે કાનના નેહથી,
પ્રભુજી ઝીયો તે કોપ પ્રબળો આ કરમ કયાં છે કીયો.

(ગીત જાત ઉમંગ)

કહે બળદેવ "ન શોક કરો, ધરણીધર એ અવતાર ધર્યો,
ખુદ નારદનો ઉચ્ચાર ખરો, કહ્યું ગર્ગે એનો ખ્યાલ કરો."

વાલો આવે કાળી વાસે, પેખી નાગણ આવે પાસે;
આવ્યો બાળક કયાંથી આ છે, નાગલોકથી સર્વે નાસે.

(ગીત જાત સેલાર સિદ્ધિ અલંકાર સાથે)

બોલે નાગણ, "કોણ તું બાળા"? ગોવિંદ કહે "હું ગૌપ્રતિપાળા."
"ગાંડો થા મા ગૌપ્રતિપાલક, બાળક છો તું નાનો બાળક."
"બાળક છું પણ કદિ ન બીનો" રામા બોલી "કહાં રહીતો?"
કૃષ્ણ કહે "તું ભૂલી કામા, ધામ વસું હું ગોકુળ ધામા."

(ગીત જાત ગોખો)

ના... "દિનબાળ ભૂલ્યો દીસ, શત્રુએ મેલ્યો સરીસ,
કહું દેખે કાલીસ, ના રહીશ, ના રહીશ."
કૃ..."ભૂલ્યો નહીં રાહ ભામ, અરી-કયે નવું આમ,
કાટુ શીશ નગ કામ, હૈયે હામ, હૈયે હામ."

(ગીત જાત સતખણો)

"વડય તારી નહીં નાગ, વદુ હું, કાળનો કાળ કાળી,
જંગે સાપ ક્રોધાળ જોતાં, ભરખી જાશે ભાળી,
રે વનમાળી, રે વનમાળી માન્ય તું મારું."
"કરું પવાડો" કૃષ્ણ કહે છે. "જગાડ કાળી જીતું,
અખાડો કરું ઘણો અટંકો, રાજવટ તણી રીતું.
રે રણ જીતું રે રણ જીતું."

(ગીત જાત જડમુકુટ)

ના. "લખ સવાનો હું હાર આપું લખ, રખ વેઢ વીંટી તું પરખ."
કૃ. "ચખ જોયા હાર, ઘણાં મેં ચખ, મખ જો નાગણ બોલ મખ."

(ગીત જાત અમેળ)

"રૂપ તારું રઢાળા અતી રાજે, વળી સુંદર વેશ ભ્રાજે કોણ માત તાત કહે.
લાગે લાડીલો છોડય ચીલો, અરી ઝેરીલો એહ,
હોમાં હોશીલો, માત મીલો, વદે વેગીલો વળી,
કાળા કોડીલો, છે શોભીલો વન વડીલો વેહ".

(ગીત જાત ચોટીયો)

ના. "બંધવ છો તમે કેટલા બાળા, માન વગરનો માનું."
કૃ. "ભ્રાત બળદેવ મુજ છે ભારે, જનુની પ્યારે જાણે.
અખાડા કાજે આવ્યો અટાણે."

(ગીત જાત મંદાર)

પગ ચાટયા મૂછો પંપાળી, ક્રોધ કરતા જાગ્યો કાળી,
ક્રોધાળા દીસે નેત્રો કાળી અટંકો એમ આખવે;
"કેમ જગાડયો નાગણુ કે'ની" ઉભી રૂવાડી થઇ છે એની,
"દરસો દ્વારે આવીયો વેરી, ભેટવા તમસુ ભાખવો.

(ગીત ચિત વિલાસ)

"પતિ પ્યારા રે પતિ પ્યારા, જંગે જુધ્ધ જીતનારા,
બાળક આવ્યો નાનો બોલકણો, કાઢે વેણુ અકારાં રે પતિ પ્યારા.
વાદીલો એમ વદતો વેણુ ખમું કેમ હું ખારા રે પતિ પ્યારા."

દોહા :

જોયા નાગે જદુપતિ, છોટી વયે સધીર;
શ્યામ રંગ સ્વરૂપ ઘણુ, બંસીધર બલવીર.
એમ જ કાળી આખવે, "ગ્રહે જા ગોવાળ,
દેખી તુજને આવે દયા, બોલુ સાચું બાળ."

(ગીત જાત કૈવાટ.)

કૃષ્ણ કહે, "નવ ડરું હું કાળી, પગ ના દઊં પાછો,
નાથી તુજને નક્કી નમાવું, શૂર જાણુ મું સાચો."

(ગીત જાત ચિત હીલોળ)

મહા વિષધર ને ધર મોરલી, બાધીયા બળવંત,
અહીપતિએ શ્યામના અંગે વીંટયા દેહ વળંત
તો બળવંત જી બળવંત બન્ને યુદ્ધમાં બળવંત.

(ગીત જાત પાલવણી)

બેઈ બળવંત આવ્યા બાથે, શ્યામ લડે છે કાળી સાથે
મારે પ્રભુને ફેણુ માથે, હરિ મારે છે મુઠ્ઠી હાથે.
ભુજંગ અંગ પ્રભુને ભીડે, શ્યામ લધ્યા છે મહા શરીરે,
પાટા મારી વિષધર પીડે, આમ લડે છે જમના નીરે.

(ગીત કવિ હીલોળ)

પગ મારે કાનો ફેણુ પરે, ભુજંગ મુખથી અતી શ્વાસ ભરે,
ભુજંગ ઘણાં ઉચ્છવાસ ભરે, કાન પગે મારી પ્રહાર કરે.

(ગીત જાત ત્રિપંખો)

જંગ જાતીયો હુવા ઝપાટા, ઘનઘોર જયું બાદલ ઘાટા
ફેણુ લઇ હજાર, નાગ ફુંફવે.

(ગીત જાત મનમોહ)

એક એકને આંટવે, ભુજંગ ને ભગવાન, લડે પડે ને લસથડે બેઇ મહા બળવાન.
બળવાન બેઇ મહા બથું લઇ બાધિયા, હટે નહીં એક એકથી હોડે,
પ્રભુએ જોર કરી પતંગને પછાડયો, મોહન નાગનું માન મોડે.
નંદલાલે પછી નાગને નાથીયો, જોઇને નાગણું હાથ જોડે,
વળી તો વનીતા કરે છે વિનતિ, છતાંય શ્યામ ન નાગ છોડે.
"અપરાધી હુઆ અમે, દામોદર દયાળ,
જાણ્યા વિના જદુનાથજી, ગણ્યા મેં ગોવાળ."
"ગોવાળ છો ભગવંત પ્રતિપાળ ગોવિંદ, દયા કૃપાળુ અમ પર દાખિયે,
અપરાધી અમે ન ઓળખ્યા આપને, રંક જાણી કૃપા તો રાખીયે."

(ગીત જાત જડળુપત – નેત્ર પાલવણી)

"કરો દયા ઉત્પતિ, સ્થિતિ અંતઃકરણ વ્રજજન કેરા દુઃખ વિદારણ"
વદે એમ નાગ વનીતા, તવે આરજ એમ ભવ તારણ

(ગીત જાત હંસાવળો – સ્તુતિ.)

પરવતરા ધરણ, ધેનુરા પાલન, રસિરા રમણ વ્રજરા રાજ,
નંદરા બાળ, નાગરા નાથણ, શેખરા વીર ગુણરા રાજ,
બળીયા બંધણ; દીતરા બાળક, ધર રામગણ, જગરાધાર.
કુંજારા કરણ, દૈતરા કાળ, સીયરા પતિ વેદરા સાર.
ખળરા મારણ, ખટરા બેધણ, રવિરા વંશરૂપ અભિરામ.
ભગતરા પાળણ, જગતરા તરણ; સમદરા મથણ નમો હું શ્યામ.

(ગીત જાત તંબકડો)

દમણ કરી નાગ આવ્યા દામોદર, પીતાળ મેં હી અરી પઠાયો.
નંદ, જસુમતિ, બળદેવ નીરખે, વ્રજવાસીએ શ્યામ વધાયો.

(ગીત જાત સાવજડો)

ગૃહે ગૃહે આનંદ છા ગયો, નાથ્યો શ્યામે નાગ.
વ્રજ વાનતા લ્યે વારણા, આનંદ ભયો અથાગ.

–: દોહા :–

પઢે સુણે જો પ્રેમથી, ગંજન અહીના ગીત,
સ્વર્ગ મહીં તે સંચરે, પુરાણે છે પવિત્ર.

સવંત હોય સહસ્રને, વીર કહું ગુરુવાર,
ભાદરવી નવમી ભણાં, પક્ષ શુકલ પુરવાર.

કવિતા તંઇ પૂરી કરી, સુણજો જન સહુ કોઇ,
શીખો, દાદો યું ભણે, હાથે કાનો હોય.

કવિતાના પૂરા કવિ, આગે થયા અનેક,
રાજી સતને રાખવા કીધી કવિતા એક.

# ગારૂડીઓનો આદિ પુરૂષ જેસલમેરનો કુંવર ભેરીઓ

જયમલ્લ પરમાર

"માગ માગ બચ્ચા! તારા ઉપર પ્રસન્ન છું."

ઘેર શેર માટીની ખોટ છે મહારાજ! બીજું તો જેસલમેર જેવું રાજ અને આપને પરતાપે દોમદે મા સાહ્યબી છે."

"આ લે આ ભભુતની ચપટી. તારી રાણીને પાણીમાં પાઈ દેજે. દીકરો અવતરશે દેવના ચક્કર જેવો, પણ ગારૂડી થાશે. આ લે આ બીજી ચપટી, બીજો દીકરો અવતરશે. એ તારૂં રાજ સંભાળશે.

જેસલમેર રાજવી મુળુ ભટીને ત્યાં આમ યોગીની કૃપાથી કુંવર અવતર્યો પણ જોતાવેંત નજર લાગી જાય એવો. નામ પાડયું છે ભેરિયો.

હજી ઊગીને સમો થાતાં થાતાં તો ભેરિયો શડાંની મોરલીઓ બનાવે. ભાઈબંધોની ટોળી જમાવે ને ગારૂડીના વેશ ભજવે. ભેરિયો પંદરેક વરસનો થતા જુવાનીના ડાળ ફુટવા માંડયાં. રૂપ રેલાવા માંડયું. સોનાની ચાખડી, ભગવા રેશમની કફની અને માથે રેશમનો ફટકો ને કલગી, હાથે હિરા જડીત મોરલી. પાકો ગારૂડી બની ગયો. કાજળ આંજેલી એની કામણગારી નજર પડતાં જ જાણે જીવમાત્ર મોહી પડે છે. પણ પિતાએ દેશવટો દઇ દીધો. પાટવી કુંવરને સાપના ખેલ શોભે ?

પાછમાઈ ડુંગરની એક છીપર ઉપર ભેરીઓ આડે પડખે થાતા નીચેની ગુફામાંથી ચેલાઓને લખગુરૂ વિદ્યા શીખવે તે કાને પડતાં મંત્ર સાધનામાં પાકો થયો. ગુરૂ પાસેથી દીક્ષા લીધી. પણ ખેચર, ભુચર ને અગોચરનો સંચરનારો બન્યો.

ભેરીઓની મોરલીએ નાગ માત્ર ડોલી ઊઠે છે ને વશ વર્તે છે. એકસોને ચાલીસ જેટલા જુવાન ગારૂડીઓનો સંઘ જમાવીને ભેરિયો મલક માથે ભુરકિયું છાંટતો ફરે છે.

હજી મૂછના મહર તો ફૂટના આવે છે ને સાભળ્યું કે શેષાપાટણની સગઈ સંગાર નામની સુંદરીએ નવસોને નવાણું નાગ નાથ્યા છે ને જેવી સુંદરતામાં એવી જ સાધનામાં પ્રવીણ છે. એટલે શેષાપાટણ જઈને ભેરીએ પડાવ નાખ્યા.

સામસામી વિદ્યા સાધનામાં સગઈ સંગાર ભેરીઆ સામે મહાત થઈ. ને આ ફૂટતી જુવાનીવાળા ગારૂડી ઉપર મોહી પડી.

"ગારૂડી આ ભેખમાં જોબન કેમ કરીને જીરવાશે ભેરીઆ?"

"એ તો જેવાં તમારાં જીરવાશે એવાં જ અમારાં, સુંદરી! એમાં અમને શું પૂછો છો? તમને જ પૂછોને?"

ધરતી માથે આભ ઝળુંબે એમ સગઈ સંગાર ભેરીઆ માથે ઝળુંબી રહી.

"ભેરીઆ! અમારા એક વ્રત તમારે પૂરાં કરવા પડશે."

"બોલી નાખો સુંદરી! ખેચર, ભુચર અને અગોચરમાં ભમીવળીને મારા ગુરૂના શીખવેલા સિદ્ધ કરી બનાવીશ."

"નવસો ને નવાણું નાગને મેં નાથ્યા છે ભેરીઆ! એક ભુજિયા નાગને નાથવાની અબળખા છે. એને નાથી આવો એટલે ઘડીઆં લગન લઈ નાખીઈં."

ભેરીઓ તો પોતાની મહુવરથી મલક આખાને મોહ પમાડતો પહોંચ્યો મારવાડમાં. ભાર છે ભુજિયાના કે ભોણમાં ભરાઇ રહે? આવ્યો ભેરીઆની મોહીની મોરલી માથે સુપડા જેવી ફેણ માંડી ડોલવા.

'માગ માગ ગારૂડી! જે માગે તે આપું!

'માગું છું તને નાથવાનું.'

'મને નાથીને શું કરશે ?'

'તને નાથીને સગઈ સંગારને વરીશ.'

'તું ભેરીઓ જેસલમેરનો રાજકુંવર તો નહિ ?'

'એ જ હું ભેરીઓ. ભુજિયા ?'

ને ભુજિયો ભાગ્યો. પણ ભેરીયો છોડે ? ભુજિયો લખગુરૂ પાસે પહોંચ્યો. ગુરૂ કહે દરિયો ઉતરીને કચ્છમાં ઉતરી જા. ભુજિયો ઉતર્યો સૌરાષ્ટ્રમાં નાગનીબંદરથી દરિયા માર્ગે કચ્છના આજના નાગ બંદરે ઊતર્યો. ભેરીઓ દરિયો વળોટયો ને તાકાત માંડી ઘટવા. એને અભિશાપ હતો.

આજના ભુજિયા ડુંગરમાં ભુજિયો ભરાણો. બાર ગુટ ખોદી: તે દિવસે નાગનો વહીવંચો નાગમગો ત્યાં. છેવટે ભેરીઓ ન ભાળે એવે ગરદન પછવાડે ભુજિયે દંશ દીધો ને ભેરીઓ પડયો.

ચેલાઓને કહે મને તળીને ખાજો એટલે મારા જેવા ક્રિયાવાળા થાશો. ભુજીયે બ્રાહ્મણના વેશે ભેરીયાને દરીયામાં નખાવી દીધો,

સગઈ સંગાર આવીને ભેરીઆના શબ સાથે સતી થઇ. ભુજીયા ઉપરથી એ ડુંગર ભુજીયો કહેવાણો ને એની તળેટીના મેદાનમાં આજનું ભુજ વસ્યું.

ભેરીઓ ગારૂડીઓનો પૂર્વજ બન્યો. આજેય ગારૂડીઓ એની યાદમાં માથે કલગી નાખે છે. ને વસ્ત્રોની વરણાગી તો ગારૂડીના બાપની જ. એ જયારે મોરલી વગાડતો નૃત્ય માંડે ત્યારે એકલા નાગ નહિ પણ દુનિયા ડોલવા માંડે.

# વિરહભાવ

મધ્યયુગ અંત ભાગે ફારસી, મારૂ, વ્રજ અને ગુજરાતી તથા ગુજરાતની લોક બોલીઓનાં સખ્ય સધાઇ ચૂકેલાં, કલા અને સાહિત્યમાં વિશેષ કરીને. એમાં ય તે ચારણ ઢંગના છંદ કવિતો વિશિષ્ટ રહ્યા છે. અહિ કોઇ શાહમુહમદની એવી ચારણી ઢંગની સુંદર રચના આપેલી છે. પ્રરંભની બે લીટીઓ નીશાણી છંદમાં રચેલી છે અને ત્યારબાદ સારસી છંદની બે લીટીની રચના આવે છે. આ ગૂંથણીમાં કુંડળિયા જેવો ઊથલો યોજેલ છે. વિરહ વ્યથાની વેદના ચોટભરી બનતી જાય એવો આક્રંદ આશ્વાસ નિશ્વાસ ઉપસતા આવે છે. ઝૂરે છે મોકમૂ નામની કોઇ પ્રિયતમા, એના બિલાલ નામના કોઇ પ્રિયતમને. એમાં ઉલટાવી ઉલટાવીને આવતું બિલાલનું સંબોધન દર્દની ઓટ લગાવતું જાય છે. મુસ્લિમોનો એક સમૂહ પણ બિલાલથી ઓળખાય છે.

જીવા પ્રાન બિલાલ, જિન મોહિ રંગ દયા;
રાખે ન રહે બિલાલ, કેતા મૈં કિયા.
કિયા કેતા ભાવ એતા નયને દરસ ન પાવહી;
પલકમેં કઇ વરસ ગુજરે, કંથ કબ ઘર આવહી ?

કંથ ઘરે ન આવા બિલાલ, પ્રીતમ આપના,
પ્રીત ઠંડી ભઇ બિલાલ, મોહિ દિયા તાપના.
તાપ તપતી અગન જલતી, કવન મેરા દુઃખ હરે;
ઇક દર્દ મેરા દેખ સજના! હૈયે ભીતર દવ જલે.

વે દવ જલિયા બિલાલ! કૌન બુઝાવસી ?
વો ઋતુ નાહિ બિલાલ! મેઘ ન આવસી.
નહિ આવ મેઘ ન ગગન ગરજે, નયનસે ઝરને ઝરે;
દામિની અતિ તેજ દમકે, બપૈયા પિયુ પિયુ કરે.

પિયુ પિયુ કરે બિલાલ! બપૈયા ચહચહે;
નાચે મોર બિલાલ! દાદુર ડહડહે.
ડહડહે દાદુર મોર નાચે, મધુર ટહુકે કોકિલા;
જાનો ન પ્રીતમ કેહ મિલેંગે, જહ મિલે જંગલ જલા.

જંગલ જલિયા બિલાલ! પંથી કેહું રહે ?
સરવર સુકા બિલાલ! મચ્છા દુઃખ સહે.
દુઃખ સહે મચ્છા ઉડે હંસા, ઔર સરવર ચિત ધર્યો,
પરદેશી પિયુસે પ્રીત સજના! જાનતે કોઉ મત કરો.

પ્રીત ન કીજિયે બિલાલ! પંથીકો પ્રીત કહાં ?
પત્થર ફાટે બિલાલ! મોકમૂકા હિયા.
મોકમુ હિયરા દેખ સજના! શાહ મુહમદ યોં કહે,
દિન ચાર કો સત નેહ લાગા, જીવ-પ્રાના કહું રહે ?

# ભજન-સાહિત્ય

નિરંજન રાજગુરુ

આપણા સંતો-ભક્તોનું જીવન ઘણું વિશિષ્ટ પ્રકારનું હોય છે, તેઓ પરબ્રહ્મ પરમાત્માની આરાધના કરવા માટે સાધુઓ-સંન્યાસીઓની માફક માનવ-જીવનથી દૂર જંગલોમાં, કોઈ પર્વતોની ગુફાઓમાં કે એકાંત જગ્યાઓએ બેસી પોતાની સાધના કરવાનું ઈચ્છતા નથી, એમની જીવન પ્રત્યેની ફિલસૂફી જ કંઈ એવી છે કે, સાધારણ ગૃહસ્થ જીવન ગાળીને, પોતાની જવાબદારીઓ પાર પાડતાં પાડતાં સહજરૂપે ભગવદ્ભક્તિમાં સદૈવ લીન રહેવું. અને ક્યાંયે આડંબર વિના ધાર્મિક દૃષ્ટિએ અત્યંત ઉદાર અને સમન્વયવાદી વિચારસરણીનો લોકજીવનમાં પ્રચાર-પ્રસાર કરવો એ જ એમનું જીવનધ્યેય હતું-ને એ ધ્યેય પૂર્ણ કરવા માટેનું સધન વાહન તે આપણાં ભજનો...

ભજનો દ્વારા જ આપણા સંતો-ભક્તોની વાણી લોકકંઠે સચવાતી રહીને આજસુધી અમર રહી શકી છે. આ વાણીને એટલે જ સંતોએ 'પરાવાણી' કહી છે ને!

'ભજન' શબ્દ આમ તો ભજ્ ધાતુ પરથી ઉતરી આવ્યો છે. એનો અર્થ થાય છે સેવવું અથવા ભજવું. એટલે ઈષ્ટદેવ કે ઈષ્ટતત્ત્વની ઉપાસના માટે રચાયેલું તે ભજન, એવો અર્થ આપણે કરીએ છીએ. ને ખરેખર તેમાં ઈષ્ટ તત્ત્વ-પરમ તત્ત્વ પરમાત્માની ઉપાસના જ હોય છે ને!

આપણા ભજન-સાહિત્ય વિષે આમ તો ઘણું લખાયું છે. ભજનના મરમી ગણાતા મુ. શ્રી મકરન્દભાઈ 'સંતોની વાણી' વિષે લખતાં એક જગ્યાએ ભજનની ટચૂકડી વ્યાખ્યા આપી દે છે, "જે વાણીમાં ન ઉતરે એને વાણીથી વધાવવાનો ઉછાળો તે ભજન...[1]" કેવું સચોટ વિધાન! માનવ ચિત્તની પ્રકૃતિનું લક્ષણ...માનવ હૃદયમાં ઊઠેલી શંકાઓનું તરત જ સમાધાન કરવાની માનવ એષણા યુગોથી ચાલી આવે છે. ક્યારેક ક્યારેક માનવી વિચારવા લાગે છે કે, હું કોણ છું? આ વિશ્વ શું છે? સમસ્ત માનવસમાજ અને જીવસૃષ્ટિની ઉત્પત્તિ કોણે કરી હશે? વગેરે અનેકાનેક પ્રશ્નોનો જ્યારે ઉદ્ભવ થાય છે ત્યારે માનવી શોધ આરંભે છે એ પરમતત્ત્વની..કે જેણે આ બધું રચ્યું છે.

પણ એ પરમ તત્ત્વ તો અવ્યક્ત છે, અગમ છે, અજર છે, અમર છે, નિરાકાર છે, નિર્ગુણ છે, ગૂઢાતિગૂઢ છે-ને એને પોતાની વાણીમાં કેમ વ્યક્ત કરી શકાય? છતાં એ પ્રયત્ન કરે છે, અને એ પરમ-તત્ત્વ રૂપી સાગરમાંથી એકાદ ટીપાં જેટલો અંશ એ પોતાની વાણીમાં ઉતારવાનો સફળ પ્રયાસ કરીને અગમ્ય આનંદ મેળવે છે.

આત્મા-પરમાત્માના વ્યાપક, શાશ્વત ઉદાત્ત અને પવિત્ર સંબંધોને આમ ભક્ત ભજનમાં નિરૂપિત કરે છે.

'ભજન' વિષે મુ. શ્રી જયમલ્લભાઈનું વિધાન નોંધવા જેવું છે, તેઓ કહે છે, "ભજન એટલે શાંત રસને સાધવાની આરાધના."[2] અહીં તેઓ ભજનમાં રહેલી શક્તિનાં દર્શન કરાવે છે. મુ. શ્રી મકરન્દભાઈ પણ કહે છે, "ભજન આપણને શબ્દના ગુંજાર દ્વારા શબ્દાતીત ભણી લઈ જાય છે-આ અભ્યંતર ગતિ છે. શબ્દ સાથે જ્યારે સુરતાનો

૧. મકરન્દ દવે: 'સ્મૃતિ અને સંસ્કૃતિ' શ્રી નાનજીભાઈ કાલિદાસ મહેતા સ્મૃતિ ગ્રંથ ખંડ-૨ "આતમને જગાડતી વાણી" પૃ. ૭૫૭

૨ જયમલ્લભાઈ પરમાર: 'ભાવ-ભક્તિ અને ભજનોનો સંસ્કાર' 'ઊર્મિ-નવરચના' એપ્રીલ ૧૯૭૬ સળંગ અંક ૫૫૩ પૃ. ૩૧

દોર સંધાઈ જાય છે ત્યારે આત્મિક લોકનાં, અકથ્ય લોકનાં દર્શન થતાં આવે છે, અને ભજનિક સંતો કહે છે તેમ મૃત્યુની સીમમાં અમરલોકના આંબા કોળી ઊઠે છે."૧

અહીં 'ભજન'માં 'શબ્દ'નું મહત્ત્વ બતાવાયું છે. આપણા ભજન-સાહિત્યમાં શબ્દનું મહત્ત્વ છે. "શબ્દ" દ્વારા સંતો સમસ્ત બ્રહ્માંડની ઉત્પત્તિ થઈ હતી, એમ માને છે, પ્રભુની પ્રેમસાધનાથી પ્રગટતા અસીમ આનંદનો એ પારિભાષિક શબ્દ છે.' ને 'શબ્દનાં બાણ' જેને લાગે છે તેઓ આ ભવસાગર તરી જાય છે... જ્યારે જ્યારે સંતો-ભક્તોને રહસ્યમય રીતે પરમાત્મા પ્રત્યે ઝંખના જાગે છે, ને એ ઝંખનાની તીવ્રતામાં અદ્ભૂત, અવર્ણનીય, અકલ્પીય આનંદનો અનુભવ થાય છે, ત્યારે એની સંવેદના ઘણી તીવ્ર બનીને આપણી વાણીમાં ઉતરવાનો પ્રયત્ન કરે છે. માનવી પોતાની બધી અનુભૂતિઓને પોતાની વાણીમાં વિશદ રીતે ઉતારવાનો પ્રયત્ન કરતો જ હોય છે, પણ જ્યારે કોઈ ભાવ પોતાની વાણીમાં ઉતરી શકવાનો નથી, એવું લાગે છે ત્યારે ઘણી મૂંઝવણ અનુભવે છે અને છેવટે એ ભાવને પ્રતીકાત્મક ભાષાનો સહારો લઈને પણ ઉતારવાનો પ્રયત્ન કરે છે. આમ પોતાના ચિત્તની વ્યાકુળતાને, પોતાની પરમાત્મા પ્રત્યેની તીવ્ર ઝંખનાને મૂર્ત સ્વરૂપ આપવા ભક્તો-સંતો 'ભજન'નો માધ્યમ તરીકે ઉપયોગ કરે છે.

સંતોની વાણીમાં આ રીતે કવિતા બનાવવા ખાતર કાવ્ય રચ્યું હોય એવી કાવ્ય કળા જોવા મળતી નથી, પોતાની જીવનરીતિ કે પોતાના દિવ્ય પ્રેમસંબંધના અનુભવો જગતને બતાવવા માટે, મઠારીને રજૂ કરવા માટે તેઓ ભજનો નથી રચતાં, પણ પોતાના આત્માના આનંદને ખાતર જ એમણે કવિતા કલાનો આશરો લીધો હોય છે. આથી આ ભજનોમાં આપણને સર્જકની બુદ્ધિ કે તર્કશક્તિનાં દર્શન થતાં નથી પણ એમના પ્રણયવ્યાકુળ કે પરમ-તત્ત્વની ઉપાસના અર્થે વિકસીત બનેલાં વિહ્વળ હૈયાંના અને વ્યાકૂળ ચિત્તનાં દર્શન થાય છે.

મુ. શ્રી મકરન્દભાઈ 'ભજનો'ની અને 'ભક્તો-સંતો'ની આ વિશિષ્ટતા અંગે નોંધે છે કે, "કાવ્યની એક કળા અને કસબ તરીકે તેમને મન કંઈ કિંમત નથી, પોતાના અનુભવોના ઊંડાણેથી પાણીની સરવા-ણીની જેમ આપોઆપ આપમેળે વાણી ફૂટે એજ વધાવવાની હોય છે, કોઈ જાતની કળા-કારીગરી, કુશળતા કે ચમક-દમક લાવવાના પ્રયાસનું અહીં કોડીનુંયે મૂલ્ય નથી, અને છતાં જીવનના મૂળભૂત સત્ય અને સૌંદર્યનો સ્પર્શ પામી હોવાથી સંતોની વાણી એકજાતના સહજ સૌંદર્યથી દીપી નીકળે છે. આ વાણી અને વર્તનમાં તેજ ફૂટે છે, જે પ્રેમોલ્લાસ પાંગરે છે, જે સૌંદર્ય ખીલી ઊઠે છે એના પર સંતભજનિક પોતાની વિશિષ્ટ સર્જકતાનો દાવો કરતો નથી. એ કેવળ 'હરિ-ગુરુ-સંત'ની કૃપાનું જ ફળ માને છે. આપણાં ભજનોમાં જ્યારે 'સતગુરુ ચરણે' કે 'ગુરુપ્રતાપે'ની નામાચરણ પંક્તિ આવે છે ત્યારે ભજનિક સંત ગુરૂકૃપાને જ પોતાની વાણીને જગાડનાર તરીકે વંદના કરે છે. આમ સંતકવિની અંતર્દષ્ટિ પહેલાં ઉઘડે છે, વાણી પછી ફૂટે છે."૨

આ રીતે ભલે ભજનોના સર્જકોએ કાવ્યકલાની દૃષ્ટિ નજર સમક્ષ રાખીને ભજનો રચ્યાં હોતાં નથી પરંતુ આપણને આ ભજનોમાંથી તેમની કાવ્ય કળા જોવા મળતી જ નથી એવું નથી. આજના શુદ્ધ ઊર્મિકાવ્ય તરીકે ગણાવી શકાય તેવી કેટલીયે કૃતિઓ આપણને આ અભણ-નિરક્ષર સંતોભક્તોના ભજનો-માંથી મળી આવે છે- કાવ્યકલાની શાસ્ત્રીય બાબતોથી સાવ અજાણ એવા આ ભક્તોના ભજનોમાં શુદ્ધ કાવ્યકળાની ઉપાસના થયેલી પણ જોઈ શકાય છે.

વળી ભજનોમાં વિષયોની દૃષ્ટિએ પણ કેટલું વૈવિધ્ય હોય છે! કોઈ બંધન કે વાડામાં બંધાયા વિના આપણા ભજનિક સંતો પાર વિનાનાં વિષયો પર રચ-

---

૧. મકરન્દ દવે : 'સતકેરીવાણી' આગળનું ફ્લેપ-મુખપૃષ્ઠ, ૧

૨. મકરન્દ દવે. : 'સતકેરી વાણી' પ્રવેશક -૫-૬૧ આ-૧ -૧૯૭૦

નાઓ આપે છે- છતાં એમનું કેન્દ્રસ્થભૂતતત્ત્વ પરમતત્ત્વની આરાધના-ઉપાસના જ છે એ ઘણી લાક્ષણિક બાબત છે. સગુણ બ્રહ્મની ઉપાસના હોય કે નિર્ગુણ બ્રહ્મની, દ્વૈત ભાવના હોય કે અદ્વૈત, પરમાત્માની અજર-અમરતાનું વર્ણન હોય કે જીવ અને જગતની નશ્વરતાનું-પણ બધા જ વિષયોમાં એમનું ભક્ત હૃદય ડોકિયાં કરી જાય છે.

જ્યારે માનવહૃદય ભાવોથી પરિપૂર્ણ બની જાય છે, પરિપ્લાવિત બની જાય છે, છલકાઈ ઊઠે છે ત્યારે એ તીવ્ર મનોવ્યથાનો અનુભવ કરે છે ને એમાંથી જ કાવ્યનો જન્મ થાય છે એમ કહેવાયું છે-પછી એ કોઈ પણ ભાવ હોય, સત્ય કે પરમતત્ત્વની સ્તુતિ હોય કે જગતમાં વ્યાપી રહેલી માયાની વિડંબના હોય, જીવાત્મા સાથેનો સંબંધ હોય કે અજ્ઞાનમાં ગોથાંખાતા જીવને અપાતી શિખામણ હોય, નામસ્મરણની સાધના અંગે શીખ હોય કે સાત્ત્વિક જીવનનું મહત્ત્વ બતાવ્યું હોય-પણ ભજનનું પ્રાગટ્ય આપોઆપ થઈ જાય છે, ને એમાં ગૂઢ, પરમ ગૂઢ વિષયોનું વર્ણન થતું હોય છે એથી જ શ્રી મકરન્દભાઈ ભજનવાણીને "મુખોમુખ સાંભળવાની અને મનોમન સમજવાની વાણી" કહે છે. તેઓ આ વાણીને "આતમને જગાડતી વાણી" કહીને એક ઠેકાણે જણાવે છે, "આપણા ભજનો એટલે આવા જીવન માટે આરત જગાડતી અને એનો મહિમા ગાતી વાણી, વૈખરીના પ્યાલામાં ભરેલો પરાવાણીનો શેડકઢો રસ એટલે ભજન... ભજનની વાણી એ મુખોમુખ સાંભળવાની અને મનોમન સમજવાની વાણી છે. તેને જ્યારે લખવા બેસીએ છીએ ત્યારે સૂર્યની પાંખે ઊડતા અને મરમના રંગથી ચમકતા જીવતાં જાગતાં પતંગિયાંને ટાંચણીથી કાગળ ઉપર ખુંચાડી દેતાં હોઈએ એમ લાગે છે."[1]

કેવો મહિમા બતાવ્યો છે આ વાણીનો ...પણ એ મહિમા તો મરમી જ જાણેને! ક્યારેક ક્યારેક તો આપણા સંતોએ ફક્ત આ વાણીના અધિકારી જ સમજી શકે, કોઈ-વિરલા કે હિરલા જ જાણી શકે એવા સર્જન પણ કર્યાં છે, ને એટલે જ ભજનોમાં કહેવાયું છે ને, "વચન કોઈ સંત જ વિરલા જાણે, શબ્દ કોઈ હરિજન હિરલા જાણે..."

ને કેટકેટલાં સ્વરૂપો છે આપણાં ભજનોના! સ્વરૂપભેદે આપણે ઘટનાત્મક, ઉપદેશાત્મક અને સ્તુત્યાત્મક એવાં વિભાગો પાડીએ તોપણ ઘણાં ભજનો માટે જુદા જુદા સ્વરૂપો નક્કી કરવાં પડે તેમ છે. પણ આ ત્રણ વિભાગોમાં થતું ભજનોનું સંકલન જોઈએ તો ઘટનાત્મક ભજનોમાં લૌકિક અને અલૌકિક ઘટનાઓનું વર્ણન આપીને ભક્ત ઈશ્વરની સ્તુતિ કરતાં હોય છે. ક્યારેક જુદાજુદા ભક્તોના વિકટ પ્રસંગોએ પરમાત્માએ સહાય કરી હતી એવા ઉલ્લેખો કરીને પ્રભુની ભક્તવત્સલતાનું ગાન આ ભજનોમાં કરે છે, તો ક્યારેક એવા પ્રસંગોનો ઉલ્લેખ કરીને ભગવાનને યાદી આપે છે, ભગવાને ઠપકો આપે છે કે, હે પ્રભુ તું શું મને ભૂલી ગયો છે; તારાખજાનામાં શું ખોટ પડી ગઈ છે? તારા હજાર હાથ ક્યાં ગયા? એ રીતે એ ભગવાન સામે ઉપાલંભનો ભાવ પણ ક્યારેક પ્રગટ કરે છે.

તો ઉપદેશપ્રધાન ભજનોમાં માનવજીવનની ક્ષણભંગૂરતા સમજાવીને પરમાત્માનો આશરો લેવાનું જનસમાજને સૂચન કરતાં કરતાં ભક્ત પ્રભુની અકળ લીલાના ગાન ગાયાં કરે છે. વૈરાગ્યની મહત્તા અને અહંકાર તથા મમતાનો ત્યાગ કરવા વિષે આપણા સંતો ભક્તોએ સારા ચાબખાઓ સમાજને માર્યા છે. અજ્ઞાનીઓને ઈશ્વર સ્મરણની મહત્તા સમજાવવા ભજનોમાં ક્યારેક પ્રતીકાત્મક શૈલીનું આલેખન પણ થયું છે, તો માનવીની માંદગી, વૃદ્ધાવસ્થા અને મરણ જેવા પ્રસંગોની વ્યાધિનું આલેખન કરીને નાશવંત દેહ વિષે જનસમાજને ચેતવણી આપવાના પ્રયત્નો પણ કર્યા છે, કાયાને 'પાણીના પરપોટડા' સાથે સરખાવીને કાયાને ક્ષણભંગૂરતા પ્રગટ કરતા ઘણાં ભજનો મળી આવે છે. સ્વાર્થની સગી આ દુનિયાનું હુબહુ ચિત્રણ આપણને આ ભજનોમાંથી મળી આવે છે. માતા-પિતા

---

૧ મકરન્દ દવે. : 'આતમને જગાડતી વાણી' 'સ્મૃતિ અને સંસ્કૃતિ' શ્રી નાનજી કાલિદાસ મહેતા સ્મૃતિગ્રંથ-ખંડ-ર પૃ-૭૫૭

ભાઈ, બહેન, સ્ત્રી કે પરિવારમાંથી કોઇ સાથે આવવાનું નથી, માત્ર એકલાએ જવાનું છે – એવી શિખામણ આપીને સંતો હરિને ભજવાનું કહે છે.

આપણા 'ભજનસાહિત્યમાં આપ ઉપદેશ પ્રધાન ભજનો પણ ઘણા છે. પણ વિશેષ મળે છે સ્તુત્યાત્મક...પરમતત્વ પરમાત્માની યશોલીલા ગાતા ભજનો પ્રભુની અકળ લીલાનું ગાન કરતાં ભજનોનું સ્થાન આપણા ભજનસાહિત્યમાં ઘણું મહત્ત્વનું છે. ગોવિંદકી ગત ન્યારી રે કોઈના કહ્યામાં નાવે કિરતારી" કે તેરી કરામત જાણી મેરે દાતા તેરી અકળ કળા ન કળાણી રે...." વગેરે ભજનોમાં અને "કાયાના ઘડનારાને નિરખો રે આ કોણે બનાવ્યો પવનચરખો..." તથા "ગુરુ તારો પાર ન પાયો રે પૃથવીના ધણી તારો પાર ન પાયો..." જેવાં ભજનોમાં પ્રભુપ્રેમમાં મસ્ત ભક્ત હૃદયની સ્તુત્યાત્મક અભિવ્યક્તિનાં સુખદર્શન થાય છે.

આ ભજનગાન જ ભકતોને ભાવસમાધિ સુધી લઈ જાય છે. ચિત્તમાં ઊઠતા વિચારતરંગોને શાંત કરીને, ધજાની પૂંછડી માફક ફરફરતા 'માણસાને મારવા'નું સંતો શીખવે છે, અને કોઈ અગમ, અગોચર, ગૂઢાતિગૂઢ ભાવનો જન્મ થાય છે માનવ ચિત્તમાં, ધીરે ધીરે બધા જ વિચારો, વ્યથાઓ, દુઃખો ભૂલી જઈને પરમાત્મામાં તદાકાર–એકાકાર બની જવાનું સહેલામાં સહેલું માધ્યમ આમ સંતો–ભકતો આપણને 'ભજન-સાહિત્ય'ના નામે આપે છે.

મુ. શ્રી જયમલભાઈએ ભજનના સંસ્કારો વિષે ઘણી સારી વાત કહી છે 'ભજન'ને 'શાંત રસને સાધવાની આરાધના' એવી વ્યાખ્યા આપીને આગળ જણાવે છે, "...આ શાંતરસ જેમ ધીરો ધીરો ઝરતો જાય તેમ તેમ ભાવમયતામાં અને પછી ભાવસમાધિમાં લઈ જાય.... તાલ, લય સૂર અને શબ્દ દ્વારા એકતાર થવાય તો જ ભાવ જન્મે, ભાવજન્મે તો જ સુરતા સંઢણી પલાણાય. આ સુરતા લાગવી એટલે ધીરેધીરે બહારના અવાજો સંભળાના બંધ થાય અને નાભિથી ઊઠતો અંદરનો નાદ સંભળાય. એટલેકે આહત્ ને બદલે અનાહત્ – અનહદ નાદ સંભળાય. અનહદવાજાં વાગે ગગનમાં તે અનાહત નાદ... આ અનાહત નાદને વાણી દ્વારા રમતો કરવો એનું નામ ભજન – આમ ભજન એ કોઈ સંગીતના સાધકનું સર્જન નથી પણ ભકિતના આરાધકનું સર્જન છે... બધું નાદમય બની જાય તો જ વાણી જન્મે ....[1]"

અહીં ભજનમાં રહેલા નાદસૌંદર્ય વિશે પણ જરા ઇશારો થયો છે. આપણા ભક્તિમાર્ગમાં સંગીતનું પણ એટલું જ મહત્ત્વ છે. જેટલું જપ – તપ કે નામ સાધનાનું છે... સંગીત દ્વારા માનવીને અલૌકિક આનંદ પ્રાપ્ત થાય છે એ નિર્વિવાદ બાબત છે. ને ચિત્તની એકાગ્રતા સાધવામાં નાદમાર્ગનું પ્રભુત્વ ઘણું છે – આપણાં ભજનો ભલે કોઈ સંગીતના જાણકાર સંગીતકારોની રચનાઓ નથી પણ એમાં ઊર્મિમય ભાવોના આરોપણની સાથોસાથ સંગીતનો પણ સુભગ સમન્વય સધાયો છે. આપ ાં ભજનો લોકમુખે આજ સુધી ગવાતાં – સચવાતાં રહ્યાં હોય તેનું શ્રેય એના મનોહર સંગીતતત્ત્વને પણ આપી શકાય.

આમ ભજન સાહિત્યનો ઉપરછલ્લો પરિચય આપવાનું અતિ વિકટકાર્ય કરી રહ્યો છું એ જાણું છું – ભજન સાહિત્યમાં તો અનેક ક્ષેત્ર એવાં કોરાં પડયાં છે, જેના વિષે કદાચ કશુંયે લખાયું નથી, પણ એવું લખવાનું તો કોઈક મરમી વિરલાનું કામ... કાંઠે બેસીને મોતીની મૂઠડી કેમ ભરી શકાય? એમાં તો મરજીવા થવું પડે, – તો માથા સાટે માલ મળે...

ભજન સાહિત્ય વિષે આપણા અર્વાચીન ગુજરાતીના શિષ્ટ સાહિત્યકારોએ, વિવેચકોએ કશું જ નથી લખ્યું એમ નથી. મુ.શ્રી રામનારાયણભાઈ અને શ્રી વિજયરાય વૈદ્ય પણ તેમનાં વિવેચન ગ્રંથોમાં ભજનસાહિત્ય પ્રવાહ વિષે ઘણું મનનીય વિવેચન આપે છે.

---

૧. જયમલ્લ પરમાર : ઊર્મિ નવરચના એપ્રીલ ૧૯૭૬ અંક ૫૫૩ પૃ.૩૩ "ભાવ ભકિત ને ભજનોનો સંસ્કાર..."

'ભજન સાહિત્ય'ની વ્યાખ્યા કરતાં શ્રી રામનારાયણભાઈ પાઠક પોતાના વિવેચનગ્રંથ 'નભોવિહાર'માં જણાવે છે, " લોકધર્મ અને આચાર્યોએ સ્થાપેલા ધર્મનો મુખ્ય તફાવત એ છે કે આચાર્યો પોતપોતાનાં દર્શનો લખી એક યુક્તિયુક્ત ધર્મસિધ્ધાંતોના તંત્રનું પ્રતિપાદન કરે છે. લોકધર્મ એવા કોઈ દર્શનનું પ્રતિપાદન કરતો નથી પણ વધારે અંતરની સૂઝ ઉપર, અને પોતાના અને સામુદાયિક ધાર્મિક અનુભવો ઉપર ચાલે છે, લોકની વધારે નિકટ રહે છે. જોકે દર્શનોની અવગણના પણ કરતો નથી, તેમાંથી હૃદય-કલ્પના એની મેળે જે કંઈ અપનાવી લે તેને વગર સંકોચે વગર ભાને સ્વીકારી લે છે – આ લોકધર્મના કવિઓ જે કંઈ કાવ્યો રચે છે તે આપણું ભજન સાહિત્ય છે...[1]

અહીં શ્રી રામનારાયણભાઈ ભજન સાહિત્યના રચયિતા સંતો-ભક્તોના લક્ષણો વર્ણવી લોકધર્મનું સ્વરૂપ સ્પષ્ટ કરવાનો પ્રયાસ કરી 'ભજન સાહિત્ય'ની વ્યાખ્યા આપે છે. કદાચ એક શબ્દ એમાં ખૂંચે એવો છે મારા મતે... 'વગર,ભાને' આપણા લોકસંતોએ પોતાના અનુભવોની એરણ પર ચડાવીને જ શુધ્ધ અને સાચાં મોતીડાંની લ્હાણ કરી છે– ફટકિયાંનું એમાં કામ નહીં– એ સંતો વગર ભાને કોઈનું કહ્યું અપનાવી લે એ વિધાન જરા અજુગતું લાગે છે. હા 'સંકોચ વિના' એ સાચું– ને હૃદયકલ્પના એને જ સ્વીકારે જે પરમતત્ત્વ પરમાત્મા પ્રતિ પ્રયાણ કરાવતું હોય, એ દિવ્ય અનુભૂતિ તરફ દૃષ્ટિને દોરતું હોય...

મુ.શ્રી વિજયરાય વૈદ્ય પણ ભજનો વિષે પોતાના વિવેચનગ્રંથ 'જુઈ અને કેતકી'માં ભજનોની વ્યાખ્યા આપતાં ભજનોના રચયિતાના લક્ષણો–ગુણો અને–પ્રયત્નો વર્ણવતાં જણાવે છે–

" ભજનોનો રચનાર ભક્તકવિ સ્થૂળને વીંધી સફળતાથી તેની પાર જઈ 'જડને ચેતનરસ કરી જાણે છે. ભગવાનના સાન્નિધ્યમાં સદાય 'અનંત ઓચ્છવ માણે છે, એ ખરેખરો તાદૃશીજન' બને છે–તત્ જે પરમાત્મા તેના સદૃશ આ જીવાત્મા બની જાય છે. અને એ પોતાનાં અદ્ભુત સંવેદનને, એ પ્રભુદર્શનને અને તેના મહિમાને, મહિમાની પ્રોજ્જ્વલતાના પ્રમાણમાં તો ઓછી –અધૂરી, છતાંયે કલાત્મક વાણીમાં અવતારવા તે મથે છે, એવા મંથનમાંથી જે પ્રવાહવંતી પદ્યકૃતિઓ તેના હાથે રચાય તેને જ આપણે ભજનો કહેવાં જોઈએ..."[2]

આમ પોતાના આત્માનું અમી સીંચીને ભજન સાહિત્યનો રચયિતા અમરલોકના આંબા પકાવે છે, ને પરમતત્ત્વ પરમાત્મા સાથે ખરેખરું અનુસંધાન સાધી બતાવે છે. એ ભજનિકો–સંતોનાં ભજનોમાં બહાદુરી, નમ્રતા, નિર્ભયતા – મૃદુતા, તિતિક્ષા–પ્રેમાર્દ્રતા જેવી વિરોધી બાબતો પણ જોવા મળે છે જેનો ઉલ્લેખ કરતાં શ્રી રા. વિ. પાઠક જણાવે છે કે, "ભજનિકો નમાલા', નિર્બળ, જગતમાં નકામા નીવડેલાં ન્હોતા. કોઈ સદ્વસ્તુને મેળવવા માટે બહાદુરીથી નીકળી પડેલા પુરૂષો હતા, ભક્તોમાં બે વિરોધી દેખાતી વાત વારંવાર આવે છે, એક બાજુ એકાંતિક નમ્રતા, મૃદુતા, પ્રેમાર્દ્રતા અને બીજી બાજુ નિર્ભયતા, દ્રઢતા, સ્થિરતા, તિતિક્ષા... એક ભજનિક બાઈ–ગંગાબાઈ, જેનાં ભજનોમાં સ્ત્રીસુલભ આર્દ્રતા છે તે કહે છે :

"ભક્તિ કરવી હોય જેને રાંક થઈને રેવું તેણે,
મેલવું અંતરનું અભિમાન રે..."

–ને એજ બાઈ બીજા ભજનમાં કહે છે :

"મેરૂ તો ડગેને જેનાં મનડાં ડગે નહીં રે,
મરને ભાંગી પડે રે બ્રહ્માંડ રે જી;
વિપદ પડે રે તો યે વણસે નહીં એતો
હરિજનનાં પરમાણ રે..."[3]

---

૧. રા. વિ. પાઠક : 'નભોવિહાર' પૃ. ૯૪ "ધીરો, ભોજો અને ભજન સાહિત્ય પ્રવાહ" ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય આ. ૧–૧૯૬૧

૨ વિજયરાય વૈદ્ય : 'જુઈ અને કેતકી' પૃ. ૩૮ (ભજન વિચાર અને રા. ખબરદારનાં ભજનો)

૩ રા. વિ. પાઠક : 'નભો વિહાર' પૃ.૯૮ (ધીરો. ભોજો ને ભજન સાહિત્ય પ્રવાહ)



અનુ. પૃ. ૫૬૧

# વિશ્વની પ્રાચીનતમ પ્રેમકથાનું પગેરું

પ્રા. ડૉ. પ્રહ્લાદભાઇ ટી. પટેલ

'ઓખામંડળના વાઘેરોનું લોકસાહિત્ય' એ વિષય પર સંશોધન કરતાં, ભોપા રબારી અને તુંબેલ ચારણોની ઉત્પત્તિ વિષે એક જટિલ પ્રકારની લોકકથા પ્રાપ્ત થઇ છે તેની મુખ્ય ઘટનાઓ આ પ્રમાણે છે.

૧. શંકર ભગવાન જ્યારે હિમાલયમાં તપ કરવા ગયા ત્યારે પાર્વતીજીએ ઘેર બેઠાં બેઠાં માટીના સાંઢિયા (ઊંટ) બનાવી રાખ્યાં અને શંકર જ્યારે તપ કરી પાછા આવ્યા ત્યારે પાર્વતીજીએ એ માટીના સાંઢિયા સજીવન કરાવ્યા.

૨. તે સાંઢિયાને ચારવા જતાં, શંકર તેમની રખેવાળીથી કંટાળ્યા. પાર્વતીને આ વાતની જાણ થતાં એક દિવસ આ સાંઢિયા ચારવા તે જાતે ગયાં.

૩. વારંવાર નાસભાગ કરતા સાંઢિયાઓને વારીને કંટાળેલ પાર્વતીએ સાંઢિયાઓને "તમને પાંચ પગ થઈ જાઓ" એવો શાપ આપ્યો.

૪. સાંજ પડયે સાંઢિયા અને પાર્વતી ઘેર ન આવતાં તેમને શોધવા નીકળેલ શંકરે જંગલમાં પાંચમા પગને કારણે હાલીચાલી ન શકવાથી સ્થિર ઊભેલા સાંઢિયા અને પાસે ઊભી પસ્તાવો કરતાં પાર્વતીને જોઈને શંકરે સાંઢિયાનો પાંચમો પગ દબાવીને ઉપર ચડાવી દીધો. (પરિણામે આગલા બે પગ પાસે આ પાંચમા પગની તળિયાની ગાદીનું નિશાન આજે પણ જોવા મળે છે)

૫. સાંઢિયાની રખેવાળીનો પ્રશ્ન હલ કરવા પાર્વતીએ પોતના શરીર પરથી મેલ ઉતારીને તેમાંથી માનવપૂતળું ઘડી, તેને સજીવન કરી, સાંઢિયાના ગોવાળ તરીકે સ્થાપ્યો. (તેમાંથી ભોપા રબારી ઉત્પન્ન થયા)

૬. તે ગોવાળે સાંઢિયા દોહીને ભરી રાખેલ દૂધના પારિયાનું દૂધ ઈન્દ્રની અપ્સરાઓ આવી પી જઈને પારિયા ઊંધા વાળી જતી હતી.

૭ આ અપ્સરાઓને પાઠ ભણાવવા શંકરે ગોવાળને યુક્તિ બતાવી કે ત્યારે આ અપ્સરાઓ વસ્ત્રો ઉતારીને માનસરોવરમાં સ્નાન કરવા ઉતરે ત્યારે તેમનાં કપડાં ઉતારીને ભાગી આવ.

૮. આ યોજના પ્રમાણે અપ્સરાઓનાં વસ્ત્ર લઈ ભાગતા ગોવાળ પાછળ બધી અપ્સરાઓ સમડીનું રૂપ લઈને દોડી. જ્યારે તે ગોવાળને પહોંચવા જતી ત્યાં ગોવાળ કોઇ એક કપડું ફેંકતો. તે લેવા બધી અપ્સરાઓ પડાપડી કરતી ત્યાં ગોવાળ દૂર નીકળી જતો. આમ કરતાં કરતાં છેવટે એક વસ્ત્ર ગોવાળ પાસે રહ્યું ત્યારે તે શંકર પાસે પહોંચ્યો.

૯. શંકરના કહેવાથી તે વસ્ત્રવાળી અપ્સરાએ ગોવાળ સાથે સંસાર માંડયો પણ શરત કરીકે ગોવાળે જિંદગીભર અબોલ-મૌન રહેવું પડશે.

૧૦. આ અપ્સરને ગોવાળથી ચાર પુત્રો થયા અને પાંચમીવાર તે સગર્ભા હતી ત્યારે ગોવાળે તેની સાથે વાત કરીને મૌન તોડયું. શરતભંગ થતાં તે અપ્સરા ગોવાળને મૂકીને ચાલી નીકળી.

૧૧. સ્વર્ગની અપ્સરાઓએ આ અપ્સરાના પેટમાં મૃત્યુલોકનો ગર્ભ હોવાથી પોતાનામાં ન ભેળવી. આથી આ અપ્સરાએ પોતાનું પેટ ચીરી, ગર્ભ બહાર કાઢીને તેને રૂમાં વીંટી તેને તુંબડામાં મૂકયો અને તુંબડાને દરિયામાં તરતુ મૂકયું.

૧૨. આ તુંબડાના ગર્ભમાંથી ઉત્પન્ન થયેલ તે તુંબેલ ચારણો કહેવાયા.

આ લોકકથાના શાસ્ત્રીય અભ્યાસ અંગે વિચારતાં જણાય છે કે અનેક સરળ કથારૂપો એક સાથે વણાઈને જટિલ પ્રકારની બનેલ આ કથાનું સ્વરૂપ પુરાણ કથા Myth પ્રકારનું છે. ઓખામંડળના જ જુદા જુદા

કથકો પાસેથી મળી આવતાં આ કથાનાં વિભિન્ન Versions એક જુદો જ અભ્યાસ માગી લે છે. ઉપરાંત આ કથાના અનેક motif આસપાસ આ પ્રદેશની પ્રાદેશિકતાના અંશો ભળ્યા છે તેનો પણ Folklore ecologyની દૃષ્ટિએ અભ્યાસ કરવો ઘટે. આ કથામાં પ્રગટતું આદિમ માનસ premitive mind નો અભ્યાસ પણ રસપ્રદ બની રહે તેમ છે. આ બધી બાબતો બાજુએ રાખી આ કથાની કથાપ્રકૃતિ Tale type ભારત તેમજ જગતભરની અનેક લોકકથાઓ સાથે મળતી આવે છે તેનો વિચાર કરીએ.

શ્રીમતી શાર્લોટ સોફિયા બર્ન તેમના Handbock of Folkloreમાં સીત્તોર કથારૂપ આપે છે, તેમાનું પ્રથમ કથારૂપ 'ક્યૂપીડ તથા સાઈક' ની કથાપ્રકૃતિ સાથે આ કથાનો ઉત્તરાર્ધ મળતો આવે છે. તે કથામાં એક છોકરી દિવ્ય જાતિના પુરુષ સાથે પ્રેમ કરે છે. તે પુરુષ રાત્રે મનુષ્ય સ્વરૂપે પ્રગટ થાય છે અને તે છોકરીને સમજાવે છે કે તેણે તેને રાત્રે જોવો નહિ. છોકરી આ આદેશનું ઉલ્લંઘન કરતાં તે પુરુષને ગુમાવે છે. પછી તે છોકરી તેને શોધવા નીકળે છે અને ઘણાં પ્રયત્નો બાદ તે પુરુષને પાછો મેળવે છે

બર્નનું બીજું કથારૂપ 'મેલૂસિના'માં પણ દિવ્યજાતિની સ્ત્રી સાથે પ્રેમ કરતા મનુષ્ય વચ્ચે. અઠવાડિયાના એક ખાસ દિવસે તેને ન જોવાની શરતનું ઉલ્લંઘન થતાં, પુરુષ સ્ત્રીને ગુમાવે છે. શાંતનું – ગંગાની પૌરાણિક કથા સાથે પણ આ કથાનો મેળ બેસે છે. શાંતનું સાથે ગંગાની શરત હોય છે કે તે ગંગાને કોઈપણ કાર્ય કરતાં રોકશે નહિ જ્યારે તે રોકશે ત્યારે ચાલી જશે. જ્યારે ગંગા પોતાના પુત્રોને નદીમાં વહેવડાવે છે, ત્યારે શાંતનું તેને રોકે છે. આથી ગંગા શાંતનુંને છોડીને ચાલી જાય છે.

આ પ્રકારનું એક કથારૂપ દક્ષિણ કોરિયામાં લોકપ્રિય અને લોકપ્રતિષ્ઠિત છે. પરિણામે તે લોકકથાને ટપાલ ટિકિટો પર છાપવામાં આવ્યું છે. (જુઓ ધી ઈલસ્ટ્રેટેડ વીક્લી ઓફ ઈન્ડિયા ૨૭ જુન ૧૯૭૧ પૃ. ૫૯) આ લોકકથાનો સાર આ પ્રમાણે છે.

કુમગેંગ પર્વતની તળેટીમાં રહેતો એક કઠિયારો એક દિવસ જંગલમાં લાકડાં કાપવા ગયો. ત્યાં તેણે એક ઘાયલ મૃગ ભયભીત બનીને દોડતું જોયું. કઠિયારાને દયા આવતાં તે મૃગને સંતાડી તેની રક્ષા કરી. આ ઉપકારનો બદલો વાળતાં મૃગે કઠિયારાને કહ્યું કે – કુમગેંગ પર્વતમાં એક સરોવર છે, ત્યાં સ્વર્ગની અપ્સરાઓ સ્નાન કરવા આવે છે. તે વસ્ત્રો ઉતારી સરોવરમાં સ્નાન કરવા જાય ત્યારે કોઈ એક અપ્સરાનાં વસ્ત્રો તું સંતાડી દેજે. અને તેને તારી પત્ની બનાવજે. પણ તેમાં એ ખાસ ધ્યાન રાખજે કે તેને ત્રણ સંતાન ન થાય ત્યાં સુધી તેનાં કપડાં પાછાં ન આપતો."

મૃગના કહેવા પ્રમાણે કરવાથી અપ્સરાએ તે કઠિયારા સાથે લગ્ન કરી સંસાર માંડયો. બે પુત્રોને જન્મ આપ્યા બાદ એક દિવસ ખુશ થઈ કઠિયારાએ અપ્સરાનાં સંતાડેલ કપડાં પરત કર્યાં. તે કપડા પહેરી અપ્સરા તેના બે પુત્રોને લઈ ઊડી ગઈ. પુત્રો અને પત્નીના વિયોગમાં કઠિયારો મરવા પડયો ત્યારે પેલો મૃગ ફરી તેની પાસે આવ્યો અને તેને શાંત્વન આપતાં કહ્યું કે "તું ફરી પેલા સરોવર ઉપર જા. હવે તે અપ્સરાઓ સરોવરમાં સ્નાન કરવા આવતી નથી, પણ સ્વર્ગમાં રહીને ડોલ વડે સરોવરનું પાણી ખેંચે છે. તે વખતે તું ડોલમાં બેસીને સ્વર્ગમાં પહોંચી જજે.!' આમ કરવાથી તે કઠિયારો ડોલમાં બેસીને સ્વર્ગમાં ગયો અને પોતાના પુત્રો અને પત્નીને મળ્યો.

હિન્દીમાં વિ. સં. ૧૫૬૦ની કુતુબનની 'મૃગાવતી'માં આ જ કથા મળે છે. તે વાર્તામાં કઠિયારાની જગ્યાએ રાજકુમાર આવે છે. અને અપ્સરા પોતે જ મૃગી બનીને આવે છે.

ડૉ. મનોહર શર્માએ આપેલ રાજસ્થાનની પાબુજીના જન્મની લોકકથા તેમજ હરસ–જીણુ જન્મની લોકકથા તે આ કથાનાં જ રૂપાન્તર છે.

ડૉ. શર્માના જણાવ્યા પ્રમાણે અપ્સરા અને મનુષ્યના પ્રેમની આ રાજસ્થાનની કથાઓ પુરૂરવા અને ઉર્વશીની પ્રેમકથાનાં રૂપાંતર જ છે, જે આપણા દેશમાં પ્રાચીનકાળથી લોકપ્રચલિત છે. ઋગ્વેદ

(૧૦.૯૫) શતપથ બ્રાહ્મણ (૯-૦) તેમજ વિષ્ણુપુરાણ, પદ્મપુરાણ, મત્સ્યપુરાણ, હરિવંશ અને કથાસરિત્સાગરમાં પણ પુરુરવા-ઉર્વશીની પ્રણય કથા વિવિધ રૂપાંતરેમાં મળે છે.

સ્કેન્ડિનેવિયામાં પણ આ કથા 'હંસબાળાઓ'-ની વાર્તા સ્વરૂપે મોજુદ છે. અને અલિફલેલામાં બસરાના હસનની વાર્તા પણ આ કથાનું રૂપાંતર છે. આમ વિશ્વમાં વિભિન્ન પ્રદેશોમાં આ કથારૂપ વિવિધ સ્વરૂપે વિસ્તર્યું હોવાને કારણે શ્રી પેન્ઝરે નોંધ્યું છે કે આ કથા સંભવત: વિશ્વની પ્રાચીન પ્રેમકથા છે.

આ કથાનું જે સ્વરૂપ એખામંડળની લોક-કથાઓમાં મળે છે તેના આધારબીજ-Motifની ચર્ચા ડૉ. સ્ટિથ થોમ્પસન મુજબ આ પ્રમાણે થઇ શકે.

૧. "સાંઢિયાઓની નાસભાગને કારણે પાર્વતીને પડેલ પરિશ્રમ" આ આધારબીજનો ક્રમાંક ડૉ.-સ્ટીથ થોમ્પસનના "સ્ત્રીપર હલ્લો કરવાને કારણે પ્રાણીઓને કરેલ શિક્ષા" ક્રમાંક એ ૨૨૩૯:૫:૧. ના પેટાપ્રકાર રૂપે નવો આધારબીજ ક્રમાંક એ. ૨૨૩૯:૫:૧ આપવો પડશે. ડૉ. સ્ટિથ થોમ્પસને જગતની લોકકથાઓ ભેગી કરી તેના આધાર બીજ ક્રમાંક નક્કી કરી આપવાનું ભગીરથ કાર્ય તેમણે કર્યું. તેમાં ભવિષ્યમાં મળી આવનાર નવી લોકકથાઓના નવા આધારબીજોનો સમાવેશ કરવાનો અવકાશ તે વિદ્વાને તેમાં રાખ્યો છે.

૨. "સમડીનું રૂપ ધારણ કરેલ અપ્સરાઓ"નો આધારબીજ ક્રમાંક એફ. ૨૩૪:૧:૧૫. "પક્ષીસ્વરૂપે પરી" છે. આયરલેન્ડમાં આ આધારબીજની પુરાણ કથા મળે છે.

૩. નગ્ન સ્નાન કરતી અપ્સરાઓના વસ્ત્ર-હરણનો આધારબીજ ક્રમાંક આર. ૩૨. "સ્નાન કરતી સ્ત્રીઓના વસ્ત્રહરણ દ્વારા થતું તેમનું અપહરણ છે. આ આધાર બીજ આફ્રિકાની કથામાં પણ મળે છે.

૪. "પેટ ચીરીને ગર્ભ બહાર કાઢવો"નો આધાર બીજ ક્રમાંક ટીઃ ૫૭::૨: ૪. વિવિધ પ્રકારના ગર્ભપાત અંતર્ગત નવો ક્રમાંક ટી. ૫૭૨:૨:૪:૧. આપવો જોઈશે.

આ ઉપરાંત આ કથાનાં અન્ય આધારબીજ ક્રમાંકોનાં

૧. એફ. ૨૫૪ "પરીના માનવીય લક્ષણો" આયર્લૅન્ડની પુરાણકથામાં પણ મળે છે.

૨. એફ. ૩૦૨ "પરી મર્ત્યમાનવી જોડે લગ્ન કરી સાથે રહે છે" અને

૩ એફ. ૨૬૫ "સ્નાન કરતી પરીઓ" છે. આ આધારબીજ આયર્લૅન્ડથી ઇંગ્લૅંડ ગયો છે તેમ ડૉ. સ્ટિથ થોમ્પસન નોંધે છે.

સ્ટાન્ડર્ડ ડિક્શનરી ઓફ ફોકલોર પૃ. ૧૦૯૧ પર આ કથાના મોટીફ અંગે ચર્ચા મળે છે કે.

The motif (D. 361.1) Typifying a world-wide cycle of Folk Stories characterized by the metamorphosis of a beautiful half-mortal, half-super natural maiden from Swan to maiden-form The Swan from depends upon the Possession of a magic feather robe (or pair of wings) or a ring crown, or a golden chain. Usually the Swan Maiden is under some enchantment or tabu that effects also her human lover. That the Swan Maiden worries the youth who finds and steals her Swan garb on the shore is common to almost all Asiatic and European versions. Eighter the lover hides the enchanted feather dress (Ring, chain or crown) and thus keeps the wonderful Swan maiden with him in human form until she finds it, or he breaks the tabu and she

vanishes and returns to her swan shape and super natural life.

આ આધારબીજ એશિયા અને યુરોપની લોકકથાઓમાંથી સર્વત્ર જોવા મળે છે. સ્લેવોની લોકકથામાં, આઈસલેન્ડ, ફિનલેન્ડની વાર્તાઓમાં તેમજ કેલ્ટો અને ટયૂટનોની વાર્તાઓમાં અને પર્શિયા, લંકા, જાપાન, ઓસ્ટ્રેલિયા, પોલિનેસિયા મેલેનેસિયા, ઈન્ડોનેસિયા અને આફ્રિકાની લોકકથાઓમાં પણ આ આધારબીજ – મોટિફ જોવા મળે છે.

આ ઉપરથી નક્કી થઈ શકે છે કે આ લોકકથા, પુરાણો અને વેદોથી પણ આગળ વધીને વિચારીઓ તો મધ્યએશિયા તરફ વસતી ઈન્ડો – યુરોપિયન પ્રજામાં લોક પ્રચલિત હશે. ત્યાંથી જે પ્રજા યુરોપ તરફ ગઈ ને આ કથાને તેમની સાથે યુરોપમાં લેતી ગઈ જ્યારે ઇરાન થઈને ભારતમાં પ્રવેશનાર આર્યો પણ પોતાની સાથે આ કથા લેતા આવ્યાં. તેમાં ઋગ્વેદકારે પુરુરવા–ઉર્વશીનો સંવાદ આલેખ્યો અને આખ્યાન છોડી દીધું તેને શતપથ બ્રાહ્મણના લેખકે આલેખ્યું. અને આ કથાને વિભિન્ન સ્વરૂપે પુરાણકારોએ પણ નોંધી. આ પરથી આ પ્રાચીન લોકકથાની લોકપ્રિયતાનો સ્પષ્ટ ખ્યાલ આવે છે. આમ આ કથા એના પ્રાચીન સ્વરૂપમાં લોકકથા હતી. તે પછી પુરાણકથા Myth બની અને તે પછી લોકગાથા પણ બની ચૂકી છે.

*

પૃ. ૫૫૭થી ચાલુ]

અહીં મુ. શ્રી રામનારાયણભાઈ આપણા ભજનિક સંતોનું, વિવિધ વિશિષ્ટતાઓ, લાક્ષણિકતાઓ ભર્યા જીવનનું દૃષ્ટિબિંદુ એમના ભજનોમાં કેવી વિલક્ષણ રીતે રજુ થયું છે એ બતાવે છે. મુ.શ્રી જયમલ્લભાઈ ભજન સાહિત્યમાં પ્રગટ થતી એમની એ વિલક્ષણતાને આ રીતે રજુ કરે છે, તેમના 'આપણી લોકસંસ્કૃતિ' ગ્રંથમાં...

"આપણા સંતોનું ભજન સાહિત્ય એમની જૂજવી માનસિક સ્થિતિઓનું નિરૂપણ બતાવે છે. એમાં એમની પ્રેમલક્ષણા ભક્તિ દેખાય અને જ્ઞાનમય નિર્લેપ સ્થિતિ પણ દેખાય. એમાં તેમની ભાવુક્તા દેખાય અને ખુમારીભર્યું અવધૂતપણું પણ દેખાય...[૧]"

ને એનું કારણ છે ભક્તની પરમાત્મા પ્રત્યેની ઝંખના, 'કો અકળ, અનુપમ, અલખ, અકથ, અગમ, અદશ્ય એવા અનહદ તત્ત્વની એ ઉપાસના કરતો હોય છે–ને એમાં જ મસ્ત બનીને એ પોકારી ઊઠે છે ક્યારેક, ક્યારેક નાચી ઊઠે છે ક્યારેક કરતાલના તાલે તો ક્યારેક એકલતારાના એ તંતુ સાથે ટેરવાંની વાતડિયું કરાવીને, મસ્તાનો બનીને ગાઈ ઊઠે છે; "મેં મસ્તાના મસ્ની ખેલું મેં દિવાના દર્શનકા" અહીં એમને કોઈ સત્તા નથી રોકી શકતી, કોઈ બંધનો નથી બાંધી શકતાં. એમની શબ્દ સાધના તીવ્ર બની જાય છે ત્યારે આપોઆપ પહાડ ઉપરથી ખળખળ વહેતાં ઝરણાંની જેમ તો ક્યારેક વિનાટ ધોધની જેમ એમની અંતરની આરઝૂઓ શબ્દરૂપ ધારણ કરીને વહેવા માંડે છે. જ્યારે એમની વાણી અને વર્તન વચ્ચે કોઈ જાતનો વિસંવાદ રહેતો નથી, એનું સમગ્ર અસ્તિત્વ ઐહિક કે વ્યાવહારિક માનવ સંબંધોથી પર બની જઈને અખડાનંદ મેળવવા પ્રતિ દોટ મૂકે છે ત્યારે જ આ સર્જન થાય છે, ને ત્યારે જ ભક્ત–ભજનિક દાસી જીવણની માફક ગાઈ ઊઠે છે.

"એવાં હેત રાખો તમે રામ સે...
રાખે ચન્દ્ર ને ચકોર, રાખે બાપૈયા ને મોર...
એવા હેત રાખો તમે..."

૧ જયમલ્લ પરમારઃ 'આપણી લોકસંસ્કૃતિ પૃ-૧૪૯/સંતવાણીના વિશિષ્ટ પ્રકારો.' આ–૧. ૧૯૫૭

# માળિયા(મિયાણા)માંથી પ્રાપ્ત થયેલો વિ.સં.૧૧૨૬નો ઐતિહાસિક પાળિયો

રતુભાઇ રોહડિયા

આ વર્ષે મોરબી-માળિયા પ્રદેશ પર મચ્છુ-૨ ની જળ હોનારતના કરાળ કાળ ઓળાઓ પથરાઈ પડયા ત્યારે વિદ્વાન ઈતિહાસવિદ્ બગસરા દ. શ્રી મેરામવાળા એ વિસ્તારના અસરગ્રસ્તોને મદદ કરવા અને જાત તપાસ કરવા ઘુમેલા. આ કાર્ય અર્થે તેમને માળિયા (મિયાણા) પણ જવાનું થયેલું. ત્યાં હાઈ-સ્કૂલના આચાર્ય શ્રી. દિગ્વિજયસિંહજી જાડેજાને લઈને જાત તપાસ કરતાં તેઓ ગામના તળાવે ગયેલા.

મચ્છુબંધ-૨ ફાટવાને કારણે માળિયાનું તળાવ પણ ફાટેલું. પૂર્વ તરફની ભીડભંજન મહાદેવવાળી તળાવની પાકી પાળ તોડીને પાણી વહેલું તેને કારણે ત્યાં ૨૦-૨૦, ફૂટ ઊંડા ખાડા પડી ગયેલા. એ સ્થળેથી એક દટાયેલ છતરડી અને એક પાળિયો નીકળી આવેલ, જે દરબારશ્રી મેરામવાળાને અગત્યનો લાગતાં તેની વાચના અને નિરીક્ષણ અર્થે તેમણે મને માળિયા મોકલેલ.

## સ્થિતિ :

છતરડીનો ઉપરનો બધો ભાગ તેમજ સ્થંભો નાશ પામ્યા છે, જેના અવશેષો પણ ત્યાંથી જ પ્રાપ્ત થાય છે. સ્થંભોની માંડણીના પથ્થરો સાફ કળાય છે પણ ઓટો હજી પણ જમીનમાં દટાયેલો છે. તેનો ઉપરનો થોડો જ ભાગ જોઈ શકાય છે, આ ઓટો ભીડભંજન મહાદેવથી દશેક કદમ દૂર છે. પાળિયો ઓટા પર નથી, પણ ઉખડેલી હાલતમાં ઓટા નીચે પડયો હતો. લાગે છે કે જળ પ્રવાહનું આ પરાક્રમ હશે, અથવા પ્રથમથી જ આ સ્થિતિ હશે.

## પાળિયાનું વર્ણન

પાળિયામાં પરાક્રમશીલ યોદ્ધો ઉત્કીર્ણ થયેલ છે. તેની જમણી ભૂજામાં ઉગામેલું પ્રચંડ ભાલું છે. તે અશ્વારૂઢ છે. આગલો એક પગ ઊંચો કરેલો, અને કૂકડા માફક ડોક ઊંચી કરેલો અશ્વ ગતિશીલ લાગે છે.

પાળિયાને મથાળે હુતાત્મા વીરના યશની અમિટતા સૂચક સૂર્યચંદ્ર કોતરેલા છે. જે સૂર્યચંદ્ર રહેશે ત્યાં લગી યશ રહેશે તેમ સૂચવે છે.

પાળિયાની નીચે ત્રણ પંક્તિમાં કીર્તિલેખ ઉત્કીર્ણ કરેલ છે. જેની લિપિ કાના માત્રા વગરની છે. આ લેખને મેં શ્રી, દિગ્વિજયસિંહ જાડેજા, શ્રી. ધર્મેન્દ્રસિંહ જાડેજાના સહકારથી વાંચેલો.

## વાચના :

પ્રથમ પંક્તિ : સંવત ૧૧૨૬ ન અ(ષા)ઢ સદ ૧૬ (૧૩) વર ૨૧

બીજી પંક્તિ : વઢ (ર) રતનમલ.........

ત્રીજી પંક્તિ.................નવઘણ (?)

આ રીતે જોતાં લિપિ કાના માત્રા વગરની છે. અને અશુદ્ધ પણ છે. સંભવતઃ એ કીર્તિ લેખ ઉત્કીર્ણ કરનાર કારીગરના અક્ષકચરા ભણતરનું પરિણામ હોય. ત્રીજી પંકતમાં લખાયેલ શબ્દ 'નવઘણ'માં 'ઘ' કંઈક 'દ' જેવો પણ લાગે છે. લાગે છે કે અભિપ્રેત શબ્દ તો નવઘણ હશે પણ કોતરનારો 'ઘ' ને આકારનો' । 'આવો દંડ મૂકવાનું વિસરી ગયો હશે. એ કારણે આમ થયું હોય.

## અર્થઘટન:

પાળિયાની વાચનાનું અર્થઘટન આ પ્રમાણે થઈ શકે છે. વિક્રમ સંવત ૧૧૨૬ ના અષાઢ સુદ



અનુ. પૃ. ૫૬૫]

# શ્રી સુદામાજીનો કક્કો

શ્રી શંભુદાન બારોટ

કકા કમલનયન નારાયણ સ્વામી, બસે દ્વારકા અંતરજામી
વાસુદેવ શ્રી કૃષ્ણ છાજે, પ્રદ્યુમન અનિરૂદ્ધ બીરાજે

કકા કલિયુગ નામ આધારા, પ્રભુ સમરો ભવ ઉતરોપારા
સતસંગ કર હરિરસ પીજે, જીવન-જનમ સફલ કરી લીજે

ખખા ખોજો સકલ સમાના. જાકો ગાવે વેદ પુરાના
નીરભ્ય નામ હરિકો લીજે, ચરન કમલકો ધ્યાન ધરીજે

ગગા ગાન ગોવિંદકા ગાવો, માયા જાલ ભૂલ મત જાઓ
ધન જોબન તન રંગ પતંગા, છીન મે છાડ હોત યહ સંગા

ઘઘા ઘટ ઘટ બોલત ભાઇ, જલ થલમેં પ્રભુ રહે સમાઇ
ઊંચનીચ જ્ઞાન કરી દેખો, એક હી બ્રહ્મ સકલમેં લેખો

ઙઙા નીગમ ખોજ કરી દેખો, દૂજો અમર નહિ કોઉ લેખો
સપત દ્વીપ અરૂ ચૌદ બ્રહ્માંડા, તા મહીં છાય રહે નવખંડા

ચિત્ત નિશ્ચય કરી રાખો, મિથ્યાવાદ જૂઠ મત ભાંખો
સત્ય શબ્દ તપ હોત પ્રમાના જૂઠ બચન હે પાપ સમાના

છછા છલ બલ તજો વિકારા, નિરમલ નામ જપો એક સારા
કામ ક્રોધ કો તજો પ્રસંગા, સદા રહો સંતન કે સંગા

જજા જપો જગતપતિ ઇશા, જાકો ધ્યાવે સુર તેત્રીસા
નિશ વાસર રહીયે લય લાઇ, હરિપદ કમલ સદા સુખ દાઇ

ઝઝા ઝેર ન કીજે ભાઇ, શિર પર કાલ રચ્યો મંડાઇ
ચેતન હોઇ હરિ શરણે રહીએ, કાલ ત્રાસ કાહેકો સહીએ.

ઞીમીસ ઞીમીસ હરિ રૂપ નિહારો, ચિંતન ધ્યાન પલક નહિ ટારો
આઠે જામ રહો પલટાઇ, ચિત્ત ચરનમેં રહો સમાઇ

ટટા ટારો જગતકા તાતા, નહિ કોઇ માત, પિતા, સુત, ભ્રાતા
હરિસમ હેતુ નહિ કોઇ અપના, જગવહેવાર રચનકા સપના.

ઠઠા ઠાકુર પરમ સનેહી, જીશીને દીની સુંદર દેહી
નર દેહીકો લાવો લીજે, પ્રેમ મગન હોઇ હરિરસ પીજે

ડડા ડામાડોલ ચિત્ત નહીં કરો, હિરદયે ધ્યાન હરિકો ધરો
અન્ય દેવ કાહેકો ધ્યાવો, દ્રઢ વિશ્વાસ વિષ્ણુ ગુણ ગાઓ

ઢઢા ઢુંઢનકો કહાં જાઇ, રોમ રોમ પ્રભુ રહ્યો સમાઇ
પીંડ બ્રહ્માંડ રયા ભરપૂરા, સદા નિકટ હરિ બહુ નહિ દૂરા

ણુણા નામ હરિકો લીજે. હરિ ભગ્તન કી સેવા કીજે
સચી ભક્તિ ભગવાનકો ભાવે, પ્રેમ સઇત રસના ગુણ ગાવે

તતા તેરી સચ્ચી કમાઇ, નર દેહ સમરન કો પાઈ
હરિભજકે ગર્ભવાસ તે છૂટો, રામનાથ જે શોધન લૂંટો.

થથા થોડા જીવન ભાઇ, ભજ હરિ જન્મ વથા સબ જાઈ
ચેતન હોઇ હરિનામ ઉચ્ચારો, તન મન ત્રિવીધી તાપ નીવારો

દદા દેખો જગ વયવારા, માયા જાલ બાંધ્યો સંસારા
બંધન તે છૂટનેકો ચહિયે, સરન જાહી સંતનકે રહિયે

ધધા ધનનીધર સબ માંહી, સંતનકો પ્રભુ સદા સહાઇ
સદા સમીપ નીમીષ નહિં. ટરહિં, ભક્ત જનોકી સેવા કરહિં

નના નેહ હરિસો લાવો, પ્રેમ મગ્ન રસના ગુણ ગાવો
પાખંડ-ધર્મ તજો મમ ભ્રાતા, સંત્ જનોકો કીજે સાથા

પપા પૂરણ જનમ ગમાયો, ગુન આબાદ પ્રભુકો નહિ ગાયો
માયા ભર્મ ભૂલી રહ્યો અંધા, જનમ ગમાયો કર કૂડ ધંધા

ફફા ફરીફરી મોહકે ફંદા, હજી ન ચેત્યો મૂરખ અંધા
ગુરુ ચરણકી ધરમન આશા, હરિ ભજ મટે જમકા ત્રાશા

બબા બોલો અમરત બાની, સ્નેહ પ્રીતિ રસના ગુન ગાની
હરિ હરિ હરિ રદયે ધરી·રાખો, કટુ વચન સુખસે નહિ ભાખો

ભભા ભૂલ્યો મંન ^ સમજાવો, જાશો ભવજલ ફરી ન આવો
એસી ભક્તિ કરો મન મેરા, જરા મરણ હોવે નહિ તેરા

મમા મોહ જાલ ભવ ભારી ઢીમર કાલ મીન સંસારી
લીએ જાલ જમ ફીરત અહેરા હરિ વિમુખન પર દેતે દેરા

યયા અવસર નહિ આવે વારા તાને પુનહ કરત પૂકારા
હે મનમિત્ર ચતુર સુજાના વીષ રસ છાંડી ભજો ભગવાના

રરા રટના હરિસો લાવો હીરા જન્મ વ્રથા ન ગુમાવો
ચેસા હીરાજો ગુમ જાઇ અવસર ચૂકે ફીર પછતાઇ

લલા અમોલ નામ ધન ભરના ભંડારે જતં કર ધરના
પ્રભુ, લાલ, ગુરુ, દેવ લખાયા ત્રસણા લોભ સબે ભુલવાયા

વવા ગુરુ બલિહારી જઈએ જાસે વસ્તુ અગોચર લઇયે
વારમવાર નમહું પદ માથા હરિપદ કમલ ચરન ચિત્ત જાથા

શશા સતગુરુ કી બડાઈ મહિમા મુખસે બણી ન જાઇ
ચિત્ત લાગો સત્તગુરુ કે ચરના રસના એક કહા લગી બરના
ખિંચી લીયો ગુરુ અપની, ઓરા માયા ફંદ પલકમેં તોરા
નિરભય ભયે પ.પ સબ ત્યાગે જબ ગુરુ ચરનામેં ચિત્ત લાગે

નીચ વિચાર મીટ જાય જગતે દિપક જ્ઞાન દીયે ગુરુ તબતે
નાસ્યો તીમિર ભયો પ્રકાશા કોટિ કોટિ રવિ પૂરન ભાસા
હરિ ગયે પાપ પરાક્ષીત આપે શ્રી ગુરુ ચરન કમલ પ્રતાપે
જોશે ધુંધ ચહૂ દિશે અંધેરા પ્રગટ ભાનુ જબ ભયે ઉજેરા
લેવે કું હરિ જાકો નામા દેવે કું અન્નદાન લખાના
ધરને કું પ્રભુજીકા ધ્યાના સેવન કું ગુરુ ચરન પ્રમાના
વિષય પંચને છૂટના ચહીયે સતગુરુ બોધ શુધ્ધચિત્ત લહીયે
નામ મધુર રસ પીયો સુજાના ગર્ભવાસ નહિ હોય પ્રયાના
પરમ અર્થ આનંદ ગુન ગાવો સબ સંતન કો શીશ નમાવો
પતિત દીન હે દાસ સુદામા નમસ્કાર સદ્‌ગુરુ ભગવાના

પૃ. ૫૬૩થી ચાલુ]

૧૩ ને રવિવારના દિવસે વાઢેર રતનમલ અત્રે રા' નવઘણના રાજ્યકાળે દરમ્યાન વીરગતિ પામ્યા. મારું અને દ. શ્રી. મેરામવાળાનું આ અનુમાન છે.

કેમકે પ્રથમ પંક્તિમાં સંવત ૧૧૨૬ ન અ(પ)ઢ સદ વર રવ એ સ્પષ્ટ પણે વિ.સં. ૧૧૨૬ના અષાઢ સુદ ૧૩ રવિવારનું સૂચન કરે છે. જો કે ઉત્કીર્ણ કરનારે 'અ ઢ' કોતરેલ છે. જેથી ખૂટતો 'ષ' અક્ષર કૌંસમાં મૂકીને મેં ઉમેરી લીધો છે! ૧૩ ની સંખ્યા દર્શક આકડામાં ત્રગડો પણ ઉંધો કોતરાયો છે! એથી એની સંખ્યા ૧૬ થાય છે. પણ તિથિઓની મૂળ સંખ્યાં પંદર જ છે. એટલે એ આંકડો સોળનો હોવાનું કોઈ કારણ નથી. પણ લહિયાએ ત્રગડો ઉંધો કોતરીને કરેલ ગોટાળો માત્ર જ લાગે છે.

બીજી પંકિતમાં 'વઢર રતનમલ'એ સ્પષ્ટપણે વાઢેર રતનમલ્લનું કાનામાત્રા વગરનું સ્વરૂપ છે.

ત્રીજી પંકિતના 'નવઘણ' શબ્દની આસપાસના અક્ષરો ઘસાઈને અવાચ્ય થઈ ગયા હોઈ સંભવત: ત્રીજી પંકિતમાં 'નવઘણના રાજ્યકાળે' એવી મતલબનું લખાણ કોતરાયેલું હશે.

પાળિયા ઉપર છતરડી હોવાથી અનુમાન થાય છે કે વીરગતિ પામનાર રતનમલ્લ વાઢેર સાવ સાધારણ રજપૂત નથી, પણ કંઈક મોભાદાર છે.

તો પાળિયામાં ઉત્કીર્ણ 'નવઘણ' એ જુનાગઢ પતિ રા' નવઘણ હોઈ શકે.

**ફલીતાર્થ :**

(૧) વિ. સં. ૧૧૨૬, માં સૌરાષ્ટ્રમાં વાઢેર ક્ષત્રિયો હતા.

(૨) એ સમયે માળિયા ગામ પણ અસ્તિત્વમાં હતું. પછી ભલે તેનું નામ બીજું હોય.

(૩) વીરગતિ પામેલ રતનમલ્લ વાઢેર કદાચ એ સમયે એ પ્રદેશનો નાનો સરખો ૧-૨ ગામડાનો જાગીરદાર પણ હોઈ શકે.

(૪) એ સમયે જુનાગઢની આણ માળિયા સુધી ફરતી હતી તેમ પણ માની શકાય.

**નવઘણ કયો ?**

સ્વ. શ્રી. ડોલરરાય માંકડે ચૂડાસમા રાજવંશની વંશાવળીનું સંકલન કર્યું છે. (સ્વપ્નાં પૂરાં કે અધૂરાં ? લે. ડોલરરાય માંકડ પૃ. ૧૪૮-૧૪૯) એમાં જુનાગઢના રા'ગ્રહરિપુથી સાતમી પેઢીએ રા' રાયઘણ થયો છે. એ રાયઘણના પિતાનું નામ રા'નવઘણ છે. (નોંઘણ) લાગે છે કે પાળિયામાં ઉત્કીર્ણ રા'નવઘણ એ આજ હશે. અને ઈતિહાસ પ્રમાણે એ સિધ્ધરાજના પિતા કર્ણ કે જેનો રાજ્યકાળ વિ. સં. ૧૧૨૦ થી ૧૧૫૦ છે. (જુઓ ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઈતિહાસ લે. સ્વ. દુર્ગાશંકર કે. શાસ્ત્રી પૃ: ૫૨૧) તેનો સમકાલીન ઠરે છે. એટલે આ જુનાગઢના ચુડાસમા રાજવંશનો રા'નવઘણ બીજો છે.

આ તો પ્રાથમિક વાચના માત્ર છે. રબ્બીંગ લઈ ફોટો પણ પાડીને પૂનઃવાચના થાય તે જરૂરનું છે, જેથી જો પ્રથમ વાચનમાં કંઈ ભૂલ હોય તો તે પણ સુધારી શકાય.

# દાસી જીવણનાં ભજનો

સં. જયમલ્લ પરમાર

[હરિજન સંતોની વાણીના આ ૧૧મા હપ્તા સમયે મારી પાસેના દાસી જીવણનાં સંઘરેલાં ૧૦૮ ભજનો પૂરાં થાય છે. સૌ. યુનિ.માં દાસી જીવણ ઉપર પીએચ. ડી.નો થીસીસ તૈયાર કરતા ભાઈ નિરંજન રાજગુરૂના સંશોધન મુજબ દાસી જીવણના ૧૧૯ ભજનો મળે છે. હવે મારી પાસેનાં હરિજન સંતોનાં થોડાં ભજનો હજી સંઘરેલાં છે તે થોડે થોડે આપતો રહીશ.)

## પદ ૧૦૨ રાગ પ્રભાતી

જીવન મુગતા જેને સંતો જાણીયેં, પ્રીતું ગુરૂજીસેં પાળે;
શબ્દ વિચારી મહા સંતને સેવીયેંતો, ત્રિવેણી ફાંસી લઇ ટાળે રે. જીવન. ટેક.

જાણ્યું જગતમાં જોગીડા જીત્યો રે, જ્ઞાનમાં આપું લઈ ગાળ રે;
શબ્દનું ચસમું તુરત ચડાવીને, ચડે માયલે માળે રે જીવન. ટેક.

સહુમાં હાલેને સહુમાં માલે રે, ખેલે મર રંગ રસાળે રે;
વળગે નહિ વાકું કહુવે વીકારારે, ધાત હેમની ઢાળે રે જીવન. ટેક.

આતમ દરશી એમજ ઓળખો રે, એક ભરોંસો ભાળે રે;
રેવે દેહીમાંને ખેલે વીદેહીમાં રે, ખેલે મરજીવા ખાળે રે જીવન. ટેક.

જીતી જાણેને મહા રસ માણે રે, આઠે પોહોર અંજવાળે રે;
દાસી જીવણ સતભીમ કેરાં ચરણાં રે, પ્રેમ ઠેર્યા એક થાળે રે જીવન. ટેક.

## પદ ૧૦૩ રાગ પ્રભાતી

સતગુરૂવેં મુને ચોરી રે શીખાડી, જ્ઞાન ગણેશીયો ઘડાગો રે ટેક

પવન રૂપી ઘોડો પલાણ્યો, ઉલટી ચાલ ચલાયો રે;
ગંગા જમનાના ઘાટ ઉલંઘી, જઇને અલખ ધીરે ધાયો રે જી. સતગુરૂ–૧

ધમણ ધમુંકે તીયાં વાજું ચમુંકે. અનહદ નોબત વાગે રે;
ઠારોઠાર ત્યાં જ્યોતું જલત હેં, ચેતન ચોકીમાંઈ જાગે રે જી. સતગુરૂ–૨

સાંકડી શેરી ત્યાં વાટું વસમી, માલમીયેં મુને મુકયો રે,
નામની તો નીસરણી કીધી, જઇને ધણીને મોહે લે ઢૂંકયો રે જી. સતગુરૂ–૩

સીલ સંતોકનાં ખાતર દીધાં, પ્રેમેં પેસારો માંઇ કીધો રે;
પેસતાંને પારસમણી લાધી, માલ મુંગો લીધો રે જી. સતગુરૂ–૪

આરે વેળાયેં હું ઘણુંજ ખાટયો, માલપુરણ પાયો રે;
દાસી જીવણ સતભીમને ચરણે, મારો ફેરો ફાળ્યો રે જી. સતગુરૂ–૫

# સુજન સંશોધક ને ઈતિહાસવિદ્ સ્વ. હરિશંકરભાઈ શાસ્ત્રી

મણિભાઈ વોરા

સોમનાથ પાટણના ઇતિહાસ પુરાતત્ત્વના પીઢ વિદ્વાન શાસ્ત્રી હરિશંકર પ્રાણશંકર ત્રિવેદીનું અચાનક હૃદય બેસી જવાથી તા. ૨૦-૨-૮૦ની સવારે નિધન થતાં તેમના કુટુંબીજનો, સોમપુરા બ્રાહ્મણ જ્ઞાતિજનો અને અસંખ્ય સ્નેહીજનોમાં ભારે શોક અને ગ્લાનિની લાગણી ફેલાઈ છે.

શ્રી હરિશંકર શાસ્ત્રી પ્રભાસપાટણ મ્યુઝિયમના માજી ક્યુરેટર હતા. ભગવાન સોમનાથના નવાં મંદિર નિર્માણ અને સોમનાથ પાટણ મ્યુઝિયમ નિર્માણમાં સ્વર્ગસ્થ શાસ્ત્રીજીનો વિનમ્ર ફાળો હતો. પોતે સંસ્કૃત અને ઇતિહાસના જ્ઞાતા હોવાથી 'ગુજરાતી' તેમજ ફાર્બસ સોસાયટીના ત્રિમાસિકમાં સ્થાનિક ઇતિહાસના લેખો અર્ધી સદી પૂર્વેથી આપતા. છેલ્લે સુધી ગુજરાતના પ્રતિષ્ઠિત સામયિકોમાં શાસ્ત્રીજીના નક્કર મુદ્દા ઉપરના લેખો આપતા રહેલ છે. 'ગુજરાતના પાશુપતાચાર્યો', 'પ્રભાસના વાજા રાજવીઓ', 'પ્રભાસના વિષ્ણુ મંદિરો', 'પ્રભાસ ક્ષેત્રનાં શિવાલયો', 'અપ્રસિદ્ધ શિલાલેખો' જેવા લેખો તેઓશ્રીની સચોટ રજુઆતના નમૂનારૂપ છે. હમણા જ શાસ્ત્રીજીનો લેખસંગ્રહ 'યત્કિંચિત્' રાજ્ય સરકારની સહાયથી બહાર પડયો છે. જે આ વિષયનું મોંઘેરૂં પુસ્તક છે.

શ્રી હરિશંકરભાઈ 'પ્રભાસ સંશોધન સભા' તેમજ 'સૌરાષ્ટ્ર ઇતિહાસ સંશોધન સભા'ના આજીવન સ્થાપક સભ્ય હતા; ગુજરાત ઇતિહાસ પરિષદના માનાર્હ સભ્ય હતા; પોરબંદર પુરાતત્ત્વ સંશોધન મંડળના આજીવન સભ્ય તેમજ ગુરુજન હતા.

ઇતિહાસ પુરાતત્ત્વના અભ્યાસી દેશવિદેશથી આવતા વિદ્વાનો માટે શાસ્ત્રીજીનું ઘર યાત્રાસ્થાન હતું. સૌ કોઈ તેઓશ્રીને મળી આનંદ-સંતોષ પામતું. સૌરાષ્ટ્રના ઇતિહાસની સ્પષ્ટ જાણકારી, અભિલેખ વાચવા સમજાવાની દક્ષતા, અનન્યદૃષ્ટિ છતાં અદ્‌ભૂત વિનમ્રતથી આ સાત્ત્વિક પુરુષે તેના સંસર્ગમાં આવનાર તમામનાં દિલ જીતી લીધા. આવા દિવ્ય પુરુષ હતા પૂ. શાસ્ત્રીજી. આ મહાપુરુષના દેહવિલયથી આ ક્ષેત્રે સારાયે ગુજરાતને ખોટ પડી છે.

દિલ અને દિમાગના ખુલ્લા અને પ્રસન્ન એવા પરમહિતૈષી ઋષિજન જવાથી પોરબંદર પુરાતત્ત્વ સંશોધન મંડળના પરિવારના આપ્તજન વડીલ ગુમાવ્યાનું દુઃખ છે.

સુદામાપુરીના અમારા મંડળને સ્વ. કલ્યાણરાય નથુભાઈ જોષી જતાં દ્વારિકા ક્ષેત્રે પાંખ તૂટી ગઈ હતી; શ્રી હરિશંકર શાસ્ત્રી જતાં પ્રભાસ ક્ષેત્રની પાંખ તુટી ગઈ. વડીલોના આશીર્વાદ ખોવાનું દુઃખ ઓછું નથી.

પરમ કૃપાળુ પરમાત્મા પૂ. શાસ્ત્રીજીના પવિત્ર આત્માને શિવરૂપમાં પરમ શાંતિ આપે એ પ્રાર્થના.

છેલ્લા ત્રીસ વર્ષથી પ્રગટ થતું આરોગ્યનું માસિક

# તંદુરસ્તી

તંત્રી :

ડૉ. ભૂપતરાય મો. દવે

* દર મહિનાની પહેલી તારીખે પ્રગટ થાય છે.
* દવા પી પીને થાકેલા લોકો માટે નવી પ્રેરણા આપે છે. દવા વગર સાજા થવાનો માર્ગ બતાવે છે.
* પ્રત્યેક અંકમાં આરોગ્યની ચર્ચા કરતા અનુભવી તંત્રીની કલમે લખાયેલા પ્રશ્નોના ઉત્તર સૌ કોઇને ઉપયોગી થાય છે.
* સૌ કોઇને ઉપયોગી થાય તેવી દર્દીઓની અનુભવ કથા, સ્ત્રીઓનાં દર્દોના ઉપચારો, સ્ત્રીઓ અને બાળકોના મૂંઝવતા પ્રશ્નોના ઉત્તર, આહાર વિષે સાચું માર્ગદર્શન આપતા લેખો, ઉપરાંત બીજું ઉપયોગી વાચન આ માસિકમાં દર મહિને આવે છે.
* વરસમાં જૂન, સપ્ટેંબર, ડિસેમ્બર, અને માર્ચ એમ ચાર માસથી ગ્રાહક થઈ શકાય છે
* વધારે વિગત જાણવા માટે ફોન કરો ૪૭૨ ૩૧૯.
* **વાર્ષિક લવાજમ ૧૫ રૂપિયા**

**પરદેશનું લવાજમ રૂા. ૩૫ (પાંત્રીસ)**

-: આપનું લવાજમ નીચેના સરનામે મોકલો :-

તંદુરસ્તી કાર્યાલય

આરોગ્ય-ધામ, બાબુભાઈ ટેરેસ, બીજે માળે, બ્લોક નં ૬. ડૉ. આંબેડકર રોડ,

માહેશ્વરી ગાર્ડન પાસે, (બર્મા શેલ પેટ્રોલ પંપ પાસે)

**માટુંગા (જી. આઈ. પી.) મુંબઈ-૧૯.**

**અથવા**

## તંદુરસ્તી કાર્યાલય

૭, પૂર્ણેશ્વર ચેમ્બર્સ, દીનેશ હોલ સામે

ઈન્કમટેક્ષ બિલ્ડીંગ પછવાડે

નવરંગપુરા : **અમદાવાદ-૩૮૦૦૦૯**

લોકસાહિત્યની સર્વગ્રાહી છણાવટ કરતું

## વૈજ્ઞાનિક નિરૂપણનું પહેલું પુસ્તક

# લોક, સાહિત્ય અને સંસ્કૃતિ

અર્ધી સદીના અનુભવ અને અભ્યાસનો નીચોડ

**લેખક : જયમલ્લ પરમાર**

જેમાં લોક, લોકસાહિત્ય અને લોકસંસ્કૃતિના ઉદ્ભવ, વિકાસ, વ્યુત્પત્તિ, વ્યાખ્યા, લક્ષણો અને સ્વરૂપોનું વિશદ વિવરણ કરવામાં આવ્યું છે.

જેમાં લોકસાહિત્ય ને શિક્ષણ, લોકસાહિત્યનું ઐતિહાસિક અન્વેષણ, ભાષાનાં રૂપ અને લૌકિક સ્વરૂપની ઊંડી આલોચના કરવામાં આવી છે.

જેમાં લોકસાહિત્ય અંગે પ્રવર્તતા અનેક વિસંવાદી ને પરસ્પર વિરોધી સિદ્ધાંતોનું નિરસન કરીને લોકસાહિત્યને નિશ્ચિતરૂપે આકારવામાં આવ્યું છે.

**મન, બુદ્ધિ અને હૃદયને એકસાથે અપીલ કરતું**

**પ્રાણવાન પ્રકાશન**

મૂલ્ય રૂ. ૨૦ : રજીસ્ટર્ડ પોસ્ટેજ રૂ.-૨/૫૫
વી. પી. નહિ કરાય. મ. ઓ. દ્વારા પૈસા મોકલવાથી મોકલાશે

: પ્રાપ્તિ સ્થાન :

**ઊર્મિનવરચના કાર્યાલય : ૧૩ જાગનાથ પ્લોટ : રાજકોટ-૧**

Oormy Navrachana Rajkot-1 (March-'80)ફી' રૂા ૨-૦૦ Regd. No. G-RJ-82

# ૩૦૦૦ દુહા–સોરઠાનો

મબલખ ખજાનો એટલે દુહા–સોરઠાનાં
સર્વાંગી મૂલ્યાંકન સાથેનો વિશિષ્ટ અંક

# દુહો દસમો વેદ

લોકસાહિત્યમાં અપ્રાપ્ય અને અતિપ્રિય અંક

લોકસાહિત્યમાં અશ્વ
અને
લોકસાહિત્યમાં નારી

બન્ને અંકોની થોડી નકલો મળી આવી છે.

**લોકસાહિત્યમાં સિંહ**
**લોકસાહિત્યમાં પક્ષીઓ**
**ખાંભી અને પાળિયા**
**ધર્મ શાધના**
**લોકભારત ને કંઠાર**

ઉપરના દરેક અંકો પાકા બાઇન્ડીંગમાં મળશે. દર એક અંકની કિંમત ૧૫-૧૫ રૂપિયા અને રજીસ્ટર્ડ પોસ્ટેજના રૂા. ૨-૭૫ મળી રૂા. ૧૭-૭૫ નો મનીઓર્ડર કરવાથી મોકલાશે. વી.પી. નથી કરતા.—વ્યવસ્થાપક

'ઊર્મિનવરચના': ૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ-૩૬૦ ૦૦૧

# ઊર્મિ નવરચના

આદ્ય તંત્રી: સ્વ. ઈશ્વરલાલ મો. દવે

તંત્રી: જયમલ્લ પરમાર



વર્ષ ૫૧ · એપ્રિલ · ૧૯૮૦

અંક ૧ · સળંગ અંક ૬૦૧

જયન્ત પરમાર
૯, ચેતન સોસાયટી : પાલડી
અમદાવાદ 380 007
ફોન : [illegible]

તંત્રી : જયમલ્લ પરમાર

વર્ષ : ૫૧ : એપ્રિલ : ૮૦ : અંક ; ૧ : સળંગ અંક : ૬૦૧



## અનુક્રમણિકા

| પૃષ્ઠ | લેખ | લેખક |
| --- | --- | --- |




માલિક, મુદ્રક અને પ્રકાશક: રાજુલ ઈ. દવે : ૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ-૧
મુદ્રણસ્થાન : સ્વરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે : રેસકોર્સ રોડ, રાજકોટ-૧

# અર્પણુ એ સૌને

# જેમણે 'ઊર્મિનવરચના'નો બાગ સદા મહેકતો રાખ્યો

જયમલ્લ પરમાર

ચૌદ વરસ પહેલાં ઊર્મિનવરચનાનું સંપાદન અમે હાથ ધર્યું ત્યારે ૫૦ વરસની મંઝિલે એને પહોંચાડી શકાશે ને પ્રૌઢિના દારોદમામ સાથે વનમાં પ્રવેશ કરશે એવી તો કલ્પના સુદ્ધાં ન હતી.

ગુજરાતમાં સામાયિકોમાં જ્વલંત કારકિર્દી ધરાવવા છતાં ૧૯૬૦ પછીનાં વર્ષોમાં તે ખોટમાં ખેંચાયે જતું હતું, આથી ભારતી સાહિત્ય સંઘ 'ઊર્મિનવરચના'નું પ્રકાશન બંધ કરવા માગે છે એમ જ્યારે શ્રી ઈશ્વરભાઈએ જણાવ્યું ત્યારે સૌથી વધુ આંચકો ઈશ્વરભાઈનાં પત્ની શ્રી. વિદ્યાબહેનને લાગ્યો. ૧૯૩૮થી શ્રી. વિદ્યાબહેન 'ઊર્મિનવરચના'ના સંચાલન ને સાહિત્ય–સંસ્કારનાં સાક્ષીભૂત રહેતાં આવેલાં. એને કારણે ભારતી સાહિત્ય સંઘના સંચાલક મિત્રમંડળ અને ઘણા સાહિત્યકારો સાથેના કૌટુંબિક સંબંધો વિકસેલા.

ગુજરાતના વિવિધ સમાજસેવકો, સાક્ષરો, કવિ–લેખકો, ચિત્રકારો અને સ્વાતંત્ર્ય સંગ્રામના બહુધા પોલિશ વિભાગના તેજસ્વી સૈનિકોના મિત્ર-મંડળના દિલોદિમાગથી પરિપુષ્ટ બનેલું 'ઊર્મિ-નવરચના' સંસ્કાર–સાહિત્ય અને સમાજસેવાનું એક જીવંત સ્રોત હતું. એનું પ્રકાશન હરહાલતમાં ચાલુ રહેવું જોઈએ એવો વિદ્યાબહેનનો આગ્રહ, પણ ભારતી સાહિત્ય સંઘના વ્યવસાયની રૂખ બદલતી જતી હતી, એમાં 'ઊર્મિનવરચના'નો બોજો તે ખેંચી શકે તેમ નહતું.

બે વરસથી આ વાત ચાલ્યા કરતી હતી. છેવટ ભા. સા. સંઘે 'ઊર્મિનવરચના'નું પ્રકાશન બંધ કરવાનું જ નક્કી કર્યું ત્યારે વિદ્યાબહેન કહે આપણે હાથોહાથ એનો બોજો ઉપાડી લઈ ઘેરથી ચલાવશું. ૧૯૬૫ થી હું જાહેર પ્રવૃત્તિઓમાંથી નિવૃત્તિ લેતો જતો હતો અને ૧૯૬૭માં અમે 'ઊર્મિનવરચના'ની સંપૂર્ણ જવાબદારી સ્વીકારી ત્યારે ગ્રાહક સંખ્યા પોણા ત્રણસોની હતી અને ૭૫ કોપી કોમ્પ્લીમેન્ટરી – ભેટમાં જતી હતી.

કોઈપણ ભોગે 'ઊર્મિનવરચના' ચલાવવાના મક્કમ નિરધાર સાથે વિદ્યાબહેને સમગ્ર વ્યવસ્થા ઉપાડી લીધી અને મેં સંપાદન સંભાળ્યું. ત્યારથી વિદ્યાબહેન હિસાબી વહીવટ, ગ્રાહકોનાં રજીસ્ટર, એનો પત્ર વ્યવહાર અને અંકોના રેપર ઉપર સરનામાં કરવનું નિરસ કાર્ય રસપૂર્વક કરતાં રહ્યાં છે. એમનો પુત્ર રાજુ ત્યારે દસ વરસનો. ઈશ્વરભાઈ પણ જ્યારે દેશમાં ઘેર હોય ત્યારે વિદ્યાબહેનને નાના મોટા કામમાં મદદરૂપ બનતા રહેતા. અને આમ કાગળ, પ્રિન્ટીંગ અને પોસ્ટીંગ સિવાય એક પાઈનું પણ ખર્ચ 'ઊર્મિનવરચના' ઉપર ન ચડાવતાં હાથોહાથ અમે સંચાલન ઉપાડી લીધું. ત્યારે તો એવી કલ્પના પણ ક્યાંથી હોય કે તે દિવસનો ૧૦ વર્ષનો રાજુ ભડભાદર બની જશે ને જતે દિવસે અમારો કાર્યભાર હળવો કરશે!

શ્રી. ઈશ્વરભાઈના સૌથી મોટાભાઈ શ્રી. મૂળ-શંકરભાઈ વ્યવસાયી ને સાહસિક પ્રકૃતિના સાહિત્ય-રસિક આદમી. વસવાટ કરાંચીમાં. ત્યાં એમણે ડેન્સો હોલમાં પ્રભાત પ્રીન્ટરી નામે પ્રેસ શરૂ કરેલું. કરાચી ગુજરાતી સાહિત્યકારોની ફળદ્રુપ ભોમકા. શ્રી મૂળશંકર-ભાઈ પાસે પ્રેસ તો હતું જ અને ગુજરાતી સાહિત્ય-કારોની પ્રેરણા અને પુરુષાર્થથી સને ૧૯૩૦ના એપ્રિલથી 'ઊર્મિ' માસિક શરૂ કર્યું.

આ 'ઊર્મિ'ના સૌથી પહેલા તંત્રીઓ હતા યુવાનીને ઉંબરે પગ મૂકતા નવલોહિયા શ્રી ઈન્દુલાલ ફુલચંદ ગાંધી અને શ્રી ચીમનલાલ કચરાભાઈ ગાંધી. શ્રી ચીમનભાઈ ગાંધી છૂટા થયા પછી શ્રી. ડોલરરાય માંકડ અને શ્રી. ભવાનીશંકર વ્યાસ જોડાયા. 'ઊર્મિ'-ની અવતાર કથાનું દિલચશ્પ બયાન આપણને શ્રી. ઈન્દુભાઈના લેખમાંથી મળે છે, ને એ અંગેની કેટલીક

માહિતી શ્રી. વજુભાઈ શાહ અને શ્રી. કાંતિભાઈ શાહના લેખોમાંથી આપણને મળે છે. ઊર્મિનાં શરૂઆતનાં ૭ સાત વર્ષનો ઈતિહાસ એટલે કરાચીના સાક્ષરો, કવિ-લેખકો, નાટ્યકારો અને સાહિત્યરસિક ગુજરાતીઓનો ઈતિહાસ.

૧૯૩૬ – ૩૭ માં શ્રી. મોહનલાલ સોપાન અને ઈશ્વરભાઈ વગેરે મિત્રોએ કરાંચીમાં અંજલિ ગ્રંથ-માળા શરૂ કરી અને ૧૯૩૭ – ૩૮ માં ગુજરાતના પાટનગર અમદાવાદ લઈ આવ્યા. ઊર્મિ માસિક એમને સોંપાયું ને સંસ્કાર – સાહિત્યનું એ માધ્યમ બન્યું, ત્યારથી શ્રી. ઈશ્વરભાઈ તંત્રી બન્યા. શ્રી કાંતિ-ભાઈ શાહ પણ ઊર્મિનવરચનાનાં જોડિયા તંત્રી બન્યા. ૧૯૩૯માં શ્રી મોહનભાઈ સોપાન તંત્રી બન્યા તે ૧૯૪૨ સુધી રહ્યા.

અહીં સ્વાતંત્ર્ય સંગ્રામના ઘણા ભેરૂબંધો જોડાયા અને એમાંથી ભારતી સાહિત્ય સંઘનો જન્મ થયો. એમાંથી ઈશ્વરભાઈ, કાંતિભાઈ શાહ અને તારાચંદ રવાણી સંઘની ગ્રંથાવલિઓના અને 'ઊર્મિનવરચના'ના ગ્રાહકો બનાવવા દેશના ખૂણે ખૂણે વસતા ગુજરાતીઓ સુધી પહોંચી જતા. એ કાળે ગુજરાત અને બૃહદગુજરાતમાં 'ઊર્મિનવરચના'નો ઘણો ફેલાવો હતો. ગુજરાતી સાહિ-ત્ય – સર્જકોની કૃતિઓ દેશમાં અને પરદેશમાં પ્રસાર કરવાનો ઘણો યશ આ મિત્રોને ફાળે જાય છે. એમાં ૧૯૫૨થી ૧૯૭૮ સુધીના ગુજરાતી સાહિત્યના પરદેશમાં કરેલા પ્રસારનો સૌથી મોટો યશ શ્રી. ઈશ્વરભાઈને ફાળે જાય છે.

સંઘ અમદાવાદ આવ્યો ત્યારે શ્રી. જમુભાઈ રવાણી–'દિનકાર' નામે સામયિક કાઢતા. શ્રી. વજુભાઈ શાહને લોકઘડતર અને સામાજિક પરિવર્તનની પ્રવૃત્તિ માટે જમુભાઈએ લખવા આગ્રહ કર્યો. એથી વજુભાઈ શાહે 'દિનકર'નું નામ બદલી 'નવરચના' રાખ્યું ને તંત્ર સંચાલન હાથમાં લીધું. સંઘ ચલાવનારા મિત્રો પણ એક જ મિત્રમંડળના હતા, તેથી શ્રી મોહનભાઈ સોપાને કહ્યું કે 'ઊર્મિ' અને 'નવરચના' એક કરીએ તો શક્તિનું વિભાજન થતાં આટકે અને આમ 'ઊર્મિ' સાથે નવ-રચના' જોડાયું અને સાહિત્ય તથા સમાજસેવાની પ્રવૃત્તિઓ એના દ્વારા સાથોસાથ ચાલવા લાગી. આ ઈતિહાસનો આછો ખ્યાલ શ્રી. વજુભાઈ શાહ તથા શ્રી કાંતિભાઈના લેખમાંથી આપણને મળે છે. 'ઊર્મિ-નવરચન'ના ૫૦ વર્ષનો ઈતિહાસ મેળવવા 'સ્વ. ઈશ્વરભાઈ સ્મૃતિ અંક' અને 'ઊર્મિનવરચના'નો આ વનપ્રવેશ અંક બન્ને સાથે જોઈ જવા રહે. તો જ એનો આછો પણ પૂરો ખ્યાલ પમાય.

'ઊર્મિ'ને ગુજરાતમાં લાવતાં અને સાથે 'નવ-રચના' જોડાતાં એને સાહિત્યકારો અને ગ્રાહકો–વાચકોનું બહોળું ક્ષેત્ર મળ્યું. ૧૯૩૦થી ૧૯૪૪ સુધી તો ગુજરાત સ્વાતંત્ર્યસંગ્રામની સમરભૂમિ રહેલું એટલે ૧૯૩૭થી ૧૯૪૪ સુધી સાહિત્ય, સમાજ-ઘડતર અને સ્વાતંત્ર્ય સંગ્રામની સામગ્રીથી 'ઊર્મિનવ-રચના' ધમધમતું રહેતું. ૧૯૩૧થી ૧૯૪૪ સુધીનાં 'ઊર્મિનવરચના'એ સાહિત્યક્ષેત્રે ને સમાજસેવા ક્ષેત્રે યાદગાર વિશેષાંકો આપેલા. શ્રી મોહનલાલ સોપાન જન્મભૂમિ પત્રોમાં જોડાતાં ૧૯૪૩થી ૪૪ના કેટલાક સમય દરમિયાન ભૂગર્ભમાં રહ્યે રહ્યે મેં એનું સંપાદન કરેલું, ત્યારે ઈશ્વરભાઈ તંત્રી હતા ને તારાચંદ રવાણી એનો કાર્યભાર સંભાળતા.

ત્યાર પછીનાં ૨૦ વર્ષનો સીલસીલાબંધ પણ ટૂંકમાં એનો ઈતિહાસ ૨૦ વર્ષ સુધી ઊર્મિનવરચના ના સંપાદક રહેલા શ્રી. જયંત પરમારે 'ઊર્મિના યૌવન ઉછળાટ'ના શીર્ષક હેઠળ આપ્યો છે. આ કાળે ૧૯૪૫માં સર્વ પ્રથમ 'ઊર્મિનવરચના'નાં પાનાં લોકસાહિત્ય અને તેનાં સંશોધિત લખાણોથી શ્રી મેઘાણીભાઈની કલમે ઝળકેલાં.

આમ 'ઊર્મિનવરચના'નો ૩૬ વરસનો ઈતિહાસ એ ગુજરાતી સાહિત્યના ઈતિહાસનો અંગભૂત ઈતિ-હાસ બની રહે છે 'ઊર્મિનવરચના'ના સંચાલકો અને સંપાદકોનું ધ્યેય કદી વ્યવસાયી નથી રહ્યું, એણે અનેક લીલી સૂકી જોઈ છે પણ બિરદ નથી ગુમાવ્યું. આમને વારસામાં કૃશકાય મળ્યું પણ જ્વલંત પ્રાણ સાથે. શ્રી. ઈંદુલાલ ગાંધીના શબ્દોમાં 'ઊર્મિના ઉદ્‌ભવથી એમાં નિષ્કલંક રાષ્ટ્રીયતાનું બળ હતું, જે

આજ દિવસ સુધી ટકી રહ્યું છે.

'ઊર્મિનવરચના' હાથમાં લીધું ત્યારે મારી નજર સમક્ષ સ્પષ્ટપણે લોકસાહિત્ય હતું. વર્ષો સુધી લોકસાહિત્યની સક્રિય પ્રવૃત્તિઓ કર્યા બાદ અનેક વિષયોનું જે અઢળક લોકસાહિત્ય દટાયેલું પડ્યું હતું તેને બહાર લાવવાની – સંશોધન અને સંશુદ્ધિ કરવાની ઝંખના રહી ગયેલી. વાતો – ગીતો ની કહેણીની પરંપરાના વારસદારો પાસે કલમ પકડાવી શકાય તો લોકસાહિત્યને ક્ષેત્રે વિવિધ બાની – બોલી ને વિવિધ શૈલીમાં ઘણું નવું હીર ઝળકાવી શકાય. તેથી ધીરે ધીરે 'ઊર્મિનવરચના'ને લોકસાહિત્યનો ઝોક આપતો ગયો.

કેટલાક મિત્રોએ કહ્યું કે: 'તમારે જ્યારે લોકસાહિત્ય જ આપવું છે ત્યારે 'લોકસાહિત્ય' નામનું નવું જ સામયિક શરૂ કરો ને? એથી લોકસાહિત્યના રસિયાઓની નજરે ચડતાં જ ગ્રાહક બની જશે ને વિસંવાદ નહિ રચાય.'

મેં કહ્યું કે મારે મન શિષ્ટસાહિત્ય, ચારણીસાહિત્ય અને લોકસાહિત્ય તે એક જ સાહિત્યના ત્રણ પ્રવાહો છે, લોકસાહિત્યમાં ઊર્મિઓ વિશેષ છે તેથી પશ્ચિમના વિદ્વાનોએ એને 'ઊર્મિજનક - વાસ્તવ' કહ્યું છે. લોકસાહિત્યનાં મૂળભૂત મૂલ્યો તે લોકજીવનની આધારશીલા છે. પ્રજાજીવનની 'નવરચના'ને ઉપકારક બળો તેમાં ન હોય તો બહેતર છે કે લોકસાહિત્ય ગઈકાલની ગુજરી બની જાય. પણ એવું નથી. લોકસાહિત્યતો આદિધાત્રી છે. સાહિત્યની કોઈપણ ધારા શુષ્ક બનતાં એનું પયપાન કરીને જ તે નવજીવન પ્રાપ્ત કરે છે. એમાં જો ક્યાંય વિસંવાદ રહેલો હોય તો મારે તે ત્રણેય ધારાઓ વચ્ચે સેતુરૂપ બનીને તે વિસંવાદ ટાળવો છે "ઊર્મિનવરચના'ના જ્વલંત પ્રાણના વારસાને જાળવીને જ તે થઈ શકે. આમાં કેટલી કામયાબી મળી છે તે તો છેલ્લાં ચૌદ વરસથી 'ઊર્મિનવરચના'ના એકધારા સંપર્કમાં રહેનારા મુરબ્બીઓ અને મિત્રો જ કહી શકે.

લોકસાહિત્ય સાથે પુરાતત્ત્વ અને ઈતિહાસને વધુ નિકટનો સંબંધ છે. પુરાતત્ત્વ અને ઈતિહાસને લોકો સુધી લઈ જવાનો અને લોકસાહિત્યને પુરાતત્ત્વ અને ઈતિહાસરસિકો સુધી લઈ જવાના મારા પ્રયાસો રહ્યા છે.

આધુનિક કાળે લોકસાહિત્યનું વૈજ્ઞાનિક વિશ્લેષણ વિકસી રહ્યું છે. આ વૈજ્ઞાનિક વિશ્લેષણ તે લોકસાહિત્ય નથી પણ લોકસાહિત્યનું શાસ્ત્રીય દૃષ્ટિએ અન્વેષણ કરવાની વૈજ્ઞાનિક પદ્ધતિઓ છે. આ વૈજ્ઞાનિક વિશ્લેષણ આપવાની સાથે એમાં હું બે વાતનો સદા જાગૃત ખ્યાલ રાખતો રહ્યો છું, એક તો જેમાં જીવનના સનાતન મૂલ્યો રહેલાં છે તેવું લોકોનું સાહિત્ય લોકોની ભાષાશૈલીમાં સુપેરે લોકો સુધી પહોંચાડવાનું. ગીતો, ભજનો, કથા, વાર્તા ને કલામાં આ મૂલ્યો જળવાઈ રહ્યા છે. બીજું સંશોધન સમગ્રનું કરવું, એટલે કે લોકજીવનમાં રહેલા વહેમો, માન્યતાઓ, અંધશ્રદ્ધા, ચમત્કારો અને રૂઢિજડતા વગેરેનું. જનજીવનને સમજવા અને નવા જીવનને જાળવી લેવા એ જરૂરનું પણ ખરું. એની ચર્ચા વિચારણા થાય, એના પ્રકારો બતાવાય પણ પ્રજાજીવનની સત્ત્વશીલતાના ભોગે નહિ. લોકોના યોગક્ષેમને લક્ષમાં રાખીને એ રીતે એ સાહિત્ય રજૂ કરવાના મારા સન્નિષ્ઠ પ્રયાસો રહ્યા છે. એમાં કોઈ જ પ્રકારની સાંપ્રદાયીકતા કે મધ્યયુગી માનસનું પછાતપણું ન કેળવાય, ન દૃઢ થાય તેનો શક્ય તેટલો ખ્યાલ રાખતો રહ્યો છું. જીવનને ઉપકારક બળોને જ સદા આગળ કરતો રહ્યો છું.

મારી પ્રકૃતિ ભાવશીલ છે, પણ વૈચારિક રીતે વૈજ્ઞાનિક માનસ કેળવાતું ગયું છે. વિજ્ઞાન નક્કર વાસ્તવમૂ અને ગણિતિક ચોકકસાઈ માગે છે લોકજીવનનો માનવી પરંપરાગત રીતે શ્રદ્ધાળુ રહ્યો છે. જ્યાં જરૂર પડી ત્યાં એણે વિજ્ઞાનની ઉપાસના જરૂર કરી છે, છતાં હજારો વરસના કપરા સંઘર્ષ વચ્ચે આજ સુધી તે અડીખમ કેમ ઊભો રહી શક્યો છે તેનું જીવન વિજ્ઞાન લોકસાહિત્ય દ્વારા પામવા મથી રહ્યો છું મારા પ્રયાસ લોકસાહિત્યના રસદર્શન અને જીવનદર્શન દ્વારા એ તત્ત્વખોજનો છે. વૈજ્ઞાનિક સંશોધનમાં જડતા ન આવી જાય તેનું સંવેદન

મને લોકસાહિત્યે પૂરું પાડયું છે. વૈજ્ઞાનિક સંશોધનમાં જડ–ચેતન સાથેના તાદાત્મ્યની પરિપાટી મને લોકસાહિત્યે પૂરી પાડે છે. આટલા વરસના અનુભવ અને અભ્યાસે મને જણાયું છે કે જીવનના સનાતન મૂલ્યોની આધારશીલા ઉપર લોક ઊભો છે

મારા આ પ્રયાસોમાં ગુજરાતના વિદ્વાનો અને લોકસાહિત્યકારોએ મને ખોબેને ધોબે સહકાર આપ્યો છે. એમના પ્રેમભર્યા સહકાર વિના એક ડગલું પણ આગળ વધી શકાત નહિ.

લોકસાહિત્યકારો પાસે તો પ્રેમપૂર્વક પણ ધરાર કલમો પકડાવી છે. એમનું લેખન આવે એટલે એના ગુણદોષની ચર્ચાઓ કરું, કાટ છાંટ કરું, સુધારી પણ નાખું અને લખાણ પાછું પણ મોકલી ફરી લખી આપવા આગ્રહ રાખું. ભરસભામાં માંધાતાઓના માન મોડી નાખનાર કહેણીની પરંપરાના એ વારસદારોએ મારી નિષ્ઠા સામું જોઈ ઉદાર દિલે મારી આ પજવણી સહન કરી લીધી છે ને પાછા લખતા રહ્યા છે. દર વરસ કોઈ એક નવા વિષયનો વિશેષાંક નક્કી થાય અને છ મહિના અગાઉથી બધાની પાછળ પડી જાઉં. રઝળીને, રખડીને, જાણતલો પાસેથી વાતો મેળવીને –કઢાવીને ધોમ તડકા કે ધોધમાર વરસાદ વચ્ચેથી પણ ક્યાંક ડુંગરધારોથી, ક્યાંક સાગરકાંઠાથી, ક્યાંક ખેતર પાદરથી કે નિર્જન રણ અરણ્યથી જાતમાહિતી મેળવી ને તસ્વીરો મોકલવા તકાદા ઉપર તકાદા કરું અને એ સૌ સહૃદય મુરબ્બીઓ અને મિત્રોએ મને કદી નિરાશ નથી કર્યો. પંદર પંદર વિશિષ્ટ વિશેષાંકો એ સૌને અને ગુજરાતના ગણમાન્ય વિદ્વાનોને આભારી છે. પાછું માત્ર વિદ્યાજિ ભાવે નહિ પણ પદરના પૈસે પ્રવાસો ખેડે, તસ્વીરો પોતાના ખર્ચે ખેંચે કે ખેંચાવે ને પોતના ખર્ચે પોષ્ટમાં ન પહોંચે તો રાજકોટ આવી પહોંચાડી જાય :

ખૂંદીરે ખમે માતા પ્રથમી,
વાઢીરે ખમે વનરાઇ;
કડવાં વચન મારાં સાધુડાં ખમે,
નીર તો સાયરમાં સમાય.

એમની કેટલી તારીફ કરું ને કેટલી ન કરું ? ઊર્મિનવરચનાનો બાગ એ સૌએ સદા બહેકતો–મહેકતો રાખ્યો છે.

૧૯૭૯ના એપ્રિલમાં ઊર્મિનવરચનાનો સુવર્ણ જયંતી અંક આપવા ધારેલું. પણ વિધિની વિચિત્રતાએ ઈશ્વરભાઈનું આફ્રિકાના ઝાંબિયામાં ૧૯૭૮ના ડિસેમ્બરમાં મોટર અકસ્માતથી અકાળ અવસાન થયું ને ૧૯૭૯ના એપ્રિલનો કાઢવા ધારેલ સુવર્ણ જયંતી અંક સ્વ. ઈશ્વરભાઈ સ્મૃતિ અંક તરીકે પ્રગટ કરવો પડયો.

મોંઘવારી ભરડો લેવા માંડેલી ઊર્મિનવરચનાનાં સાધનો ટાંચાં તેથી એના વનપ્રવેશના આ અંકને સજધજ બનાવી દળદાર આપવાની શકયતા ન રહેતાં વનપ્રવેશના વધામણાંનો આ પ્રતીક અંક આપ્યો છે. એ કારણે જેમના લેખ કે વાર્તા નથી લઈ શકયા તે સૌ માફ કરે. એ પંદર વિશેષાંકો આ પ્રમાણે છે;– ૧– લોકવાર્તાઅંક, ૨– લોકસાહિત્યઅંક, ૩– લોકસાહિત્યમાં સિંહ ૪– લોકસાહિત્યમાં અશ્વ, ૫– ગુજરાતી સાહિત્ય પરિષદ જુનાગઢ અધિવેશન અંક, ૬– લોકસાહિત્યમાં નારી, ૭– લોકસાહિત્યમાં નદી, ૮– સ્વ. મેઘાણી સ્મૃતિઅંક, ૯– સૌરાષ્ટ્રની ધર્મસાધના ૧૦– લોકસાહિત્યમાં પક્ષીઓ, ૧૧– ખાંભી અને પાળિયા ૧૨– ભરત અને કંડાર, ૧૩– દુહો દસમો વેદ, ૧૪– સ્વ. ઈશ્વરભાઈ સ્મૃતિ અંક, ૧૫– વનપ્રવેશ વિશેષાંક.

ચૌદ ચૌદ વર્ષો સુધી 'ઊર્મિનવરચના'ના ચાલુ અંકો અને એના વિશેષાંકોમાં સાહિત્યનું રસસિંચન કરનારા લેખક મુરબ્બીઓ અને મિત્રોનો પરિચય આપતાં એકથી વધુ દળદાર વિશેષાંકો આપવા પડે. અહીં એમાંથી કેટલાંક નામોનો જ ઉલ્લેખ કર્યો છે. લોકસાહિત્ય અને ચારણીસાહિત્ય 'સિવાયના સર્વ પ્રકારના સાહિત્ય માટે અંગ્રેજી વર્ણમાલાના અનુક્રમે જોઈએ તો અનંતભાઈ વ્યાસ. અમૃત વસંત પંડયા, અરુણભાઈ મહેતા, બચુભાઈ રાજા, બાલુભાઈ વૈદ્ય, ભાસ્કર વોરા, ભોગીલાલ સાંડેસરા, છોટુભાઈ મ. અત્રિ, ડી. એન. વોરા, દલપત શ્રીમાળી, ડોલરરાય માંકડ, ડો. હરિભાઈ ગૌદાની, ડો. હરિપ્રસાદ શાસ્ત્રી,

ડૉ. હરિવલ્લભ ભાયાણી, હસિત બુચ, હરેશ બક્ષી, ડૉ. હિમાંશુ ભટ્ટ, ઈન્દુલાલ ગાંધી, ઈન્દુબહેન દીવાન, ઈન્દ્રશંકર રાવળ, ઈશ્વરભાઈ પટેલ, ઈન્દુભાઈ જોષી, ઈસ્માઈલભાઈ નાગોરી, જયંતભાઇ આચાર્ય, જયંત પરમાર, જશવંત શેખડીવાળા, જીતુદાન ગઢવી, જ્યોતિબહેન થાનકી, જ્યોતિબહેન ગાંધી, જનાર્દન દવે, ઝીણાભાઇ દેસાઇ (સ્નેહ રશ્મિ), કલ્યાણરાય જોષી, કે. કા. શાસ્ત્રી, કંચનબહેન દેસાઈ, કૃષ્ણલાલ મહેતા, લલિત વસાવડા, મણિભાઈ વોરા, મકરન્દ દવે, મનસુખલાલ ઝવેરી, મધુસુદન ઢાંકી, મનહર ચરાડવા, મનસુખભાઈ જોબનપુત્રા, મનસુખ સાવલિયા, મનુભાઈ સરોદ, મોહનપુરી ગોસ્વામી, મૌલેશ મારૂ, નટવરલાલ માલવી, નર્મદભાઈ ત્રિવેદી, નરોત્તમ પલાણ, ડૉ. નાગજી ભટ્ટિ, નારાયણ ખેર, નિર્મળાબહેન ભટ્ટ, નુરભાઇ એડનવાલા, પીતાંબર પટેલ, ડૉ. પ્રભાશંકર તેરૈયા, ડૉ. પ્રવીણચંદ્ર પરીખ, પ્રફુલ્લ રાવળ, પ્રકાશ ગજ્જર, પ્રિયબાળા શાહ, રવિશંકર રાવળ, રતુભાઈ અદાણી, રામપ્રસાદ દવે, ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી, શંભુપ્રસાદ હ. દેસાઈ, શુકદેવ પંડયા, સુરેશભાઈ દવે, સુરેશ જોષી, સુન્દરમ્, શ્રીમન્નારાયણ, તખ્તસિંહ પરમાર, ઉમાશંકર જોષી, ઉપેન્દ્ર પંડયા, વજુભાઇ વ્યાસ, વલ્લભભાઈ રાજગુરૂ, ને વસરામભાઈ પટેલ વગેરે.

લોકસાહિત્ય અને ચારણી સાહિત્યની દષ્ટિએ જોઈએ તો સર્વશ્રી અગરચંદ નાહટા, અમરદાસજી ખારાવાળા, અરવિંદ આચાર્ય, આપાભાઇ ગઢવી, બચુભાઈ ગઢવી, બળદેવભાઈ નરેલા, બદરૂભાઈ ખુમાણ, ભગુભાઈ રોહડિયા, ભોગીલાલ સાંડેસરા, બાપલભાઈ ગઢવી, ચન્દ્રકાન્ત ભટ્ટ, દ. શ્રી. મહેરામવાળા, દ. શ્રી. પુંજાવાળા, દાદાભાઈ જે. વાળા, દાદુદાન પ્ર ગઢવી, દેવજીભાઇ વાજા, દુલાભાઈ કાગ, દુલેરાય કારાણી, દેવીદાન બારોટ, ગભરૂ ભડિયાદરા ગોવિંદભાઈ શિણોલ, ગોવિંદભાઇ રબારી, હરસુરભાઈ ના. ગઢવી, ડૉ. હરિલાલ ગૌદાની, ડૉ. હરિવલ્લભ ભાયાણી, હરિકૃષ્ણાચાર્ય, હિંગોળદાન નરેલા, ડૉ. હિમાંશુ ભટ્ટ, જયંતભાઇ આચાર્ય, ડૉ. જશવંત જીવરાજાની, જશવંત શેખડીવાળા, જેઠસુર દેવ, જોરાવરસિંહ જાદવ, જુગતરામ વ્યાસ, કરસન પઢિયાર, કાનજીભાઈ બારોટ, કાનજીભાઈ લીલા, કાલિદાસ સોલંકી, કાનજી માલધારી, કાશીરામ વ્યાસ, કે. કા. શાસ્ત્રી, લખુભાઇ ગઢવી, મકરન્દ દવે, ડૉ. મગનભાઈ ગોંડલિયા, મણિભાઈ વોરા, મહેશદાન મીશણ, મીઠાભાઈ પરસાણા; મેકરણભાઈ લીલા, મૂળુભાઈ પાલિયા, મોજગિરિ વાલમગિરી, મેઘરાજ મૂળુભા ગઢવી, મોહનપુરી ગોસ્વામી, મોહનલાલ વ્યાસ, નરોત્તમ પલાણ, નાગભાઈ ખળેળ, નાગજીભાઈ ભટ્ટિ, નાજાભાઈ વાળા, નાથાલાલ મંડલી, નારાયણદાન બાલિયા, નિરંજન રાજગુરૂ, પીઠુભાઈ ખાચર, પિંગળશીભાઇ ગઢવી, પુષ્કર. ચંદરવાકર, ડૉ. પ્રભાશંકર તેરૈયા, ડૉ. પ્રહલાદ પટેલ, પ્રવીણકુમાર ગઢવી, રજનીકાંત પાઠક, ડૉ. રમણિકલાલ મારૂ, રતુદાન રોહડિયા. રામસિંહજી રાઠોડ, શંકરભાઈ તડવી, શંભુદાન અયાચી, શંભુપ્રસાદ દેસાઈ, શંભુદાન બારોટ સજ્જનશી સુર, સુરગભાઈ વરૂ ને તખતદાન રોહડિયા. વગેરે. આમાં કોઈનો નામોલ્લેખ રહી જવા પામ્યો હોય તો જરૂર માફ કરે.

પરમ સૌભાગ્યની વાત તો એ છે કે ઊર્મિના સર્વપ્રથમ અંકુરો જેમના હૃદયમાંથી પ્રગટયા તે શ્રી ઈન્દુલાલ ગાંધીનો લેખ, કર્તવ્ય-ભાવનાથી જેમણે 'નવરચના'નું સર્જન કર્યું તે શ્રી. વજુભાઇ શાહનો લેખ, ત્યારબાદ ૭–સાત વર્ષ સુધી સુપેરે તંત્ર સંચાલન કરનાર શ્રી. મોહનભાઈ સોપાનના આશીર્વાદ, ૧૯૩૭થી ૧૯૩૯ સુધી જોડિયા તંત્રી રહેલા શ્રી કાંતિભાઈ શાહનો લેખ, અને ત્યારબાદ ૨૦ વર્ષ સુધી એકધારૂં સંપાદન કરનાર શ્રી જયંત પરમારનો લેખ અને પ્રથમ પ્રકાશન કરનાર શ્રી. મૂળશંકર મો. દવેના આશીર્વચનો મળતાં ૫૦ વરસની કારકીર્દીના સર્વ એ કોડા અકબંધ જળવાઈ રહ્યા છે.

ઊર્મિનવરચનાને છેલ્લાં ૧૪ વરસોથી ચિત્રોથી તથા તસ્વીરોથી અલંકૃત કરતા રહીને લોકકળાનો તથા આપણા પુરાતન અવશેષો અને શિલ્પસમૃદ્ધિનો યથાતથ ચિતાર આપનાર ચિત્રકારો સર્વથી ખોડીદાસ પરમાર,

દેવજીભાઈ વાજા, પ્રતાપસિંહ જાડેજા, નથુભાઈ ગરચર અને સાયાણી તથા તસ્વીરકારો સર્વશ્રી મણિભાઈ વોરા, નરોત્તમ પલાણ અને ડૉ. હરિભાઈ ગૌદાની વગેરેએ ઊર્મિનવરચનાનો માંડવડો સદા રળિયાત રાખ્યો છે.

આ પ્રસંગે ઊર્મિનવરચનાને થોડે થોડે લેખન સામગ્રી પૂરી પાડનાર અને અનેરાં પ્રોત્સાહન આપનાર દિવંગત મુરબ્બીઓ અને મિત્રોને તો કેમ જ વિસરાય ? સ્વ. શ્રી ઢોલરરાય માંકડ, શ્રી નિર્મળાબહેન ભટ્ટ, શ્રી નટવરલાલ માલવી, શ્રી મનુભાઈ (સરોદ), જ તુરભાઈ એડનવાલા શ્રી. નારાયણ ખેર, શ્રી અમૃત વસંત પંડયા, કવિશ્રી દુલાભાઈ કાગ, કવિશ્રી શંકરદાન દેથા, શ્રી મેરૂભા ગઢવી, શ્રી જેઠસુર દેવ. શ્રી રવિશંકર રાવળ, કવિશ્રી કાનજીભાઈ લીલા, ડૉ શ્રી. મગનલાલ ગોંડલિયા, શ્રી સુરગભાઈ વરૂ, શ્રી. નાજાભાઈ વાળા, શ્રી નાથાલાલ મંડલી અને શ્રી, હરિશંકર શાસ્ત્રી વગેરે.

'ઊર્મિનવરચના'ને આ બધાં વરસો દરમિયાન ગ્રાહકો અને જાહેરખબરો પૂરાં પાડનારાઓનો કયા શબ્દોમાં આભાર માનવો ? જો એ પૂરાં ન પડાયાં હોત તો ઊર્મિનવરચના અને એના પંદર સમૃદ્ધ વિશેષાંકોનું પ્રકાશન શકય ન બન્યાં હોત. એમાં મિત્રો અને કુટુંબીજનોનો ગણનાપાત્ર ફાળો રહ્યો છે,

એક નાનકડું પણ સત્ત્વશીલ સામયિક પ્રગટ કરવામાં કેટકેટલાનો કેવો કેવો સહયોગ અનિવાર્ય બને છે ? આ બધા પછી ઊર્મિના કાગળોની ખરીદી, એનાં પ્રુફ, એનું સ્વચ્છ સુંદર મુદ્રણ અને પોસ્ટીંગ સુધીની ગંભીર જવાબદારી સુરૂપ મુદ્રિકા અને તેના સંચાલક શ્રી ધીરેનભાઈ ગાંધીએ આત્મીયતાથી ઉપાડી લઈને અમને સદાય નિશ્ચિંત રાખ્યા છે. એમાં આર્થિક બાજુની ચિંતા કરે ને વ્યવસ્થાની ગૂંચો પણ ઉકેલી આપે. આપ્તજન સિવાય આવો બોજો કોણ વેંઢારે ? વનપ્રવેશને વધામણાં આપનાર સૌ પણ એ જ પ્રેમને દોરે સમગ્ર પરિવાર સાથે બંધાઈ રહેલા છે. આમાં જે કાંઈ ક્ષતિઓ રહી હોય – થઈ હોય તે અમારી છે. શ્રેય પરિવાર સમસ્તનું છે. એથી જેનું છે તેને આ અંક અર્પણ કરીએ છીએ. અત્યાર સુધી ને આ અંકમાં સહકાર આપનાર સૌનો અને સૌ. યુનિ.ના લેકચરર શ્રી. બળવંતભાઈ જાની અને દાસી જીવણ ઉપર પીએચ.ડી.નો નિબંધ તૈયાર કરી રહેલા શ્રી. નિરંજન રાજ્યગુરુનો અંતરથી આભાર માનીએ છીએ.

## ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

૧– દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

૨– ઓકટોબર, નવેમ્બર અને એપ્રિલ મહિના સિવાય બધા મહિનાથી ગ્રાહકો નોંધાશે.

૩– ગ્રાહકોને અંક આઠમી તારીખ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે ફરિયાદ નોંધાવી તેની નકલ કાર્યાલયે મોકલવી. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે

### ઊર્મિનવરચનાના લવાજમના દર

વાર્ષિક દેશમાં રૂા. ૨૦–૦૦

વાર્ષિક પરદેશમાં રૂા. ૪૦–૦૦

### લેખકોને –

૪– લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારતાં પરત મેળવવા ઇચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

૫– આ માસિકમાં પ્રગટ થતા વિચારો જેતે લેખકના હોય છે. તંત્રી તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

૬– **પ્રકાશકોને** –બદલાનાં સાપ્તાહિક, પાક્ષિક કે માસિક વગેરે નીચેના સરનામે મોકલવાં.

૭– **એજન્ટોને** –

ઊર્મિનવરચનાનો વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

'ઊર્મિનવરચના'

૧૩, જાગનાથ પ્લોટ : રાજકોટ ૩૬૦૦૦૧

# પહેલી પચ્ચીસીનું પરિભ્રમણ

ઇન્દુલાલ ગાંધી

કિશોર કાળની કૂણી ટશરોનું અને આયુષ્યની પહેલી પચ્ચીસીના ઊગમનું મારું એ પહેલું પરિભ્રમણ હતું. એકધારા ચાર મહિના સુધી, જેને વેદમાં 'સમુદ્રનંદિની' કહેવામાં આવી છે એવી પુણ્યસલિલા સિન્ધુને કાંઠે કાંઠે ભટકવાનો મને શારીરિક અને માનસિક સુઅવસર મળ્યો હતો. બીજી રીતે એમ પણ કહી શકાય કે એ તરુણાવસ્થાના આરંભકાળની એક અત્યંત મુગ્ધમંગલ યાત્રા હતી. તૂટી ગયેલું દર્પણ જેમ એના અનેક ટુકડાઓમાં આપણા મોંના ભિન્ન ભિન્ન ભાગોનું ખંડિત છતાં સંપૂર્ણ દર્શન કરાવે છે, તેમ અનેક જળખંડોમાં વિસ્તરેલી બહુરૂપિણી સિન્ધુનું અપૂર્ણ-પૂર્ણ દર્શન મને મળ્યું હતું.

કૈલાસથી તોફાની તરુણીની જેમ સડસડાટ નીચે ઊતરેલી અને પાર્વતીના ચરણદ્વયને વંદના કરીને સાસરે જતી ગંભીર-ગરવી, ડાહી કન્યા જેવી સિન્ધુ વાયવ્યમાં શરમાતી શરમાતી આગળ વધે છે. પણ સાસરે જતી કન્યાને સહિયરના સંગાથ વિના કેમ ચાલે? એટલે આગળ અટકીને બીજી બહેનપણીઓની સાથે સાથે નૈઋત્ય તરફ અભિસારિકાની જેમ પાલવ પકડીને જાણે કે એ દોટ મૂકે છે.

હજારો વર્ષ પહેલાંનો તપશોભના સિન્ધુનો આ સાસરવાસ. એનું હૈયું અહીં હતું, પણ એની આંખો તો પાર્વતીના પગ ઉપર જ સ્થિર થઈ હતી. વેદમાં જેની 'કારુણ્ય બાહુ' કહીને પ્રશસ્તિ કરવામાં આવી છે એ પિતૃપ્રદેશ કૈલાસનો વરદ હસ્ત સિન્ધુના માથા પરથી ક્યારેય આઘો ખસ્યો જ નથી. અને શૈલાધિરાજ તનયા પાર્વતી તો આજે પણ કહે છે: "હું અહીં છું, બેટા, તારી પાસે છું. આર્યો અહીં આવ્યા; વેદોના પૂજા-અર્ચનાનાં પુષ્પો તારાં અંબોડામાં ગૂંથાયાં; તારી સહસ્ત્રમુખ પ્રશસ્તિઓ પ્રગટી; તારે લીધે અમે પણ ઋષિમુનિઓનો અર્ઘ્ય પામ્યાં."

સિન્ધુ વિશે તો એમ કહેવાય છે કે સાક્ષાત વરુણદેવે એને જવા માટે માર્ગ કરી આપ્યો હતો. એ પૃથ્વીનો ઢોળ લઈને ધીમે ધીમે આગળ વધતી હતી. પણ એમાં પૂર આવતાં ત્યારે-એના હાથ આકાશને પકડવા માટે ઊંચા થતા. એનાં પાણી હંમેશાં શ્વેત, સ્વચ્છ અને તેજથી ચળકતાં રહેતાં. એમાં બીજી નદીઓનાં પાણી ભળતાં ત્યારે એનું પ્રયાણ ગૌરવપૂર્વક આગળ વધતી યુદ્ધસેના જેવું લાગતું. પૃથ્વીના સરિતા-સમૂહમાં સિન્ધુ સહુથી વધારે વેગવતી હતી. એનો પ્રવાહ આગળ વધતી યુવતીનાં સૌંદર્યપૂર્ણ શરીર જેવો સપ્રમાણ રહેતો. એને કાંઠે ઉત્તમ અશ્વો ઊછરતા અને ઊંચું ધાન્ય પુષ્કળ પાકતું.

તે દિવસોમાં મને સિન્ધુની અજબ લગની લાગી હતી. આખો દિવસ સિન્ધુને કાંઠે કાંઠે ફરતો, અને ક્યારેક ચાંદની રાતે મધરાત સુધી કોઈ ઊંચી શિલા પર બેસીને એનો અસ્ખલિત પ્રવાહ જોયા કરતો. મારી કલ્પના સામે ઋષિ-મુનિઓના આશ્રમો રમતા, એની પર્ણકુટિનાં દ્વારમાં ઊભો રહીને જાણે કે એમની યાજ્ઞિક ક્રિયાઓને જોતો અને સમિધો હોમતો. માટીનાં પાત્રો લઈને સિન્ધુમાં પાણી ભરવા આવતી રૂપવતી અને તેજસ્વી ઋષિકન્યાઓને નજરોનજર જોવાનું ને એની સાથે વાતો કરવાનું મને મન થતું.

કિશોરવય પછીની પહેલી પચ્ચીસીનું આ એક કૌતુક રમ્ય સ્વપ્ન હતું.

સિન્ધુને મેં જ્યાં જ્યાં જોઈ છે, ત્યાં ત્યાં તેનું સ્વરૂપ મને હમેશાં જુદું જ દેખાયું છે. પ્રકૃતિ જેમ પ્રભાતે, મધ્યાહ્ને, સાંજે અને મધ્યરાત્રિએ નવાં નોખાં રૂપ ધારણ કરે છે, તેમ સિન્ધુના એક એક પ્રવાહનું રૂપ એનાં બીજાં રૂપોથી સાવ નોખું પડી જતું હોય, એમ મને લાગ્યું છે. 'સખ્ખર'ની પડોશમાં 'સાધુબેલા'-

ના નાના મંદિરદ્વીપ નજીક જોયેલી સિન્ધુમાંથી મને નાની રમતિયાળ કન્યાનું રૂપ જોવા મળ્યું હતું.

મરક મરક હસતું હોય એવું ગરવું મોં, પાંપણો ઊંચી-નીચી થતી હોય એવા નાના તરંગો, 'પાટલી ઉછાળતા પગલાં' જેવા લાગતા હતા. ખેતરના ખળામાં ઊભી રહીને ખેડૂતની કન્યા ધીમે ધીમે અનાજ ઊપણતી હોય એવી એના નીરની સપાટી થરથરતી હતી. પૂર્વમાં સૂર્ય જરા ઊંચે ચડયો હતો. એટલે છેક કિનારી સુધી પહોંચતાં એના પ્રવાહ-પથ ઉપર સુવર્ણની રજ પથરાઈ ગઈ હતી ને એ હિરણ્યવર્ણા લાગતી હતી. કોઈ ઋષિકન્યા સોનાના પાંચીકે રમતી હોય ને ગાતી હોય એવું આંખોને ગમે એવું સ્વચ્છ, તેજસ્વી શાંત દર્શન એમાંથી પ્રગટ થતું હતું, આખો જલ-વિસ્તાર અભિનવ સૌન્દર્યથી ભર્યો ભર્યો લાગતો હતો,

'દેવળ બંદર' પાસે તાડનાં ઝુંડોની વચમાંથી નીકળતી રૂપગર્વિતા સિંધુના યૌવને મને કાંઠે થંભાવી દીધો હતો. પગ ઝબોળીએ તો આખા શરીરને ખેંચી જાય એટલો ગતિમાન પ્રવાહ અને સમૃધ્ધ જળ સૌન્દર્ય મેં બીજે ક્યાંય જોયાં નથી. એ વખતે મને થયું કે આ જળસુંદરીને માર્ગમાં રોકી રાખી હોય તો ? મેં જરા પગ લંબાવી અતૃપ્ત જિજ્ઞાસાથી એના પ્રવાહને સ્પર્શ કર્યો. જાણે કે એનું ઉત્તરીય મારા હાથમાં આવી ગયું. પુરુરવાના હાથમાં જેમ ઉર્વશીનું આવી ગયું હતું તેમ. પણ ત્યાં તો પગ ખેંચાયો અને શરીર લથડયું. હું ભય પામીને આઘો ખસી ગયો; મારા આ પરાજયથી કાંઠે ઊભેલાં વૃક્ષો ખડખડાટ હસી પડયાં.

સિન્ધુની આવી ઉગ્ર, મનોરમ વિલક્ષણતા જોઈ મને થયું કે આવા જ પ્રચંડ પ્રવાહમાં એકાદ અંધારી રાતે પ્રેમઘેલી 'સુહિણી' કુદી પડી હશે. એક જલોન્મત્ત જલસુંદરી અને બીજી પ્રણયોન્મત્ત પ્રેમિકા. બન્નેની અધીરાઈ એક સરખી. સિન્ધુની આવી મદોન્મત્ત ઊર્મિઓથી મુગ્ધ બનીને મેં મારી સાહિત્ય પત્રિકાનું નામ પાડયું 'ઊર્મિ'.

'બ્રાહ્મણાબાદ'ની પશ્ચિમે વહેતી સિન્ધુમાં મને માતાના વાત્સલ્યનાં દર્શન થયાં હતાં. અગાધ પાણી સોડિયું વાળીને શાંત બેઠાં હતાં. કાંઠા પર પથરાયેલી વનશ્રીએ પણ ગજબનું મૌન ધારણ કર્યું હતું. કૌરવો સામે યુધ્ધે ચડેલા પાંચ પાંડવોની જાણે માતા કુન્તાજી ચિંતા કરતાં હોય એવી સંકટગ્રસ્ત સ્થિતિમાં, આક્રંદ-માંથી ટપકેલાં અશ્રુજળ જેવી સિન્ધુને મેં અહીં જોઈ હતી સિન્ધ તો સૂકો પ્રદેશ. વરસાદને આવવું હોય તો આવે, ન યે આવે, એટલે આ રેતાળ પ્રદેશને બારેમાસ લીલોછમ અને ફળદ્રુપ રાખવાની જવાબદારી માતા સિવાય બીજા કોની હોય ? ઈતિહાસે અહીં ઘણીવાર પડખાં ફેરવ્યાં છે. ઈચ્છા હોય કે ન હોય તો પણ, લક્ષ્મી લાલચુ પરદેશીઓની મનવારોને છાતી પર રમાડી રમાડીને આ સિન્ધુએ જ ઠલવી હતી ભારતની ધરતી પર. જનેતા તે જનેતા એને પારકાં કે પોતાનાં જેવું કાંઈ હોય નહિ. આંગણે આવે એની મહેમાનગતી કરવાનો એનો ધર્મ. ભારત ઉપર વધારેમાં વધારે આક્રમણો જળમાર્ગે થયાં છે. યુએચી અને હૂણ લોકો, મહમ્મદ અને બાબર, સિકંદરે પણ આ જ રસ્તે ભારતની ધરતી પર પગ મૂકયો હતો.

મહિનાઓ સુધી હું અહીં રખડયો છું, પણ અહીંની સિન્ધુને મેં ઊછળતી જોઈ નથી અત્યંત શાંત પ્રવાહ, માતાના ખોળા જેવો. પાણીનો તાગ મળે નહીં છતાં એમાં પડીને નાહવનું મન થાય એટલું આકર્ષણ મને બ્રાહ્મણાબાદની આ સિન્ધુએ કર્યું હતું.

એક મધરાતે કદી ન ભૂલી શકાય એવું કૌતુક જોયું. 'રોહરી'ની ઉત્તરે પચ્ચીસેક માઈલ દૂર સિન્ધુમાં પાણી સળગતાં હોય એવું લાગ્યું. ભયંકર જળકંપ થયો હતો અને પાણી પાછળ ખસતાં હતાં. આકાશ શૂન્ય હતું. એકપણ તારો નહોતો. ચન્દ્રમા પણ નહોતો. રાતના ખોળામાં પૃથ્વી અચેતન પડી હતી અને દિશાઓ ધૂંધળી ભ્રમકન્થા પહેરીને ચુપચાપ બેસી રહી હતી. દૂર દૂર સિન્ધુના પાણીને ચીરીને ચગદાયેલા ભુજંગના ફૂંફાડા જેવો અગ્નિ બહાર નીકળ્યો. જાણે કે શેષનાગની અગ્નિફેણ લબકારા મારતી હતી. અનેકરંગી અગ્નિનો

ફુવારો ઊંચે ને ઊંચે જવા લાગ્યો. યુગાન્તરોનો ભૂખ્યો વડવાનલ સિન્ધુનાં પાણીને પીતો નહોતો, ઘાસની જેમ ચાવી રહ્યો હતો. પાણી બળતાં હોય એવા ચરડ ચરડ અવાજે વાતાવરણ ભયભીત બની ગયું હતું. સિન્ધુના જલ–અશ્વોની લગામ હાથમાં પકડીને કરાલ અગ્નિ કાંઠા તરફ આગળ વધતો હતો, સિન્ધુનું આ અત્યંત ભયપ્રેરક અને રોમાંચક દર્શન હતું. વડવાનલથી વીંટાયેલી સળગતી સિન્ધુને મેં ત્યારે પહેલી જ વાર જોઈ. આમ ગણ્યાં ગણાય નહિ, વીણ્યાં વીણાય નહિ એટલાં પાર્વતીનાં ઝાંઝર જેવી રમતિયાળ છતાં દુર્ધર્ષ વ્યક્તિત્વ ધરાવતી સિન્ધુનાં અનેકવિધ દર્શનો મારા મનમાં કવિતાંનો માળો બાંધી રહ્યા હતાં.

આમ સિન્ધુ અને સુહિણીના વાત્સલ્યમાં આળોટતી આળોટતી 'ઊર્મિ' સાહિત્યનાં અનેક શિખરો સર કરતી ગઈ. ઊર્મિને એ જ સ્વરૂપે એટલે કે શુદ્ધ કવિતાના સ્વરૂપે જીવાડવાની જ જવાબદારી મોટી હતી. અઢાર અઢાર વર્ષના બે નવલોહિયા કિશોરો (ઈન્દુલાલ ગાંધી અને ચમનલાલ ગાંધી) એને જીવાડવા અથાગ પ્રયત્ન કરી રહ્યા હતા. ૧૯૩૧માં શરૂ થયેલા આ માસિકે તે પછીના ત્રણ વર્ષમાં ત્રણ ત્રણ દળદાર કાવ્યાંકો ગુજરાતને આપ્યાં. 'ઊર્મિ'નું તે વખતનું લેખક મંડળ મોટું હતું, એના તંત્રી મંડળમાં શ્રી ડોલરરાય માંકડ અને શ્રી ભવાનીશંકર વ્યાસે પોતાની સેવાઓ આપી હતી.

આમ 'ઊર્મિ' મારા જીવનમાં ઊડતી પંખિણી જેવી, પ્રણયની રાગિણી જેવી લહેરાતી આવી. અને તેમાંથી જીવનનું મહાસંગીત પ્રગટ્યું. જીવન તેમ જ સાહિત્ય એક પ્રગાઢ મૈત્રીનાં વાહન બન્યાં એ મૈત્રી ભાવના ક્રમશઃ કૌટુંબિક, સામાજિક, રાષ્ટ્રીય તેમ જ જાગતિક બની. મારી પ્રથમ સનાત ભાવના જીવનમાં કવિતા જીવવાની હતી. સૌરાષ્ટ્ર છોડયું અને હું થનગનતા હૃદયે કરાંચી આવ્યો. 'ઊર્મિ' દ્વારા મારું જીવન ગદ્યપદ્યની ભાવનાઓ રૂપે પ્રગટ થતું ગયું. ઈશ્વરે મને તીવ્ર સંવેદનશીલ અને પ્રાણ સમૃદ્ધ હૃદય આપ્યું. હતું, જે આજ સુધી એવું જ રહ્યું છે ત્યારે તો પ્રત્યેક દિવસ, પ્રત્યેક માસ, પ્રત્યેક ઋતું, બધું નવું નવું અને સર્જનાત્મક બની રહેલું હતું. 'ઊર્મિ'ના સંપાદન કાળના સાતેક વર્ષ નવા જીવન રૂપે વીત્યાં. હું એટલો બધો ભાવનાવિષ્ટ ભાવપૂર્ણ થયો હતો કે હવે તેને જીવનની કોઈક નક્કર ભૂમિકા પર સંસ્થિત કરવાની પૂરી જરૂર હતી ને મેં 'ઊર્મિ' છોડયું–નવા સાહિત્ય દ્વારા નવી ચેતના મેળવવા માટે. એ માર્ગ પણ સાચો નહોતો એમ અત્યારે લાગે છે.

દેશના ભાગલા પછી હું આજીવિકા માટે સરકારી તંત્રમાં પ્રવેશ્યો એ મેલું અને ક્લિષ્ટ લાગ્યું. મારો અસંતોષ વધ્યો. કવિ કે સાહિત્યકાર થવા ખાતર હું કવિ કે સાહિત્યકાર થયો નહોતો. પૂર્ણ માનવી થવા મારી અભીપ્સા હતી, અને એ માટનાં કવિતા અને સાહિત્ય અંગ હતાં. જીવનને વધુ ઊર્ધ્વ લીધા વગર વધુ ઊંચી કવિતા સાંપડે નહિ એ ખ્યાલ મારા મનમાં ઘર કરી ગયો હતો. કોઈ મને પૂછે કે 'ઊર્મિ'એ તમને શું આપ્યું? તો મારો ઉત્તર હશે કે 'ઊર્મિ'એ મને જીવન જીવવાની ચાવી આપી છે. આપણાં ગુમાનભર્યાં પગલાં પાછળ એક એવી પ્રજાનાં પગલાં પાડતાં આવે છે કે જેમની પાસે પૃથ્વી જેવડું વિશાળ હૃદય છે ને માનવેન્દ્રની શક્તિ છે.

*

મળિયલ મૂઢ ઘણા, મનસાગર મળિયા નહિ;<br>
હામું હૈયામાં રહી, દાઝ ઘણેરી દાઢવા.<br>
ગાલડિયું ગૂઢેરચ થિયું, વધીને વડ થિયું;<br>
ચંગા માડુએ ન પૂંછ્યું, દલજી દલમાં રિયું

સાયર લેરૂં થેડિયું, મુંજા ઘટમાં ઘણેરિયું,<br>
હકડી તડ ન પોગિયું, ત્યાં દૂજી ઉપડિયું,<br>
મનવેધુ કોઈ મળ્યા નહિ, મળ્યા એટલા ગરજી;<br>
દિલની ભીતર જામા ફાટયા, કેમ સીવે દરજી?

# કમનીય કસબ–કચ્છી લોકકલા

રામસિંહજી રાઠોડ (આઈ. એસ. એફ)

ભટારો ભાસે મુલકમેં, કાંજેકાં અજબ;
કુડ કુડે ન્યો કચ્છમેં, કંમલ હુથ્થ કસબ.

હોંશે હોંશે કરવામાં આવતું, કચ્છનું કમનીય હાથ કસબ કાંઈનું કાંઈ, અજબ જેવું લાગી, મુલક મુલકમાં, વખણાય છે. કચ્છની હસ્તકળા કમનીય છે.

કચ્છનું નિયુક્ત ભૌગોલિક સ્થાન વિશિષ્ટ છે. એની છાપ એની પ્રાકૃતિક અવસ્થા ઉપર પડે છે. આ આગવી પરિસ્થિતિની અસર, કચ્છી લોકાચાર ઉપર થાય છે. જેના પરિણામ સ્વરૂપ સર્જાતા, સામાજીક અને આર્થિક જીવનમાંથી કચ્છને, તેના પોતીકો, હાથકસબનો સમૃદ્ધ વારસો સાંપડયો છે. લોકજીવનના આવા પ્રબળ અને પ્રાણવાન પરિબળમાંથી કચ્છી લોકકળાની લયમાધુરી અને માયા પ્રગટયાં છે. કમનીય હાથકસબરૂપે એ વિકસ્યા છે; જે ભારતીય કળાપ્રણાલિકાના આપણા સંસ્કારરંગને રસીલો એવો અનેરો ઓપ આપે છે.

જીવનમાં રસ રેલાવવા અને જીવનને રંગીલું રાખવા, લોકો કચ્છમાં કળા સર્જન કરે છે. તેમ કરવા, તેઓ પોતાના જીવનવ્યવહારમાં, લોકકળાને વિવિધરૂપે વપરાશમાં લે છે. ઘરમાંડણી, રાચરચીલું, પહેરવેશ, ઘરેણાગાંઠા આદિમાં, લોકહૃદયનું, આવું કળાલક્ષી આગવું નિરૂપણ ઉભરાઈ આવતું દેખાય છે. લોકકળાના આવા સર્જન દ્વારા જીવનના રંગ અને રસ છતા થાય છે. એ દેખાડતી એની ખાસિયત જાતવાર અલગ અલગ ખીલી ઊઠે છે. લોકો જાતે સ્વહસ્તે અને સ્વઉપયોગ માટે આવું હાથકસબનું કામ કરે છે. તો, ધંધાદારી કસબીઓ, આવી કેટલીક હાથકારીગરી, પરંપરાથી કરતા આવ્યા છે. એટલે, આવું ચોક્કસ કળાકામ કરતાં કારીગરોની ચોક્કસ જાતો સ્થપાઈ છે. તેઓ ધંધાદારી કસબીરૂપે આવી હસ્તકળાનું સર્જન કરતા રહ્યા છે. આમ આ જાતિપરંપરા અને તેના રસમરિવાજ જળવાઈ રહેતાં આ આધુનિક જમાનામાં પણ કચ્છની કેટલીક લોકકળાઓ, તેની કેટલીક અસલ અને તળપદી વિશિષ્ટતાઓ સાચવી રહી છે. હવે, આ આધુનિકતાનો જુવાળ કચ્છને સ્પર્શ્યો છે. ત્યારે પ્રગતિશીલતાના નામે, લોકો જુનવાણી રીતરિવાજ ત્યજે છે. અદ્યતન સાધનસગવડોનો વપરાશ કરતાં, તેમને પણ કેમ બકાત રાખી શકાય? પરંતુ એ સુભગ વાત છે, કે જુનામાં જે કળામય છે, જે સંસ્કૃત છે, તેવા કચ્છી હસ્તકળાના અંગોને, નવાં સ્વરૂપે અપનાવાય છે. એથી, એ કમનીય લાગી સલામત સચવાય છે.

કચ્છની હસ્તકળામાં, તેના અસલી તળપદાં અને પ્રાદેશિક સ્વરૂપો, પાધરાં પડી રહે છે. આવા હાથકસબમાં, ભરતકામ, કાપડ પરનું છાપકામ, અને એવા બીજા હુન્નરઉદ્યોગો મુખ્ય છે આવી હાથવણાટની કળાકૃતિઓને આપણે બે ભાગમાં વહેંચી શકીએ. હસ્તકળા, એટલે લોકકળાકારે જાતે હાથે કરેલો કસબ; અને ગ્રામ કારીગરોએ તૈયાર કરેલી કળાકૃતિઓ. કચ્છ પ્રદેશનું ઉત્કૃષ્ટ અને આગવું ભરતકામ, લીંપણકામ, ઘરશણગાર એ બધું હાથકળામાં આવે. અને કારીગરોએ કરેલી ચીજોમાં લાકડકામ, બાંધણી અને અજરખનું છાપકામ, રોગાનીકામ, ઘરેણાનું ઘડતરકામ, કુંભારકામ, આવી હાથ કારીગરીમાં ખપે. હસ્તકળાના આવા પરંપરાગત નમુનાઓ, લોકોત્તર વેશભૂષા, સુડીચપ્પા અને હથિયારો, તથા કચ્છી લોકકળામાં ખાસ વિશિષ્ટ એવા, તેના આભલાલીંપણના ઘાટ અને એવી હાથ કારીગરીને એના મૂળ સ્વરૂપમાં જોવાં અને સમજવાં સરખાં છે.

૨: આવી હાથકારીગીરીની ચીજોના ઉપયોગ કરતી, કચ્છની નમણી ગ્રામનારી, તેથી કરી, તન અને મનના ઠસ્સામાં આવી જાય છે. આ કમનીય કચ્છી નારી પોતાના કમનીય હાથકસબમાં પછી કાંઈ કમીના નથી રહેવા દેતી.

કંડારેલી થાંભલિયું, અને લીંપણવાળા તેમના ભેળી-ભુંગામાં, તેઓ લાંપણશિલ્પની તરાહો ઉઠાવે છેઃ તેના માટીની છાજલી, અને કોઠલિયા અને ડામચિયા બનાવે છે, તેને અચ્છીખડીથી રાગી, તેમાં, સોહામણી માંડણી મૂકે છે. ઘરકામથી પરવારી પંડને પણ શણગારે છે. પછી, એનો હૈયાબળુકો હાથ ઝાલ્યો નથી રહેતો. એની કાળભૂખ ઊઘડે છે. આથી જીવનના સમગ્ર વ્યવહારને, જાણે કલાવિભૂષિત કરવા, એ મંડી પડે છે. આમ, લોકજીવનના કલાવિધાયક એવા આત્માથકી કચ્છના કોડામણા ભરતકામની, જીવનવ્યાપ્ત એવી લોકકલાનું સર્જન થાય છે.

કચ્છમાં, પહેરવેશ અને વસ્ત્રાભૂષણની રીતે, તેને અનુરુપ, કોમવાર, તેમના કપડાપર ભરતકામની લાક્ષણિકતા અલગ અલગ તરી આવે છે. રબારી જાત અને બીજી બન્નીયાર કોમો, આહીર, ગરાસીઆ અને કામડીઆ એમ કોમવાર ભરતકામની શૈલી અલગ હોય છે. પણ એમાં બન્નીયારોનું ભરત અને લાવણ્ય-ભર્યું ભરતકામ, તેની પોતાની રીતે, રૂપમાં અને રંગે આગવું અને પ્રાણવાન છે. આ ભરતકામમાં વપરાતાં રૂપલક્ષણો પરંપરાગત, પેઢી ઉતાર વંશજોને મળતા રહ્યા છે. છતાંય, આ કામમાં, માત્ર રુઢિગત, જડ અનુકરણ નથી થતું. એમાં કચ્છના સાંસ્કારિક કળા વારસાનો, મૌલિક એવો મુક્ત વપરાશ થતો જોવા મળે છે. આ દેશજ કળામાં પ્રાદેશિક પ્રતિભા રહેવા દેઈ, તેઓ હવે તેમાં નવા નુસખા અજમાવતા થયા છે એથી દેશ પરદેશમાં આ કમનીય હાથ કળાની મોટી માંગ ઉભી થઈ છે. સાંકળી, આંટિયાળો, લપેટો ટાંકો અને આભલા ભરતનું આવું નામી, કચ્છનું ભરતકામ, ભારતીય ભરતકામનાં પ્રકારોમાં, એક વિશિષ્ટ એવું આગવું અને અગ્રીમ ગણાવાય એવું કમનીય કળાકામ છે.

કચ્છી હાથકસબમાં, તેની લોકકળાની લાક્ષણિકતા કચ્છમાં તૈયાર થતા સુતરાઉ તેમજ ઉની વણાટકામમાં પાથરી પડી રહે છે. કાપડ ઉપરનું છાપકામ, રોગાનીકામ, વણાટમાં કે મોચિયા અને અજરખ છાપકામમાં, કોમવાર અલગ અલગ એવી, કળાશૈલીની વિવિધ છાપ જોવા મળે છે. આવા હાથકસબમાટે, ખાવડા, બેલા અને નિરોણા, ધમડકા અને ભુજોડી, ભુજપુર અને મુન્દ્રા જાણીતાં છે. ભુજ, માંડવી અને મુંદ્રા તેના બાંધકામ માટે વખાણમાં છે. મુંદ્રા, કાપડના મોચિયા અને બીજા છાપકામ માટે ખ્યાત છે. સોનેરી ખુટ્ટાકામ અને પાંચપટ, તથા કાંકણિયા રેશમના વણાટકામ માટે માંડવી જાણીતું છે. બન્ની અને પચ્છમ, તેના રોગાની કામ માટે; તો, ભુજ, ખાવડા અને ધમડકા, તેના અજરખના છપાઈ કામ માટે જાણીતાં છે. ગાગોદર અને જડોદર, તેની નર્મદાની ચટાઈઓ માટે ગણનામાં છે. કચ્છ, તેના હાથબનાવટના, પાણીદાર સુડીચપ્પા માટે જાણીતું છે. રેહા અને કોદારાની સુડીઓની બનાવટ મુલ્કમશહૂર છે. એની ઉપર થતા, પિતળના જડતર કામમાં કચ્છી હસ્તકળાનું આલેખન જોવા મળે છે.

કચ્છના ગામડાઓમાં વિવિધ પ્રકાર અને આકારનાં ઘરેણાંઓ વપરાય છે. નખલો, પનડી અને ઝરમર, કોળિયા, કાંકરવા અને વેડલા; પારો, વીંટી અને ઘડિયાળના ઘડતરમાં કચ્છી હાથકસબનો ઉઠાવ આપવામાં આવે છે "કચ્છવર્ક"ના નામે પ્રખ્યાત, અને મુલ્કમશહૂર એવું, કચ્છનું રૂપાકામ, અને મીનાકારીકામ, અદ્‌ભુત થઈ લાગે છે. એમાં પણ કચ્છી હસ્તકળાની અદકેરી ઝલક જોવા મળે છે. લાખનો રંગ ચડાવી તૈયાર કરવામાં આવતા બન્નીના લાકડાઓના લાકડ-કામમાં; ગોડાં, કમાડ, ઘંટીના થાળાં, ડામચિયા અને પેટી પટારા ઉપરના. પિતળના જડતરકામમાં; અને કચ્છના કુંભારકામ ઉપર પાડવામાં આવતી ભાતેમાં, કચ્છની એક ખાસ પ્રકારની હાથકળાનાં દર્શન થાય છે. દીવાળીમાં વહેંચવામાં આવતા, માટીના નાજુક નવલાં રમકડાં, શુદ્ધહાથકળાના નમણા નમૂના છે. હસ્તકળાથી કરવામાં આવતા, પ્રસંગરંગી આ હાથીઘોડાને, તેનો સાચુકલો ઘાટ નહિં; પણ સુચક આભાસી આકાર આપવામાં આવે છે. કુંભારનું ભાતીગળ એવું આ રુડું માટીકામ, કચ્છી હાથકળાનો એક વિશિષ્ટ પ્રકાર બની રહે છે.

હાથકળાની આવી સંસ્કાર સામગ્રી, કચ્છમાં

ઠેકાણે ઠેકાણે, તેના નિર્ભેળ શુધ્ધ સ્વરુપે જળવાયલી, અદ્યાપિ જોવા મળી રહે છે. અ કર્પક, આ લોકકળાના ઉમદા નમૂના સ્વરુપે સમૃધ્ધ હોય છે. એને ગામઠી ગણી કાઢી નાંખવા સરખું નથી. ભારતભરમાં, આપણી પરાસંસ્કૃતિમાં, લોકકળાની બહુવિધ સામગ્રી પથરાયલી પડી છે. એમાં કચ્છની હસ્તકળા અનોખી ભાત પાડનારૂં તેનું પૂરક અંગ છે. કચ્છમાં, જાતજાતની જાતવાર, લોકકળાની, ભાતભાતની ભાત, હજી અડીખમ સચવાયલી પડી છે. સમાજજીવનની કલ્પનામાં, એનાં સંસ્કાર મૂળ ઊંડા છે. લોકસમાજની રસવૃત્તિને એ પોખે છે. લોક રુચિને એ જોતાં આપ્યું ધરાતી નથી. બદલાયલા જમાનાની, બદલાયલી જરૂરતોમાં, આપણા લોકસંસ્કારની તાસીર, તેની હસ્તકલાથી પરખાય છે. તેવે, તેમાં સૂરો પડે. કે તે અદ્રશ્ય થવા માંડે, તે પહેલાં, તેને નાણીને. તેની સાચી કિંમત સમજવા સરખી છે. આપણી સૌંદર્ય દૃષ્ટિની અનુકૂળતા મુજબ, તેને અપનાવી લેવા સરખી છે લલિતકળાના એક આગવા પ્રકાર તરીકે, કચ્છની હસ્તકળા, મોખરાની હરોળમાં મૂકાઈ છે. અદ્યતન કળામાં એનું આવું માનભર્યુંસ્થાન સ્વીકારાયું છે.

શહેરોની સંસ્કૃતિથી કાંઇક અળોટ રહેલા, કચ્છનાં આંતરલના લોકજીવનમાં, તેમનું પોતીકું કળાસર્જન, અદ્યાપિ યથાવત ચાલુ છે. એ સંસ્કાર ઉપર, હજુ બાહ્ય અસર ઓછી થવા પામી છે, એટલે કે, કચ્છની હસ્તકળા તેની લાક્ષણિકતા અને અસલિયત, હજુ જાળવી રહી છે. કચ્છની આ લોકકળા, સદીઓના પ્રવાહ સાથે ઘડાયેલી ભારતીય સંસ્કૃતિની, એકજ પરંપરિત પ્રથાના પરિણામરૂપ છે. એટલે કે કચ્છના તળપદા કળાસંસ્કાર મહાન ભારતીય સંસ્કૃતિ સાથે એક રંગ બની રહે છે.

કચ્છનો પ્રદેશ, ભલે સૂકો ગણાવાય છે; પરંતુ કચ્છનાં લોકો લુખા નથી. પોતાની પાણીદાર હસ્તકળાથી પોતાના રોજીંદા જીવનમાં, કચ્છી હાથ જે રંગ અને

ડુંગર ઉપર વીલડી, તે જા સો ભાતીલાં ફૂલ;
કોઈ કાણું કોઇ કજ્જડો, કોઇ માણેક તૂલ!

જે રૂપ રેલાવે છે અને જે રસદર્શન કારવે છે, તેમાંથી લોકકળા દ્વારા, કચ્છની પ્રાદેશિક સંસ્કૃતિનું આગવું રંગદર્શન થાય છે.

હુ ભુંગા, હુ ભેણિયું, હુ ભીતે રંગ પેઆ;
મેકણુ ચેનો, માડુઆ, ઈ રંગધણી રેઆ.

કચ્છી કસબ, કચ્છી હથ કસબજો નામી રંગ કાયમ આય । કળાનો આવો રંગ રાખી દેતા કલાકારો, અને તેમની કમનીય કળા, સદાય નામાંકિત રહી છે. દુનિયામાં દીપ્તિવાળું દેખાઈ જે કળાનું, જે કચ્છી હાથ કસબનું નામ નીકળ્યું છે, એ, કચ્છના લોકજીવનની મીઠપમાંથી મ્હોરતી, કચ્છની આવી કમનીય હાથકળા જોઈ, જીવ ઝૂમી હાલે છે, જીવ જોશીલો થાય છે.

કચ્છી લોકકસબ, કચ્છી લોકકળાકામ, કચ્છી હાથ કામગીરીમાંથી જે કળા રસ નિષ્પન્ન થાય છે એ એના કસબી કારીગરને કળાકામના માણીગર બનાવે છે; એમાં રત રહેતા રાખે છે. આ કળા પ્રાપ્તિમાં, સૌંદર્યતત્વનું મેરવણુ ઉમેરાય છે ત્યારે એ જ જમાવટથી એનું મૂલ્ય વધે છે. કળાકામનાં દીદારનો દરજ્જો એથી ખેંચાય છે. એની કદર થાય છે. એની કીમ્મત વધે છે. આથી કસબીને વધતી કમાણી થાય છે, પરિણામે કારીગરને પોતાના કસબકામની લગન વધતી જાય છે. ઉપરાંત

रसं ह्येवायं लब्ध्वा आनन्दी भवति ।

કળ રસને પ્રાપ્ત કરી જીવન આનંદી બને છે. આ આનંદ એ સાચી મોજ છે, જે કળાકસબની જાળવણી કરવા પ્રેરે છે. કળારસનો આ આનંદ કસબનું સંવર્ધન કરાવે છે. એ થકી સંપન્ન થતો પ્રાણભર્યો કળારસ ચિતને આનંદિત કરે છે. કચ્છમાં હજી તો, કળાકસબનું આ સુખાકારી લોકસત સર્વત્ર સરખું આકારમાન રહ્યું છે

મું ભાયે તડ હકડો, તડ હે લખ્ખ હજાર;
જું કો જેઆં લગ્ગેઆ, સે તરી થેઆ પાર.

# 'ઊર્મિનવરચના'ના જનપ્રવેશને વધામણાં

(માર્ચ '૮૦ના અંતે 'ઊર્મિનવરચના'ને ૫૦ વર્ષ પૂરાં થાય છે ને એપ્રિલના અંક સાથે ૫૧મું વર્ષ બેસે છે. આ પ્રસંગે સુરુખીઓ અને મિત્રો તરફથી આવેલ શુભાશિષો અને શુભેચ્છાઓ અહિં આપેલ છે.)

## પ્રજાના ભાવનાકોષનું ધારક–પોષક

'ઊર્મિ' અને નવરચના'ને પચાસવર્ષ પૂરાં થશે એ વાતનું સ્મરણ કરવાથી આનંદ થાય છે. માસિકના નામ–માત્રથી તેના કામ અને સેવાનો પૂરો ખ્યાલ કદાચ નહિ આવે, એનું ખરું સ્મરણિય કાર્ય તો પ્રજાના ભાવનાકોષને જાળવવાનું અને પુષ્ટ કરવાનું થયું છે. ગુજરાત – સૌરાષ્ટ્રના હૃદયમાં જે પ્રાણ વસી રહ્યો છે, બલ્કે સમગ્ર પશ્ચિમ ભારતમાં જે પ્રેરણા કવિતા, કથા, વાર્તા દ્વારા અથવા માત્ર લોકસ્મૃતિ દ્વારા વહી રહી છે તેને ઓળખવી, ચકાસવી અને વર્તમાન સંસ્કાર પ્રવાહમાં ભેળવી દેવી, એ પુણ્ય કાર્ય આ સામયિક દ્વારા થયું છે.

આમ એણે સ્વ. ભાઈ મેઘાણીના કાર્યને ખૂબ આગળ ધપાવ્યું છે. જે અવાજ પોતાને ઓળખતો નથી, તેના ગુણદોષનો જેને ખ્યાલ નથી, તે વિકાસ, અભ્યુદય કે શ્રેયને માર્ગે ભાગ્યે જ જઈ શકે. સમાજની નાડ તેની પરંપરામાં છે અને એ પરંપરા તેના સાહિત્તવારસામાં જડશે. આપણી સિદ્ધિ અને મર્યાદા, બન્નું એમાં પરખાશે અને બેઉ પારખીશું તો જ આગળ વધી શકીશું. મોટા ફલકનો ઈતિહાસ સ્થૂળ દૃષ્ટિએ મુખ્ય મુખ્ય અને મોટી મોટી મોટી વાત કરે છે અને તેના પરસ્પર સંબંધ વિલોકે છે, પણ પ્રજાના કેટલાક ગુણો સંદર્ભના મોટા ફલકમાં જ વરતાય એમ નથી; નાના નાના પ્રસંગો, ઘટનાઓ અને સંબધોમાં પણ તે ઊપસી આવે છે અને તે કાર્ય પરંપરાએ જાળવેલું સાહિત્ય જ કરે છે. વીરત્વનું દર્શન પાણીપતમાં જ થાય એમ નથી, એટલી જ તીવ્રતાથી એ ભાદરણની ભાગોળે કે ભાદરને તટે પણ થાય. કેટલાં બધાં જળાશય ઠેરઠેર આપણી શ્રદ્ધા અને વ્રતદઢતાની શાખ પૂરે છે! કુમારિકા કે વિરહિણીની ઘર-ઘરની કથા શું ઈતિહાસ કહેવાનો હતો ? એ તો સાહિત્ય કહેશે; કવિતા કહેશે; ગીત, ગરબી કે દુહો કહેશે અને એવું સચોટ કહેશે કે એ તમારું પોતાનું આત્મદ્રવ્ય બની જાય.

વાણીની અને તેથી સંસ્કૃતિની આવી દટાયેલી સમૃધ્ધિને ખોળી ખોળી બહાર કાઢી તેનું શોધન કરી તેને પ્રજા સમક્ષ મૂકવાનું કાર્ય " ઊર્મિ–નવરચના " કરે છે. આ વારસમાં કેટલુંક કાચું હશે, અણગમતું હશે, અંધશ્રધ્ધા કે વહેમનું હશે, વણાટ અને આકારમાં અણઘડ હશે, તથાપિ એ નીવડેલું સાહિત્ય છે. જાહેરાત વિના પ્રજાના હૃદય સુધી પહોંચેલું સાહિત્ય છે. તેથી તેનું વિશિષ્ટ મૂલ્ય છે. એમાં-નું કેટલું બધું પ્રતિષ્ઠા કે લક્ષ્મીની લાલસા વિના રચાયું છે !

" ઊર્મિ–નવરચના " જે કાર્ય કરે છે તે પૂરા ભાવથી, પ્રેમથી, તેમજ શોધક (દૃષ્ટિ ?) બુદ્ધિ-ના પ્રકાશથી તે કર્યા કરે એવી મારી શુભેચ્છા છે અને ભાઈ પરમાર આદિ વ્રતીઓને સર્વ–પ્રોત્સાહન અને અનુકૂળતા મળો એ મારી ભગવાનને પ્રાર્થના છે...

મૈત્રી, આદર્શ સોસાયટી;
સૂરત-૩૯૫૦૦૧

– પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

## યાત્રા હજો નિરાપદ ને સુફલા

માર્ચમાં 'ઊર્મિ-નવરચનાના' પચાસ વર્ષ પૂરાં કરે છે એ પ્રસંગ તમારા જેટલો જ ગુજરાતના સૌ સાહિત્ય રસિકોને મન પણ આનંદદાયક છે. કરાંચીના એના સાહિત્ય અને સંસ્કારની દૃષ્ટિએ નોંધપાત્ર આરંભકાળ પછી 'નવરચના'ના જોડાણ બાદની સાહિત્ય, રાષ્ટ્રસેવા અને પત્રકારત્વનાં ક્ષેત્રની તેની ઊજળી અને ઉત્સાહભરી સેવા-કારકિર્દી સુખદ પૂર્વસ્મૃતિઓ જગડે એવી છે છેલ્લાં કેટલાંક વર્ષથી લોકસાહિત્ય અને સંસ્કૃતિનું મુખપત્ર કે વાહન બનવાની જે કામગીરી તે અદા કરી રહેલ છે તેય ઓછી નોંધપાત્ર નથી.

'ઊર્મિ-નવરચના'ના વનપ્રવેશ વેળા તેની હવે પછીની યાત્રા નિરાપદ અને સુફલા હો એવી શુભેચ્છા, તેના લેખક પરિવારના એક ભૂતપૂર્વ નિયમિત સભ્ય તરીકે આત્મીય ભાવે પાઠવું છું...

શ્રી સદ્મ સોસાયટી : અમદાવાદ — અનંતરાય રાવળ

*

## ગુજરાતના સાંસ્કૃતિક જીવનમાં યાદગાર ઘટના

'ઊર્મિ - નવરચના'ને ૫૦ વર્ષ પૂરાં થાય છે એ ઘટના આપના જીવનનો ધન્ય પ્રસંગ લાગે એ સ્વાભાવિક છે, પરંતુ એ ઘટના ગુજરાતના વર્તમાન સાંસ્કૃનિક જીવનમાં પણ યાદગાર ગણાય તેવી છે એ એટલી ય મહત્ત્વનું છે. વર્ષો સુધી 'ઊર્મિ'એ શિષ્ટ સાહિત્યની વિવિધ વાનગીઓ પીરસ્યા કરી હતી ને છેલ્લા કેટલાક વર્ષોથી એ લોકસાહિત્ય તથા લોકસંસ્કૃતિના વિતરણ - પ્રસારણમાં ગણનાપાત્ર પ્રદાન કરી રહ્યું છે. એમાં સાથે સાથે ક્યારેક ઈતિહાસ-પુરાતત્ત્વ જેવા ઇતર સંલગ્ન વિષયોનો પણ સમાવેશ થતો રહે છે. સૌરાષ્ટ્ર તો લોકસાહિત્યની અખૂટ ખાણ છે, તેમાંથી હજી આપ વર્ષો સુધી અનેકાનેક રત્ન પ્રકાશમાં લાવી શકશો ને લોકસંસ્કૃતિના અધ્યયન-સંશોધન-પ્રકાશનમાં અમૂલ્ય ફાળો આપી શકશો. 'ઊર્મિ નવરચના'ને લાંબી ઉજ્જવલ કારકિર્દી ઈચ્છું છું.

અમદાવાદ — હરિપ્રસાદ ગં. શાસ્ત્રી

*

## લોકસાહિત્યના સામયિક ક્ષેત્રે વિરલ

'ઊર્મિ અને નવરચના'ની અર્ધશતાબ્દી ઉજવાય છે એ એક યાદગાર પ્રસંગ છે.

લોકસાહિત્ય, લોકસંસ્કૃતિ, ચારણી સાહિત્ય આદિને કેન્દ્રમાં રાખી નિયમિત પ્રગટ થતું ગુજરાતનું આ એકમાત્ર સામયિક છે; ભારતભરમાં પણ આ પ્રકારનાં ભેખધારી સામયિકો વિરલ છે એમ હું માનું છું. અનેક મુશ્કેલીઓ વિઘ્નો અને સંકટોની વચ્ચે પણ આટલા લાંબા સમય સુધી એનું કાર્યક્ષમ સંચાલન -પ્રકાશન ચાલુ રાખવા માટે સ્વ. ઈશ્વરભાઈને અને તમને હૃદયનાં અભિનંદન છે.

'ઊર્મિ અને નવરચના'નો ઉત્તરોત્તર ઉત્કર્ષ થાઓ, તથા લોકસંસ્કૃતિના અધ્યયન-પ્રકાશનનું એનું 'મિશન' નિરંતર ચાલુ રહો એવી શુભ કામનાઓ એની અર્ધ શતાબ્દી પ્રસંગે પાઠવું છું.

૬, શ્રેયસ્ સોસાયટી : વડોદરા — ભોગીલાલ જ. સાંડેસરા

*

## અમૂલ્ય વારસાની ભેટ આપવાની સેવા

'ઊર્મિ અને નવરચના' એ મળી જે કોઈ મોટી સેવા કરી હોય તો એ લોકસાહિત્ય ક્ષેત્રે અનેક લેખકોને આકર્ષી એમની પાસેથી કિંમતી લેખો તેમજ અપ્રસિદ્ધ લોકસાહિત્ય મેળવીને પ્રજાના એ અમૂલ્ય વારસાની ભેટ આપવાની તમારી પ્રબળ જિજ્ઞાસા, લોક સાહિત્ય તરફની તમારી પ્રદાન-પૂર્વકની આસક્તિ અને અહં વિનાની સામાને આકર્ષવાની અને એ રીતે પોતાના કરી એમની પાસેની કિંમતી સામગ્રી મેળવી માત્ર સંતોષ ન લેતાં લોકોને ચરણે ધરી દેવાની લગની મને 'ઊર્મિ અને નવરચના'ના ઉત્કર્ષમાં જણાયાં છે. તબિયતની પરવા કર્યા વિના આ કર્યે જાઓ છો, એનાં જેટલાં અભિનંદન આપું તેટલા થોડા છે. સ્વાસ્થ્યપૂર્ણ જીવન ગાળતી આ સેવા ચિરકાલ સુધી કરતા રહો એવી આશીર્વાદ આશંસા.

મધુવનઃ અમદાવાદ — કેશવરામ કા. શાસ્ત્રી

*

## બ્રહ્મનું બ્રહ્મને અર્પણ

સ્વયંજ્યોતિ ભગવાન સોમનાથ આપને સ્વસ્થ આરોગ્યમય શતાયુજીવન બક્ષે અને આપના હાથે સાહિત્યની, લોકસાહિત્યની સેવા થતી રહે તેવી શુભકામનાઓ કરું છું.

'ઊર્મિ-નવરચના'ના ૫૦ વર્ષ પૂરાંની મજલ પણ એક આનંદદાયક, સંતોષકારક વિષય છે. પચાસ વર્ષના ગાળામાં ઊર્મિ-નવરચનાએ લોકસાહિત્ય-સંસ્કૃતિ-ઇતિહાસ, ભક્તિસાહિત્ય વગેરેનું સંપાદન કરીને જે પ્રસંશનીય કાર્ય કર્યું છે, એ પોતે જ એક અમૂલ્ય પ્રદાન છે. એકાદ-બે વાક્યોમાં એની મૂલવણી થઇ શકે તેમ નથી. એટલું એ વિરાટ અને પ્રસંશનીય કાર્ય છે.

આપનો અને આપના સાથીઓ, મિત્રો, લેખકોનો એ ભવ્ય પુરુષાર્થ કાળભગવાનના ચોપડે અવશ્ય નોંધાયો છે-સુવર્ણાક્ષરે નોંધાયો છે. એ નોંધ જોઈને ભગવાન મહાકાલ પણ મનમાં મલકાતો હશે એવું સુંદર આ કાર્ય છે.

ભગવાન આપના હાથે હજી વિશેષ ને વિશેષ આવું પ્રદાનનું એક સુંદર ઝરણું વહેતું રાખે તેવી અભ્યર્થના-મંગલકામના...

વેદનો ઋષિ પ્રાર્થના કરે છે: અદીન શતાયુ-જીવન, અને એ પણ સમાજ માટે. સમાજમાંથી જે કંઇ મળ્યું છે તે બ્રહ્મનું બ્રહ્માર્પણ ન્યાયે આપણાથી શક્ય ત્યાં સુધી-જીવનના છેલ્લા શ્વાસ સુધી આપતા રહીએ એ જ મંગલકામના...

પ્રભાસપાટણ — હરિશંકર પ્રભાશંકર શાસ્ત્રી

(આ સંદેશો મળ્યા પછી હૃદય રોગના હુમલાથી શ્રી. હરિશંકરભાઈ કૈલાસવાસી થયા છે.)

*

## શકવર્તી કાર્ય

સૌરાષ્ટ્રની ભાતીગળ લોકસંસ્કૃતિનો શાસ્ત્રીય અભ્યાસ, લોકસાહિત્ય અને સંસ્કૃતિનું ઉચિત પરિપ્રેક્ષ્યથી મૂલ્યાંકન કરવાની સૂઝ – દૃષ્ટિ, 'ઊર્મિ-નવરચના' એ ગુજરાતી ભાષા – સાહિત્યનાં કેટલાયે અભ્યાસીઓને પૂરી પાડી છે. એ રીતે 'ઊર્મિ – નવરચના' બહુ મોટા માર્ગદર્શકનું સ્થાન લઈ શકે એમ

છે. કોઈ સંસ્થા પણ ન કરી શકે એવું શકવર્તી કાર્ય તમે એકલે હાથે અવિરતપણે નિયમિતતા જાળવીને કર્યું છે. એથી એવી આશા જન્મી છે કે જૂની પેઢીના જાણતલ સંપાદક આને શતાબ્દી સુધી લઈ જાય જ...

હૃદયની શુભેચ્છાઓ સહ

રાજકોટ — ડૉ. ઇશ્વરલાલ ર. દવે

*

## વિદ્યાસંસ્થાઓનું કામ 'ઊર્મિ' કરે છે

'ઊર્મિ–નવરચના' પચાસ વર્ષ પૂરા કરે છે તે અત્યંત મહત્ત્વપૂર્ણ ઘટના છે. આ સમયે 'ઊર્મિ–નવરચના' હજી પણ ઉત્તરોત્તર પ્રગતિ કરે અને ગુજરાતના સાંસ્કૃતિક જીવનની ઉત્તમ સેવા કરે તેવી શુભેચ્છા પાઠવું છું.

આરંભથી જ 'ઊર્મિ'એ નિજી વ્યક્તિત્વ ધારણ કરી લીધું છે. સાહિત્યના ઉત્તમ સર્જકોએ પોતાનાં લખાણો 'ઊર્મિ'ને હોંશે હોંશે આપ્યાં છે.

છેલ્લે છેલ્લે લોકસાહિત્યની સેવા તો 'ઊર્મિ' એક સંસ્થાની જેમ કરી રહ્યું છે. આજે વિકસતા કહેવાતા પ્રગતિશીલ જીવનમાં તપ, સંસ્કૃતિ અને બોલી વિસરાતી જાય છે. એ સપાટામાં ઘણું બધું લુપ્ત થઈ જશે. એવી સ્થિતિમાં આપ લોકસાહિત્ય, સંસ્કૃતિ, ઇતિહાસ વગેરેની સતત સેવા કરી રહ્યા છો. હકીકતે જે વિદ્યા–સંસ્થાઓએ કામ કરવું જોઇએ તે 'ઊર્મિ' કરી રહ્યું છે.

ઊર્મિ'ના વિવિધ વિશેષાંકોનું તો ચિરંજીવ મૂલ્ય છે. ભાવિ પેઢી માટે તો તે આકર ગ્રંથો બની રહેશે તે નિઃસંશય છે. 'ઊર્મિ' ના વિકાસ અને પ્રગતિ માટે ફરી શુભેચ્છાઓ પાઠવી વિરમું છું.

રાજકોટ — ડૉ. પ્રભાશંકર રા. તેરૈયા

*

## વાગીશ્વરીના શુભ્ર વાહન હંસ સમું

આપનો પત્ર મળ્યો. માર્ચમાં 'ઊર્મિ–નવરચના'ને પચાસ વર્ષ પૂરાં થાય છે. માર્ચના અંકને કંઈક વિશેષરૂપ–પાનાં વધારીને આપવાનો આપનો વિચાર ગમ્યો. આપની નિષ્ઠા અને સામયિક પ્રત્યેની વાત્સલ્યસભર લાગણી આદરણીય છે. સુવર્ણજયંતિ અંક આર્થિક કારણથી જ અણોસરો રહે, એ આપણી સાહિત્ય સેવાની દયાજનક સ્થિતિ કહેવાય. લોકજીવન આબેહૂબ રજુ કરતું લોકસાહિત્ય પ્રજા માટે સમય સમયનું ઐતિહાસિક ધન બની રહે છે, અમર બને છે. જીવંત લોકસમાજનાં શાસકોએ આ સમજવાનું હોય છે. ૫૦ વર્ષ કોઈ પણ લોકોપયોગી કાર્ય–પત્ર કે સંસ્થા દ્વારા એક જ રંગે ચાલે એ કંઇ સાધારણ વાત નથી. જીવનના હૃદય ધબકાર અને ઊર્મિઓ સમાજને જીવતો, રસબસતો રાખે છે. લોકજીવનને રસાયન 'ઊર્મિનવરચના' એ માના ધાવણની જેમ પાયું છે. દીર્ઘકાળ પર્યંત આપે અને આપનાં–આપણાં સામાયિકે ખરી લોકસેવા–દેશસેવા કરી છે.

લોકો માટેની, લોકોની કહેવાતી સરકારે કહેવું જોઈએ, "લોકજીવનને સ્વસ્થતા અર્પનાર, લોકસાહિત્ય પીરસનાર સામયિકનો અર્ધશતાબ્દિઅંક પ્રસન્નતાપૂર્વક બહાર પાડો, તેની અર્થવ્યવસ્થા સંપૂર્ણપણે સરકાર કરશે", આમ થવું જોઈએ પણ 'વહ દિન કહાં......?'

સાહિત્યકારોનો તેઓની કૃતિઓને, સાચા લોકસેવકોને તેઓની સેવાને, તેમની સેવાનાં ફળ પાકીને કચરાય, છૂંદાય ત્યારે ઓળખીએ, બહુ મોડું થઇ જાય ત્યારે જાગીએ, અને પછી મરશિયાં ગાવા પડાપડી કરીએ ! જ્યારે ખરા સેવકો તો સમસમીને પણ પોતાના જીવનપંથે કોડિયું ઝગતું રાખી મોજથી આયખું પૂરું કરે છે. સમાજની આ જ કરુણતા છે...

લોકોમાંથી લોકસાહિત્યની સરવાણી મેળવવી અને ઉલેચવી એ સહેલું કાર્ય નથી; વીરડો ગાળવો અને પછી એ નીરને વહેતું મૂકવું એતો વિશેષ શ્રમ અને બળ, કળ માંગી લે છે. લોકશાયર મેઘાણી-ભાઈએ એ કાર્ય કર્યું. લોકસંસ્કૃતિના સર્વમાન્ય પંડિત જયમલ્લભાઈએ એ કાર્ય પૂર્ણતાને પંથે પહોંચાડયું. ખૂણે ખાંચરેથી જાણકાર તેમજ અભ્યાસીઓને શોધી કાઢી, તેઓને જાણી, નાણીને તેમના ઉત્સાહને સતેજ રાખ્યો; કંઈક કોડિયાંમાં દીવેલ પૂરી, દીપ ઝગતા રાખવાનું મહાન કાર્ય આપે કર્યું છે. લોકસાહિત્યના દીવડાની દીપમાળા પ્રગટાવી લોકજીવનની પૂજા કરી રહ્યા છો 'ઊર્મિનવરચના' દ્વારા.....

લોકસાહિત્યકારોના મિત્ર, માર્ગદર્શક અને ગુરુ એવા આપને હું સાહિત્યના આ ક્ષેત્રે ગુરુ માનું છું. વંદું છું....

જનતા જનાર્દનની પવિત્ર ચરણરજ—સમાજમાં થઈ ગયેલાં સંતજનોની ચરણરજ, લોકસાહિત્ય રૂપે, પ્રસાદીરૂપે પચાસવર્ષથી આપી રહેલ છે 'ઊર્મિનવરચના'. આ સાહિત્ય ગંગાને વંદના...

'ઊર્મિનવરચના'ના અંકો આપણા ગુજરાતી લોકસાહિત્યનો મહાન જ્ઞાનકોશ બની રહેલ છે. ભવિષ્યના ભાષાના આ વિભાગના અભ્યાસીઓ માટે 'ઊ. નં'ના અંકો અમૂલ્ય ધન બનશે. પચાસ વર્ષ પછી આ અંક માટે શોધ ચાલશે, એવું આજનું આપણું વહેતું સાહિત્ય છે. ચારણો, બારોટો, ચારણી સાહિત્યના જાણકારોને તેઓની વાણી માટે 'ઊર્મિનવરચના'એ વાહન આપેલ છે. વાગીશ્વરીના શુભ્રવાહન હંસ જેવું આ માસિક છે. વાચક વર્ગના અભિનંદનનું અધિકારી છે.

મેઘાણીભાઈ અને દુલા કાગ, રાયચૂરાજી અને મેરૂભાભાઈ, ડૉ. મગનભાઇ અને આપણા ઇશ્વરભાઈ સૌ દિવંગત સારસ્વતોનું ભાવપ્રેમપૂર્વક સ્મરણ કરું છું. એ મહાન આત્માઓના ઊર્મિને આશીર્વાદ છે.

પ્રિય ભાઈશ્રી જયમલ્લભાઈ, આપને, "ઊર્મિનવરચના"ને હૃદયપૂર્વક સુવર્ણજયંતિ પ્રસંગે લાખ લાખ અભિનંદન—અભિનંદન... 'ઊર્મિનવરચના' ચિરંજીવ બનો એ પરમાત્મા પાસે પ્રાર્થના...

પોરબંદર

— મણિભાઇ વોરા અને
પુરાતત્ત્વ સંશોધન મંડળના સૌ મિત્રો

*

## શત—સહસ્ર અભિનંદન

કોઈ પણ સાહિત્યકારને મન પોતાનાં સાહિત્ય સર્જનનું મૂલ્ય લક્ષ્મીથી વિશેષ છે. તેને પોતાની સાહિત્યકૃતિ ભારે પ્યારી લાગે છે. તે તેનું સર્જન કરે છે, તેના પ્રકાશમાં મહાલે છે, તેના વિકાસમાં આનંદ ઘેલો બને છે.

મારું હૃદય કહે છે કે આવા જ ભાવો "ઊર્મિ—નવરચના"ના તંત્રીશ્રીને તેમના માસિકના આ યાદગાર વન—પ્રવેશ પ્રસંગે સ્ફૂર્યા હશે.

'ઊર્મિ—નવરચના'ને હું દ્વિજન્માં કહી શકું. તેણે ૩૫ વર્ષ શિષ્ટ સાહિત્ય પીરસી ગુજરાતી

પ્રજાની સુંદર સેવા કરી, અને આજે ૧૫ વર્ષથી તે ઉત્તમ લોકસાહિત્ય પીરસી અભૂતપૂર્વ સેવા બજાવી રહ્યું છે.

'ઊર્મિ-નવરચના' નું સાહિત્યપ્રદાન કોઇ પણ સાહિત્યિક સામયિકોથી ઉતરતી કક્ષાનું નથી. હું એક ડગલું આગળ વધી કહી શકું કે તેણે તો અણુઘડેલી ભોમ પર પદાર્પણ કર્યું છે અને ગુર્જરી ગિરાને અલંકૃત કરી છે આ માસિકે નવાં ક્ષિતિજો નિહાળ્યા છે અને સુંદર કાવ્યો, લોકસાહિત્ય, સંશોધન નૈસર્ગિક સૌંદર્ય, પ્રભુ ભકિતની ગાથાઓ, લોકકથા અને સાહિત્યનાં વિવિધ અંગોના રસથાળ અવિશ્રાંત પણે એકધારો પીરસ્યા કર્યો છે.

આજે જયારે વન-પ્રવેશ કરનારા માસિકો બહુ ઓછાં દૃષ્ટિએ પડે છે – આજે જ્યારે વસંત, પ્રસ્થાન, કૌમુદી વગેરે તો ભૂતકાળની ગર્તામાં સમાઈ ગયાં છે, આજે જ્યારે અશિષ્ટ વાર્તાસાહિત્યનો રાફડો ફાટયો છે અને ઉચ્ચ સાહિત્યનાં દર્શન દુર્લભ થયાં છે, ત્યારે 'ઊર્મિ-નવરચના'નું દર્શન દર માસે નિયમિત થાય છે અને તેની સેવા અભંગ ચાલુ રહી છે એ તેના જીવનની ધન્ય ઘડી ગણાય. આ પરિસ્થિતિમાં તે અવશ્ય સહૃદય અભિનંદનનું સર્વાંશે અધિકારી બને છે.

'ઊર્મિ-નવરચના'ના આ સુભગ પ્રસંગે તેના આદ્યતંત્રી સ્વ. ઈશ્વરલાલ દવેની સેવા વિસરી ન શકાય. તેણે તેને આકર્ષક બનાવવા પાછળ પ્રાણ રેડયો હતો. ૩૫-૩૫ વર્ષ સુધી તેણે શિષ્ટ સાહિત્ય પીરસી પ્રજા હૃદય જીત્યા હતાં એટલુંજ નહિ પણ આફ્રિકા અને દરિયાપારના દેશોમાં વસતા ગુજરાતીઓમાં સ્વભાષા પ્રેમ જાગૃત કર્યો હતો. કેટલાક શિક્ષિતોને સાહિત્યઘેલા બનાવ્યા હતા, કેટલાક લેખકો અને કવિઓને પ્રસિદ્ધિમાં મૂકયા હતા અને ગુજરાતી સાહિત્યની છૂટે હાથે લહાણી કરી હતી. ગુજરાત પરનું એમનું ઋણ હજી ચૂકવાયું નથી.

એવુંજ પ્રાણવાન પ્રદાન આજના તંત્રી શ્રી જયમલભાઈ પરમારનું છે. સ્વ. શ્રી ઈશ્વરલાલભાઈનો સહારો આકસ્મિક રીતે અસ્ત થવા છતાં એમણે આજની કારમી મોંઘવારી વચ્ચે ઊર્મિ-નવરચનાને જીવંત રાખ્યું છે, એટલુંજ નહિ પણ ભગીરથ સાધના દ્વારા તેનું અસ્તિત્વ ટકાવ્યું છે. તેમની લેખિની દ્વારા પીરસાતું લોકસાહિત્ય પ્રથમ કક્ષાનું છે. તેવું કોઈ સામયિકમાં દૃષ્ટિગોચર થતું નથી. તેના પ્રત્યેક અંકો સંશોધનની દૃષ્ટિએ ઘણા જ મૂલ્યવાન છે. તેમના પ્રગટ થયેલા ગ્રંથો તો પુરસ્કારને પાત્ર બને એવા છે. ગુજરાતી સાહિત્યમાં લોક સાહિત્ય, ઈતિહાસ અને સૌરાષ્ટ્રની ભાતીગળ સંસ્કૃતિને સ્થાન આપવાનો યશ એમને ફાળે જાય છે. આજે આ ક્ષેત્રમાં સ્વ. ઝવેરચંદ મેધાણીનું સ્થાન એમણે લીધું છે અને શોભાવ્યું છે એ નિર્વિવાદ હકીકત છે.

હું 'ઊર્મિ નવરચના'નું શતાયુ ઈચ્છું છું અને તેની ઉત્તરોત્તર પ્રગતિ માટે પ્રાર્થના કરું છું.

રાજકોટ

– પ્રાણશંકર સો. જોશી.

*

## આલોક અલૌકિક

'ઊર્મિ-નવરચના' તા. ૧-૪-૮૦ થી વન પ્રવેશ કરે છે, જેનાથી હું બે વર્ષ જેટલો હજી દૂર છું. 'ઊર્મિ-નવરચના' સાથેનો મારો સમ્બન્ધ સને ૧૯૭૧થી, તે પણ 'લોકસાહિત્યમાં નારી' અંકથી. આ સંબંધ ન બંધાયો હોત તો મારાં શિક્ષા – દીક્ષા અપરિપક્વ રહી જાત એમ કહેવામાં અતિશયોકિત ન હોવા છતાં

માત્ર વિવેક પણ નથી, સંકોચ પણ થતો નથી. ઊલ્ટાનો ગૌરવ અનુભવું છું.

પુરાતત્ત્વ અને ઇતિહાસના ખેડાણમાં અંતરના અવાજને સ્થાન નથી. મારી સામે પડેલા પુરાવા જ્યારે બોલે છે ત્યારે મારામાંના પુરાવિદ્‌ોને જે સંભળાય છે તે કરતાં, કેટલાંક કિસ્સામાં, અંતરમાંથી ભિન્ન અવાજ ઊઠે છે! મૂંઝવણ અનુભવું છું. આવા મૂંઝવણના ગાળામાં 'ઊર્મિ–નવરચના'ના કોઈને કોઈ અંકમાંથી કોઈ એવી સામગ્રી મળી જાય છે જેનાથી મારામાંના પુરાવિદ્‌ોને ભલે સંતોષ ન થાય, પરંતુ અંતરને એક બાજુથી આનંદ થાય છે તો બીજી બાજુથી વિડંબણા શરૂ થાય છે: મારામાંનો "અસુર – બ્રાહ્મણ" અંતરના અવાજને દબાવીને અને પેલા પુરાવિદની માન્યતા સાથે તડજોડ કરીને મધ્યમ–માર્ગ અપનાવે છે કે કદાચ ગત અવતારનાં સ્મૃતિ–સંસ્કારોને કારણે સંપ્રજ્ઞાત અને અસંપ્રજ્ઞાત માનસમાંથી એકી સાથે પુરાવિદ્‌ની માન્યતાના વિરોધી અને લોકમાન્યતા સંવાદી સૂર ઊઠતા હશે?

'ઊર્મિ – નવરચનાના' વિવિધ અંકોમાં "લોક" પદનું જે ભાષ્ય અક્ષર સ્વરૂપ પામ્યું છે; વહાલાં-ઓને વસમી વિદાય આપતાં અશ્રુઓએ જે અક્ષર દેહ ધારણ કર્યા છે અને બાર – બાર વિશેષાંકો દ્વારા લોકવાર્તા, લોક સાહિત્ય, સિંહ, અશ્વ, નારી, નદી, ધર્મ, પક્ષીઓ, ખાંભી પાળિયા, મેઘાણીભાઈ, ભરત–કંડાર અને દશમા વેદ દુહા અંગે જે અક્ષરાતીત અભિવ્યકિત અક્ષરબદ્ધ થઈ છે એ માત્ર લોકસાહિત્ય નથી, પણ અપૌરૂષેય શિષ્ટ સાહિત્ય છે. એમાંથી મળતો આલોક લૌકિક કે ઇહલોકી નથી, અલૌકિક છે. સંક્ષિપ્તમાં વન–પ્રવેશ કરતી આ સાધના લોકશ્રેષ્ઠ માટેની જ નથી, લોકસર્વ માટેની પણ છે.

અંતરનો અભિલાષ છે કે ઊર્મિ–નવરચનાના ઘડતરમાં મહત્ત્વનો ફાળો આપનાર એક, સ્વ. શ્રી ઈશ્વરલાલભાઈ દવેને ચિનશાંતિ મળે અને બીજા, શ્રી જયમલ્લભાઈ ચિરાયુ થાય અને ભાવિ પેઢી ઊર્મિ–નવરચનાનો ૧૦૧ મો અંક આ ૫૧ મા અંકની સાથે તુલનાત્મક દૃષ્ટિએ શતશરદાયુના મદથી વાંચે અને ઊ. ન. શતાધિક વસંતો માણે!

અમદાવાદ

– છોટુભાઈ અત્રિ

*

## લોકસાહિત્યનો લઘુ જ્ઞાન–કોષ

"ઊર્મિનવરચના" પોતાનો ૫૦ વર્ષનો જીવનકાળ માર્ચમાં પૂરો કરે છે ત્યારે તેના જ્વલંત ૨૫ વર્ષના જીવનકાળના મારા સાક્ષીપણાના સમય તરફ નજર નાખતાં મનને ખૂબ આનંદ થાય છે અને "ઊર્મિનવરચના"એ બજાવેલી સેવા માટે મનમાં અહોભાવ જાગે છે.

સાહિત્યની સેવા કરતા અનેક માસિકો, અખબારો કરતાં "ઊર્મિનવરચના'નો માર્ગ ઘણો કઠણ હતો અને છે. ખાસ કરીને છેલ્લા ૧૪ વર્ષથી 'ઊર્મિનવરચના"એ જે માર્ગ અખત્યાર કર્યો તે માર્ગ બદલાયેલી સમાજની પ્રકૃતિ જોતાં સારી રીતે કઠણ હતો. લોક અને લોકસાહિત્ય પ્રત્યેની અભિરૂચિ લગભગ સમાજમાં નહોતી, કહો કે એ શબ્દો કંઈક ભૂલાયેલા હતા ત્યારે "ઊર્મિનવરચના"એ જે હામ ભીડી તે ઊંચા ચઢાણ ચઢવા જેવી વાત હતી.

પણ કોઈપણ તટસ્થ અવલોકનકારે એ સ્વીકારવું પડે તેમ છે કે આ સામા પૂરે તરવાનો 'ઊર્મિનવરચના"નો પ્રયત્ન ખૂબ સફળ થયો છે અને એ સફળતા કોઈ આર્થિક બાબતોની કે પ્રતિષ્ઠા મેળવવાના પ્રયત્નની નથી, પણ એક ઉચ્ચ આદર્શને ન્યાય આપવાના પ્રયત્નની છે. આ સફળતા માટે સદ્‌ગત શ્રી ઈશ્વરભાઈ અને ભાઈશ્રી જયમલ્લભાઈ યશના ભાગી છે.

૫૦ વર્ષની આ કારકિર્દીએ અનેકોના ઘરમાં "ઊર્મિનવરચના" એક ઘરગથ્થુ લોકસાહિત્યના લઘુ જ્ઞાનકોષ જેવું બની રહ્યું છે. ઘરમાં એ ગ્રંથ લોકસાહિત્યની અનેક મહેકતી વાતોને રજૂ કરતો ઘરેણા રૂપ સ્થાન પામ્યો છે. સૌરાષ્ટ્રના પાળિયાઓમાં અને લોકજીભે સંઘરાયેલી ત્યાગ, તપ, ખમીર અને ખાનદાનીની કથાઓનું પીરસણું કરીને 'ઊર્મિનવરચના" એ એક યાદગાર લોકસેવાનું કાર્ય કર્યું છે, અને એ બધું પોતાનું ગૌરવ-સ્વાતંત્ર્ય સાચવીને કર્યું છે તે "ઊર્મિનવરચના"નું એક ઉત્તમ ગૌરવવંતુ પાસું છે.

"ઊર્મિનવરચના"ના આ ૫૦ વર્ષના સુવર્ણ જયંતિ જેવા પ્રસંગે મારી શુભેચ્છા મોકલવાની સાથે હું આશા અને શ્રદ્ધા રાખું છું કે "ઊર્મિનવરચના" આવતા બીજા ૫૦ વર્ષ પોતાની ઉજળી કારકિર્દી જાળવી રાખશે.

રાજકોટ

—રતિભાઈ ગોંધિયા.

*

## લોકસાહિત્યની સાંસ્કૃતિક સમજનો ઘરદીવડો

'ઊર્મિનવરચના'ની સ્થાપનાને પચાસ વરસ પૂરાં થાય છે એ પ્રસંગ દરેક સાહિત્યપ્રેમીઓ માટે એક આનંદદાયક ઘટના છે. વળી છેલ્લાં ચૌદ વર્ષથી આ સામયિક લોકસાહિત્યનું વાહક બની તેના સંશોધન અને સંવર્ધન માટે મથી રહ્યું છે એ એની આગવી પ્રતિભાની સાક્ષી આપે છે.

સમાજ લોકસાહિત્યના નવોન્મેષને સમજે અને આ પ્રકારના સાહિત્યનો વિકાસ થાય એ બાબતમાં આધુનિક સંસ્કૃતિએ અનેક અડચણો ઊભી કરી છે અને લોકસાહિત્યના સંશોધકોએ સીધાં ચઢાણ ચડવાનાં છે. આવા કપરાં સંજોગોમાં લોક-સાંસ્કૃતિક ઊર્મિની નવરચનામાં આપનું પ્રકાશન ઘરદીવડાની ગરજ સારે છે અને આ માટે આપ જશના અધિકારી છો.

આ ભૂમિના હીરને જાળવવાનાં શ્રી જયમલ્લભાઈના પુરુષાર્થને સફળતા અને સુફળતા મળે તેવી અભ્યર્થના ..

જૂનાગઢ

— બચુભાઈ રાજા

*

## લોકસાહિત્યના સંશોધકોનું રાહબર

'ઊર્મિ - નવરચના' તેની તેજસ્વી તવારિખના પાંચ દાયકા પૂરાં કરીને એકાવનમા વર્ષમાં મંગલ પ્રવેશ પામી રહ્યું છે અને એનો ખાસ અંક પ્રગટ થઈ રહ્યો છે તે જાણીને હું આનંદ સાથે ગૌરવની લાગણી અનુભવું છું.

'ઊર્મિ - નવરચના'ની વાત આવતાં જ આઝાદીની ચળવળનો અનોખો ઈતિહાસ સ્મરણપટ પર તાજો થાય છે. માભોમની આઝાદી માટેના પોલાદી સંકલ્પ કરનારા સ્વ. શ્રી ઇશ્વરભાઈ દવે, સ્વ. શ્રી નિરંજન વર્મા, શ્રી તારાચંદભાઈ રત્નાણી અને આપની સાથે મારો આત્મીયતાભર્યો સંબંધ એ વર્ષોથી ચાલ્યો આવે છે.

'ઊર્મિ - નવરચના'ના એ વર્ષોમાં શુભારંભ થયો એ વાતનો હું સાક્ષી છું. છેલ્લા સાડા ત્રણ દાયકા સાહિત્યના સામયિક તરીકે અને દોઢેક દાયકાથી લોકસાહિત્યના સામયિક તરીકે 'ઊર્મિ-નવરચના'એ ગુજરાતી સાહિત્ય અને ગુજરાતની જનતાની અવિસ્મરણીય સેવા બજાવી છે.

આપના દૃષ્ટિપૂર્ણ અને હેતુલક્ષી સંપાદન નીચે 'ઊર્મિ – નવરચના'એ જે અભૂતપૂર્વ અંકો આપ્યાં છે તે લોકસાહિત્યના સંશોધકો માટે રાહબર બની રહ્યાં છે. એ અંકો લોકસાહિત્યકારો માટે મહામૂલી મૂડીરૂપ છે. 'ઊર્મિનવરચના'ના માધ્યમ દ્વારા આપે ગુજરાતની લોકસંસ્કૃતિ અને લોકસાહિત્ય પર ઘણો મોટો ઉપકાર કર્યો છે. એક સાથીદાર તરીકે આપના એ કાર્ય માટે હું પણ ગૌરવ લઉં છું.

પાંચ દાયકા દરમ્યાન આ સામયિકે અનેક લીલીસૂકી જોઈ છે. આજે બજારુ સાહિત્ય પ્રજામાનસને બહેકાવી રહ્યું છે ત્યારે આર્થિક ઉપાધિઓના વનની વચ્ચે બેસીને તમે એને ચલાવવાનો જે નિષ્ઠાભર્યો પુરુષાર્થ કરી રહ્યા છો એ ઓછા અભિનંદનની વાત નથી. આઝાદીની ચળવળ ઉપરાંત સાહિત્ય ક્ષેત્રે અને ખાસ કરીને લોકસાહિત્યને ક્ષેત્રે આપે આપેલી નિઃસ્વાર્થ સેવાઓની નોંધ ઈતિહાસે અને આવતી પેઢીએ લેવી પડશે.

ઊર્મિ – નવરચના'ની યાત્રા વધુ તેજસ્વી બની રહો તેવી અંતરની શુભેચ્છાઓ સાથે આ પ્રસંગે મને યાદ કર્યો તે માટે અંતઃકરણપૂર્વક આભારની લાગણી વ્યક્ત કરું છું અને આપની કુશળતા ઈચ્છુ છું.

વેરાવળ — મોતીભાઇ ગો. જોષી.

*

## એકમેવ અદ્વિતીય

"ઊર્મિ–નવરચના" પચાસ વર્ષ પૂરાં કરે છે એ પ્રસંગ મારા માટે ખૂબ જ આનંદ અને ગૌરવ-પ્રેરક બની રહે છે. આનંદ એટલા માટે કે આપ મારા આત્મીય સ્વજન છો. લોકસાહિત્ય અને લોક-સંસ્કૃતિના ઉત્થાન માટે આપે જીવનભર આદરેલા ભગીરથ પુરુષાર્થનો હું એક સહૃદય સાક્ષી છું. આ પ્રસંગ એ આપની ધ્યેયસિદ્ધિની દિશામાં એક મહત્ત્વનું મંગલ સીમાચિહ્ન છે અને ગૌરવ એટલા માટે કે આપના સમર્થ પુરુષાર્થના પ્રતીક સમા "ઊર્મિ-નવરચના"નું કાર્ય આજે લોકસાહિત્યના ક્ષેત્રે અજોડ રહ્યું છે. ઈતિહાસ, સશોધન, લોકકથાઓ, દુહા, ભજનો, લોકગીતો, ચારણી સાહિત્ય, લોકકથાઓ, લોકનૃત્યો અને લોકજીવનનાં વિવિધ પાસાંઓનો તલસ્પર્શી અભ્યાસપૂર્ણ વિવેચનો, સમીક્ષાઓ અને તટસ્થ અભ્યાસ લેખો દ્વારા રજૂ કરીને લોકસંસ્કૃતિનું સનાતન સ્વરૂપ પ્રસ્ફુટ કરવામાં ' ઊર્મિ – નવરચના" એકમેવ અદ્વિતીય પુરવાર થયું છે.

ઉપરાંત પચાસ વર્ષની દીર્ઘ યાત્રા દરમ્યાન "ઊર્મિ–નવરચના"એ પોતાનું જમાપાસું પણ સમૃદ્ધ બનાવ્યું છે; જેના પુરાવા-રૂપ માહિતી ભરપૂર અને વૈવિધ્યપૂર્ણ વાર્ષિક અંકો તેમજ "લોકસાહિત્ય અને સંસ્કૃતિ" જેવું લોકસાહિત્યની સર્વગ્રાહી છણાવટ કરતું અમૂલ્ય પુસ્તક આજે આપણી સમક્ષ મોજૂદ છે.

આવા સુંદર અને સર્વગ્રાહી પ્રયાસો દ્વારા "ઊર્મિ-નવરચના"એ એક વિશાળ વાચકવર્ગનું આકર્ષણ તો કર્યું જ છે, પરંતુ વિશેષમાં લોકસાંસ્કૃતિના ઉત્થાનમાં પોતાનું પણ હિત જોઈ શકે એવો એક નાનો-શો શુભેચ્છકો–ચાહકોનો પરિવાર પણ સ્થાપિત કર્યો છે. આ પરિવારના એક સભ્ય તરીકે હું આ પ્રસંગે મારા અંતઃકરણપૂર્વકની શુભેચ્છાઓ પાઠવું છું અને પરમ કૃપાળુ પરમાત્મા પાસે હું પ્રાર્થના કરું છું કે આપના હરેક લોકહિતકારી સ્વપ્નાઓ સિદ્ધ કરે અને સર્વત્ર મંગલ પ્રવર્તી રહે.

ચલાળા — નાથાલાલ ચંદારાણા

## ખ્યાતનામ સાહિત્યકારોનું જળસિંચન

વન પ્રવેશ સુધીનાં પચાસ વરસના જીવનકાળ દરમ્યાન ઊર્મિએ ઠીક તડકા-છાંયા જોયા છે. પરંતુ તેને ખ્યાતનામ સાહિત્યકારોનું માર્ગદર્શન મળતું જ રહ્યું છે. શ્રી ઈંદુલાલ ગાંધી, ચમનલાલ ગાંધી, ભવાનીશંકર વ્યાસ, શ્રી ડોલરરાય માંકડ, શ્રી મેઘાણીભાઈ, શ્રી ધૂમકેતુ, જયંત પરમાર અને છેલ્લે શ્રી જયમલ્લભાઈ પરમાર આ બધા વ્યક્તિવિશેષોએ એને તંદુરસ્ત જીવન જીવવામાં ઉલ્લેખનીય સાથ આપ્યો છે. પુષ્કરભાઈએ આ વરસો દરમ્યાન પ્રગટ અને અપ્રગટ રૂપે એને નવપલ્લવિત રાખવા જળસિંચન કર્યે જ રાખ્યું છે, એ સૌ જાણીએ છીએ.

અત્યારે લોકસાહિત્યના એક માત્ર માસિક તરીકે તમે એને પલ્લવિત રાખવાનો પ્રયત્ન કરી રહ્યા છો એ એનો દરેક અંક કહી જાય છે. પોતાનું ફરજંદ યશસ્વી બને અને દીર્ઘજીવન જીવે એવું સૌ કોઈ ઈચ્છતું હોય છે એ રીતે તમે અને 'ઊર્મિ' સુદીર્ઘ અને યશસ્વી જીવન જીવી રહો એવી મારી અંતરની શુભેચ્છા પાઠવું છું

અમદાવાદ

– મૂળશંકર. મો. દવે
(મોટાભાઈ)

*

## એક જ વિષયના વિશેષાંકોનો નવો ચીલો

'ઊર્મિનવરચના' માસિકને પચાસ વર્ષ પૂરાં થાય છે તે બદલ તમને અમારા સૌના અંતરનાં અભિનંદન. 'ઊર્મિનવરચના' માસિકે પોતાની વિશિષ્ટ પ્રકારની પ્રતિષ્ઠા ઊભી કરી છે. એમાં પીરસાતા વિવિધ સાહિત્ય દ્વારા તમે લોકોની મૂલ્યવાન સેવા કરી રહ્યા છો.

લોકસાહિત્યનો સૌથી વધારે પ્રચાર 'ઊમિનવરચના' માસિક દ્વારા થાય છે. વિદ્યાર્થીઓ, સાહિત્યકારો, સંશોધકો અને જનસમાજને ખૂબ જ ઉપયોગી થાય તેવી સામગ્રી દરેક અંકમાં આપવામાં આવે છે, આ ઉપરાંત કેટલાયે નવાનવા લેખકોને લખતા કરી પ્રકાશમાં લાવવાનું શુભકાર્ય આ માસિક દ્વારા થઈ રહ્યું છે એ બદલ એ ધન્યવાદનું અધિકારી છે.

ગુજરાતમાં દર મહિને પ્રસિધ્ધ થતાં અનેક માસિકોમાં 'ઊર્મિનવરચના'એ નવી અને વિશિષ્ટ ભાત પાડી છે. આ માસિકના સંચાલન પછવાડે તમારો પુરુષાર્થ અદ્દ્ભુત છે. દર અંકે વિવિધતા આપવાની તમારી દીર્ઘદૃષ્ટિ, ઊંડો અભ્યાસ અને અનુભવ– માસિકમાં અપાતી સામગ્રીમાં સ્પષ્ટ દેખાઈ આવે છે. આ ઉપરાંત 'ઊર્મિનવરચના' દરવર્ષે ખાસ અંકો પ્રગટ કરે છે એમાં 'લોકસાહિત્યમાં સિંહ', 'લોકસાહિત્યમાં પક્ષીઓ', 'લોકસાહિત્યમાં અશ્વ', 'લોકસાહિત્યમાં નારી', 'ખાંભી અને પાળિયા', 'સૌરાષ્ટ્રની ધર્મસાધના', 'લોકભરત ને કંડાર', 'દૂહો દસમો વેદ' વગેરે અને બીજા અનેક અમૂલ્ય અંકો પ્રગટ કરીને નવો ચીલો પાડયો છે. આવું લોકોપયોગી સાહિત્ય પ્રગટ કરીને આ માસિકે ગુજરાત અને પરદેશમાં પોતાની પ્રતિષ્ઠા વધારી છે. બધા જ અંકોમાં અભ્યાસ અને સતત અનુભવનો નીચોડ, મહેનત-માવજત સ્પષ્ટ દેખાઈ આવે છે. આવું લોકોપયોગી માસિક પચાસ વર્ષ પૂરાં કરે છે તેથી ગુજરાતી પ્રજા માટે, મિત્રો અને સ્નેહીઓ માટે ગૌરવ અને અત્યાનંદની વાત છે. 'ઊર્મિનવરચના' વધુ સેવા કરવા માટે દિર્ઘાયુષ્ય બને એ જ અંતરની શુભેચ્છા...

મુંબઈ

– ડૉ. ભૂપતરાય મો. દવે

## લોકભોગ્ય ને વિદ્વદ્ભોગ્ય

"ઊર્મિ-નવરચના"ના ૫૯૮ અંકો જાન્યુઆરી-૧૯૮૦માં પૂરા થયા. એ હિસાબે ૧૨×૫૦=૬૦૦ અંક પૂરાં થતાં ઊર્મિ-નવરચના'ને પચાસ વર્ષ પૂરાં થશે. પચાસ વર્ષ સુધી સાહિત્ય દ્વારા લોકોની એકધારી સેવા કરતાં ટકી રહેવું એ કેટલું વિકટ કાર્ય છે એ તો જેણે વર્તમાનપત્ર ચલાવ્યાં હોય તેને ખ્યાલ હોય. મારા જેવા બે ચાર વર્ષ માસિક ચલાવી બંધ કરી દેનારને પચાસ વર્ષ અધધધ થઈ પડે એ સ્વાભાવિક છે.

આમેય તે માસિક ચલાવવું એ કાંટાની કેડી ઉપર ઉઘાડે પગે ચાલવા જેવું કાર્ય છે. આદ્યતંત્રી સ્વ. શ્રી. ઈશ્વરલાલ મો. દવે અને આપે આ કઠિન કાર્ય ભાવનાશીલતા, તટસ્થતા, કર્માભિમુખતા, દઢતા અને સ્પષ્ટવકતૃત્વ જેવા ગુણો સાથે લોકોમાં પ્રિય એવા વિષયો સાથે આદર જન્મે એ રીતે ચલાવ્યું. સાથોસાથ 'ઊર્મિનવરચના' સામાન્ય જનસમાજનું માસિક છે એવો સધિયારો પણ આપ્યો, એટલું જ નહિ વિદ્વાનોને પણ ગમે એવું સુંદર માસિક બનાવવામાં આપનો ફાળો નાનોસૂનો નથી. આપની જહેમત અને લોકસાહિત્ય પ્રત્યેની સદ્ભાવના આગળ તરી આવે એવાં લક્ષણો બની રહ્યાં છે. એના લેખકોને પ્રેમની અતૂટ શૃંખલાથી બાંધી રાખીને એમને સતત લખતા રહેવાની પ્રેરણા આપે આપ્યા કરી છે. એ માટે અભિનંદન આપીએ તેટલાં ઓછા છે.

'ઊર્મિ-નવરચના' ઉત્તરોત્તર વિશેષ પ્રગતિ સાધ્યા કરે અને એના દ્વારા સેવા કરવા માટે આપને હજી વિશેષ શક્તિ તેમજ સામર્થ્ય પ્રાપ્ત થાય અને તે માટે આવશ્યક શારીરિક સ્વાસ્થ્ય બની રહે તેવી પરમકૃપાળુ પરમાત્માને હૃદયપૂર્વકની પ્રાર્થના છે.

સુરેન્દ્રનગર — ડૉ. નાગજી કે. ભટ્ટી

*

## ભારતી સાહિત્ય સંઘનો જન્મ 'ઊર્મિ'ને આભારી

ઊર્મિને પચાસ વર્ષ થઈ ગયાં ! એના જનક તો સ્વ. ડોલરભાઈ, ભવાનીશંકર, ઈન્દુલલ વગેરે. પછી મેં હાથમાં લીધું. પત્રકારત્વમાં મારો પ્રથમ પ્રવેશ એ દ્વારા થયો. ઈશ્વર તો ત્યારથી એનો મોભ રહ્યો હતો. ભારતી સાહિત્ય સંઘનો જન્મ પણ ઊર્મિને જ આભારી ગણાય. હવે તમે એને જાળવી રહ્યા છો, તેથી આનંદ અનુભવું છું.

'ઊર્મિ' સદાયે વિકસતું અને યોગ્ય પરિવર્તન પામતું રહે એવી ભાવના સેવું છું. અત્યારે માસિક ચલાવવું ઘણું કપરું થતું જાય છે, તેમાં તમે ટકી રહો એવી શુભેચ્છા...

મુંબઈ — મોહનલાલ મહેતા (સોપાન)

*

## ઊર્મિ એટલે મેધાવી સર્જકોનું ઊર્મિ-સર્જન

'ઊર્મિ નવરચના'એ ૫૦ વર્ષ પૂર્ણ કર્યાં એ ઘટના સાહિત્યનાં સામયિકોમાં નોંધનીય અને અભિનંદનીય છે.

'ઊર્મિ'એ ૫૦ વર્ષ સુધી મેધાવી સર્જકોના અક્ષરને અખંડ જ્યોત ધરીને દ્યુતિમંત કરવાનો

સતત પુરુષાર્થ કર્યો છે. સર્જકાનું સર્જન 'ઊર્મિ'ના આત્મા બનીને પાંગર્યું છે. અનેક નવીન લેખકોને, કલમનવેશોને બહાર પાડયા છે.

'ઊર્મિ'ના શરૂના ૩૫ વર્ષ સુધીના કાવ્ય, નાટય, નવલિકા, વન-પ્રકૃતિ-પશુ-પંખીની લેખમાળાઓ પ્રવાસકથાઓ, વિવેચનલેખો વગેરેનો સાહિત્યફાલ માતબર રહ્યો છે, અને પછી તો વિદ્વાન સર્જકોની સિસૃક્ષાને લોકસાહિત્યના સ્વરગગનમાં વિહરણ કરાવવા સતત ૧૫ વર્ષ સુધી આપ જહેમત લઈ રહ્યા છો.

લોકસાહિત્યનાં સ્વરૂપોની સમાલોચના અને લોકસંપાદનની પ્રવૃત્તિના પ્રેરણાગુરુ તરીકે 'ઊર્મિ'એ લોકભાગ્ય સાહિત્યની, કથ્યબોલીના પ્રયોગોને અને ચારણી સાહિત્યને ચૈતન્ય અર્પણ કર્યું છે. જે સનાતન લોકવાણી છે તેને અક્ષરબધ્ધ કરવાનો ઉમંગ 'ઊર્મિ'ના પાને પાને ટપકે છે. લોકો દ્વારા સર્જાતી શબ્દાર્થ-લીલાનો પ્રેમલજ્યોતિ 'ઊર્મિ'એ પ્રકટાવ્યો છે. એમાં આપનું અખંડ જાગૃત લોક-પ્રતિભા-દર્શન સાહિત્ય પ્રેમીઓને વંદનીય છે.

છેલ્લા ૧૫ વર્ષથી 'ઊર્મિ-નવરચના'નો પ્રત્યેક અંક; અને તેના લોકસાહિત્યના સમૃદ્ધ લેખોથી અભ્યસનીય વિશેષાંકો એક સ્વયં ગ્રંથનિર્માણ જેવું મહાકાર્ય છે. લોકોના આત્મામાંથી ટપકતી વાણીના મધુસંચય રૂપ 'ઊર્મિ બન્યું છે. આપની સાહિત્યતપથી પરિપક્વ દૃષ્ટિનું અને સહજ લોક-આરાધનનું આ વાઙ્-મય-તીર્થ 'ઊર્મિ નવરચના' શતાયુના અનેક ચક્રો પૂર્ણ કરે તેવું પ્રાર્થું છું.

આ તકે આપશ્રીને, પૂજ્ય સ્વર્ગસ્થ ઈશ્વરલાલભાઈ મો. દવે-આદ્યતંત્રીને તથા 'ઊર્મિ-અર્ધ-શતકના વાચક-ચાહક-સર્જક પરિવારને આત્મભાવે નમું છું.

રાજકોટ — ડૉ. હિમાંશુ દાં. ભટ્ટ

*

## જીવનધર્મનું સામયિક ઊર્મિ-નવરચના

'ઊર્મિનવરચના'એ મારી દૃષ્ટિએ ૫૦ વરસ પૂરાં કરી વનપ્રવેશ નથી કર્યો, પણ ૫૦ વરસ સુધી તમામ વર્ગના લોકોનાં જીવનમાં સંસ્કાર-પ્રવેશ કરી સંસ્કૃતિનો બાગ લહેરાવ્યો છે. શિષ્ટ સાહિત્યનું વાહન બની એણે ગુજરાતનાં યુવાન લેખકોથી માંડીને વિવેચકો અને સાક્ષરો દ્વારા સમાજમાં સંસ્કારનું સિંચન કર્યું તો લોકસાહિત્યના ઉત્તમ અંશોને પ્રગટ કરીને નવા રચાતા સમાજના ઘડતરમાં ઉત્તમ ફાળો આપ્યો છે. પરિવર્તનમાંથી પેદા થતી વિકૃતિ સામે એણે હજારો વરસને પરિણામે જીવન જીવવાનીજે કળા લોકજી-વનમાં પડેલી તેને પ્રગટ કરીને પડકાર આપ્યો છે કે જીવન કેવી રીતે જીવવું. સુધારાના વિચારોની મોટી વાતો કરનારાઓ પાસે જેના ઉપર જીવનનો આધાર છે એવું અટંકીપણું, ખમીર, ખાનદાની, લાજમરજાદ ક્ષમા, ઉદારતા અને માનવભાવની ખામી હોય છે તે લોકસાહિત્યના નાના મોટા પ્રસંગો, ઘટનાઓ, વાર્તાઓ, ગીત,દુહા છંદો દ્વારા 'ઊર્મિનવરચના' બતાવતું જ રહ્યું છે. લોકો દેખાવે બથ્થડ લાગતા હોય છે, પણ એમના જીવનમાં જે અમીરાત ભરી હોય છે તે ઊર્મિનવરચનાએ ખોલી ખોલીને બતાવી છે. ગમે તેવા વિષમ સંજોગો વચ્ચે કે સુખદુઃખના હેલારામાં માણસાઈ ન ચૂકવાનો એકધારો સંસ્કાર-પ્રવાહ 'ઊર્મિનવરચના' એ વહાવ્યા કર્યો છે. જૂનવટનો અર્થ રૂઢિચૂસ્તતા નહિ, દિલનું કે દિમાગનું પછાતપણું નહિ, પણ ઉજળી રખાવટની વાત એકધરાં ૫૬ર વરસથી 'ઊર્મિનવરચના' પોકારી પોકારીને કહે છે. સંતપણું એટલે ચમત્કારોના પરચા નહિ, પણ જીવનમાં તપ-સાધનાની વાત ભલભલાને માઠું લગાડીને પણ ઊર્મિનવરચનાએ કરી છે. સતીત્વ એટલે પતિ પાછળ બળી મરવું

નહિં પણ, સતના ખાંડાની ધારે જીવવાનો સંસ્કાર ઊર્મિનવરચનાએ સમજાવ્યો છે. કોઈકનું લુંટીને. કે શોષણ કરીને હેડચું હાંકી દેવી એને દાન ન કહેવાય, પણ પોતાના પરસેવાના રોટલામાંથી અચાનક આવી ઊભા રહેનારાને ભાગ આપતા રહે એને દાન કે પૂણ્યની સાચી કમાઈ ઊર્મિનવરચનાએ બતાવી છે. માત્ર માથાં આપી દેવાં કે લઈ લેવાને જ નહિ પણ જીવતાં જીવન કટણમાં કટણ સંજોગોની અણીની પળે પણ જે નીતિમાંથી, ધરમમાંથી, સતમાંથી કે સદાચારમાંથી ન ડગે, માથે છપ્પનના પાટા પડે તો પણ અચળ રહે એને સાચા શૂરવીર તરીકે ઊર્મિ – નવરચનાએ બતાવ્યા છે. આમ 'ઊર્મિનવરચના' સાચા જીવન-ધર્મનું સામયિક છે. ગીત, દુહા, વાર્તા, કથા, વિવેચન તો એનાં સાધનો છે. જેમણે સાચો લોકસાહિત્યનો રસ ચાખ્યો નથી એમને આ વાતની ખબર કેમ પડે? લોકસાહિત્ય અને ચારણીસાહિત્ય બન્ને પ્રવાહ સાથોસાથ વહે છે. બન્ને એક બીજાથી અલિપ્ત નથી. એમાં ઐતિહાસિક બળાબળો, ભાષા અને શૈલી, એના આરોહ-અવરોહ જુદા હોઈ શકે, પણ એના આંતરપ્રવાહો એક બનીને ચાલ્યા છે. ઊર્મિનવરચનાએ એ જ રીતે બન્ને પ્રવાહો વહાવ્યા છે. એ રીતે બન્ને પ્રવાહો માટે તે એકધારું ઉપકારક રહ્યું છે. ઊર્મિનવરચનાની સેવા સર્વોપભોગ્ય અને અવિસ્મરણીય રહેશે. એના એકાવનમા વર્ષને અંતરના ઉમળકાથી વધાવું છું.

ચલાળા — વૈદ્ય નંદલાલ હ. જોષી

*

## અદ્‌ભુત રસ ઊર્મિનો

'ઊર્મિ-નવરચના' પચાસ વર્ષ પૂરાં કરે છે ત્યારે ઊર્મિને અને જયમલ્લભાઈને ખૂબખૂબ ધન્યવાદ.

ઊર્મિના અંકોમાં પ્રગટ થતી લોકસાહિત્યની રચનાઓમાં-પ્રાચીન લોકકથાઓ, પાળિયાઓની કથાઓ, દુહા, છંદ, ભજનો, કવિતો, સંતોના જીવન ચરિત્રો, ઐતિહાસિક કે ધાર્મિક વાર્તાઓ કે ગામડાઓના ખૂણેખૂણે બની ગયેલી સચોટ હકિકતો ધરાવતી ઘટનાઓ પ્રગટ થતી જ રહે છે, ને એથી એ લોકજીવનને જીવંત રસ પૂરો પાડે છે.

ઊર્મિનો એક એક અંક ભારે કિંમતી હોય છે. તેમાંય દિવાળી અંકો તો મોંઘામૂલા રતન જ જોઈ લ્યો. જેની કિંમત રૂપિયાઓમાં ન જ આંકી શકાય, કારણ કે તેમાં જે લોકવાર્તાઓ આપવામાં આવે છે, તે તો અમૂલ્ય ભંડાર છે.

વળી 'લોકસાહિત્યમાં અશ્વ', લોકસાહિત્યમાં સિંહ, 'લોકસાહિત્યમાં નારી', 'લોકસાહિત્યમાં પક્ષીઓ' 'લોકવાર્તાઅંક,' 'ભરત અને કંડાર' અંક, 'સૌરાષ્ટ્રની ધર્મ સાધના' અંક અને 'દૂહો દસમો વેદ' આ બધા અંકોમાં લોકજીવનનો ધબકાર સમાયો છે. એથી તો એમાં સમગ્ર લોકજીવન બધે જ ધબકતું દેખાય છે. એમાંયે દૂહા અંકે તો હદ કરી નાંખી. આટલા બધા દૂહા! અને આટલું બધું દૂહા વિષે જાણવા જેવું કદાચ કયાંયે કયારેય નહીં લખાયું હોય. અરે, એમાં આટલું બધું હોય છે એનો ખ્યાલે ય કોઈને નહીં હોય.

ને લોકવાર્તાની તો વાત જ શું કરવી? બધા જ પ્રકારની વાર્તાઓ ઊર્મિમાં આવી ગઈ. લગભગ હજારેક વાર્તાઓ આપણને ઊર્મિએ અત્યારસુધીમાં આપેલી છે, જેનો જગમાં જોટો મળી શકે તેમ નથી. તો ભજનો પણ કેવાં? જ્ઞાનવાણી અને યોગવાણીનો ખજાનો 'દાસીજીવણ'ના ભજનો દ્વારા ઊર્મિએ આપણને બતાવ્યો.

'ઊર્મિનવરચના'નો ઉપયોગ પણ લોકો સમજી વિચારીને કરે છે, તેને સાંચવી રાખે છે. ક્યાંયે હજી સુધી ઊર્મિનો એકેય અંક પસ્તીમાં નહીં ગયો હોય એની મને સો ટકા ખાત્રી છે. રૂપિયાની નોટું કરતાંય વધારે સાચવીને એને સંઘરી રાખતા માણુસો મેં જોયા છે.

કાયમને માટે આ જ રીતે 'ઊર્મિનવરચના' માસિક તાજુંને તાજું જ રહે, લોકસમાજને લોકસાહિત્ય પીરસતું રહે, એમને કદીયે કોઈ તકલીફ ન પડે એવી પરમાત્મા પાસે પ્રાર્થના...

ચલાળા

— કવિ વલ્લભ પ્રજાપતિ

## મૂલ્યવાન પ્રદાન

### કવિત

કાવ્ય અભિલાષી સંસ્કાર કે ઉપાસી કાજ,
સદા સુખરાશી ભવ્ય કોટ કીર્તિ કો હૈ;
નગર નિવાસી વનવાસી દિલભાવના કી,
રોશની પ્રકાશી વહી સર્વમાન્ય સિક્કો હૈ.
દેત બલીહારી ચિનગારી નવચેતના કી,
માદરે વતન કાજ ન્યાયબલનીકો હૈ;
માન ઉપજાવે ઐસો સાહિત્ય જહાન બીચ,
જ્ઞાનકો પ્રદાન મૂલ્યવાન ઊરમીકો હૈ.

### સવૈયા

મૌલિક કાવ્ય છટા મન મોહક અર્થ અનેક વિધિ યુક્તિ કો,
લછના લછ પ્રકાર અલંકૃત વ્યંજનાં ભેદ હૈ શબ્દ વૃતિ કો;
ભાવ પ્રધાન કથા હૈ સુભાષિત માનવ બોધક ધર્મમતિ કો,
કવિ નંદ આનંદ કો પાયક હૈ કહે ઊર્મિ પ્રતિબિંબ દિશે ઊર્મિકો

### કવિત

સંપાદન શકિતકી ભકિત સરાહનીય,
લેખક કી લેખની કો કોટી ધન્યવાદ હૈ;
સહાયક સુજાન સંગ ગુની વૃંદ ગ્રાહક કો,
પર્મ પ્રિન્ટ તંત્રનકી ન કો ફરિયાદ હૈ.
અખબારી આલમ મેં આલા દરજજા કો આજ,
માનનીય પાયો પદ નંદ નિરવાદ હૈ;
પ્રતિદિન કરે કૂચ મંઝીલ મશાલ બની,
ઊરમી અનંતકાલ મેરી એ મુરાદ હૈ.

જામનગર

— રાજકવિ નારાયણદાન બાલિયા

## અભિલાષ

''ઊર્મિ'એ અંતર ઊર્મિને, આપ્યો સદા ઉજાસ;
શતં જીવો શરદ : ઉર 'હિંગોળ' અભિલાષ.
હળવું પણ હલકું નહીં, ઊંચું પણ ન આકાશ;
(એવું) 'ઊર્મિ'એ સાહિત્ય આપિયું, પૂરાં વર્ષ પચાસ.

આગણુકા — હિંગોળદાન નરેલા.

*

લોકસાહિત્યને લડાવિયું, દરશાવ્યા ઊર્મિ તેં રૂપ;
છંદો કથા ને સોરઠા. એ તો મહેકયા જાણે ધુપ.
ઊર્મિ તોથી ઊર્મિ ઘણી, રમતી હૈડે એ રાસ;
અંકે અંકે નવરચનાના, પાડયા તેં રૂડા પ્રકાશ.

મજાદર — રામ દુલાભાઈ કાગ

*

## ઉત્તમ લોકકથાઓનો સંગ્રહ આપો

'ઊર્મિનવરચના' વનમાં પ્રવેશી રહેલ છે એ જાણી અનહદ આનંદ થાય છે. આવા અંકનું નિર્માણ કરવાનાં સ્વપ્નાંમાં જ તમારી તાજગીનાં દર્શન થાય છે. અનેક ધન્યવાદ!

આપના ઉત્સાહમાં મને યૌવનનાં દર્શન થાય છે. હું તો હવે ધન્યવાદ દેવા જેવો નથી રહ્યો. કચ્છની એક કહેવત છે –

ફિટલ ગડો ફાડેં જડચો

આવી રીતે જ જેમ તેમ મારું ગાડું ચાલે છે. આંખ મોતિયા વાળી, કાન તો કયારના બળવાખોર બની બેઠા છે! ચક્કરની વાત તો ખરી!

વટૃમાં ને વટૃમાં હાથમાં લાકડી નથી લીધી એટલું જ. એને પણ હવે હાથવસ્ત્ર કરવાનું મન થાય છે. એક કવિ કહે છે તેમ –

આવ સોહાગણ લકકડી, તો સોં પડિયા કજ્જ;
મ તા દેવી અસીસડી, સો દિન આયા અજ્જ.

આપે તો ઊર્મિના અનેરા અંક બહાર પાડીને અદ્દભુત કામ કરી બતાવ્યું છે, જીવન ધન્ય કર્યું છે.

હવે એક કામ કરવાની જરૂર છે–

ઊર્મિમાં આવેલી ઉત્તમ લોકકથાઓનો એક સંગ્રહ બહાર પાડવાની જરૂર છે.

અનેક કથાઓ એવી સરસ છે કે એમનું પ્રકાશન ખાસ જરૂરી બને છે. એને માટે કોઈ યોજના તો વિચારજો!

અમદાવાદ — દુલેરાય કારાણી

# ખારા રણમાં મીઠી વીરડી જેવું

'ઊર્મિ–નવરચના' તેની યશસ્વી કારકીર્દિના ૫૦ વર્ષ પૂરાં કરીને સુવર્ણજયંતી વર્ષમાં પદાર્પણ કરી રહ્યું છે તે ગુજરાતી સામયિક જગતની એક અનોખી, વિશિષ્ટ અને ચિરંજીવ ઘટના છે.

પાંચ દાયકાથી સાહિત્યની સેવા કરતું 'ઊર્મિ–નવરચના' છેલ્લા દોઢેક દાયકાથી આપના દૃષ્ટિપૂર્ણ સંપાદનનો સ્પર્શ પામ્યું. લોકસંસ્કૃતિ, લોકસાહિત્ય અને લોકકલાના મૂલ્યોને પ્રસ્થાપિત કરી એના વિધવિધ અંગોની સાચી સમજણ આપી લોકજીવનનું ગૌરવ વધારવાનો આપે સંનિષ્ઠ પુરુષાર્થ કર્યો છે.

સામયિકોની સૃષ્ટિ પર નજર કરીએ છીએ ત્યારે સમજાય છે કે લોકસાહિત્યમાં રુચિ લેનારા સામયિકો કયા ? ખારા રણમાં મીઠી વીરડી જેવું ઊર્મિ–નવરચના એક જ નજરે આવે છે.

લોકસાહિત્યની વીણેલાં મોતી જેવી મૂલ્યવાન સામગ્રી અર્પનાર આ સામયિકનો લોકસાહિત્યની અનેક વાનગીઓનો રસથાળ લઈને આવતા અંકો અંતરને સંતૃપ્ત કરે છે. એને રસપૂર્વક વાંચનારા માણીગરોનો એક નાનકડો પણ આગવો વાચક વર્ગ છે. એમાંનો હું પણ એક છું. પ્રત્યેક અંક વાંચતા લોકસાહિત્યના ક્ષેત્રે પડેલા મારા જેવા અનેકનાં હૈયાં આનંદવિભોર બની જાય છે.

'ઊર્મિ–નવરચના'એ આપેલા 'લોકસાહિત્યમાં અશ્વ' 'લોકસાહિત્યમાં નારી' 'લોકસાહિત્યમાં સિંહ' લોકસાહિત્યમાં પક્ષીઓ' ખાંભી અને પાળિયાં' 'લોકભરત અને ભંડાર' તથા 'દૂહો દસમો વેદ' પરના અભ્યાસી ગ્રંથોની ગરજ સારતા અંકોએ તો લોકસાહિત્યના અભ્યાસીઓ પર મોટો ઉપકાર કર્યો છે. ગુજરાતી સામયિકોના અને લોકસાહિત્યના ઈતિહાસમાં ઊર્મિ–નવરચનાનું આ ગૌરવવંતુ પ્રદાન સદાને માટે સુવર્ણ-અક્ષરે લખાયેલું રહેશે.

લોકસાહિત્ય તરફનું સ્પષ્ટ દૃષ્ટિબિંદુ, રચનાત્મક અભિગમ અને રસળતી મૌલિક શૈલીના વિવેચનનો લાભ 'ઊર્મિ–નવરચના'ના અસંખ્ય વાચકોને મળતો રહ્યો છે, એટલું જ નહીં પણ અનેક સંશોધકોને દિશાઓ ચીંધી, હાથમાં હિંમતપૂર્વક કલમ પકડાવી, એમની કાચી કૃતિઓને મમતાભરી માવજત આપી એને પ્રકાશમાં લાવી આપે એ સૌને ઋણી બનાવ્યા છે. એમાંના અનેક તો આજે નિયમિત રીતે લખતા પણ થયા છે. તેઓ આપનો આ ઉપકાર કદાપિ નહીં વીસરી શકે. મારા જેવા અનેક ઘોડે ચડેલાને પણ આપે સ્નેહ નીતરતો આદેશ આપીને 'ઊર્મિનવરચના'ના ખાસ અંકોમાં સ્થાન આપ્યું છે. એમાં પણ હું આપના નિર્વ્યાજ પ્રેમના જ દર્શન કરી શક્યો છું.

છાપકામ અને કાગળની કાળઝાળ મોંઘવારીની માલીપા પણ આપે હિંમત હાર્યા સિવાય પ્રકાશન માટેનો આપનો પુરુષાર્થ અને નેકટેકને જાળવી રાખ્યા છે તે અનેક સામયિકોને પ્રેરણા આપે તેવી અભિનંદનીય ઘટના છે. આજ લગી 'ઊર્મિનવરચના' ના આર્થિક બોજની ચિંતા આપે જ માથે રાખી છે. મને લાગે છે કે આપને એના આર્થિક બોજમાંથી મુક્ત કરવાની ખેવના, સમાજે, સરકારે, લોકસાહિત્ય અને સંસ્કૃતિના પ્રેમીઓએ કરવી જોઈએ. આપ થાકી જાવ એટલી હદે બોજ વહન કરો એ પહેલાં જ સૌએ જાગૃત થવું જરૂરી છે. આ ક્ષેત્રે પડેલા સૌને આ તકે હું આ અંગે ગંભીરતાથી વિચારણા કરી નક્કર યોજનાને આકાર આપવાની હૃદયપૂર્વક અંગત વિનંતી કરું છું.

– જોરાવરસિંહ જાદવ

અમદાવાદ

## ઊર્મિને ઊર્મિઓની ભેટ

'ઊર્મિનવરચના' પચાસ વર્ષ પૂરાં કરે છે ત્યારે એને અંતઃકરણપૂર્વક ધન્યવાદ પાઠવું છું. કારણ 'ઊર્મિનવરચના'એ લોકસાહિત્યનાં અનેક પ્રકાર–પાસાંને આવરી લીધા છે. વેદકાલીન લોકસાહિત્યથી ગ્રામ લોકસાહિત્ય સુધી એની ઊર્મિઓ પહોંચી છે. એણે સંસ્કૃત–પ્રાકૃત પિંગલ, ડીંગલ વગેરે સાહિત્યની પણ લોકસાહિત્યને લગતી છણાવટ કરી છે, જેનો અભ્યાસ કરવાથી જિજ્ઞાસુ લોકસાહિત્યનો ખરો પંડિત બનવા ધારે તો બની શકે.

'ઊર્મિનવરચના' અક્ષર દેહે લોકસાહિત્યની ફરતી વિદ્યાપીઠ (યુનિવર્સિટી) છે. સાચો ભજનોનો મર્મ સમજવો હોય તો 'ઊર્મિનવરચના'નો અભ્યાસ કરજો. છંદો, છપ્પયો, કવિતો, સવૈયા, દુહા, પખેડા, હડુલા, કહેવતો, વગેરેનો અનુપમ ભંડારનો પટારો ઊર્મિ - નવરચના' કહેવાય. એનું ઢાંકણું ઉઘાડી (પાનાં ખોલી) તપાસી જોજો. એમાં કરોડમૂલાં રત્નો લાધશે. દુહો દસમો વેદ એણે સિદ્ધ કર્યો છે. લોકગીતોને સાચાં સ્વરૂપનાં દર્શન એના પાનામાંથી આલેખાયાં નિહાળશો. લોકસંસ્કૃતિનું સાચું ને સનાતન સ્વરૂપ 'ઊર્મિનવરચના'એ આપણ ગુજરાતીઓને આપ્યું છે. એણે કેટલાક ઈતિહાસના અંધારા ઉલેચી પ્રકાશ પાથર્યો છે અને ધૂળધોયાની જેમ સોળવલું સુવર્ણ શોધવા પ્રયત્ન કર્યો છે. પુરાતત્ત્વ, શિલ્પશાસ્ત્ર ને એના ખંડિયેરોની શોધ – ખોજ પણ એ ભૂલ્યું નથી, અક્ષરોથી એણે સિંહસ્વરૂપ દર્શાવ્યું છે. પાળિયાને પ્રાણવાન બનાવ્યા છે. એમાં પંખીઓના પ્રેમનું સ્વરૂપ, માતાનું સ્વાર્પણ, નદીઓની નમણી કાયા ને વિકરાળ ઢંગના શબ્દચિત્રો આપ્યાં છે ને અશ્વોની ભૂલાયેલી અણમૂલી સેવા–ભાવનાનાં દર્શન કરાવ્યાં છે. લોકવાર્તાઓનો તો અદ્ભૂત ખજાનો એમાંથી આપણને મળશે. તો ઊર્મિઓની નવીન રચના કેમ કરવી એનું માર્ગદર્શન પણ એમાંથી જડશે.

આ રીતે 'ઊર્મિ – નવરચના'ની પચાસ વર્ષની કારકિર્દી ઘણી પ્રાણવાન છે, કારણ કે એણે મારા જેવા અણઘડ માણસોને લખતાં કર્યા છે....

– કાનજીભાઇ બારોટ

ચલાળા

*

## અંતરની મોજનો મહેરામણ

'ઊર્મિ–નવરચના' એટલે નવીનવી દિલની કુંપળીઓ કાઢતી, જે હંમેશાંને માટે અમર છે – ને મરે જ નહીં–જાગતી જીવતી દિલની લહેર હંમેશાને માટે ઉપડતી હોય છે. જેમ સમુદ્રના મોજાં હંમેશાને માટે લહેરાતા હોય છે, એમાંથી અનેક તરંગો અને રંગો નજરે પડતાં હોય છે, જેની અનોખી ભાત્ય જગત ઉપર છપાતી જ જાય છે જેની કોઈને કલ્પના નહીં આવે. કવિ કહે છે કે :

–દુહો–

સમંદર હીલોળા પનંગ થર, થર વેળુ સર વાળ;
સજ્જન અમને સાંભરે, દનમાં એટલી વાર...

દિલની એવી જ લહેરું ઉપડતી હોય છે, અનુભવોની. અને અનુભવીઓની એ લહેરો–સારા વિદ્વાન માણસોની વાતડિયું આ એક જ 'ઊર્મિ–નવરચના'માં આવે છે એવું મારું માનવું છે. 'ઊર્મિ'માં તો શુદ્ધ લોકજીવનની વાતડિયું આવે છે. પચાસ પચાસ વર્ષથી લોકજીવનના રંગથી રંગતું

આવે છે, લોકજીવનમાં ઘડાતું આવે છે–એવું આ 'ઊર્મિ-નવરચના છે. માણસોને સાચા લોકજીવનની ખબર પડે–તેમજ સાચા સંસ્કાર રેડે, જેથી માણસનું ઘડતર જુદું જ થાય. ખમીરવંતું, દાતારી ભર્યું, મર્દાનગી ભર્યું, ખાનદાની ભર્યું, પવિત્રતાભર્યું, ભક્તિભર્યું અને ધર્મભર્યું જીવન જીવવાનું શીખવે છે. આમ અનેક પાસાંએ શિખામણ આપતું "ઊર્મિ-નવરચનાં" સાહિત્યની સૃષ્ટિનું શુદ્ધ જ્ઞાન કરાવી સારા સંસ્કારો આપતું આવ્યું છે. તેના જેટલા હાર્દિક વખાણ કરીએ તેટલાં ઓછાં જ છે. તે આજે એકાવનમાં વર્ષમાં પ્રવેશ કરે છે એ ખૂબ જ આનંદની વાત છે. હંમેશને માટે એ લોકસંસ્કારની વાતો આપીને લહેરાતું રહે એવી દિલથી દુવા કરું છું. લોકસાહિત્યની લહેરના મોજાંથી ક્રોડવરસ કીર્તિવંત બનીને ફાલેફૂલે એવી દિલની દુવા કરું છું. અમર રહે ઈતિહાસને પાને અને છાપું ચલાવનારની પણ કુદરત કરોડ વરસની આયુષ્ય કરે, સાહિત્ય સેવા કરવાની ભગવાન તેને હિંમત આપે, સર્વે રીતે સુખી કરે અને તેની લીલી વાડી ફાલેફૂલે એવી કૃપાળુ ઈશ્વર પાસે મારી દિલથી પ્રાર્થના છે– એ જ દુવા...

ભાવનગર

– વૈદ્ય મોટાભાઇ ગઢડાવાળા

*

## લોકસાહિત્યનું સાચું સ્વરૂપ બાંધી આપ્યું

'ઊર્મિનવરચના' પચાસવર્ષ પૂરાં કરે છે ત્યારે આનંદ થાય છે. રંજક, રોચક અને રસપૂર્ણ અનેકવિધ સામગ્રી 'ઊર્મિનવરચના'માં આવતી જ રહે છે. ચૌદેક વર્ષથી તો 'ઊર્મિનવરચના'ના માધ્યમ દ્વારા અમારા થોડા મિત્રોનો એક પરિવાર બંધાઈ ગયો છે. આ માસિકે જે કંઈ કાર્યસિધ્ધિ હાંસલ કરી છે તેની સુંદર સેવાનાં, સારાં કાર્યોનાં ફળ આ સાહિત્યના રસજ્ઞ વૃક્ષ ઉપર જોઈજોઈને અમારા જેવાની તો આંખ્યું ઠરીને હીમ થાય છે. 'લોકસાહિત્ય'ની સાચી સમજ આપવામાં શ્રી જયમલ્લભાઈનું પ્રદાન અવિસ્મરણીય રહ્યું છે. લોકસાહિત્યની ઉચ્ચ પ્રણાલિકાને અનુસરી એક આદર્શ રૂપરેખા બાંધીને ગૌરવપ્રદ રીતે લોકો સમક્ષ મૂકવામાં ખરેખર શ્રી જયમલ્લભાઈ તેમના સાથીદારોના સહયોગથી અત્યંત સફળ રહ્યા છે.

વર્તમાન સમયમાં જ્યારે 'લોકસાહિત્ય' વિષયની આવી ઉચ્ચ સંપૂર્ણ સમજ ઊભી કરવાનું આ ઠીક ઠીક કઠીન કાર્ય આપ કરી રહ્યા છો તેની નોંધ સમાજ આવતા સમયમાં સુવર્ણાક્ષરે અંકિત કરશે તેની સંપૂર્ણ ખાત્રી અને આશા છે...

નાનીસાણથલી

– પુંજાવાળા

## લોકસંસ્કૃતિનો સ્રોત

"ઊર્મિનવરચના" સુવર્ણ જયંતિ વર્ષમાં પ્રવેશે છે જાણી આનંદ થયેલ છે. ધર્મસાધના, અશ્વઅંક, લોકભરત–મોતીકામ અંક, દુહો દશમો વેદ, બાંભી-પાળિયા અંકથી સોરઠની સંસ્કૃતિ, ધર્મ, લોક રિવાજો, કુળધર્મો, ઈતિહાસની અદ્ભૂત રજુઆત કરી જ્ઞાનકોષની ગરજ સારી છે :

આપની લેખક–મિત્રો સાથેની આત્મીયતા, અંગ્રેજ રાજ્ય અમલ સમયની લોકલડતો– સત્યાગ્રહોના સંસ્મરણોથી નવી પેઢીને ઘણું જાણવા મળેલ છે.

ભારતના મહાન શાયર ઈકબાલનો એક શેર યાદ આવે છે,

"हज़ारों साल नर्गिस अपनी बेनूरी पे रोती है
बड़ी मुश्किल से होता है चमनमें दीदावर पैदा ॥"

બગસરા — મહેરામવાળા

*

## પૌંડ્રક મોક્ષની જેમ પ્રબળકાર્ય

છેલ્લા પચાસ વર્ષથી 'ઊર્મિનવરચના' અનેક લીલી સૂકી વચ્ચે કાળબળની સામે લડી રહ્યું છે અને એમાંય છેલ્લાં પંદર વર્ષથી લોકસાહિત્ય અને સમાજ સંસ્કૃતિનુ રક્ષણ કરવા એકલે હાથે કમર કસી, આપે પૌંડ્રક મોક્ષની જેમ પ્રબળ કામ ઉપાડયું છે.

હું તો કવિ કે લેખક નથી, પણ જે વિચારો છે તે લખી રહ્યો છું. મારા જેવા એક કથાનું કામ લઈ બેઠેલા માણસ પાસે કલમ પકડાવી, મૂળાક્ષરો માંડતા શિખવાડયા. એવું તો લોકસાહિત્યના સર્જનનું અને સંમાર્જનનું કામ આપે ઘણું કર્યું છે. સૂર્યને કહેવું કે તું સુરજ છે એમાં નવી નવાઈ શું?

વન પ્રવેશ પછી – માણસને એ વનમાં ભૂલા પડયા પછી નીકળવું મુશ્કેલ બની જાય છે ને કોઈ એકલિયા મલ્લ જ એમાંથી હેમખેમ પાર ઊતરે છે. એવી દિવ્ય શક્તિ, પ્રેરણા અને હિંમત 'ઊર્મિ' ને મળ્યા જ કરો એવી પરમાત્મા પાસે અંતઃકરણની પ્રાર્થના...

અમરેલી — અમરદાસજી ખારાવાળા

*

## સૌરાષ્ટ્રનો રસધોધ વહાવ્યો

'ઊર્મિ-નવરચના' માસિક આપના હાથમાં રમતું, જમતું, ઉછરતું, આનંદ કરતું આજે પચાસ વરસ પૂરાં કરી એકાવનના વર્ષમાં પ્રવેશ કરે છે ત્યારે મારું હૃદય નાચી ઊઠે છે... જેમ મૂળુભાઈ રતનુએ ભોકા ખવડની વૃદ્ધાવસ્થામાં વધતીજતી મોજ–દિલાવરીના વખાણ કર્યા છે તેમ આપની, 'ઊર્મિનવરચના'ને સાંગોપાંગ સવાઈ જોમ–શકિત આપતી વૃદ્ધાવસ્થાને બીરદાવ્યા સિવાય રહી શકાતું નથી. આજે ભગત બાપુના (કવિ કાગના) વેણ સાંભરે છે કે "ઝવેરચંદ મેઘાણીએ તો સૌરાષ્ટ્રની રસધાર રેલાવી, પણ જયમલ્લભાઈએ સૌરાષ્ટ્રનો રસધોધ વહાવ્યો છે. આવો પુરૂષ સૌરાષ્ટ્રની ધરામાં હજાર વર્ષમાં ન થયો ન થાશે." એવા કવિએ આપને ખરી હકિકતે બીરદાવ્યા એથી વિશેષ અમે કયાંથી બીરદાવી શકીએ? પણ ખરેખર આપના આ ૭૦ આસપાસની ઉંમરે પણ રાણે ટેક જેવા સૌરાષ્ટ્રના સાહિત્ય–સંસ્કૃતિના ઉદ્ધાર માટે અમને ખૂબ ગર્વ લેવાનો ઉભરો આવે છે. મેં તો આપને એક દિવસ અગાઉ પણ બીરદાવેલા કે.

'મેઘાણી મરને કલમે ચડિયાં કાટ
(પણ) પરમાર બેસાડી પાટ (તેં તો) ઝળકાવી કલમું જેમલા...'

એ હકીકત જગજાહેર આજે થતી જોઈ. આનંદનો પાર નથી. આપને એક દેવીપુત્ર તરીકે હૃદયથી આશીર્વાદ આપું છું કે "ઊર્મિનવરચના" આપને હજી નવીનવી ઊર્મિઓ આપી આપના હાથની નવરચનાને ઉજાળતી રહે અને તમે સદા સશકત રહો. તમારું નામ સૌરાષ્ટ્રના ઈતિહાસમાં અમર રહેશે જ છતાં આશિષ કે અમર રહો... વિશેષ લખતાં વિરામ કયાંથી પામું? જયમલ્લભાઈ પરતો જડેશ્વર દાદાની જ કૃપા છે...

જામનગર — મૂળુભાઈ પાલીઆના જયઅંબે સાથે આશિષ.

## સાહિત્યની ત્રિવિધ ધારાનું વાહક

'ઊર્મિ' પચાસ પૂરાં કરે છે તે જાણી ઘણો આનંદ થાય છે. પચાસવર્ષના ગાળામાં સાહિત્યક્ષેત્રે ઊર્મિએ ઘણી જ સિદ્ધિઓ હાંસલ કરી છે. લોકસાહિત્ય, ચારણી સાહિત્યથી માંડી આધુનિક સર્જકો સુધીના સાહિત્ય ક્ષેત્રને 'ઊર્મિ'એ આવરી લીધું છે. લોકસાહિત્યના અભ્યાસુઓ માટે ઊર્મિ આશીર્વાદ રૂપ છે. સારોયે લોકસાહિત્યનો અભ્યાસક્રમ એણે પૂરો પાડયો છે.

આપ જેવા પીઢ, પ્રખર સાહિત્યકારના તંત્રીપદે 'ઊર્મિ' એ ખૂબખૂબ પ્રગતિ સાધી છે અને દિન –પ્રતિદિન હજીયે વધારે પ્રગતિ સાધે અને આપનું ઉચ્ચ કોટિનું સંચાલન એને મળતું રહે તેવી શુભેચ્છા પાઠવું છું–

ભાવનગર

– બળદેવભાઇ હરદાનભાઇ નરેલા

*

## ભારતીય સંસ્કૃતિની અમરવેલ

'ઊર્મિ - નવરચના' પચાસવર્ષ પૂરાં કરી એકાવનમાં પ્રવેશ કરે છે ત્યારે મારે તટસ્થભાવે કહેવું જોઈએ કે આ માસિક વર્ષો થયાં સાહિત્યની અનેકવિધ સેવા કરતું આવેલ છે. તેમાંય જ્યારથી આપે જવાબદારી સંભાળી ત્યારથી તો એનું સ્વરૂપ બદલાઈ ગયું.

દર વર્ષે વિશેષાંક દ્વારા ધરતીમાં ધરબાઈ પડેલા વિવિધ પ્રકારના સાહિત્યને એકત્રિત કરી સાહિત્ય ઉપાસકોને અનેકવિધ અનુકૂળતા આપી છે, મોટું બળ આપ્યું છે. લોકજીવનનો એક પણ પ્રસંગ ઊર્મિને પાને ન ચડયો હોય એવું નથી. પ્રસંગને શી રીતે ઓપ આપવો, વાચકની રૂચિ શી રીતે જળવાઈ રહે, પ્રસંગનું ગૌરવ કેમ વધે, તેવિષે ઝીણવટથી છણાવટ કરી ઊગતા લેખકોને માર્ગદર્શન આપી ઉત્સાહિત કર્યા છે.

કાળબળે વિષારી વાયરૂ ચારેબાજુ ફૂંકાતું હોય, આછકલા સાહિત્યની ઝડીઓ વરસતી હોય એવા કપરા કાળમાં ઉપાર્જનની કશીએ દરકાર રાખ્યા સિવાય આપણી ભારતીય સંસ્કારવેલીને પાંગરતી રાખવા આ પ્રવૃત્તિ ટકાવી રાખી છે. એ કાંઈ સમાજની નાનીસુની સેવા ન કહેવાય...

– પિંગળશીભાઈ મે. ગઢવી

જામનગર

*

## ચારણી અને લોકસાહિત્યની પાઠશાળા

'ઊર્મિનવરચના'નો જ્યારે વિચાર કરીએ ત્યારે કેવળ કાગળ શાહીના મેળનો જ વિચાર ન થાય. પણ એની પાછળ આપની, પૂ. શ્રી વિદ્યાબહેનની અને સ્વ. શ્રી ઇશ્વરભાઈ દવેની હાડ હોમવાની દધિચી–વૃત્તિનો જ વિચાર કરવો ઘટે છે.

છેલ્લાં ૧૩ વર્ષ થયાં આપે 'ઊર્મિ' દ્વારા લોકસાહિત્યની જે ધૂણી ધખાવી છે, જે કુરબાની આપી છે, એનાં મૂલ્યો મારે મન ઘણાં અદકાં છે.

સાચું કહું તો ખુદ ચારણોએ ન કરી હોય એટલી સેવા આપે ચારણો અને ચારણી સાહિત્યની કરી છે, પણ ચારણો આપને સાચી રીતે સમજી શકયા જ નહીં. આપને મૂલવવામાં ચતુર ચારણો સાચે

જ મોટી ખોટ ખાઇ ગયા છે! મને આજે એ વાતનો યે પસ્તાવો છે. પણ જેમ મા બાળકના દોષ ખમી લ્યે તેમ ચારણ સમાજની એ કૃતઘ્નતાને આપે ઉદાર હૃદયે માફ કરી દીધી છે. એ કારણે જ મેં આપને અમદાવાદમાં ભરાયેલ ચારણ યુવાનોના સંમેલન પ્રસંગના 'દેવીપુત્ર' માસિકના અંકમાં 'મુછાળી આઇમા' તરીકે વર્ણવેલા.

'ઊર્મિ' સાથે એના લેખકોનો વિચાર આવે. આપે લેખકોને જે રીતે લખતા કર્યા છે એ રીતે બીજાએ કર્યું નથી. એથી 'ઊર્મિ' સાથે સૌને મમત્વનો નાતો બંધાયો છે. કાયમ આપ 'ઊર્મિ'ના લેખકો અને ચારણ મહાનુભાવોનાં દુઃખમાં ભાગ લઈને પોતાપણાની ભાવનાનું સૌના હૃદયમાં આરોપણ કરતા રહ્યા છો.

ચારણી સાહિત્યના ઈતિહાસ અંગેની લેખમાળા 'શોધયાત્રા'ને આપે 'ઊર્મિ'નાં પાનાં પર મારી પાસે લખાવીને જે રીતે વહાવી એ દિવસો આજે પણ યાદ આવે છે! એ લેખમાળા દ્વારા જ આપે ગુજરાતને સમજાવ્યું કે એક ઊંચા ઐતિહાસિક, સાહિત્યિક મૂલ્યોવાળું સાહિત્યધન હજી યે અંધારે પડયું છે.

આપ અમારા જેવા સૌ માટે માર્ગદર્શક અને શિક્ષક બન્યા છો. અનેકને સાધના-આરાધના કરતાં કરી દીધા છે. આ રીતે 'ઊર્મિ' લોક અને ચારણી સાહિત્યની પાઠશાળા રૂપ બન્યું છે. એ ગૌરવ બીજા કોઈથી પ્રાપ્ત થયું નથી. આ આપના તપની સિદ્ધિ છે.

બાકી આપે અને પૂ. શ્રી વિદ્યાબહેને 'ઊર્મિ'ને જીવતું રાખવા માટે કાળજે ઘણા ઘા સહ્યા છે. તો સામી બાજુ એક પછી એક મિત્રો, સ્વજનો, અને હેડીદારો ખૂંચવી લઈને કાળે પણ ઘા કરવામાં પાછું વાળી જોયું નથી. એથી આજે આપ લોહી નિતરતા દિલે ઊર્મિ'નું સંચાલન કરી રહ્યા છો, રણભૂમિ તજી નથી. આવી ઝૂઝ કોઈ વીરલા જ ઝૂઝે.

આપની સ્થિતિ જોઈ મને પાંચાળનો શામળાની ખબર લઈ નાખનારો પાલરવભા ગઢવી યાદ આવે છે! એય આપની માફક સૌ સ્વજનોને વળાવીને છેલ્લે પોતે એકલો જ જીવતરના સંતાપમાં પ્રજળતો રહેલો.

આ યે એક તપ છે. બાકી અમારા જેવાએ તો જોગંધરની ધખતી ધૂણીમાં એકાદ તણખલું ઓરવાની સાવ નજીવી સેવા બજાવી છે એ આજે સ્વીકારવું રહ્યું.

રાજકોટ

– રતુભાઇ રોહાડયા

*

## "ઊર્મિનવરચના"ને પાંદડે પોથીનો રંગ અને ડાળખીએ દીવા થશે

'ઊર્મિનવરચના' આજે પચાસ વર્ષ પૂરા કરે છે. ત્યારે તેમના સંપાદકો, લેખકો, ભાવકો સર્વને ધન્યવાદ ઘટે છે. જેણે સર્વની રસ-રુચિ અને ભાવના સંકોરી છે – તેવા સંપાદક મંડળના અડીખમ જોદ્ધાર-મલ્લ સર્વશ્રી જયમલ્લભાઈ પરમાર અને સ્વ. ઈશ્વરભાઈ મો. દવેએ "ઊર્મિ - નવરચના" દ્વારા ગુજરાતની સાહિત્યરસિક જનતાનો સંસ્કારદીપ ઝગતો જ રાખ્યો છે.

ગુજરાતના વિવિધ સામયિકો પ્રજાની સાહિત્યલક્ષી, કળાલક્ષી વગેરે પ્રકારની રસ-રુચિ કેળવી રહ્યાં છે, તેમાં "ઊર્મિ-નવરચના"એ ૧૯૬૬થી દેશજ પ્રજાની મૂળ સાહિત્ય ધારાથી "લોકસાહિત્ય"નું

પ્રેમ શૌર્ય, અદ્ભુત અને રસિક એવું – દેશજ સાહિત્ય સ્વરૂપ – પીરસી ગુજરાતની જનતાને આ તળપદ સાહિત્ય-સંસ્કારનો સાચો ખ્યાલ આપ્યો છે.

વરસ દરમ્યાન લોકવાર્તા, લોકકથા, પ્રેમકથા, વ્રતકથા, ઓઠાં, બાળવાર્તા વગેરે ગદ્યસ્વરૂપની દેશજ લઢણની ઘૂંટનું પાન 'ઊર્મિનવરચના'માંથી જ મળ્યું છે, તો તેની સમાંતર દેશજગીતોમાં દુહા, લગ્નગીત, રાસડા, પ્રશસ્તિગીત, ગીતકથાઓ વગેરે ગેય ગાથાસ્વરૂપ ગીતો પણ ઊર્મિનવરચનાએ કયાં ઓછા દીધા છે!

બાર બાર વરસથી અટંક રીતે પ્રકાશિત થયેલા "ઊર્મિનવરચના" દીપોત્સવી વિશેષાંકોએ લોક-સાહિત્યની કળા, કારીગરી, સાહિત્યસ્વરૂપની નોખનરાળી તરાહો ઉપરાંત સિંહની ગરવાઈ, અશ્વના શીલ, નારીનું કમનીય કરાલ પાસું, નદીનું અમીવર્ષણુ જલપય, પંખીની રંગીનતા, 'ખાંભી–પાળિયા'માં લોકસંસ્કારી દૈવત્વ, ભરત-કંડારની ભાતીક ભભક અને ધર્મસાધનામાં શાંત-સ્વરૂપ દર્શનનું લોકરસ્યું-કંડાર્યું રૂપ-અરૂપ દર્શીત-લેખિતરૂપે ધર્યું છે.

આજે એકાકી થઈ પડેલા જયમલ્લભાઈએ મોભી જેવો ભાઈ ગુમાવ્યો છે. એકલે હાથે ઊર્મિનું સુકાન સંભાળતા આ એકલવીરને ગરવા ગુજરાતીઓ સ્નિગ્ધ સીંચન કરી ઊર્મિવેલને પોષતી પાંગરતી કરી, શત શત પાંદડે દીપ પ્રગટાવશે.

ભાવનગર

– ખોડીદાસ ભા. પરમાર

*

'ઊર્મિનવરચના' એટલે ગુજરાતનું એકમાત્ર લોકસાહિત્યનું સળગતું ચંદન.

પોરબંદર

–નરોત્તમ પલાણ

*

કૃપા

માનવી છે માત્ર કાલાં વીણનારો,<br>રોજની પીંજણ પછી વેંઢારનારો,

એ જ તો ફાવ્યા કે જેની ગાંસડીમાં<br>હેતથી હળવેક તેં નાખ્યો તિખારો.

–મકરન્દ દવે

# સુખદ સંસ્મરણો

હરસુરભાઈ ના. ગઢવી

'ઊર્મિ-નવરચના'ના પ્રકાશનને પચાસ વર્ષ પૂરાં થાય છે એ ધન્ય પ્રસંગે, એની સાથેના મારા સંબંધના સંભારણાઓને તાજાં કરવાનો પ્રયત્ન કરું છું, ત્યાં એક વિરાટ સમસ્યા ખડી થાય છે. 'ઊર્મિ-નવરચના'ના સ્વરૂપ-સીર અંગે જ્યાં ચિંતન આદરું છું ત્યાં જ એના તંત્રી શ્રીયુત જયમલ્લભાઈ પરમારનું ચિત્ર પણ તાદૃશ્ય થઈ જાય છે. સામયિક અને સંપાદક બન્ને એકરૂપ બની રહે છે. સ્તબ્ધ બનીને હું કલ્પનાચક્ષુ દ્વારા નિહાળી રહું છું, બેય એક રૂપે જ રહે છે અને મને સત્ય સમજાય છે કે: એ બેય એક જ છે-અભિન્ન છે. વાસ્તવિક રીતે વિચારતાં પણ આ કલ્પના મૂર્તરૂપે જ જણાઈ આવે છે. 'ઊર્મિ-નવરચના' અને મુ. શ્રી જયમલ્લભાઈ અલગ-અલગ છે એમ માનવું અનુચિત જ છે.

એકધારાં અનેક વર્ષોનાં સતત અભ્યાસ, પરિશિલન, પરિભ્રમણ, વાંચન, વિચારણા, ચર્ચાઓ, રઝળપાટો, અનુભવો, ચિંતનો, મંથનો અને સહવાસો દ્વારા એમણે જે તત્વદર્શન કર્યું છે એને મુક્ત રીતે-મોકળા મને વ્યક્ત કરવાનું પરિવાહન એટલે 'ઊર્મિ-નવરચના'.

એમના અંતરની ભાવના, એમના જ શબ્દોમાં જોઈએ : (તા. ૧૫-૧૧-૭૦ના પત્રમાં જણાવ્યામુજબ) ''હું સમજણો થયો ત્યારથી એક એવા નવાં માનવીનું ઘડતર થવાનું ઝંખી રહ્યો છું કે જે બધા જ સંપ્રદાયો, શાસ્ત્રો, સંતો, આચાર્યો અને વાદોના બંધનથી રહિત રીતે, પોતાનો અને સમાજનો વિચાર કરે. કોઈપણ બોધ, ઉપદેશ, કે વિચારસરણીનાં બંધનમાં રહીને નહિ. મારી માન્યતા છે કે એવો મુક્ત માનવ જ સ્વસ્થ અને તંદુરસ્ત સમાજનું ઘડતર કરી શકે.''

આ એક ફકરો જ એમના જીવનકાર્યને સ્પષ્ટ રીતે રજૂ કરે છે એમ મને લાગે છે. એમની આ માન્યતાને મૂર્તરૂપ આપવાના પ્રયાસો, માર્ગદર્શન, દિશાસૂચન, રેખાંકન, તેમજ મથામણ દ્વારા અભિવ્યક્ત કરવાનું સાધન એટલે 'ઊર્મિ-નવરચના. આમ સાધન અને સાધક એકરૂપ થઈ રહે એમાં નવાઈ પણ શું હોઈ શકે ? તોજ યથાર્થસ્વરૂપે સાધના થઈ શકે ને !

'ઊર્મિ-નવરચના' જોડેનો મારો સંબંધ બહુ પુરાણો તો નથી જ. દસ-અગિયાર વર્ષથી જ શરૂ થયો છે, પણ એવી કોઈ ધન્ય પળે સ્થપાયો છે જે આજદિન પર્યંત એવો ને એવો સુખદ જ રહ્યો છે. એમાં પણ મુ શ્રી જયમલ્લભાઈની સૌજન્યતા જ કારણભુત છે. લખવા-વાંચવાનો શોખ તો હતો જ. હેતુલક્ષી લખાણો તરફ સવિશેષ ઝોક હોવાથી મર્યાદિત રીતે જ લખવાનું થતું અને એવાં જ હેતુલક્ષી સામયિકોમાં પ્રગટ પણ થતું રહેતું હતું. એમાં સને ૧૯૬૯ ની સાલમાં મુ. શ્રી પિંગળશીભાઈ લીલાએ 'ઊર્મિ' માં લખવાનું સૂચન કર્યું. ઊર્મિનું સ્તર કેવા પ્રકારનું છે એની કાંઈ ખબર નહિ, એટલે કેવું લખાણ લખવું એની વિમાસણ થઈ પડી. ઉકેલ નહિ મળતાં 'ઊર્મિ'નો એકાદ અંક નમૂના દાખલ મોકલાવવા માટે મુ. શ્રી જયમલ્લભાઈને તા. ૩૦-૧૧-૬૯નાં રોજ એક પત્ર લખ્યો. સહુપ્રથમ પરિચય અને પત્ર વ્યવહારની શરૂઆત આમ થઈ, એ પહેલાં તેઓશ્રીને મત્ર નામથી જ ઓળખતો હતો. વળતી ટપાલે સૌજન્યપૂર્ણ પ્રત્યુતર મળ્યો, અને થોડાક દિવસ પછી 'ઊર્મિનવરચના'ના ૭-૮ અંકો આવી પડયા - સિંહકથા અંક સહિત. આમ પરિચય થયો અને દિન - પ્રતિદિન પાંગરતો જ રહ્યો. પરિસ્થિતિ આવી હોવાથી શ્રી જયમલ્લભાઈને બાદ કરીને એકલા 'ઊર્મિ-નવરચના' અંગે જ લખવું કઈ રીતે શકય બને ? 'ઊર્મિ' નવરચના' દ્વારા એમણે જે મહાન ઉપકારક તથ્યો પ્રગટ કર્યાં છે. એ સર્વ અંગે છણાવટ કરવાનું આ સ્થાન નથી. એ માટે તો આખો એક ગ્રંથ થઈ શકે

એમ છે. એટલે એકદમ ટૂંકાણમાં કહું તો મુ. શ્રી જયમલ્લભાઈએ 'ઊર્મિનવરચના'નું સંપાદન સંભાળ્યું ત્યારે લોકસાહિત્યનું ક્ષેત્ર, ખોડી બામણીના ખેતર જેવું –મન થાય એ બે વડચકાં ભરી લે, એવું બની રહ્યું હતું. જેને જેમ ઠીક પડે એમ બોલવાની-લખવાની સંપૂર્ણ છૂટ. નહિ કોઈ રોકનાર, નહિ કોઈ ટોકનાર. આની સામે પ્રથમ વાર જ લાલબતી ધરીને, આવી સેળ – ભેળનાં સંભવિત ભયસ્થાનો તરફ સુજ્ઞ જનોનું લક્ષ ખેંચવાનું, તેમજ લોક-સાહિત્યને અથથી લઈને ઈક ઈતિ સુધીનું વૈજ્ઞાનિક સ્વરૂપ આપવા સુધીનું જે મહાનોપયોગી કાર્ય કર્યું છે અને કરી રહ્યા છે એની ગણના કેવી રીતે થઈ શકે? સાથે સાથ ઈતિહાસ, પુરાતત્ત્વ તેમજ અન્ય સંશોધનો અંગેના લખાણોને પણ ઉચિત સ્થાન અપાતું જ રહ્યું છે અને સહુથી અદકી 'ઊર્મિ'ની દેન તો એના વિશેષાંકો જ છે. સિંહકથા અંક, અશ્વકથા અંક, નદી કથા અંક, નારીઅંક, ધર્મ સાધના અંક, લોકસાહિત્યમાં પક્ષીઓ અંક, ખાંભી-પાળિયા અંક, ભરત કંડાર અંક, અને દુહો દસમો વેદ–અંક જેવા વિશેષાંકો જે તે વિષયનાં સંદર્ભ ગ્રંથો સમાન માહિતીપ્રદ અને જ્ઞાનપ્રદ છે.

અને આનાથીય અદકું કાર્ય તો એ છે કે કંઠ અને કહેણીનાં ધણી, એવા કેટલાય ભાઈઓને એમણે પ્રેમથી સમજાવી પટાવીને કલમ પકડાવીને લખતા કર્યા છે. એમાંથી કેટલાક તો ઠીક ઠીક ખ્યાત-નામ પણ થઈ રહ્યા છે. આવા ભાઈઓ બોલવા બેસે ત્યારે હજારોની સંખ્યાના શ્રોતાજનો ચિત્રવત્ થઈ જાય, પણ લખવાના એવા આળસુ કે ન પૂછો વાત! સગાં–સંબધીના ખુશી સમાચાર જણાવા માટે પંદર પૈસાનું પોસ્ટકાર્ડ લખવું હોય તોય આજકાલ કરતાં મહિનો, બે મહિના કાઢી નાખે અને તોય લખે તો નહિ જ. બહુ થાય એટલે પછી મળવા ઉપડે અને ચાર દિવસ પોતાના, અને બે દિવસ સગાના બગાડે, ઉપરાંત મુસાફરીની હાડમારી, અને પાંચ-પચ્ચીસ રૂપિયાનું પાણી કરી નાખે, પણ પાંચ લીટી લખે ઈ બીજા! આવા ભાઈઓને લખતા કરીને, કેટલાય અણપ્રીછી વાતો, કથાઓ, કવિતાઓ જનતા જનાર્દન સમક્ષ રજૂ કરવાના યશનું અધિકારી પણ 'ઊર્મિ'નવરચના' જ બન્યું છે અને એની પાછળ છે મુ. શ્રી જયમલ્લ-ભાઈનું અનેકવિધ પ્રતિભાયુકત વ્યકિતત્વ. એમના આવા બહુલક્ષી વ્યકિતત્ત્વને ભાઈ શ્રી નરોત્તમ પલાણ 'ખાંભી–પાળિયા' અંકની તૈયારી ચાલતી હતી ત્યારે તા. ૩-૯-૭૫ના પત્રમાં તેમની લાક્ષણિક શૈલીમાં બીરદાવે છે. "હમણાં અહીં પાળિયાનો ઘાણો જ ચાલે છે. શ્રી જયમલ્લભાઈ ગજબના 'ડાયનામું' છે. ત્યાં બેઠા કયાં–કયાં બતિયું પેટાવે છે! ફોટા લેવા ગયો હતો તે વરસાદમાં સલવાઈ ગયો. હા પણ, સૌરાષ્ટ્રની સંસ્કૃતિનું એક જાગતું તાપણું 'ઊર્મિ નવરચના' જ છે. શ્રી જયમલ્લભાઈ ન હોત તો અમારાથી કંઈ ન થાત."

તા. ૮–૧૧–૭૫ના પત્રમાં (ખાંભી–પાળિયા અંક પ્રગટ થઈ ગયાં પછી) જણાવે છે કે "પૂ. જય-મલ્લભાઈને આપીએ તેટલા ધન્યવાદ ઓછા છે. તેઓ-એ સૌરાષ્ટ્રની મહાન સેવા કરી છે, કરી રહ્યા છે."

આમ આ સંભારણાંઓને સંભારતા રહેવાનો પાર આવે એમ નથી અને હું મારા જ વિચારોને વ્યકત કરતો રહું એ પણ ઉચિત નથી. એટલે તેઓ-શ્રી સાથેના બહોળા પત્રવ્યવહારમાંથી આચમન રૂપે થોડાંક અવતરણો આપીને સંભરણાંની આ મનોસૃષ્ટિની સમાપ્તિ કરૂં એ ઉચિત જણાય છે.

તા. ૫–૧૨–૬૯નાં પત્રમાં લખે છેઃ "આપણી પરંપરાના વાર્તાકારો ને કવિઓમાં આપણે નવો ઉમંગ ને નવો ઉત્સાહ ઊભો કરી શકયાં છીએ. જેમના હૈયે, કંઠે, જીભે ને લોહીમાં એ સાહિત્ય પડયું છે એ બધા જ નામી ભાઈઓ, પ્રેમથી લખતા થયા છે.

o o o

'મેઘાણીભાઈએ, આપણા ચારણો, બારોટો, અને કાંટિયા વરણમાંથી જ લઘુશૈલી પકડીને સમર્થ વાણીમાં, લોકોને પ્રિય થઈ પડે, એવું રૂપ આપ્યું. એ શૈલી સેંકડો માણસોએ અજમાવી, પણ મેઘાણીભાઈની

એક જ કલમે વિવિધ વાર્તાઓ કંડારાઈ. હવે વિવિધ કલમે વિવિધ શૈલીઓ જળવાઈ રહે તે રીતે વાર્તાઓનાં રૂપ જળવાતાં ને વિકસતાં આવે છે.

'હેતુ માત્ર આપણા સાહિત્યનો પ્રવાહ વહેતો રહે, એને લખનારાઓનો તોટો ન પડે અને જેનું છે, તેને એનું શ્રેય મળતું રહે, અને આપણા માથે આપણા એ સાહિત્યનું,–આપણા જે પૂર્વજોનું ઋણ છે, તેનું તર્પણ થતું રહે અને એ પરંપરા, એ સાહિત્ય, એને જીવનારા, એને કથનારાઓનો જન સાધારણને પરિચય થતો રહે તે જ છે."

O O O

"પણ માસિકની ગુંજાઈશ કેટલી ? કેટલું આપી શકે? અને પ્રાચીન તો અઢળક પડયું છે. પ્રગટ ન કરી શકીએ તેટલું એકઠું થતું જાય છે. જો કે યુનિવર્સિટીએ એ કામ ઉપાડયું છે અને આપણા ચારણભાઈઓના સહકારથી જ ઘણું પ્રાચીન સાહિત્ય એકઠું કરીને સંશોધન કરી રહી છે."

ગુજરાતી સાહિત્ય પરિષદે, તેના પચ્ચીસમા અધિવેશન દરમ્યાન લોકસાહિત્યનાં જતન અંગેનો ઠરાવ પસાર કર્યો તે પછીના તા. ૭/૧/૭૦ ના પત્રના આ ફકરાઓ–

"જૂનાગઢ ખૂબ મજા પડી. આપણો ડાયરો ખૂબ જામ્યો. પરિણામે, પરિષદે, લોકસાહિત્યનાં જતન અને વિકાસનો ઠરાવ કર્યો. ૬૫ વર્ષે, આપણી ઝંખના ફળી. એ અંગે 'ઊર્મિ'માં થોડું લખ્યું છે, તે આપે જોયું હશે."

O O O

"ચારણી સાહિત્ય અને લોકસાહિત્યનું પહેલું સન્માન અને આદર, સૌરાષ્ટ્ર યુનિ.એ કર્યા. આપણાં સાહિત્ય અંગેનો એક ઠરાવ, ગુજરાતી સાહિત્યની એક સમિતિમાં આપણે કરાવેલો. ત્યાર બાદ યુનિ.એ ચારણીસાહિત્ય ને લોકસાહિત્યનો વિભાગ શરૂ કર્યો છે."

"આજ સુધી કોઈ આપણી સામું નહોતું જોતું એને બદલે યુનિ. કક્ષાએ એ પ્રયાસો હાથ ધરાયા છે ને સાહિત્યને ઉત્તેજન મળ્યું છે"

O O O O

"મને શ્રધ્ધા બેસતી જાય છે કે આપણાં સંતો, કવિઓમાંથી કેટલાકનું ઉચિત સ્થાન સાહિત્યમાં જરૂર અપાવી શકીશું. એ પછી પણ યોગ્ય–અયોગ્યનાં ઝગડા તો રહેવાના જ."

તા. ૧૨/૧/૭૦ ના પત્રનો એક ફકરો: "નિમિત્ત કદાચ હું બન્યો હોઉં, પણ લોકસાહિત્ય ને ચારણી સાહિત્યનો દિવો ઝગમગતો રાખનારા સૌની ભાવનાનો એ સત્કાર છે. ખરું કાર્ય હવે જ આપણું શરૂ થાય છે કે આપણા સાહિત્યનું તેજ આપણે કેટલું પ્રકાશિત કરી શકીએ છીએ. આપણા જુવનોને હવે આગળ લાવી શકીએ, તો નવા ઉત્સાહ ને બળથી પ્રતિભા જમાવી શકે."

આવીને આવી એમના દિલની ઉદાત્ત ભાવનાઓનો પડઘો, એટલે જ 'ઊર્મિનવરચના.' એના દ્વારા, તેમજ 'લોકસાહિત્ય પરિવાર' જેવાં અન્ય વિશિષ્ટ માધ્યમો દ્વારા, વિવિધ પ્રકારે લોકસાહિત્યની અનેકવિધ સેવા કરી રહેલા નિષ્ઠાવાન મહાનુભાવ એટલે મુ. શ્રી જયમલ્લભાઈ પરમાર અને એનું બીજું રૂપ-પ્રતિબિંબ એટલે 'ઊર્મિનવરચના'. આથી વધારે બીજું શું કહી શકું ? એમનો સિધ્ધાંત એક જ રહ્યો છે.

"આપણે તો કેડા કંડારતા જવા છે." અને સાચે જ 'ઊર્મિ-નવરચના' દ્વારા એમણે કૈંક નવા–નવા કેડાઓ કંડાર્યા છે અને કંડારતા રહે છે. આપણું એ પરમ સૌભાગ્ય છે.

*

છતને છાયાં ઘણી, અછતને કોણ આપે ?;
અજો કહે ઓલવાણી, ટાઢીએ કોણ તાપે ?;
ખણ ખીણો ખણ વઠલો, ખણ અંધો ખણ લી;
દૈવ ન દીધા ચંદને સબે સરીખા દી;

ગેડી પૂછે ગેડિયા, કયો ભલેરો દેશ ?;
સંપત હોય તો ઘર ભલા, નિકર ભલો પરદેશ.
જી ભણીએ ભલાને, નગુણાંને પણ જી;
નગુણાં ન હત જગતમાં, તો ભલા સંભરત કી ?

# 'ઊર્મિ' અને 'નવરચના' : ઉદ્દભવ અને સ્વરૂપ

વજુભાઈ શાહ

ઇતિહાસમાં અપૂર્વ એવા આપણા દેશના ૧૯૩૦ના સ્વાતંત્ર્ય સંગ્રામને આગામી તારીખ ૬ ઠ્ઠી એપ્રિલે ૫૦ વરસ પૂરાં થાય છે. એ પ્રસંગને યાદ કરીને ધોલેરા સત્યાગ્રહના જૂના સૈનિકો અને ભાઈ-બહેનોએ ધોલેરામાં મળવું એવું મિત્રો તરફથી સૂચન થતાં, એ વખતના કેટલાક સાથીદારોને (જેમાંના ભાઈ જયમલ્લ પણ ખરા) એ વિષેની ઇચ્છા અને અભિપ્રાય જાણવા પત્ર લખવાનો વિચાર ચાલતો હતો તેવામાં જ ભાઈ જયમલ્લનો પત્ર મળ્યો,

"આ માર્ચ મહિને "ઊર્મિ"ને ૫૦ વરસ પૂરાં થાય છે."

૫૦ વરસ ! અને તે પણ સાહિત્યના એક માસિકને? ક્ષણવાર મન વિચારમાં ઊંડું ઊતરી ગયું. જે દુનિયામાં બાળમરણનું પ્રમાણ ઘણું મોટું છે અને સરેરાશ આયુષ્ય પણ ૧૦ – ૧૫ વરસ કરતાં ભાગ્યે જ વધુ હશે એવી સાહિત્ય પ્રકાશનની દુનિયામાં લલિત વાઙ્‌મયનું તેમજ ગંભીર ચિંતનશીલ સાહિત્યનું એક માસિકપત્ર યશસ્વી જીવનનાં પચાસ વરસ પૂરાં કરે અને તે પણ પોતાનાં જાતપોતને જરાય ઝાંખા પડવા દીધા સિવાય, મૂળભૂત મૂલ્યોને વળગી રહીને, તેમજ નક્કી કરેલા – ધોરણો જાળવી રાખીને પૂરાં કરે–એ વાત કંઇ જેવી તેવી નથી. ઊર્મિ અને એના સંપાદકો એ માટે કૃત્યકૃત્યતાની, સાર્થકતાની, આત્મગૌરવ અને આત્મસંતોષની લાગણી અનુભવે તો તે સહજ છે. એ માટેના તેઓ અધિકારી છે. આપણે સૌ, ગુજરાતના સાહિત્ય અને સંસ્કારપ્રેમી નાગરિકો તરીકે એમને આ પ્રસંગે અંતરના અભિનંદન આપીએ.

સાહિત્ય માટે પ્રેમ, આદર અને આકર્ષણ તો મારા દિલમાં છેક નાનપણથી છે. કંઈક અંશે રસ અને રુચિ પણ છે. તેમ છતાં સાહિત્યજગત સાથેનો મારો સંપર્ક તો લગભગ ન જેવો જ ગણાય. પરંતુ કેટલાંક કારણસર "ઊર્મિ" સાથેનો મારો એક પ્રકારનો આત્મીય સંબંધ એના જન્મકાળથી જ અથવા તો એમ કહી શકું કે એના સંપાદકોના ચિત્તમાં જન્મ પહેલાંનો ગર્ભ બંધાતો હશે તે કાળથી જ રહ્યો છે એ જાણીને ઘણાને નવાઈ લાગશે.

હકીકત એમ છે કે ઈજનેરી ભણતરને નિમિત્તે ૧૯૨૯માં મારે કરાંચી જવાનું થયું અને ત્યાં એક વરસ રહ્યો. સદર વિસ્તારમાં બહેનને ઘેર રહેતો ઉપરના માળેથી નીચે ઊતરું ત્યાંથી પાંચ–દસ ડગલાંને અંતરે જ બે રસ્તાને ખૂણે શ્રી ઇન્દુલાલ ગાંધીની પાનની દુકાન. માંડ ૪ ફૂટ પહોળી અને ગણીક ફૂટ ઊંડી એટલી એ દુકાનના પાટિયાના થડા પર બેસીને શ્રી ઇન્દુલાલ પાન ચોપડતા હોય ને ઘરાકને પતાવતા હોય. ત્યાં થઈને જ મારે પસાર થવાનું એટલે જતાં આવતાં એમનો પરિચય થયો ને થોડા વખતમાં જ પરિચય ગાઢ બન્યો. પછી તો સવાર સાંજ વખત મળે ત્યારે એમના થડા પાસે ઊભો રહું. ક્યારેક બે-ત્રણ કલાક પણ ઊભો રહું ને એમની વાતો સાંભળ્યા કરું. ઘરાકો આવે તેમને ઝપાટાબંધ પતાવતાં જાય. એમ વચ્ચે વચ્ચેના વિક્ષેપ કે થોડા વિરામને બાદ કરતાં અમારી વાતો ચાલતી જાય. મુગ્ધકાળના એક વિદ્યાર્થી તરીકે એમની વાતો હું રસ અને જિજ્ઞાસાથી સાંભળ્યા જ કરતો. તેઓ જે ત્વરાથી પાન ચોપડતા એવી જ ત્વરાથી કવિતા રચી કાઢતા. તેની મને ત્યારે નવાઈ લાગતી. આશ્ચર્ય અને અહોભાવથી હું તેમને જોઈ રહેતો. સુંદર લલિત શબ્દો અને સરળ રીતે વહેતી સ્વચ્છ નિર્મળ સરિતા જેવી અને ખાસ તો સાંભળતા જ યાદ રહી જાય એવી તેમની કવિતાની લયબદ્ધ પંક્તિઓ સાંભળીને મને ખૂબ આનંદ થતો અને પછી પાછળથી મનમાં હું એ ગણગણ્યા કરતો... આ દિવસોમાં ક્યારેક ક્યારેક સાહિત્યનું એક માસિક પ્રગટ કરવાની પણ વાત થતી. મને એમાં સમજણ

ઓછી પડતી, પણ રસ સારી પેઠે પડતો.

પછી તો ૧૯૩૦ની સાલ આવી ને દેશના બીજા સેંકડો વિદ્યાર્થીઓની જેમ મેં પણ ભણતર વગેરે છોડયું ને આઝાદીના સંગ્રામમાં જોડાવા માટે માર્ચના પહેલા અઠવાડિયામાં કાકાસાહેબ પાસે અમદાવાદ આવી ગયો...એ જ અરસામાં "ઊર્મિ" નો પહેલો અંક પ્રગટ થયે હશે. એના ખબર મળેલા ત્યારે ખૂબ આનંદ થયેલો. મને કોઈએ કહ્યું કે "ઊર્મિ"માં મારા વિષે લેખ આવ્યો છે ત્યારે મને ખૂબ નવાઈ લાગેલી. એક સામાન્ય વિદ્યાર્થી વિષે વળી લેખ શું આવ્યો હશે? પછી ખબર પડી કે "બે આદર્શ પરિચય" એવા શીર્ષક નીચે શ્રી ઈન્દુલાલ ગાંધીએ અમારા બે જણ વિષે–શ્રી મોહનલાલ મહેતા (સોપાન) તેમજ મારા વિશેનો એમાં પરિચય આપેલો. મમતાભાવ ધારે ગાઢ થયો.

પછી તો લાગલગાટ પાંચેક વરસ અમે સત્યાગ્રહની લડતની દુનિયામાં ખોવાઈ ગયા અને 'ઊર્મિ' કરાંચીમાંથી પ્રગટ થતું રહીને સાહિત્ય જગતમાં એની રીતે ઉછરતું રહ્યું. લડતસભર એ વાતાવરણમાં કદાચ ક્યારેક કોઈ અંક જોવાનું બની જાય એ સિવાય અમારો કોઈ સંપર્ક નહોતો.

પણ લડતના વરસો પૂરાં થયા પછી શ્રી સોપાન અને મિત્રોએ ભારતી સાહિત્ય સંઘની રચના કરી. એનાં નવાં પ્રકાશનોએ ગુજરાત અને બહાર સૌનું ધ્યાન ખેંચવા માંડયું. એ પછી "ઊર્મિ" માસિક પણ ભારતી સાહિત્ય સંઘની પ્રવૃત્તિમાં ભળી ગયું. તે સંઘમાં પણ મોટા ભાગે તો ધોલેરાની લડતવાળા જ સૈનિકમિત્રો હતા. ભાઈ ઈશ્વરલાલ દવે પણ આરંભથી એમાં હતા. (અને અંત સુધી એમાં જ રહ્યા.)

એ દિવસોમાં કેટલાક મિત્રોએ મારી પાસે એક માસિક કઢાવેલું. એનું નામ મેં, 'નવરચના' રાખેલું. દેશની, દુનિયાની, સમાજની, સર્વાંગી ક્રાન્તિ અંગેના ગાંધીજીના વિચારો લોકોમાં ફેલાવવા એવી મનની ધૂન એટલે લડત પૂરી થયા પછી મેં આ એક કામ સ્વીકારેલું....માસિક સારું ચાલ્યું અને લોકપ્રિય પણ થયેલું. પણ મારી મુખ્ય પ્રવૃત્તિ તો જાહેર અને રાજકીય ક્ષેત્રની હતી. એ કારણે સમયની ખેંચ એવી થવા માંડી કે ત્રણેક વરસ બાદ 'નવરચના' ચલાવવાનું મારે માટે ભારે કઠણ બની ગયું. એટલે બંધ કરવાનો વિચાર કરતો હતો ત્યારે કદાચ મોહનભાઈએ જ એવું સૂઝાડયું કે 'એમ બંધ કરવાને બદલે એને "ઊર્મિ" સાથે જોડી દેવું. 'ઊર્મિ''માં એક નવી ભાત ઉમેરાશે, અને નવરચનાના ગ્રાહકોને સાવ નિરાશ નહીં થવું પડે.' ત્યારથી 'ઊર્મિ' સાથે 'નવરચના' જોડાયેલું જણાય. ભારતી સાહિત્ય સંઘ આમ તો અમારા સૌ સૈનિક મિત્રોના અંગત પરિવાર જેવો જ હતો. તો પણ ઊર્મિ સાથેની મારી મમતાની ગાંઠ વળી એક વિશેષ પ્રકારે દૃઢ થઈ.

o o o o

એ પછી લાંબા વરસો સુધી ભારતી સાહિત્ય સંઘના ઉપક્રમે 'ઊર્મિ' જે રીતે ફૂલતું ફાલતું રહ્યું એના તપના કાળનો હું સાક્ષી છું. કવિતા, વાર્તા, નવલકથા, નિબંધ, વિવેચન વગેરે સાહિત્યના પ્રકારો ઉપરાંત ઈતિહાસ, સમાજશાસ્ત્ર, પુરાતત્ત્વ તેમજ સંશોધન વગેરે વિવિધ વિષયો અંગેનું સાહિત્ય વિપુલ પ્રમાણમાં એમાં પ્રગટ થતું રહ્યું. દેશના, દુનિયાના અને સમાજના વહેતા સાંપ્રત પ્રવાહો અંગેની 'ઊર્મિની' અભ્યાસપૂર્ણ નોંધો તો એની એક વિશેષતા બની રહી. એમાં કાળજીપૂર્વક રજૂ થયેલી હકીકત અને સમતોલ અભિપ્રાયો તે તે વખતના વાચકો ને માટે એક પ્રકારના અભ્યાસની ગરજ સારતાં. છેલ્લા વરસોના આપણા વીતી ગયેલા ઈતિહાસનો અભ્યાસ કરવા ઇચ્છનાર કોઈ સંશોધકને માટે આજે પણ એ નોંધોમાંથી ઉપયોગી માર્ગદર્શન મળી શકે તેમ છે.

'ઊર્મિ' દ્વારા આજસુધી એના ૫૮૯ જેટલા અંકોમાં કેટકેટલું વિવિધ સાહિત્ય વિપુલ પ્રમાણમાં પ્રગટ થયું છે તેનો કોઈ સહેજ હિસાબ ગણે તો પે એક પ્રકારનો આનંદ થાય તેવું છે. એ વિપુલ લેખન સામગ્રીમાંથી, એની સાહિત્ય કૃતિઓમાંથી, વિવિધ

રચનાઓમાંથી જો તારવણી કરવાનો પ્રયાસ હાથ ધરવામાં આવે તો હજી આવતાં ૨૫-૩૦ વરસ સુધી પણ જ્ઞાન અને સાહિત્યની દૃષ્ટિએ ઉપયોગી થાય તેમજ રસ અને આનંદનો અનુભવ કરાવે, તેમજ કોઈ વિશિષ્ટ મૂલ્યોને કારણે સાચવવા, સંઘરવા જેવું લાગે એ દૃષ્ટિથી તારવીને ગ્રંથસ્થ કરી શકાય એવી સામગ્રી ઠીક ઠીક પ્રમાણમાં જરૂર નીકળે. આપણી યુનિવર્સિટીઓના ગુજરાતી વિભાગના કોઈ રસિયા અધ્યાપકો કે એવા જ રસિયા અને ઉત્સાહી એના અનુસ્નાતક વિદ્યાર્થીઓ એક ખાસ કાર્યયોજના (પ્રોજેક્ટ) બનાવે તો એની દ્વારા પોતાનું જ્ઞાન વધે, સંશોધન શક્તિ કેળવાય, નિર્મળ આનંદ મળે અને સાહિત્યની સેવા પણ થાય એમાં શંકા નથી.

આમ "ઊર્મિ"એ લાંબા કાળ સુધી ગુજરાતી સાહિત્યની જે સેવા કરી છે તેની સવિસ્તર મૂલવણી કરવાનું અહીં પ્રસ્તુત નથી, પરંતુ ઊર્મિ દ્વારા જે કેટલીક વિશિષ્ટ સેવાઓ થઈ છે તેમાંથી એકેક વિષે ટૂંકી નોંધ લેવાનું આવશ્યક સમજું છું.

(૧) "ઊર્મિ"એ કેટલાય નવોદિત લેખકોને એમની પીઠ થાબડી, હિંમત આપી લખતા કર્યા હશે ને બીજા કેટલાયને પ્રકાશમાં લાવીને પ્રતિષ્ઠા અપાવવાનું પોતે નિમિત્ત બન્યું હશે. પરંતુ એથી વિશેષ તો કેટલાક જાણીતા લેખકોની અંગત મુસીબતોને સ્વજનભાવે જાણી લઈ, એમનું ગૌરવ જળવાય તે રીતે એમને પુરસ્કાર અને પ્રોત્સાહન પહોંચાડતા રહીને જે સેવા કરી તે "ઊર્મિ"ની એક વિશિષ્ટ પુણ્યકમાઈ છે.

(૨) "ઊર્મિ" દ્વારા કેટલુંક વિશિષ્ટ સાહિત્ય નિર્માણ થયું છે-અને જે તે વિષયના સંદર્ભગ્રંથ બની રહે એવા ખાસ અંકો પ્રગટ થયા છે. સામાન્ય રીતે મોટે ભાગે આવું કામ કાં તો જે તે વિષયના વિશિષ્ટ અભ્યાસીઓના મંડળો દ્વારા જ થઈ શકે અથવા તો સાહિત્ય પરિષદ જેવી સંસ્થાના છત્ર કે આશ્રય નીચે જ બની શકે એવું ગણાય. પરંતુ આ પ્રકારના કેટલાક વિશિષ્ટ અભ્યાસ અંકો અને તે પણ જેનું કાયમી મૂલ્ય છે તેવા સમૃદ્ધ વિશેષ અંકોનું પ્રકાશન કર્યું છે તે ઊર્મિ તરફથી ગુજરાતી સાહિત્યને સાંપડેલી એક વિશિષ્ટ દેણ છે,

(૩) એવું જ એનું એક કામ પ્રાચીન લોકજીવનનાં વિવિધ અંગોનું તેમજ લોકસાહિત્યનું સંશોધન કરવાનું કામ ગણાય. આ કામને હું સૌથી વિશેષ મહત્ત્વનું ગણું છું. અને તે એટલા માટે કે આ ક્ષેત્રમાં દૃષ્ટિપૂર્વક, ઊંડા ઊતરી, ખૂબખૂબ મહેનત કરી લોકજીવન કે લોકસાહિત્યને નામે આજે સાચું ખોટું જે ઢગલાબંધ વહેતું થઇ રહ્યુ છે તેમાંથી ચાળીને, તારવીને, જુદું પડવાનું કામ કરનારા બહુ બહુ ઓછા દેખાય છે. આ સંબંધમાં 'ઊર્મિ" દ્વારા જે કંઈ કામ થયું છે ને થઈ રહ્યું છે તે વિષે જરાય અતિશયોક્તિ વિના કહી શકું કે આપણી યુનિવર્સિટીઓ, ખાસ અભ્યાસી-ઓની ટુકડીઓ રચીને તેમજ હજારો રૂપિયા ખરચીને જે કામ કરી શકે તેવું કામ "ઊર્મિ" એ આપણે માટે સાવ મફતમાં કરી આપ્યું છે. સૌરાષ્ટ્ર યુનિવર્સિટી ધારે તો આ માટે એક ખાસ વિશેષાસન (ચેર) સ્થાપીને આ બધું સાચવી શકે, સંઘરી શકે અને હવે પછીનું કામ વ્યવસ્થિત રીતે આગળ ચાલતું રહે એવી કંઈક યોજના-વ્યવસ્થા જરૂર કરી શકે. "ઊર્મિ"એ આ દિશામાં જે તપ કર્યું છે તેની આ રીતે જ કંઈક યોગ્ય કદર થઈ શકે.

૦ ૦ ૦ ૦

જીવનયાત્રાના પ્રથમ પચાસ વરસ પૂરાં કર્યાના આ ધન્ય પ્રસંગે મારા હૃદયની આવી આવી ઊર્મિ દ્વારા "ઊર્મિ"ને હું અભિનંદન આપું છું ને ઈશ્વરને પ્રાર્થના કરી મારી સર્વશ્રેષ્ઠ શુભેચ્છાઓ પાઠવું છું.
૧ માર્ચ, ૧૯૮૦

# સત્યાગ્રહકાળનાં 'ઊર્મિ' અને નવરચના'

કાંતિલાલ મ. શાહ

ઊર્મિ-નવરચના માસિકો સાથેનો મારો સંબંધ-સંપર્ક તેના ઉગમકાળથી જ રહ્યો છે. 'ઊર્મિ' સાથેનો સૌથી પ્રથમ સંપર્ક તેના વાચક તરીકે કરાંચી જેટલે દૂરને સ્થળેથી આ માસિક શરુ કરવામાં આવેલું ત્યારથી જ થયેલો. તેમાં શ્રી કરસનદાસ માણેક, શ્રી ડોલરરાય માંકડ, શ્રી જયંતભાઇ આચાર્ય, શ્રી ઇન્દુભાઇ ગાંધી વગેરેના લેખો, કાવ્યો, નાટિકા વગેરે આવતા. તેમાં સૌથી આકર્ષક વિભાગ મને કરસનદાસ માણેકે સિન્ધની લોકકથાઓ 'સુહિણી મેહાર', 'મુમલ રાણો' વગેરે શાહ અબ્દુલ લતીફના 'શાહ–જો–રિસાલો'માંથી વીણી વીણીને આપેલી, તે લાગતો હતો. આ બધી લોકકથાઓને સુફી મતનો રંગ ચઢાવી આત્મા અને પરમાત્માનું કેવું જોડાણ કરવામાં આવ્યું છે તે તેઓ પોતાની આગવી રીતે વર્ણવતા અને શાહની અનેક ખૂબીઓ ઝીલી ઝીલીને પીરસતા. પાછળથી શ્રી કરસનદાસ માણેક જન્મભૂમિમાં જોડાયેલા ત્યારે ફરીને એ જ વાર્તાઓ તેમણે કંઈક વધારે વિસ્તારથી અને વિષદતાથી આપેલી. મારી જેમ જ બીજા ઘણા મિત્રો એના પ્રશંસકો હતા. આ લોકકથાઓના કટિંગો મેં સાચવી રાખેલા અને તેને પ્રસિધ્ધ કરવા માટે શ્રી માણેકે પ્રેમપૂર્વક અનુમતિ આપેલી જેથી સંસ્કાર સાહિત્ય મંદિર તરફથી એના બે ભાગ પ્રસિધ્ધ થઈ શકયા. પણ એ તો ફકત લોકકથાના રૂપમાં. એમાં દરેક વાર્તાની શરૂઆતમાં શ્રી માણેકનું અર્થપૂર્ણ અને તત્ત્વજ્ઞાન યુકત જે વિવેચન આપવામાં આવેલું ભાગ મારી પાસે રહ્યો ન હતો, તે ન બીજેથી તે પ્રાપ્ત થઈ શકયો, તેથી એના પ્રકાશનમાં એટલી ઊણપ રહી ગયેલી. આમ છતાં 'સિન્ધુની પ્રેમકથાઓ' જેવી છે તેવી, પણ ગુજરાતીમાં પ્રસિધ્ધ થયેલી લોકકથાઓમાં તેનું આગવું સ્થાન ધરાવે છે.

'ઊર્મિ'માં આ ઉપરાંત તેઓ કાવ્યો પણ લખતા. બીજા લેખકોમાં શ્રી ઈન્દુલાલ ગાંધી નાટકો અને વાર્તાઓ લખતાં. તેના પથ્થરના પારેવા, ઉઘડતા ફૂલ જેવી પૂર્ણિમા અને બીજા સંખ્યાબંધ નાટકોએ એ વખતે વાચકવર્ગની સારી ચાહના મેળવેલી. એમાંના કેટલાંક નાટકો સ્મૃતિ પ્રદેશમાં છેક આટલા વર્ષો પછી ફરીને સજીવન થયાં છે. જયંતભાઈ આચાર્યનાં કેટલાંક રાષ્ટ્રીય ગીતો અને યુધ્ધ ગીતો તેમજ તેને લગતા લેખો મને ગમતા. શ્રી ડોલરરાય માંકડના સાહિત્ય અંગેના વિવેચન લેખો વગેરેએ અમારામાં સુપ્તપણે રહેલી સાહિત્ય રૂચિ જગાડેલી અને સાહિત્યના ગુણદોષ પારખવાની એક નવી દૃષ્ટિ અમને મળી. આ માસિકના પ્રકાશનમાં જેમ ઉપરના સારસ્વતોનો હિસ્સો હતો તેમ પ્રકાશક તરીકે સ્વ. શ્રી ઈશ્વરલાલ દવેના મોટાભાઇ શ્રી મૂળશંકર દવેનો પણ હિસ્સો હતો. કરાંચીમાં બંદર રોડ ઉપર ડેન્સો હોલમાં તેમણે 'પ્રભાત પ્રેસ' શરૂ કરેલું. કરાંચીના સાહિત્યિક વર્તુળના મિત્રોના સાથ, સહકાર અને હૂંફથી જ ઊર્મિ માસિક શરૂ કરવાનું સાહસ તેમણે કરેલું.

'નવરચના'નો જન્મ અથવા પુનર્જન્મ અમદાવાદમાં થયેલો. શ્રી જમુભાઈ રવાણી અમદાવાદમાં રહીને પોતાના એક બાળ મૃત-પુત્રની યાદમાં 'દિનકર' માસિક ચલાવતા હતા. એ દરમ્યાન તે વજુભાઈ શાહ, જેમને તે વડીલ માનતા, તેમની પાસેથી 'દિનકર'ને ઉપયોગી એવું કંઈ ને કંઈ લખાણ મેળવતા અને અવારનવાર પ્રસિદ્ધ કરતા.

૧૯૩૦-૩૧ના સંગ્રામનો જુવાળ ઓસરી ગયા બાદ શ્રી વજુભાઈ અને મિત્રમંડળે રાજકારણ અને રચનાત્મક ક્ષેત્રે કામ ચાલુ રાખેલું ત્યારે લગભગ ૧૯૩૭-૩૮ની આસપાસ શ્રી જમુભાઈની વિનંતીથી તેમણે 'દિનકર' માસકને નવો ઘાટ આપવાનું કાર્ય હાથમાં લીધું અને માસિકમા તંત્રી તરીકેની જવાબદારી

સ્વીકારી તેમાંથી 'નવરચના' માસિકનો જન્મ થયો. નામાભિધાન પણ તેમણે જ આપેલું. આગળ જતાં ભારતી સાહિત્યસંઘની રચના થતાં આ બંને માસિકો એક જ તંત્ર નીચે આવ્યાં અને બંને પોતપોતાની રીતે વિકાસ સાધતાં રહ્યાં.

'ઊર્મિ'માં ઘણી વખત હું આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવતાં રાજપુરુષો, લેખકો, કવિઓ વગેરેના જીવન ચરિત્રો લખતો. તેમાં પ્રેસીડેન્ટ મસારિક, સરોજની નાયડુ, ડૉ મહમદ ઈકબાલ વગેરે આજે પણ યાદ છે. આ ઉપરાંત એ દિવસોમાં મારે ફરવાનું બનતું તેથી મારા પ્રવાસ અંગેના સંસ્મરણો પણ લખતો. આ પ્રવાસ વર્ણનોમાં બ્રહ્મદેશના સ્મરણો, જવાળામુખી પ્રદેશની મુલાકાત, ગોટિક બ્રિજ, માંડલેનો કિલ્લો, સૌંદર્યધામ ચોક્યુ, સાંઢવે ટાપુઓને લગતા વર્ણનો રસપૂર્વક વંચાતાં. હિંદના પ્રવાસમાં શાંતિનિકેતનની મુલાકાત, શાન્તિનિકેતનના સૌંદર્યધામમાં, વર્ધાની તપોભૂમિમાં, મધ્ય પ્રદેશના પાતાળ પાણી, ભેડાઘાટનાં આરસના ખડકો, ભાગલપુરના ગંગાજી, જયાં રોજ સેંકડો બકરાંઓનો અને કોઈકોઈ વાર પાડાઓનો ભોગ ધરાય છે એ દેવઘરની દેવઘરયાત્રા વગેરે પ્રવાસના વર્ણનોએ વાચકોમાં ખૂબ જ રસ જગાવેલો અને વિવેચકોમાં પણ સારો આદર પામેલા. દેવઘરના મંદિરોમાં બકરાંઓ અને ત્રણ પાડાઓની કતલ કરી ધગધગતા ઊનાં લોહી દેવીને ચડાવેલા એની સ્મૃતિ દિવસો સુધી મગજમાં રહેલી ને તેની આબેહુબ છબી શબ્દોમાં ઉતારેલી એની વિગતો આજે પણ યાદ આવે છે.

'નવરચના'એ એના નામ પ્રમાણે સામાજિક, આર્થિક, રાજકીય વગેરે જીવનના જુદા જુદા ક્ષેત્રમાં જીર્ણશીર્ણ થઇ ગયેલી અને સમાજને તેમજ દેશને નુકસાન પહોંચાડે તેવા રીતરિવાજો, રુઢિઓ વગેરેને તિલાંજલિ દઇ નવું જ સર્જન કરવાની જવાબદારી એક મિશનરીના ઉત્સાહથી અદા કરવાની હતી. તેથી તેને અનુરૂપ એવા લેખો, પ્રસંગ ચિત્રો, ઈતિહાસ, વાર્તા, નવલકથા વગેરે એ દૃષ્ટિ નજર સામે રાખીને જ આપવામાં આવતાં. જુદા જુદા મિત્રો પોતાની સાહિત્યિક રુચિ મુજબ તેમાં લખાણો લખતા, પણ વિશેષ બોજો તંત્રી મંડળના ભાઈઓ પર આવતો. સામાજિક પ્રશ્નો પરના લેખો શ્રી વજુભાઇ લખતા, જયારે વાર્તા પ્રસંગચિત્રો વગેરે મોહનભાઈ મહેતા (સોપાન), રતુભાઇ અદાણી, મનુભાઈ, હરજીવન સોમૈયા ને બીજા મિત્રો લખતા. કેટલીકવાર બહારથી આવેલી વાર્તાઓ પણ પ્રસિદ્ધ થતી. હું તેમાં કોઈકોઈવાર પ્રસંગચિત્રો આપતો. કોઈવાર પ્રવાસ વર્ણનો અને કોઈવાર જીવન-ચરિત્રો વગેરે લખતો. 'નવરચના'માં દર માસે દેશમાં બનેલ મહત્ત્વના બનાવોની નોંધ લઈ તેના પર ટીકા-ટિપ્પણ કરી લોકમત કેળવવાનો એક શિરસ્તો હતો. ઊર્મિમાં આવી નોંધ શ્રી મોહનલાલ મહેતા (સોપાન) લખતા. 'નવરચના'માં એ કાર્ય મારે ભાગે આવેલું. એમાં એક વખત અતિ ઉત્સાહમાં આવીને બ્રિટિશ નીતિની ટીકા કરવા જતાં માસિક ઉપર સરકારી તવાઇ આવેલી. તેમાંથી અમૃતલાલ શેઠની સહાયથી કેવી રીતે અમારી સંસ્થા ઉગરી ગઈ તેનો એક પ્રસંગ યાદ આવે છે.

એ વખત લગભગ '૩૯-૪૦ની આસપાસનો હતો. મહા યુદ્ધ શરૂ થઇ ચૂકયું હતું. કોંગ્રેસે અસહકારનું વલણ અપનાવ્યું હતું. એ વખતે કોંગ્રેસ પ્રમુખ મૌલાના અબુલકલામ આઝાદની ધરપકડ થયેલી તે બનાવને લઈને મેં નવરચનામાં ''છાતીનો ઘા'' એ શિર્ષક હેઠળ એક નોંધ લખેલી. તેમાં હિંદની પરદેશી સરકારે કોંગ્રેસ પ્રમુખની ધરપકડ કરી સમસ્ત રાષ્ટ્રપર છાતીનો ઘા કર્યો છે, પણ ભારત દેશના શૂરવીરો આવા છાતીના ઘા ઝીલતા આવ્યા છે ને વળતો ફટકો કેમ મારવો તે પણ જાણે છે એમ કરીને સરકારને પડકાર કરીને તીખું તમતમતું ઘણું બધું લખી નાખેલું.

એ વખતના સરકારી વર્તુળોને આ લખાણમાં રાજદ્રોહની ગંધ આવી ને તે સમયે પગલાં લેવાની કારવાઇ શરૂ કરેલી. તે વખતે હિન્દના અખબારોના અધિપતિઓમાંથી સરકારને સલાહ આપવા એક સલાહકારી સમિતિની રચના થએલી. આ સમિતિ સમક્ષ નવરચના માસિકની તંત્રીનોંધનું લખાણ પણ ચર્ચા-વિચારણા માટે આવેલું. સરકારી વર્તુળોએ એને ઘણું

જ ઉશ્કેરણીજનક અને વાંધાજનક ગણાવી તે સામે પગલાં લેવા ભલામણ કરેલી. એ સમિતિના એક સભ્ય શ્રી. અમૃતલાલ શેઠ ત્યારે 'નવરચના'નું નામ સાંભળી ચોંકયા. તેમણે એ બેઠકમાં નવરચનાના 'તંત્રી મંડળ' નો કેઈસ બહુ જ સિફતથી હળવો કરી નાખેલો અને કહ્યું કે એ તો હું જ બધું પતાવી દઈશ. આમ કહી એ મુદ્દાને ત્યાં જ અંત કરી દીધો.

ત્યારબાદ દિલ્હીની એ બેઠકમાંથી શ્રી અમૃતલાલ શેઠ મુંબઈ આવ્યા ત્યારે એમણે મને મળવા બોલાવ્યો ને લાક્ષણિક રીતે હસતાં હસતાં કહ્યું, 'કેમ ક્રાન્તિ શેઠ તમે વળી શું પરાક્રમ કર્યું છે ?' પહેલાં તો મને કંઇ સમજ પડી નહિ, પરંતુ પછી તેમણે માંડીને વાત કરી ને નવરચનાની નોંધનું અંગ્રેજી ભાષાંતર મારા હાથમાં મૂકી હસતાં હસતાં ટકોર કરી કે યુધ્ધના આ કાળમાં સરકાર આળી બની ગઈ છે એ વખતે જરા સાવચેતી રાખીને લખવું. મેં કુતૂહલવશ થઈ તંત્રીનોંધ વાળા લેખનું સરકારી ઓરીએન્ટલ ટ્રાન્સલેટરની ઓફીસમાં થયેલું અંગ્રેજી ભાષાંતર તેમજ એ સંબંધી પત્રવ્યવહાર વાંચ્યો ત્યારે મને ખૂબ જ આશ્ચર્ય સાથે છૂપો આનંદ થયો. આશ્ચર્ય એ વાતનું કે સરકારીનજરમાં ગણનાપાત્ર થાય એવું હું લખી શકું છું ખરો !

એ જમાનામાં અમારા દિલમાં બ્રિટિશ વિરોધી લાગણી એટલી હદ સુધી ઘર કરી ગયેલી કે એ નિડરપણે વ્યકત કરવા જતાં ગમે તે કિંમત ચૂકવવી પડે, ગમે તેવો ભોગ આપવો પડે તો પણ તેમ કરતાં અચકાતા નહિ.

રાષ્ટ્રીય ભાવનાના આ ઉછળતા મોજાંઓની વચ્ચે એ દિવસોમાં મેં એક લેખ લખીને 'ઊર્મિ' માટે આપેલો તે પ્રસંગ આજે યાદ આવે છે. એ લેખને કારણે 'ઊર્મિ' કાર્યાલય અને ભારતી સાહિત્ય સંઘ ઉપર દરોડા પડેલા ને સરકાર વિરોધી વાંધાજનક લખાણને માટે એની પ્રસિદ્ધિ ગેરકાયદેસર જાહેર કરી ઊર્મિનો તે અંક સરકારે જપ્ત કરેલો.

લેખ ઉત્તર પ્રદેશના સુપ્રસિધ્ધ ક્રાન્તિકારી અને રામપ્રસાદ બિસ્મિલ તથા ભગતસિંહના સાથીદાર ચંદ્રશેખર આઝાદના જીવનને લગતો હતો. એનું મુખ્ય મથાળું અને 'ઊર્મિ' માસિકના પાનાઓમાં ઉપર નીચે મોટા અક્ષરવાળા લખાણોની લીટીઓ કંઈક આવી હતી.

"ચૌદ વર્ષની વયે બ્રિટિશ સત્તાને પડકાર કરી 'વંદેમાતરમ્'ના નાદ સાથે પંદર ફટકાની સજાથી જીવનની શરૂઆત કરી બ્રિટિશ સત્તાની પોલીસો સાથે સામસામા ગોળીબારમાં કેસરિયાં કરી મૃત્યુને ભેટનાર ક્રાન્તિકારી વીર ચંદ્રશેખર આઝાદની પ્રેરક કથા."

આ લેખ ઊર્મિના આઠ દસ પાનામાં સમાયેલો હતો અને ઠીક ઠીક લાંબો હતો. તેમાં તેના ક્રાન્તિકારી જીવનની વાતોની સાથે ભગતસિંહ અને બિસ્મિલ સાથેના તેના સંબંધની, ઉત્તર પ્રદેશ, દિલ્હી પંજાબ, બનારસ, મુંબઇ અને બીજા કેટલાયે સ્થળોએ તેણે કરેલા પ્રવાસોનું અને ક્રાન્તિકારી પ્રયાસોનું બયાન હતું. આટલું બધું વિગતવાર ધ્યાન આપનાર જરુર એ પાર્ટી સાથે સંકળાયેલા હોવા જોઇએ એવી શંકાથી મુંબઇ ઇલાકાની (ગુજરાત એ વખતે મુંબઈમાં હતું) પોલીસ સતર્ક બની ગઇ હતી. ઊર્મિ કાર્યાલયમાંથી મળ્યાં તેટલા અંકો જપ્ત કર્યા. જે ટપાલમાં અગાઉ રવાના થઇ ગયાં તે બચી ગયા. તે સિવાય તેનો પ્રચાર એકદમ અટકી ગયો અને તે દિવસથી એ અંક જ્યાં મળે ત્યાં જપ્ત કરી લેવાની કારવાઇ મહિનાઓ સુધી ચાલુ રહી.

ઊર્મિના કાર્યકારી તંત્રી તરીકે ઇશ્વરલાલ દવેનું નામ હતું. તેથી તેમને ઓફીસે બોલાવી અનેક સવાલો પૂછી ઝીણવટભરી તપાસ કરી તેમનું નિવેદન લીધેલું. આ લેખ તમે કેવી રીતે છાપ્યો, તમને કયારે મળ્યો, કોની પાસેથી મળ્યો, લેખક કયાં છે વગેરે પણ પૂછ્યું. શ્રી ઈશ્વરભાઇએ તેના સાવચેતી પૂર્વક અને સ્વસ્થતાથી જવાબ દીધા ને લેખ તો ઘણા વખતથી-કદાચ વરસોથી કાર્યાલયમાં પડી રહેલો તે હમણાં જ નજરે પડયો એને છાપ્યો બાકી આમાં કઈ વાંધાજનક છે એવું અમને લાગેલું નહિ. લેખક અત્યારે કયાં

છે તે હું કહી શકું નહીં, કારણ ઘણા વખતથી તેમનો સંપર્ક છૂટી ગયો છે વગેરે.

આ બધું ચાલતું હતું એ પછી વ્યક્તિગત સત્યાગ્રહ ને '૪૨નું વિરાટ આંદોલન આવ્યું. તેમાં એ બધું દબાઈ ગયું. ઊર્મિનો એ અંક આજે મારી પાસે નથી પણ એટલું જાણું છું કે એમાંની આ કથાએ ગુજરાતના અનેક જુવાનોને પ્રેરણા આપેલી. વિનોદ કિનારીવાળાએ એના જીવનના પ્રસંગો વાંચીને ક્યાંક નોંધ કરી હોવાનું કે તેના મિત્રને કહ્યાનું કહેવાય છે કે, 'મારે પણ હિંદની આઝાદી માટે ચંદ્રશેખર આઝાદની પેઠે સામી છાતીએ ગોળીઓ ઝીલીને લડાઇ લડવી છે, અલબત્ત અહિંસક રીતે. અને પછીના દિવસોમાં ગુજરાત કૉલેજમાં ૧૯૪૨ની ૧૦મી ઑગસ્ટે 'હિંદ છોડો'ની લડતમાં સામી છાતીએ ગોળીઓ ઝીલી વિનોદે પોતાના શબ્દોને સાચા કરી બતાવ્યા.

'ઊર્મિ અને નવરચના'ના ૫૦ વરસના લાંબા જીવનમાં અનેક લેખકો, કવિઓ, પત્રકારો, નિબંધકારો, સંશોધનકારો, વાર્તાકારો, નવલકથાકારો, લોકસાહિત્યની ગંગા વહાવનારા મહાનુભાવોએ સાહિત્યના વિપુલ ગંજ ખડકયા છે. એમાં ભારતીય રાષ્ટ્રજીવન તેમજ ગુજરાત–સૌરાષ્ટ્રના પ્રાંતીય જીવનની સરવાણીઓ વહી છે, ઇતિહાસો સંગ્રહાયા છે.

આવી વિવિધ અને વિપુલ સાહિત્યરાશિમાં મેં પણ મારી નમ્ર અંજલિ ઉમેરી છે તેનું મને ગૌરવ છે.

'ઊર્મિ'નું ૫૦ વરસનું જીવન અનેક રીતે સમૃદ્ધ રહ્યું છે. 'ઊર્મિ' ચિરાયુ હો એ જ શુભેચ્છાઓ.

*

## 'ઊર્મિનવરચના' માસિકની માલિકી તથા બીજી માહિતીનું નિવેદન

| | |
|---|---|
| ૧ પ્રકાશનનું સ્થળ | ૧૩, જાગનાથ પ્લોટ; રાજકોટ |
| ૨. પ્રકાશનની સામયિકતા | માસિક |
| ૩. મુદ્રકનું નામ | રાજુલ ઈ. દવે |
| રાષ્ટ્રીયતા | હિંદી |
| સરનામું | ૧૩, જાગનાથ પ્લોટ : રાજકોટ |
| ૪. પ્રકાશકનું નામ | રાજુલ ઈ. દવે |
| રાષ્ટ્રીયતા | હિંદી |
| સરનામું | ૧૩, જાગનાથ પ્લોટ : રાજકોટ |
| ૫ તંત્રીનું નામ | જયમલ્લ પરમાર |
| રાષ્ટ્રીયતા | હિંદી |
| સરનામું | ૧૩, જાગનાથ પ્લોટ : રાજકોટ |

હું રાજુલ ઈ. દવે આથી જાહેર કરું છું કે, ઉપર જણાવેલી હકીકતો મારી સમજ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૨૯-૨-૧૯૮૦

રાજુલ ઈ. દવે
પ્રકાશકની સહી

# "ઊર્મિ"ના યૌવન–ઉછળાટ

જયન્ત પરમાર

'ઊર્મિ'ના આ છસોએકમા અંક સાથે તેના આયુષ્યની અર્ધશતાબ્દી પૂરી થઈને તે વનમાં પ્રવેશે છે તે વેળાએ પાછળ નજર નાખી લેવાનું મન હર કોઈને થાય. 'ઊર્મિ' એમાં અપવાદરૂપ ક્યાંથી બની શકે ? તેનો સાથ છૂટ્યાને ચૌદેક વરસ વીત્યાં હોવા છતાં 'ઊર્મિ'ના સોળમા વરસથી માંડીને છત્રીસમા વરસ સુધીના તેના ભરજોબનનો ઈતિહાસ આલેખવો ગમે તેવો છે. 'ઊર્મિ'ના યૌવન–ઉછળાટને વેગીલા બનાવનારી અનેક શક્તિઓના સામુદાયિક પ્રયત્નોના સાક્ષી હોવાના ગૌરવનો નશો હજી ઊતર્યો નથી–ક્યારેય ઊતરશે પણ નહિ. ઈતિહાસના એ ઊજળા ફલકને 'ઊર્મિ'નાં અસંખ્ય ચાહકો–વાચકો–ગ્રાહકો સમક્ષ રજૂ કરવાના જયમલ્લભાઈના ઈજનને મેં એક મહામૂલો લહાવો ગણી લીધો છે. ઈતિહાસ સદા ઊજળો અને તટસ્થ હોય છે–એને વર્તમાન કે ભવિષ્ય સાથે નિસબત હોતીજ નથી ને ?

'ઊર્મિ'ની અર્ધશતાબ્દીના ઈતિહાસમાં તેના યૌવનના એ બે દાયકા આગવી વિશિષ્ટતા ધરાવે છે. ૧૯૪૬માં તેનો સાથ મને સાંપડયો ત્યારે સોળમા વરસમાં પ્રવેશેલા 'ઊર્મિ'નો સુવર્ણકાળ હતો. ગુજરાતી ભાષામાં પ્રકટ થતાં માસિકો આંગળીને વેઢે ગણી શકાય તેટલાં જ હતાં. સંસ્કારી કહી શકાય તેવા દરેક ઘરનું માનીતું માસિક 'ઊર્મિ' હતું. 'રાષ્ટ્રીય શાયર'નું માનવંતુ બિરુદ પામી ચૂકેલા ઝવેરચંદ મેઘાણી જેવા માતબર સાહિત્યકારે 'ઊર્મિ'ને પોતાનું ગણ્યું હતું. માસિકને પાંચહજાર નકલો સુધી પહોંચાડવાની તેમણે ઈશ્વરભાઈ પાસે હામ ભીડી હતી. આ આંકડો અત્યારે ભલે 'કુછ ગીનતી'નો ન લાગે, પણ ત્યારે ગુજરાતી વાંચકોની સંખ્યાના પ્રમાણમાં મહત્ત્વાકાંક્ષી ગણાતો.

ગુજરાતી સાહિત્યની સાથે સાથે 'ઊર્મિ'ને પણ એ માતબર સાહિત્યકારની બીજે જ વરસે જબરી ખોટ સાલી. 'કાળચક્ર' નામની ચાલુ નવલકથાના નવા પ્રકરણ માટે 'ઊર્મિ'ની કાગડોળે વાટ જોનારાં અસંખ્ય ગ્રાહકો–વાચકો–ચાહકો હતાં. કાળનું ચક્ર તેના સર્જક ઉપર ફરી વળવા છતાં પુસ્તકરૂપે અધૂરું તો અધૂરું–વાંચકોના આગ્રહથી પ્રકટ થયું અને હોંશે હોંશે વંચાયું. 'વહેતાં પાણી' શીર્ષક હેઠળ માસિક નોંધમાં દર મહિને જે તલસ્પર્શી છણાવટ તે કરતા તેનું વાચકોને અને અભ્યાસીઓને ઘેલું લાગ્યું હતું. તેમની ટાંચણપોથીનાં પાનાંની વિગતોએ જે આકર્ષણ જન્માવ્યું હતું તે પાછળથી 'છેલ્લું પ્રયાણ' પુસ્તક પ્રકટતાં સંતોષાયું.

૧૯૪૭ના માર્ચની નવમી તારીખે અવસાન થવાથી 'ઊર્મિ'નો એપ્રિલ માસનો ઝવેરચંદ મેઘાણી સ્મૃતિ અંક પ્રસિધ્ધ થયો. ખૂબ ટૂંકા ગાળામાં ગ્રંથ જેટલો માતબર અંક પ્રસિધ્ધ કરવાનો એ અથાક અને સહિયારો પરિશ્રમ હતો. એનું વર્ણન કરવા માટે અવસાનના થોડાક દિવસો પહેલાં લેખક મિલનની એક સભામાં બોલાયેલા એ જ દિવંગત સાહિત્યકારના શબ્દો યથાર્થ ગણાશે : 'પત્રકારના જીવને એશઆરામ હોતો જ નથી. એને કુટુંબસુખ પણ જતું કરવું પડે છે. ઓફિસેથી ઘેર આવ્યા પછી પણ એના જીવને નિરાંત રહેતી નથી. થાય છે: પેલામાં આટલોક ફેરફાર કરી આવું, ફલાણું આમ ગોઠવી આવું, વગેરે'.

જીવને નિરાંત ન રહે ત્યારે સહજતાથી બધું થયે જાય છે. કોઈ તેના પર ફરજ લાદતું હોતું નથી. આવી સચોટ દીક્ષા આપનારને મેં મારા સાહિત્યિક જીવનના ગુરુ ગણી લીધા છે. હું એનું ગૌરવ લઉં છું. પાંચેક અનુવાદિત પુસ્તકો પ્રકટ થયા પછી જ્યારે મારી મૌલિક વાર્તાઓનો પ્રથમ સંગ્રહ 'બીજલેખા' પ્રકટ થયો ત્યારે તે મેં અદબપૂર્વક સ્વ. ઝવેરચંદ મેઘાણીને અર્પણ

કરતાં લખેલી પંક્તિ આમ હતી :

'દીક્ષાને યોગ્ય જો હું તો દક્ષિણા મુજ આ હજો'. એ ગુરુદક્ષિણાની કૃતાર્થતા આજે પણ એટલી જ અનુભવું છું એમના કુટુંબના દરેક સભ્ય મને આજેય સ્વજન ગણીને હૂંફ આપી રહ્યા છે.

'ઊર્મિ'ને સાંપડેલા માતબર સાહિત્યકારોની હરોળમાં ઝવેરચંદ મેઘાણી પછી ખૂબ સહજતાથી 'ધૂમકેતુ' આવી જાય છે. આવો પુરુષાર્થ આ માસિકના સ્થાપકતંત્રી અને સંચાલક ઈશ્વરભાઇને જાણે વરેલો જ હતો. 'જીવનપંથ'નાબે હપ્તા 'ઊર્મિ'માં પ્રકટ થઈ ચૂક્યા હતા એટલે તેમની એ આપકથા તો ચાલુ રહી જ. ઉપરાંત 'સમયના રંગતરંગ' શીર્ષક હેઠળ તેમણે શરૂ કરેલી માસિક નોંધ, 'પાનગોષ્ઠિ' કે 'આડે લાકડે આડો વેર' દ્વારા કરાતા સચોટ કટાક્ષો, વાર્તા, બોધકથા, ઊઘડતા પાનાનું પ્રેરક લખાણ, જિબ્રાન કે ટાગોરના ગદ્યખંડો–'ઊર્મિ' જાણે 'ધૂમકેતુ'મય બની ગયું ! લેખક તરીકે જુદાં જુદાં તખલ્લુસો આપતા એટલે વાચકોને વિવિધ નામોનું આકર્ષણ પણ રહેતું.

'ઊર્મિ'ના આંતરિક કલેવરને ઉજાળવા તેનું બાહ્ય કલેવર પણ ઊડીને આંખે વળગે તેટલી હદ સુધી પરિવર્તન સાધ્યે જતું હતું. આજની ફૂલેલી–ફાલેલી દીપક પ્રિન્ટરી '૪૭ના એપ્રિલમાં ખૂબ ટાંચાં સાધનો સાથે નવી–સવી શરૂ થઈ હતી. એના આદ્યસ્થાપક નટવરભાઈ રાવત બે દાયકા કરતાંય વધુ સમયનો અનુભવ કુમાર પ્રિન્ટરીમાંથી લઈને આવ્યા હતા. મુદ્રણકળાના એ અજનબી કલાકારે 'ઊર્મિ'ના પૂંઠામાં દરેક અંકે વિવિધતા આણવા માંડી. 'ઊર્મિ'ના બદલાયેલા કલેવરમાં તેના અનેક લેખકો જેટલો જ એ મુદ્રણકળાના કસબી નટવરભાઈનો ફાળો ગણાવી શકાય. પૂરા પાંચ હાથની તેમની અડીખમ કાયા ક્યારેય 'ચલાવી' લેવાનું જાણે સમજી જ નહોતી. ત્યારે જ તો હૃદયરોગની જાણ પછી પણ તેમના કામગરા સ્વભાવે તેમને આરામ લેવા ન દીધો અને આયખાનાં પચાસ વરસ પણ પૂરાં કરે તે પહેલાં તે ચાલ્યા ગયા. '૫૯ના ફેબ્રુ. આસના 'ઊર્મિ'માં તેમના અવસાનની નોંધ લેવાની કપરી ફરજ બજાવવાનું મારા ભાગે આવેલું.

સામયિક એ ઈતિહાસ ભલે ન હોય, પણ ઈતિહાસ રચાય છે સામયિકોની જ સહાયથી. સમયનું પ્રતિબિંબ પાડતાં હોવાથી જ સામયિક કહેવાતાં હશે કે શું ? ૧૯૪૭ના ઓગષ્ટની પંદરમી તારીખે આપણો દેશ આઝાદ થયો એનું પ્રતિબિંબ 'ઊર્મિ'ના સપ્ટેમ્બર અંકના પૂંઠા પર ઝીલાયું હતું એટલી જ ચીવટાઈ અંદરની સામગ્રી માટે રખાઈ હતી. એ જ રીતે રાષ્ટ્રપિતા ગાંધીજીના અણધાર્યા અવસાનની ૧૯૪૮ની ૩૦મી જાન્યુઆરી પણ ઊર્મિના માર્ચ અંકમાં અંકિત થઈ ગઈ છે. ૧૯૬૨ની આખરનું ચીની આક્રમણ 'ઊર્મિ'ના કવિઓનાં કેટલાંય કાવ્યોમાં પ્રતિબિંબિત ક્યાં નહોતું થયું ? 'સત્તાવનની કત્લેઆમ' નામના એક જ પુસ્તકના રચયિતા હોવા છતાં ઈતિહાસના અભ્યાસુ તરીકે જે નામ જાણીતું છે તે વિજયશંકર મંછારામ ભટ્ટના ઐતિહાસિક પાત્રોનાં ચરિત્રાલેખનો ઈતિહાસના અનેક અભ્યાસીઓને ઉપયોગી નીવડે તેવાં છે : નાનાસાહેબ, રાજા કુંવરસિંહ, બહાદુરશાહ, તાત્યા ટોપે વગેરે.

આઝાદીની સાથે દેશના ભાગલાની જે ભારે કિંમત આપણે ચૂકવવી પડી અને નિરાશ્રિતોની વણજારને આ ભૂમિમાં સમાવી લેવી પડી એ વિષે 'ઊર્મિ'નાં અનેક લખાણો સાચી માહિતી પૂરી પાડે છે. દિલ્હીથી ૧૬૦ કિ. મી. દૂર દેશની મોટામાં મોટી કુરુક્ષેત્રની હિજરતી છાવણીનું તાદૃશ વર્ણન તથા નિર્વાસિતો અંગેની સત્યકથાઓ એ અરસાના 'ઊર્મિ'ના અંકોમાં અકબંધ જળવાઈ રહ્યાં છે.

દેશની આઝાદી વખતે જ આપણી આઝાદીની અનેક લડતોના ખડા સૈનિક જેવા મનુભાઈ પંચોળી (દર્શક) એ તેમની ખ્યાતનામ નવલકથા 'ઝેર તો પીધાં' ને ચલુ વાર્તા તરીકે 'ઊર્મિ'માં શરૂ કરી. કવિવર ટાગોરનાં સંસ્મરણોનું આલેખન મૈત્રેયીદેવીએ બંગાળીમાં કરેલું તેનો ગુજરાતી અનુવાદ રમણીક મેઘાણીએ હપ્તાવાર 'ઊર્મિ'માં મોકલવો શરૂ કરેલો. ગુજરાતના નીડર અને મૌલિક વિચારક ડૉ. સુમન્ત મહેતા તેમની

બોલી' લેખિનીનો પરિચય ગુજરાતી વાચકોને મારફત કરાવતા હતા તે પણ આ જ
.l. 'વિશાલ ભારત' જેવા તે સમયના
ન હિંદી માસિકના તંત્રી શ્રીરામ શર્માના
નાં સંસ્મરણો'નો અનુવાદ જયેન્દ્ર ત્રિવેદીએ
જૂનથી શરૂ કર્યો હતો. જાણીતા વાર્તા-નવલ-
અને હવે તો રાજકારણના પણ અચ્છા આલેખક
શકાય તેવા ઈશ્વર પેટલીકર જ્યારે વાર્તા-નવ-
કરતાં સામાજિક સમસ્યાઓ ઉકેલવામાં વધુ
ા ત્યારે તેમણે 'ઊર્મિ'માં જ તેમનો જાણીતો
। 'લોકસાગરને તીરે તીરે' શરૂ કર્યો હતો.
.જક'ના તખલ્લુસથી લખાતા એ વિભાગનું શીર્ષક
બધું પ્રચલિત બની ગયું હતું કે ત્યારબાદ
ામાં પણ એ જ શીર્ષક હેઠળ તેમના લેખો
ગયા. ગુજરાતના જાણીતા મુનિ સંતબાલજીના
બને તેમની સાથેના અનુભવપ્રસંગોનું આલેખન
માટે નવલભાઈએ 'સાધુતાની પગદંડી' પ્રસિદ્ધ
ં માધ્યમ પણ 'ઊર્મિ'ને જ બનાવેલું.

અભ્યાસુઓને સહાયરૂપ થઈ પડે તેવા દસ્તાવેજી
ઓવાળી આવી લેખમાળાઓ 'ઊર્મિ'ની ફાઈલોમાં
ાયેલી પડી છે. એમાંથી મોટાભાગની લેખમાળાઓ
થ થઈ છે, પણ અત્યંત ચકચાર પામેલી લેખ-
'સર્વોદય કે સામ્યવાદ ?' તેના લેખક 'વસુબંધુ'-
ાળસે ગ્રંથસ્વરૂપ પામી શકી નથી, એ લેખમાળા
'નું ગજબનાક આકર્ષણ બની હતી. કેટલાય નવા
ગ્રાહકો માત્ર એ લેખમાળા વાંચવા માટે 'ઊર્મિ'
વવાની સ્પષ્ટતા કરતા!

માસિક નોંધ માટે 'ઊર્મિ' પ્રમાણભૂત ગણાતું.
। પ્રમાણભૂતતા જળવાઈ રહે તેવી સમર્થ લેખિની
ાનાર લેખક ૧૯૪૯થી 'ઊર્મિ'ને મળી ગયા.
ક વરસ સુધી 'સમયનાં ક્ષીર-નીર' શીર્ષક હેઠળ
હંસ'ના તખલ્લુસથી લખનાર નાનુભાઈ દવે તેમની
ાવસ્થામાં આજે પણ યુવાન જેટલો જ તરવરાટ
વી રહ્યા છે એ તેમના પરિચયમાં આવનાર પહેલી
રે અનુભવી શકે તેમ છે. મુરબ્બી અને માર્ગ-
તરીકેના તેમના સ્થાનનો મોભો આજે પણ મારા
જીવનમાં મેં જાળવી રાખ્યો છે.

ગુજરાતી ભાષામાં વિજ્ઞાન વિષેની જાણકારી માટે ટાંચાં સાધનો હતાં ત્યારે પણ તે વિષયની તલસ્પર્શી નોંધો માટે 'ઊર્મિ' જાણીતું હતું. છેક ૧૯૪૬થી 'વિજ્ઞાનદર્શન' નામનો એક ઉપયોગી વિભાગ 'ઊર્મિ'માં શરૂ થયેલો. ડૉ. નરસિંહ મૂ. શાહ, પ્રો. જયંતીલાલ દે. ઓઝા અને બંસી ગાંધીની લેખક-ત્રિપૂટી આ વિભાગને જનસામાન્ય સુધી વિજ્ઞાન જેવા ભારેખમ વિષયને સહેલો બનાવી પહોંચાડવા સતત પ્રયત્નશીલ રહેતી.

દૈનિકો કે સાપ્તાહિકોના સાહિત્ય વિભાગમાં પુસ્તકોનાં અવલોકનો એ વખતે નિયમિત આવતાં ખરાં, પણ 'ઊર્મિ'માં આવતો 'ગ્રંથ સમીક્ષા'નો વિભાગ વધુ મહત્ત્વનો ગણાતો. વરસો સુધી 'અ. મ. રા.'એ આ વિભાગમાં અનેક પુસ્તકોની તલસ્પર્શી સમાલોચના કરી છે. છેલ્લે છેલ્લે અનેકવિધ કામગીરીને કારણે સમય ઓછો મેળવી શકવાથી દર મહિનાને બદલે એકાંતરે મહિને પણ ગુજરાતીના એ વિદ્વાન પ્રો. અનંતરાય રાવળે ઊર્મિ માટે પુસ્તકોની સમીક્ષા લખવાનું ચાલુ રાખેલું. અવલોકન માટે આવતાં ઢગલા બંધ પુસ્તકોને પહોંચી વળવા રામુ-હર્ષિદા પંડિત અને મારા નામના પ્રથમાક્ષરોથી બનાવેલા 'રાહજ' તખલ્લુસથી 'સર્જનના રાહે' નામનો વિભાગ પણ ઊર્મિ માટે મહત્ત્વનો બની ગયો હતો. આમ એક મહિને 'ગ્રંથસમીક્ષા' તો બીજે મહિને 'સર્જનના રાહે' કેટલાંય વરસો સુધી ઊર્મિના વાચકોને તેમ જ પુસ્તક-પ્રેમીઓને સંતોષતા રહ્યા.

'ઊર્મિ'ના અંતરંગ સ્વજન સમા નિરંજન વર્માનો ૧૯૫૧ના મે માસમાં બત્રીસ વરસની ભરજુવાન વયે દેહવિલય થયો. જુલાઈ માસનો અંક નિરંજન વર્મા સ્મૃતિ અંક તરીકે પ્રકટ થયા પછી નિરુભાઈની અથાક ચાકરીના પરિણામે જયમલ્લભાઈને લાધેલું 'ક્ષય વિષેનું સામાન્ય જ્ઞાન' ઊર્મિમાં લેખરૂપે પ્રકટ થયું. 'પૈસાથી પીડાતા ઉપચારધામો' નામનો તે વખતનો તેમનો બીજો લેખ આજે પણ એટલો જ સાચો ઠરે તેવો દસ્તાવેજી ગણાવી શકાય. સૌરાષ્ટ્રના તે

કરતાં લખેલી પંક્તિ આમ હતી :

'દીક્ષાને યોગ્ય જો હું તો દક્ષિણા મુજ આ હજો'. એ ગુરૂદક્ષિણાની કૃતાર્થતા આજે પણ એટલી જ અનુભવું છું. એમના કુટુંબના દરેક સભ્ય મને આજેય સ્વજન ગણીને હૂંફ આપી રહ્યા છે.

'ઊર્મિ'ને સાંપડેલા માતબર સાહિત્યકારોની હરોળમાં ઝવેરચંદ મેઘાણી પછી ખૂબ સહજતાથી 'ધૂમકેતુ' આવી જાય છે. આવો પુરુષાર્થ આ માસિકના સ્થાપકતંત્રી અને સંચાલક ઈશ્વરભાઈને જાણે વરેલો જ હતો. 'જીવનપંથ'ના બે હપ્તા 'ઊર્મિ'-માં પ્રકટ થઈ ચૂક્યા હતા એટલે તેમની એ આપકથા તો ચાલુ રહી જ. ઉપરાંત 'સમયના રંગતરંગ' શીર્ષક હેઠળ તેમણે શરૂ કરેલી માસિક નોંધ, 'પાનગોષ્ઠિ' કે 'આડે લાકડે આડો વેર' દ્વારા કરાતા સચોટ કટાક્ષો, વાર્તા, બોધકથા, ઊઘડતા પાનાનું પ્રેરક લખાણ, જિબ્રાન કે ટાગોરના ગદ્યખંડો-'ઊર્મિ' જાણે 'ધૂમકેતુ'મય બની ગયું! લેખક તરીકે જુદાં જુદાં તખલ્લુસો આપતા એટલે વાચકોને વિવિધ નામોનું આકર્ષણ પણ રહેતું.

'ઊર્મિ'ના આંતરિક કલેવરને ઉજાળવા તેનું બાહ્ય કલેવર પણ ઊડીને આંખે વળગે તેટલી હદ સુધી પરિવર્તન સાધ્યે જતું હતું. આજની ફૂલેલી-ફાલેલી દીપક પ્રિન્ટરી '૪૭ના એપ્રિલમાં ખૂબ ટાંચાં સાધનો સાથે નવી-સવી શરૂ થઈ હતી. એના આદ્યસ્થાપક નટવરભાઈ રાવત બે દાયકા કરતાંય વધુ સમયનો અનુભવ કુમાર પ્રિન્ટરીમાંથી લઈને આવ્યા હતા. મુદ્રણકળાના એ અજનબી કલાકારે 'ઊર્મિ'ના પૂંઠામાં દરેક અંકે વિવિધતા આણવા માંડી. 'ઊર્મિ'ના બદલાયેલા કલેવરમાં તેના અનેક લેખકો જેટલો જ એ મુદ્રણકળાના કસબી નટવરભાઈનો ફાળો ગણાવી શકાય. પૂરા પાંચ હાથની તેમની અડીખમ કાયા ક્યારેય 'ચલાવી' લેવાનું જાણે સમજી જ નહોતી. ત્યારે જ તો હૃદયરોગની જાણ પછી પણ તેમના કામગરા સ્વભાવે તેમને આરામ લેવા ન દીધો અને આયખાનાં પચાસ વરસ પણ પૂરાં કરે તે પહેલાં તે ચાલ્યા ગયા. '૫૯ના ફેબ્રુ. માસના 'ઊર્મિ'માં તેમના અવસાનની નોંધ લેવાની કપરી ફરજ બજાવવાનું મારા ભાગે આવેલું.

સામયિક એ ઈતિહાસ ભલે ન હોય, પણ ઈતિહાસ રચાય છે સામયિકોની જ સહાયથી. સમયનું પ્રતિબિંબ પાડતાં હોવાથી જ સામયિક કહેવાતાં હશે કે શું? ૧૯૪૭ના ઑગષ્ટની પંદરમી તારીખે આપણો દેશ આઝાદ થયો એનું પ્રતિબિંબ 'ઊર્મિ'ના સપ્ટેમ્બર અંકના પૂંઠા પર ઝીલાયું હતું એટલી જ ચીવટાઈ અંદરની સામગ્રી માટે રખાઈ હતી. એ જ રીતે રાષ્ટ્રપિતા ગાંધીજીના અણધાર્યા અવસાનની ૧૯૪૮ની ૩૦મી જાન્યુઆરી પણ ઊર્મિના માર્ચ અંકમાં અંકિત થઈ ગઈ છે. ૧૯૬૨ની આખરનું ચીની આક્રમણ 'ઊર્મિ'ના કવિઓનાં કેટલાંય કાવ્યોમાં પ્રતિબિંબિત કયાં નહોતું થયું? 'સત્તાવનની કત્લેઆમ' નામના એક જ પુસ્તકના રચયિતા હોવા છતાં ઈતિહાસના અભ્યાસુ તરીકે જે નામ જાણીતું છે તે વિજયશંકર મંછારામ ભટ્ટના ઐતિહાસિક પાત્રોનાં ચરિત્રાલેખનો ઈતિહાસના અનેક અભ્યાસીઓને ઉપયોગી નીવડે તેવાં છે : નાનાસાહેબ, રાજા કુંવરસિંહ, બહાદુરશાહ, તાત્યા ટોપે વગેરે.

આઝાદીની સાથે દેશના ભાગલાની જે ભારે કિંમત આપણે ચૂકવવી પડી અને નિરાશ્રિતોની વણજારને આ ભૂમિમાં સમાવી લેવી પડી એ વિષે 'ઊર્મિ'-નાં અનેક લખાણો સાચી માહિતી પૂરી પાડે છે. દિલ્હીથી ૧૬૦ કિ. મી. દૂર દેશની મોટામાં મોટી કુરૂક્ષેત્રની, હિજરતી છાવણીનું તાદશ્ય વર્ણન તથા નિર્વાસિતો અંગેની સત્યકથાઓ એ અરસાના 'ઊર્મિ'ના અંકોમાં અકબંધ જળવાઈ રહ્યાં છે.

દેશની આઝાદી વખતે જ આપણી આઝાદીની અનેક લડતોના ખડા સૈનિક જેવા મનુભાઈ પંચોળી (દર્શક) એ તેમની ખ્યાતનામ નવલકથા 'ઝેર તો પીધા ..' ને ચાલુ વાર્તા તરીકે 'ઊર્મિ'માં શરૂ કરી. કવિવર ટાગોરનાં સંસ્મરણોનું આલેખન મૈત્રેયીદેવીએ બંગાળીમાં કરેલું તેનો ગુજરાતી અનુવાદ રમણીક મેઘાણીએ હપ્તાવાર 'ઊર્મિ'માં મોકલવો શરૂ કરેલો. ગુજરાતના નીડર અને મૌલિક વિચારક ડૉ. સુમન્ત મહેતા તેમની

ઉત્સાહભેર એને વધાવી લીધેલી—મારી પત્નીને નાતે નહિ, એનાં લખાણોની કરીશ્માને લીધે. એ વિભાગનાં લખાણો ઉપરાંત મનોવૈજ્ઞાનિક છણાવટવાળી અનેક સામાજિક સમસ્યાઓ ઉકેલતા તેના લેખો 'ઊર્મિ'ના વાચકોએ હોંશભેર આવકારેલા. છેલ્લાં વીસ વરસથી અખિલ હિંદ મહિલા પરિષદની અમદાવાદ શાખાના મુખપત્ર 'ઉજાસ'ના સ્થાપક–તંત્રી તરીકેની માનદ સેવા આજે પણ જયન્તિકા એટલી જ ધગશથી આપી રહી છે.

વિદેશમાં વસવાટ કરતી કેટલીક વિશિષ્ટ શક્તિ ધરાવતી વ્યક્તિઓ ગુજરાતમાંથી પણ આપણે ગુમાવી છે. આવું એક નામ છે નારાયણ પટેલનું. વિજ્ઞાનની અનુસ્નાતક પદવી મેળવીને અહીંથી અમેરિકા ગયા પછી ત્યાં જ સ્થાયી થઈ જનાર આ તરવરતા જુવાને વનસ્પતિ અને કીટકોનો ઊંડો અભ્યાસ કર્યો છે. અભ્યાસના નીચોડ જેવા તેમના કેટલાંક લેખો 'ઊર્મિ' માટે મેળવી શકાયા હતા તેમાંથી યાદ રહી જાય તેવા 'માણસખાઉ', 'કીટકખાઉ', 'મગરમચ્છનો શિકાર' વગેરેને ગણાવી શકાય. જીવો જીવસ્વ જીવનમૂની પ્રતીતિ કરાવતા આ લેખો અમેરિકામાં વિદ્યાભ્યાસ પૂરો કર્યા પછીના નીચોડરૂપે લખાયેલા હતા.

'ઊર્મિ'નું આકર્ષક બાહ્ય કલેવર છાપવામાં મહત્ત્વનો ભાગ દીપક પ્રિન્ટરીએ ભજવ્યો છે, ગુજરાતના કલાકારોનો હિસ્સો પણ તેટલો જ કે તેથી પણ વધુ કહી શકાય તેવો છે. 'પથી દરેક અંકના પૂંઠા ઉપર વિવિધ ઋતુઓની સજાવટ કલાકાર 'ચંદ્ર' ખૂબ જહેમતપૂર્વક કરતા. કેટલાય દિવાળી અંકોનું ત્રિરંગી ચિત્ર પણ એ જ કલાકારે ખૂબ હોંશપૂર્વક કરી આપ્યું હતું. એવું જ છે કલાકાર સી. નરેનનું. આજે તે ભલે ચિત્રકાર મટી ગયા હોય, પણ કલાકાર તરીકે તેમણે જીવનની શરૂઆત કરેલી ત્યારે ઊર્મિના પૂંઠા ઉપર તે સોળે કળાએ ખીલી ઊઠતા. દરેક અંકે રાગ–રાગિણીનાં ચિત્રોમાં તે પ્રાણ રેડતા. તેમણે પણ કેટલાક દિવાળી અંકોના ત્રિરંગી–ચતુરંગી ચિત્રોથી 'ઊર્મિ'ના બાહ્ય રૂપરંગને સોળે કળાએ સજાવ્યા હતા. આ બે ઉપરાંત બીજા કેટલાય કલાકારોને 'ઊર્મિ'ના પૂંઠા ઉપર કે અંદર સ્થાન મળ્યું હતું તેમને હું ભૂલી ગયો છું એવું નથી. 'ઊર્મિ'એ ગુજરાતના બધા કલાકારોને માનભેર આવકાર્યા છે.

સોળથી છત્રીસ વરસનો 'ઊર્મિ'નો યૌવનકાળ મારા માટે પણ 'અણદીઠેલી ભોમ પર યૌવન માંડે આંખ' જેવો જ ઉછાળા મારતો અને 'ઊર્મિ' સાથે જોડાયેલ 'નવરચના'ને સાર્થક કરવાનો કાળ હતો. ગોઠવણી માટે અનેક અખતરાઓ બીજા કોઈ માસિક કરતાં 'ઊર્મિ'માં વધુમાં વધુ એ અરસામાં જોવા મળે છે. લેખના શીર્ષક પહેલાં લેખકનું નામ મૂકી લેખકને વધુ મહત્ત્વ આપવાની પહેલ ગુજરાતી સામયિકોમાં ઊર્મિએ કર્યા પછી બીજાંએ તેનું અનુકરણ કરેલું. તેવી જ લખાણની છપાઈમાં પણ થોડીક જગ્યા છોડીને શરૂ કરવાને સ્થાને સીધી લીટીમાં જ પેરો શરૂ કરવાની પહેલ ઊર્મિમાં અને ત્યાર બાદ મારા બન્ને વાર્તાસંગ્રહો 'બીજલેખા' અને 'નદીનાં નીર'માં મેં કરેલી. મારી એ 'નવરચના'માં પ્રેસો તરફથી મને હંમેશ યોગ્ય સહકાર મળી જ રહ્યો છે.

'બીજલેખા' અને 'નદીનાં નીર'ની મોટા ભાગની વાર્તાઓ 'ઊર્મિ'માં પ્રથમ પ્રકટ થયેલી. 'સિદ્ધાર્થ'ના તખલ્લુસથી પ્રકટ થતી એ વાર્તાઓ વાચકોમાં એટલી બધી આવકાર્ય બનેલી કે મારો પ્રથમ વાર્તાસંગ્રહ 'બીજલેખા' પ્રસિદ્ધ થતાંની સાથે માત્ર ચાર મહિનાના ગાળામાં સાતસો જેટલી નકલોનું વેચાણ મેળવી શકેલો. વાર્તાસંગ્રહનું આટલું જંગી વેચાણ પ્રકાશકના વ્યવસાય માટે સીમાચિહ્ન ગણાવી શકાય – તે પણ આજથી પચીસેક વરસ પહેલાં ! 'બીજલેખા'ની બીજી વિશેષતા એ હતી કે એને માટે ભારતખ્યાત કવિ-નાટ્યકાર હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયનો પ્રવેશક મેળવી શકાયો હતો. ગુજરાતી પુસ્તક માટે આ સિદ્ધિ વિરલ ગણાવી શકાય. તેમનાં કેટલાંક નાટકો અને લેખોના અનુવાદ પણ 'ઊર્મિ'માં અવારનવાર પ્રકટ થયા હતા.

'ઊર્મિ'ના સંપાદક તરીકે મારાં લખાણો

પ્રસિદ્ધ ન જ કરવાં એવી ચોખલિયાવૃત્તિને મેં તિલાંજલિ આપી હતી. અનેકવિધ તખલ્લુસોથી પ્રકટ થતાં મારાં લખાણો માટે કેટલાક નવોદિત લેખકોને પોતાને ભોગે એવું થઈ રહ્યાનું લાગતું એ ચર્ચાનો વિષય નથી જ. 'ઊર્મિ'ને વિષય વૈવિધ્ય મળી રહે તે માટે તે મને જરૂરી લાગેલું. ગ્રાહકો અને વાચકોનાં અસંખ્ય સૂચનો પત્રો દ્વારા મળતાં અને તે મુજબ સંપાદનની દૃષ્ટિને પણ મેં કેળવેલી જ. તેમાં કોઇ લેખકને મનદુઃખ લગાડવાનો કે અન્યાય કરવાનો મારો લગીરેય આશય ન જ હોય એ સમજી શકાય તેવી વાત છે.

'ઊર્મિ'એ મને અનેક ચિરંજીવ સંબંધો બાંધી આપ્યા છે. આજે પણ એ બધા હું સાચવી રહ્યો છું. ભલભલા સંપાદકોને પણ જે લેખકો પાસેથી લેખ મેળવતાં નાકે દમ આવી જાય છે એવા કેટલાય લેખકો પાસેથી 'ઊર્મિ' માટે લખાણો હું મેળવી શકતો હતો. મારી જીતની એ ખુમારી જેટલો જ મારા પ્રત્યેનો એ બધાનો આત્મીય ભાવ જ હું વધુ મહત્ત્વનો ગણું છું. 'ખુ' અક્ષરથી બે જુદા જુદા શબ્દો શરૂ થાય છેઃ 'ખુમારી' અને 'ખુશામત', મેં પહેલો શબ્દ જ અપનાવ્યો છે, બીજાથી સો જોજન દૂર રહેવાનું જ મને ગમ્યું છે—ખુદાને પણ ખુશામત જ પ્યારી છે એવી કહેવત અનેકવાર સાંભળેલી હોવા છતાં !

વીસેક વરસ સુધીનો 'ઊર્મિ' સાથેનો પરોક્ષ નાતો છૂટી ગયા પછી કેટલાક લેખકો–સંપાદકો–કલાકારો દિવંગત થયા છે તેમને મારી ભાવભરી અંજલિ આપવા તેમની માત્ર નામાવલિ આપીને જ અત્યારે તો કૃતાર્થ થાઉં: યશવંત પંડયા, રવિશંકર રાવળ, દેશળજી પરમાર, ચુનીલાલ વ. શાહ, કૃષ્ણલાલ શ્રીધરાણી, રમણલાલ વ. દેસાઇ, ગુણવંતરાય આચાર્ય, પંડિત સુખલાલજી, ડૉ. સુમંત અને શારદાબહેન મહેતા, સરોજિની મહેતા, વિજયશંકર પ્રા. શુક્લ, ચુનીલાલ મડિયા, જયભિખ્ખુ, મનુભાઈ ત્રિવેદી (સરોદ), મોહનલાલ વ્યાસ, રામનારાયણ વિ. પાઠક, પીતાંબર પટેલ, વિ. સ. ખાંડેકર, ગ. ત્ર્યં. માડખોલકર; સ્વામી આનંદ, પ્રબોધ પંડિત, પ્રિયકાન્ત મણિયાર, રજનીકાન્ત મોદી, કાંતિલાલ બ્રોકર, ચાંપશી ઉદેશી, મનુભાઈ જોધાણી, જયંતિ દલાલ, ઈંદુલાલ યાજ્ઞિક, આચાર્ય એસ. વી. દેસાઈ, શિવ પંડ્યા, ગટુભાઈ ધ્રુ, ક. મા. મુનશી, નટવરલાલ માલવી, ડૉ. નરસિંહ, મૂ. શાહ, દિવ્યકાન્ત ઓઝા, હરભાઈ ત્રિવેદી, બાબુભાઈ વૈદ્ય, વેણીભાઈ પુરોહિત અને ચંદુલાલ ભગુભાઈ દલાલ (ભદ્ર.) ઊર્મિ સાથે સંકળાયેલા અને મારા સંપાદનકાળ દરમિયાન જે દિવંગત થયેલા તેમને મેં યથાયોગ્ય સમયે 'ઊર્મિ'માં અંજલિ આપેલી. ઉપરની યાદીમાં નહિ સમાયેલા એવા ગોવિંદભાઈ પટેલ (પ્રભાત પ્રોસેસ સ્ટુડિયોના સ્થાપક) રહી જાય તે કેમ ચાલે ? લેખક, સંપાદક કે કલાકાર ન હોવા છતાં ત્રણેનો સુમેળ તેમનામાં હતો. અને અકાળ અવસાન પામેલા નવનીત સેવક.

'ઊર્મિ'ના યૌવનનો ઇતિહાસ ખાસ્સું એવું પુસ્તક ભરાય તોપણ અધૂરો રહે એટલો રસપ્રદ અને લાંબો છે. કેટલીક અછડતો ઉલ્લેખ પણ આ લેખમાં થઈ શકયો નથી. ઈશ્વરભાઇના સ્મરણાંકમાં તેમને અંજલિ આપતા મારા લેખમાં કેટલુંક આવી ગયું છે તેને પુનરુક્તિ અહીં થવા દીધી નથી. 'ઊર્મિ'એ મને આપેલી મોટી મિરાત હું જીવની જેમ જાળવી શકયો છું ત્યારે જ ઊર્મિના અણમોલ પાનાંઓ ઉપર મારો અક્ષરદેહ આટલી બધી જગ્યા રોકી શકે છે ને? મારા મનમાં સતત રમ્યા કરતું ખલિલ જિબ્રાનનું એક વાકય આ લેખ પૂરો કરતી વખતે ટાંકયા વિના રહી શકાતું નથી : For I am a poet, and if I can not give, I shall refuse to receive.

૯, ચેતન સોસાયટી, પાલડી
અમદાવાદ–૭

---

સજ્જણ મ જાણે પ્રીત ગઇ, દૂર વસંતે વાસ;
દો નેણાં અંતર પડયું,(પણ)જીવ તૂંહાળી પાસ
ઓળકે જો,સજ્જણ મિલો,(તો)પળ ઈક છંડુનપાસ.
રોમ રોમ મેં છિપ રહું, જયોં ફૂલનમેં બાસ.

સજ્જણ ! હું તું તું ! કરૂં (જ્યોં) તુંબે લગ્ગી તંત
થાંકે તો મનમેં નહ્ને, મો મળવારી ખંત.
સજ્જણ ! ફૂળજો અંબ જ્યોં, વડ જ્યો વિસ્તરજો;
માસેં વરસે જો મળો, રંગ હે કે રહજો.

# 'ઊર્મિ—નવરચના'નું અવતાર કૃત્ય

બાલકૃષ્ણ વૈદ્ય

'ઊર્મિ–નવરચનાનું' મૂળ સ્વરૂપ 'ઊર્મિ' માસિક કરાંચીથી પ્રકટ થતું હતું. સ્વ. શ્રી ઢેલભાઈ માંકડ, શ્રી ભવાનીશંકર વ્યાસ કરસનદાસ માણેક, શ્રી ઈંદુલાલ ગાંધી, શ્રી. જયંતભાઈ આચાર્ય વગેરે લબ્ધ પ્રતિષ્ઠ સાહિત્યકારોનું એ મુખપત્ર હતું. ઊર્મિ અમદાવાદ આવ્યું. થોડા લેખકો ઘટયા, થોડા ઉમેરાયા. 'અહીં પણ એ શિષ્ટ સાહિત્યનું જ મુખપત્ર રહ્યું સૌરાષ્ટ્રના કેટલાક કાર્યકરોએ 'નવરચના' માસિક રચનાત્મક પ્રવૃત્તિના મુખપત્ર રૂપે શરૂ કરેલું. થોડા વખત પછી 'ઊર્મિ' સાથે 'નવરચના'નુ જોડાણ થતાં એ સાહિત્ય ઉપરાંત રચનાત્મક પ્રવૃત્તિનું પણ મુખપત્ર બન્યું.

પરંતુ 'ઊર્મિ–નવરચના' રાજકોટ ફેરવાયું ત્યાર પછી એનું જે સ્વરૂપ બંધાયું એનું અવતાર કૃત્ય જુદું જ રહ્યું છે. ત્યારથી એ લોકસાહિત્યનું મુખપત્ર બન્યું છે અને એ રીતે એની વિશિષ્ટ પ્રતિષ્ઠા પણ બંધાઈ છે. ઊર્મિ–નવરચના' લોકસાહિત્યનું કેન્દ્ર બન્યું છે.

સ્વ. શ્રી ઝવેરચંદભાઈ મેઘાણી અને સ્વ. શ્રી ગોકુલદાસ રાયચુરાએ લોકસાહિત્યને પ્રકાશમાં આણ્યું. મેઘાણીભાઈ તો કવિ હૃદય હતા. ઉપરાંત પરમાત્માએ એમને કંઠ અને હલક પણ આપ્યાં હતાં. સર્જક પ્રતિભા પણ આપી હતી. એમણે લોકસાહિત્યને એવી ઉત્તમ રીતે રજૂ કર્યું કે શિષ્ટ સાહિત્યકારો પણ લોકસાહિત્યના વાક્ અને અર્થની શક્તિથી પ્રભાવિત થયા. યુનિવર્સિટીઓએ પણ લોકસાહિત્યને સ્થાન આપ્યું. લોકસાહિત્યનો વ્યવહારમાં અર્થ એ રહ્યો છે કે 'પ્રાચીન લોકસાહિત્ય' તે મુખ્યત્વે ગ્રામીણ લોકો માટે હતું. બાહ્ય જગત સાથેનો ગામડાનો સંપર્ક બહુ થોડો હતો. અક્ષર જ્ઞાનના અભાવે લેખિત સાહિત્ય પણ ઓછું હતું. મોટો ભાગ કંઠસ્થ હતો અને લોકજીવનના પ્રત્યેક વ્યવહારમાં વપરાતો, લોકજીવનના અનિવાર્ય–જીવંત ભાગ રૂપે હતો. આ સાહિત્યના રચનારાઓ ભુલાઈ ગયા હતા, પણ સાહિત્ય શાશ્વત બની ગયું હતું; અને લોકજીવનનો સતત ધબકાર ઝીલતું એ સાહિત્ય નવા નવા ઉન્મેષો પામીને વધતું અને વિકસતું રહેતું હતું. એમની ભાષામાં શબ્દભંડોળ મર્યાદિત હતું પણ એ શબ્દો (એનું મૂળ ભલે શબ્દશાસ્ત્રીઓ શોધતા રહે) તળપદા અને ધારદાર અર્થવાહી હતા. ભાષ ને બહેલાવીને લાગણીઓનો ઉલ્લાસ માણ્યા કરવા માટે એમની પાસે ફુરસદ ન હતી. એથી એની અભિવ્યક્તિની શૈલી સંક્ષિપ્ત અને સઘન છતાં અત્યંત સરળ, પ્રવાહી અને ચોટદાર રહેતી. સવારે મળસ્કેથી માંડીને, ઈલેકટ્રીક નહતી એટલે અંધારું થતાં સુધી પરિશ્રમ કરીને એમને ઘર સંસાર ચલાવવાનો હતો. એની વચ્ચેથી પણ જે કંઈ હૈયું હલાવી જાય એવાં દૃશ્યો, બનાવો કે સંબંધો જીવનમાં આવી પડે તેવો પ્રતિભાવ વ્યક્ત કરતાં ગીતો, વાર્તાઓ, નાટકો કે એવી કોઈ પણ ભાષાકીય રચનાઓ લોકોના જીવતરના કસરડાને હળવો કરનારી, એમાં રંગ અને આનંદ પૂરનારી અને રોજીંદા વ્યવહારના થાક અને કલેશની રાખને ઉડાડી દેતી ભાવની લેરખડી બની જતી. એકધારાં સંસાર શ્રમની વાટે ચાલતાં ચાલતાં આવી જતી આ લેરખડીને એવી રીતે આસ્વાદી લેવાની રહેતી કે જીવતરનો બધો થાક એ ઘડીએ ઉતરી જાય.

આવું લોકસાહિત્ય જ્યાં ક્યાંય વણનોંધ્યું રહ્યું હોય ત્યાંથી મેળવીને પ્રકાશમાં લાવવાનું શ્રી. મેઘાણી ભાઈનું અધૂરૂં રહેલું કાર્ય ઊર્મિ નવરચનાએ ગૌરવભેર ઉપાડી લીધું છે. લોકસાહિત્યની આવી મૂડી જેની જેની પાસે છે તેમને આદરપૂર્વક પ્રકાશમાં આણ્યા છે અને એમની સર્જકતાને પણ પ્રેમપૂર્વક અવકાશ આપ્યો છે.

સાથે સાથે લોકસાહિત્યના નામે સાહિત્યનો ઉકરડો એકઠો થઇ ન જાય એ હેતુથી લોકસાહિત્યના

પ્રહરિ તરીકેની કપરી ફરજ પણ 'ઊર્મિનવરચના'એ બજાવી છે. એ માટે, લોકસાહિત્યની શાસ્ત્રીય મિમાંસા કરીને એનું શુદ્ધ સ્વરૂપ નિશ્ચિત થાય અને સસ્તી લોકપ્રિયતાના લોભે કોઈ એ સ્વરૂપનો મર્યાદા ભંગ ન કરે એટલી ઉચ્ચ કક્ષાનો શાસ્ત્રીય ધર્મ પણ બજાવ્યો છે. જીવનનો પ્રવાહ શાશ્વત છે, એને ભૂતકાળ છે તેમ વર્તમાન પણ છે. તો લોકસાહિત્ય પણ ભૂતકાળ પૂરતું મર્યાદિત રહી ન શકે. વર્તમાન જીવનના સંદર્ભમાં પણ એના ઉન્મેષો ઊડતા રહેવા જોઈએ. વર્તમાન પરિસ્થિતિનાં સ્પંદનો ઝીલીને લોકસાહિત્યને અદ્યતન રાખવાનો ધર્મ મેઘાણીભાઈએ અને કવિશ્રી કાગે બજાવ્યો હતો. 'ઊર્મિનવરચના'એ પણ એ ધર્મ જાળવ્યો છે. વર્તમાન જીવનના નવા ઉન્મેષો લોકસાહિત્યમાં એણે પણ વધાવ્યા છે. શ્રી મકરંદ દવે, પિંગળશીભાઈ, જયંતભાઈ આચાર્ય અને બીજા અનેક કવિઓ અને લેખકો એ લોક સાહિત્યને સમૃદ્ધ કરે એવી અદ્યતન રચનાઓ 'ઊર્મિ નવરચના' દ્વારા આપી છે. મોરબી જલસંકટ પ્રસંગે જયમલ્લભાઈએ લખેલા દુહાઓ એનું તાજું દ્રષ્ટાંત છે.

'ઊર્મિનવરચના' એ લોકસાહિત્યની ઉપાસનામાંથી નિષ્પન્ન થતા આ બધા ધર્મો જે જાગ્રતિ અને સમજપૂર્વક બજાવ્યા છે એ માટે એના સંચાલકો ધન્યવાદને પાત્ર છે.

'ઊર્મિનવરચના'ની આવી યશોજ્વલ કારકિર્દીનાં પચાસ વર્ષ પૂરાં થાય છે. તે દરમ્યાન એના સંચાલકોમાંથી લોકસાહિત્યના જીવ ગણાય એવા ભાઈ નિરંજન વર્મા ખરી પડયા ને ઈશ્વરભાઈ દવે જે એના મૂળમાં પડેલા હતા તેને દૈવે અકસ્માતમાં લઈ લીધાં. ચિત્ત પર પડેલા આ આઘાતો જીરવતા અને શરીર પર નાના નાના રોગોની પણ અત્યારે મોટી બની જતી અસર અને ઉંમરનો ઘસારો ભોગવતા જયમલ્લભાઈ એકલા હાથે એક માત્ર ઈશ્વરભાઈના પુત્ર રાજુની સહાયથી ઉપરોક્ત ફરજો અસરકારક રીતે બજાવી રહ્યા છે ત્યારે એક સૂચના કરતાં સંકોચ થાય છે, પરંતુ એ કહેવાનો આ સમય છે એટલે લખું છું.

આજે લોક બદલાયો છે. ગામડાંમાં પણ ઇલેક્ટ્રીક લાઈટ આવી છે. રેડીઓ આવ્યો છે. રોજ બસો અને એની સાથે છાપાંઓ પણ નવા નવા સમાચારો અને મુસાફરો લઈને આવે છે. નાનાં ગામડાં પણ વિશ્વના સંપર્કમાં આવી ગયાં છે. અક્ષરજ્ઞાન વધતું જાય છે અને શિક્ષિતોનો સંપર્ક પણ નવાં નવાં નિમિત્તો લઈને વધ્યો છે. યંત્રો અને રાત્રે વીજળીના દીવા વધતાં ફુરસદ પણ વધી છે. શહેરનું સાહિત્ય ગામડાંઓમાં પણ પહોંચ્યું છે, આ સંદર્ભમાં હવે લોકની વ્યાખ્યા બદલાય છે. શહેરોમાં પણ શ્રમજીવીઓ અને મધ્યમવર્ગનો પ્રવાહ ગામડાંમાંથી જ આવે છે. આ બધાનો સમાવેશ લોકમાં જ થશે. શિષ્ટસાહિત્યનો ભોક્તા બનવાની શકિત કે ફુરસદ આજે પણ એમની પાસે પ્રમાણમાં ઓછી છે અને જીવનના તનાવો વધ્યા છે. એ બધાના જીવનનાં મૂળમાં તો પ્રાચીન-ગ્રામિણ લોક જ પડયો છે. એને પ્રાચીન લોકસાહિત્ય ગમે છે, પોતિકું લાગે છે. પણ લોકમાં આ જે પરિવર્તન આવ્યું છે એનો પ્રતિભાવ લોકસાહિત્યમાં પણ સ્પંદિત થવો જોઈએ. તળપદા ધારદાર શબ્દો, સંક્ષિપ્ત, સઘન છતાં ચોટદાર શૈલી અને સરળ પ્રવાહિતા આ બધા ગુણોથી સંપન્ન લોકસાહિત્યના વાક્ અને અર્થની વિશિષ્ટતા જાળવીને પણ લોકસાહિત્યનું જૂના ગ્રામિણ પરિવેશથી મુકત એવું નવું સ્વરૂપ આકારવું પડશે. શહેરોના પ્રેસોમાંથી ઢગબંધ છપાઈને બહાર આવતું હળવું સાહિત્ય નવા લોકજીવનને દૂષિત કરી રહ્યું છે. એમાંથી એને બચાવવા માટે આ કાર્ય તાકીદે કરવું પડશે. આ કાર્ય પણ જયમલ્લભાઈ જેવા સિદ્ધહસ્ત અભ્યાસી જ કરી શકશે પરમાત્મા 'ઊર્મિ-નવરચના'ને આ કાર્યનો પણ યશ આપો એની પ્રાર્થના કરું છું.

---

સજ્જન ગુણ સમુદ્રસા, તરતર થકકી તેણ;
અવગુણ એક ન સંભરે, રહૂં વિલંભી જેણ.

સજ્જણ મળિયાં બહુત સુખ, બીછડિયાં બેરાગ,
સજ્જણ અણ પર રખ્યિચે, જ્યોં બાંભણરે ગળ તાગ

બાંભણ પણ કબહુક મરે, તૂટ સુજાવે તાગ;
સજ્જણા અણ પર રખિઅએ (જ્યોં) શંકર રેગળનાગ.

સજ્જણ પતિયાં તબ લિખું, જબ તુમ હો વિદેશ;
તનમેં મનમેં નેનમેં, વાકો કયા સંદેશ ?

# સંસ્કૃતિ : સ્વરૂપ અને પ્રવાહો

ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી
ભો. જે. વિદ્યાભવન, અમદાવાદ

સંસ્કૃતિ એટલે શું ? માનવવિદ્યામાં એની અનેક પ્રકારની વ્યાખ્યાઓ આપવામાં આવે છે. એમાં એક બાજૂ માનવના પરંપરાગત સામાજિક વારસાથી માંડીને બીજી બાજૂ માનવની આંતરિક સંસ્કારિતા સુધીનો વિમર્શ કરવામાં આવ્યો છે.

એટલું ચોક્કસ છે કે બળ, કદ, ચાલવું, દોડવું, પકડવું, તરવું, ઊડવું વગેરે શારીરિક શક્તિઓમાં માનવ કરતાં કેટલાંક પ્રાણીઓ કુદરતી રીતે ચડિયાતાં છે. તેમ છતાં બૌદ્ધિક શક્તિનો સહુથી વધુ વિકાસ પામેલો માનવ બુધ્ધિના બળે ગમે તેવાં રાની જોરાવર પ્રાણીઓને વશ કરી શકે છે તેમજ બુદ્ધિ દ્વારા બનાવેલાં સાધનો વડે કોઈ પણ ઈતર પ્રાણી કરતાં વધુ ઝડપે ને વધુ લાંબા અંતર સુધી દોડી, તરી ને ઊડી શકે છે. એનામાં બુધ્ધિનો આ વિકાસ કુદરતી ક્રમે થયેલો છે.

દેહને પોષણ તથા પાલન માટે ઇતર પ્રાણીઓની જેમ માનવને પણ આહાર, નિદ્રા વગેરેની જરૂર રહે છે તેમજ વંશસંવર્ધન માટે એ પણ જાતીય સંભોગ તથા પ્રજનનની પ્રવૃત્તિ આદરે છે. પરંતુ વિચાર તથા વિચાર–અભિવ્યક્તિ માટે માનવમાં ભાષાનું સબળ સાધન વિકસ્યું છે. આથી એ ઈતર પ્રાણીઓની જેમ માત્ર શારીરિક હિલચાલોના પ્રદર્શન તથા અનુકરણના દૃશ્ય સાધન પર આધાર ન રાખતાં પોતાના વિચારોના વિતરણ તથા વિનિમય દ્વારા ઘણો ઘણો વિકાસ સાધી શક્યો છે.

સાંસ્કૃતિક માનવવિદ્યાનો અભ્યાસ દર્શાવે છે કે માનવ શરૂઆતમાં ભાષા પ્રયોજવાની અને ઓજારો ઘડવાની શક્તિ ધરાવતો થયો, પણ બીજી અનેક બાબતોમાં એ ઈતર પ્રાણીઓની જેમ કુદરત પર ઘણો ઓશિયાળો હતો. અગ્નિની શોધે એને પહેલાં રાની પ્રાણીઓ સામેના સંરક્ષણમાં ને આગળ જતાં કાચા કુદરતી ભક્ષ્ય પદાર્થોને સુપાચ્ય બનાવવામાં ઘણી મદદ કરી. આરંભમાં એ એક અરણ્યથી બીજા અરણ્યમાં ભમતો રહેતો ને પ્રકૃતિએ બક્ષેલ કંદમૂળ, ફળ ધાન્ય વીણીને તથા ભક્ષ્ય પ્રાણીઓનો શિકાર કરીને ઉદરનિર્વાહ કરતો.

આગળ જતાં કુદરતી રીતે ખરી પડેલા ફળના બીજમાંથી છોડ ને વૃક્ષ કેવી રીતે ઊગે છે તેના નિરીક્ષણ દ્વારા માનવને ધાન્ય-ઉત્પાદનની શક્તિ સાંપડી. હવે એ ધાન્ય–સંચાલક ન રહેતાં ધાન્ય–ઉત્પાદક બન્યો. પ્રકૃત્તિ પરના અંકુશમાં આ એનું પ્રથમ મહત્ત્વનું સોપાન છે. ધાન્ય–ઉત્પાદન માટે જમીન ખેડવાથી સરળતા રહે છે. આથી ખેડ, ખાતર અને પાણીનાં સાધન દ્વારા એણે ખેતીનો મહત્ત્વનો કસબ હાંસલ કર્યો. સાથે સાથે કેટલાંક પાળી શકાય તેવાં પ્રાણીઓને પાળીને એ પશુપાલન કરતો પણ થયો. હળ અને ધૂસરીનાં સાધન શોધાતાં એ બળદને ખેતીના કામમાં ય જોતરી શક્યો. ગોળ પૈડાના સાધન દ્વારા એને ગતિશીલ વાહનોની સુવિધા સાંપડી, પરંતુ આ સર્વ સિદ્ધિઓની સાથે એની જવાબદારી પણ વધી. ધાન્ય તો અમુક મોસમમાં જ ઉત્પન્ન થતું, આથી એનું ઉત્પાદન વર્ષભર ચાલે તેટલા પ્રમાણમાં કરવું પડતું ને એ ઉત્પન્ન થયે એને મોટા વાસણોમાં ભરી રાખવું પડતું. અને લઇને એનો પરિગ્રહ વધ્યો ને એ સાચવવા માટે એનો બાંધ્યો પગ થયો. એ ભ્રમણશીલ મટી સ્થાઈ વસવાટ કરતો થયો. આમ કૃષિ અને પશુપાલને માનવની જીવન રીતિમાં ક્રાંતિકારક પલટો આણ્યો,

માનવ હવે પર્ણકુટી બાંધી કુટુંબમાં વસતો ને પરિવારનું પાલન કરતો. સહુના સંરક્ષણ માટે એ કુટુંબો ગ્રામ (સમૂહ)માં રહેતાં. માનવ અરણ્યવાસી મટી ગ્રામવાસી બન્યો. પરંતુ સંરક્ષણ સિવાયની બાબતોમાં દરેક કુટુંબ લગભગ સ્વાવલંબી હતું. જેમકે દરેક કુટુંબ પોતાને જોઈતું ધાન્ય ઉત્પન્ન કરતું, માટીનાં વાસણ

ઘડતું, વસ્ત્રો વણતું, ઓજારો બનાવતું ને પોતાની પર્ણકુટી તૈયાર કરતું.

ઓજારો ઘડવા માટે વધુ અનુકૂળ નીવડે તેવા પથ્થરોના નવા પ્રકારોની શોધ કરતાં માનવને પથ્થર જેવા દેખાતા ધાતુના ગઠ્ઠાઓની જાણકારી થઈ. આ તદ્દન નવા પ્રકારનો પદાર્થ હતો. એના ભૌતિક ગુણોનો પરિચય થતાં માલૂમ પડયું કે એ સખત ગરમીથી ઓગળીને પ્રવાહી રૂપ ધારણ કરે છે ને ગરમી દૂર થતાં પાછું ઘન સ્વરૂપ પકડે છે જ્યારે એને ધાર્યો ઘાટ સહેલાઈથી આપી શકાય છે, ને એ પથ્થરના જેવી મજબૂતાઇ ધરાવે છે. માટી, લાકડું અને પથ્થર કરતાં ધાતુ માનવને વધુ ઉપયોગી નીવડી. પરંતુ ધાતુના ગઠ્ઠા તો ગામોના સ્થાનથી દૂર આવેલી ખાણોમાં નીચલા થરોમાંથી મહામહેનતે મેળવવા પડતા. ખાણેમાંથી ધાતુના ગઠ્ઠા મેળવવા માટે ખાણિયાઓનો, ત્યાંથી એ કાચો માલ વસ્તીવાળાં સ્થાનોએ લઈ આવનાર ગાડાખેડુઓનો અને એને ભઠ્ઠીમાં ઓગાળી એમાંથી જરૂરી ઓજારો અને હથિયારો ઘડનાર ધાતુકારોનો વિશિષ્ટ ધંધાદારી વર્ગ થયો. આ વર્ગના લોકોને પોતપોતાના કામની તજ્જ્ઞતા હતી ને તેઓને પોતાના કામમાં ઘણો સમય પ્રવૃત્ત રહેવું પડતું. આથી ગામનાં અન્ય કુટુંબો તેઓના વતી ધાન્ય, વસ્ત્રો, વાસણો વગેરે જરૂરી ચીજોનું વધારે ઉત્પાદન કરી લેતાં ને એના વિનિમયમાં તેઓની પાસેથી પોતાને જોઈતાં ઓજારો અને હથિયારો મેળવતાં. આથી માનવજીવનમાં હવે સ્વાવલંબનનું સ્થાન પરસ્પરાવલંબને લીધું ને પરસ્પર સહકાર પર અવલંબતા સામાજિક જીવનનો વધુ વિકાસ થયો. આમ ધાતુકામના હુન્નરે માનવની જીવનચર્યામાં બીજો ક્રાંતિકારક પરિવર્તન આણ્યું. એમાંથી નગરો અને નાગરિક જીવન જેને માનવવિદ્યાની પરિભાષામાં 'સભ્યતા' કહે છે તેનો પ્રાદુર્ભાવ થયો.

કુદરતી તત્ત્વો પર વધુ ને વધુ અંકુશ મેળવતા રહેવામાં ને પોતાના જીવન અંગે જરૂરી સુખ-સગવડનાં વધુ ને વધુ સાધન ઉપજાવતા રહેવામાં માનવ ઉત્તરોત્તર પ્રગતિ કરતો રહ્યો છે. ટ્રેન, સ્ટીમર, વીજળી, એરોપ્લેન, રેડિયો, ટેલીફોન, ટેલીવીઝન, સબમરીન, ટેન્ક, મિસાઈલ, અણુશસ્ત્રથી માંડીને અવકાશયાત્રા અને ઉપગ્રહસર્જન સુધીની વૈજ્ઞાનિક શોધો દ્વારા માનવ વધુ ને વધુ પ્રગતિ સાધતો રહ્યો છે. વિચારશીલ માનવ પ્રકૃતિને વશ રહી બેસી ન રહેતાં કાં તો સંસ્કૃતિ અથવા તો વિકૃતિ તરફ ગતિ કર્યા કરે છે. સૃષ્ટિના સર્જનહાર તથા પાલનહાર જેવી શકિત મેળવવા જતાં ભસ્માસુરની જેમ સૃષ્ટિના સંહારક જેવી શકિત ય મેળવતો જાય છે. ભૌતિક જીવનનું વધુ ને વધુ સંસ્કરણ કરતો જાય છે, પરંતુ માનવના આંતરિક ગુણોના સંસ્કરણ દ્વારા શાંતિ અને સલામતીનું ધ્યેય હાસલ કરવાનું ખરું લક્ષ્ય ચૂકતો જાય છે.

*

૬૨થી ચાલુ]

આવતી. જો બાળક હોય તો તેને મોટા વાસણમાં રાખીને તેને કબરમાં દાટવામાં આવતું. કયારેક તે કબરને પથ્થરની મોટી મોટી છાટો વડે ઢાંકવામાં આવતી. શબની સાથે ગામના માણસો મૃત વ્યકિતને તેના પ્રવાસમાં ઉપયોગી જણાતાં વાસણો, મણકા અને બીજી ઉપયોગી વસ્તુઓ મૂકતા.

આમ માણસ અન્ન-સંગ્રહ કરનાર ભ્રમણશીલ માનવના આદિસ્તરમાંથી ગણનાપાત્ર વિકાસના રસ્તે આગળ વધ્યો. તે પોતાનું જીવન વધારે ને વધારે સુલભ અને સુવિધાભર્યું બને તે માટે તે વધુ ને વધુ સારી વસ્તુઓ બનાવવાની નવી નવી પદ્ધતિઓ શોધવા લાગ્યો અને તેની સાથે પોતાની જીવનશૈલીને ઘાટ આપતો રહ્યો. આગળ જતાં તેણે સભ્યતાના પંથે પ્રયાણ કર્યું. તેમ છતાં તેના પાયામાં આ આદિકાલમાં પાંગરેલા લોકજીવનના ઘણા અંશો જળવાઇ રહ્યા. ભારતના વર્તમાન ગ્રામીણ લોકજીવનમાં આજે પણ એના દર્શન થાય છે.

# આદિકાળમાં લોકજીવન

ડૉ. પ્રવીણચંદ્ર પરીખ

પૃથ્વી પર પહેલવહેલો માણસ ક્યારે પ્રગટ થયો, શરૂઆતમાં એ કેવી રીતે જીવન વ્યતીત કરતો હતો, એણે સભ્યતાને પંથે કેવી રીતે પ્રયાણ કર્યું આ મુદ્દાઓ પર વ્યાપક મતભેદ પ્રવર્તે છે. ભારતના અને પ્રાચીન વિચારકોને મતે ઈશ્વરે સૃષ્ટિનું સર્જન કર્યા પછી પ્રારંભમાં પૃથ્વી પર વનસ્પતિ, વૃક્ષ, જીવ-જંતુ મનુષ્ય વગેરે બધાનું નિર્માણ કરેલું, માણસના સર્જનની તે પોતાની ઉન્નતિ કરી શકે એ માટે એને ઈશ્વર તરફથી જ્ઞાન પણ મળ્યું. પ્રારંભમાં માણસ જ્ઞાની, સભ્ય અને ઉન્નત હતો, સૃષ્ટિનો આરંભ સત્યયુગથી થયો, ત્યારે માણસ તેની સભ્યતાની ચરમ સીમાએ પહોંચેલો હતો. સમય જતાં મનુષ્ય, તેનું જ્ઞાન અને તેની સભ્યતાનો હ્રાસ થતો ગયો. ચીન, પેલેસ્ટાઈન, ગ્રીસ વગેરે પ્રાચીન દેશોમાં થયેલા અનેક પ્રાચીન વિચારકોએ પણ આદિ માનવના પ્રાદુર્ભાવની બાબતમાં આને મળતા આવતા વિચારોનું પ્રતિપાદન કર્યું હતું.

પરંતુ ગઈ સદી અને આ સદીમાં થયેલા વિદ્વાનોએ વૈજ્ઞાનિક શોધખોળો અને સંશોધનોને આધારે બીજો એક મત પ્રતિપાદત કર્યો છે. તેમને મતે પૃથ્વી પર જીવજંતુનો વિકાસ ધીરે ધીરે થયો. આજથી લગભગ ૮૦ કરોડ વર્ષો પહેલાં પૃથ્વી પર જળમાં જીવનનાં સૌ પ્રથમ ચિહ્નન પ્રગટયા. પાણીમાં રહેનારાં જીવજંતુઓમાંથી મોટાં જળચરો અને ધીમે ધીમે જમીન પર રહેનારાં અનેક પ્રાણીઓનો વિકાસ થયો. એમાં કરોડો વર્ષ લાગી ગયાં. વાનર જાતિને મળતા આવતા પૂંછડી વગરના એક પ્રાણીના વિકાસમાંથી મનુષ્યનો ઉદ્ભવ થયો, પૃથ્વી પર મનુષ્યના પ્રાગટયને હજી થોડાં લાખ વર્ષોજ વીત્યાં છે.

આ વિદ્વાનોમાં માણસ સૌ પ્રથમ ક્યાં પ્રગટયો એ બાબતમાં મતભેદ પ્રવર્તે છે. કેટલાકને મતે આ પૃથ્વીના જુદા જુદા ભાગોમાં એક સમયે સ્વતંત્ર રીતે પ્રગટયો. બીજા મતે પ્રથમ એ કોઈ એક સ્થાને પ્રગટયો અને ત્યાંથી સમગ્ર જગતમાં એનો વિસ્તાર થયો. આ બીજો મત વધારે સ્વીકારાતો જાય છે. જો કે આમાં મૂળ સ્થાન કયું એ બાબતમાં પણ મતભેદ પ્રવર્તે છે. આ મૂળસ્થાન સીરિયા, પશ્ચિમ કે મધ્ય એશિયા, ઉત્તર ધ્રુવના પ્રદેશો, આફ્રિકા અને ટંઝાનિયા હોવા અંગેના જુદા જુદા દાવાઓ થયા છે. એમાં એટલું નિશ્ચિત જણાય છે કે શરીરે વાળ વગરના પ્રાણી તરીકે માણસનો વિકાસ ઉષ્ણકટિબંધની આબોહવાવાળા પ્રદેશમાં થયેલો હોવો જોઈએ. જાવા અને ઓસ્ટ્રેલિયાની ભૂમિ સમુદ્રદ્વારા અલગ પડી એ પહેલાં આ વિસ્તારે પણ માણસના વિકાસમાં અગત્યનો ભાગ ભજવ્યો હોવાનું કહેવાય છે.

માણસનું ઉદ્ભવસ્થાન ભારત હોવાનો મત પણ પ્રવર્ત્યો છે. આ બાબતમાં પંજાબમાં આવેલી શિવાલિકની ટેકરીઓનો વિસ્તાર અને વિંધ્યની દક્ષિણે પ્રાચીન ગોંડવાણાના દક્ષિણ ભાગમાં દંડકારણ્ય વિસ્તારમાં જ્યાં વાનર (વા-નર) રહેતા એમ રામાયણમાં જણાવેલું છે ત્યાં, થયો હોવાનું-એવા બે દાવા પ્રવર્તે છે. આ બંને સ્થાનોએથી આદિ માનવોના વાપરેલા પથ્થરનાં ઓજારો પ્રાપ્ત થયા છે. પણ હજી એના કોઈ અશ્મીભૂત અવશેષ મળ્યા નથી. આમાંનો કોઈ એક મત છેવટના મત તરીકે સ્વીકારાયો નથી.

## પૂર્વ કે પ્રાચીન પાષાણ યુગ

શરૂઆતમાં જ્યારે મનુષ્ય પૃથ્વી પર પ્રગટયો ત્યારે એની અને અન્ય પશુઓ વચ્ચે ખાસ ભેદ નહોતો. તે અન્ય પશુઓની જેમ જંગલમાં રહેતો અને શિકાર દ્વારા પોતાનો ખોરાક મેળવતો હતો. પશુઓનું માંસ ઉપરાંત જંગલમાં પેદા થતાં કંદ, મૂળ ફળનો ઉપયોગ કરતો હતો. પોતાની આવશ્યકતાઓ પૂરી કરવા માટે એ કોઈ આર્થિક ઉપાર્જન કરતો નહોતો ને કેવળ પ્રકૃતિએ આપેલી વસ્તુઓ પર નિર્ભર રહેતો, આવું પ્રાકૃતિક જીવન તે હજારો વર્ષો જીવ્યો. પણ અન્ય પશુઓની અપેક્ષાએ એનું મસ્તિષ્ક મોટું હતું. તેની પાસે વિચારશકિત હતી, જે અન્ય પ્રાણીઓ

પાસે નહોતી. એને પરિણામે મનુષ્ય શિકાર કરતાં કરતાં કેવળ પોતાના હાથ પગ પર નિર્ભર ન રહેતાં પથ્થરમાંથી અનેક પ્રકારનાં ઓજારો ઘડીને એનો ઉપયોગ કરવા લાગ્યો. શરૂઆતમાં મનુષ્યનાં આ ઓજારો પથ્થર, પ્રાણીઓનાં હાડકાં અને લાકડાનાં બનેલાં હતાં. માણસ ધાતુઓનો પ્રયોગ જાણતો નહોતો. માણસ ક્વાર્ટઝાઇટ નામના કઠણ પથ્થરમાંથી પોતાનાં બરછટ ઓજારો અને હથિયારો બનાવતો. આ બરછટ ઓજારો અને હથિયારોના ઘડવૈયાને પ્રાચીન કે પૂર્વ પાષાણયુગનો માનવ (Palaeolithic Man) કહેવામાં આવે છે.

આજથી પાંચ લાખ વર્ષો પહેલાં આ પૂર્વ–પાષાણ યુગનો આરંભ થયેલો મનાય છે. લગભગ પાંચલાખ વર્ષો પૂર્વેથી શરૂ થયેલો આ પૂર્વ–પાષાણ યુગ આજથી લગભગ ૧૦ હજાર વર્ષો પહેલાં સુધી ચાલુ રહ્યો. આ યુગના અવશેષો પૃથ્વીના ઘણા પ્રદેશોમાંથી મળ્યા છે. એટલું જ નહિ આ બધાં સ્થાનોએથી મળેલાં પથ્થરનાં ઓજારો વચ્ચે વિસ્મયકારક સમાનતા પ્રવર્તે છે. એ પરથી એમ સૂચિત થાય છે કે આ પૂર્વ–પાષાણયુગની સંસ્કૃતિ પૃથ્વીના બધા પ્રદેશોમાં એક સરખી હતી અને વિવિધ પ્રદેશોમાં ભ્રમણ કરનાર લોકો સરખી રીતે પોતાની સંસ્કૃતિનો વિકાસ કરી રહ્યા હતા.

ભારતમાંથી પૂર્વ–પાષણયુગના અવશેષો મુખ્યત્વે નદીઓનાં કોતરોમાંથી મળી આવ્યાં છે, જેમકે, પંજાબમાં સિંધુને મળતી સોહન; ગુજરાતમાં નર્મદા તથા સાબરમતી, ભાદર વગેરે; મહારાષ્ટ્રમાં પ્રવરા, ગોદાવરી વગેરે. આંધ્ર, બંગાળ, બિહાર, મધ્યપ્રદેશ, મદ્રાસ, વગેરે પ્રદેશોમાંથી પણ અવશેષ મળ્યા છે.

ભારતમાં ઉપલબ્ધ થયેલાં ઓજારો અને હથિયારોમાં હાથ–કુહાડીઓ, બાણનાં ફળાં, ભાલા, ફેંકવામાં કામ આવે એવા મોટા ગોળ પથ્થર, વસ્તુઓ કાપવામાં કામ આવે તેવાં સાધનો, છરીઓ, હથોડા, દેવતા પાડવા માટેનાં ચકમક પથ્થર વગેરેનો સમાવેશ થાય છે. આ ઓજારો અને હથિયારો મુખ્યત્વે ક્વાર્ટઝાઇટ (quartzite) નામના પાષાણ પડમાંથી બનેલાં છે. ક્યારેક એ ક્વાર્ટ્ઝ, બસાલ્ટ અને ઘટ્ટ રેતિયા પથ્થર વગેરેમાંથી બનેલાં પણ મળે છે.

હથિયારો અને ઓજારોને ઘડવાની માણસે હુન્નર કલા કેળવી હોવાનું જણાય છે અમુક પ્રકારનાં ઓજારોમાં એક બાજુએથી ધીમે ધીમે પતરીઓ પાડીને મુખ્ય ગાભા (core)ને કોર કે ધાર બનાવેલી છે, જ્યારે બીજો ભાગ આણઘડેલો કે ગોળ હોય છે તેથી એ ભાગ તેને હાથમાં પકડતાં ફાવે છે. બીજાં ઓજારો જાડી કે પાતળી પતરીઓ (flake) નાં સ્વરૂપનાં છે, જેનો મુખ્યત્વે ઝાડની છાલ કાઢવા કે સાફ કરવા, બાણોનાં ફળાં તરીકે વગેરે માટે ઉપયોગ થતો.

ભારતના આદિમાનવે કેવળ પથ્થરનાં જ ઓજારો બનાવ્યાં હતાં એવું નથી. તે હાડકાં લાકડાના અને હાથીદાંતના ઓજારો પણ બનાવતો હતો, પરંતુ કાળબળે એ ઓજારો નાશ પામી ગયા હોવાથી તેમના અવશેષો ઉપલબ્ધ થતા નથી.

## નૂતન પાષાણ યુગ

માણસને પોતાની આસપાસની પરિસ્થિતિનું વધારે ને વધારે જ્ઞાન થતું ગયું તેમ તેમ તે વધારે ને વધારે સગવડતાભર્યું જીવન જીવવાની આકાંક્ષા સેવતો થયો. સંખ્યાબંધ શોધખોળોએ તેની જીવન શૈલી બદલી નાખી. એમાં સૌથી મોટી શોધ ખેતી. તેને લાગ્યું કે જમીનમાં બી વાવવાથી અને પાણી પાવાથી તેનો છોડ ઊગશે. ખેતીની શરૂઆત એ ઘણી અગત્યની શોધ હતી, કારણ, હવે તેનાથી આદિ માનવને ખોરાકની શોધમાં એક સ્થળેથી બીજે સ્થળે ભટકવું પડતું હતું એ બંધ થયું. હવે તે તેના ખોરાકનું ઉત્પાદન કરવા લાગ્યો. હવે તે ભટકતું જીવન બંધ કરીને એક સ્થળે ખેડૂત તરીકે રહેતો થયો. ભારતમાં માણસની જીવનશૈલીમાં આ ફેરફાર બધે સ્થળે જુદા જુદા સમયે આવેલો હોવાનું જણાય છે, પણ તે આજથી લગભગ પાંચ–છ હજાર વર્ષો પૂર્વેનો હોવાનું જણાય છે.

કેટલાંક જંગલી પશુઓને પાળી શકાયાં એ પણ આ કાળની મોટી શોધ છે. માણસ તેમને પાળી શક્યો અને તેને પોતાનાં પ્રયોજનો સિદ્ધ કરવામાં વાપરી શક્યો. દા. ત. જંગલી બકરીઓને મારીને કેવળ તેમનું

માંસ ખાઈ શકાતું, પણ પાળેલ બકરીઓ દરરોજ દૂધ આપતી, તેને ગર્ભાધાન કરાવીને વધારે બકરીઓ મેળવી શકતી અને શિકારે ગયા વગર જરૂર પરે તેને ખાઈ પણ શકાતી. કૂતરા પાળવા પણ માણસ માટે મદદ કારક નીવડયા. સંભવત: કૂતરા, બકરી અને ઘેટું પ્રથમ પાળેલાં પશુઓ હતાં. હળ કે ગાડું ખેંચવામાં પણ માણસને આ પ્રાણીઓ મદદ રૂપ બનતાં.

## ધાતુની શોધ : તામ્ર પાષાણ યુગ

આદિ માનવ જ્યારે સ્થિર થઈને તેનો ખોરાક ઉગાડવા લાગ્યો ત્યારે તેને સર્વપ્રથમ જમીનને સાફ કરવાં છોડવા અને વૃક્ષો કાપવાની જરૂર પડી. અહીં તેને બે પ્રાચીન શોધો ઉપયોગી નીવડી. એ પોતાની પથ્થરની કુહાડીઓથી તેમને કાપતો અને પાછળથી ઠુંડાઓને અગ્નિથી બાળતો જેથી જમીન સાફ થઈ ખેતી માટે ઉપયોગી બનતી. પણ પથ્થરની કુહાડીથી ઝાડ કાપવાં એ ઘણું કપરું કામ હતું. સદનસીબે એક બીજી શોધે મોટાં વૃક્ષો કાપવાં સરળ બન્યાં. આ શોધ તે ધાતુ છે. આ શોધની શરૂઆત તાંબાથી થઈ. આ ધાતુમાં રૂપક્ષમતા અને ટકાઉપણું બંને હતાં. પાછળથી તાંબાને બીજી ધાતુઓ સાથે ભેળવવામાં આવી. દા. ત. કલાઈ કે જસત સાથે સીસું મેળવીને કાંસું બનાવવામાં આવ્યું. આ શોધ કેવી રીતે થઈ, ધાતુનો પહેલો ગઠ્ઠો કેવી રીતે મળ્યો, તેને પીગળીને કેવી રીતે ઓજાર બનાવવામાં આવ્યાં તે જાણવા મળ્યું નથી. ધાતુની છરીઓ અને કુહાડીઓ પથ્થરનાં ઓજારો કરતાં ઘણાં તીક્ષ્ણ અને કામયાબ રહ્યાં. હવે પથ્થરની સાથે તાંબુ કે કાંસાનો વપરાશ થતાં આ યુગને તામ્રયુગ, કાંસ્યયુગ કે તામ્રપાષાણ યુગ કહેવામાં આવ્યો. ભારતમાં ઘણાં સ્થાનોએથી તાંબા કે કાંસાની કુહાડીઓ અને છરીઓ મળેલ છે. બ્રહ્મગિરિ (માયસોર પાસે) અને નવડાટોલી (નર્મદા) આ પૈકીનાં મહત્ત્વનાં સ્થાનો છે.

પૈડાની શોધ પણ ઘણી ઉપયોગી થઈ. તે કોણે ક્યારે શોધ્યું તે કોઈ જાણતું નથી. પણ તેની શોધે માનવ જીવનને વધારે વિકસિત સ્તરે લાવી મૂક્યું. આજે પણ પૈડું ઉપયોગી છે અને તે નાનામાં નાના કાંડા ઘડિયાળથી માંડીને મોટા રેલ્વે એન્જિનો સુધીમાં પ્રયોજાય છે. પૈડાની શોધે જીવનને ઘણી ઘણી રીતે સરળ બનાવી આપ્યું. દા. ત. પૈડાના પ્રયોગ પહેલા માણસ એક સ્થળેથી બીજે સ્થળે ચાલીને કે સવારી કરીને જતો, હવે તે ગાડું બનાવી શક્યો, જે પશુઓ દ્વારા ખેંચી શકાય અને એમાં એક સાથે અનેક માણસો એક સ્થળેથી બીજે સ્થળે જઈ શકે. પૈડાએ અગાઉ જેમને ખસેડી શકાતા નહોતા તેવા ભારે વજનના પદાર્થોને પણ ખસેડવા સરળ બનાવ્યા. વધારામાં પૈડાના ઉપયોગે વાસણો બનાવવામાં વધુ સુગમતા કરી આપી.

હવે આદિ માનવ વધુ સમાજજીવન જીવવા માટે સજ્જ થયો. ભટકતા સમૂહો હવે એક સ્થળે સ્થિર થયા. ગામો બાંધ્યાં. ત્યાં પોતાને માટે ઝૂંપડીઓ બાંધી, જવ, ચોખા, અને ઘઉં ઉગાડયા અને બકરાં તેમજ અન્ય પશુઓ પાળવા લાગ્યા. આ પ્રાચીનતમ ગામ કે ગ્રામવાસી સમુદાયો હતા. તેઓ સમગ્ર ભારતમાં છવાયેલા હતા. પણ મુખ્યત્વે નદી કિનારે અને જ્યાં વધુ અનાજ ઉગી શકે તેવા ફળદ્રુપ સપાટ મેદાનોમાં વસેલા હતા. પુરાતત્વવિદોએ આવાં ગામોના ઘણા અવશેષો શોધી કાઢયા છે.

આ ગામડાંઓ નાનાં હતાં અને ઝૂંપડીઓ એક બીજાની લગોલગ હતી. નજીક નજીક રહેવાથી જ જંગલી પ્રાણીઓથી ગામનું રક્ષણ કરવું સરળ બને. ઝૂંપડીના વિસ્તારને ફરતી સંભવત: કાં તો માટીની દીવાલ કરીને અથવા તો કોઈ કાંટાળા ઝાડની વાડ કરીને રક્ષતા. ખેતરો એ વાડની બહાર ફરતાં ગામ હંમેશા ખેતરો કરતાં ઊંચી જમીન પર બાંધવામાં આવતું. ઝૂંપડીઓ પરાળના છાવણવાળી અને સાધારણ રીતે એક ઓરડો ધરાવતી. થાંભલાનો ઉપયોગ થતો, જેની સાથે ડાળીઓ અને પરાળ જોડીને ઝૂંપડીનું ચોકઠું તૈયાર થતું. ઝૂંપડીમાં અગ્નિ પેટાવેલો રખાતો જે રસોઈમાં કામ આવતો અને તેની આસપાસ રાત્રે કુટુંબના સભ્યો સૂઈ રહેતા.

હવે ખોરાક કાચો નહિ, પણ રાંધીને ખવાતો. માંસને અગ્નિ પર શેકવામાં આવતું. બે પથ્થરો વચ્ચે

અનાજને શખીને તેનો લોટ પાડવામાં આવતો અને તેના રોટલા બનતા. વધારાના અનાજને મોટી કોઠીઓમાં સંગ્રહી રાખવામાં આવતું. રસોઇ માટે વાસણોની જરૂરિયાત ઊભી થઈ. આ વાસણો પહેલા માટીનાં અને પછી ધાતુનાં બનવા લાગ્યા. શરૂઆતમાં સ્ત્રીઓએ માટીના ઘડા, વાટકા, તાસકો હાથે બનાવ્યા અને તેને સૂર્યના તડકામાં સૂકવ્યાં. પાછળથી એ સુકાઇ ગયેલ માટીના વાસણોને ભઠામાં પકવવાથી તેમાં પાણી ભરવથી તે ઓગળી ન જાય એવા પાકટ બન્યા. તે પછી જયારે પૈડાનો પ્રયોગ થવા માંડયો ત્યારે પૈડા(ચાક) પર વાસણો બનાવવાં સુગમ થઇ ગયાં. આજે પણ એ રીતે ગામડાંઓમા વાસણ બને છે. તામ્રપાષાણ યુગના કુંભારો તેમના પાણી ભરવાના પાત્રોને સુંદર ભાત વડે સુશોભિત કરતા.

તામ્રપાષાણ યુગનો માણસ ઘરેણાં અને સુશોભનોનો શોખીન હતો હવે જીવન જંગલી પશુઓ કે ખરાબ હવામાન સામે લડનારું રહ્યું ન હોતું. તેથી તેની પાસે આનંદ કરવા માટે સમય ફાજલ પડતો. તેણે પોતાના માટે અને સ્ત્રીઓ માટે ઘરેણાં બનાવ્યા સ્ત્રીઓ શંખ, છીંપલાં તેમજ હાડકાંના ઘરેણાં પહેરતી અને સરળ રીતે બનાવેલ કાંસકીથી માથું ઓળતી. ચામડાં, વૃક્ષોની છાલ, પાંદડાં હવે લાંબા સમય સુધી કેવળ પોશાક તરીકે ચાલે નહિ. માણસે કપડાં બનાવવા માટે કપાસમાંના રૂ ને કાંતવાની અને વણવાની કલા હસ્તગત કરી. ફુરસદનો વખત આનંદ પ્રમોદમાં વીતાવવામાં આવતો.

માણસે જયારે ગ્રામસમુદાયમાં રહેવા માંડયું અને ભ્રમણશીલ જીવન બંધ કર્યું ત્યારે તેની સાથે તે પોતાને યોગ્ય લાગે કે ગમે તે રીતે વર્તવા સ્વતંત્ર ન રહ્યો વર્તનના નિયમો ઘડવા આવશ્યક બન્યા. અન્ય કુટુંબો અને બીજા સમૂહો સાથે રહેવાનો અર્થ એ થાય કે ગામમાં કોઈ પ્રકારનો કાયદો અને વ્યવસ્થા પ્રવર્તનાં હતા. દરેક માણસનું શું કામ તે નકકી કરવાની સૌ પ્રથમ મુખ્ય બાબત હતી. કેટલાક માણસો ખેતરોમાં જતા જ્યારે બીજા કેટલાક પશુઓની દેખભાળ રાખતા, કે ઝૂંપડીઓ બાંધતા અને ઓજારો તથા હથિયારો બનાવતા. કેટલીક સ્ત્રીઓને કપડાં માટે સૂતરકાંતવાનું અને વણવાનું હતું, જયારે બીજી વાસણો બનાવતી, ખોરાક રાંધતી કે બાળકોની સંભાળ-રાખતી. કોણે કયું કામ કરવું તેનો નિર્ણય સમગ્ર ગામ લેતું. આ બધો વખત ગામમાં કોઈ એક આગેવાન રહેતો, જે આજ્ઞાઓ આપી શકે. સાધારણ રીતે ગામને જેના ડહાપણમાં વિશ્વાસ હોય તેવો વૃદ્ધજન આગેવાન ગણાતો પરંતુ કેટલીકવાર સૌથી મજબૂત અને બહાદુર માણસ પણ નેતા બનતો.

આ સમયે લોકોને જીવનની કેટલીક બાબતો ગુંચવણમાં નાખી દે એવી હતી. સૂર્ય દરરોજ સવારે કેમ ઊગે છે અને સાંજે કેમ આથમે છે? ઊંઘ અને સ્વપ્નાં, જન્મ, ઉછેર અને મૃત્યુ તેને માટે કોયડા રૂપ હતા. વર્ષે વર્ષે એકની એક ઋતુઓ શા માટે ફરી ફરીને આવે છે, માણસનું મરી ગયા પછી શું થાય છે? આ બધા પ્રશ્નો તેમને સતાવતા. તેઓ ગાજવીજ અને ધરતીકંપથી ડરતા. કારણ, આ બધાની પાછળનાં કારણોની તેમને જાણ નહોતી. કેટલાક વધારે વિચારશીલ માણસોએ આ કોયડાઓના પોતાને સૂઝતા ઉકેલ આપ્યા સૂર્યને દરરોજ આકાશમાં પ્રવાસ કરવા દેતો આકાશ દેવ હતો. એક માતા જેમ પોતાનાં બાળકોને ખવડાવે તેમ પૃથ્વી માણસોને પાક અને વનસ્પતિથી ખવડાવતી. સૂર્ય દરરોજ ઊગે છે અને પૃથ્વીએ પાક નિયમિત ધારણ કરે જ છે આથી આકાશદેવ અને પૃથ્વીમાતાને મંત્રો અને બલિથી ભજવા જોઈએ એવી માન્યતાથી પ્રેરાઈ પૃથ્વી માતાની માતાજી સ્વરૂપે માટીની નાની નાની પૂતળીઓ બનાવી. તેની વ્યાપક પૂજા થવા લાગી. વળી કેટલાક માણસો 'માંત્રિક માણસ' (ભૂવા) બન્યા અને તેઓ હવામાન પર કાબૂ ધરાવી શકે છે, બિમારીઓનો ઈલાજ કરી શકે છે અને લોકોને ઈજાઓમાંથી ઉગારી શકે છે એવો દાવો કરવા લાગ્યા. સમય જતાં સમગ્ર સમુદાય વતી બલિ આપી શકે અને મંત્રો ગાઈ શકે એવા પુરોહિતોના સમૂહનો ઉદય થયો.

મૃત્યુ એ એવી અન્ય દુનિયાનો પ્રવાસ છે જયાથી કોઈ પાછું આવતું નથી એમ મનાતું હોવાથી જયારે કોઈ પુરુષ કે સ્ત્રી મૃત્યુ પામતી તો તેને કબરમાં દાટવામાં

[અનુ. પૃ. ૫૮

# આર્યોના કે અસુરોના કોના વંશજ આપણે?

છો. મ. અત્રિ

'ઊર્મિ-નવરચના'ના ધર્મ-સાધના અંક (ઓકટોબર-નવેમ્બર-૧૯૭૩)માં પ્રસિદ્ધ થયેલા મારા લેખમાં સિન્ધુ સભ્યતા અસુરોની હોવાનો સંભવ મેં વ્યક્ત કરેલો. લોથલના ઉત્ખનક શ્રી રાવના પ્રકાશનનો ઉલ્લેખ એ લેખને અંતે કર્યો હતો. શ્રી રાવના કેટલાક તારણોનો સાર જોઈએ જઈએ.

૨. સિન્ધુ સભ્યતાધારકો, નૃવંશશાસ્ત્રની દૃષ્ટિએ, કોઈ એક માનવવંશના નહોતા. કોઈ એક ધર્મ-મતાવલંબી પણ નહોતા. વિવિધ ધાર્મિક માન્યતાઓ ધરાવતા હતા. લોથલવાસીઓ ઘરમાં અને જાહેરમાં યજ્ઞો કરતા હતા. યજ્ઞમાં પશુબલિ આપવાની પ્રથા શરૂઆતમાં હતી, પાછળથી બંધ થઇ ગયેલી. વૈદિક આર્યો શબને ભૂમિદાહ આપતા હતા, પરંતુ પાછળથી તેમણે અગ્નિદાહની પ્રથા અપનાવી હતી. અગ્નિદાહ આપતી વખતે જીવબલિ આપતા હતા. હરપ્પા અને લોથલવાસીઓ શબને ભૂમિદાહ આપતી વખતે બકરીનો બલિ આપતા હતા. લોથલમાં સતીપ્રથા હોવાનો સંભવ છે. હોય તો પણ એ પ્રથા પાછળથી બંધ થઈ ગઈ હતી. અસુરો સતીપ્રથામાં માનતા હતા. એ પ્રથા આર્યો પ્રતિકાત્મક રીતે પાળતા હતા. સિન્ધુ સભ્યતાધારકોની આપણને સૌથી મોટી દેન છે યોગશાસ્ત્ર-ની. ગ્રીઅર્સનના કહેવા મુજબ આર્યોના બે ધાડાં બે જુદા જુદા સમયે ભારતમાં આવેલાં : પ્રથમ આવનાર પંજાબમાં રહ્યા, સિન્ધુઘાટી તરફ ક્રમશ : આગળ વધ્યા અને કદાચ સૌરાષ્ટ્ર સુધી ફેલાયા. પાછળથી આવનારા પંજાબમાં પ્રથમથી આવી જનારા સાથે સંઘર્ષમાં ઊતરી ને ગંગાયમુના-દોઆબમાં ફેલાયા. પ્રથમથી આવનારા સપ્ત સિન્ધુપ્રદેશમાં સ્થાનિક લોકો સાથે છુટથી ભળી ગયા હતા અને પરિણામે સ્વધર્મ અને સ્વભાષાની વિશિષ્ટ ખૂબીઓ ખોઈ બેઠા હતા. પાછળથી આવનારા આથી તેમને "અસુર" અને મૃધ્રવાચ (વિકૃત ભાષાવાળા) કહીને તિરસ્કાર કરતા હતા. શતપથ બ્રાહ્મણમાં એવા અનેક ઉલ્લેખો છે કે દેવો અને અસુરો એક જ ગોત્રના હતા અને તેમની વચ્ચે વિવાહસંબંધો હોવાથી સાંસ્કૃતિક આદાન-પ્રદાન થતું હતું ઋગ્વેદ (૧૦-૧૫૧-૩) ના મતે અસુરોની ઉચ્ચ શક્તિઓ તરફ દેવોને માન હતું. શતપથ બ્રાહ્મ (૧-૨-૫-૧) નોંધે છે કે પાછળથી ઈન્દ્રે હજારો અસુરોને મારી નાખ્યા હતા! પ્રથમ આવનારા પ્રાગ્વૈદિક આર્યો એટલે અસુરો. પછી આવનારા વૈદિક આર્યો એટલે દેવો. સિન્ધુ સભ્યતાધારકોમાં પ્રાગ-વૈદિક આર્યો, અસુરોનો પણ સમાવેશ થાય છે. એ લોકો ભટકતું જીવન ગાળનારા નહિ, પરંતુ નગર-વાસીઓ હતા.

૩ મલયાલમભાષી વિદ્વાન વેટ્ટમ મણી પોતાના "પૌરાણિક વિશ્વકોષ"માં "આર્ય" શબ્દ માટે કવિ વલ્લતોલ કૃત "ઋગ્વેદ સંહિતા"ના પ્રસ્તાવના લેખક સરદાર પનિકરને ટાંકતાં કહે છેઃ ઋગ્વેદ ખેતી-વાડીને ખૂબ મહત્ત્વ આપે છે. આર્યો ભારતમાં પ્રથમવાર આવ્યા ત્યારે સારી પેઠે પશુધન ધરાવતા હતા. તેઓ ચીજવસ્તુની અદલાબદલી મારફત વેપાર કરતા હતા. ચર્મ, કાષ્ટ, ધાતુ, કાપડ વણાટ આદિનો ઉદ્યોગ પણ કરતા હતા. લોહનો ઉપયોગ કુશળતાપૂર્વક કરતા હતા. તેઓ સમુદ્રયાત્રી નહોતા, તેમની વસાહતોના એકમ ગ્રામ, વિષય અને જન હતા. પંચજન, યદુજન, ભારતજન આદિ "જન"ના દાખલા છે. વિશ્વામિત્ર અને વસિષ્ઠ ભારતોના ધર્મ-ગુરૂ - મુકત - રાજાની તિ-સલાહદાના હતા. આર્યો કુભાતટથી રવાના થઈ યમુનાતટે આવ્યા ત્યાં સુધીનું વર્ણન ઋગ્વેદમાં છે. ઋગ્વેદ એટલે આર્યોનો ઈતિહાસ. તેઓ ગંગાતટે આવ્યા એટલે ઋગ્વેદ પૂરો થયો. સિન્ધુ નદી વટાવ્યા પછી તેમને દસ્યુઓનો સામનો કરવો પડયો. દસ્યુઓ આર્યો કરતાં ચઢિયાતી સંસ્કૃતિ ધરાવતા હતા. એકેક દસ્યુ નૃપ સો-સો ગામ ઉપર

શાસન ચલાવતો હતો. તેમના કિલ્લા મજબૂત હતા. આર્યો એ કિલ્લાઓને અશ્વમયી, આયસી અને શત-ભુજી કહેતા. આર્યોના મુખ્ય પ્રતિસ્પર્ધી પણિઓ હતા. નિરૂક્તકાર યાસ્કે પણિઓને વ્યાપારી તરીકે ઓળખાવ્યા છે. દસ્યુ રાજાઓમાં શંબર આદિ મુખ્ય હતા. દસ્યુઓના અનેક વર્ગોમાં શિમ્યુ, કીકટ, શિગ્રુ અને યક્ષુ વધુ શક્તિશાળી હતા. તેઓના વાન શામળા અને નાક ચપટાં હતાં. તેઓ કદાપિ યજ્ઞ–યાગ નહોતાં કરતા. ઈન્દ્રને ભજતા નહિ. મૂર્તિપૂજક હતા તેથી આર્યો તેમને શિશ્નદેવ કહેતા હતા. તેમની પાસેથી આર્યો શિવ, દેવી અને લિંગની પૂજા શીખ્યા હતા. આ ઉપરથી જણાય છે કે દસ્યુઓ દ્રવિડ લોકોની જાતિના હતા. આ હિંમતબાજ અને સભ્ય શત્રુઓને જીતીને આર્યો યમુનાતટે પહોંચ્યા ત્યાં સુધીમાં પોતે જ સંપૂર્ણ બદલાઈ ગયા હતા. યમુના અને ગંગાની વચ્ચેના પ્રદેશમાં આ આર્યો (ભરતો) વસી ગયાં. ગંગાની પૂર્વ વસતા દસ્યુઓ જોડે તેમણે મૈત્રીભાવ કેળવ્યો. પરંતુ જે આર્યો પંચનદ પ્રદેશમાં વસતા હતા તે પોતાનાં (ભરતોનાં) કરતાં વધુ શક્તિશાળી હોઈને રખેને પોતાનો પ્રદેશ પડાવી લે એવા ડરથી તેમને શુતુદ્રી (સતલજ) ને પેલે પાર જ રાખવા ભરતો સતત પ્રયત્નશીલ રહેતા. એમાંથી દાસરાજ્ઞ યુદ્ધ થયેલ. આ યુદ્ધમાં સામસામાં પક્ષે આર્યો જ હતા. સુદાસ તરફી આર્યોનો વિજય થયો. યુદ્ધો બંધ થયાં. આર્યોએ દસ્યુઓ સાથે હાથ મિલાવ્યા. ત્યારબાદની ઋગ્વેદની પ્રાર્થના આર્યો અને દસ્યુઓ બંનેને શત્રુઓથી બચાવવા માટે થતી હતી. કયા દેવને પ્રાર્થતા એનો ઉલ્લેખ ઋગ્વેદમાં નથી. પરંતુ, મોહન–જો–દડોમાંથી મળેલ મહાયોગીની અને દેવીની પૂજાના અણુસાર આ પરિવર્તનના પુરાવ રૂપ છે.

૪. ઉપર્યુક્ત વિદ્વાનોના તમામ વિધાનો કે તારણોની સમીક્ષા કરવાનું અત્રે અભિપ્રેત નથી. એટલું કહેવું બસ થશે કે સરદાર પણિકર જેમને દસ્યુ કહે છે એ વર્ગના રાજા શંબરની ગણના જાણીતા અસુર રાજાઓમાં થાય છે. શ્રી રાવના મત મુજબ અસુરો એટલે ભારતમાં પ્રથમ આવનાર પ્રાગ્વૈદિક આર્યો. સરદાર પણિકરે આર્યોની જે વિગતો આપી છે, તે પ્રાગ્વૈદિક અને વૈદિક એમ બંને આર્ય સમૂહોને લાગુ પડે છે, પરંતુ શ્રી રાવના તારણને ધ્યાનમાં લઈએ તો પ્રાગ્વૈદિક આર્યો ઉર્ફે ભરતો ઉર્ફે અસુરોને વધારે લાગુ પડે છે. અસુરોના કિલ્લા સંબંધી શ્રી પણિકરનો ઉલ્લેખ સિન્ધુ સભ્યતાકાલીન કિલ્લાઓને લાગુ પડે છે, પરંતુ દસ્યુઓ યજ્ઞયાગ નહોતા કરતા. અસુરો અને સિન્ધુસભ્યતાધારકો કરતા હતા ! દસ્યુ એટલે અસુર એવું સમીકરણ કરીએ તો બંનેમાં નૃવંશીય લક્ષણો વચ્ચે મેળ નથી મળતો ?

૫. ઉપર જણાવેલા વિરોધાભાસના મૂળ આર્ય-અસૂરાદિ શબ્દોને આ ણે જાતિ – ધર્મ – વાચક માની લીધા એમાં છે., વૈદિક ૠષિ તો જગત સર્વને "આર્ય" કરવા માગતા હતા તેથી એ શબ્દો ગુણવાચક હોઈ શકે. આપણાં પ્રાચીન સાહિત્યને શું અભિપ્રેત છે તે જોઈએ.

૬. મહાભારતના આદિપર્વના ૬૫ મા અધ્યાયમાં બ્રહ્માના માનસપુત્રોનાં નામ આપ્યાં છે : મરીચિ, અંગિરસ, અત્રિ, પુલસ્ત્ય, પુલહ અને ક્રતુ. શાંતિપર્વના ૨૦૮મા અધ્યાયમાં બ્રહ્માના જે સાત પુત્રો સપ્તર્ષિ કહેવાયા તેમનાં નામ આપ્યાં છે. તેમાં છ નામ ઉપરવાળાં, સાતમા વસિષ્ઠ. વાલ્મીકિ રામાયણના ૧૪મા સર્ગ મુજબ કશ્યપ બ્રહ્માના પુત્ર, મહાભારત મુજબ મરીચિના પુત્ર, ભૃગુ પણ બ્રહ્માના પુત્ર મનાય છે. ભૃગુના પુત્ર કે પૌત્ર શુક્રાચાર્ય. બ્રહ્માથી ૧૫મી પેઢીએ થયા વિશ્વામિત્ર. બ્રહ્માથી બીજી પેઢીએ થયેલા બૃહસ્પતિની બેન વરસ્ત્રીના પુત્ર વિશ્વકર્મા. તેમના પિતા પ્રભાસ વસુ. વિશ્વકર્મા પ્રજાપતિ પણ હતા તેમ છતાં વસુપુત્ર હોવાને કારણે ગણાય અસુરકુલોત્પન ! અને છતાંયે ૩૩–કોટિ દેવગણમાં વસુઓની પણ ગણના થાય એ હિસાબે વિશ્વકર્મા દેવકુલોત્પન્ન પણ થયા ! વિશ્વકર્માના પાચ પુત્રોમાંથી એક રૂદ્ર. વિશ્વકર્માને રૂદ્ર નામના એક નહિ પરંતુ રૂદ્ર વર્ગના ૧૧ પુત્રો હતા એવી માન્યતા પણ છે. સામે પક્ષે, વિખ્યાત એકાદશ રૂદ્રો બ્રહ્મામાંથી પ્રગટ થયેલા હતા ! તે દરેક ના બબ્બે નામ મળે છે. નામ થયાં ૨૨ તેમાંથી ૮ નામ તો વિશ્વકર્માના ૧૧ રૂદ્રોના ૧૧ પૈકીનાં જ છે ! બ્રહ્માથી ચોથી પેઢીએ થયા રાવણ. તેમનાં માતા

કૈકસી બ્રહ્માથી છઠ્ઠી પેઢીએ જન્મેલાં. અષ્ટવસુ કેટલાક પુરાણોના મતે કશ્યપન. અને કેટલાંકના મતે ધર્મદેવના પુત્રો હતા. તેમનાં માતા વસુ દક્ષકન્યા હતાં. કશ્યપને ત્રણ પત્નીથી ત્રણ વર્ગની પ્રજા થઈ. અદિતિના દેવતા, દિતિના દૈત્યો અને દનુના દાનવો. એમાંથી દૈત્યો અને દાનવો સંયુકત રીતે અસુર તરીકે ઓળખાતા જાણીતા અસુરોમાં પ્રહ્લાદ, શિબિ, બલિ, બાણ, શંબર. પુલોમા, કેશી, ગર્ગ, વૃષપર્વા, વિરૂપાક્ષ, સૂર્ય, ચન્દ્ર, અને ચન્દ્રમસની ગણના થાય છે. અદિતિને પણ "સૂર્ય" નામનો પુત્ર હતો. વિશ્વકર્માની પુત્રી સંજ્ઞા સાથે સૂર્યના લગ્ન થયેલાં. સંજ્ઞાને અને એની દાસી છાયાને સૂર્યથી ત્રણ-ત્રણ સંતાનો થયાં હતાં તેમાંથી બંનેના એકેક પુત્રનું નામ મનુ. જેમનો હાલ મન્વન્તર ચાલે છે તે વૈવસ્વત મનુ? ૩૩ કોટિ દેવોના વર્ગ, પેટા-વર્ગ અને પુનઃ પેટાવર્ગમાં આદિત્યો, વિશ્વદેવતા, વસુઓ, રૂદ્રો, વિદ્યાધરો; ગંધર્વો, અપ્સરાઓ, કિન્નરો, કિંપુરૂષો, નાગો, કિન્નરો, પિશાચો, સિધ્ધો, કુષ્માંડો; ભૂતો, વેતલો, લોકપાલો, લિપિકો, કુબેરાદિ ભુદેવતા, વરૂણાદિ જલદેવતા, વાયુ આદિ અગ્નિદેવતા અને ઈન્દ્રાદિ આકાશ દેવતાનો સમાવેશ થાય છે. કંટાળી ગયા? બસ, હવે મને ઉપર્યુકત આટાપાટામાંથી આર્યો, અસુરો, દેવો આદિ જુદા પાડી આપો અને કયા મનુના આપણે સંતાનો છીએ એ નિઃશંકપણે નકકી કરી આપો.

૭. જે લોકો બ્રહ્મા કે શિવના ઉપાસકો હોય, યજ્ઞ-યાગ, ઘરમાં અને જાહેરમા પણ કરતા હોય, વેદમંત્રો જાણતા હોય, સ્વસ્તિક અને પીપળાને પવિત્ર માનતા હોય, ગો-વંશના પૂજક હોય, યોગ-સાધના કરતા હોય, જેમનો સ્ત્રી-વર્ગ કરમાં કંકણ પહેરતો હોય, કપાળમાં ટીકો કરતો હોય, આંખોમાં મેશ આંજતો હોય, જેમના જીવનમાં જળનું ખૂબ મહત્ત્વ હોય, ઘરમાં સ્નનાલય હોય પણ શૌચાલય ન જ હોય, તે લોકોને આપણે આર્ય કહીશું કે નહીં? સિન્ધુ સભ્યતાના ધારકો આ તમામ ગુણો ધરાવતા હતા, પરંતુ હતા અસુરો કે દસ્યુઓ? તેમના હાડપિંજરોનો અભ્યાસ કરીને નૃવંશશાસ્ત્રીઓ કહે છે કે મોહન-જો-દડો, હરપ્પા અને લોથલના વાસીઓ જે માનવવર્ગના હતા એ જ વર્ગના આજના સિન્ધીઓ, પંજાબીઓ અને ગુજરાતીઓ છે.

આર્યોના કે અસુરોના
કોના વંશજ આપણે?

*

પૃ. ૬૩થી ચાલુ]

-ગીતો તેમ રાસડા અને રાજિયા-પરજિયાના રૂપનું -અરે, જૂનું અને પ્રસંગે પ્રસંગે નવું નવું રચાયે ગયેલું અને રચાયે જતું પણ-વિપુલ પ્રમાણમાં છે. આપણા સમૃધ્ધ ગઢવીઓ -ભાટો (બ્રહ્મભટ્ટો),ચારણો - બધાય 'બારોટો' (પ્રા. વારહટ્ટ, સં. દ્વારભટ્ટ) પાસે અને સમાજમાં પણ પડેલું માત્ર લોકજીભે વહેતું હતું. આ રફતે રફતે મેળવી પ્રસિધ્ધ કરવાનો પ્રશસ્ય પ્રયત્ન પાઠક -રાયચૂરા મેઘાણી-અડાલજા અને એમને પગલે પગલે અનેક સંશોધકો દ્વારા સામયિકોમાં તેમ ગ્રંથાકારે થયો છે- થતો રહ્યો છે. આણે આપણા સમગ્ર લોકસાહિત્યની વિશાળ સમૃધ્ધિનો ખ્યાલ આપ્યો છે. આપણો દીર્ઘકાલીન સમાજ આ સમગ્ર સાહિત્યમાં મૂર્ત થયેલો-ધબકતા પ્રાણવાળો-અનુભવાય છે, પણ એનો પ્રામાણિક અભ્યાસ હજી જોઈયે તેવી ગતિથી શરૂ થયો નથી. સામાજિક, ધાર્મિક રાજકીય વગેરે અનેક પાસાં આ સાહિત્યમાં સજીવ છે, એને બહાર લાવવાને માટે તરવરિયા જુવાન સંશોધકોએ બહાર આવવાની આ યુગની તાતી માંગ છે.

# ગુજરાતી લોકસાહિત્યનાં મૂળ

મ. મ. અધ્યા. કેશવરામ કા. શાસ્ત્રી, 'વિદ્યાવાચસ્પતિ'

'લોકસાહિત્ય' અને 'લૌકિક સાહિત્ય' એ વચ્ચેનો ભેદ ગુજરાતમાં તો હવે નિશ્ચિત છે. આપણે ત્યાં એક સમય એવો હતો કે શામળ વગેરે કવિઓએ જે વિપુલ સાહિત્યની રચનાઓ ગુજરાતી ભાષા સાહિત્યને ચરણે ધરી તે બધી 'લોકકથા'ઓ કહેવાતી હતી, લોકોના વિષયની એ કથાઓ–વારતાઓ હતી માટે. પરંતુ એ કવિઓએ એ લોક-કથાઓ લખી તેઓમાંનાં પાત્ર ઐતિહાસિક હતાં, અર્ધ ઐતિહાસિક હતાં કે કાલ્પનિક હતાં એ વિષયમાં કોઈ વિચાર થયો નહોતો. જ્યારે સ્વ. જગજીવન પાઠક (પોરબંદર), સ્વ. ગોકુલદાસ રાયચૂરા (કુતિયાણા–ચોરવાડ) સ્વ. ઝવેરચંદ મેઘાણી (બગસરા–ભાયાણી), તારાચંદ અડાલજા (વડોદરા) વગેરે સંશોધકોએ સૌરાષ્ટ્રનું લોકોની જીભ ઉપર વહેતું લોકકથા સાહિત્ય પીરસી આપી સાચા લોકસાહિત્યનો પરિચય લોકોની સમક્ષ સુલભ કરી આપ્યો ત્યારે આપણી આંખો ઊઘડી કે ઐતિહાસિક કે અર્ધ ઐતિહાસિક લોકકથાઓ કે લોક-કથાનકો લોકોની, ખાસ કરી ભાટો–ચારણો (બારોટો<પ્રા. वारहट्ट<સં. द्वार भट्ट–)ના મુખેથી લોકો સમક્ષ રજૂ થતાં હતાં અને એમની પ્રણાલીમાં રહી અનેક રસિકજનોને મુખેથી વહેતાં આવતા હતાં તે સાચું લોક-સાહિત્ય હતું. આ સાહિત્યનો કોઈ કર્તા કે કર્તાઓનું નામોનિશાન કોઈ સ્થળે કે કોઈ મોઢે જણાવવામાં આવ્યું નહોતું. કોઈપળે, કોઈ સંયોગમાં કોઈ ભાઈ કે બહેને કોઇ પણ પ્રસંગે મોઢામાંથી વહેતું કર્યું–કોઈ ઐતિહાસિક પ્રસંગના સંદર્ભમાં કે કોઇ મામૂલી પ્રસંગના સંદર્ભમાં, પછી એ મુક્તકરૂપે હોય, એ ગીતરૂપે હોય, એ રાસડારૂપે હોય કે કોઇ ઐતિહાસિક પ્રસંગને જીવતો રાખવા ગદ્ય–પદ્ય મિશ્રણ રૂપે હોય, એ આપણું લોકસાહિત્ય. શામળ વગેરે કવિઓએ, ભલે જૂના સંસ્કૃત કે પ્રાકૃતિક સાહિત્યનો સહારો લઈ કથાઓ મોટે ભાગે પદ્યમાં વિશાળ પ્રસ્તારમાં સજી આપી, પરંતુ એ સંસ્કૃત કે પ્રાકૃત સાહિત્યમાંની કથાઓ પણ કાલ્પનિક હતી. આપણી પાસે સંસ્કૃત ભાષામાં એવા જૂનામાં જૂના, ગુણાઢ્ય (બીજી સદી લગભગ)ની પૈશાચી ભાષા (પ્રાકૃતનો પ્રકાર) માં રચાયેલા 'બૃહત્કથા'ના આધારે રચાયેલ સોમદેવનું સંસ્કૃત 'કથાસરિત્સાગર' અને ક્ષેમેંદ્રની 'બૃહત્કથામંજરી.' ગુણાઢ્યની પૂર્વે બૌધ્ધ જાતક કથાઓમાં પણ આવાં કલ્પનિક કથાનક અપાયેલાં હતાં જયાં ક્યાંયના આવાં કથાનકોને આધારે પછી પછીથી રચનાઓ થઈ તે સત્યઘટનાત્મક કથાઓ નહિ, પરંતુ કાલ્પનિક કથાઓ હતી. બેશક, ઉદયન વત્સરાજ કે વિક્રમાદિત્ય જેવાં ઐતિહાસિક પાત્રોને પણ કથાનો વિષય બનાવવામાં આવ્યાં પણ હતાં, પણ તદ્દન કાલ્પનિક માળખામાં અથવા સ્વલ્પ ઈતિહાસમૂલક માળખામાં, પણ કથાનકોના કર્તા નિશ્ચિત હતા. આમ તત્કાલના સમાજનાં ચિત્ર નિશ્ચિત લેખકોએ–સર્જકોએ–કવિઓએ આપેલાં અને પછી પોતાના સમયની ચિંતા કર્યા સિવાય એવી પ્રાચીન કથાઓના અનુકરણમાં અતત્કાલીન સમાજનાં ચિત્ર અપાયાં. આમ એ સામાજિક કાલ્પનિક નવલકથાઓના પ્રકારનું સાહિત્ય થતું રહ્યું. 'ધાર્મિક'થી અલગ પાડવા એને મારા તરફથી 'લૌકિક સાહિત્ય' કહેવામાં આવ્યું છે. 'લોક સાહિત્ય' તો સ્વયંભૂ પ્રકારનું લોકોમાંથી જ ઊભું થયેલું અને લોકજીભે ગવાતું રહેલું–કહેવાતું રહેલું સાહિત્ય છે.

આપણી સામે મહત્ત્વનો પ્રશ્ન તો એ છે કે સમગ્ર વૈદિક સાહિત્ય એ કયા પ્રકારનું સાહિત્ય છે. ઋગ્વેદનાં સૂક્તોના રચયિતા અને ગાતા વિવિધ ઋષિઓ છે અને તે તે ઋષિકુલને નામે તે તે મંડલ કે મંડલના ભાગ કે સૂક્તો કે સૂક્ત પણ સંહિતાઓમાં નિર્દિષ્ટ છે, પણ બ્રાહ્મણ સાહિત્ય–ઉપનિષદ સાહિત્યના કર્તા સરળતાથી પકડી શકાતા નથી, તેથી 'લોકસાહિ-

ત્ય'માં સમાવેશ પામી શકે. હું સૂત્રગ્રંથો —સ્મૃતિ-ગ્રંથોને અહીં ન લઉં. એ લોકજીભે ઊભા થયેલા કરતાં કર્તૃ-નિષ્ઠ મુખ્યત્ત્વે છે, પણ મહાભારત રામાયણ અને અનેક પ્રકારનાં પુરાણો,ઉપપુરાણો સંહિતા-ઓને જોઈએ છીએ ત્યારે માથું ખજવાળવું પડે છે. રામાયણને તો એ શુદ્ધ મહાકાવ્ય હોઇ અને એનો મોટો ભાગ ઈ. સ. પૂર્વે બીજીથી ઈ.સ.ની બીજી સુધીના ગાળામાં પ્રશિષ્ટ છંદો અને પ્રાયઃ પ્રશિષ્ટ ભાષામાં એક હાથે રચાયેલી રચના હોઇ અલગ જવા દઈએ, પણ મહાભારત અને પુરાણોનું શું? હવે ખસ મતભેદ નથી કે મૂળમાં ૮,૮૦૦ શ્લોકોનો 'જય' નામનો એક ઈતિહાસ વ્યાસ કે એના શિષ્ય વૈશંપાયનની રચના હશે, જેમાંથી ૨૪,૦૦૦ શ્લોકોની 'ભારત સંહિતા' નિકસી આવી. એમાં જ્યારે પુરાણ-કોટિનાં અનેક ઉપાખ્યાન-ઉપકથાનક ઉમેરાયાં, તત્ત્વ-જ્ઞાનના ભાગ ઉમેરાયા, ધર્મશાસ્ત્ર અને રાજશાસ્ત્રના ભાગ ઉમેરાયા, ત્યારે લાખ શ્લોકોનું (કદ એક લાખ અને ત્રીસ હજાર શ્લોકોસુધી પહોચ્યું અને એની પૂનાના ભાંડારકર ઓરિયેન્ટલ રિસર્ચ ઈન્સ્ટિટયુટ તરફથી પ્રસિધ્ધ થયેલી 'હરિવંશ' સહિતની ચિકિત્સિત આવૃત્તિમાં ૭૮,૬૭૫ અંકિત શ્લોકોનું) 'મહાભારત' અસ્તિત્વમાં આવ્યું. આપણે તો સમગ્ર કૃતિ મહર્ષિ કૃષ્ણદ્વૈપાયન વ્યાસની સ્વીકારી સંતોષ લઈએ છીયે, પણ ભાષાનું સ્વરૂપ જોઈયે છીએ ત્યારે અનેક હાથ કે મોઢાંની રચનાઓ એમાં જુદે જુદે સમયે ઉમેરાઈ છે. આપણે ત્યાં સૂક્તો (આજના ભાટ-ચારણોના પ્રકારના)ની દીર્ઘ પરંપરા હતી અને મૌખિક રીતે ગાથાઓ-નારા-શંસીઓ પરંપર એ ગાતા આવતા હતા. સમયે સમયે કથાનકોને બહલાવતા હતા, એમાંથી વાલ્મીકિનું કહેલું 'રામાયણ' પણ બાકાત તો નથી જ. પછી એ જ વ્યાસ-ના નામે પ્રાચીન કહેવાતા એક પુરાણમાંથી, અઢાર પુરાણોની રચનાઓ થઈ. મોટા ભાગના પુરાણોના વક્તા 'સૂત' રહ્યા છે અને ભાગવતનો વક્તા તો મહાભારતના સૂત-એવા એક રોમહર્ષણનો પુત્ર 'રૌમ-હર્ષણિ' કહેવાયો છે. હકીકતમાં અત્યારે પ્રાપ્ત થતાં અઢાર પુરાણ એ ઇ.પૂ. બીજી સદીથી લઈ લગભગ દસમી સદી સુધીમાં સૂતો દ્વારા લોકો સમક્ષ મૂકેલી ઈતિહાસ-પુરાણ-ધર્મ-સમાજને લગતી, પરંપરાએ લોકોમાં ઊતરી આવેલી કથાઓ ગ્રંથાકારે સુલભ બની છે. ઉપપુરાણો પણ એ જ પ્રકારે એવી જ પરંપરાએ સુલભ થયાં છે. આ સૂતોનું-ભાટ ચારણોનું સમૃદ્ધ સાહિત્ય-પૃથ્વી પર અન્યત્ર જોટો ન મળે તેવું-અધિકાંશે લોકસાહિત્ય છે. મૂળમાં 'ઈતિહાસ' પડયો જ છે, પણ એના ઉપર કાલનો ભારે મોટો અંચળો પથરાયેલો છે, જેણે અતિમાનવ -અસ્વાભાવિક-અસંભવિત પાસનો વીંટો અનુભવ્યો છે.

બૌદ્ધોની જાતક કથાઓનો ઉપર નિર્દેશ થઈ ચૂક્યો છે. જૈનોની પણ છેક અંગસૂત્રોથી લઈ-સમગ્ર શ્રુત-સાહિત્યથી લઇ આ પ્રકારની રચનાઓ છે જ. જેમાં ઈતિહાસ-લોકકથા-લૌકિક કથાઓનો સુભગ મેળો છે જ.

ગુજરાતી લોકસાહિત્યની વાત કરિયે છિયે ત્યારે એની પાસે મુક્તકોના રૂપમાં અનેક પ્રકારનાં ગીતોના રૂપમાં તેમ કથાનકોના રૂપમાં વિપુલ સાહિત્ય પડયું છે ગીતો ગ્રંથસ્થ થયેલાં જોવા મળતાં નથી. અનેક હાથપ્રતોનો અનુભવ ધરાવનારા એવા મારા જોવામાં આવ્યાં નથી, જ્યારે મુક્તકો આપણી પાસે આચાર્ય હેમચંદ્ર (બારમી સદી) ના સિદ્ધ હૈમ વ્યા-કરણના આઠમા અધ્યાયનના પ્રાકૃત વિભાગમાંના છેલ્લા અપભ્રંશ વિભાગમાં, મેરુતુંગ (તેરમી ચૌદમી સદીનો સંધિકાલની) 'પ્રબંધ ચિંતામણિ'નાં અનેક પ્રબધોની લોકકથાઓમાં, રાજશેખર(ચૌદમી સદી)ના 'પ્રબંધકોશ' કિંવા 'ચતુર્વિંશતિ પ્રબંધ'ની લોકકથાઓમાં, તેમ સ્વ. મુનિ જિનવિજયજીએ એકઠી કરી છપાવેલી 'પુરાતન પ્રબંધ સંગ્રહ'માંની લોકકથાઓમાં સુલભ છે, તો કથા-નકો પણ આ પ્રબંધોના રૂપમાં જોવા મળ્યાં જ છે. આ આપણું સંગૃહીત લોકસાહિત્ય.

આટલાથી આપણે સંતોષ માની બેસી રહી શકિયે, પણ ત્યાં ઈતિકર્તવ્યતા નથી. આપણી પાસે સૂતોની પ્રાચીન પરંપરામાં ઉતરી આવેલા ભાટ-ચાર-ણોએ યુગે યુગે સરજી સાચવી રાખેલું તેમ સમાજના અન્ય થરોમાં જન્મથી અનેક માંગલિક પ્રસંગો માટે રચાયેલથી મરણના મરસિયા સુધીનું ગેયસાહિત્ય



[અનુ. પૃ. ૬૫

# લોકસાહિત્ય—એક અવલોકન

શંભુપ્રસાદ હરપ્રસાદ દેસાઇ

મને યાદ છે કે આજથી ૫૦–૬૦ વર્ષ પૂર્વે સાહિત્ય અને લોકસાહિત્ય એવા સ્પષ્ટ વિભાગો ન હતા. કવિ કહાનશી ધર્મસિંહે તથા શ્રી ખખ્ખરે મુંબઈથી પ્રસિદ્ધ થતા "ગુજરાતી"માં લોકસાહિત્યની વાર્તાઓ, ગીતો છંદો વગેરે પ્રસિદ્ધ કરવા માંડયા અને પછી બીજા લેખકોએ પણ તેનું અનુકરણ કર્યું ત્યાં સુધી તેને 'કાઠીયાવાડી દુહા' વાર્તા એવું નામ અપાતું. પછી સ્વ. શ્રી ગોકુળદાસ રાયચુરાએ શારદા માસિકમાં લોકસાહિત્યને સ્થાન આપ્યું અને સ્વ. શ્રી ઝવેરચંદભાઈ મેઘાણીએ તો તેને સૌરાષ્ટ્ર જ નહિ, પણ ગુજરાતના ખૂણે ખૂણામાં પ્રચલિત કરી દીધું તો પણ આપણા શિષ્ટ સાહિત્યના સર્જકો તેનો સ્વીકાર કરતા નહિ, તેને સ્વ, શ્રી રાયચુરાભાઈ. સ્વ શ્રી મેઘાણી ભાઈ અને અન્ય લેખકોએ લોકસાહિત્ય નામ આપ્યું છતાં તેના પ્રત્યે ગુજરાતના લેખકો અને કવિઓને કાંઈક અણગમો રહ્યો. જુનાગઢ મુકામે ભરાયેલી ગુજરાતી સાહિત્ય પરિષદે ગુજરાતી સાહિત્યના આ પ્રાણવાન અને આકર્ષક સાહિત્યનો સ્વીકાર કર્યો અને શ્રી જયમલ્લભાઈ પરમારે ત્યારે પરિષદનો આભાર માનતાં સત્યાર્થમાં કહેલું કે "લોકસાહિત્યના તરછોડાયેલા બાળકને આજ પરિષદ માએ ગોદમાં લીધું છે."

આમ ઔપચારિક રીતે લોક સાહિત્યનો સ્વીકાર થયો તેમ છતાં હજી પણ કેટલાક સાહિત્ય સ્વામીઓ તેના પ્રત્યે સુગ બતાવે છે અને મને લાગે છે કે તેનું કારણ એક જ છે કે લોકસાહિત્યનો મર્મ, ભાષા, અને રચના સમજવામાં તેઓ નિષ્ફળ નિવડયા છે. આ સાહિત્ય સર્જકો, વિશ્વ વિદ્યાલય સ્નાતકો નહોતા અને નથી. તેમણે કાલીદાસ, ભવભૂતિ, શેકસ-પીએર કે મિલ્ટનનાં કાવ્યો વાંચ્યા નથી. તેમણે સર વોલ્ટર સ્કોટ કે ગાય દ મુંપાસાની વાર્તાઓ વાંચી નથી. તેમણે તો જીવનમાં જે જોયું, નિસર્ગમાં જે અવલોકયું અને તેમના મનમાં જે આવ્યું તે નિર્ભિક પણે ભોળે ભાવે કોઈની પણ શરમ કે શેહ રાખ્યા વગર લખ્યું અને ગાયું કે કહ્યું. તેમની આ કૃતિઓ કોઈ સામયિકમાં પ્રસિદ્ધ થશે કે નહિ, તેની રિવ્યુ લેવાશે કે નહિ, તેને કોઈ સ્પર્ધામાં પ્રથમ પારિતોષિક મળશે કે નહિ તેની તેને લેશમાત્ર ન તો ચિંતા હતી કે ન તો ખેવના, તેમની પાસે સંસ્કૃતનું કે અંગ્રેજીનું જ્ઞાન ન હતું. તેમણે વિવેચકો, સામયિકો અને સાહિત્યના વિદ્વાનોના સર્જન ઉપરનાં વિવેચનો, સમીક્ષાઓ કે સમાલોચના વાંચી ન હોવા છતાં તેમનાં કાવ્યોમાં મૌલિક ભાવો છે, વિચારો છે, જોશ છે અને બળ છે. અને તેનાથી જ લોકસાહિત્ય તેની સામે ઉભેલાં બળવાન તત્ત્વો સામે એકલું અટલું અજીત ઊભું છે અને તેમનું સ્થાન જમાવી ગયું છે. આજે શિષ્ટ સાહિત્ય સ્વામીઓના કાવ્યો સાંભળવા કોઈ આવતું નથી જ્યારે લોકસાહિત્યનાં દાયરાઓ મુંબઈ, અમદાવાદ અને વડો-દરા તો નહિ પણ કલકત્તા, મદ્રાસ અને દિલ્હી જેવા નગરોમાં હજારો શ્રોતાઓને આકર્ષી રહ્યા છે. સ્નાતકો, અનુસ્નાતકો, વિદ્વાનો અને વિવેચકો મંત્રમુગ્ધ થઈ આ આપણા, નિરક્ષર કે નહિવત ભણેલા લેખકો અને કવિઓની વાર્તાઓ કે કાવ્યો સાંભળી આનંદ અને સંતોષ અનુભવે છે તે જ તેની સફળતા અને સિદ્ધિનું પ્રમાણ છે.

લોક સાહિત્યની મજા માણવા, તેને સમજવા, તેનો આસ્વાદ લેવા, તેની થોડી પશ્ચાદ્ ભૂમિકા જાણવી જરૂરી છે. જે પ્રદેશ, જે જાતિ, જે સમય, જે પ્રસંગની વાર્તા કે કાવ્ય હોય તેનો પરિચય થાય અથવા કરવા પ્રયત્ન કરવામાં આવે તો જ તેનો રસાસ્વાદ લઈ શકાય છે. લોકસાહિત્ય એક જ પ્રકારની ભાષામાં માત્ર જોડણી અને વિરામ ચિહ્નો પ્રત્યે લક્ષ્ય આપી, સંસ્કૃતના સમજી ન શકાય એવા કિલષ્ટ અને અઘરા શબ્દો જ્યાં ત્યાંથી લાવી રચવામાં આવ્યું નથી. આપણા કેટલાક કવિઓનાં કાવ્યો

સમજવા માટે થોડી વાર માથું ખંજવાળવું પડે છે. તેના શબ્દોના અર્થો શોધવા શબ્દકોષ જોવો પડે છે અને તેમાંથી ન મળે તો સંસ્કૃત કોષ વાંચવો પડે છે તેમ લોકસાહિત્યનું નથી. સાદી ભાષા, સાદી રચના, ભાવ અને વિચારની સાદી રજુઆત, સાંભળનાર તરત જ સમજી જાય તેવાં વર્ણન અને તેવા સરળ ઢાળ એ લોકસાહિત્યની વિશેષતા છે અને એટલું નહિ પણ લેખક તેનું નામ આપતો નથી, કોપીરાઈટ રાખતો નથી. તેના પોતાના આનંદ માટે લખી સમાજને નિસ્વાર્થ ભાવે અર્પણ કરી દે છે અને તે જ તેની સવિશેષ મહત્તા છે.

આ લોકસાહિત્ય આપણો અમૂલ્ય વારસો છે. આપણે તેને કમભાગ્યે વધારી શકયા નથી. છેલ્લા વર્ષોમાં કોઇ રચના થઈ હશે, પણ પ્રચલિત થઈ નથી. આજે લોકો સીનેમાના ગીતો તરફ વળ્યા છે. ગ્રામ-જનતામાં શિક્ષણનું પ્રમાણ પણ વધ્યું છે એટલે આળા ભોળા ભાવે લખાતાં ગીતો કાંતો લખાતાં નથી અને લખાય છે તે બહાર આવતાં નથી. આવે છે તો તેમાં મૌલિક કલ્પના કે રચનાનો અભાવ દેખાય છે. એક સમેલનમાં આ વિષયમાં મેં જ્યારે કવિઓને કહ્યું ત્યારે એક ભાઈએ કહેલું કે હવે એવા વિષયો મળતા નથી. હવે કૂવા કાંઠે બહેનો મળતી નથી, ઘેર ઘેર નળ થઈ ગયા છે. હવે ગાડાં અને ઘોડાના પ્રવાસો નથી, બસની ગીડદીમાં આવાં ગીતો સુઝે તેમ નથી. તે સાચું છે પણ હજી પણ નવા નવા વિષયો મળે છે. આવાં બે ચાર ગીતો 'ઊર્મિ-નવરચનામાં' હું થોડા દિવસો પછી આપીશ. વિષયો તો ભરપૂર પડયા છે, પ્રસંગો પાર વિનાના છે, પણ તે જેવાની લોક કવિની આંખો અને નિર્મળ હ્રદય, સ્પષ્ટ વકતવ્ય અને સરળતા અદ્રશ્ય થયાં છે. આપણા લોક સાહિત્યના રચયિતાઓ સમાજ જીવનના જુદાજુદા પ્રસંગો, તેમની દષ્ટિએ સવિશેષ વ્યક્તિઓ વિષયક. ઐતિહાસિક પ્રસંગોને કેન્દ્રમાં રાખી લખતા, તેઓ જે ભાવ ઉત્પન્ન કરવા માગતા તે કરી શકતા. લોક સાહિત્યનાં સર્જનમાં પ્રત્યેક રસ પ્રતીત થાય છે. હાસ્ય રસ, વીરરસ અને કરૂણ રસની લોક સાહિત્યમાં પૂરતી જમાવટ છે. શૃંગાર રસ છે, પરંતુ તે માત્રાસર. આપણા લોકસાહિત્યકારો, વાર્તાકારો, અને કવિઓએ શૃંગાર રસને કેન્દ્રમાં રાખી રચના કરી છે અને દાયરાઓમાં એ રચનાઓ વહેતી મૂકી છે, પણ તે મર્યાદામાં. પિતા–પુત્રી અને માતા–પુત્ર સાથે બેસી સાંભળી શકે એવા શબ્દોમાં વર્ણન કરતા અને હજી પણ કરે છે. આજે ફિલ્મી દુનિયામાં નિંદ્ય શૃંગારની જમાવટ કરવામાં ઘણા લોકો માને છે. એવાં જ પુસ્તકો લખાય છે અને વંચાય છે તેના આ અંશમાં માત્ર શૂન્ય હોય છે. જ્યારે લોક સાહિત્યની નવે રસની કૃતિઓમાં શ્રોતાઓનાં મન મુગ્ધ થાય તે સાથે તેમાંથી બોધ અને માર્ગદર્શન પ્રાપ્ત થાય છે. ઈશ્વર પ્રત્યેની શ્રદ્ધા અને ધર્મ તથા નીતિ પ્રત્યે અનુરાગ થાય છે. શુદ્ધ જીવન જીવવાની પ્રેરણા થાય છે અને સુખમાં તથા સત્તામાં છકી ન જવા અને દુઃખમાં તેમ જ પતનમાં હિમ્મત ન હારવાની પ્રેરણા મળે છે.

લોકસાહિત્ય લોકોએ, લોકોનું લોકો માટે લખ્યુ અને તે લખતી વખતે તેના લેખક કે રચયિતા સમક્ષ જે પણ પ્રસંગો હતા તેને સજીવન કરવા તેમણે પ્રયત્ન કર્યા. તેમણે સમાજના જુદા જુદા સ્તરના લોકોના સ્વભાવ, લક્ષણ અને પદ્ધતિનું જે અવલોકન કર્યું તે રજૂ કર્યું અને તે પણ કોઈ શબ્દાડંબર કે વૈભવ વગર. લોકસાહિત્યનો સર્જક એક સામાન્ય માનવી છે. તે વિદ્વાન હોવાનો, પંડિત હોવાનો કે વિરલ સર્જક હોવાનો દંભ કરતો નથી અને તે સાથે તે તેની લાક્ષણિક શૈલીમાં જે વિદ્વાનો પાનાને પાના ને ભરીને લખેલા પુસ્તકમાં કહી શકતા નથી તે કહી જાય છે.

સમાજમાં ત્યારે સમભાવ હતો, સરળતા હતી, સાદાઈ હતી. કાયદાનું શરણ લેવાની વૃત્તિ ન હતી અને બંધુત્વની ભાવના હતી અને તેથીજ લોકસાહિત્યકાર તેના પાત્રોની પ્રશંસા કરતા એમ બદનક્ષી પણ કરતા. નાતે નાત, જાતેજાત, ગામે ગામ, પ્રદેશે પ્રદેશની પ્રશંસા કરતા દુહાઓ ગીતો કે વાર્તાઓ છે તેમ પ્રત્યેકની નિંદા અને ટીકા કરતી કૃતિઓ પણ છે. કોઈની બુધ્ધિની વાતો તો કોઈની મૂર્ખાઈની વાતો, કોઇના લોભની વાતો તો કોઈની ઉદારતાની વાતો બહુ જ હળવા કટાક્ષ સાથે કરવામાં આવી છે. સદ્‌ગુણોના અતિરેકની હાંસી પણ

ઉડાવી છે અને દુર્ગુણોના યોગ્ય ઉપયોગની અગત્ય પણ દર્શાવી છે. લોક કવિએ જે જોયું તેમાં કલ્પનાના રંગો પૂર્યા વિના લોકરંજન માટે રજૂ કર્યું અને સમાજને અર્પણ કર્યું. આજે આવી નિર્દોષ અને કોઇ પણ પૂર્વગ્રહ રાખ્યા વગરના નિંદા કરતાં ગીતો લખવાની કે તેના ટૂચકાઓ કે વાર્તાઓ કરવાની કોઇની હિમ્મત નથી. પહેલાં જેની નિંદા કરવામાં આવતી હોય તેને હસતાં મુખે સાંભળવાનાં વિશાળ દીલ હતાં, તેને સારા અર્થમાં લેવાતી વૃત્તિ હતી. આજે લોકોમાં તે ભાવના રહી નથી અને તે કારણે કહેવાની પણ કોઇને હિમ્મત રહી નથી.

ઈ. સ. ૧૮૮૦થી શરૂ થયેલા ઈ. સ. ૧૯૨૩ માં પૂર્ણ થયેલા મારા સદ્દગત પિતાશ્રીના સંગ્રહમાં અનેક દુહાઓ, ગીતો, વાર્તાઓ સંગ્રહિત થઇ છે તે જોતાં જૂના સૌરાષ્ટ્રના લોકજીવનનું તથા સમાજનું દર્શન થાય છે. ભોળાં અને ભાવુક ગ્રામજનોના વિચારો, ભાવનાઓ અને અરમાનો તેમાંથી જોવા મળે છે. નિર્ધનતા, અને શ્રીમંતાઈ, હૃદયની શુદ્ધતા અને વિશાળતા, વીરતા અને કાયરતા, કુટુંબ જીવનના કલેશ અને આનંદ તેમાંથી નીતરે છે. સ્વ. રાયચુરાભાઈએ અને સ્વ. મેઘાણીભાઈએ લોકસાહિત્યને સ્મૃતિપટ પર જીવંત રાખતા અને તેમની જીહ્વાએ રસપોષ વહેવડાવતા લોક સાહિત્યકારો પાસેથી આ સામગ્રી પ્રાપ્ત કરી જનતાને પીરસી સૌરાષ્ટ્રના પ્રાણવાન લોકસાહિત્યને ચિરંજીવ બનાવ્યું. આ પરંપરામાં ઊર્મિ અને નવરચનાએ આજ અર્ધી સદીથી અનેક ભોગ આપીને પણ સાહિત્ય સંગ્રહ અને પ્રચારની કેડી ઉપર મશાલધારી બની દોરવણી આપી છે. જેમની જીહ્વાએ લોક સાહિત્યની સરવાણી વહેતી તેમના હાથમાં કલમ પકડાવી તે સાહિત્ય કાગળ ઉપર ઉતરાવી પ્રસિધ્ધ કર્યું છે. જેમને લખવામાં સંકોચ હતો તેમની પીઠ ઠોકી તેમને લખતા કરી દીધા છે અને આપણા આ અગર વારસાને સાચવી લીધો છે. ઈશ્વરને પ્રાર્થીએ કે ઊર્મિ-નવરચના અમર રહે.

# લોકકથાઓની દુનિયામાં ડોકિયું

જોરાવરસિંહ જાદવ

પૃથ્વીના પટ પર વસતી સુધરેલી કે પછાત કોઈ પણ પ્રજા વાર્તારસ વિહોણી જોવા મળતી નથી. વાર્તા સાંભળવાની ઉત્કંઠા કુદરતે માનવીને જન્મની સાથે જ આપેલી નૈસર્ગિક ભેટ છે. તેથી જ વાર્તાના રસઝરણાં દુનિયાના દરેક દેશમાં અને દરેક કાળમાં અખંડપણે વહેતાં રહ્યા છે. આબાલ, વૃધ્ધ સૌને એકસરખો આનંદ આપનાર તત્ત્વ એ વાર્તાતત્ત્વ છે. છોકરાંઓ બાળપણના ઉત્સાહને લીધે, તરુણો રસિકતાને લીધે અને પ્રૌઢો નિવૃત્તિનો સમય આનંદમાં ગાળવા માટે જુગજુની વાર્તાઓ સાંભળતા આવ્યાં છે.

પ્રકૃતિની ગોદમાં પાંગરેલા લોકજીવનને મહામૂલું મનોરંજન પૂરું પાડી સંસ્કાર ઘડતર કરી એને સોળે કળાએ સોહામણું બનાવનાર લોકકથાઓની પરંપરા લોકસંસ્કૃતિના પરોઢ જેટલી પુરાણી છે. લોકસાહિત્યના સમર્થ અભ્યાસીઓ અને વિદ્વાનો લોકકથાઓનું પગેરું ઋગવેદ મંડળ-૧, સુક્ત ૨૪-૨૫, મંત્ર ૩૦થી માંડીને બ્રાહ્મણ ગ્રંથો ખાસ કરીને શતપથ બ્રાહ્મણમાં મળતી પુરુરવા ઉર્વશીની કથા, વૃત્તાસુર વધની કથા, દધિચિ ઋષિના દાનની કથા, તાંડવ બ્રાહ્મણમાં પ્રાપ્ય ચ્યવન, ભાર્ગવ, સુકન્યા, અને માનવીની કથા ઐતરેય બ્રાહ્મણમાં શુનઃશેપનું આખ્યાન, ઉપનિષદોમાં ગાર્ગી યજ્ઞવાલ્કય તથા સત્યવાન જાબાલિ સંવાદ, કઠોપનિષદમાં અગ્નિ અને યક્ષની કથા તથા છાંદોગ્ય ઉપનિષદમાં શોધવા મથામણ કરે છે; તો કેટલાક અભ્યાસીઓ રામાયણ-મહાભારતના આખ્યાનો, પંચતંત્ર, હિતોપદેશ, વેતાલપંચવિંશતિ, સિંહાસન દ્વિત્રિંશિકા જેવી સંસ્કૃત કથાઓમાં, કથાસરિત્સાગર અને બૃહત્કથામંજરી જેવા પ્રાકૃત ગ્રંથો, જાતકકથાઓ, મહાપુરાણ, હરિવંશ જેવા પુરાણો તથા બ્રાહ્મણ, બૌધ્ધ અને જૈન લેખકોએ રચેલી ગદ્યપદ્ય કથાઓમાં લોકકથાઓના કણોને વિલસતા જુએ છે.

આમ કેટલાક વિદ્વાનો લોકકથાઓની પરંપરાનો આદિ સ્રોત વેદોમાંથી વહેતો જુએ છે, તો વળી કેટલાક આર્યો પોતાના નિવાસસ્થાનમાં ઠરીઠામ થયા તે પૂર્વે લોકકથાઓ પ્રચલિત હોવાનું નોંધે છે, પણ એક વાત સ્પષ્ટ છે કે વાર્તા સાંભળવાની રસવૃત્તિ આદિમાનવના હૈયાનાં અગોચર ખૂણે અહર્નિશ રમતી આવી છે. ઈતિહાસ કે હકીકતના આધાર વિનાની આ કલ્પિત કથાઓ માનવજીવનના મહિમાની અજરામર ગાથાઓ છે. આદિમાનવે પ્રકૃતિમાં ચેતનતત્ત્વનો સળવળાટ જોયો. આનંદવિભોર બનીને માનવ જીવન ઉપર પ્રકૃતિના પ્રદાનને નિહાળ્યું. એમાંથી માનવીના વિચારનું વલોણું ચકરભમર ફરવા માંડ્યું. કુદરત કયારેક ધરતીકંપનો આંચકો આપીને જેમ નમણી નદીઓ, સોહામણાં સરોવર, કળાપૂર્ણ કંદરાઓ કે આભને આંબતા પહાડો સર્જે છે તેમ લોકજીવનનાં વિચારમંથનમાંથી લોકકથાઓનું નવનીત પ્રગટયું. સ્વ. શ્રી મેઘાણીભાઈ નોંધે છે કે : 'ઉખાણાની, રમૂજની ઠાવકાઈની, પશુપંખીની કૈંકૈં કથાઓમાં લોકઆત્માએ અનુભવરૂપી દૂધ દોહી લીધાં. તારામંડળો, પક્ષીના સાંકેતિક સ્વરો, પશુઓની કે વૃક્ષોની કૈંકૈં વિચિત્રતાઓ એ તમામની સાથે કોઈ બલિદાનની, સત્તની કે સાદી સીધી માનવઊર્મિની ઘટનાઓ લોકોએ જોડી દીધી. આપણા અભણ ભાંડુઓને અંતરે સુંદર કલાવિધાનમાં સજ્જ થઈને આ કથાઓ મોટાં મોટાં લોકવૃંદોની વચ્ચે એની સંગીતવાણીમાં લલકારાઈ છે. લોકકથાના આ નવનીતે લોકજીવનને ઘડવામાં, સંસ્કારવામાં, તથા મનોરંજનની અમૃતસંજીવની છાંટી બોજીલા થાકથી અકાળે કરમાઈ જતું રોકવામાં મૂલ્યવાન પ્રદાન આપ્યું છે.'

## લોકકથાઓનું કલાવિધાન :

શિષ્ટ વાર્તાલેખકની જેમ લોકકથાના અજ્ઞાત રચયિતાઓએ કદાપિ કથાના કલાવિધાનની કલ્પના

સરખી કરવાની પરવા કરી નથી. અંતરમાં ઊર્મિની લહેર ઊઠે એટલે લોકકથાનો આરંભ કરે, પોતાની સૂઝ, સમજ અને હૈયાઉકલતથી તેને પૂરી કરે; એવી કથાઓના અભ્યાસ વડે આપણે એના કલાવિધાનને ઓળખવાનો પ્રયત્ન કરીશું તો લોકકથાઓના કથાવસ્તુ, પાત્ર, કથોપકથન, ચરિત્રચિત્રણ, વાતાવરણ, શૈલી, ઉદ્દેશ અને એની વિશેષતાઓનો ખ્યાલ આવશે.

## લોકકથાનો વ્યાપ અને વિસ્તાર :

લોકકથા વસ્તુતઃ આદિમાનવની મનોવૈજ્ઞાનિક અભિવ્યક્તિ છે. ભલે પછી તે દર્શન, ધર્મ, વિજ્ઞાન તથા આરોગ્યના ક્ષેત્રમાં થઈ હોય કે પછી સામાજિક સંગઠન, અનુષ્ઠાનો અથવા ઈતિહાસ, કાવ્ય કે સાહિત્યના અપેક્ષાકૃત બૌધ્ધિક પ્રદેશમાં થઈ હોય ! ડૉ વાસુદેવ-શરણ અગ્રવાલ નોંધે છે કે 'લોકકથા એક જીવંત શાસ્ત્ર છે' 'લોક'નું જીવન જેટલું વ્યાપક છે એટલો જ વ્યાપક લોકકથાનો વિસ્તાર છે. આ રીતે જોઈએ તો લોકકથાના વ્યાપને કોઈ સરહદો કે સીમાડા સિમિત કરી શકયા નથી. ધરતીના ખોળે યથેચ્છ વિહરતા આદિમાનવે જન્મથી મરણ સુધી જે કંઈ જોયુ, જાણ્યું, માણ્યું તે સઘળું લોકકથાની કામણગારી સૃષ્ટિમાં સમાવી લીધું.

### ભાષા વૈભવ :

લોકકથાઓની ભાષા અને ઘટના પ્રવાહમાં જેવી સજીવતા અને સબળતા છે તેવી જ સચેતનતા અને સબળતા એની વસ્તુ સંકલનામાં પણ જોવા મળે છે. ઘટનાઓનો ધસમસતો પ્રવાહ અસ્ખલિત રીતે વહેવા માડે. એમાંથી ન ધારેલાં, ન કલ્પેલા, પ્રસંગોના ફણગા ફૂટતા જાય. 'હવે શું થશે?' 'હવે શું થશે? એવું કુતૂહલ પાંખો ફફડાવતું જાય. છેવટે જેનો આરંભ સારો એનો અંતેય સારો એ ન્યાયે બધા છેડા એકબીજાની સાથે કલાત્મક રીતે ગુંથાઈ જાય અને કથાને સુખાન્તભણી વાળી જાય.

લોકકથાનો સર્જન ભલે એના કલાસ્વરૂપને વફાદાર ન રહ્યો હોય પણ એની ભાષા તરફ કદાપિ ઉદાસિન રહ્યો નથી. તેથી લોકકથાના ગદ્યમાં સરળતા, સ્વાભાવિકતા અને પ્રાસાદિકતા જોવા મળે છે. લોકકથાનો ભાષાવૈભવ વર્ણવતા સ્વ. શ્રી મેઘાણીભાઈ 'દાદાજીની વાતો' (પૃ-૧૩)માં નોંધે છે : શબ્દો વીણી વીણીને યોજેલાં આ મીતભાષી વર્ણનો આપણને લોકભાષાની કલામય સમૃધ્ધિનું ભાન કરાવે છે અને જ્યાં જ્યાં એવા ટૂંકા ટૂંકા વર્ણનોની વચ્ચે અપવાદરૂપે કોઈ રાજસભાનાં, ઝાડીનાં, સજેલી સુંદરીનાં, શસ્ત્રધારી શૂરવીરનાં, કોઈ યોગીનાં કે ગાંગલી ઘાંચણનાં લાંબા વર્ણનો આવે, પણ એનાં બધા શબ્દાડંબરની અંદર સજીવ ઝીણવટ, મસ્તરૂપકો, પદ્યાત્મક ગદ્યનાં રણકાર અને તોલદાર શબ્દપ્રયોગો આપણને લોકવાણીની પ્રભુતાનું દર્શન કરાવે છે.' ઉ.ત. વીરોજીની કથામાં રાજપૂતાણીએ સોળ શણગાર સજ્યા. પણ એ રાજપૂતાણી કેવી ?

> 'હાલે ત્યાં કંકુકેશરનાં પગલાં પડે,
> બોલે ત્યાં બત્રીસ પાંખડીનાં ફૂલડાં ઝરે
> પ્રેમના બાંધ્યા ભમરા ગુંજારવ કરે,
> એવી હાથકામ લોચના '

જ્યારે વ્રતકથાઓની ભાષાની નિર્વ્યાજ સરળતા, ચારુતા અને સાદગી નીતરતી વિશિષ્ટ શૈલી છે જે ગદ્યને પદ્ય જેવું મનોહારી બનાવી દે છે ઉ.ત. ,બરાબદી જેઠાણીએ જવાબ આપ્યો : 'જા, બાઈ જા, એ મારું કામ નહીં'. એ તો રાંડીમૂંડીનાં કામ, નવરી નિશાનીનાં કામ, બાબીભોળીના કામ કે કાંઠાકુબલા કરતી ફરે અને ફરતી ફરે. મારે તો ધણી રાજમાંથી આવે, દીકરો નિશાળેથી આવે, વહુ પિયરથી આવે, દીકરી સાસરેથી આવે. મારે તો ઘૂમતાં વલોણાં, ઝૂલતાં પારણાં, કેડમાં કીકો, કપાળમાં ટીકો, વાડે વછેરાં, પરવાડે પાડા, કકળતી ખીચડી અને સુંવાવડી દીકરી. બાઈ મારે નવરાશ નથી.[૧]'

આ બધી કથાઓના ભાષાપ્રવાહમાં નથી કાદંબરીની એકધારી કિલષ્ટતા, નથી અરબિયન નાઈટસની નરી સાદાઇ કે નથી પૌરાણિક અલંકારોનો ઠઠારો. એ

---

૧. આનંદ માસની અધિક ધારા : બચુભાઈ દવે. પૃ ૨.

બારોટ સાથે છે. એનાથી બોલાઈ ગયું: "રંગ છે ગોધા! વળી રંગ તને પરદેશી પઠાણ! મુસલમાન છતાં ગાયુંની વાર કરી. બલિહારી બાપ તારી. હવે ભીંડોરામાં કોઈ ભડ છે? ગાયુંની વાર નહિ કરો તો તમારું નાક કપાણું કહેવાશે. આવે ટાણે આયરનો દીકરો તેગ ન તાણે તો તો આયરનું આથમી ગ્યું ગણાશે."

ધર જાતાં, ધ્રમ પલટતાં, ત્રિયા પડંતા તાવ;
તીનુ ટાણા મરણરા, કોણ રંક કોણ રાવ.

બારોટના પડકારા ને ગોવાળની ધા દલે કાને ધર્યાં. મીંઢાળબંધે સાંભળ્યા, સાંભળતાં જ દલાનાં રૂંવાડાં ઠરડાઈ ગયાં. શૂરાતનમાં એનો દેહ કંપવા માંડયો. ડાયરાને દુલો કહે છે:

"બારોટની વાત સાચી છે, ગામનું નાક કપાવા દેવું નથી. હું જ સંધીઓની વાંહે ચડું છું."

ડાયરામાંથી મોટેરા કહે: "દલા તું ઉતાવળો થામાં. પરણીને આવ્યે છો. તારાં પોખણાં પછી અમે લૂટારા વાંહે ચડશું.

દલો કહે: "પછી ચડો ત્યાં તો વેગડી વિંયાઈ જાય. એલા ગોકળી! ઇ હરામી ક્યે કેડે ગ્યા?"

ગોવાળ કહે: "સરદારગઢને કેડે."

પોખવા આવતા સામૈયામાંથી દલે ફટ ઘોડી વાળી, ઉપાડી મેલી સરદારગઢને પંથે. જાનડિયું વચ્ચે ગાડામાંમાં બેઠેલી દલાની પરણેતર આહિરપુત્રી કસુંબલ ઓઢણી સોંસરવી મીટ માંડી જોઈ રહી હશે કે:

ધ્રુસકે ઢોલે, અમારાં પીંજર પોખાણાં નહિ,

દલા છોયાની ઘોડી તારોડિયો ખરે એમ ખરરર ઊપડી. ધણ હાંકીને સંધીઓ હાલ્યા જાય છે. એને લગોલગ આંબી અને દલે ત્રાડ દીધી કે: "ભાયડા થાજો!"

લૂટારાઓએ પાછું વાળીને જોયું ત્યાં તો મીંઢાળબંધો જોયો. એટલે કહ્યું કે: "જુવાન! પાછો વળી જા, તારી પરણેતર રંડાશે."

સંધી બોલતા રહ્યાં ત્યાં તો દલો સંધીઓ ઉપર ત્રાટકી ચૂકયો, ને પહેલે જ ઝાટકે એકનું માથું ઉડાડી દીધું. ઘોડીને કુંડાળે નાખીને બીજા ઉપર જનોઈવઢ ઘા કર્યો લુટારા મરણિયા થઈને દલા માથે ત્રાટકયા. ભાલા તરવારૂંની ઝડિયું બોલવા માંડી. દલો ઘવાતાં બમણા જોરથી લડવા માંડયો.

ધીંગાણામાં દલાએ ચાર પાંચને ઢાળી દીધા. બીજા ઘણાને ઘાયલ કર્યા. મરતાં ઊગર્યા એ ધણ પડતું મેલીને ભાગ્યા, દલાને અંગે ભાલા તરવારૂંના પંદરેક ઘા થયા છે. લોહી નીંગળતો દલો ગાયું વાળીને પાછો વળ્યો. ભીંડોરાની હદમાં આવ્યો. જ્યાં ધણખૂંટ ને પઠાણે ધીંગાણું ખેલેલ ત્યાં દલે ડુંગરની ટૂક ખડેડીને પડયું હોય એવો ગાયનો પુત્ર વીંધાઈને પડેલો જોયો. પડખે પડયો છે પઠાણ બચ્ચો. એના દેહમાં હજી પ્રાણ છે.

દલાએ ઘોડીએથી ઊતરીને પઠાણને સલામ કર્યાં. મરણને ઘડીક થંભાવી પઠાણે કોણીના ટેકે દેહને ઊંચો લઈ હાથ મિલાવ્યા ત્યાં તો બેયના દેહ લથડયા. ને ધણખૂંટના દેહ માથે ઢળી પડયા. ત્રણેય શૂરવીરોનાં શરીરની ગૂંથ બંધાઈ ગઈ ને રૂધિરો એકમેક થઇ ગ્યાં.

ભીંડોરા ગામના ગૌચરમાં કાનધેનુના સંતાનની ખાંભી છે. પઠાણના ફરજંદની કબર છે, ને આહિર-પુત્રનો પાળિયો છે. ભીંડોરાના લોકો ધણખૂંટની ખાંભીએ નીરણ (ઘાસ) નાખે છે. પઠાણની કબરને હિંદુઓ મલીદા ચડાવે છે. કાળી ચૌદશે દલાની ખાંભીને ગોળ ચોખા ઘી જુવારાય છે. આ ત્રણેય શૂરવીરોને ભીંડોરા ગામ હજી પૂજે છે.

*

સુખી અમણો સાયબો, સૂણે નગારાં ધ્રીંહ;
જાવે પરદળ સાંવરો, જેમ સાદુળો સિંહ

# લોકસાહિત્ય અને ભજન

ડૉ. હિમાંશુ ભટ્ટ

લોકસાહિત્ય અને ભજનવાણી એ બંને અભિન્ન જીવનતત્ત્વની, શાશ્વતીના પડઘા પાડતી લોકવેદની ઋચા જેવી, આત્મા ને પરમાત્માના અવિચ્છિન્ન સંબંધની, શમા – પરવાના જેવી, પ્રીત્યુંના અદ્વૈતની લીલા જેવી ગણી શકાય. લોકહૃદયની સાચા તળની સરવાણી જો ભેદની ભીંત્યું તોડીફોડીને ઝમઝમતી હોય તો તે ભજનવાણીમાં.

**આતમ એક છે હાં, એક ઓદર એક ખાણુ રે**
**બહાર આવ્યા પછી ઉત્તમ મધ્યમ થઈ છે તાણુતાંણુ**
**આચારીને સદાય અવગત, મૂળમાં જોતાં મરમ**
**કહે અખો એવા ભરમે ભૂલ્યા, કોઈક છૂટે કરમ**

લોકજીવનમાં જે આત્મમંથનની પ્રક્રિયા છે તેનું મૂળ ભજનવાણીમાં પડેલું છે. એમાંય સંસારજીવનની આપદાનો કોચવાયેલો જીવડો લોકસાહિત્યમાં કરમધરમની ફિલસૂફીમાં ઊતરે છે ત્યારે દુહાબદ્ધ સમસ્યા પ્રહેલિકાઓ, લગ્નગીતો, રાસ – ગરબા – ગરબી, મરસિયા, ભવાઈ જેવું લોકનાટ્ય, દુહાબદ્ધ પ્રેમકથાઓ કે વિલાપકથાઓ એ બધું ભજનવાણીની આરતમાં એક – જ્યોત થઈ જાય છે; અને એમ ભજન એ સત્યદર્શનની લગનીમાં લોકસાહિત્યનું ગરવું ને નરવું ફલારૂપ બની રહે છે. ભજન એ સમૂહ – ભજનમંડળી–નું આત્મગુંજન છે. સામૂહિક એકાંતિક વાતાવરણ ભજનનું નાદતત્ત્વ સર્જે છે. સમૂહ ભજનમંડળીની આધ્યાત્મિક ઊર્મિ એક એક ભજનના એક એક શબ્દમાં બદ્ધ થતી ધસમસતી દોડે છે સમષ્ટિ ને વ્યષ્ટિના ભેદ ઓગળી જાય છે. લોકજીવનનું મરમી અભેદદર્શન ભજનમાં જ પામી શકાય છે. બ્રહ્માંડનાં અનેક રહસ્યો તેમાંથી જાગતા પ્રશ્નો લોકહૃદયને વિસ્મય પમાડે છે. બ્રહ્માંડના સર્જકની સૃષ્ટિરૂપ જગત જે માનવના ચર્મચક્ષુથી અદશ્ય છે તેને આત્મચક્ષુથી શ્રદ્ધામય બની ને દર્શાવાની, તેમાં વિહરવાની તાલાવેલી લોકજીવનમાં છે. એની પ્રતીતિ ઋષિઓ, સંતો; ભક્તો કે સાધુઓની ભજનવાણીમાં છે. લોકોની ધરતી વચ્ચે એમણે સમાધિ લગાવી છે. લોકોએ પણ એ ભકતજનોમાં પોતાની શ્રદ્ધાનું, પોતાના દર્શનનું ને પોતાની આત્મદૃષ્ટિનું ચૈતન્ય વિહરતું અનુભવ્યું છે. એટલે સંતવાણી એ માત્ર કોઈ એક સંતની કે ભકતની ન રહેતાં સમુદાયનું સત્ય બનીને પાંગરી છે; એટલે જ લોકોએ એમાં પોતાના આત્માને ઝબકોળ્યો છે. ગત્યગંગામાં પાવન થવાનો મહિમા માર્ગીપંથની ભજનવાણીમાં છે. ભજનવાણી આ દૃષ્ટિએ સ્વજન બનીને શાતારૂપ નીવડી છે. આત્મસ્નાનની મસ્તી માણવા માટે દેહ–વસ્ત્રનાં બંધનો છોડીને ભજનવાણીની જલધારામાં તદ્રુપ થવું જોઈએ. પાટધર્મ. માર્ગીપંથ કે નિજારધર્મ એટલે જ સામુદાયિક ભજનગાનમાં આત્મનિમજ્જનનો મહિમા પ્રબોધે છે. જ્યોત સમક્ષ ભજનમાં આત્મ–અવગાહન કરવા 'જામૈયો' માર્ગીઓ (પંથમાં માનનારાઓનું સામુદાયિક મિલન) રચે છે.

'બીજ ધરમ ક્રિયા હોય ત્યાં મળો
ચાલો સતના બેલી ! જામૈયે જાઈં
અડસઠ તીરથ ગંગા જમના નાઈં'

**–મેઘધારુનું આગમ.**

લોકજીવનમાં સ્ત્રી–પુરુષને જે સમાનતા મળી છે, જે સમસંવેદનની અભિવ્યક્તિનું સ્વાતંત્ર્ય ને શૂરશહીદી વર્યાં છે એમાં રાસગરબા ને લગ્નગીતો સ્ત્રી–જીવનની લોકગીતા જેવાં છે. તો માર્ગીપંથની ભજન-સૃષ્ટિમાં લિંગભેદ વગર સ્ત્રી પુરુષ મળે છે, ભજનનાદની સૃષ્ટિમાં વિહરે છે, આત્માને દેહ ને લિંગના બંધનો નથી એ સત્ય માર્ગીપંથમાં છે.

લોકસાહિત્યનાં અન્ય સ્વરૂપોમાં જે શૃંગાર છે તેવો મસ્ત શૃંગાર, આત્મા-પરમાત્માના મિલનની સમાધિદશાનો પ્રેરક આરતભર્યો, ભજનોમાં પણ છે.

'સમુ જોતાં મારી શુધબુધ ભૂલી રે
રાખી છે મુને ઉરાઉર
બાઈયું મુને શામળીએ કરી છે ચકચૂર'

× ×

'લલચાવીને મોલે લાવ રે,
મેરામને કોઈ તો મનાવો!'

+ +

'સૂન – મંડળમાં મારો શ્યામ બિરાજે,
ત્રિકોટીમેં લગી મુંને તાળી :
મારી બાયું રે,
બેની! મુંને ભીતર સતગુરુ મળિયા રે.

× ×

આવી અનેક પંક્તિઓમાં, હરિદર્શનની લગનીમાં આત્માનો તલસાટ – સંસારનાં શૃંગાર – પ્રતીકો દ્વારા ભજનોમાં પ્રકટ્યો છે.

લોકસાહિત્યનાં અન્ય સ્વરૂપોમાં પણ શૃંગાર કેવો જામીને ઘટ્ટ પાસાદાર ઊર્મિના રતનકટોરા છલકાવે છે :

પેલો પોરો રેનરો, દીવડા ઝાકમઝોળ
પિયુ કાંટાળો કેવડો, ધણ કંકુની લોળ્ય

એમ પહોર પહોરનું શૃંગારમધુર દામ્પત્ય લોકકલ્પનાની ક્યારીમાં મહોરી ઊઠે છે. ત્યારે સામે પક્ષે યૌવનની ક્ષણભંગુર લીલા ગાતો ભજનિક સમુદાય આપણને 'પેલા પેલા જુગ......'ની વેદના પણ સંભળાવે છે. મછંદર, ગોરખ, ભર્તૃહરિ, ગોપીચંદ, મેનાવતી જેવા નાથસિદ્ધોની રાગત્યાગની ભજનકથા લોકસાહિત્યનું ધન છે. આમ એક બાજુ ભોગશૃંગારની માયામમતા, એનાં નરનારી – સંવેદનોની અનુભૂતિનાં ઝરણાં રાસગીતો ને પ્રેમકથાઓમાં વહાવે છે. તો વિલાપની ક્રંદનાના સૂરો પણ છે :

ભલો રે ભલો રાજા ગોપીચંદ, પિયુ પરદેશ ન જાના.

× ×

મુને હારે લેનો જા રાજા ભરથરી.

કે'ણુલાં માનોને મા'રાજ, કે'ણુલાં માનો દીનાનાથ
દીપને ઝોલો લાગ્યો પવનનો, નરને ઝોલો લાગ્યો
નાર રે;
સંતને ઝોલો લાગ્યો શબદનો,
મૂરખને ઝોલો લાગ્યો રેન રે,

ભજનસાહિત્ય અને લોકસાહિત્ય એ પ્રેમસ્વરૂપને વિભિન્ન દૃષ્ટિબિંદુથી સ્પર્શે છે. પ્રેમના પ્રગાઢ સંવેદનમાંથી જન્મતી ત્યાગ-વૃત્તિની કથા ભર્તૃહરિ–પિંગલાની છે. તો પ્રેમની અસીમ સૃષ્ટિમાં રમમાણ થવાની સંવેદના મેહ-ઊજળી, ઢોલા-મારુ, સુહિણીમેહાર, ચૂડવિજોગણ, હોથલ-પદમણી, હિર રાંઝા જેવી દુહાબદ્ધ પ્રેમકથાઓ આજેય એવા ને એવા લોક-હૃદયમાં તેજલિસોટા પાડે છે.

મારુ ચલી મોલ પર છૂટા મેલી કેશ,
જાણે છત્રપત ચાલિયો, કોક નમાવા દેશ
મારુ ચલી મોલ પર દીપક જગાડયે
જાણે હનમો હાલીયો લંકા લગાડયે
મારુ નાઇ ગંગજળ, ઊભી વેણુ સુકાય,
ચંદણ કેરે રૂખડે, નાગ ઝપેટા ખાય.

–આવી કલાત્મક રાગાભિવ્યક્તિનો કસબ લોકસાહિત્યમાં છે. ભજનોમાં આત્મારૂપી પ્રિયતમાના ઉદ્ગારો છે, જેમાં રાગાત્મક પ્રેમ–અભિસારની, પ્રણયમિલનની, પ્રેમવિયોગની, પ્રણયકલહની એમ પ્રેમનાં અનેક સંવેદનોની ઊર્મિલ છતાંય રસમધુર કવિત્વની મુદ્રા છે. પરમાત્મારૂપી પ્રિયતમ પ્રત્યે ભજનોની ટેક–પંક્તિઓમાં સંબોધનો પણ કેવાં રસિક છે! પિયુ', 'સાંય' 'પિયાજી', 'હરિ' 'એ.ધા', 'વાલા' 'શામળિયા' 'હરિવર', 'નાથ' સેણુ' આવાં અનેક સંબોધનો ભજનોમાં છે. દાસી જીવણ, મોરાર, હોથી, ભાણ, ભીમ, ખીમસાહેબ જેવા કબીરપંથી સંતભક્તોની વાણી આ રીતે પરમપિયુને આરાધે છે. સંબોધનો પાછળ પણ એક આત્મતપનની પ્રક્રિયા અનુભવી શકાય છે, લખલૂટ ધારે પ્રેમવર્ષા વરસતી હોય છે.

'ચલો સખી પિયાજીની પાસ રે

ગન્યાનબાજી ખેલીએ
પ્રેમમાં થઈ ચકચૂર રે, રંગરસ ખેલીએ'
– રવિદાસ

'ઢળી દેતાં ઢોલિયા
ને અવલ ઓશીકાં વાલમ રે
અંગડાંનાં કરી દેતાં ઓછાડ
વાલમ સેણુ મુંજા (કચ્છી ભજન)

o o o o

'કે' જો સંદેશો ઓધા કાનને રે
તમે છો માયલા ઓધાર રે'
(દેવીદાસ)

o o o o

'કલેજા કટારી રે
રૂદિયા કટારી રે
માડી ! મુંને માવે લોને મારી'
(દાસી જીવણ)

આવી અનેક ભજનપંકિતઓમાં, શૃંગારની રસિક ગોઠડીમાં પરમાત્મા પ્રત્યેની પ્રીત્યુંનો એકરાર કરીને ભજનિકોએ લોકકિતાબમાં અક્ષર પાડયો છે. પ્રેમભક્તિના પ્રવાહમાં ભજનવાણીનો શબ્દ અખંડ જ્યોતરૂપે તરવરે છે.

લોકસાહિત્યમાં લોક શબ્દ સમૂહજીવનનો સર્વક્ષેત્રીય વ્યવસાય ને સર્વદર્શી જીવનધ્યેયનો પર્યાય છે. માંગલ્ય ને ભાવનાતત્ત્વની દષ્ટિએ લોક શબ્દ માનવતાના બધા જ પ્રદેશોને આવરે છે. તો પશુવૃત્તિ, જડતા, અજ્ઞાન ને અસત્યની વિડંબના પર ભાર મૂકવાની જ વૃત્તિ લોકકલાને લોકસાહિત્યમાં છે, તે લોકસમુહને શ્રદ્ધેય મંગલજીવનની ભાવના વિશેષ અભિપ્રેત છે. સદ્દંશોની સમુચ્ચયવૃત્તિને અસતનો પરિહાર એ પરિબળો પર સક્ષમ ભાર મૂકવાનો પ્રયત્ન લોકસાહિત્યના ભજન સ્વરૂપમાં છે. માંગલ્યનો પુરસ્કાર લગ્નગીતોમાં છે એમ બોધલક્ષી ભજનોમાં પણ છે.

'ભગતી ખાંડા કેરી ધાર જી
તેમાં કોઇ વિરલા સમજે સાર'

o o o o

'સંતો ભક્તિભેદ હે ન્યારા રે ...... જી'
'કાલર ભૂમિમાં બી મત વાવીએ હાં...હાં...હાં'

o o o o

મનરાં જેણે મારિયાં રે જી'

o o o o

'સુરતા લગાડો બાવન બાર રે'

o o o o

'બાંધવો સુરતાનો એક–તાર રે'

o o o o

'જાગીને જોતાં રે સપનું સમાઇ ગિયું'

o o o o

'આ રે કાયાનો તમે ગરવ ન રાખજો

o o o o

'આંબો અમર છે રે સંતો !'

o o o o

'મેરુ રે ડગે ને જેનાં મન નો ડગે
મરને ભાંગી રે પડે ભરમાંડ રે'

o o o o

'જીવો જેને લાગ્યાં ભજનુંનાં બાણ
જીવો જેને લાગ્યાં શબદુંનાં બાણ'

–આવી બોધપ્રધાન વ્યંજનાલક્ષી ભજનની સૂક્ષ્મ ચેતનાને આત્મા સ્પર્શે તો એ 'શબદુનાં બાણું'માં ઘાયલ થવું કૃતાર્થ છે. શબદુના 'ઘા'એ મન, હૃદયને આત્માને વીંધીને જે ભાવપ્રવાહ દ્રવે છે એમાં ભજન-સમુદાય આત્મસ્થ થાય છે. પછી તો આત્મ–દ્રવણ થતું હોય એમ ભજન સ્વયંભૂ ભકત–ભજનિકના એકતારામાંથી ટપકી પડે છે. જેસલ–તોરલની ભજનવાણી આવી આત્મદર્શી વાણી છે. ભજન સમૂહમાં રચાતું ચાલે છે. રામદેપીર ને માર્ગીપંથની ભજનવાણી આ રીતે શબદને આરાધે છે. અનુભૂતિને કંડારે છે ને ભજન એક આત્માનું સંતાન બનીને જન્મે છે. 'જેસલ કરી લે વિચાર', 'તાર ને તંબૂરો સતીના હાથ', 'પીરને પુકારે મુંજા ભાવરા' જેવાં ભજનો સ્વયંભૂ

શાશ્વતીના નાદે સર્જાયાં છે એવી લોકકહેણી છે. ભજન સમાધિ દશાનો આત્મોચ્ચાર છે એ સત્ય અહીં પ્રતીત થાય છે. વેદવાણી ને ભજનવાણીની સનાતનતા અહીં આ દષ્ટિએ સ્વયંભૂ ભાવસર્જનની પ્રક્રિયામાં એકાકાર બને છે.

લોકસાહિત્ય અને ભજનોમાં નાદાનુસંધાન વડે પરમચૈતન્યને સ્પર્શવાનો પુરુષાર્થ છે. ભજનોમાં નાદ દ્વારા પરમતત્ત્વ પાસે આત્મપુકાર કે 'ધા' નાખવાની, પ્રભુવિરહની આંતરવ્યથા પહોંચાડવાની પ્રક્રિયા છે. લય ને નાદતત્ત્વ પર અનુભૂતિ ને દર્શનની સ્પષ્ટતા થતી આવે એવું ઊર્મિબળ એમાં છે. ગાન દ્વારા શબ્દને માધ્યમ તરીકે સ્વરબદ્ધ કરવો ને એ રીતે સંગીતલય — નાદલય શબ્દનું ધ્વનિમાં રૂપાંતર કરે છે; અને એમ પરમ ચૈતન્યના અસીમ પારાવારમાં ડૂબકી મારવાનો તલસાટ આત્મામાં જાગે છે. નાદ — શબ્દ-આત્મા એક સૂક્ષ્મદેહ ધરીને સમાધિદશામાં લીન થઈ જાય છે. ભજનવાણીમાં 'શબ્દ'નું મહત્ત્વ અનેકગણું છે. હૃદયમાં શ્વાસ સાથે ઘૂંટાતો, મનના અનુભૂતિવિશ્વ સાથે ધ્વનિમય થતો ને સૂક્ષ્મદર્શનનું આત્મચક્ષુ થતો 'શબ્દ' ભજનવાણીનો 'શબ્દ' છે. વૈખરી, મધ્યમા, પશ્યંતી ને પરા વાણીની પાર 'શબ્દ' જાય છે. 'મૂળ વચન' — શબ્દ'નો મહિમા લોયણે વ્યક્ત કર્યો છે :

'જી રે લાખા ! આદ ને અનાદમાં
વચન છે મોટું જી
એને જાણે વિવેકી પૂરા હાં'

લોકસાહિત્યમાં શબ્દની માવજત જો કોઈ સ્વ-રૂપે વિશેષ કરી હોય તો તે ભજન સ્વરૂપમાં. શબ્દ નાદ-લય સાથે વહેતો થતાં એમાં વીજળીના ચમકારા રેલાવાની શક્તિ આવે છે. શબ્દ દૃશ્યબદ્ધ થતો થતો તેજરૂપ થઈને નેત્રની જ્યોતિમાં નૂરરૂપ અંજાતો જાય છે એવી યૌગિક અનુભૂતિ લોયણને થઈ હશે. એણે અનુભવ્યું છે:

'એને નેણે વરસે નૂર હાં !'

પ્રેમની વિશ્વવ્યાપક વિરાટ શક્તિને ભજનિકોએ પિછાણી છે. પ્રેમ વિશ્વપુરુષને પામવાના એક સાધનરૂપે લોકસાહિત્યમાં ભજનો દ્વારા સિદ્ધ થાય છે. સંત–ભક્તોને લોકજીવનની પ્રવૃત્તિના સદ્બોધકેન્દ્રો ગણીએ તો એમાં સંતજીવનની ક્ષમા, સહનતપનની વૃત્તિ ને લોકકલ્યાણનો મહિમા વિશેષ છે; જે સ્થૂલ પ્રેમ - સંસારના બંધનોની વાત ભોગપરાયણ લોકદર્શનમાં છે એ ઉપરાંત પણ.

લોકોથી સંતો અળગા થયા જ નથી. એમ લોકો પણ સંતોના ચરણો સેવવા તત્પર રહ્યા છે. સાધુ, સંતો, ભક્તો કે પંથ-ફિરકાઓના સ્થાપકોને ગ્રામપ્રદેશોએ પોષણ આપ્યું છે, 'ધરમ'ની જગા કરી આપી છે, ખેતીની જમીનો પણ ગામધણીઓએ ફાળવી છે. મહંતોને ને સાધુસંતોને ગ્રામદાન થયાં છે. 'હરિ ગુરુ સંતની સેવા' એ લોકજીવનનો શ્રદ્ધેય ને સેવ્ય જીવનમંત્ર ગણાયો છે. લોકચેતના જ સંત-ભક્તોને શ્રધ્ધા, આનંદ ને પ્રેમભક્તિનો ઉદ્ગાર કીર્તન, આરતી, પદ–ભજનો રૂપે વહાવવા પ્રોત્સાહક નીવડી છે' નવધાભક્તિ જે નારદ ને શાંડિલ્યના ભક્તિસૂત્રો તેમ જ ભાગવતમાં છે તેની લીલારૂપે પરમતત્ત્વ પાસે આત્મસમર્પણ, પૂજન, અર્ચન, સેવા, આત્મનિવેદ, ગુણસંકીર્તન, આર્જવ ભરી પ્રાર્થના–ઉક્તિઓ આ બધું ભક્તિ–પદ–સાહિત્ય પ્રકારોમાં (કીર્તન, આરતી, સજ્ઝાયો, પ્રાર્થનાપદો, આખ્યાનો વગેરેમાં) મળે છે. તો પરમદર્શન યોગાનુભૂતિ, સમાધિદશાના અનુભૂતિરસિત ઊર્મિલ ઉદ્ગારો એ બધું શુધ્ધ ભજનોમાં છે, જે બોધલક્ષી નથી, સ્થુલ ભૌતિક સુખની લિપ્સાભર્યાં નથી. શુધ્ધ ભજન આનંદનુભૂતિની સૂક્ષ્મ સંપત્તિરૂપ છે.

ભજનમાં 'ભજ્' ધાતુ છે, જે 'भज् सेवायाम्' આશ્રય લેવો, 'તેને ચાહવું', 'તેની સેવા કરવી' એવો અર્થ ધરાવે છે. ઉપનિષદોને મતે ભક્તિ એટલે 'ઈશ્વરાનુરક્તિ.' એ પછીના કાળમાં 'આશ્રયસ્થાન-સ્નેહપાત્ર'ના અર્થમાં ભક્તિ શબ્દનો અર્થ દઢ થાય છે. ભાગવતધર્મ કે પંચરાત્ર સંપ્રદાયે વૈષ્ણવ–વિષ્ણુભક્તિ સિધ્ધાંતોનો પ્રસાર કર્યો છે. 'શ્રીમદ્ભાગવત' ભક્તિસાહિત્યમાં અનન્ય ગ્રંથમણિ છે, જે આજ પર્યંત પારાયણરૂપે લોકજીવનમમાં સ્મરણીય, આદરણીય ને આચરણીય રહ્યો છે. આમ બહુ જ ઝીણવટથી જોઈએ તો વેદોમાં જે સંસ્કૃત છે તે શુદ્ધ શિષ્ટ સંસ્કૃત ભાષાથી નિરાળું ને લોકભોગ્ય રૂપનું, પ્રચલિત કંઠોપકંઠ

વહેતું સ્વયંભૂ ને સ્વયં મંત્રદર્શન રૂપે પ્રતિષ્ઠિત ને પ્રચલિત છે. ચાર વેદ, ઉપનિષદો, ષડ્દર્શનો, રામાયણ – મહાભારત – મહાકાવ્યોની પરંપરાના અનેક સંપ્રદાયો ને પંથોની યાત્રા કરતી વિભિન્ન પ્રાકૃત –અપભ્રંશોથી મંડિત થતી ભારતીય ભજનવાણી લોક-સાહિત્યનું લોકધર્મતત્ત્વ સાચવે છે, સારવે છે. અને પ્રબોધે છે. જૈન ને બૌધ્ધધર્મ તથા એના મહાયાન–હીનયાન–વજ્રયાન, સહજ્યાન, સિધ્ધ–નાથ અને એમનું સાહિત્ય : ચર્યાપદો, ગોરખ-કબીર–નાનક સુધીનો ભજનપ્રવાહ રામાનંદ, જ્ઞાનદેવ, નામદેવ, તુકારામ, ગોરા કુંભાર, દક્ષિણના આલ્વાર ભક્તોના જીવનકર્મથી રસાયેલો છે, અનેક પંથદર્શનનું રસાયણ ઝીલીને પુષ્ટ થયો છે. એને જીવંત ને ભક્તિરસપૂર્ણ કરનાર લોકપંથો ને લોકધર્મના આચારનિષ્ઠ સાધુ–સંતો કે ભક્ત પરંપરા છે.

આમ ભજનોમાં પરમાત્માનો આશ્રય લેવાની, તેને ચાહવાની, તેની સેવા કરવાની, તેના પ્રત્યે અનુરક્તિ રાખવાની, તેના સ્નેહપાત્ર ને આશ્રયસ્થાનરૂપ બનવાની ઝંખના છે. ગુરુમહિમા એ પ્રભુમહિમાનું પ્રતીક બનીને ભજનોમાં ગવાયો છે.

'ગુરુ ! તારો પાર ન પા યો'
'અખંડ ગુરુજીને ઓળખો જી હો જી'

જેવી અનેક ગુરુમહિમાની પંક્તિઓથી ભજનસાહિત્ય સમૃધ્ધ થયું છે.

ભારતમાં આધ્યાત્મિક લોકશાહી હતી ને છે એ સત્ય પુરવાર કરનાર ભજનો ને ભજનમંડળીઓ, સંપ્રદાયો ને પથોનું અસ્તિત્વ છે. ભજન લોકો દ્વારા રચાતું કે લોકોની આધ્યાત્મિક અનુભૂતિનું પ્રતીતિજનક ગાન કરનાર એક વ્યક્તિનું સ્વયંભૂ સર્જન એવું ભજન લોકો દ્વારા અપનાવાય છે. ભજનસર્જક ગૌણ બની જાય છે ને મૂળ ભજન જ પ્રધાનપણે લોકસમુદાયમાં ભળી જાય છે. ક્યારેક સમૂળગો ભજનકર્તા જ નામશેષ બની જાય છે ને માત્ર ભજન જ રહી જાય છે, લોકકિતાબમાં સ્મૃતિ બદ્ધ થઈને અક્ષરાંકિત બને છે. એમ લોકો વડે જ ભજન જીવે છે.

યોગાનુભૂતિનાં સત્યો સાખીરૂપે જીવંત છે. ભજનગાનના આરંભે ગણેશ સ્તુતિની સાખીઓ ગવાય છે. અને એમ ગુરુબોધની, ઈશ્વર દર્શનની પ્રતીતિની, યોગાનુભૂતિના રહસ્યોની સાક્ષીભૂત સાખીઓની સબકામણી જડ હૃદય પર સબોળ પાડે ને રૂ પીંજણ જેવું આત્મ–પીંજણ શરૂ થાય છે. ભજન એવા ઘાયલ મરમીઓ માટે છે. આમ આપણે કહી શકીએ કે ભજન લોકો દ્વારા, લોકો માટે ને લોકોનું સર્જન છે. ભજન આધ્યાત્મિક લોકશાહીનું પ્રતીક છે; સ્થૂલ રાજકીય ગુલામી એને સ્પર્શી શકી નથી. ભારતીય એકતા ભજનો દ્વારા સિદ્ધ થતી થતી અનેક પ્રદેશોમાં ભજન સાહિત્યને જીવંત રાખે છે.

લોકસાહિત્યમાં તિરસ્કૃત સમાજદ્રોહી તત્ત્વોને પણ સ્થાન છે તેમ પાપી, દુરાચારી ને કનિષ્ઠ જીવનની સાધના કરનારા પ્રાયશ્ચિતથી સતમાર્ગના શહીદ બની શકે છે. જેસલ–તોરલની ભજનવાણી આ દૃષ્ટિએ આંતર દર્શનની નિર્મળ ને નિર્ભેળ ભક્તિ-તત્ત્વથી રસાન્વિત છે. એનું તત્ત્વદર્શન પ્રાયશ્ચિતનું વેદનામયી વાણીમાં પ્રભુશોધનની પ્રક્રિયાના રહસ્યોદ્ઘાટનમાં છે. સ્વયંભૂ આત્મ-ધણીને કર્મબંધનો સોંપીને માર્ગીપંથ – ગત્યગંગામાં ભળી જવું એ જેસલ – તોરલની ઉપદેશવાણી છે; એ જ ભક્તબેડલીની અનુભૂતિનું સત્યદર્શન છે.

'નહિ રે મેરુ ને નહિ મેદની,
નો'તા તે દી ધરણી અંકાશ રે હાં..હાં. હાં
ચાંદો ને સૂરજ જે દી દોઇ નો'તી
ઘણી મારો તે દી આપોઆપ રે હાં..હાં..હાં'

– ભજનો જે લોકસાહિત્યમાં પ્રતિષ્ઠિત છે તેમાં માર્ગીપંથની ભજનવાણી અનોખી છે; કારણ કે એમાં નિષ્કપટ ને નિઃસ્વાર્થી વૃત્તિનો ઉદ્દગમ થતાં જ ભજનનો શબ્દ રચાય છે. ભજન આપોઆપ નાદરૂપ બનીને વિશ્વમંડળીમાં જ્યોતસમક્ષ શબ્દદેહ ધરે છે. શબ્દ દેહનો જે ભાવ – આકાર ભજનને મળે તેને માર્ગીપંથના અનુયાયીઓ ઝીલી લે છે. પાટ પરની જ્યોત પરમદર્શનની ચૈતન્યમયી દ્યુતિનો આલોક તરફ આત્માને

પ્રેરે ને એમ ભાવમયી નાદ-સમાધિ શબ્દમાં સધાતી આવે. એ રીતે ભજન લોકસાહિત્યમાં લોકસર્જન બની રહે. ઘણાંખરાં ભજનો માર્ગીભક્તોના પાટમાં 'જમૈયા' માં મળેલાં અનુયાયીઓ આપોઆપ રચી કાઢે, કાં તો એવી ભાવદશામાં-પ્રેરણા મળતાં ગાઈ ઊઠે, રામસાગર કરાંગુલિથી સ્વર છેડતો રહે ને આત્મા અનુભૂતિના ભાવદર્શનને પાર કરતો પારદર્શક શબ્દ – અનુભૂતિના અનેક કેન્દ્રો જેમાં સમાવિષ્ટ છે એવો 'શબ્દ' – ઉદ્‌ગારી રહે છે. ઉપર્યુક્ત ભજન આ રીતે પ્રકટ્યાની કહેતી છે.

સંતો ને ભકતો અંતે તો લોકજીવન વચ્ચે પોતાના જીવન દર્શનની વ્યાપ્તિ પદ-ભજનો દ્વારા રજૂ કરી ગયા છે. જે ભજનોને લોકોએ પોતાના આંતરજગતનું સ્વરૂપ ગણ્યું ત્યાં ભજનો લોકકંઠની પાંખે ઊડયાં છે ને એમ કંઠસ્થ વહેતી મરમી જીવન સાધનાનું સારસ્ય ને ભવ્ય ઊર્જીત પરમ તત્ત્વની મીમાંસા, અનુભૂતિના તારે તારે રણઝણતી રહી છે. આજેય એના પંથપંથના ફિરકામાં એ ગાનતાનની મૌલિક ને મૌખિક પરિપાટી છે. ભજન ગાવા માટે છે, નાદની નિસરણી રૂપ ભજનવાણી છે. સ્વરની લહરીમાં આત્મા પરમાત્માના દ્વારે પહોંચે ને એમ લોકવાણીના અંતર ઝંકારમાં શબ્દને લયની માધુરીનો રસાનંદભર્યો 'પિયાલો' પી શકાય છે. આવી જ ફિલસૂફી 'પિયાલા' જેવું ભજન સ્વરૂપ ગુરુજ્ઞાન ને પરમ દર્શનનું રહસ્યપાન ભજનિકોને કરાવે છે.

'પિયાલો પ્રેમનો, પિયાલો પ્રેમહૂંદો પાચો
જનમ મરણ વાકો ન આવે'

–લખીરામ

આવો ધીરાની કાફીનો લગભગ મળતો લોકઢાળ ત્રિતાલની ચલતીમાં, ભજનમંડળીમાં માઝમરાતે જામે છે ને પછી તો 'ઝરમર ઝરમર નૂર તો ઝરે'ના અનુભવમાં સૌ ગરક થઈને તેજવર્ષામાં આત્માને પખાળે છેઃ 'સુંવાતુંના સરવડાં રે'માં તેજધારા દ્વારા આત્મા પરમાત્મા રૂપી મોતીને પામી રહ્યાની અનુભૂતિ છે. માર્ગી સંપ્રદાયના લગભગ ભજનો જે પાટમાં ગવાય છે તેનું સર્જન સમૂહમાં મળેલા અનુયાયીઓએ કર્યાની કહેતી છે, એ પ્રમાણે દેવાયત પંડિત, માલદે-રૂપાંદે, લખીરામ, સહદેવ જોશી, સરમણ કાપડી, મારકુંડ ઋષિનું અર્પણ છે.

ભજનવાણી આ દૃષ્ટિએ સંઘગાનની મરત મરમી વાણી છે. સંઘગાનનો માનવસમૂહ નાદરૂપ થતો થતો દેહમાંથી આત્મમુક્તિને સિધ્ધ કરે છે. આત્મતત્વની યાત્રાનો વાહક એવો શબ્દ ભજનવાણીને અભિપ્રેત છે, જે આત્મોડ્ડયનને પ્રેરક છે લોકસાહિત્યના અન્ય સ્વરૂપોમાં ભજનનો શબ્દ વિશિષ્ટ છે તે આ અર્થમાં, અને એટલે જ લોકસાહિત્યમાં ભજનોનું સ્થાન નાદમય શબ્દ દ્વારા આત્મયાત્રાનું છે.

## હરિ વસે છે હરિજનમાં : મીઠો ભગત

હરિ વસે છે હરિજનમાં રે,
'તમે શું કરશો જઇ વનમાં ?
સાચું બોલો સાચું ચાલો;
રાખો ભાવ ભજનમાં... ૧

ભેખ ધરી ધરી શું ભટકો છો ?
નહીં કાંઈ દેહ દમનમાં.
હજ તિરથ વળી વરત આદરે;
દશવાર નાચે એક દંનમાં... ૨

એહ ભરમનાં બહુ દુઃખ બંધન,
સોખ મોખ મન મગનમાં;
મીઠાના સામી પ્રેમ તણે વશ;
નહીં કાંઇ જાગ જગનમાં... ૩

સં. રતુભાઇ રોહડિયા

# 'લોકશાસ્ત્ર'–એક અભ્યાસ

પ્રા ડૉ. પ્રહ્‌લાદભાઇ ટી. પટેલ

આદિકાળથી માનવને વિવિધ પ્રકારે થતી અનુભૂતિઓના પરિણામે જન્મના ઊર્મિજન્ય વાસ્તવની અભિવ્યક્તિ વિભિન્ન પ્રકારે થતી આવી છે. આ આદિમ માનવના નૈસર્ગિક સ્વાભાવિક અને પ્રાકૃતિક મનોવેગો, આકાંક્ષાઓ અને ઉદ્ગારોનો સમાવેશ લોકશાસ્ત્રમાં થાય છે. આમ સમાજનું ઊર્મિજન્ય વાસ્તવ લોકશાસ્ત્રનું પ્રેરક બળ બની રહે છે. તેમાં પ્રગટતી નિઃખાલસતા અને સાર્વજનિકતાને કારણે તેમાં આપોઆપ વેધકતા જન્મે છે. લોકશાસ્ત્ર અંગે શ્રી એરેલિયો એમ. એસ્પિનોઝ એ નોંધ્યું છે કે Folklore may be said to be true and direct expression of the mind of primitive man.

કોઈ પ્રદેશ વિશેષમાં રહેતો જનસમૂહ પોતાના પરિવેશ અને તત્કાલીન આવશ્યકતાઓ અનુસાર એક વિશેષ પ્રકારના આચાર – વિચારને સાહજિક રીતે જન્મ આપે છે. તે માનવમાત્રને ઉપયોગી અને મૂલ્યવાન હોવાથી સમાજ તેને સ્વીકારી લે છે. આમ વ્યક્તિગત આચરણ સામજિક આચારનું સ્વરૂપ ધારણ કરે છે, જે જીવનનાં તમામ પાસાંઓને સ્પર્શે છે. આ બાહ્યાચાર માનવના આંતર જીવનનો એક ભાગ બની રહેવાથી માનવ સમાજના શ્રેય અને પ્રેયનું પ્રતીક બની જાય છે. આ રીતે જન્મતા લોકશાસ્ત્રને માનવજીવનના મહત્તમ અને શ્રેષ્ઠતમ તત્ત્વોનો સમૂહ માની શકાય, જેનું નિર્માણ વર્ષો જૂની પરંપરાઓથી થતું આવ્યુ છે અને નિત્ય નવીન નિર્માણ થતું જ રહે છે.

લોકશાસ્ત્ર અંતર્ગત જે લોકાભિવ્યક્તિ સમાવિષ્ટ છે, તેના ડૉ. સત્યેન્દ્રએ આ પ્રમાણે ત્રણ વિભાગ પડ્યા છે.

**૧. શરીર તોષિણી :–** તે જીવન જરૂરિયાતોની પૂર્તિરૂપે આવે છે, જેમાં ભોજન, આચ્છાદન, શરણ અને ભોગ સંબંધી અભિવ્યક્તિનો સમાવેશ થાય છે. અહીં ખાનપાન, પહેરવેશ, ગૃહરચના, લગ્ન પ્રથા, રાચરચિલું, ગામરચના, જેવી જીવન જરૂરિયાતની વસ્તુઓનું સર્જન આવી શકે.

**૨. મન-સ્તોષિણી :–** આશ્ચર્ય ભય અને રતિ જેવા મનના મૌલિક ભાવોને કારણે માનવને જ્ઞાનથી આશ્ચર્ય જન્મે છે, અજ્ઞાનથી ભય જન્મે છે અને તે ભયના નિવારણ માટેનું અભિવ્યક્તિ સ્વરૂપ અનુષ્ઠાન, જાદુ, મંત્રતંત્ર, વ્રતોત્સવો અને અનેક લોકવિધિઓ આ અભિવ્યક્તિ અંતર્ગત આવી જાય છે.

**૩ મનમોદિની :-** મનને આનંદ આપનાર શાબ્દિક અભિવ્યકિત તે લોકસાહિત્ય. જેમાં લોકગીતો, ઉખાણાં, કહેવતો, રૂઢિપ્રયોગો વગેરે સમાવી શકાય.

અમેરિકન લોકશાસ્ત્રવિદ શ્રી જે. એચ. બ્રુન્વાંદે Folkloreનું આ પ્રમાણે વર્ગીકરણ આપ્યું છે, તેની સાથે ઉપરોક્ત વર્ગીકરણ સરખાવવા જેવું છે.

૧. અશાબ્દિક લોકશાસ્ત્ર : Non verbal Folklore : તેમાં લોકશિલ્પો, લોકસ્થાપત્યો, લોકકળાઓ વગેરેનો સમાવેશ થાય છે.

૨. અશંતઃ શાબ્દિક લોકશાસ્ત્ર :partly verbal Folklore : તેમાં અનુષ્ઠાન, જાદુ, મંત્રતંત્ર વ્રતોત્સવો, લોકોત્સવો, લોકરમતો; લોકનાટ્ય, લોકનૃત્ય લોકરિવાજ વગેરે આવે છે

૩. શાબ્દિક લોકશાસ્ત્ર : verbal Folklore : તેમાં લોકસાહિત્ય આવે છે. ઉપરોક્ત વર્ગીકરણોના અભ્યાસથી લોકસંસ્કૃતિ, લોકશાસ્ત્ર અને લોકસાહિત્યની ભેદરેખાઓ સ્પષ્ટ બની રહે છે.

આદિકાળથી માનવ પોતાના વિવિધ ભાવોની અભિવ્યક્તિ સાધતો આવ્યો છે અને તેનો વારસો પેઢી

દરપેઢીને આપતો આવ્યો છે તેમાં નવીન ઉમેરણો પણ થતાં રહ્યાં છે. આમ લોકશાસ્ત્ર માનવજાત જેટલું પુરાણું છે. છતાં આ સામાન્ય જનસમુદાયના રીત-રિવાજ, રહેણી-કરણી, પરંપરાઓ અંધવિશ્વાસ, ધર્મ વગેરેના અભ્યાસ તરફ સૌ પ્રથમ યુરોપીય વિદ્વાનોનું ધ્યાન ખેંચાયું છે.

આ લોકાભિવ્યક્તિ માટે ઈ.સ. ૧૮૪૬માં ઈંગ્લેંડના પ્રસિદ્ધ પુરાતત્ત્વવેત્તા વિલિયમ જોન ટોમસે Folklore શબ્દ સૌ પ્રથમ પ્રયોજ્યો તે પહેલાં ત્યાં લોકાભિવ્યક્તિના પર્યાય તરીકે Popular literature અને Popular Antiquities જેવા શબ્દો પ્રચલિત હતા. ઈ. સ. ૧૮૯૧ માં શ્રી ઈ. બી. ટેલરે તે માટે Primitive culture શબ્દ પણ પ્રયોજ્યો છે. સમય જતાં પશ્ચિમના દેશોમાં Folklore પર્યાય સર્વસ્વીકાર્ય બન્યો છે.

ભારતમાં લોકશાસ્ત્ર – Folkloreના સંશોધનના ઈતિહાસનું પગેરું ઈ.સ. ૧૮૦૯ સુધી પહોંચે છે. ઈ. સ. ૧૮૦૯ માં કેપ્ટન જેમ્સ મેકમર્ડોએ સૌરાષ્ટ્ર અને કચ્છની પોતાની પ્રવાસનોંધોમાં પ્રાચીન સ્થળોનાં નામો સાથે જોડાયેલ લોકતત્ત્વ અને દંતકથાઓ નોંધી છે. ઈ. સ. ૧૮૨૯ માં કર્નલ જેમ્સ ટૉડ તરફથી 'એનલ્સ એન્ડ એન્ટીક્વીટીઝ ઑફ રાજસ્થાન' ગ્રંથ મળ્યો. જેમ્સ ફોર્બસે ઈ. સ ૧૮૪૬થી દલપતરામ મારફત લોકવિદ્યાઓનું સંશોધન કરાવ્યું. તેના પરિણામ રૂપે 'રાસમાળા' પ્રગટ થઈ. ઈ સ. ૧૮૭૨ માં ફરામરોજ બરજોરજી નામના પારસી ગૃહસ્થે ભાટ ચારણો પાસેથી વાર્તાઓ મેળવી ફોકલોર ઑફ ગુજરાત એન્ડ કાઠિયાવાડ' નામે પ્રસિદ્ધ કરી. ઈ સ. ૧૮૮૬માં જેમ્સ કેમ્પબેલે 'ગુજરાત સર્વ સંગ્રહ' ગ્રંથ આપ્યો, જેનો મુખ્ય આધાર બારોટ – વહીવંચાઓની મૌખિક પરંપરાઓ તેમજ શિલાલેખો, તામ્રપત્રો, પાળિયા, દંતકથાઓ વગેરે રહ્યાં છે. આમ ભારતમાં પણ લોકશાસ્ત્રના સંશોધન – સંપાદનના શ્રી ગણેશ પશ્ચિમી વિદ્વાનોના હાથે થયા છે. તે પછી લોકજાતિઓનું પિયર ગણાતા ભારતના લોકશાસ્ત્રના વૈવિધ્યથી આકર્ષાયેલ પાશ્ચાત્ય અને ભારતીય વિદ્વાનોએ ભારતના વિવિધ પ્રદેશો અને તેની લોકજાતિઓના Folk lore પર સંશોધનો કર્યાં છે. તેમાં ગુજરાતમાં શ્રી મેઘાણીનું પ્રદાન નોંધપાત્ર છે.

Folklore શબ્દમાં સંકળાયેલ Folk નો પર્યાય 'લોક' સર્વ સ્વીકૃત છે, પણ તે અંગે વિભિન્ન સમજ પ્રવર્તે છે. પશ્ચિમના વિદ્વાનોના મતે Flok શબ્દનો અર્થ સંકુચિત છે, જે નાગરિક સભ્યતા અને સંસ્કૃતિ તેમજ વિધિવત શિક્ષણ વગેરેથી દૂર, ગામડામાં રહેતા અભણ – ગામડિયા પૂરતો મર્યાદિત રહ્યો છે. જ્યારે ભારતમાં વેદકાળમાં 'લોક' અને 'જન' શબ્દો સમાનાર્થી ભાવનાના દ્યોતક હતા. પરંતુ આર્ય–અનાર્ય સંસ્કૃતિના સંઘર્ષના પરિણામે વેદ – વેદેતર સ્થિતિ જન્મી તે અનુસાર 'લોક'નો બીજો અર્થ વેદ વિરોધી–વેદેતર થયો. આમ છતાં યજુર્વેદમાં 'લોક'ની વિરાટ કલ્પના કરતાં નોંધ્યું છે કે 'सहस्त्र शीर्षा: पुरुष: सहस्त्राक्ष-सहस्त्रपात्' અર્થાત્ તે પુરુષ રૂપ ઈશ્વર છે જેને હજારો મુખ, હજારો આંખો અને હજારો હાથ છે. ઉપનિષદોમાં પણ 'લોક' શબ્દનો વ્યાપક પ્રયોગ થયો છે. તેમાં અનેક પ્રકારે ફેલાયેલ, દરેક વસ્તુમાં વ્યાપ્ત એવી વિરાટ કલ્પના થઈ છે, પણ તે પછીની વેદ પરિપાટી અને લોકપરિપાટીઓથી એવી બે પરિપાટીમાંથી સમજાય છે કે વેદેતર માટે 'લોક' શબ્દનો પ્રયોગ થતો હતો.

મહાવૈયાકરણી પાણિનીની અષ્ટાધ્યાયીમાં વેદથી અલગ 'લોક'ની સત્તાનો સ્વીકાર કર્યો છે. મહાભાષ્યકાર પતંજલિએ પણ લૌકિક અને વૈદિક એવા ભાગ પાડયા છે. અહીંથી 'લોક'નો અર્થ સંકુચિત બન્યો છે, જો કે ભારતના નાટયશાસ્ત્રમાં નાટયધમી અને લોકધર્મી પ્રવૃત્તિઓનો ઉલ્લેખ થયો છે. ગીતાના પંદરમાં અધ્યાયના અઢારમા શ્લોકમાં अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः । માં 'લોક'નું મહત્ત્વ સમજાય છે. પ્રાકૃત અને અપભ્રંશ સાહિત્યમાં પણ 'લોકશાસ્ત્ર' ની સત્તા સ્વીકારેલી જોવા મળે છે. આમ છતાં 'લોક' શબ્દનો અર્થ સંકુચિત બનતો ગયો છે.

એન્સાયક્લોપીડિયા બ્રિટાનિકા'માં 'લોક' ની વ્યાખ્યા આપતાં લખ્યું છે કે 'એક આદિમ જાતિમાં

જેનાથી સમુદાય અને તે બધા વ્યકિત Folk–લોક કહેવાય છે. આ શબ્દ વ્યાપક અર્થમાં પ્રયોજાય તો તેનો પ્રયોગ સભ્ય રાષ્ટ્રની સમગ્ર જનસંખ્યા માટે પણ કરી શકાય છે. પરંતુ સામાન્ય પ્રયોગમાં ફોકલોર, ફોકમ્યુઝીક, ફોકડાન્સ જેવા શબ્દપ્રયોગોમાં પશ્ચિમની વિચારસરણીને અનુસરતાં તેનો સંકુચિત અર્થ બન્યો.

હિન્દીભાષી વિદ્વાનોએ 'લોક' શબ્દ Folk-નો પર્યાયવાચી હોવા છતાં 'જન' અને 'ગ્રામ' જેવા પર્યાયો પ્રયોજ્યા છે, જે Folk ના સમાનાર્થી નથી. વાસ્તવમાં 'લોક'ની સીમા બહુ વ્યાપક છે. તેમાં ગામ અને શહેરના વાસીઓનો સમાવેશ થાય છે. શહેરના શિક્ષિતજનો પણ ઘણીબધી બાબતોમાં જૂની પરંપરાઓમાં જીવે છે. જન્મ, લગ્ન, મૃત્યુ, સીમંત, યજ્ઞોપવિત જેવી લોકવિધિઓ અને લોકવૈદક, લોકધર્મ વગેરેમાં તે શ્રદ્ધા ધરાવે છે. हिन्दी साहित्यका बृहद इतिहास માં 'લોક'ની વ્યાપક વ્યાખ્યા આપતાં નોંધ્યું છે કે "જે લોકો ભણેલા તેમજ સુધરેલા લોકોના પ્રભાવથી પર રહીને પોતાની સ્થિતિ જાળવી રહ્યા છે તે 'લોક' ગણાય છે." વાસ્તવમાં તો ભણેલા તેમજ સુધરેલા લોકો પણ જેટલી બાબતોમાં પ્રાચીન પરંપરાઓમાં શ્રદ્ધા ધરાવતા હોય અને તેને અનુસરતા હોય તેટલે અંશે તેમને 'લોક' તરીકે સ્વીકારવા રહ્યા. કેમકે તેટલા પૂરતો તેમના વ્યવહારજ્ઞાનનો આધાર પોથીઓ નથી. તે પૂરતાતો તે પાંડિત્યની ચેતનાથી પર બની અહંકારશૂન્ય બને છે, અને પરંપરાના પ્રવાહમાં જીવે છે.

પશ્ચિમના વિદ્વાનો પણ હવે Folkનો વિશાળ અર્થ સ્વીકારતા થયા છે. પરિણામે પ્રો. ડંડે Folkની વ્યાખ્યા આપતાં નોંધે છે કે "Folk શબ્દ ઓછામાં ઓછી કોઈ એક સર્વ સામાન્ય બાબતમાં સંકળાયેલ, કોઈપણ જૂથના વ્યકિતને લાગુ પાડી શકાય તેમાં તે પરસ્પર કઈ રીતે સંકળાયેલ છે તે મહત્ત્વનું નથી. તેમનો ધંધો, ભાષા અને ધર્મ સમાન હોઈ શકે છે. પરંતુ મહત્ત્વની બાબત તો એ છે કે એ જૂથની પોતાની કહી શકાય તેવી પ્રણાલીઓ હોવી જોઈએ." આમ 'લોક' શબ્દ સ્થળવાચક નહિ, પણ સંસ્કૃતિવાચક છે. તેમાં સીધોસાદો, નિર્વિકાર ઋજુતાસંપન્ન, નિરાભિમાની માનવસમૂહ 'લોક' અંતર્ગત છે.

Floklore ના Folk નો પર્યાય 'લોક' સર્વસ્વીકૃત બન્યા પછી loreના પર્યાય અંગે ઘણા મતભેદ જન્મ્યા છે. હિન્દીમાં ડૉ. ભોલાનાથ તિવારીએ Folklore ના પર્યાય તરીકે લોકશાસ્ત્ર, લોકવિજ્ઞાન, લોકપરંપરા, લોકપ્રતિભા, લોકપ્રવાહ, લોકપથ, લોકવિધાન, લોકસંગ્રહ, લોકાયન વગેરે શબ્દો સૂચવ્યા છે. શ્રી વાસુદેવશરણ અગ્રવાલ, ડૉ. સત્યેન્દ્ર, ડૉ શ્યામ પરમાર, ડૉ. શકુંતલા વર્મા વગેરેએ Folklore નો પર્યાય 'લોકવાર્તા' સ્વીકાર્યો છે. પણ 'લોકવાર્તા' શબ્દમાં વધુમાં વધુ લોકકથા કે લોકચર્ચાનો ભાવ વહન કરવાની ક્ષમતા છે. સંસ્કૃત શબ્દકોશમાં ક્યાંય પણ 'વાર્તા' શબ્દનો અર્થ 'જ્ઞાન' અથવા lore કર્યો નથી. ડૉ. સુનીતિકુમાર ચેટરજીએ આ માટે 'લોકયાન' પર્યાય સૂચવ્યો છે, પણ તે દ્વારા જનસામાન્યના ધર્મનો માત્ર બોધ થઈ શકે છે. શ્રી ઝવેરચંદ મેઘાણીએ Folklore ના પર્યાય તરીકે લોકવિદ્યા' શબ્દ પ્રયોજ્યો છે તે માત્ર Folkloreનું શાબ્દિક ભાષાંતર જ છે. 'વિદ્યા' શબ્દનો અર્થ 'જ્ઞાન મેળવવું' એવો થાય છે. અંગ્રેજીમાં તેને માટે Knowledge, learning, lore અને Science શબ્દો મળે છે, પણ વિદ્યા શબ્દ ખૂબ વ્યાપક છે.

શ્રીમતી દુર્ગા ભાગવત Folklore ના પર્યાય તરીકે 'લોકસાહિત્ય' શબ્દ પ્રયોજે છે પણ તે અવ્યાપ્ત છે. લોકસાહિત્ય માટે અંગ્રેજીમાં Folk Literature શબ્દ છે. તેમાં સાહિત્યનો સંબંધ Letters સાથે છે. એ રીતે તો 'સાહિત્ય' Folklore નું એક અંગ છે તેનો સમાવેશ Verbal Folklore અંતર્ગત થઈ જાય છે. સાહિત્યના માધ્યમ દ્વારા વ્યક્ત થતો લોકશાસ્ત્રનો કોઈપણ વિષય લોકસાહિત્યમાં સમાવી શકાય પરિણામે લોકસાહિત્યની સીમા ગીતો, કથાઓ, ગાથાઓ, કહેવતો, ઉખાણાં અને રૂઢિપ્રયોગો સુધી જ વિસ્તરે છે.

Folklore માટે વધુ યોગ્ય અને વપરાશમાં

આવેલ શબ્દ 'લોકસંસ્કૃતિ' છે. આ પર્યાય ડૉ. હજારીપ્રસાદ દ્વિવેદીએ સ્વીકાર્યો છે, સામાન્ય રીતે Folklore અંતર્ગત લગભગ બધા વિષયોનો સમાવેશ 'લોકસંસ્કૃતિ'માં થઈ જાય છે. વળી તે ખૂબ પરિચિત શબ્દ પણ છે. છતાં આ પ્રયોગમાં એકમાત્ર વાંધો એ છે કે 'લોકસંસ્કૃતિ' શબ્દ Folk Culture નો પર્યાયી થયો. અને Lore અને cultureમાં અંતર છે છતાં શ્રી કૃષ્ણદેવ ઉપાધ્યાય અને શ્રી જયમલ્લ પરમાર જેવા વિદ્વાનોએ 'લોકસંસ્કૃતિ' ને Folklore ના પર્યાય તરીકે સ્વીકાર્યો છે. જો કે શ્રી જયમલ્લ પરમાર Folklore ને લોકજીવન સમસ્ત તરીકે સ્વીકારે છે.

આજે તો પૂર્વ અને પશ્ચિમના વિદ્વાનોએ Folklore નો વૈજ્ઞાનિક-શાસ્ત્રીય અભ્યાસ આદર્યો છે. ૧૯મી સદીમાં શ્રી ગોમ્મેએ Folklore ના વૈજ્ઞાનિક અધ્યયનનો પ્રબળ આગ્રહ સેવ્યો અને તે પછી આ વિષયમાં વૈજ્ઞાનિક અધ્યયન શરૂ થયું છે. શ્રી ક્રેપ વગેરે પાશ્ચાત્ય વિદ્વાનોએ Folklore ને વૈજ્ઞાનિક રૂપમાં પ્રતિષ્ઠિત કરવાનો પ્રયત્ન કર્યો છે. જો Folkloreને સમાજશાસ્ત્રના રૂપમાં સ્વીકારી શકાય છે તો 'લોકશાસ્ત્ર' શબ્દ બંધબેસતો આવી શકે છે.

વૈજ્ઞાનિક પરિપ્રેક્ષ્યમાં લોકશાસ્ત્રના અભ્યાસ અંગે વિચારતાં અન્ય શાસ્ત્રો સાથે તેનો સંબંધ જોડી શકાય છે. પ્રજાઓનાં જાતિસંમિશ્રણોને કારણે આજે જ્યારે નૃવંશશાસ્ત્ર જ્યાં નિષ્ફળ નીવડયું છે ત્યાં સાંસ્કૃતિક નૃવંશશાસ્ત્ર – Cultural Anthropology નવું વિકસી રહ્યું છે. તેમાં 'લોકશાસ્ત્ર'નું શાસ્ત્રીય સંશોધન ઘણું ઉપકારક નીવડી શકે. પ્રત્યેક સ્થળોના પ્રાદેશિક ઇતિહાસ પર અંધકાર પ્રસરેલો છે ત્યાં શાસ્ત્રીય રીતે સંપાદિત થયેલ લોકશાસ્ત્ર પ્રકાશ પાડી શકે છે. સમાજશાસ્ત્ર સાથે તો લોકશાસ્ત્રને ગાઢ સંબંધ છે જ. જો તે પ્રદેશનું લોકસાહિત્ય તેની તળપદી બોલીમાં સંગ્રહાય તો તે ભાષાશાસ્ત્રીઓને અભ્યાસ સામગ્રી પૂરીપાડે તેમ છે. નીતિશાસ્ત્ર અને ધર્મશાસ્ત્રને પણ આ લોકશાસ્ત્ર ઉપકારક બની રહે તેમ છે.

પરંતુ 'લોકશાસ્ત્ર'ના શાસ્ત્રીય સંશોધન-સંપાદન તરફ ભારતીય વિદ્વાનોએ જોઈએ તેટલું ધ્યાન આપ્યું નથી. ક્ષેત્રસંશોધન લોકશાસ્ત્રના અભ્યાસની પાયાની બાબત હોવા છતાં તે પ્રત્યે દુર્લક્ષ્ય સેવાયું છે. ગુજરાતમાં સૌરાષ્ટ્ર યુનિવર્સિટી તેમજ શ્રી સરદાર પટેલ યુનિવસિટી આ માત્ર બે જ યુનિવર્સિટીઓએ તેમના અભ્યાસક્રમમાં લોકશાસ્ત્રને સાંકળ્યો હોવા છતાં તેમાં માત્ર સૈદ્ધાંતિક શિક્ષણની જોગવાઈ મળે છે. ક્ષેત્રસંશોધનની તાલીમને તેમાં કોઈ સ્થાન મળ્યું નથી. છતાં કેટલાક સંશોધકો આ ક્ષેત્રે કોઠાસૂઝથી થોડુંઘણું કામ કરી રહ્યા છે.

આપણે ત્યાં લોકગીતોનો સાહિત્યિક દૃષ્ટિએ અભ્યાસ કરનારે અભ્યાસીઓ લોકગીતના કાવ્યપ્રકાર, તેનું સ્વરૂપ, કાવ્ય સામગ્રી, વર્ગીકરણ, રસ, ભાવ, ભાવપ્રતીકો, વિભાવો તેમજ અલંકાર અને શબ્દાવલી તરફી તેમની પર્યેષણા બની રહે છે. લોકગીતની ગેયતા લોકઢાળો અને લોક સંગીતને પણ દૃષ્ટિમર્યાદામાં હોઈને, તે બાબતોની ચર્ચાને કલાપક્ષમાં સમાવી લેશે. પણ જો લોકગીત નૃત્યગીતનો પ્રકાર હોય તો નૃત્યનો પ્રકાર, ટોળીને ઊભવાની રીત, ચાલ-પગલાંની હલન ચલન ચેષ્ટાઓ, દંડ પ્રહાર, અંગભંગ, તાલી અભિનય, ગતિ-વેગ વગેરેની નોંધ લોકશાસ્ત્રજ્ઞએ લેવી જોઈએ. વળી તે ગીતના ઢાળની સ્વરલિપિ Notation તેમજ લોકનૃત્ય સાથે સંકળાયેલ પ્રસંગ કે વિધિને પણ નોંધવાં જોઈએ.

આપણે ત્યાં લોકકથાઓનું શાસ્ત્રીય સંપાદન ઘણું ઓછું થયું છે. પરિણામે કોઈવ્યક્તિના પહેરવેશ પરથી તે કયા પ્રદેશનો છે તે જાણી શકીએ છીએ. જ્યારે લોકકથાના સંપાદકોએ વાર્તાનો મૂળ સ્વાંગ સાચવ્યો ન હોવાથી તે વાર્તા કયા પ્રદેશની છે તે કળી શકાતું નથી. કેમકે સૌરાષ્ટ્રના હાલાર, ગોહિલવાડ, ઝાલાવાડ, સોરઠ વગેરે વિભિન્ન પ્રદેશોની લોકકથાઓએ પ્રાદેશિક સ્વાંગ છોડીને એક સરખો કાઠિયાવાડી સ્વાંગ ધરી લીધો છે. પરિણામે તે પરથી 'ફોકલોર ઈકોલોજી'નો અભ્યાસ થઈ શકે તેમ નથી. લોકકથાના વિભિન્ન સ્થળોના અલગ અલગ કથકો પાસેથી વિવિધ

વર્ણન કથકની પોતાની જ વાણીમાં મેળવવાનાં હોય છે. તે પરથી સંપાદિત થયેલ લોકકથાનો વૈજ્ઞાનિક અભ્યાસ થઈ શકે. જો તે લોકકથાના કથારૂપ-Folk tale type અને આધાર બીજ- Motif નો અભ્યાસ કરવામાં આવે અને અન્ય પ્રદેશોની કથાઓનાં મળતાં આવતાં કથારૂપ અને આધારબીજનો અભ્યાસ જેતે પ્રદેશની પ્રજાઓ વચ્ચેના સાંસ્કૃતિક સંબંધો પર પ્રકાશ પાડી શકે તેમ છે.

પરંતુ ગુજરાતમાં હજી પણ લોકવાર્તાનું સંપાદન અને વિવેચન સાહિત્યિક નજરે જ થયા કરે છે. પરિણામે લોકવાર્તાને સાહિત્યકૃતિમાં ખપાવવાના સવિશેષ પ્રયત્નો થાય છે. લોકવાર્તાનું મૂલ્યાંકન જ્યારે સાહિત્યકૃતિ તરીકે કરવામાં આવે છે ત્યારે તેના કલાપક્ષની જ વિચારણા થતી હોય છે. જ્યારે લોકવાર્તાનું પણ કલાપક્ષ કરતાં ભિન્ન પ્રકારનું શાસ્ત્ર છે. લોકવાર્તા અને લોકગીત જેમ કલાનું અંગ છે તેમ તે શાસ્ત્રનું પણ એક અંગ છે. આમ લોકશાસ્ત્ર વિજ્ઞાન છે સાથોસાથ કલા પણ છે, જે શાસ્ત્રમાં સમાવિષ્ટ છે. (શ્રી શારદાપીઠ કૉલેજ : દ્વારકા)

*

## સંત સુધા : સં. શંભુદાન બારોટ

સતગુરુ કે પ્રતાપસે, ગુન ગોવિંદ કા ગાઈએ;
જ્ઞાન સ્વરૂપી ગંગા, નૂરત-સુરત સે નાઈએ ૧
નાયા સો નિરવાણ, સંત અનેક સિધ્ધા;
ભીડ પડે ભગવાન, દેવ તેં દરશન દીધાં – ૨
પ્રથમ નામ કબીર, ગુરુ રામાનંદ છૈયા;
પલપલ પરચા દીન, ભેદ ભક્તિ કે ભૈયા – ૩
પૈસે પીપો જાણુ, ગઢ ગાંગરેલ કો રાજા;
સેવ્યા સતગુરુ સંત, સર્યા સરવે સરકાજી… ૪
મટી ચોર્યાસી ખાણ, જન્મકા પાપ મટાયા,
ગયે મોક્ષ દરબાર, પરમસુખ મહાપદ પાયા, ૫
તારાએ નામ્યાં શીશ, હરિશ્ચંદ્રે ખડગ સહાયા;
શંખચક્ર શું ધરૂ, ગદા પદ્મ ધરી આયા… ૬
બલ ચાંપ્યો નિજપાવ, વિપ્ર વામન થઈ આવ્યા;
નરપતકુ દીનો રાજ, અપના હો કર છાયા – ૭
અંબરિષ કો ઉદ્ધાર, હરિએ આપહીં કીનો;
ભષ્મ ચક્ર અદ્દ્ભુત દુરવાશા કો દીનો, …૮
પૈસો જેસલ સંત, કઈયે તોરલ રાણી;
કપડા કીયા સફેત બિન સાબુ બિન પાણી… ૯
પૈસા ધન્ના જાટ, બીજ સાધુ મુખ બોયો;
ઊગી તૂંબા વેલ, ગાડાભર ઘઉ કો લાયો. ૧૦
મેના શું મંડળિક, ક્રોધ બહુ ભારી કીનો;
હરિએ હાથોહાથ, હાર નરશી કો દીનો… ૧૧
અજામેલ એક ધ્યાન, પુત્ર કું બોત પુકારે;
કીયા જમકો એક કોર વિશ્વંભર આવ્યા વારે… ૧૨
હરશું અદકો હેત, છાપરો નામા કો છાયો;
સંજ્ઞા દોરૂ સોય, તે આ તે આ કહી બતાયો.– ૧૩
મીરાં કાજ મહારાજ, વીખ વેગે ઉતાર્યો;
પત રાખી પ્રેહલાદ, હરણાકંશ નખે વધાર્યો… ૧૪
ગુનિકા કો વેમાન, કુંજર કાલ છોડાયો;
ભાજી કેરો શાક, વ્યાસ વિદુર ઘર ખાયો… ૧૫
ભીલડી જુઠાબોર, ખીચ કરમાકો ખાયે;
રંગા કેરે રાજ, સુર અંગ રૂપ રચાયો… ૧૬
પડયો પારધિ પાસ, સાંપકો આપ ડસાયો,
શીવરી કીની સાર, નીર નિરમલની પાયો… ૧૭
દાસ આપનો જાણ, વિભિક્ષણ પાર બેસાર્યો;
દીધું લંકા રાજ, પરમગુન અપનો પાર્યો, ૧૮
અગન જરતી જાળ, બાળ જીવંત બિલાડી;
મૃગનો છોડયો ફાંસ, દ્રુપદી પૂરી સાડી… ૧૯
દયા કર દીન દયાલ, દર્શન કોલવા કો દીનો
શગાળશા કો સુત, ફીર સજીવન કીનો… ૨૦
સુધનવા કેરે કાજ, કળા લઈ શિતલ કીની;
ભજન કીઓ કુબેર, ઉત્તમ દેઈ તાકો દીની… ૨૧
રંગા ઉપર રીશ, નરસંગ જબ નામે કીની;
દશે રૂપ દશનામ, શામ ધરી ઊભા શીની… ૨૨
એશે બિરદ અપાર, પાર કોઈ વેદ ન પામે;
પેહી ભરોસા જાણુ, ગુણ ગોવિંદ કા ગામે… ૨૩
માતા કુંતા સુત, ઋષિકુ બેત સમજીયા;
હુઓ પાંડવકો પાસ, ભજયા ત્યાં અંબ ઊગાવ્યા… ૨૪
કહે ભોજો કરજોડ, નામકી જાઉં બલિહારી;
પેતે તારે સંત, હમકું હૈ આશ તમારી… ૨૫

# કહેવતો અને ઉખાણાં

ડૉ. નાગજીભાઈ ભટ્ટી

આ પૃથ્વી ઉપર હજારો વર્ષથી માનવજીવન વહેતું આવ્યું છે. સેંકડો વર્ષોની સાધના પછી એ બોલતો થયો. ઊર્મિની અભિવ્યક્તિ માટે સંકેત કે આંગિક અભિનયનો આશ્રય પછી છૂટી ગયો. વાણી એની નિત્યની સાથી બની. પછી તો માનવીનો અનુભવ રાશિ વધતો ગયો. અને વાણી વિચારની અભિવ્યક્તિ માટેનું પરંપરાગત સાધન બની ગઈ. વર્ષો વીતતા ગયા તેમ તેમ વાણી અભિવ્યક્તિની વધારે ને વધારે ક્ષમતા ધારણ કરવા લાગી. માનવજીવનની મહામૂલી અનુભવ સામગ્રી આમ માનવચિત્તમાં એકઠી થતી રહી. આ અનુભવ સામગ્રીએ સમય જતાં અત્યંત ઘનિષ્ટ એવું સૂત્ર સ્વરૂપ ધારણ કર્યું. જેમ પુષ્પોનો અર્ક મધુર સૌરભ પ્રસરાવતા અત્તરમાં પરિવર્તિત થઈને ભીની ભીની ખુશ્બોને સમગ્રપણે વ્યક્ત કરે છે, દવાઓમાં જેમ પદાર્થનું ઘનત્વ રોગનાશ માટે વધુ અકસીર બને છે તેમ માનવચિત્તમાં ઘનીભૂત બનેલી સામગ્રી કહેવતોનું પણ એવું જ છે.

લોકકથા કે લોકગીતોમાં લોકમાનસની અભિવ્યક્તિ કંઈક વિસ્તારપૂર્વક થયેલી હોય છે, જ્યારે કહેવતોમાં એની અભિવ્યક્તિનો વિસ્તાર ઘણો ઓછો છે. વળી લોકકથા કે લોકગીતોમાં આનંદ અને ઉત્સાહ અભિવ્યક્તિના કેન્દ્રમાં જોવા મળે છે. જ્યારે કહેવતોમાં આનંદ કરતાં વ્યવહાર તરફી ઝોક વિશેષ જોવા મળે છે. બીજી રીતે કહીએ તો વ્યવહાર વિષયક વાતોને અત્યંત સંક્ષેપમાં પ્રગટ કરવાની પ્રવૃત્તિ કહેવતના મૂળમાં રહેલી છે. એમાં કથાતત્ત્વ ભાગ્યે જ જોવા મળે છે. ગીતના લય, તાન કે તાલને બદલે એમાં સંતુલિત સંવેદનશીલતા વિશેષ જોવા મળે છે. હિંદીના લોકસાહિત્યના જાણીતા વિવેચક ડૉ. સત્યેન્દ્ર એને મુક્તકની કક્ષામાં મૂકી કહેવત અને ઉખાણાં એમ બે ભાગમાં વહેંચે છે.

કહેવતો અને ઉખાણાંમાં બે ભિન્ન માનસનો પરિચય થાય છે. કહેવતોનો સંબંધ ઘણુંખરું વ્યવહાર સાથે છે. આ વ્યવહારમાં પણ અનેક પ્રકારના માનસિક રંગ અને રૂપ જોવા મળે છે. માનવજીવન જેમ વૈવિધ્યસભર છે તેમ માનવીના જીવનવૈવિધ્યની છાપ આ આ કહેવતો અને ઉખાણાંઓમાં પણ જોવા મળે છે.

આ કહેવતોમાં ગંભીર વ્યંગ્ય, ઉપહાસ, કટાક્ષ, દોષદર્શન, વ્યાજસ્તુતિ કે વ્યાજનિંદા, સ્વભાવદર્શન વગેરે વ્યક્ત થયેલાં જોવા મળે છે,

કહેવતોનું અધ્યયન લોકોના વ્યવહારની દૃષ્ટિથી અત્યંત મનોરંજક હોય છે. સાહિત્યિક દૃષ્ટિથી પણ એ ઉપયોગી છે. રિઝલે (Risley)એ પોતાના People of India -પીપલ ઑફ ઈન્ડિયા નામક પુસ્તકમાં એવી કહેવતોનો કેટલોક સંગ્રહ કર્યો છે જેમાં ભારતની વિવિધ જાતિઓના વિષયમાં લોકમાનસની મનોવૃત્તિ તેમ જ તે જાતિના ગુણાવગુણ પણ પ્રગટ થતાં બતાવ્યા છે. આવી નૃવિજ્ઞાનની દૃષ્ટિથી પણ કહેવતોનું અધ્યયન આવશ્યક બની જાય છે. સાહિત્યિક દૃષ્ટિએ જોતાં તેમાંથી ઉક્તિ વૈશિષ્ટ્ય, પ્રભાવોત્પાદકતા વિવિધતા વગેરે જોવા મળે છે. એ હમેશાં લોકોના અંતર મનમાં છવાયેલી રહે છે, અને સમય આવ્યે અનાયાસે પ્રગટ થઈ જાય છે.

લોકસાહિત્યમાં તેમજ સાહિત્યમાં કહેવતોને લોકોક્તિ પણ કહેવામાં આવી છે. જો કે કહેવતો અને લોકોક્તિ વચ્ચે કેટલીક ભિન્નતા રહેલી છે, પરંતુ અત્રે એનું સ્પષ્ટીકરણ કે વિસ્તારપૂર્વક વર્ણન કરવું યોગ્ય નથી. આ લોકોક્તિઓ દેશ, કાળ અને બોલી કે ભાષાઓની ભિન્નતાની ઉપેક્ષા કરીને જગતના દરેક ભાગમાં પ્રચલિત થયેલી જોવા મળે છે. ઘણીવખત લોકોમાં એનું સ્થાન નીતિશાસ્ત્ર જેવું થયેલું જોવા મળે છે, એનું કારણ

એના મૂળમાં પડેલા જનજીવનના ઊંડા અને મૂલ્યવાન અનુભવોને આધારે થયેલી એની ઉક્તિ છે.

ઐતિહાસિક પરંપરા અનુસાર આપણે જોઈએ છીએ કે પૌરાણિક, ધાર્મિક તથા સંસ્કૃત ગ્રંથોમાં આવી સૂક્તિઓનો સમય સમય પર ખૂબ અર્થસભર ઉપયોગ થયો છે. લોકસાહિત્યમાં તો લોકોક્તિ જ લોકસમાજની આરસી રહી છે. એમાં સમયવિશેષનું ચિત્રણ અવારનવાર થતું રહ્યું છે

સામાજિક રીતરિવાજો, નૈતિક પરંપરાઓ તથા જાતિસંબંધી પારસ્પરિક સંબંધો એમ સમાજ સાથે સંબંધિત લગભગ બધી વાતોનો ઉલ્લેખ એમાં સરળતાથી પ્રાપ્ત થાય છે.

લોકોક્તિ એના નામ અનુસાર પ્રથમ લોકોની બોલચાલની ભાષામાં બને છે અને રૂઢ થાય છે. પછી લોકપ્રિયતાને કારણે સાહિત્યની ભાષામાં પોતાનું સ્થાન પ્રાપ્ત કરે છે. પરંતુ સાહિત્યજગતમાં પ્રવેશ કરતાં કરતાં એને સારો એવો સમય લાગી જાય છે.

ડૉ. વાસુદેવશરણ અગ્રવાલ કહે છે તેમ લોકોક્તિઓ 'માનવીયજ્ઞાનનું ઘનીભૂત રત્ન' છે. આથી જ રાજસ્થાનીના વિદ્વાન ડૉ. કનૈયાલાલ સહલ કહેવતના રચયિતાઓને "જીવનના દૃષ્ટા" કહે છે તે યોગ્ય જ છે. એની પાછળ માનવીનો શતાબ્દીઓનો અનુભવ અને સૂક્ષ્મ નિરીક્ષણ પછી બનેલા સ્થિર સિધ્ધાંતો છે.

લોકોક્તિ કે કહેવતોમાં સમાસપ્રવૃત્તિ મુખ્યત્વે રહેલી જોવા મળે છે. એના રચયિતાઓએ ગાગરમાં સાગર ભરવાનો અથક પ્રયત્ન કર્યો છે. કહેવતો દેખાવમાં નાની છે, પરંતુ એમાં વિશાળ ભાવરાશિ ભરેલો જોઈ શકાય છે

ગદ્ય અને પદ્ય બન્નેમાં કહેવતો જોવા મળે છે. એની ભાષા અત્યંત સરલ અને ચોટદાર હોય છે. એની આ સરલતા જ માનવહૃદય પર અમીટ પ્રભાવ નાખે છે.

કહેવતોમાં દેશ અને કાળગત અંતર જોવા મળે છે. ભૌગોલિક પ્રભાવોને કારણે કેટલીક ચારિત્રિક કે સ્થાનિક વિશેષતાઓ પણ એમાં દૃષ્ટિગોચર થાય છે ડૉ. સત્યા ગુપ્તના મત અનુસાર કહેવતનું સ્વતંત્ર મહત્ત્વ નથી. એનો જન્મ ઘટના બાદ થાય છે અને એનો પ્રયોગ પણ ઘટના અનુસાર જ કરવામાં આવે છે.

વિષયની દૃષ્ટિએ જોઈએ તો એમાં પ્રદેશ વિશેષના લોકોના આચાર, વિચાર, રહેણીકરણી, આરોગ્ય, ઘરગથ્થુ ઉપાયો, ધાર્મિક વિચારો, માન્યતાઓ વગેરે ઘણી બાબતો પર વિચાર થયેલો જોવા મળે છે. તેમાં ભૌગોલિક બાબતો કે તથ્યો પણ જોવા મળે છે. ઈશ્વર ચિંતન, તત્ત્વચિંતન, શુકન-અપશુકન, ભાગ્ય, ખેતી, વર્ષા, જીવજંતુ, રમતગમત વગેરે અનેક વિષયો પર કહેવતો સાંભળવા મળે છે.

જીવનમાં કહેવતોનું સ્થાન મહત્ત્વનું છે તો સાહિત્યમાં પણ કહેવતો પ્રાણ પૂરે છે. ભાષાનો એ શણગાર છે. અરબી ભાષામાં એક કહેવત છે કે "ભોજન માટે જેમ નિમક તેમ બોલી માટે કહેવત." તે અન્ય પ્રદેશને માટે પણ એટલું જ સાચું છે. કહેવતોની ભાષા બોલચાલની સામાન્ય અને સાદી ભાષા હોવા છતાં એની માર્મિકતા, વેધકતા અને સહજતાની લાક્ષણિક શક્તિ ભાષાને લાલિત્ય આપે છે, એટલું જ નહિ એને પોતાની રીતે અલંકૃત અને પ્રભાવોત્પાદક પણ બનાવે છે.

ઈ. સ. ૧૪૮૦ આસપાસ થયેલા માંડણ બંધારાની "પ્રબોધ બત્રીશી" ષટ્પદી ચોપાઈના બંધમાં વીસ વીસ કડીની એક એવી બત્રીસ વીશીઓમાં રચાયેલી કૃતિ છે. એમાં અર્થાન્તરન્યાસી લોકોક્તિઓનો કોશ રજુ કરી દેવા માંગતો હોય એ રીતે માંડણે કાવ્યમાં કહેવતોનો ઉપયોગ કર્યો છે. કાવ્યમાં કહેવતોનો ઉપયોગ કરવાની આ પ્રણાલિકા ત્યારપછીના શ્રીધર વણિક તથા શામળના 'રાવણ-મંદોદરી સંવાદ"માં તેમજ દયારામના "પ્રબોધ બાવની"ના કુંડલિયામાં જોઈ શકાય છે.

અહીં એક વાત નોંધપાત્ર છે કે પંદરમી સદીના માંડણથી માંડીને અખા સુધી કહેવતોનો

"ઉખાણા" તરીકે ઉલ્લેખ થતા રહ્યો. ઉદાહરણ તરીકે માંડણ કહે છે.

"અવનિ રહી ઉખાણાં ભરી,
તે કિમ સૂકાઇ પૂરા કરી ?

જ્યારે અખો કહે છે :

"અખા ઉખાણું સાચું થયું,
બોરા સાટે ઘરેણું ગયું."

બોરાના બદલામાં ઘરેણું ગયું એ કહેવત સાચી થઈ એમ કહેવા અખાએ એને "ઉખાણું" કહી. "ઉખાણું" શબ્દનો અર્થ આજે બદલાઈ ગયો છે એમ કહી શકાય. વળી ઉખાણાં પણ કહેવતની જેમ જનતાના અગાધ ડહાપણ, આબદ નિરીક્ષણ, ઊંડા અનુભવ અને સચોટ વક્તવ્ય ધરાવે છે. લૌકિક ન્યાયો, લોકપ્રિય ઉક્તિઓ, રૂઢિપ્રયોગો વગેરે પેઠે ઉખાણું પણ લોકસંપત્તિ છે. "ઉખાણું" શબ્દ "લોકોક્તિ"ના અર્થમાં મરાઠી, હિંદી વગેરેમાં પણ જાણીતો છે.

મધ્યકાલીન ગુજરાતી કવિતામાં "ઉખાણા"નું સાહિત્ય ઠીક ઠીક પ્રતિબિંબિત થયેલું છે. ઉખાણાનો ત્યાં 'સમસ્યા' કે 'સમશા' તરીકે ઉલ્લેખ થયેલો છે. એનો જન્મ પણ કહેવતોની જેમ લોકોના વિશાળ અનુભવમાંથી થયેલો છે. એના પરથી તે ભાષા બોલનારની સંસ્કૃતિ, રહેણીકરણી, જનસ્વભાવ અને શિષ્ટતાનો ખ્યાલ બાંધી શકાય.

પ્રાદેશિક ભિન્નતા તેમજ એકતા જેમ કહેવતોમાં જોવા મળે છે તેમ જુદા જુદા પ્રદેશોની જુદી જુદી પ્રજાઓના અનુભવો લગભગ સમાન હોવાથી એક જ અર્થની અનેક કહેવતો અને સમાન પ્રકારના ઉખાણાંઓ જુદી જુદી ભાષાઓમાંથી પ્રાપ્ત થાય છે.

ઉખાણું શબ્દ 'ઉપાખ્યાનક'–ઉપાખ્યાન પરથી બન્યો છે. ડૉ. હરિવલ્લભ ભાયાણી નોંધે છે કે ગુજરાતી 'ઉખાણું' શબ્દમાં મૂળનો (ઉપાખ્યાનનો) અર્થ બદલાઈ ગયો છે. 'ઉખાણું' એટલે બુદ્ધિ વિદ્યા કે ચતુરાઈની કસોટી કરવા વિનોદ ને રમત અર્થે પૂછાતો કોયડો." જો કે ઉખાણાંની આ વ્યાખ્યા સંપૂર્ણ ગણી શકાય કે કેમ તે પ્રશ્ન છે પરંતુ ઉપાખ્યાનમાંથી કહેવત અને બુદ્ધિચાતુર્યની કસોટીના સાધન તરીકે ઉખાણું વપરાવા લાગ્યું હતું તે હકીકત છે.

કહેવત અને ઉખાણાં સામાન્ય જનતાનું રોજિંદી વપરાશનું અમૂલ્ય લોકધન છે. જો કે અત્યારે ઉખાણાંઓની સૃષ્ટિ કહેવતોની તુલનામાં પાંખી પડી ગઈ છે. કોયડા પૂછવાનો કે વરત નાખવાનો વ્યવહાર ઘણો ઘટી ગયો છે.

ભારતની ભિન્ન ભિન્ન ભાષાઓમાં ઉખાણાં માટે ભિન્ન ભિન્ન શબ્દપ્રયોગો થયેલા જોવા મળે છે. ભારતની ઘણીખરી ભાષાઓની જનની સંસ્કૃત છે. સંસ્કૃત એ ભારતની જ નહી સમગ્ર જગતની સૌથી પ્રાચીન ભાષા છે. તેમાં ઉખાણાં માટે વેદકાલીન સમયથી વપરાતા આવેલા શબ્દો નોંધાયેલા જોવા મળે છે. એ દૃષ્ટિએ સંસ્કૃત સાહિત્યમાં પ્રહ્લોદ્ય, પ્રશ્નોત્તર, કૂટ, વિવાદ, પ્રવહલિકા, સમસ્યા, ગૂઢ તેમજ હૃદયાલિકા જેવા શબ્દોનો ઉપયોગ થયેલો છે.

હિંદીભાષી સમાજમાં પહેલી અને બુઝૌવલ શબ્દો વધારે જાણીતા છે. ક્યાંક એ માટે 'પારસી' શબ્દ પણ વપરાય છે. આ ઉપરાંત દરેક ભાષા કે પ્રદેશના ઉખાણા માટેના અન્ય શબ્દો છે તે જુદા.

ગુજરાતીમાં ઉખાણાં ઉપરાંત કોયડો, વરત, અરથ, સમસ્યા, ગૂઢાર્થ વગેરે શબ્દો વપરાતા જણાયા છે. કચ્છીમાં એ માટે 'પીરોલી' શબ્દ છે જે પ્રવહલિકાની યાદ આપે છે.

પ્રહેલિકા, સમસ્યા, કોયડા, ઉખાણાં વગેરે માનવજીવન સાથે વણાઇ ગયાં છે. બાળકોના ઉખાણાં જેવાં કે–

"કાકા કહે મેં કૌતુક દીઠું,
ભર્યા તળાવમાં તરતું દીઠું
પાણી છે પણ પીતું નથી,

ઘાસછે પણ ચરતું નથી,
એ જનાવર મરતું નથી,
(દીવાની દીવેટ કે વાટ)

અથવા–

એક જનાવર હતું,
પૂંછડે પાણી પીતું (દીવો)

જેવાં ઉખાણાં ગુજરાત–સૌરાષ્ટ્ર કચ્છમાં પ્રચલિત છે. ભારતની અન્ય ભાષાઓમાં પણ આવાં ઉખાણાંઓનો વપરાશ જોવા મળે છે.

'પ્રહેલિકા એટલે બીજાને સંદેહમાં–સંશયમાં નાખે તેવું, વર્ણનીય વસ્તુનું નામ ગુપ્ત રાખવું તે' એવી વ્યાખ્યા આપવામાં આવી છે. આવી પ્રહેલિકા સમજવા માટે સમજનારને વધારે શબ્દજ્ઞાનની અને સાથોસાથ બહુશ્રુતપણું મેળવવાની ઘણી જરૂર પડે છે. આપણાં દેશમાં એવી પ્રહેલિકા જેને હિંદી ભાષી પ્રદેશમાં 'પહેલિયાં' કહે છે-નાનપણથી જ બાળકોને અરસપરસ પૂછતાં શીખવવાની પરંપરા હતી, એટલું જ નહિ, કેટલીક વખત લગ્ન પ્રસંગે વરકન્યા એકબીજાને એવાં ઉખાણાંઓ પરસ્પર પૂછતાં સૌરાષ્ટ્રમાં કોઈકોઈ જ્ઞાતિમાં જાન જમવા બેસે ત્યારે સમસ્યા પૂછી "જાનને બાંધવાનો" રિવાજ હતો. જાનમાંથી કોઈ એનો ઉકેલ બોલી "જાનને છોડે" ત્યારે જાન જમી શકતી ત્યાં સુધી પીરસેલાં ભાણાં એમ ને એમ પડયાં રહેતાં. આજે તો એ બધું લુપ્ત થઈ ગયું છે એમ કહીએ તો પણ ખોટું નથી.

આવા સમસ્યા વિનોદથી તર્કશક્તિ ખિલવવાનો એક હેતુ હતો. ગૂંચવનારા ભરેલા પ્રશ્નો પરત્વે વિચારવાની ટેવ એથી દૃઢ થતી. કળાની ચોસઠ કલાઓમાં ઉખાણું કે પ્રહેલિકાને પણ સ્થાન હતું. રાજદરબારોમાં પણ એની બોલબાલા હતી. એનું સ્વરૂપ અને નામ જુદા એટલું જ.

વેદકાલીન સમયથી ઉખાણાંઓ કોઈને કોઈ નામે ચાલતાં આવ્યાં છે ને બુદ્ધિમાનોની બુદ્ધિને કસોટીએ ચડાવતા રહ્યાં છે. ઋગ્વેદમાં સાદામાં સાદી પ્રહેલિકા આઠમાં મંડલના ૨૯મા સૂકતમાં મળી આવે છે. તેમાં જુદા જુદા દેવતાઓના ખાસ લક્ષણો આપવામાં આવ્યાં છે; પણ તે દેવતાઓ કયા તે શોધી કાઢવાનું શ્રોતાઓ ઉપર છોડવામાં આવ્યું છે. દા. ત. 'વિષ્ણુ' સંબંધી સૂચક લક્ષણો આ પ્રમાણે આપેલાં છે.

त्रिण्येक उरुगायो वि चंक्रमे
चत्र देवासो मदन्ति॥

(અર્થાત્ બીજો મોટી ફલંગવાળો દેવ-જેણે ત્રણ પગલાં ભર્યાં અને જ્યાં દેવતાઓ આનંદ કરે છે ત્યાં પહોંચી ગયો.)

વેદમાં આ ઉપરાંત દેવોની વિશિષ્ટતા દર્શાવતા પ્રશ્ન કે પ્રશ્નોત્તર સાથેના સરલ તેમજ અનેકાર્થી ઉખાણાંઓ જેને બ્રહ્મોદ્ય કહે છે તે મળે છે.

સંસ્કૃત સાહિત્યમાં પણ પ્રહેલિકાનો ઉપયોગ સારા પ્રમાણમાં થયેલો છે. એમાં પણ ક્રિયાગુપ્ત, કર્તૃગુપ્ત, કર્મ ગુપ્ત, કરણગુપ્ત, સમ્પ્રદાન ગુપ્ત, અપાદાન ગુપ્ત, સંબંધ ગુપ્ત, અધિકરણગુપ્ત, આમંત્રિતગુપ્ત, કર્તૃક્રિયાગુપ્ત કર્તૃકર્મક્રિયા ગુપ્ત, સંધિગુપ્ત, સમાસગુપ્ત, લિંગ ગુપ્ત, સુબ્વચનગુપ્ત તિડ઼્વચન ગુપ્ત તેમજ માત્રાચ્યુતક, બિંદુચ્યુતક વિસર્ગચ્યુતક અક્ષર ચ્યુતક, સ્થાન ચ્યુતક વગેરે અનેક ભેદો પાડેલા જોવા મળે છે, જે દરેકનું એકેક ઉદાહરણ પણ ઘણું મોટું સ્વરૂપ ધારણ કરી લે એ સ્વાભાવિક છે આમ છતાં એનું એક જ્ઞાવ સદું ઉદાહરણ એના સ્વરૂપને સમજવા ઠીક પડશે–

अपदो दूरगामी च साक्षरो न च पण्डितः
अमुख स्फुटवक्ता च यो जानाति स पण्डितः ॥

[અર્થાત્ પગ ન હોવા છતાં પણ તે દૂર દૂર જાય છે. સાક્ષર (ભણેલ–ગણેલ કે અક્ષર સહિત) હોવા છતાં પણ તે પંડિત નથી મુખ નથી છતાં સ્પષ્ટ વાતો કરે છે. એને જે જાણે છે તે પંડિત છે.]

એનો ઉત્તર છે: 'પત્ર' કે 'કાગળ'. કાગળ એટલે કોરો કાગળ નહિ. પણ કોઈને ઉદ્દેશીને લખા-

ચેલો પત્ર. આ પરંપરા ગુજરાતી તેમજ અન્ય ભાષાઓમાં પણ જોવા મળે છે. દા. ત.–

"અકકડ પાન, કડાકડ બીડી, માંહી રમે છે કાળી કીડી

અથવા

"દેશ ગયો, પરદેશ ગયો, પાણી દેખી ટપ મરી ગયો." વગેરે.

આ ઉખાણાઓનો સંબંધ જીવન અને મૃત્યુ સાથે પણ રહ્યો હશે એમ લાગેછે. મહાભારતમાં યક્ષે પાંડવોને પૂછેલાં ઉખાણાં પરથી એ સ્પષ્ટ થાય છે. યક્ષ કે ધર્મ સંભવતઃ સારસનું રૂપ ધારણ કરી જલાશયમાં ઊભા રહ્યા. નકુલ, સહદેવ, ભીમ, અર્જુન એક પછી એક પાણી પીવા માટે એ સરોવરે આવ્યા યક્ષે એ દરેકને ઉખાણાઓ પૂછયાં જેનો પ્રત્યુત્તર એ પંડુપુત્રો આપી શકયા નહિ એટલે મૃત્યુ પામ્યા. છેવટે યુધિષ્ઠિર પોતે ત્યાં આવ્યા. યુધિષ્ઠિરે તેમણે પૂછેલાં ઉખાણાંઓના સાચા પ્રત્યુત્તર આપ્યા. યક્ષે આથી પ્રસન્ન થઈ મૃત્યુ પામેલા ચારેય પાંડવોને પુનર્જીવન આપ્યું. આજ પણ મૃત્યુ કે જીવનના ગૂઢાર્થનો ખ્યાલ આપણને આવ્યો નથી.

આ ગૂઢાર્થ પાછળ શો આશય હોઈ શકે? ફ્રેઝરની માન્યતા છે કે ઉખાણાંની રચના માનવીને પોતાની વાત સ્પષ્ટ શબ્દોમાં કહેતા કાંઈ મુશ્કેલી જણાય હશે ત્યારે થઈ હશે. મૃત્યુ કે જીવનમાં એવો શો ગૂઢ અર્થ હશે?

મૃત્યુ, જીવન, શ્રમ, આનંદ વગેરે સાથે સંકળાયેલાં ઉખાણાઓ પાછળ ગમે તે ગૂઢાર્થ હોય લોકકથાઓમાં અને લોકગીતોમાં પણ ઉખાણાઓની આ પરંપરા ઘૂસી ગયેલી છે. 'કથાસરિતસાગરમાં' એવી કેટલાયે વાર્તાઓ છે જેમાં ઉખાણાનો એક અભિપ્રાયના રૂપમાં ઉપયોગ થયો હોય.

ઉખાણાએનું વિશ્લેષણ કરતાં જણાશે કે તેમાં કેટલાક સાર્થક શબ્દોની સાથે કેટલાક નિરર્થક શબ્દો પણ હોય છે. આ શબ્દો નિરર્થક હોવા છતા અર્થઘોતકની જેમ પ્રસ્તુત કરવામાં આવ્યાં હોય છે. આ શબ્દો કોઈ વસ્તુના ભાવ તરફ સંકેત કરતા હોય છે. ડૉ. સત્યેન્દ્ર નોંધે છે કે ઉખાણાંમાં ઉપમાનોથી ઉત્પન થતું ચિત્ર અસ્પષ્ટ હોય છે. એમાં અભિપ્રેત વસ્તુનો ઘણો અપુર્ણ સંકેત મળે છે.

ઉખાણા સાથે સમસ્યાપૂર્તિને પણ એટલું જ મહત્ત્વ મળ્યું છે, પ્રાચીન સમયથી સમસ્યાપૂર્તિ કવિપ્રતિભાની કસોટી માનવામાં આવી છે.રાજદરબારોમાં કવિઓની અવારનવાર કસોટીઓ થતી. આવી કસોટીઓમા કવિ કાલિદાસનુ નામ અવાનવાર ઝળકતું જોવા મળે છે.

ચારણીસાહિત્યમાં પણ સમસ્યા અને સમસ્યાપૂર્તિ જોવા મળે છે, એનું કારણ ચારણોના રાજદરબારો સાથેના સંબંધોને ગણાવી શકાય. ગીગા બારોટ કે બળધા ગોધા જેવાના નામ એમાં જાણીતાં છે.

ગુજરાતી સાહિત્યમાં સમસ્યાઓના આલેખન માટે સૌથી પ્રસિદ્ધ છે, શામળ. મધ્યકાલિન પદ્યવાર્તાઓ ગૂંથીને એણે પોતાની વાર્તાને રસાત્મક અને આકર્ષક બનાવવામાં અગત્યનો ભાગ ભજવ્યો છે. કવિ દલપતરામે "શામળ ભટની કવિતા"માં આવા અનેક ઉખાણાં નોંધ્યા છે. તેમાંથી એક જોઈએ–

"સાઠ નારીએ નાર, નાર આઠે નર જાણું,<br>
આઠ નરે નર એક, પુરૂષ એ ત્રીસ પ્રમાણું,<br>
બારપુરૂષ બળવંત, એક નર નરપતિ જેવો,<br>
એવા નર દસસહસ્ર, તરતીબે ભોગવ્ય તેવો;<br>
સ્વામી જે સત્યાવીશનો, કશ્યપસુત જુગ ભોગવે<br>
શુભ આશીષ શામળ ભટ્ટ ભણે,ભૂપતિ તું સુખ ભોગવે

આમાં સાઠ નારીએ નાર એટલે સાઠ પળની એક ઘડી, આઠ નારનો એક નર એટલે આઠ ઘડીનો એક પહોર, આઠ નર એટલે આઠ પહોરનો એક દિવસ એવો ત્રીસ પુરૂષ પ્રમાણુ એટલે એક માસ, એવા માસરૂપી બાર બળવાન પુરૂષોનો એક એક નરપતિ તે વર્ષ, એવા દસ સહસ્ર નરનું ભોગવ્ય એટલે તારૂં આયુષ્ય દસ હજાર વર્ષનું થાય એવો કવિનો આશીર્વાદ તેમાં સત્યાવીશનો સ્વામી તે ચંદ્ર અને કસ્યપસુત તે સૂર્ય. આમ સૂર્ય–ચંદ્ર માત્ર પાળિયાઓ કે લેખોમાં લખાતી સંજ્ઞાઓ જ ન રહેતાં કાવ્યમાં પણ તેની ગૂઢ સમસ્યારૂપે વણીને ઉપયોગ કરવામાં આવતો. રાજાઓને શુભાશીષ આપવા આવાં ઉખાણાં મનોરંજનની

સાથોસાથ બુધ્ધિની કસોટીના સાધન બનતાં. શામળે તો સમસ્યાગર્ભ વાર્તાઓ પણ રચી છે. વીરવિક્રમની કેટલીયે વાતોમાં ચમત્કારના તત્ત્વ સાથે સમસ્યા કે પ્રશ્ન ગૂંથી લેવામાં આવ્યા છે તે સૌની જાણીતી વાત છે.

આવા પ્રશ્ન કે પ્રશ્નોત્તર રસ પણ અનેક પ્રકારનો હોય છે. ક્યાંક કોઈ પ્રશ્ન કરીને એક ઉત્તર મેળવવામાં આવે છે. ક્યારેક વારાફરતી એક એક પ્રશ્નનો એક એક ઉત્તર હોય છે. ક્યારેક અનેક પ્રશ્નનો એક ઉત્તર હોય છે તો ક્યારેક ઉત્તર દ્વારા પ્રશ્નકર્તાને મૂર્ખ બનાવવામાં આવે છે.

ઉખાણાંને રચનાની દૃષ્ટિએ તપાસીએ તો તે સ્પષ્ટ અને આકર્ષક છે. એમાં રહસ્યમયતાનું તત્ત્વ રહ્યું છે. આ ગોપનીય રાખવાની પ્રક્રિયા એમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. વસ્તુને તેના આવરણથી મુક્ત કરી જોવાની, તેમાં ઊંડા ઊતરી તેમાં છુપાયેલા રહસ્યને પામવાની મથામણ માનવી આદિકાળથી કરતો આવ્યો છે. એની આત્મા કે ઈશ્વરની ખોજ હજારો વર્ષથી ચાલ્યા કરી છે, એ જ પ્રમાણે બ્રહ્માંડના ભેદને પામવા એ બુદ્ધિ અને કલ્પનાને સહારે સતત પ્રયત્ન કર્યા કરે છે. માનવીનાં હાર્દને પામવા માટેનો પ્રયત્નો ઉખાણાંમાં પણ જોવા મળે છે. ભારતના તત્ત્વચિંતકો ઉપરાંત ગ્રીસના એરીસ્ટોટલ જેવાએ પણ એના તરફ લક્ષ આપેલું. તેમાંય અલંકારિકોએ સાહિત્યના આ વિશિષ્ટ પ્રકાર તરફ ખાસ ધ્યાન આપ્યું છે. મધ્યકાલીન સમય પછી પંડિતો એના તરફ ઓછું ધ્યાન આપતા થયા પણ ફ્રેઝરે એનો અભ્યાસ આદર્યો ત્યારથી વૈજ્ઞાનિક દૃષ્ટિએ એનો અભ્યાસ થવા લાગ્યો છે એમ ડૉ. દુર્ગા ભાગવત નોંધે છે. સંસ્કારી અને જંગલી બંને પ્રકારની જાતિઓએ વિભિન્ન સમયે એનો ઉપયોગ કર્યો છે એ વસ્તુ જ એને એના રહસ્યગર્ભ બંધારણ કરતાં વધુ નોંધપાત્ર લાગી છે. આનંદ અને અવસાદના સમયે સમાન રીતે વપરાતા વરત–ઉખાણાં પાછળ કયો સામાન્ય સિદ્ધાંત કામ કરતો હશે તે એને સમજાયું નહિ. જીવનની કઠીન પળો તેમજ અગત્યના પ્રસંગોને પહોંચી વળવા વિધિવિધાનયુક્ત ઉખાણાંઓને ઉપયોગમાં લેવાની પ્રેરણા મળતી હશે. માનવજાતમાં બધે જ આ નિયમ ઘણા જૂના કાળથી કાર્ય કરતો જણાય છે. જ્યારે ગામ, જાતિ કે કુટુંબનું ભાવિ ભયમાં હોય ત્યારે માથા પર ઝઝૂમતા ભયને ટાળવા ઉખાણાંનો ઉપયોગ ધાર્મિક ક્રિયા તરીકે થતો હશે. વર્ષા, બીજની વાવણી રોપણી, લણણી વગેરે ખેતી કાર્યોની ફરજ તથા શિકાર, લગ્ન અને દહનક્રિયા કે દફનક્રિયા વગેરે ઘણા પ્રસંગો ઊર્મિપોષક છે અને તેથી તે બધામાં ઉખાણાની જરૂર અનિવાર્ય રહે જ એમ ફ્રેઝર માને છે (ગોલ્ડન બાઉ ભા–૫ પુ. ૧૯૪) એ આ ઉખાણા પાછળની સામાન્ય ભૂમિકા ગણાવી શકાય.

વિષય દૃષ્ટિએ જોઈએ તો ઉખાણાંઓમાં જીવન જરૂરતની દરેક વસ્તુને સ્પર્શ કરવામાં આવ્યો જણાય છે. તેમાં પશુ–પક્ષી, વૃક્ષ–ફળ, ફૂલ, મૂળાદિ, શરીરના અવયવો; સૂર્યચંદ્ર–નક્ષત્ર વગેરે પ્રાકૃતિક પદાર્થો, ખાદ્ય વસ્તુઓ, વસ્ત્રાભૂષણ, લેખન સામગ્રી, અસ્ત્ર–શસ્ત્ર, વ્યવસાય, ધાતુકાષ્ટ–નિર્મિત વસ્તુંઓ, ગૃહોપયોગી પદાર્થો, ક્ષુદ્ર જીવજંતુઓ, જલાશય, દેવી દેવતા વગેરે અનેક વિષયોને આવરી લેવામાં આવ્યા છે.

આમ કહેવત અને ઉખાણાનો સંબંધ અત્યંત નજીકનો છે. કેટલીક વખત કહેવતને ઉખાણાં તરીકે સંબોધવામાં આવી છે તે એ વાત જવા દઈએ તો પણ કહેવત કરતાં ઉખાણાંના મૂળ ઊંડા છે. બંનેમાં મર્મને પકડીને ચોટ કરવાની ક્ષમતા છે. વિનોદ છે. ગતિશીલ વલણ છે, સારભૂત તત્ત્વને પકડવાની શકિત છે. આમ છતાં કહેવત જે રૂપ નથી સાધી શકતી તે ઉખાણું સાધી શકે છે એ છે રૂપક, જેના પાયા ઉપર ઉખાણું ઊભું છે. કહેવતમાં દ્રષ્ટાંત કે રૂપક ન હોય તો પણ ચાલે, ઉખાણામાં એના વિના ચાલે નહિ. સામાન્ય જનસમાજની કલ્પના શકિતને જાગૃત કરવાનું કાર્ય ઉખાણાઓએ કર્યું છે. કલ્પનાને ચગાવવાનું જનસમાજનું એ મોટામાં મોટું સાધન ગણાય. બુદ્ધિને કસે અને કલ્પનાને પણ કામે લગાડે તો જ ઉત્તર પામી શકાય એવું વરત–ઉખાણામાં વધુ બને છે. કહેવત અને ઉખાણાં બંને સ્વરૂપેનો જેટલો આદર અને અભ્યાસ વધશે એટલું સમાજને એ ઉપકારક શિક્ષણના સાધનનું કામ આપશે.

# ગુજરાતનું ચારણી સાહિત્ય — એક વિહંગાવલોકન

રતુભાઈ રોહડિયા

શોધાર્થીઓ માટે ગુજરાતનું ચારણી સાહિત્ય એક એવું ક્ષેત્ર છે કે એમાંથી વિષય પસંદ કરીને તેઓ યશ પામી શકે એવી વિશાળ શકયતાઓ રહેલી છે.

સાચું કહું તો ગુજરાતના ચારણી સાહિત્યનાં પોષક પરિબળો' એ વિષય પર પણ એક મહાનિબંધ લખી શકાય તેમ છે. એ વિષય પરનો નિબંધ ચારણી સાહિત્યને સામંતશાહી કહેનારા અર્ધદગ્ધ વિદ્વાનોને જડબાંતોડ જવાબ આપનારાં બની રહેશે. કેમ કે એ હકીકત છે કે ચારણી સાહિત્યને ધર્મ, કોમ અને વર્ણના ભેદભાવ વગર ગુજરાતે ઉમળકાભેર પ્રોત્સાહન આપ્યું છે. ગુજરાતમાં તો ક્ષત્રિયો જ નહિં, પણ ચરોતરના પાટીદારોએ પણ ભરપુર આશ્રય આપ્યો છે. પ્રા. શ્રી અનંતરાય રાવળે પોતાનાં એક પુસ્તકમાં ગુજરાતમાં ચારણી સાહિત્યનાં પોષક પરિબળો વિષે બહુ સરસ અને વાસ્તવિક છણાવટ કરી છે.

ગુજરાતનાં ચારણી સાહિત્યનો પ્રથમ ગ્રંથ કવિ સતનાથ ભાટનો 'ગણ નાગાજણ જેઠુઆ રો' ગણી શકાય પણ ભાષાની દ્રષ્ટિએ કદાચ એ 'પૃથ્વીરાજ રાસો' માફક વિવાદાસ્પદ બની રહે, પણ એના બચાવમાં એટલું તો કહી શકાય કે ઉત્તરોત્તર પ્રતિલિપિ થતાં ભાષામાં પણ ફેરફાર થયો હોય તે શકયતા નકારી શકાય નહિં, વળી એ 'ગણ નાગાજણ જેઠુઆ રો'ની અઢારમી સદી પહેલાંની કોઇ પ્રત હજી પ્રાપ્ત થતી નથી. ગ્રંથમાં આપેલ સવંત વિ.સં. ૧૧૧, માં એ ગ્રંથની રચના થયાનું માની શકાય, કવિ પોતે જ નાગાજણ જેઠવાના માથાનું દાન લેનાર અને ગ્રંથ કર્તા છે. સ્વ.- શ્રી ડોલરભાઈ માંકડે 'સ્વપ્નાં પૂરાં કે અધુરાં' માં નાગાજણ જેઠવાના ઉપરોકત સમયને પ્રમાણિત માન્યો છે.

પણ ખરેખર તો ગુજરાતના ચારણી સાહિત્યના આદિ કવિ લેખે કચ્છના રા' લાખા ફુલાણીના કવિ માવલ વરસડાને મૂકવો જોઇએ. સોલંકીકાલીન સાહિત્યમાં એ માવલ વસાવડાના કેટલાક દુહાઓ—કે જે તેણે લાખા ફુલાણીના મૂખે મૂકયા છે તે—મળે છે. જેમાં 'લાખો' એ વિષયપરક નામ છે. ચારણીની પરિપાટીને ન જાણનારા તેને કર્તાપરક ઘટાવે છે. માવલ વારસડાનો એક પ્રાચીન દુહો લ્યો :

ઊગ્યા તાાવઉ જહિં ન કિઉ,<br>
લકખઉ ભણઇ નિઘટ્ટ;<br>
ગણિયા લબ્ભઇ દીહડા, કે દહક અહવા અટ્ઠ<br>
(મેરુ તુંગાચાર્ય)

એ દુહો અત્યારે આ સ્વરૂપે મળે છે :

મેળે ને માણે નહિં, લાખો ચએ ફટ્ટ,<br>
જાવું થોડે દાડલે, દીન દશ કાં અઠ્ઠ.

આ દુહાનું રાજસ્થાની પાઠાન્તર જુવો :

ખાલે પી લે ખરચલે, લાખો કહે સુઘટ્ટ;<br>
ગિણ્યા દિહાડા પાવસી, કે દસ્સા કે અઠ્ઠ.

'ઉપદેશ તરંગિણી' માં ઉદયસિંહ – ગોપગિરિના લાખણસિંહના પુત્ર ના પરાક્રમને વર્ણવતો આ દુહો લ્યો.

સુંદર સર અસુરાહ દાળિ,<br>
જળ પીધઉ વયણેહિં;<br>
ઉદય નારંદહિં કઢ્ઢીઉં, તીહ નારી નયણેહિં,

આ દુહામાં કર્તાનું નામ નથી. પણ મૂહણોત નેણશીએ પોતાની ખ્યાતમાં એ દુહાના કર્તા લેખે 'કુંદિયા કુંચિયા' નામ આપેલ છે, વસ્તુતઃ એ કુંદિયા કુંચાળા' નામે ચારણનું જ નામ છે. નેણશીની ખ્યાતમાં સ્થળ અને ગોત્રના આવા ઘણા ગોટાળા છે. સોલંકી યુગમાં ચારણોમાં કુંચાળા અટક હોવાનું પ્રમાણ પણ છે.

આમ આપણે ચારણી સાહિત્યની ગંગોત્રીના મૂળ સોલંકીયુગ સુધી લઈ જઈ શકીએ છીએ. મારા અપ્રગટ ગ્રંથ 'પ્રાચીનકાલીન ડિંગળી કવિઓ'માં ૨૨, જેટલા ચારણી સાહિત્યના કવિઓનો ઉલ્લેખ કર્યો છે, તે પણ પ્રમાણો સાથે જ.

ચારણી સાહિત્યનું તાત્પર્ય એકશૈલિ વિશેષનું સાહિત્ય છે. એના સર્જકો હિંદુ – મુસલમાન બન્ને કોમોમાંથી થયા છે, તો પણ સર્વોચ્ચ ફાળો ચારણોનો હોવાને કારણે નામકરણ ચારણપરક થયું છે.

૮૪, જાતનાં ચારણી ગીતો ચારણી સાહિત્યનું આવગું ધન છે, પણ તે ઉપરાંત અનેક ચારણી છંદો એવા છેકે જેનો પત્તો છંદશાસ્ત્રમાં મળતો નથી.

દા. ત.' ઓખાહરણ'ના સંપાદન વેળા મને અને ડૉ. ઈ. ર. દવે ને 'વીદુમાળા' છંદ મૂંઝાવી ગયેલો. લાંગીદાસે પ્રયોજેલા છંદનું માપ અમને છંદશાસ્ત્રના પ્રગટ અપ્રગટ ગ્રંથોમાંથી મળ્યું નહિં. એ જ પ્રમાણે રાજસ્થાનના મૂર્ધન્ય વિદ્વાન શ્રી. પુરૂષોતમલાલ મેનારયાને સાયાજીઝૂલાના 'રૂખમણી હરણા'ના સંપાદન સમયે સાંયાઝૂલાએ પ્રયોજેલા 'ઝંપતાળ' છંદે મૂંઝવેલા, આ બંન્ને ગુજરાતના ચારણ કવિઓ છે. એટલે એમ લાગે છે કે, ગુજરાતના ચારણ કવિઓએ જે નવા છંદોની દેણગી આ ક્ષેત્રે કરી છે, એની પણ ખોજ થવી ઘટે છે.

ભાષાકિય દૃષ્ટિએ પણ ગુજરાતની તળપદી ડિંગળી- જેનો ઉપયોગ સૌરાષ્ટ્રના સોરઠિયા ચારણોએ સર્વથી વધુ કર્યો છે. – પોતાનું એક આગવાપણું ધરાવે છે. તે પણ સોલંકી કાળથી એકધારી વપરાતી આવી છે. કાળક્રમે તેમાં કંઈક ફેરફાર થયો હશે તેની ના નહિ, પણ તેમાં જે શબ્દભંડોળ છે; વ્યાકરણની દૃષ્ટિએ તેમાં જે વિશેષતા છે, અને રાજસ્થાની ડિંગળી કરતાં સૌરાષ્ટ્રની આ ડિંગળી ભાષા જે રીતે જુદી પડે છે, તે પણ અભ્યાસનો વિષય છે.

વિષયની દૃષ્ટિએ પણ ચારણી સાહિત્યમાં પ્રચુર પ્રમાણમાં વૈવિધ્ય છે. ઐતિહાસિક દૃષ્ટિએ તો તે ગુજરાતનો બહુ મૂલ્યવાન નિધિ છે, કેમકે તેમાં સ્થાનિક ઈતિહાસની ઘણી મૂલ્યવાન સામગ્રી સંગ્રહાઈ પડી છે, જેનું સૌરાષ્ટ્ર ગુજરાતના રાજવંશોના ઈતિહાસની દૃષ્ટિએ ઘણું ભારે મૂલ્ય છે.

બીજી બાજુ પૌરાણિક, ધાર્મિક અને ભકિત વિષયક સાહિત્ય છે, તો ત્રીજી બાજુ, છંદશાસ્ત્ર, શબ્દકોશો, વિ. છે. તો ચોથી બાજુ, મુકતક, જ્યોતિષ, અને વાર્તાઓ છે, આમ ચારણી સાહિત્યનો પથારો ચારે બાજુ પથરાઈ પડયો છે. એમાંથી થોડા ગ્રંથોનાં નામ ગણાવું.

(૧) છાયા ભાગવત – ગોદડ મહેડુ (૨) બ્રહ્માંડ વર્ણન (બીજું નામ બ્રહ્માંડ પુરાણ) હમીરજી રત્નુ (૩) બ્રહ્મવેલ – ઈસરદાસ. (૪) હરિ પિંગળ – રામચંદ્રમોડ (૫) હરિજશનામ માળા – હમીરજી રતનું (૬) સામુદ્રિકાંગ – નાથા વરસડા (૭) સુદામા ચારિત્ર (બે) માવલ વરસડા અને પંચાણ રાવળ (૮) નૃસિંહપુરાણ કરસન ભાટ (૯) ગજમોખ – જીવણ રોહડિયા (૧૦) ભકતમાળ – નાથા વરસડા.

એકલા ઈસરદાસજીએ જ ભકિત ભાવના વિષયક ૪૦, થી વધુ રચનાઓ કરી છે, આવું જ અન્ય કવિઓનું છે. પ્રશ્ન એ છે કે કોનું નામ ગણાવું, કોનું ન ગણાવું ?

આવી જ પ્રચંડ સંખ્યા ચારણી સાહિત્યના કવિઓની છે. ગુજરાતના ચારણી સાહિત્યના કવિઓનાં નામો આંગળીને વેઢે ગણી શકાય તેમ માનનારાઓને આ જાણીને આંચકો લાગશે કે આ સંખ્યા સપ્રમાણ રીતે ૪૦૦, થી યે વધુ છે. ચારણ, બારોટો અને રાવળોને ત્યાં હજીયે પટારે પડેલી હસ્તપ્રતો બચાવી મેળવી શકાય તો આ સંખ્યા હજી પણ હનુમાન કુદકો મારશે તેમાં જરાય શંકા નથી.

ટૂંકમાં કહું તો મધ્યકાલીન ચારણી સાહિત્યમાં સારી પેઠે સમૃદ્ધિ ભરી પડી છે.

ચારણી સાહિત્યનાં લક્ષણો વિષે વિચારીએ તો ચારણી સાહિત્યમાં મુખ્ય વીરરસ છે. તે પછીનું સ્થાન શાંતરસનું છે. શૃંગાર ત્રીજે સ્થાને આવે છે. ચારણોએ

રચેલાં સર્વ પૌરાણિક આખ્યાનોમાં વીર અને શાંત રસ જ મુખ્ય રહ્યા છે. તે પણ એટલી હદ સુધી કે 'ઓખા હરણ' જેવાં પ્રેમાખ્યાનમાં પણ લાંગીદાસ મહેડુએ વીર અને શાંતરસને જ પ્રચુર પ્રમાણમાં ઠાંસ્યા છે. જ્યારે શૃંગારરસનું સ્થાન તો બહુ જ ગૌણ છે. સાચું કહું તો 'ઓખાહરણ'માં એકાદ–બે સ્થળે કેવળ શૃંગારનો રસાભાસ જ થાય છે આ જ સ્થિતિ 'હરદાસ મિશણ કૃત 'જાલંધર પુરાણ'ની છે. ચારણી આખ્યાનોમાં સંયમ, શિષ્ટતા અને મર્યાદાશીલતાની જે ઝાંખી થાય છે. એ ગુજરાતીમાં પ્રેમાનંદ કે શામળની રચનાઓમાં દુર્લભ છે.

અલંકાર બાબતમાં 'વયણ સગાઈ' એ ચારણી સાહિત્યનો આવગો અલંકાર છે. તે ઉપરાંત રૂપક, ઉપમા, અને ઉત્પ્રેક્ષા જેવા અલંકારો ચારણી સાહિત્યમાં પ્રયોજાયેલા–તે પણ મર્યાદાપૂર્વક–જોવા મળે છે. વસ્તુતઃ એ અલંકારો સ્વાભાવિકપણે જ વ્યકત થાય છે. કયાંક અલંકારભારથી લદાયેલી ચારણી કવિતા જોવા નહિં મળે. વસ્તુતઃ ચારણી કાવ્ય રૂપી સુંદરીમાં આપણને નૈસર્ગિક રૂપ અને લાલીનાં દર્શન થશે, માનો વનવાસી ફૂલ શૃંગારધારી ઋષિ કન્યા હોય, પણ પ્રચુર શૃંગાર વડે લદાયેલી અને મુખપર કૃત્રિમ લાલીના લપેડા કરેલી નગર કન્યા જેવી એ નહિં લાગે.

એક રીતે કહું તો ચારણોમાં–ચારણીસાહિત્યમાં અસ્વાભાવિકપણે અલંકારો ઠાંસવાની પ્રવૃત્તિ સામે અણગમાની ભાવના પરાપૂર્વથી રહેતી આવી છે. ભકત કવિઓપાજી આઢાના એક કાવ્યમાં અલંકાર પ્રાચુર્ય જોઈને સાહેબજી સુરતાણીઆ નામે કવિએ એક ઠબકાનું ગીત કહ્યું કે :

ઓટચગાં ગીત ઘણુ કંઠાં ઓપા,
સૂનગ થારાં સાંદા સૂ મખ,
સાદે તને દીઠી સકલેણી.
સમજાણી શણગાર રખ... ૧

–હે ઓપાજી : મેં સાદુ શાખાના ચારણને મુખેથી તારાં કાવ્યો સાંભળ્યાં. અલંકાર પ્રાચુર્યને કારણે તે મને કુળવાન ઘરની નારીને વેશ્યાના શણગાર સજાવ્યા હોય તેવું લાગ્યું.

આઢા ગુણ થારા ઉઘાડા,
ઊંડા અરથ રિઆ નહિં એમ;
કળત્રિ નરખિ કઢંગે કપડે
જગાત્ર તણા ઠઠારા જેમ... ૨

–હે આઢા શાખાના ચારણ! તારા ગુણ આ રીતે જગતમાં ઉઘાડા પડી ગયા. અલંકાર પ્રાચુર્યને લીધે તારા કાવ્યોમાં અર્થનુ ઊંડાણ રહ્યું નહિં. માનો મેં તારી કવિતા રૂપી ખાનદાન વંશની નારીને ચામઠીના જેવા કસંગા ઠઠારામાં જોઈ.

સત વખતેશ જોડે વગ સુધા,
કરતા અવર વધાંન કશાક
નગર નાએકા તણી ન ઓપે
પતિવ્રતા આંગે પોશાક... ૩

–વખતા આપાના પુત્ર! વિશુદ્ધ કાવ્યોની રચના કર. પણ બીજાં (અવળાં) વિધાનો શાને કરે છે? કેમ કે અલંકાર પ્રચુરતા રૂપી પાતરનો પોશાક પતિવ્રતા નારીને ન શોભે.

તો વાળા પધરા જોવંતા,
કે દખિઆં વાંકાં કવિત
વાખરિણિ વાણિ કળ વાસું વિલોકે,
ગણિકા તણી વણાવ ગત... ૪

–તારાં પ્રથમનાં સીધાં કાવ્યો જોતાં મેં તારાં આ વેળાના અલંકારને કારણે કૃત્રિમ લાગતાં કાવ્યો માટે ઠબકાનાં વાંકા વેણ કહ્યાં કેમકે તેં વૈખરિણિ વાણી રૂપી સુકુળવધુને દેહ વિક્રય કરનારી રામજણીના શણગારે સજાવી છે!

ચારણી સાહિત્યની એક વિશિષ્ટતા એ છે કે એનાં ગીત નામી છંદોમાં જે રીતે પ્રથમ કડીમાં વર્ણવેલ વિષય શબ્દાંતરથી એ પછીની કડીઓમાં પુનઃ પુનઃ કહેવામાં આવે છે, આથી ભાવ ઉત્તરોત્તર વધુને વધુ બળવતર બનતો જઈને શ્રોતાના હૃદયોમાં સચોટ અસર કરે છે! ઉપરના ગીતમાં પણ અલંકારને કારણે કૃત્રિમતા પામેલી કવિતા, કુળવધુને વેશ્યાના

જેવા ઠઠ્ઠારા કરાવવા જેવું છે. એ એ જ ભાવને ચારેય કડીઓમાં ફરી ફરીને પ્રગટતો આપણે જોઈ શકીએ છીએ.

'પૃથ્વીરાજ રાસો' એ વિદ્વાનોમા વિવાદાસ્પદ ગ્રંથ મનાયો છે, એવોજ વિવાદાસ્પદ પૃથ્વીરાજ રાસાનો કર્તા મનાયેલ કવિ ચંદ છે.

એટલું સાચું છે કે જેમ'ઢોલા મારૂ' ના કેટલાક દુહા હેમચંદ્રાચાર્યના અપભ્રંશ વ્યાકરણમાં મળે છે. અને એ દુહાને કારણે પ્રેરણા લઈને સૌરાષ્ટ્રના લુહાપાળ મહેડુએ 'ઢોલા મારૂની વાર્તા' દુહાબધ્ધ રીતે રચી એ જ પ્રમાણે મૂર્ધન્ય વિદ્વાન શ્રી. અગરચંદ નાહટના 'પરંપરા' ભાગ. ૧૨ માં 'પુરાતન પ્રબંધ સંગ્રહ' ને આધારે 'ચંદબલિદિ' નામે કવિના ચારેક છપ્પય આપ્યા છે. લાગે છે કે એ છપ્પય પરથી કોઈકે ચંદને નામે 'પૃથ્વીરાજ રાસો' રચ્યો હશે. પછી પ્રક્ષેપોથી એ રાસો ફૂલતાં ફુલતાં ઊંદરમાંથી હાથી થઈ ગયો હશે.

પ્રશ્ન એ છે કે એ ચંદબલિદિ કે 'ચંદબલિદિઉ' છે કોણ ? ભાટ ? ચારણ ?

મારવાડનું એક ભાટ કુટુંબ—જે હાલ નાગોર રહે છે, તે પોતાને ચંદના વંશજ ગણાવે છે, અને મહાકવિ સુરદાસને પણ પોતાની વંશ પરંપરામા ગણાવે છે, તો સૌરાષ્ટ્રના બળદા શાખાના ચારણો કે જે સોખડા ગામે (તા. મોરબી જિ. રાજકોટ) રહે છે, તેમના વહિવંચા શળળો પણ એ 'બળદા' શાખાના ચારણોના પૂર્વજ તરીકે ચંદને સ્થાપિત કરીને ચંદ ચારણ હોવાનું કહે છે ! જ્યારે 'પુરાતન પ્રબંધ સંગ્રહ' માં કવિચંદને કેવળ 'બલિદિ' કે 'બલિદિઉ' તરીકે વર્ણવ્યો છે. । ચારણ કે ભાટ લેખે નહિં, બળદા શાખાના ચારણોમાંના એક શ્રી, આપા ભાઈ બળદા રાજકોટમાં જ છે ! એમની પાસેથી મને વહિવંચા રાવળોએ ચંદને ચારણ ઠરાવવા પ્રમાણ રૂપે આપેલા — જે તેમના કહેવા પ્રમાણે 'પૃથ્વીરાજ રાસા'નાં છે તે — કવિતો પણ જોવા મળેલાં જેમાં ચંદ પોતાને ચારણ તરીકે ઓળખાવે છે.

આમ બંન્ને બાજુ વહિવંચાના ચોપડાનો જ આધાર છે, મામલો હીર દોરે ગૂંચ પડયા જેવો છે.

આમ અપભ્રંશ કાળ સુધી ચારણી સાહિત્યનું પગેરું ગુજરાનમાં મળે છે. 'વચનિકા રાઠૌડ રતન સિંધજી રી મહેસદાસૌત રી ખિડિયા જગરી કહી' માં મૂર્ધન્ય વિદ્વાન શ્રી કાશીરામ શર્મા આગળ વધારીને ચારણી સાહિત્યને પુરાણકાળ સુધી પહોંચાડે છે. અંતે પુરાણ, મહાભારત શું છે ? સંસ્કૃતમાં લખાયેલ વીરકથા બાહુલ્ય સાહિત્ય જ ને ? શ્રી. શર્મા કહે છે તેમ પ્રથમ જય–કાવ્ય (મહાભારત) નાનું હશે, પછી સુત કવિઓએ તેને ભીમાકાર બનાવ્યું હશે. વસ્તુતઃ એ સંસ્કૃતની વીરગાથાઓ છે, એમાં ચારણોને ઋષિજન, અને દેવ બનાવીને મહત્ત્વ આપેલ છે. એ જ સૂચક વસ્તુ છે.

ચારણી સાહિત્યએ વીરોપાસક શૈલીનું સાહિત્ય છે, એમાં ભાષાના વાઘા તો કાળાંતરે ભાષા સાથે બદલાતા રહે, પણ આત્મા એનો એ રહે, જેટલી સચોટતાથી ચારણી ગીતો ડિંગળી ભાષામાં રચાયાં છે, એવી જ સાહજિકતાથી ડોળિયાના ગીગાબારોટે તેને ગુજરાતી ભાષામાં રચ્યાં છે, તો ડો. પિંગળશી ગઢવી અને સ્વ. શ્રી. ગોપાળદાન રોહડિયા (વિંઝડિયા તા : માંડવી જિઃ ભૂજ) એ કચ્છી ભાષામાં ચારણી છંદો રચ્યા છે. સ્વ. શ્રી. દુલાભાઈ કાગે પણ ગુજરાતી ભાષાને વાહન બનાવીને ચારણી સાહિત્ય ક્ષેત્રે પોતાના યુગમાં સર્વોચ્ચ દેણગી કરી છે.

ભૂતકાળની વાત કરૂં તો નાથા વરસડા, દેહલ ભગત જેવા કેટલાક કવિઓએ ગુજરાતીમાં ભાવપૂર્ણ પદો રચ્યાં છે. જ્યારે બ્રહ્માનંદ સ્વામી, દેવાનંદ સ્વામી, અને કાંત્રોડીની સંતગાદીના ચારણ સંતોએ ગુજરાતી ભાષાની સેવા કરવામાં પાછું વાળીને જોયું નથી, પણ એમાં સ્વામીનારાયણ સંપ્રદાય સિવાયના બાકીના સંપ્રદાયોના કાંત્રોડીના પણ—ચારણ સંતો અને તેમનું સાહિત્ય સાવ અણ પ્રિછયું જ અંધારે પડયુ છે.

ચારણી સાહિત્ય ગુજરાતમાં કેવળ ફાલ્યું જ નથી, એણે ગુજરાતી ભાષા સાહિત્ય પર પણ પોતાનો પ્રભાવ પાડયો છે. શું પ્રેમાનંદ, શું શામળ કે શુ

નરસિંહ એ સૌએ ચારણી–લોકસાહિત્યમાંથી કશુંને કશુ તો લીધું છે જ, તો ચારણ કવિઓએ પણ ગુજરાતી ભાષા–સાહિત્ય પાસેથી કશુંયે મેળવ્યું તો હશે જ. રતનસિંહ મહેડુ કૃત 'રામાયણ' પર સ્પષ્ટ પણે ગુજરાતીનો પ્રભાવ વર્તાયછે, તો 'ઓઢા હોથલ' દેવરો અને 'ઉમાદે શાંખલી'ની વાતને બારોટોએ પ્રેમાનંદ શૈલીમાં કડવાં અને વલણ બંધોમાં રચ્યાનું જાણી શકાય છે.

જ્યારે પ્રા. અનંતરાય રાવળે તો ગુજરાતી ભાષાનું પારણું સૌ પ્રથમ ચારણોની જીભે ઝૂલ્યાનું કહીને ચારણીસાહિત્યની ગુજરાતને થયેલી દેણગી ને યથાર્થ રીતે આલેખી છે!

ગુજરાત અને ગુજરાતી એટલે કોળ નાણાં પાછળ પડેલો સમાજ અને પ્રદેશ એવી ગાળ આજ સુધી સૌ આપતા રહ્યા છે, પણ પોતાના ચારણી સાહિત્ય વડે ગુજરાત સમુચિત ગૌરવ લઈ શકે છે કે ગુજરાત પણ કોઈ પણ પ્રદેશ જેવી વીરભૂમિ છે, એના ગામડે ગામડે વીરો પાકયા છે, પાદરે પાદરે નિરંતર ધમસાણ યુધ્ધો ખેલાતા રહ્યાં છે. એ યુધ્ધોમાં ઝૂઝેલા વીરોની વીરતા, સતીઓનાં સત, અને દાતારોની માથાં સુધ્ધાંનાં દાન દેવાની ઉદારતાની ગાથાઓ રચવામાં અને એ સૌ શૂર, સતિયાં અને દાતાર માનવો અમર કરવામાં ગુજરાતનો ચારણ જરાય પાછળ નથી રહ્યો. વસ્તુતઃ ગુજરાતના ચારણે જ્યાં જ્યાં વીરતા જોઈ ત્યાં પોતાની કાવ્યાંજલિ સમર્પીને ગુણપૂજા કરી છે. આ રીતે ચારણને વાણિયા, બ્રહ્મણ, કોળી, વાઘરી હરિજન અને ભંગી હરિજન સુધ્ધાંની વીરતાને વધાવી લેવામાં જરાયે છોછ નથી આવ્યો.

આ ચારણોનું નમ્ર ગૌરવ છે, અને આને લીધે તો હરકોઈ ગુજરાતી પોતે વીરભૂમિનું સંતાન હોવાનું ગૌરવ લઈને સાધિકાર મૂંછે તા દઈ શકે છે.

*

## ઇસરદાસજીનું એક અપ્રગટ પદ

### નકળા રામ હમારા

નકળા[1] રામ હમારા, કો' જાણે જાણણ હારા; ટેક
સંતો! નકળા રામ હમારા...

નહીં મેરા રામ દશરથ ઘર જનમા,
નહીં કોઇ કૃસન મોરારા;
રામ હમારા શકળ સે રમત હે.
હે રે શકળ સે ન્યારા...... સંતો–૧

નહીં મેરા રામ વનરાવનવાસી,
નહીં કો અકાશી મોઝારા;
મેં તો મેરા રામ મજમાં દેખા,
જા કા હે શકળ પસારા..... સંતો–૨

સહેસનામ કહ્યુએ ન જયું,
શિવ શક્તિ કા પ્રસારા;
શિવ શક્તિ કે અંતર ખેલું
ઉઆં અસ્થાન હમારા...... સંતો–૩

ભણીઆ ગણીઆ પંડત જોશી,
જાસૂ ભેદ નેઆરા;
તીન લોકમાં અળઝી રિઉહે,
પઢ પઢ મૂએ લબારા..... સંતો–૪

જેસે લુણ ગ્રહે જળ માંહીં,
મળ કર હોએ એક સારા;
બોલત બારટ ઇસર ગણુગાવે,
અબ કયું કરત પોકારા? સંતો–૫

સં. રતુભાઇ રોહડિયા

---

[1] કોઈએ કળ્યા જ નહીં – કળી ન શકાય એવા એક જ શબ્દમાં આ બન્ને અર્થો સમાયા છે.

# ગીત સપાખરૂં

ડૉ. રમણિકલાલ છ. મારૂ

ડિંગળ સાહિત્યમાં મોતીદામ, પદ્ધરી, સારસી તોટક, ત્રિભંગી, દુહા, દુમીળિયા જેવા પિંગળના છંદોનો પ્રયોગ તો થયો જ છે પરંતુ તદુપરાંત જેને ડિંગળના જ વિશિષ્ટપણે ગણાવી શકાય એવા શાણોર, સાવઝડો, ત્રકૂટબંધ, સપાખરૂં કે સપખરો જેવા છંદોનો પણ વિપુલ પ્રમાણમાં પ્રયોગ થયો છે. ડિંગળના આવા છંદોને 'ગીત' નામથી ઓળખવામાં આવે છે. પરંતુ 'ગીત' નામ પહેલી દૃષ્ટિએ ભ્રામક લાગે છે. એથી એની ગેયતા વિષે ખાસ ખ્યાલ બાંધી લેવાની જરૂર નથી. સ્વ શ્રી ઝવેરચંદ મેઘાણીએ લખ્યું છે.'' એ ગાઈ શકાતું નથી. એનો પાઠ (Recital) જ થાય છે.[૧]''

આ સર્વ ગીતો પૈકી ગીત સપાખરૂં અથવા સપંખરો એ એક વિશિષ્ટ છંદ છે. પિંગળના અન્ય સંખ્યામેળ છંદો તથા છંદોના જે નવીન પ્રયોગો કરવામાં આવ્યા છે તેના સંદર્ભમાં પ્રસ્તુત છંદનો વિચાર કરવાનો અહીં મારો ઉપક્રમ છે.

પિંગળમાં છંદોના મુખ્યત્વે ત્રણ ભેદ ગણાવાય છે માત્રામેળ, રૂપમેળ અને સંખ્યામેળ. સપાખરૂં એ સંખ્યામેળ પ્રકારના છંદોમાં આવી શકે તેવો છંદ છે. રઘુનાથ રૂપક ગીતાં રો' માં પ્રસ્તુત છંદનું બંધારણ આ પ્રમાણે આપવામાં આવ્યું છે :[૨]

વિષમ ચરણ ષોડશ વરણ, પદસણ ચવદૈ પાઠઃ
હુવૈ દવાલો એક મેં, સારા આખર સાઠઃ
સારા આખર સાઠ, આદ તુક અંક અઠારૈં.
મંછ સુ મોરા મેલ, અંત ગુરુ લઘુ ઉચરૈ;
સગણ ભગણ ન ન શબદ,સપંખરો મનહર સમમે
નરગાથા રઘુનાથ વલેં નહ પડત વિષમ મૈ

અર્થાત આ છંદના વિષમ ચરણ (૧ અને ૩) માં ૧૬ વર્ણ અને સમપદ (૨ અને ૪) માં ૧૪ વર્ણ હોય છે. આ રીતે એક દ્વાલા–કડીમાં સાઠ વર્ણ હોય છે. પ્રથમ કડીના પ્રથમ ચરણમાં ૧૮ વર્ણ હોય છે. બીજા તથા ચોથા ચરણને અંતે ગુરુ અને લઘુ વર્ણ હોવા જોઈએ. આ છંદમાં 'સ' ગણ ભ ગણ અને ન ગણનો શબ્દ આવતો નથી અર્થાત બે લઘુ વર્ણનો એક સાથે એમાં નિભાવ થઈ શકતો નથી. ડિંગળ કવિઓ આવે સમયે વ્યંજનોનું દ્વિત્વ કે અનુસ્વારનો આશ્રય લઈને બે લઘુ વર્ણો પૈકી એકને ગુરુ બનાવી દે છે.

ગુજરાતી સાહિત્યમાં ડિંગળી છંદોની ચર્ચા સ્વ.શ્રી રણછોડરામ દવેએ 'રણપિંગળ'માં અને સ્વ. શ્રી રા. વિ. પાઠકે 'રણપિંગળ'ને આધારે 'બૃહદ્ પિંગળ'માં કરી છે. પ્રસ્તુત છંદની ચર્ચા કરતાં સ્વ. શ્રી પાઠકે લખ્યું છે– ''પ્રથમ દ્વાલાના પ્રથમ પાદમાં ૧૯ વર્ણ હોય છે એમ કહ્યું છે પણ ગણી જોતાં અઢાર જ થાય છે.[૩]'' પણ ઉપરની વ્યાખ્યામાં ઓગણીસ વર્ણનો ઉલ્લેખ છે જ નહીં, આદ તુક અંક અઠારૈં'' એમ અઢાર વર્ણનો જ નિર્દેશ થયો છે. આથી ૧૯ વર્ણનો પ્રશ્ન જ નથી. આ વ્યાખ્યાની નીચે એ ગ્રંથના સંપાદકે જે ભાવાર્થ રજૂ કર્યો છે તેમાં 'प्रथम द्वालेके प्रथम पद के १९ वर्ण होते है।' એમ ૧૯ વર્ણનો ભૂલથી નિર્દેશ કર્યો છે. કવિ મંછની એ ભૂલ નથી. આમ છતાં સ્વ. શ્રી પાઠક સાહેબે 'આની મૂલ, કોણ જાણે કેમ, 'રૂપક'માં બે ત્રણ જગ એ થઇ છે,' એ પ્રમાણે જે નોંધ લીધી છે તે, મૂળ વ્યાખ્યાના સંદર્ભમાં અનુચિત જણાય છેઃ

પ્રસ્તુત છંદનું 'રૂપક'માંથી એક ઉદાહરણ લઈએ.

---

૧. 'ચારણો અને ચારણી સાહિત્ય' – પૃ. ૪૮

૨. 'રઘુનાથ રૂપક ગીતાં રો' – કવિ મંછ – પૃ. ૧૯૯–૨૦૦

૩. 'બૃહદ્ પિંગળ'– રા. વિ. પાઠક–પૃ ૫૦૮ (ઈ. ૧૯૫૫)

અંગા ઊસંસે સવાયો હાથો સુણે વેણ રાણવાલા
ખડાલા છોહમેં છાયો રાગાં ચોલ વ્રન્ન;
કસેસાં અઘાયો લેણ રટકકાં સજોર કાથેં
કટકકાં રામરૈ માથે આયો કુંભકન્ન.

અહીં ઉપરની વ્યાખ્યાનાં બધાં લક્ષણોનો નિર્વાહ થયો છે. આ છંદની લાક્ષણિકતા પ્રત્યે ધ્યાન ખેંચતાં સ્વ શ્રી મેઘાણીએ લખ્યું છે : "આ ચારણી વૃત્તને સપાખરૂં કહે છે. એમાં પાખર અર્થાત્ અનુપ્રાસોની ભારે મિલાવટ હોય છે. વધુમાં વધુ ચારણ પ્રિય આ વૃત્ત છે." ૪

સાહિત્યમાં આ છંદના થયેલા પ્રયોગોમાંથી કેટલાક ઉદાહરણો અત્રે ટાંકું છું.

(૧) વડાં ભારથાં રચાયા ખેલ કૌરવાંરા પાંડવારા
કર્ણ પારથારા જુદ્ધ હુવા પ્રલેકાળ;
બાણરા ટંકાર આરપાર અસમાન લાગા
પન્નગા થડક્કા લાગા સાતમે પાતાળ.

○ ○ ○

સામસામાં મળ્યાં દળાં ભડેવાને જેમ છૂટા
બછૂટા તોપકા ગોળા ત્રૂટા ભલાં ભાજ,
પ્રાંછટે ઉડાડે રાડે કોપ કાળા ખાગ પાડે
રુંડ મુંડા દડે શૂરાં રૂઠાં ચાંપરાજ.

○ ○ ○

રગતળા પૂરવાળા ખાળા નાળા વહે રોગા
પશુ પંખી વાળા ટોળા ધરાણા પંજાળ;
પંખાણિયું માંસ લોળા ગળેવા હિલોળા પેઠા
માથે શૂરાં અપસરા રોપે વરમાળ.૫

(૨) છૂટા ગ્રાહબે બછૂટા વેગ રોકતા ધરાકા છેડા,
ઉઠાહબે પાગા મહિ શોભતા અથાગ,
ધાહબે ખગેશ તકે વેગરા અથાહ ધખ્યા
ચાહબે નાખતા પાગા નટવ્વા અમોઘ.૬

(એ હતું ચારણી - ડિંગળ ભાષામાં ઘોડાનું વર્ણન)

(૩) મળ્યાં વાદળાં ઘઘૂંબી કાળાં મેઘવાળાં ધરા માથે
ચોમાસારા સજ્યા ગયેં સઘળ સમંઢ.
વરા ફેરી ધરા સરે ચડી ફોજ ઇંદ્ર વાળી
ગાઢા મેઘ ગાજા ત્રુટા છપનારા ગાઢ.૭

(ગીગાભાઇ બારોટ)

(૪) જદ્દુનાથરા લગન આગે મોલાતું હીંડળી જાણે
નોરતારી રમે નારી ગરબારી નાચ,
માતરા પૂજારી ટેકધારી કે દશેરા માથે
હેદળાં પલોટે ભારી હિયામાં હુલાસ.

○ ○ (શિયાળો)

હદ્દાવાળા ત્રાહે પાળા સરિતા જોરમાં હાલે
પાણીવાળા ખળકારા એકધાર પાઠ
લોઢરા ઘૂઘવા જાણે ગીતરા ઝકોળા લાગ્યા
આગરા મંડપે હાલ્યા જાનરા સમાઢ.

(ચોમાસું)૮

આ ઉદાહરણો ઉપરથી વર્ણનાત્મક કાવ્યોમાં આ છંદ કેવો અનુકૂળ બની વાતાવરણની જમાવટ કરવામાં ઉપયોગી થઈ પડે છે તેનો ખ્યાલ આવે છે. પછી એ ઘોડાઓની ગતિનું વર્ણન હોય, ઋતુઓમાં થતી પ્રકૃતિની પ્રવૃત્તિનું નિરૂપણ હોય કે યુદ્ધવર્ણન હોય, કવિનું હૈયું પણ જાણે પાંખાળું થઇ જે તે વાતાવરણની સાથે ઊડતું હોય એવો અનુભવ થયા વિના રહેતો નથી.

આ છંદનો કવિતની સાથે તુલનાત્મક રીતે વિચાર કરીએ તો મધ્યકાલીન હિંદી અને ગુજરાતી તથા ડિંગળમાં જેનો પ્રયોગ થયો છે એવા કવિત સાથે તેનુ કેટલુંક સામ્ય તરત ધ્યાન ખેંચે છે. કવિત સરખા માપના ચાર ચરણનો અક્ષરબંધ છે. 'સરખા માપના' શબ્દથી કોઈ લઘુગુરુવાળા ચોક્કસ વર્ણોના

---

૪. ચારણો અને ચારણી સાહિત્ય સ્વ. મેઘાણી. પૃ. ૧૦૪
૫. ચાંપરાજવાળાનું ગીત – ગીગાભાઈ ડોળિયા. 'કાગવાણી' ભા – ૨ – પૃ. ૧૮૧-૧૮૨.
૬ કાગવાણી – ભા – ૨. પૃ – ૧૦૪
૭ લોકસાહિત્યમાં ઋતુગીતો - સં. સ્વ મેઘાણી પૃ. ૬૭
૮ એજન પૃ.૫૮ અને ૬૦

સંદર્ભ સમજવાનો નથી. આ કવિતના બે સ્વરૂપો મળે છે. ૩૨ અક્ષરનો સંખ્યામેળ કવિત છંદ અને ૩૧ અક્ષરનો એવો જ કવિત છંદ. દલપતરામે એને અનુક્રમે ધનાક્ષરી અને મનહર તરીકે ઓળખાવ્યા છે. આ બન્ને સંખ્યામેળ છંદો છે. ધનાક્ષરીમાં દરેક ચરણમાં ચતુરક્ષર સંધિનાં આઠ આવર્તનો આવે છે અને પ્રત્યેક ચરણને અંતે ગુરુ તથા લઘુવર્ણો હોય છે. દલપતરામે પ્રયોજેલું એક ઉદાહરણ લઈએ.

પ્યારા પિયુજી! પરાઇ પ્રીતની પ્રતીત તજો,
વીસરતાં વીસરતાં વિસારી વિસરી જાય;
ફૂલેલાં દેખીને ફૂલ ફોગટ ફુલાવું નહીં
ફૂલની સફાઇ તો ફરે દિવસે ફરી જાય;
પીતળનો પ્રીતનો પતંગનો પોથીનો રંગ
નવો નવો નવ દિન સુધી હૈયું હરી જાય;
ચાહીને ચઢાવિયે તો ચાર ગણો ચઢયો જાય
ઊતરવા દૈયે તો ઊતરતાં ઊતરી જાય.

(દલપત પિંગળ –પૃ. ૫૯)

પ્રસ્તુત ઉદાહરણમાં એના બંધારણ મુજબની ચતુરક્ષર સંધિનાં આઠ આવર્તનો છે. બીજા તથા ચોથા ચરણના ઉત્તરાર્ધમાં અને ત્રીજાં ચરણના પૂર્વાર્ધમાં એ સંધિમાં યતિભંગ છે, પણ તે કળાતો નથી. દલપતરામે આ બંધારણ છંદ શૃંગારને આધારે આપ્યાનો ઉલ્લેખ પણ કર્યો છે.

ધનાક્ષરી છંદના ચતુરક્ષર સંધિના આઠમા આવર્તનમાં ચારને બદલે ત્રણ અક્ષર લઇએ એટલે મનહર છંદ બને છે. બીજીરીતે કહીએ તો ધનાક્ષરીનો અંતિમ અક્ષર (લઘુ)ને કાઢી નાખીએ તો મનહર છંદનું ચરણ બને. દલપતરામને એકત્રીસું કવિત અથવા મનહર ખૂબ ફાવતો અને ભાવતો છંદ છે. રા. શ્રી કેશવ હર્ષદ ધ્રુવ પણ મનહરને 'એકત્રીસું કવિત' અને ધનાક્ષરીને 'બત્રીસું કવિત' તરીકે ઓળખાવે છે. [૯] મનહરનું એક અત્યંત જાણીતું ઉદાહરણ લઈએ.

ઊંટ કહે : 'આ સભામાં વાંકાં અંગવાળાં ભૂંડાં
ભૂતળમાં પશુઓ ને પક્ષીઓ અપાર છે;
બગલાની ડોક વાંકી, પોપટની ચાંચ વાંકી,
કૂતરાની પૂંછડીનો વાંકો વિસતાર છે;
વારણની સૂંઢ વાંકી વાઘના છે નખ વાંકા,
ભેંસને તો શિર વાંકા શીંગડાનો ભાર છે.'
સાંભળી શિયળ બોલ્યું, દાખે દલપતરામ
'અન્યનું તો એક વાંકું આપના અઢાર છે.' ૧૦

આમ મનહર છંદમાં આઠ, સોળ ને ચોવીશ અક્ષરે યતિવાળાં ૩૧ અક્ષરોવાળાં અને ચરણાં તે ગુરુવર્ણવાળાં ચાર ચરણો હોય છે, ગીત સપાખરુંના જેવા જ આ બન્ને સંખ્યામેળ છંદો છે. મનહરમાં સપાખરું કરતાં એક અને ધનાક્ષરીમાં બે વર્ણ વિશેષ છે. મનહરછંદનો અંતિમ ગુરૂ કાઢી નાખીએ અને અંતે ગુરૂ લઘુ વર્ણ આણવાથી સપાખરુંનાં બે ચરણો સહેજ બનાવી શકાય. હા, એટલું ખરું કે મનહરમાં બે કે એથી વધુ લઘુ વર્ણ આવી શકે છે. મનહર છંદમાં ઘણીવાર આઠ આઠ અક્ષરોએ આંતરપ્રાસ સહેજે આવી શકે, પણ એ એના અંગભૂત નથી. એ જ રીતે સપાખરુંમાં પણ આવો આંતરપ્રાસ સહેજે સિદ્ધ થઈ શકે એવો લાગે છે.

સ્વ. શ્રી કે. હ. ધ્રુવે વનવેલી નામે એક નવા છંદનો પ્રયોગ કર્યો છે. "કવિતાનો બીજભૂત ચતુરક્ષર સંધિ સ્વીકારી એ વનવેલીની ગૂંથણી ગુથી છે" ૧૧ બીજી રીતે એનું સ્વરૂપ કવિતથી જુદું પડે છે. ટૂંકમાં પદ્યરચના જૂની છે, પણ પ્રયોગ નવો છે. વનવેલી એ અક્ષરબંધ છે. તેમાં ધનાક્ષરીની માફક ૩૨ વર્ણો છે. ગુરુલઘુનાં બંધનો, અંતે ગુરુ–લઘુનો આગ્રહ, ઝડઝમક આંતરઅનુપ્રાસ વગેરે એમાં કશું સ્વીકારવામાં આવ્યું નથી. માત્ર સળંગપણું એ એની એક વિશિષ્ટતા છે

---

૯ 'પદ્યરચનાની ઐતિહાસિક આલોચના'–કે. હ. ધ્રુવ (૧૯૭૧) પૃ. ૨૯૨

૧૦ 'દલપત પિંગળ'–કવિ દલપતરામ પૃ. ૫૯

૧૧ 'પદ્યરચનાની ઐતિહાસિક આલોચના' કે હ. ધ્રુવ પૃ. ૨૯૧

એમ શ્રી ધ્રુવ જણાવે છે. આ છંદનો ખ્યાલ ઈ. ૧૯૨૦માં શ્રી ધ્રુવે 'સાહિત્ય'માં રજૂ કર્યો. વનવેલીમા એમણે ચરણોની સંખ્યાનું બંધન પણ સ્વીકાર્યું નથી એક આઠ પંક્તિનું ઉદાહરણ લઈએ. (ચરણનું બંધન ન હોવાને લીધે અહીં પંક્તિ શબ્દ પ્રયોજયો છે)

"રોમના સપૂત ફ્રેહેરી બાંધવો ને મિત્રો તમે છેવટ સુધી સધીરા થશો, અને હું જે પક્ષ તમારા સમક્ષ રજૂ કરું છું તે ખાતર આ સાંભળશો; તથા સાંભળી શકો તે માટે સઉ શાંત રહેશો. વળી હું જે પ્રતિષ્ઠા ધરાવું છું ખાતર તમે આ મારું કહ્યું હઇએ ધરશો; ને એ હૈયે વસે માટે પતિયાર આણશો જ. તેની સાથે હું જે કહું તેનો તોલ કરી જોશો."[૧૨]

પ્રસ્તુત ઉદાહરણ જોતાં એમ લાગે છે કે નાટયાત્મક ઉકિતઓને પદ્ય જેવા આરોહ અવરોહ સાથે બોલવા માટે આ છંદ કદાચ ઉપયોગી બની શકે. પરંતુ કવિતા માટે એ બહુ કાર્યસાધક ન પણ બને. પદ્યના લય અને કાવ્યાત્મકતાનો એમાં સર્વથા અભાવ લાગે છે. ઉપર્યુક્ત કંડિકાને ગદ્યખંડની માફક બહુ સરળતાથી વાંચી શકાય. આથીજ રા. ખબરદાર આ છંદને છંદ ગણતા જ નથી." તેમાં માત્ર અક્ષરગણના સિવાય બીજું કશું નિયામક તત્ત્વ ન હોવાથી હું એને પદ્ય કે છંદમાં ગણતો નથી."[૧૩]

ઈ. ૧૯૨૨માં ખબરદારે 'કલિકા' ખંડકાવ્ય લખવાનો આરંભ કર્યો ત્યારે અખંડ પદ્ય કે પ્રવાહિતા-વાળા નવા છંદનો પ્રયોગ કરવાના આશયથી મુક્તધારા છંદ પ્રયોજયો. "તે માટે કવિતના ખોખા પરથી આ નવો મુકતધારા છંદ પ્રયત્નબંધમાં બનાવ્યો."[૧૪]

મુક્તધારા છંદ વિષેનું પોતાનું દષ્ટિબિન્દુ સ્પષ્ટ કરતાં તેઓ લખે છે "મુકતધારા છંદની આખી કડી આઠ ચરણોની છે. ૧-૩-૫-૭ ચરણોમાં ચાર ચતુરક્ષર સંધિ એટલે ચાર ચાર શ્રુતિઓના ચાર ગણ છે અને ૨-૪-૬-૮ ચરણોમાં ચાર ચાર શ્રુતિઓના ત્રણ સંધિ અને ચોથા સંધિમાં બે શ્રુતિ છે. તેમાંની છેલ્લી લઘુ ને શાંત જોઈએ. આ તમામ શ્રુતિઓની પ્રથમ શ્રુતિ પર જ મુખ્ય પ્રયત્ન આવવો જોઈએ. સંધિની ત્રીજી શ્રુતિ પર તેથી ઊતરતો પ્રયત્ન હોય તો લયમાધુર્ય વધે છે."[૧૫]

'કલિકામાંથી જ મુક્તધારા છંદનું એક દષ્ટાંત જોઈએ.

"રેતીના કો રણ જેવું જીવન હું જોતો મારું
થાકેલા મુસાફર શું ચાલ્યો જાઉં દૂર,
તૃષા મારી સાથે ચાલે લાંબી લાંબી જીભ કાઢી
થાક મારે ગળે ભરે કાંટા બની ક્રૂર;
દૂર દૂર જોઉં ત્યાં દિગંત લાગે ધ્રુજી રહેતી
બળું બળું થાય બધી ભૂમિ ને આકાશ
પ્રિયા જેવો કુંજ લીલો દૃષ્ટિએ રચાય ને ત્યાં
ઝાંઝવાના જળ જેવી ઝળી રહે આશ."
'કલિકા' – પાંદડી ૧ – દર્શન – કડી ૭)

સતત ધસારાબંધ પ્રવાહ આમાં વહીરહ્યો છે અને તેથી કવિએ આ છંદને મુક્તધારા ગણાવ્યો છે.

મુકતધારાના આઠ ચરણોમાં ૧૨૮ વર્ણ આવે છે. અહીં કવિતની દષ્ટિએ જોઈએ તો ખરેખર ચરણ તો ચાર જ છે. એ ચાર ચરણની જ એક કડી કવિએ ગણાવી છે. છતાં એને આઠ ચરણ ગણાવવાનો કવિએ પ્રયત્ન કર્યો છે. જો ખરેખર એક કડીના એમણે આઠ ચરણ ગણ્યાં હોય તો સપંખરોના પણ એ આઠ ચરણ જ થાય છે, પણ કડી બે ગણાય. 'કલિકા' કાવ્યની ૩૭૫ કડીઓની પ્રાસરચના તપાસી જોતાં પ્રત્યેક કડીમાં દ્વિતીય, અને ચતુર્થ, છઠ્ઠાઅને આઠમાં ચરણનો પ્રાસ જોવા મળે છે. એ પ્રાસ યોજના બતાવે છે કે કવિની નજરમાં આ મુક્તધારા છંદની યોજના કરતી વખતે કવિત (ઘનાક્ષરી કે મનહર) છંદ નથી, પણ ગીત સપંખરો કદાચ એમના ધ્યાનમાં હોય. એમણે એવો

૧૨ એજન. પૃ. ૨૮૯
૧૩ 'કલિકા – લે। ખબરદાર (૧૯૨૬) પૃ. ૨૪-૨૫
૧૪ એજન – પૃ. ૨૫
૧૫ એજન – પૃ. ૨૫



[અનુ. પૃ. ૧૦૫

# રાજશેખર સૂરિ-સંગ્રહીત વિનોદ કથાઓ

ડૉ. ભોગીલાલ જ. સાંડેસરા

[સંસ્કૃતમાં હાસ્યરસનું સાહિત્ય અલ્પ છે. નાટકોમાં છૂટક છૂટક વેરાયેલી વિદૂષકોક્તિઓ અને 'મૃચ્છકટિક' નાટકમાંનું શકારનું અદ્‌ભુત પાત્રનિરૂપણ તેમ જ 'ભગવદજ્જુકીય' અને 'હાસ્યચૂડામણિ' જેવા અપવાદરૂપ પ્રહસનો બાદ કરતાં, અશ્લીલતાની સીમા સુધી પહોંચી જતાં કેટલાંક પ્રહસનોને હાસ્યરસના સંસ્કૃત સાહિત્યના ભંડોળમાં ગણાવી શકાય. હાસ્ય રસના એ સિવાયના સાહિત્યમાં સોમદેવકૃત 'કથાસરિત્સાગર'ના શક્તિયશા લંબકમાંની સંખ્યાબંધ 'મુગ્ધકથાઓ'– અડવાની વાતો, જૈન આગમો ઉપરની ટીકાઓમાંની ઔત્પત્તિકી, વૈનયિકી આદિ બુદ્ધિઓનાં ઉદાહરણરૂપે આપેલી રમૂજી વાતો, અજ્ઞાત લેખકકૃત 'ભરટકદ્વાત્રિંશિકા'માંની ભરડાઓ અથવા અજ્ઞાન બાવાઓની વાતો તથા 'પંચતંત્ર', 'હિતોપદેશ' અને એ પ્રકારના બીજા કેટલાક કથાગ્રન્થોમાંની એ પ્રકારની થોડીક કથાઓનો સમાવેશ થાય છે.

આ જૈનો સંસ્કૃત સાહિત્યમાંથી હાસ્યરસિક લોકકથાઓનો એક આખો સંગ્રહ પ્રાપ્ત થયો છે એ નોંધપાત્ર છે. એ સંગ્રહ તે જૈનાચાર્ય મલધારી રાજશેખર સૂરિકૃત 'વિનોદ કથા સંગ્રહ.' આ રાજશેખર સૂરિએ ગુજરાતના ઈતિહાસને લગતો સુપ્રસિદ્ધ પ્રબંન્ધાત્મક ગ્રન્થ 'પ્રબન્ધકોશ' કે 'ચતુર્વિંશતિપ્રબન્ધ' સં. ૧૪૦૫ (ઈ. સ. ૧૩૪૯)માં રચેલો છે. એટલે તેમનો આ "વિનોદકથા સંગ્રહ' પણ એ જ અરસામાં ઈસવી સનના ચૌદમા સૈકાના અધવચમાં કયારેક રચાયો હશે. 'પ્રબન્ધકોશ' અને વિનોદ કથાસંગ્રહ જેવી કથાત્મક કૃતિઓ રચનાર રાજશેખરસૂરિ એક વ્યુત્પન્ન નૈયાયિક અને દાર્શનિક પણ હતા. કણાદના વૈશેષિક સૂત્રોના પ્રશસ્ત પાદકૃત 'ભાષ્ય' ઉપર શ્રીધરાચાર્યે ઈ. સ. ના દસમા સૈકામાં રચેલી 'ન્યાય કન્દલી' નામે વિખ્યાત ટીકા ઉપર રાજશેખરસૂરિએ 'પંજિકા' અથવા સંક્ષિપ્ત વૃત્તિ રચી છે. (મારા મિત્ર સદ્‌ગત ડૉ. જિતેન્દ્ર જેટલી જેઓ દ્વારકા ખાતે જગદ્‌ગુરૂ શંકરાચાર્યે સ્થાપેલી સંશોધસંસ્થામાં નિયામક હતા, તેમણે મારી વિનંતીથી કરેલું આ 'પંજિકા'નું સંપાદન વડોદરા પ્રાચ્ય વિદ્યામન્દિરની ગાયકવાડઝ ઓરિયેન્ટલ સિરીઝમાં હમણાં છપાય છે.) સર્વ ભારતીય દર્શનોનો સંક્ષિપ્ત પણ વિશદ પરિચય આપતો 'ષડદર્શન સમુચ્ચય' નામે ગ્રન્થ પણ રાજશેખસુરિએ લખ્યો છે અને તે ઠીક લોકપ્રિય બન્યો હતો. આ બતાવે છે કે શાસ્ત્રીય તેમજ લોકભોગ્ય વાઙ્‌મયપ્રકારો રાજશેખર સૂરિએ સફળ રીતે ખેડયા હતા.

'વિનોદકથા સંગ્રહ' દર્શાવે છે કે હળવા વિનોદમાં એમને રસ હતો અને આ પ્રકારની કથાઓનો ઉપયોગ વ્યાખ્યાનાદિમાં પણ તેઓ કરતા હશે. સમકાલીન સમાજમાં પ્રચલિત રમુજી ટુચકાઓ અને પ્રસંગોચિત હાસ્યકથાઓને સાદી, સરળ અને તે સમયની ગુજરાતી ભાષાના પ્રયોગોથી તરબોળ 'જૈન સંસ્કૃત'માં તેમણે અવતાર આપ્યો છે. એવી ૮૧ કથાઓ 'વિનોદકથા સંગ્રહ'માં છે. એમાની ઘણીક આજે પણ એ જ સ્વરૂપે અથવા પ્રકારાન્તરે જનસમાજમાં પ્રચલિત છે.

સંસ્કૃતમાં હાસ્યરસિક લઘુકથાઓનો આ એક માત્ર વિરલ સંગ્રહ છે. એમાં કર્તાએ મુખ્યત્વે પોતાની જન્મભૂમિ ગુજરાતી લોકકથાઓ, સ્વાભાવિક રીતે જ, સંઘરી જણાય છે. સાહિત્યના તેમજ તુલનાત્મક લોકકથાના અભ્યાસીને તેમજ હરકોઈ વાર્તારસિકને આ 'વિનોદકથા સંગ્રહ' આકર્ષક સામગ્રી પૂરી પાડે છે.

એમાંની કેટલીક કથાઓનો અનુવાદ આ સાથે, વાનગી રૂપે, આપ્યો છે.]

## લોભીના લાડુ

### અનુક્રમાંક–૩

સુઘોષ ગામમાં પશુ સમાન એક તાપસ હતો.

તેની પાસે વાલ, વંત્યાક વગેરેની વાડી હતી. તે સંભાળપુર્વક એ વાડીનું રક્ષણ કરતો હતો. એક વાર તેણે વાડીમાં ગાયનાં પગલાં પડેલાં જોયાં. 'મારી વાડીમાં આ કઈ ગાય ચરે છે ?' એ પ્રમાણે તેને રોષ ચડયો. રાત્રિએ જાગરણ કરતો તે સાવધાન થઈને, હાથમાં લાકડી લઇ ઊભો રહ્યો. પછી એક ગાય આકાશમાંથી નીચે ઊતરી લીલાપૂર્વક તે વેલીઓ ખાવા લાગી. તાપસ ગાયના પૂંછડે વળગી પડયો; એટલે તે પણ આકાશમાં પક્ષિણીની જેમ ઊડતી ઊડતી તે તાપસને લઈને, સ્વર્ગમાં પ્રાકારથી વેષ્ટિત્ત એક મહેલમાં ગઈ. મહેલની અંદર ઊભી રહીને ગાયે તાપસને બોલાવીને કહ્યું, "હે તાપસ ! હું કામધેનુ છું, આ મારું ઘર છે. સર્વ પ્રકારનાં પુષ્પ, પત્ર, ફૂલ, ધાન્ય અને દૂધની પ્રાપ્તિ મને સુલભ હોવા છતાં ક્ષેત્રમાં ચરવાની ઈચ્છાથી પ્રેરાયેલી હું કોમળ તૃણુવાળી તારી વાડીમાં દરરોજ આવું છું; અને તે વાડીનાં પત્ર અને ફલ ખાઉં છું, તારે દરરોજ મારે પૂંછડે વળગીને, મારે ઘેર આવીને લાડુ ખાવા. હું પણ તારી વાડીમાં આવીશ." ગાયે આમ કહ્યા પછી તે તાપસે લાડુ ખાધા. સંતુષ્ટ થયેલો તાપસ તે દિવસે ત્યાં જ રહીને, રાત્રે ગાયને પૂંછડે વળગીને પોતાની મઢીમાં આવ્યો. જ્યારે લાડૂ ખાવાની ઇચ્છા થાય ત્યારે ઉપર પ્રમાણેની યુક્તિથી એ ઈચ્છાને તે પૂરી કરતો હતો.

એક વાર તેણે કામધેનુને કહ્યું, "જો તારી રજા હોય તો, મારા શિષ્યપરિવારને પણ તારા લાડુના અતિથિ બનાવું. હું તારો કૃપાપાત્ર છું તેની ખાત્રી તેમને પણ ભલે થાય ! જે વસ્તુને ઘણાં જુએ તે જ મીઠી લાગે છે. વળી લાડુ આપવાને તું અસમર્થ નથી." કામધેનુએ આ વાત સ્વીકારી અને કહ્યું, "તું મારે પૂંછડે વળગી પડજે ! તારો શિષ્ય તારે પગે વળગે, બીજો વળી તેને પગે વળગે –એ પ્રમાણે પરંપરાએ વળગીને તેઓ ઈચ્છાનુસાર આવે. એમાં શો દોષ છે ?"

તાપસ સંતુષ્ટ થયો. તે પરિજનો પાસે ગયો તથા યજમાનોને તથા બીજા પણ પ્રિય મિત્રોને તેણે કહ્યું, "તમે સર્વે એક સાથે આવજો; કામધેનુના લાડુ ખાવાના છે, કામધેનુના લાડુ ખાવાના છે !" પછી એ બધા લોભી પશુઓ આનંદ પામ્યા, અને તે પ્રમાણે (અનુક્રમે) ઊભા રહ્યા. સમય થતાં ગાય આવી. તાપસ તેને પૂંછડે વળગ્યો. તાપસના બે પગે તેનો શિષ્ય વળગ્યો; અને તે પ્રમાણે પરંપરાએ આખું ટોળું વળગ્યું. એ પ્રમાણે આકાશગમન શરૂ થયું, એટલે કોઈએ તાપસને પૂછ્યું "સ્વામી ! જે લાડુ તમે ખાધા તે કેટલા મોટા હતા ?" મૂર્ખ તાપસે હાથ

પહોળા કરીને બતાવ્યું, "આટલા મોટા !" એમ બોલતાં તેના હાથમાંથી પૂછડું છૂટી જતાં સર્વે પડી ગયા, અને ઘાયલ થઈને મરણ પામ્યા.

## મૂર્ખ જટાધર
### (અનુક્રમાંક–૧૮)

એક તપસ્વી દેશાન્તરોમાં ફરતો ફરતો મહારાષ્ટ્રમાં ગયો. ત્યાં કોઈએક ગમડામાં ભીખ નહિ મળતાં મધ્યાહ્નને ભૂખથી પીડાયેલો તે આમતેમ જોઈને છીપાના ઘરમાં પેઠો. ત્યાં કોઈ પ્રસંગ હોવાથી પુષ્કળ ઘીવાળું ભોજન જમતા ઘણા માણસો બેઠા હતા. દયાપાત્ર હોવાથી તાપસને ત્યાં કરંભ (દહીં નાખેલા ભાત) ની ભિક્ષા મળી. ત્યાં જ બેસીને તેણે તે ખાધી.

કાળાન્તરે તે જટાધર તાપસ ગુર્જર દેશમાં આવ્યો ત્યાં કોઇ નગરમાં મઠપતિએ તેને પોતાનું પદ આપ્યું, એટલે તે કર્મયોગે મોટો મઠપતિ થયો. એના ગરાસમાં લાખોની આવક હતી, અને મોટો સેવકવર્ગ હતો.

એકવાર રાજાના ગાયક, નર્તક આદિ ધનની ઈચ્છાથી તેની પાસે પોતાની કળા બતાવવા આવ્યા તટસ્થોએ તેને વિનંતી કરીને જોવા–સાંભળવા બેસાડયો કલાવંતોએ પણ ધ્રુવક, પ્રતિમંઠક વગેરેથી ઘણીવાર સુધી ગાયું, પણ તેણે કંઇ આપ્યું નહિ. આથી પેલા શેઠોએ વિચાર કર્યો, "આની આગળ તો કોઈ ગામઠી છંદ ગાવો જોઈએ"

પછી તેમણે હુંબડકા (લોકગીતનો કોઈ છંદ)

ગાવાનો પ્રારંભ કર્યો. એમ 'કહઉં જિ ભરડઈ' જં જં કિઉં' (ભરડાએ–શિવભક્ત તાપસે જે તે કર્યું તે કહી દઉં) એ પ્રમાણે ટેક આવતો હતો. આ સાંભળીને તાપસને આશ્ચર્ય થયું. તેને થયું, "મેં છીપાને ઘેર ખાધું હતું તે આ લોકો જાણી ગયા છે. કોઈ રીતે તેઓ એ કહી દેશે." પછી તેણે ગાયકોને ઘણા વસ્ત્રો, હેમની સાંકળીઓ વગેરે આપ્યાં. પેલાઓને પણ સ્વાદ લાગ્યો, એટલે રૂદ્રના ચરિત્રની પ્રસ્તાવના કરતાં તેઓ 'કહઉં જિ ભરડઈ જં જં કિઉં' એ પ્રમાણે ફરીવાર બોલવા લાગ્યા. પેલા જટાધારીએ વાતની આશંકા પોતાની જ બાબતમાં કરવા લાગ્યો. ફરીવાર પણ તેણે દાન આપ્યું. પણ તેઓ તો તે જ પ્રમાણે બોલવા લાગ્યા. આથી કોપાયમાન થયેલા જટાધારીએ તેમને બોલાવીને કહ્યું, "હે દુષ્ટો! શું કહો છો? ભરડાએ છીપાના ઘરમાં કરંભ ખાધો હતો, ખાધો હતો, ખાધો હતો! એમાં કોઈનું શું લીધું?"

## પંડિતોની સમાન બુદ્ધિ !

(અનુક્રમાંક–૨૦)

કોઈ એક નગરમાં શ્રીપુંજ નામે રાજાની પાસે પાંચસો કવિઓ અને પંડિતો હતા તેઓ સકલ વિદ્યાઓમાં પારંગત હતા અને રાજાએ આપેલા ગામ, અગ્રહાર વગેરે ગરાસ ભોગવતા હતા. એક વાર રાજકન્યાનું લગ્ન હતું ત્યારે ભોજન સમયે પાંચસોયે પંડિતોને રાજાએ આદેશ આપ્યો, "અરે! સ્નાનગૃહમાં નાંદીપાત્રોમાં દૂધનો એક એક ઘડો નાખો." સર્વે પંડિતો ઊઠીને ગયા. એકે વિચાર્યું, "દૂધના ઘણા ઘડામાં હું એકલો પાણીનો ઘડો નાખીશ તો કોણ જાણવાનું હતું?" એમ વિચારી તેણે પાણીનો ઘડો જ નાખ્યો. બાકી સર્વેએ પણ એ જ પ્રમાણે વિચાર કરીને તેમ કર્યું. જયારે સેવકો દૂધ જોવાં ગયા ત્યારે તેમણે પાણી જ જોયું. રાજાને ખબર કરવામાં આવી, એટલે તે પણ કૌતુકથી જોવા માટે ગયો. હાસ્યપૂર્વક તે બોલ્યો, "સર્વે પંડિતોની એક જ બુદ્ધિ હોય છે!"

## બહેરા ગુરુની દવા

(અનુક્રમાંક–૨૯)

વીરપુરમાં કોઈ ઘરડો અને બહેરો જટાધારી હતો. તેનો એક મહામૂર્ખ શિષ્ય હતો. એક વાર ગુરૂએ કહ્યું કે "વત્સ! હું બહેરો હોવાથી કંઈ સાંભળી શકતો નથી. એનું કંઈ ઔષધ હોય તો જઈને વૈદ્યને પૂછી જો." મધ્યાહ્નકાળે શિષ્ય ચાલ્યો અને વૈદ્યના બારણે જઈને ઊભો રહ્યો એ સમયે વૈદ્ય નગરમાં ફરીને પોતાને ઘેર આવ્યો. સવારે ફરવા માટે જતી વખતે તેણે પોતાના નાના પુત્રને ભણાવવાનું મોટા પુત્રને સોંપ્યું હતું. તેણે આવીને મોટા પુત્રને કહ્યું, "તેં આ બાળકને ભણાવવા માટે કંઈ પ્રયત્ન કર્યો કે નહિ?" મોટા પુત્રે કહ્યું, "પિતાજી! મારૂં વચન એ સાંભળતો નથી. અહીં બોલાવું છું. તો કૂદીને પેલી બાજુ જાય છે."

આથી કોપાયમાન થયેલા વૈદ્ય બાળકને ઘણી વાર સુધી તમાચા માર્યા, અને 'કેમ રે? સાંભળે છે કે નહિ?' એમ વારંવાર કહેવા લાગ્યો. આ સાંભળીને, 'આ પ્રમાણે તાડન કરવું એ જ બહેરાપણું દૂર કરવાનો ઉપાય છે' એમ નિશ્ચય કરીને પેલો શિષ્ય મઠમાં જઈ, ગુરુને હાથથી પકડી, જમીન ઉપર પછાડી, પ્રચંડ તમાચા મારવા લાગ્યો અને 'શું હજી પણ સાંભળતા નથી?' એમ કહેવા લાગ્યો.

લોકો એકત્રા થયા, અને ગુરૂને મારવાનું કારણ પૂછવા લાગ્યા. પેલો શિષ્ય પણ 'આ તો ઔષધ છે' એમ કહેવા લાગ્યો. લોકોએ પૂછયું, "આ ઔષધ કયાંથી જાણ્યું?" તેણે કહ્યું, "વૈદ્ય પાસેથી!" "કયા વૈદ્ય પાસેથી?" તેણે કહ્યું, "અમુક પાસેથી." આ પ્રમાણે પરંપરાથી તપાસ કરતાં કંઈ મૂળ જ નહોતું. એ મૂર્ખ શિષ્યને લોકો મારવા માંડયા, ગુરૂએ તેમને ઘણા કલેશ પૂર્વક અટકાવ્યા.

## રાજા અને ગવૈયો

(અનુક્રમાંક—૩૮)

દેવપુરમાં કુન્તપાલ રાજા કપટી હૃદયનો હતો. એકવાર તેની સેવા કરવા માટે કોઇ ગાયક દેશાંતરમાંથી આવ્યો. રાત્રે તેણે શ્રુતિ મૂર્ચ્છના, તાન અને ગ્રામ વડે અભિરામ એવું ગીત ગાયું. રાજાએ કહ્યું, "જાતવંત ઘોડો લે." સંતુષ્ટ થઈને ગાયક ગયો. પછી તે દરરોજ યાચના કરવા આવતો, પણ તેને ઘોડો મળ્યો નહિ. પછી તેણે રોષથી કહ્યું, "દેવ! મને ઘોડો અપા-

વતા કેમ નથી ? રાજા બોલ્યો, "તું શાથી ઘોડો માગે છે ?" કહ્યું. "મેં આપને કર્ણસુખ ઉત્પન્ન કર્યું છે." રાજાએ સામો ઉત્તર આપ્યો, મેં પણ તેમજ કર્યું છે." (અર્થાત્ તને કર્ણસુખ ઉત્પન્ન કર્યું છે.) હે મૂઢ ! હજી પણ શેની યાચના કરે છે ?" કલાવંત માથુ ખણતો પોતને સ્થાને ગયો. ૨

## સ્વામી અને સેવક

(અનુક્રમાંક-૫૭)

અચલપુરમાં કુલતિલક રાજા હતો. તેનો નીતિ-વિદુર નામે મંત્રી હતો. સર્વશાસ્રોમાં તેની બુદ્ધિ પ્રવીણ હતી. એકવાર ભોજન સમયે જમતા રાજાને રસોઈઆએ સારી રીતે રાંધેલાં વંત્યાક પીરસ્યાં. રાજા તેનો આસ્વાદ લેવા લાગ્યો. તેણે સ્વાદપૂર્વક એ ખાધાં.

જમ્યા પછી થોડીક વારે રાજા બહારના ખંડમાં બેસીને વંત્યાકની પ્રશંસા કરવા લાગ્યો, "અહો ! વંત્યાકમાં તો કોઇ અપૂર્વ રસ છે એનાથી અધિક સ્વાદિષ્ટ અને પોષક વસ્તુ જગતમાં કોઈ નથી." એટલે નીતિવિદુર મંત્રીએ કહ્યું, "સ્વામીએ બરાબર કહ્યું. ખરેખર આ વંત્યાક એવાં જ હોય છે. વિધાતાએ એ ફળોમાં અમૃતરસ મૂકેલો છે, અને તેના રક્ષણ માટે તેના મુખ ઉપર દાટો દેવારૂપ આ દીંટાં બનાવેલાં છે," રાજા પ્રસન્ન થયો.

પછી કોઈ સમયે સામગ્રીમાં ફેર થવાથી અથવા બીજા કોઇ કારણથી. એ જ રસોઈઆએ રાંધ્યા છતાં રાજાને વંત્યાક ગમ્યાં નહિ, એટલે રાજાએ એ જ મંત્રી સમક્ષ તેની નિન્દા કરી કે, 'ધિક્ ! ધિક્ ! આ તો બિલકુલ સ્વાદ વિનાનાં છે," શઠશિરોમણિ મંત્રીએ પણ કહ્યું, 'દેવ ! વિધાતાએ આ વંત્યાક કંઈ ખાવા માટે બનાવ્યાં નથી, પણ દીંટાં પકડીને, માથા ઉપર આમતેમ ભમાવીને રમત કરવા માટે સર્જ્યાં છે." મંત્રીનાં અગાઉનાં વચનોનું જેને સ્મરણ હતું એવો તે રાજા પણ આશ્ચર્ય પામીને કહેવા લાગ્યો, "એ વંત્યાકની પહેલાં સ્તુતિ કરી ને હવે નિંદાશાથી કરો છો ?" મંત્રી બોલ્યો 'દેવ હું વંત્યાકનો ગરાસ ખાતો નથી, તમારો ખાઉં છું, માટે તમારી રુચિને અનુસરું છું" રાજાએ કહ્યું, 'ખરેખર સેવાધર્મ એવો જ છે.'

૨. આને મળતી વાર્તા કથાસરિત્સાગરના શક્તિયશા લંબકમાં આવે છે. એમાં રાજાને સ્થાને એક ધનિક છે.

## સાચો શિવભક્ત

(અનુક્રમાંક-૬૧)

ભદ્રપુરમાં એક જડબુદ્ધિ તાપસ હતો. તેના મત પ્રમાણે, માત્ર શિવ જ એકમાત્ર દેવ હતા, આથી તે વિષ્ણુ પ્રત્યે દ્વેષ કરતો હતો પછી તે હરિહરની યાત્રા માટે હરદ્વારમાં આવ્યો ત્યાં એક સાથે રહેલા હરિહરનાં (અર્થાત વિષ્ણુ અને શિવની સંયુક્ત મૂર્તિ જેમાં એક પડખું વિષ્નુનું અને બીજું પડખું શિવનું હોય છે તેનાં) દર્શન તેણે કર્યાં. પરન્તુ માત્ર એક જ-શિવના-ચરણનો સ્પર્શ કરીને, પાર્વતીના ચરણનો ત્યાગ કરીને શિવના ચરણને નમસ્કાર કરનાર રાવણની જેમ, તે માત્ર શિવને જ નમ્યો, વિષ્ણુને નમ્યો નહિ. સ્નાન, પુષ્પ, ચન્દન, જલ આદિ વડે પણ તેણે મૂર્તિના શિવવાળા પડખાની જ પૂજા કરી. પછી ધૂપ દેવા માટે તેણે ધૂપ સળગાવ્યો, ત્યારે વિષ્ણુએ વિચાર્યું કે "આ સુગંધ તો મૂર્તિનાં બંને નસકોરામાં અવશ્ય પ્રવેશ કરશે. એમાં એ મારો ત્યાગ કેવી રીતે કરવાનો હતો ?" વિષ્ણુ આ પ્રમાણે વિચાર કરતા હતા એટલામાં તો વિષ્ણુની નાસિકામાં ધૂપની સુગંધ જતી અટકાવવા માટે પેલા તાપસે પોતાના હાથના સંપુટથી વિષ્ણુનું નાક દબાવી દીધું.

તેના આ કાર્યથી પ્રસન્ન થયેલા વિષ્ણુએ સાક્ષાત પ્રકટ થઈને તેને કહ્યું, "હે તાપસ ! તારી અભક્તિ પણ મારે માટે ભક્તિ જ છે. દેવો એકાગ્રતાથી પ્રસન્ન થાય છે; માટે તું ઇચ્છિત વસ્તુ માગ." વિષ્ણુએ આમ કહ્યું, એટલે જટાધારીએ ઉત્તર આપ્યો "મારે તમારી કૃપાનું કામ નથી" આથી વિષ્ણુ સવિ-શેષ પ્રસન્ન થયાં. તેમણે શિવ પાસેથી આ ભરડાને અદૃશ્યીકરણ, વશીકરણ અને વિષનિગ્રહની સિદ્ધિઓ અપાવી.

## બ્રાહ્મણે ઠગેલી કુટ્ટની

(અનુક્રમાંક-૬૮)

સિન્દૂરપુરમાં ચન્દનક બ્રાહ્મણ હતો. તે શઠતાનો

ભંડાર હતો. તે ચૌટામાં વેચાતા એક પોપટને ખરીદી ઘેર લાવીને તેને શ્લોક, ગાથા, દોધક આદિ ભણાવવા લાગ્યો, પરન્તુ એ પોપટ બુદ્ધિહીન હોવાથી તેને કંઈ આવડતું નહોતું. તિર્યંચોમાં પણ તરતમભાવથી જ્ઞાનના પ્રભેદો હોય છે. પછી બ્રહ્મણે તેને માત્ર 'વીસઇ વસા' (વીસે વસા-પૂરેપૂરૂં) એટલું જ બોલાવવા માંડયું. પોપટને પણ એટલું તો આવડયું.

પછી યુવાવસ્થામાં રહેલા એ સ્વરૂપવાન પોપટને પાંજરામાં ઘાલીને તે બ્રહ્મણ ચૌટામાં વેચવા લાવ્યો. ત્યાં એક કુટ્ટની આવી. તેણે પોપટ જોયો. તેણે બ્રાહ્મણને પૂછયું, "આ પોપટ વેચવાનો છે ?" તે બોલ્યો, 'હા.' કુટ્ટનીએ પૂછયું. 'એને કંઈ ભણાવેલું છે કે નહિ ?' બ્રહ્મણે કહ્યું, એને જ પૂછો.'

પછી કુટ્ટનીએ પોપટને પૂછયું, 'વત્સ પોપટ ! તને માતૃકા મૂળાક્ષરો બોલતાં આવડે છે ?' પોપટે ધીર ઉક્તિથી કહ્યું 'વીસઇ વસા' ફરીવાર કુટ્ટનીએ પૂછયું, "चत्त्वरे चत्त्वरे रामः पर्वते पर्वते शिवः એમ બોલતાં આવડે છે ?' પોપટે ફરીથી આડંબરપૂર્વક કહ્યું 'વીસઇ વસા'

નર્તકીમાતા પ્રસન્ન થઈ. 'આ પક્ષી મારા ઘરમાં શોખીનોનું મન રંજન કરનાર થશે.' એવી આશાથી ઘણું સોનું આપીને તેણે એ પોપટ ખરીદ્યો. બ્રાહ્મણ ગયો. પ્રસન્ન થયેલી કુટ્ટની પણ ઘેર ગઈ. પોપટને જમાડયો. મધ્યાહ્ન વીતી ગયા પછી તેણે પોપટને કહ્યું, 'વત્સ પોપટ ! તને સુભાષિતો બોલતાં આવડે છે ?' પોપટ તો 'વીસઇ વસા' એટલું જ બોલ્યો કોઈ સુભાષિતે ન બોલ્યો. ફરી પાછું મહાભારત રામાયણ આદિ વિષે પૂછવામાં આવતા તે 'વીસઇ વસા' એટલો જ માત્ર ઉત્તર આપતો હતો, બીજું બોલતો ન હતો.

પછી કુટ્ટનીએ વિલાપ કર્યો કે 'ધાડ પડી રે ધાડ પડી.' પોપટ પણ બોલ્યો 'વીસઇ વસા.' 'ધિક્ ! મને બ્રહ્મણે છેતરી છે !' એમ બોલીને કુટ્ટની ખિન્ન થઈ.

## આળસુ પુત્રવધૂ

(અનુક્રમાંક-૬૯)

પોતનપુરમાં કામપાલ નામે વણિક હતો. તેને મલ્લ નામે પુત્ર, અને વલહિકા પુત્રવધુ હતી. એ પુત્રવધુ અત્યંત આળસુ હોઈ કોઈ પણ ઘરકામ વેળાસર કરતી નહોતી. જો કંઈ કામ કરતી તો તે પણ હરખથી નહિ, પરન્તુ મન બાળી બાળીને.

એકવાર પ્રભાતે ઘણા પરોણા આવ્યા. શેઠે સ્વાગતાદિ સત્કાર કર્યો. સર્વે બેઠા. એ સમયે સૂર્ય ઊગતો હતો, અંધકાર દૂર થતો હતો, વાદ્યો વાગતાં હતાં. અને લેવડદેવડવહારનો પ્રારંભ થતો હતો, એ વખતે શેઠે પુત્રવધૂને કહ્યું, "બેટા ! વહુ ! દીવો કર !" તે પણ બોલી, 'કરું છું.' પરોણાઓએ કહ્યું "જગતના દીપક સૂર્યનારાયણ છે, પછી દીવો કરવાની શી જરૂર છે ?' શેઠે પણ ઉત્તર આપ્યો, 'તમે અમારી વહુની રીત જાણતા નથી. અત્યારથી કહ્યું છે ત્યારે તે સંધ્યાકાળે દીવો કરશે તે પણ અગાઉથી કહેતો જ રહીશ તો કરશે,'

શેઠનાં આ વચન સાંભળીને પરોણાઓએ વિચાર્યું, "જ્યાં આવી સ્ત્રી ઘરમાં કર્તા હર્તા હોય ત્યાં દેવપૂજા ક્યારે થાય ? ભોજન ક્યારે થાય ? અને તાંબૂલ ક્યારે મળે ? માટે કુદેશમાંથી અને કુસ્વામી પાસેથી પલાયન કરી જવું એ જ સારૂં છે." એમ વિચાર કરીને માથું ખણતા તેઓ ચાલ્યા ગયા અને ફરી કદી આવ્યા નહિ.

## સંગીતજ્ઞ હોવાનો ડોળ કરનાર

( અનુક્રમાંક-૭૬ )

કલિવર્ધનપુરમાં નિરક્ષરોનો શિરોમણિ અને મિથ્યાભાષી એવો મલયકેતુ નામે એક ગૃહસ્થ હતો. તે નજીકમાં આવેલા બંદરમાં પરણેલો હતો. એક વાર પત્નીને તેડવા માટે તે સાસરે આવ્યો. ત્યાં સ્નાન, વિલેપન, ભોજનાદિથી તેનું સન્માન કરવામાં આવ્યું. તેના પાંચ સાળાઓ સંગીતજ્ઞ હતા, અને તેની પત્ની પોતાના ભાઈઓ કરતાં પણ નાદ અને સ્વરની વિશેષ જાણકાર હતી.

બે દિવસ વીતી ગયા પછી તે સાળાઓએ વિચાર્યું, "આપણા બનેવીને વર્ણોનું જ્ઞાન છે કે નહિ, એની પરીક્ષા કરીએ. આવતી કાલે આપણે પંચમ રાગનો આલાપ કરીશું." તેઓની બહેને આ સાંભળ્યું. તેણે પોતાના પતિને ખબર આપી, "આ લોકો આવતી કાલે પંચમ રાગ ગાશે. માટે તમે એ જ રાગનું નામ દેજો સાવધાન થઈને રહેજો, નહિ તો હાસ્યપાત્ર બનશો." તેણે આ વસ્તુ સમજી લીધી.

પછી બીજે દિવસે પેલાઓ પંચમ રાગ ગાવા લાગ્યા. તેમણે પોતાના બનેવીને પૂછ્યું, 'આ કયો રાગ છે?" તેણે ઉત્તર આપ્યો, "પંચમ." પછી સભા ઊઠી.

પછી દૂર જઈને તેમણે ફરીવાર નક્કી કર્યું, "એમ લાગે છે કે ગઈ કાલની આપણી વાત સાંભળીને, ઉપહાસ થવાના ભયથી, આપણી બહેને તેને ખબર આપી હશે. માટે આવતી કાલે આપણી ધાન્યશ્રી (ધન્યાશ્રી) રાગ ગાઈશું. બહેને આ વાત સાંભળી નથી. તેના કહ્યા સિવાય બનેવી પણ નહિ જાણે. આ પ્રમાણે સહેલાઈથી મશ્કરી થઈ શકશે."

આ પ્રમાણે મંત્રણા થયા પછી બીજે દિવસે મંડળી એકત્ર થઈ અને બહેન પણ ત્યાં આવી, એટલે તેઓ ધાન્યશ્રી રાગ ગાવા લાગ્યા. તેમણે બનેવીને કહ્યું, "કહો, આ કયો રાગ છે?"તેણે કહ્યું, "છઠ્ઠો." પેલા હસવા લાગ્યા અને બોલ્યા, "છઠ્ઠો નામે રાગ કોઈએ ક્યાંય સાંભળ્યો નથી" એટલે મૂછો અમળતો તે મૂર્ખરાજ કહેવા લાગ્યો, "મૂઢો! ધિક્કાર છે! ગઈ કાલે જો પંચમ - પાંચમો હોય તો આજે છઠ્ઠો કેમ ન હોય?" આથી લજ્જા પામતી તેની પત્નીએ આગળ આવીને ધાન્યશ્રી રાગના આગલા અક્ષરો સૂચવવા માટે તોલડી ઊંચી કરી. એથી તે મૂર્ખેન્દ્ર બોલ્યો, "અરે! પહેલાં તો મેં વિચાર કર્યા વિના કહ્યું હતું. એ છઠ્ઠો રાગ નથી, પણ તોલડો છે." સર્વે હસવા લાગ્યા, અને તેને પૂછ્યું, "તમે તોલડ રાગ ક્યાંથી જાણ્યો?" તેણે કહ્યું, "જુઓ, જુઓ! તમારી બહેન જ કહે છે! સંકેત કરતી દેખાય છે!" રાંધવાની તોલડી હલાવતી બહેનને તેઓએ જોઈ. આ વસ્તુ જાણીને તેઓ સવિશેષ કહેવા લાગ્યા, "અહો! આપણા બનેવી તો નાદવિદ્યામાં તુંબરુ જેવા છે!"[3]

---

૩. આને મળતી એક રસિક વાર્તા એક જૂના પ્રબન્ધમાં મળે છે: વીસલદેવ રાજાની આગળ અવસર – સંગીતરમારંભ થતો ત્યારે રાગોથી અજાણ રાજાને સમજાવવા માટે રાણી નાગલદેવીએ જુદા જુદા રાગો માટે સંકેત કર્યા હતા. શ્રીરાગ માટે શરીર, વસંત માટે પુષ્પ, ભૈરવ માટે ભેરીનો અવાજ, પંચમ માટે પાંચ આંગળીઓ, મેઘરાગ માટે આકાશ નટનારાયણ માટે ચક્ર, કાનડા માટે કાન, ધનાસી માટે ધાન્ય, નાટસારિ માટે પાસો, સોરઠી માટે પશ્ચિમ દિશા, ગુર્જરી માટે સિંહાસન, દેવશાખા (દેશાખ) માટે બારણાની સાખ – એ પ્રમાણે સંકેત કર્યા હતા. એકવાર કોઈ ગાયક આવ્યો, અને રાજાની સેવામાં દેવશાખા ગાવા લાગ્યો. રાજા રાગ જાણતો ન હતો. રાણી વારંવાર બારણાની સાખ બતાવવા લાગી. આથી ગાયકે કહ્યું, "રાણી! તમે બારણાની સાખ તોડી નાખશો તો પણ રાજા સમજવાના નથી." આમ કહેવામાં આવતાં રાજા હસવા લાગ્યો. (પુરાતન પ્રબન્ધ સંગ્રહ, પૃ. ૭૯)

*

પૃ. ૯૯થી ચાલુ]

કશો નિર્દેશ કર્યો નથી. પણ ૩૦/૩૦/૩૦/૩૦ એમ વર્ણોની યોજના અને ૧૬+૧૪નું એનું પ્રત્યેકનું વિભાજન, અંતે લઘુવર્ણ, તથા પ્રાસયોજના આ સર્વનો વિચાર કરીએ છીએ ત્યારે એમ લાગે છે સપંખરોની બે કડી લખવાથી મુક્તધારા બની જાય છે. બન્ને સંખ્યામેળ છે, બન્ને ચતુરક્ષર સંધિને પ્રાધાન્ય આપે છે. સપંખરોમાં ૧૬ વર્ણનો સીધો નિર્દેશ છે. બન્નેમાં સામ્ય છે. એટલું ખરું કે સપંખરોમાંના પહેલી કડીના પહેલા ચરણમાં ૧૮ વર્ણ હોય છે, જે મુક્તધારામાં નથી; વળી સપંખરોમાં બે લઘુ વર્ણોનો એક સાથે નિભાવ થતો નથી, મુક્તધારામાં બે લઘુવર્ણો ઘણીવાર સાથે કવિએ પ્રયોજ્યા છે. પણ બાકી બન્ને સરખા છે. આમ છતાં શ્રી ખબરદાર 'કવિતના બોખા પરથી મેં આ નવો મુક્તધારા છંદ બનાવ્યો" એમ કહે છે એ કેટલે અંશે ઉચિત છે એ વિચારવા જેવું છે.

# લોકગીતોમાં વિનોદ-કટાક્ષ

પ્રા. રમણભાઈ પી. પટેલ

લોકગીતોમાં માનવમનના, ખાસ કરીને સ્ત્રીહૃદયના, વિવિધ ભાવોનું અને જીવનની બધી અવસ્થાઓનું નિરૂપણ થાય છે. તેમાં જીવનની વેદનાને વાચા મળે છે, તેમ જીવનના આનંદ-ઉલ્લાસને પણ અભિવ્યક્તિ મળે છે. તેથી તો લોકગીતોમાં અનેક રસોનું નિરૂપણ થયેલું દેખાય છે. કરુણ, શૃંગાર અને વીર રસનાં ઘણાં લોકગીતો મળે છે; તેમાં હાસ્ય રસનાં લોકગીતો પણ છે જ. પરંતુ કરુણ, શૃંગાર અને વીર રસનાં લોકગીતો પ્રતિ વાચકો અને વિવેચકોનું જેવું ધ્યાન દોરાયું છે, તેવું હળવાં અને હાસ્યાત્મક લોકગીતો તરફ દોરાયું નથી. તેથી એવો ખ્યાલ બંધાય છે કે, હાસ્યરસનાં લોકગીતો રચાયાં નહિ હોય અથવા તો બહુ ઓછાં રચાયાં હશે.

પરંતુ, આવો ખ્યાલ વાસ્તવિક નથી. હળવાં વિનોદાત્મક લોકગીતો પણ મોટી સંખ્યામાં પ્રાપ્ત થાય છે. વ્યક્તિ કુટુંબ અને સમાજની વિષમ-વિચિત્ર-વિકૃત બાજુઓ અને પરિસ્થિતિઓએ અનેક હાસ્યરસાત્મક લોકગીતોને જન્મ આપ્યો છે. તેમાં વર-વહુ વિશેના આદર્શ, પતિ-પત્ની વચ્ચેના પ્રેમકલહ અને ખરેખર ઝઘડા, તેમની વચ્ચેનાં રિસામણાં-મનામણાં, વહુ-સાસુ અને વહુ-નણંદ વચ્ચેના સંઘર્ષ વગેરે હાસ્યનાં નિમિત્ત બન્યા છે.

લોકગીતોને સ્વ-કંઠે જાળવનારી અને પ્રસારિત કરનારી સ્ત્રીનાં, વિવિધ મનોભાવો અને અવસ્થાઓનું નિરૂપણ તેમાં સ્વાભાવિક રીતે જ કેન્દ્રમાં રહ્યું છે. કિશોરાવસ્થાથી માંડી વૃધ્ધાવસ્થા સુધીના તેના જીવનની મધુર, રસિક, હળવી બાજુઓનું તેમાં દર્શન થાય છે. કિશોરવયનો ઊંબર ઓળંગી યુવાનીમાં પ્રવેશતી કન્યાના મનમાં મનગમતા વરની ઝંખના જાગે છે. એવો વર પોતાને માટે શોધી લાવવા કન્યા જાણે કે દાદાને વીનવે છે. અનેક લગ્નગીતોમાં મનગમતા વર વિશેના કન્યાના ખ્યાલો અભિવ્યક્તિ પામ્યા છે. તેમાં પ્રસન્નતાની સાથે આછો વિનોદ દેખાય છે, જેમ કે

એક ઊંચો તે વર ના શોધશો, દાદાજી !
ઊંચો તે નિત નેવાં ભાંગશે ;
એક નીચો તે વર ના શોધશો, દાદાજી !
નીચો તે નિત ઠેબે આવશે.

બીજા એક ગીતમાં ભણતા-રમતા-મનગમતા વરનું આવું વર્ણન થયું છે :

નિશાળે ભણતેલા દીઠા, અક્ષરે મારાં દિલ વસ્યાં રે;
સરોવરે ન્હાતેલા દીઠા, ચોટલીએ મારાં દિલ વસ્યાં રે.

કન્યાએ પોતાનો વર પસંદ કરી લીધો છે, પણ વર જરા શ્યામ છે. દાદાજીને તે કઠે છે; પણ કન્યા તેનો બચાવ કરે છે:

દાદાજી મોરા, હૈયે ના ધરશો,
તડકાના તેજે રાયવર શામળા !

ભગવાન વિષ્ણુના શાલિગ્રામ રૂપમાં મોહેલી તુલસીને બીજા બધા જ દેવોમાં કંઈક ખોટ કે ખોડ દેખાય છે–

બ્રહ્માજી તો ખૂંટિયા રે, તે મને ન વસે રે,
હનુમંત તો તેલધારી રે, તે મને ન વસે રે.
શંકર તો જટાધારી રે, તે મને ન વસે રે,
લક્ષ્મણ તો બાલબ્રહ્મચારી રે તે મને ન વસે રે,

કન્યાનાં લગ્ન થઈ ગયાં હોય પરંતુ તેને બાળવયની ધારી માતાપિતા સાસરિયે ન મોકલતાં હોય; અને કન્યાનું મન તો સાસરી અને પતિનાં સોણાંમાં હોય. તેને પતિઘેર ઝટ પહોંચી જવાની ઇચ્છા હોય, પરંતુ આવી ઇચ્છા પિયરમાં તો

કોઈની આગળ પ્રગટ કરાય નહિ. એટલે, કન્યા જાતજાતનાં સૂચક બહાનાં કાઢી તેની આવી વૃત્તિ અને પ્રવૃત્તિ પ્રગટ કરતી રહે. અનેક લોકગીતોમાં તેનું પ્રતિબિંબ ઝિલાયું છે. યુવતીને પતિપ્રેમનો નેડો લાગ્યો છે; પરંતુ પિયરમાં તે વિશે તેનાથી ખુલ્લું બોલાતું નથી, એટલે 'કેર કાંટો' વાગ્યાનું તે બહાનું કાઢે છે. આ 'કાંટા'નું તેને એવું તો જલદ ઝેર ચઢી ગયું છે કે, સાસુ-સસરા, જેઠ કોઈના ઉપાયોથી તે ઊતરતું નથી. અંતે યુવતી એ કાંટાના ઝેરનો ઉપાય બતાવે છે.

મારા પરણ્યાને તેડાવો રે, કાંટો ઝેરી છે;
મારો પરણ્યો વૈદ તેડાવો રે, કાંટો ઝેરી છે,

બીજા એક લોકગીતમાં પણ યુવતીને વાગેલા આવા જ 'કેર કાંટા'નું વર્ણન થયું છે. વાવડીનાં પાણી ભરવા ગયેલી તેને જે 'કેર કાંટો' વાગ્યો છે, તે કોઈનો કાઢ્યો નીકળતો નથી, ત્યારે પતિના ઉપાય દ્વારા નીકળી જાય છે–

વાવડીનાં પાણી ભરવા ગ્યાં'તા,
મને કેર કાંટો વાગ્યો,
વડોદરાના વૈદડા તેડાવો, મારા કાંટડિયા કઢાવો,
મને પાટડિયા બંધાવો, મને કેર કાંટો વાગ્યો.

યુવતીને સાસરે તો જવું છે, પરંતુ પતિ પોતે આવી તેડી જાય એવા તેને ઓરતા છે. સસરા, જેઠ કે દિયર તેડવા આવે છે ત્યારે તે 'કાચી ઉંમર'નું બહાનું કાઢી સાસરે જવાની ના પાડે છે–

સસરા ભેળી ને જાઉં, મારી ઘેરે સાસુ ભૂંડી.
મને દળણું મેલે સૂંડી, મારી ઓછી ઉંમરમાં.

પરંતુ જ્યારે પતિ તેડવા આવ્યા છે ત્યારે 'કાચી ઉંમર'ની આ યુવતી એકદમ 'પૂરી ઉંમર'માં આવી જાય છે અને તુરત જ તેની સાથે સાસરે જવા તૈયાર થઈ જાય છે–

ઝટ તેલ નાખ્યાં, મેં તો સટ માથાં ગૂંથ્યાં,
મેં તો પટ બચકાં બાંધ્યાં, મારી પૂરી ઉંમરમાં.

બીજા એક લોકગીતમાં પણ પિયરમાં રહેતી યુવતીની, પતિની સાથે જ સાસરિયે જવાની ઝંખના પ્રગટ થઈ છે. તેથી તે 'પિત્તળિયું ગાડું' લઈ તેને તેડવા આવેલા સસરા સાથે, અવનવાં બહાનાં કાઢી, જતી નથી; પરંતુ 'ઝાંપેથી ઝરડું' લઈ તેડવા આવેલા 'પરણ્યા' સાથે તુરત જ સાસરે જવા તૈયાર થઈ જાય છે–

મારો સસરો આણે આવ્યા, હો પાંદડું પરદેશી.
ઇ પિતળિયું ગાડું લાવ્યા, હો પાંદડું પરદેશી.
મારો પરણ્યો ઝાંપેથી ઝરડું લાવ્યા,
હો પાંદડું પરદેશી
ઈ ઝરડે બેસી જાઇશ હું, હો પાંદડું પરદેશી,

પતિ રસિક હોય એ યુવતીનું મોટું સદ્ભાગ્ય. પરંતુ આ રસિયો બીજી સ્ત્રીઓ તરફ નજર નાખતો રહે, એ મોટું દુઃખ પણ ખરું ! આવા એક રસિયા પતિને યુવતી શીખ દે છે.

રસિયા, પાણીની ભરનારી, વાણિયણ વેવલી રે લોલ,
રસિયા, દળણાંની દળનારી, કણબણ કામઢી રે લોલ.
રસિયા, વાસીદાંની વાળનારી,
ભરવાડણ ભૂતડી રે લોલ!

આવી બધી સ્ત્રીઓ કરતાં પોતે ઘણી ચડિયાતી છે, એવું સૂચન યુવતીની આ શીખમાં રહેલું છે. રસિયો પણ એ સૂચનમાં રહેલો મર્મ અને પત્નીનો પોતાના તરફનો પ્રેમ પામી જાય છે.

કોડભરી મુગ્ધા યુવતીને રસિયાની સાથે હીંચકે હીંચવાના ઓરતા થાય છે. તે પાટણ શહેરને પાદર પારસ પીપળે હીંચકો બાંધી રસિયાની સાથે હીંચકા ખાય છે. પરંતુ હીંચકો તૂટે છે અને બેઉ જણ ભોંય પર પછડાય છે–

રસિયા ! પાટણ શહેરને પાદર
પારસ પીપળો રે લોલ !
રસિયા ! એ પીપળે બાંધ્યો
નીચો હીંચકો રે લોલ !

રસિયા ! એ હીંચકામાં બેઠાં
એ જણાં રે લોલ !
રસિયા ! હીંચકો તૂટયો ને
પડયાં બે જણાં રે લોલ !

રસિયા પતિના પ્રેમમાં યુવતી ભાન ભૂલી ગઈ છે. તેના મનમાં રસિયો એવો રમ્યા કરે છે કે, તે ઘરનાં કામકાજમાં મોટી ભૂલો કરી નાખે છે.

ગોણીઆ વન્યા ગા' દોવા બેઠી,
સાડી ભીંજાણી નવ જાણી રે,
વાછરડું વાળંતાં વહુએ,
બાળક બાંધ્યાં તાણી રે.
વાસણ વન્યાનાં ભોજન પીરસ્યાં,
મોદકમાં મરચાં ભેળ્યાં રે.

કોઈ વાર પ્રેમાળ વર–વહુ વચ્ચે ઝઘડો થાય, પરંતુ એ ઝઘડામાં ય તેમનો પરસ્પરનો પ્રેમ અણુછતો ન રહે. રોષે ભરાયેલો પતિ 'લવિંગ કેરી લાકડીએ' પત્નીને માર મારે, ખિજાયેલી પત્ની 'ફૂલ કેરે દડુલિયે' એનું વેર વાળે. તેમ છતાં એ રિસાયેલી પત્નીનો કેડો એનો ખિજાયેલો પતિ ક્યારે ય ન જ છોડે ! દા.ત.

લવિંગ કેરી લાકડીએ, રામે સીતાને માર્યાં જો !
ફૂલ કેરે દડુલિયે, સીતાએ વેર વાર્યાં જો !

o o o

રામ તમારે બોલડીએ, હું
પરઘેર દળવા જઈશ જો !
તમે જશો તો પરઘેર દળવા,
હું ઘંટુલો થઈશ જો !

ઘરકામથી કંટાળેલી વહુ કોઈ વાર છણકો કરી પતિને સંભળાવી દે છે : મારાથી કામ થતું નથી, તો તમે એક બીજી વહુ લઈ આવો !

પાણીડાં ભરું તો મારાં માથાં દુઃખે
સાહ્યબા સાહેલી લાવ્ય રે;
દળણાં દળું તો મારી કેડયું રે દુખે,
સાહ્યબા સાહેલી લાવ્ય રે.

'શોકય પરોણલાં' નામના એક લોકગીતમાં શોકયના દુઃખે ત્રાસેલી એક સ્ત્રીને એની માતા શોકયના સલને દૂર કરી દેવાનો ઉપાય બતાવે છે :

દીકરી ! આકડો, ધંતૂરો ને ઓળિયો રે,
દીકરી ! ઘોળી ઘોળી પાવ રે, માનેતી શોકયને રે.

કોઈ વાર પ્રેમકલહને બદલે વર–વહુની વચ્ચે ખરેખરો કલહ પણ જામી પડે છે. તેવી વેળાએ વર વહુને ફટકારે છે પણ ખરો. વહુને માર ખાઈ ચૂપ થઈ જવું પડે છે–

પ્રતાપભાઇ મુંબઈ શે'ર ગ્યા'તા, સેજી માલણ રે.
ત્યાંથી વહુ હલવો મંગાવે રે, ગ્યા'તા, સેજી માલણ રે

હલવો ન મળતાં ગોરી રિસાઈ ત્યારે એને મનાવવા માટે પ્રતાપભાઇના ભાઇબંધે એમને એક અકસીર ઉપાય બતાવ્યો–

ભાઇબંધે સોટા લીધા ચાર,
આપ્યા પ્રતાપભાઇને હાથ;
સોટા સબસબ વાગે,
હલવો કો' દિ' ન માગે.

વર–વહુના કલહમાં વહુ હંમેશા માર ખાય એવું તો ન બને. કોઈ માથાની ફરેલી વહુ વરને પણ ફટકારે ! લોકગીતમાં તેનું પણ પ્રતિબિંબ પડે છે. એક લોકગીતમાં તેનું દર્શન થાય છે :

પીટયો કૂદે ને કોળિયો ભરે,
મથુરા મોરલી વાગે છે.
મેં તો વાંકી વળીને પાણો લીધો,
મથુરા મોરલી વાગે છે.
મેં તો તાકીને તાલકીમાં દીધો
મથુરા મોરલી વાગે છે.

પિયરમાંથી વહુ પહેલી વાર સાસરે આવે ત્યારે સાસરિયાં તેનાં ઘણાં લાડકોડ જાળવે. સાસુ પણ તેની સાથે મીઠું મીઠું બોલે, પરંતુ જેમ સમય જતો જાય, તેમ સાસુનાં લાડકોડ ઓછાં થતાં જાય. વહુ પરને તેમનો પ્રેમ ઓસરતો જાય. વહુ પણ આવી બદલાયેલી

સ્થિતિનો પાર પામી જાય. સાસુને એ મર્મમાં સંભળાવે :

પહેલાં મારાં બાઈજી એમ કહેતાં, જે
વહુને ઘડાવીશ કંઠી રે;
હવે મારાં બાઈજી એમ કહે છે, જે
વહુ તો મારી વંઠી રે.

અથવા

પહેલાં તો બાઈજી એમ કહેતાં કે,
વહુ તો મીઠી સાકર રે;
હવે તો બાઈજી એમ કહે છો, કે
વહુ તો ઘરની ચાકર રે.

વહુને વંસીદું વાળતાં ન આવડે તેની પણ સાસરિયામાં મજાક ઉડાવાય. સૌ કોઈ વહુને હસે–

વાસીદું વાળતાં વહુવર ! દીસો છો રૂડાં રે;
પાડાનું પૂછડું આંબળો, એ લક્ષણ ભૂંડાં રે:
આંબળ્યાનું શું છે, પણ પાડો પીડે મરશે રે.

પતિની અને સસરાની ગેરહાજરીમાં વહુ અને સાસુ વચ્ચેનો ઝઘડો કોઈ વાર મોટું રૂપ પકડે, ત્યારે એકબીજાનાં માથાં ફૂટે એવું બને. કેટલાક લોકગીતોમાં તેનું નિરૂપણ થયું છે જેમ કે-

'બાયજીએ લીધું સાંબેલું રે, સીંગલાલ.
મેં લીધી સોટી ઇસ મોરી, સીંગલાલ.
મારા ભાગ્યાં ટાંટિયા રે, સીંગલાલ.
બાયજીની ફૂટી આંખ, મોરી સીંગલાલ.

તેમજ–

સાસુએ લીધું સાંબેલું, મેં લીધી રૂડી રાશ, મહિયરનું બાજરિયું, સાસુનું સાંબેલું ભાંગી ગયું, ભલી રમે મારી રાશ, મહિયરનું બાજરિયું

અથવા–

સાસુને વહુ બે જમવા બેઠાં,
જમતાં જમતાં લઢી પડયાં,
સાસુએ ઝાલ્યો ચોટલો રે,
મેં ઝાલ્યા બે કાન.

આવી કકળાટ કરનારી અને ઝઘડાખોર સાસુ તરફ વહુના મનમાં અણગમો પ્રગટે તે સ્વાભાવિક છે અને વહુ ધીરે ધીરે તેના તરફ બેપરવા બનતી જાય. પછી તો સાસુ કહે કંઈક અને વહુ કરે કઈંક. આવી વિષમ સ્થિતિનું પણ કેટલાંક લોકગીતોમાં પ્રતિબિંબ ઝિલાયું છે.–

મારી સાસુએ એમ કહ્યું જે, રાંધણાં રાંધી મેલ્ય;
હું ભોળી એમ સમજી કે, ચુલામાં પાણી રેડય.

કોઈ માથાભારે વહુ તો સાસરીયાંને ત્રાહય ત્રાહય પોકારાવે છે. પોતે મોજ માણે છે અને સાસરિયાં સૌ હેરાન-પરેશાન થાય છે. એક લોકગીતમાં આવી માથાભારે મોજીલી વહુનું અને તેનાથી દબાઈ ગયેલાં સાસરિયાંનું હાસ્યાસ્પદ નિરૂપણ થયું છે, જેમકે–

પાંચ રૂપિયાનું કાગડું રે લીધું,
પે'રીને હાલી પાણી;
પાણી ભરીને ઉંબરે આવી,
ઉંબરા વચ્ચે બેડું ફોડયું
સસરો બિચારો દળણાં દળે,
ને જેઠ ભરે છે પાણી;
ઘરમાં મરે ત્યારે રોતાં ન આવડે,
મેલી દે મૂઠીઓ વાળી.

સંયુક્ત કુટુંબમાં વહુ માટે ત્રાસ રૂપ એવું બીજું પાત્ર છે નણંદનું. પરંતુ થોડાંક એવાં લોકગીતો પણ મળે છે, જેમાં નણંદ અને ભોજાઇ વચ્ચે બે બહેન વચ્ચે હોય તેવાં પ્રેમનું નિરૂપણ થયેલું દેખાય છે. પ્રેમાળ નણંદ તરફ ભોજાઈ વહાલ દાખવે છે અને નણંદનો પક્ષ લઈ નણદોઈની મજાક પણ ઉડાવે છે, જેમ કે–'નણંદ મારી વાડીમાંની વેલ્ય જો, નણદોઈ વાડીમાંનો વાંદરો ; બીજા એક લોકગીતમાં પણ ભોજાઈ નણદોઈની મીઠી મજાક કરતી જોવા મળે છે :

આગળ આવે છે મારું મગફળીનું ખેતર,
ઓળો પાડજો રે, દાણો ખાશો નહિ.

આગળ આવે છે મારી નાની નણદુલી
હાથ ઝાલજો રે, ફેરા ફરશો નહિ

પરંતુ નણંદ-ભોજાઈ વચ્ચે પ્રેમ દર્શાવતા આવાં લોકગીતો બહુ ઓછાં જોવા મળે છે. ઘણાંખરાં લોકગીતોમાં તો નણંદ ઈર્ષ્યાળુ, ચાડી-ચૂગલી કરનારી, ઝઘડાખોર તેમજ ભાભીને નિંદનારી અને દુઃખ દેનારી જ દેખાય છે. પરંતુ અપવાદરૂપ કેટલાંક લોકગીતોમાં વહુ યા ભોજાઈ નણદને પીડનારી પણ આલેખાઈ છે; દા.ત એક લોકગીતમાં ભાઈને ઘેર આવેલી બહેનને -નણંદને-તેની ભાભી આવકારતી નથી, એટલું જ નહિ, ઘરમાંથી તેને તગેડી મૂકે છે અને જતાં જતાં ય તેને સંભળાવે છે.

ઠાલા તે કૂવા ઠેકતાં જાજો,
ભર્યા કૂવામાં પડજો, રાજ!

બીજા એક લોકગીતમાં બોલકી નણંદને જલદીથી સાસરિયે વળાવી દેવાની પેરવી કરતી વહુનું દર્શન થાય છે :

હો રાજ રે, નાની નણદલડી બહુ બોલે,
મને ગણતી તણખલા તોલે.
એના બચકલા બંધાવો, એને સાસરિયે વળાવો,

સંયુક્ત કુટુંબમાં ભાભી અને દિયર વચ્ચે હેતભાવનો સંબંધ હોય છે. દિયર ઘણીવાર મા અને બહેનનાં જુલમ સામે ભાભીનો પક્ષ લે છે. ભાભીને સાસરિયાંમાં દિયરની મોટી ઓથ હોય છે. આવા સંજોગોમાં દિયર-ભાભી વચ્ચે હસવાનો, મજાક-મશ્કરી કરવાનો મીઠો સંબંધ હોય તે સ્વાભાવિક છે. એક લોકગીતમાં ભાભી દ્વારા દિયરની થતી મજાકનું સ-રસ નિરૂપણ જોવા મળે છે :

વહુ પરણીને સાસરે આવી છે. પોતાની સાથે તે મજાનો વીંઝણો પણ લાવી છે. લાડકો દિયર એ વીંઝણો સંતાડી દે છે. ભાભી દિયરને લાલચ આપીને વીંઝણો પાછો મેળવે છે, પણ પછી તેની મજાક ઉડાવી તેને મૂર્ખ બનાવે છે. વીંઝણાના સાટામાં દિયરને હાથી, ઘોડા વગેરે આપવાનું ભાભીએ કહેલું છતાં તે માન્યો ન હતો. પરંતુ ભાભીએ 'બેની પરણાવું' એવી જ્યારે એને લાલચ આપી, ત્યારે દિયરે ઝટ દઈને વીંઝણો આપી દીધેલો. ભાભી વીંઝણો મેળવ્યા પછી, 'બેનીને સાટે કૂતરી પરણાવું' કહી દિયરને ભોંઠો પાડી દે છે-

નાના દેરીડાને બેની 'પરણાવું', માનો અમારો વીંઝણો.

o o o

બેનીને સાટે કૂતરી પરણાવું, છતો થયો મારો વીંઝણો.

વ્યક્તિ, કુટુંબ અને સંસારના મધુર તેમજ વિષમ સંબંધો અને સંઘર્ષોમાંથી જન્મેલાં આ બધાં લોકગીતોમાં એક પ્રકારની હળવાશ અનુભવાય છે. તેમાં હાસ્ય, કટાક્ષ, વિનોદ, ટીખળ વગેરેનું ઓછું વત્તું દર્શન થાય છે. ઘણાં ખરાં લોકગીતોમાં સ્ત્રીના મનોભાવોનું અને ઘરસંસારનું પ્રતિબિંબ પડ્યું છે, કારણકે, આ બધાં ગીતો સ્ત્રીઓને કંઠે જળવાયાં છે અને તેમના દ્વારા પ્રચાર પામ્યાં છે. પોતાના અંતરના ભાવોનું અને ઘરસંસારનું પ્રતિબિંબ ઝીલતાં આ ગીતો સ્ત્રીઓને આત્મીય લાગ્યાં હોય અને તેથી તેમણે તેમને હૈયામાં અને કંઠમાં ઉતારી લીધાં હોય, એ બનવાજોગ છે. લગ્નગીતો તો તેમનો પોતાનો જ આગવો વારસો છે. તેમાંનાં ફટાણાંમાં સ્થૂલસ્ફુટ મજાક -મશ્કરી-ટીખળમાંથી જન્મતું હાસ્ય દેખાય છે. ગૌર્યમાના વ્રત પ્રસંગે કુમારિકાઓ દ્વારા ગવતાં કેટલાક ગીતોમાં પણ પ્રસંગોપાત વિનોદ અને પારહાસનું કંઈક દર્શન થાય છે. તેમાં કજોડાંવિષયક ગીતોમાં વ્યંગ્ય અને કટાક્ષ જોવા મળે છે. પરંતુ તેમાં નિર્ભેળ હાસ્ય જેવું નહિવત્ છે ઘરસંસારવિષયક કેટલાક રાસ-ગરબામાં પણ હાસ્યવિનોદનાં અલપઝલપ દર્શન થાય છે.

લોકગીતોમાં, આમ હાસ્યરસનું ઠીક ઠીક નિરુપણ થયું છે. એ ખરું કે હાસ્યરસનાં લોકગીતો કરુણ અને શૃંગાર રસનાં લોકગીતો કરતાં સંખ્યા, સત્ત્વ અને વૈવિધ્યમાં સ્પષ્ટતઃ ઊતરતાં છે; પરંતુ જેવાં છે તેવાં હાસ્યરસાત્મક લોકગીતો સારી એવી સંખ્યામાં પ્રાપ્ત થાય છે, તે એક હકીકત છે.

# પાઠાન્તરનું બખડજંતર

આચાર્ય જયંત

લોકગીતાની પંક્તિઓ કયારેક સુઘડ અર્થનાં બારણાં ઉઘાડતી નથી. ત્યારે ઓઝલમાં રહેલ સમ્યક અર્થનો ઘૂંઘટપટ ખોલવાના અસામર્થ્યમાંથી, પાઠાન્તરનો પ્રપંચ પેદા થાય છે, 'નો મામા કરતાં કાણા મામા શું ભૂંડા ?' અથવા તો જેસલ તોરલના ભજનની પંક્તિ 'ખરાંની ખરે ખબરૂં થાય' – એમાં સંશોધન કરનારે 'કાણા' ને બદલે 'કેણા' અને 'ખરે'ને બદલે ખજે પાઠાન્તર સૂચવેલ છે.

'સર્વનાશે સમુત્પન્ને અર્ધં ત્યજતિ પંડિતઃ' એ ન્યાયે કોઈના 'કાણા' મામાની હાંસી થતી હોય ત્યારે ભાણેજ કહી શકે છે કે બત્રીશ-લક્ષણા મામાને બદલે એકત્રીશ લક્ષણા મામા હોય તો ચાલે. મામાના સર્વથા અભાવને બદલે ખોડખાંપણવાળા 'મામાની સંપત્તિ પણ નિભાવ્ય છે. એટલે 'કાણા' થી 'કેણા' સુધીની યાત્રા અનાવશ્યક છે. એ જ પ્રમાણે ખરે ખબરું થાય એટલે ખરે ટાણે, 'ખરાખરીના ખેલ હોય ત્યારે,' 'માથે ઘણ કેરા માર પડે ત્યારે', એમ અર્થગ્રહણમાં કોઈ દિક્કત નથી. 'રામબાણ વાગ્યાં હોય તે જાણે'માં ધના ભગતે કહ્યું છેઃ–

'નરસિંહ મહેતાની હૂંડી સિકારી,
ખેપ કરી ખરે ટાણે'

વિશેષણમાં જ વિશેષ્યનો અર્થ સમાવવાનો સંક્ષેપ વ્યવહારમાં થાય જ છેઃ 'સારે માઠે ખપ લાગશે'... 'ઓછું અદકું કરશો મા' ...'કંઈક કાળા ધોળાં કરે છે'...'નાની મોટી કરતાં કુંવારો રહી ગયો' ...'વૈદે ખારું ખાટું ખાવાની ના પાડી છે.' એટલે ખરે એટલે ખરે ટાણે એમ સમજતા લોકોને કશી તકલીફ પડી નથીઃ તો પછી પાઠાન્તરનું બખડ-જંતર ઊભું કરવાની શી જરૂર છે ?

એ જ પ્રમાણે લોકસાહિત્ય સમિતિની બેઠકમાં લગ્નગીતો અંગે પાંચેક વર્ષ પહેલાં વાત થતી હતી :

'પરણ્યા એટલે પ્યારાં લાડી ચાલો આપણે ઘેર રે'

એમાં 'પ્યારા' નું પાઠાન્તર 'પરાયાં' સદગત જોધાણી ભાઈએ સૂચવેલું. અને દોઢેક વર્ષ પહેલાં એ પાઠાન્તરની તરફેણમાં દલીલ કરતો લેખ પ્રો. તેરૈયાએ 'સાહિત્ય માસિક'માં લખેલ છે તે તેમના જ સ્વમુખે સાંભળેલું.

મને લાગે છે કે આ પાઠાન્તરનું કોઈ ઔચિત્ય નથી. પાઠાન્તરનું ઔચિત્ય સૂચવનાર સુજ્ઞજનો આ પંક્તિમાં બે વાકયો અથવા કહો કે સંકીર્ણ વાકય લે છે :

(૧) પરણ્યાં એટલે પરાયાં, હે લાડી !
(૨) માટે આપણે ઘેર ચાલો !

આ 'પ્યારાં' ને બદલે 'પરાયાં' એ પાઠાન્તર ન હોઈ શકે – એવું મારું અનુમાન છે. તેનાં કારણો આ રહ્યાં :–

૧. પ્યારાં માં ચાર માત્રા છે. 'પરાયાં'માં પાંચ માત્રા છે. એટલે ગીતનો તાલ સાચવવા પરાયાં' નું 'પ્રાયા' કરવું પડે. લગ્ન ગીતોમાં એવું થાતું જ આવ્યું છે :

'પછી કુંવારી કન્યા પ્રણશું.' ('પરણશું' ને બદલે) એ જ પ્રમાણે 'પરાક્રમ'નું 'પ્રાક્રમ', ધરમ'નું 'ધ્રમ' ; સરોવર'નું સ્રોવર' 'પરોવ્યુ" નું પ્રોયું; કરોડ'નો ક્રોડ; અને 'ધરો' નું ધ્રો થતું આવ્યું છે.

૨. પણ 'પ્રાયા' જેવું રૂપ લોકગીતોમાં કયાંય વપરાયું જાણ્યું નથી.

૩. અર્થ ગૌરવની દૃષ્ટિએ પણ 'વર' કન્યાને એમ કહે કે – 'પરણ્યાં એટલે પરાયાં લાડી !' એ સંસ્કારસમ્મત નથી; અર્થસમ્મત નથી; પૂર્વ સંદર્ભ-સમ્મત પણ નથી.

....'પરણ્યાં એટલે પરાયાં' કહેનાર વર જાણે કે લગ્ન વિધિને સાટાંખત લેખતો દેખાય છે.

... વળી 'પરાયાં' એટલે કોનાં ? શું પોતે પોતાને પારકો ગણે છે ! अर्थो हि कन्या परकीय एव' – પુત્રી એ ધન સદા પરાયું–એમ કન્યાના પિતા કણ્વ

કહે તે અર્થસમ્મત છે. પણ વર, વધુને 'પરાઈ' કહે એ અર્થાનુકૂલ નથી. લગ્નવિધિ સંપન્ન થયા પછી તો પારકાં તે પોતાનાં બને છે. વર, કન્યાનો બને છે. કન્યા વરની બને છે. બન્ને એકબીજાને અપનાવે છે. કવિ શ્રી લલિતજીની પંક્તિ યાદ આવે છે.

સોહં સોહં સતી રહે, સાહં સાહં કંથઃ
દીપે એક બીજા થકી – એ સહચાર અનન્ત.

'વળી गृहिणी गृहं उच्यते' – એ ન્યાયે ગૃહિણીને કંકુ પગલે ગૃહ બને છે.

વળી લગ્નગીતોના સંદર્ભમાં પણ વિચારીએ : 'દૂધે તે ભરી રે તલાવડી' એ લગ્નગીતમાં

પાર્વતી શંકરને કહે છે :

હળવાં તે ધોજો શિવજી ધોતિયાં, છંટાશે મોરાં ચીર !
અમ ઘેર દાદોજી રિસાળવા, માતાજી દેશે ગાળ !

ત્યારે શિવજી કહે છે :

નહિ તારો દાદોજી રિસાળવા, નહિ દે રે માતાજી ગાળ !
આપણ બે મળી પ્રણશું વૈશાખ મહિના માય !

હે લાડી ! આપણે પરણશું. આપણે પરાયા મટશું. આપણ એક બનશું. ચોરીમાં પણ બન્ને બોલ્યાં છે : आत्माना ते आत्मानं संदधामि ! વળી આગળ કહે છે: 'साम्राज्ञी श्वशूरे भव। साम्राज्ञी श्वश्रां भव। (તારા આત્મા સાથે મારા આત્માને સાંધું છું. સસરા પર સામ્રાજ્ય ભોગવ... સાસુ પર સામ્રાજ્ય ભોગવ. આ છે આપણી લગ્ન ભાવના.

કોઈ મને પૂછી શકે કે- આ બધી ભાવનાઓ ભલે હોય પણ ગીતની પંક્તિમાં એ ભાવ શી રીતે નિષ્પન્ન કરવો? મારો તેમને ઉત્તર છે કે પંક્તિને– કશાય પાઠાન્તર વગર, પૂરેપૂરી સરળતાથી, ભાવનાનુકૂલ ભાવ નિષ્પન્ન થાય છે :

પરણ્યાં એટલે, પ્યારાં લાડી,
ચાલો આપણે ઘેર રે !

આ પંક્તિમાં બે વાકયો નથી. એ એક સરસ સાદું વાકય છે.

હે પ્યારાં લાડી!...પરણ્યાં એટલે આપણે ઘેર ચાલો !

'પ્યારાં'નો સંબંધ 'પરણ્યા એટલે' એ વાકય ખંડ સાથે નથી. 'પ્યારાં'–એ તો લાડીનું વિશેષણ છે. 'દૂધે ભરી તલાવડીને તીરે' શંકરે પાર્વતીને વચન આપ્યું હતું : આપણે બે મળી પ્રણશું, વૈશાખ મહિના માંય'- એ વચનનું પાલન થઈ ગયું છે–આપણે વિધિપૂર્વક પરણ્યા છીએ માટે 'હે પ્યારાં લાડી' હવે સંકોચ તજીને આપણે ઘેર ચાલો.

વર નથી કહેતો...મારે ઘેર ચાલો !
વર નથી કહેતો...અમારે ઘેર ચાલો !
વર તો કહે છે...આપણે ઘેર ચાલો !

કેટલો સૌજન્યવન્તો, દાક્ષિણ્યવન્તો, ઊભયના નવસંધાનનું ગૌરવ સમજતો વર 'આપણે ઘેર ચાલો' કહીને, "પરાયાંપણાનો" સદન્તર હ્રાસ કરે છે

આ 'આપણભાવ' કવિશ્રી ન્હાનાલાલને લાધ્યો હતો, 'મેઘદૂત' માંથી : યક્ષે મેઘને પોતાના ઘરનો પત્તો આપતાં, કહેલ પંક્તિ આ પ્રમાણે છે :–

तत्रागारं धनपति गृहान्नुत्तरेणा स्मदीयम्
(ત્યાં યક્ષાધીશ્વર સદનથી ઉત્તરે છે અમારું)

કવિશ્રી પંક્તિના अस्मदीयम् ઉપર, ઓવારી ગયા. એ યક્ષે 'મારુ ઘર' કહેવાને બદલ 'અમારૂં' ઘર કહ્યું. પોતાની એ અલકાપુરીથી એ એકલોક જેટલે અંતરે હતો. છતાં એણે 'અમારું ઘર કહ્યું. એ 'અસ્મદીયમ્' માં કવિશ્રીએ આપણી સંસ્કૃતિના દર્શન કર્યાં. મર્ત્યલોકમાં રહેલ સ્વર્ગીયતા એમણે પેખી.

તો પછી આ 'આ ચાલો, આપણે ઘેર રે'– એ પંક્તિમાં રહેલ દાક્ષિણ્યની કોજાગરી કાં ન ભાળી શકીએ. 'પરણ્યા એટલે પરાયાં' કહીને. વર કેવો પ્રાકૃત લાગે છે ? અને લગ્નગીતોમાં વરની જે image ઉપસે છે તેમાં દાક્ષિણ્ય ભારોભાર મહેકે છે. મા, બાપ, દાદા અને અન્ય સગાંઓ વરમાં ભિન્ન ભિન્ન ગુણ ભાળે છે. પણ કન્યાએ તો એક હજારાં જેવો સર્વેશ્વર ગુણ જોયો છે :

કન્યા ચડયાં રે દાદાજીની મેડીએ
રાયવર આવ્યા દાદાજીની શેરીએ

દાદા તમે રે જોયા રાયવર રાજિયા

દાદા અમે જોયા 'ચતુર સુજાણ', છત્રીસ વાજાં વાગિયાં કાકે વરને રાડકા જોયા ; મામે રૂપલા જોયા ; વીરે,

હોંસીલા જોયા. પણ કન્યાએ તો 'ચતુર સુજાણ' જ જોયા.

એટલે 'પરાયાં' એ પાઠાન્તર નથી તો અર્થ-માટે આવશ્યક, નથી સંદર્ભ સાથે સંવાદી કે નથી આર્યસંસ્કૃતિમાં રહેલ સ્ત્રીદાક્ષિણ્યની ભાવનાને અનુકૂલ. લગ્નવિધિ એ તો બે પરાયાંને પરસ્પર પોતીકાં બનાવે છે. મહિયરથી વિદાય થતાં ક્ષણુભર એના પગ ઉપડતા નથી. સાંવતરની માયા એની આંખે શ્રાવણ ભાદરવો વહાવે છે ભાંડરુનાં હેત એને હીબકાં લેવરાવે છે.

ત્યારે વર એના પર 'પરાઈ થયાનું' વોરન્ટ બજાવે એ શોભે ખરું કે ?

○ ○ ○

આ પાઠાન્તરની ધગશ આપણને ક્યારેક અવળે-ચીલે ચડાવી દે છે. એક પંક્તિમાં અર્થબોધ દુર્ઘટ હોય એટલે સંશોધકનો જીવ આડી પાંસળીએ ચડી જાય છે. અને પછી તો વૈજ્ઞાનિક ન્યૂટનને, નાની-મોટી બે બિલાડી માટે બે દ્વાર મૂકવાં પડેલ-એમ જે કહેવાય છે તેમ સંશોધક પણ ઘોળે દિવસે-ફાનસ લઈને અર્થને શોધવાના અવળા રવાડે ચડી જાય છે.

એક લગ્નગીત પરત્વે હું પણ એ રવાડે ચડી ગયો હતો. પંક્તિ હતી :

'ભાણા જેવડો ભાણ ઊગ્યો ડુંગર ઓરડે'

એમાં આ ભ્રમણા ઊભી થઈ : 'ડુંગર રૂપી ઓરડો'-એટલે વળી શું ? આ વિચાર મન્થન ચાલતું હતું અને ત્યાં અમદાવાદ જતાં અમારી બસ, સૂર્યોદય ટાણે ચોટિલા પહોંચી. ડુંગર-ટોચે સૂર્ય જાણે મુગટ બનીને ચોટિલાને મંડિત કરતો હતો. ત્યાં સંશોધનની છેતરા-મણી અર્થવ્યંજના છતી થઈ : સાવ ઓરે જ સૂર્યોદયની છટા જોઈને મનમાં ભ્રમનો ભડકો થયો :

'ડુંગર ઓરડે' નહીં પણ 'ડુંગર ઓરુડે' 'ઓરા રહેલ ડુંગરે ભાણા જેવડા ભાણનો ઉદય થયો'... બસ મન મલકી ઊઠ્યું. સરસ અર્થ બેસાડવાનો પોરસ પણ સાથે જ ઊગ્યો.

પણ તે જ દિવસે અમદાવાદમાં શ્રી ઉમાશંકરને એમના કુલપતિનિવાસમાં મળ્યો. ગીત ગાયું. પાઠા-ન્તરની શોધ એમની સમક્ષ ધરી.

પણ એમનો પ્રતિભાવ એ પાઠાન્તર પ્રત્યે બહુ અનુકૂળ ન જણાયો. એમણે તો એક જ દલીલ કરી:

'ભાણને ભાણા સાથે સરખાવેલ છે-એ એક એવો સંકેત લાગે છે, જે 'ઓરડા' પ્રત્યે આંગળી ચીંધે છે. અને એ સૂચને મારાં પાઠાન્તર માટેના ઉધામાનું પૂર્ણવિરામ મૂકી દીધું. પછી તો એ જ તલમાંથી તેલ કાઢવાના પ્રયત્નો શરૂ થયા. 'ડુંગર ઓરડે'-એટલે શું ? ઓરડે ભાણ શી રીતે ઊગે ?... અને ધીમે ધીમે, કેટલાય વખત પછી પ્રકાશ મળ્યો: બે ડુંગર આગળ પાછળ દોઢે ચડતા બરાબર આગળ પાછળ નહીં- ઊભા હોય ત્યારે તેમના શિખરો વચ્ચે ∧○∧ જે ખાંચો પડે-એ જ ડુંગરોએ રચેલ ઓરડો! અહાહા, એ ઓરડાનું છાપરું ! એ ખાંચામાં ઊભી થાળી જેવો સૂરજ ઓરડો કેવો ભવ્ય ! કેવો પાર્થિવ છતાં અપાર્થિવ કૌતકમય ! અને એ શિખરગાળામાંથી દેખાતો સૂર્ય, ઓરડાને છટાથી અજવાળતો અને અનેરો શોભતો !

...એટલે પાઠાન્તર એ સાચ્ચીને પગલાં ભર-વાનો વિષય છે એ ખાટસવાદિયા થવા જેવી વાત નથી. તાળું ઉઘાડતાં ન આવડે એટલે તાળું બોટકાઈ ગયું છે- એમ માનવું બરાબર નથી.

મારાં એક યુદ્ધગીતમાં,

બેવખત કા મરના બૂરા, જંગમેં કૂદ પડો !

એ ગીતના એક ગવરાવનારે એનું પાઠાન્તર કર્યું :

દો વખતકા મરના બૂરા......

એને થયું કે આચાર્ય જયન્તનું હિન્દીનું જ્ઞાન બરાબર નથી. 'બેવખત' એટલે 'કવખતે' 'યુદ્ધનો અવ-સર ન હોય ત્યારે'- એમ અર્થ અભિપ્રેત છે. પણ પાઠાન્તર તો એ ભાઈએ ઠોકી જ દીધું !

બધી ભાષામાં આ પાઠાન્તરનાં બખડજંતર વાગતાં આવ્યાં છે અને વાગતાં રહેશે. પરંતુ એમાં ઊરણી ગુડો ભાંગતાં પહેલાં સાત ગળણે ગાળીને પાણી પીવાની જરૂર છે- એ આપણા સહુનો સાહિત્ય-ધર્મ છે.

# 'ભોકો સૌથી નપટ ભલો'

મૂળુભાઇ પાલિયા

[ઊર્મિનવરચનામાં આવતી લોકવાર્તાઓ એ આપણા વાતડાહ્યા માણસોનો સંસ્કાર છે. એ બધા વાત કરે એમાંથી વાર્તાનો પ્રવાહ બંધાતો આવે. એમાં આવતાં પશુ – પંખી, શણગાર – અલંકાર ચીજ વસત કે આથેય માનવીનાં પાત્રો સંકળાતાં જાય, એના ફણગવાં ફૂટતાં જાય, આગળ પાછળની વાતોનાં ઝરણાં વહેતાં જાય, ઇતિહાસનાં આલેખન અને સ્થળોનાં વર્ણન આવતાં જાય અને વાત પૂરી થયા પછી પણ એની મોજ મણાતી રહે. એવી એક વાત શ્રી. મૂળુભાઈ પાલિયાએ લખી મોકલી છે. તે કાંટ છાંટ વગર અક્ષરઃશ અહીં આપી છે. નવા યુગના વાચકો સીધી વારતા માગતા હોય છે, એટલે વાતમાં રહેલી વાર્તા કંડારી કાઢીને આપવી પડે છે. પણ રસિકજનો જરાક ધીરજ ધરે તો આ વાત વાર્તાથી વધુ મોજ આપે તેવી હોય છે, કારણ કે એમાં પ્રકૃતિ અને માનવજીવનની સમગ્રતામાં વાત ઝબકોળાતી આવે છે, એટલે 'વાત' સમગ્રતાનું રસદર્શન કરાવે છે.–સં]

વિદુર નીતિ કહે છે કે :–

સં ભોજનં સં કથનં સં પ્રશ્નો અથસમાગમઃ
એતાનિ ધર્મ કાર્યાણી, નવિરોધઃ કદાચનઃ

આવું જ આ સૌરાષ્ટ્ર દેશનું ઉત્તમ રહેણી–કરણી વાળું જીવન હતું. ગામધણી-રાજાઓ–જાગીરદારો, સુખી અમીર માણસો સવારસાંજ આ ભવ્ય ભૂતકાળવાળી ભૂમિમાં ઉપર જણાવ્યા મુજબ વર્તતા. એના અનેક દાખલા આજે ગામોગામની સંસ્કૃતિની ધૂળમાં ઢંકાયેલા પડયા છે, પણ એ ધૂળધોયા આજે જતા રહેતા જણાય છે. આજે આ ભૂમિમાંથી મર્દોનાં ધાડાં ઓછાં થયાં છે અને રાંકાનાં ટોળાં ઊભરાય છે. એમાંથી જયમલ્લભાઈ પરમારે આપા ભીમખાચર ભાડલાવાળાની વાતના પ્રસંગે વર્ણવેલ, તે વાત દિવસો દિવસ વધતી જતી દેખાય છે અને જૂનાજીવ અને જૂની આંખોએ જોનારનો અંતરનો નિશાસો નીકળી પડે છે. ખેર, જેવી પ્રભુની ઈચ્છા – રખે જવું ખુદા ત્યાં ખુશીમે રહેના એ ન્યાયે આપણે વિષયાંતર ન થતાં મૂળ વાતના પ્રસંગ પર આવું છું.

સુદામડા ગામ મધ્ય સૌરાષ્ટ્રના સાધારણ ઉગમણા છેડે – ચોટીલાથી ૧૨ ગાઉ ઉગમણું નીમણી નદીને કાંઠે વસેલું એક અનેરી સંસ્કૃતિના ધણીનું ગામ છે. એક દિ' આ ગામના ઉદ ગામના જાગીરના ધણી ખવડશાખના દેવ જેવા કાઠી દરબારે સુદામડા ગામ ઉપર મિયાણાઓનું ધાડું સુદામડાને લૂટવા, ધમરોળવા અચાનક સીમાડે આવી ચડયાનું સાંભળી સામનો કરવાની તૈયારી માટે કાઠીઓ ભાયાતોને ભેળા કરવા જેટલો વખત ન રહેતા, બૂંગીઓ વગડાવી હાકલ કરી કે સુદામડાની ધરતીમાં જન્મેલ અને આ ધરાનું ધાન ખાઈ મોટા થએલ તમામ વર્ગના, ગામમાં વસતા માણસોને સરખે ભાગે સુદામડા વેંચી લેવા વચન આપી હાકલ કરું છું કે–આજ સુદામડે સૌની લાજ ભેળી છે અને સરખે માથે સુદામડા વેંચી લેશું, પણ સુદામડાની આબરુ લોપાય નહિ અને પાણી જાય નહિ. આવી હાકલ સાથે બૂંગીઓ સાંભળી બ્રાહ્મણ ભંગી (રખેશર) ઢેઢ, ચમાર, વણકર, ડાંગશીઆ, કાંગશીઆ, કોળી, રજપૂત, રબારી, ભરવાડ, ચારણ, કાઠી, મીર, મિયાં, ઘાંચી, મોચી, સઈ, સુતાર, લુહાર વાણિયા અને ટૂંકામાં અઢારે આલમ જેને જે જડયું તે હથિયાર–ભાલાં, કુહાડી, તરવાર, બંધુક, ધારિયા, કોદાળી, લાકડી, ગોફણ–હાથુકિયા કરવા પાણાં, લાકડાં ઈંધણાં અને જે હાથ પડયું તે હથિયાર લઈ આવતલ ધાડાના પાળ પર તૂટી પડયા, અને સુદામડાને પાદર લોઈ લો-

હોત્યુની ખાંદણુ મચાવી દીધી તે દિ' નીમણી-નદીનું પાણી પણ ધરતીના સુપુત્રો અને દુશ્મનોના લોહીથી લાલ રંગે રંગાઈ છલકાઈ ગયું. એના શેરડા લીંબડીના ભોગાવામાં ભળ્યા. આ વાતની શાખ પૂરે છે આજે સુદામડાની સંસ્કૃતિ. જ્યાં આજે પણ કોઈ કોમ ગરાસના ટૂકડા વિનાની નથી. આવી તો આ સુદા-મડાની ભડાઈ અને ભલાઈની અનેક વાતો છે. તેમાંનો એક પ્રસંગ આજે પવિત્ર દાતાર દરબારનો અને તેના પરિવારનો રજૂ કરતાં જીવનને ધન્ય માનું છે.

સુદામડા ગામે દરબાર ભોકો ખવડ (મકવાણા) સુદામડાની છત્રીસીનો મોટો ભાગદાર. જેમ ભાગદાર મોટો એમ જ દીલાવરીમાં પણ મોટો. આશરે ૯૦ વર્ષ પહેલાની કે એકાદ સૈકા મોર્યની આ વાત છે. તે દિ જસદણની ગાદીએ ચોર્યાસીનો ધણી અકડેખાં ખાનદાન અને કરડો તથા વિચારવંત અને અજાનબાહુ ડાહ્યો રાજા આલો ખાચર રાજ કરે. એની રાજધાની જસદણમાં તે દિ' ધાનનો ધરવ હતો. એની ચોપાડે ત્રીસો તારીખ અન્નધાનનાં રંધેડા (દેગ) પરોઢીઆથી અધરાત સુધી ચૂલે ચડતી અને દરબાર આલો ખાચર જીવ્યા અને રાજ કર્યું ત્યાં સુધી જસદણને ગામતરે જનાર કોઈ પણ ભૂખ્યો ન જાય એવું નામધારી દરબારને નીમ હતું. કોઈ માણસ હટાણું કરવા આવ્યું હોય કે ખડનો ભારો વેંચવા કે ઈંધણા વેંચવા આવ્યું હોય તે ચોપાડે જાય એટલે એને પંગ-તમાં બેસાડી પેટ ભરી સાદું ભોજન મળતું. નાત્ય-જાત્યના ભેદ તે દિ' આ રસોડે ન હોતા. એટલા કારણે જ "રાજધાની" શબ્દ વપરાતો. તે દિ' ભાવેણા, જાત્રાણા અને રાજકોટમાં પણ રાજરસોડે અઢળક રોટલા હતા. એ પછીનો વખત વીલાયતી તાલીમના રાજદરબારો અને જમીનદાર જાગીરદારોને આવ્યો અને રોટલો ગાડાંનાં પૈડા જેવો મોટો થઈ પડયો. એથી જ કવિ કાગે સત્ય સંદેશ ટપકારૂપે ઉચ્ચાર્યો કે:-

"આજે રાજદરબારોમાં
ધાનધીંગાણા, ભાષણે વાતું રૈ,
રાણીઉં જોખે દાળ ચોખા,
એની ડાહ્યપની વાતું થઇ."

ખેર, પ્રભુ ઈચ્છા બળવાન. અન્નનો સૌનો ભાગ છે, અને એ ભાગ કાઢયા વિના ખાય એ જ ચોર છે. એમ ભારતી ગીતા પણ બોલે છે. ચોરને સજા થાય એમ આ રાજા-દરબારો, જમીનદારો, અને જાગીરદારોને કુદરતે સજા કરી દીધી. આજે એને આંગણે અન્નની આશાએ શ્વાન પણ આવતું નથી. મૂળ પ્રસંગ આઘો ગયો. હવે વાત એવી બની કે દશેરાનો દિવસ છે. આગલે દિવસે ભોકા ખવડના દરબાર ગઢની ડેલીએ દેશી પરદેશી માણસો દશેરાના ઉત્સવનો લાભ લેવા આવી ગયા છે. એમાં એક પ્રસિધ્ધ પરજીઓ ચારણ ભુરોભા જેહળ મશહૂર ઘોડાનો સોદાગર પણ આગલી સાંજે આવી ગયો છે. આ ભુરાભાને સોદાગીરીમાં અલ્વર, બુંદી અને કોટામાં ગામ ગરાસ મળેલ છે અને એના વંશજો હાલ ત્યાં જતાં રહ્યાં છે એનું તે દિ'નું ગામ કડુકા-મદાવાના ડુંગરની તળેટીમાં આવેલું છે. મદાવો ડુંગર કે જ્યાંથી કાઠિયાવાડ-ની તમામ નદીઓ એ ડુંગરના ઉગમણા આથમણા ઢાળથી ઉગમણી આથમણી વહે છે, એટલે મદાવો ડુંગર કાઠિયાવાડનું મોભ (મકાનના મોભ જેમ) કહેવાય છે. દશેરાની આગલી રાતે ભોકાખવડના પ્રસિધ્ધ ઘોડા નામે રેડિયાની ભુરાભા જેહળે માગણી રૂપીયા પાંચ હજાર પુરા આપવાની કરી. ભોકા ખવડે જવાબ દીધો કે: "ભા ભૂરા; રેડીનો આ પહેલી ઠાણનો વછેરો મારાથી કેમ દેવાય ? નાણાંની કિંમત નથી, પણ આ ઓલાદના ઘોડા ઉપર તો આપણી જાગીરૂ બંધાણી છે." એટલે ભૂરો જેહળ કહે, "દરબાર, આ વખતમાં સારાં ઘોડાં ઘણાંય માગ્યે મૂલે મળે છે, પણ મારી ઈચ્છા થઈ કે દરબારનો મારા પર ભાવ છે તો ખટાવવા." ભોકા ખવડ કહે, "ભા, ભૂલી જાઓ એ વાત ન ઉચ્ચારતા."

ભૂરો જેહળ કહે, "દરબાર, તમને પસ્તાવો થશે. ઘોડાનો ઘરાક અને બાપનો મારતલ એક જ વાર ઝપાટે ચડે છે." ભોકો ખવડ કહે, ભુરાભા, જોશું સવારે ડાયરે કસુંબા થાય પછી વાત, અને પસ્તાવાનો વખત સૂરજ ડાઢો નહિ રહેવા દીએ એવું આપણે કરશું" એટલે ભૂરોભા રાજી થયા કે

રેઢીઓ સવારે હાથ આવશે. :

"દિ ઉગ્યો તિમિર ટળ્યાં આવ્યો દશેરા'નો દિ" ડાયરો જામ્યો છે. મીર માગણીઆત સતાર પર ટેરવાં ફેરવી મુજરા કરે છે. ડેલી આગળ ત્રાંબાળું ગડહડે છે. મીઠા સૂરથી લંઘાના મોઢે શરણાઈમાં પરજના ઢાળે રાસડા સોળાવટગી રહ્યાં છે. બરોબર ડાયરો દસેક વાગ્યાના સુમારે, જેને તળપદી ભાષામાં કુણા બપોર કહીએ એવું ટાણું થયું છે તે ટાણે મૂળીથી રતનું શાખનો મૂળુભાઇ નામનો ગઢવી પણ ભોકા ખવડ પોતા પર બહુ જ ભાવ રાખે છે એટલે મોજ લેવાની આશાએ આવ્યો છે. સ્થિતિ ગરીબ છે. ધોયેલ ધફોએલ પણ થીગડાં દીધેલ જાડાં વસ્ત્ર ધોળાફૂલ જેવા પહેર્યા છે. ઝીણીઝીણી હજામતમાં પળિયા (ધોળાવાળ) કોક કોક ટબકે છે. અંગમાં દૂબળ પણ ચાડી કરે છે. ચોરણાના પાયચાની ધૂળ ખંખેરી, થીગડ થાગડ પગરખા આઘા ઉતારી, દરબારને 'જે માતાજી અને ખમ્મા ભોકા ખવડને, ખમ્મા કાઠીઅ' જામને;' કહી ડેલીના પગથિયાં ચડી આસન લીધું. દરબાર મૂળુભાઈને ભાળી ખૂબ ખુશ થય. ખરખબર પૂછ્યા અને ભલે આવ્યા, બહુ રાજી થયો, ત્યાં તો છાશ્યું પીવાની હાકલ થઈ. ડાયરો જમવા ઉઠયો. દરબારે કહ્યું કે "આપણે આજ જમ્યા પછી પાહાં ઢાળ (આડે પડખે સૂઈ આરામ કરવો) નથી કરવો," એટલે વાણંદને કહે, "જા, ભાઈને કહે કે રેઠીઆને શણગારી લાટાં પાટાં કરે. સવારીમાં જવાનું છે એની તૈયારી અટાણથી કરો" અને એકોર વાણં-દને બોલાવી કોઈ ન સાંભળે તેમ કહ્યું કે "મૂળુભાઈની હજામત કરવી, નવરાવી તાજા કર્ય, ભલે એને શિરામણી મોડી થાય." વાળંદે હુકમ મુજબ મૂળુભાઈને-વાત કરી. મૂળુભાઇ મહરમાં સમજી ગયાં કે દરબારે દાળદર (હજામત) કાઢવાનો હુકમ કર્યો છે, એટલે આજ પોતે પણ મારું દાળદર કાઢવાના થયા છે. મૂળુભાઈના આનંદનો પાર નથી. ભેદુનો ભેદ મૂળુભાઈ સમજી ગયો છે. એને પેટની ભૂખ ગઈ છે, પણ પેઢીની ભૂખ પણ ભાંગશે એવો આનંદ છે, ત્યાં તો જમણી આંખ્યનું ઉપલું પડખું અને જમણું અંગ પછી ફરવા માંડયા. હથેળીમાં પણ ધનપ્રાપ્તિના ભવિષ્યની ખંજવાળ ઝીણી ઝીણી આવવા માંડી. ચતુર ચારણ શુકનના ભેદમાં રાચે છે ત્યાં ડાયરો શીરામણી કરી, ડેલીએ ફરીને આવ્યો. બરોબર હકડાઠઠ ડાયરો જામ્યો તે વખતે દરબારના કુંવરને ઘોડો લાવવા દરબારે કહેતાં બે ખાસદાર બે વાધે ચોટયા આવે છે. બાજીઆ નાખતો હાવળ્યું ઉપર હાવળ્યું દેતો આભ ધરતી ગજાવતો રેઢીઓ ડેલીના ગડારે આવી આવી હમચી ખૂંદવા માંડયો.

દરબાર ઊભા થયાં અને બોલ્યા કે : "લ્યો મૂળુભાઈ રતનું સૂરજડાડાના હુકમથી આજના પવિત્ર દા'ડે તમને રેઢીઓ ઘોડો દાનમાં આપું છું. આને લાખપશાવ માની લેજો. દેવીપુત્ર છો! આશિષ દેજો અને ડાડો સૂરજભાણ તમને સુખી રાખે. લ્યો ઝાલો વાઘ!" મૂળુભાઈને અંગે અંગ ઉત્સાહના ફૂવારા ફૂટયાં. એવી વખતે ભૂરાભાને સંબોધી ભોકોખવડ બોલ્યો કે, લ્યો આપા ભૂરા! ઠાકર આપણને પસ્તાવાનો વખત ન દીએ એ વાતના સાક્ષી રે'જો. ભુરાભાએ પણ ભોકા ખવડને ભલકારા દીધાં અને મૂળુભાઈ શીઘ્ર કવિ હતા તે બોલ્યા કે :

"ચોટીલે ડુંગર ચડી, મેં તો જોયો જમીદાર;
પણ આતો સુદલપર સરદાર, ભલપનું છત્ર ભોકોખવડ.

o

કેદિ'ક હોય કરવરૂ, વણે હોય કણે પણ હાણ્ય;
તે દિ' ખવડ અમારે ખાણ,ધાનની ભરીઅલ ભોકલા.

o

કવ કાવ્યેને તાંતે કરણ, રંગ પાંતર હર રાણ,
જે દિ' મેલે દરીઓ માણ, તો ભાણ ન ઉગે ભોકલા.

(અર્થાત: કવિઓ ગહેકતા હોય (તાંતે) સીતાર વાગતા હોય ત્યારે રંગ ન પાંતરે નીકર દરિયો માઝા મૂકે અને સૂરજ ન ઊગે.)

નવરસે નિગામ, અંજવાળું કરે અરગ,
જોતું ખવડોના જામ, ભણ્ય નાકારો ભોકલા.

ભોકાણંદ ભેટયે પછે, ભડ કો બીજાને ભેટવા,
એ તો માવેસર મૂકે, કરતાં ભૂતાનાં ભજન.

o o o

એથે પહેરે છે, માનાદર મેળો રવિ;
પણ વૃદ્ધ પણ મોજ વિશેક ભણીએ તેળી ભોકલા

O O O

કઠીઉંમાં દેરા કરે, એવા સે બીજા સરદાર,
પણ સાકર સાંજ સવાર, ઘેં લુંજાયે ભોકલા.

O O O

ના કરીએ પ્રીત, જેની તેની જોઈને,
રાખો કળની રીત, ભોકો ગોદડ નો ભણે

O O O

એવું એક ગીત છે, પણ યાદ નથી. જેમાં જણાવે છે કે :

ગરાસ એની વાત ન ગણવી, પણ હાથ વડાળે વધુ હસે;
કંઈ રાજા જોયા જોખથી, એમાં ભોકો સૌથી નપટ ભલો.

એવાં વખાણ કરી મૂળુભાઈ વાઘે હાથ અડાડી બેઠા ડાયરામાં, અને ઘોડો ઘોડા'રમાં મૂકાવ્યો. આ ભોકા ખવડના વંશમાં આજે ધાંધલપર નાજાવાળા ભાઈ ખવડ વસે છે. ખૂબ ભલો અને અને અડીખમ આદમી, પણ વખત જતો રહ્યો એની વાત ન થાય.

ભોકા ખવડે ઘોડો દીધો પણ એનો પુત્ર કહે "બાપુ ! હવે આ મૂળુભાઈ થીગડથાગડ લુગડે રેડીઆ ઉપર શોભે નહિ એટલે હું એને પોષાક પહેરાવી આવું" અને દરબારના દીકરે નવા કોરાં કડાંક બગલાની પાંખ જેવા વસ્ત્ર પહેરાવી. દશે આંગળીએ હેમના વેઢ પહેરાવ્યા. દીકરાની મા આઈ અમરબાઈએ મૂળુભાઈના ગળામાં સાત ભાર સોનાની ઉતરી પહેરાવી (અડંગો ગૂંથેલ દોરામાં બીજના ચન્દ્રના આકારે ચગદું ઘૂઘરીઓવાળું હેમનું એનું નામ ઉતરી)

દશેરાને વળતે દિવસે મૂળુભાઈ વિચાર કરે છે કે મૂળી જાઉં કે ક્યાંક બીજે રજવાડે જઈ આ ઘોડો અર્પણ કરું. ત્યાં તો ભોકા ખવડે સામેથી સમજાવ્યો કે "મૂળુભાઈ ! હવે આ રેડીઓ ઘોડો દરબાર આલા-ખાચરને ગળે વાત છે તો તમે આલણ મહારાજાને અર્પણ કરવા જાઓ અને ત્યાં તમારી કદર થાશે અને ભા ભૂરા ! તમારે દરબાર આલાખાચરના હાથે નત્યનો નાતો છે (થોડો સંબંધ છે) એટલે તમે દરબા-રને કહેજો કે રેડીઓ ઘોડો તમારી ઘોડા'ર નું રૂપ થાય એમ માની માગણી ઘણીવાર કરી મોકલી તો હવે મારાથી તમને ન દેવાણો, પણ આ ચારણની કદર કરી રેડીઆનું પૂરું મૂલ ચૂકવજો."

ભૂરો જેઠળ રાજી થયા. મૂળુભાઈની મોર (આગળ) જસદણ જઈ બધી વાત કરી. દરબારના અચંબાનો પાર ના રહ્યો અને રેડીઆની વાટ જોવાય છે. ત્યાં તેરશની પ્રભાતે મૂળુભાઈએ જ કહ્યું જુના-ગઢમાં રેડીઆની હાવજ્યુંની અને ડાબલાની ઘણેણાટી દેખાડી. દરબાર આલા ખાચરનો ડાયરો, ભાયાતો, સરદારો સૌ "વાહ ઘોડો, વાહ રેડીઓ, અને રંગ છે ભોકાખવડ તારા દલગજરાને" કહી થંભી ગયા. દરબાર આલા ખાચરે આ ઘોડાને પ્રતાપે મૂળુભાઈને દશોંદીપદે સ્થાપ્યા. અને એના કુટુંબને જસદણ તેડાવી વસાવ્યું. તે પછી દેવ દિવાળીના ડાયરે રેડીઆ ઘોડાની કિંમતમાં પોતાના ચોર્યાસી પાદર (ગામ) માં ખળે ખળવટે માપ્યુંધાન અને અને શેરડીના વાડે વાડ દીઠ એક ભીલું ગોળ અને સાત સાંઠાનું સાસિયલું જસદણ દરબારનો વંશ તપે ત્યાં સુધીના માટે કરી આપ્યું, જે રાજપાટનું વિલિનીકરણ થયું ત્યાં સુધી અમર રહ્યું. આજની મને માહિતી નથી.

આ મૂળુભાઈ રતનુંના નાથાભાઈ અને નાથા-ભાઈના પુત્ર કનાભાઈ ત્યા ચતુરજી રાજમાં ઠેઠ સુધી રહી હકકહિસ્સા ખાતા એ શ્રી જયમલ્લભાઈ પરમાર-થી ક્યાં અજાણ્યું છે? વધારે વાતો ઘોડાના પ્રતાપની ઈતિહાસે અને અશ્વકથા અંકમાં (ઊર્મિનવરચના) ના ક્યાં નથી વર્ણવી ? એટલી સામગ્રી ઉપલબ્ધ છે તો હવે પછી દટાઈ ન જાય એટલે આ વાત શ્રી જય-મલ્લભાઈ જેવા જૂની વાતોના જાણકારના કરકમલમાં અર્પણ કરી કૃતાર્થ થાઉં છું. જયમાતાજી સાથે હરિ ૐ શાન્તિ શાન્તિ શાન્તિ :

*

# જોગમાયા જેઠીબાઈ

હરસુરભાઈ ના. ગઢવી

સોરઠના દખણુંદા સીમાડે આવેલા દીવના નાનકડા ટાપુઉપર ઈંદરમા'રાજનું વજ્જર ત્રાટકવાનું હોય, દીવ રસાતળ જવાની હોય એમ જબરી હલચલ મચી ગઈ'તી; સૂરજ મા'રાજ સાત ઘોડાનાં રથમાં બી ઊગીને હજી તો માંડ સમા-નમા થયા'તા, મજૂરો અને માછી-મારો, કામધંધે ચડવાની તૈયારી કરતા'તા, ત્યાં તો વાવડાની પાંખે ચડીને, ગઈરાતના બની ગયેલી વિચિત્ર વાત છૂટાં-છવાયાં વેણો રૂપે સર્વત્ર ફેલાઈ ગઈ. સાંભળનારા સૌ છળી ઊઠયાં. અકળ ભયનાં માર્યા કામધંધો પડતો મૂકીને લોકો પોત-પોતાનાં ઘર તરફ ભાગવા લાગ્યા. સહુનાં મનમાં એક જ વેણ રમતું'તું "માળી જેઠીબાઈએ પણ ભારે કરી?" જીભાન તો જડાઈ ગઈ'તી. કાળજામાંય ધ્રાસકો પડી ગયો,તો. "ફીરંગી સરકારનો ગોરો હાકેમ હવે શું નંઈ કરે?" એવી ઊંડી હેબત સહુનાં હૈયામાં ધરબાઈ'તી. ભૂતે ભરખી લીધા હોય એમ કોઈનાય હોશનું ઠેકાણું રહ્યું નો'તું. શું થાશે? એની અકળ અકળામણમાં અટવાયેલા દીવવાસીઓ જબરી દે'શત અનુભવી રહ્યા'તા.

લોકોની આવી દે'શત સાવ અસ્થાનેય નો'તી, વાત જ એવી બની ગઈ'તી -લુગડાં રંગીને, માંડ-માંડ રોટલો રળી ખાતી એક રાંડીરાંડ બાઈએ ઊઠીને ફીરંગી સરકારના ગોરાહાકેમના હુકમનો છડે ચોક અનાદર કર્યો,તો. ભલા આવી વાત કાંઈ સાધારણ તો થોડી જ ગણાય ?

"અરે ભાઈ આમ ઉરાંગઉટાંગની જેમ આડા અવળા ઠેકડા મારવા કરતાં, માંડીને વાત જ કરોને? એ જેઠીબઈ કોણ હતી? કયાંની હતી? એણે એવું તે વળી શું કર્યું, 'તું?"

"ઠીક લ્યો, પૂરી વાત જ સાંભળો ત્યરે. છેય સાંભળવા જેવી."

ઈ. સ. ની સોળમી સદીમાં અંગ્રેજો ફ્રેંચો, ડચો, અને ફીરંગીઓ વગેરે પરદેશીઓનાં જે ધાડાંઓ વેપારના ઓઠા હેઠળ હિંદુસ્તાનનું હીર ચૂસવા માટે દરિયાકાંઠાના પ્રદેશો ઉપર વર્ચસ્વ જમાવીને જળોની જેમ જામી પડયા'તા, એમાંના ફીરંગીઓએ, આશરે અરધી સદી સુધી દીવનો ટાપુ કબજે કરવા માટે નિરર્થક હવાતિયાં માર્યાં પછી, ગુજરાતના સુલતાન બહાદુરશાહની મે'રબાનીથી કિલ્લો બાંધવા પૂરતી માંડ છૂટ મેળવી શકયા'તા. અને પછી એ જ બહાદુરશાહને દગો કરીને કાપી નાખ્યો'તો. અને ત્યારપછીનાં અંધાધુંધીના સમયનો લાભ ઉઠાવીને પચ્ચીસ ચોરસ માઈલનું ક્ષેત્રફળ ધરાવતા, પાધરી પને પથરાઈને પડેલા આખાય ટાપુના ધણી-રણી થઈ પડયા'તા; એટલું જ નહિ પણ કાંઠાળનાં ગામો ઉપર પણ કબજો જમાવી દીધો હતો.

આ વાતનેય કેંક દાયકાઓ વીતી ગયા હતા, ફીરંગીઓના વતન પોર્ટુગલ દેશમાં રાણીનું રાજ ચાલતું'તું ત્યારની આ વાત છે.

આગંતુક વિદેશી પ્રજાઓમાં, ફીરંગીઓ સૌથી વધારે ક્રૂર, દગાબાજ તેમજ ધર્મઝનુની તરીકે જાણીતા તો છે જ. એટલે, કબજે કરેલા મુલક દીવ, દમણ, અને ગોવા ઉપર બરાબર પકડ જમાવી દીધા પછી ખ્રિસ્તી ધર્મના ફેલાવા માટે, અવાર-નવાર નોખા-નોખા ફતવાઓ દ્વારા, તેમજ છળ અને બળ દ્વારા, પ્રયત્ન કરતા હતા, ભાત-ભાતના તૂક્કાઓ પણ અજમાવવામાં આવતા'તા. વિલાયતમાંથી પાદરી-ઓનું અને સાધ્વીઓનું નાનું એવું લશ્કર દીવમાં ઊતરી આવ્યું'તું. ટાપુની અજ્ઞાન, ભોળી, અને ગરીબ પ્રજાને ભોળવીને, દવાદારૂની, અનાજ, કપડાં તેમજ કામધંધાની લાલચ દેખાડીને ખ્રિસ્તીધર્મમાં ભેળવવા મંડયા'તા. ધર્માંતરિત થયેલા લોકોની સંખ્યામાં થઈ

રહેલા વધારાને લીધે, ગોરા હાકેમો અને પાદરીઓને ઓર પાનો ચડતો'તો. ખ્રિસ્તી ધર્મની મહાન સેવા કરી રહ્યા હોવાનું માનીને, જોરશોરથી વટાળ પ્રવૃત્તિ ચલાવી રહ્યા હતા. દીવની નબળી પ્રજા આવી જોહુકમીથી ધીમે ધીમે ટેવાઈ જઈને, હવે તો જાણે એ બધું કોઠે પડી ગયું હોય, એમ કશી જ રોક-ટોક વગર બરદાસ્ત કરી રહી હતી રાવ ફરિયાદ કરવાનીય કોઈને હોંશ રહી નો'તી. વાડ ચીભડાં ગળી જતી હોય, ત્યાં રાવ કરવી કયાં ? રાજધાનીનું શહેર લીસ્બોન તો હજારો ગાઉ છેટે આવેલ પોર્ટુગલ દેશમાં આવેલું હતું.

ગોવાના વડા હાકેમે એક નવો જ ફતવો બહાર પાડયો હતો; ટાપુનો વતની હોય, એવો કોઈ માણસ બેકાર હોય, અથવા અનાથ હોય, એણે ફરજિયાત ખ્રિસ્તીધર્મ અપનાવવો પડે. એવો એ હુકમ હતે; જેનો સ્પષ્ટ અર્થ એમ થાતો'તો કે કુટુમ્બનો આધાર હોય, એવો માણસ મૃત્યુ પામે, એટલે પાછળનાં બધાં જ માણસોએ ફરજિયાત ખ્રિસ્તી ધર્મ સ્વીકારવો પડે! દેખીતી રીતે જ આ અસહ્ય જોહુકમી હતી. દીવની પ્રજાનું હડહડતું અપમાન હતું; પરંતુ સદીઓ થયાં ટેવાઈ ગયેલી નિર્માલ્ય પ્રજા મૂંગા મોઢે આ બધું સહી રહી હતી. આવી ખતરનાક પ્રવૃત્તિ થોડાંક વધુ વર્ષો ચલી હોત તો દીવના ટપુ ઉપર ખ્રિસ્તી સિવાય અન્ય કોઈ જાતિનું અસ્તિત્વ અસંભભવિત બની જાત; પરંતુ ટાપુની જનતાનાં સદ્દભાગ્યે ફીરંગી હાકેમની આવી પાપી પ્રવૃત્તિને પડકારનારી એક જોગમાયા જાગી ઊઠી, એણે આ પાપી પ્રવૃત્તિને થંભાવી દીધી.

દીવના વેકરિયાવાડ નામના લતામાં, જેઠીબાઈ નામની આધેડ વયની એક વિધવા રંગરેજ બાઈ રે'તી હતી. કથાકાળે દીવમાં હાથીદાંતમાંથી આભૂષણો બનાવવાનો, અને રંગ તથા છાપણી કામનો, એ બે ઉદ્યોગો સારી પેઠે ચાલતા'તા. જેઠીબાઈ પણ કપડાં ઉપર રંગ ચડાવવાના, તેમજ છાપણી કરવાનાં ધંધામાંથી આછી-પાતળી રોજી રળી લેતી'તી. ધાર્મિક વૃત્તિની શાણી અને સમજદાર હતી. સંતતીમાં એને યુવાનીને ઉંબરે આંબવા આવેલી એક દીકરી જ હતી, એક બીજાની હુંફે, મા-દીકરી જીવન વીતાવી રહ્યાં હતાં.

ધર્મભીરૂ હોવાથી, ખ્રિસ્તીઓ દ્વારા ચાલી રહેલી આંધળી વટાળ પ્રવૃત્તિ જોઈને જેઠીબાઈનું હૃદય બળી ઊઠતું'તું. પરંતુ જયાં એકેય માઇનો પૂત વિરોધ તો છેટે રહ્યો, પણ ચુંકારોય કરતો નો'તો ત્યાં રાંડીરાંડ બાઇ માણસનું શું ગજું ? એટલે આત્મા દુઃભાતો હોવા છતાંય જેઠીબાઈ ચૂપ રહીને જોયા કરતી'તી; પણ એક એવો પ્રસંગ એની નજર સામે બની ગયો, જેણે, જેઠીબાઇના અંતરાત્માને ઝંઝેડી નાખ્યો અને અસહાય અબળા મટીને પ્રબળા બની રહી.

વાત એમ બનેલી કે :-જેઠીબાઈના પડોશમાં જ નાતીલા એવા બાપ-દીકરો રે'તા હતા. એમાંથી એકાએક ડેસાનું મૃત્યુ થઈ ગયું. જુવાન દીકરો નિરાધાર થઈ ગયો. સાતેક દિવસ થઇ ગયા હતા આ વાતને. આઠમા દિવસની સાંજે, ફીરંગી સિપાઈઓની એક ટુકડી લઈને એક પાદરી આ નિરાધાર જુવાનનો કબજો લેવા આવી પહોંચ્યો. જુવાને વટલાવાનો સાફ ઈન્કાર કર્યો અને જબરી રાડારાડી કરી મૂકી. માણસો ભેળાં થઈ ગયાં, જેઠીબાઈ પણ ખરી જ.

પાદરીએ પ્રથમ તો, ખાવાનું મળશે, કપડાં મળશે, પૈસા મળશે, એવી લાલચો ભાંગી તૂટી બોલીમાં આપી જોઇ ! પણ જુવાન તો "મારે કિરસ્તાન થાવું નથી" નું જ રટણ રટતો રહ્યો. પાદરીએ ધમકાવવાનું કરી જોયું., તોય એક ટળીને બીજો થયો નહિ; એટલે પછી પાદરીએ એને ઊંચકી જવાનો હુકમ કર્યો. તરત જ ત્રણ ચાર સિપાઇઓએ ટીંગાટોળી કરીને ઉપાડી લીધો. જુવાને જબરી રાડારાડી કરી મૂકી. એના તરફ લેશ પણ ધ્યાન આપ્યા વગર ઉપાડીને ચાલવા લાગ્યા. જેઠીબાઈના દેહમાંથી જાણે, જીવને ખેંચી લેવાતો હોય, એમ આખીએય થરથરી ઊઠી; અભાનપણે જ એના મોંમાંથી ત્રાડ નીકળી ગઇ; "સબૂર !"

સાથોસાથ સિપાઈઓના હાથમાંથી પેલા છોકરાને, એક ઝાટકે છોડાવી લઈને, સોડમાં લઈ લીધો.

સિપાઈઓનું અને પાદરીનું કૌતક શમે એ પહેલા તો જેઠીબાઇએ પડકાર કર્યો. નંઇ બને, છોકરો મારો છે.''

''કયા બાત ?'' માનવામાં ન આવતું હોય એમ પાદરી બરાડી ઊઠયો.

''સચ બાત, છોકરો મારો છે. એને નંઈ લઇ જાવા દઉં.'' એટલી જ મક્કમતાથી જેઠીબાઈએ જવાબ આપ્યો.

''બગાવત કરતા હૈ કયા ?'' ધૂંવાફૂંવા થયેલા પાદરીએ કર્કશ સ્વરે રાડ પાડી. વર્ષો પહેલાં અંગ્રેજોમાં એક નારીએ ફીરંગી હકૂમતની સામે પોકારેલી બગાવતની એને સ્મૃતિ થઇ આવી.

જેઠીબાઈનું રૂંવાડુંય ધડક્યું નંઇ, સ્વસ્થ અને વિનયી સ્વરે બોલી. 'નારે મા-બાપ, હું બાઈ માણસ બગાવત તો શું કરૂં ? પણ છોકરો મારો છે, એને હું જીવતાં સુધી તો વટલાવવા નંઈ જ દઉં. હું જેઠીબાઇ, વેકરિયાવાડ વાળી, કે' જો, તમારા ગવનંડર સા'બને છોકરા મારો છે, અને હું તેની મા છું.'' આટલું કહીને, કોઈ રોકે-રોકવાનો પ્રયત્ન કરે, એ પહેલાં જ છોકરાને લઇને ડેલીની બા'ર નીકળી ગઈ.

''દેખ લેગા હમ ; અભી ગવરનર સા'બ પાસ જાતા હૈ ? '' એમ બબડતો, પાદરી સિપાઈઓને લઈને વીલે મોંએ પાછો ફર્યો.

ઘેરે આવ્યા પછી જ જેઠીબાઈને પરિસ્થિતિનો પૂરો ખ્યાલ આવ્યો; લેણા-દેણાવગર, માત્ર દયાવૃત્તિથી પ્રેરાઇને પોતે કેવો ઊંડો ખાડો ખોદી નાખ્યો છે, એનું યથાર્થ ભાન થવાથી ઘડીકવાર તો એ હરેરી ગઇ; પણ પછી જે થયું ઈ ન થયું થાવાનું નથી, એટલે નશીબમાં લખ્યું હશે, ઈ થાશે. પણ લીધી વાતને હવે તો મૂકવી નથી, એવો નિશ્ચય કરી લઈને, કાંઇ મારગ મળે, તે માટે વિચારવા લાગી. દીકરીએ એનો હાથ પકડીને ખાઈ લેવાનું કહ્યું, ત્યારે વિચારમાંથી જાગીને દીકરી સામે જોઇ રહી. એના મગજમાં એક નવો જ વિચાર ઝબકી ઊઠયો.

'આ બેયને પરણાવી દઉં તો ?'' અને જેઠીબાઇ એ વિચારને વાગોળવા લાગી; ''નાત-જાતનો ય વાંધો નથી. અને મુઆં, જંગલાંઓનો ભો પણ ટળી જાય ! છોકરીનાં લગન થઇ જાય, એટલે ઘરજમાઈ તરીકે રાખી લઉં, પછી ગવનડરનો અદો આવેને, તોય કાંઈ હાલે નંઈ, એનું !'' જેઠીબાઈ મનોમન મલકાઈ ઊઠી; જે ભાવ્યું, ઈ બે કોળિયા એણે બેય છોકરાંવની ભેળું ત્યળું કરી લીધું, અને દીકરીને ભલામણ કરીને, સીધી, નગરશેઠ નરભેરામ ઠક્કરની ડેલીએ જઇને નગરશેઠને તમામ કહી સાંભળાવી, અને પોતાના ઈરાદાની વાત પણ જણાવી દીધી. લોકજીભે ન.ભા.શેઠ તરીકે જાણીતા નરભેરામ શેઠને બેયનાં લગનની વાત જચી ગઇ. એણે સંમતિ આપી અને ''મા'જન, તારી પડખે જ છે, મૂંઝાતી નંઈ, રાતોરાત લગન પતાવી નાખજે, હું હમણાં જ બધી સોય કરી દઉં છું, તું ઘરભેગી થઈજા:'' તેમ કહીને, વિદાય કરી દીધી. ત્યાર પછી નભાશેઠે, મા'જનના બે-ચાર શેઠિયાવને તેડાવીને, વાત મૂકી. આવા ધરમનાં કામમાં આડે હાથ કોણ વાળે ? સહુ સંમત થયાં. પછી તો તરત જ જેઠીબાઇનાં ઘેરે ગોર મારાજ આવી ગયા. ઢોલી શરણાઈયા બેસી ગયા.

રાતોરાત માંડવો રોપાઇ ગયો અને 'કન્યા પધરાવો સાવધાન'નો નાદ પણ ગૂંજી ઊઠયો. વિધિવત લગન ઊકલી ગયાં, ત્યારે મોટુ ભળકડું'' થાવા આવ્યું'તું.

પેલી તરફ પાદરીએ ગવનંરને તમામ વાત મીઠું-મરચું ભભરાવીને રજૂ કરી હતી. પૂરી વાત સાંભળ્યા પછી ગવનંરે જેઠીબાઈને આકરી સજા કરવાનો નિર્ણય કરી લીધો હતો, અને બીજી કાંઈ નવા-જૂની ન બને એટલા ખાતર લશ્કરને ખડે પગે તૈયાર રે'વાનો હુકમ પણ આપી દીધો'તો.

સવારમાં જ એઓ જેઠીબાઇને તેડાવીને ધમકાવી દબડાવી, ડરાવી; પણ એ એકની બે થઈ નંઇ, ''છોકરનું વેવિશાળ, એનાં બાપે મારી દીકરી જોડે કર્યું'તું સમૂરતુંય થઇ ગયું'તું અને લગન કરવાં તાં, ત્યાં બચારાની જીવાદોરી પૂરી થઈ ગઇ, એ છોકરાને, સરકાર લઈ જાય તો પછી મારી દીકરીનું શું થાય ? એટલે મેં લઈ જાવા દીધાનથી અને રાતમાં જ લગન કરી

નાખ્યા છે. માન્યામાં ન આવતું હોય તો મા'જનને પૂછી જુઓ સા'બ," આ એકની એક વાતને ચકકમ-પણે વળગી રહી'તી.

"પણ તેં એને તારો દીકરો છે એમ પાદરી પાસે ખોટું કેમ કહ્યું'તું ?" રતોરાત લગ્ન થઈ ગયાની નવી વાત સાંભળીને મુંઝાયેલા ગવર્નરે જેઠી-બાઈને બાંધી લેવા માટે નવો જ પ્રશ્ન પૂછ્યો.

"હા,તી. સા'બ; અમારામાં જમાઈ અને દીકરામાં કાંઇ ફેર જ નંઈ. જમાઈ દીકરો જ કે'વાય. અને સા'બ, મેં તો દીકરી દઇને દીકરો લીધો છેને ? મારે બીજું છેય કોણ ?" લાંબા હ્હેકે, હાથને ઉલાળતી જેઠીબાઇએ દાંતફાડથી ફોડ પાડયો. ગવર્નર કૈંક સમજ્યો કૈંક ન પણ સમજ્યો. પણ થોડું ઘણું જે સમજ્યો હતો તે ઉપરથી જેઠીબાઇને કાંઈ સજા થઈ શકે એમ નહોતું, એણે ફીરંગી હકુમતની ગજબ-નાક હાંસી ઉડાવી હોવા છતાંય. બાઈ એને જબરી પહોંચેલી લાગી. શું કરવું એનો નિર્ણય નહીં લઈ શકવાથી તત્કાળ એણે જેઠીબાઈને રજા આપી દીધી. ત્યાર પછી નગરશેઠને અને બે એક આગેવાનોને બોલાવીને એણે ખાત્રી કરતાં એ સહુએ, જેઠીબાઈની વાત ખરી હોવાની ખાતરી આપી.

એટલે મનમાં રોષ હોવા છતાંય એણે જેઠી-બાઇને નિર્દોષ જાહેર કરી. પરંતુ છોકરાનું વેવિશાળ થઈ ગયાની વાત, દેખીતી રીતે જ ઉપજાવી કાઢેલી હોવાનું એનાં ખ્યાલમાં આવી ગયું હોવાથી ફરી વખત હકુમતને કોઈ બનાવી જાય નહિ, એટલા માટે એણે, 'લગ્ન કરતાં પહેલાં હકુમતની પરવાનગી લેવા-નો, અને બન્ને પક્ષે નાં વાલીઓનાં સંમતિ રજૂ કરવાનો નવો નિયમ દાખલ કર્યો. જે દિવમાંથી ફીરંગી શાસનની સમાપ્તિ થઇ જવા છતાંય વર્ષો પર્યંત અમલમાં રહ્યો હતો.

પછી તો જેઠીબાઇને જાણે ચાનક જ ચડી'તી. મા'જનની છાની હૂંફ પણ સાંપડી'તી. દિવ-વણાક બારાની જનતાને ખ્રિસ્તી બનાવવાની આંધળી રસમ સામે અત્યંત છાની રીતે બગાવત જ આદરી દીધી જાણે.

જેઠીબાઇએ એક ઓઢણી ઉપર પોર્ટુગીઝોની લિપિમાં દિવની જનતાની યાતનાઓની હૃદયદ્રાવક કથની આલેખી. ઊડીને આંખે વળગે, એવું રંગાટકામ કર્યું. ઝાડ, પાન, અને પંખીઓ આલેખ્યાં. એની આડમાં પેલી કથનીનું આલેખન છૂપાવ્યું'તું. આવી સંખ્યાબંધ ઓઢણીઓ એણે તૈયાર કરી; જે કોઇ વહાણ આફ્રિકા તરફ જતું હોય, એની સાથે આવી બે-ચાર ઓઢણીઓ, અવશ્ય મોકલાવવામાં આવતી હતી –લીસ્બોન પહોંચાડવા માટે. આ ક્રમ સતત ચાલતો જ રહ્યો. કોઈ ગોરા અધિકારીને એની લેશ પણ ગંધ આવી નહિ અને દૈવને કરવું'તું તે જેઠીબાઇની આ યુક્તિ કામિયાબ નિવડી. એની ધા પોર્ટુગાલની રાણીના કાનમાં અથડાઈ અને વટાળ પ્રવૃત્તિને તાત્કા-લીક બંધ કરી દેવાનો હુકમ છૂટયો. ઉપરાંત જેઠી-બાઈને પોતાની દીકરી તરીકે જાહેર કરીને, દિવની પ્રજાની રાવ-ફરિયાદ સીધી પહોંચાડવાની સનંદ તેમજ શિરપાવ પણ આપ્યો. જેઠીબાઇ સલામી આપવાનો. પણ હુકમ થયો હતો. આમ એક સાધારણ નારીએ, પોતાના પ્રબળ પુરૂષાર્થથી દિવ ટાપુની જનતાની અસહ્ય યાતનાઓના કાયમી અંત આણી દીધો. એના પ્રબળ પુરૂષાર્થની ઇતિહાસકારોએ નોંધ લીધી છે. પણ કોઈ કવિ, વાર્તાકારે, એને યોગ્ય રૂપે બિરદાવી જાણી નથી. યુગના પ્રભાવને પલટાવી નાખે એવા પુરૂષને આપણે યુગપુરૂષ કહીએ છીએ. જેઠીબાઈને શું કહીશું ? યોગમાયા–જોગમાયા જ ને ?

*

જાયા ત્યારે નાહ્યા, જાશું ત્યારે ના'શું;
દાસ દ્વારકો એમ કહે, હાથ પગ ધોઇને ખાશું.
છાયા એટલાં છાપરાં, ને નળિયાં એટલાં ઘર;
દાસ દ્વારકો એમ કહે, કુંવારા એટલા વર.

ગાલિચેં જ દુહા સાંખી, હથ્રચે સાંખી ધક્ક;
વઇયેં જ વચાણ સાંખી, ઉત્તર સાંખી અક્ક.
ગીન માણેક ગીન મેડિયું, ગીન કૂંચી હંદાકોટ;
હકડો ગોરી હૂંદો ગોઠ મનો માગે માંગણા.

# બારસો કોરીનું ચીભડું

પિંગળશી મેઘાણંદ ગઢવી

માણાવદર નવાબ કમાલદીનખાનજી વાડાસડા ગામે જવા માટે તૈયાર થયા. ચાર ચાર ઘોડાની બગિયું જૂતી ગઈ. સાથે અમીર ઉમરાવ ને રસાલો લીધો છે. મહિનો–માસ વાડાસડા ગામે રોકાવાનું છે. આ તો અખેડીમલ રાજા. સોરઠમાં કહેવત ચાલી કે "ન હોત કમાલા તો બાખી સબ નમાલા" એ કમાલદીનખાનજી પાસે દિવસ આખો દાયરાનો હિંચોળ મચે. ખરલમાં કસુંબા ઘૂટાતા હોય, કાવાની દેગ ઉકળતી હોય, હોકા ફુકાતા હોય, કવિતા રેલાતી હોય, રાત્રે નાયકાના ગાણા બજાણા હાલતાં હોય, નવાજશ થાતી હોય ને લહેર લૂટાતી હોય એ એમનો નિત્યક્રમ હતો.

આ નવાબ કમાલદીનખાને તેની જિંદગી પર્યંત બારસો જેટલા તો કવિઓને ઘોડા આપ્યા હતા.
બક્ષ્યાં હેમર બારસોં, બાગે અહિ બાધા;
એક કમાલે ઉજળા, બાબી જગ બાધા.

દાતારોમાં એમની ગણતરી પ્રથમ થાતી બહુ મનગરજો મોટો. પોતે હુકમ કરે એટલે ખજાનચીને આપી જ દેવું પડે, એમાં હા ના કાંય બોલાય નહિ એવી એની હાક હતી.

રિયાસતતો માણાવદરની ચોવીસી, પરંતુ એમની ઉદારતાની નામના મેવાડ, મારવાડ, વટીને ઠેઠ દિલ્હી સુધી પહોંચી ગઈ હતી.

દર મહિને જુદે જુદે ગામડે કેમ્પ નાખવો. ગામના દાયરાને બોલાવવો, સાથે બેસવું. અલક મલકની વાતોના ગપગોળા હાલે. પોતે અચ્છા અચ્છા કહે.

આ વખતે વાડાસડાના ડાંગર દાયરા તરફથી તેડું આવ્યું કે બાપુ વાડાસડા મુકામ કરો તો દાયરાની સુવાણ્ય આવે. વાડાસડાના ડાંગર આંયરોનો ગરાસ સારો એટલે દાયરાની ઠહક જાણે ખરા. કમાલદીનખાનજી મહિનો રોકાવાનું પરિયાણ કરીને હાલ્યા. હાલતાં હાલતાં રોંઢાટાણું થયું ત્યાં ભાદર નદીને કાંઠે આવ્યા. અફીણનો ઉતાર થયો પછી તો ડગલું દેવાપણું નહીં.

ભાદર નદીનો સપાટ વેકરાનો પટ, રૂપેરી જાજમ પાથરી હોય એવો ચળકાટ કરી રહ્યો છે. એક બાજુ ભાદર નદીમાં ખળખળ હસતાં પાણી વહી રહ્યાં છે. પાસે કોળીઓએ શાકભાજીને ચીભડાંના વાડા કર્યાં છે. એના લીલાડાની મીઠી સુગંધી ને ટાઢા પવનની લહેર છૂટી. દાયરો ઢળી પડયો. 'જયાં રાણો ત્યાં રાજ.' વેકરામાં મુકામ નાખ્યો. ઘોડાને જોગાણના પાવરા ચડયા. બંધાણીઓ ખરલમાં અફીણ નાખીને ઘૂંટવા લાગી ગયા. એક બાજુ હોકાનો દેવતા બદલાવ્યો, બીજી બજુ ડુંગાનો થાળ તૈયાર થાય છે. કસુંબો તૈયાર થાતાં અંજળીઓ ભરી ભરીને પીધો. દાયરાને કાંટો આવવા લાગ્યો. કમાલદીનખાનને ખરેખર અફીણ ઊગ્યું. લહેરના તોરા છૂટવા લાગ્યા.

એવામાં નદીના વાડામાંથી એક કોળી પોણાક મણનું પાકીને ગળી ગયેલ ચીભડું લઈને આવ્યો. નવાબના પગ પાસે મૂકીને કહ્યું. "બાપુ અમે ગરીબ માણસ આપનું બીજુ સન્માન તો શું કરીએ ?"

ચીભડું જોઈને કમાલદીનખાન ખુશ ખુશ થઈ ગયો, "વાહ બે ચીભડાં ! વાહ બે ચીભડાં, કયા બાત !"

આવડું મોટું ચીભડું કોઈ દિવસ જોયેલ નહિ, ચીભડું પણ પાકીને તૈયાર થઈ ગયું છે. એની મેળે ગળીને ફાટી પડયું છે. સાકરની કણીઓ જેવા ધેંળા કુરિયા બંધાઈ ગયા છે. જોતા જ દાયરાના મોંઢામાં પાણી છૂટવા લાગ્યા.

ચીભડું સુધારીને તૈયાર કર્યું – કોલવાં મોઢામાં

મૂક્યા પણ શું એની લિજ્જત ! એક તો ભાદર નદીનું અમૃત જેવું પાણી; આ સોરઠીધરા, એમાં કોળીએ પણ ખામચાઇ રાખી રાખીને પકવ્યું છે, એમાં અધૂરૂં શું હોય !

નવાબ કમાલદીનખાન તો ચીભડું ખાઇને ખુશ ખુશ થઈ ગયો. મોજના ઉદેર છૂટવા લાગ્યા. 'વાહ બે ચીભડા, કયા બાત કરું તેરી લિજ્જતકી ! એમ કહેતાં ખજાનચીને હુકમ કર્યો કે 'યે આદમીકો બારસો કોરી બક્ષિસ દે દો."

'બારસો કોરીનું નામ સાંભળતાં ખજાનચી થીજી ગયો. બોલાઇ જવાયું 'નામદાર, બારસો કોરી' ! 'હા, ! હા મેં કહેતા હું બારસો કોરી. એક હજાર પર દોસો ઓર સમજતા બી હું કે એક કોરીકા આધા મન ચીભડાં મીલતાં હૈ, મગર મેં માનવદરકા નવાબ હું મુજે ભેટ દેનેકો આયા ઇનકે બચ્ચે એક સાલ તક જુવારી નહિ ખાવે તો મેરી પાસ આનેકી કયા જરૂરત ! ચલે જાવ યહાંસે ફીર માનાવદર. તુમારી સાત દિન કે લિયે સલામ બંધ હૈ. મેરી સાથ મત આના."

આ તો કમાલદીનખાન ! બોલ્યો એટલું થયું. એની પાસે બીજી દરગુજર નહિ. જરાપણ છંછેડાય નહિ. બોલાવ્યો બમણો થાય.

ભોપાલ ને કુરવાઇ તરફના નવાબો જૂનાગઢ આવ્યા નવાબ બહાદરખાનજીને મળતાં એક જ વાત કરી કે "નવાબ કમાલદીનખાન કો મિલને માગતા હું"

નવાબ બહાદુરખાને માણાવદર ખબર આપ્યા એટલે કમાલદીનખાન જૂનાગઢ આવ્યા. ત્યાં સુધી આવેલ મહેમાનોના મોઢામાં એક જ નામ.

આવેલ મહેમાનો એમ જ માનતા હતા કે સોરઠ સરકાર કમાલદીનખાન જ છે.

નવાબ બહાદુરખાનને ઈર્ષા થઇ કે મારા એક મહાલ જેવડા રાજનો ધણી એની આવડી મોટી નામના ! એનાથી જેવાણું નહિ એટલે બહાદરખાને કમાલદીન-ખાનને કહ્યું કે: "તુને ઈતના કયા કિયા કે સબ કમાલદીન ખાન કરતે હૈ ? જૂનાગઢકી રિયાસત કે પાસ તુમારી કોન હસ્તી ?"

નવાબ કમાલદીનખાને કહ્યું કે "યે બાત સચ્ચી હૈ આપકી પાસે મેં કોન ? આપ તો સોરઠ કે સરકાર હો, મેરી ગુંજાસ કયા હજૂર !"

નવાબ બહાદુરખાનને ખોટો વહેમ પડી ગયેલ કે આવેલ મહેમાનો પાસે કમાલદીનખાને પોતાની જ બડાઇ કરી છે.

સાંજનો સમય થતાં સક્કરબાગ તરફ બન્ને નવાબો ફરવા નીકળ્યા છે. ઘોડાગાડીમાં બેઠા બેઠા વાત નીકળી. નવાબ કમાલદીનખાને કહ્યું આપકી પાસે મેરી કોન હસ્તી. આટલી વાત થઇ ત્યાં સક્કરબાગને દરવાજે ફકીરના તકીઆ પાસે ગાડી આવી. તુરત જ કમાલદીન-ખાને કહ્યું સરકાર મેંને આપકી અળીતક અદબ રખી અબ કહેને બિના રહ નહી શકતા કે આપ સોરઠ કે સરકાર હો, મગર દિલ કમાલદીનખાનકા આપકી પાસ નહિ."

"કયા બાત કરને ?"

"હાં હાં, મે સચ્ચ કહેતા હું હજૂર ! દેખો સરકાર મેરી માનાવદરકી રિયાસત એ ખીરલથા ફકીરકું દે દેતા હું, આપ આપકી જૂનાગઢકી રિસાયત દેદો. દોનું યહાં ફકીરી લે કર બેઠે."

"એ કૈસે હો શકતા ?" બહાદુરખાને કહ્યું "મે વોહી કહતા હું કે હુમરા કમાલદીનખાન કૈસે હો શકતા !"

એટલે જ કોઈ કવિએ કહ્યું છે કે :

તું ભણિયો ગજરાતણા, દો દો કમાલાદીન;
બાવનમાંથી બાળીએ, તાર્યા અક્ષર તીન.

*

આટો વેચી આપને, ગાજર લાગ્યાં એશ;
હોય ખબર શી અબુધને, અક્કલ બડી કે ભેંશ
દિવાળીના દિનમાં, ઘેલે ઓરી ઘેંશ;
પરવ વિણ પકવાન કીધ, અક્કલ બડી કે ભેંશ.

અમીર તણી ઓલાદનાં, વેશ બન્યા દરવેશ;
તો પણ નાહ સમજ્યા તમે, અક્કલ બડી કે ભેંશ
જેણે પ્રાણી પ્રગટતાં, પહેલું કીધું દૂધ;
એ પ્રભુને નવ ઓળખે, એપણ એક અબુધ.

# ઓલિયો અસરફમિયાં

અમરદાસજી ખારાવાળા

માથા પર આવેલ ચંદ્રમા ઉદાર માણસની જેમ એકધારું અજવાળું આપી ખારાપાટની ધરતીને માથે અમીનો વરસાદ વરસાવી રહ્યો છે. છાશિયા ઘઉં અને ચણા એકધારાં ઊગી નીકળ્યાં છે. આગોતરી વાવણી હોવાથી ખેડૂતોએ અષાઢીનલ અને બાજરો નોરતા આવતાં કોઠીઓમાં ભરી દીધાં છે. તળમાં પાણી ભાંભળાં હોવાથી વાડી વિનાનાં નાના લીલિયાના જુવાનો આજે મોકળામને શરદની ચાંદનીમાં ગરબીઓ ગાઈ રમી રહ્યા છે. ગવરાવનાર આદમી બેઠી દડી, ખેથડિયા ડિલનો, ભરાવદાર દાઢીવાળો મામદ મિયાં કૂદીકૂદીને ફે-ફુદરડીને ફરીફરીને જુવાનોને જેમ પૂરી રહ્યો છે. અને તેના પંડમાં પણ જુવાની અને ગઢપણ બેય સંતાકૂકડી રમી રહ્યાં છે...

આવું આ લીલિયા ગામ હિલોળે ચડયું છે, જ્યાં સંત ફકીર અસરફમિયાં બાપુના બેસણાં છે. અસરફમિયાં બાપુ એટલે જાણે પ્રેમ, દયા, મનની મીઠાશ ને હૈયાંની હૂંફ ધરાવતો ખુદાનો બંદો.. એને જ્યારે જુઓ ત્યારે હાથમાં તસ્બી લઈ ખુદાની બંદગી જ કરતા હોય. ઊંઘમાં પણ એની હૃદયવિણાના તાર માનવમાત્ર પ્રત્યે એકતા અને આત્મીયતાના ઝણકાર કરતા હોય—એવા આ સહૃદયી સંતે પોતાની ઝૂંપડીમાં બેઠાં બેઠાં આ ભાવમય ગરબીઓ સાંભળી' અને પછી જેમ ઊગેલ મોલાતને માથે ઘઘુંભીમેઘ મે'ર કરવા મંડાઈ જાય એમ ધીરે પગલે ચોકમાં આવીને ઊભા. ચોકમાં જ એક ગોરમહારાજની દુકાન—એને ઓટલે બે-ચાર જણા બેઠેલા, એમણે મિયાંબાપુને જોઈ ઊભા થઈ વંદન કર્યા અને બેસવા વિનંતી કરી ગોર મહારાજે કોથળો નાખી દીધો ને બાપુ બેઠા.

દુકાનદાર ગોર મહારાજ એકલે પંડે, રાત્રિના રસોઈની માથાકૂટ કોણ કરે એટલે બેઠાબેઠા દાળિયા કકડાવી રહ્યા હતા. એમણે બાપુ સામે લાંબો હાથ કર્યો, "બાપુ લ્યો દાળિયા જમશો ?" મિયાબાપુ કહે, 'બ્રહ્મણનો હાથ કંઈ પાછો ઠેલાય!' એમ કહી ગોરમહારાજના હાથમાંથી મોર જેમ ચણ લે એમ બે દાણા લીધા અને કહ્યું કે 'ગોર, મારી ચપટીમાં બે જ દાણા આવ્યા, ઠીક જેવી ખુદાની મરજી !

આહીં વાત અને સામે ગરબી બન્ને એક સાથે પૂરાં થયાં – ગરબી ગવરાવનાર મામદમિયાંએ જોયું કે આજે બાપુ પણ ગરબી જોવા આવ્યા છે એટલે દોડીને બાપુને પગે લાગી બોલ્યો, "બાપુ, આજ તો કાંઈ તમે ગરબી જોવા આવ્યા, કાંઈ તાલ – બેતાલ થઈને ગવાણું તો નથી ને ?" મિયાંબાપુ કહે : "મામદ ! મામદ ! મને તો આજ એવું લાગ્યું કે નાના લીલિયાના ચોકમાં વેશબદલો કરીને, કાનુડાના વિજોગે અવસ્થાને આરે પોગેલા રાધાજી રાસ રમાડી રહ્યાં હોય. જાણે ગોકુળિયું જ જોઈ લ્યો ! એલા મામદ ! તું તો કવિ થાવાનો "

ને બીજે દિવસે, જે માણસ વહેલી સવારમાં દરરોજ હાથમાં બંદૂક લઈને શિકાર કરવા નીકળી જતો એ – હાથમાં એકતારો લઈને મનના ગાંયલાને મારી રહ્યો છે. એના કંઠમાંથી એક પછી એક કડીઓ પાતાળમાંથી ફૂટતી સરવાણીની જેમ વહેતી થાય છે,

"મનરૂપી મૃગને હવે મારો,<br>
મામદ કહે મનરૂપી મૃગને હવે...<br>
શિકાર કરું તો હવે કાયાવાડીમાં એક,<br>
છૂટો ફરે છે શિકારો,<br>
બહાર ગોત્યાથી બૂડી મરીશું,<br>
નથી ઉગવાનો આરો. મામદ કહે.

આમ ઓલિયાના આશીર્વાદથી કાવ્ય સરવાણી વહેતી થઇ છે, 'એક દિવસ વહેલી સવારે મિયાબાપુએ જંગલ જઈને આવતાં મામદ મિયાંનું ભજન સાંભળ્યું. પાસે આવી માથે હાથ મૂકી બોલ્યા "મામદ ! તારા

મનમાં હવે મોહનની રાસલીલાના મંજીરાં અને સોહમ્ સિતારના સૂર ગુંજવા માંડયા છે. એનો ઝણકારો અમને તો સંભળાવ.... તારા ગળામાં આ મોરલીની મીઠાશ ઉપરવાળાએ આપી છે, નહીંતર જે માણસ આખો દિ' ઊભે ખારે હરણ્યા ને સરસાં વાંસે હડિયું કાઢે, એના અંતરનાં કમાડ આમ ઝપાટે નો ઊઘડે. હવે લખવા માંડય."

બીજે દિવસે સવારના પો'રમાં રામજી મંદિરે સવારની આરતી વખતે મામદમિયાં બેઠાબેઠા ગણગણે છે શબ્દો પણ બાપુએ આગલે દિવસે જે અણસારો આપ્યો હતો એને જ વર્ણવે છે,

"મંજીરાં વાગે છે મારા મનમાં
સામદ કે મંજીરાં વાગે છે......"

પાછળ અશરફમિયાં બાપુ આંખો બંદ કરીને ઊભા છે. ભજન પૂરું થયું ને બોલી ઊઠયા: "મામદ, તેં તો તારા દેહ બંગલાને દીપાવી દીધો, તારા શબ્દો અને સૂરમાં તો હવે સિતારની તરજો સંભળાવા લાગી, વાહ ! તેં તો કમાલ કરી." આ સાંભળતાં જ

મામદમિયાંએ વંદન કરી ગાયું:
"બંગલો બહુ બન્યો રે, તેમાં સોહમ્ સિતાર બાજે,
સોહમ્ સિતાર બાજે, તેથી
ગગન મંડળ સહુ ગાજે."

આમ મામદમિયાં હવે રંગાઈ ગયો. બધું ભૂલી ગયો. ને બસ કનૈયામય બની ગયો. આખો દિવસ ગોવિંદના ગુણ ગાયા કરે છે. એક દિવસ સવારમાં જ બાપુ પાસે આવ્યો ને તરત જ બોલ્યો : 'બાપુ ! આજે રાત્રે સ્વપ્નામાં કાનુડાના વિજોગે ઝૂરતા, તલખતા રાધાજીને મેં દેખ્યાં. શું એનું દરદ હતું. શું એનો વિલાપ હતો !" આમ કહેતાં તો પોતે રોઈ પડયો.

બાપુએ માથે હાથ મૂકી સાંત્વન આપ્યું ને કહ્યું કે : "મામદ ! રાધાજીના ઈ વિલાપની કોઈ વાણી યાદ આવે છે ? તને કાંઈ યાદ છે એના વેણ ?"

ને સામદના તાળાં ઊઘડી ગયાં હાથમાં એકલતારો લઈને, આંસુડાની ધારાઉં છૂટતી જાય છે ને એણે ભજન ઉપાડયું,

"તમા રે વિના મારું મનડું તલકે,
મીન જેમ તલકે વિના વારિ રે;
ટોળાં વછૂટી મૃગલી રે તલકે,
નાથ વિનાની જેમ નારી,
વિજોગ તમારો વા'લા નથી વેઠાતો,
વિનતિ કરું છું વારીવારી;
મામદ કહે મારી બેડી મધદરિયે,
ત્રિકમ લેજો તારી..."

આમ ઓલિયાની દુવાથી કવિ બનેલ મામદમિયાંના ભજનો આજે ખારાપાટના ગામડે–ગામડે ગવાય છે. અશરફમિયાં બાપુ તો મહા પ્રતાપી પુરૂષ હતા જ...જીવમાત્ર ઉપર સમભાવ રાખવાવાળા આ સંત કોઈનુંયે દુઃખ જોઈ શકતા નહીં. એક દિવસ ભાદરવા મહિનાની નમતી સાંજે પોતે ખેતરે.માં ફરવા નીકળેલા. પોતાના ખેતરને શેઢે બે – ત્રણ રેઢિયાળ ગાયો ચરતી જોઈ. એને જોતાં જ નજીક જઈ પોતાના પનિયાના છેડાથી ગાયોને હાંકી પોતાના મોટા મોલમાં મૂકીને ચાલતા થયા. પાછળ ઊભા રહીને આ જોતા જેરામ ભગતે કહ્યું કે, "બાપુ ! આ શું કરો છો ?" ત્યારે બાપુએ કહ્યું "જેરામ ! બિચારાં રેઢિયાળ ઢોરના ધણી કોણ ? અને ઈ શેઢે શું ધરાય ?" આમ કહી આગળ વધ્યા–સામે શેઢે પોતાના ભાગીદારનું કુટુંબ કામ કરતું હતું. એમણે પૂછયું કે "બાપુ ! એ તરફ રેઢિયાળ ઢોર નો નો'તાને ?" બાપુ કહે, 'ભલા આપણા ખેતરમાં કાંઈ રેઢિયાળ ઢોર આવતાં હશે ?..."

આવા એ સંત દર શુક્રવારે મોટા લીલિયા નમાજ પઢવા ચાલીને જતા. એવામાં એક દિવસ પાદરમાં જ જેરામ ભગતનું ગાડું ભેગું થયું. જેરામ ભગતને ગોઢાવદર જવું. તેથી બાપુને ખૂબ જ આગ્રહ કર્યો ગાડામાં બેસવા . પણ બાપુ ન માન્યા. બાપુ કહે, "પટેલ, તમતમારે ગાડું હાંકો. હું તમારી હારે જ ચાલ્યો આવું છું", પણ પટેલે તો હઠ કરી અને સમ સગરાં દઈ પરાણે ગાડામાં બેસાર્યાં. સત્સંગની વાતો કરતાં લીલિયા આવ્યું એટલે નીચે ઊતરીને બળદની

સામે હાથ જોડયા ને બોલ્યા: "માફ કરજો. જાતે તો બંદગી કરવા ને તમારી કાંધે ચડી બેઠો, આજે આ ભગતે મારૂં નીમ તોડાવ્યું, નકર તમને વજન ન કરૂં" ને આંખમાં આંસુ આવી ગયાં. એ પછી કોઈ દિવસ જેરામ ભગતે બાપુને ગાડામાં બેસવાનો આગ્રહ કર્યો નહોતો.

સિમાડાના ખેતરોમાં ક્યારેક એમની સરળતાને કારણે રંજાડ પણ થતી. કેટલાક અજ્ઞાની માણસો ખૂબ નુકશાન પહોંચાડતા, પણ ક્યારેય બાપુએ કોઈને ઠપકો આપ્યો નહોતો, પણ એક દિવસ એમનો દીકરો સીમમાં ધ્યાન રાખવા ગયેલો એમાં કેટલાંક ઝઘડાખોર લોકો સાથે ઝઘડો થયો. પોતાનો મોલ બચાવવા તેમણે હરામખોરો સાથે ઝપાઝપી થતાં એક માનવીને ઈજા થઈ ને મૃત્યુ પામ્યો. પોલીસે ખૂનનો ગુનો નોંધી બાપુના પુત્રને કોર્ટમાં હાજર કર્યો...

આજુબાજુના ગામેના લોકો મહાજનો આવીને કહેવા લાગ્યા કે "બાપુ, આપ ભાવનગર પધારો ને એકાદ વકીલ રાખો, ને એમ ન કરવું હોય તો મહારાજાને મળો." ત્યારે બાપુએ શાંતિથી જવાબ આપ્યો કે "ભાઈઓ હું તમારી લાગણી સમજુ છું, પણ કુદરતને જે મંજૂર હોય તે થવા દો. એની આડે આવનાર આપણે કોણ ?"

ને એમ બન્યું કે એમના પુત્ર કોર્ટમાં નિર્દોષ છૂટયા. એમને લેવા નાના લીલિયાના આગેવાનોના આગ્રહથી મિયાંબાપુ મોટા લીલિયા કોર્ટમાં આવ્યા. આ વખતે આજુબાજુના ગામડાંઓના આગેવાનોએ બાપુની નેકીના વખાણ કર્યા ત્યારે બાપુએ ઊભા થઈ ગળગળા સાદે બધાનો આભાર માનતાં કહ્યું : "ભાવનગરની ન્યાય કચેરીએ મારા દીકરાને નિર્દોષ છોડયો છે, પરંતુ ખુદાના દરબારમાંથી છૂટવું અઘરૂં છે. તમારી સૌની લાગણીને લીધે તમે મારૂં માન રાખો છો ને મને ઓલિયો માનો છો પણ હવે કોઈ મને બાપુ કહેશો મા—" આમ બોલતાં બોલતાં ખેસના છેડા વતી આંખમાં આવેલા ઝળઝળિયાં લૂછીને પોતે ચાલતા થયા....

એ પછીના વર્ષોમાં એકધારી રાત-દિવસ તસ્બી લઈને બંદગી કરતાં કરતાં પોતાની જીવનલીલા સમેટી ગયા. ઈસ્લામ ધર્મ પ્રમાણે એમના વડીલોની કબર પાસે એમની કબર થવી જોઈએ એ નિયમે અમરેલીમાં વડીલોની કબર પાસે એમના મૃતદેહને લઈ જવા જનાજો તૈયાર કરીને એમના સંતાનો ચાલતા થયા ત્યારે ગામને ઝાંપે આખા ગામના માણસો આડા ફર્યા. નાનામોટા સૌની આંખમાંથી આંસુ વહી જાય છે અને સૌ એકજ અવાજે કહે છે, કે આખું જીવન જેમણે અમારી સેવા કરી, અમારા આંસુ લૂછયાં એને હવે બહાર નહીં લઈ જવા દઈએ, આ ગામના ચોકમાં જ એમની કબર થવી જોઈએ. ગામલોકોના અતિ હઠાગ્રહ આગળ કોઈનું ચાલ્યું નહીં, પ્રેમનો વિજય થયો – લોકલાગણી આગળ મુસ્લિમ જમાતને નમવું પડયું અને ગામના ચોકમાં રામજી મંદિરની સામે અશરફમિયાં બાપુની કબર થઈ.

આજે પણ રામજી મંદિરમાં ગુગળનો ધૂપ અને મિયાંબાપુની કબરનો લોબાનનો ધૂપ પોતાની દિવ્ય સુગંધી એકત્રિત કરીને આજના સાંકડા મનના માનવીઓને દિવ્યપ્રેમ, સમભાવ અને માનવસેવાની સુવાસ ફેલાવ્યા કરે છે..

*

અબ કે જો સજ્જણ મિલો, તો પળઈક છંડુ ન પાસ;
રોમ રોમમેં છિપ રહું, જ્યો ફૂલનમેં બાસ.
સજ્જણ હું, તું તું કરૂં (જ્યોં) તૂએ લગ્ગી તંત;
થાંકે તો મનમેં ન ૦હે, મો સળવારી ખંત.
સજ્જણ ફળજો અંબ જ્યોં, વડજો વિસ્તરજો;
માસેં વરસેં જો મળો, રંગ હે કે રહજો.
સજ્જણ ગુણ સમુદ્રસા, તરતર થક્કી તેણ;
અવગુણ એટ ન સંભરે, રહું વિલંબી જેણ.
સજ્જણ મળિયાં બહુત સુખ, બીછડિયાં બેરાગ;
સજ્જણ અણપર રખ્ખિયેં (જ્યોં) બાંભણ રે ગળતાગ.
બાંભણ પણ કબહુક મરે, તૂટ સુંજાવે તાગ;
સજ્જણ અણપર રખ્ખિયેં (જ્યોં) શંકર રે ગળનાગ.

# મિયાણાની આનવતા

દુલેરાય કારાણી

`આજથી ત્રણ સો વરસ પહેલાંની આ એક કચ્છી- ઐતિહાસિક કથા છે. કચ્છના મુન્દ્રા તાલુકામાં આવેલ ભુજપુર ગામથી બે ત્રણ માઇલના અંતરે એક પુરાતન ગામનાં ખંડેર આજે પણ જોવામાં આવે છે. આ ગામ એક વખતે સમૃદ્ધિના શિખરે હતું. દક્ષિણ દિશાને દરિયા કાંઠે દૂર દૂરના દેશાવરથી વહાણો આવીને અહીં નાંગરતાં અને જંગબારનો, મસ્કતનો તેમજ હિંદનાં બંદરોનો માલ અહીં ઠાલવતાં, કહેવાય છે કે નવીનાળ અને ટુન્ડા ગામની વચ્ચે આવેલ 'દાણ દેરી', આજે ખંડેર બની ગયેલા આ ગામનું જકાત નાકું હતું. આ ગામનું નામ 'માડી'. આ માડી ગામ માટેની એક પિરોલી (ઉખાણું) કચ્છની જનતામાં આજે પણ પ્રચલિત છે. આમ છે આ કચ્છી પિરોલી-

નાંગ નય કે વાંઠિયેં બરા, વિઠી ઘુકે વા,

જુકો ગિને નાં તેજી થીએ મા.

અર્થાત-નાગમતી નદીની આથમણી તરફ આજે પવનના ઝપાટા ખઇ રહી છે, પણ જે એનું નામ ઉચ્ચારે છે, તેની એ માતા બની જાય છે.

આ પિરોલી-પહેલીનો અર્થ 'માડી ગામ.'

આજથી ચારસો વર્ષ પહેલાં જામનગરની સ્થાપના કરનાર જામ રાવળને કચ્છમાંથી દૂર કરીને રાઓ શ્રી ખેંગારજી પહેલાએ કચ્છને વ્યવસ્થિત કર્યો. એમને ભારમલ્લજી નામે કુંવર થયા. આ ભારમલ્લજી-ના થયા મેઘજી અને મેઘજીના અજોજી થયા. આ અજોજીને ગરાસમાં માડી ગામ મળેલું. અજોજી બુદ્ધિમાન અને પરાક્રમી પુરૂષ હતા. માડી ગામના વિકાસમાં અને એને સમૃદ્ધ બનાવવામાં અજાજીનો મોટો ફાળો હતો. અજાજીના અવસાન પછી માડી ગામને મોટો ધક્કો લાગી ગયો. માડીના હાલ હવાલ થઇ ગયા. કચ્છી પ્રજામાં કહેવત ચાલુ થઈ : અજો નાંય ઘરે, તડે માડી તી મૂલ કરે.' અર્થાત્ અજો આજે ઘેર નથી ત્યારે માડી-માતા મૂલ-મજૂરી કરે છે.

ધણી ધોરીના અભાવે માડી ગામ જ્યારે છિન્નભિન્ન થવા લાગ્યું અને લૂંટફાટ ચાલુ થઇ ત્યારે ત્યાંના લોકો નાસભાગ કરવા લાગ્યા. કેટલાકે તળ મુન્દ્રામાં અને તેની આજુબાજુની છકોશીમાં આવીને વસ્યા. કેટલાક માંડવી તરફ ચાલી નીકળ્યા. માડી ગામ વેરાન બની ગયું. માડી ફીટી અને માંડવી મોટું થયું એમ કહેવાય છે.

'ધીંગે જી ધરા અને બરૂકે જી બાયડી' એવો કાયદા -કાનૂન વિનાનો એ જમાનો હતો. સલામતીનું તો નામનિશાન ન હતું. એ વખતે માડી ગામમાં 'મંગીઓ પટેલ' નામે એક જૈન ગૃહસ્થ રહેતો હતો. મંગીઓ પટેલ ધનાઢ્ય અને ધર્માત્મા હતો. તેને બીજા ત્રણ ભાઈ હતા. મંગીઓ સૌથી મોટો હતો. મંગી-આના પિતાને મોટી ઉમર સુધી સંતાન-પ્રાપ્તિ થઈ ન હતી. સંતાન-સુખ માટે તેણે પાણા એટલા પીર કર્યા હતા, સાધુ-સંતોની સેવા કરી હતી. એમના આશીર્વાદે એને ઘેર પારણું ઝૂલતું થયું હતું. આ કારણથી એના બાલપુત્રનું નામ મંગીઓ એટલે માગી લીધેલો એવું રાખવામાં આવ્યું હતું. મંગીઆના જન્મ પછી બીજા ત્રણ પુત્રોની પણ તેને પ્રાપ્તિ થઈ હતી.

માડી ગામની પરિસ્થિતિ વિકટ બનતાં મંગી-આને અને તેના ભાઈઓને અહીંનો વસવાટ મુશ્કેલ થઈ પડયો; અહીં હવે જાનમાલની સલામતી ન હતી. આ કારણથી એ ભાઈ મુન્દ્રા તાલુકે માડીથી થોડે દૂર આવેલ દેશલપુર જવા ઊપડી નીકળ્યો. બીજાએ ભુજપુર વસાવ્યું. આજે પણ દેશલપુર અને ભુજપુરમાં મંગીઆ પટેલના ભાઇઓના વંશજો સારી સ્થિતિમાં છે. ત્રીજો ભાઈ હાલાર તરફ વિદાય થયો.

મંગીઆ પટેલે મુન્દ્રા શહેરની ત્રણેક ગાઉના અંતરે આવેલ લૂણી ગામે જવા નિશ્ચય કરી લીધો. લૂણીમાં એ વખતે હાલા શાખાના જાડેજાઓનો અધિકાર હતો. આ હાલા શકિતમાન હોવાથી ત્યાં સલામતી જેવું જણાતું હતું. લૂણીના હાલા ઠાકોરે મંગીઆ પટેલને લૂણી આવવા માટે આમંત્રણ પણ આપી દીધું હતું. એટલે માડી ગામને છેલ્લો સલામ કરીને મંગીઓ પટેલ વિદાય થયો.

મંગીઓ પટેલ શ્રીમંત હતો. મોટી મિલકતનો માલિક હતો. ખેતર પાદર તો ઊડે તેમ હતાં નહિ. ઘરનું રાચરચીલું, ધનમાલ અને સોના રૂપાનાં ઘરેણાં વગેરે ગાડાંઓમાં ખડકીને મંગીઓ પટેલ જ્યારે માડી ગામ છોડી જતો હતો ત્યારે મિયાણા જુવાનોની એક ટોળી તેના તરફ મીટ માંડી રહી હતી. પંજ હથા પહેલવાનોની આ મિયાણા મંડળીએ મંગીઆ પટેલના રસાલની પૂંઠ પકડી.

આગળ મંગીઆ પટેલનાં ગાડાં અને પાછળ વકડી મૂછોવાળા મિયાણા મૂછે તા દેતા ચાલ્યા આવે છે. મનમાં ધારેલી મુરાદ પાર પાડવા માટે નકકી કરેલાં યોગ્ય સ્થાનો પર કંઈને કંઈ વિઘ્નો આવી પડતાં એમની ધારણા સફળ થતી ન હતી. એમનો પંથ લંબાતો જતો હતો.

મંગીઓ પટેલ માડી ગામથી નીકળ્યો ત્યારે તેણે આ સોનેરી ટોળીને જોઇ લીધી હતી. એનાં ગાડાં તરફ એકીટસે જોઇ રહેલા આ મિયાણાઓની મનોભાવના પણ કંઇક પામી ગયો હતો. પણ જ્યારે તેણે જોયું કે આ ધાડપાડુઓ એની પાછળ પડયાં છે ત્યારે તેના મનની શંકા અને ધાસ્તી પણ વધતી જતી હતી.

મંગીઓ પટેલ ધર્મપ્રેમી જીવ હતો. હાથમાં માળા લઇને તે ગાડા પર બેઠો હતો. 'ઓમ પાર્શ્વ'ના જાપ જપી રહ્યો હતો. પરમાત્માને પવિત્રહૃદયથી પ્રાર્થના કરી રહ્યો હતો : 'હે મારા વહાલા ! મારી કમાણી પવિત્ર દાનની હોય તો મને આ રાક્ષસના પંજામાંથી બચાવી લેજે !'

મંગીઓ પટેલ આ રીતે ગદ્‌ગદ્ કંઠે પોતાની પ્રાર્થના પરમાત્માના દરબારમાં પહોંચાડી રહ્યો હતો. એની આરાધનામાં એકતાર બની ગયો હતો. ગાડાની હેડ હડેડાટ કરતી હાલી જતી હતી. અંધારી રાત ઘેરાતી જતી હતી.

મુન્દ્રા અને ગુંદાળાના રસ્તા વચ્ચે બોરડી બાવળ અને ખીજડાની ભરચક ઝાડી હતી. આ સ્થાન 'જંગી'ના નામે ઓળખાતું હતું. જૂના જમાનામાં માડીથી લૂણી જવાનો રસ્તો અહીંથી પસાર થતો. આ ઝાડી એટલી ગીચ હતી કે ધોળા દિવસે પણ સૂરજના કિરણો અહીં ભાગ્યે જ પ્રવેશી શકે. આવળ બાવળની આ ઝાડીના ઝુંડ વચ્ચેથી માણસ હાથ તળી દઈને છટકી જાય એવી એની ઘાટી ઘટા હતી. ચોરો અને ધાડપાડૂ લૂટારાઓ માટે આ સ્થાન એક આશીર્વાદ સમાન હતું. દિવસના ભાગમાં પણ અંધારું લાગે એવા આ સ્થાનમાં આજે તો કાળીરાત સમસમ કરતી વહેતી જતી હતી.

લૂણી ગામ હવે બહુ દૂર ન હતું. મિયાણાનો સરદાર વિચારતો હતો કે હાથમાં આવેલો આ માલદાર શિકાર છટકી જશે તો બધી મહેનત બરબાદ થઇ જશે, ધારણા ધૂળમાં મળી જશે.

પટેલનાં ગાડાંની હેડ જ્યારે આ જંગીની ઝાડીમાં આવી ત્યારે બરાબર લાગ આવ્યો જાણીને મિયાણાની ટોળકી મંગીઆ પટેલનાં ગાડાને ઘેરી વળી ટોળીના મુખી કક્કલ મિયાણાએ તેની જોટાળી બંદૂકના કાન પર જામગરી દાબી દીધી. બંદૂકના ભડાકાથી જંગીની ઝાડી ગાજી ઊઠી. માળામાં સૂતેલા પંખીડાં ફફડાટ કરતાં ઊડી નીકળ્યાં.

મોઢે બુકાની બાંધેલા કક્કલ મિયાણાએ ત્રાડ પાડીને ગાડાં રોકી રાખવા પડકાર કર્યો. ગાડામાં બેઠેલી બાઇઓ થરથર કંપવા લાગી. નાનાં બાળકો ઊંઘમાંથી જાગી ઊઠયાં; એ પણ ભયથી ધ્રૂજવા લાગ્યાં, રડવા લાગ્યાં મિયાણાની રાડ સાંભળ્યા છતાં ગાડા ખેડૂતો અટકયા વિના ગાડાં હાંકતા જતા હતા.

એટલામાં સૌથી પહેલા ગાડા ખેડુના માથા પર એકાએક લેઢાની કડીઓવાળી કડિયાળી આવી પડી. ગાડાવાળો બેબાકળો બનીને ઊથલી પડયો. ગાડાની આખી હેડ અટકી પડી.

મિયાણાઓ મારમાર કરતા માલનાં ગાડાં પર તૂટી પડયા. ગાડાંમાં ખડકેલો માલ સામાન બહાર કાઢવા લાગ્યા. મિયાણાના મુખીએ ગાડાંમાં બેઠેલી ભયભીત બનેલી બાઈઓને હુકમ કર્યો: 'તમારાં ઘરેણાં ઉતારીને અહીં ઢગલો કરો !'

એ વખતે મંગીઓ પટેલ હાથમાંની માળા સાથે ગાડામાંથી નીચે ઊતર્યો. બુકાની બાંધેલા મિયાણા-ના મુખીને એણે અંધારામાં પણ ઓળખી લીધો.

'અરે, કક્કલ તું ?' મંગીઆ પટેલના મોંઢા-માંથી એકાએક રાડ નીકળી ગઈ. પટેલના શબ્દો સાંભળી મિયાણાની ટોળી ચકિત થઈ ગઈ.

આ મિયાણા મંડળીનો સરદાર કક્કલ મિયાણો ઘણા વખત પહેલાં મંગીઆ પટેલના ખેતરમાં ખેતી-કામના મજૂર તરીકે માત્ર થોડા જ દિવસ એને ત્યાં રહ્યો હતો. એ વખતે પટેલના ઘરનો રોટલો એના પેટમાં ગયો હતો. કક્કલને આ રોટલાની વાત એકા-એક યાદ આવી ગઈ. ખરો મિયાણો, જેને 'સાગઈ' કહેવાય એવો મિયાણો, જેના ઘરનો રોટલો ખાય, જેનું દૂધ પીએ, જેનું નિમક ખાય તેને કદી બેવફા ન નીવડે. સાગઈ મિયાણો—અસલ મિયાણો આ ટેક કદી ભૂલે નહિ.

મંગીઆ પટેલના શબ્દોએ કક્કલના કાન પર કારી ઘા કર્યો. કાનમાંથી થઈને આ શબ્દો એના અંતરમાં ઊંડા ઊતરી ગયા. એકાએક એના હૃદયમાં એક નવું અજવાળું આવી ગયું. એનું મન વિચારોના ચક્કરમાં પડી ગયું નવા વિચારોમાં ગરકાવ થઈ ગયું. ક્રૂરતાને સ્થાને એના અંતરપટ પર કોમળતા ફરી વળી. અહમ્‌ને બદલે નમ્રતાએ એને નમાવી દીધો. એનો હૃદયપલટો થઇ ગયો. કક્કલ આખો પલટી ગયો.

'કક્કલ ! પુતર ! કુછ તાં ખરો ! તો કે કુરો ખપે તો ? કક્કલ ! દીકરા કહે તો ખરો, તને શું જોઇએ છે ?' મંગીઆ પટેલ કચ્છી ભાષામાં મિયાણાની માનવતાને જાગૃત કરવા લાગ્યો.

કક્કલ તો પથ્થરના પૂતળાની પેઠે સ્થિર બની ગયો હતો. તેના કંઠમાંથી કોઇ અવાજ બહાર નીકળતો ન હતો.

'કક્કલ ! તોકે ખપે સે મૂંકે ન ખપે!'(—કક્કલ ! તને જે જોઇએ તે મને ન જોઈએ !)

મંગીઆ પટેલનો અવાજ હવે ગળગળો બની ગયો. પટેલનો રૂંધાયેલો સાદ સાંભળીને કક્કલ મિયાણો આખો પીગળી ગયો. એ તો મંગીઆ પટેલના પગમાં આવીને ઢળી પડયો. એની આંખોમાંથી પણ પ્રેમનો પ્રવાહ વહેવા લાગ્યો. વંશપરંપરાની વફાદારી એને યાદ આવી ગઇ. કચ્છના રાજકુમાર ખેંગારજી અને સાહેબજીનો જીવ બચાવવા એના મોટા દાદા મિંયાણા કક્કલે પોતાના છ છ દૂધમલ દીકરાઓને કુરબાન કરીને જામ રાવળની તલવારને સોંપી દીધા હતા, એ વાત એને યાદ આવી ગઇ. એ દૃશ્ય એની આંખો સામે તરવરવા લાગ્યું. વંશપરંપરાની કક્કલ કુટુંબની સ્વામીભક્તિ એના અંતર પર તરી આવી.

કક્કલ ચોરી-લૂંટ કરે નહિ અને કક્કલ બચ્ચો કાદમાં પડે નહિ—એવી કચ્છ રાજ્યે કક્કલોને આપેલી બાંયધરી એને સાંભરી આવી.

કક્કલ સરદારને મંગીઆ પટેલના પગોમાં પડેલે જોઇને એના સાથીદારો પણ સ્તબ્ધ બની ગયા. કક્કલ એમને કહેવા લાગ્યો : 'બેલીડા ! આપણે ભીંત ભૂલ્યા ! મંગીઓ પટેલ તાં મૂંજો શેઠ આય, પટેલ જે ઘર જી માની માં મૂંજે પેટ મેં આય. (—મંગીઓ પટેલ તો મારો શેઠ છે. પટેલના ઘરનો રોટલો તો મારા પેટમાં છે.)

'હલો, હાણે પાછા હલો ! સુકન સારા ન થેઆ'(—હાલો, હવે પાછા હાલો ! શુકન સારા ન થયા.) કક્કલે પોતાના સાથીદારોને આજ્ઞા કરી.

'ના, હવે એમ નહિ જવાય ઠક્કર ! હવે તો લૂણી નજીકમાં જ છે. હવે તો તમે મારા મહેમાન છો. તમારે મારી ચોકી કરવા લૂણી સુધી ચાલવાનું છે. !' આમ કહીને મંગીઆ પટેલે ઠક્કરને પોતાની બાથમાં લઇ લીધો. રાતના અંધકારમાં ચારે આંખો આંસુથી છલકાઇ ગઈ.

ઘાયલ થયેલા ગાડાવાળાને પાટા પિંડી કરીને બધાંને ગાડાં પર બેસાડવામાં આવ્યાં. મંગીઆ પટેલનાં ગાડાંની લાંબી કતાર ફરી પાછી ધમધમાટ કરતી લૂણી તરફ ઊપડી નીકળી.

લૂણી આવીને મંગીઆ પટેલે આ નિમક-હલાલ અને વફાદાર મહેમાનોને પૂરી પરોણાગત સાથે ઘણા દિવસ રોકી રાખ્યા. ખૂબ ખાતરબરદાસ્ત કરી દરેક ને પાંચ-પાંચસો કોરી પહેરામણીની આપીને વિદાય કર્યા.

મંગીઆ પટેલ લૂણીમાં સ્થિર થયો. અહીં તેણે એક વિશાળ તળાવ બંધાવ્યું. આ તળાવ આજે મંગીઆસરના નામે ઓળખાય છે. ઉપરાંત લૂણીની સીમમાં પણ બીજી તળાવડીઓ અને નવાણો બંધાવ્યાં. મંગીઆ પટેલનું નામ આજે પણ લૂણીની જનતા યાદ કરે છે.

મંગીઆ પટેલના આગમનથી લૂણી ગામ સમૃદ્ધ થયેલું કહેવાય છે. મંગીઆ પટેલની સતરમી પેઢીના વંશજો લૂણીમાં આજે સારી સ્થિતિમાં છે અને મંગીઆ દાદાના ગૌરવને જાળવી રહેલ છે.

*

**પ્રિય શ્રી જયમલ્લભાઈ,**

ઊર્મિની આધેડવય અણનોંધી કેમ જાય ! લોકત્રેવડ થકી ઊર્મિએ લોક-સાહિત્યની પ્રેમભાવભરી પ્રવૃત્તિને પ્રારંભથી પોરસાતી રાખી છે. ઊર્મિ દ્વારા લોકસંસ્કારના સુરુચિપૂર્ણ પ્રાગટ્યનો આવો સમાદર થતો આવ્યો છે. ઊર્મિ થકી લોકસાહિત્યની સામગ્રીને અભિમુખ રહી, ગુજરાતી લોકસાહિત્યના રસિયા લોકજીવનની પ્રતિષ્ઠાનો વિનિયોગ કરતા રહ્યા છે, લોકસાહિત્યની એવી રસલ્હાણ માણતે એઓ લોકજીવનનો જીવંત સ્પર્શ પ્રમાણે છે. ઊર્મિની આ મહાન સિદ્ધિ છે. જનજીવનમાં રમણાભર્યો એનો આ ચેતના પ્રવાહ ચિરંજીવ છે; આ અવસર એનો પ્રતાપ છે.

સસ્નેહ **રામસિંહજી રાઠોડ**

રામનવમી-૮૦

'સેવન' : ભુજ : કચ્છ

કવિલોક / આપણું કાવ્યપત્ર (masthead)

આદ્ય : તંત્રી સ્વ. ઈશ્વરલાલ સો. દવે

તંત્રી જયમલ્લ પરમાર

મે : ૧૯૮૦

સળંગ અંક ૬૦૨


# હે વૈશાખ !

હે ભૈરવ ! હે રૂદ્ર વૈશાખ !
ધૂળે રજોટાયલાં તારાં
રૂક્ષ પીંગલાં જટાજૂટ
ઊડ ઊડ થાય છે.
તપથી ક્ષીણ બનેલી
સંતપ્ત તારી કાયા છે.
ભયઘોર ભેરી મોઢે માંડીને
કોને તું હાકલ કરે છે
હે ભૈરવ ! રૂદ્ર વૈશાખ ! -૧
ત્રાંબાવરણા તપ્ત દિગન્તોનાં દરોમાંથી
તારાં અનુચર - વૃંદ ધસ્યાં આવે છે.
મધ્યાહ્ન નભમાં
ભીષણ અગોચર ને નિઃશબ્દ,
તેમનાં તાંડવ મંડાય છે. -૨
મદમત્ત હુતાશન
થાકીને હાંફતો હાંફતો,
અંતર્દાહે પીડાતો
ફરી ફરી ઊઠે છે,
પડી પડી ઊઠે છે,
ઘૂમરીઓ ખાય છે,
તૃણ પાંદડાંને ચકર ચડાવતો,
રેતઢગલાને શૂન્યમાં ઘુમાવતો,
કુદડી ફેરવતો
ઉગ્રવેગે દોટો કાઢી રહ્યો છે. -૩
દીપ્તચક્ષુ હે દુર્બલ સંન્યાસી !
લાલ નેત્રો લલાટે ખેંચીને,
પદ્માસન વાળીને,
નિર્જળા નદી - તીરે
ને વેરાન ખેતરે ખેતરે
તું બેઠો છે, હે ઉદાસી પ્રવાસી !
તારી સન્મુખે સળગી રહી છે
લસલસતી ચિતાગ્નિ - જવાલો -
વિરાટ નભને ચારતી
વિશ્વ છાંડયાં વિગત વર્ષનાં શબ - રાશિને
ભસ્મ કરતી. -૪
હવે તો શાંતિપાઠ કરો હે વૈરાગી !
તારો ઉદાર ઉદાસ એ કંઠસ્વર
ઊગમણો ને આથમણો પથરાતો
નદનદીને પાર કરતો,
ગામ પર ગામ વટાવતો,
ખેતરોને છલકાવતો
સર્વત્ર જઇ પહોંચો.
કલાન્ત કપોતના કંઠને વિષે
ક્ષીણ જાહ્નવીના શ્રમિત જળસૂરમાં,
પીપળની છાયામાં,
સર્વત્ર તારા કરૂણ મંત્રની સાથે
વિશ્વભરમાં
સર્વ મર્મ-વેદનાઓ વિસ્તરી પડો -૫
સુખ દુઃખો ને આશા નિરાશા
તારી ફૂંકે ઊપડતી ધૂળની પેર
આકાશે ઊડો !
ખરી ગયેલાં કુંજ ફૂલોની ગંધ સંગે
આકુલ ગગનને છવરાઇ નાખો !
ગેરૂઆ તારા અંચળાને
ગગન-પટ પર પાથરી દે.
જરા મૃત્યુ ક્ષુધા તૃષ્ણાને
ઢાંકી દે.
લાખો કરોડો માનવ હૈયાં
ચિંતાએ વ્યાકુળ છે આજે. -૬
એવી તો રણશીંગી બજાવ હે રૂદ્ર વૈશાખ !
કે મધ્યાહ્નની તંદ્રા તૂટી જાય મારી,
જાગી ઊઠીને હું બારણાની બહાર નીકળું,
પ્રાણીહીન તૃણહીન દિગન્તને પેલે પાર
નિઃસ્તબ્ધ ને ચુપચાપ નિરખ્યા કરૂં -૭

(રવીન્દ્રનાથ ટાગોરનાં 'વૈશાખ પરથી : ૩૫ વરસ પહેલાના 'ઊર્મિનવરચના'માંથી)

# ઊર્મિ નવરચના

તંત્રી : જયમલ્લ પરમાર

વર્ષ : ૫૧ મે : ૮૦ : અંક : ૨ : સળંગ અંક : ૬૦૨





## ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

ઓક્ટોબર નવેમ્બર સિવાય કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે ફરિયાદ કર્યા બાદ કાર્યાલયને નકલ મોકલવી. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિનવરચના'ના લવાજમના દર

| | |
|---|---|
| વાર્ષિક-દેશમાં | રૂ. ૨૦-૦૦ |
| વાર્ષિક પરદેશમાં | રૂ. ૪૦-૦૦ |

લેખકોને--

લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમા પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રીઓ તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

પ્રકાશકોને—

બદલાનાં સાપ્તાહિક, પાક્ષિક માસિક વગેરે તથા અવલોકન માટેનાં પુસ્તકો નીચેના સરનામે મોકલવાં.

એજન્ટોને—

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ઊર્મિનવરચના કાર્યાલય
૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ ૩૬૦ ૦૦૧ (જિ. રાજકોટ

માલિક, મુદ્રક અને પ્રકાશક : રાજુલ ઈ. દવે : ૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ-૧
મુદ્રણસ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે : રેસકોર્સ રોડ, રાજકોટ-૧

## ભારતની ધરતી

જનમન મંગલકારી મારી, ધન્ય ભારતી ધરતી !
ધન્ય ભારતી ધરતી તારી, વેલ રહો વિસ્તરતી–જન૦

ગંગા જમના સરસ્વતી શી, સરિતાઓ સંચરતી,
પુણ્ય સલીલા પગલે પગલે, પૃથ્વી પાવન કરતી–જન૦

રામાયણ મહાભારત સમ, ઇતિહાસો અંકે ધરતી,
કૃષ્ણ કનૈયાની બંસીના, તાન થકી તરવરતી–જન૦

હિમ આચ્છાદિત હિમગિરિ કેરી, મોહકતા મન હરતી,
નીત્રીછમ વનરાજિ વનવન, નિત્ય નવી પાંગરતી–જન૦

સત્ય અહિંસાના વ્રતધારી, ગાંધીને ઉર ધરતી,
દયાનંદ સમ સત્ય પ્રકાશક, તનુજો થી તું તરતી–જન૦

ગૌતમબુદ્ધ ને મહાવીરનાં જ્ઞાન, ધ્યાન આચરતી,
પ્રતાપરાણા, વીર શિવા સમ, નર પુંગવ સંઘરતી–જન૦

જગડૂશા ભામાશા જેવા દાનવીર દાખવતી,
સંત ભક્ત રણ શૂર પ્રસૂતા, વિજયમાળને વરતી–જન૦

નરસિંહ મહેતા ને મીરાંનાં કાવ્યો કંઠે ધરતી,
અમર અનુપમ કાલિદાસનાં, કાવ્યામૃત નિર્ઝરતી–જન૦

આર્યત્વ તણા આદર્શ થકી, અવ રખે જરા ઊતરતી !
પ્રેમ–શૌર્યની જનમન ભીતર, ભરતી રહેજે ભરતી !
જનમન મંગલકારી મારી, ધન્ય ભારતી ધરતી !

–દુલેરાય કારાણી

## નથી દીઠા

ગગનમાં ધ્રુવ થઈ બેઠા કદિ ફરતા નથી દીઠા
ને સૂરજ ચાંદને કોઈએ કદિ ખરતા નથી દીઠા

કર્યું છે પાન અમૃતનું છતાં પણ તે ખૂરી મરશે
બીજાને બોળનારાઓ કદિ તરતાં નથી દીઠા

ઘસાઈ સાફ થઈ જાશે છતાં નવ છોડતા ખૂરબો
વચન દઈને જવાં મંર્દો કદિ ફરતા નથી દીઠા

મૂકે છે હોડમાં મસ્તક ખરૂં તે માન મેળવશે
વિજય વરમાળ કાયરને કદિ ધરતા નથી દીઠા

ઘરો ઘર શ્વાન ભટકીને કરે છે પેટ ગુજારો
સિંહોને આમ શેરીમાં કદિ ફરતા નથી દીઠા

ભસી ગજરાજને શ્વાનો ભલેને શેરીઓ ગજવે
કરિવરને કફા દૃષ્ટિ કદિ કરતા નથી દીઠા

ભલેને ભાંગી પડતા એ મટે દુનિયામાં હસ્તીપણ
સૂકેલા કાષ્ટના સ્થંભો કદિ નમતા નથી દીઠા

કહે પિંગલ કરૂં હું કેમ શું મારી ગુંજાઈશ છે
કદિ પણ કાગ હંસોને અનુસરતા નથી દીઠા

પિંગળશીભાઈ મે. ગઢવી

# જોગણુ લીળબાઈ

(કો'શીલવંતી નાર)

જયમલ્લ પરમાર

સતનામ ! જી નામ ! નામે ગલિયું ગજાવના સાધુ મેકણ કાપડી કાવડને ઘોડી માથે ટેકવીને લોડાઈ ગામના આયર પટેલને ત્યાં રોટી માગવા ઊભા રહે છે. પટેલની પંજાદાર દીકરી લીળાબાઈ ખડકલો એક રોટલા લાવીને દાદા મેકણ કાપડીની કાવડમાં હળવેકથી ગોઠવે છે. લોડાઈ ગામ કચ્છ-બન્નીની સાધણે આવેલું.

માને બાપ નીત નીત લીળબાઈની ચર્ચા જોયા કરે છે. "ઠીક છે. રોટલા આપવા ઈ તો આપણો ધરમ છે. વળી આપણા ગામે ડાડા મેકણ ધુણો નાખીને લોડાઈ ગામ માથે ઉપકાર કર્યો છે, પણ આ ગગી સવાર પડે ને ડાડાની વાટ જોઈને ઊભી રિયે છે ઈ ઠીક નથી થાતું."

પણ દીકરીની રહેણીમાં કાંઈ ફેર પડતો નથી. લોડાઈની શેરિયુંમાં ડાડા મેકણ 'જીનામ !' ના પડઘા લીળબાઈના અંતરેથી ઉપડે છે. સંભળાય ત્યાં સુધી આવતાં ને જાતાં લીલબાઈ જાણે પોતે જ કાવડ ફેરવી રહી હોય એમ 'જીનામાંનુ' રટણ કરી રહી છે,

ડાડો ભિક્ષા માગી જાય પછી જ પોતે રોટલા ખાય છે. ડાડો નથી આવતા તે દી પોતે ઉપવાસ કરે છે. સગા વહાલાથી આ જોયું નથી જાતું. આહિરની જુવાનજોધ દીકરી. ફાટ ફાટ જોબનને ટાણે આ સાધુડાની પાછળ કાં ગાંડી થાય ?

મા બાપ ફરીફરીને લીળબાઈને સમજાવે છે કે 'બેટા ! આ તારા આચરણ આપણી આબરૂ માથે છીણી મારે છે. રોટલો દેવો હોય તો દે ને ન દેવો હોય તો કાંઈ નહિ, પણ આમ ગાંડાં કાઢ મા !'

પણ લીળબાઈના અંતરના કપાટ ઉઘડી ગયા છે. મોઢા ઉપર જોબન છાઈ વેરાગની વિભૂતિનાં ઘેરાં તેજ છલકયા કરે છે. ગામને ઈ ગાલાવેલી લાગે છે. માબાપ ડાડા મેકણને કહી શકતા નથી કે "ગામની છોકરિયુંને ગાંડી કરતાં હવે આળહો, કાપડી સાધુ !"

આયરો ડાડા મેકણને મારવાનો લાગ જુએ છે. કોઈ અદૃશ્ય હાથો વડે ડાડા મેકણ રક્ષણ પામતા હોય એમ આયરો ભે ખાઈ રિયા છે. પણ હૈયે વેર ખટકયા કરે છે કે આ બાવો આયરની દીકરિયુંને ફીટાડે છે.

લીળબાઈનાં જોબન આંતરિક તપની ભઠીએ શોપાઈ રહ્યાં છે. ડાડા મેકણમાં એને ભગવાનના દર્શન થાય છે. પૂરવના કોઈ પુણ્યે કરીને આ ભવે અવતારી થઈને ડાડો કાવડ ફેરવી રહયાનું લીળબાઈ માને છે.

ડાડો એની ધુનમાં છે, મસ્ત છે. બેતમા છે. ફીકરની ફાકિયું કરીને ઓગાળી ગ્યો છે.

માબાપે છેવટ લીળબાઈનાં લગન લીધાં, કે પરણાવીને વોળાવી દઈં. લીળબાઈ હાથે પગે લાગીઃ "માવતર ! હવે આ પંડમાં ધુણાની ખાખ સિવાય કાંઈ નથી રિયું. બહુ કરશો તો એમાંથી ભરેલો દેવતા નીકળશે. બાકી તો આ ખોળિયામાંથી રાખ્યા વન્યા કાંઈ નહિ પામો."

કોઈનાં માવતર માન્યાં છે કે લીળબાઈનાં માને ? જાન માંડવે આવવાની થઈ ત્યાં સુધીના એકધારા ઉપવાસ કરીને લીળબાઈએ શરીર ગાળી નાખ્યાં છે. રૂપ માથે આતમના ધુણાની વિભૂતિ છવાઈ રહી છે.

માયરે ચડતાં પહેલાં તો લીળબાઈ ઘરમાંથી ભાગી છૂટયાં, આગળ લીળબાઈ ને પાછળ પિયર સાસરિયાં

ડાડા મેકણના ધુણે ભજનની લે લાગી રહી છે આવીને હરણુકાની જેમ હાંફતી લીળબાઈ ભકત મંડળ ભેગી બેસી ગઈ.

એને પકડનારાં ખચકાણાં. પછી ભજનમાં ભંગ પાડીને માંડયા ડાડાને ગાળ્યું કાઢવા. ડાડો કયે દોસ્તો હવે ઈ લીળબાઈના તલમાં તેલ નથી રિયું. ઈ તો વિઠલવરને વરી ચૂકી છે.

પણ આવનારાઓએ લીળબાઈને ઢસડવા કાંડું ઝાલ્યું ત્યાં તો લીળબાઈ ચંડિકાના અવતાર થઈ ગયા આંખ્યુંમાંથી અગન જવાળાઓ માંડી છૂટવા. કોઈ ખપ્પર જોગણી ભરખ લેવા ઊતરી આવી હોય એવા એના ઉગ્ર દર્શનથી આયરો ગર્વગલિત થઈ ગયા.

ભાગી છૂટયા, પણ ગાળ્યું વરસાવતા જ રહ્યા. ભકતમંડળ લીળબાઈના ચરણોમાં ઢળી ગયું: 'માતાજી ! આપનાં રૂપ શમાવો !' અને બીજા જ દિવસથી લોડાઈની શેરી-ગલિયું જોગણુ લીળબાઈના પ્રભાવશાળી અહાલેકથી ગાજવા માંડી : 'જીનામ ! સત નામ !'

'લોકસાહિત્ય વિજ્ઞાન'ના રચયિતા

# ડૉ. સત્યેન્દ્રે આપેલું લોકગીતોનું વર્ગીકરણ

(૧૯૭૮ના સપ્ટેમ્બરમાં આપેલા લોકગીતોના વર્ગીકરણના અનુસંધાનમાં)

જયમલ્લ પરમાર

ડૉ. સત્યેન્દ્રે લોકગીતોનું વર્ગીકરણ નીચે મુજબ આપ્યું છે:

મુખ્ય ત્રણ વિભાગ : ૧-નગરોમાં ગવાતાં લોકગીતો ૨-ગામડાંઓમાં ગવાતાં લોકગીતો. ૩-જંગલોમાં એટલેકે આદિવાસીઓમાં ગવાતાં ગીતો.

એ પછી વિભાગીય ગીતોના પણ મુખ્ય ત્રણ પ્રકાર આપવામાં આવ્યા છે: ૧-આનુષ્ઠાનિક, ૨-ઉદ્યોગ સંબંધી, ૩- તિથિવિષયક.

નગરના લોકગીતોને પણ ત્રણ ભાગમાં વહેંચ્યાં: ૧-આનુષ્ઠાનિક, ૨-ગ્રામાનુકરણનાં અને ૩-સામુહિક મનોરંજનના.

ગામડાંના લોકગીતોને પ્રથમ આનુષ્ઠાનિક ને બીજો સામાન્ય એમ બે વિભાગમાં વહેંચ્યાં છે. સામાન્યને પાછા ત્રણ વિભાગમાં વહેંચ્યાં: ૧-ઉદ્યોગ સંબંધી, ૨-મનોરંજનાર્થે ને ૩-તિથિવિષયક.

આદિવાસી ગીતોના પણ ત્રણ વિભાગ : ૧-આનુષ્ઠાનિક, ૨-ઉદ્યોગસંબંધી, ૩-મનોરંજનાર્થ.

આનુષ્ઠાનિકમાં જીવનના વિવિધ સંસ્કાર-અવસર ઉપર ગવાતાં ગીતો જેવાંકે જનમ, વિવાહ, મરણ ઈત્યાદિ પ્રસંગોનાં તથા પૂજા-પાઠ વખતે ગવાતાં ગીતો.

ઉદ્યોગ સંબંધી એટલે વિવિધ પ્રકારનું કામ કરતી વખતે ગવાતાં ગીતો.

તિથિવિષયક એટલે જુદા જુદા પર્વો, તહેવારો, ઋતુઓ અને બારમાસી વગેરે.

જાતિભેદની દૃષ્ટિથી વિવિધ કામ ધંધો કરવાવાળી જાતિઓ અને વર્ણભેદ પ્રમાણે વિવિધ વર્ણોનાં વિવિધ ગીતો હોય છે.

અવસ્થા ભેદ પ્રમાણે બાલ, કિશોર, યુવા અને પ્રૌઢવય પ્રમાણેનાં ગીતો હોય છે.

યોનિભેદ પ્રમાણે સ્ત્રીઓ અને પુરુષોનાં ગીતો પણ જુદાં જુદાં હોય છે.

એ પછી લોકગીતોના મુખ્ય બે વિભાગ પાડયા છે: ગેય અને પાઠય. ગેયમાં ત્રણ વિભાગ આપ્યા છે: શુદ્ધ ગીત જે માત્ર ગવાય જ છે. નૃત્યગીત જે નૃત્ય કરતી વખતે ગવાય છે ને નાટયગીત જે નાટય-રૂપકોમાં ગવાય છે.

ડૉ. સત્યેન્દ્રે જે વિભાગીકરણ અને વર્ગીકરણ આપેલ છે તે પ્રથમ વ્રજભાષાના લોકસાહિત્યના અધ્યયનમાં આપેલ એ પ્રમાણે પ્રથમ એને પુરુષો અને સ્ત્રીઓના બે વિભાગમાં વહેંચેલ છે. પુરૂષોનાં ગીતોના ચાર વર્ગો આપ્યા છે ૧-સાધારણ, ૨-અનુષ્ઠાન, ૩-યાચકનાં અને ૪-ખેલકૂદનાં

સાધારણને ત્રણ વર્ગમાં વહેંચ્યાં: ૧-ગ્રામીણ, ૨-નાગરિક અને ૩-જાતિઓનાં-ગ્રામીણના બે વર્ગ-૧ પ્રબંધ, ૨-મુક્તક.

પ્રબંધના બે વર્ગ : ૧ - વૈયક્તિક અને ૨-સામૂહિક. વ્યક્તિદ્વારા ગવાતાં ઢોલા, આલ્હા, હીરરાંઝા ને નરસીના (કા) સામૂહિક ગીતોમાં - જિકડી, પવાડા ને સાકે. મુક્તકમાં : સોરઠ, સમાદી ભજન, રજપૂતી હોલી, સડાકે, રાગિની, રસિયા, ખ્યાલ આદિ

અનુષ્ઠાનોમાં બે ભાગ વ્યક્તિ અને સમ્મિલિત. વ્યક્તિ દ્વારા ગવાય જાહેર પીર વગેરે સમ્મિલિતમાં દેવીની ભેટ, વ્યાકુલે ને જવાલજીના જુલ્ઝ આદિ.

યાચકોનાં ગીતોમાં ધંધાદારીઓનાં ૧ સરમન (વિસ્નોઈ), જોરી (ભોપાનાં)

ખેલકુદના ગીતોમાં બાળકોનાં ટેસુ, ચદ્દા વગેરે.

પુરૂષોનાં લોકગીતોનું વર્ગીકરણ એમણે ઉપર મુજબ કર્યું, હવે સ્ત્રીઓનાં લોકગીતોનું જે વર્ગીકરણ એમણે આપ્યું છે તે જોઈએ.

સ્ત્રીઓનાં ગીતોના મુખ્ય ત્રણ વર્ગ ૧ સંસ્કાર વિષયક, ૨ તિથિવિષયક, ૩ અન્ય ગીતો.

સંસ્કારવિષયકમાં જન્મ, વિવાહ અને મૃત્યુ પછીનાં ગીતોનો સમાવેશ કર્યો છે.

તિથિવિષયકમાં મુખ્ય ત્રણ ભાગ : ૧ સામાન્ય ૨ વ્રત તહેવારો અને ૩ દેવદેવીનાં.

સામાન્યમાં ઋતુ માસપરક જેવા કે સાવન, ઝાંઝી વગેરે, દેવદેવીઓમાં માંગલિકગીતો તથા આનુષ્ઠાનિક જાગરણ વગેરેનાં.

અન્ય ગીતોને બે ભાગમાં વહેંચ્યા છેઃ ૧ ઉદ્યોગપરક જેમાં કામકાજ કરતી વખતે ગવાતાં ગીતો. ઘંટી, સીલા વગેરેનાં. ૨ ખેલકૂદનાં મનોરંજનનાં.

જન્મનાં ગીતને ચાર ભાગમાં વહેંચ્યાં છે : જન્તિનાં, છઠ્ઠીનાં, જગમોહન લુગરાનાં અને તગા.

પછી જન્તિનાં ગીતને પાંચ ભાગમાં વહેંચ્યાં છે : એનાં ગીત, સોભર, વધાઈ, ચરુ સાંતવાનાં, સાંતવાના. એમાંથી સોભર, સોહિલે ને સોહર એવા ત્રણ પ્રકાર આપી એના સોહર વિભાગમાં કઢાહુલી, લપસી, હેલન, હિરની, સાર, તિલડી, તરંગફલ, પારણું; ઝુંઝના, કૌમરી, સૂંઠ, દામોદરીઆ અને કાજલ એવા ૧૩ પ્રકાર આપ્યા. જ્યારે સોહિલેના પ્રકારોમાં કામના, પીડા, તેગ, જચ્ચાનાં નખરાં, આનંદ, વધાઈ, અભિલાષ ને દાર્શનિક એવા નવ પ્રકારો આપ્યા. એમાંથી તેગના વિવિધ અને નન્દ એવા બે પેટા પ્રકારો આપ્યા છે.

છઠ્ઠીનાં ગીતોમાં છઠ્ઠીની રાતનાં ગાવાનાં ગીતો 'નૌતો,' છઠ્ઠીના દિવસોમાં દિવસે ગાવાનાં ગીતો અને જચ્ચા, એ પછી 'તગા'નાં ગીતોમાં ભાવતાત્ત્વિક, લઘુકથાસી અને દીર્ઘકથાયુક્ત એવા ત્રણ પ્રકાર આપ્યા છે.

સ્ત્રીઓનાં સંસ્કારનાં ગીતોનાં વર્ગીકરણ પછી તિથિ વાસરકગીતોનું જે વર્ગીકરણ આપ્યું છે તે જોઇએ. એનો મુખ્ય વિભાગ છે સામાન્ય ઋતુમાસપરક. એના પેટાળમાં સાવનનાં ગીતો સાવનનાં ગીતોના બે ભાગ : વિવાહિત યુવતીઓનાં અને બીજાં બાલિકાઓના. વિવાહિત યુવતીઓનાં ગીતોનાં બે ભાગઃ પ્રબંધ ગીત અને મુકતક પ્રબંધમાં લઘુવૃત્ત અને દીર્ઘવૃત્ત મુકતકમાં દીર્ઘવૃત્ત, ઋતુશોભા, ઝૂલા અને ભાવાત્મક. ઋતુશોભા વર્ણનાત્મક ભાવાત્મકમાં પતિસંબંધી અને ભાઈ (વીર) સંબંધી.

એ પછી અન્ય વિવિધ ગીતોનું પણ એક વર્ગીકરણ આપ્યું છે :

એમાં બાલકોનાં ગીતો, અવસરોપયોગી, ને સાધારણ એવા ત્રણ ભાગ આપ્યા છે. બાળકોનાં ગીતોના બે ભાગ એક ખેલકૂદનાં અને બીજાં હાલરડાં. ખેલકૂદનાં ટેસુ, ઝાંઝી ને ચટ્ટા.

અવસર ઉપર ગાવાનાં ગીતોમાં મુખ્ય ત્રણ ભાગ. તીર્થયાત્રા, હોળી અને કિસાન. તીર્થયાત્રામાં ખાસ કરીને વ્રજના વિશેષ સ્થાનની યાત્રા વખતે ગવાતાં ગીતો, હોળીમાં હોળી અને રસિયા. હોળીના બે પ્રકાર હોળી અને રાજપૂતી હોળી. કિસાનના ગીતોમાં પુર સેવાનાં અને સીલા વીણવાનાં. સાધારણમાં લઘુકથાત્મક, જ્ઞાનઉપદેશક ને રસિકતાનાં ગીતો.

એ પછી ડૉ. સત્યેન્દ્રે સ્વ. ડૉ. શ્યામ પરમાર અને ડૉ. ઉપાધ્યાયે લોકગીતોનું વર્ગીકરણ કર્યું છે તેનું વિવરણ આપ્યું છે. જેને મુખ્ય પાંચ ભાગમાં વહેંચેલ છે : ૧ – સંસ્કાર વિષયક, ૨ – રસાનુભૂતિની પ્રણાલિ વિષયક, ૩ – ઋતુઓ અને વ્રતો વિષયક, ૪ – વિવિધ જાતિઓનાં અને ૫ – ક્રિયા ગીતો,

સંસ્કાર વિષયક ગીતો પાછળ જનજીવનની ધર્મભાવના મુખ્યત્વે રહેલી છે. રસાનુભૂતિની પ્રણાલિમાં લોકજીવનમાં રસોની અવિરત ધારાઓ વહ્યા કરે છે. એમાં લગભગ બધા રસો સમાયેલા છે. ખાસ કરીને પાંચ રસ વિશેષ પ્રમાણમાં રહેલા છે : શૃંગાર, કરુણ, વીર, હાસ્ય અને શાંત.

વિભિન્ન જાતિઓનાં વિવિધ પ્રકારનાં ગીતો હોય છે, ક્રિયા સંબંધી ગીતોમાં વિશેષ પ્રકારનાં કામકાજ વખતે ગવાતાં ગીતોનો નિર્દેશ છે.

આ પાંચ પ્રકારના વિભાગનું પણ છ વિભાગમાં વર્ગીકરણ આપ્યું છે : ૧– સંસ્કાર સંબંધી, ૨– ઋતુ સંબંધી ૩– વ્રતસંબંધી, ૪– જાતિ સંબધી ૫– ક્રિયા સંબધી, ૬– વિવિધ ગીતો.

સંસ્કાર સંબંધી ગીતોમાં પુત્રજન્મ, મુંડન, યજ્ઞોપવિત, વિવાહ, ગવના અને મૃત્યુનાં ગીતોનો સમાવેશ થાય છે.

ઋતુ સંબધી ગીતોમાં કજલી, હિંડોળા, હોળી, ચૈતા ને બારમાસાનો સમાવેશ થાય છે.

વ્રત સંબંધી ગીતોમાં નાગપંચમી, બહુરા, ગોધન, પિંડિયા ને છઠ્ઠી માતાનાં ગીતોનો સમાવેશ થાય છે.

જાતિસંબંધી ગીતોમાં આહિરો, દુસાધોં

ચમારોં; ગેડોં; કહારોં અને ધોબી વગેરેમાં ગીતોનો સમાવેશ થાય છે.

ક્રિયા સંબંધી ગીતોમાં રોપણી, સોહની, જંતસાર અને ચરખા વગેરેનાં ગીતોનો સમાવેશ કર્યો છે.

વિવિધ ગીતોના વિભાગમાં ઝૂમર, અલચારી, પૂર્વી, નિર્ગુણ, ભજન અને ખેલ વગેરેનો સમાવેશ થાય છે. ડો. ઉપાધ્યાયનું આ વર્ગીકરણ સંપૂર્ણ સૈદ્ધાન્તિક ન હોવાની ડો. સત્યેન્દ્રે થોડી ચર્ચા પણ કરી છે.

ડો. સત્યેન્દ્ર કહે છે કે : વસ્તુતઃ આ વર્ગીકરણ શુદ્ધ નથી. કોઈ પણ વૈજ્ઞાનિક વર્ગીકરણનો એક જ આધાર હોવો જોઈએ. ડો. ઉપાધ્યાયના વર્ગીકરણમાં એ વાત નથી. સંસ્કાર સંબંધી ગીત ઋતુ સંબંધી ગીત, વ્રત સંબંધી ગીત તથા ક્રિયા સંબંધી ગીત એ વર્ગ ગીતોના ઉપયોગના આધાર ઉપર છે. જાતિય ગીતોનો આધાર નૃતાત્વિક છે. વળી એ જાતિવિશેષમાં પણ સંસ્કાર, ઋતુ,વ્રતાદિ ગીત મળતાં હોય છે. 'ક્રિયાસંબંધી ગીત' જે વર્ગને નામ આપવામાં આવ્યું છે એ નામની દષ્ટિથી સમુચિત નથી. ક્રિયા તો–સંસ્કાર અને વ્રત પણ ક્રિયા છે. વાસ્તવિક વાત તો એ છે કે ઋતુ અને વ્રત પણ એક જ વર્ગમાં આવે, કારણકે એ બન્નેનો સંબંધ કાલવિશેષ સાથે રહે છે. એમ મૂળભૂત રીતે ઉપયોગિતાવાદની દષ્ટિથી જોઈએ તો ગીતોને બે જ પ્રકારમાં વહેંચી શકાય.

૧ – કોઈ આચાર – વ્યવહાર સાથે સંબંધ ધરાવતાં જેને અંગ્રેજીમાં ફંકશનલ (Functional) કહી શકાય તેવાં. એવાં આચારિક ગીતોને બે ભાગમાં વહેંચી શકાય.

૧ – અનુષ્ઠાનિક અને ૨ – ઉદ્યોગ સંપર્કિત અથવા ઉદ્યોગચારિક. આ આચારિક વર્ગમાં એક બીજા પ્રકારનો પણ સમાવેશ કરાય તેમ છે, જે ખરેખર આનુષ્ઠાનિક પણ નથી અને ઉદ્યોગાચારિક પણ નથી, પણ જે મનને મોજ આપનાર મનમોહક અથવા સમારોહક હોય છે. એ મનના ઉમંગ અથવા મોજમાં સામૂહિક રૂપથી અથવા બીજી રીતે ગવાય છે. એવાં ગીતો મોટે ભાગે વિક્રમગીત અથવા ગાથાગીત હોય છે. જેવાં કે ઢોલા, અલ્હા, હીરરાંઝા, નૌટંકી વગેરે. આવાં ગીતોની વડછડ પણ ગોઠવાતી હોય છે દુહાના સંગ્રામની જેમ.

લોકમાનસ આવાં ગીતોની સાથે અમુક માન્યતાને જોડી દે છે, જેમકે આલ્હા ગાવાથી વરસાદ વરસે છે, વગેરે, પ્રશ્ન એ છે કે આવાં સમારોહક ગીતોને આચારિક વર્ગમાં રાખી શકાય ખરાં? આચારિક અથવા ફંકશનલ ગીતોનું ક્ષેત્ર વિપાદ જ માનવું રહ્યું અને સમારોહ અથવા મનોરંજનનો ઉદ્યોગ પણ એની અંતર્ગત જ આવે.

કોઈ પણ પ્રકારનો ધાર્મિક અભિપ્રાય અથવા માન્યતા વગેરેને અનુષ્ઠાન સાથે જે ગીતો વડે સંબંધ હોય એ પહેલા વર્ગમાં મુકાય. વિશ્વભરમાં આવાં આનુષ્ઠાનિક ગીતો કોઈ રાષ્ટ્ર કે જાતિના ભેદભાવ વગર મળે છે.

બીજા વર્ગમાં એવાં ગીતોનો સમાવેશ થાય જે કોઈ કામ કરતી વખતે સામાન્યત: ગવાય છે.

બીજો પ્રકાર તે તિથિ વિષયક. જેને અંગ્રેજીમાં કેલેન્ડ્રિક કહે છે. આ ગીતો કોઈ ઋતુ, માસ, તિથિ કે પર્વ વગેરે પર ગાવામાં આવે છે.

ડો. ઉપાધ્યાયે તાલિકારૂપમાં લોકગીતોનું જે વર્ગીકરણ આપ્યું છે એમાં એમણે ૭ મોટા વર્ગમાં વહેંચેલ છે. એ ૭ વર્ગોમાંથી પ્રારંભમાં બતાવેલ પાંચ વર્ગમાંથી 'રસાનુભૂતિની પ્રણાલિ'માં બતાવેલ વર્ગમાં કોઈ સૂચિ કે ગીતનો નિર્દેશ કરેલ નથી. એમાં ઋતુ અને વ્રતને અલગ અલગ માનવામાં આવેલ છે અને વિવિધ ગીતનો એક અલગ વર્ગ આપેલ છે. લોકગીતોમાં રસની સંસ્થિતિ મળે છે, પણ ન તો એ ગીતોના નિર્માણનો આધાર બને છે, ન તો એના આધાર પર ગીતોનું કોઈ વર્ગીકરણ કરી શકાય. એ તો ગીતોના અધ્યયનનું તત્ત્વ છે. હવે એને વર્ગીકરણમાં જુદું સ્થાન નહિ દેવું જોઈએ.

# દાસી જીવણનાં ભજનો

(હપ્તો બારમો) (હરિજન સંતોની વાણી) . સં. જયમલ્લ પરમાર

પદ–૧૦૪

પિયાજી ની પ્રેમ પટોળી મારા, અંગપર ઓઢાડી. આજ સખી-૨

આધી રને હુંરે જાગી, વાલાજીની વેણુ વાગીરે;
ગગન મોતીડે વાલોજી જાગ્યા, ફેરી ફુલવાડી. આજ સખી-૩

દાસી જીવણુ કે ભીમપ્રતાપે, દરશન દયોને દાડીરે:
વાલાજીનાં વદન નીરખી, ઠરે મારી નાડી. આજ સખી-૪

પદ–૧૦૫

તમેં જાગો કુંવર અવિનાશી, આ કાયા બની હે કાચીરે જી, . ટેક.

અષ્ટ મળ ખળ શીખરેં આપ વસે અવિનાશી, ગુરૂ આપ વસે અવિનાશી;
ગુરૂ મીલે તો એ ગમ પાવે નીકર જાઇસ નીરાશી .....તમેં જાગો કુંવર-૧

અહી ગંગાજી અહીં જમુનાજી અહીં મથુરાકાશી, ગુરુઅહીં મથુરાકાશી;
પુરા મીલે તો પદ પરખાવે આતમના અભ્યાસી. તમેં જાગો કુંવર. ૨

અનહદ વાજાં એો ઘર વાગે જાણે શબ્દના પ્યાસી. ગુરૂ જાણે શબ્દના પ્યાસી;
અહીંયાં આવે અહીં સમાવે, પ્રેમ જ્યોતિ પ્રકાશી, તમેં જાગો કુંવર. ૩

એકસેં કોઇ દોઇસેં તીનહે તીને તીન પીયાસી. ગુરૂ તીને તીન પીયાસી;
ભીમસાહેબેં ભેદ બતાયા, બોલ્યા જીવણદાસી, તમે જાગો કુંવર. ૪

પર–૧૦૬

કોઇરૂપ રંગસે ન્યારા, ઉસમેં કયા જાને સંસારરેજી. ટેક.

ઓહં સોહંની ઉપર નીરખો, બારૂ આંગલ છે બારા, ગુરૂ બાર આંગલ છે બારા;
મતિ સુરિત નેણે નીરખો. નીજા નામ છે. ન્યારા. ઉસમેં-૧

ચંદ સુરજકી ઉપરેં કાંઇ જલમલ ઝલકે તારા, ગુરૂ જલમલ તારા
શિવ શકિત કી ઉપરેં, ત્યાં અણઘડ કા રણુંકારા. ઉસમેં-૨

અણઘડ કેરી ઉપરેં એક અમર લોક નીરધારા, ગુરૂ અમરલોક નીરાધારા;
વૈરાટ કેરી ઉપરેં, ત્યાં સતગુરૂ હે હમારા. ઉસમેં-૩

ચૌદ લોક તો તેના ચાકર સતગુરૂ હે સરદારા, ગુરૂ સતગુરૂહે સરદારા;
જીવણદાસતો ઉંન ઘર પોંચ્યા, દેહી બાહેર દીદારા, ઉસમેં-૪

# વિક્રમચરિત્રની વારતા

[એપ્રિલ અંકમાં નહિ સમાવી શકાયેલી તે વાર્તા અહીં આપી છે.]

(માચિયાત્રાળા મગનદાદાના સૌજન્યથી) — કાનજીભાઈ બારોટ

ઉજ્જેણ નગરીના રાજા વીર વિક્રમનો કુંવર અઢાર વરસનો ભરજુવાન થયો પણ એને એક ધોબીના છોકરા સાથે ભાઈબંધી થઇ. નામ ધરમશી પણ લોકો એને ધમલો કહેતા. ધમલા વિના કુંવર ડગલું ન દે. ધમલાને અને રાજકુંવરને આંતરે ગાંઠયું બંધાણી. એક દિવસ વિક્રમચરિત્રને ધમલો ઘોડાગાડીમાં હારોહાર બેઠા છે. ગાડી નગરીની બજારમાં દણણણ કરતી ચલી જાય છે. શહેરની વસ્તી રાજકુંવરને જુહારી રહી છે. એમાં રાજાના મકણસંગ નામના અમીર સામા ચાલ્યા આવે છે. મકણસંગ વટનો કટકો છે. એણે જેમ જોયું કે "આહ'હાહા રાજકુંવર હારે ધમલો ધોબી બેઠાં છે. અને વિચાર્યું કે ઓય'ધાડેના રાજકુંવર સાથે મારે આ ધમલાને જુહાર કરવા પડશે, સલામ લેવી પડશે એટલે મકણસંગ તો ફટ કરતા પાછા વળીને રાજદરબારમાં આવ્યા. એના મનમાં રંજ ભર્યો છે. લાલઘુમ આંખ્યોમાં રીંસના ઘુંચળાં છવાઇ ગયાં છે.

મહારાજા વિક્રમાદિત્ય કે' છે. "મકણસંગજી કાયબે:" (શું છે).

"મહારાજ કાયબે નહિ", એટલું બોલી ચૂપ થઈ ગયા ને તલવાર પટ્ટો રાજાના ચરણમાં ધરી દીધા.

રાજા કહે, "મકણસંગજી તમને કોઇએ કાંઈ કહ્યું?"

તો કહે; "ના! મને કોણ કહેનાર? અને કહે તો હું ફરિયાદ પણ ન કરું એનો જવાબ તલવારથી આપું. પણ આ તો દુહો:

હસું તો દંત પારખે રોઉં તો કાજળ જાય;
મન કો મનમે ઝુરણો; ઘણુ લડી કો ખાય.

"કહેવાય પણ નહિ ને સહેવાય પણ નહિ એવું થયું છે મહારાજા."

રાજા વિક્રમ: 'કહેવું જોશે".

મકણસંગ કે "વાત અઘરી છે બાપુ."

રાજા: "મકણસંગજી વિક્રમ માટે કાંઈ અઘરું નથી, માટે બોલી નાખો. તમોને માતા હરસિદ્ધિની આણ્ય છે."

મકણસંગ: "હે રાજા! તમારા પાટવી કુંવરે કોની ભાઇબંધી કરી છે. જાણો છો?"

રાજા કહે "ના"!

મકણસંગ: "ધમલા ધોબી વિના કુંવરને ચેન પડતું નથી. આજ ગાડીમાં બેસીને મને સામા મળ્યા. મેં જુહાર (સલામ) કર્યા નહિ. કુંવરે મારા ઉપર કરડી નજર કરી ઈ પણ મેં જોયું; ને મેં વિચાર્યું કે રાજની નોકરી જેદી તેદી મારે તજવી પડશે માટે આજે જ પટ્ટો છોડી દઉં ધમલો ને કુંવર વિખૂટા પડશે તો જ મકણસંગ કમ્મરે પટ્ટો રહેશે."

રાજા વિક્રમે કુંવરને બોલાવવા માણસ મોકલ્યું: કુંવર હિંડોળે હિંચકે છે ને ચાકરે કહ્યું "કુંવરજી! પિતાજી આપને બોલાવે છે."

કુંવર: "શું કામ છે?"

ચાકર કહે. "ત્યાં આવો ત્યારે ખબર પડશે. માટે એકદમ આવો બાપુજીની આજ્ઞા છે."

કુંવર કહે: "ધરમશી આવે એટલે તુરત આવું."

ચાકર મનમાં કહે; "ઈ જ ઘોળ ગવાય છે." ચાકરે વાત રાજાજીને કહી. ત્યાં કુંવરને ધમલો ધોબી સાથે ચાલ્યા આવે છે. એને જોતાંવેંત રાજાને સરદાર મકણસંગની વાત ગળે ઊતરી ગઈ કે કુંવરનો સંગ

નબળો છે, જો કુંવર ન સમજે તો ભલે, એનો ત્યાગ કરવો પડે પણ બાણું લાખ માળવાની ગાદીને ખોટય ન બેસારાય. વાર્તાકાર કહે છે.

સવૈયો :-

''પૂત કપૂત કુ લંછન નારિ લડાડ પરોસી લજ્જવણુ સારો
બંધુ કબુદ્ધિ પુરોહિત લંપટ ચાકર ચોર અતિત ધુતારો
સાહેબ સુમ ચટાકતુરંગ કિશાન કઠોર દિવાન ઠઠારો
બ્રહ્મ કહે સુન શાહ અકબર....

કુંવર જેવો કચેરીમાં આવ્યો ત્યાં તો રાજાના રૂંવડા ઊભા થઈ ગયાં ને કહ્યું "હે કુંવર ! આ કોણ છે ?"

કુંવર : "પિતાજી ! મારો મિત્ર છે ને નામ છે ધરમસી ધોબી"

રાજા કે "ભાઈ આ નવતેરી ઉજેણુ નગરીમાં તું ને કોઈ ન મળ્યું અને તેં ધમલા ધોબીની ભાઇબંધી કરી?"

કુંવર : "બાપુ ! હું બોલે બંધાણો છું કે હું તારો ત્યાગ નહિ કરું ભલે મારે ઉજેણના રાજ છોડવા પડે, હું પણ રાજા વીરવિક્રમનો પુત્ર છું."

મઠણસંગ મનમાં વિચારે છે કે, "માળું થઈ છે ને કાંઈ ! આ કરતાં તો મેં જ માળવો મૂકયો હોત તો સારું થાત".

ત્યાં તો રાજા વિક્રમે પાટવી કુંવરને આજ્ઞા આપી કે "હું તને બાર વરસનો દેશવટો દઉ છું."

વિક્રમચરિત ઉજેણુ છોડી કાળો ઘોડો અને કાળો પોશાક ધારણ કરી ખરચી પાણી ભાતું ને સાથે બીજો પણ રાજવંશી ને સાદો પેશાક બાંધી ચાલી નીકળ્યો. કેડામાં ધમલાનું ઘર આવ્યું. ધમલો તો મોટે સાદે રોવા લાગ્યો ને બોલ્યો ' ભાઈ હવે મારું કોણ ? હું કયાં જાઉં ? માટે મને પણ સાથે લ્યો". કુંવર : "ધમલા ! ત્યાં ધોબીઘાટે લુગડાં ધોવા નથી. હું જાઉં છું વનવાસ. ત્યાં તો સાગ, સીસમ વિગેરેની ઘટાટોપ ઝાડી હશે ને વંકા પહાડો. એમા રીછ, ભીસ, વાંદરા, વરૂ, વાઘ આટકતા હશે. ધમલા! જ્યાં ઘોડાઓના ચામડા પણ ઊતરડાઇ જાય એવી વંકી ને વહમી વનરાય હશે, એમાં વસવું પડશે."

ધમલો કેઃ "ભાઈ મારા, હાડ ચામડાના ધણી તમે છો, ઈ તો જ્યાં તમે ત્યાં હું."

વિક્રમચરિત્ર ને ધમલો ઘોડે ચડીને રવાના થયા. એને શુકન સારા થાય છે.

"કોરો કુંભ કુંવારકા, ખંભે બોબો જુવાર
એવે શુકને ચાલતા, નકકી પરણે નાર."

અને માઠા શુકન કેને કહે કે,

"આટો કીટો ને છાસ ઘડો, ઘુટ્ટે કીસે નાર
વણુ ટીલે વિપ્ર મળે, જાણ્યે દેખીતો કળ."

પણ આ બેયને તો લોઢાના ભાંગે તેવા સારા શુકન થયા છે. હાલતાં હાલતાં સાંજ પડી છે.

"સાંજ પડી દન આથમ્યો, ચકવી બેઠી રોય,
ચાલો ચકવા વાં જયીં જ્યાં રાત પડેતી ન હોય"

માળવાની હદ પૂરી થઈ છે. ધમલો થાકી ગયો છે. ત્યાં એક ઢંઢેર પીપળો ઊભો છે નજીકમાં જ સુંદર તળાવળી હિલોળા લિયે. કાંઠે નાનડા ઓટા ઉપર શંકર ને પોઠિયો બે જ છે. નિર્જન સ્થાન પણ જળ સ્થળ સુંદર જોઈ બેય ઘોડેથી નીચે ઊતર્યા ને ઘોડાઓને પાણી પાયું. ઘાસિયા પાથરીને બેઠાં ને સાથેના ભાતાંમાંથી થેડું ખાધુ ને તળાવડીનું નીર અમૃત જેવું ખોબે ખોબે પીધું. શિયાળાની કડકડતી ટાઢ, એમાં પવનના સુસવાટા, પણ તે દીની રાત તો બંનેએ જેમતેમ કરી વિતાવી.

સવારે વિક્રમચરિત્ર કહે, "ધમલા ! તું આ ઘોડાઓનું ધ્યાન રાખ્ય તો હું જંગલમાંથી આપણે માટે ઝુંપડી બનાવવા લાકડાં ઘાસ વિગેરે લઈ આવું."

ધમલો કે "ભાઈ, હું એકલો કેમ રહું ? બંઉ."

વિક્રમચરિત્ર કે, "માળા ગાંડા! આ ભોળા શંભુનો આશરો છે ને કેમ બીવે છે?

ધમલો કે : "ના ભાઈ" મને ઠોક મારી નાખે ને ઘોડા લઈ જાય."

વિક્રમ કે : "તો ધમલા ! તું ઘાસ પાંદડા લાકડાં વિગેરે લઈ આવ્ય."

ધમલો કે : "ના બાપા મને સાવજ ખાઈ જાય."

વિક્રમચરિત્ર મનમાં વિચારે છે કે હવે આનું કરવું શું ? આની સાથે બાર વરસ કેમ વિતાવવા ? ઠીક નઠળંકનાથ કરે ઈ ખરું, બીજી રાતને પછી સવાર થયું પણ ધમલાને તો ધારણ વળીગ્યું છે.

> "ચાતક ચકવા ચતુર નરઃ પ્રતિદિન ફરત ઉદાસ
> ખર ઘુવડને મુરખ નર : સુખે સુવે નિજ વાસ."

સુરજ નારાયણ ઉદય થતાં કુંવર જાગ્યા. દાતણ પાણી કર્યાં.

> "અરટચુડ તબ બોલીયો, આયો રે નકો અંત.
> રાધાકૃષ્ણ કો બતાવે ચાર નારીનો કંત."

વિક્રમચરિત કાળો પોશાક ને રાજવંશી પોશાક ત્યાં જ રાખી સાદો પોશાક ધારણ કરી ફક્ત એક તરવાર ધારણ કરી ઊપડયા. નજીકમાથી ઝૂંપડી બનાવાય એવાં કાષ્ટો ન મળતાં દૂર દૂર નીકળી ગયા. પણ બાપલા "જ્યાં સઘન વનરાય ત્યાં કોય ભૂલો પરતહે" "લાકડાં તો મળ્યાં, પણ છાંપા ફરતાં જંગલમાં ઘણીક ઘણી કેડિયું હોવાથી ભૂલા પડી ગયા. પણ સુરજ મા'રાજ માથે આવ્યા. કુંવરને થયું કે "કેવી થઇ. હવે ધમલો જાગશે તો એનું શું થશે" કુંવરે તો ભોળા શંભુને આરદા કરીને મૂળ રસ્તો મળ્યો. ત્યાં તો ધમલો જાગીને પોકેપોકે રોઈ રહ્યો છે ને બોલે છે," એ ભાઈ મને મેલીને કયાં ગયા ?" કુંવર એકદમ આવીને બોલ્યા "ભાઇ, ધરમસી બીશ નહિ લાકડા લેવા ગયો તો આવી ગયો છું" ધમલાને કુંવરે છાનો રાખ્યો ને બેયે મળીને ઝૂપડું બાંધ્યું ને સાથેનું ભાતું જમ્યા ને વળી રાત પડતા સૂતા છે. ધમલાને તો ઊંઘ સાથ દે છે. સૂઈ ગયો છે. કુંવર કાગા નીંદરમાં છે. એમાં એક યોગીરાજ અવ્યા ને શિવજીની પૂજા કરવા લાગ્યા. વિક્રમચરિત્ર બેઠા થઇ ગયા છે ને યોગી શિવપૂજન કરી ચાલતા થાય છે ત્યાં વિક્રમચરિત્રે ઊભા થઈ યોગીરાજને દંડવત પ્રણામ કર્યા, યોગીએ આશીર્વાદ આપી કહ્યું: "ભાઈ ! તુમ્હારે તકદિર મેં રાજ લાભ ઔર ધનલાભ દોનોં હૈ!"

કુંવર કહે, "હે મહાત્માજી ! આપે કેમ જાણ્યું?"

યોગીરાજ કે "ભાઈ રાત્રી મેં સબી માલુમ હો જાયગા." એટલું કહી સાધુ ચાલ્યા ગયા.

પુરાતન સમયમાં કહેવાય છે કે તપોબળથી રાજ મળતાં પછી બાહુબળથી ને અટાણના ટાણાની માલીકોર બુદ્ધિબળ ને કાવાદાવાવાળા રાજ કરે છે.

અહિં ભાંગતી રાત છે. કુંવર જાગતો બેઠો છે. એમાં પીપળાની ડાળે એક કાગડી બોલી. "કરાં કરાં સાંભળતા તળાવમાંથી એક દેડકી નીકળીને કાગડીને કહે છે. "રાંડ કાગડી ! તારો સ્વભાવ ન ગયો. આપણે આંગણે કોઈ દેશી પરદેશી મેમાન ઊતર્યા છે એને નિરાંતે ઊંઘવા દે."

કાગડી કે "તારી જાત્યની ડેડકડી, બેસ બેસ હું તો બોલવાની ! તું કોણ ના પાડવા વાળી?"

ત્યારે ડેડકી કહે : "લુચ્ચી કાગડી, અટાણે જોગ એવો છે કે તને કોઈ તીરથી વીંધીને તારા લોહીનો કપાળે ચાંદલો કરે એને કનકાવતીના રાજ મળે. અને મારા પેટમાં બે રતન છે ઈ લઇ લ્યે તો એને અપરંપાર સંપતિ પ્રાપ્ત થાય. વિક્રમચરિત્ર તો વાત સાંભળીને તુરત કામઠામાં તીર ચડાવ્યું તે દડડડ કરતાં કાગડીને વીંધી નાખી. લોહી લોહાણ થઈ કાગડી હેઠી પડી એનાં લોહીમાં પોતાના હાથનો જમણો અંગૂઠો બોળી પોતાને કપાળે તીલક કરવા જાય ત્યાં યાદ આવ્યું કે "હું તો પિતાજી પછી બાણુંલાખ માળવાનો ધણી છઉં જ. કનકાવતીના રાજ ધમલાને મળે તો સારું એમ જાણી સુતેલા ધમલાને કાગડીના લોહીનો વિક્રમ ચાંદલો કર્યો. ધમલાને તો ખબરેય નથી. પછી ડેડકી બોલી કે "ભાગ્યશાળી પુરુષ, હવે મને મારીને બે રતન લઈ લે." કુંવર કહે "ના રે ના,

તારા જેવી સાચા બોલીને હું કેમ મારું, નગુણો કહેવાઉં."

એટલે ડેડકીએ તો પોતાના પેટમાં રાખેલા બેઈ રતન મોઢા બહાર કાઢી કુંવર પાસે ફટ દઈને ધરી દીધાં ને કૂદતી કૂદતી તળાવડીમાં ચાલી ગઈ. એમ કરતાં સવાર થયું, "સુવર કુંવર ને કૂતર્યું પરભાતે પોઢ" ધમલો તો હજી સૂતો છે ને વિક્રમચરિત્ર ધમલો જાગીને મુંજાય નહિ એટલે સાદો પોશાક પહેરી હાથમાં તલવાર લઈ ખોરાકની ગોતણે નીકળ્યો. કારણ હવે ભાતું થઈ રહ્યું હતું દેડકીના દીધેલ બેય રતન એણે પોતાની ભેટમાં સંતાડી દીધા છે. હાલતાં હાલતાં વળી ભૂલો પડયો. એને દિશાભ્રમ થઇ ગયો. કયાંઈના કયાંઇ નીકળી ગયા. ને અહીં ધમલાની નીંદર પૂરી થઇ.

જાગતાં કુંવરને ન જોયાં ને માંડયો રાડયું દેવા. "એ ભાઈ આમ શું કામ કરો છો, મને કેમ એકલો મેલીને વયા જાવ છો. કાલે પણ માંડ આવ્યાતા?" એમ કરતાં કરતાં બપોર ને પછી રોંઢો થયો. વિક્રમચરિત્રને આવવાની આશા મેલી દીધી. એનાં વસ્ત્રો પહેરી લીધા જે રાજપોશાકના હતા. પોતાના ઘોડાને ત્યાં જ રાખ્યો ને કુંવરના પંચકલ્યાણ કેકાણ ઉપર ધમલો સવાર થયો. પણ ઘોડો કેવો કે વરીવાળી ત્રાસળી સારીખા એના ડાબા ટપલે ટીપેલા હોય એવા તરીંગના પાટિયા. ગુડા સુધી કેશવાળી ઝડાફા લિયે છે. એની માણેકલટ નાખોરાના ફોરણા સુધી લટકતી આવે છે; અને ધરતીને કરવત જેમ કાપતો આવે છે. હાલતાં હાલતાં એક શહેર દેખાણું પણ કેવું નગર છે કે: "અંબખાસના રંગવાળા મકાનો ઉપર બાલીસી કાચના નળિયા ઝગારા મારે છે. દેવ મંદિરો ઉપર હેમનાં ઈંડા જળહળી રહ્યાં છે; ને ધજાઉં ફરકી રહી છે. ઘોડો ધમલાને નગરીને દ્વારે લાવ્યો. આ નગરી જ કનકાવતી જ છે. દ્વારપાળ ધમલાને ટપારે છે, "એલા ભાઈ કોણ છો? કયાંથી આવો છો; ઊભા રહો એમ આગળ નહિ નીકળાય." ધમલો તિલકના પ્રભાવ ને પૂરવના તપે કરીને બોલ્યો કે:

"ગાંધાર દેશનો રજપૂત છું, દેશરટણે નીકળ્યો છું:" પૂર્વની સારી કમાઈ હશે ત્યારે જ વિક્રમાદિત્યના કુંવર સાથે મિત્રતા થઈ હશે.

પહેરગીર કે: "ભલે બરોબર અવસરે આવ્યા લાગો છો. અમારા રાજા કનકસેન ચાવડાના કુંવરીજીનો સ્વયંવર છે, પધારો મંડપમાં. ખબર દેતાં રાજના માણસો ધમલાની સામા આવ્યા ને ખમા ખમા કરતા ઘોડેથી એને ઊતાર્યો.

ઘોડો ઘોડાહારમાં બંધાણો ને ધમલાને લાવી રાજા મહારાજાઓની સાથે સ્વયંવર મંડપમાં બેસાર્યો "કયારેક ઉત્તમ વેષ પણ પૂજાય છે,"

હા, આંગણામાં મહારાજા કનકસેન ચાવડાની કુંવરી હાથમાં વરમાળા ગ્રહી ઊભાં છે. ત્યાં રાજાની આજ્ઞા થઈ કે "દીવાનજી! લાવો હાથણી. ત્યાં તો સોનાની અંબાડીએ શણગારેલ હાથણીને અંબાડીના એક એક સુવર્ણ સ્થંભે ચમ્મરધારી દાસીઓ ઊભેલી છે. હાથણીની અંબાડીએ રૂપાની નિસરણી મુકાઈ ગઇ ને રાજાએ પોતાની પુત્રીને હાથણીએ બેસવા આજ્ઞા આપી. આજ્ઞા શિરે ચડાવી કુંવરી હાથણી ઉપર બિરાજ્યાં અને હાથણીને માવતે પટાંગણમાં રાજાઓની વચમાં ધીરે ધીરે હાંકી.

દેશ દેશના રાજાઓ રાજકુંવરીને નિરખી રહ્યા છે. એનો દેહ શુધ્ધ કાંચનની મૂર્તિ સમાન છે. પીરોજી રંગનું અંબર ઓઢયું છે. હાથે રત્નજડિત કંકણ શોભે છે. શુક્રના તારોડિયા જેમ કપાળે હીરાનો ચાંદલો તેજ કરે છે. સેંથો સિંદૂરે પૂર્યો છે. કાજળથી આંખ્યો અલંકૃત છે. નેત્રો મૃગલાને લજાવે તેવા છે, આવી મનહરણ રૂપવાળી રાજકન્યા હાથણી ઉપર બેઠેલી રાજાઓ વચ્ચે આવી. હાથણીએ પોચી પોચી પકડથી સુંઢમાં પુષ્પમાળા પકડી છે. પણ

: સવૈયો :

"ખેલકો ફુલ દીયો ગુહી કે કર,
પ્યારી કે હાથ ગુલાબ લિખાનો
ડાર્યો ગલે તબ હો-ગયો ચંપક,
હેરી હસી તબ કુંદકો જાનો

નૈનનકો પ્રતિબિંબ પર્યો ગુલશોપન
કો રંગ હો ગયો માનો
એસો કછુ બદલ્યો અંગમે રંગ,
દેખતહી મન મેરો લુભાનો"

ગોરીના હાથમાં વેલનું સફેદ ફુલ દીધું તાં ગુલાબનું દેખાણું ફૂલ એણે ગળામાં પહેર્યું ત્યાં ચંપકનું ફુલ બની ગયું. ફુલ જોઈ હસી ત્યાં દાડમની કળીઓ જેવું લગ્યું. ફુલ ઉપર એના નેણુની પ્રભા પડી એટલે ગુલઃશોપનનું (કાળારંગનું) થઈ ગયું. એમ જે જે અંગમાં આ પ્યારીએ ફૂલ ધારણ કર્યું એવો જ ફૂલનો રંગ થઇ જતાં મારું મન લોભાઈ ગયું.

ચાવડા રાજાના બંદીજન કવિએ કહ્યું કે, હે સભજનો આ હાથણી પુષ્પમાળા જે પુરુષને પહેરાવશે એને આ રાજકુંવરી વરશે અને મહારાજ કનકસેનને પુત્ર ન હોવાથી રાજનો માલિક પણ તે પુરુષ બનશે.

ત્યાં તો રાજાઓ વળી સમાનમાં માંડયા થવા, કોઇક તો મુછે તાવ દઇ ખોંખારા ખાવા લાગ્યા, વળી કોઈ પોતાના ઈષ્ટદેવનું સ્મરણ કરવા મંડયા કે મને કુંવરી વરે તો હું આટલી માનતા ચડાવીશ. ટૂંકામાં રાજાઓ તલપાપડ થઈ રહ્યા. પણ ઈ વખતને માથે પ્રભુને વાત રાખવી છે તે હાથણીએ તો ધરમસી ધોબીની ડોકમાં વરમાળા આરોપી.

સ્વયંવરમાં દેકારો મચ્યો. કેટલાક રાજાઓ બોલ્યા અરે આને કોઈ ઓળખતું પણ નથી. હાથણી બાઈ માણસની જાત્ય ભુલી ગણાય હવે હાથી શણગારો ત્યારે કુંવરી કહે છે, "હે સભાજનો હાથણી ભૂલી નથી. મારા ભાગ્યમાં એ જ પુરુષ હશે માટે હાથણીએ આરોપેલ પુષ્પમાળાવાળો પુરુષ મારો પતિ છે. બીજા બધાય મારા ભાઇ બાપ છે. જો કોઈ ટંટોફિસાદ કરશે તો હું કટાર ખાઇ મરી સ્ત્રી હત્યા દઈશ."

રાજા કનકસેન ચાવડે તો ધરમસીને પોતાની કુંવરીને કનકાવતી નગરીના રાજ અર્પણ કર્યા. લગ્નવિધિ વખતે ધમલે કહ્યું કે "ગાંધાર દેશનો ક્ષત્રિય છું" રાજા કે "ભલે ભાઇ ગમે તે હો તું મારો જમાઇરાજ છો. આ ખડગ લે. એને અનીતિના પંથે વાપરતો નહિ. ન્યાય નીતિથી મારી પ્રજાનું પાલન કરજે."

કેવા વિધિના લેખ? ધમલાને કનકાવતીના રાજતીલક થયા. નોબતો ગડેડી. શરણાયું વાગી. વધાયું થયું. સાકરું વહેંચાણી. જય જયકાર થયો : દોહો કે રાજા ધરમસંગની જય થાય.

"હરિએ કહ્યા વે લખ્યા, છઠી રેન કા અંક
જવ ઘટેને તલ વધે રે હો જીવ નિશંક."

રાજા કનકસેને એક દિવસે કુંવરીને કહ્યું : "બેટા, મારે હવે ચોથી અવસ્થા છે. ઈશ્વર ભજન કરવું છે. માટે રાજી થઈને રજા દે. આ વયે મનુષ માથે મોતાની ધજા ફરફરે છે.

: સવૈયા :

જયું જલ માંહી લકીર પરી, સો ટલીકે ટલીકે ટલીકે.
જયું મીસરી પયંમાહીં પરી,સો ભલીકે ભલીકે ભલીકે ભલીકે
દેવલ શીપ મહાઇ ધજા, સો હલીકે હલીકે હલીકે હલીકે.
બ્રહ્મ મુનિ ત્યુંહી દેહકી આયુ, ચલીકે ચલીકે ચલીકે ચલીકે

કુંવરી કહે : બાપુ મારા મા પણ સ્વર્ગે સિધાવ્યા છે એટલે મારો ત્યાગ એકદમ ન કરો, કહેતાં કુંવરીની આંખ્યોમાં આસુંડાં ઉભરાણા.

"બેટા કાલ્યની કોને ખબર છે? મારા વૈરાગ આડી ન ફર્ય. દેહનો ભરોસો શ્યો? આપણા દીવાનને તું પિતા તુલ્ય જાણજે." રાજાએ સંન્યાસ લઈ કાશીવાસ કર્યો.

કનકાવતીમાં ધમલો ધોબી રાજા થઈ ધૂબાકા દયે છે. અહો કર્મ કેવા ચરિત્રો કરે છે? "મિત્ર જેવા મિત્ર વિક્રમચરિત્રને ભૂલી ગયો છે. વૈભવ મળે ત્યારે ભલભલા ભૂલી જાય છે ત્યારે બિચારો ધમલો કોણ વિસાતમાં? સમય ફરે ત્યારે કોણ નથી ફરતું ? વિક્રમ ચરિત્રની ગોતણ પણ ધમલો કરાવતો નથી ઈ વાત ન્યાં રહી.

જંગલમાં વિક્રમચરિત્ર ભૂલો પડયો છે. ભટકે છે પણ મણી વિહોણા સર્પ જેવો લાગે છે. એને

મનમાં થાય છે કદાચિત ધમલો મળશે નહિ ને બાર વરસ પૂરા થઈ જશે તો ધમલા વિના ઉજેણુમાં કેમ જવાય? કેટલાક દિવસે માંડમાંડ ઝુંપડીનું સ્થળ ગોત્યું, પણ ત્યાં તો ધમલાના ઘોડાના હાડકયા ને ડાબલા જોયાં. ઘોડાને જનાવરોએ મારી નાખેલ અને પોતાના પંચકલ્યાણીના ડાબલાના સગડ જોયાં. એને થયું કે ઘોડાને અને ધમલાને કોઈ ઉપાડી ગયું. જીવતો હશે કે કેમ! અ-રે જીવવા 'ધમલો ગ્યો ઘોડો ગયો હાલ્ય એને હવે ગોતું. ત્યાંથી ચાલી નીકળ્યો ને હરીને વાત રાખવી હશે એટલે વિક્રમચરિત્ર કનકાવતીમાં જ પહોંચ્યો. પણ "આ નગર નહિ આપણું કોઈ ભેણુને કોઈ ભા." કુંવર કનકાવતીની બજારમાં ચાલ્યો આવે છે એમાં કલ્યાણચંદ શેઠની દુકાન પાસેથી નીકળ્યા ગામ એને કલોફાફડિયો કેતું, કુંવરનો પોશાક તો સાદો કડયે તલવાર છે પણ દેહનો વળોટ રાજવંશી જોતાં શેઠ કે પધારો પધારો ઠાકોર. આવકાર મળવાથી વિક્રમચરિત્ર વાણિયાની દુકાનમાં ગાદી તકિએ બેઠા. શેઠ પાણી મંગાવી પાયુંને પૂછ્યું, "બાપા કયાં રહેવા" રાજનીતિ પ્રમાણે અજાણ્યા પ્રદેશમાં ખરી ઓળખાણ ન અપાય એટલે કુંવરે કહ્યું કે "ઉજેણુનો રજપૂત છું ને જાત્રાએ નીકળ્યો છું. માતા કનકેશ્વરીના દર્શન કર્યા ને હવે ગિરનાર બાજુ જાવું છે." "શેઠ કે: "ભાઈ તમે કોઈ ઉદ્ભાગી લાગો. દુકાનમાં તમે બિરાજવાને મારે ઘરાકી વધી છે. હવે આજ રોકાઈ ન જાવ તો દીકરાના સમ છે. વિક્રમચરિત્ર શેઠને ત્યાં રાત રોકાણા. સવારે એણે વિચાર્યું કે ધમલાને ગોતવો તો પડશે જ ને. મારી પાસે આ કિંમતી બે રતન જોખમ ગણાય. માટે આ શેઠને ત્યાં થાપણ મૂકું. વાણિયાને નીતિવાન માની રતન બતાવ્યાં ને કહ્યું કે આ રતન સાચવો જાત્રાએથી વળતા લઈ જઈશ.

શેઠ કે "ફિકર નહિ બાપલા, તમારા રતન શાહજોગ પાછા આપશું."

બેય રતન કલ્યાણચંદ શેઠને સોંપી વિક્રમચરિત્ર ધમલાની ગોતણે રવાના થઈ ગયો. ધમલો તો કનકાવંતીનો રાજા ધરમસંગ થયો છે ઇ કુંવરને ખબરેય નથી. એણે કનકાવતી મેલ્યું.

વિક્રમચરિત્રને ગયે મહિનોક દિ થઈ ગયા. શેઠને થયું આ પરચુરણ વેપારમાં દિ વળતો નથી. જથ્થાબંધ વેપારની મૂડી નથી. તો આ બે રતનમાંથી એક રતન વટાવી મોટો વેપાર આદરીએ એમ મોટા દીકરા પાનાચંદને શેઠે કહ્યું. હવે એ રજપુત તો કેદી આવે ત્યાં તો વેપારમાં નફો અઢળક આવશે એટલે એક રતન ખરીદી લેશું ને એવ બેય રતન આપી દેશું. શેઠે રતન વટાવ્યું ત્યાં તો દ્રવ્ય ઉપજ્યું અપરંપાર. અને કલ્યાણચંદ શેઠે દેશ પરદેશમાં જથાબંધ વેપાર શરૂ કર્યા. હે મેતા મુનિમો કામ કરવા લાગ્યા ને શેઠની જાહોજલાલી વધી પડી. ત્યારે શેઠને શેઠાણીએ કહ્યું કે "સાંભળ્યું જુવો મોટા પાનીઆને પરણાવ્યો હવે આ નાના માદળિયાનો વારો છે. આપણે જીવતા લાવ લઈ લઇએ. પછી કેને ખબર શું થાશે શેઠ કે 'ગાંડી થામાં. એને પરણાવવો કેમ? દસશેરને માથે નવ્ટાંક નું એનું માથું છે. કોસની ગરેડી જેવા હાથને પગ વાંકા વળી ગયા છે. ઠેકાણું નથી. લાકડાની ઘોડીએ હાલે છે એની એક આંખ્ય ઉગમણી તો બીજી આથમણી ફર્યા કરે છે. એવા તારા દીકરાને દીકરી દેશે કોણ?" શેઠાણી કે મારો દીકરો ને તમારો નહિ? પરણાવવો જોશે નકર હવે આપણે સવાદ નહિ રે. કલ્યાણચંદ શેઠે તો પોતાના ગોરને બોલાવ્યા ને કહ્યું "ગોરબાપા! અમારા ઘરમાં કજિયો ગર્યો છે;

ગોર: તમારા જેવા ડાયા પુરુષના ઘરમાં સેતે કજિયો, શરમની વાત. બોલો શું છે?"

શેઠ: "અમારા નાના ગગા માદળિયાને પરણાવવાની શેઠાણીએ હઠ લીધી છે."

ગોર કે: "નખોદ જાય જે એને દીકરી દયે એનું. મારાથી ઈ બને જ નહિ, ભલે તમારું 'ગોરપદું' છોડવું પડે. કોઈની દીકરીને નાખીએ તો છેતે ઘોર પાપ લાગે.

શેઠાણી કે: "દાદા, તમને તો અમે વધુ શું કહીએ પણ ઘેર પધાર્યા છો તે સીધું લેતા જાવ. એમ કહી ચાંદીના થાળી વાટકાઓમાં પાકું સીધું

ભરી ઉપર એકસો રૂપિયા દક્ષિણાના મેલી કહ્યું, "ગોરદાદા પાત્ર સાથે સ્વસ્તિ કહો." ગોરબાપાની આંખ્યું ચાર થઈ ગયું'ને!

ગોર કે "અરે અરે બેન બા આવડી મોટી દક્ષિણા!"

શેઠાણી કે, "હા દાદા, અમારા માદળિયાનું સગપણ કરી આવો તો ઉપરા ઉપર પંદરદી આવું જ સીધું પામશો.

ગોર મનમાં કે "માળું આ તો કરવા જેવું!" ગોર માયા મોહમાં ફસાઈ ગયા ને કહ્યું કે "બેન ભલે, તમારા દીકરા માદળિયાનું વેવિશાળ કરી આવું નહિ તો હું મણીશંકર નહિ. આગલ્યાનું ગમે ઇ થાય."

માયા વડી મેહની, જેના વજરના ગાળા

સાંગો કે સલવાણા, કેંક ચડયા ને કેંક પાળા. મણીશંકર મારાજ નીતિ ગુમાવી વર્ણશંકર થયા. સીધું લઈ ઘેર આવ્યા ને ગોરાણીને દીધું. ત્યારે ગોરાણી કહે "આવો યજમાન કોણ ભેટયો!"

ગોર કહે "આવા પંદર સીધા છે તે પ્રાપ્ત થશે. ગોર ભાતું બાંધી ચાલી નીકળ્યોને અમરાવતી પાટણમાં આવ્યા. શહેરનો ચોક શોભી રહ્યો છે. એમાં ઝવેરચંદ શેઠની દુકાન. એમાં ગોરે શેઠને જોયા. હીરકોરની ધોતી, બાલાબંધી અંગરખું ને કિરમજી રંગની પાઘડી પહેરી છે ભાલમાં વૈષ્નવી તિલક છે. ગોર દુકાનમાં આવ્યા ને શેઠને આશીર્વાદ આપ્યા. શેઠે પાય લાગી પૂછ્યું, "બોલો દેવ શું કામ છે?"

ગોર કે, "કનકાવતી નગરીના કલ્યાણચંદ શેઠના નાના પુત્ર મહાદેવ શાહનું સગપણ શોધવા નીકળ્યો છું પણ કન્યા ધ્યાનમાં આવતી નથી."

શેઠ કે, "હે મારાજ તો મારે જુવાન દીકરી છે. પણ વાત કરો મૂરતિયો કેવો છે."

ગોર કે: "એની વાત નહિ, પ્રભુ સાડાત્રણ દી નવરો તે દી એની કાયા ઘડી હશે."

ઝવેરચંદ કે: 'મારી હેમકુંવર પણ રૂપનો અવતાર છે. છેટાના મામલા છે વિશ્વાસઘાત કરતા નહિ."

મણીશંકર મારાજે તો વળી માદળશાહના રૂપના વખાણ શરૂ કર્યા કે બ્રહ્માએ એને બનાવીને એની ઉપર રૂપનું કુંડું ઢોળી નાખ્યું હશે. અજોડ જોટો ન મળે. જોતા છાતી ફાટે. ભાગ્યે જ ખબર પડે. વળી કલ્યાણચંદ શેઠની સાયબી એવી કે માદળશાહે જમીન ઉપર પગ દીધો નથી. લાકડાની ઘોડી રાખી ચાલે ક્યાંથી જમીન માથે પગ દયે!

ઝવેરચંદ શેઠે એની પુત્રી હેમકુંવરનું માદળશાહ વેરે વેવિશાળ કર્યું ને ગોરમારાજ કનકાવતી આવ્યા. કલ્યાણચંદ શેઠે શેઠાણીનો કહ્યું; "ગોરદાદા ફતે કરી આવ્યા છે. આ વખતે સોનાના થાળમાં સીધો આપી (રૂ.૫૦૧)રૂપિયા પાંચસો એક આપી સ્વસ્તી કહેવરાવો." શેઠાણીને રાજીપાનો તો પાર નથી. કહે છે. "દાદા ધન્ય છે તમને કે અમારા માદળિયાને ડાળે વળગાડયો."

ગોર મનમાં હસીને કહે છે, "ડાળે તો વળગાડયો છે જો લટકી ન રહે તો" મંગળ ફેરા ફરે ત્યારે સાચું, ઈ વાત ન્યા રહી.

વિક્રમચરિત્રે ઘણી ખોળણ કરી પણ ધમલાનો પતો લાગ્યો નહિં, કયાંથી લાગે? રાજા બની ગ્યો છે. ઘણાંક મુલક વિક્રમચરિત્ર ભાઇબંધ માટે ભટકયો. છેવટે નિરાશ થઇને કાશીનગર આવ્યો જ્યાં મણીકર્ણિકા ઘાટ, ગંગાજીનો કાંઠો ત્યાં આવી કરવતિયાને કહ્યું: "ભાઈ કરવતિયા કરવત મેલ્ય આવતે જન્મે મારો મિત્ર મળે."

કરવતીયો કહે છે, "ભાઇ પ્રથમ અગિયાર દિવસ કાશી વિશ્વનાથનું પૂજન કરો, પછી તમારી પાસે જે મૂડી હોય એનું સંપૂર્ણ રીતે પુન્યદાન કરો. તમારા મિત્ર સિવાય કરવત લેતી વખતે કોઈને યાદ કરતા નહિ. જુઓ આ કરવત પૂરો પાંચ હાથ લાંબો ને પોણો હાથ પહોળો છે. સૂર્યના કિરણ સમાન ઉગ્ર છે. જો એનાથી ડરશો તો અવગતે જશો મરતી વખતે ગતિ માટે વિચારીને કરવત લેજો."

કરવતિયાની વાત સાંભળી વિક્રમચરિત્રને કનકાવતીના કલ્યાણચંદને થાપણ તરીકેના આપેલ રતન યાદ આવ્યા. એટલે કહ્યું "ભાઈ કરવતિયા તો તો મારી થાપણ કનકાવતીએ છે. લે લઈ આવું ને ગંગા કિનારે પુન્યદાન કરી શિવપૂજન કરીને કરવત લઈશ."

વિક્રમચરિત્ર કાશી નગરથી ચાલી નીકળ્યાને વળી કનકાવતીએ આવ્યા ને કલ્યાણચંદ શેઠની દુકાને આવે, ત્યાં તો શેઠ ગાદી તકીએ બેઠા છે. અને ચીજવસ્તુઓનો વેપાર દેશપરદેશ સાથે ધમધોકાર ચાલી રહ્યા છે. મુનિમ ગુમાસ્તા કામ કરી રહ્યા છે. વિક્રમચરિત્રે જાણ્યું કે, "આ સમૃદ્ધિ કલાની ન હોય એકાદુ રતન વેંચ્યુ લાગે છે." કુંવરની દશા બેહાલ બની છે. ઓળખાય એમ પણ નથી, એટલે શેઠની નજીક આવી કહ્યું, "શેઠ ઓળખો છો."

શેઠ કે: "ના રે ભાઈ, તારા જેવા કેટલાય આવે છે ને જાય છે એને કયાં ઓળખવા બેસવું?"

સાંભળતા તો કાખમાં છુપાવેલી તરવાર ખેંચીને કહ્યું, "એલા હિંગતોળ ભૂલી ગયો. હું મળવાનો પરમાર રજપૂત છું. મારા રતન તારે ઘેર ભાષણ મૂકયા છે."

શેઠ કે: "ઓ હો હો હો ઓળખ્યા-ઓળખ્યા આવો પધારો ઠાકોર. માફ કરજો હવે અવસ્થા વધી ગઈ એટલે યાદ નથી રહેતું."

વિક્રમચરિત્ર કે: "શેઠ માયા વધી જાય તંઈ બીજું ભુલાઈ જાય છે."

શેઠ કે: "સાચું કહ્યું બાપલા."

વાણિયો પછી વિરોધ ન કરે. 'બોલો બાપુ કેટલોક મલક ફરીને આવ્યા. છોકરા, બાપુ માટે ટાઢા પાણીના લોટા લાવ. પછી દૂધ લાવો. પછી લવીંગ, તજ, એલચી, વરિયાળી, સોપારી જે બાપુને ફાવે ઈ લેશે."

વિક્રમચરિત્ર કે: "હવે તો ઈ બધુંય પછી. મારા રતન આપી દયો. મારે કાશી ક્ષેત્રમાં વાવવાં છે.

શેઠ કે: "બાપા ઉતાવળ શીદને કરો છો. તમારું હોય ઈ અમારાથી ન રખાય. તો રાતે વાળુ પાણી કરી આપનું કામ પતાવશું. તમારા રતન અમે દુકાન કે ઘરમાં નથી રાખતાં. ઊંડા ભોંયરામાં રાખીએ છીએ. ઈ ભોંયરૂ દિવસે ખોલાય નહિ રાતે જ ઊઘાડાય."

વેપારીનું મન બગડયું છે. રતન ઓળવવા છે. નથી આપવા માટે વિચાર્યું કે ઠાકોરે દિવસે મને ધોળીબાઈ (તરવાર) બતાવી તો રાતે હું એને કાળી બાઈ (અંધારું ભંડકીયું) બતાવું. વિક્રમચરિત્રને જમાડી જુઠાડી શેઠ પોતાના બંગલાના ભંડકિયામાં લાવ્યા ને એને તળિયે જે બારણું હ ખોલ્યું. શેઠે હાથમાં દીવો લીવો ને કહ્યું કે "હવે આ નિસરણી છે બાપુ ઉતરો અંદર. હું તો અંધારાનો બીઉં, તમે રજપૂતના દીકરા બીવો તો રજપૂત શેના. આ ભોંયરાના એક ખૂણામાં લોઢાની પેટીમાં રતન છે. ઈ પેટી લઈ આવો."

ઠાકોર તો વાણિયા ઉપર વિશ્વાસ રાખી આઠેક આડાવાળી નિસરણીએ ઊતરવા માંડયાં. એટલું ભોયરું ભૂગર્ભમાં છે નિસરણી પૂરી કરી ભોયરાંના ખૂણા ફંફોળવા મંડયા, એટલે શેઠને એના દીકરા પાનાચંદે નિસરણી ખેંચી લીધી. ભોંયરામાં રતન હતાં જ નહિ

કુંવરે ફાંફાં માર્યા, ભોયરું ખાલી જાણી સમજી ગયાં ને કહ્યું: "શેઠ કુવામાં નાખી વરત (દોરડું) વાઢીને, "

શેઠ કે: જેમ તમારે કહેવું હોય એમ કહો તમારે ધોળીબાઈ. અમારે કાળીબાઈ. પણ તમારા પ્રતાપે અમારે સમૃદ્ધિ થઈ છે મારશું નહિં "અહિંસ પરમો ધર્મ!" જમવાનું મોકલશું પથારી દેશું તમારે નાવા પાણી ભોયરામાં ઉતારશું. અઠવાડિયે બદલાવવા લુગડાંનો ઘા કરશું. ઈ ભોયરાના પડખામાં એક નાનું બારણું છે ત્યાથી બીજા ભોયરામાં જવાય છે. ત્યાં નિરાંતે શૌચક્રિયા કરજો. ને માંદા સાજા થાશો તો ઉકાળા કરીને મોકલશું. મજા કરો ને લ્યો આ માળા કાશી વિશ્વનાથનું ભજન કરો." એમ કહી શેઠે કુંવર

તરફ માળા ફેંકી.

વિક્રમચરિત્ર કે "માળે વાણિએ કરી છે ને ! પણ હવે તો

બનનેકી બન ગઈ ઓર બનનેકી નાઈ
બીધીને કિયા લીખીયા સો મેટનકા માઈ.

આવી રીતે કુંવર કલ્યાણચંદ શેઠના કેદી થયા છે. શેઠનાં ઘરના માણસો સિવાય કોઈને આ વાતની ખબર નથી. એમ થાતાં થાતાં માહ મહિનો આવ્યો. નગરમાં વિવાહ વાજમના ઢોલ ઢબુકયાં. સાંભળી શેઠાણીએ શેઠને કહ્યું : "તમારા કાન કેમ ચમકતા નથી, બેરાં થઈ ગયા છો ? હવે ગોરદાદાને બોલાવે ને જાય અમરાવતી ને મારા માદળિયાના લગન લઈ આવે.' વળી ગોરને પાકા સીધા ને દાન દક્ષિણા શરૂ થયા. મણીશંકર મારાજ અમરાવતી આવ્યો ને ઝવેરચંદ શેઠને કહ્યું, "લાવો લગન." શેઠ કે : "તમે મોડું કેમ કર્યું અમે તો વાટ જોતા હતાં."

ગોર કે "શેઠના સગામાં મરણ થઈ ગયું તું એટલે વાર લાગી.' ઝવેરચંદ શેઠે પુત્રી હેમકુંવરના લગન જોવરાવી લખાવ્યા ને મણીશંકર મારાજને દીધાં. લગન લઈ ગોર કનકાવતી આવ્યા ત્યાં લગન વધઃવાણાં : સગા વાહલાંને કંકોત્રિયું મોકલી તેડાવ્યા સહુ આવ્યાં. પણ જાનમાં આવવા કોઈ રાજી નથી. કલ્યાણચંદને સહુ ના પાડે છે. શેઠ કે : "તો તમે સગા મારે શું કામના. ટાણે ન ઊભા રહો તો તમને ઘસીને ગુમડે થોડા ચોપડાય ?" કુટુંબીઓ કહે "શેઠ તમારા માદળિયાને જોઈ ઝવેરચંદ એની પુત્રી પરણાવે નહિ તો આબરુ સહુની જાય, બોલો કેમ કરવું ?" શેઠ મુંજાણા. બોલાવ્યા મણીશંકર મારાજને. બોલ્યા ગોર આમ થાય છે તો તમારા ખરડયા તમે ધોવો. જાનમાં આવવું જોશે. તમે માદળિયાના માવતર.

ગોર કે ' જુઓ તમારા માદળિયાને જોઈ વેવાઈ એની દીકરી પરણાવશે નહિ ઈ વાત સો ટકા સાચી છે. જાનમાં પણ આવું પણ એક ઠરાવ છે કે વર તરીકે માદળશા નહિ ચાલે ભલે પૈસા આપવા પડે કોઈ રૂપાળા જુવાનને ભાડે કરી લ્યો."

શેઠ મુંજાણાને કહેવા લાગ્યા કે : "બાપા ભાડે કોને લેવો.? હું તો વૃદ્ધ છું ન ચાલું, મોટા દીકરા પાનાચંદને વર બનાવીએ તો" ગોર કે : "શેઠ ગરજને અક્કલ ન હોય. પાનાચંદને તો ઈ બાઈ દીકરી કેવાય. કાળો ગજબ થાય. શેઠ કંઈક વિચાર કરો,"

ત્યારે પાનાચંદ પોતાના પિતાને ખાનગીમાં બોલાવી કહે છે "બાપા ઓલ્યા ઉજ્જેણના પરમાર રજપૂતને થોડા દિ વર બનાવીએ તો ઈ રજપૂત છે. બોલ્યો નઈ ફરે. એની સાથે ઠરાવ ઠરવો કે તને થોડા દિ ભોંયરા બહાર લાવીએ ને તું વર થા ને વિવાહ વિત્યે પાછો ભોંયરામાં પૂરી દઈએ. કલ્યાણ શેઠે મોટા પુત્રની વાત કબૂલ કરી ને, ગોર તથા સગાવાલાને સમજાવ્યાં કે ચાલો સહુ માદળિયાની જાનમાં. ઈ તો ઘેર રહેને થોડા દિ બીજો રૂપાળો જુવાન વર નકકી કરશું. સહુએ જાનમાં આવવા ખુશી બતાવી, પછી કલ્યાણચંદ શેઠે ભોંયરાનું બારણું ખોલી સાદ કર્યો કે "ઠાકોર" તો કે, "શું છે ? વિશ્વાસઘાતી" શેઠ કે 'તમારું કામ પડયું છે.' તમ તમારે બે ગાળ્યું દઈ લ્યો, તમારી ગાળ્યુંને ઘીની નાળ્યું. મારે તમને ભોંયરા બહાર લેવા છે.' કુંવર કે 'શેઠ હવે મને ફાવી ગયું છે.' શેઠે માંડીને વાત કરી કે "બાપુ તમે દયા કરો તો મારા માદળિયાનું ઘર બંધાઈ જાય પણ શરત એવી કે વિવાહ પતે એટલે આપને ભોંયરામાં ઊતરી જવું જોશે.'

વિક્રમચરિત્રે માન્યું કે મુંજાણો તો છું એટલે થોડાક દિવસ તો બહાર રહેવાશે; કુંવરે કબૂલાત દીધી પાછાં ભોંયરામાં પુરાવાની.'

: છપ્પય :

"એહિ બિરદ રજપૂત પ્રથમ મુખ જુઠ ન બોલે
એહિ બિરદ રજપૂત પર પ્રિય કાછ ન ખોલે
એહિ બિરદ રજપૂત આય ખાટે કર જોરે
એહિ બિરદ રજપૂત આય લાખા બિય ઓરે.
જમરાણ પાત પાછા હટે જેસો મતો અબ ધૂતરો
કરતાર હાથ "કરદ" એહિ બિરદ રજપૂતરો,

રાજકુંવરને શેઠ ભોંયરા બહાર લાવ્યા પણ રૂની પૂણી જેવો સફેદ થઈ ગયો છે. એને નવાર્યા ધોવાર્યા, નવા વાઘા ધારણ કરાવ્યા ને દૂધ ઘી ને પૌષ્ટિક મસાલાના સેવન કરાવ્યા ને કુંવરની કાયા કંચન સરીખી બની ગઈ પછી તો

"જેની આંગળિયે ચોગઠ વળે, નહિ વેઢો કે વળ
કણ ભાતરા વખાણ કરા જાણ્ય માધવો નળ."

શેઠે કુંવરને શિખામણ દીધી કે "ભાઈ થોડા દિ વાણિશ થઈ જજો. જરાય કડકાઈ બતાવતા નહિ." આમ વિક્રમચરિત્રને વરરાજા બનાવી ગાડે બેસારી સગાવાલા સાજનમાજન સહિત જાન અમરાવતીને પંથે પડી : માદળિયો ઘરે રહ્યો છે.

જાન અમરાવતીને પાદર પહોંચતા નગરલોક વર નિરખવા હિલોળે ચડયું અને જે જુવે ઈ થરકબાજ થાય છે. વાહ વરરાજાના કોઈ રૂપ છે! સહેલિયું કહે છે વર બરોબર હેમકુંવર બ્હેનની જોડ છે. ઝવેરચંદ શેઠ જાનને અઠવાડિયું રોકી રાજકુંવરને હેમકુંવર મંગળ ફેરા ફર્યા ને કલ્યાણચંદ શેઠે વરોઠી દીધી. પછી ઝવેરચંદ શેઠે જાનને વિદાયગીરી આપી. જાતા જાતાં જાન કનકાવતીના સીમાડામાં આવી છે. વરઘોડિયાં ગાડે બિરાજ્યા છે. એકબીજાની છેડાછેડી બાંધી છે. બેયના કંઠમાં વરમાળા શોભી ઊઠી છે! ત્યારે વિક્રમચરિત્રને થયું કે :

"ઓય ધાડેના! આ મજા સામૈયા ને પોખણાં સુધીની છે પછી તો પાછું મરે ભોંયરે પુરાવું પડશે. વચન ફેર તો થવાશે નહિ.

"વચન ચલ્યો બલરાય વચન કૌરવ કુળ ખોયો
વચન કાજ હરિશ્ચંદ્ર ઘર નિર સચોયો
વચન કાજ જગદેવ શીશ કંકાળણુ સળ્યો
વચન કાજ શ્રીરામ લક્ષ્મે વિભિષણ થયો.
વચન કંઈ કુવચન કહે તાકી કટ કટ જીભ કહીએ
બેતાલ કહે વિક્રમ સુનો વચન બોલ ના પલટીએ."

પણ મારાં તો બેય બગડીયાં. મિત્ર ધરમસી મળ્યો નહિ, એમ કાશીએ કરવત પણ લેવાણો નહિ. વળી હથેવાળે પરણેલી નારી તજવી પડશે.

"સમદરજી લ્હેર થોડીયું, ઈથી ઘટડામાં ઘણેરીયું
હકડી તડ ના પોગીયું. ત્યાં તો દૂજી ઉપડીયું,"

જાન કનકાવતીના પાદરમાં આવીને શોભી છે. સામૈયા ચાલ્યા આવે છે. ત્યારે હેમકુંવરના પાનેતરમાં વિક્રમ ચરિત્રે પોતાની આંખના કાજળમાં સળી બોળી લખ્યું કે : "તારી સાથે ચાર મંગળ ફેરા ફરનાર હું ઉજેણના રાજા વિક્રમ દિત્યનો કુંવર વિક્રમચરિત્ર છું. અને કલ્યાણચંદ શેઠનો દીકરો કદરૂપો હોવાથી મને વર બનાવ્યો છે. હું કર્મ સંજોગે એનો કેદી બન્યો છું હવે તારે ગૃહસંસાર કેનો માંડવો ઈ તારા હાથમાં છે. સાચી ખબર રાતે પડશે." લખાણ વાંચતાં હેમકુંવરના મનમાં થયું કે "મારા ભોળા પિતાને આ લોકોએ છેતર્યા છે. મારો સાચો પતિ આ રાજકુંવર છે. હવે જોઉં છું શું થાય છે." બોલે બંધાયેલા એટલે વિક્રમચરિત્ર તો જમીકારવી ભોંયરામાં ઊતરી ગયા. બીજા પણ પરવારી પોતાને મુકામે ગયા ત્યારે સાસુએ હેમકુંવરને કહ્યું "વહુજી મેડીએ સીધાવો." જેમ દાદરો ચડી હેમકુંવર શણગારેલ મેડી ઉપર આવે ત્યાં ઢોલિયામાં દેહના વહરારૂપને કિંમતીવસ્ત્રો સજાવેલો માદળશાહને જોયો અને "હાલ્યા આવો" "હાલ્યા આવો" કરવા લાગ્યો; હેમકુંવર કે "ભાઈ ગાંડો થતો નહિ, તું મારે મન પરપુરુષ છો. અંગે અડતો નહિ." ત્યાં તો માદળશાએ મર્યાદા મૂકી ઊભો થયો ને બેય હાથની કાંખમાં ઘોડીઓ ભરાવી હેમકુંવરને હાથે વળગ્યો. એણે તરછોડયો. માદળિયો એને પહોચી ન શકયો. આ બેયની ખેંચતાણ મેડીની મોટી બારી પાસે થતાં હેમકુંવરે એવો જોરદાર ધક્કો માદળીયાને માર્યો કે માદળીયો બારીએથી નીચે પડયો ને માંડયો ગોકીરો કરવા કે ઓય બાપા મને વઉએ મારી નાખ્યો. દોડે દોડો!" ત્યાં તો બધાય ભેળા થઈ ગયા. હેમકુંવર મેડીના ખૂણામાં બેસી ગઈ.

સવારમાં કલ્યાણચંદ શેઠે રાજા પાસે ફરિયાદ કરી કે, "મારા માદળિયાને એની વહુએ બારીએથી પછાડયો. રાજાના માણસો હેમકુંવરને લઈ રાજ કચેરીએ એને હાજર કરી.રાજા ધરમસિંહ કહે:"અરે બાઈ તું

કેવી નિષ્ઠુર કે પરણ્યાને પહેલી જ રાતે ધક્કો દઈ પછાડયો ?"

હેમકુંવર : "હે રાજા ઈ મારો પરણ્યો નથી મેં મારી આબરૂ સાચવવા તરછોડયો ને ધક્કો માર્યો બારી નજીક આવી ગઈ ને પડી ગયો હું કેમ કરું ?"

રાજા: "બ્હેન તારો પરણ્યો ક્યા છે ને કોણ છે?"

હેમકુંવર: "ઈ તો કલ્યાણચંદ શેઠનો કેદી છે ને પરદુઃખભંજન રાજા વીર વિક્રમનો કુંવર છે. રાજા ધરમસીંહ આ સાંભળીને અચંબાને પામ્યા ને કહેવા લાગ્યો કે, "ઓ હા હા હા હા ઈ તો મારા પરમ મિત્ર છે. હું જ નગણો છું એને યાદ પણ કરતો નથી."

રાજા હેમકુંવરને લઈ કલ્યાણચંદ શેઠને ત્યાં આવ્યા ને કહ્યું "લાવો વિક્રમચરિત્રને નહિતર તમોને ઘાણીએ ઘાલી તેલ કાઢીશ." કલ્યાણચંદ ધ્રુજવા માંડયો ને ભોંયરામાં નિસરણી ઊતરાવી વિક્રમચરિત્રને રાજા ધરમસિંહ પાસે લાવ્યા. ધરમસંગે તો જોતાં જ વિક્રમ ચરિત્રને બથમાં લીધાને કહ્યું કે "ભાઈ, તમારા પ્રતાપે મને કનકાવતીનું રાજ મળ્યું છે. હું ધમલો ધોબી તમારો ભેરુબંધ. અરસ પરસ સ્નેહના આંસુએ નાહ્યા ને ધરમસંગે હેમકુંવરને કહ્યું કે તમે તો મારા મોટાભાઈના રાણી થાવ. વાત પ્રસિદ્ધ થઈ. ઘેર ઘેર ફેલાણી. પછી થાપણ ઓળવી વિક્રમચરિત્રને ભોંયરામાં પૂર્યા ઈ ગુના બદલે કલ્યાણચંદ શેઠને એના દીકરા પાનાચંદને સુકલ કાંટાના ઢગલામાં રાખી બાવળા સેવી રાજા ધરમસંગે શિક્ષા કરી. બાપ દીકરો વિક્રમચરિત્રને પગે પડી કેહે છે "બાપુ! ઉગારો ઉગારો તમારી ગાયું છીએ." "ક્ષમા વિરસ્ય ભુષણ" પ્રમાણે વિક્રમચરિત્ર કહે છે હું પરદુઃખભંજન વીર વિક્રમનો પુત્ર છું. બીજાનું દુઃખ જોઈ શકું નહિ, વળી આ વાણિયાનું ભલે ભોંયરામાં બેસી પણ અન્ન ખાધું છે. માટે ભાઈ ધરમશી એને છોડી મેલ્ય, અને મારો પ્રાણ લીધો નહિ ને એના પ્રતાપે તારો મિલાપ થયો એના બદલામાં મારી થાપણના બેઈ રતન હું એને આપું છું."

શેઠ આ "ધન્ય છે" રાજા વિક્રમાદિત્યના કુંવરને હેમકુંવર એના રાણી છે" આ બધુંય બની રહ્યું ત્યાં બરોબર ગણતરી કરતા બાર વરસ પૂરા થયાં. વિક્રમ-ચરિત્ર કે ધરમશી, મારો દેશવટો પૂરો થયો છે. હાલો ઉજ્જેણ જાયીં," ધરમશી કે,"ભાઈ કનકાવતી જેવું રાજ ને વૈભવ છોડવાની ઈચ્છા નથી, તમે ખુશીથી જાવ."

હેમકુંવર સહિત વિક્રમચરિત્ર ઉજ્જેણ આવ્યા, પિતા વિક્રમરાજાને બેય પગે પડયા. સરદાર મદણ-સંગને ખબર મળ્યાં કે કુંવર તો રાણી પરણીને ઘેર આવ્યા છે. મદણસંગ એકદમ આવી કુંવરને બથમાં લઈ લ્યે છે. આમ વિક્રમચરિત્રની ટેક માતા હરસિદ્ધિએ રાખીતી. પછી તો ખાધું પીધુંને રાજ કર્યું.

પૃ. ૧૬૨ થી ચાલુ]

*

એમને અરબી, ફારસી, હિંદી ખડી બોલી, વ્રજભાષા, અવધી અને સંસ્કૃત ભાષાનું સારું એવું જ્ઞાન હતું.

અકબર બાદશાહના ઝનાનાખાનાની ધાયા (ધવરાવનારી દાઈ) જીજી માહમ ગંગાની પુત્રી અને આઝમ કોકાની બહેન બેગમ માહ બાનુ સાથે એમની શાદી થઈ.

એમને એક પુત્રી અને ત્રણ પુત્રો. પુત્રી જાના બેગમના વિવાહ અકબરના પુત્ર દાનિયલ સાથે થયા. પુત્રના નામ શાહનવાઝખાં, રહેમાનદાદખાં અને દોરાબખાં ગુજરાતમાં સુબા તરીકે રહેલ અને ગુજરાત જીતી લેવામાં એમનો મદદ ફાળો, ગુજરાત પછી ખાનદેશ, વરાડ અને અહમદનગરના સુબા થયેલા. નૂરજહાંના સમયમાં એમના ઉપર ખફા ઉતરી અને ધાનધાન અને પાન પાન થઈ ગયા. એ સમયે ચિત્રકૂટ જઈને રહ્યા સાધુજીવી બન્યા. પુનઃ જહાંગીરે એમનું સન્માન કર્યું. મરતી વખતે એમના પુત્રી જ સાથે રહેલા. તેઓ ખૂબ મોટા દાનવીર હતા.

# 'ચારોં ચારી છોડીએ વે રહીમ અબ નાહિ !'

(રહીમખાં ખાનખાનાના દુહા)

વજુભાઈ વ્યાસ

ગુજરાત જીતી લીધા પછી અકબર બાદશાહના સુબા : સરદાર તરીકે રહીમખાં ગુજરાતના પાટનગર અમદાવાદમાં રહ્યા. ઉદારતા શૌર્ય વીરતા અને દાનવીરતાને કારણે તેઓ ગુજરાતમાં ખૂબ લોકપ્રિય બની ગયેલા. એમના દ્વાર ગરીબ અમીર સૌને માટે ખૂલ્લા રહેતા હતા. એમાં એક દિવસ ભૂખથી ટળવળતો, તરસથી વ્યાકુળ થઈ ગયેલો અને ફાટેલા તૂટેલા વસ્ત્ર સાથે એક બ્રાહ્મણ વૃદ્ધ એમના દ્વાર પર આવ્યો અને રહીમખાંના રાજમહેલના દરવાજા પાસે ઊભેલા દરવાનને કહ્યું

"રહીમખાંને કહો કે આપના સાઢૂ આપને મળવા આવ્યા છે." પહેલાં તો દરવાન ખૂબ હસ્યો. રહીમખાંનો સાઢૂ આવો હોય ! પરંતુ રહીમે દરવાનને ગમે તે આવે તેને મળવા દેવા જણાવેલું એટલે દરવાન અંદર ગયો.

"માલિક ! બહાર દરવાજા પાસે એક વૃદ્ધ મળવા આવેલ છે. અને એ આપના સાઢૂ હોવાનું જણાવે છે, એ મુજબ ઓળખ આપે છે.

રહીમખાંને તો કોઈ સાઢૂ ન હતા એટલે દરવાનના આ ખબર સાંભળીને પ્રથમ તો આશ્ચર્ય થયું પરંતુ તુરત સ્વસ્થ થઈને દરવાનને આદેશ કર્યો, "જાઓ, એ વૃધ્ધનું સન્માન કરીને અહીં લાવો !"

દરવાન સાથે બ્રાહ્મણ વૃદ્ધ આવ્યા. એતો રહીમખાંનો ઠાઠમાઠ જોઈને જ ભારે અચંબો પામ્યો અને સ્તબ્ધ બની ગયો. રહીમખાંએ આવકાર આપી કહ્યું, "સુદામાના આ ગુજરાતમાં હું તમારું સ્વાગત કરું છું, ભલે આવ્યા !"

હાજર રહેલા બધાને થયું કે સુબા ખાનખાનાને સાઢુ તો નથી તો આ બ્રાહ્મણને કેમ સાઢુ કહ્યા હશે !

રહીમખાંએ હાજર રહેલા સૌનું આશ્ચર્ય જોઈને સ્પષ્ટતા કરતા કહ્યું "જુઓ ! આ બ્રાહ્મણ વૃદ્ધ મારા ખરેખર સાઢૂ જ છે. સંપતિ અને દરિદ્રતા એ બંને સગી બહેનો છે. સંપતિ અમારા ઘરે આવી છે અને દરિદ્રતા આ બ્રાહ્મણને ઘરે !" એ પ્રકારે અમે બંને સાઢુ થઈએ છીએ ! આવા હતા આ રહીમખાં. અકબરના સમયના એક મહાન લોકકવિ.

એકવાર આ રહીમખાં પોતાની પાલખીમાં ફરવા નીકળ્યા. ત્યારે કોઇકે એમની પાલખીમાં લોઢાનો ખીલો નાખ્યો. એ જોતાં જ અંગરક્ષકોએ ખીલો નાખનારને પકડી લીધો અને રહીમખા પાસે પાછળથી રજુ કરેલ.

રહીમખાંએ અંગરક્ષકોને બોલાવીને લોઢાનો ખીલો નાખનારની હાજરીમાં જ કહ્યું, "જાણો છો ! આ માણસે મારી પાલખીમાં લોઢાની મેખ કેમ નાખી તે ?"

અંગરક્ષકોએ કહ્યું "આપના પ્રાણ લેવા માટે." તુરત હસીને રહીમખાંએ કહ્યું, "ના ભાઈ, ના, એ ભાઈ મને પારસ સમજીને એમનું લોઢું મને સ્પર્શ કરવા માગતા હતા. જેથી એમનું લોઢું સોનું બની જાય, માટે એમના લોઢાના વજન જેટલું જ એમને સોનું આપી દો".

અને લોઢાનો ખીલો નાખનારને તરત એટલા વજનનું સોનું આપવામાં આવ્યું.

રહીમખાં બહુ લજ્જા અને નમ્રતાથી, નેત્ર નીચા નમાવીને દાન આપતા હતા. એ જોઇને એક વાર મહાકવિ ગંગે કહ્યું.

"સીખે કહાં નવાબ જૂ, એસી દેની દેન;
જ્યોં જ્યોં કર ઊંચા કરો, ત્યોં ત્યોં નીચે નેન.

હે ખાનખાના નવાબ! આપ એવા દાન દેવાનું ક્યાંય શીખ્યા કે આપ દાન દેતી વખતે ખુબ નમ્રતાથી હાથ ઊંચા રાખો છો પણ નેણ તો નીચા જ ઢાળી દો છો!

રહીમખાંએ એ સાંભળીને જવાબ દીધો:

દેનહાર કોઉ ઔર હૈ, ભેજત સો દિન રૈન;
લોગ ભરમ હમ પર ધરૈ, યા તે નીચે નૈન.

રહીમ કહે છે કે: "હું દાન દેતો જ નથી. દાન દેવા વાળો તો ઉપર બીરાજમાન છે. દાતા તો ઈશ્વર છે. જે રાત દિવસ દેતો રહે છે! પણ દાન લેવાવાળા યાચક એ દાતાને ભુલીને ભ્રમથી મને દાનેશ્વરી માની બેઠા છે! એટલે જ લજ્જાથી મારા નેત્રો નીચે ઢાળું છું."

અનુચિત ઉચિત રહીમ લઘુ, કરહિં બડન કે જોર;
જ્યોં સસિ કે સંયોગ તે, પચવત આગ ચકોર.

રહીમ કહે છે કે મોટાનો સહારો લઈને નાનો માણસ અસંભવને પણ સંભવ કરે છે. જેમકે પક્ષી ચકોરી (ચકોર) ચંદ્રમાના સાથથી આગને પચાવી જાણે છે.

(ચકોર પક્ષી વિષે એમ કહેવાય છે કે એ ચંદ્રમા ઉપર મુગ્ધ રહે છે અને ધવલ રાત્રીએ ચંદ્રમાના શિતળ કિરણોનું પાન કરે છે, વળી ચંદ્રમાના કિરણોના ભ્રમમાં એ આગને પણ ઝીલી (પી જાય) લે છે.

અમરવેલી બિનુ મૂલ કી, પ્રતિપાલત હૈ તાહિ;
રહીમન એસે પ્રભુહિં તજી, ખોજત ફિરીએ કાહિ.

રહીમ કહે છે કે અમરવેલ (ન મૂળી નામની એક વેલ થાય છે ને બીજા ઝાડપાન ઉપરથી રસ ચૂસીને જીવન મેળવે છે) મૂળ વિનાની હોય છે. છતાં ઈશ્વર એ વેલને જીવનદાન આપે છે. એથી હે અજ્ઞાની મનુષ્ય! તું એવા પ્રભુને (અંતર આત્મામાં બિરાજેલ)ને છોડીને અહીંતહીં કયાં ગોતવા ભટકે છે?

ઉરગ તુરગ નારી નૃપતિ, નીચ જાતિ હથિયાર;
રહીમન ઇનહેં સંભારીએ, પલટત લગે ન બાર.

રહીમ કહે છે કે, સર્પ, ઘોડા, નારી, રાજા, નીચ પુરૂષ અને હથિયાર એને સંભાળીને રાખવા સારા, કારણ એને પલટતા વાર લાગતી નથી.

એ રહીમ દરદર ફિરહિં, માંગિ મધુકરિ ખાહિં
યારાં યારી છોડીએ, વે રહીમ અબ નાહિં.

રહીમ મોટા દાનવીર હતા, પરંતુ સમયને કારણ એ નિર્ધન બની ગયા, આમ છતાં માગવા વાળા લોકો તો એમને આશરે આવતા રહ્યા અને એથી તેઓ તંગ આવી ગયા, એથી એમણે ઉપરનો દુહો રચ્યો:

રહીમ કહે છે કે, હું તો હવે ઘરે ઘરે ફરીને રોટી માગી ખાઉ છું. હે મિત્રો! મારી સાથેની મિત્રતા છોડી દો! કારણ હું તમારી યાચનાને પૂરી કરી શકું એમ નથી. મારી સ્થિતિ પહેલાં જેવી હવે રહી નથી!

કદલી, સીપ, ભૂજંગ મુખ, સ્વાતિ એક ગુણ તીન;
જૈસી સંગતિ બૈઠિયે, તો સોઈ ફુલ દીન.

રહીમ કહે છે કે હે મનુષ્ય! જેવી સોબતમાં બેસો એવી અસર ઉપજે છે. સ્વાતિ નક્ષત્રમાં વરસેલી વર્ષાની બૂંદ કેળ, છીપ અને ભૂજંગના મોં પર વરસવાથી જુદા જુદા સ્વરૂપો ધારણ કરે છે. કેળ પર પડવાથી કપુર બની જાય છે છીપ પર પડવાથી મોતી બની જાય છે અને સર્પના મુખ ઉપર પડવાથી વિષ ધારણ કરે છે. એટલે જેવી જેની સોબત એવા એના ગુણ.

કોહ રહીમ સંપતિ સગે, બનત બહુત બહુ રીત;
વિપતિ-કસૌટી જે કસે, સોહી સાચે મીત.

રહીમ કહે છે કે સમૃદ્ધિને સમયે માનવીને અનેક મિત્રો બની જાય છે, અને ઘણા લોકો એમની સાથે અનેક પ્રકારના સંબંધો રાખે છે. પરંતુ સાચો મિત્ર તો એ છે કે જે વિપત્તિમાં ખરેખર પડખે ઊભો રહે, અર્થાત સાચી મિત્રતાની કસોટી વિપત્તિ કાળમાં જ થાય છે!

કહુ રહીમ કૈસે નિભૈ, બૈર કૈર કૌ સંગ;
વે ડોલત રસ આપને, ઉનકે ફાટત અંગ.

રહીમ કહે છે કે કેળ અને બોરડી સાથે કેવી રીતે રહી શકે? જ્યારે બોરડીની કાંટાળી ડાળીઓ હલવા લાગે છે ત્યારે કેળના પાન ફાટી જાય છે. એવી રીતે વિરોધી સ્વભાવના મનુષ્યો હળી મળીને રહી શકતા નથી! દુષ્ટ માનવીની સંગતિથી સજ્જનને હંમેશા કષ્ટ ઊઠાવવું પડે છે.

કાજ પરૈ કછુ ઔર હૈ, કાજ સરૈ કછુ ઔર;
રહીમન ભૈવરી કે ભયે, નદી સિરાવત મૌર.

રહીમ કહે છે કે આ સંસારમાં પોતાનો મતલબ (સ્વાર્થ) પૂરો થઈ જાય એટલે સંબંધ પૂરો થઈ જાય છે. કામ પડે ત્યારે કોઈને પણ સન્માન કરે છે પરંતુ કામ પૂરું થઈ જાય ત્યારે કોણ તું અને કોણ હું એવો વહેવાર બની જાય છે. જેમકે વિવાહ સમયે મોડિયો (મોર)ને માથા ઉપર ધારણ કરે છે, પરંતુ વિવાહ પુરા થઇ જાય એટલે એને નદીમાં ફેંકી દઈએ છીએ!

કૌન બડાઇ જલધિ મિલિ, ગંગ નામે ભો ધીમ,
કેહિ કી પ્રભુતા નહીં ઘટી, પર ઘર ગયે રહીમ.

રહીમ કહે છે કે ગંગાજીને સમુદ્રમાં જઈને–મળીને કોઈ મહાનતા મળી નથી. ઉલ્ટાનું સમુદ્રમાં મળીને પોતાની મહત્તા પણ ખોઈ નાખી! એવી રીતે કોઈને ઘરે જવાથી કોઈ પ્રકારે મહત્તા ઘટતી નથી, અર્થાત ઓછી થતી નથી.

ખીરા સિર તેં કાટીએ મલિયત નમક બનાય;
રહીમન કરૂએ મુખન કો, અહિયત ઇહૈ સજાય.

કાકડીનો આગલો ભાગ કાપીને કડવાશ કાઢવા એને મીઠું લગાડી ઘસવો પડે છે કારણ એમ કરવાથી એની કડવાશ દૂર થઇ જાય છે. રહીમ કહે છે કે જેમનું મુખ કડવું છે–વાણી કડવી એવાઓને માટે આ દંડ બરાબર ઉચિત જ છે.

ખૈર, ખૂન, ખાંસી, ખૂંસી, બૈર પ્રીત મદપાન,
રહીમન દાબે ના દબૈ, જાનત સકલ જહાન.

રહીમ કહે છે કે કુશળ–ક્ષેમ, હત્યા, ખાંસી, પ્રસન્નતા, શત્રુતા, પ્રેમ અને શરાબ પીવું–એ છૂપાવે છૂપાતા નથી, એ વાત સારૂંયે જગત જાણે છે.

છમા બડન કો ચાહીએ, છોટન કે ઉતપાત,
કા રહીમ હરિકો ઘટયો જો ભૃગુ મારી લાત.

નાના માણસોના ઉપદ્રવી સ્વભાવની સામે મોટા મનુષ્યોએ ક્ષમાશીલ થવું જોઈએ. કારણ ભૃગુ ઋષિએ ભગવાન વિષ્ણુની છાતીએ લાત મારી તો એમાં ભગવાનનું શું ગયું?

છોટન સો સોહેં બડે, કહિ રહીમ યહ રેખ,
સહસન કો હય બાંધિ પત, લે દમરી કી મેખ

રહીમ કહે છે કે, નાનાથી મોટા શોભાયમાન દીસે છે, એ વાત પાકી છે. જેમકે હજારો રૂ. ના ખરીદેલ ઘોડાને દમડીની ખૂંટી (ખીલા) પર બાંધવો પડે છે.

જિ હિ અંચલ દીપક દુર્યો, હન્યો સો તાહી ગાત;
રહિમ અસમય કે પરે, મિત્ર શત્રુ હૈ જાત.

રહીમ કહે છે કે જે વસ્ત્રની ઓથે દીવો હવાથી બચીને એક સ્થાનથી બીજા સ્થાન પર લઈ જઈ શકાય છે, તે જ વસ્ત્ર બુરા સમયમાં દીવાને બૂઝાવી દે છે એટલે કે બુરા–નબળા સમયમાં મિત્ર પણ શત્રુ બની જાય છે.

જૈસી પરૈ સો સહિ રહૈ, કહિ રહીમ યહ દેહ;
ધરતી હી પર પરત હૈ, સીત, ઘામ ઔર મેહ.

રહીમ કહે છે કે આ શરીરને જે સ્થિતિનો સામનો કરવો પડે એ સ્થિતિમાં સામનો કરવો. ઠંડી, ગરમી અને વર્ષા એ બધા આ પૃથ્વી પર જ પડે છે.

જો રહીમ ઉત્તમ પ્રકૃતિ, કા કરિ સકત કુસંગ;
ચંદન વિષ વ્યાપત નહીં લપટે રહત ભુજંગ.

રહીમ કહે છે કે જે વ્યક્તિ ઉત્તમ સ્વભાવ-વાળા હોય છે, એનું બુરા સ્વભાવવાળા પણ કાંઈ બગાડી શકતા નથી. જેમકે ચંદનના વૃક્ષ પર

વીંટળાયેલો ઝેરી સર્પ ચંદન વૃક્ષ ઉપર કાંઈ પ્રભાવ પાડી શકતો નથી.

જો રહીમ ઓછો બઢૈ, તો અતિ હી ઇતરાય;
પ્યાદે સો ફરજી ભયો, ટેઢો ટેઢો જાય.

રહીમ કહે છે કોઈ તુચ્છ માનવી ધનસંપત્તિ કમાઈને ઘમંડી બની જાય છે. જેમકે શતરંજની ચાલમાં પ્યાદા સીધી ચાલ ચાલે છે, પરંતુ જ્યારે એ વઝીર બની જાય છે ત્યારે એની ચાલ ટેડી બની જાય છે!

જો રહીમ ગતિ દીપ કી. કુલ કપૂત – ગતિ સોય;
બારે ઉજિયારો લગે, બઢે અંધેરો હોય.

રહીમ કહે છે કે દીવો અને કપુત્રની દશા એક સરખી હોય છે. દીવો બળીને અજવાળું આપે છે અને કુપુત્ર બચપણમાં ઘરનું અજવાળું (પ્રકાશ) ગણાય છે. એટલે કે બચપણનો કુપુત્ર ચંચળ વાતો કરીને માતા-પિતને રાજી કરે છે, પરંતુ દીવો ઓલવાઈ જવાથી ઘરમાં અંધકાર છવાઈ જાય છે તેમ કુપુત્ર મોટા થઈને એના કુલક્ષણ બતાવીને સારાય કુટુંબનો નાશ કરી અંધકાર (અવદશા) કરી દે છે.

જ્યોં નાચત કઠપુતરી, કરમ નચાવત ગાત;
અપને હાથ રહીમ જ્યોં, નહિં આપુને હાથ.

રહીમ કહે છે કે જેમ કઠપૂતળીના ખેલ બતાવનાર પૂતળીઓને નચાવી નચાવીને પ્રેક્ષકોને રાજી કરે છે તેમ કર્મ પણ મનુષ્યને નચાવ્યા કરે છે એટલું જ નહિ પરંતુ આપણા હાથ આપણા છતાં એ આપણા નથી અને કર્મને આધિન બનીને એના કરાવ્યા પર કામ કરવું પડે છે.

ટૂટે સુજન મનાઇએ, જો ટૂટે સૌ બાર,
રહીમન ફિર ફિર પોઇએ, ટૂટે મુકતા હાર.

મોતીની માળામાં મોતી તૂટી જવાથી વારંવાર પરોવવી પડે છે અને ગૂંથવી પડે છે, એ મુજબ રહીમ કહે છે કે, પ્રેમીઓ રૂઠે, નારાજ બની જાય તો પણ એને સો વાર મનાવવા જોઇએ.

તબહીં લૌ જીઓ ભલો, દીઓ હોય ન ધીમ;
જગ મેં રહિબો કુચિત ગતિ,ઉચિત ન હોય રહીમ.

આ જગતમાં હું દાન દેવાનું ચાલુ રાખું ત્યાં સુધી જીવવાની મારી ઇચ્છા છે. રહીમ કહે છે કે આ જગતમાં દાન દીધા વિના મને જીવવાનું ગમતું નથી, અર્થાત જીવતર દાન વિના નકામું લાગે છે.

તરૂવર ફલ નહિ ખાત હૈ, સરવર પિયહિં ન પાન;
કહિ રહીમ પર કાજહિત, સંપતિ સંચહિ સુજાન.

વૃક્ષ પોતાનું ફળ ખાતું નથી અને તળાવ પોતાનું પાણી પીતું નથી. રહીમ કહે છે કે, સજ્જન માનવી પરોપકારને માટે પોતાની સંપતિ ખર્ચે છે.

દીન સબન કો લખત હૈ, દીનહિં લખે ન કોય;
જો રહીમ દીનહિં લખૈ, દીનબંધુ સમ હોય.

ગરીબ માનવી સર્વની તરફ નજર નાખે છે પરંતુ ગરીબની સામું કોઈ જોતું નથી. રહિમ કહે છે કે જે માનવી ગરીબની સામું જુએ છે એ ભગવાનની સામું જોયા બરાબર છે.

નિજ કર ક્રિયા રહીમ કહિ, સિધિ ભાવિ કે હાથ;
પાંસે અપને હાથમેં, દાંવ ન અપને હાથ.

રહીમ કહે છે કે કર્મ કરવું એ મનુષ્યના હાથની વાત છે. એ પૂરી શક્તિથી કાર્યની સફળતા માટે પુરૂષાર્થ કરે છે, પરંતુ ફળની પ્રાપ્તિ એમના હાથમાં નથી. ફળની પ્રાપ્તિ તો ભાવિના ગર્ભમાં છે. જેમ ચોપાટની રમતમાં પાસાં નાખવા આપણા હાથમાં છે, પરંતુ હારજીત આપણા હાથમાં નથી.

પાત પાત કો સીંચિબો, બરી બરી કો લોન;
રહીમન એસી બુધ્ધિ તે, કાજ સરૈગો કોન.

રહીમ કહે છે કે પાંદડા પર કેવળ પાણી નાખવાથી કાંઈ વળવાનું નથી તેવી રીતે વડી પર મીઠું ભભરાવવાથી કામ સફળ થતું નથી. (વડી અડદની દાળમાંથી બનાવેલી વડી બુધ્ધિથી જ જે કાંઈ કરવાનું હોય એ કરવાનું રહે છે.

પાવસ દેખી રહીમ મન, કોઈલિ સાધે મૌન;
અબ દાદુર વકતા ભયે, હમ કો પૂછત કૌન.

રહીમ કહે છે કે વર્ષાઋતુમાં કોયલ મૌન ધારણ કરીને બોલતી નથી, કારણ એમણે જોયું કે આ વર્ષાઋતુમાં દેડકા ડ્રાઉં ડ્રાઉં કરે છે, ત્યાં મારો અવાજ કોણ સાંભળવાનું હતું ! એવી રીતે ડાહ્યા માણસો મૂર્ખાઓની વાતો સાંભળીને શાંત થઈ જાય છે.

બડે બડાઈ ન કરે, બડો ન બોલે બોલ;
રહીમન હીરા કબ કહે, લાખ ટકા મેરો મોલ.

રહીમ કહે છે કે મોટા માણસ પોતાની મોટાઈ પોતાના મોંથી કહેતા નથી અને ચડતી પડતીની વાત કરતા નથી. એમનું કાર્ય જ એનું ગૌરવ પ્રગટ કરે છે. જેમકે 'હીરા મુખસે ના કહે લાખ હમારા મોલ' એમની કિંમત તો ઝવેરી જ કરી શકે છે.

બિગડી બાત બને નહીં, લાખ કરૈ કિન કોય;
રહીમન ફાટે દૂધ કો, મથે ન માખન હોય.

બગડેલી વાત સુધારવા માટે કોઈ લાખવાર ચતુરાઈ વાપરે તો પણ એ સુધરતી નથી. રહીમ કહે છે કે, ફાટી ગયેલા દુધને–બગડી ગયેલા દુધને વલોવવાથી કાંઈ માખણ બનતું નથી.

માન સહિત વિષ ખાય કે, સભુ ભયે જગદીશ,
બિના માન અમૃત પીએ, રાહુ કટાયો સીસ.

રહીમ કહે છે કે મનનું ખૂબ મહત્ત્વ છે. જ્યારે દેવ અને દૈત્યનું સમુદ્રમંથન થયું ત્યારે એમાંથી વિષ નીકળ્યું અને પૃથ્વી જલવા લાગી. એથી ભગવાન શંકર એ ઝેરને ગટગટાવી ગયા અને એથી જ ભગવાન શંકર વિષધર કહેવાયા. એથી ઉલટુ સમુદ્રમંથનમાંથી અમૃત નીકળ્યું ત્યારે દૈત્ય રાહુ દેવતાનું રૂપ ધારણ કરીને ધોખો દઈને લઈ ગયા. ભગવાન વિષ્ણુને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે એમણે સુદર્શન ચક્રથી રાહુનું ધડ ઊડાવી દીધું. એટલે (માન) આદર સાથે ઝેર પીવું સારૂ, પરંતુ આદર વિના અમૃતપાન પીવું એ બુરૂં છે.

માંગે ઘટત રહીમ પદ, કિનો કરો બઢિ કામ;
તીન પૈંડ વસુધા કરી, તઉ બાબને નામ.

રહીમ કહે છે કે માગવાથી સૌ કોઈની મહત્તા ઘટી જાય છે. ભલે માગવાવાળા ઘણા મોટા હોય ! ભગવાન વિષ્ણુએ રાજન બલિને ત્યાં પર આંગળનું શરીર ધારણ કરીને માગ ત્રણ પગલામાં સારીયે પૃથ્વીને માપી લીધી હતી !

યોં રહીમ સુખ હોત હૈ, ઉપકારી કે અંગ;
બાંટન બારે કો લગે, જ્યોં મેંહદી કો રંગ.

રહીમ કહે છે કે, ભલાઈ કરવાવાળા માનવી શરીરના એવા સુખી હોય છે કે મેંદી લગાડનારના હાથ પર પણ મેંદીનો રંગ લાગી જાય છે !

રહીમન અપને પેટ સોં, બહુત કહ્યો સમુઝાય;
જો તૂ અનખાએ રહે, તોસોં કો અન ખાય.

રહીમ કહે છે કે, આ મારા પેટને અનેકવાર સમજાવીને કહ્યું છે કે તું જમ્યા વિના રહી શકે તો, તારા ઉપર કોઈ પણ ક્રોધ કરે એમ નથી.

રહીમન અપને ગોત કોહી, સર્વ ચહત ઉત્સાહ,
મૃગ ઉછરત આકાસ કો, ભૂમી ખનત બરાઈ;

રહીમ કહે છે કે આ જગતમાં દરેક જાતિના પોતાનો મહત્તાનું ઉત્સાહથી અનુકરણ કરવાનું પસંદ કરે છે અને એથી મૃગ ચંદ્રમાના રથમાં જોડાયેલ મૃગોને જોઈને આકાશ તરફ ઉછળે છે. ભગવાને વરાહનો અવતાર લઈને દૈત્ય હિરણ્યાકશ્યપને મારી પૃથ્વીની રક્ષા કરી છે એથી ભૂંડ પૃથ્વીને ખોદીને એની શોધ કરી રહેલ છે.

રહીમન ઓછે નરન સોં, બૈર ભલી ના પ્રીત;
કાટે ચાટે સ્વાન કે, દોઉ ભ્રાંતિ વિપરીત.

રહીમ કહે છે કે હલકા મનુષ્યો સાથે પ્રીતિ કરવાનું કે દુશ્મનાવટ રાખવાનું બંને છોડી દેવું જોઈએ. કારણ કુતરાનું ચાટવું અને કરડવું બંને હાનિકારક છે. (કુતરો કરડે એમ ઉપાધિ અને ચાટે તો લાળ અડવાની ઉપાધિ)

રહીમન અંસુવા નયન ઢરિ, જિય દુખ પ્રગટ કરે ઇ;
જાહિ નિકારો ગેહ તે, કસ ન ભેદ કહિ દે ઇ.

રહીમ કહે છે કે આંખોના અશ્રુ હૃદયનું દુઃખ પ્રગટ કરે છે. અર્થાત્ આંસુઓને આંખોથી ટપકતા જોઈને સૌ કોઈ જાણે છે કે એ માનવી દુઃખીદુઃખી છે.

રહીમન કઠિન ચિતાન તે, ચિંતા કો ચિત્ત ચેત;
ચિત્તા દહતિ નિર્જીવ કો, ચિંતા જીવ સમેત.

રહીમ કહે છે કે ચિંતા એ ચિતા કરતા પણ વધુ અકારી છે (ચિંતા ચિતા સમાન). ચિતામાં તો મરેલા માનવી જલી ઊઠે છે, પણ ચિંતા તો એથીય આગળ છે કે જે જીવતા માનવીને જલાવે છે!

રહીમન ચાક કુમ્હાર કો, માંગે દિયા ન દેઇ;
છેદ મેં ડંડા ડારિ કં, ચહૈ નાંદ લૈ લેઇ.

રહીમ કહે છે કે, માગવાથી કુંભારનો ચાકડો એક નાનું એવું કોડિયુ પણ દઈ શકતો નથી, પરંતુ એ ચાકડાના કાણામાં (ધરીમાં) ખીલડો નાખી ઘૂમાવવાથી મોટી નાંદ (ગોળો) પણ ઉતારી શકાય છે. અર્થાત્ ગમે તેટલા પ્રયત્નો કરવા છતાં દુષ્ટ માનવીઓ ડંડા વિના સીધા ચાલતા નથી.

રીહમન ચુપ હૈ બૈઠિયે, દેખ દિનન કો ફેર;
જબ નીકે દિન આઇ હૈ, બનત ન લગિહૈ દેર.

રહીમ કહે છે કે સજ્જન પુરુષે સમય પારખીને શાંત બેસી રહેવું જોઈએ, પરંતુ જ્યારે સારો અનુકૂળ સમય આવે ત્યારે તક ઊભી થાય ત્યારે પુનઃ કામે લાગી જવું રહ્યું.

રહિમન દેખી બડેન કો, લઘુ ન દીજિયે ડારિ;
જહાં કામ આવે સૂઇ, કહા કરૈ તરવારિ.

રહીમ કહે છે કે મોટી વસ્તુઓને જોઈને નાની વસ્તુનો ત્યાગ ન કરવો જોઈએ (અર્થાત્ બંગલા જોઈને ઝૂંપડાં ન પાડી દેવાય!) કારણ જ્યાં નાની સોયનું કામ પડે છે ત્યાં તલવાર કામ આવતી નથી.

રહીમન નિજ મનકી બિથા, મન હી રાખો ગોય;
સૂનિ ઇઠિલૈ હૈ લોગ સબ બાંટિ ન લૈહૈ કોય.

રહીમ કહે છે કે આપણે આપણા હૃદયની વેદના હૃદયમાં સંઘરીને રાખવી, જો એ વેદના-દુઃખ કોઈને સંભળાવશું તો ઉલ્ટાની હાંસી ઉડાવશે. એ સંભળાવવાથી દુઃખ ઓછું થતું નથી, કોઈ દુઃખ લઈ લેતું નથી.

રહીમન નિજ સંપતિ બિના,
કોઉ ન વિપરીત સહાય;
બિનુ પાની જયોં જલજ કો,
નહિં રવિ શકૈ બચાય.

રહીમ કહે છે કે, જો આપની પાસે ધન નહિ હોય તો મુશીબતના સમયમાં કોઈ પડખે ચડતું નથી. જળ વિના કમળને સૂર્ય પણ જીવીત રાખી શકતો નથી.

રહીમન પર-ઉપકાર કે, કરત ન યારી બીચ;
માંસ દિયો શિવિ ભૂપ ને, દીન્હોં હાડ દધીચ.

રહીમ કહે છે કે પરોપકાર કરતે સમયે પૂરેપૂરો ત્યાજ ઉદારતા બતાવવી જોઈએ. પરોપકારને કારણે તો રાજા શિવિએ (એક હોલા ખાતર) પોતાનું માંસ (બાજ પક્ષીને) પણ કાપી આવ્યું. દેવતાઓએ માગ્યા મુજબ દધિચિ ઋષિએ પોતાના શરીરનો મોહ છોડીને હાડકાં પણ અર્પણ કર્યા હતા.

રહીમન પાની રાખિયે, બિનુ પાની સબ સૂન;
પાની ગએ ન ઉબરે, મોતિ માનુષ ચૂન.

રહીમ કહે છે કે માનવીએ સ્વામાનથી જીવવું જોઈએ, સ્વમાન વિના જીવવાનું નિરર્થક છે અર્થાત્ સ્વમાન વિના જીવવાનું અર્થહિન છે. કહ્યું છે ને કે, પાણી (ચમક) ઉતરી જવાથી મોતીનું મૂલ્ય રહેતું નથી. પાણી (પ્રતિષ્ઠા) વિના માનવીનું કોઈ મહત્ત્વ અંકાતું નથી. પાણી (જળ) વિના આટા (ચુના) પણ નિરર્થક બની જાય છે.

રહીમન પ્રીતિ સરાહિયે, મિલે હોત રંગ દૂન,
જયોં જરદી હરદી તજૈ, તજૈ સફેદી ચૂન.

રહીમ કહે છે કે સાચો પ્રેમ તો એ છે કે પ્રેમીઓ પરસ્પર મળવાથી વધુ નજીક આવતા રહે, જેમ કે હળદર ચૂનાની સાથે મળી જવાથી હળદર પોતાનો રંગ છોડી દે છે અને ચૂનો પણ પોતાનો રંગ છોડી દઈને બંને લાલ રંગ ધારણ કરે છે, તેમ પ્રેમીઓને વધુ અને વધુ ઊંડો પ્રેમ ધારણ કરવો રહ્યો (જરદી = પીળાપણું, હરદી = હળદર, ચૂન=ચૂનો)

**રહીમન માંગ બડેન કી, લઘૂતા હોત અનુપ;**
**બલિ મખ માંગન કો ગયે, ધરિ બાબન કો રૂપ.**

રહીમ કહે છે કે માગવાથી મોટાની મહતા ઘટે છે, કારણ ભગવાન વિષ્ણુએ રાજા બલિ પાસે માંગવા ગયેલ ત્યારે માણસનું રૂપ ધારણ કરીને પોતાની મહત્તા ગુમાવી હતી,

**રહીમન યાચકતા ગહે, બડે છોર હૈ જાત,**
**નારાયન હુ કો ભયો, બાવન આંગુર ગાત,**

રહીમ કહે છે કે માગવાથી મહાનતા ઘટી જાય છે એટલું જ નહિ પણ મોટા માનવી પણ નાનો લાગે છે. ઈશ્વર જ બલિને ત્યાં યાચના કરતી વખતે ભગવાન વિષ્ણુને પણ પર આંગળનું શરીર ધારણ કરવું પડેલું !

**રહીમ યોં સુખ હોત હૈ, બઢત દેખી નિજ ગોત;**
**જયોં બડરી અંખિયા નિરખી, આંખિનકો સુખહોત,**

રહીમ કહે છે કે, આપણી જાતિની ઉન્નતિ થતી જોઈને સ્વજનો આનંદ પામે છે. જેમ કે બડી બડી (સ્વજનોની) આંખોને જોઇને આપણી આંખો આનંદ પામે છે.

**રહીમન રહિલા હી ભલી, જો પરસે ચિત લાય;**
**પરસત મન મૈલા કરે, સો મૈદાજરિ જાય.**
(રહિલા=ચણાની રોટલી)

રહીમ કહે છે કે, પ્રેમપૂર્વક ખાવા આપેલી ચણાના લોટની રોટલી અચ્છી મજાની લાગે છે, પરંતુ અપમાન સાથે આપેલી મેંદાની રોટલી સારી હોવા છતાં સ્વાદ આપતો નથી. અર્થાત આદર સાથે આપેલા ભોજનમાં જેટલો સ્વાદ આવે છે, એટલો સ્વાદ આદર વિનાના ભોજનમાં આવતો નથી. એના કરતા ભૂખ્યા રહેવું વધુ સારું છે.

**રહીમન વિપદાહુ ભલી, જો થોરે દિન હોય;**
**હિત અનહિત યો જગત મેં, જાન પરત સબ કોય.**

રહીમ કહે છે કે થોડા દિવસ માટે જો વિપત્તિ આવતી હોય તો ભલે આવે. વિપત્તિ આપવાથી જ આ જગતમાં કોણ મિત્ર અને કોણ શત્રુ, કોણ હિતેચ્છુ અને કોણ સ્વાર્થી તેની ખબર પડી જાય છે.

**લોહે કી ન લુહાર કી, રહમન, કહી વિચાર;**
**જો હનિ મારે સીસ પૈ, તાહી કો તલવાર.**

રહીમ કહે છે કે તલવાર નથી લોઢાની કે નથી લુહારની. એ તો જે મારે એની છે. અર્થાત્ તલવારથી જે અધિક વીરતા બતાવે છે, એના બાહુની એ બને છે.

**એક સાધે સબ સધૈ, સબ સાધે સબ જાય;**
**રહિમન મૂલહિ સીંચિબો, ફૂલહિ ફુલ સધાય.**

એક ઈશ્વરની સાચી ભકિત કરવાથી બધા દેવતાઓ સિદ્ધ થઈ જાય છે અને મનુષ્યનું હર પ્રકારે કલ્યાણ થાય છે. એથી ઉલ્ટુ બધા દેવોની સાધના કરવાથી કાંઈ વળતું નથી અને પરિશ્રમ નિષ્ફળ જાય છે.

રહીમ કહે છે કે વૃક્ષને પાણી પવાથી વૃક્ષ ફળફળાદિથી લચી પડે છે, પરંતુ ઝાડના થડને પાણી પાવાને બદલે એના પાંદડાને પાણી પાવાથી કાંઇ વળતું નથી અને પરિશ્રમ નિષ્ફળ જાય છે.

o o o o

મિર્ઝાખાં અબ્દુર રહીમ ખાનખાના અકબર બાદશાહના સંરક્ષક ખાનખાના બૈરામખાંના પુત્ર. ૧૭ મી ડીસે. ૧૫૫૬માં એમનો જન્મ ૪ વર્ષની નાની ઉંમરમાં એમણે માતપિતા ગુમાવ્યા. ૧૫૭૧માં રહીમખાં બાદશાહ અકબરની સેવામાં રહેલ અને વિરોધની વચ્ચે બાદશાહ અકબરે એમને બાર રત્નોમાં એક રત્નનું સ્થાન આપેલ.



[અનુ. પૃ. ૧૫૫

# એકલા હાથે અઢારને ભગાડયા

દાદભાઈ જે. વાળા

ઠાકર મંદિરની ઝાલર જોરદાર જુવાનડાના હાથે ઝણઝણી ઊઠી. રાત પડી ગઈ છે એવી ગામ આખામાં જાણ થઈ ગઈ. બે ઘડી સૌએ કામ બંધ કરી દીધાં. સીમમાંથી થાકયા પાકયા આવતા શ્રદ્ધાળુ માણસોએ ચોરાના પગથિયાં ચડતાં ચડતાં માથેથી ફાળિયું ઊતારી ઠાકોરજીને માથું નમાવી પૂજારી પાસેથી ચરણામૃત લીધું. થોડોક થાક ઠાકરમંદિરે મૂકી સૌ ઘર તરફ ઊપડયા

પૂજારીએ માણસો ઓછા થતાં ટોકરી વગાડી ભગવાનને પોઢાડી દીધા. મંદિર બંધ કરી તાળુ માર્યું. પછી તો છૂટા છવાયા બેઠેલાઓ પણ "વાળુ" માથે ઊપડયા.

દરબાર ગીગાવાળા પણ ઊઠયા. પગથિયાં ઊતરતાં ઊતરતાં વિચાર આવ્યો. 'ખેતરે આંટો દેતો આવું.'

ટીંબલા ગામની ઊગમણી દિશામાં ગામથી થોડુંક જ છેટે દરબારનું ખેતર હતું. હમણાં હરણાં હળ્યાં હતાં એટલે તપાસ કરવાનો વિચાર થયો. વળી બે દિવસથી વાંઢિયાર (માલધારી) પોતાના ઘેટાં-બકરાં લઈ સીમમાં પડયા હતા. કદાચ તેઓ ત્યાંથી નીકળે અને રંજાડ કરે.

હવે બન્યું એવું કે આ વાંઢિયારની પાછળ એક ટોળી પડી ગયેલી. રાત્રે વાંઢિયાર જયાં માલ બેસાડે ત્યાં લપાતા છૂપાતા આવી ઘેટાં બકરાં ઉપાડી જાય. અઢાર માણસોની ટોળીનો નાયક એક મકરાણી હતો. જે મસ્તાનના નામથી ઓળખાતો. જેવું નામ તેવું જ તેનું શરીર પણ મસ્તાન હતું. અસલ ગર્યના સીસમમાંથી કંડાર્યો હોય તેવો પડછંદ દેહ. એક એક બગલમાં એક એક ઘેટું નાખી ચાર ગાઉ એક શ્વાસે દોડયો જાય તેટલી તાકાત.

દિવસે આ ટોળીનો એક ચાડિકો માલના ટોળાંને નજરવેગે રાખે. ટોળું કયાં રાતે પડાવ નાખવાનું છે તેની માહિતી મેળવી લ્યે. ટીંબલાની સીમમાં આવેલા આ માલધારીઓના એક ગોવાળના ધ્યાનમાં આ ચાડીકો આવી ગયો. તેણે સૌને વાત કરી કે એક આદમી આપણાં ટોળાંની પાછળ પાછળ ફરે છે. એટલે માલધારીઓએ ટીંબલાની સીમમાં પડાવ નાખવાને બદલે અંધારું થતાં તો તરવડા તરફ આગળ નીકળી ગયા.

ચાડીકાના કહ્યા પ્રમાણે આ અઢારેયની ટોળી ટીંબલાની સીમમાં ઘેટાં ચોરવા આવી પણ માલધારીઓને ભાળ્યા નહીં એટલે નિરાશ થઈ પાછા વળ્યા. પાછા ફરતી વખતે દરબાર ગીગાવાળાના ખેતરમાં થઈને નીકળ્યા. સુખી ઘરની વહુવારુ જેમ ઘરેણાંથી ભાંગી પડતી હોય તેમ કપાસથી ભાંગી પડતા વણના છોડવાઓ ભાળ્યા. સૌની દાઢ ડળકી.

"સકન કરતા જાહું ?" મસ્તાને તેના સાથીઓને પૂછયું.

"મંડીએ વીણવા" સૌએ જવાબ આપ્યો. અને અઢારેય જણ મંડયા કપાસ વીણવા.

દરબાર ગીગાવાળાએ અંધારામાં છેટેથી સૌને ભાળ્યા. વિચાર્યું "માળું...હરણાંનું ટોળું પૂગી ગયું લાગે છે."

ખેતરમાં આજુબાજુથી વીણી જૂના ભોથાંનો ઢગલો કર્યો. તેમાં દીવાસળી ચાંપી ભડકો કર્યો. અચાનક અજવાળું થાતાં નફકરા જીવે કપાસ વીણતા અઢારેય જણા ચમકી ગયા. તાપણા પાસે પડછંદ આદમીને ભાળ્યો. ઈશારો થતાં અઢારેય જણા દરબાર ઉપર તૂટી પડયા ગીગાવાળા પણ અચાનક હુમલો થતાં પામી ગયા કે આ કોઈ ખાટસવાદિયા છે.

દરબાર ગીગાવાળા તો ખાલી આંટો ગયેલા એટલે હથિયારમાં એક તલવાર અને દેહબળડો (દેઢ હથનો બડિયો) હતા. પણ હિમ્મત ખૂબ જબરી હતી. આખા ગામમાં હિમ્મતમાં ગીગાવાળા વખણાતા. તલવાર ગાળાચી કરી આગળ દોડતા આવતા એક

ઉપર ઘા કર્યો. એક જ ઘાએ તે ઢગલો થઈ ગયો. ત્યાં તો સત્તર જણાંએ દરબારને ઘેરી લીધા. લાકડીઓના ઘા થવા મંડયા. પણ નાનપણમાં પટ્ટાબાજીની રમત રમેલા તે આજે કામ આવી. બડા ઉપર અને તલવાર ઉપર ઘા ઝીલતા જાય. મસ્તાને ડાંગ ફેરવીને દરબાર ઉપર ઘા કર્યો. પણ બડો આડો ધર્યો. ઘા કાંડામાં પડતા હાથમાંથી બડો ઊડી ગયો. ત્યાં તો મસ્તાને દોટ દીધી અને દરબારને બથમાં લઈ લીધા. બન્ને બથો બથ આવી ગયા, પણ દરબાર ગીગાવાળા તો કુસ્તીના પણ નિષ્ણાત હતા નાનપણમાં તેમનાથી દોઢી ઊંમરના છોકરાને પણ કુસ્તીમાં હરાવી દેતા. નાનપણની લીધેલી આ તાલીમ આજે તેમને વ્યાજ સહિત પાછી મળી. મસ્તાનને બથમાં લઈ મંડયા ફેરવવા. વળી બીજા લાકડાનો ઘા દરબાર ઉપર કરે એટલે ફેરવીને મસ્તાનને આડો ધરે. 'ફડાક' કરતો લાકડીનો ઘા મસ્તાનના વાંહામાં પડે. મસ્તાન તો દરબારની ઢાલ બની ગયો. એમાં એક લાકડી દરબારના હાથ ઉપર પડી. હાથમાંથી તલવાર ઊડી પડી એક જણ તલવાર લેવા કૂદયો. દરબારની નજર તેના તરફ ગઈ. જોર કરી મસ્તાનને તાળી લીધો અને એવો તો ઘા કર્યો કે પેલો વાંકો વાંકો તલવાર લે છે તેના ઉપર મસ્તાન ઝીંકાયો. એક તો વજ્જર જેવો મસ્તાનનો દેહ અને પાછો દરબાર ગીગાવાળાના હાથે ઝીંકાયો. તલવાર લેવાને બદલે પેલાનું મોઢું અર્ધું ધૂળમાં ખૂતી ગયું. આંખો અને મોઢાંમાં ધૂળ ગરી ગઈ. દરબારને છૂટા થતા ભાળી બીજા ભાગ્યા. ગીગાવાળા તેની પાછળ દોડયા.

મસ્તાન અને પેલો કોળી ઊભા થયા. મસ્તાનને એક બે તલવારના ઘા વાવ્યા હતા. અને મોઢા ઉપર ચરકા થયા હતા. ભાગવાની તૈયારી કરે છે ત્યાં એક જણાને પડેલો ભાળ્યો. તેને ઓળખ્યો.

"આ તો આપણો જણ" મસ્તાને સાથીદારને કહ્યું. "પડયો રહેવા દઈશું તો સવારે ઓળખાઈ જશે" સાથીદારે શંકા દર્શાવી. "ઉપાડતા જાઈ" મસ્તાને કહ્યું.

બન્ને જણાએ ત્યાં પડેલા ડઝનેક ફાળિયામાંથી એક લઈ ઝોળી બનાવી. તેમાં પેલા ઘાયલ સાથીદારને નાખ્યો અને સરંભડા તરફ ઊપડી ગયા. દરબાર ગીગાવાળા પાછા ફર્યા તો મસ્તાન પણ પલાયન થઈ ગયેલો. "બલા ટળી" કહી દરબાર ઘર તરફ વળ્યા. તલવાર ખેતરે પડી રહી.

ઘેર વાળુ ટાણું થતાં સૌએ રાહ જોઈ. પણ થયું કે ગીગાભાઈ વાતુંના શોખીન છે. કયાંક બે-પાંચ ડાયરો ભેગા થઈ વાતો કરતા હશે. એટલે તેમના નાનાભાઈ કાથડભાઈ બોલાવવા બહાર નીકળ્યા. નાકા પાસે આવ્યા ત્યાં ગીગાભાઈના ખાસ ભાઈબંધ સેલારભાઈ બેઠા હતા તેમને પૂછ્યું.

"ગીગાભાઈને જોયા ?"

'આરતી ટાણે ઠાકર મંદિરે હતા.' સેલારભાઈએ કહ્યું.

ત્યાં તો સામેથી ગીગાભાઈને આવતા સૌએ ભાળ્યા. નજીક આવ્યા ત્યાં કપડાં થોડાં ફાટેલાં, લોહીના ડાઘ અને મોઢા ઉપર થાકના ચિન્હો સૌએ ભાળ્યા.

"ગીગાભાઈ કયાં હતા અટાણુ લગી, કયાંય ધીંગાણું કર્યું ?" સેલારભાઈએ પૂછ્યું

દરબાર ગીગાવાળાએ બધી વાત કરી. સેલારભાઈએ ઠેકડી કરતાં કહ્યું.

"નીંદર આવી ગઈ હશે ગીગાભાઈ ! અને કો'ક ઠેકડી કરવા તલવાર લઈ લીધી હશે."

"મારી વાત ઉપર વિશ્વાસ નો આવતો હોય તો ખેતરે આંટો જઈ સૌ ખાતરી કરી આવો." ગીગાભાઈએ રોષમાં કહ્યું. અને ઘેર જતા રહ્યા.

બેઠેલા બે પાંચ જણા ખેતરે ગયા. તો ત્યાં ત્રણ-ચાર જોડી પગરખાં અને ૮ થી ૧૦ ફાળિયાં પડયાં હતાં. વળી સરભંડાની દિશામાં લોહીનાં ટીપાની હાર દેખાણી. સૌને ખાત્રી થઈ કે ખરેખર ગીગાભાઈએ અઢારને ભગાડયા.

*

# મધુસંપર્ક : ભૈરવસિંહ સોલંકી અંગે વિશેષ : માળિયાનો પાળિયો

મહાશય,

'ઊર્મિ-નવરચનાના' માર્ચ ૧૯૮૦ના અંકમાં "સૌરાષ્ટ્રના ઇતિહાસનું એક ભૂલાઈ જતું પ્રકરણ" નામે શ્રી ગુલાબગિરિ જેઠીગીરીએ, ભૈરવસિંહ સોલંકીની વાત લખી છે. આ વિષયમાં થોડી વિશેષ હકીકત આપવાનું ઉચિત જણાય છે.

ઇ. સ. ૧૭૨૮માં દીલ્હીથી ગુલાબ ખોસુદીન, જૂનાગઢના ફોજદાર પદે નીમાઇ આવ્યો. તેણે મીર ઈસ્માઈલને પોતાનો નાયબ નીમ્યો. ઈ.સ. ૧૭૩૬માં દીલ્હીથી મીર ફકરૂદીન જૂનાગઢના ફોજદાર તરીકે નીમાઈ આવ્યો. મીર ઈસ્માઇલને આ જગ્યા ઉપરથી જવું ન હતું તેથી તે તેના સેનાપતિ ભવાનીદાસ વૈષ્ણવ સાથે સામો ગયો અને અમરેલીના મેદાનમાં યુદ્ધ કરી તેને પાછો કાઢયો. ઈ. સ. ૧૭૩૭ માં સોહરાબખાન નામના સુબાએ મીર ઇસ્માઈલને દૂર કર્યો અને જૂનાગઢ સ્વાધીન કર્યું. તેણે સાદીક અલીને નાયબ પદે નીમ્યો, તે દરમ્યાન રતનસિંહ ભંડારી અને સફદરખાન બાબીએ સોહરાબખાનનો વિરોધ કરી તેની સામે યુદ્ધ ખેલ્યું. તેમાં સોહરાબખાન મરાઈ ગયો અને રતનસિંહ પક્ષે અનુપસિંહ સોલંકી નામનો એક સરદાર વીરગતિને પામ્યો. તેના માથા બદલ તેના પુત્ર ભૈરવસિંહને ઉપલેટાની જાગીર આપવામાં આવી. જૂનાગઢમાં તે પછી અંધાધૂધી વ્યાપી અને અરાજકતા થઇ ગઈ ત્યારે દેશાઇઓ અને અગ્રગણ્ય નાગરિકોએ દલપતરામ નામના નાગરને મોકલી એક વાર જૂનાગઢના નાયબ ફોજદાર પદે રહી ગયેલા શેરખાન ઉર્ફે બહાદરખાન બાબીને વાડાસીનોરથી બોલાવી જૂનાગઢનો "સુબો" (જીલ્લો) સોંપી આપ્યો અને તેણે ત્યાં સત્તા પ્રાપ્ત કરી અનેક આવરણો પાર કરી ભા કુંભાજી તથા તેના પિતા હાલાજીની મદદથી જૂનાગઢમાં ઈ.સ. ૧૭૪૭ લગભગ સ્વતંત્ર થઈ શાસન શરૂ કર્યું.

બહાદરખાન ઇ. સ. ૧૭૫૮માં ગુજરી ગયા. અને તેના પુત્ર મહોબતખાન તેની ગાદીએ બેઠા. નવાબ મહાબતખાનના અવિચારી વહીવટ અને લખલૂટ ખર્ચના કારણે મોટું કરજ થઇ ગયું અને આરબ સૈનિકોના પગાર તે ચૂકવી શકયા નહિ એટલે આરબોના જમાદાર બાસલખાને નવાબ ઉપર દબાણ કરતાં તેણે ઉપલેટા માંડી આપી ભા કુંભાજી પાસેથી ૪૫૦૦૦ કોરી લઈ આરબોને સંતોષ્યા. આ સમયે ઉપલેટા નવાબનું હતું, પણ ભૈરવસિંહ સોલંકી ત્યાંના જાગીરદાર હતા અને તે સમયમાં પદ્ધતિ હતી તેમ તેણે નોકરી આપવી પડતી તેથી ત્યાંનું થાણું પણ સંભાળતા. નવાબે ઉપલેટા ભા કુંભ જીને માંડી તો આપ્યું, પણ તેની વૃત્તિ તે આપવાની ન હતી તેથી તેણે ભૈરવસિંહને વિશ્વાસમાં લઈ ઉપલેટાનો કબજો ભા કુંભાજીને ન સોંપવા કહ્યું. જ્યારે ગોંડલના માણસો ઉપલેટાનો કબજો લેવા ગયા ત્યારે ભૈરવસિંહે કહ્યું કે "જેના હાથમાં તલવાર તેના હાથમાં ઉપલેટા" આ ઉત્તર સાંભળી ભા કુંભાજીએ સૈન્ય મોકલી ઉપલેટા ઘેર્યું. ઘેરો બે માસ ચાલ્યો ત્યાં જમાદાર બાસલમાને, નવાબ પાસે ૩ લાખ કોરીનો તકાદો કર્યો. નવાબ પાસે પૈસા હતા નહિ તેથી તેનાં ફઇ બીબી સુલતાનાએ જમાદારને કહ્યું કે જો મારા પુત્ર મુઝફ્ફરખાનને જૂનાગઢની ગાદીએ બેસાડો તો તમારું કરજ ભરી દઉં. આરબ જમાદાર બાસલખાને તે ઉપરથી નવાબ મહોબતખાનને અટકમાં લીધા. આ તકનો લાભ લઇ પોતાના પુત્ર ગાઝી અલદાનખાનને જૂનાગઢની ગાદીએ બેસાડી દેવાની ખાનગી ઇચ્છા પણ ઉપરથી મહાબતખાનને છોડાવવાનું બહાનું કાઢી રાધનપુરના નવાબ કમાલદીનખાને જૂનાગઢ મુકામે કર્યું અને જમાદાર બાસલખાનને નવાબને તથા જૂનાગઢને સોપી દેવા અને બદલામાં ત્રણ લાખ કોરી સ્વીકારી લેવા સંદેશો મોકલ્યો. આ સમાચાર ભાકુંભાજીને મળતાં તેણે ઉપલેટાનો ઘેરો ઉઠાવી ધોરાજી છાવણી નાખી અને સામત મેહ તથા ઠેબા સંધી સાથે આરબોને ૪૫ હજાર કોરી મોકલી અને દર માસે એટલી રકમ મોકલશે એવું વચન આપી મહાબતખાનને મુકત કરવા કહ્યું. આ સમાચાર મળતાં કમાલદીનખાન છાવણી ઉપાડી ચાલ્યા ગયા. ભા કુંભાજી જૂનાગઢ આવ્યા પણ આટલી એક સાથે ૩ લાખ કોરી મળે તો જ નવાબને છુટા કરવા

આગ્રહી હતા. ભા કુંભાજીએ નવાબને ખાનગી સૂચના આપતાં જેતપુર મુકામે તેણે જમાદાર બાસલખાન માટે થોડી કસરત માટે ઘોડેસવારી કરવા રજા માગી. આરબોએ રજા આપતાં મહાબતખાન ઘોડે ચડી જેતપુરના કિલ્લામાં દાખલ થઈ ગયા અને દરવાજા બંધ કરાવી દીધા. ભા કુંભાજીએ તે પછી આરબો સાથે એકલાખ પાંત્રીસ હજાર કોરીમાં સમાધાન કર્યું. આ રકમ તેને મળી ગઈ હતી એટલે પહોંચ લખી આપી આરબો ચાલ્યા ગયા. ભા કુંભાજી જેતપુરથી નવાબને ધોરાજી લઈ આવ્યા. નવાબે તે પ્રસંગે ભા કુંભાજીને ઉપલેટા, ઈસરા, સુરખડા અને જાળીલા આપ્યા ભૈરવસિંહને ઉપલેટા ખાલી કરવા ભા કુંભાજીએ દબાણ કરતાં નવાબે ભૈરવસિંહને, ઉપલેટાની જાગીરના બદલામાં બાલાગામ, બામણાસા, નાવડા, કોયલાણા આપ્યા. ભૈરવસિંહે આ પ્રસંગે પ્રતિકાર કર્યો હશે અને લડતાં વીરગતિને પામ્યા હશે. તેમના મૃત્યુની ઇતિહાસને પાને કોઈ નોંધ નથી. પરંતુ હરિસિંહ અને પ્રતાપસિંહ સોલંકી નવાબનાં સૈન્યમાં તે પછી સરદારો તરીકે રહી લડેલા તેના ઉલ્લેખો છે. તેમના સંબંધો જુનાગઢ સાથે ઘણા સારા હતા એમ જણાય છે.–શંભુપ્રસાદ હ. દેસાઈ

સંદર્ભ – તારીખે સોરઠ હાલાર : દીવાન રણછોડજી : અમરજી ભાષાંતર શ.હ. દેસાઈ પા. ૭૧

જાડેજાનો ઈતિહાસ: જી.કા. શાસ્ત્રી: પા ૧૪૮,૧૪૯

## માળિયાનો પાળિયા – લેખ

બગસરા દ. શ્રી મેરામવાળાની પ્રેરણાથી ભાઈ શ્રી રતુભાઈ રોહડિયાએ 'ઊર્મિ'ના ૬૦૦ મા અંકમાં માળિયા (મિયાણા)નો જે પાળિયા – લેખ પ્રસિદ્ધ કર્યો તે બદલ પ્રેરણાદાતા, લેખક અને પ્રકાશક ત્રણેને ધન્યવાદ. સામાન્ય રીતે આવા લેખો લોકપ્રિય નથી, પરંતુ એ લોકઘડતરમાં ઘણા જ ઉપયોગી છે અને ઈતિહાસ, પુરાતત્ત્વ, સંસ્કૃતિના અભ્યાસુ માટે તો કાચા સોના તુલ્ય છે. આવી માહિતી અને પાળિયા–લેખ નિયમિત પ્રગટ થતા રહે તે ઈચ્છવા જોગ છે.

માળિયા–મિયાણા આમ તો મોવર સંધવાણીના બહારવટાંને કારણે પ્રખ્યાત છે, આ પાળિયાની પ્રાપ્તિથી એના ભૂતકાળનું પેટાળ પણ ખુલ્લું થાય છે. ગુજરાતના ઈતિહાસની અમુક અણઉકેલેલી સમસ્યાઓ છે. તેમાં સિદ્ધરાજ જયસિંહનું રાજ્ય સૌરાષ્ટ્રમાં કયાં સુધી હતું તે પણ ચર્ચાનો એક વિષય છે. જો આ પાળિયો વિ. સ. ૧૧૨૬નો જ સિદ્ધ થાય તો આ પ્રશ્ન ઉપર પ્રકાશ થાય તેમ છે એક માન્યતા મુજબ કર્ણદેવનો સ્વર્ગવાસ વિ. સં. ૧૧૫૦માં થયો. કર્ણદેવ જૂનાગઢનો ભાણેજ હતો, તેનો પુત્ર સિદ્ધરાજ જયસિંહ નાની ઉંમરે ગાદીપતિ બન્યો ત્યારે જૂનાગઢ સાથે હજી તેને અણબનાવ નથી. માળિયાના આ પાળિયા લેખથી જૂનાગઢની રાજસત્તા માળિયા સુધીની નીકળે તો એવું અનુમાન થઈ શકે કે પાટણ અને જૂનાગઢની સરહદો એક હશે. અને તેને અનુષંગે અન્ય બાબતોનો પણ વિચાર થઈ શકે, પરંતુ આ માટે આપણે માળિયાના પાળિયા–લેખની ઉલટ તપાસ કરવી પડશે :

(૧) પાળિયાની આકૃતિ–અશ્વારૂઢ ભાલાધારી યોદ્ધાની પ્રમાણમાં પાછળથી પ્રચારમાં આવી છે. ––આ સમયના (વિ. સં. ૧૧૨૬ની આજુબજુના) પાળિયા બહુધા પદાતિના મળે છે. ઢાલ તલવાર યુક્ત પગપાળો યોદ્ધો પ્રમાણમાં પ્રાચીન આકૃતિ છે. વળી ભાલું પણ તલવારથી પાછળનું છે. પણ છતાંય આ પાળિયો ૧૧૨૬નો નીકળે તો અશ્વારૂઢ ભાલાવાળી આકૃતિને પ્રાચીન સ્વીકારવાની રહે છે.

(૨) પાળિયામાં લિપિ કાનામાતર વગરની છે, પરંતુ તે ગુર્જરાતી છે કે દેવનાગરી તે ખાસ નોંધવાનું રહે છે. લેખમાં 'નવઘણ'ને બદલે 'નવદણ' લખાયું છે તેમ સવંતના અંકમાં તો કંઈ ક્ષતિ નથી ને તે તપાસવાનું રહે છે.

(૩) વાઢેર ક્ષત્રિયો તો કદાચ એ સમયે સૌરાષ્ટ્રમાં મળી શકે, પરંતુ 'નવઘણ' ને બદલે 'નોઘણ' હોય તો જાડેજા શાખાનો વિચાર કરવો ઘટે. લેખની ત્રીજી પંકિતમાં છેલ્લો શબ્દ 'નવઘણ' છે કે કેટલામો તે સ્પષ્ટ થતું નથી. ખરેખર તો દરેક લીટીમાં કેટલા અક્ષર છે તે ચિહ્નથી દર્શાવી એમાં 'નવઘણ' મૂકવું ઘટે. જેમકે લીટીમાં દશ અક્ષરો હોય અને આગળના છ અવાચ્ય હોય અને છેલ્લા ચારમાં નવઘણ હોય તો –

× × × × નવઘણ

આમ રજૂ કરી શકાય. આનથી અન્ય અભ્યાસુને ઘણી સહાય પ્રાપ્ત થાય છે અને તો આખી પંકિત 'નવઘણના રાજ્યકાળે' છે કે નહિ તેનો વિચાર થઈ શકે.

માળિયાના અથવા અન્ય મિત્રો આની ઉપર પ્રકાશ પાડશે એવી અપેક્ષા સાથે. –નરોત્તમ પલાણ

# જમાઈરાજને શીખ

બળદેવભાઈ નરેલા

મોટાને પોતાની દીકરિયું વરાવવાની સદાય મુસ્કેલી. ઉદેપુર જેવું રજવાડું. દીકરિયું ને દુધપીતી ન કરી હોય. સામે વડે વડ ગોતવા કયાંથી ?

સમૃદ્ધિમાં નહિ તો પછી શકિતમાં ખાનખાનાન ન મળે તો પછી કોઈક ખમીરવંતો ગોતવો જ પડે ઉદેપુરના મહારાણાએ એવા એક જુવાન જાગી રદાર કેસરીસિંહ સાથે પોતાની કુંવરીને વરાવી.

દીકરીને ઓછું ન આવે એવો દાયજો દીધો. કેસરીસિંહ રંગેચંગે પરણીને પોતાના ગામ આવ્યા. ભલીભાત્યે સામૈયાં થયાં અને સુખના દીવસો માંડયા સરકવા.

દસાયાના દન પુરા થવા આવ્યા છે. મહેલને બીજે મજલે બેય હીંડોળે હિંચે છે. કણેકણમાં સુખ આળોટે છે. વાતુંના ઝકોળા લાગ્યા છે.

એમાં કેસરીસિંહને તરસ લાગી. રાણીજી પાસે પાણી માગ્યું. રાણીજીએ હીંડોળે બેઠાં બેઠાં વડારણને હાક મારી. હોંકારો ન મળ્યો. એક બે ને ત્રણેક વાર હાકલ કરી ત્યારે કેસરીસિંહ રાણીજીને કહે છે કે:

'આપ જ ભરી લ્યોને !'

આટલું સાંભળતાં તો રાણીજીનો ચહેરો બદલી ગયો. આખ્યું ધુંવાડા કાઢવા માંડી. કહે કે: 'આટ આટલાં દાસ દાસી મારા પિતાએ આપ્યાં છે ને હું પાણી ભરવા જાઉં ?'

'આ તો આપણું અંગતજીવન કહેવાય એમાં નાના મોટાનું હોય ?' કેસરીસિંહે સમજાવવા પ્રયાસ કર્યો. વાદમાંથી વિવાદ થયો ને વિવાદમાંથી વતેસર થઈ પડયું. બીજે દિવસે રથ જોડાવીને રાણીજી તો પિયર સીધાવી ગયાં.

કુંવરીબાએ મહારાણીને વાત કરી. મહારાણીએ મહારાણાને વાત કરી કે: 'આ તો ઉદેપુરનું અપમાન થયું આટ આટલા દાસ દાસી આપ્યા છે ને જમાઇરાજે પાણી ભરવાનું કીધું ? રાણાકુળને કલંક લગાડયાં. પાસે બોલાવીને બરાબર ઠપકો આપવો જોઈએ, આમ કેમ ચાલે ?'

મહારાણાએ થોડા રોજ બાદ કેસરીસિંહને સુવાણે બોલાવ્યા. હવામહેલે ઉતારા આપ્યા એક ફૂલ ચડે ને એક ઉતરે છે. એમ કરતાં કરતાં વીસેક દહાડા નીકળી ગયા. કેસરીસિંહને થયું કે, ઠપકો તો સાંભળવો જ પડશે પણ 'સાસઘર બુરો જમાઈ.'

રજા માગી. મહારાણાએ ખુશીથી રજા આપી. જવાના દિવસે જનાનખાનાની ઓસરીમાં જમવા તેડાવ્યા. કેસરીસિંહને થયું કે આજે તો જરૂર બે વેણ સંભળાવશે. હશે, માવતર છે ભલે ઠપકો સાંભળવો પડે, બીજું શું થાય ?

સસરો જમાઈ પ્રેમથી સામસામી પંગતે બેસી જમે છે. જમી ઊઠયા. મુખવાસ લીધો. જમાઈરાજે મહારાણાને પગે હાથ જોડી રજા માગી અને બન્ને પગથિયાં તરફ ચાલ્યા.

જાળીમાંથી મહારાણી અને કુંવરી જોયા કરે છે કે મહારાણા શું કરે છે ને શું કહે છે ? આજ જમાઈરાજને સીધા કરી નાખશે

ઓસરીની કોરે બન્ને પહોચ્યા ત્યાં જરાક આગળ નીકળી જઈને મહારાણાએ જમાઇની મોજડીઓ ઉપાડી ને તરત જમાઈના પગ પાસે ધરી દીધી.

'હાં ! હાં ! હાં !' જમાઈરાજ કહેતા રહ્યા. ત્યાં મહારાણા કહે એમાં શું ? કન્યાદાન દેતી વખતે તમારા પગના અંગૂઠાનું તો પૂજન કરેલું.'

મહારાણાના વિવેક અને ઓશિંગણ બની ગયેલા જમાઈના સંકેચ વચ્ચે હેતની હેલારી ચડી. કેસરીસિંહની આંખમાં આંસુ ઉભરાઇ આવ્યાં. પગમાં પડવા ગયા ત્યાં મહારાણાએ બથમાં લઈ લીધા.

કુંવરી કાપે તો લોહી ન નીકળે એવાં થઈ ગયાં. પણ મોરનું ઈંડું એને ચીતરવાનું ન હોય. મહારાણાને કહેવરાવ્યું કે 'મને આશીર્વાદ આપો, હું પણ જાઉં.'

રથડા જોડાયા. મહારાણીએ ઓવારણાં લીધાં. આશીર્વચન ઉચ્ચારાયાં. વરવધૂમાંથી એકેય ઊંચું જોયા સિવાય પગે લાગીને બેસી ગયાં. રથના પૈયાંની ખંજરી સાથે ભોંઠામણમાંથી ભેગાં હસવે ચડી ગયેલાં બેઉનાં હાસ્યની ખંજરી બાજતી રહી. નિઃશબ્દ મૌનમાં પરિણમતું એ પ્રણયસુખ પ્રથમ મિલનનું રાત સમું બની રહ્યું.

# પુસ્તક પરિચય

વનરાવન

**સંસ્કૃતિ-પૂજા :** સંસ્કૃતિ શબ્દ અનેક અર્થમાં વપરાય છે: શિષ્ટોની પણ સંસ્કૃતિ કહેવાય છે ને આદિવાસી પણ સંસ્કૃતિ કહેવાય છે. માનવીના સ્થૂળ – વિકાસને પણ સંસ્કૃતિ કહેવાય છે ને સૂક્ષ્મ વિકાસને પણ સંસ્કૃતિ કહેવાય છે. આ પુસ્તકમાં ઊઘડતે પાને જણાવ્યું છે કે 'પ્રકૃતિ ઉપર પુરૂષે પાડેલાં પગલાંના રવ, રૂપ, રંગ, ગંધ થકી સંસ્કૃતિ સર્જાય છે. એટલે કે કોઈ એક વિભાગીય દૃષ્ટિએ નહિ પણ સમગ્રના અર્થમાં અહિં 'સંસ્કૃતિપૂજા' શબ્દ યોજાયો છે. આ ગ્રંથના સર્જક શ્રી. મણિભાઈ વોરાએ પણ સંસ્કૃતિને કોઈ એકાંગી કે બહુઅંગી સ્વરૂપે નહિ પણ સંસ્કૃતિના અખંડ સ્વરૂપની સાધના કરી છે. એમણે પથ્થરમાં, પાણીમાં ઝાડમાં, પાંદમાં, પશુમાં, પક્ષીમાં, જીવન અને જંતુમાં સંસ્કૃતિનાં શિવસ્વરૂપનાં દર્શન કર્યાં છે. 'પરમ તત્ત્વનું પ્રગટીકરણ' અને 'માનવજીવન તથા રમકડાં' સુધીના આ ગ્રંથમાં આપેલા ૧૭ લેખોમાં એનું સળંગ દર્શન થશે. જડ અને ચેતન વચ્ચેનો તાદાત્મ્યભાવ આ 'સંસ્કૃતિ પૂજા'ના ગ્રંથ વડે સાકાર બની ઊઠયો છે. પરમતત્ત્વનું પ્રકટીકરણ એમણે જેમ શિવ, વિષ્ણુ, માતૃકા, સૂર્ય, સંત અને વીરપૂજામાં અનુભવ્યું છે તેમ પાલી રખારણ, માનબાઈ બાંવી અને ધકુ વાઘરણમાં પણ એકાત્મભાવે અનુભવ્યું છે. શ્રી. મણિભાઈ લોકો સાથે જીવ્યા છે. લોકજીવનમાં સભર ભરેલી સંસ્કૃતિને ઉપાસી છે. એ સંસ્કૃતિ તે લોકસંસ્કૃતિ છે. ગ્રંથના ૧૭ લેખોમે ગૂંથતા સૂત્રપાત રૂપે આ લોકસંસ્કૃતિ ગૂંથાયેલી છે. સંસ્કૃતિને સારગર્ભ રૂપે જીરવે છે લોકધરતી. એમાંથી જ વિવિધ અંશોરૂપે નવાનવા સ્વરૂપે પ્રગટે છે ને સમય જતાં તે શાસ્ત્રોરૂપે રહી જાય છે ને સારભૂત તત્ત્વ લોકધરતીમાં સિંચાતાં જાય છે. શ્રી મણિભાઈએ લોકધરતીને ઉપાસીને સંસ્કૃતિદર્શનનાં વરદાન મેળવ્યાં છે. લેખકઃ મણિભાઈ વોરાઃ મૂલ્ય આઠ રૂપિયાઃ કડિયા પ્લોટ : પોરબંદરઃ ૩૬૦ પાના

**અતીતની આંખે :** ૨૭ લેખોના આ ગ્રંથના લેખક પોતે અતીત છે. ચાર ગુજરાતીનો અભ્યાસ કરેલો છે, પણ અભ્યાસ અને આંતર સૂઝથી ઈતિહાસને ઉકેલે છે ને વિવિધ લિપિમાં કંડારેલા શિલાલેખોને ખેલતા કરે છે. એમનો ઉકેલ લોકાભિમુખ છે. પ્રસ્તાવના 'પલકારા'માં જણાવે છે તેમ એમનું ધ્યાન સાધુસમાજ તરફ વધારે રહ્યું છે. સૌરાષ્ટ્રની નાથ પરંપરા અને જંગમ સાધુઓ વિષેના એમના લેખો એની ગવાહી પૂરશે. પુરાણોના સહારે દ્વારકાનું સ્થાન નક્કી કરવાનો પ્રયત્ન લેખકે કર્યો છે; અને રૈવત, રૈવતાચળને અનુસંગે હાલની દ્વારકા તે જ અસલના સ્થાન ઉપરની દ્વારકા છે એવું પ્રતિપાદન કર્યું છે. સૌરાષ્ટ્રના સંતોમાં લીરબાઇ અને મણિબાઇ જેવી સ્ત્રીઓએ પણ પોત પોતાના નાનકડા સંપ્રદાયો ચલાવ્યા છે તે અંગે અને ભકત કવિ કલો, ઢાંકનો ઢૂંઢી વગેરે માહિતીપ્રદ લેખો છે.

કોળી અને ચારણ જેવી જાતિઓની ચર્ચા, શંકરયાત્રાનું 'શ્રીવલિ' કયું તથા 'સ્વામી વિદ્યાચરણ' જેવી સ્થળ અને વ્યકિત વિશેની ચર્ચા પણ કરેલી છે. 'સિંહ સંવત્' અને 'કાલગણના' એના વિશિષ્ટ લેખો છે. કનરા ડુંગર ઉપર ગૈયાની ખાંભીઓ જેવો રોચક લેખ પણ અહીં જોવા મળે છે. લેખકનો અભ્યાસ, નિષ્ઠા અને આંતરસૂઝ ધન્યવાદને પાત્ર છે. લેખકઃ ગોસ્વામી મોહનપુરીઃ મુખ્ય વિક્રેતાઃ ગુર્જર ગ્રંથ રત્ન કાર્યાલય : ગાંધી માર્ગ : અમદાવાદ : મૂલ્ય રૂપિયા બાર.

**ચરકનો સ્વાધ્યાય :** ભાગ -૨ : આ સ્વાધ્યાય આયુર્વેદના મૂર્ધન્ય વિદ્વાન શ્રી બાપાલાલ ગ. વૈદ્યે કરેલો છે બીજા ભાગમાં કુલ ૧૧૫૦ પાનામાં આઠ પ્રકરણમાં આ મહાનગ્રંથ વહેંચાયેલો છે. ફાર્મસી અને ઔષધ બનાવટો, શરીર, વ્યાધિ,

ગર્ભાવક્રાન્તિ, પ્રકીર્ણ, ચરક સંહિતાની ભૂગોળ, કેટલાક શબ્દોના અર્થો ને આહારનું યત્કિંચિત્ દરેક પ્રકરણ લગભગ ૧૦૦–૧૨૫ કે ૧૫૦ પાનામાં વિસ્તરેલ છે ને દરેક પ્રકરણ એના આનુસંગિક એવા ૧૦૦ થી ૧૨૫ વિષયોમાં વર્ણવેલ છે. એકસો પાનામાં વિશિષ્ટ શબ્દોની સૂચિ આપેલ છે તેમજ સંક્ષિપ્ત શબ્દોના વિવરણ સાથે બે બોલની સૂચિ પણ આપેલ છે.

વિદ્વાન લેખકે આ આખો સ્વાધ્યાય આધુનિક પરિભાષામાં વૈજ્ઞાનિક સમજ સાથે શકય તેટલાં સરળ રૂપકો અને ઉપમાઓ સાથે આપેલ છે. વિષય વસ્તુની વૈજ્ઞાનિક ચોકસાઈ ને પૂર્ણતા, સૂક્ષ્માતિ સૂક્ષ્મ પણ જરૂરી વિવરણ સાથે આપેલ છે. આ ગ્રંથથી ગુજરાતી ભાષામાં રહેલા વૈદક શાસ્ત્રના ગ્રંથોમાં એક મહાન ગ્રંથનો ઉમેરો થાય છે. લેખક: બાપાલાલ ગો. વૈદ્ય : પ્રાચ્ય વિદ્યામંદિર : મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય: વડોદરા : મૂલ્ય રૂપિયા ૯૬.

**વનવગડાનાં વાસી :** ૪૬ વર્ષ પહેલાં શ્રી. હરિનારાયણ આચાર્યે 'વનેચર'ના ઉપનામથી 'વનવગડાનાં વાસી'ની લેખમાળા શરૂ કરેલી તે ૭ વર્ષ ચાલેલી. તે ખૂબ લોકપ્રિય થયેલી. આ લેખમાળા દ્વારા ગુજરાતના વન્ય પશુ–પંખી, જંતુ સૃષ્ટિનો પરિચય અપાતો હતો. આ પરિચયમાં જે તે પશુ–પંખી-જંતુના મૂળ પ્રદેશ, વર્ગ, કુટુંબજીવન, વંશવિસ્તાર ને લાક્ષણિકતાઓ, તેમના સ્વભાવની વિવિધ છટાઓ રસિક રીતે વર્ણવવામાં આવતી હતી. આ લેખમાળા એટલી બધી લોકપ્રિય બનેલી કે ખાસ કરીને એ કાળના કેટલાક જુવાન મિત્રો પ્રકૃતિ જગતમાં ઊંડો રસ ધરાવતા થઈ ગયેલા. પશુ, પક્ષી અને જીવજંતુની સૃષ્ટિના રસિકો માટે શ્રી. હરિનારાયણ આચાર્ય માર્ગદર્શક બની રહેલા. એ કાળે શ્રી. હરિનારાયણ આચાર્ય ને અન્ય પ્રકૃતિ–રસિકો એક પ્રકૃતિ મંડળ ચલાવતા હતા અને એનું 'પ્રકૃતિ' નામે એક ત્રૈમાસિક ચાલતું હતું. ગુજરાતમાં ધીરે ધીરે ખાસ કરીને પક્ષીજગત અંગે વૈજ્ઞાનિક રસ કેળવાતો જતો હતો તેમાં શ્રી. હરિનારાયણ આચાર્યનો ઘણો મોટો ફાળો છે. એ કાળે એ લેખમાળા ગ્રંથરૂપે પ્રગટ થઈ હોત તો 'પ્રકૃતિ' સૃષ્ટિમાં રસ લેતા રસિકોને ઘણું પ્રોત્સાહક અને માર્ગદર્શક થઈ પડત. જોકે મોડું મોડું પ્રગટ થયું તો પણ એની ઉપકારકતા ઓછી થતી નથી. પાશ્ચાત્ય પ્રકૃતિવિદ્દોની રોચક શૈલી અને સંસ્કૃત ભાષાની વ્યાપક ને દમામભરી અસરવાળા આ લેખો આજે પણ એટલા જ વિરલ અને પ્રભાવશાળી અસર ધરાવે છે. લેખક જણાવે છે તેમ આ લેખમાળાનું પાયોનરીંગ તત્ત્વ જ લક્ષમાં લઈને ગુજરાત સાહિત્ય સભાએ એને 'રણજીતરામ સુવર્ણચંદ્રક' પ્રદાનપાત્ર ગણી લાગે છે. ગુજરાત વિદ્યાસભાએ આ લેખમાળાને ૧૩૦ સુંદર ચિત્રો સાથે મનોહર મુદ્રણમાં પ્રગટ કરીને ગુજરાતની ઘણી મોટી સેવા કરી છે. આ ગ્રંથના પહેલા વિભાગમાં પશુસૃષ્ટિ, બીજા વિભાગમાં પંખીસૃષ્ટિ અને ત્રીજા વિભાગમાં સરીસૃપસૃષ્ટિનો વૈજ્ઞાનિક પરિચય આપવામાં આવ્યો છે. ગુજરાતમાં પ્રકૃતિનો રસ વધુને વધુ કેળવવામાં આ માતબાર ગ્રંથ ઘણો ઉપકારક બની રહેશે. લેખક: વનેચર (હરિનારાયણ આચાર્ય): પ્રકાશક: ગુજરાત વિદ્યાસભા : પ્રેમાભાઈ હોલ : ભદ્ર : અમદાવાદ : મૂલ્ય ૫૦ રૂપિયા

**'સુકાવ્ય સંગ્રહ' અને 'શ્રી નર્મદા લહરી' :** સુકાવ્ય સંગ્રહ તે લીંબડીના રાજકવિ સ્વ. શંકરદાન જેઠીભાઈ દેથાનાં રચેલાં ગીતોનો સંગ્રહ છે અને 'શ્રી નર્મદા લહરી' મૂળીના સ્વ. કવિરાજ રવિરાજ સિંહઢાયચે રચેલ છે. સ્વ. કવિરાજ શ્રી. શંકરદાનજીની પ્રતિષ્ઠા સત્યવક્તા અને નિડરપણાની હતી, વળી દીન–દુખિયાં ને ક્ષુધાતુરોને વસ્ત્રદાન, ધાતુદાન અને અન્નદાન તેમણે જીવનના અંત સુધી આપેલ. જેટલી રાજા મહારાજાઓની પ્રશસ્તિઓ રચેલ એટલી જ નિર્ભયતાથી જ્યાં રાજાઓમાં દોષ દેખાણાં ત્યાં પાછું વાળીને જોયા સિવાય એમણે કવિત – દુહાના ચરમાળા ચાબખા વીંઝયા છે. એમના જીવનમાં હકે હાલવું, નીતિથી જીવવું તથા દાનપુણ્ય કરતા રહેવું એવા ત્રિવિધ સિદ્ધાંતો વણાયેલા હતા. ક્ષત્રિયોને ઉદ્દેશીને એ કારણે તેમણે ઘણાં બોધ અને ઉપદેશ કાવ્યો આપ્યા છે. આ સુકાવ્ય સંગ્રહ દ્વારા એમના પુત્રશ્રી હરિદાન દેથાએ સાચું પિતૃ તર્પણ કર્યું છે. રાજવીયુગના જાજરમાન

ચારણ કવિશ્રી. શંકરદાનજીનાં કાવ્યો તવારીખની તેજછાયા પાથરી રહેશે. પ્રકાશક હરિદાન શંકરદાન દેથાઃ રામનાથ રોડઃ લીંબડી (જિ. સુરેન્દ્રનગર): મૂલ્ય ૧૧ રૂપિયા: પોસ્ટેજ રૂા. ૪– અલગ.

**આદિવાસીઓનો કલાવારસો :** આદિવાસી દંપતી શ્રી. રેવાબહેન તડવી અને શંકરભાઈ તડવી ગુજરાતના વિવિધ સાહિત્ય અને વિવિધ કલાક્ષેત્રને ઉપકારક એવી સેવાઓ નિજના વારસાની અંતઃપ્રેરણાથી એકધારી આપી રહ્યા છે. જેવું આદિવાસીઓનું જીવન સોહામણું એવી જ આ દંપતીની ભાષા અને રજુઆત પણ સાદી સોહામણી છતાં જીવનના આંતરવૈભવ સમી છે. 'આદિવાસીઓનો કલાવારસો' પુસ્તક નૃત્યવારસો, નૃત્યવૈવિધ્ય, નૃત્યપરિચય, નાટય અને વેશો, લોકવાદ્યો, ઘરની રચના, ભીંતનો શણગાર, લીંપણ, આદિવાસી ભીંતચિત્રો, પીઠોરો, વસ્ત્રઅલંકાર અને છુંદણાના પ્રકાર, ગૂંથણ–વણાટ અને શિલ્પસ્થાપત્ય એવા ૧૨ વિભાગમાં વહેંચાયેલ છે. આજની ઉત્કૃષ્ટ અને અદ્યતન કલાના આદિ આરોહ અવરોહ આ આદિવાસીઓની કલામાં નિરાડંબરી રીતે, સહજ સ્ફુરિતભાવે રહેલછે. આ પુસ્તક આદિવાસી જીવનના અભ્યાસીઓ એવા તસ્વીરકારોની તસ્વીરોથી અલંકૃત થયેલું છે. સોનામાં સુગંધ ભળ્યાનો સુમેળ એથી સધાયો છે. લેખક દંપતીએ આવાં ૧૪ પુસ્તકો આ પહેલાં આપીને સાહિત્ય અને કલાક્ષેત્રે આદિવાસી જગતને માનભર્યું સ્થાન અપાવ્યું છે. પ્રકાશક : રેવાબહેન તડવી; મુ. પાવી જેતપુર : (જિ. વડોદરા) મૂ. ૩૦ રૂપિયા.

**રસાલો શાહ અબ્દુલ લતીફ ભીટાઇ જો :** સિંધના સુપ્રસિધ્ધ શાયર અબ્દુલ લતીફ સિંધના શાયર સમ્રાટ ગણાય છે. જેવા તેઓ શાયર હતા એવા જ તેઓ ગાયક હતા. આજેય સિંધ અને કચ્છની પ્રજા શાહ અબ્દુલ લતીફની બેતો એવા જ પ્રેમાકર્ષણથી ગાય છે. શાહ અબ્દુલ લતીફ વિશ્વખ્યાત શાયર છે. એમની પાંચ હજાર બેતો ગણાય છે. અંગ્રેજીમાં પણ તેના ઘણા અનુવાદો થયા છે. ૧૯૩૧ થી ૧૯૩૬ વચ્ચે 'ઊર્મિનવરચના' જ્યારે કરાંચીથી પ્રગટ થતું હતું ત્યારે શ્રી કરસનદાસ માણેક સુફીવાદના તત્ત્વદર્શન સાથે શાહ અબ્દુલ લતીફના રસાલામાંથી 'સસઇ પુન્હુ,' સુહિણી મેહાર' અને 'મુમલર ણો' વગેરે લોકકથાઓ ગુજરાતી વિવરણ સાથે આપતા. એ પછી શ્રી. માણેકે 'જન્માભૂમિ'માં આ કથાઓ વધારે વિસ્તારથી આપેલી. શ્રી કાંતિભાઈ શાહે એ કથાઓને 'સિન્ધુની પ્રેમકથાઓ'ને નામે બે ભાગમાં સંસ્કાર સાહિત્ય મંદિર તરફથી પ્રગટ કરેલી. અહિં શ્રી કારાણીજીએ પાંચ હજાર બેતમાંથી એક હજાર બેતમાં મૂળના ૩૬ રાગ રાગિણીના નામ સાથે જોડાયેલી કથાઓ રસિક બાનીમાં અર્થપૂર્ણ શૈલીમાં રોચક રીતે મૂળ બેત સાથે ગુજરાતી ભાષામાં આપી છે. સાથે શાહ અબ્દુલ લતીફની રંગભરી ને રોમાંચક જીવનરેખા પણ આપી છે. શ્રી. દુલેરાય કારાણી જેવા જૈફ સાહિત્ય સેવકની અપૂર્વ સ્વસ્થતા અને સાહિત્ય સેવા દાદ માગી લ્યે તેવાં છે. લેખક અને પ્રકાશક : દુલેરાય કારાણી : ૯, પંડિત દીનદયાળ સોસાયટી : અમદાવાદ–૧૪ : મૂલ્ય – દસ રૂપિયા.

**શાયર નઝીર** (અકરાબાદી) : શ્રી. દુલેરાય કારાણીએ શાહ અબ્દુલ લતીફ જેટલા જ પ્રેમથી ઉર્દુના શાયર નઝીરની શાયરીનો અનુવાદ આપ્યો છે. નઝીરની ગઝલો, કવાલીઓ ને શેર બેત આજેય એના પ્રેમીઓ મસ્ત બનીને ગાતા હોય છે. સાચા શાયર હતા નઝીર. એને મઝહબનાં કોઈ ભેદભાવ ન ભાસતાં અખંડભાવે એણે કૃષ્ણ–રાધાને પણ શાયરીમાં એટલા જ ઉપાસ્યા છે. શ્રી. કારાણીજીનું આ પુસ્તક પણ શાહ અબ્દુલ લતીફની શાયરી જેટલું જ યશકલગી સમું બની રહેશે. અનુવાદક અને પ્રકાશકઃ દુલેરાય કારાણી; ૯, પંડિત દીનદયાળ સોસાયટી, અમદાવાદ–૩૮૦૦૧૪–મૂ. ૭ રૂપિયા.

**ઈતિહાસ વિમર્શ:** શ્રી નરોત્તમ પલાણની જુસ્સાભરી કલમે અહીં આ ગ્રંથમાં કુલ ૨૦ લેખો આપવામાં આવ્યા છે. 'વિમર્શ' શબ્દથી જ આ ગ્રંથનો

હેતુ ફલિત થાય છે. વિમર્શ એટલે જેના અંગે કાંઈ સંશય કે અસંતોષ હોય તેની આલોચના એટલે કે ફેર વિચાર કરવો તે. શ્રી નરોત્તમ પલાણે ૨૦ લેખોમાં એવા ઘણા મુદ્દા ચર્ચ્યા છે કે જેની ફેર વિચારણા આવશ્યક બને પ્રસ્તાવનામાં શ્રી પલાણ જણાવે છે કે "સૌરાષ્ટ્ર, કચ્છ, તળ ગુજરાતમાં ઐતિહાસિક સંશોધન માટે વિપુલ સામગ્રી પડેલી છે. ઈતિહાસ, પુરાતત્ત્વ અને ભાષા સાહિત્યના વિવિધલક્ષી અભ્યાસોને પહોંચી વળવા માટે પ્રદેશવાર નાના નાના એકમોમાં કામ થાય તો ભવિષ્યમાં ઘણા સારાં પરિણામોની આશા રાખી શકાય

"અહીં માત્ર ઈતિહાસને નજરમાં રાખ્યો છે અને કોઈ એક પ્રદેશના આખા ઈતિહાસને ફરીવાર લખી જવાને બદલે એની અમુક સમસ્યાના વિમર્શનો પ્રધાન હેતુ છે. આ ઘણું કઠીન કાર્ય છે. એમાં આગળના અભ્યાસોની ઉલટ તપાસ કરવાનું પ્રાપ્ત થતું હોય છે. અધુરા અભ્યાસો, અપૂર્ણ સ્થળ તપાસ અને પૂર્વગ્રહયુક્ત વલણો સામે સાવધાની રાખી હોવા છતાંય આકરા થયા વિના રહી શકાયું નથી.

"આ વિષયના ઉપલબ્ધગ્રંથો જોયા પછી બધાં જ સ્થળોની જાત તપાસ કરી છે, અને એમ કહેવાનું પ્રાપ્ત થાય છે કે સ્થળ તપાસ વિના આપણા અભ્યાસો સાવ આંધળા છે." મુખ્ય વિક્રેતા કુમકુમ પ્રકાશનઃ મામુ નાયકની પોળ સામેઃ ગાંધી માર્ગ: અમદાવાદ : ૩૮૦૦૦૧ મૂ રૂપિયા દસ

**ચાંપાનેર એક અધ્યયન :** પ્રો. રમણલાલ નાગરજી મહેતાએ ચાંપાનેર નગરના ક્ષેત્રકાર્ય, સ્થળતપાસ અને ઉત્ખનન દ્વારા પ્રત્યક્ષ પ્રમાણો, ભૌતિક પુરાવા, અને અનુમાનો તારવવામાં આવ્યાં તેમની સહાયથી ચાંપાનેર નગરના ઈતિહાસનું પુનર્ઘટન કરી આલેખન કર્યું છે. ચાંપાનેરના ક્ષેત્રકાર્યથી તૈયાર થયેલા નકશા તથા અન્ય અવશેષો તેના વિસ્તાર અને જાહોજલાલીનાં દર્શન કરાવે છે. સાથોસાથ ચાંપાનેરને નામે ચાલતી અનેક લોકોક્તિઓનું યોગ્ય તારવણી સાથે નિરસન કરેલું છે. ચાંપાનેરનો આ ગ્રંથ અદ્યતન જ્ઞાનસાધનામાં વપરાતી પ્રત્યક્ષ પુરાવાઓ દ્વારા ભૂતકાળ શોધવાની પરિપાટીનું ફળ છે. આથી ચાંપાનેર ગામના અસ્તોદયની રૂપરેખા પ્રથમવાર અહિં આટલી સ્પષ્ટ થાય છે. પ્રકાશકઃ પ્રાચ્યવિદ્યા મંદિર : મહારાજા સયાજીરાવ વિશ્વ વિદ્યાલય; વડોદરા : મૂ. રૂા ૩૬

**રવીન્દ્ર વીણા : સોરઠી સંતો : સૌરાષ્ટ્રનાં ખંડેરોમાં : હાલરડાં અને સિંધુડો :** સ્વ. મેઘાણીભાઈનાં લોકપ્રિય પુસ્તકોનું પુનર્મુદ્રણ વર્ષોની વાટ જોવરાવ્યા પછી જાણે કે ફરીવાર વેગ પકડી રહ્યું છે. મેઘાણીભાઈનાં નીવડેલાં પુસ્તકો અંગે શું લખવાનું હોય? જેમણે મેઘાણીભાઈને જોયા નથી એવી નવી પેઢીને પણ એમના સાહિત્યનું ખાસ કરીને લોકસાહિત્યનું અને મેઘાણીભાઈનાં ગીતોનું અજબ ઘેલું લાગેલું છે. એ સાહિત્ય એટલું જ ચિરંજીવી છે, જેટલું એના સર્જનકાળે હતું. માત્ર મેઘાણીભાઈની હલકદાર કહેણીએ એ ચડતું નથી અને એમના કંઠની બુલંદીએ એ ગહેકતુ નથી એટલો જ ફેર પડયો છે. પણ ત્યારે એકલા મેઘાણીભાઈ ગીતો અને વાર્તાઓ વહેતી મૂકતા, આજે એ જ વાર્તાઓ અનેક કંઠેથી વહ્યા કરે છે ને અનેક કંઠેથી ગહેકયા કરે છે. એમાં મેઘાણીભાઈની આભાર નોંધ લેવાતી રહે તો કાંઈક વિવેક જરૂર જળવાય. પણ ગુજરાતી ફિલ્મોએ તો આભ ફાડી નાખ્યું છે ત્યાં થીગડાં કયાં મારવાં? 'રવીન્દ્ર-વીણા'ની ૧૬ વરસ પછીની આ પાંચમી આવૃતિ છે. મૂ. ૧૫ રૂપિયા. 'સૌરાષ્ટ્રનાં ખંડેરોમાં' અને 'સોરઠને તીરે તીરે' ની આ સંયુક્ત ચોથી આવૃત્તિ ૨૪ વર્ષ પછી થઇ છે. મૂલ્ય ૧૦ રૂપિયા. 'સોરઠી સંતો'ની સાત વર્ષ પછીની આ દસમી આવૃત્તિ છે. મૂ. સાત રૂપિયા. 'હાલરડાં'ની ૨૧ વર્ષ પછીની આ પાંચમી આવૃત્તિ છે. મૂ. ત્રણ રૂપિયા. જ્યારે 'સિંધુડો' તો ઐતિહાસિક બની ગયેલો છે. આ સિંધુડાનાં ગીતોએ તો સૌરાષ્ટ્રના જુવાનોમાં સત્યાગ્રહની અને સ્વાધીનતાની ખુમારી પેદા કરેલી. એને ગાનારા આઝાદીકાળના કંઠ ગયા પણ આજે ય એ ગીતો

ખુમારીની મસ્તીથી ક્યાંક ક્યાંક ગવાય છે. એણે આંદોલનનો એક જુવાળ પેદા કરેલો. એથી બ્રિટિશ સરકારે તે જપ્ત કરેલું. ધોલેરા સત્યાગ્રહ સંગ્રામના લડવૈયા રતુભાઈ અદાણીએ પોતાના હાથે સિંધુડાની પ્રત સુંદર અક્ષરે લખીને રોનિયો મશીન ઉપર એની પાંચ હજાર પ્રત પ્રગટ કરી. શ્રી. વજુભાઈ શાહે એની પ્રસ્તાવના લખેલી. આજે જ્યારે ધોલેરા સત્યાગ્રહ સંગ્રામને એપ્રિલની છઠી તારીખે ૫૦ વરસ પૂરાં થયાં ત્યારે તેની ઊજવણીમાં આ સિંધુડો પુનઃ પ્રગટ કરવા માટે જયંત મેઘાણીને અનેક ધન્યવાદ ઘટે છે શ્રી વજુભાઈએ પુનઃ પ્રગટ થયેલ આ પુસ્તિકાની પ્રસ્તાવના લખીને આઝાદી જંગની સુવર્ણ જયંતીનું જ્વલંત સ્મરણ કરાવ્યું છે. કિંમત એની એક રૂપિયો છે. આ બધાં પુસ્તકો શ્રી. જયંત મેઘાણીએ 'પ્રસાર' પ્રકાશન સંસ્થા તરફથી પ્રગટ કર્યાં છે. પ્રસાર : ૧૮૮૮ આતાભાઈ એવેન્યુ : ભાવનગર : ૩૬૪૦૦૨.

**રાસડાનો રંગ :** આ પુસ્તકના સંપાદક શ્રી ખોડીદાસ ભા. પરમારે પુસ્તકમાં ખૂબ અભ્યાસી એવો ૨૮ પાનાનો પ્રવેશક આપ્યો છે. સંગ્રહમાં આપેલા ગીત–રાસડાની વીણણી તો એમણે વિષય, વસ્તુ, વૈવિધ્ય, તાલ, માપ અને નૃત્યપ્રકારો સાથે આપેલ છે જ. કોઈપણ શબ્દની વ્યુત્પત્તિ, પ્રમાણ તર્ક અને અનુમાનની શ્રી. ખોડીદાસની એક વિશિષ્ટ દૃષ્ટિ છે, તે એમના વિશાળ અભ્યાસ અને સુક્ષ્મ નીરિક્ષણને અને સ્વાનુભવ ને રસિકતાને આભારી છે. આજસુધીના એમનાં પુસ્તકોના સુદીર્ઘ પ્રવેશકો જોતાં એ જણાશે. લોકજીવન વચ્ચે, લોકગીતો ને લોકવાર્તાઓ વચ્ચે, લોકકળાઓ વચ્ચે તો ઘણા ઉછર્યા હોય પણ બધાની એકસૂત્રતા વચ્ચે અખંડ લોકજીવનની વૈજ્ઞાનિક આંતરસૂઝ કોઈકમાં જ પ્રગટે છે. શ્રી ખોડીદાસ પરમાર અને શ્રી. જોરાવરસિંહ જાદવ જેવા લોકજીવનના પરખંદા અને લોકસાહિત્યના ખેલંદા આપણી વચ્ચે છે ત્યાં સુધી લોકસાહિત્યની જ્યોત સદા જલતી જ રહેશે. અને વસુંધરા તો રત્નગર્ભા છે જ. રાસડાનો રંગ : સં. ખોડીદાસ ભા. પરમાર. પ્રકાશક : ગુજરાત રાજ્ય લોકસાહિત્ય સમિતિ. અમદાવાદ. કિંમત કે વેચાણના સ્થળનો નિર્દેશ નથી.

**લોકસંસ્કૃતિમાં પશુઓ :** ગુજરાતી ભાષામાં કોઈ વ્યકિત તરફથી રોયલ સાઈઝનાં પોણા ચારસો પાનાં, ઉત્તમ પ્રકારના કાગળોમાં, સાડા ચારસો ચિત્રોમાં અને ગુજરાતના ૩૦ લબ્ધપ્રતિષ્ઠ ચિત્રકારોના સહયોગથી, રંગીન તથા આર્ટ પેપરની તસ્વીરોમાં અપાયેલું કદાચ આ પહેલું સાહસ છે. સંસ્થાઓ તો એવાં સાહસ કરતી જ આવી છે. ચિત્રો મોહેંજો દડોથી માંડીને આધુનિક કાળની તસ્વીરો સુધીમાં અનેક–વિધરૂપે આપેલાં છે. શ્રી. સાંડેસરાએ જણાવ્યું છે તેમ આમાં અધ્યયન–સંકલન અને સંચયન એકરૂપતા પામ્યું છે. પ્રાચીન ભારતમાં પશુપાલન, પ્રાચીન ભારતીય, સાંસ્કૃતિક, ધાર્મિક અને સાહિત્યિક પરંપરામાં પશુઓ, પ્રાચીન ભારતમાં પશુયુદ્ધો, લોકજીવનમાં પશુઓ અને પશુ પ્રાણીઓના સાજ સરંજામ અને શણગારનું વિસ્તૃત રસપ્રદ વર્ણન ચિત્રો સહ આપ્યું છે.

પછીનાં ૧૧ પ્રકરણોમાં લોકજીવનમાં પૂજનીય, ગાય, પ્રકૃતિ અને સામર્થ્યનું પ્રતિક અશ્વ, કૃષિ સંસ્કૃતિનો છડીદાર બળદ, પાતાળ લોકની પદમણી કુંઢિયું ભેંસો, ગૌરવ માંગલ્ય અને પવિત્રતાનું પ્રતીક હાથી, ધર્મ અને શકિતનું પ્રતિક સિંહ, રણનો બેતાજ બાદશાહ ઊંટ, માનવીનો વિશ્વાસુ ને વફાદાર સાથી કૂતરો, ભીનપર બહાવરાં બનતા સંગીતપ્રેમી હરણાં, લક્ષ્મી પુત્ર બકરાં અને પ્રાચીન યુગમાં જાહોજલાલી ભોગવતું ગધેડું આ ૧૧ પ્રકરણોમાં એમણે લોકસંસ્કૃતિને સજીવ કરી બતાવી છે. પશુ, પક્ષી અને જીવજંતુ સાથે માનવી અવિછિન્નરૂપે જીવતો હતો. એમાંથી પશુઓ માનવી સાથે સૌથી નિકટનો સંબંધ ધરાવતાં હતાં. યંત્રયુગના વિકાસ સાથે આ સંબંધ છિન્ન ભિન્ન થઈ રહ્યો છે ત્યારે પશુઓ સાથેનો માનવીનો જે સંબંધ હજારો વર્ષથી જોડાઈ રહેલા છે તેનો અહીં સાંસ્કૃતિક, ધાર્મિક, અને આર્થિક એકરૂપતાનો ઈતિહાસ એને ચિરંજીવીરૂપ આપી દેશે. પશુઓને વાચા હોતતો લેખકને અનુગ્રહના ઉપહારથી નવાજી દેત. લોકસંસ્કૃતિને આવું સજીવ સ્વરૂપ આપતો આ ગ્રંથ ગ્રંથાલયોનું ઘરેણું બની રહેશે

લેખક આ માટે અનેક રીતે અભિનંદનના અધિકારી બન્યા છે. લેખક તથા પ્રકાશક શ્રી જોરાવરસિંહ જાદવ: મૂલ્ય ૭૫ રૂપિયા: મુખ્ય વિક્રેતા: લક્ષ્મી પુસ્તક ભંડાર ફર્નાન્ડીઝ બ્રીજ નીચે. ગાંધી માર્ગ: અમદાવાદ–૩૮૦૦૦૧.

**લોકકવિ મીર મુરાદ** : મીર કવિ મુરાદના જીવન અને કવન વિષે આ પુસ્તક અચાનક અજવાળાં પાથરે છે. મુરાદના રેખતા ભવાઈમાં ઝંડાના વેશમાં ભારી ચોટ મારી જતા અને આજેય ક્યાંક ક્યાંક ભવાઈમાં સાંભળવા મળે છે. કવિ મુરાદ અંગે કહે છે કે કરસનદાસ મહેડુ જેવા પ્રખર ચારણ કવિના તેઓ શિષ્ય હતા. એથી એમની બાનીમાં ચારણી છટા ને ઝડઝમક દેખાય છે. કવિતા ભારે જોશીલી છે ને ચોટ મારી જાય છે, એથી ચારણ કવિઓ એના રેખતામાંથી થોડાક સભા-ડાયરાઓમાં ગાતા આવ્યા છે. ખાસ કરીને તો :

> તુહી નામ તારન, સબે કાજ સારન
> ધરો ઉસકા ધારન, નિવારન કરેગા
> ન થા દાંત વાકું, દિયા દૂધ માકું
> ખબર હે ખુદાકું, સબર જો ધરેગા

આવી બારથી પંદર કડીઓ ગવાતી આવે છે. એ સિવાયની મુરાદની કવિતા કોઈ કોઈ મીર પાસેથી મળી આવે છે એટલું જ. એવા રેખતા અને પરહે-ગામના મીર સ્વ. નાનુ ફંદા પાસેથી મળી આવેલા થોડા કલમા સિવાય બીજે ભાગ્યે જ એની કવિતા પ્રગટ થઈ છે. પણ ભારે આનંદની વાત આ પુસ્તક દ્વારા જાણવા મળે છે કે ડૉ. ચંદ્રકાન્ત એચ. મહેતાએ મીર મુરાદની કવિતા ઉપર મહાનિબંધ લખીને પીએચ. ડી.ની પદવી પ્રાપ્ત કરી છે. તદ્દન નજીકના કાળમાં એટલે કે ૯૦ વરસ પહેલાં થઈ ગયેલા ને જેની કવિતા લગભગ અંધારે દટાઈ ગયેલી એને લેખકે અજવાળે આણી ને પીએચ. ડી.ની ડીગ્રીને સાચેસાચ સાર્થક કરેલ છે. આ પુસ્તકમાં પાના ૧ થી ૧૬ સુધીમાં કવિ મુરાદનું જીવનવૃત્ત આપેલ છે. પાના ૧૭ થી ૩૪ સુધીમાં મુરાદના કાવ્યની પૃષ્ઠભૂમિ અને તેનું વ્યક્તિત્વ આપેલ છે. પાના ૩૫ થી ૮૩ સુધીમાં મુરાદની કૃતિ-ઓનું વિવેચનાત્મક અધ્યયન આપ્યું છે. અને બાકીના ૮૩ પાનામાં મુરાદની વાણી આપેલ છે. મીર કવિ મુરાદના અપ્રકાશિત કાવ્યોને પ્રકાશમાં આણીને, એના જીવનકવનનું વિવેચનાત્મક અધ્યયન આપીને ગુજરાતી સાહિત્યમાં હિંદુસ્તાનીભાષી સાહિત્ય પ્રગટ કરવા માટે લેખક ખૂબખૂબ ધન્યવાદને પાત્ર બન્યા છે. લેખક : ડૉ. ચન્દ્રકાન્ત એચ. મહેતા : કિ. ૧૨ રૂપિયા : મુખ્ય વિક્રેતા: આદર્શ પ્રકાશન : ગાંધી રોડ: અમદાવાદ–૩૮૦૦૦૧

## મેઘાણીના પત્રો

અમારા સ્વ. પિતાશ્રી ઝવેરચંદ મેઘાણીએ લખેલા પત્રોનો એક સંગ્રહ લિ. સ્નેહાધીન ઝવેરચંદ' નામે ૧૯૪૮માં બહાર પડેલો. એ સંગ્રહના પ્રકાશન પછી એમના બીજા કેટલાક પત્રો અમારી જાણમાં આવતા રહ્યા છે જે લેખકના જીવન-વિકાસ પર વિશેષ પ્રકાશ પાડી શકે. લેખકના મિત્રો-સ્નેહીઓ-સ્વજનો પરના આવા પત્રોનું સંપાદિત પ્રકાશન લેખકને સમજવા માટે એક ઉપયોગી સાધન સિદ્ધ થાય. આ ઉપરથી અમને વિચાર આવ્યો કે આવા પત્રો જ્યાં ક્યાંય જળવાયા હોય ત્યાંથી મેળવવાનું હજુ મોડું નથી થયું. આ પત્ર સંગ્રહનું સંપાદન કરવાનું શ્રી મકરંદ દવેએ સ્વીકાર્યું છે.

અમારા પિતાશ્રીના પત્રો જેમની પાસે સચવાયા હોય એ સજ્જનો-સન્નારીઓ જો આવા પત્રો અમને મોકલશે તો અત્યંત આભારી થશું. આ રીતે મળેલા પત્રોની નકલ કરીને એ કાળજીપૂર્વક પરત કરશું. આ માટેનું સરનામું : જયન્ત મેઘાણી, ૧૮/૮ આતાભાઈ એવન્યુ, ભાવનગર ૩૬૪ ૦૦૨

વિનોદ મેઘાણી
જયંત મેઘાણી

# ફૂલ સમાં વજ્જર હિયાં

પુંજાવાળા

કોઇ જાલંધરવારીનો જોગંધર તપ કરી કરી મનને મેરૂ જેવું અડગ કરવા આસન જમાવી બેઠો હોય એવું ગામ કરંઝડા.

કરંઝડા ગામનો હીપો ખુમાણ ગામધણી છે. આજ ગામના પાદરમાં સોનારણ્ય અઠંગા અને લાંબી ઝંઝાળ્યુંની નાળ્યુંમાં આઠ આઠ આંગળ દારૂ ધરબાણા, હુચાકા બોલ્યા, શરણાયુંએ સૂર બેહલાવ્યા, ઢોલ ધડૂકયાં, લાંબે સાદે ગીતડાં ગુંજ્યા. ગામ હલકી ઊઠયું.

હીપાખુમાણની દીકરીની જાન આવી હતી. વરરાજો તેનાં માબાપને એકનો એક દીકરો હતો, તો દીકરીના બાપને એક પુત્ર તથા પરણતી હતી એ એક જ પુત્રી હતી.

કાઠીના રિવાજ પ્રમાણે વાળુ ટાણે પાદરમાં જાન આવી. જાજીમ પથરાણા, લેરખડા માંડવિયા લાડઘેલા જાનૈયાને રીઝવવા આગતા સ્વાગતામાં પડયા. કોઈએ ટાઢાં પાણીના બોઘરડાં હાથમાં લીધાં, તો કોઈએ માન મરતબા પ્રમાણે મોટેરાને ગાદી તકિયાનાં આસન આપ્યાં. બેય પક્ષના જુવાનીઆ સામસામા મહરે ચડયા છે.

વાતું કરતાં કરતાં જાનૈયા ઘોડાના સામાન સમાનમા કરે છે, તો કોઈવળી પાઘડીના વળ ચડાવી છોગાં મૂકી નમણાં દેખાવા કંઈક વાનાં કરે છે.

દીકરીના બાપ હીપોખુમાણ નોકર ચાકરને આમ કરો ને તેમ કરોની આજ્ઞા છોડી રહ્યા છે, ત્યાં દરબારગઢમાંથી તેમનાં પત્ની આઈ પુનબાઈનું ખાનગી કે'ણ આવ્યું. દરબાર અને તેમનાં પત્ની એક એકાન્ત ઓરડામા પ્રવેશ્યા.

કાઠીના હૈયામાં ઉત્સાહના ઓઘ ઊમટયા હતા, કાઠિયાણીની ગંભીરતાથી આનંદનાં મોજામાં ઓટ આવી. ઓરડામાં એક ઝાંખો દીવો બળતો હતો. પુનબાઈ બોલ્યાં:

"નાથ! જુઓ આ સામે સૂતો એ..." અને અબળા આગળ ન બોલી શકી. ઓરડાના ખૂણામાં દરબારે નજર કરી, કોઈક સૂતું હતું.

પચ્ચાસ વર્ષનો માટી ઢોલીએથી ઊભો થયો, ઓઢણાનું ઊંચું કરીને જુએ છે ત્યાં તો પોતાનો વહાલસોયો દીકરો હતો. સુનારની આંખો બંધ હતી, શ્વાસ ઘુંટાતો હતો.

દરબારે પૂછયું: "શું થયું?"

પુનબાઈએ કહ્યુ: "એરૂ આભડી ગયો....મેં તમને બોલાવ્યા, કોઈનેય ખબર નથી."

જેવા વાંકાવળી દરબાર નસ્કોરાં પાસે અવળો પોંચો ધરે છે ત્યાં તો ખેલ ખલાસ હતો. પુરૂષનું હૈયું હીબકયું, તેણે પોતાની પત્ની સામે જોયું, એ વિશાદમય દૃષ્ટિમાં સ્ત્રીએ અમંગળ વાંચ્યું. મર્દે માથું ધૂણાવ્યું.

બેયની આંખમાં આંસુ આવ્યાં.

જેમ ભાંગતી રાતનો આત્માની વાણીને ઓળખી જનાર સાચો ભજનિક ઘેરા સૂરે ગાતો ગાતો ગળગળો બની સંસારની મોહમાયા સમજાવવા તંબુરાનો છેલ્લો ટંકાર કરી વાત માંડે, તેમ દરબારે પત્નીને ગંભીર શાંત ને ઘેરા અવાજે કહ્યું:

"કાઠિયાણી! તેં મારૂં ત્રીશ ત્રીશ વરસ પડખું સેવ્યું છે. ભાઈને કાળ ભરખી ગયો. રોઈ રોઈ ને મરી જાશું તોય એનો જીવ પાછો નહીં આવે, પણ આપણી દીકરીને પરણવા આવેલ વરરાજા માબાપને એકનો એક દીકરો છે. સૌને વિવાહનો સ્વાદ ઊડી જાશે. કોડભરી ગભરૂડી બ્હેનડીનો તો તું વિચાર કરી લે! આપણી તો જીવનભરની મજા બગડી, પણ કોઈની આશા આડે શું કામ આવવું!

"થનાર હતું તે થઈ ગયું છે, તું કાઠિયાણી બની જા. એક આંસુ પાડય તો તને મારા સમ છે. આપણા સાત પેઢીના જૂના ચાર જીવાઈદારને હમણાં બોલાવું છું. દીકરાની આડીવાડી એમના હાથે પતાવવી

દેવી છે."

"પણ....પણ...નાથ...મારા...!"

પુનબાઈના કાળજાના કટકા થતા હતા. એ પૂરું ન બોલી શકી.

ત્યાંતો જવાંમર્દ હીપાનો જવાબ મળ્યો:

"જરાય વેરવી થા મા. રોવું કકળવું જિંદગી આખી છે, પણ પ્રસંગ સુધારવો છે.

"તારી છાતી ઉપર શીલા મૂકી વાળ. દીકરીને અને પરણવા આવનાર ભાણાને અપશુકન નથી કરવાં. જાનૈયા હસવા આવ્યા છે, તેને રોવરાવવાની મારો પ્રભુ ના પાડે છે."

હીપાખુમાણે આમ જેમ એક દોરડા ઉપરથી ચાલતા નટનો પગ લથડી જાય અને પછી કુશળતાથી માથાને બદલે તેના પગ જ જમીનને અડે તેમ પ્રસંગ સુધારવાની વાત વિચારી લીધી.

કોઈ કરાફાત્યની માટીની ઘડેલી પતિની આજ્ઞામાં માનનાર બાઈએ હીબકું હૈયામાં સંઘર્યું.

માતાએ પંદર વર્ષના કિશોરના કપાળ ઉપર હાથ ફેરવ્યો, સુંવાળા વાળ ઉપર આંગળીઓ ફેરવી, છેલ્લું ચૂંબન લીધું અને દરબાર સામે જોયું.

કાઠીએ આજ્ઞા છોડી "રસોડામાં જઈ સામૈયાની તૈયારી કરો..."

"મને...મને....ફરી બોલાવશો?"

હૈયાના ભાવને હોઠે લાવતાં પુત્રની માતા પૂછી વળી.

"ના" કાઠીએ જવાબ આપ્યો.

રાજા હરિશ્ચંદ્રની અદાથી હેઠું જોઇ ગયો.

"ભલે" કહી કાઠિયાણીએ પુત્રના મૃતદેહ સામે અંતિમ દૃષ્ટિ ફેંકી ઓરડા બહાર નીકળી ગયાં.

દરબાર હળવેકથી ઊભા થયા, છાતી પર કાળમીંઢ પણો મૂકનાં પહેલા પટાધરની આંખમાંથી પાણીનો રેલો નીકળ્યો. મૂછે હાથ દઈ ખોંખારો ખાઈ ખુમાણ ઓસરીમાં આવ્યા.

દીકરાના મૃતદેહ સામે જોયું. જોઈ રહ્યા અને ઓરડાનું કમાડ વાસી દીધું.

થોડીવારે એ જ ઓરડામાં ચાર વૃદ્ધ માણસો આવ્યાં. ઓરડાની પછીત ગામની પછવાડે પડતી હતી. ધબ ધબ ધબ કંઈક નહિ જેવો ખોદવાનો અવાજ આવ્યો.

ડેલીએ બેસી હીપાખુમાણ સામૈયાની એક પછી એક આજ્ઞા છોડયે જતા હતા.

જાનનાં સામૈયાં થયાં. પરસ્પર સૌ મળ્યા હળ્યા. દરબાર વેવાઈને બથ ભરી ભેટયા. ઉત્સાહનાં દરિયામાં આનંદ લહેર ઊમટી, વેવાઈવેલાં સુખી સંપન્ન હતા, સગાં વ્હાલાં લગ્ન માણવા ઊમટયાં હતાં, ગામનો ઉત્સાહ અનેરો હતો.

ગામના માણસોના મનમાં હતું કે પોતાના દરબારની દીકરીનાં લગ્ન લાડે કોડે કરવાં ભાઈનાં લગ્ન તો હજી પાંચ વર્ષે અન્નજળે જોયું.

કાઠીના રિવાજ પ્રમાણે રાતે જાનને ઉતારો દેવ લો. માંડવાનાં બાઇયું જાનને ઉતારે ખાંડ ખાવા ગયાં. સામસામા ફટાણાની બઘડાટી બોલી. દીકરીની માતાના મુખ ૉ એકે રેખા વાંકી થાય તો એ કાઠિયાણી શાની? તો તો એ હીપા ખુમાણનની પત્ની કેમ? નો તો એ રાઠોડ ધાધલની દીકરી કહેવાય કાંઈ? દેન હતી કોઈની કે કાંઇ કળી જાય!

ફક્ત દરબાર, કાઠિયાણી અને પેઢી જૂના ચાર જીવાઇદાર આમ છ જણ જ વાત જાણતા હતા.

બ્હેનના માંડવા નીચેથી ભાઈના મૃતદેહને નહીં કાઢવા નક્કી કર્યું હતું. જે ઓરડામાં એ સૂતો હતો ત્યાંથી જ ગારાની પછીતે બારણું પાડી રાતમાં ને રાતમાં ચાર જીવાઇદારો તેના શબને સ્મશાને લઈ ગયા અને દેન દઈ દીધું.

રાતના અઢી ત્રણના સુમારે સૌ જપ્યાં ત્યારે ચારેય વૃદ્ધ માણસોએ આવીને દરબારને ઈશારો કર્યો કે કામ પતી ગયું છે.

દરબારે પાણી માગ્યું, મોઢુ ધોયું. બાજુમાં સૂતેલા અતિથિવિશેષે પૂછયું "કેમ હીપાભાઈ, કંઈ અસુખ થાય છે? વારા ઘડીએ પથારીમાં ઊઠબેસ કરો છો!"

"ના ભાઈ! માળા ભૂલી ગયો છું, તે પારે આંગળિયું અડશે તઈં નિરાંત વળશે.

દરબારની માળા હાજર થઈ, મણકા ફર્યા સૌ સૂઈ ગયા. હીપાખુમાણે નદીનો રસ્તો લીધો. ચેહ

ધીમી ધીમી બળતી હતી. અંગારા ઊડી ઊડી દીકરીના બાપના હૈયાને વધાવતા હતા. વાહ વાહ પોકારતા હતા. હીપા ખુમાણે રૂંગાને રોકવા ન.હી ધોઈ, "હે સૂરજ! હે સૂરજ!" ના જાપ શરૂ કર્યા.

તે દી રાતનું કાઠિયાણીની સ્થિતિનું વર્ણન શબ્દોમાં ઉતારવા માટે મારી પાસે સવેદનની વાણીની સરવાણી સુકાઈ ગઈ છે

પણ હા! હજુ કોઈ બાઈના મુખમંડળ ઉપરથી કાંઈ પામી જઈ શકે તેમ હતું નહીં.

આમને આમ સવાર થયું. સુરજની સાખે વરઘોડિયાં પરણી ઊતર્યાં. જવતલ હોમતી વખતે હીપા ખુમાણે પોતાના ભાઈના દીકરાને સમજાવી ઊભો રાખી દીધો. કોઈને ગમ પડે તો કાઠીની કલા લાજે. ઉલ-ટાની મોટા મનની ઝાંખી થઈ.

રોંઢો ઢળ્યો દુનિયાના દિલેર માનવીઓના મનના માપ કાઢતો, ઘડીક મલપતો ઘડીક ઉદાસ થતો ખાખડધજ સૂરજ દાદો અસ્તાચળ ઉપર જાણે કે ઠેસ વાગતાં બુઝર્ગ ભાભો લથડિયું ખાય તેમ લેટી ગયો.

હીપો ખુમાણ દીકરીને વેલમાં બેસાડવાની ઉતાવળ કરાવવા ગઢ ભણી હરઘડીએ કહેવરાવી રહ્યા હતા.

સોળ વર્ષની લાડકોડ ભરી કન્યા ડમણીમાં બેસવા કંકુની ઢગલી પાડતી ફળીમાં ઊતરી. સાહે-લિયુંનું ટોળું સાથે હતું.

દીકરીએ "બા" સામે ફરીને પૂછયું. "બા! ભાઈ કયાં?" અને કાઠિયાણીનું કાળજું હાથમાં રહ્યું નહિ. વળાપના થઈ ગઈ! જાણે કે આભ હેઠો ઊતર્યો. સૌને લાગ્યું 'આ દીકરીને સાસરે વળાવતી વખતનું રૂંગું?' ગામ ઝડતાંને જીવ નહીં, નહીં તો કકળાટ કરી મૂકે. વાતાવરણ થંભી ગયું. વાયરામાં હીબકાં હાલકલોલ થયાં. ચારણ — કાઠીનાં રૂંગાંએ તો ધરતીમાં ધરબી ધરબીને કરુણાનાં કણ ભર્યાં છે.

બ્હેનના પગ વેલમાં બેસવા જતાં ધરતી સાથે જડાઈ ગયા.

એ ફરીને બોલી ઊઠી, પુછી વળી:

"બા, ભાઈ કયાં છે? મારે તેને મળવું છે!"

દીકરીની જાજવલ્યમાન માતાએ ઊભરાતા આંસુ થર વચ્ચે પાસે ઊભેલા ચાકરને કહ્યું: "દરબારને મળવા બોલાવો!"

"આમે જોઈ, બેટા! ભાઈ કયાંક બહાર ગયો છે. તારે મોડું થાય છે, બેસી જા ડમણીમાં." કહીને માએ વાંસો વાળ્યો.

દીકરીની મા, ને દીકરાની "બા" ઓરડામાં સંતાઈ ગઈ.

બાપુ આવ્યા. બ્હેન હવે હીબકે ચડી હતી. માથા ઉપર હાથ ફેરવી, આંખોમાં બે ટીપાં આંસુ લાવી બાપુએ બ્હેનને ધીરજ રાખવા કહ્યું

બાપ પાસે પણ બેટીની એક જ માંગણી હતી: "બાપુ! ભાઈ કયાં છે? મારે મળવું છે."

વીર પિતાનો જવાબ હતો: "બેટા! બાળક છે, કયાંક જડતો નથી. તારી વાટ લાંબી છે, ઉપાડો વેલડું! મોડું થશે. દસ દિવસ પછી તને તેડવા જરૂર ભાઈને જ મોકલીશ."

"એ નારાણ બ્હેન!" કહી દરબારે પણ પીઠ ફેરવી.

વેલડાના પાણીદાર બળદે ઝોંટ મારી. ધરરર ડમણી ઊપડી. ગભરૂ બાળકીની આંસુભીની આંખ્યું વેલના પડદાની તડમાંથી ભાઈને મળવા મેદની ઉપર ફરી વળી, પણ કયાંય માડીજાયો ન જોયો.

બ્હેનને વળાવતી વખતે વરના બાપ હીપા ખુમાણની ડેલીની બહાર ઊભા હતા. હીપા ખુમાણના પત્નીનુ રોણું એ કૂણી કાંકરી કળી જનાર કાઠીને ઘણુંય કહી ગયું હતું.

તુરત જ તેમણે વેવાઈનું કાંડું પકડી એક બાજુ બોલાવ્યા અને પૂછયું:

"હીપાભા! તમારા દીકરા કેમ કાલના કયાંય દેખાતા જ નથી? વાત શું છે? કહો!"

હીપો ખુમાણ ગળચવાં ગળવાં માંડયા.

"બા! સાચું ન ભણો તો સૂરજના સમ."

અને એ વ્હાલા વેવાઈ પાસે પહાડ જેવા મનડાનો માટી પલળી ગયો.

હીબકતા હૈયાંએ માંડીને વાત કરી. છેવટે ધીરજથી અડગ રણકારથી ઊમેર્યું: "બા! તમને સૂરજની સાખધરાઈ છે જો અટાણે આ વાત કોઈને યે કરો તો!"

જાન રંગે ચંગે ઊઘલી.

સીમાડેથી સૌ હીપા ખુમાણના દીકરાના ખરખરે પાછા વળ્યા.

કાઠી ડાયરાના મુખેથી શબ્દો સર્યા.કે: "બા! કોને રંગ દેવા? કાઠીને કે કાઠિયાણીને?"

Oormy Navrachana Rajkot-1 (May-'80) ફી' રૂા ૨-૦૦ Regd. No. G-RJ-82

ઊર્મિ નવરચના
આદ્ય : તંત્રી સ્વ. ઈશ્વરલાલ મો. દવે
તંત્રી જયમલ્લ પરમાર
જૂન : ૧૯૮૦
સળંગ અંક ૬૦૩

# અલક્ષ્યનો પુકાર

મકરંદ દવે

ત્યારે 'ઊર્મિ-નવરચના' રાણપુરમાં છપાતું.

મેઘાણીભાઇ એનું સંપાદન કરતા. દરરોજ બોટાદથી રાણપુર આવે. સ્ટેટ્સ પિપલ લિ.ના છાપખાનામાં માસિક છપાય. મેઘાણીભાઇ આવીને ઓફિસમાં બેસે. કામે લાગી જાય. બાજુમાં મારી બેઠક. લેખોની પસંદગીથી પ્રૂફ-વાચનનું કામકાજ ચાલે. ઓફિસમાં બેસી કેમ કામ કરવું તેનાથી મારો જીવ ટેવાયેલો નહીં. મેઘાણીભાઇની મનમાં બીક લાગે એટલે બેસી રહું. પણ ત્યાં અગિયાર બાર વાગ્યે એક અલેકિયો બાવો નીકળે અને મારું મન બાંધ્યું ન રહે. બહાર દોડી જવા, એને જરા જોઇ લેવા થનગનું. અને પછી તો મેઘાણીભાઇની નજર ચુકાવી જતો. બાવો પડછંદ અને પ્રભાવશાળી, થનકતી ચાલે નાચતો જાય. ટોકરા વાગતા આવે. રંગ-બે-રંગી લીરા ઊડતા હોય, અને ગળું ભરીને 'અ-હા-લે-ક!' પુકારે ત્યારે મારું મન નાચી ઊઠે. બાવાના ઘૂઘરા દૂરથી રણઝણતા સાંભળું .અને એને જોવા મેં બહાર દોટ મૂકી જ હોય.

આવું થોડા દિવસ ચાલ્યું હશે. મેઘાણીભાઇને થયું હશે કે આ રોજ રોજ, આ ટાણે ક્યાં જતો હશે? અને એ પણ કામ પડતું મેલીને કે ઇવાર અધૂરાં પ્રૂફ વાંચીને કે તપાસવા આપેલા તાકીદના લેખને પડતો મેલીને પણ રવાના થઇ ગયો હોઇશ. પણ એમને ખબર પડી ગઈ તે ચોક્કસ. એક દિવસ જોઉં છું તો હું બાવાને ધરાઈ ધરાઇને જોઇ પાછો વળું ત્યાં મેઘાણીભાઇ મારી પાછળ જ ઊભેલા. માર્યા હવે ઠપકો ખાવો પડશે. પણ ના, એ ખડખડાટ હસી પડયા. એટલું જ બોલ્યા : 'બહુ ગમે છે?' અને પછી પોતાના કામમાં પરોવાઇ ગયા. આખો દિવસ અપરાધીની જેમ હું મૂંગો મૂંગો કામ કરતો રહ્યો. રાતે એક કાવ્ય ટપકી પડયું. ભભૂતિયા બાવા વિષે જ. બીજે દિવસે મેં એ કાવ્ય મેઘાણીભાઇને વાંચવા આપ્યું. કાવ્યની શરૂઆત આમ હતી:

'આવે ભભૂતગર બાવો, અલ્યા!
એના ટોકરા, રણઝણ વાગે,
ઓલી પાની શેરીએથી 'આ-લ્લેક જગવતો,
આવીને ઝટ લોટ માંગે?'

મેઘાણીભાઇ આ વાંચીને રાજી થયા. પણ ભૂલ સુધારતાં કહ્યું :

'આ શું ભાઇ!' આવીને ઝટ લોટ માંગે? એ શું? સાવ Prosaic થઇ ગયું, બાવાના પગ જ થંભી ગયા. આવું ન ચાલે.'

[અનુ. ટાઈટલ ૩

Oormy Navrachana Rajkot-1 (May-'80) ફી રૂા ૨-૦૦ Regd. No. G-RJ-82

# ઊર્મિ નવરચના

તંત્રી : જયમલ્લ પરમાર

વર્ષ : ૫૧ જૂન : ૮૦ : અંક : ૩ : સળંગ અંક : ૬૦૩





ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

ઓકટોબર નવેમ્બર સિવાય કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે ફરિયાદ કર્યા બાદ કાર્યાલયને નકલ મોકલવી. અંક સિલકમાં હશે તો જ મોકલાશે

સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી

'ઊર્મિનવરચના'ના લવાજમના દર

વાર્ષિક-દેશમાં રૂ. ૨૦-૦૦

વાર્ષિક પરદેશમાં રૂ. ૪૦-૦૦

લેખકોને—

લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રીઓ તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

પ્રકાશકોને—

બદલાનાં સાપ્તાહિક, પાક્ષિક માસિક વગેરે તથા અવલોકન માટેનાં પુસ્તકો નીચેના સરનામે મોકલવાં.

એજન્ટોને—

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ઊર્મિનવરચના કાર્યાલય

૧૩, જાગનાથ પ્લોટ

રાજકોટ ૩૬૦ ૦૦૧ (જિ. રાજકોટ

માલિક, મુદ્રક અને પ્રકાશક : રાજુલ ઈ. દવે : ૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ-૧

મુદ્રણસ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે : રેસકોર્સ રોડ, રાજકોટ-૧



# રાષ્ટ્રીય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી'. ચાલો આપણે 'હું' અને 'મારૂં' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રીયતામાં એક-રૂપ કરી દઈએ. સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારેજ આપણે ખરેખરા સ્વતંત્ર થઈશું"

—ગાંધીજી



ગુજરાત રાજ્યના માહિતી નિયામક દ્વારા પ્રકાશિત

# સત્ ખોજી જૂઠીબાઈ

(કો શીલવંતી નાર-૬) જયમલ્લ પરમાર

જખ્મી પ્રણય, પિયુની બેવફાઈ, પ્રણયની ખુમારી અને વૈરાગ્યની મસ્તી આમ જ્યાં જુઓ ત્યાં નારીત્વ ઊભું જ છે. નાતરીઆ વરણની નારીઓ પણ સજણાના સ્નેહ ખાતર હીઝરાઈ છે અને સતીત્વના સંગ્રામ ખેલતી જીવન-માંગલ્યના માણેક-સ્થંભો રોપતી ગઈ છે.

સોરઠી જીવનમાં સ્ત્રીજાતિએ એવો પ્રબળ ભાગ ન ભજવ્યો હોત તો સંભવ છે કે પુરુષોનાં પુરુષાતન પાંગળાં લાગત. એની પ્રબળ પ્રેરક શક્તિ તો નારી જ હતી. એના ચિર વિયોગનાં અસીધારા વ્રત પણ વૈરાગ્યમાં જ પરિણમ્યા છે ને સમાજને શીલના ટેકા દઈ દઈને એણે ટકાવ્યો છે.

જ્યાં નજર નાખો ત્યાં આ સંસ્કારદાત્રી નારી ઊભી જ છે. લોડણ વગરનો ખીમરો, રાણક વગરનો ખેંગાર, લોયણ વગરનો લાખો, રૂપાંદે વગરનો માલદે, તોળલ વગરનો જેસલ, હોથલ વગરનો ઓઢો, વિકોઈ વગરનો કમો, નાગમદે વગરનો નાગ, કુંવર વગરનો રાણો અને સોન વગરના હલામણની કલ્પના જ થઈ શકતી નથી. શું વિરહમાં કે શું વિયોગમાં, શું શૌર્યમાં કે શું ભક્તિમાં—માત્ર વીરમાતા વીરજનની નહિ, પણ સમગ્ર શક્તિ-રૂપીણ દેવી સ્વરૂપે પ્રેમનો, શૌર્યનો, ભક્તિનો અને સાધનાનો પ્રેરક ઘોષ વહાવી રહી છે.

'કાળીભાઈનો કૂબો, એ મૂઓ ને બીજો ઊભો' એવી કહેવતને પણ મર્યાદા છે. એક ધણી મરે ત્યારે બીજો કરવાનું નાતરીઆ વરણ માટે કાંઈ નવું ન હતું, પણ જોગમાયાની વેલ્યને આવા ઉજળા કે નાતરીઆ વરણના ભેદ નડયા નથી. એ સરવાણ તો ગંગાના પ્રવાહરૂપે વહી છે.

આઈ જાનબાઈની દેરડી ગામે ખોજો સવો ભગત બકાલું વેચી સાધુ સંતોને ખવરાવીને ખાય. પોતાનાં ઘરાવાળાં માનબાઈને નામથી બોલાવે. સાધુ-સંતોને ખવરાવતાં વધે તો ગામના શેઠને ત્યાં થોડું જમા કરાવે. અષાઢી બીજે ઉપાડ કરતાં તો પાંચ-પંદરનું દેણું ઊભું હોય.

એક દી નો સમો ને સવા ભગતની વાડીએ સાધુ આવ્યા, ભિક્ષા માગીને ઊભા રહ્યા. સવો ભગત સાધુને ઘેર આવવા સમજાવે છે, પણ સાધુ કહે છે જે હોય તે અહીં ને અહીં દે. ભગતે દાળ-લોટ લાવી આપ્યાં. સાધુએ રોટી પકવી. પછી સાધુ કહે: "ભગત! બે રીંગણાં આપ!"

સવો ભગત કહે: "મહારાજ! હજી રીંગણાં નથી આવ્યાં. થોડા વખતથી રોપી છે."

સાધુ કહે: "ચલ બતા."

સવો ભગત સાધુને રીંગણીના કયારામાં લઈ ગયા તો કયાંક કયાંક રીંગણાં વળગેલાં જોયાં. સવા ભગતે બે ચાર રીંગણાં સાધુને આપ્યાં. શાક પકવીને સાધુએ ભોજન કરી આશીર્વાદ આપ્યા કે: "મારાં ઠર્યાં એવાં તારાં ઠરજો."

સવો ભગત કહે આપની દયા છે. માનબાઈને ખોળે રમતો દીકરો જુવાનજોધ થયો. ગઢડા પાસેના નીંગાળા ગામે સગપણ કર્યું પણ કન્યાને ફાટ ફાટ જોબન અને રૂપરૂપના અંબાર. નામ જૂઠીબાઈ.

સવા ભગતના એકના એક દીકરા સામજીને તો લગનના માંડવેજ એરુ ટચકાવ્યો. ટાઢોબોળ પડી ગયો. ગામે ઘણી કાહટી કરી. ભગતને સાધુના આશીર્વાદ યાદ આવ્યા, પણ દિલ ડગ્યું નહિ. શબને દેરડી લઈ જવા ગાડામાં નાખ્યું ત્યાં તો નવવધૂના પોષાકમાં સજ્જ થયેલી જૂઠીબાઈ દોડીને ગાડામાં ચડી ગઈ.

સવો ભગત કહે : "અરે હાં હાં હાં હાં ! હજી હથેવાળો નથી કર્યો ત્યાં......"

"ભગત બાપુ ! તમે તો મને દીકરાના સાટાની લીધી છે ને ? હવે તો હું જ તમારો દીકરો !" જૂઠીબાઈએ કહ્યું.

દેરડી આવીને જૂઠીબાઈએ વાડીથી માંડી ઘરનો બધો વહીવટ ઉપાડી લીધો. એ જ દાન ધરમ ને એ જ સદાવ્રત. વધ્યું-ઘટ્યું બધું સાધુ સંતોને અવડાવી દયે. બધા એને ભગતની દીકરી જ સમજે છે.

ભગત દીકરી માટે મૂરતિયો ગોતે છે. ગામ ખાંભેથી જૂઠીબાઈને લોક જોવા આવ્યા. ઉઘાડે માથે જૂઠીબાઈ બહાર આવ્યાં. સડક થઈ ગયેલા મહેમાનોને કહે : "તમે મને જોવા આવ્યા છોને ? પણ હું ભગતની દીકરી નથી, દીકરા-વહુ છું."

પોતાને દીકરા-વહુ તરીકે ઓળખાવ્યા પછી કોઈ જોવા જ ન આવ્યું. જૂઠીબાઈએ સવા ભગતને માનબાઈ જીવ્યાં ત્યાં સુધી એમની સેવા કરી અને ૬૫ વરસ સુધી સદાવ્રત ચાલુ રાખ્યું. જીવનના અંત સુધી શીલના સંસ્કાર પ્રજાને પાતાં ગયાં. સૌએ સત્‌ખોજી જૂઠીબાઈમાં જોગમાયાનાં દર્શન કર્યાં : સવા ભગતને સાધુના આશીર્વાદ ફળ્યા.

સોજાં જેનાં શીલ, એનાં વરણ કાંઉં વખાણીએ !
પ્રેલાદે ય પવિત્ર, નકર દાનવ હૂતો દાદવા !

# નાગમગાની કથા

કાનજીભાઈ બારોટ

પાડમગા પણ જાણજો, નાગમગા નિરધાર;
દેવવંશી તે હોય છે, કહીએ વારંવાર.

મરણ પથારીએ વૃદ્ધ નાગમગા વહિવંચાને તેનો મોટેરો દીકરો પૂછે છે, 'બાપુ! કાંઈ ભલામણ કરવી રહી ગઈ છે?'

"હા, બેટા, આપણા નાગદેવતા જજમાન છે. આપણને અપૂરા પૂરે છે. ભલેને આખી જિન્દગીમાં એક વખત જ માગીએ તો પણ આપણાં દાળદર ભૂક્કા થઈ જાય છે. આપણે બીજા કોઈનું કાંઈ ખપતું નથી. કૂવાં કે વાવમાંથી પાણી લઈએ તો ય પાઈ-પૈસો નાખીએ છીએ. ધરતી પરથી કાંકરો લઈએ તો ય જમીન પર દોકડો મેલી દઈ. નાગકૂળે આપણને પૂરા અજાચક બનાવ્યા છે અને બેટા, આપણી વહી (ચોપડાં) માં વિગતવાર નામધારી નાગનાં સ્થાન કયાં કયાં મુલકમાં આવ્યા છે, કયો દેશ, કયો ડુંગર, કઈ નદી નજીક, કયું જંગલ એની નિશાનીઓ પાકે પાયે હોય છે. દરેક નાગકૂળની વંશાવળીમાં નાગે કેવાં કેવાં પરાક્રમો દાખવ્યાં એના ગણ દુવા પણ છે. તો જે નાગને થાનકે જાવ તંઈ એની અથવા એના વડવાની કીર્તિ કે'જો, તો તમોને તે મળશે. નામ-ઠામ મંડાવશે, શીખ દેશે. પણ પ્રથમ આ પચ્છમધરાનો મુખી ભુજીયો નાગ કચ્છમાં છે એને માગજો એટલે પરવાનો મળી ગયો. ઈ નાત પટેલ છે. પછી કચ્છમાં નાગના ખોરડાં માગી અને હાલાર, પાંચાળ સોરઠ-એમાં સરમાળિયો, વાસંગી, સિંદુરિયો, ધુડીયો, ઊબેણીયો, પીંગળનાગ, પંખાળો વગેરે નાગલોકો બહુ જ ભલા છે. ત્યાંથી બાબરિયાવાડમાં વાવેરિયાને માગી લુણસાપરિયા પાસે જાવ ત્યારે ધ્યાન રાખજો"

"કેમ બાપુ, લુણસાપરિયાનું શું ધ્યાન રાખવું?"

"દીકરાઓ, ઈ નાગનું મોસાળ મોળું છે. ભોફિંડાનો ભાણેજ છે. ત્યાં લેવાની હઠ વધુ કરશો નહિ. વળી હદબારો લોભી છે. ક્રોધ તો એની રગેરગમાં વ્યાપેલો હોય છે. બસ, બેય ભાઈ સંપીને રે'જો. તમારા જેવા દીકરાને કાંધે ચડી જાઉં છું. જીવને નિરાંત છે." એટલું બોલી, 'હે રામ! હે હરિ!' કહેતાંને વૃદ્ધ નાગમગાએ કલેવરનો ત્યાગ કર્યો.

મોટો દીકરો જુવાન અને નાનો પાંચ-સાત વરસનો. ઈ પણ જુવાન થયો. મોટો પરણેલો હતો. નાનેરાને પણ મોટાએ પરણાવ્યો. બેય ભાઈને ત્યાં દીકરી-દીકરા થયા ત્યારે મૂરત જોવરાવી બેય ભાઈ જજમાનમાં એટલે કે નામાધારી નાગદેવતાઓને માગવા ઉપડી ગયા.

સૌ પ્રથમ કચ્છમાં ભુજિયાને થાનકે આવ્યા. સાંજનો સમય હતો. દેવતા કરી વનની કોઈ જાતની વનસ્પતિનો ધૂપ કર્યો ત્યાં તો ભુજિયા નાગે બે ય નાગમગાને દર્શન દીધા. સફેદ દેહ રહી ગયો છે, સોનેરી મૂછો ફર ફર ફરકી રહી છે અને નાગમગાએ વખાણ ઉપાડયા:

ભુજંગે ભેરીઓ મારિયો ફૂંકે દીધો ખાક;
ગારૂડી કે ગારેઓ, ફણીધર મારે હાક.

ભુજંગે પોતાના પરિયાગતને ઝાઝાં આદરમાન દીધાં. નાત તથા સગાં-વહાલાંને નોતરી નામ મંડવ્યા. નાગકૂળનો ડાયરો ફડાઝૂડ ભરાણો છે. અર્ધા શરીર મનુષ્ય જેવાં ધારણ કર્યા છે. નાગણીઓએ પણ અર્ધાં શરીર સ્ત્રીઓ જેવાં ધારણ કરી ચોપડા વધાવે છે. સોના, રૂપા, ઝવેરાત પરિયને ધરાય છે. નાગણિયુંએ ઓઢણીઓ એવી દીધિયું કે સંકેલો તો મૂઠીમાં સમાય. ઈ બધી તો નાગલોકની ચીજો કહેવાય!

એમ ભુજિયા નાગને માગી બેય નાગમગા નામધારી નાગોને માગતા આવે છે. કચ્છમાંથી હાલાર,

પાંચાળ, સોરઠ અને બાબરિયાવાડમાં ઊતર્યા અને લુણસાપરિયાને થાનકે આવ્યા. વેણુ–વખાણ કર્યા નાગ આવ્યો અને બોલ્યો. 'બતાવો ચોપડા.' બતાવ્યાં, નામ નીકળ્યાં.

"માંડી લ્યો નામ !"

નાનેરો નાગમગો કે, 'મૂરત જોવરાવી મંડાય.'

લુણસાપરિયે પાંચ રૂપામહોર ચોપડે મૂકી. હવે જ્યાં લાખોના માલ મળતા હોય એને પાંચ રૂપામહોર ચોપડે મૂકે તે તો મશ્કરી જ લાગે ને !

મોટો તો ચૂપ બેઠો છે, કારણ કે એને એના પિતાની ભલામણ યાદ આવી. તેને ખબર પડી કે આ ઈ જ ઓરડું છે. ભોફીંડા ભાણેજવાળું. નાનેરો તે દી અણસમજું. એને આ વાતનું ઓહાણ નહીં. નાનેરાએ પાંચ રૂપામહોરનો ઘા કર્યો.

"લુણસાપરિયા, તમે તમારા પરિયાની ઠેકડી કરો છો !"

"ડા'પણ કર્યમાં. તું મને ઓળખતો નથી. મારું કરડયું ડગ ચાતરે નહિ."

મોટોભાઈ નાનેરાને પગના ઠેબાથી સમજાવે છે. (કારણ કે પ્રસિદ્ધ તો બોલાય નહિ કે આ ભોફીંડાનો ભાણેજ છે.) મેટો તો બીનો કે મને ય વેડી દેશે.

નાનેરો લુણસાપરિયા હારે વાદે ચડયો અને ક્રોધમાં બોલ્યો. 'તારે બળ તો કરડયાનું છે ને ? તે નાગના પેટનો હો તો લે ફટકાર્ય. આ લે આંગળી.'

પણ ત્યાં તો નાગ ઊછળીને ચોંટયો નાનેરાની આંગળીએ. ચોપડા અને બેય નાગમગાંનો ઘા કરી રાફડામાં તરી ગયો.

નાનેરાને તો ઝેર રોમેરોમ લાગી ગયું. દેહ લીલો કાંચ થઈ ગયો. મોટેરો કે, "ગજબ થઈ ગયો ! મારા ભાઈને મારી નાખ્યો." હવે તે માંડયો પોકેપોકે રડવા પણ ત્યાં એનું કોણ સાંભળે ? મનને કાબુમાં લાવી વિચારે પડયો. તંઇ જેને જેવો સહવાસ એની રીતભાત, ખસલત, ગુણદોષ જાણી જાય છે. એકદમ રોવું પડતું મૂકી પોતાના ભાઈના શરીરમાં કોઈ જાતનો મસાલો ભરી પવન ન સંચરે એવી તેલની કોઠીમાં નાખી રાજુલા આવ્યો. રાજાને પોતાના દુઃખની વાત કરી, "આ ધરતીમાં મારા એકના એક ભાઈને મેં ખોયો. મારી રાવ સાંભળો."

રાજા કે, "બારોટ ! નાગ પાસે મારું શું જોર !"

તંઈ નાગમગો કે'છે, 'હે રાજા ! લુણસાપરિયા સાથે તમારે લડવાનું નથી, પણ ત્રણ મહિના આ લોઢાની તેલ ભરેલી કોઠીમાં મારા ભાઈનું શરીર સાચવો મારા ભાગ્યમાં મારો ભાઈ હશે તો પ્રાપ્ત થશે.'

રાજુલાના રાજાએ હા પાડી. આવો બંદોબસ્ત કરી બાબરિયાવાડમાંથી એકદમ મારતે ઘોડે કચ્છમાં ભુજિયા નાગને થાનકે આવ્યો સંધ્યા ટાણે પોક મૂકી રોવા મંડયો. એક પોતાના નાનાભાઈના નામની અને બીજી ભુજિયાના નામની પોક મૂકી : 'એ ગજબ કર્યો, મારી જીવાઈ ભુજિયા !'

પોતાના નામનું પોકારણ સાંભળી થાનકની શિલા ઊંચી કરી ભુજિયો બહાર આવ્યો. રડનારને ઓળખ્યો 'અરે...રે....રે આ તો મારો પરિયાગતી. બારોટ, શું દુઃખ છે ?'

'અન્નદાતા ! મારા કરમમાં નાગ કયા જજમાન માંડયા'તાં હવે એની હાર્યે કાયમ પનારા પડયાં. કો'ક દી બધાય–બોલાય. તમે હાડય જાવ અને સડક કરડો. અમારું ઓય મોત થય.'

'બારોટ, કોઈ નાગ હાર્યે બોલાચાલી થઈ છે ? નાનેરો કયાં ગયો ?'

'મારા વિહામા, એને લુણસાપરિયો કરડયો.'

'બારોટ, એની પાસે વધુ લેવાની તાણ્ય કરી હશે. એને મોજ આવતી નથી. એનું એક પાખું નબળું છે.'

'મારા બાપ ! મને તો ખબર હતી પણ નાનોભાઈ અજાણ્યો. બેય ચડભડયા. મારા ભાઈને એણે મારી નાખ્યો. અમારી બેય બંધુની જોડલી વિખોડી નાખી.'

ભુજંગરાજ કે,' એના શરીરનું શું કર્યું ?'

નાગમગો કે, 'એને જતનથી જાળવ્યું છે.'

'ઠીક, તંઇ હું ભુજના રાવને સ્વપ્ન આલું છું. એ તમારી ત્રણ મહિના મહેમાનગતિ કરશે અને ઇ વખતમાં હું લુણુસાપરિયા સાથે લડવાની તૈયારી કરી ત્રણ મહિને હું અને લુણુસાપરિયો યુદ્ધ ખેલશું. જો હું જીતીશ તો તારો ભાઈ તને પાછો મળશે અને હારું તો તારાં ભાગ્ય.'

ભુજનગરના રાવનો તો ભુજિયો ઈષ્ટદેવ ગણાય. એને સ્વપ્નમાં દેખાડો દઇ કહ્યું, 'મારા વહિવંચાને ત્રણ મહિના સાચવજે.'

કચ્છનો ધણી કે, 'ભલે દેવ.'

નાગમગો ભુજના દરબારમાં રોકાણો. ઈ વાત ન્યાં રઈ.

હવે ભુજિયા નાગે પોતાના થાનક પાસે એક રબારીનો નેહ હતો. એમાં એક બાપને ત્રણ જુવાન દીકરા હતા. એમાં બાપને ભુજિયા નાગે સ્વપ્ન દીધું અને કહ્યું કે 'કેટલી ભેંસો દૂઝે છે ?"

'એ બાપ, એંસી દોણે આવે છે તારા પ્રતાપ.

'તંઈ તો બે ભેંસોનું દૂધ કાઢી અને મસાલા નાખી મારા થાનકની પાસેની કૂંડીમાં રેડજે.'

રબારીનો ડોસો રોજ કૂંડીમાં સવામણ દૂધ રેડે. નાગદેવતા રાતનું પી જાય. આવું મહિનો એક બન્યું. તાં તો બુઢ્ઢો ભુજિયો જુવાન બન્યો. દૂધની તો તાકાત જ બીજી છે ને !

મહિના પછી રાતે વળી રબારીને સ્વપ્ન આવ્યું, 'હવે દૂધ બંધ કરજો અને તમે માલ, ઢોર, કુટુમ્બ-કબીલા સહિત આ નેહ મૂકી વયા જાવ, કારણ કે મારે અને લુણુસાપરિયા નાગને ધીંગાણું થાહે. બે દી સુધી તો અમે ફૂંકે ફૂંકે બાધશું ત્યારે અર્ધા અર્ધા ગાઉમાં ઘાસ અને ઝાડપાન પણ બળી જાહે. અહીં રોકાવામાં તમારી સલામતી નથી.

ઊડો ઊડો પંખિયાં, જલતી સબ વનરાય,
અમે જલીએ પંખવીણુ, તમે જલો કાય.

તંઈ રબારી ડોસો કે' 'હે ડાડા! તારા પ્રતાપે અમે સુખી અને સોયલાં છીએ ને તને સંકટ પડયું તંઈ ઊપડી જાઉં ઈ કયાંનો ન્યાય !

પાત્ર બગાડયાં ફળ ચક્યાં, બેઠા શીતલ છાય;
તમો જલોને અમો ઊડીએ, ઈ જીવનકા ફલ નાંય

'એટલે બેયનાં ધીંગાણામાં તને મદદ થાય એવું કામ સોંપ્ય. અમે ભાગશું નહિ.'

તંઈ ભુજિયો કે' છે, 'તમારા ઘરખાટલો, બાળબચ્ચાં, બાયું એને ભૂજ મોકલી દ્યો. તમે બાપ-દીકરા ચારેય આ પડખેની વાવમાં ભીનાં ગોદડાં ઓઢીને બેસજો. કારણ આજુબાજુની જમીન પણ અમારી ફૂંકુથી દાઝી જાહે. બે દી ફૂંકે ફૂંકે લડીને ત્રીજે દી બથોબથ આવશું. દાવપેચથી લડશું લુણુસાપરિયો જુવાન અને બળવાન છે. વખતે મને પછાડી દે તો તમો લોઢાના સળીયા રાખજો. મારો દેહ ધોળો અને સોનેરી છે. લુણુસાપરિયો કાબરચીતરો છે. હું એની ઉપર હોઉં તો તમારે કાંઇ કરવું નહિ, પણ મને પછાડી નીચે નાખ્યો હોય તો લોઢાના સળીયાં નીચે ભરાવી મને લુણુસાપરિયાની માથે ચડાવી દેજો. પછી તો હું ને ઈ છે.' આવી ભલામણ ભુજિયાએ કરી. નેહ ભુજનગર ભેળો થઈ ગયો. ત્રણ દીકરા અને એનો બાપ એમ ચાર જણા ભુજિયાની આજ્ઞાની વાટ જોવે છે.

હવે ભુજિયા નાગે નાતમાં સમાચાર મોકલી દીધા કે, 'હવેથી લુણુસાપરિયો પંક્તિ બહાર છે. એને ત્યાં કોઇ નાગકુળ જશો નહિ અને એને પ્રસંગે બોલાવશો નહિ. એણે આપણા પરિયાગતની હદ કરી છે.'

આવા વાવડ લુણસપરિયાને મળતાં ભડકયો, 'અરે, એની જાતનો ભુજિયો ! મને નાત બહાર મૂકનાર કોણ ? હું નાતને નાતબાર મૂકું.'

અને હે...ઊપડયો. કોઈ પણ નાગને સ્થાને જઇ યુદ્ધનું નોતરું આપે લડે, મારી પછાડી એની હાર્યે ખાય. કોઇ નાગ લુણુસાપરિયાની ઝીંક ઝાલતો નથી. ભોફિંડાનો ભાણેજ. એનું પખું જોરદાર હું હોય છે. નાઘેર, સોરઠ, ઘેડ, બરડો, ઓખો અને હાલારની નાગમતીનદીમાં થઈ કચ્છમાં ઊતર્યો. જે રસ્તે

મારવાડનો ભેરિયો ગારૂડી ભુજિયાની વાંહે પડેલ એટલે ભુજિયો નાગ કચ્છમાં આવેલ અને ભેરિયાને ડંશ દઈ મારી નાખેલ. ત્યારથી ભુજિયો કચ્છમાં પૂજાય છે. લુણુસાપરિયાએ કે'વાર્યું કે, ''જુદ્ધા થાજે માટી ! આ કાંઈ લાકડીમાં પ્રવેશી ભેરિયો મારવો નથી. સન્મુખ જુદ્ધ લડવું છે. આવું છું !''

ભુજિયે ઓળખ્યા રબારીને જાણ દીધી ચારેય જણાં ભુજિયાને ભીડ પડતાં લોઢાના સળીયા સોતા થાનક પાહેની વાવમાં ગોઠવાણા અને મહા વિકરાળ બની લુણસાપરીયો ફૂંફાડા મારતો ભુજીયાને થાનકે આવ્યો. વૃદ્ધ ભુજંગરાજને નાગણિયુએ જુદ્ધે વળ'-વ્યો. ઇ પણ કાળઝાળ બની ભોંયરા બહાર નીકળ્યો. બેય મુખ થકી ફૂંફુમાં ઝેર—જવાળાઓ ઝેરવવા માંડયા. સામસામી બેયની ફૂંફુનાં ભડકા બળવા માંડયા ઝ-ડ-ઝ-ડ-ઝડ.

કયારેક બેક ડેંડા સાપ બાધતા હોય તો ય લોકોના ટોળાં જોવા મળે છે. તંઈ આતો નામાધારી નાગ. આગ્યું ઓકી રહ્યા છે. આજુબાજુની લીલોતરી બળી રહી છે. બે દી અવિહાર લાગ્યા. ત્રીજે દી બેય પાસે આવ્યા. બેય પુછડીબર થઈ ફેણ્યું ચડાવિયું અને બથોબથ એક બીજાને વીંટળાઇને બળ મંડયા કરવા. પડે તો બેય પડે અને પાછા પૂંછડીભર ઊભા થાય. આમ જુદ્ધ જામ્યું. ભુજનગરના લોકો આ લડાઈ છેટેથી નીરખી રહ્યા છે.

એમાં કોઇ જાતની આંટી લઈ લુણસાપરિયાએ ભુજિયાને પૃથ્વી માથે પછાડયો. ભુજીયાને ગઢપણ હતું. ધુબાડો થયો. તાં તો ચારેય રબારી હાથમાં લોઢાના સળિયા અને ભીના ગાભા ઓઢેલ વાવમાંથી બહાર નીકળ્યા. વાવનું પાણી પણ એક હાથ શોષાઇ ગયું હતું. વાવ બહારના મોઢાં કોઢતા ઉપર લુણસાપરિયો અને નીચે ભુજિયાને રબારીએ જોયો. તાં તો, 'એલા, ડાડા હેઠ !' એમ કહી નીચે સળિયા ભરાવી લુણસાપરિયાને હેઠો અને ભુજીયાને ઉપર ચડાવ્યો. પછી લુણસાપરિયાના બાપનો ભાર ન હતો કે ભુજીયાને જીતી શકે. ભુજિયે મંડયો લુણસાપરિયાને પ્રહાર કરવા. મારી મારી લોથ કર્યો. ભુજિયો કે, 'હત્યારા, તને મારી નાખવો છે'

લુણસાપરિયાને મરવું વહમુ લાગ્યુ : કહેવા લાગ્યો, 'ભુજિયા તારી ગા, મને ઉગાર્ય !'

ભુજિયો કે, 'હવે એક ઉપાયે છોડું કે બારોટના શરીરને સાચવ્યું છે, તું એનું ઝેર ચૂહી જા.'

લુણસાપરિયો એમ કરવા કબૂલ થયો. ભૂજથી બારોટને બોલાવ્યા. સૌ લુણસાપરીયાને ઘેર આવ્યા. મોટાભાઈ રાજુલાથી નાનેરાનું સાચવેલું શરીર લાવ્યો. જે ઠેકાણે લુણસાપરીયાએ ડંશ દીધો હતો ત્યાથી તેણે ઝેર ચૂહી લીધું બારોટ બેઠો થાય છે. લુણસાપરિયો પોતાની બહેનને ભુજીયા વેરે પરણાવે છે. અને પછી બારોટને દાન દઈ ખુશી કરે છે. ભુજીયો લુણસરીયાને પરણી ભૂજ આવે છે. નાગમગાં ભૂજના રાવ પાંહે આવે છે. કારણ કે જજમાનમાંથી આવેલી તમામ ઉપજ મોટેરા નાગમગાએ ત્યાં મેલી હતી. ભૂજના રાવની રજા લઇ બેય ભાઈ પોતાના વતન તરફ વળે છે.

નાગમગે નાગલોકની ચીજો રાવને બતાવેલ, રાવની દાનત બગડી. છાના પોતાના માણસો મોકલી રાવે નાગમગાને લૂંટાવ્યા. નાગમગાએ રાવ પાસે રાવ કરી તેણે કહ્યું 'રોકાઇ જાવ, લૂંટારાની ગોતણ કરશું.'

રાવે લૂંટ પોતે કરાવેલ અને ગોતણ કોની કરે ? નાગમગાને ખબર પડી કે રાવે જ લૂંટ કરાવી છે. મૂંઝાણા. વળી બેય ભાઈઓ ભુજિયા નાગને થાનકે આવી રોવા મડયાઃ 'અરે...રે...રે બાપ ભુજંગદેવ ! અમારૂં બધુ રાવ લૂંટી ગયા. ત્રીજીવાર પોતાના પર પરીયાગતિને દર્શન દઈ ભુજીયાએ ફરિયાદ સાંભળી અને કચ્છના રાવને ભુજંગદેવ સ્વપ્ને આવી કે' છેઃ 'મારા બારોટનો માલ આપી દે જો !'

રાવે તમામ દ્રવ્ય આપી ઉપરાંત શીખ આપવા માંડયા. નાગમગાં કે, 'તમારું અમારે ન ખપે.' રાવે માફી માગી. નાગમગાંએ પ્રતિજ્ઞા કરી કે પ્રસિદ્ધ નાગ ન માગવા. વેષપલટો રાખવો.

# લોકગીતોમાં સાસુ-વહુ સંબંધ

પ્રા. રમણભાઇ પી. પટેલ

આપણા કુટુંબજીવનનું કેન્દ્ર સ્ત્રી છે. એ કેન્દ્રની આજુબાજુ સમ-વિષમ રીતે સંસારનું ચક્ર ફર્યા કરે છે. નારી સંસારધરી હોવાથી એનાં આનંદઉલ્લાસ, પ્રેમ, ઝંખના, વિનોદ, વાત્સલ્ય, વિરહ, વેદના વગેરે ભાવોને લોકગીતોમાં વિશેષ સ્થાન મળ્યું છે. લોકગીતોમાં નારીજીવનના ઉલ્લાસની સાથે એનું કારુણ્ય પણ અભિવ્યક્તિ પામ્યું છે. આપણી સમાજવ્યવસ્થા જ એવી છે કે, સમાજજીવન અને ઘરસંસારમાં સૌથી વધારે શોષવાનું-સહેવાનું સ્ત્રીને ભાગે – અને તેમાં ય વહુના ભાગે-આવે છે. કેટલાંક લોકગીતોમાં વહુની કરુણતાનું ગંભીર નિરૂપણ થયેલું જોવા મળે છે; તો કેટલાંકમાં વિનોદ-કટાક્ષના માધ્યમ દ્વારા તેના જીવનની વિષમતા, કઠિનતા, કરુણતા પ્રગટ થઈ છે.

હિન્દુ સંસારમાં સ્ત્રી પરણીને સાસરે આવે એટલે તેને વર ઉપરાંત ઘર-સાસુ, સસરા, નણંદ, ભોજાઈ, દિયેર, જેઠ વગેરે–ના અનેકવિધ સંબંધોથી બંધાઈને કુટુંબજીવનના ફરજો બજાવવી પડે છે. આ સર્વ સંબંધોમાં વહુને અતિ નિકટનો સંબંધ વ્યવહાર સાસુ સાથે રહે છે. એનું કારણ એ છે કે, દિવસનો મોટો ભાગ સાસુના સાન્નિધ્યમાં રહી, એની દેખરેખ અને સત્તા હેઠળ, વહુને રોજિંદા ગૃહકર્મો કરવાનાં હોય છે. સાસુના હુકમો અને ગૃહકર્મોના ભારે બોજમાંથી સાસુવહુ વચ્ચે વિખવાદ કે કલહ થાય છે, અને તેમાંથી તેમની વચ્ચે ઉંદર-બિલાડી જેવો સંબંધ બંધાય છે. સાસુ-વહુ વચ્ચેના આવા સંઘર્ષનું માનસશાસ્ત્રીય કારણ પણ છે. વહુના આગમન પૂર્વે દીકરો માતાની સર્વાંગ માલિકીનો હોય છે. વહુ આવતાં તે માતાનો મટી વહુનો થઇ જાય છે, યા તેનો પ્રેમ માતા અને વહુ વચ્ચે વિભાજિત થઈ જાય છે. માતાના મનમાં પુત્રનો પ્રેમ પૂરો યા અંશતઃ ગુમાવી બેસવાની શંકા કે ભીતિ જાગે છે. પોતાના પુત્ર પરનો માલિકીહક ઝૂંટવી લેતી યા તેમ કરવાની શંકા જગાવતી વહુ પ્રત્યે તેના મનમાં પૂર્વગ્રહ બંધાય છે. તેમાંથી સાસુ-વહુ વચ્ચે સંઘર્ષનાં બીજ રોપાય છે, યા અન્ય કારણોથી જાગેલો સંઘર્ષ તીવ્ર બને છે. આપણાં અનેક લોકગીતોમાં આ પ્રકારના સંબંધને વિશેષરૂપે અભિવ્યક્તિ મળી છે

નવેનવી સાસરે આવેલી વહુ, સાસુને શરૂઆતમાં 'મીઠી સાકર' જેવી વહાલી લાગે, પણ થોડા દિવસો પછી સાસુને એ જ વહુ 'ઘરની ચાકર' જેવી લાગવા માંડે છે. તે પ્રેમાળ વડીલમટીને કઠોર સત્તાધીશ બને છે. વહુને મીઠાશપૂર્વક સલાહસૂચન માર્ગદર્શન આપવાને બદલે તે હુકમો કરવા લાગે છે. વહુ પણ બદલાયેલ સાસુ અને પરિસ્થિતિનો પાર પામી જાય છે. તેના મનમાં સાસુના કટુ-કઠોર વ્યવહારનો પ્રત્યાઘાત પડે છે. પોતાની મર્યાદા જાળવીને વહુ આ વિષમ પરિસ્થિતિનો તેના ગજા પ્રમાણે કાં તો સ્વીકાર કરી લે છે, યા સામનો કરે છે. તેની આવી સ્થિતિ-વૃત્તિની અભિવ્યક્તિ અનેક લોકગીતોમાં જોઇ શકાય છે:

પહેલાં તો બાઈજી એમ કહેતાં કે,<br>
વહૂ તો મીઠી સાકર રે,<br>
હવે મારાં બાઇજી એમ કહે છે કે,<br>
વહુ તો ઘરની ચાકર રે,

અથવા–

પહેલાં મારાં બાઇજી એમ કહેતાં જે;<br>
વહુને ઘડાવીશ કંઠી રે;<br>
હવે મારાં બાઈજી એમ કહે છે જે<br>
વહુ તો મારી વંઠી રે.

પિયરમાં બેફિકરું અને અલ્લડ જીવન જીવેલી યુવાન વહુને સાસરાનું વાતાવરણ કંઈક બંધિયાર લાગે તે સ્વાભાવિક છે. ઘરનાં બધાં કામ તેને બરાબર ન આવડે, તે પણ બનવાજોગ છે પિયરમાં તો તેવા

વેળાએ મા તેને પ્રેમપૂર્વક માર્ગદર્શન આપે, અથવા પોતે જ તેવાં કામ કરી લે; પરંતુ સાસરામાં તેને ન ફાવતું કે આવડતું કામ કોણ કરે? ઊલટું, એની અણઆવડતથી મજાક-મશ્કરી થાય. દા. ત. નવી વહુને વાસીદું વાળતાં ન આવડે, તો સાસુ તેને મહેણાં મારે, તેનો ઉપહાસ કરે, તેની ફજેતી કરે. સાસુ-વહુ વચ્ચેના આવા વિસંવાદનું પ્રતિબિંબ કેટલાંક લોકગીતોમાં ઝિલાયું છે. દા. ત.–

વાસીદું વાળતાં વહુવર! દીસો છો રૂડાં રે,
પાડાનું પૂછડું આંબળો, એ લક્ષણ ભૂંડાં રે.
આંબળ્યાનું શું છે, પણ પાડો પીડે મરશે રે.

સાસુના સ્વભાવમાં જ કંઈક એવું વિષમ તત્ત્વ પડ્યું હોય જે વહુના દોષ શોધ્યા કરે, તેમને અનુલક્ષી કટુ-કઠોર ટીકાટિપ્પણ કર્યા કરે. નિર્દોષ વહુ પર આક્ષેપ કરી કેવાં અસહ્ય મહેણાં મરાય તેનું દર્શન 'વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં' જેવા કરુણ ગંભીર લોકગીતમાં જોવા મળે છે :

વહુ કહે છે આપણા ઘરની વાત જો,
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ!

સાસુને, વહુ પર શાસન ચલાવવા માટે; કશું બહાનું શોધી, તેને ધમકાવવા-દબાવવાનું ગમે! વહુથી માટીની જૂની ઢાંકણી ફૂટી જાય, તો પણ પૂરી આફત. સાસુ તેને ઊધડી લઈ નાખે. વહુનાં પિયરિયાં ઢાંકણીના બદલામાં સાસુને કંઈ કેટલીય કિંમતી વસ્તુઓ આપવા તૈયાર થઈ જાય, પણ ખીજેલી સાસુ રીઝે નહિ. એને તો હતી તેવી જ જૂની-રીઢી ઢાંકણી જોઈએ! છેવટે, વહુનો બનેવી આવી, જાતે ચાકડો માંડી, નવી નવસો ઢાંકણી આપે ત્યારે સાસુને જંપ વળે. સાસુના આવા વસમા સ્વભાવ અને વ્યવહારનું દર્શન કેટલાંક લોકગીતોમાં થાય છે, જેમકે :

બનેવી આવ્યો ચઢીને ગધેડે,
નવસેં ઢાંકણીઓ લાવ્યો જી રે;
લ્યો રે વેવાણ! નવસો ઢાંકણીઓ,
મારી સાળીનાં મેણાં ભાંગો જી રે.

વહુના દોષ જ શોધવાની વૃત્તિ ધરાવતી સાસુ ગમે તે બહાને ઝઘડો કરે. વહુથી વાલોળનું શાક જરાક તીખું થઈ ગયું; તો રોષે ભરાયેલ સાસુ-સસરાએ વહુને ઘરમાંથી હાંકી કાઢવાનું, દીકરા માટે નવી વહુ લઈ આવવાનું નક્કી કરી નાખ્યું!

ચમચો ભરીને મેં તો સસરાજીને પીરસી,
સસરાને તીખી લાગી રે સઇ.
સાસુજી કે' મારે આ વહુવારુ નઇ,
સસરાજી કે' બીજી લાવશું રે સઇ.

સાસુજીની આવી કચેરીમાં વહુને કેવી શિક્ષા કરવામાં આવે છે તેનું રમૂજીચિત્રણ 'સાસુજીની કચેરી' નામના એક લોકગીતમાં વહુને મુખે થયેલું જોવા મળે છે:

કેસ મારો ચાલે રે, સાસુજીની કચેરીમાં,
ઘરને કચેરી કીધી, આરોપીમાં મને લીધી,
નણંદ ફરિયાદી મારી, દિયર પૂરે ખોટી સાક્ષી.

અહીં સાસુ જ વહુને થતી શિક્ષાનું; એના કારુણ્યનું કારણ બને છે,

સાસરિયાંના ભારે કામના બોજથી અને સાસુના ત્રાસથી ત્રાસી ગયેલી વહુ, રડતાં રડતાં, પિયરના કોઈક ભાઈ સાથે મા-બાપ પર પોતાની દુર્દશા અંગે સંદેશો મોકલતી આલેખાઈ છે. તેમાં પણ સાસુના ત્રાસનું અને વહુના જીવનકારુણ્યનું દર્શન થાય છે:

મારી સાસુ તે મરચાં જેવડી
કાંઇ તીખી લાગે, કાંઇ તીખી લાગે,
ચાંદલિયા વીર! માને કે'જો કે આણાં મોકલે રે.

સાસુના ભારે ત્રાસથી પિયર ભાગી આવેલી વહુને એનાં પિયરિયાં સુખદુઃખની વાત પૂછે, ત્યારે વહુના ઉત્તરમાં સાસુના નિષ્ઠુર વર્તનનો યથાસ્થિત પરિચય મળે છે :

મારી રે સાસુ એવી ધૂતારી જો,
દહાડે દળાવે ને રાતડિયે ખંડાવે જો,
પાછલે તે પરોઢિયે પાણી મોકલે.

o o o

સાસરીએ જાઉં તો મારી સાસુજી ભૂંડાં;
દળણાં દળાવે રે, ના મા, નૈ જાઉં સાસરીએ.

o o o

દાદા હો દીકરી, વાગડમાં ના દેશો રે સઇ,
વાગડની વઢિયારી સાસુ, દોહ્યલી રે લોલ!

o o o

સસરો અમારો દેવ છે રે લોલ,
સાસુડી કાળો નાગ જો.

દીકરીનું દુઃખ સાંભળી માતાના હૈયામાં પારાવાર દુઃખ થાય. દુઃખિયારી દીકરીને માતા આશ્વાસનના શબ્દો બોલી હૂંફ આપે. પિયરમાં તેને સારુ ભરપેટ જમવાનું મળે; સૌ કોઇ હેત-પ્રીત કરે; તેને આદરભાવ આપે; તેની સગવડો સચવાય. આવા સુખને પડછે સાસરિયાનું દુઃખ તેને વધુ ઘેરું અને કટુ લાગવા માંડે. પિયર અને સાસરી તેમજ માતા અને સાસુ વચ્ચેની આવી વિષમતાનું સુરેખ સચોટ આલેખન કેટલાંક લોકગીતોમાં થયું છે:

માતાએ ઢાળ્યા ઢોલિયા રંગ ડોલરિયો;
ઓશીકે નાગરવેલ રે રંગ ડોલરિયો.
સાસુએ ઢાળી ખાટલી રંગ ડોલરિયો;
એ શીકે કાળો નાગ રંગ ડોલરિયો.

અથવા

મારી માતાને આંગણ લીમડી,
તેની શીતળ આવે છાંય જો-
એ માતા કેમ વીસરે?
મારી સાસુને આંગણ બોરડી
તેના કાંટા વાગ્યે પાય જો-
એ સાસુ કેમ સાંભરે?

અહીં માતાને શીતળ 'લીમડી'ની અને સાસુને કાંટાળી 'બોરડી'ની ઉપમા આપી, લોકકવિએ ચુનતીન માતા અને સાસુ તરફના વિભિન્ન ભાવને બરાબર પ્રગટ કર્યા છે. વહુના અંતરમાં માતા તરફ કેવી મમતા અને પ્રીતિ છે તથા સાસુ પ્રત્યે કેવાં રોષ અને કટુતા છે, તે તેમાં જોઈ શકાય છે. સંયુક્ત કુટુંબમાં પ્રવર્તતી મીઠાશ અને કડવાશ ઉભયનું તેમાં યથાર્થ નિરૂપણ થયું છે.

પિયરમાં ગમે તેટલું સુખ હોય છતાં દીકરી ત્યાં કેટલો વખત રહી શકે? આખરે તો દીકરી પારકી થાપણ. સાસરે જવા માટે પિયરિયાં એને સમજાવે, અને સસરા એને તેડવા પણ આવે, ત્યારે સાસરે ન જવાનાં એ જે બહાનાં કાઢે છે તેમાંય અણગમતી સાસુ સૌ પ્રથમ હાથ આવી જાય છે:
સસરા ભેળી નૈ જાઉં, મારી ઘેરે સાસુ ભૂંડી;
મને દળણું મેલે સૂંડી, મારી ઓછી ઉંમરમાં

આખરે પિયરિયાંની ઘણી સમજાવટથી, અને પતિ પોતે જ તેડવા આવ્યો છે તેથી, વહુ સાસરે આવે છે. પણ તેણે મનમાં સાસુ પજવે તો તેનો પ્રતિકાર કરવાનો, નિર્ધાર કરી લીધો છે. 'મહિયરનું બાજરિયું' નામના લોકગીતમાં સાસુના અસહ્ય સંતાપે ત્રાસેલી, નાછૂટકે ધૃષ્ટ બની સાસુનો સામનો કરતી, વહુનું ચિત્રણ થયું છે. કંજૂસ સાસુ તેને ઘેર આવતા મહેમાનને કોદરી રાંધી જમાડે છે. વહુને તે ગમતું નથી. તેથી જ્યારે તેને ઘેર તેનો ભાઈ મહેમાન થઈને આવે છે, ત્યારે તે સાસુની ઉપરવટ જઈ ભાઇને 'ઝીણી સેવ'નું ભોજન કરાવે છે:

સાસુએ રાંધી કોદરી, મેં ઓસાવી ઝીણી સેવ-
મહિયરનું બાજરિયું
સાસુના પરોણા જમી ઊઠયા,
જમે રૂડી રીતે મારા વીર-
મહિયરનું બાજરિયું

વહુની આવી ધૃષ્ટતા સાસુ શી રીતે સાંખી શકે? વહુને તે કઠોર બોલ સંભળાવે - અને તેમાંથી બેઉ વચ્ચે વિખવાદ-લડાઈ જામે:

સાસુએ લીધું સાંબેલું, મેં લીધી રૂડી રાશ,
મહિયરનું બાજરિયું,
સાસુનું સાંબેલું ભાંગી ગયું, ભલી રસે મારી રાશ,
મહિયરનું બાજરિયું.

પતિ અને સસરાની ગેરહાજરીમાં સાસુ-વહુ જમતાં જમતાં, નાની શી વાતમાં, લડી પડે. તેમનો ઝઘડો મોટું સ્વરૂપ લે, પરિણામે એકબીજાનાં માથાં પણ ફૂટે. કેટલાંક લોકગીતોમાં તેનું પણ નિરૂપણ થયું છે:

સાસુ ને વહુ બે જમવા બેઠાં,
જમતાં જમતાં લડી પડયાં;
સાસુએ ઝાલ્યો ચોટલો રે, મેં ઝાલ્યા બે કાન.

અથવા.

બાઇએ લીધું સાંબેલું રે સીંગલાલ
મેં લીધી મોટી ઈસ મોરી, સીંગલાલ.
મારા ભાંગ્યા ટાંટિયા રે, સીંગલાલ;
બાઇજીની ફૂટી આંખ મોરી, સીંગલાલ.

આવી કકળાટ કરનારી ઝઘડાખોર સાસુ પ્રત્યે વહુના મનમાં અણગમો કે રોષ પ્રગટે, તે સ્વાભાવિક છે. તેને કારણે વહુ સાસુ પ્રત્યે બેપરવા બનતી જાય; ઘરનાં રોજિંદાં કામો સાસુના હુકમો પ્રમાણે ન કરે અને કદાચ કરે તો સાસુ કહે એનાથી ઊલટું જ જાણી જોઈને કરે. એ રીતે સાસુ પર વેર વાળે. સાસુ વહુની આવી વિષમ વૃત્તિ-પ્રવૃત્તિનું પ્રતિબિંબ પણ કેટલાંક લોકગીતોમાં પડયું છે :

મારી સાસુએ એમ કહ્યું, વહુ કોઢમાં દીવો મેલ;
હું ભોળી એમ સમજી કે, સોડમાં દીવો મેલ!

અથવા

મા, મારી તે સાસુ એમ જ કે' છે
વહુ, ડોબાને પૂળો નીરો હો રામ!
મા, હું નાની તે શું સમજું ?
મેં ડોસાને પૂળો નીર્યો હો રામ!

સાસુની સતત સતામણી અને જોહુકમીથી ત્રાસી ગયેલી વહુના મનમાં સાસુ સસરા પ્રત્યે કેવો પ્રચ્છન્ન અણગમો ભર્યો પડયો છે, તે અહીં વહુના વિદ્રોહભાવ દ્વારા સચોટ રૂપમાં આલેખાયો છે.

સાસુ વહુ પાસે ભારે કામ કરાવી તેને દુઃખ આપે, એવું નિરૂપણ તો અનેક લોકગીતોમાં મળે છે. પરંતુ કેટલાંક લોકગીતોમાં મોજીલી અને માથાભારે વહુ સાસરિયાંને, ત્રાહ્ય ત્રાહ્ય પોકારાવી, કેવાં હેરાન પરેશાન કરી નાંખે છે તેનું પણ દર્શન થાય છે. અલબત્ત, વહુની આવી જોહુકમીનું દર્શન બહુ થોડાં અપવાદરૂપ, લોકગીતોમાં જ થાય છે. દા. ત.

પાંચ રૂપિયાનું કાપડું રે લીધું,
પે'રીને હાલી પાણી,
પાણી ભરીને ઉંબરે આવી,
ઉંબરા વચ્ચે બેડું ફોડયું.
સાસુ બિચારી દળણાં દળે,
ને જેઠાણી ભરે છે પાણી
ઘરમાં મરે ત્યારે રોતાં ન આવડે,
મેલી દે મૂઠીઓ વાળી.

અહીં માથાભારે વહુનું અને એનાથી દબાઈ ગયેલાં ગરીબ બાપડાં સાસરિયાંનું હળવું ચિત્રણ થયું છે. વહુના પ્ર-તાપે સાસુ બિચારી દળણાં દળે છે અને જેઠાણી પાણી ભરે છે. 'બાઈજીને બુડાડયાં' નામના એક બીજા લોકગીતમાં બહુ ઘરકામ કરાવતી સાસુને તેની વહુ છેતરીને કૂવામાં હડસેલી દેતી વર્ણવાઈ છે:

આઘેરાં રે વહુએ ધક્કો તે દીધો,
બાઇજી કૂવામાં બૂડયાં રે, મારી સૈયર સમાણી.
બાઇજી બૂડયાં ને સાડલો તરે.
રખેને પાછાં વળે રે, મારી સૈયર સમાણી.

'કયાંથી બતાવું!' નામના એક લોકગીતમાં કશું કામ ન કરતી, વા કામ ન કરવાનાં બહાનાં શોધતી વહુ, સાસુના પ્રશ્નના કોઇ ખરા ઉત્તર આપતી નથી; જેમકે-

બડનો ભારો લેવા ગઇ'તી રે, મારી સૌરું સંગાથે.
વહુ રે વહુ મને ભારો બતાવો!

ભારો રે બાઇજી કયાંથી બતાવું ?
ભારો ભેંસુને નીર્યો રે, મારી સૈરું સંગાથે.

સાંસારિક વિષયોનાં લોકગીતો ઉપરાંત લોકકંઠે ગવાતાં અનેક દુહા–સોરઠા અને ખાયણાંમાં પણ સાસુ–વહુ વચ્ચેના કટુસંબંધનું કટાક્ષયુક્ત ચિત્રણ લાઘવપૂર્વક અને પ્રભાવક રૂપમાં થયું છે.

વહુના મુખમાં મુકાયેલ આ ખાયણું જુઓ:

સાસુડી સાપણ ને નણંદી નાગણી,
જેઠાણી વીંછણ
કે લેતી જીવડો.

અથવા–

વહુનો વાંક શોધવો, સાસુને મન સ્હેલ,
પણ સાસુને સપડાવવી, ખરાખરીનો ખેલ.

લોકગીતો આખરે તો સમાજનું અને ઘર સંસારનું વાસ્તવિક પ્રતિબિંબ ઝીલે છે. તેમાં સાસુ–વહુના કટુસંબંધનું અને તજ્જન્ય ઝઘડા આલેખાય છે, તેમ તેમની વચ્ચેના મધુર સંબંધો અને તજ્જન્ય પ્રસન્નતા યા આનંદઉલ્લાસનું પણ નિરૂપણ થાય છે. એવાં મધુર સંબંધ દર્શાવતાં, ઘરસંસારની પ્રસન્નતા નિરૂપતાં લોકગીતો પ્રમાણમાં ઓછાં પણ મળે છે ખરાં. એક લોકગીતમાં, જેનો ઘરસંસાર સુખી અને રસભર્યો છે એવી કોઈ વહુ સાસરિયા પ્રત્યે અનન્ય પ્રેમ અને પૂજ્યભાવ દાખવતી દેખાય છે. તેને મન સાસુ–સસરા જાણે પૂજવા જેવા દેવ દેવી છે.

સસરો મારો દેરાસરનો દેવ જો,
સાસુજી દેરાસર કેરી પૂતળી.

બીજા એક લોકગીતમાં સાસરિયામાં સુખી વહુને સાસુ–સસરામાં પોતાનાં પ્રેમાળ માતપિતાનું દર્શન થાય છે. પૂર્વજન્મમાં પોતાનાં જે માતા–પિતા હશે તે આ જન્મમાં સાસુ–સસરા થઈને અવતર્યાં છે.

સસરો મારો ઓલ્યા જનમનો બાપ જો,
સાસુજી મારાં ઓલ્યા જનમનાં માવડી રે.

એક બીજા લોકગીતમાં પ્રસન્નમધુર દામ્પત્ય જીવન જીવતાં પતિ પત્નીની મધુર પ્રેમગોષ્ઠિમાં પ્રગટતા પત્નીના ઉદ્દ્ગારોમાં સાસુ–વહુના મીઠા સંબંધની ઝલક દેખાય છે:

સાસરિયામાં વા'લી મારી સાસુડી,
મહિયારીએ રે મને વા'લી માવડી

સાસરિયામાં વહુ પર ઘણા બધા જુલમો ગુજારાય, છતાં ઘરમાં લગ્નપ્રસંગ હોય ત્યારે તો સાસુ, જૂની કડવાશ ભરેલી વાતો ભૂલી જઈ, વહુ પ્રત્યે માયા–મમતા દર્શાવે. વહુને કોઈ કારણસર માઠું લાગ્યું હોય તો તેને સાસુ મનાવે પણ ખરાં દા. ત. નણંદના લગ્ન પ્રસંગે રિસાયેલી વહુ સાંતક કરવા બેસતી નથી, ત્યારે સાસુ સસરા વહુને લાડકોડ કરતાં મનાવે છે :

સાંતક વેળાએ ગોરી રિસાઇ બેઠાં,
સાસુ મનાવતી માનો, હો લોલણી.
આછા ઘૂંઘટ વહુને વહાલેરા લાગ્યા !
કહો તો વહુવારું તમને તુસીઓ ઘડાવું
પાંદડીએ રતન જડાવું, હો લોલણી.

કોઈ સદ્દ્ભાગી વહુને સાસરીયામાં પિયર કરતાંય અદકેરું સુખ મળે, ત્યારે તેના અંતરની પ્રસન્નતા ઊભરાઇ જાય. પોતાને પ્રેમ, આદર દેતાં સાસુરા, જેઠ, જેઠાણી, દિયર, દેરાણી, નણંદ વગેરે સૌ કોઈ તેને પૂજવા જેવાં લાગે. તેની કલ્પના તેમનાં અવનવાં મનગમતાં રૂપો સર્જે. એક લોકગીતમાં આવી સુખી, મુગ્ધ, સંવેદનશીલ, કલ્પનાશીલ વહુના મનોભાવોને રુચિર અભિવ્યક્તિ મળી છે :

આજ રે સપનામાં મેં તો ડોલતો ડુંગર દીઠો જો,
ખળખળતી નદીઉ રે સાહેલી મારા સપનામાં રે.

o o o

ડોલતો ડુંગર ઇ તો અમારો સસરો જો,
ખળખળતી નદીએ રે સાસુજી મારાં ના'તાં'તાં રે.

અહીં ગંભીર, ભવ્ય સસરાને 'ડોલતો ડુંગર' રૂપે અને ખેલકણાં સાસુને 'ખળખળતી નદી' સમા

કહ્યાં છે. સ-રસ કાવ્ય તરીકે પણ આ લોકગીત નોંધપાત્ર છે. 'મોતી વેરાયેલ ચોકમાં' નામના બીજા એક લોકગીતમાં બહાદુર, ગૌરવવંતા, સમૃદ્ધ ઉદાર, સસરાને 'રણમલ રાજિયો' કહ્યો છે અને જીવનમાં શીતળતા, પ્રસન્નતા, તાજગી આપનારી સાસુ 'સમદર લે'ર, તરીકે વર્ણવાય છે; જેમકે –

મારો સસરો તે રણમલ રાજિયો,
રે મારી સાસુડી સમદર લે'ર.

સમગ્ર રીતે જોઈએ તો સાસુ-વહુના કટુ-મધુર સંબંધો છે. સંઘર્ષને આલેખતાં આ લોકગીતોનું વહુને મુખે તેના કરુણ કુટુંબજીવનની વેદના જ સવિશેષ પ્રગટ થઈ છે. આપણા ઘરસંસારનું વાસ્તવિક પ્રતિબિંબ ઝીલતાં આ લોકકંઠોમાં તે કયારેક ગંભીર રૂપે અભિવ્યક્તિ પામી છે, તો ઘણીવાર હાસ્યવિનોદ કે વ્યંગ્યનો અંચળો ઓઢીને તે આવી છે. પરિણામે એ વેદના, વિનોદ-વ્યંગ્યમાં ઓગળી જઈ, કંઈક હળવી બની છે, અને કયારેક રસિક-મધુર પણ બની છે. ગંભીર, હળવા, રસિક યા મધુર કોઈ પણ રૂપમાં રજૂ થતી આ વેદના, આખરે તો, નારી હૃદયની વેદના છે. પિયરનાં પરિચિત પ્રેમાળ સ્વજનોને છોડી, અજાણ્યાં ઉદાસીન યા કઠોર સાસરિયાં વચ્ચે હિજરાતી વહુની આ વેદનાને યથાતથ વાચા આપતાં લોકગીતોને, તેથી તો ગુર્જર નારીએ પોતાનાં ગણી આજ સુધી સ્વ-કંઠે જાળવી રાખ્યાં છે.

*

## રાધાજીનાં સાસુજીનો બરો

સાસુ બારણે સાદ કરે છે, ઊઠો રાધા ગોરી જો !
રાધા રંગીલી મહી વલોવે, મહીડાં વેળા થઇ ગઇ જો !
મસરક દઇને મેડીએથી ઊતર્યાં, દીવડલા અજવાળ્યા જો !
ગોળી મહીં તો ગોરસ પૂર્યાં, મહીં પૂર્યો રવાયો જો !
મહી વલોવી માટ જ ભર્યાં, દુધ વેચવાને ચાલ્યાં જો !
દુધ વેચ્યાં દહીં વેચ્યાં, વેચ્યાં જમના નીર જો !
વેચી કરી ને પાછાં આવ્યાં, કયાં ગયા મારાં બાઇજી જો !
હો મારા બાઇજી ! શીરામણ ઘોને, શીરામણ વેળા થઇ છે જો !
બાઇરે પાડોશણ ! બેન કહું છું. તું સાંભળ વહુની વાત જો !
ઢીચણ સમાણાં ખાંદણાં પાડયાં, કળશિયા નો ઊટકયા જો !
ઢીચણ સમાણા ખાંદણાં કાઢયાં, વાસીદાં નો વાળ્યાં જો !
પાણિયારાં તો છલકાઇ ગ્યાં, કળશિયા ઊટકી નાખ્યા જો !
હો મારાં બાઇજી શીરામણ ઘો, શીરામણ વેળા થઇ છે જો !
સાવરણા કેરો માર જ માર્યો, ઢીંકા મેલ્યા ચાર જો !
પાટુ મારી પાડી રે દીધાં, અડબોતે અબડાવ્યાં જો !
મસરક દઇને મેડીએ ચડિયાં, રાધાએ રૂસણાં લીધાં જો !
સાવરણા કેરો માર જ માર્યો. ઢીંકા મેલ્યા ચાર જો !
પાટુએ મારી પાડી દીધાં, અડબોતે અબડાવ્યાં જો !
મસરક દઇને મેડીએથી ઊતર્યાં, માને જઇ સંભળાવ્યું જો !
આ લ્યો માતાજી ! કોઠી કોદરા, ખૂણે ભરડી ખાજો જો !
રાધા રંગીલાંને કાંઇ નહિ કહેવાય, રાધા તો ઠકરાણાં જો !

# ગોહિલવાડના ગોવાળિયા કાઠી દરબારો

વૈદ્ય મોટાભાઈ ગઢડાવાળા

પંચાળના સીમાડાને માથે આવેલ ગોવાળિયા કાઠીના આઠ ગામ છે. રાયપર, દેરાળા, રતનપર, હોળાયા, ધ્રુફણિયા, ગાળા, સખપર, સાળીંગપર.. આવાં આઠ ગામ ગોવાળિયા કાઠી દરબારોનાં ગામ છે. જેઓનું ઉમરાળા ગામ પણ હતું. ત્યાં ભોકા ગોવાળિયા, ઉનડગોવાળિયા વગેરે બહાદૂર કાઠીઓ રહેતા હતા. રાજાશાહીના જમાનામાં ભાવનગર સ્ટેટના મહારાજાને લીંબડા ભાયાત સાથે અણબનાવ હતો. એમાં એક વખત મહારાજા કચેરીમાં બેઠેલા, અમીર ઉમરાવો, ભાયાતો વગેરે ડાયરો જામેલો, કાવા કસુંબાની રેડીબેડી જામેલ હતી, પાતળિયું જીભુંવાળા કવિઓ હલકારા કરી રહ્યા હતા એમાં મહારાજા બોલ્યા કે, "માળું, ડાભોળિયું ખટકે છે." એટલે કામદાર ઊભા થઈને મહારાજાના અંગરખા ઉપર હાથ ફેરવી ફેરવીને બોલ્યા કે: "બાપુ ! કાંઈ જ નથી."

વળી પા–અડધો કલાક પછી ફરી વખત બોલ્યા કે "ડાભોળિયું ખટકે છે." વળી કામદાર જોવા માંડયા ને પછી બોલ્યા કે: "બાપુ કાંઈ નથી."

જ્યારે ત્રીજી વાર બોલ્યા કે: "ડાભોળિયું ખટકે છે." ત્યારે ગોવાળિયા કાઠી દરબારો બોલ્યા કે: "બાપુ ! ઇ ડાભોળિયું કામદારથી નો નીકળે. ભાવનગરના બાદશાહનો હુકમ હોય તો કાઢી નાખીએ ?"

મહારાજાએ હુકમ કર્યો કે: "જાવ, કાઢી નાખો. તમને છૂટ છે."

ડાયરો વીંખાણો. પછી ગોવાળિયા કાઠી દરબારો ઉમરાળા જઈને જણબચ્ચા ભેળા થયા. નક્કી કર્યું કે લીંબડા (ગામ)ના હનુભા સાથે ધીંગાણું કરવું. કરો સાબદાયું ! એમાં વીણાઉ વીણાઉ જુવાનો ભેળા થઈ ઘોડે પલાણ મંડાણાં અને દળે પાંગળે લીંબડા હનુભાને કે'ણ મોકલીને ધીંગાણું આદર્યું–એમાં હનુભા કામ આવ્યા અને ગોવાળિયા કાઠી દરબારોને આઠગામ-ડુંગરીગામ ઈનામ આપ્યાં. ત્યાર પછી મહારાજાએ ઉમરાળા ગામ હાબા જેવું લઈ લીધું. જ્યાં માથું વાવેતાયે ઊગીજાય એવી જમીન–જાગીરનું ગામ હજુ ઉમરાળા ગોવાળિયાનું કહેવાય છે.

ત્યાર પછી ગામ નીંગાળાના કારડિયા રજપૂત નાગજીવાળા સાથે ધીંગાણું કર્યું, ભાવનગર રાજ્યની તેજુરી (બેંગી) બોટાદ જાતી હતી તે નાગજીવાળાએ લૂંટી હતી અને ભાવનગર મહારાજાએ સાંઢણી સવારને 'બીડો' લઈને રાયપર ભોકા ગોવાળિયા અને ઉનડ ગોવાળિયાને મોકલી કહેવરાવેલ કે "નાગજીવાળાને જીવતો કે મરેલ હાજર કરો."

ત્યારે આ ગોવાળિયા ડાયરાને ત્યાં ભાણેજોનાં લગ્ન હતાં – બીજે દિ' સવારે લગ્ન હતાં ને ભોકો આપો, ઉનડ આપો ને બીજા ભાયું સાબદા થઈને નાગજી વાળાને કે'ણ મોકલી નીંગાળા જઈ ધીંગાણું આદર્યું. અહિયાં રાયપરમાં ભાણેજોને ખબર પડી, કાંડે મીંઢોળ બાંધેલા બે ભાણેજોને ખબર નો'તી કે મામાઓ ધીંગાણે ગયા છે. ફેરા ફરતાં ફરતાં પૂછ્યું–બબ્બે ફેરા ફરેલા ને ખબર પડી એટલે ગળામાંથી વરમાળા કાઢીને–ફેંકીને૰એ પણ મામાઓની પાછળ ધીંગાણું કરવા ગયા અને જોરદાર ધીંગાણાનો જંગ જામ્યો. એમાં બે મામા, બન્ને ભાણેજો અને નાગજીવાળા કામ આવ્યા. આવો ગોવળિયા ડાયરો.

## આપા ગોરખ

આપા અડાભીડ ગોવાળિયા કાઠિયુંમાં ગામ ધ્રુફણિયામાં આપો ગોરખ થઈ ગયા. મરદામરદ માણસ. જેમનું ગજું અને કાઠાળાય ખૂબ જ હતાં. એવા ઊંચા ગજાવાળા માણસ જોવા મળે નહીં. તેની ઘોડી પણ માંકડી પંચકલ્યાણી કૂલ-માળ જાતની. અને આપાએ ઘણી ઉંમર ભોગવેલ–દોઢ દોઢ વેંતના દાઢી મૂછના કાતરા ઝ૰ાટા ખાતા હોય. અને રૂની પૂણિયું જેવાં નેણ, માથે શીવાજી મારાજ જેવી ધોળી પાઘ બાંધી હોય. ડોરણાંવાળો ચોરણો માથે બાલાબંધી કંહુવાળી બંડી, પછેડીની ભેટ, અને ગામગઢડાની બજારમાં સોંસરા પડે ત્યારે માણસો

જોઈરિયે.

એવા એ આપા ગોરખને મેં જોયેલા. એમની ફાટય અને લોંઠકાઈનો થાહ નો બંધાય એવા અડાબીડ માણસ. ઉમર પણ એણે ઘણી લાંબી ભોગવેલી. પણ આધેડ ઉમરથી કુટુંબ ઘસાઈ ગયેલ, કુટુંબમાં માણસોની તૂટ પડી. માત્ર પોતે ને ઘોડી બાકી રહ્યાં. ખેડવાણ જમીન જાગીરનું કામ કરનાર કોઈ નો રિયું. પોતે લુંટફાટ કરવાનું શરૂ કર્યું. એવામાં ભાવનગર રાજ્યના ગુનામાં આવ્યા અને તેમને જેલ પડી. પછી મહારાજાશ્રી કૃષ્ણકુમાર સિંહજીએ જેલમાંથી બોલાવીને ઠપકો દેવા માંડયો કે, મારી પ્રજાને કેમ રંજાડો છો? ત્યારે આપો ગોરખ બોલ્યા કે "બાપુ! આ પાપી પેટ ભરવું છે ને? આ ઉંમરે કાંઈ કાઠીના દીકરાને ધંધો શું આવડે? એટલે આવું કામ કરવું પડે છે. કુટંબમાં હું ને ઘોડી બે જ છઈં – ઘોડીને રાતે ઊભી મોલાતમાં ચારૂં ને વાપરવા પૈસા જોવે એટલે લૂંટ ફાટ કરૂં નાનીસુની. બીજુ શું કરૂં? પેટ ભરવા કરવું પડે ને?"

ત્યારે મહારાજાએ વધુ ઠપકો આપીને કહ્યું કેઃ "આવું કામ કરવું હશે તો જેલમાં સેડવી સેડવીને મારી નાંખીશ"

આવું કીધુંને આપા ગોરખનો મિજાજ ગયો. બોલ્યા : "બાપુ ભાવનગરના બાદશાના લાંબા હાથ છે. ભાગીને કયાં જાઉં? નકર જેલ તો ઠીક.." એમ કહીને હાથપગમાં લોઢાની બેડિયું પહેરેલ હતી તે હાથના અને પગના ઝટકા મારીને તોડી નાખી ને કહ્યું કે : "બાપુ જેલના સળિયા તો ડાબા હાથે ઊખેળી નાખું પણ ભાગીને કયાં જાઉં?"

મહારાજ તો આ જોઈને ભક્કડદમ થઈ ગયા. એણે આપાની તાકાત જોઈ લીધી એટલે તરત જ વાત વાળી લીધી ને કહેવા લાગ્યા : "આપા! હું તો તમને ચકાસતો હતો કે આપામાં કેવાંક પાણી છે! તમારે બે જ પેટ ભરવાનાં છે ને! તો તમને પેન્શન બાંધી દઉં છું પણ મારી પ્રજાને હવે રંજાડતા નો!"

આમ કહી ભાવનગરના રાજવી કૃષ્ણકુમાર-સિંહજીએ માસિક પચીસ રૂપિયા આપવાનો હુકમ કર્યો. અને આપાને છોડી મૂકયા. આપા તો રાજી થયા. એ પછી લગભગ સો એક વર્ષનું આયુષ્ય ભોગવીને આપા સ્વર્ગવાસી થયેલા.

એક વખત આપા ગોરખ કુંકણિયાથી રાયપર જાય અને વચમાં ગામ હરિપર આવે. તેને પાદર થઈને નીકળ્યા. ગામને પાદર એક નાનું એવું તળાવ-કાંઠે દેશી બાવળની મોટી ઘટાટોપ કાંટય. ત્યાં ભરવાડના છોકરાંવ ગાયું ચારતા હતા, એમાં એક ગાયનું વોડકું આડું-અવળું ભાગતું હશે એટલે ભરવાડનો છોકરો બોલી ઊઠયો કેઃ "હે ગાવડી હે! તને લ્યે આપો ગોરખ!" ઈ વેણ આપા ગોરખે સાંભળ્યાં ને ભરવાડના છોકરાને પૂછ્યું કે, "એલા, કોનો છોકરો?" કહે ,,રૂપડ ભોરખિયાનો".

આપા ગોરખ બોલ્યા કે "કે'જે તારા બાપાને કે આપો ગોરખ ઈ વોડકું લઈ જાશે." છોકરે ઘેર જઈને એના બાપને વાત કરી કે આજ આમ બન્યું – ભરવાડ મુંઝાણો કે ઈ જ આપા ગોરખ, હવે ઈ વોડકુ રેવા નહીં દિયે. પાકો બંદોબસ્ત રાખવો પડે. પોતાની ગાયું રાખવાની ઝોક પણ ખૂબ સારી હતી. ગાડું હાલે એટલી પહોળી ને દોઢ દોઢ માથોડું ઊંચી એવી બોરડીના ગળાયાની વાડ. એતો ઝાંપો બંધ કરીને આડા ખાટલા નાખી સૂવા માંડયા.

એવામાં બે–ત્રણ દિવસમાં આપા ગોરખ આવીને પોતાની લાકડીનો ટેકો લઈને ઠેકડો મારી ઝોકની વાડય ઠેકીને માલીપા પડયા, અને જે વોડકીને છોકરે કીધેલ કે 'તને આપા ગોરખ લ્યે'–એનો જ કાન પકડીને ઠેકડો માર્યો. વાડય ઉપર થઈને. આપો ગોરખ આમ જુવાન વાછડીને લઈને વાડયની બહાર પડયા, કાન પકડીને દોડવા માંડયા. ભરવાડ જાગી ગયા. પાછળ પડયા પણ ઠેઠ હરિપર ગામના સીમાડે આવ્યા ત્યારે ભેટો થયો. આડા પડીને કરગરવા માંડયા કે; "બાપુ! છોકરાની ભૂલ થઈ, આવું કોઈ દી નહીં બોલે. અમે તો તમારા છોરૂ કેવાંઈ. માફ કરો ને વાછડી આપી દયો." આપાની સામે તો થવાય નૈ એવા કાંડા બળિયા માણસ હતા. એટલે ભરવાડ મોઢામાં પગરખાં લઈને પગે લાગ્યો ને માફી માગી. ત્યારે આપા વોડકી છોડીને બોલ્યા કે : "કે'જે તારા છોરાને આવું કોઈ દી નો બોલે."

આવા આડાબીડ આદમી હતા આપા ગોરખ.

# ગુજરાતનાં લોકગીતોનું વિભાગીકરણ

નિરંજન રાજગુરુ

પશ્ચિમના દેશોમાં આદિ-લોકજીવનનો જે અભ્યાસ થયો અને થઈ રહ્યો છે તેને Folk Lore ફોકલોર કહે છે. આપણે ત્યાં લોકસાહિત્યના અભ્યાસીઓની જૂની પેઢીએ આદિ-લોકજીવનના નહિ પણ લોકજીવનના કંઠસ્થ સાહિત્યનાં સંશોધન-સંપાદન કર્યાં તેને લોકસાહિત્ય કહેવામાં આવ્યું છે; અને ફોકલોરને લોકસંસ્કૃતિ કહેવામાં આવી છે. કોઈ કોઈએ લોકસાહિત્યને પણ ફોકલોર કહેલ છે.

આપણે ત્યાંની લોકસાહિત્યના અભ્યાસીઓની નવી પેઢીમાંથી કેટલાક ફોકલોરને લોકસંસ્કૃતિ કહે છે ને કેટલાક લોકશાસ્ત્ર કહે છે. લોકશાસ્ત્ર કહેનારામાંથી કેટલાક લોકસાહિત્ય અને લોકસંસ્કૃતિથી કંઈક વિશેષ એવો 'આદિ-લોકજીવનનો સમગ્ર અભ્યાસ' એવું અર્થઘટન કરે છે ને આદિ-લોકજીવનના સમગ્ર ભૌતિકજીવનના અભ્યાસનો એમાં સમાવેશ કરે છે.

આ લોકસંસ્કૃતિ કે લોકશાસ્ત્રનું મુખ્ય અંગ હજી સુધી તો લોકસાહિત્ય જ રહ્યું છે ને લોકસાહિત્યનું મુખ્ય અંગ લોકગીતો રહ્યું છે. આ લોકગીતોનું પશ્ચિમના દેશોમાં વૈજ્ઞાનિક વર્ગીકરણ થયું છે ને થઈ રહ્યું છે, આપણા દેશમાં પ્રથમ બંગાળમાં એવા પ્રયાસો થયા. ત્યારબાદ ઉત્તર ભારતમાં એટલે કે હિન્દીભાષી પ્રદેશોમાં લોકગીતોના વર્ગીકરણનું ક્ષેત્ર ખેડાતું રહ્યું છે.

ગુજરાતમાં લોકગીતોના સંશોધન અને અધ્યયનના ક્ષેત્રે લોકગીતોના વૈજ્ઞાનિક વર્ગીકરણના પ્રયાસો બહુ ઓછા થયા છે. મેઘાણીભાઈએ થોડે અંશે એનું વિભાગીકરણ કર્યું છે ને એના જ એક વિભાગ કથાગીતોનું વર્ગીકરણ એનાથી વિશેષ પ્રમાણમાં કર્યું છે. પણ વૈજ્ઞાનિક પદ્ધતિએ જોઈએ તેવા પ્રયત્નો નથી થયા. એનું એક કારણ તો હજારોની સંખ્યામાં લોકગીતો હોવાનું છે. યોગ્ય પ્રમાણમાં વૈજ્ઞાનિક વર્ગીકરણ કરી શકાય એટલી સંખ્યામાં લોકગીતોનું સંશોધન સંપાદન છેલ્લા દોઢ બે દસકામાં જ થયું છે. હવે લોકગીતોના વૈજ્ઞાનિક વર્ગીકરણ કરવાનો સમય પાકી ગયો કહેવાય, એથી લોકસાહિત્યમાં અધ્યયન અધ્યાપનમાં પડેલા સૌએ તથા લોકસાહિત્યના અભ્યાસીઓએ એમાં રસ લઈને એ કામ હાથ ધરવું જોઈએ.

જેમ પશ્ચિમના દેશોના આધારે હિન્દી લોકસાહિત્યમાં વર્ગીકરણ થયું છે તેમ હિન્દીના આધારે ગુજરાતી લોકગીતોનું વર્ગીકરણ કરવાના થોડા પ્રયત્નો તો થયા છે. પણ તે ઘણા અધૂરા છે.

દરેક પ્રદેશને પોતાની પ્રાકૃતિક, સામાજિક અને ઐતિહાસિક વિશિષ્ટતા હોય છે, જે તેની સંસ્કૃતિ અને સાહિત્યમાં ઊતરે છે. ગુજરાતી લોકગીતોને પોતાનું અનોખું ઊર્મિબળ અને નિરાળું વ્યક્તિત્વ છે. કોઈ પણ દેશની સંસ્કાર સમૃદ્ધિને અન્ય દેશના બીબામાં ઢાળવા જતાં એનું સ્વરૂપ અને સૌંદર્ય નષ્ટ થાય અને એનો પ્રાણ હણાય. ત્યારે ગુજરાતી લોકગીતોના વૈજ્ઞાનિક વર્ગીકરણ માટે એનું વિશિષ્ટ સ્વરૂપ અને સૌંદર્ય જળવાઈ રહે તે રીતે એના ભેદ-પ્રભેદનો નિર્ણય કરવા માટે અને વિશેષ વિચારણા માટે અહીં વિભાગીકરણની એક ભૂમિકા રજૂ કરી છે જેના ઉપર વૈજ્ઞાનિક વર્ગીકરણનો વિચાર થઈ શકે.

## વિશિષ્ટ લક્ષણવાળાં લોકગીતો

આપણે ત્યાં ગુજરાતમાં કેટલાંક ગીતો એવાં છે જે એકથી વધુ વિભાગમાં મૂકી શકાય તો પણ એના ઉપર મતભેદ કદાચ રહે. હજી વર્ગીકરણના સિદ્ધાન્તો નક્કી નથી થયા અને તેની પદ્ધતિ નવી જ હોવાથી એવી મૂંઝવણ રહે છે. વળી કેટલાંક ગીતો

એવાં છે કે જેને કોઈએક વિભાગ કે વર્ગનું નામ આપવાની મૂંઝવણ થાય. જો કે ગુજરાતે જ એના વિભાગો ને વર્ગો નક્કી કરવાના રહે છે, એટલે વધુ અભ્યાસીઓ સાથે મળીને જ તે નક્કી કરી શકશે.

## વિવિધ ભેદની દૃષ્ટિએ

વિવિધ ભેદની દૃષ્ટિએ આપણે મૂલ્યાંકન કરી શકીએ. દા. ત: યોનિભેદ, અવસ્થાભેદ, ક્ષેત્ર કે પ્રદેશ ભેદ. જ્ઞાતિ-જાતિભેદ, વસ્તુભેદ કે વિષય વસ્તુ ભેદ, ઉપયોગિતા ભેદ, પ્રકૃતિ ભેદ અને રસભેદની દૃષ્ટિએ.

### કઈ દૃષ્ટિ વધુ મહત્ત્વની !

લોકગીતોને વર્ગીકૃત કરવાની વિવિધ પદ્ધતિઓ-દૃષ્ટિઓમાં વધુ મહત્ત્વની દૃષ્ટિ કઈ અને કઈ દૃષ્ટિએ લોકગીતોનું વર્ગીકરણ વધુ વૈજ્ઞાનિક બની શકે એ વિષે આપણા વિદ્વાનો હજુ સુધી એકમત થયા નથી. અહીં ગુજરાતી લોકગીતોના વિભાગીકરણ માટે આપણે અવસ્થાભેદની દૃષ્ટિએ જોઈએ.

### (૧) જુદી જુદી અવસ્થાઓ મુજબ

અવસ્થાભેદ પ્રમાણે થતા લોકગીતોના વિભાગીકરણમાં આપણે પાંચ અવસ્થાઓ ગણાવી શકીએ. બાલ્યાવસ્થા, કિશોરાવસ્થા, યુવાવસ્થા, પ્રૌઢાવસ્થા અને વૃદ્ધાવસ્થા.

આ પાંચ અવસ્થાઓ પ્રમાણે જે તે અવસ્થાઓમાં ગવાતાં લોકગીતોના પાંચ વિભાગો પાડી શકાય.. ત્યારબાદ એમના પેટા પ્રકારો, પેટા વર્ગોને એ વિભાગો પ્રમાણે વર્ગીકૃત કરી શકાય.

### (૨) જુદી જુદી જાતિઓ પ્રમાણે

આપણે ત્યાં ગુજરાતમાં અનેક જાતિઓ - જ્ઞાતિઓ વસવાટ કરે છે. દરેક જાતિની ખાસિયતની કેટલીક વિશિષ્ટતા હોય છે. કેટલીક નિજી લાક્ષણિકતાઓ ધરાવતી હોય છે, એ જ લોકગીતોમાં પણ એ ભિન્ન ભિન્ન જાતિઓની એ વિશિષ્ટતા દેખાઈ આવે છે. જુદી જુદી જાતિઓમાં ગવાતું એક જ લોકગીત અવનવા ઢાળ અને રૂપાંતર પાઠાંતર રજૂ કરતું હોય છે. અવનવું વ્યક્તિત્વ ધારણ કરતું હોય છે. એ રીતે આપણા ગુજરાતી લોકગીતોને જુદી જુદી જાતિઓ જેવી કે :

મેર, રબારી, ગરાસિયા, વણઝારા, ખારવા, ચારણ, સરાણિયા, કણબી, કોળી, હરિજન જાતિઓ, વાઘરી, લુહારિયા, તુરી, બારોટ, ભોરા, સેનવા, આહિર, બજાણિયા, ઠાકરડા, બારૈયા, નાથબાવા, ભરથરી, ભાંટ, વાણંદ, દરજી, સુથાર, લુહાર, બ્રાહ્મણ, વાણિયા, કાઠી, રાજપુત, કુંભાર, રાવળિયા, ઘાંચી, ઘાંચા, રબારી, ભરવાડ વગેરે જાતિઓનાં લોકગીતોનાં વર્ગીકરણ કરી શકાય.

### (૩) પ્રદેશ ભેદે

પ્રદેશભેદે થતા લોકગીતોના વર્ગીકરણમાં જુદા જુદા ક્ષેત્રો મુજબ વિભાગો પાડવામાં આવે છે. એ રીતે આપણે આપણા ગુજરાતી લોકગીતોને વર્ગીકૃત કરી શકીએ, જેમાં જુદી જુદી બોલીઓ મહત્ત્વનો ભાગ ભજવે છે.

જૂના સમયમાં ગુજરાતમાં જે જુદા જુદા પ્રદેશોના વિભાગોનાં નામ પ્રચલિત હતાં એ મુજબ સોરઠ પ્રદેશમાં ગવાતાં લોકગીતો, હાલારમાં ગવાતાં લોકગીતો એ પ્રમાણે ભાલ પ્રદેશ, ઘેડ, નાઘેર, ઝાલાવાડ, ગોહિલવાડ, પાંચાળ, નળકાંઠા, સાબરકાંઠા, રેવાકાંઠા, મહીકાંઠા, બનાસકાંઠા, પંચમહાલ, વડોદરા જિલ્લો, સુરત જિલ્લો, જતવાડ, કચ્છ, વાગડ, મેવાસ, મેરાઠ, ડાંગ વગેરે પ્રદેશમાં ગવાતાં ગીતોનું વર્ગીકરણ કરી શકાય.

## વિષય વસ્તુની દૃષ્ટિએ

વિષય વસ્તુની દૃષ્ટિએ ગુજરાતી લોકગીતોને નીચે મુજબ ત્રણ વિભાગોમાં વહેંચી શકાએ.

૧ ધાર્મિક કથાવસ્તુ ધરાવતાં લોકગીતો.

૨ સામાજિક કથાવસ્તુ ધરાવતાં લોકગીતો.

૩ ઐતિહાસિક કથાવસ્તુ ધરાવતાં લોકગીતો.

આ રીતે ત્રણ મુખ્ય પ્રકારોમાં વહેંચ્યા પછી

લોકગીતોને અનેક પેટા પ્રકારોમાં વહેંચી શકાય.

## વિભિન્ન રસાનુભૂતિ પ્રમાણે

જુદાજુદા રસોના અનુભવ પ્રમાણે મુખ્ય પાંચ પ્રકારો આપી શકીએ.

શૃંગારરસના ગીતો, વીરરસનાં ગીતો, હાસ્યરસનાં ગીતો, કરૂણરસનાં ગીતો અને શાંતરસનાં ગીતો.

આપણા લોકગીતોમાં કરૂણ, શૃંગાર અને શાંતરસનાં ગીતોનું પ્રમાણ ઘણું છે. જ્યારે હાસ્યરસનાં ગીતોનું પ્રમાણ અન્ય રસોનાં ગીતોની તુલનાએ ઓછું મળે છે. વીરરસનું પ્રમાણ ચારણી સાહિત્યનાં ગીતોમાં વિશેષ છે.

## યોનિભેદ પ્રમાણે

લોકગીતોને યોનિભેદની દૃષ્ટિએ પુરૂષોનાં ગીતો અને સ્ત્રીઓનાં ગીતો એમ બે વિભાગોમાં વહેંચી શકીએ.

## (૭) સ્વરૂપભેદની દૃષ્ટિએ

સ્વરૂપભેદ પ્રમાણે લોકગીતોનાં ઘણાં પ્રકારો પડી શકે. દા. ત.–

૧. લગ્નગીતો, દામ્પત્યજીવનનાં ઊર્મિગીતો, ૨, રાસ, રાસડા / કથાગીતો, ૩, ભજનો, સ્તવનો ૪, પદ, ધોળ, કીર્તન, ૫, રામાવાળા, ૬, ચંદ્રાવળા ૭, કૃષ્ણાવળા ૮, દૂહાઓ ૯, ઉખાણા, સલોકા ૧૦, આરણ્યું, સરજું, ૧૧. મરશિયાં, રાજિયા છાજિયા ૧૨, પહોર, વાર, તિથિ, મહિના, કક્કા, ૧૩, છંદ, ૧૪, ગરબા ૧૫, ગરબી, ૧૬, છકડિયા ૧૭, ડીંગ, પળેડા ૧૮, સમસ્યાગીતો... વગેરે...

## (૮) પ્રકૃતિભેદની દૃષ્ટિએ

પ્રકૃતિભેદની દૃષ્ટિએ લોકગીતના ચાર મુખ્ય વિભાગો પાડી શકીએ. ૧, પ્રાસંગિક : ગીતો ભિન્ન ભિન્ન પ્રકારના પ્રસંગો સાથે સંબંધ ધરાવતાં ગીતો. ૨, ઉત્સવ ગીતો : ૩, વ્યવસાય કે શ્રમ સાથે સંબંધ ધરાવતાં ગીતો ૪, ધંધાદારીઓનાં ગીતો. આવી જાતીઓમાં ભરથરી, નાથબાવા, મીર, ઢાઢી, ઘંઘા તૂરી વગેરે ગણાવી શકાય...

## (૯) ઉપયોગીતાની દૃષ્ટિએ

ઉપયોગીતાની દૃષ્ટિએ નીચે મુજબના વિભાગો પાડી શકાય.

૧, શ્રમ કે મહેનતનું પ્રમાણ ઘટાડનાર થાકનો બોજો હળવો કરનાર

૨, કમાણીનું સાધન બનનાર.

૩, ગમ્મત સાથે જ્ઞાન પીરસનાર.

૪, જુદાજુદા પ્રદેશો, પ્રસંગો, વ્યક્તિઓ વિષે માહિતી આપનાર.

૫, જુદાજુદા પ્રદેશોના લોકસમાજની સંસ્કૃતિ, રહેણીકરણી, ભાષા, રીતરિવાજો, અંધશ્રદ્ધાઓ વગેરેનું અધ્યયન કરવામાં ખૂબ જ ઉપયોગી થનારાં લોકગીતો.

૬, માનવીના અંતરનો ઉલ્લાસ કે અતૃપ્ત આકાંક્ષાઓ – ઈચ્છાઓને શાબ્દિક રૂપે પ્રગટ કરી હતાશા, નિરાશાનું પ્રમાણ ઘટાડનારાં લોકગીતો વગેરે.

આમ ઉપર મુજબના નવ જેટલા વિભાગોમાં આપણે આપણાં લોકગીતોને વહેંચી શકીએ. એ ઉપરાંત એવાં પણ લોકગીતો હશે જે આ નવ વિભાગો કરતાં જુદી જ લાક્ષણિકતા ધરાવતાં હોય. કેટલાક એને પ્રકીર્ણ વિભાગમાં મૂકે છે.

– તો લોકસાહિત્યના વૈજ્ઞાનિક અભ્યાસમાં રસ લેનારા સૌને પોતપોતાનાં સૂચનો મોકલવા વિનંતી છે.

*

# "નોહ નેહ કરાર"

રતુભાઇ રોહડિયા

છેલ્લાં કેટલાંયે અંકો થયાં શ્રી પુંજાવાળા આંખેવ અને ગીગેવ એવા સંતજીઓ પાછળ પડયા છે. ત્યાં હમણાં શ્રી. નિરંજન રાજગુરૂ પણ સંતોને લઈને 'ઊર્મિ'ને પાને તંબૂરો અને મંજીરાં ઠોકવા માંડયા.

મને દુનિયાની ચિંતા થઈ. આમને આમ હાલશે તો અડધી દુનિયા બાવા બની જશે! એમાંયે વાળા કુળના સપૂત શ્રી પુંજાવાળા જ્ઞાનની દાતારી કરવા માંડે ત્યારે સ્વાભાવિક રીતે જ એ સહુથી વધારે ચારણોને આપવાના. આ કારણે વધુ ચિંતા થઈ, કેમકે મારા ચિ. નિથુને ઘણા મામાઓ છે.

એમાં એક દિવસ સ્વપ્નું આવ્યું:

હું ઑફિસેથી આવીને પગ મૂકું છું ત્યાં તિથુનાં મામીને ભારે મેઢે બેઠેલાં જોયાં. આમ તો એ સિંહણ જેવાં છે, પણ આજ તિથુનાં મામીનું મોઢું જોઈને લાગ્યું કે આજ તિથુના મામાએ આ સિંહણને સીધી કરવા કાઈ અફલાતુન કારસો કર્યો લાગે છે!

મેં મારાં પત્ની સામે જોયું. એમની મુખ-મુદ્રા જોઈને લાગ્યું: "સમાલવા જેવું છે. કદાચ આપણા ઘરનો મામલો પણ તંગ થઈ જાય. નક્કી નણુદ-ભોજાઈ વચ્ચે મારા વિષે કંઈક ગોટાળો થયો છે."

તિથુનાં મામીએ દુઃખણાં લીધાં. મેં પૂછ્યું: "સજામાં છોને બેન?"

ઝળઝળિયાં લૂછતાં તિથુનાં મામી કહે: "ભૌ કુશળતાની વાત કરવા જેવી નથી. આ તમારા નવરા જેમલભાઈ અને આ પુંજાવાળાના ઉતપાતનો કેઈ આરો નથી. આખા દનિયાને બાવા બનાવવા હાલ્યા, તે સૌ મોર મારૂં જ વાંણુ બૂડાડી દીધું.

"પણ છે શું? વાત તો કરો."

"અરે, જુલમની તે શું વાત કરવી? આ વેંત એકનો નરંજણુ રાજગોર ઊગીને ઊભો નથી થ્યો તિયાં દાઢી રાખવા માંડયો! તમારા જેમલભાઈના ઈ સતસંગના પરતાપ! પોતે રામાનંદીની જેમ મોઢું બોડેલું રાખે છે ને છોકરાને જતિ કરે છે. તમેય જેમલભાઈ સાથે ઊઠવા બેસવા વાળા. કાલ્ય ઊઠીને તમેય મારાં નણુંદને રખડાવી નંઈ દ્યો એનો પતિયાર શો?"

મેં પત્ની સામે જોયું. મારાં મૂક-બધીર 'એ' એ જે ધગેલ નજરો વડે મારી સામે જોયું એથી સમજાઈ ગયું કે ભાભીએ નણુંદને જામોકામી ચાવી ચડાવી છે.

મેં ગભરાતાં ગભરાતાં પૂછ્યું: "પણ વાત તો કરો. શું થયું?"

"અરે! થાય શું? તમે લાજવાને બદલે આતો ગાજવા લાગ્યા. લાજો લાજો. તમારા ભાઈ-બંધોને ઠબકો દેવાનું કંઈ બોલતા નથી! અને શું થ્યું એમ પૂછો છો? ઈ નવરા જેમલભાઈ 'ઊરમી' છાપું કાઢયા કરે, ઈ નવરા પુંજાવાળા મલકને બાવા બનાવવા માતમા જેવા લેખો લખ્યા કરે અને તમે લાજવાને બદલે લખવા બેસો! હળાબોળ ભૂંડાઈ!"

"અરે પણ માંડીને વાત તો કરો! પછી ત્રાગું કરવું પડશે તો કરીશું, પણ વાતનો ફોડ તો પાડો!"

હાથના લાંબા-ટૂંકા કરતાં, હડપચીએ હાથ મૂકતાં નેણુને વારે ઘડીએ ભાવાનુસાર તંગ અને શિથિલ કરતાં, માથું ડોલન શૈલીથી ડોલાવતાં વારે વારે આંખનાં ઝળઝળિયાં લૂછતાં તિથુનાં મામીએ કથા શરૂ કરી:

"જાણે વાત આમ થૈ ભૌ! આ તમારા નવરા જેમલભાઈ ઊરમી છાપું કાઢયા કરે અને આ તમારા તિથુના મામાને ઊરમીનું પાને પાનું વાંચ્યા વન્યા ચેન નો પડે. ઈમાં આ વેળા ઊરમી આવ્યું કે તિથુનો

મામો તો બેસી ગ્યા વાંચવા. ઈ વાંચવામાં એવા બૂડી ગ્યા કે પાસે પડેલો ચાનો કપ ઠરી ગ્યો અને ઈમાં ત્રણ ચાર માંખિયું પડી ગઈ.

"મેં બે ત્રણ વાર ટોકયા પણ માને તો ઈ તિશુ ના મામા શેના ?

"પણ ત્યાં તો તિશુના મામાએ ઠેકડો માર્યો અને હાથ ઊંચા કરી 'જે પૂંજેવ !'નો લલકાર કરતાં ઝબો કાઢી નાખ્યો. મને કિયે: "આ પુંજાવાળાએ પૂંજેવ પંથ શરૂ કર્યો. હું આ હાલ્યો એમાં ભળવા ! હવે મારે સંસાર સાથે છૂટાછેડા છે."

મને ફાળ પડી: "તમારૂં ફટકી તો નથી ગ્યું ને ?"

તો ઈ કિયે: "સંસાર અસાર છે. સ.ચો પંથ આ પૂંજેવનો છે. તું યે હાલ્ય સાધ્વી થાવા."

એમણે આમ તેમ જોયું અને વળગણીએ લટકતો આરો કેસરી સાળુ લઈ ઈ સાળુની પોતડી પે'રી લીધી. પછી હાથ લાંબા કરી ગાયું કે:

અમે કેસરિયાં કર્યા ગુરૂજી માટે રે
અમે હરિવર વરશું શિર સાટે રે

હું મનમાં તો મલકાયો, પણ ઉપરથી મોઢું ગંભીર રાખ્યું અને તિશુનાં મામીએ કથા આગળ ચલાવી:

"મેં તો નવલાખ લોબડિયાળીઓનું સમરણ માંડ્યું અને કીધું.

આ ચા તો પી લ્યો. !

ઈ કિયે: "આ સંસારને અસાર સમજીને પાંચ છ માખિયુંએ કપમાં આપઘાત કર્યો છે. નવો ચા કરી આવ."

મેં પીઠ વાળી કે એમણે પાસે પડેલી તાંબડી લઈ, એને માથે તાલ દેતાં ભજન ઉપાડયું:

મને પૂંજેવ પંથની લે'ર લાગી રે,
મારી આતમની ચેતના જાગી રે;
ગુરુજીએ સાનમાં સમજાવી દીધું રે,
મારું અજ્ઞાન બધું હરી લીધું રે.

હું તો દાઝમાં બળીને ખાખ થૈ ગૈ. ચા કરી મેં એમની સામે મૂકયો: "લ્યો ચા પી લ્યો, તિશુના મામા, પછી જમવા ઊઠો."

ત્યાં તો ઈ રાતાપીળા થૈ ગિયા: "એય સંભળીને બોલ. હવે મારું નામ સ્વામી બ્રહ્માનંદ છે. 'પૂંજેવ પંથ'નો હું પહેલો સદ્ગુરૂ પદવીધારી સંત છઉં."

"પણ જમવાનું...!"

પણ ત્યાં તો ઈ સાવજ જેમ ગાજી ઊઠયા: "અરે, જમવું જમવું શું કરે છે ? જ્યાં લગણ પૂંજેવ પંથના પાંચસો પદ ન રચી નાખું ત્યાં લાગી જમવું હરામ છે."

અને ઈ તો કાગળ કલમ લઈને બેસી ગયા. ગાતા જાય અને લખતા જાય. ચા ચાને ઠેકાણે ઠડયો રિયો.

સાહેલી ! રે અમૃત ઝાડ વાવ્યાં રે,
ગુરૂજીએ અવની મોઝ.ર રે;
રુદિયે નેહ કોંટા ફૂટયા ફૂટયા રે,
એને પાન આવ્યાં ગુરૂ ર.મ જ્ઞાનનાં રે.
સાહેલી ! રે-૧

મારી ધીરજ ખૂટી. હાથમાં રહેલી તપેલી પછાડીને હું તો હાલતી થઈ: "હું તો આ હાલી રતુભૈ પાસે. તમે બેઠા બેઠા ગાંગર્યા કરજો."

પછી નાક નશીકતાં, આંખો લૂછતાં કહે: "આમ તમારા ઈ જેમલભાઈ અને તમારા ઈ પુંજાવાળાને લીધે આજ મારે માથે મેરૂ તૂટી પડયો છે, અને વીતવામાં કાંઈ બાકી નથી રિયું. ઈ નવરા મલકને ખાવા બનાવવાના ધંધા લૈ બેસી ગ્યા છે, પણ હું એમને ધોળે દી'એ તારા દેખાડી દઈશ. મારી ભેર તાણવા રતુભાઈ અદાણીને તેડી આવીશ."

મને વધુ ફાળ પડી, કારણકે વૈરાગી જેવા રતુભાઈ અદાણી તો અખેગઢમાં (કેશોદ પાસેની ટી. બી. હોસ્પીટલ) શિવજીનું મંદિર માંડીને બેઠા છે. ઈ તો વળી તેખડ થાય. રતુભાઈ તો આદુકાળથી મલકને ખાવા બનાવે છે.

તિશુનાં મામી રતુભાઈ અદાણી સુધી લાંબા થાય એ વસ્તુ મારે માટે તો નેપાળાના જલદ રેચ જેવી હતી. એટલે મારાં હાજાં ગગડી ગયાં અને સાથે એમના મૂક-બધીર નણંદ પણ 'આ તિશુના બાપા

રોજ સવારમાં 'ઊરમી' માટે લખવા બેસી જાય છે." એમ રાય લઇને વિફરે તે પહેલાં હું જાગી ગયો.

હું, તો ખરેખર જાગી ગયો. શ્રી પુંજાવાળા આ રીતે અર્ધી દુનિયાને બાવા બનાવીને વસ્તી વિસ્ફોટની સમસ્યાને હલ કરીને માન-સન્માન ખાટી જાય તે તો સારી વાત છે. પણ એમાં મારા તિથુના મામાઓને તેઓ પોતાના પંથના કોથળામાં નાખતા જાય તે મને જરાયે ગમે એવી વાત નથી.

હું, તો એટલે આપણે શ્રી. પુંજાવાળાને સામે પક્ષે બેસીને શૃંગાર રસની રસ લ્હાણ કરવી, જેથી શ્રી, પુંજાવાળાના લેખ વાંચી જેમને મનમાં વૈરાગ્ય જન્મે એમને આપણા લેખ વાંચીને વળતી જ પળે સંસારની મધુરતાની મોહમાયા વળગે.

હું તો બહેનો ! મારી સથે રહેજો. સામનો સખત કરવો પડશે. તમારા કહ્યાગરા કંથો ઉપર શ્રી પુંજાવાળાનો ડોળો છે અને લોંટાઝોંટા કરવો એ તો શ્રી પુંજાવાળાનો કૂળચાલ છે. જરાય ગાફેલ રહ્યાં કે એ 'લાખેણાલાડા' ઝૂંટવાયા જ જાણજો.

હું, તો હવે થાવા દઉં રંગરેલ ?

o o o o

કઠીનાઇ સબ જગતકી, મૈં દીઠ એક ઠુર;
પલ પ્યારું ન્યારું રહે, તેથી કઠનન આ ઊર..૧

(આખા જગતની કઠોરતા મેં એક સ્થળે ભેગી થયેલી જોઈ. પ્રિયજનથી પલ માત્ર પણ જુદું રહી શકે છે એ કારણે આ મારું હૃદય જ સર્વથી કઠોર છે.)

મૈં જાનું તન બોર હી, અંસુઅન કે જળ માંહી;
સૂક સૂક કે હલકી ભઇ, તાથી ડૂબત નાંહીં...૨

(મેં માન્યું કે હું આંસુઓના આ દરિયામાં મારી કાયાને ડૂબાડીને આત્મઘાત કરીશ. પણ અફસોસ ! પ્રિય વિયોગે સૂકાઈને વજન વિહીન થયેલી આ કાયા ડૂબતી જ નથી.)

પ્રિત બીઆજન બધ ગઈ, નહીં છૂટબે કી આસ;
મેરૂં મન ગ્રેહનિ ધરૂં, પ્યારી તોરી પાસ...૩

(હે પ્રિય ! મારું મન તમારી પાસે ગિરો મૂકાયું છે અને પ્રણય રૂપ કરજનું વ્યાજ અત્યંત વધી ગયું છે. એટલે હવે મને એ પાછું મળવાની કોઈ આશા નથી.)

કે છૂટું એહુ જાળ મેં, કત કલંગ અકલાત;
જ્યું જ્યું સર ભજુ ચહત હે, ત્યું ત્યું ઊરઝત જાત.

(હું મારે માટે ઊભી કરેલી આ સ્વકૃત પ્રણયજાળમાં પડયો પડયો અકળાઈ રહ્યો છું. જેમ જેમ હું તેમાંથી છૂટવા ઈચ્છું છું તેમ તેમ વધુને વધુ ગૂંચવાતો જાઉં છું !)

દીપગ ઝાંખુ દેખકર, જાત પ્રગટ અલી જાંએ;
નાગ ડશી તો શીશ પર,ભાગ પલંગ પર આ એ. ૫

(પ્રિય ! દીવાને ઝાંખો થયેલો જોઈ ત્યાં ભ્રમર આવ્યાં ત્યારે તું મસ્તકે સર્પ ડંશવા આવી રહ્યો હોય તેમ ભય પામીને પલંગ પર આવી ગઈ !)

કર મજ નહી રહી અટા, બાલ સૂકાવત બાલ;
ભખર દેખ નીચે ચરે, મગતા જાન મોરાલ. ૬

જેના હાથમાં કાંસકી નથી તેવી આ સુંદરી અગાશી પર પલંગમાં સૂતી સૂતી વાળ સૂકવી રહી છે અને એ વાળમાંથી ઝરતાં જળબિંદુઓને મોતી સમજીને નીચે ઊભેલ હંસ ચણવાનો પ્રયાસ કરે છે !)

પલ અંજની બરની દરભ, અંસુઅન દજ મેન;
અંદ્રજીત બની ઓર કું, કરત સંકલપ નેન...૭

અંજનયુકત પલકોને દર્ભરૂપ વર્ણવું છે. આંસુઓ જળ છે અને ભગવાન કામદેવ બ્રાહ્મણ છે. તમે પોતે ઈંદ્રજીત (શ્લેષમાં આત્મજીત) બનીને તમારૂં પોતાનું અન્યને (પ્રિયજનને) દ.ન કરી રહ્યાં છે, જેનો સંકલ્પ આ નેત્રો કરી રહ્યાં છે.)

મેરું મન થર રિઉં, નેહિ નેહ કરાર;
જયું પંછી ચિત્રામકું, બેઠ રિઉ એક ઠાર...૮

(જેમ ચિત્રાંકિત પંખી એક જ સ્થળે બેસી રહે છે, અચળ રહે છે, એજ રીતે તમારા પ્રણય કોલ પર મારું મન સ્થિર થઈ બેઠું છે)

અંતર તરસ મલન ન બને,બસિ પરોસ કે બાસ;
છાતી ફાટી જાત સન તારી ઓટ ઉસાસ...૯

(પ્રિયજન પાડોશમાં જ રહે છે, પણ લોક લાજે મિલન શકય થતું નથી. એથી વેદનામાં હૃદય ચીરાઈ જાય છે અને અમારી આહો આ ત્રાટાં (ભીંતો) વચ્ચે ટકરાયા કરે છે.)

અનીઆરે થારે નિઅણુ, બેધત હે મન બેદ;
મો મન બેધ્યું હે સખી! તો બિન સર કે છેદ...૧૦

(પ્રિય ! તારાં અણિયાળાં નેત્રો જાલીમ રીતે મનને વીંધી નાખનારાં છે. એણે મારું હ્રદય વીંધી નાખ્યું છે, પણ એ નયનબાણના ઘાવછેદ દેખાતા નથી.)

ઇશ્ક મિશ્ક ખાસી ખટક, ખિર ખૂ મધુપાન;
ચતુર છપાવે નાં છપે, પરગટ હોત નિદાન...૧૧

(હે ચતુર ! પ્રણય, મૈત્રી, વૈર, જાતિસ્વભાવ, ખાંસી અને શરાબનો નશો એટલી વસ્તુઓ છૂપાવી છૂપાતી નથી, અવશ્ય પ્રગટ થઈ જ જાય છે.)

ધ્રીઠ, હઠ સુ સુરતી, માદક સજન ફાગ;
હોતા સીઆનાં બાવરા, આઠે હુર ચંતલાગ ..૧૨

(નેત્ર કટાક્ષ, રુસણું, સુંદરી, પ્રિય સાથેનું રમણ, નશાનું સેવન, મિત્ર, અને વસંતના ફાગ આટલી વસ્તુઓમાં મન લાગે છે, ત્યારે શાણાઓ પણ બાવરા બને છે.)

બર બરખા મહાકુ દખત, બનતા બચન પ્રવાહ;
આંબન મોર ન સોહીતા, જે કોઇ ચતુર અગાહ .૧૩

(અરે ! તમે નારીનાં વાણી પ્રવાહ કરતાં વર્ષાને શાને વિશેષ કહો છો ? વનિતાના વચન બાણે વિંધાયેલાઓને આમ્રકુંજો અને મયુરોની વાણી પણ રુચિકર નથી થતી, એ વાત ચતુર માનવો જાણે છે.)

પંથિયા કહિયે જાયકે, હુ પથકિ બલિહાર;
આગિહાર જ્યું, અબ વટાવ દિગે પહાર...૧૪

(આણુંવાળી આવેલી નવવધુ કહે છે હે પ્રવાસી ! તું જઇને આ દિર્ઘ પથને કહે જે કે, એને માથે હું ઓળઘોળ છું, કેમકે સળગતી રેખા સમાન એ પહાડી માર્ગને મેં ત્વરાથી પસાર કરી નાખ્યો.)

સુંદર ફૂટયો ગિરહી, ગ્રથત મનમાં ગ્યાન;
હું તૂજ પૂછું નવલ પિય, ફૂટયું તજું કે પ્રાન. ૧૫

(હે નવી જુવાની વાળા પ્રિયજન ! તારે કારણે મારાં મનમાં જ્ઞાનનો વિચાર કરતાં કરતાં વૈરાગ્યનો અંચળો ફાટીને નીકળી પડયો છે. હવે તું જ કહે હું શું તજું-વૈરાગ્ય કે પ્રાણ ?)

હું તુજ કહું રે કામની, હમ કમ એહ સભાઉ;
અપને અપને ઘર સો રહો, પરઘર સૂતે ન જાઉ. ૧૬

(સુંદરી ! હું તને કહું છું, સાંભળ ! અમારા કુળનો તો એ ચાલ છે કે અમે કયારેય પરઘર સુવા-પરનારી ગમન કરવા-જતા નથી. માટે સૌ પોતાને ઘરે જ નિંદ્રા કરે.

સો બાતાં શ્રવણે સુણિ, સો મેં લિનિ શીશ;
સાજણ તમ લભે જીઉ, ઉલટે આખર બીસ. ૧૭

(પ્રિય ! તમારી સો સો વાતો મેં મારે કાને સાંભળી અને એ સર્વને મેં માથે ચડાવી, કેમકે એક તમને જ પામ્યાને કારણે હું અવળું 'બીસ' (તાત્પર્ય કે સર્વ કાંઈ) પામી ગઈ છું.)

દ્રગ ઉરઝત તૂટત કુટુબ, જરત ચતુર ચંત પ્રિત;
પરત ગાંઠ દુરજન હીએ, દહી નહી એહી રીત. ૧૮

(પ્રિય ! નેત્રોનું મિલન થાય છે ત્યારે ચતુરજનોનાં હ્રદયમાં પ્રણય પાંગરે છે. કુટુંબ તૂટે છે અને દુર્જનોનાં હૃદયે દ્વેષની ગાંઠ પડે છે. આ રીતે અમને બાળો નહીં.)

બિરહીણી ઓર સંજોગની, દોનું એક કહાઇ;
નેનું કાજલ હે સખી ! કહા હુ મેટત નાં હી.. ૧૯

(સહિયર ! સયોગિની અને વિયોગિની આમ તો એક રીતે એક જ છે, કેમકે એ બંનેના નેત્રોનાં જળ અને કાજળ કયારેય મટતાં નથી. (અહીં ત્રીજા ચરણનો પદચ્છેદ પાઠ આ પ્રમાણે છેઃ "નેનું કા જલ.") આમ કવિએ શ્લેષાલંકારનો સુંદર પ્રયોગ કર્યો છે.

પાવલ ઝૂરત નેન બન, કરબન ઝૂરત હાર;
સારંગ ઝૂરત દાંત બન, પંડત કરો બિચાર. ૨૦

નૂપુરો નયન વગર. હાર હાથ વગર અને નેત્રો દાંત વગર ઝૂરે છે. હે પંડિતો ! એના કારણનો વિચાર કરો)

# લોકસંસ્કૃતિ અને તેની વ્યાપકતા

ડૉ. નાગજીભાઇ કે. ભટ્ટી

સંસ્કૃતિ વિશે વિચાર કરતાં અનેક પ્રશ્નો ઉપસ્થિત થાય છે. વિદ્વાનો સંસ્કૃતિની જે વ્યાખ્યાઓ આપે છે તે જોતાં એની વ્યાપકતાનો ખ્યાલ આવી શકે છે. આંધળાઓએ હાથીના પગ, સૂંઢ, કાન, પૂંછડી જેવા વિવિધ અંગોનો સ્પર્શ કરી હાથી થાંભલા જેવો, વળી જેવો, સૂપડા જેવો કે દોરડા જેવો કહી એને ઓળખાવવાનો જે પ્રયત્ન કરેલો તેવું આ સંસ્કૃતિની વ્યાખ્યા કરતાં થવા સંભવ છે. આમ છતાંય આજે વિદ્વાનોની વ્યાખ્યા વિના કોઈ પણ વિષય ઉપર લખવું યોગ્ય ગણાતું નથી. સંસ્કૃતિને અને તેની વ્યાપકતાનો ખ્યાલ આવવાથી લોકસંસ્કૃતિની વ્યાપકતાનો ખ્યાલ મેળવવો સરલ બનશે.

માનવી એક પ્રકારની સામાજિક વ્યવસ્થા અને સાંસ્કૃતિક ચોકઠામાં સમાઈ જાય છે. આથી તેના રીતરિવાજો, વિચારો, શ્રદ્ધાના વિષયો, વગેરે એકબીજાથી ભિન્ન થઇ જાય છે. આને સાંસ્કૃતિક માનવવંશશાસ્ત્રી કહે છે. માનવી પોતાનો આ વારસો પોતાના સંતાનને સોંપતો જાય છે. શ્રી. મેલિનોવસ્કીના મત પ્રમાણે "સામાજિક વારસાને, આધુનિક માનવવંશ શાસ્ત્રમાં અને સમાજશાસ્ત્રમાં, સામાન્ય રીતે સંસ્કૃતિ કહેવામાં આવે છે.

સંસ્કૃતિની સૌથી જૂની અને વ્યાપક પરિભાષા ટાઈલરની છે. તે માને છે કે સંસ્કૃતિ અથવા સભ્યતા 'એવું જટિલ તત્ત્વ છે, જેમાં જ્ઞાન, જાતિ, કાનૂન, રીતરિવાજ તથા બીજી અન્ય યોગ્યતાઓ અને આદતોનો સમાવેશ થાય છે અને મનુષ્ય સામાજિક પ્રાણી હોવાને નાતે પ્રાપ્ત કરે છે.

લિંટન નામક વિદ્વાન સંસ્કૃતિને 'સામાજિક વારસો' કહે છે. લોબીના મત અનુસાર સંસ્કૃતિ 'સમસ્ત સામાજિક પરંપરા' છે. જ્યારે હર્સ્કોવિટ્સે સંસ્કૃતિને 'મનુષ્યનો સમસ્ત શીખેલો વ્યવહાર' કહીને ઓળખાવી છે. મનુષ્યના શીખેલા વ્યવહારમાં મનુષ્ય પાસેની તેમજ તેણે નિર્મિત કરેલી વસ્તુઓ અને એ બધા વિશે એ જે વિચારે છે તે બધું સંસ્કૃતિમાં સમાવિષ્ટ થઇ જાય છે.

મેલિનોવસ્કી "સંસ્કૃતિમાં" "વંશપરંપરાથી આવેલી કથા (અથવા શિલ્પ), વસ્તુની ઉત્પાદનની વિશિષ્ટ પ્રક્રિયાઓ, વિચારો, ટેવો અને મૂલ્યો" એ બધાંનો સમાવેશ કરે છે.

આમાંય કેટલાક વિદ્વાનો 'સંસ્કૃતિ'ને બદલે 'સભ્યતા' શબ્દ વાપરવાના આગ્રહી જણાય છે.

હુમાયુન કબીર માને છે કે "સભ્યતાએ જ્યારે અસ્તિત્વની સમસ્યાનો પ્રશ્ન ઉકેલી લીધો ત્યારે સંસ્કૃતિનો જન્મ થયો." જ્યારે ટાઇલરની જેમ હર્સ્કોવિટ્સ માને છે કે સભ્યતા અને સંસ્કૃતિ એક બીજાના પર્યાય છે. એ કહે છે કે સંસ્કૃતિ માટે એક શબ્દ છે 'પરંપરા' અને બીજો શબ્દ છે 'સભ્યતા.' પરંતુ પ્રસિદ્ધ ઇતિહાસકાર ટોયનબી 'સંસ્કૃતિ' શબ્દનો પ્રયોગ કરવાનું પસંદ કરતાં નથી. એમણે સભ્યતા શબ્દનો જ પ્રયોગ કર્યો છે.

આ બે ઉલ્લેખો પરથી પ્રતિત થશે કે વિદ્વાનો સંસ્કૃતિ અને તેમાં સમાવિષ્ટ થતી બાબતો વિશે વિભિન્ન મતો ધરાવે છે. અંગ્રેજીમાં સંસ્કૃતિ શબ્દ માટે કલ્ચર (Culture) અને સભ્યતા શબ્દ માટે સિવિલિઝેશન (Civilization) શબ્દ રૂઢ થયેલા છે. આપણે ત્યાં વિદ્વાનો સામાન્યતઃ અંગ્રેજીમાં થયેલી વ્યાખ્યાઓ અને ચર્ચાઓ ઉપરથી સંસ્કૃતિ અને સભ્યતાની ચર્ચા કરતા હોવાથી સંસ્કૃતિ શબ્દની આપણી પરંપરિક ભાવનાઓનું યથતથ કે સંપૂર્ણ પ્રતિબિંબ એમાં ઊઠતું જણાતું નથી.

કેટલીક વખત આપણા વિદ્વાનો સંસ્કૃતિ માટે હિંદીમાં થયેલી ચર્ચા લક્ષમાં લઈને હિંદીમાં રૂઢ થયેલા કે વ્યવહૃત થતા શબ્દો પણ વાપરતા હોય છે. વસ્તુતઃ ભારતીય સંસ્કૃતિ એક હોવા છતાં એની વિભાવનામાં પ્રાદેશિક ભિન્નતાની શક્યતા નકારી શકાય નહિ. ખાસ કરીને લોકસાહિત્ય વિષયક ચર્ચા અને કાર્ય હિંદીમાં ઠીકઠીક થયું હોવાથી લોકસાહિત્ય વિષયક બાબતોમાં આવું અનુકરણ વિશેષ પ્રમાણમાં થતું જોવા મળે એ સ્વાભાવિક છે. વળી જેમ સાહિત્ય કરતાં લોકસાહિત્યનું ક્ષેત્ર વિસ્તૃત છે તેમ સંસ્કૃતિ કરતાં લોકસંસ્કૃતિનું ક્ષેત્ર વધુ વ્યાપક છે. આથી હિંદીના અનુકરણરૂપે લોકસંસ્કૃતિ માટે લોકવાર્તા, લોકવિદ્યા, લોકશાસ્ત્ર શબ્દ વાપરતી વખતે તેની વ્યાપકતાનો ખ્યાલ લક્ષ બહાર જતો હોય તેમ લાગે છે.

આપણે જ્યારે સંસ્કૃતિ માટે લોકશાસ્ત્ર શબ્દ વ્યવહૃત કરીએ છીએ ત્યારે સંસ્કૃતિની વ્યાપકતા ઘટી જાય છે. 'સંસ્કૃતિ'ની જે આછી રૂપરેખા પાશ્ચાત્ય વિદ્વાનોની વ્યાખ્યા અનુસાર આપણે જોઈ તેની સાથે આપણી 'શાસ્ત્ર'ની વ્યાખ્યા કે ભાવનાની તુલના કરવાથી એનો ખ્યાલ આવશે.

'ભગવદ્ગોમંડલ' 'શાસ્ત્ર' શબ્દનો અર્થ આ પ્રમાણે આપે છે. "શાસ્ત્ર :- આજ્ઞા, હુકમ, ફરમાન; બોધનાં વચનો જેમાં હોય તે પુસ્તકો, હિત શીખવનાર ગ્રંથ; કોઈ પણ વિષયનું તાત્ત્વિક તેમજ વ્યવસ્થિત જ્ઞાન, ૭ ની સંજ્ઞા; ૬ સૂચક સાંકેતિક શબ્દ; જે કાંઈ અદૃષ્ટ છે અને અજ્ઞાત છે તે વસ્તુને યથાર્થ જણાવનાર ગ્રંથ; જેના વડે શિષ્યોને શાસન કરાય છે તે; જેમાં મનુષ્યની પ્રવૃત્તિના અને નિવૃત્તિના તથા તેમના ધર્મોનો ઉપદેશ કર્યો હોય તે પુસ્તક; ધર્મશાસ્ત્ર; ધાર્મિક શાસ્ત્ર; કોઈ પણ વિદ્યા કે વિષયનું ધોરણસર કરેલું નિબંધન તે; મનુષ્યોને સદાચારમાં ચલાવવા સારુ ઋષિમુનિઓએ બાંધેલા નિયમો; વેદશાસ્ત્ર; સ્મૃતિઓમાં લખેલ શિક્ષારૂપ વિષય.

આટલો મોટો અર્થ આપવા છતાં એની વ્યાપકતા પાત્ર શાસ્ત્રગ્રંથો પૂરતી જ રહેલી જોઈ શકાય છે. જ્યારે સંસ્કૃતિમાં તો સંસ્કાર; રહેણી કરણી; રીત રિવાજ; સભ્યતા; સામાજિક પ્રગતિ; સુધારો, સિવિલિઝેશન; સારાપણું; સારાં કામ; સંગીતકામ, સુધારણા, ઉત્કર્ષ, ઉન્નતિ, સ્વભાવ વગેરે બાબતોનો સમાવેશ કરવામાં આવે છે. શાસ્ત્ર કરતાં એ વધુ વ્યાપક અર્થ ધરાવે છે એમ લાગ્યા વિના રહેશે નહિ.

બીજું, શાસ્ત્રને વાઙ્ગમયના એક અંગ તરીકે ગણાતું જોઈ શકાય છે. શ્રી નર્મદાશંકર મહેતા 'સાહિત્યક લેખો અને વ્યાખ્યનો'માં નોંધે છે કે "વાઙ્ગમયના કાવ્ય મીમાંસકો બે વિભાગ પાડે છે :

(૧) કાવ્ય અને (૨) શાસ્ત્ર. શાસ્ત્ર મનુષ્યપ્રાણીને ધર્મ અને અધર્મનું ભાન કરાવી કર્તવ્યની પ્રવૃત્તિની દિશા દેખાડી શાસન કરે છે. વળી તે મનુષ્ય પ્રાણીને કાર્યરૂપ જગત, કારણરૂપ પદાર્થ (પછી તે ઈશ્વર, પ્રકૃતિ, ગમે તે સંજ્ઞાથી વર્ણવો) અને કાર્યકારણને જાણનાર જીવાત્મા એ ત્રિપુટીનું મૂળ સ્વરૂપ કેવું છે તેનું શાસન એકલે વર્ણન કરે છે. આ પ્રમાણે શાસ્ત્ર શબ્દની વ્યુત્પત્તિથી સમજી શકાય એમ છે".

હિંદીના પ્રસિદ્ધ વિદ્વાન શ્રી ભગીરથ મિશ્ર પણ "कला, साहित्य और समीक्षा"માં આ જ બાબત નોંધે છેઃ "वाङ्मगय के दो रूपों – साहित्य और शास्त्र – में साहित्य मनोरम और ललित रचना है और शास्त्र – तथ्यप्रधान !

આનો અર્થ એ થયો કે શાસ્ત્ર એ વાઙ્ગમયનો જ એક ભાગ હોવાથી સંસ્કૃતિમાં એનો સમાવેશ થઈ જાય છે. કારણ કે સમગ્ર વાઙ્ગમય સંસ્કૃતિનો ભાગ છે.

આપણે જ્યારે લોકસાહિત્ય કે લોકસંસ્કૃતિ શબ્દનો પ્રયોગ કરીએ છીએ ત્યારે પણ એ બંનેને આપણે ભિન્ન માનીએ જ છીએ. 'લોકશાસ્ત્ર' શબ્દના પ્રયોગ વખતે પણ એ ભિન્નતા આપણા ખ્યાલ બહાર નથી જ. પણ એથી લોકસાહિત્ય કરતાં કાંઈક વિશેષ વ્યાપ ધરાવતો ભિન્ન શબ્દ આપણે પ્રયોજીએ છીએ એવી છાપ આપણા મનમાં હોય છે. કેટલીક વખત

એમાં (Folklore) શબ્દનો ભાવ પણ નિહાળતા હોઈએ છીએ.

અંગ્રેજી શબ્દ 'ફોકલોર' (Folklore) માટે પણ આવી જ અતંત્રતા આપણે ત્યાં પ્રવર્તે છે. 'ફોક' (Folk) શબ્દ માટે આપણે 'લોક' શબ્દનો પ્રયોગ કરીએ છીએ એ સર્વસ્વીકૃત છે. પણ 'લોર' (lore) શબ્દના પર્યાય માટે હજુ એકમતી સાધવાની બાકી છે. 'લોર' (lore) શબ્દની વ્યુત્પત્તિ એંગ્લો સેક્શન lar-લર – શબ્દથી થયેલી માનવામાં આવે છે. અને એનો અર્થ 'જે શીખવામાં આવે તે' કરવામાં આવે છે. આથી સમગ્ર ફોકલોર (Folklore) શબ્દનો અર્થ 'અસંસ્કૃત લોકોનું જ્ઞાન' એવો કરવામાં આવે છે. કેટલાક એનો 'જ્ઞાનબોધ' એવો અર્થ પણ કરે છે. કારણ કે વિજ્ઞાન એ 'જ્ઞાનપ્રાપ્તિ' તથા 'પ્રબોધ' માટેનો એક વૈવિધ્યયુક્ત પ્રકાર છે. સાહિત્યના પ્રમાણમાં એનું ફલક ઘણું નાનું છે. વિજ્ઞાન વિષયને સંજ્ઞાત્મક અર્થ અને તાર્કિક સંબંધો ધરાવતા નિવેદનો દ્વારા ચોક્કસ સ્થાન પ્રાપ્ત કરી પકડમાં લે છે. સાહિત્ય આ આદર્શોને ફેંકી દેતું નથી, પરંતુ તે વ્યંજનાત્મક અભિવ્યક્તિ અને આનુષંગિક બાબતોનો પણ સમન્વય કરી લે છે. જ્યારે ફોકલોર (Folklore) એ સાંસ્કૃતિક પ્રણાલિનું એક પાસું છે. જે ચોક્કસતાના ઉચ્ચ પ્રકારથી દર્શાવાયેલ છે. તર્ક અને નિરીક્ષણ વિજ્ઞાનને એવા જ્ઞાનના પ્રકાર અને સંકેતોથી પ્રતિબદ્ધ કરી લે છે, જેથી જુદા જુદા માનવીઓ એકબીજાથી સ્વતંત્ર રીતે તે પ્રાપ્ત કરી શકે.

આથી એમ કહી શકાય કે સાહિત્ય, લોકસાહિત્ય, શાસ્ત્ર અને વિજ્ઞાન પોતપોતાની આગવી પ્રણાલિકા અનુસાર ભિન્ન ભિન્ન શબ્દાર્થો ધરાવે છે.

હિંદીમાં આ અંગે વિદ્વાનોએ સારી એવી ચર્ચા કરી છે. અને 'ફોકલોર' (Folklore)ના પર્યાય માટે લોકસાહિત્યથી માંડીને લોકવાર્તા, લોકશાસ્ત્ર, લોકવિદ્યા, લોકયાન, લોકપરંપરા, લોકપ્રતિભા, લોકપ્રવાહ, લોકપથ, લોકવિધાન, લોકસંગ્રહ, લોકસંસ્કૃતિ જેવા અનેક શબ્દો સૂચવીને એમાંથી લોકવાર્તા અને લોકસંસ્કૃતિ એ બે શબ્દો પર પસંદગી ઉતારી છે. ડૉ. સત્યેન્દ્ર, વાસુદેવશરણ અગ્રવાલ આદિ વિદ્વાનો 'ફોકલોર' માટે 'લોકવાર્તા' શબ્દનો પ્રયોગ કરે છે. હિંદી સાહિત્ય પર આ વિદ્વાનોનો સારો એવો પ્રભાવ હોવાથી 'લોકવાર્તા' શબ્દનો ઉપયોગ ભિન્ન ભિન્ન પ્રદેશોમાં લોકસાહિત્યનું સંશોધન કરનારાઓએ પણ મોટે ભાગે સ્વીકાર્યો છે. જ્યારે બીજી બાજુ આચાર્ય હજારીપ્રસાદ દ્વિવેદી, કૃષ્ણદેવ ઉપાધ્યાય જેવા અગ્રિમ કક્ષાના વિદ્વાનો 'ફોકલોર' માટે 'લોકસંસ્કૃતિ' શબ્દનો ઉપયોગ કરવાના મતના છે.

'લોકવાર્તા' શબ્દ ગુજરાતીમાં 'ફોકલોર' (Folklore)ના પર્યાય તરીકે ઉપયોગી જણાયો નથી કારણ કે આપણે ત્યાં લોકવાર્તાનું એક જુદું જ અસ્તિત્વ અને અર્થ લાંબા સમયથી સ્થિર થયેલ છે. એટલે 'ફોકલોર' માટે 'લોકવાર્તા' સિવાયનો શબ્દ શોધવાની જરૂર ઊભી રહી.

શ્રી. ઝવેરચંદ મેઘાણીએ એ માટે 'લોકવિદ્યા' શબ્દ સૂચવેલ. લોર (Lore) માટે એમણે 'વિદ્યા' શબ્દ પર પસંદગી ઊતારી કારણ કે વિદ્યા માટે અંગ્રેજીના Knowledge (નૉલેજ Learning (લર્નિંગ) Lore (લોર); Science (સાયન્સ) જેવા પર્યાયો અનુકૂળ હતા. પરંતુ કેટલાક વિદ્વાનોને 'વિદ્યા' શબ્દ યોગ્ય જણાયો છતાં એનું ક્ષેત્ર પ્રમાણમાં વ્યાપક જણાવાથી એની પસંદગી યોગ્ય જણાઈ નહિ એટલે એમણે 'લોકશાસ્ત્ર' શબ્દ પર પોતાની પસંદગી ઊતારી. પરંતુ આપણે ઉપર જોયું તેમ 'શાસ્ત્ર' શબ્દ સામે પણ એવો જ વાંધો લઈ શકાય તેમ છે. 'વિદ્યા' શબ્દ જો વધુ પડતો વ્યાપક અર્થ ધરાવે છે તો 'શાસ્ત્ર' શબ્દ પ્રમાણમાં વધુ સંકુચિત અર્થ ધરાવતો હોવાથી એકાંગી બની જવાનો ભય ઊભો રહે છે.

અન્ય શબ્દોમાં લોકપથ, લોકપ્રવાહ, લોકસંગ્રહ, લોકયાન, લોકપ્રતિભા જેવા શબ્દો પ્રથમ દૃષ્ટિએ જ અપરિચિત અને અયોગ્ય લાગે છે અને અર્થની દૃષ્ટિએ ખૂંચે તેવા જણાય છે. નવીનતા દોષ પણ એમાં આવી જતો હોવાથી એમાં નવા અર્થનું

આરોપણુ કરવા જતાં હાસ્યાસ્પદ બનવાની ભીતિ રહે છે. 'લોકપરંપરા' જેવો શબ્દ સંસ્કૃતિનો પર્યાય હોવા છતાં પરંપરાનું મહત્ત્વ દર્શાવે છે અને તેમાં વિદ્યા કે જ્ઞાન બાજુમાં રહી જતા લાગે છે. 'લોકવિજ્ઞાન'માં વિજ્ઞાન તરફી ઝોક હોવા છતાં એની મર્યાદા 'લોકશાસ્ત્ર'ની પેઠે ખૂંચે તેવી છે. એના કરતાં વધુ વ્યાપક 'લોકસંસ્કૃતિ' શબ્દ શો ખોટો એવો પ્રશ્ન થાય છે.

'લોકસંસ્કૃતિ' શબ્દ સાથે એક વાંધો એવો લેવામાં આવે છે કે 'લોકસંસ્કૃતિ' શબ્દ પરિચિત હોવા છતાં એ ફોકકલ્ચર (Folk Culture)ના પર્યાય તરીકે રૂઢ થયેલો છે. એક જ શબ્દ ફોકકલ્ચર (Folk Culture) અને ફોકલોર (Folklore) બંનેના અર્થ ઘટાવી શકે નહિ. વળી Culture અને Lore બંનેમાં અંતર છે.

આ વાંધો એક રીતે સાચો લાગે છે એનું કારણુ આપણે અંગ્રેજી શબ્દો કલ્ચર (Culture) અને લોર (Lore)ને કેન્દ્રમાં રાખીએ વિચારીએ છીએ તે છે. પણુ આપણે ત્યાં પ્રચલિત શબ્દોમાં સૌથી વધુ યોગ્ય 'લોકસંસ્કૃતિ' છે. એ સ્વીકારી અંગ્રેજી શબ્દોના અર્થ એમાં બરાબર વ્યક્ત થતા નથી એમ માની એ અયોગ્ય છે એમ કહેવું કેટલે અંશે વાજબી ગણાય? બીજા શબ્દો જ્યારે એનાથી વધુ યોગ્ય નથી જણાતા એવા કિસ્સામાં એને અયોગ્ય કહેવાથી આપણી સંસ્કૃતિને આપણે અન્યાય કરીએ છીએ એવું લાગે છે.

બીજું, ભિન્ન ભિન્ન સંદર્ભોના ભિન્ન ભિન્ન અર્થો કે અર્થછાયાઓ થાય તો એમાં ખોટું થાય છે એમ કહેવું કેટલે અંશે ઉચિત છે? એ પણુ વિચારવું જોઈએ. એક રીતે 'ફોકલોર' શબ્દ સમગ્ર જીવનને સ્વીકારી લેતો જણાય છે. સંસ્કૃતિ પણુ એ જ કાર્ય કરે છે. શાસ્ત્ર કોઈ એક વાત કે વિષયનું માપ અથવા તો બંધન છે. જ્યારે સંસ્કૃતિ એવું કોઈ માપ કે બંધન નથી. 'લોર' (Lore)થી પણુ વિશાળ અર્થ 'સંસ્કૃતિ' ધરાવે છે. બીજી તરફ 'શાસ્ત્ર'માં ધર્મ કે બંધન તરફી ઝોક વિશેષ છે જ્યારે સંસ્કૃતિમાં સમગ્ર માનવજીવનનો પરિપાક જોવા મળે છે. આથી લોકશાસ્ત્ર, લોકવિદ્યા અને લોકસંસ્કૃતિ એ શબ્દોમાંથી જ જો પસંદગી કરવાની હોય તો વ્યાપકતાનો દોષ વહોરીને પણુ 'લોકસંસ્કૃતિ' શબ્દ પસંદ કરવો વધુ યુક્તિ સંગત જણાશે.

પૃ. ૨૦૬થી ચાલુ]

અતિ વિશ્વાસુ અને વિશ્વાસઘાતી, ટેકીલા અને માનહાની થતાં આત્મસમર્પણુ કરતા સ્વભાવનાં વિવિધ તત્ત્વોની પણુ પિછાન આપી દીધી છે.

જેવો ગાંડોતૂર એ પહાડીજનોનો પ્રેમ છે એવો ગાંડોતૂર સોરઠી જીવનની તવારીખ ઉકેલવાનો મેઘાણીભાઈનો તલસાટ છે. એના મર્મો ઉકેલવામાં તેઓ ભયંકર મીઠાશ અનુભવે છે, અને આમ સોરઠી પહાડી સંતાનોની પિછાન આપતાં 'પહાડના બાળક' તરીકે પોતાની પણુ પિછાન એમનાથી અપાતી ગઈ છે એટલા તેઓ સોરઠી–જીવન સાથે તદ્રુપ બની ગયેલા. મેઘાણીભાઈની લોકસાહિત્યની ઉપાસનાનું બીજ અહીં પડયું છે.

આ 'સોરઠી ગીતકથાઓ'માં સંખ્યાની દષ્ટિએ સાડા ચારસો દુહા છે. પણુ સંખ્યાની દષ્ટિએ નહિ, ગુણુવત્તાની દષ્ટિએ જ એને મૂલવવા જોઈએ. એમ તો પોતાનાં બીજાં પુસ્તકોમાં મળીને ત્રણુસોક બીજા દુહા પણુ મેઘાણીભાઈએ આપ્યા છે ને 'સોરઠીઆ દૂહા' નામે સોએક દુહાની અર્થ સહિત એક પુસ્તિકા પણુ આપી છે. વિષમ સંજોગો વચ્ચે કઠિન પરિશ્રમ વડે વિશુદ્ધ પાઠો મેળવતા રહી અસલ સ્વરૂપની નમણાઇ પ્રગટ કરતા સ્વચ્છ અને સુડોલ સ્વરૂપે દુહા આપી આ નિર્ભેળ અને નિર્મળ લોકસાહિત્ય વડે મેઘાણીભાઈએ 'ધૂળધોયા'નો શ્રેષ્ઠ ધર્મ બજાવ્યો છે. લોકસાહિત્યના વિદ્યાર્થીઓ, સંશોધકો અને અભ્યાસીઓ માટે આ ગ્રંથ માર્ગદર્શિકા સમો રહેશે ને સોરઠી જીવન સંસ્કારના પહાડી ખમીરને સદાય ઝળકાવતો રહેશે. **સોરઠી ગીતકથાઓ** : સં. ઝવેરચંદ મેઘાણી : પ્રસાર : ૧૮૮૮ આતાભાઈ એવેન્યુ : ભાવનગર : બીજી આવૃત્તિ, ૧૯૭૯, પૃષ્ઠ ૧૯૮, મૂ. ૧૨ ('ગ્રંથ'ના એપ્રિલ અંકમાંથી સાભાર)

# મેઘાણીભાઈની 'સોરઠી ગીતકથાઓ'

જયમલ્લ પરમાર

આ પુસ્તક વિષે ભારે મોટી આશ્ચર્યની બિના તો એ છે કે એની બીજી આવૃત્તિ ઠેઠ ૪૮ વર્ષ પછી પ્રગટ થાય છે. મેઘાણીભાઈ ૫૧ વર્ષની વયે અવસાન પામ્યા. ૨૫ વર્ષની વયે તેમણે સંશોધન – સંપાદનનાં પ્રકાશનો આપવાં શરૂ કર્યાં ને બાકીનાં ૨૫ વર્ષમાં ૮૦ પુસ્તકો આપ્યાં. તેમાં ૨૫ તો લોકસાહિત્યનાં જ હતાં. એમાંના ઘણાખરાની એકથી વધુ અને કેટલાકની ૧૦-૧૦ આવૃત્તિઓ થઈ. ત્યારે આ ગીતમાંહેની કથાઓ સોરઠી સંસ્કારના ફરજંદ સમી છે, એના દુહાઓ લોકવાણીમાં હજી એકચક્રી શાસન ચલાવે છે, છતાં એની બીજી આવૃત્તિ ૪૮ વર્ષે પ્રમટ થાય છે. કાં તો 'ગીતકથાઓ' એવું પ્રયોગાત્મક નામ આપવાને કારણે કે પછી એક યા બીજા કારણે એનું પ્રકાશન ઢીલમાં પડતું આવ્યું હોય એમ પણ બને.

આ 'સોરઠી ગીતકથાઓ'ના પ્રવેશકમાં મેઘાણીભાઈએ લોકવાણીનાં અખંડ વહેતાં કવિતા – વ્હેન સમા દુહાઓનો મહિમા ગાયો છે. એવો એમના પહેલાં એમના સમકાલીનોમાંથી કોઈએ ગાયો નથી. પહેલા જેવાં દુહાઓનાં પહાડવાસીઓનાં કાવ્ય – યુદ્ધો આજે બહુ ઓછાં ખેલાય છે. પણ હજી લોકવાણીના મહાસાગરમાં સુભાષિત રૂપે આ દુહા તરતા રહ્યા છે. એમાંથી મોતીના દાણાની જેમ વીણી લઈને મેઘાણીભાઈએ રોમાંચક કથાઓની ધારાવાહી રૂપે બાંધી આપ્યા છે, છતાં ન જાણે કેમ આ 'સોરઠી ગીતકથાઓ' પુસ્તકરૂપે નથી જ ઊપડી.

મેઘાણીભાઈએ આ પુસ્તકના પ્રવેશકમાં જણાવ્યું છે તેમ આ ગીતકથાઓ એકવિધ પણ નથી અને એમાં ખિલવટને જરૂરી એવાં ઘણાં સબળ તત્ત્વો છે. એથી જ તો એમાંની 'સોન-હલામણ', 'રાણક–રા'ખેંગાર', 'શેણી-વિજાણંદ', 'રાણો-કુંવર', 'લોડણ-ખીમરો', ઢોલા મારૂ ને 'નાગ–નાગમદે' એવી ૧૩ માંથી ૭ કથાઓનાં તો જૂની રંગભૂમિ ઉપર વર્ષોથી નાટકો ભજવાતાં આવે છે, ભવાઈવેશો તો એનાથી પણ વહેલા ભજવાતા આવે છે અને આજે એની ફિલ્મો પણ ઊતરીને ઠીકઠીક લોકપ્રિય બની ચૂકી છે. આ 'સોરઠી ગીતકથાઓ'નો લાભ એ રીતે ઠીક ઠીક લેવાયો છે. હવે તો સોન-હલામણ, મેહ–ઊજળી, રાણક–ખેંગાર ને ઢોલા–મારૂ વગેરે કથાઓ નવલકથાઓનો વિષય પણ બની છે. આ ગીતકથાઓમાંથી 'બાંનરો' અને 'સૂરનો હેમીઓ' સિવાયની બધી કથાઓ વાર્તાકથકો ડાયરામાં માંડતા આવે છે ને આકાશવાણી ઉપરથી પણ લહેરાતી રહી છે. 'બાનરો' અને 'સરનો હેમીઓ' એ બે અધુરી કથાઓ છે. હજી સુધી એની વાર્તાઓનો પૂરો મેળ નથી મળી આવ્યો.

આ ગીતકથાઓના સંપાદન અંગે એના પ્રવેશકમાં જ મેઘાણીભાઈએ એનો આશય વ્યકત કરતાં કરતાં ટૂંકું પણ તોલદાર વિવરણ આપેલું છે. ગુજરાતી સાહિત્યમાં 'ગીતકથા'નો એ પહેલો પ્રયોગ હતો, અને મેઘાણીભાઈએ જે રીતે એનું સંશોધન, સંમાર્જન અને સંપાદન કર્યું છે તેવું આ વિષય પરત્વે હજી સુધી બીજું કોઈ પુસ્તક પ્રગટ નથી થયું, તે પહેલાં પણ નથી થયું. ગીતકથાના વિષય અને દુહાઓ અંગે કેટલાક સંગ્રહ, સંશોધન અને તલસ્પર્શી વિવેચન જરૂર થયું છે.

મેઘાણીભાઈ પ્રવેશકમાં જણાવે છે તે મુજબ આ કથાઓ કથાઓના રસ તરીકે નહિ પણ દુહાઓમાં સંઘરાયેલી ઊર્મિઓનાં અને એની આલેખનકલાનાં મૂલ મૂલવવા-હાર્દ ઓળખવા આપેલ છે. મેઘાણીભાઈ ગીતકથાઓનું ઘડતર, દુહાઓની ગોઠવણી અને એના માપમેળની સમજ છણતા મુદ્દાઓ અંગે એક પ્રવેશક સાથે ગીતકથાઓનું બીજું ઝૂમખું આપવાના હતા પણ કમનસીબે આપણને એ ન મળ્યું, નહિ તો એ વિષયની શાસ્ત્રીય છણાવટ કરતું સમૃદ્ધ સાહિત્ય આપણને મળી રહ્યું હોત.

જો કે 'સોરઠી ગીતકથાઓ'માં આપી છે તે અને 'સૌરાષ્ટ્રની રસધારો'માં સંઘરાઈ છે તેના કરતાં અનેક-

ગણી ગીતકથાઓ આપણે ત્યાં છે – નામી અને અનામી બન્ને : ચૂડવિજોગણ, અરિયમ ને કાચબો, ઊજી અને વીંઝરો, મોરણી અને ભમૂતગર, ગોલણવાળો, રજપૂતાણી અને મરઘલો, ખેતશી ને કેસરબા જેવી અનામી અને ઝાલણશી કાંટો, વાવો કોટડિયો, ઉમા અને ઝુમ્મા, ઉમાદે ભટિયાણી, કુતુબુદ્દીન સાહેબા, ૧૭૫ દુહામાં મોજદીન મહેતાબ, ૩૭૮ દુહામાં પન્ના વીરમદે જેવી અનેક નામી (વ્યક્તિરચિત) દુહાબદ્ધ કથાઓ આપણે ત્યાં છે, અને ગીતકથાઓના દુહાઓ કરતાં દુહાનો વ્યાપ પણ અનેકગણો છે:

આભ ઉકેલે, ભોં ભખે, વેધનકો હિય વેધ;
અગોચર ગોચર કરે, દુહો દસમો વેદ.

આકાશી તત્ત્વોને, ભૂમિ અને તેના તળના જ્ઞાનને, ધર્મ અને વિજ્ઞાનને, માનવજીવન તથા તેના ઊંડા મર્મને આમ ગોચર અને અગોચરને રૂપકડા છંદરૂપે વ્યક્ત કરે છે એટલા માટે દુહાને દસમો વેદ કહ્યો છે. દુહો દસમું દ્વાર ઉઘાડી આપે છે. સંસાર-જીવનના કારણથી માંડીને સંતોના શાંતરસ સુધી સાખીઓરૂપે વહાવે છે.

લોકોની બોલચાલની અને સમગ્ર વ્યવહારની ભાષા જીવનના વિવિધ અનુભવોથી, વિચારથી, રસ-ભાવથી, ચિંતનથી, ધર્મથી, લાઘવથી, સ્વાભાવિકતાથી અને સંગીતિક આરોહ–અવરોહથી ઉચ્ચારાવા લાગી એણે સહજભાવે પદ્યરૂપે દુહાનું સ્વરૂપ લઈ લીધું. દુહાની વર્ણસગાઈ અને શબ્દપ્રાસ તો લોકોની બોલાતી ભાષાનાં જ અંગો હતાં અને છે. માત્રામેળ, લઘુગુરુનાં બંધનો અને શાસ્ત્રીય સ્વરૂપ તો પાછળથી આવ્યાં. લોકોએ તો પિંગળના બંધનની દરકાર કર્યા વિના પોતાના ભાવભક્તિમાં દુહાને મનભાવન સ્વરૂપે ઉપાસ્યા કર્યો છે.

છઠ્ઠી સદીથી તો પંડિતોએ પણ એને શાસ્ત્રીય સ્વરૂપ આપતા જઈને આજ સુધી ઉપાસ્યો છે. સંસ્કૃતમાં જેમ અનુષ્ટુભ, પ્રાકૃતમાં ગાથા તેમ અપ-ભ્રંશનો લાક્ષણિક છંદ દુહો. વિવિધ સ્વરૂપે વપરાતો દુહો અપભ્રંશકાળ પછી તો અનેક પ્રકારની રચનાઓમાં વધુ વપરાતો થયેલો.

કંઠસ્થ દુહાનાં કાળે કાળે લોકોની રુચિ અને શૈલી પ્રમાણે પાઠાંતર રૂપાંતર થયા કર્યાં છે. રાણક-ખેંગારના અપભ્રંશમાંથી મળી આવેલ દુહા વધુ કાવ્યમય અને લુકિતદાર જણાયા છે. મેઘાણીભાઈએ આ 'સોરઠી ગીતકથાઓ' આપ્યા પછી એમાંની કેટલીક કથાઓના દુહાનાં વધુ પાઠાંતર–રૂપાંતર મળતાં રહ્યાં છે. એમાં નાગ–નાગમદેનાં તો પ્રાકૃત–અપભ્રંશ-ડિંગળી અને જૂની ગુજરાતી મિશ્રિત સુંદર દુહાઓ મળી આવ્યા છે. એમાંથી ઘણા લોકસમૂહની કલાત્મક સૂઝ અને કંઠે વધુ વળોટ પકડતા રહી, મર્મીલા બનતા રહી એ દુહા સૌના કંઠે સોહાય, સમજાય અને ઝીલાય તેવો ઘાટ પકડતા રહ્યા છે, ત્યારે ઘણા વિકૃત પણ બન્યા છે. મેઘાણીભાઈનો યશસ્વી પુરુષાર્થ તો આ ભેળસેળથી વિકૃત બનેલા આ દુહાઓનો શુદ્ધ પાઠ મેળવી, એનું હાર્દ પ્રગટાવી રસાસ્વાદ કરાવવામાં રહેલો છે.

મેઘાણીભાઈ પહેલાં પણ દુહાઓની પુસ્તિકાઓ પ્રગટ થતી રહી છે ને દુહાબદ્ધ કથાઓ પણ અપાતી રહી છે. પણ એ કથાઓના પ્રવાહોમાં દુહો ટંકાતો આવતો, વાર્તાઓને આધાર અને ઉઠાવ આપતો અને વાર્તાઓ રસિક બન્યે જતી. પણ દુહાની શુદ્ધ સંકલના-બદ્ધ ધારા વડે કથા વહાવવાનો પ્રયોગ મેઘાણીભાઈએ પહેલવહેલો કર્યો. એવી દરેક કથા આગળ લોક–પ્રચલિત કથાનો સાર પીઠિકારૂપે આપ્યો. આમ સુંદર સ્વરૂપે લોકકૃતિ આપીને એને 'ગીતકથા' એવું નામ આપ્યું. ગુજરાતમાં આવો વિશિષ્ટ શબ્દ કદાચ પહેલવહેલો મેઘાણીભાઈએ જ પ્રયોજ્યો છે.

૧૯૨૭માં 'રઢિયાળી રાત'નો ત્રીજો ભાગ આપતાં એના પ્રવેશકમાં 'લોકગીતોની બાંધણી' એ શીર્ષક હેઠળ ૪૫ પાનાંના એ લેખમાં વધુ પાનાં આ 'ગીતકથા' શબ્દના વિવેચનમાં એમણે રોક્યાં છે. એ શબ્દને સાકાર કરવાનો પ્રયોગ એમણે ૧૯૩૧માં આ 'સોરઠી ગીતકથાઓ' વડે કર્યો.

'લોકગીતોની બાંધણી'વાળા લેખમાં લોકગીતોનું વર્ગીકરણ કરતાં રાસડાના ૭ પ્રકારમાં પહેલો પ્રકાર આપ્યો છે કથાગીતોનો. અંગ્રેજીમાં

સામે લખ્યું છે Ballads-બેલેડસ, એમાં આગળ જતાં કહ્યું છે કે બેલેડસ એટલે ગીતકથાઃ A Tale Telling it self in verse. ગીત વાટે પોતાને વર્ણવતી કોઈ લોકકથા. એનું લક્ષણ તો બાંધ્યું, પણ કોણે રચી આ ગીતકથાઓ–ચારણોએ ? એનો જવાબ આપતાં મેઘાણીભાઈ જણાવે છે કે : "બેલેડસ અને ચારણી કાવ્ય એ બન્ને તદ્દન જુદી વસ્તુ છે. એ તો શબ્દ ચાતુરી અને સ્વાભાવિક્તા વચ્ચેનો ભેદ છે. આપણો ચારણ રાગ કાઢીને ગાવામાં રસ જ નહોતો લેતો."

ત્યારે કોણે રચી આ ગીતકથાઓ – રાવળો, મીરો, નાથબાવા કે તૂરી લોકોએ ? એનો જવાબ આપતાં મેઘાણીભાઈ જણાવે છે કે : "લોકહૃદયના હર્ષ–આક્રંદના સૂર આ ધંધાથી ગાયકોના વાજીંત્રે ઝાઝા નથી ચડયા. કુદરતી લોકગાન અને આજીવિકા અર્થે કરેલું કલાસર્જન આપોઆપ અળગાં પડી જાય છે."

વિસ્તૃત વિશ્લેષણ પછી એનાં સ્વરૂપ-લક્ષણ ને વ્યાખ્યા બાંધતાં મેઘાણીભાઈ કહે છે-કે : "લોકપ્રતિષ્ઠાને વરેલ બેલેડ કથાત્મક ગીતકથા છે. એનો લેખક અજ્ઞાત હોય છે, તેમ જ ભાવ કે ચિંતન દ્વારા તેના વ્યક્તિત્વનો આ પ્રકારના સર્જનમાં કયાંય ઈશારો પણ આવવા દેતો નથી. તેનું પ્રથમ પ્રયોજન તો ગાવાનું છે, અને તે સમૂહનૃત્ય સાથે સંકળાએલું છે, તેમજ મૌખિક પરંપરાગત પ્રણાલિકાને વરેલ છે."

ઉપરની વ્યાખ્યા મુજબ જેમાં કથા વણાયેલી હોય તેવાં ઘણાં લોકગીતોને ગીતકથા કહી શકાય, પણ દુહા અન્ય લોકગીતોની જેમ નથી ગવાતા પણ ચોક્કસ લહેકાથી ગવાય છે. વળી એક દુહો એક સાથે અનેક માણસો નથી ગાતા પણ એક જણો જ ગાય છે. ત્રીજું દુહો એ અન્ય લોકગીતોની જેમ સમૂહનૃત્યનું સાધન નથી. સમૂહની વચ્ચે જરૂર ગવાય છે.

લોકગીતો આપણે ત્યાં વ્યાપક વિવેચનનો વિષય હવે બનતાં થયાં છે, પણ હજી આપણાં લોકગીતોની વિવેચના પશ્ચિમની સરાણે જ ચડતી રહી છે. એકવાર નક્કી થયું કે 'બેલેડ' શબ્દને સર્વમાન્ય સ્વરૂપે પદબંધકથાના પર્યાય તરીકે સ્વીકારવો, પછી એને માટે ભારતીય શબ્દની શોધ મંડાણી અને તે સાથે પ્રાદેશિક શબ્દની પણ. વિશ્વમાં પદબંધકથાનું સમાન તત્ત્વ શોધવા માટે અને વિશ્વના લોકસાહિત્યમાં રહેલા સર્વદેશીય તત્ત્વને જાણવા માટે એ જરૂરી છે, પણ પશ્ચિમના વિદ્વાનો જે અર્થ ઘટાવે, એવાં જ અર્થઘટનો આપણા શબ્દના ન થતાં હોય તોપણ પરાણે ઘટાવવા જતાં તેમાંથી કેટલીક કૃત્રિમતાઓ અને વિકૃતિઓ જન્મે છે. આટલું કરવા છતાં પશ્ચિમના શબ્દોના ચોક્કસ પર્યાયોમાં કોઈ રાષ્ટ્રીય કે પ્રાદેશિક એકતા સાધી શકાતી જ નથી. એનું એક કારણ દરેક પ્રદેશની ભૌગોલિક્તા ને સામાજિકતાની વિશિષ્ટતા તથા વિવિધતામાં રહેલું છે. એથી મેઘાણીભાઈએ 'ગીતકથા' શબ્દ વ્યાપક અર્થમાં પ્રયોજ્યો તે જ બરાબર છે.

પશ્ચિમમાં BALLAD શબ્દ અસલ ફ્રેન્ચ શબ્દ BALLER : TO DANCE ઉપરથી પ્રયોજાયો છે. એનો ઉચ્ચાર 'બેલે' થાય છે. પશ્ચિમમાં જેમ બેલેનૃત્ય છે તેમ આપણે ત્યાં પણ એના ઉપરથી ઘણાં નૃત્યરૂપકોને 'બેલે' કહેવામાં આવે છે પછી આપણી દુહાવાર્તા કથાઓને બેલેડ કહીએ તે કેટલું સુસંગત બને ? પશ્ચિમની વૈજ્ઞાનિક પદ્ધતિને જરૂર અપનાવીએ પણ લોકસાહિત્ય જેવા વિષયોની પરીભાષા આપણે જ આપણી ભૌગોલિકતા અને સામાજિકતાના વૈશિષ્ઠય અને વૈવિધ્યને ખ્યાલમાં રાખી અર્થવહન કરી શકે એવા શબ્દોમાં પ્રયોજવી જોઈએ.

હિંદીમાં આ બેલેડને લોકગાથા કહે છે, મરાઠીમાં પવાડા, બંગાળીમાં ગીતિકા ને આસામમાં ગીત કહે છે. જેમાં કથા વર્ણવાતી આવે એવાં ગીતોને 'કથાગીત' અથવા 'ગીતકથા' શબ્દ ગુજરાતીમાં સર્વપ્રથમ મેઘાણીભાઈએ પ્રયોજ્યો છે. ને ગુજરાતની સોરઠી ગીતકથાઓ વડે માર્ગદર્શક સ્તંભ રોપી આપ્યો છે.

દુહાઓનું હાર્દ સમજાવતાં અને દુહાઓની લોકપ્રતિષ્ઠાનો પરિચય આપતાં આપતાં મેઘાણીભાઈએ સોરઠનાં પહાડી સંતાનોના ખમીરવંતા, બળવાખોર, વફાદાર ને બેવફા, માનેલા સતની સરાણે ચડતા,

[અનુ. પૃ. ૨૦૩

# પ્યારાં એટલે પરાયાં

ડૉ. પ્રભાશંકર રા. તેરૈયા

'ઊર્મિ–નવરચના'ના ૬૦૧મા અંકમાં શ્રી જયંતભાઈ આચાર્યે 'પાઠાન્તરનું બખડજંતર' નામનો જે લેખ લખ્યો છે તેમાં જેટલો ઘોંઘાટ છે તેટલી ગતિ નથી, અને જેવી અંશતઃ ગતિ છે તેવી દિશા નથી. અને પરિણામે આખો લેખ બખડતંજર નહીં પરન્તુ જડ બખડજંતર જેવો બની ગયો છે. જ્યારે આવું વિધાન કરવામાં આવે ત્યારે તેની પાછળ તાર્કિક વિચારણા હોય તો જ તે પ્રતીતિકર બને. આવી વિચારણા કરવાનો પ્રસ્તુત લેખમાં ઉપક્રમ છે.

શ્રી આચાર્યે તેમના લેખમાં સદ્‌ગત મનુભાઈ જોધાણીનો હવાલો આપી જણાવ્યું છે કે તેમણે મૌખિક ચર્ચામાં 'પરણ્યા એટલે પ્યારાં લાડી'એ લગ્નગીતમાં "પરાયાં" એવું પાઠાન્તર સૂચવ્યું હતું. ત્યાર પછી મારી મૌખિક વાતનો હવાલો આપી તેઓ લખે છે, એ પાઠાન્તરની તરફેણમાં દલીલ કરતો લેખ પ્રો. તેરૈયાએ 'સાહિત્ય માસિક'માં લખેલો છે તે તેમના સ્વમુખે સાંભળેલું." એ વાત સાચી છે કે મેં શ્રી આચાર્યને વાત કરેલી કે આ લગ્નગીતમાં 'પ્યારાં' શબ્દનો અર્થ પ્રિય કે વહાલા થતો નથી પરન્તુ પારકાં–પરાયાં એવો થાય છે. મારો એ લેખ 'બુદ્ધિપ્રકાશ'–જુલાઈ–૭૭ના અંકમાં પ્રસિદ્ધ થયો છે. પરંતુ એ લેખ શ્રી આચાર્યે વાંચ્યો નથી. પણ જો તેમણે એ લેખ વાંચ્યો હોત તો કદાચ તેમનું લખાણ અન્ય તરેહ ધારણ કરત. માત્ર મૌખિક વાતનો દોર લઈ અને સદ્‌ગત જોધાણી સાથે તેમને અગાઉ વાત થઈ હશે તેનો દોર લઈ તેઓ આગળ ચાલ્યા છે.

પ્યારાં એટલે પ્યારાં જ, પરાયાં કેમ થઈ શકે? એવા મતાગ્રહમાંથી જ તેમણે લેખની માંડણી કરી છે. જે સંશોધન–પદ્ધતિએ પ્યારાંનો પરાયાં અર્થ થયો હશે તેની તેઓ વિડંબના કરે છે. અને પ્યારાં અર્થને તાણીતૂંસીને નિષ્પન્ન કરવાના પ્રયાસમાં આખાયે લેખમાં ક્યાંય સમતુલા રહી નથી.

પ્યારાં એટલે વ્હાલાં થાય તે દર્શાવવા શ્રી આચાર્ય ગીતના વાક્યતંત્રને સમજાવે છે કે: "આ પંક્તિઓ બે વાક્યો નથી. એ એક સરસ સાદું વાક્ય છે," આમ વ્યાકરણના વાક્યની પરિભાષામાં વાક્ય સાદું છે કે સંકીર્ણ એવા પ્રયોગ તેઓ કરે તે સમજી શકાય પણ 'સરસ સાદું વાક્ય છે,' એ દ્વારા તેઓ શું સૂચવે છે? વ્યાકરણપરક ચર્ચામાં વાક્ય સરસ હોવું એ વિધાન અપ્રસ્તુત છે. પરંતુ હકીકત એ છે કે પ્યારાં એટલે પારકાં નહીં એવું સમર્થન કરવાની પોતે જે મનમાં ગાંઠ વાળી છે તે આ સરસ શબ્દ દ્વારા છતી થઈ છે. ઉપરાંત પ્યારાં એટલે પારકાં એવું જેમણે મંતવ્ય વ્યક્ત કર્યું છે તેમના મતને જાણ્યા–પ્રમાણ્યા વિના જ તેઓ તેમની વિડંબના કરે છે, કે "સંશોધક પણ ધોળે દિવસે ફાનસ લઈ અર્થને શોધવાના રવાડે ચઢી જાય છે." આ વાક્યના શબ્દપ્રયોગો જ તેમનાથી ભિન્ન મત ધરાવનારા પ્રત્યે તેઓ કેવો ભાવ ધરાવે છે તેની ચાડી ખાય છે. કોઈ શાસ્ત્રીય ચર્ચામાં આવો એકાંગી પુરસ્કાર ને તિરસ્કાર તો ધોળે દિવસે તો શું પણ રાતે પણ ફાનસ લઈ જનારને સહાય નહીં કરી શકે.

શ્રી આચાર્યના લેખનું પ્રભવસ્થાન ગેરસમજ છે. મેં મારા લેખમાં 'પ્યારાં'ને બદલે 'પરાયાં' એવું પાઠાન્તર સૂચવ્યું જ નથી. કદાચ સદ્‌ગત જોધાણીભાઈના સૂચનથી આવી ગેરસમજ ઊભી થઈ હોય. પ્યારાં એટલે પરાયાં થઈ શકે જ નહીં તેવા મક્કમ મતાગ્રહથી તેઓ આગળ ચાલે છે અને તેના પ્રત્યાઘાત રૂપે પ્યારાં એટલે વ્હાલાં એ જ અર્થ થાય તેમ સ્વીકારી લે છે. એકવાર આવી માન્યતા સ્વીકારી એટલે તેના સમર્થનમાં ઉલ્લેખો આવે તે સ્વાભાવિક છે. લલિતજીના કાવ્યનું ઉદાહરણ, શિવ–પાર્વતીના

લગ્નગીતનું ઉદાહરણ, કવિશ્રી ન્હાનાલાલના 'મેઘદૂત'ના અનુવાદનું ઉદાહરણ માત્ર વાગાડંબર જ બની રહે છે. ચર્ચામાં તેમનું ઔચિત્ય જ નથી. આ ઉદાહરણો પોતે પ્રથમથી જ જે અર્થ ગૃહિત કરી લીધો છે તેને પુષ્ટ કરવા માટે છે. પરન્તુ મૂળ પ્રશ્ન તો એ છે કે તેમણે જે માની લીધું છે તે સાચું છે? તેનું કોઇ વિશ્લેષણ અપાયું નથી અને પરિણામે ચર્ચા-વિચારણા આગળ વધતી નથી. માત્ર ગોળ ગોળ – ગૃહિત કરી લીધેલી ધરીની આસપાસ–ઘુમરાય છે.

મારું એવું માનવું છે કે આ ગીતમાં પ્યારાંનો અર્થ વ્હાલાં નહીં પરન્તુ પરાયાં એવો છે જો હું આવો અર્થ કરું તો શ્રી આચાર્ય તો કહેશે જ, "...એટલે પાઠાન્તર એ સાચવીને પગલાંને ભરવાનો વિષય છે, એ ખાટસવાદિયા થવા જેવી વાત નથી. તાળું ઊઘાડતા ન આવડે એટલે તાળું ખોટકાઈ ગયું છે એમ માનવું બરાબર નથી" આ વિધાનનું પ્રતિ-પ્રમેય પણ એટલું જ સાચું છે કે તાળું ઊઘડતું જ ન હોય અને ભળતી ચાવી ગોળગોળ ફરતી હોય છતાં એમ કહેવું કે તાળું ખોટું હશે પણ ચાવી તો સાચી જ છે એમ માનવું-મનાવવું પણ બરાબર નથી.

અત્યાર સુધી શ્રી આચાર્યની વિચારણાની ચર્ચા કરી. હું એમ કહું કે પ્યારાંનો અર્થ પ્યારાં નહીં પણ પરાયાં થાય છે ત્યારે સુજ્ઞ વાચકો કોઈ તાર્કિક વિચારણાની અપેક્ષા રાખે જ. પ્યારાંનો અર્થ સામાન્ય રીતે પ્યારાં જ થાય ત્યારે આવી કોઈ ચર્ચાની જરૂર નથી પણ જ્યારે પ્યારાંનો અર્થ પરાયાં થાય ત્યારે તેને સંપૂર્ણ વિગતથી પ્રતીતિકર રીતે ચર્ચવો અનિવાર્ય બને છે. હું પ્રસ્તુત ગીતમાં પ્યારાંનો અર્થ પરાયાં એવો થાય છે તેના સમર્થનમાં ત્રણ સ્વતંત્ર પ્રમાણો રજૂ કરું છું. (૧) પ્યારાં શબ્દની રૂઢ પરંપરા (૨) ગીતની સ્વાયત્તતામાંથી નિષ્પન્ન થતો સમુચિત અર્થ (૩) લગ્નગીતોમાં આ પ્રકારનો અર્થ જાળવતી પરંપરા. હવે આ ત્રણેય પ્રમાણોની અનુક્રમે અહીં વિચારણા કરવામાં આવી છે.

(૧)

સં. ૧૫૧૨માં રચાયેલા કવિ પદ્મનાભવિરચિત 'કાન્હડદે પ્રબંધ'માં આ શબ્દ બે રૂપોમાં મળે છે. આ કૃતિની ભાષા પંદરમા શતકની ગુજરાતી (તેમ જ પ્રાચીન રાજસ્થાની પણ) છે.

સોમનાથનું મંદિર તોડી ઉલુઘખાન અનેક બંદીઓને પકડી પોતાની સાથે લઈ જતો હોય છે ત્યારે પોતે કયાં કયાં પાપ કર્યાં હશે તે યાદ કરી બંદીઓ કલ્પાંત કરે છે–

कइ विश्वासघात अम्हे किधा, कइ अवगुणीया पात्र।[1]
कइ धन प्राणि वियारां लुंटी पामर पोष्या गात्र।१६७।

(કાં અમે વિશ્વાસઘાત કર્યો, કાં અમે (સુ) પાત્રને અવગણ્યાં, કાં પારકાં ધન પરાણે લૂંટી પામર ગાત્રને પોષ્યાં)

ઉલુઘખાનનું લશ્કર પડાવ નાખીને પડયું છે તેના ઉપર કાન્હડદેના લશ્કરે ઓચિંતો હુમલો કર્યો. પ્રબળ અને ઓચિંતા હુમલાથી મુસલમાન લશ્કરના સૈનિકોમાં કેવાં ભંગાણ અને ગભરાટ ફેલાયાં તેનું કવિ વર્ણન કરે છે –

आप पियारा विगति न लाभइ, दहु दिसि हींदु आवइ।
बइठी मूठी म्लेछ मारतां, खांडाना घा फावइ। २०७।[2]

(પોતાનો અને પારકાનો વિવેક રહેતો નથી. દશેય દિશાઓથી હિંદુઓ આવે છે. તેઓને મ્લેચ્છ ઉપર બેઠી મૂઠીએ ખાંડાના ઘા મારતાં ફાવી ગયું છે.)

ઉપરનાં બે અવતરણોમાં મળતા 'पियारा' 'वियारां' વ્યત્યયભેદે એક જ છે. આ ઉપરાંત પિયારી–પિયારકી શબ્દનો પ્રયોગ એક મધ્યકાલીન અને અત્યારે ગવાતાં ભજનમાં પણ મળે છે. ભજન લગ્નગીતની જેમ પરંપરા પ્રાપ્ત અંશ છે. તે ભજન આ પ્રમાણે છે.

---

૧. કવિ પદ્મનાભવિરચિત 'કાન્હડદેપ્રબંધ' ખંડ ૧–૨ સં. પ્રા. કાન્તિલાલ વ્યાસ, ૧૯૫૯, વાચના પૃ. ૧૬

૨. એજ પુસ્તક વાચના પૃ. ૨૨

માટીસે મિલ જાના ભાઈ, પવનસે ઉડ જાના
મત કરો અભિમાન એક દિન માટીસે મિલ જાના.
માતા તારી જનમોજનમ રુવે, બેની રુવે દસમાસા
તિરિયા તારી ત્રણ દિન રુવે, કરે પિયારી આશા[3]

(તારા મરણ પછી તારી માતા તો આ જન્મ રડશે. તારી બ્હેન દસ માસ રડશે અને તારી પ્રિયા ત્રણ દિવસ રોઈ પિયારી–પારકી આશા કરશે.)

પિયારાં એટલે પારકાં એવા અર્થની પરંપરા અને બધા પ્રયોગોને તપાસવાનું અહીં બિનજરૂરી છે. અહીં તો માત્ર નમૂના દાખલ પિયારાં–પ્યારાં શબ્દ જે પરાયાંના અર્થમાં પ્રસ્તુત લગ્નગીતમાં પ્રયુક્ત થયો છે તેને યોગ્ય પરિપ્રેક્ષ્યમાં મૂકવાનો આશય છે. પ્યારાંનો અર્થ પરાયાં કર્યો તે કાલ્પનિક કે અદ્ધરતાલ નથી તે જ દર્શાવવાનું છે. વળી પ્રયોગો પરથી જ ભાષાના શબ્દકોશોમાં અર્થ આપવામાં આવતો હોય છે.

'ભગવદ્ ગોમંડળ કોશ' 'પિયારુ' શબ્દના બે અર્થ નીચે પ્રમાણે નોંધે છે:

પિયારુ (૧) વિ. પારકું; પરાયું

(૨) [સં. પ્રિયતર, અપ. પિઆર] વિ. પ્યારું, વહાલું.

ગુજરાત વિદ્યાપીઠનો 'સાર્થ જોડણી કોશ' પિયારુ શબ્દના બે અર્થ આ પ્રમાણે નોંધે છે:

પિયારું વિ. (પરાયું ઉપરથી) પારકું
(૨) અપ. પિઆર (સં. પ્રિયતર) પ્યારું.

(૨)

પિયારું–પ્યારું એટલે પારકું એવા અર્થની પરંપરા તો મળે છે. પરંતુ કાવ્યમાં કવિને કયો અર્થ અભિપ્રેત છે તે આંતરિક પ્રમાણ પણ જોવું પડે. છેવટે તો કાવ્યની સ્વાયત્તતામાંથી જે અર્થ સ્ફૂટ થાય તે અંતિમ પ્રમાણ છે. સ્વ. ઝવેરચંદ મેઘાણી આ ગીતની ભૂમિકા આ પ્રમાણે બાંધે છે. (ચૂંદડી, પૃ. ૧૦૪) "સહુએ બ્હેનને સાસરિયાં સ્વજનો પ્રતિનું કર્તવ્ય પ્રબોધ્યું. રડતી પુત્રી અને વેલની પાછળ દોડતી માતા; પતિ જાણે હરણ કરી જતો હોય એવા ઉલ્લાસથી કઠોર બને છે. અથવા તો વેદનાનો વહેલો અંત આવવા માગે છે. કન્યા વિનવે છે કે થોડીવાર વેલ્ય થંભાવો, મારા પિતાને ફરી એકવાર મળી લઉં, ભાઈની રજા માગી લઉં. ના! ના!"

પતિ અને વધૂ વચ્ચે આ ગીતમાં સંવાદ છે. વધૂ થોડીવાર પોતાના પતિને ઊભા રહેવાનું કહે છે, જેથી તે પોતાના પિતા, ભાઈ વગેરેને મળી શીખ–રજા લઈ લે:

'ઊભા રો'તો માગું મારા દાદાજીની શીખ રે,
હવે કેવી શીખ રે લાડી હવે કેવા બોલ રે?
પરણ્યાં એટલે પ્યારાં લાડી, ચાલો આપણે ઘેર રે.

'હવે તમારે દાદાજીની રજા લેવાની ન હોય. પરણ્યાં એટલે પરાયાં–પારકાં (તમને માટે) થયાં, હવે તો આપણે ઘરે ચાલો.' આમ ધ્રુવપંક્તિ તરીકે કામ કરતી આ ગીતની કડી સાથે અનુસંધાય છે અને તરત જ કાવ્યમાંથી જ પ્યારાં એટલે પારકાં એવો ધ્વનિ આપોઆપ પ્રગટ થાય છે. પ્યારા–આપણા એવા શબ્દોને Justapose કરવામાં આવ્યા છે. પરણ્યાં એટલે માબાપને પારકાં તેમનું ઘર પારકું અને વરનું ઘર આપણું બની જાય છે.

(૩)

ઉપરોક્ત ભાવના માત્ર આ એક જ ગીતમાં છે તેમ નથી. વરપક્ષ અને કન્યાપક્ષ વચ્ચે કન્યાનું વધૂમાં થતું પક્ષાંતર ઘણાં લગ્નગીતોમાં માર્મિક રીતે નિરૂપાયું છે.

મંગળફેરા પતી ગયા પછી વરપક્ષની સ્ત્રીઓ ગાય છે 'એક ઝારા ઉપર ઝારી રે, હવે લાડકી થઈ છે અમારી રે, હવે પિયરનાં સગાના બોલ નહીં ઝીલે,' હવે સાસરિયાનાં બોલ પાળશે એવા ધ્વનિના અનેક લગ્નગીતો આજે પણ ગવાય છે. આમાં કન્યાને પ્રેમથી જીતી લેવાનો પ્રેમાળ ભાવ છે. આવી પરંપરાના ભાગ રૂપે જ પ્રસ્તુત ગીતને જો જોઈએ તો પ્યારાં

---

૩. 'કરે પિયારકી આશા'–એવું પાઠાન્તર પણ છે.



[અનુ. પૃ. ૨૧૨

# સાંયા ઝૂલાકૃત 'રુષમણી હરણ'ના છંદો

ડૉ. રમણીકલાલ છ. મારૂ

રાજસ્થાન – ગુજરાતને સાંકળતું જે ચારણી સાહિત્ય પુષ્કળ પ્રમાણમાં આપણને મળે છે તે અનેક રીતે અભ્યાસપાત્ર જણાય છે. ગુજરાતી ભાષાના ઘણા શબ્દો અને કેટલાક છંદોનાં મૂળ આપણને આ સાહિત્યમાં મળી આવે તેવો સંભવ છે. આજે જ્યારે લોકસાહિત્ય, ચારણી સાહિત્ય અને ગુજરાતી ભાષાની વિવિધ બોલીઓનો અભ્યાસ વધી રહ્યો છે ત્યારે આવી અલ્પ પ્રચલિત કૃતિઓનો અભ્યાસ પણ ઉપયોગી બની રહેશે. પ્રસ્તુત લેખમાં ગુજરાત–રાજસ્થાનને સીમાડે જન્મેલા કવિ સાંયાજી ઝૂલા કૃત 'રુષમણીહરણ'માં પ્રયોજાયેલ છંદો વિષે અલ્પનોંધ લેવાનું અભિપ્રેત છે.

'રુષમણીહરણ' ચારણ કવિ સાંયાજી ઝૂલાનું એક લાંબું કથાકાવ્ય છે. તેમાં ગાહાચોસર, દુહા અને ઝંપતાળ છંદનો પ્રયોગ થયો છે. એ કાવ્યની પ્રાપ્ત થતી જુદી જુદી હસ્તપ્રતોમાં પણ આ છંદોનો નિર્દેશ થયેલો છે. આ છંદો પૈકી દોહરો અર્થાત્ દુહો તો માત્રામેળ છંદ તરીકે સુપ્રસિદ્ધ છે. આરંભમાં મંગળાચરણ કર્યા બાદ કવિએ દુહાનો પ્રયોગ કર્યો છે.

'હૂં ગાઇસ રુષમણ–હરણ મંગલચાર મુકુંદ,
કુલ યાદવ પૂરણ કુલાં પ્રગટ પરંમાણુંદ.

આ સ્પષ્ટ રીતે અર્ધસમપદ માત્રામેળ દુહા–દોહરાનો જ પ્રયોગ છે.

મંગળાચરણમાં કવિએ જે છંદ પ્રયોજ્યો છે તેને 'ગાહા ચોસર' તરીકે ઓળખાવેલ છે. આ છંદના પ્રત્યેક ચરણમાં ૧૬–૧૬ માત્રાઓ છે. દા.ત.

'દરીઆ ઊપર પત્થર ડારે,
ઊપર પત્થર સેન ઉતારે;
સમર કસન્ન તણો મત સારે,
તું બે બેહાં કેમ ન તારે.' (મંગળાચરણ–૩)

સંસ્કૃત અને ગુજરાતીમાં ગાથા અથવા આર્યા નામે અર્ધમાત્રિક છંદ છે. જેના પૂર્વાર્ધમાં ૩૦ અને ઉત્તરાર્ધમાં ૨૭ માત્રા છે. પરંતુ આ એ પ્રકારનો ગાથા – આર્યા છંદ નથી. 'રણપિંગળ'માં ચારણી છંદોનો વિચાર કરતાં 'ગાહાચોસર'ના દરેક ચરણમાં ૧૬ માત્રાઓ હોવાનું જણાવાયું છે.[1] કવિશ્રી દલપતરામે ૧૬ માત્રાના છંદને ચરણાકુલ છંદ કહ્યો છે, જ્યારે તુલસીદાસજીના 'રામચરિતમાનસ'માં પ્રયુક્ત ચોપાઈ પણ ૧૬ માત્રાની જ છે. પણ આ છંદ ચારણી છંદ છે અને 'ગાહા ચોસર' જ છે.

પરંતુ આ કાવ્યનો મુખ્ય છંદ થોડી વિચારણા માગી લે તેમ છે. છંદ ૧ થી ૨૨૦ સુધીના છંદને 'ઝંપતાળ', 'જંફતાળ' કે 'ઝંફ તાળ' તરીકે હસ્તપ્રતોમાં ઓળખાવવામાં આવેલ છે. 'રુષમણી હરણ'ની બે પંક્તિઓ આરંભમાં ઉદાહરણ તરીકે લઈએ :

બાત બીમાહરી સોછ કીજે વલી,
ગોત ગુણ પૂછિયે' વીસ ગુંલણે ગલી.[2]

આરંભથી માંડી અંત સુધી મુખ્ય કથાભાગમાં આ જ પ્રકારના માપવાળો છંદ પ્રયોજાયો છે જેને હસ્તપ્રતોમાં 'ઝંપતાળ' તરીકે ઉલ્લેખવામાં આવેલ છે.

કિસનાજી આઢા કૃત 'રઘુવરજસપ્રકાશ'માં આ છંદનાં લક્ષણો વિષે કહેવામાં આવ્યું છે –

'ગુર અંત મત ચવદહ ગિણો
ભલ ઝંપતાલી કવિ ભણો.[3]

---

૧ રણપિંગળ ભા. ૩ – રણછોડરામ ઉ. દવે પૃ. ૧૦–૧૧

૨ રુષમણીહરણ – સં. પુરુષોત્તમદાસ મેનારિયા: પ્રસ્તા. પૃ. ૪૨

૩ રઘુવર જસપ્રકાસ –સં શ્રી સીતારામ લાલસ.

અહીં ચૌદમાત્રા અને અંતે ગુરુ શ્રુતિવાળા છંદને 'ઝંપતાળ' ગણવામાં આવ્યો છે. હરરાજ કૃત 'પિંગલસિરોમણિ'માં પણ આજ પ્રકારનું લક્ષણ આપવામાં આવેલ છે. કવિશ્રી કરણીદાનજીના 'સૂરજ-પ્રકાશ'માં આ છંદનો પ્રયોગ થયો છે. જેમકે –

અસુરાણ જુધ રણ અપ્પિયૌ,
લડિફેર મંડોવર લિયૌ. (૯૮)

પરંતુ ઝંપતાળ છંદનું આ માપ ઉપર જણાવેલ 'રુપમણીહરણ'ની પંક્તિઓની સાથે બંધબેસતું આવતું નથી.

'રુપમણીહરણ'માં પ્રયોજાયેલ છંદપંક્તિઓમાં ૧૪ માત્રાઓ કરતાં વધુ માત્રાઓ છે. ડિંગળ કાવ્યો Recitation પર વિશેષ ભાર મૂકે છે અને તેથી દરેક પંક્તિમાં છંદનાં લક્ષણો એક સરખાં જોવા મળતાં નથી. ક્યારેક Recitation દરમિયાન બોલાતા બેવડા વર્ણો, અનુસ્વારયુકત વર્ણોને લીધે માત્રાઓમાં વધઘટ થતી જોવા મળે છે આમ છતાં 'ઝંપતાળ' તરીકે ઓળખાવવામાં આવેલ છંદની પંક્તિઓમાં સાધારણ રીતે ૨૦ માત્રા જોવા મળે છે.

જેમકે–

કરણ ઉવારિયો જેમ કરુણાકરણ (૭૨)
ભેંટતાં અંબિકા હુઓ મનભાવિયો (૧૧૯)
આકરો દીધ બલદેવ ઓલાહણો (૮૯)

આ દરેક પંક્તિનું બંધારણ ૨૦ માત્રાનું છે. આમ છતાં ૨૦થી વધુ માત્રાઓ હોય એવી અપવાદ રૂપ પંક્તિઓ પણ મળી આવે છે. જેમકે–

વિસનુ આઈયો મંગલ ધરાધર વરતિયા (૯૧)
ઘણે માહાતમ સાર હી આદર અતી ઘણે (૧૦૭

"અહીં ૨૦થી વધુ માત્રાઓ છે. પણ આવી પંક્તિઓ અપવાદરૂપ છે. કદાચ ક્યાંક કોઈ શબ્દનો પાછળથી પ્રક્ષેપ થયો હોય કે પછી કોઈ પાઠભેદને કારણે આમ બન્યું હોય એમ પણ બને.

આ 'રુપમણીહરણ' કાવ્યમાં પ્રયુક્ત છંદ 'ઝંપતાળ' જ છે એમ કહી શકાય તેમ નથી. આ કાવ્યના સંપાદક શ્રી પુરુષોત્તમદાસ મેનારિયા પણ કશા નિર્ણય પર આવ્યા નથી અને તેથી લખ્યું છે–

'हरण' में प्रयुक्त छंद झंपताल प्रचलित :झंपतालका कोई भेद है अथवा लिपिकारोंने असावधानी रक्खी है । [૪]

આ છંદ ખરેખર કયો છંદ છે તે વિષે નિર્ણય લેતાં પહેલાં ચારણી સાહિત્યના બે વિદ્વાનોને પત્ર દ્વારા પૂછાવ્યું. શ્રી મહેશદાન મીશણે આ છંદને નિશિપાલ છંદ કહ્યો જ્યારે કાલાવડના રાજકવિ શ્રી માવદાનજી રતનુએ જણાવ્યું : "કાવ્ય જોતાં કંઈ કહી ન શકું. કદાચ ડિંગળી ગીત હોય એમ ભાસે છે" નિશિપાલ છંદ માત્રામેળ નથી, અક્ષરમેળ છે. આથી એ બંધ બેસે તેવું નથી. 'હરણ'નો છંદ અક્ષરમેળ તો નથી જ. આથી ડિંગળ ગીત હોવાની સંભાવના વિશેષ જણાય છે.

એમ તો 'પ્રવીણસાગર'માં ઝંપતાળ છંદનો પ્રયોગ થયો છે જે અક્ષરમેળ છે અને ચાર 'ર' ગણ મળીને એ બને છે. એની માત્રા વીસ થાય ખરી.' પણ એ અક્ષરમેળ હોવાથી માત્રામેળમાં એ રીતે ખપાવવાનો કશો અર્થ નથી.

'રઘુનાથ રુપક ગીતાં રો'ના કવિ મંછે ડિંગળ ગીતોનાં લક્ષણો અને ઉદાહરણો આપ્યાં છે. આ પૈકી 'જાતગોખ' ગીતની ૨૦ માત્રા દર્શાવી છે, પરંતુ તેની દરેક કડીના ચોથા ચરણમાં પાંચ માત્રાનો એક જ શબ્દ ફરીફરીને વારંવાર પ્રયોજાય છે. આ કાવ્યમાં આ જાતની યોજના નથી. કવિ મંછે 'જાત સાવઝડો' ગીત ૨૦માત્રાનું બતાવ્યું છે. જો કે ત્યાં પણ તેના પ્રથમ ચરણમાં ૨૩ માત્રાઓ કહેવામાં આવી છે. સાંયાજીએ ૨૦ માત્રાનું બંધન સામાન્ય રીતે બરાબર જાળવ્યું છે.[૫] એટલે આ 'જાત સાવઝડો' કે એની

---

૪. રુપમણીહરણ : સં. પુરુષોત્તમદાસ મેનારિયા (પ્રસ્તા.) પૃ. ૪૨

૫. રઘુનાથ રૂપક ગીતાં રો – કવિ મંછ – પૃ. ૭૮

છાયાવાળું ડિંગળ ગીત છે એવો નિષ્કર્ષ પણ આવી શકાય તેમ છે.

લોક સાહિત્ય અને ચારણી સાહિત્યના વિદ્વાન શ્રી જયમલ્લભાઈ પરમારે 'ધરતીની અમીરાત'માં આવા ૨૦ માત્રાના એક છંદ ઉપર 'સાવજડું ગીત' એવા શબ્દો પ્રયોજ્યા છે. તેઓ પણ આવા છંદને 'ગીત સાવજડું'–ડો' ગણાવે છે. ગુજરાતીમાં સ્વ. શ્રી ઝવેરચંદ મેઘાણીએ 'તરુણોનું મનોરાજ્ય'માં એનો પ્રયોગ કર્યો છે.

> 'આજ અણદીઠ ભૂમિ તણે કાંઠડે
> જગતભરના યુવાનોની આંખો અડે'

શ્રી જયમલ્લભાઈ એને ગીત સાવજડું તરીકે ઓળખાવે છે.[૬]

આમ 'રુખમણીહરણ'માં છંદ ૧ થી ૨૨૦ સુધી પ્રયોજાયેલ છંદ 'સાવજડું ગીત' અર્થાત્ 'જાત સાવઝડો' જ છે. ડિંગળી ગીતની એ લાક્ષણિકતા હોય છે કે કોઈ પણ ગીતની આરંભની પંક્તિમાં બેગણુ માત્રા વધારે હોય છે. જો કે 'રુખમણીહરણ'માં તો ૨૦ માત્રા જ છે, પરંતુ તે 'છંદ જંપતાળ' તો નથી જ એમ નિશ્ચિત પણે કહી શકાય તેમ છે.

ગાહાચોસર, દુહો, જાત સાવઝડો ઉપરાંત કેટલીક હસ્તપ્રતોમાં અંતે બે છપ્પાઓ પણ પ્રાપ્ત થાય છે. આ છપ્પા શામળના છપ્પા જેવા અથવા તો દલપતરામે 'દલપતપિંગળ'માં જેને 'છપ્પય છંદ' તરીકે ઓળખાવેલ છે તે જ છે. આ કાવ્યમાં એને 'કવિત્ત' અથવા 'કલસ રો કવિત્ત' તરીકે ઓળખાવેલ છે.

આમ ચારણી સાહિત્ય, મધ્યકાલીન સાહિત્ય, અને સ્વ. મેઘાણી તેમજ અન્ય અર્વાચીન કવિઓની રચનાઓમાં પ્રયોજાયેલ છંદો કે તેના પ્રયોગો પારસ્પરિક તુલના દ્વારા વધારે વિશદ બની શકે તેમ મને લાગ્યું છે.*

---

૬. અંગત પત્ર તા. ૧–૫–૭૩

* ગુજરાતી સાહિત્ય પરિષદના ત્રીસમા અધિવેશનમાં વડોદરા મુકામે વંચાયેલ નિબંધ થોડા ફેરફારો સાથે.

*

પૃ. ૨૦૯થી ચાલુ]

કેવા સંદર્ભમાં પરાયાં અર્થ ધરાવે છે તો તેમાં કોઈએ આઘાત અનુભવવાની જરૂર નથી. પતિ–પત્ની વચ્ચે સાટાખતની વેપારી ભાવના પણ લાવવાની જરૂર નથી.

આટલી ચર્ચા ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે 'પિયારુ' શબ્દ 'પરાયુ' એ અર્થમાં પ્રાચીન અને મધ્યકાલીન ગુજરાતી સુધી પ્રચલિત હતો. અર્વાચીન ગુજરાતીમાં 'પરાયુ' એવું રૂપ રૂઢ થયું છે. અને 'પિયારુ' લુપ્ત થયું છે. પરંતુ પ્રસ્તુત લગ્નગીતમાં 'પિયારાં' શબ્દ 'પ્યારાં' રૂપે અને 'પરાયાં' ના અર્થમાં પરંપરાથી ચાલ્યો આવ્યો છે. જ્યારે વર્તમાન ગુજરાતીમાં 'પ્યારુ' એટલે પ્રિય એ જ અર્થ રહ્યો છે. તેથી જે અભિપ્રેત અર્થ છે તે ભૂલાતો ગયો છે.

આ ઉપરાંત એ પણ યાદ રાખવાનું છે કે પ્રસ્તુત લગ્નગીત ઘણું જૂનું છે. તે માત્ર સૌરાષ્ટ્ર પૂરતું જ મર્યાદિત નથી. મહદંશે તે સમગ્ર ગુજરાતમાં વ્યાપક છે.

આમ આ ત્રણેય પ્રમાણો ઉપરથી 'પ્યારાં' એટલે શું ? તે સ્પષ્ટ થઈ શકે છે. આશા છે કે શ્રી આચાર્યનું વિધાન 'એમાં ઊલળી ગુડો ભાંગતાં પહેલાં સાત ગળણે ગાળીને પાણી પીવાની જરૂર છે: એ આપણા સહુનો સાહિત્ય ધર્મ છે.' આ લેખના સંદર્ભમાં નવું પરિમાણ ધારણ કરશે.

# વાંધા ભગતનાં ભજનો

(હરિજન સંતોની વાણી-મણકો ૧૩મો)

સં. [illegible] પરમાર

હરિજન સંતો-ભક્તોની વાણીનાં મેં સંગ્રહ કરેલાં ભજનો [illegible] શરૂઆત સને [illegible] 'ઊર્મિનવરચના'ના ઓક્ટોબર અંકથી કરેલી. એમાં [illegible], [illegible], ત્રિકમદાસ, [illegible], [illegible] રૂપી, રોહીદાસ, વીરા ભગત, [illegible], [illegible], [illegible] ભગત, [illegible], નાથા ભગત ને મોહનદાસ એમ બાર સંતો-ભક્તોનાં [illegible] ભજનો આપ્યાં. એ સંત [illegible] ચાલુ રહી તે [illegible] જાન્યુઆરીથી પાછી ભીમ સાહેબ અને દાસી જીવણનાં ભજનોથી ચાલુ કરેલી. દાસી જીવણનાં મારી પાસેનાં કુલ ૧૦૮ પદોમાંથી માર્ચ '૮૦ સુધીમાં કુલ ૧૦૬ પદો છપાયેલાં. એમાં ૧૦૭મા પદની એક કડી આડી અવળી થઈ ગયેલી છે તે નથી આપી શકાઈ. એ જ રીતે ૧૦૭ મું પદ પણ આડું અવળું ચડી ગયેલું છે. જ્યારે આ માસના અંકમાં ૧૦૮ મું પદ આપતાં દાસી જીવણનાં મારી પાસેનાં ભજનો પૂરાં થાય છે. હવે બાકીના હરિજન સંતો-ભક્તોના મેં કરેલા સંગ્રહમાંથી બીજાં ભજનો છપાતાં રહેશે.

## દાસી જીવણનું પદ--૧૦૮ મું

(આ પદ શ્રી જીવણદાસજી સમાધિસ્થ થયા વખતે બોલાયું છે.)

હાટડિયે કેમ રહેવાશે ભઈ, મારા રામની રજા નઈ, — ટેક.

બેસવા સારુ હાટડી કીધી, હાટડી ખડી થઈ;
તેડાં આવ્યા શ્રી રામનાં, ત્યારે હાટડી પડી રઈ. — હાટડિયે ૧

જમ જરાયલ ઢોલિયે બાંધ્યા, જરા મરણ નઈ;
દશ મુસ્તક ને વીશભૂજાળો, રાવણ ન શકયો રઈ — હાટડિયે ૨

ઊંચી મેડી ને અજબ ઝરૂખા, સુખમાં રહ્યો સૂઈ;
જમરે આવી ઝાલિયો પછે; લાવ ન શકયો લઈ, — હાટડિયે ૩

ધર્મના કામને ઢીલ ન કરવી, વેળા જાશે વઈ;
દાસી જીવણ સત ભીમ પ્રતાપે, નામની નોબત થઈ. — હાટડિયે. ૪

### સાખી

જીવણ જ્યોતું જાગિયું, ભીમ પ્રગટયા ભાણ;
દાફડા ઘેર હુવો દીવો, જીવણ પડે જાણ...... — ૧

જીવણ જીવણ જગ કહે, જીવણ હસ પરાણ;
નીરખતાં નેણાં ઠરે, સતગુરાંની આણ. — ૨

દીન આંબલિયે ડાયરા, કાંસીરા ઠણુકા થાય;
ત્રણ પાદશાહી જગ તણી, જીવણ મોહોલ જણાય. ૩

આંબલી તું અણોસરી, તુંને કહું વનરાય;
આ જગતમાં જીવણ સમો, મેંમાન મળશે નઇં. ૪

રાજાપરજા રાળ કર્યા, આરબને અહરાણ;
ડારાપણુ અમેં શું દાખીએં, જીવણ પંડે જાણ. ૫

કોડો મર ભક્તિ કરે, કેડવાસે કંઇ;
જગમાંહિ જીવણ તણું, નખતર આવે નઇં. ૬

## શ્રી પ્રેમસાગરના શિષ્ય વાઘા ભક્તનાં ભજનો
## (ઘોઘાવદર પાસે ગામ વાછરામાં થઇ ગયા.)

### પદ-૧

મારે દીલે આનંદ બહુ આયા, પ્રેમગુરૂ બૂડતાને બાંય ગરાયાજી ટેક

નાભી કમલસેં સૂરતા ચાલી, ગગનાં પવન ચલાયાજી;
ઇગલા પિંગલાં સુખમન સાધી, ત્રિવેણી તાર મિલાયા આજ મારે-૧

ગગન મંડળમાં સીંગીવાગે સુરતિ શબ્દ મિલાયાજી;
નૂર તખત પર નામ નીરંતર, પ્રેમે ભેદ બતાયા આજ મારે-૨

મેરૂ શીખર પર મનવો ચડિયો, દેવ તિયાં દરસાયાજી
ભીમ જીવણ ને ત્રિકમસાહેબ પ્રેમ તિયાં પરખાયા. આજ મારે-૩

સતગુરૂજી મુને ચરણુંમાં રાખ્યો, માનવ એક ઘર આયાજી;
દાસ વાઘો સાગર પ્રેમકાં ચરણાં, પૂરણ પદવી પાયા આજ મારે-૪

### પદ. ૨

આઇલા શેહેરમાં સીંધુસર નોબત વાગી, મનવા જોને જાગી. ટેક.

જીરે ભાઇ પ્રેમ ચરણ પદ પામી, અજબ વાત છે નથી કાંઇ નાની;
પૂરવની ખેડ હશે તેણે માની રે.......... મનવા.

જીરેભાઇ ઓહં સોહં ઘર લેને ત્યાગી, ત્રિવેણીમાં જલમલ જ્યોત જાગી;
નૂરતે ને સૂરતે તું નીરખ લેને જોગી રે............ મનવા. ૨

જીરેભાઈ ગગન મંડળ ખેલે કોઇ જ્ઞાની, ત્યાં ધ્યાન ધરી લે ધ્યાની;
દષ્ટિમાં ધૂન ધતો નહિ રિયે છાની રે............ મનવા. ૩

જીરે ભાઈ સંત ચરણુ રજમેં હું નાની, એ પદ મનવા લેને માની;
દાસને વાઘો રે ગુરૂપ્રેમ કેરી બાની રે. મનબ...........૪

## પદ-૩ : ચૂંદડી

ચૂંદડી ચે' મન મોહ્યાં સખી, અમ્મર વરની ચૂંદડી;
ચૂંદડી ઓઢે તેને આવાગમન નવ હોય સખી. અમ્મર-ટેક

પહેલા જુગમાં પ્રલ્હાદનાં મન મોહયા. સખી,
પાંચે ક્રોડ સાહેલી મળી, આનંદ મંગળ ગાય. સખી અમ્મર ૧

બીજા જુગમાં હરિશ્ચંદ્રનાં મન મોહ્યાં સખી.
સાત ક્રોડ સાહેલી મળી, આનંદ મંગળ ગાય. સખી. અમ્મર ૨

ત્રીજા જુગમાં યુધિષ્ઠરનાં મન મોહ્યાં સખી,
નવ ક્રોડ સાહેલી મળી, આનંદ મંગળ ગાય. સખી. અમ્મર ૩

ચોથા જુગમાં બળી રાજાનાં મન મોહ્યા સખી.
બાર ક્રોડ સાહેલી મળી આનંદ મંગળ ગાય. સખી. અમ્મર ૪

સત ગુરૂ બીજક વાવિયાં, ભાવે' ક્યારો પવાય;
અનભે છોડ ઉભો થિયો, પ્રેમ એ નીંડાળુ કેવાય. સખી. અમ્મર ૫

દયા તણાં ફૂલ લાગીયાં, ધરમ જીંડવું કે'વાય;
રેણી કરણી રૂ નીપજ્યાં, નૂરતે સુરતે કંતાય. સખી અમ્મર ૬

ત્રણુ દેવે તાણો તૂણ્યો, કબીરે વણાય;
નામદેવે ભાત પાડી, અમુલખ ચૂંદડી કે'વાય. સખી. અમ્મર ૭

અખંડી વરની ચૂંદડી, ઓઢે તે અમ્મર થાય;
દાસ વાઘાની વિનંતી, સાગર પ્રેમતણાં ગુણુ ગાય સખી અમ્મર ૮

## પદ-૪

સુને વાત જરી એક નામી, પ્રેમ મળ્યા જ્યારે સ્વામી. સુને વાત. ટેક

મીસરી વેરાણી મેદનમાં, ઇ કીડી કેરા મુખમાં સામી;
તેની સુંગધ લઇ શ્વાન ભોં ચાટે, એનાં મુખમાં આવી વાગી. સુને વાત,

વસે વાત એ ચૌદલોકમાં, નિવાસ ઘર ઠેરાણી,
ઇરે વાત પરવરી પીંડમાં, તેમાં હું થઇ છું દીવાની. સુને વાત,

નેજા પકડયા નામકા, ઇ પાછી ન ભરે પાની,
કુડની કમાયે પાર ન પોંચ્યા, સાચની લખાઇ પરવાની. સુને વાત,

પૂરવના નર ચેતજ્યો, એમ કહે સતગુરૂની બાની,
દાસ વાઘો સાગર પ્રેમને ચરણે, વીરલે જાતમાની. સુને વાત,

વાત સાચી લાગી. બાવાની થનગનતી ચાલ, રણકતા ઘૂઘરા, ઊડતી જ્વાળા જેવા રંગીન લીરા—એ બધું જ જાણે ખોબો એક લોટ પાસે અટકી જતું હતું. પણ બાવો તો પોતાની મસ્તીમાં ચાલ્યો જતો હતો. એ ક્યાં ક્યાંએ થોભતો હતો? એનો એક જ પુકાર હતો: 'આહ્‌લેક!' કોઈ આપે ન આપે એના સામે જોવાનીયે એને પડી નહોતી. કવિતાનો પ્રાણ જ એ બાવાની જેમ છટકી ગયો હોય એમ લાગ્યું. બીજી રાતે એ પંક્તિએ નવો અવતાર લીધો. મેઘાણીભાઈ આવ્યા ત્યારે પહેલું કામ એ સુધારેલી કડી વાંચવાનું કર્યું:
આવે ભભૂતગર બાવો, અલ્યા!

એના ટોકરા રણઝણ વાગે,
ઓલી પાની શેરીએથી આહ્‌લેક જગાવતો
આવે હલકતે રાગે.

મેઘાણીભાઈ ખુશ ખુશ થઈ ગયા. બોલી ઊઠ્યા:

'શાબાશ, ભાઈ! વાહ, 'આવે હલકતે રાગે' જોયું ને! પેલો આહ્‌લેક ક્યાં સુધી લંબાતો જાય છે. ક્યાં સુધી? અનંત સુધી અને બાવાનો એ જ સ્વર છે એ જ સંદેશ છે.'

મારી સામે એ ભભૂતિયા બાવાની મૂર્તિ તરવા લાગી. એ લોટ માગવા નથી નીકળ્યો. લોટ આપો તો ય ભલે, ન આપો તો ય ભલે. એ તો તમને આહ્‌લેક, અલેખ-અલક્ષ્ય પ્રતિ ઉન્મુખ કરવા નીકળી પડ્યો છે. તમારા ઘરના આંગણા પાસેથી જ પસાર થઈ એ તમને નાનકડા ઘરમાં પુરાઈ ન રહેતાં ગૃહહીનતાનો સંદેશ સંભળાવતો જાય છે. મહામુક્તિનો ઉદ્‌ગાતા લાગ્યો આ બાવો. મહા આનંદનો પ્રતિનિધિ લાગ્યો આ નાચતો-કૂદતો, અવિરામ આગળ વધતો બાવો. એના રણકતા ટોકરા અને રંગીન લીરા જાણે હવે સપનામાં એ એક જ સાદ કરે છે. આવ નિર્ભય વાટે, આવ, અગમ પથે. મીરાના જોગિયાની જેમ: 'તેરો કૌન હૈ રોકનહાર, મગનસે આવ ચલી"

એ આખું જ કાવ્ય નીચે ઉતારી આપું છું:

આવે ભભૂતગર બાવો અલ્યા!
એના ટોકરા રણઝણ વાગે,
ઓલી પાની શેરીએથી આ-હ્‌લેક ગજાવતો
આવે હલકતે રાગે.

થનક થનક થન નાચે છે પગલાં ને,
ઘડિયે ન વાર ક્યાંય થોભે,
દોડી દોડી જાય એને જોવાને નેન
જાણે અણપૂર્યા લોભે ને લોભે.

રણઝણ રણઝણ વાગે છે ટોકરા ને
ડોકે છે ઝૂલતી માળા,
કેડે બાંધેલ એના રંગરંગ લીરાની
ઊડે ભભૂકતી જ્વાળા.

આવે ન આવે હજુ, જોઉં ન જોઉં ત્યાં તો
પગલું ઉપાડે વેગીલું,
મીઠું હસીને કાંઈ તાણી ને જાય
મારે ભાલે ભભૂતનું ટીલું.

રોજ રોજ યાદ કરું, સપનામાં સાદ કરું,
રંગ એના ઊડતા લાગે,
આવે ભભૂતગર બાવો, અલ્યા!
એના ટોકરા રણઝણ વાગે.

('સમર્પણ'માંથી સાભાર)

Oormy Navrachana Rajkot-1 (June-'80) ફી રૂા ૨-૦૦ Regd. No. G-RJ-82

આજ નો પ્રયાણ

આદ્ય તંત્રી: સ્વ. ઈશ્વરલાલ મો. દવે
તંત્રી જયમલ્લ પરમાર
જુલાઈ : ૧૯૮૦
સળંગ અંક-૬૦૪

# સાંપ્રદાયિકતાના ભેદ ટાળો

પોતે લીધેલા માર્ગે (રાષ્ટ્રીયતાના) હવે આગળ વધીને સવર્ણ યુવાનોએ અન્ય કોમકોમ વચ્ચેના ભેદભાવને પણ દૂર કરવાનો રહે છે. એ ભેદભાવ આપણામાં ઊંડો ગયેલો છે. આવતી કાલના નાગરિકોમાં પણ એનાં બીજ રોપાઇ રહ્યાં છે, દાખલો અમદાવાદનો જ લઇએ.

અમદાવાદમાં કોઇ સાર્વજનિક બોર્ડિંગ કે છાત્રાલયમાં રહીને અભ્યાસ કરવા માગતા હાઇસ્કૂલના એક વિદ્યાર્થીએ એવી કોઇ બિનસાંપ્રદાયિક સંસ્થાના નામ અંગે અમદાવાદના રાષ્ટ્રીય વિદ્યાર્થી મંડળને પૂછાણ કરાવ્યું. કાગળનો જવાબ આવ્યો કે: "અમદાવાદમાં કોઇ બીનકોમી બોર્ડિંગ કે છાત્રાલય છે જ નહિ. હાઇસ્કૂલના વિદ્યાર્થીઓ માટે એક યા બીજી કોમની બોર્ડિંગમાં રહીને ભણવા સિવાય બીજો આરો નથી."

આવી પરિસ્થિતિ એકલા અમદાવાદમાં જ નહિ, પણ મુંબઇ વગેરે બીજાં નાનાં મોટાં શહેરોમાં પ્રવર્તી રહી છે. આજે વીસમી સદીના પાંચમા દાયકામાં પણ આપણા સમાજમાં ઉચ્ચાસને બિરાજનારા, સુશિક્ષિત અને રાષ્ટ્રવાદી ગણાતા શ્રીમંતો કોમી સંસ્થાઓ માટે દાન કરી રહ્યા છે. નવી નવી સાંપ્રદાયિક સંસ્થાઓ હજી ખૂલતી જાય છે અને ચૂસ્ત રાષ્ટ્રવાદીઓને હાથે તેનાં સંચાલન પણ થઇ રહ્યાં છે. કેળવણી જેવી પુનિત ભૂમિમાં આ વિષનાં બીજ રોપાયે જાય છે. એના ફળ નવી પેઢીને ચાખવાં પડશે. આપણા કિશોરના કુમળાં માનસ ઉપર એક ભયંકર છાપ પડી રહી છે કે અમુક છાત્રાલયમાં રહેવાની સગવડ તેને મળી છે તે પોતે અમુક કોમ કે સંપ્રદાયનો છે તેને કારણે, અને અમુક બોર્ડિંગમાં તેને જગ્યા નથી મળતી, કારણકે તે અમુક સંપ્રદાયના માબાપને ઘેર જન્મ લેવા જેટલો ભાગ્યશાળી નહોતો.

એવા વાતાવરણમાં જે બાળકો ઊછરે તે પુખ્ત વયના નાગરિકો થયે એમને એકાએક કહેવામાં આવે કે તમામ કોમના ભેદભાવ ભૂલીને પોતાની જાતને એમણે હિંદીઓ તરીકે ઓળખાવવી જોઇએ ત્યારે એના માનસ ઘડતર સાથે આ નવી દૃષ્ટિનો મેળ કઇ રીતે ખાય ?

વળી એવા દરેક સાંપ્રદાયિક છાત્રાલયમાં અમુક વસ્તુ ખાવાના, મંદિર-મસ્જિદમાં જવાના, ટીલાં ટપકાં કરવાના, રૂઢિગત ધાર્મિક શિક્ષણ લેવાના, એ અર્થહીન શિક્ષણ ખરેખર પોતે મેળવ્યું છે તેની સાબિતિ રૂપે તેની પરીક્ષાઓ દેવાના ઈત્યાદિ હાસ્યસ્પદ ગણાય તેવા નિયમો પળાવાતા હોય છે. કોઈ નાદાન પણ ન માને કે આ નિયમો ગમતા હોય છે. અથવા તો આ નિયમોનું કડવા મને પણ પાલન કરવાથી ભવિષ્યના નાગરિક તરીકેની એમની યોગ્યતામાં વધારો થવાનો છે. વિદ્યાર્થીઓને તો આવા નિયમોની મૂર્ખાઇ અત્યંત ખૂંચતી હોય છે છતાં એમના ગ્રહસંજોગોને કારણે કેટલાક નિયમો પાળીને પોતાનો તેજોવધ થવા દે છે, જ્યારે કેટલાક છૂપી રીતે તેનો ભંગ કરવાનું શીખી લઇને પોતાની મનોવેદના ઉપર પડદો પાડી દેતા હોય છે. આ રીતે એ જૂઠું બોલતાં, ચોરીઓ કરતાં અને પો છેતરતાં શીખે છે.

(ઊર્મિનવરચના :

# ઊર્મિ નવરચના


તંત્રી : જયમલ્લ પરમાર

વર્ષ : ૫૧ જુલાઈ : ૮૦ : અંક : ૪ : સળંગ અંક : ૬૦૪






## ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

ઓકટોબર નવેમ્બર સિવાય કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઑફિસે ફરિયાદ કર્યા બાદ કાર્યાલયને નકલ મોકલવી. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિનવરચના'ના લવાજમના દર

વાર્ષિક-દેશમાં રૂ. ૨૦-૦૦

વાર્ષિક પરદેશમાં રૂ. ૪૦-૦૦

**લેખકોને—**

લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રીઓ તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

**પ્રકાશકોને—**

બદલાનાં સાપ્તાહિક, પાક્ષિક માસિક વગેરે તથા અવલોકન માટેનાં પુસ્તકો નીચેના સરનામે મોકલવાં.

**એજન્ટોને—**

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.


ઊર્મિનવરચના કાર્યાલય
૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ ૩૬૦૦૦૧ (જિ. રાજકોટ



માલિક, મુદ્રક અને પ્રકાશક : રાજુલ ઈ. દવે : ૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ-૧

મુદ્રણસ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે : રેસકોર્સ રોડ, રાજકોટ-૧

# શીલવતીનું શૌર્ય

(કો શીલવંતી નારી–૭)

જયમલ્લ પરમાર

બિરદધારી બહારવટિયા બાવાવાળાની જુવાની હવે ઝીંક ઝાલતી નથી. કાચબાની જેમ જુવાનીને સમેટયા કરે છે. પણ એક દી કાઠિયાણી યાદ આવી ગઈ. પછી તે ઘોડાં શેનાં હાથમાં રિયે?

ધરતી હજી રાતનું ઓઢણું ખેંચી રહી છે ત્યાં તો કાઠિયાણીનું પિયર ખડકાળા ગામને પાધર જઈને પડાવ નાખ્યો ને કાઠિયાણીને સંદેશો મોકલ્યો.

કાઠિયાણીએ કહેરાવ્યું : 'અજવાળી તોય અમે રાત કહેવાઈ. કાળ જાય ને કલંક રઈ જાય. પછી દુનિયાના દોષમાંથી ન છુટીઈં, દરબાર. કેજો કે પછી જગતનો ચાડીકો ચડે કે ભાયડો બડિયામાં ખાપણ લઈને ફરે છે ને બાયડી બેઠી બાળક જણે છે. પછી મારે પેટ કટાર નાખવી પડે ચોડે ધાડે જેદી તેડાવવી હોય તેદી તેડાવજો!'

બાવાવાળાને તેદી રાત બધી બરછી ભોંકાતી લાગી. ચલાળાના દાના ભગતનું સ્મરણ કરીને મનને વાળી લીધું.

વરસને જતાં વાર લાગતી નથી. બાવાવાળાના પિતા રાણીંગવાળાને પુત્રનું વરદાન આપતાં ધમસાણુનાથે પુત્રની અઠાવીસ વરસની આવરદા ભાખેલી.

વરસ પાણીની જેમ માંડયાં હાલવા. સાથીદારોને ચિંતા થાવા માંડી કે બાવાવાળાનો દીવો ઓલવાતાં કેટલી વાર? વંશ નહિ રહે તો વાંહે અંધારૂં રહેશે.

બાવોવાળો ગિરની ધ્રાફડ નદીને કાંઠે દાતારની જગ્યા પાસે ધાટી ઝાડીમાં નેસડું નાખીને રહે. પાળ આવે તો ગિરમાં ઊતરી જવાની સગવડ પડે.

ભાઈબંધોએ બાવાવાળાને નામે કાઠિયાણીને બોલાવી. બાવાવાળાને ખબર ન પડે એમ એના ઓરડે કાઠિયાણીના ઉતારા થયા.

ધણી જ્યારે ચોરેધાડે બોલાવે છે ત્યારે જુવાન કાઠિયાણીના કોડનો કોઈ પાર નથી. પરણીને બહારવટીઆની ધણિયાણીને તે કેટલાક મિલનના સંજોગો મળ્યા હોય? અંતર ઉમટી ઉમટીને બહાર ધસે છે. સિંહણ વનરાજની વાટ જોતી હોય એવી અધીરપ આવી છે. પોતનાં ફેરયું ઉડાડતાં વસ્ત્રોથી ઓરડો પમરી ઊઠયો છે. અજવાળાં ઓછાં પડતાં હોય એમ દીવાઓની વાટ સંકોર્યા કરે છે.

અધરાતે દાયરામાંથી ઊઠીને બાવાવાળો ઓરડે આવ્યા ત્યા તો હુલાસભરી કાઠિયાણીને અંગે અંગે હેતની ભરતિયું ચડી.

બાવાવાળો તો આંચકો ખાઈ ગયો.

'તું? આંહી?"

પણ કાઠિયાણીને ખબરેય નથી કે બાવાવાળાને અણસાર આપ્યા સિવાય આમ અચાનક મેળાપ કરાવવાના ભાઈબંધોએ મેળ રચ્યો છે! એટલે બાવાવાળાની ગંભીરતા કાઠિયાણીથી સમજાઈ જ નહિ અને હસીને કહે :

'ચોરેધાડે તમે તેડાવો પછી તો આવું જ ને!'

"મેં કયા તેડાવી છે? કોની હારે આવી?"

'તમારા મોકલ્યા માણસ સાથે.'

સાંભળતાં તો બાવાવાળો કાળઝાળ થઈ ઊઠયો.

'તું બાવાવાળાની ધણિયાણી પારકા પુરૂષ સાથે હાલી નીકળી? ખડકાળાને પાધર તો તેદી સત ચડેલાં ખરૂં?"

'દરબાર! અસ્ત્રી તો લીલો સાઠો કહેવાય. બાવાવાળાની આબરૂ સારૂ મારે અફીણ ઘોળવું પડત પછી તમારેય શું મોઢું દેખાડવા જેવું રહેત!'

પણ ખડકાળાના પાધરની રાત જાણે વેરણ બનીને આવી. કાઠિયાણીએ ઘણું સમજાવ્યું કે 'તમારી તેડાવી આવીછું', કંઈ મલાજો મેલીને નથી હાલી આવી.'

પણ બળેલો ઝળેલો કાઠી કાંઇ સમજવા તૈયાર ન થયો. અને હદ બહાર જીભ હાલી.

કાઠિયાણી રૂપમાં આવી. "દરબાર! હદ છોડોમાં. હુંય બાવાવાળાની કાઠિયાણી છું"

અનુ. પૃ. ૨૫૬]

# "મોરલો મરતલોકમાં આવ્યો..."

મકરન્દ દવે

હમણાં જૂનાં ભજનો એકઠાં કરતાં આપણા ભજનસાહિત્યમાં રહેલી અરાજકતાનો કાંઈક ખ્યાલ આવ્યો. કોઈ ભગ્ન ને અપૂજ દેવાલયની જેમ ઘણાંયે ભજનો જીર્ણોદ્ધારની રાહ જોતાં પડયાં છે. પાઠભેદ, તૂટતીકડીઓ, મેળ વિનાની દુર્બોદ્ધ પંક્તિઓ અને અશુદ્ધ શબ્દપ્રયોગોથી બહુ ઓછાં ભજનો બચી ગયાં હશે. છેવટે નામાચરણમાં પણ ગોટાળાનો પાર નથી. એકનું ભજન બીજાના નામે ચડી ગયું હોય એવા દાખલા ગોતવા ન પડે. કમસેકમ કવિતાના ઊંચા શિખરો સર કરતા ભજનોને તો અભ્યાસીઓએ જામેલી ધૂળ ખંખેરી ખૂટતા ચોસલાં ગોતી, ગોઠવી અસલ સ્વરૂપે બતાવી આપવાં જોઈએ.

આવું જ એક ભજન છે–

મોર તું તો આવડલાં રૂપ કયાંથી લાવ્યોરે,
મોરલો મરત લોકમાં આવ્યો.......

આ ભજનનો પરિચય આપતાં 'સોરઠી સંતવાણી'ની પ્રસ્તાવનામાં ઝવેરચન્દ મેઘાણીએ લખ્યું છે :

–પણ 'દાસીજીવણ' તો લોકપ્રિય છે એનાં લોકગમ્ય ભજનો વડે — જેવાં કે:-

"મોર, તું તો આવડાં તે રૂપ કયાંથી લાવ્યોરે
મોરલો મરતલોકમાં આવ્યો......"

એ ભજનમાં માનવ અવતારનું મોર-સ્વરૂપ નિરૂપીને જીવણે મનુષ્ય જન્મનો મહિમા અત્યંત ખૂબીથી ગાયો છે.

(સો. સંતવાણી : પ્રવેશક–પાનું ૫૬

હવે એક કુંભારભગતની હાથપ્રતમાંથી મને આ ભજન મળ્યું તો એમાં જીવણને બદલે નામાચરણ નારણદાસનું નીકળ્યું. મારા કેટલાક ભજનિક મિત્રોને પૂછતાં તેમણે આ ભજન 'દાસીજીવણ'નું નહીં પણ નારણદાસનું હોવાનું કહ્યું. મેઘાણીભાઈએ 'સોરઠી સંતવાણી'માં આપેલ ભજનમાં છેલ્લી નામાચરણની પંક્તિ નથી. 'સસ્તું સાહિત્ય' તરફથી પ્રગટ થયેલ 'શ્રી ભજનસાગર'માં (પાનું ૪૦૪) આ ભજનને છેડે 'ઉગમને ચરણે ભણે નારણબાવો' આવે છે ને એ ભજન 'નારાયણ'નું ગણ્યું છે. એક સંત નારણદાસ (સં-૧૮૮૨-૧૯૫૭) સૌરાષ્ટ્રના કનેસરા ગામે થઈ ગયા. તેમના પૌત્ર શ્રી મોહનદાસ ધર્મદાસે તેમનાં જીવનચરિત્ર અને ભજનોની એક પુસ્તિકા પ્રગટ કરી છે, ને તેમાં આ ભજન આપવામાં આવ્યું છે, પણ એ પુસ્તિકાની પ્રસ્તાવનામાંથી વળી એક મુદ્દો ઊભો થાય છે.

'શ્રી નારાયણ ભજન સાગર'ની પ્રસ્તાવનામાં પ્રકાશક લખ્યું છે :

'પ્રાસ્તાવિક કાવ્યમાં જુદી જુદી કવિતાઓ લખાણી છે તેમાં પણ 'ઉગમ શરણે બોલ્યા નારણ-દાસ' આ નામાચરણવાળાં ભજનો છે, તે ભજનો પણ મહાત્માશ્રી નારણદાસજીના જ છે એમ કેટલાક મહાનુભાવો અને મહાત્માઓનું કહેવું છે પણ બધાં ભજનોમાં 'લાલગુરુ શરણે બોલ્યા નારણદાસ' એમ છે, આ બે જ ભજનોમાં 'ઉગમ શરણે' એમ શા માટે છે? તે સાચી હકીકત જાણવા મલી નથી.

કદાચ તે નારાયણદાસજી બીજા કોઈ સંત હશે એમ માનનાર મહાનુભાવોની સામે અમારો કોઈ પણ જાતનો આગ્રહ નથી.'

(શ્રી નારાયણ ભજન સાગર પૃ. ૭)

કનેસરાવાળા સંત નારણદાસના ગુરુનું નામ લાલદાસ હતું. અને સ્વાભાવિક રીતે જ તેમના ભજનોમાં ગુરુ શરણે બોલ્યા નારણદાસનું નામાચરણ આવે છે પણ "મોર તું આવડું તે રૂપ કયાંથી લાવ્યો" એ ભજનમાં 'ઉગમને શરણે બોલ્યા નારણદાસ' છે

તેથી એ કોઈ બીજા નારણદાસનું હોવા સંભવ છે.

આ નામાચરણના પ્રશ્નને નામમાં તે શું છે? કહી મન વાળી, માંડી વાળીએ ત્યાં ભજનના પાઠમાં બખેડો થાય છે. મેઘાણીભાઈએ ત્રણ જ કડી આપી છે, અને એ ત્રણે ગવાતાં ભજનોની લેહમાં છે ત્યારે 'સસ્તું સાહિત્યે' ભજનને સુધારીને મૂકવાનો પ્રયત્ન કર્યો લાગે છે.

મોર તું આવડું તે રૂપ કયાંથી લાવ્યો રે
મોરલો મરતલોકમાં આવ્યો.
[સો. સંતવાણી. ઝ. મે.: પૃ. ૧૧૯]

×

મોરલો મૃત્યુલોકમાં આયો જી
મોર તું આવું સ્વરૂપ કયાંથી લાવ્યો રે?
[ભજન સાગર. સ.સા.: પૃ ૪૦૪]

એક બીજી કડીમાં આ પ્રમાણે ફેર છે:

લાલ ને પીળો મોરલો અજબ રંગીલો રે
વર થકી આવે વેલો...
(સોરઠી સંતવાણી)

લીલોને પીળો મોરલો અજબ રંગીલોરે
વૈરાગ્ય થકી રૂપ લાવ્યો...
[ભજન સાગર: સ. સા. પૃ. ૪૦૪]

સોરઠી સંતવાણીના પાઠમાંથી કાંઇ અર્થ નથી નીકળતો. કલ્પનાનું ફારસ કરવું હોય તો કહી શકાય કે લગ્નગીતમાં પણ (મોર જાજે ઊગમણો દેશ, મોર જાજે આથમણે દેશ) વેવાયુંને માંડવે વર પહેલાં વરનો સંદેશો લઇ જતા (વર થકી આવે વેલો) મોરનું ચિત્ર અહીં ખડું થાય છે. એમજ વૈરાગ્યની ભભૂતમાંથી લાલપીળો અજબ રંગીલો મોરલો ઊભો કરીએ તો ભલે, પણ સીધોસાદો કોઈ મેળ બેસતો નથી. ઉપરાંત મેઘાણીભાઈ વાળી પંક્તિમાંથી ભજનમાં સતત ચાલ્યો આવતો પ્રાસ તૂટે છે જે બમણો ખોટકો બતાવે છે.

ત્યારે કુંભારભગતની નોટમાંથી મળેલી આ પંક્તિ મને મેળ ખાતી લાગે છે.

લીલોને પીળો મોરલો અજબ રંગીલોરે
વરણ થકી વરતાયો...

પોતાના અનેકવિધ રંગરાગથી જગતમાં પ્રગટતાને વિલસતા જીવાત્માનું વર્ણન અહીં બંધબેસતું લાગે છે. મેઘાણીભાઈએ આપેલી પંક્તિમાં "વર થકી" આ "વરણથકી" માંથી થઈ ગયું હોય ને ફંઠાપકંઠે ફરતાં વધારે બદલ્યું ને બગડયું હોય તો ના નહીં,

સસ્તું સાહિત્યે આપેલાં ભજનમાં છેલ્લી કડી નીચે પ્રમાણે છે –

"કાચી કાયાનો નથી રે ભરોસો ભાઇ
નથી રે પથ્થર માથે પાયો...

આમાં 'પથ્થર માથે પાયો'માંથી કોઇ જાતના અર્થની ઈમારત ઊભી થતી નથી. કુંભાર ભગતની નોટમાં એ પંક્તિ આમ લખી છે:

કાચી કાયાનો મ કર ભરોંસો રે,
પૃથ્વી માથે નથી પાયો....

પૃથ્વી ઉપર જેનો પાયો જ નથી એવી હાલતીને ચાલતી ને કાચીમાટીની કાયાનો ભરોસો ન કરવાનું અહીં કહેવામાં આવ્યું લાગે છે ને ભજનનો ભાવ સમજી શકાય છે. ત્યારે 'શ્રી નારાયણ ભજનસાગર'-માં તો ચોકખી ચણાક રીતે આ છેલ્લી કડી આપવામાં આવી છે:

એજી રે કાચી રે કાયાનો ન કર ભરૂંસો,
જેનો પૃથ્વી માથે નથી પાયો...
ઉગમ ચરણે ભજ્યા રે નારણદાસ,
ધન ધન જનેતાનો જાયો રે...
મોરલો.

મેઘાણીભાઈ કહે છે એવા આ લોકપ્રિય ને લોકગમ્ય ભજનની પણ આ સ્થિતિ છે–ભજનો મળે તેમ આડેધડ છાપી નાખવા કરતાં બને તેટલી વધારે હાથપ્રતો મેળવી, ભજનિકો પાસે ભજન સાંભળી, સમજી અને એનું સંશોધન કરી સાચે સ્વરૂપે ભજનો પ્રગટ કરવાની ખાસ જરૂર છે.–'સસ્તું સાહિત્ય' જેવી સંસ્થાએ દળદાર ભજન સંગ્રહો પ્રગટ કરી ઘણા ભજનોને સુલભ કરી આપ્યાં છે, પણ એમાં રહેલી અશુદ્ધિ, છાપ ભૂલો અને નાના સંગ્રહોમાં (રવિ, ભાણ, મોરાર કે છોટમવાણી) સંપાદકે પોતે આપેલા ખોટા અર્થોથી આવા એક સારા કાર્ય પર પાણી ફરી વળે છે.

# કુંડળિયો છંદ

પ્રા. ડૉ. રમણીકલાલ છ. મારુ

'ઊર્મિ-નવરચના'માં મુ. શ્રી જયમલ્લભાઈની પ્રેરણાથી છંદો-ખાસ કરીને ચારણી છંદો વિષે લખવાનું થયું એમની જ સૂચનાથી સ્વ. ઝવેરચંદ મેઘાણીએ ચારણી છંદોના કરેલા પ્રયોગો વિષે લખવા વિચારતો હતો ત્યાં જ મેઘાણીભાઈનું 'તરુણોનું મનોરાજ્ય' કાવ્ય નજરે ચડયું અને કાવ્યનાં શીર્ષક નીચે 'ઢાળ: ચારણી કુંડળિયાનો' એ શબ્દો વાંચી એ વિષે જ કશુંક લખવાનું નક્કી કર્યું.

મેઘાણીભાઈને મોટેભાગે ગેય ઢાળો વિશેષ અનુકૂળ આવ્યા છે. છંદોબદ્ધ કાવ્યો એમણે વિપુલ સંખ્યામાં લખ્યાં છે. પરંતુ આવાં કાવ્યોમાં પણ જે છંદો વધુ પ્રવાહી અને અસરકારક હોય એવા એમણે સવિશેષ પસંદ કર્યા છે. ઝૂલણા, ચર્ચરી, હરિગીત, દુહો જેવા લોકસાહિત્યમાં વધુ પ્રમાણમાં પ્રયોજાયેલા છંદો એમને વધુ ફાવ્યા છે. જરૂર જણાઈ છે ત્યાં ગેય ઢાળવાળી ટૂંકી પદાવલીઓ કે પંક્તિઓ વચ્ચે પણ છંદનો પ્રયોગ કરી ઢાળમાં વૈવિધ્ય આણવા પ્રયાસ કર્યો છે. આમ છતાં અનુષ્ટુપ, દ્રુતવિલંબિત, મંદાક્રાન્તા, માલિની, ગુલબંકી, ઉપજાતિ, મનહર જેવા છંદોના પ્રયોગો પણ એમણે સહજ રીતે કર્યા છે, જો કે એવા પ્રયોગો અલ્પ સંખ્યામાં છે. પરંતુ 'તરુણોનું મનોરાજ્ય' કાવ્યના આરંભમાં જ 'ચારણી કુંડળિયાનો ઢાળ' એ શબ્દપ્રયોગ પરંપરગત છંદ પ્રયોગ કરતાં એ વિશિષ્ટ હોય એવું સૂચન કરતો જણાય છે.

સૌ પ્રથમ તો કુંડળિયો છંદ અને તેનાં લક્ષણો વિષે વિચારીએ. કુંડળિયો એ એક પ્રકારનું છંદોમિશ્રણ છે અને સાથોસાથ બે છંદોને સંયોજતી વિશિષ્ટ સાંકળ છે. કવિશ્રી દલપતરામે આ છંદનાં લક્ષણો આપતાં લખ્યું છે :

કુંડળિયો કરતાં કરો, આદિ દોહરો એક;<br>
વળતી ચોથા ચરણને, ઊલટાવો ધરી ટેક.<br>
ઊલટાવો ધરી ટેક, કાવ્યનાં ચાર ચરણ સમ,<br>
ચરણ રચો શુભ ચાર, છ પદ થાશે સઘળાં તેમ.<br>
પ્રથમ ચરણનો પ્રથમ શબ્દ છેવટ જો ભળિયો,<br>
છે તે રૂડો છંદ કવિજન કહે કુંડળિયો[1]

અહીં કવિએ આ છંદનાં નીચે મુજબ લક્ષણો આપ્યાં છેઃ-

(૧) કુંડળિયો એ દોહરો અને રોળા અર્થાત કાવ્ય છંદનું મિશ્રણ છે.

(૨) એમાં આરંભમાં દોહરાનાં ચાર ચરણ અને પછી રોળાનાં ચાર ચરણો પ્રયોજાય છે.

(૩) દોહરાનું ચતુર્થ ચરણ, રોળાનાં પ્રથમ ચરણના પૂર્વાર્ધ રૂપે આવે છે- ખેવડાય છે અને તેથી બન્ને છંદો અલગ ન રહેતાં સારી રીતે એકત્વ સિદ્ધ કરતા જણાય છે.

(૪) રોળાના દરેક ચરણમાં ૧૧ માત્રાએ યતિ આવે છે અને દોહરાનું ચોથું ચરણ પણ ૧૧ માત્રાનું હોવાથી આ પ્રકારની યોજના ખૂબ અનુકૂળ પડી શકે તેવી છે.

(૫) દોહરાના પ્રથમ ચરણનો આદ્ય અક્ષર રોળાનાં અંતિમ ચરણને અંતે ખેવડાતાં એક સુંદર સાંકળ બને છે.

ગુજરાતીમાં સામાન્ય રીતે આ એક જ પ્રકારનો કુંડળિયો છંદ જાણીતો છે. કવિ ગિરધરના કુંડળિયા પણ જાણીતા છે. તુલસીદાસે પણ કુંડળિયા છંદમાં રચના કરી છે. ચારણી સાહિત્યમાં 'હાલાં ઝાલાં રા કુંડળિયા' આ છંદમાં રચાયેલું નમૂનેદાર કાવ્ય છે.

---

૧. કવિ દલપતરામ ડાહ્યાભાઈ : 'દલપત પિંગળ' : પૃ. ૨૭

આ પ્રકારના કુંડળિયા વિષે સ્વ. રા. વિ. પાઠકે લખ્યું છે, "ચારણી રીતે પઠન કરવાને આ છંદ બહુ જ અનુકૂળ છે." [2]

'રઘુનાથરુપક ગીતાં રો' ના કવિ મંછે આ પ્રકારના છંદને 'શુદ્ધ કુંડલિયો' નામે ઓળખાવેલ છે અને એ ગ્રંથમાં આપેલ આ ઉદાહરણ પણ ઉપર્યુક્ત વ્યાખ્યાને અનુરૂપ છે.

> જીવ ઉધારે જગત રા, કિતા સુધારે કામ,
> ભાર ઉતારે ભૂમ રો, ધણી પધારે ધામ.
> ધણી પધારે ધામ, સુજસ ખાટે જગ સારૈ,
> રાજકિયો બડ રીત, ત્રિણ્ણુંવ્રષ સૈંસ ઈગ્યારૈ.
> રહ્યા જિતે રઘુરાજ, ધરમ મરજાદા ધારે,
> આપ પધારત એક, અવધપુર જીવ ઉધારે. [3]

અહીં પરંપરાગત કુંડળિયાનાં તમામ લક્ષણોનો નિર્વાહ બરાબર થયો છે.

મેઘાણીભાઈએ 'ચારણી કુંડળિયાનો ઢાળ'માં જે કાવ્યો રચ્યાં છે તેમાં તાત્કાલિક ત્રણનું મને સ્મરણ થાય છે. આ પૈકી એક કાવ્યનાં શીર્ષક હેઠળ એમણે આવા શબ્દ કૌંસમાં આપ્યા છે, જ્યારે બાકીનાં બે એ જ ઢાળનાં હોવાનું એના છંદ ઉપરથી જણાય છે.

'તરુણોનું મનોરાજ્ય'[4]માંથી એક કડી ઉદાહરણ રૂપે લઈએ.

> "ઘટમાં ઘોડાં થનગને, આતમ વીંઝે પાંખ;
> અણદીઠેલી ભોમ પર, યૌવના માંડે આંખ:
> આજ અણદીઠ ભૂમિ તણે કાંઠડે
> વિશ્વભરના યુવાનોની આંખો અડે;
> પંથ જાણ્યા વિનાં પ્રાણ ઘોડે ચડે,
> ગરુડ શી પાંખ આતમ વિષે ઊઘડે."

કવિશ્રી દલપતરામે કહેલાં લક્ષણો પૈકીનું એક પણ લક્ષણ અહીં સીધી રીતે દષ્ટિગોચર થતું નથી. માત્ર આરંભમાં દોહરાનાં ચાર ચરણ છે. બાકી દોહરાનાં ચોથા ચરણને ઊલટાવી અર્થાત્ એને બેવડાવી એના પછીના ચરણમાં પ્રયોજવામાં આવેલ નથી. દોહરાનાં ચાર ચરણ પછી રોળા છંદનાં ચાર ચરણો પણ નથી. પ્રથમ ચરણના આદ્ય શબ્દ છઠ્ઠી પંક્તિને અંતે બેવડાવીને એની સાંકળ પણ બનાવવામાં આવી નથી. આમ છતાં મેઘાણીભાઈની બળકટ પદાવલી, અપૂર્વ ભાવનિરૂપણ શક્તિ અને પ્રવાહિતાને લીધે બન્ને છંદ ભિન્ન ન જણાતા એકત્વ પામતા તો અવશ્ય લાગે છે. કવિએ બન્ને છંદને એકત્વ અર્પવા માટે માત્ર બાહ્ય શાબ્દિક પુનરાવર્તનોનો લાભ લેવાને બદલે એની આંતરિક ભાવસંપત્તિનો આધાર લીધો હોય એમ દેખાય છે.

એવાં જ બીજાં બે કાવ્યો 'યજ્ઞધૂપ' અને 'વીર જતીન્દ્રનાં સંભારણાં'[5] છે. એમાંથી એક એક ઉદાહરણ લઈએ.

> 'આવેરી વનરાઈમાં, ઇંધન ક્યાં ચેતાય ?
> કોને આંગણ યજ્ઞમાં, આપણ તેડાં થાય ?
> યજ્ઞનો ધૂપ ધમ ધમ દિગન્તે ચડે,
> નોતરાં યુદ્ધનાં બારડોલી-ઘરે;
> દૂર બેઠેલ અમ પ્રાણ થનગન કરે,
> યજ્ઞનો ધૂપ આકાશ ભર ઊભરે."
>
> (યજ્ઞધૂપ)

> "રણશીંગાં બજિયાં નહીં, નવ ગહેકી શરણાઈ;
> તલવારોની તાળીઓ, સમરે નવ સંભળાઈ,
> સિંધૂડા – સૂર શરણાઈના નવ સુણ્યા,
> હાક વાગી ન, તોખાર નવ હણહણ્યા,
> ઘાવ પર ઘાવ નવ ખડ્ગના ખણખણ્યા,
> યુદ્ધ–ઉન્માદના નાદ નવ રણઝણ્યા."
>
> (વીર જતીન્દ્રનાં સંભારણાં)

---

૨. રાવ. વિ. પાઠક : 'બૃહદ્ પિંગળ' : પૃ. ૩૩૧

૩. કવિ મંછ : 'રઘુનાથરુપક ગીતાં રો' : પૃ. ૨૮૧

૪. શ્રી ઝવેરચંદ મેઘાણી : 'યુગવંદના' પૃ. ૩૨

૫. ઝવેરચંદ મેઘાણી : 'એકતારો' : પૃ. ૪૪ અને ૫૭

આ બન્ને કાવ્યો પણ પ્રથમ કાવ્યની માફક સંપૂર્ણ રીતે આજ છંદમાં લખાયેલ છે. અહીં પણ સ્પષ્ટ રીતે જ દોહરાનાં ચાર ચરણો તથા ચારણી ગીત (છંદ) સાવઝડો કે જાત સાવઝડોનાં ચાર ચરણો છે અને એ બન્નેનાં છંદો મિશ્રણથી દરેક કડી બની છે. આમ અહીં પણ બે છંદોનો સંયુક્ત પ્રયોગ છે અને 'કુંડળિયો' પણ એ જ પ્રકારનો છંદ છે, પરંતુ આ 'ચારણી કુંડળિયા'નો પરંપરાગત કરતાં જરા ભિન્ન લાગે છે.

'રઘુનાથરુપક ગીતાં રો'માં કુંડળિયાના અન્ય પ્રકારોની ચર્ચા કરી છે તેમાં આ પ્રકારનો છંદ પણ છે.

દા. ત. આઠૂં દિસ વરતૈ અદલ, રાઘવવાલે રાજ,
સીખ સમૌંપે સોહડા, કરે મન બંછત કાજ.
કાજ મન બંછતા પૂર સગલા કિયા
ધવલ હરિ દુરગ ધન દેસ કિતરા દિયા
કીધ અર નિકંટક જીત રાવણ જિસા
જમી પત્ર ફીલ જિમ દખે આઠૂં દિસા.[૬]
કવિ મંછે આ છંદને 'કુંડલિયો જાત ઝડ-ઉલટ' તરીકે ઓળખાવેલ છે. પ્રસ્તુત ઉદાહરણમાં પ્રથમ દુહો અને પછી ૨૦ માત્રાનાં ચાર ચરણોનો પ્રયોગ છે. દોહરાના અંતિમ ચરણને પછીના ચરણમાં ઊલટાવવામાં આવ્યું છે અને દોહરાના આદ્ય શબ્દોને પણ અંતે ઊલટાવવામાં આવેલ છે. એ રીતે આ પણ કુંડળિયાનો એક વિશિષ્ટ પ્રયોગ જ છે.

૬ કવિ મંછ : રઘુનાથરુપક ગીતાં રો' : પૃ. ૨૭૯

મેઘાણીભાઈએ એ કાવ્યના છંદને 'ઢાળ' કહ્યો છે એને બદલે 'છંદ : ચારણી કુંડળિયો' શા માટે ન કહ્યો એવો પ્રશ્ન સ્વાભાવિક રીતે જ થાય. પરંતુ એમણે શબ્દો કે ચરણોને બેવડાવવાનાં લક્ષણોનો ત્યાગ કર્યો છે એટલે કદાચ એમ લખવું ટાળીને 'ઢાળ' શબ્દ પ્રયોજ્યો હોય એમ માની શકાય. જો કે એને 'કુંડળિયો છંદ' કહ્યો હોત તો તાત્ત્વિક દૃષ્ટિએ કશું ખોટું પણ ન હતું.

કુંડળિયા છંદમાં માત્ર દોહરો અને રોળા છંદનું સંયોજન જ થતું નથી, અન્ય છંદોનો સંયુક્ત પ્રયોગ પણ થતો હોય છે. આવા અન્ય છંદો વિષે વિગતવાર લખવાનું અત્રે પ્રસ્તુત ન લાગતાં મેઘાણીભાઈએ લખેલ આ કાવ્યો ખરેખર તત્ત્વતઃ કુંડળિયા છંદમાં લખાયાં છે એમ કહેવામાં કશું જ અજૂગતું નથી એટલું કહી વિરમું છું.

---

આષાઢ વરસે એલીએ, ગાજવીજ ઘમઘોર
તેજી બાંધ્યા તરૂવરે, મધરા બોલે મોર
મધરા બોલે મોર તે મીઠા
ઘણમૂલાં સાજણ સપનામાં દીઠા
કહે તમાચી સૂમરો રીસાણી ઢેલને મનાવે મોર.
આષાઢ વરસે એલીએ, ગાજવીજ ઘમઘોર

સાજણ સનકારો કિયો, પ્રીતને પીડા થાય.
ગ્રેહ વળુંધી કામની, અસૂરી એકલી જાય
અસૂરી એકલી જાય તે કિયો
દીધો બોલ ને અબોલે રિયો
કહે તમાચી મોરલીએ મણઝર જાય
સાજણ સનકારો કિયો પ્રીતને પીડા થાય

*

મોર મારે મદઈ થિયો, વહરાં કાઢે વેણ
તેની ગળકે ગરવો ગાજે, સૂતાં જગાડે સેણ
સૂતાં જગાડે સેણ તે મોરલો ઊડી ગિયો
વાલાં સાજણનો સંદેશો અધવચ રિયો
કહે તમાચી સૂમરો પાંખ લીલી પોપટની
કોયલ રાતે નેણ મોર મારે મદઈ થિયો

સાજણ સીમાડે વાવડયાં, ઝટપટ જોવા જાઉં
ગળતી રાત ઘરે આવિયાં, દિયે મોરલા ઘાંઉં
દિયે મોરલા ઘાંઉં તે ઇલમા
વાલા સાજણનાં બાણ ખટકે દિલમાં
કહે તમાચી વાલાં સાજણ રિયો હવે આંઉં
સાજણ સીમાડે વાવડયાં, ઝટપટ જોવા જાઉં.

# પુણ્યનો પ્રભાવ

પુંજાવાળા

ઢાંકના દરબારગઢના ઉગમણાં બારના એક ઓરડા ઉપર આઈ સોનબાઈ પતિની આતુરતાપૂર્વક રાહ જોઇ રહ્યાં હતા. સુગંધિત કાળા ભમ્મર સેંથાની સીધી પટી ઉપર કંકુ ઢાળ્યું હતું. જામનગરી ગલરેટો ઊડું ઊડું થઈને સુડોળ દેહલતાના વારણા લેતો, એ ખંડની સમીર લ્હેરીઓને પોતાની મીઠી સુગંધથી મ્હેકાવી રહ્યો હતો. ગોરા ગોરા બાવડાના કસકસતાં કમખાની બાંય ઉપર સોનેરી જરીના મોરલાં જાણે કે પોતાની ઢેલ્યુંને મળવા બોલાવી રહ્યા હોય તેવા આલેખાયા હતા. લીસ્સી ફરસબંધી ઉપરના ફુંભીદાર મખમલી ગાલીચા ઉપર હીંડોળો ચલાવવા કંકુવરણા પગની થપાટથી ઝાંઝરીનો ઝીણો ઝમકાર તેની સાથે તાલ પૂરી રહ્યો હતો. ઘૂઘરિયાળા પેનીઢક લાલ હેંધાની ઘૂઘરીઓનો ઘમકાર ખંડમાં સંગીત લહેરાવી રહ્યો હતો.

બિલોરી જળમાં નાનું નહિ અને મોટું પણ નહિ તેવું મચ્છી યુગલ ડૂબકી ડોળ રમી જેમ સ્થિર થયું હોય તેમ સોનબાઈના કાજળઘેરાં નૈના કંથની વાટ જોઈ જોઈ દરબારગઢની દોઢી ઉપર ખસવાની ના પાડતાં મંડાઈ ગયાં હતાં.

આવું શૃંગારભર્યું વાતાવરણ સાહિત્ય રસિક દરબાર વાળા વેરાવળજીના માનસપટ ઉપર ડાયરા વચ્ચે વારંવાર તાદશ્ય થતું દરબાર જોઈ રહ્યા હતા. ક્યાંક ખોવાયેલા મનના વેરાવળજી વારંવાર મિત્રોની મશ્કરીનો શિકાર થઈ રહ્યા હતા.

આમ તો દરબાર વેરાવળજીના કુટુંબમાં નજીકના કહી શકાય તેવા કોઈ કુટુંબીઓ રહ્યા ન હતા.

ડાયરો વિખરાયો. પોતા ઉપર દસ દિવસમાં, કામણ કરનાર કોડભરી કાઠિયાણીને મળવા વાળો ચાલ્યા. દોઢી ખોલીને અંદર આગળની ફળીમાં જેવો પ્રવેશ કર્યો કે આઈ સોનબાઈના દોઢી ઉપરથી ન ખસેલાં નેત્રોએ કાર્તક માસની પૂનમના પથરાયેલાં પૂર્ણ પ્રકાશમાં પોતાના પતિદેવને ઓળખ્યાં. ભરાવદાર ચહેરો, ગોરો વાન, પૂરું કાઠું, પહોળી છાતી ને ઉપર ગુલાબી કબજો શોભતો હતો. પીંડી તસું તસું થતી સૂરવાલની બહાર નીકળવા મથી રહી હતી. ગોઠણ સુધી ઢળતાં બાહુની લાંબી આંગળીઓ વતી વેરાવળજીએ ડેલીનો આગળીઓ વાસ્યો. આઈના મનમાં કંઈક અદૃશ્ય મૂંઝવણે સ્થાન લીધું. ચતુર કાઠિયાણી પોતાના કંથની મોજડીના પરસાળમાં થતાં અવાજથી ખાટચ ઉપરથી નીચે ઉતરી ગયાં. બંને હસ્તની અંજળી કરી, નીચે મુખ રાખી નૈનથી આવકાર દેતાં લજ્જિત થઈ, ઊભાં રહી ગયાં.

વેરાવળજીએ સોનબાઈ તરફ એક આછી દૃષ્ટિ ફેરવી ઝુલા ઉપર બેસતા જ બોલ્યા : 'વાટમાં કશી અડચણ તો નથી આવી ને ?'

'નારે, આપના મને તેડવા આવેલા સ્નેહીસંબંધી મને કંઈ પણ તકલીફ પડવા દે ખરાં ? રસ્તે તો ખૂબ આનંદ આવ્યો.' કહીને સોનબાઇ હસી રહ્યાં. 'કર્ણેશ્વર મહાદેવની જગ્યામાં વેલ છોડી ત્યાં જ જમવાનું રાખ્યું હતું.'

'રાણી ! તમારો આજનો દિવસ મુસાફરીમાં જેમ મજાનો પસાર થયો, તેમ મારો પણ દિવસ લહેરથી ગયો. આપણા જ ભૂરા પટેલના કડાઝુડ જામી પડેલા વાડામાંથી વારાતયને બા'ર કાઢવામાં પૂરા ત્રણ કલાક ગયા. જેવો એ બા'ર નીકળ્યો કે અમરાભાઇ અને વજેસિંહજીના ઘોડાના પેટમાં દાતરડી મારી. મેં મારા ફુલમાળિયાને વાઘનો ઈશારો કર્યો. ભાગતા વારાતયનો પીછો પકડયો. રાણી ! બિચારા વારાતયનું મારા પાણીદાર ફૂલમાળિયા પાસે શું ગજું ? અમે ભેગા થઈ ગયા અને એક જ ભાલાએ તેને મેં ધરતી સાથે જડી દીધો."

"આપે પણ એકલાં વારાત્ય પાછળ પડીને શિકારની મજા માણી. ત્યારે તો !' કહીને સોનબાઈએ પોતાના ધણીની પોરસભરી વાતમાં સૂર પૂર્યો. પરંતુ વારાત્યની હત્યા અને ભૂરા પટેલને થયેલ નુકસાનથી એ કાઠિયાણીના મનમાં એક આછી કંપારી આવી ગઈ.

થોડા જ સમયમાં આઈ સોનબાઈ દરબાર ગઢની તમામ ચીજ-વસ્તુથી, રીત-રિવાજથી, પરિચિત થઇ ગયા. સોનબાઈનો સ્પર્શ થતાં માંડયું, છાંડયું, ચાકળા-ચાંદરવા, કટોદાન, પટારા, ડાબલા અને ખાટચની પિત્તળની સાંકળુંના ઉપરના મેલના થર સાફ થઈ ચળકાટ મારવા લાગ્યા. જડ વસ્તુમાં પણ જાણે કે ચેતન પૂરાયાં.

કેટલાંય વર્ષોથી કુટુંબમાં જેમનું કોઈ ન હતું એવા દરબાર વેરાવળજીની સંસારવાડીના આઈ આગવા અટૂલાં પુષ્પરસમાં મ્હેકી રહ્યાં. સુગંધ ધૂપ-સળીની જેમ પ્રસરાવી રહ્યાં.

સુખ સોનબાઈ અને વેરાવળજીને વિંટળાઈ વળ્યું. યુવાન વેરાવળજી શાંત કહી શકાય તેવું છતાં, શિકારી જીવન જીવતાં હતાં. ક્ષત્રિય ગભરુ પ્રાણીની હત્યાને આનંદનું સાધન બનાવી રહ્યા હતા. આથી આઈ સોનબાઈ મનમાં મૂંઝાતાં. કાઠિયાણી સમજતાં કે હજી કાળ પાકયો નથી.

આમ ને આમ બે વર્ષનો સમય પસાર થયો. કોઈ દિવસ નહીં અને આજે જ દરબારગઢની પાછલા વાડામાં પડતી બારીએ સોનબાઈ જઈ ચડયાં. એક સસલીને ઉદરમાં રહેલાં બચ્ચાં સહિત એ જોઈ રહ્યાં. દરબારના રસોયાં તેને ચીરીને સાફ કરી રહ્યા હતા. સસલીનું ચામડું ઊતરડાયું. સાથે જ આઇના અંતરમાં ચીરા પડયા. સોનબાઈનો પોતાના જ ધણીને આવા કામમાં પડેલા જોઇને જીવ અવળો થઈ ઊઠયો.

પ્રભાતે પૂજા વખતે ઘીના બે દીવા કરી આઇ સોનબાઇ સૂર્ય અને રન્નાદેને રીઝવતાં વીનવવા લાગ્યાં :

'હે દાદા ! તું મારા ધણીને સવળી મત્ય દે. વાળ્ય મા ! વાળ્ય ! એ માર્ગેથી વાળો ને પાછા વાળ્ય ! મારા કંથની ત્રણ ત્રણ પેઢીથી એવું ચાલ્યું આવે છે કે પુત્ર જ્યાં પારણે ઝૂલતો હોય ત્યાં જ પિતાનું અવસાન થાય. તે પણ કંઠમાળના એક જ રોગથી. એમાંથી અમારો ઉદ્ધાર કર માડી ! વાળાને ભલી મત્ય દે'.

આઈ સૂર્યનારાયણ અને માતા રન્નાદેની પૂજા-એથી પહાડ જેવો નિઃશ્વાસ નાખીને ઊઠી જતાં.

આમ ને આમ પાંચ-પાંચ વરસનાં વ્હાણાં વાઈ ગયાં. વેરાવળજીના સ્નેહના ધોધમાર વર્ષાજળની ધારાઓ ઝીલવા માટે સોનબાઈનું હૃદય સાગરના જેવું વિશાળ બની રહ્યું હતું.

લગ્ન-જીવનનાં પાંચ વર્ષ પૂરાં થયાં, તે રાતે ચંદ્ર ચંદ્રિકાને આઈ સોનબાઈ સાથે રમવા મોકલી. નમણું દેહ લાવણ્ય, ગુલાબી લાલી, છટાદાર ડોક વીજ ચમકારા વેરાવળજી સ્નેહભીની આંખે જોઈ રહ્યા.

કયારેય નહિ અને આજે જ દરબારને પોતાના મનમાં ઘણા દિવસથી ઘોળાતા એક પ્રશ્નનો ઉત્તર શોધવા મન થયું : 'રાણી ! તમે જાતજાતના પકવાન બનાવવામાં કુશળ છો-તો પરમાટીને કેમ અડકતાં પણ નથી ? કંઈ નીમ છે ? કે પછી શું કોઈ ધર્મની પૂંછડી ઝાલીને બેઠાં છો ?'

આ સાંભળતાં તો કરુણતાની મૂર્તિ સમાં કાઠિયાણીનાં નેત્રોમાંય અશ્રુનાં બે બિંદુ ટપકી રહેતાં દરબારે જોયાં. ખારાં ઘૂઘવા મહાસાગર જેવાં વાળાના સંસારમાં મીઠી વીરડી જેવી કાઠિયાણીની આંખમાં આજે પાણી દરબારે જોયાં. શિકારી વેરાવળજીના હૃદયનાં વણ ઢંઢોળાયેલાં ખૂણામાંથી કુમાશે ડોકિયું કર્યું.

'શું છે કાઠિયાણી! આજ આટઆટલાં વર્ષે મારાથી પણ છાની એવી કઈ છે વાત ?'

નીચું ઢાળીને ગળગળાં થઈ આઈએ હૈયાની વેદનાને આજ વાચા આપી, પણ આરપાર જાય તેવી.

'દરબાર ! આજ પાંચ – પાંચ વર્ષનો સમય વીત્યો, છતાં મારો ખોળો સૂનો છે, તેની તમને ચિંતા નહિ હોય, પણ હું તો ગમે તેવી તો ય તે સ્ત્રીની જાત છું"

આશ્વાસન ખાતર દરબાર થોડું હસીને બોલ્યા કે, 'કાઠિયાણી, આપણે ક્યાં વૃદ્ધ થયા છીએ કે આટલી ચિંતા ?'

બંધિયાર જળભંડારમાં ઉપરવાશ્યના અસાધારણ પાણીના પૂરથી, રુકાવટની દીવાલમાં ગાબડું પાડી, પાણી જોરથી બહાર વહેવાં લાગે તેમ આજ આઈનું અંતર, લાગણીઓની સરવાણીને હાંકલી હાંકલીને થાકયું. એ સરી પડી. સોનબાઈ બોલી ઊઠયાં : 'ના, ના, દરબાર ના, પણ હવે શિકાર મૂકો. બિચારા પશુ–પક્ષીઓનાં સગાં–વહાલાંને હું રાત–દિવસ મારી આંખ સામે આક્રંદ કરતાં જોઈ રહું છું દરબાર! મારું હૃદય વલોવાઈ જાય છે. તમારી મર્યાદા મને આડી ફરે છે. હું શું કહું ?' સોનબાઈ એકીશ્વાસે બોલીને ધબ દેતાંકને ધરતી ઉપર બેસી ગયાં. બેસી જવાયું. પોતાનો હાથ સોનબાઈના વાંસા ઉપર પ્રસરાવતા દરબારે પૂછ્યું. 'તને શું થયું ?'

'કંઈ નહિ' કહીને આઇએ કંથની પહોળી છાતીમાં માથું ઢાળી દીધું. બન્ને નેત્રોની આંસુધારા દરબારના દિલને ભીંજવી રહી.

સોનબાઈને ઊભાં કરતાં દરબાર બોલ્યા : 'જા, આજથી હું શિકાર ઉપર સંયમ રાખીશ !'

એ જ વખતે બારણે ઊભેલા શિકારી ટોળાના યુવાન નાયકે ગઢની દોઢીએ શિકારે ચડવાના વખતની હાંક મારીને ડેલીને ધક્કો માર્યો. ત્યારે દોઢીની બારીનો મજાગરાનો નર માદા સાથે એવો તો વળગી પડયો હતો કે જરાય ચસકયો નહીં કે ન કર્યો મજાગરાએ અવાજ.

આ બાજુ શિકાર પડતો મૂકાયો ને નવમે માસે વેરાવળજીની મૂછો ખેંચનાર, દેવના ચક જેવા પુત્રનું પારણું બંધાયું. સોનબાઈ અને વેરાવળજીના સુખના સાગરે માઝા મૂકી.

ફરી વેરાવળજીનુ મન શિકારની લહેજત તરફ ધીમે રહીને ઢળવા લાગ્યું. શિકાર મૂકવા છતાં માંસનું ભોજન એ છોડી શકયા ન હતા. તેમજ મહેફીલનો ત્યાગ પણ કર્યો ન હતો. ભાઈબંધ મિત્રો તેના તે જ હતા.

વાળા વેરાવળજી ફરી શિકારી લતે ચડી ગયા ને પશુડાઓના દેહના ઢગ ખડકાવા લાગ્યા.

અહીં આઈના અંતરમાં સારડી મૂકાણી. થોડાબોલા કાઠિયાણી વધારે વખત પૂજામાં વ્યતિત કરવા લાગ્યાં.

વેરાવળજીના દરબારમાં કુંવર હમીરજી લાડકોડથી ઊછરી રહ્યા હતા. લાકડાના પોપટ, મેના, કાળિયાર, મૃગ અને સેમર, ભાત ભાતના અશ્વોના સાચા પ્રાણીનાં હૂબહૂ નમૂના જેવાં અસંખ્ય રમકડાં, લઈને લાડકવાયો કુંવર ગઢની મોટી ઓસરીમાં કિલકિલાટ કરી મૂકતો. હમીરજીનો રમકડાં વસાવવાનો શોખ વધ્યે જતો હતો. સોનબાઈ આઈ કુશળ જેતપુરિયા સંઘેડિયા અને મિસ્ત્રીને વરધ મોકલી આપતાં. આવાં રમકડાં દરબારના પગમાં જ્યાં ને ત્યાં આવતાં રહેતાં. એટલે હસીને સોનબાઈને કહેતા "આને તેં ખૂબ ચડાવ્યો છે !"

એક સમયે દરબારે પોતાના પલંગ ઉપર પણ હમીરના રમકડાં જોયાં ત્યારે સોનબાઈ ઉપર દરબાર ગુસ્સે થયાં. ત્યારથી તો આઈ પણ પોતાના પુત્રને મીઠો ઠપકો આપી રમકડાં સાંચવી રાખવા સમજાવતાં હતાં. સમજણો બાળક પણ કાળઝાળ ક્રોધિત થયેલાં તેનાં પિતાથી તે દિવસથી વિશેષ ડરતો રહેતો. અને જ્યાં વેરાવળજીના પગલાં સંભળાય કે તરત રમકડાં એક બાજુ મૂકી ડાહ્યો થઈ જતો.

ઉનાળાના એક દિવસે સવારથી બપોર સુધી વેરાવળજીને શિકાર ન મળ્યો. ગુસ્સામાં ને ગુસ્સામાં વાળા બપોર વખતે શિકારેથી સીધા ગઢમાં આવ્યા.

હમીરના રમકડાંનો ઢગલો વેરાવળજીની ઝુલવાની ખાટ ઉપર પથરાયો હતો. પોતાથી ન હણાંએલાં જીવંત પશુને દરબારે નિર્જીવ દશામાં છતાં પણ જાણે કે પોતાની મશ્કરી કરતાં હમીરનાં રમકડાના રૂપમાં જોયાં અને પિતાએ આંખો ફાડી, પોતાના પુત્રને રમકડાં

ત્યાંથી ઝટ ખેસવી લેવા ચેતવણી આપી, લપડાક ઉગામી. બીતાં બીતાં બાવરા જેવા બાળકે પોતાના રમકડાં ત્યાંથી ચટ ચટ ધ્રૂજતા હાથે ભેગાં કર્યાં. ખોઈમાં ભર્યાં અને બાળક ઓસરીની પડથારેથી તેને છેક ફળીમાં ફગવી દેવાં માંગતો હતો ત્યારે ક્રોધિત પિતા સામે જોતાં જોતા જેવો હમીરજી અર્ધ પાછા પાછા પગલે ઓસરીની કોરે આવ્યો કે તેનો પગ કોરથી નીચે બીકમાં લથડી પડયો. ઊંચી પડથારની ઓસરીથી માસુમ બાળકનો દેહ ફળીમાં આવ્યો.

વેરાવળજીએ ક્રોધમાંને ક્રોધમા શિકારેથી પાછા આવ્યા ત્યારે એક તીરનો ઘા કર્યો હતો. મેંદી વાવેલી પોચી જમીનમાં એ તીર ખૂંચી ગયું હતું. બરોબર તેની ઉપર જ હમીરનું શરીર જઈ પડયું. પેટના ભાગમાં તીર વાગ્યું. આક્રંદભર એક કારમી ચીસ વેરાવળજીએ અને પૂજામાં બેઠેલાં સોનબાઈએ સાંભળી. બંને દોડયાં. દરબારે પહોળા હાથ કરી થડકતી છાતીએ અને કંપતા–ધ્રૂજતા પગે હમીરને લઈ લીધો. રાજવૈદને બોલાવવા માણુસો દોડયા. ગઢમાં સન્નાટો છવાઈ ગયો.

એક જ ક્ષણુમાં મસ્તક પકડી બેસી ગયેલા વેરાવળજીના માનસપટ ઉપર, પોતાની વહી ગયેલી જીવન સરિતાનાં નીર દેખાયાં. એક પછી બીજી બની ગયેલી ઘટનાઓ ખડી થઈ. એકલો – અટૂલો વાળો, ઉઝરીને સ્નેહ–સંબંધીઓએ તેને મોટા કર્યો. દેવી જેવી સોનબાઈ સાથે લગ્ન જીવન માંડયું. પત્નીપ્રેમથી હિંસા નહિ કરવા વિનવતું અશ્રુભીનું મુખ યાદ આવ્યું. હિંસા છોડી. સંસાર વાડી લીલી લ્હેર મ્હેકતી બનાવતો હમીરજી સાંપડયો. ફરી શિકારની રવેડી અને આજે હમીરજી શું વિદાય લેશે ? કાઠિયાણી જેવી કાઠિયાણી શું કાયમ માટે અબોલ થઈ જશે ?

કારમા આઘાતથી વેરાવળજી હતબુદ્ધ થઈ ગયા. સોનબાઇના પૂજાખંડ તરફ પોતે ગયા અને ત્યાં પોતાના જીવનના ભોગે પણુ હમીરજીનું આયુષ્ય દેવ પાસે માગી રહ્યા.

કોણુ જાણે કેટલોય સમય ગયો. સંધ્યા વખતે ધીમે પગલે, કાઠિયાણી સોનબાઈએ આવી દરબારને ધીરેથી જાગૃત કરતાં હોય તેમ મીઠા અવાજે સંદેશો આપ્યો : "આપના પુણ્યના પ્રતાપથી હમીરે આંખો ખોલી છે–આપને યાદ કરે છે. રાજવૈદ કહે છે, 'કુંવરને ઊનો વા પણુ નહિ વાય !'

હવે ગળગળા થવાનો વારો દરબારનો હતો. વેરાવળજી બોલી ઊઠયા : 'મારા પુણ્યના પ્રતાપે કે તારા ? કાઠિયાણી, તારી પુણ્યની પળે આપણો જતો પુત્ર બચી રહ્યો છે.'

'બસ કરો નાથ ! શું હું અને તમે જુદા છીએ ?' કહીને સોનબાઈએ દરબારને બોલતા રોકયા.

હવે તો પરષોતમ ભટ્ટ વાળા વેરાવળજીની ડેલીએ રોજરોજ ધાર્મિક ચર્ચા ચલાવતા, સારા ગ્રંથો પણુ વાંચતા. વેરાવળજી આ ચર્ચામાં ભાગ લેતા. ક્ષત્રિયો સાંભળવામાં મશગુલ બનતા. આગળ ક્ષત્રિયો મૃગયા ખેલવા શું કામ જતા, તેનો કંઈક જુદી જ રીતનો અર્થ કરતા હતા. ડાયરાને ગળે આ વાત ઊતરવા દરબાર અહિંસાનો ઉપદેશ આપતા ત્યારે ડાયરો વિસ્મયતાથી છતાં શ્રદ્ધાથી વેરાવળના શબ્દોને સ્વીકારવા લાગ્યો.

સાહિત્યરસિક, અભ્યાસી વેરાવળજીના શબ્દો રજપૂતોના દિલ જીતવાં સચોટ નીવડતા કારણુ કે તેમાં સાચા હૃદય લાગણી ભરી હતી,

ફાંકડા મર્દો હાથમાં પાણીની અંજલીઓ ભરી ભરીને સૂર્ય સામે પ્રતિજ્ઞા લેતાં કે, 'પરમાટીને કોઈ દિવસ પોતે અડકશે પણુ નહિ,'

"મર્દોના–શૂરવીરોના મનના નિશ્ચયો કોઈ દિવસ ડગતાં નથી. બા ! કોઈ પ્રતિજ્ઞાને ડગાવશો પણુ નહીં" આમ બોલી વેરાવળજી સૌને બિરદાવતા.

આમને આમ વર્ષેક દિવસ વીત્યું. મૂંગા પશુના ગળાને બદલે શસ્ત્રો, પ્રજાના રક્ષણુ માટે વાપરવાના હોય છે, તે વિષયની ચર્ચા ચાલતી હતી. ડેલીમાં ડાયરા વચ્ચે બેસીને કુંવર હમીરજી પણુ પિતાના મુખ સામે એકીટશે જોઇ તે આ વાત સાંભળી રહ્યો હતો,

ત્યાં તો ગઢમાં થાળી વાગી. ડેલીએ ડાયરાએ વાળા વેરાવળજીને ત્યાં તેમના પૂંજ સમો બીજો પુત્ર અવતર્યાની વધાઈ સાંભળી.

ગઢ–ગૂર્જર જેતાણુાના ધણી થવાના લલાટે લેખ લખાવીને એ પુત્ર અવતર્યો ત્યારે ચારે તરફ આનંદ મંગળ છવાઈ ગયો.

# આચાર્ય શાલિભદ્ર સૂરિ કૃત બુદ્ધિરાસો

ગુજરાતી અનુવાદ : રતુભાઇ રોહડિયા

એક મિત્ર-શિષ્યે મને અપાત્રને સુપાત્ર જાણીને ભરતેશ્વર બાહુબલિ રાસ નું કામ સોંપ્યું. શાલિભદ્ર સૂરિ કૃત આ રાસનું પ્રકાશન મુનિ જીનવિજયજીએ કરેલું. જૂનામાં જૂની વિ. સં. ૧૨૪૧ની આ જૂની ગુજરાતી ભાષાની રચના છે. ડિંગળી ભાષાની આંખે જોતાં મને એ બહુ મુશ્કેલ ન લાગી, તો પણ સાવ સ્હેલી યે નથી. કેમકે આજના વિદ્વાનોને સાવ સ્હેલાં કહેવાય એવાં નરસિંહ મહેતાનાં પદો સમજવામાં યે ગોથાં ખાવાં પડે છે ત્યારે મારે માટે આ રાસ થોડો મુશ્કેલ બને તે સ્વાભાવિક છે.

આ રાસનું એક ભાષાંતર પં. લાલચંદ ભગવાનદાસ ગાંધીએ કરેલું. પણ એ ભાષાંતર જોતાં એમ જ લાગ્યું કે આ ભાષાંતર કરવામાં પં. લાલચંદજીએ નર્યા ગોથાં જ ખાધાં છે અને અર્થના અનર્થ કર્યા છે. વાસ્તવમાં પં. લાલચંદના ભાષાંતરને આધારે કોઈ સંપાદન થઈ જ ન શકે, બાકી ભૂમિકા સુંદર લખેલી એ સ્વીકારવું રહ્યું. ખેર ! એ ભરતેશ્વર બાહુબલિ રાસને મેં યથામતિ ન્યાય આપ્યો. પણ એ રાસને અંતે આચાર્ય શાલીભદ્ર સૂરિની બીજી રચના 'બુદ્ધિ રાસો' હતી. આમ તો એ શિખામણ સંગ્રહ છે, પણ એમાં સોલંકી કાળના આચાર વિચાર, અને એ સમાજના વેપારીઓની નીતિરીતિનો ચિતાર મળે છે. આજે છે એવા થોડા ખોટાઓ એ સમયે પણ હશે, જેથી એમને શિખામણમાં નીતિ સાચવવાનું કહેવાયું છે. આ રચનામાં સોલંકી કાલીન કહેવતોનાં મૂળ છે. કેમકે--

> કંઈક વાત જે લોક પ્રસિદ્ધ.
> ગુરૂ ઉપદેશે કંઈક લીધ ૨

એમ કહીને કર્તાએ કહેવતો પ્રત્યે અંગૂલી નિર્દેશ કર્યો છે. શોધનારને આમાંથી અમુક કહેવતોનાં મૂળ, સોલંકી કાલીન લોકાચાર, અને સમાજ જીવનની રેખાઓ લાભશે.

એ 'બુદ્ધિ રાસો'નું અત્રે ભાષાંતર આપ્યું છે. જેથી વાંચકોને 'બુદ્ધિ રાસો'નો મર્મ સહેલાઈથી સમજાય.

'બુદ્ધિ રાસો'નું એક રૂપ કવિ જીવણ રોહડિયા કૃત 'નશીહતરી નિશાણી છે.' આમ જોઈએ તો એ એક રીતે 'બુદ્ધિ રાસો'ની ડિંગળી આવૃતિ જ છે. જે આ પછી આપીશું.

પ્રણમું દેવી અંબા, સિંહ આસીની;
સ્મરું દેવી સિદ્ધિ, જિન સાસન સ્વામીની-૧

પ્રણમું ગણધર ગૌતમ સ્વામિ,
પાપ વિનાશે જેના નામે,
સદ્ગુરૂ વચનો સંગ્રહ કીજે,
ભોળાં લોકને શિખામણ દીજે;... ૨

કંઈક વાત જે લોક પ્રસિદ્ધ,
ગુરૂ ઉપદેશે કંઇક લીધ;
તે ઉપદેશ સુણાવું સૌ રુડા,
કોઇને આળ મ દેજો કુડાં... ૩

જાણશો ન ધર્મ પ્રાણી વિનાશા,
અજાણ્યે ઘરે ન કરશો વાસ;
ચોરી આળ ચડશે કાંઇ ન લીધે,
વસ્તુ કોઈ ન લેશો તમે અદીધે...૪

ઘર ઘર વાતો કરવા કેમેય ન જાશો,
કુડાં આળ તમારાં સુખે પામશો,

જ્યાં હોય એકલી નાર,
જવું નહિં તે ઘરબાર. ... ૫

ઘર પાછળ રાખે છીંડી,
ત્યજવી એ નારી છીનાળી,
પરદારા ભગિની કહ્યા' ન માને,
પરસ્ત્રીનાં વચનો ધરવાં ન કાને... ૬

એકલા પ્રવાસે તો ન જવું,
અજાણ્યું ફળ કેમેય ન ખાવું,
જમતાં માનવને ઈર્ષા ન કરજે.
કહ્યા વગર પરઘરે કંઈ ન લેજે.... ૭

મોટાંને જવાબ કેમેય ન દેજે,
શિખામણ દેતાં રોષ ન કરજે,
હલકાં વાસે ન વસવું કેમેય;
ધર્મહીન ભાવ જાશે એમેય... ૮

છોરુંડાં વિંટી જે હોય નારી,
તો શિખામણ દેજે સારી;
અતિ અંધકારે ન જમીશ,
ડાહ્યો કોઈ જમવા ન બેસીશ... ૯

ન શિખનો કુવડપણું ને ચાડી,
વચને ન દુભીશ નિજ માડી;
મર્મ પ્રિયજનનો તું પ્રગટ ન કરતો,
અધિક લઇ તું ઓછું ન દેતો... ૧૦

વિષધર જાતાં ને તું પગે ન ચાંપે,
(પણ) મરણ જો આવે તો તું હૈયે ન કાંપે,
ગિરો પાછળ તું વ્યાજ ન દેજે,
પૂછયા વણ ઘર નીર ન પીજે,... ૧૧

છતિ કરીશ નહિં કોઈની યે બુદ્ધ,
મોટાં સૂં માંડતો નહીં જુદ્ધ
અવિચાર્યું કોઈ કરવું નહીં કાજ.
એવું ન કરવું જેથી હોય લાજ... ૧૨

ના કહી હોય તે ગામે ન જવું,
જે બોલવું તે તો પણ પાળવું;
ખાતું હોય તે સામે ચાલી નં માગવું
પાછલી રાત્રે વહેલું જાગવું ... ૧૩

હૈયે સ્મરીને કુલના આચાર,
ગણીએ અસાર આ સંસાર
પાંચે આંગળીએ ધન દાન દીજે,
પરભવે એહતું ફળ લીજે... ૧૪

## ઠવણિ - ૧

મર્મ વાણી ન બોલતો વીર, વિનોદમાંયે;
જમ નિધિ જેમ ગંભીર, જગે નર વખાણીયે...૧૫

ઉછીનું ધન લે, ત્યાગી ભોગી ને વિદ્યાધર
તે જાણે વહેતા કરંઠે, પગ દઈને સમુદ્રો પડે છે,
જે નર વ્યાજે લઇ, ધન વ્યાજે દે છે....૧૬

એ નર જીવ કાજે, વિષ આગ વને સંચરે છે..૧૭

ઊંડાં જળે ન પેસવું, સ્નેહીથી વધુ ન કહેવું,
સુના ઘરે ન પ્રવેશવું, નારી સું ચૌટે ન ઝગડવું...૧૮

વાણી વિચારી વદવી, અવિચારીથી ધાંધલ થવી,
મુરખ મરે નઠોર, ધન જોબન બાવરા જે ...૧૯

શક્તિ પ્રમાણે કોપ, શક્તિ પ્રમાણે સંગ્રામ.
ન ઓળવીશ થાપણ, ખોટો વહેવાર ન કરતો કોંસૂં
ન કરતો જુગારી મિત્ર, ધન મધ્યે ઝગડતો નહિં.

ઘણાં લાડ ન લડાવો પુત્ર,
સ્નેહીથી ખોટું કલહસૂત્ર,... ૨૧

ધનોપાર્જન જોઇ, બાપની નિંદા ન કરે કોઇ
ઘર ધણી ધર્મ વિહોણો જન્મ ન ગુમાવો... ૨૨

ગાવું વિણ કંઠ, ગુરુ વિણ પાઠ,
ગરથ વગર ગર્વ, એ ત્રણે અશોભિતાં... ૨૩

## ઠવણિ - ૨

હાંસી નિંદા ન કરતો ક્યાં
ધનવાન મૂર્ખ ન ખેલમો જૂયા
ન ભરતો કૂડી શાખ ક્યાં... ૨૪

મૂડી પ્રમાણે વેપાર કરવો.
આરંભે તે પૂરા કરવો.
સ્વનારીનો સંતોષ કરવો... ૨૫

મોટાં સાથે વેર ન કરવું.
વડા માણસને ધન ન દેવું
ચૌદશિયાની સાથ ન બેસવું
મોટાં માથે રિસ ન કીજે;
શિખ પૂછે તો કુશિખ મ દેજે,
વિનય કરતાં દોષ નથી... ૨૭

પાતર સાથે પ્રેમ ન કરશો,
ધનધાન્ય કપટથી હરશે,
મૈત્રી ઓછાં સાથ ન કરવી... ૨૮

થોડામાંથી થોડું દેજે
વેળા આવ્યે કંજુસ ન થાજે
ધન તણું અભિમાન ન ધરજે... ૨૯

વેરી વ્યાધિ ઊગતાં મારો,
પગ પર કોઈ કુહાડો મ મારો,
સત મ છેડો વિપત પડયે... ૩૦

અજાણ્યા રહી પંડિત ન થાયે
સંકટ પડયે સાજણ વારે છાયે,
નારી પાસે ભેદ ન કહેવાયે ... ૩૧

અજાણ્યા કુળે ન કરવો વિવાહ,
પાછળ હોશે હૈયે દાહ;
દિકરી વેંચી દામન લેવા ...૩૨

દેવને ન ભેટો ઠાલે હાથે,
જવું નહિં અજાણ્યા સાથે,
ભેદ ન કહેવો નારી આગળ ...૩૩

અતિથિ આવ્યે આદર દીજે,
જૂનું ઢોરને કાપડ ન લીજે;
હોય ત્યારે હાથ ન ખેંચજે... ૩૪

દોડીને પ્રાણીને ખૂબ ન મારો
કલહ મચ્ચે વચ્ચે પડી ન નિવારો,
અચાનક જઈ પરઘેર ન જમશો... ૩૫

મા બાપની સેવા ન છોડો.
થાળીમાં એઠું ન છાંડો;
હસવા માંયે ગુરૂથી ગરવ મ કરજે...૩૬

ધાન ઉપજ્યું હોય તો ન રહેતો ભૂખ્યો
પાસે મૂડી તો ન જીવતો લુખ્ખો,
મોટાં પાપને તજતો રે'જે... ૩૭

દેશાવરે ગયો તો રાતે ન સૂતો,
પંગતે ટાળો કરવો નાંહિ,
તૃષ્ણાનું તાણ્યું મન વહેશે... ૩૮

ધંધાને ઘણો ફિટકાર લાગે,
લાજ મૂકીને સાજણ મ માગે.
કોણ હોય કોઇનો ઊધારિયો... ૩૯

પ્રાણી તણું જીવન રક્ષિજે,
સૌ પર ઉપકાર કરી જે,
અસાર સંસારે સાર એ છે... ૪૦

માણસે કરવા સૌ વ્યવહારો
પાતકી તણે ઘરે ન લેવો આહાર,
પુત્ર પાસેથી ન લેવું... ૪૧

જો કરવું તો આગળ ન માગે,
ગાંધી સૂં ન કરવું ભાગિઉં
મરતાં ધન કો સાથે ન લેવાનું... ૪૨

રોગ જાણ્યા વાર દવા ન કરતો,
પરાણે કોઇનું ધન ન લેતો,
ભાગ્ય વગર તો ધન નથી... ૪૩

ધર્મી માટે પાપ વાર્તાનું શ્રવણ,
એ તો આવ્યું જાણવું મરણ;
માનવ ધર્મ-દાન કરાવી એ... ૪૪

એ રીતે વૈદને પાપ ન લાગે,
અને જસવાણ ભલેરી જાગે,
લોભીને તો અડધે રાખે... ૪૫

## ઢવણિ-૩

હવે શ્રાવક પુત્રો, બોલું તમ સૂં બોલ;
અવળે મારગ ચાલતાં, ધરે ધરમનો તોલ... ૪૬

એ નગરે ન વસવું, જયાં નો'ય દેવળ પોશાળ,
ભૂખ્યાં, તરસ્યાં, ગુરૂજીને
છોરૂની ન લ્યે સંભાળ... ૪૭



અનુ. પૃ. ૨૩૪

# મરદાઈનાં છોગાં

અમરદાસજી ખારાવાળા

રજનીના આથમણે ઓરડે દાદા દિવાકર વાળુ કરવા જતાં જતાં રાજુલાના ચોક માથે ઘડીક ખોટી થઈ રહ્યા. રાવણહથ્થા માથે રંગ જમાવી રહેલા નાથબાવાના દુહાની રમઝટમાં સૂરજ દાદાને ય રસ પડી ગયો.

ચોકમાં કઠ્ઠ ભરેલી મેદનીમાંથી નાથબાવાની નજર કંઠાળના આઠદસ આહીર જુવાનો ઉપર લાગી રહેલી. મરદાનગીની ટશરું ફૂટતી હોય એવા ફૂલગુલાબી મુખમુદ્રાવાળા જુવાનોને ભાળીને નાથબાવાએ પરાક્રમી થઈ ગયેલા આહીર નાગા નાઘેરાના દુહા માંડયા ફેંકવા. આઘેરેક નરવીર કાઠી જસો જેબલિયો આ ટોળાંને જોતા ઊભા છે અને નાથબાવા રાવણહથ્થો હીલોળીને માંડયા મોકળે કંઠે દુહા રણઝણાવા.

કરદાત્રડ કરમર તણી, બરસાક બળિયા;
દાતડીએ દળિયા, નહીપર કેતા નાગડે.
ધુધુતલ દાત્રડના ધણી. તુંને ગોત્યો ગારૂડીએ;
વખ હરવણ અરવેલે, ના'યો વશ તું નાગડા.

હે બળિયા નાગ! તરવારની દાતરડી કરી તેં કંઈક દુશ્મનોને વાઢી નાખ્યા. હે દાત્રડના ધણી નાગ! તને વશ કરી તારૂં વિષ હરવા કંઈક સમરથ ગારૂડીએ ગડમથલ કરી, પણ કોઈને કરંડીએ તું ન પુરાણો.

"બાપ ! નગા નઘેરા જેવા બળુકા જેમ તેમ નથી બનાતું. ઈ તો નખતર પાકે છે. તમે ય ઈ મરદાનગીના બિરદધારી આયરનું દૂધ છો, મોજમાં આવીને કાંઈક રૂડા દેખાઓ મારા બાપ ! અઠવાડિયા પહેલાં જ હું દાતરડી ગામે ગ્યો'તો. ત્યાં સામત આતો એવા જ ભડ પુરુષ છે અને રામપરામાં લોમો ભાઇ અને વીસો વાઘ નગા લાખણોતરિયાની યાદ આપે એવા આયર કુળમાં ઉપજ્યા છે. રંગ છે આયરના ઉજળા દૂધને. !"

રામપરા અને ભેરાઈ ગામના હટાણું કરવા આવેલા આયર જુવાનોને બિરદાવી બિરદાવીને નાથબાવો રંગ દઈ રહ્યો છે. જુવાનો પણ પોરહમાં આવી પૈસા દઈ દઈને મૂછે તા દેતા પડકારા કરી રહ્યા છે કે: "અમે ય કોઈથી ગાંજ્યા જાઈ એવા નથી."

જસો જેબલિયો ભારે બળુકો આદમી. એ બધા તાલ જોઈ રહ્યા છે. ઘડીક તો આયર જુવાનોનું પાણી માપવાનું મન થઈ રહ્યું, પણ પાણ માંપવા જાતાં આડું વેતરાઈ જાય, એના કરતાં મોકે વાત, એમ વિચારી રસ્તે પડયા.

ઢોલકીની થાપીએ આંખની ઉઘાડ–મીંચમાં નટડો જેમ ગલોટિયું ખાઈ જાય એમ 'મહિનોક દી' ગયો. એક દિવસ જસા જેબલિયાના મામા પીઠો ખુમાણ કહે :

"આપણા પાળ સામે પગલાં માંડવાં ઈ નાનીનું ઘર નથી. જે ગામ માથે આપણે ખાબકીએ ત્યાં ધોળે દીએ પોષ મહિનાની પાછલી રાત જેવો સોપો પડી જાય છે. અરે ઈ ગામના કૂતરાંય ભસવાનું ભૂલી જાય છે."

આ સાંભળીને જસો જેબલિયો કહે :

"મામા ! વાત તો સાચી છે, પણ હજી કંઠાળનાં ગામ ગયા નથી. ત્યાં સુધી બધું અધૂરું."

"તો તું કે' ઈ ગામ માથે ત્રાટકીએ પછી શું ?" પીઠા ખુમાણે કહ્યું.

જસો જેબલિયો કહે : "મામા ! રાજુલા માથે રામપરા બળેતું ગામ છે. અટાણે તો આયરો એના ધણીરણી થઇ બેઠા છે. લૂંટવા જેવું ઇ તરફ, એ તરફ ધાક બેસારી દીધી હોય પછી વાંધો નહીં."

આમ મામા ભાણેજે મસલત કરી. રામપરાને રગદોળવા પરભાતે પરિયાણ કર્યું. રસ્તામાં

રાજુલા રાત રોકાઈ ભળકડે રામપરાનો મારગ સાંધ્યો ને દી ઊગતાં રામપરા માથે ખાબક્યા.

સવારમાં શીરામણ કરી લોમો અને વીસો બે ય ભાંઈ હજી ઓસરીમાં ઊભા થઈ ઊગમણી તરફ ઊંઘમાંથી ઉઠાડેલ રીસાળ આદમીની આંખ જેવા સૂરજ નારાયણને નીહાળે છે ત્યાં તરઘાયો સંભળાણો.

લોમાએ કહ્યું : "વીસા ! પાદરમાં પાળ આવ્યું હોય એમ લાગે છે. આજ કોનો કાળ આવ્યો છે તે સિંહની બઢમાં હાથ નાખવા આવ્યા !"

આમ બોલતાં ઉતાવળે ઢાલ તરવાર લઈને ગડગડતી દોટ મેલી. વીસો પણ તરવાર લઈને દોડયો. ઘરમાં બીજી ઢાલ નહતી એટલે ઝાંપામાં કેશા કોળીના ઘરનું એક કમાડ ઉતારી લીધું.

જુવાનો હાથ પડયું તે હથિયાર લઈને નીકળી પડયા. ધીંગાણું જામ્યું. ઢોલી ઢોલ વગાડતો કોઠા ઉપર ચડી ગયો ને માંડયો તરઘાયો ઝીંકવા.

બીકનો માર્યો એક વાણિયો કોઠા ઉપર ચડી ગયેલો. ઢોલ વગાડતાં ઢોલીનાં આંગળાં ફાટી ગયાં. લોહી વછૂટવા માંડયા. ઢોલનો અવાજ ઢીલો પડયો. ગામના માણસો હિમત હાર્યા. ત્યાં તો વાણિયાને શૂરાતન ચડયું ને ઢોલી પાસેથી ઢોલ આંચકી, ગળે ભેરવી વાણિયે તરઘાયાની ત્રમઝૂટ બોલાવી. ઘડીક તો પાળનાં કાળજાં થીજવી દીધાં.

ત્યાં પીઠા ખુમાણની બરછીના ઘાથી વીસો વાઘ પડયો અને જસા જેબલિયાએ લોમાને માર્યો. બન્ને મોવડી પડયા.

તળ પાલટતે રામપરા તણે, પાછા ન ભર્યા પાગ;
રાવત બે ટોડે રહ્યા, વીસો ને લોમો વાઘ.

મોવડી પડયા. ઘણા આયર જુવાનો શૂરાતન દાખવી કામ આવ્યા. બે ત્રણ વાણિયાનાં ઘર લૂંટી પાળ પાછું વળ્યું. ભેરાઈ ગામના પાદરમાં થઈને પાળે દાતરડી ગામનો મારગ લીધો.

દાતરડી ગામનો સામત લાખણોતરિયો સામો મળ્યો. સામતે પાળને જોતાં જ નક્કી કરી લીધું કે આ રામપરા ગામને ધમરોળીને આવતા લાગે છે. "મારા મોસાળના ગામને ભાંગીને વહ્યા જાય તો તો આયરનું ધાવણ લાજે ને ?"

આમ વિચારી ઘોડીની સરક કાપી, એને કરી દીધી રવાના, અને પોતે પાળની સામે ચાલ્યો. ઘોડી દાતરડી ગામે પહોંચી. સરક વિનાની ઘોડીને જોતાં ગામ સમજી ગયું કે ઘોડીના સ્વાર સામતે રણમાં કેસરિયાં કર્યાં હશે. ગામ લડવા સાબદું થયું અને અહીં સામત લાખણોતરિયાએ પીઠા ખુમાણ સામે આવીને પડકાર કર્યો :

"રામપરાને ભાંગીને જાતા હો એવું લાગે છે ?"

"હા, કાંઈ પેટમાં દુ:ખે છે ? તો દવા દઈં !" પીઠા ખુમાણે કહ્યું.

સામતે કહ્યું કે : "ઈ સારૂ જ સામે આવ્યો છું. ભાઈડાવાટ હોય તો આવો એક એક જણો મેદાનમાં !"

આ સાંભળતાં જ જસા જેબલિયાની આંખ્યું ઠરડાઈ ગઈ. એને થયું કે 'હમણાં જ રામપરાના જુવાનોને પરિયું (અપ્સરા) વરવા મોકલી દીધા છે. આને ય એને આંબવાની ઇચ્છા થઈ લાગે છે.'

ત્યાં તો પીઠા ખુમાણે સામતનો પડકારો ઝીલી લીધો ને પાળના એક જણને સામત સામે લડવા મોકલ્યો, પણ પહેલે જ ત્રાપે સિંહ શિકારને પાડે એમ સામતે ઘડીપલમાં જેબલિયાના આદમીને વેતરી નાખ્યો. બીજો આવ્યો તો બીજાના પણ એ જ હાલ કર્યા. ત્રીજા-ચોથા-પાંચમા એમ એક પછી એક આદમીની સાથે જુદ્ધ ખેલતો સામંત વિકરાળ બનીને દ્વંદમાં સામે આવતા આદમીને વાઢતો જાય છે. આમ અઢારને રણમાં રોક્યા.

સામતની મરદાનગી ને યુદ્ધકળા જોઈને પીઠાતના મુખમાંથી વાહકારા થવા માંડયા. આમ પીઠાત

સામતની યુદ્ધ કુશળતા માથે વારી ગયા છે ત્યાં પાળના એક આદમીએ સામતની પાછળ જઈને બરછીના ઘાથી વીંધી નાખ્યો.

પીઠો ખુમાણ કહે: "હાં, હાં, હાં, હાં, ! આ શું ? આવો દગો ?"

પાળનો જણ કહે: "બાપુ ! આણે અઢારને ખારામાં રાખ્યા છે, હવે કેટલાકને ચડાવવા છે?"

બરછીના પારેઠ ઘાથી સામત પડયો. પીઠા ખુમાણે મરદને વખાણ્યો. જસા જેબલિયાએ પણ જુવાનને રંગ દીધા. અને આવી મરદાનગીથી બારોટના કંઠ ગહેકી ઊઠયા.

તેં એકલે અશે, કટકને પારોઠું કર્યું;
વખાણ્યા વેરે, તો શૂરાતન સામતા.
વિશોળે વીજળ તણા, વન હલીઆ વહળોય;
ડુંગર ડગિયા નોય, તો સારીખા સામતા.
ઝાટકારી ઝડ ઝડ મચે, ખળકે ભાલા ખાગ;
સનમુખ ઊભો સામનો, પાછા ન ભર્યા પાગ.

આજે ય ભેરાઈના ખારામાં એ શૂરવીરની યાદ આપતી ટાઢ, તડકો ને વરસાદ વેઠતી ઓગણીસે ય ખાંભીઓ ઊભી છે.

❖

પૃ. ૨૩૧થી ચાલુ]

ત્રણ વાર પૂજન કરે, સામાયિક બે વાર
માબાપ ગુરૂ ભક્તિ કરે, જાણી ધરમ વિચાર... ૪૮

કર્મબંધન થાયે, એવા મ બોલે બોલ
અધ કે ઓછે માપે, ખોટું કેમેય ન તોળ... ૪૯

વધુ ન લેતો માપું લઇ, ઓછું કેનેય ન દઇશ,
એક જીવને કારણે, કેતાં પાપ કરીશ... ૫૦

જીનવર પાછળ મન વશે, મ રાખે શિવથી અનિષ્ઠ,
રાજા આગળ મન વશે, તો ઘણી પડે વેઠ...૫૧

રાખે ઘરે બે બારણાં, ઉચ્છંખલ રાખે નારી,
બગતણે કાંતણે પનઘટે, થાય સ્વચ્છંદા ચારી...૫૨

ખટકશાળ પાંચે તણી, જરણા ભલી કરાવો,
આઠમ ચૌદશ, પુનમે, ગાર કરાવી ઘોળાવો...૫૩

અળ ગાળ જળ ન વાપરો, જુઓ તેહનો વ્યાપ
એની એક અંજલિ મહિં, માછી શિકારીનું પાપ ૫૪

લોહ, મીણ, લાખ, ગળીને ચામ વિચાર
એ સૌનો વેપલો, નક્કી તું નિવાર..૫૫

કંદમૂળ સૌ પરહરો, એ કરે ધર્મ વિહાર,
રાત્રિ ભોજન ન કરશો, થશે બહુ જીવ સંહાર...૫૬

જંતર જોતર ઉખળ, સાંબેલું હળ, હથીઆર;
એટલાં હાથે ન આપવાં, નાચ ગીત ઘરબાર....૫૭

પાટા પીંડી ન કરીશ, ન ખેતી અધિકાર;
ન્યાય રીતે વેપારનો, શ્રાવકનો આચાર...૫૮

અપાત્રે વાત ન કીજીએ. એ તો ફૂટી જાશે,
ઝાઝી આશ ન પારકી, ઝાઝું ઉધાર ન દેશે...૫૯

વૈદ વિલાસિની દૂતડી, સૂયાણીનો સંગ,
રાખે બહેનને બેટડી, જેમ હોય ન શીલ ભંગ...૬૦

ગુરૂ ઉપદેશ છે ઘણા, પમાયે ન પાર;
એ બોલ હૈયે ધરી, સફળ કરો સંસાર...૬૧

સાલિભદ્ર ગુરૂ સાંકળિયા, સૌ ગુરૂ ઉપદેશ,
જે ગુણી વાંચે સાંભળે, તેનો વિઘ્ન ટળેશ...૬૨

---

(૫૬) સૂઇ મૂખ જેટલું ચાંપીએ,
ત્યાં જીવ અનંત જાણી

(૫૭) સોનર નિશ્ચે નર્કફળ હોયે પાપ પ્રમાણી

# કાળ ગયો, કહેણી રહી ગઈ

જયમલ્લ પરમાર

એક હતો ગાંધી. એના દેશનું નામ ભારત. લોકો પોતાના દેશને દેવતાઓનો મુલક મનાવે ને જગદ્દગુરૂ ગણાવે. જાત પાંતનો આરો નહિ, આડાવાડાનો ઉગારો નહિ. ઊંચ નીચના અપાર ભેદ, જીવન ઢોરથી ય ખેદ. એમાં ૫૫૦ રજવાડાં આડુડાટ અને અંધાધુંધ ઠકરાત. દોઢીએ વાગે નોબત ને સુરા ને સુંદરીની સોબત. લખપતિ થોડા અને રાંકાં બોળા. એ બધાને માથે અંગ્રેજોના ડંકા નિશાન ગગડે ને પ્રજા બધી દુઃખ દારિદ્રયમાં સબડે. આવો દીનહીન અને અમાનુષી યાતનાઓ ભોગવતા દેશની પ્રજા પરદેશીઓને પરાધીન પડેલી.

પરાધીન પડેલા દેશને સ્વાધીન બનાવવા ગાંધી પહેલાં અનેક દેશભક્તોએ સમર્પણની ધારાઓ વહાવી અપાર પુરૂષાર્થ ખેડેલો. એનાં ઉજ્જ્વળ દ્રષ્ટાંતો નવજુવાનોને દેશભક્તિની પ્રેરણા પૂરી પાડતાં રહ્યાં, પણ સાત સાગરની બ્રિટિશ સલ્તનતની હિંસક શક્તિને કેમ હંફાવવી તેની કોઈને કળ ન પડે.

ગાંધીજીએ નિઃશસ્ત્ર પ્રજાને શસ્ત્રશક્તિ સામે લડાવવાનું બીડું ઝડપ્યું. નિર્બળ પ્રજાના આત્માને જગાડીને બળ પૂર્યું. થાકી-હારી ગયેલી પ્રજાના હૈયામાં હામ પૂરી. મડદાલ પ્રજાના કાનમાં મરીને જીવવાનો મંત્ર ફૂંકયો. એનાં શસ્ત્રો હતાં સત્ય અને અહિંસા ગાંધીજીએ અહિંસક સત્યાગ્રહની અહાલેક પુકારી. એ માટે સવિનય કાનુનભંગ કરતાં શીખવ્યું. લાઠી, ગોળી મારતાં નહિ, પણ ખાતાં શીખવ્યું. મિલ્કતો મેળવતાં નહિ, પણ જપ્તીમાં ગુમાવતાં શીખવ્યું. દંડા ખાતાં ને જેલની સજા ભોગવતાં શીખવ્યું.

એમ કરતાં કરતાં ગાંધીજીએ સ્વરાજ અપાવ્યું. ૧૯૩૦ના એ સત્યાગ્રહના પ્રમુખ તબક્કાને પચાસ વરસ વીતી ગયાં. ૧૯૩૦ની આઝાદીની એ લડતમાં–સ્વાતંત્ર્ય સંગ્રામમાં સૌરાષ્ટ્રભરના સત્યાગ્રહીઓનો બે મોરચે સત્યાગ્રહ મંડાયેલો. એક વીરમગામ સત્યાગ્રહ સંગ્રામ અને બીજો ધોલેરા સત્યાગ્રહ સંગ્રામ.

ધોલેરા સત્યાગ્રહ સંગ્રામને ગઈ એપ્રિલની છઠ્ઠી તારીખે ૫૦ વરસ પૂરાં થતાં એમાં ભાગ લેનારા સેંકડો સત્યાગ્રહીઓમાંથી જે શેષ વિદ્યમાન છે એમાંથી ૩૦થી ૪૦ ભાઈ–બહેનો ધોલેરાની જાત્રા બહુ ભાવથી જુવારી આવ્યા. પણ એ અનોખા અવસરના રોમાંચની આંચ સૌરાષ્ટ્ર ગુજરાતના જનસામાન્યના દિલને ભાગ્યે જ સ્પર્શી શકી. કયાંથી સ્પર્શે?

એ સત્યાગ્રહ–કાળના મોંઘેરા અવસર ઉપરથી બે પેઢી–પચાસ વરસ અલગોટિયાં ખાઈને ઊતરી ગયાં. કદાચ ગાંધીજી આવીને ઊભા રહે તો હિંદની પ્રજા એમની શી હાલત કરે તેવો ન કલ્પી શકાય એવો એક જુગ પલટી ગયો. સ્વરાજનો નકશો પલટી ગયો. તોલ માપનાં કાટલાં બદલી ગયાં. જાણે કે દેશ બધો બદલી ગયો.

કાળ વહી ગયો, કહેણી રહી ગઈ. ભૂતકાળ એટલે અતીત. અતીત એટલે અનુભવની આરાધના. અનુભવની આરાધનામાંથી નવસર્જનની કેડીઓ કંડારાય છે. વ્યવહારની કળવકળ સૂઝે છે અનુભવની મૂડીમાંથી આગળ વધવાનો વિશ્વાસ પેદા થાય છે. પરંપરાઓ એમાંથી જ પ્રગટે છે ને! લેવાં હોય તો અનુભવની આરાધનામાંથી જીવનનાં–વિશ્વનાં રહસ્યો પમાય છે. અરે બીજાને નહિ તો અનુભવ કરનારને તો એની આરાધના અપાર આનંદ આપે છે. ધોલેરાના સત્યાગ્રહીઓ પચાસ વરસે ધોલેરા ગયા તેના એક એક સ્થળે એ સૌને એનો રોમાંચકારી આનંદ અનુભવ થયો. પચાસ વરસે ધોલેરાની ધન્ય ધરતીની જાત્રા જુવારી શકવા બદલ સૌએ ધન્યતા અનુભવી.

ધન્ય ધરણુ એ, ધન્ય મરણુએ,
ધન્ય ધન્ય ક્રાન્તિ;
ધન્ય લગન એ પ્રેમઅગન એ,
ધન્ય એ આઝાદી,
યુધ્ધથી થાકી આલમ ગાશે;
ધન્ય ધન્ય ગાંધી.

ધન્યતા અનુભવી, કારણકે ગાંધીજીએ આપેલો મંત્ર લઈને ધોલેરા સૈનિક સંઘના વીસથીપચ્ચીસ નવલોહિયા જુવાનો ગાંધી–ઈરવીન તહકુબી દરમિયાન ધોલેરાના ગામડાં ચેતાવવા બેસી ગયેલા. બેસી શકયા તો છ એક મહિના, પણ એ છ એક મહિનાએ એમના જીવનને ધન્ય બનાવી દીધાં.

ખંભાતની ખાડીના કિનારે એક છેડે ખંભાતના રોણી ગામ સામેનું કામાતળાવ અને બીજે છેડે ભાવનગરની ખાડી સામેનું કાનાતળાવ. આ બે છેડા વચ્ચે આવેલા ધોલેરા ભાલના ધૂળિયાં ગામડાંઓમાં અમે બેઠેલા. થોડાંક નામ આ રહ્યાં : હેબતપર, બાવમિયાળી, ભાણગઢ, મીંગળપુર સાંગાસર, કાદીપુર ગોગલા, કામાતળાવ વગેરે વગેરે.

ગામડાઓમાં કામ કરવાનો અનુભવ અમારો ૧૯૩૦ ના સત્યાગ્રહ પૂરતો હતો. પણ અમારામાં નવદીક્ષિતોનો ઉત્સાહ અને જોમ હતાં. એક કાળે ધોલેરા ધીકતું બંદર હશે. અડુડાટ વણજ–વેપારથી ધમધમતું હશે, પણ પછી તો પડીને પાધર થઈ ગયેલું. ૧૯૩૦માં અમે ભાલમાં બેઠા ત્યારે ધોલેરામાં ત્રણ હજાર માણસો અને ચાર હજાર ભૂંડની વસતી ગણાતી. ભાલ એટલે નપાણીઓ, નઝાડવો વેરાન પ્રદેશ. શુકભાદર અને ભોગાવાનાં પાણી રેલાવાને કારણે ભાલની દરિયાકાંઠાની સપાટ ધરતી ઉપર કાંપ રેલાઈ વળતો. એથી પાણી ઊતરી ગયે ઘઉંનો પાક બહુ સારો થતો. એ જ એની ઉજળી બાજુ :

નહિ છાશ છમકો ને છાંયડો
એવા કેતાક અવગુણ કઉં,
ભૂંડામાં ભલું એટલું કે
ભાલમાં નીપજે ઘઉં.

દરિયો ખસતો ગયો ને જે પ્રદેશ બહાર આવતો ગયો તે ભાલ. જરાક ખોદો એટલે ખારાં પાણી.

ધૂળ ગામ ધોલેરા ને બંદર ગામ બારાં;
કાઠા ઘઉંની રોટલી ને પાણી પીવાં ખારાં.
તોય ધોલેરા સારા ભઈ સારા.

ઉનાળામાં ધૂળના વંટોળ બંધાય. આ વંટોળ એવા જોરાવર કે ગાડાં પડયાં હોય એને ઊંચકી ને ફંગોળી નાખે. ઢોર ઢાંખર, પશુ પ્રાણી ઘરબાર ને માણસ સુદ્ધાં રજે ભર્યાં મારા લાલ લાડીલા થઈ રહે. ઝાંઝવાંનાં માયાવી મૃગજળ જેવાં ભાલમાં એવા ભાગ્યે જ બીજી કોઈ ધરતી પર દેખાય છે. વંટોળથી ધૂળના આભ–ઊંચા પ્રચંડ થાંભલા રચાઈ જાય. એમાં હડફેટે આવે તે ચકરાવે ચડી જાય. ચોમાસામાં જયાં પાણી રેલાય છે એવા માઈલો સુધીની ભાલની ધરતી ડહોળાં સરોવર સમી બની રહે છે. માટી ચીકણી, એમાં કેડા કેડીઓનું નામ–નિશાન ન રહે. ગામડાં તરતાં લાગે. અમે એટલા માટે મોટી ડાંગો રાખતા. જેથી પગ ગારામાં ખૂંપતા જાય તો ડાંગના આધારે ખેંચતા આવીએ. લંગોટ મારીને સરસામાન ને કપડાં માથે લઈને માઈલો સુધીની બેપ આ કેડ સમાણાં ને કયાંક છાતી સમાણાં પાણી સોસરવા કરીએ. કાંટા લાગવાનો તો કોઈ હિસાબ ન રહે.

પાણી જયાં ઊતરતાં આવે ત્યાં ઈંકડાના દોઢ બે માથોડાંના છોડવા ઊગી નીકળે. એમાં સાપ વીંછીનો કોઈ આરોવારો નહિ. મચ્છરનાં મૂળ માબાપ ડાંસનું રહેણાક અહીં છે. ન બેસવા દયે, ન સૂવા દયે, ન કુદરતી હાજતે જવા દયે. એક તો ઝાડવાં નહિં. આડી વાડય તો કયાંથી હોય ? દૂર દૂર જયાં ઝાંખરા જેવું લાગે એની આડશે બેસવાનું. એક હાથમાં સળગતું ધુમાડિયું છાણું રાખવું પડે, જેથી ડાંસ એટલી ઘડી બેસવા દયે. બીજા હાથમાં પાણીનું સાધન હોય. એમાં કયારેક છત્રી લઈ જવી પડે વરસાદને કારણે. એટલા પછી પણ પાછળ ભૂંડકું નથી આવતું ને એનો ખ્યાલ રાખવો પડે. નહિ તો ફૂં ફૂં ફૂં ફૂં કરતું આવીને માથું ભરાવી ઉલાળી નાખે.

આમ કુદરતી હાજતે જવું એ પણ એક સજા બની જાય. જો કે ત્યાંના લોકો માટે તો એ સહજ બની ગયેલું, પણ અમારે એ માટે ટેવાવાનું હતું.

જે ઓરડામાં રહેતા હોઈએ ત્યાં પણ ક્યારેક સાપ મોભારે લટકતો હોય, ક્યારેક બારણામાં ભરાયો હોય અને વીંછી તો ઓસીકું ઉપાડીએને નીચે બેઠો હોય એટલા બધા. ભાલના કંઠાળ પ્રદેશમાં સાપ વીંછીના કરડના અસંખ્ય બનાવો બનતા. આ સાપકરડ અમે તો ઘરગથ્થુ ઈલાજ સિવાય ધોલેરા દવાખાને લઈ જવાનું જ કહેતા, પણ અમારામાંના એક ભાઈ ચોકસી મંત્રથી સાપ ઉતારવાનું ધતીંગ કરતાં. નેવું ટકા સાપ તો ઝેર વગરના હોય, એથી એમનું ધતીંગ ખૂબ ચાલ્યું ને ગ્રામસેવાના બીજા કોઈ કાર્યને બદલે સાપઉતારવા માટે ગામડે ગામડે તેઓ ફરવા માંડયા. એ માટે એક ઘોડું પણ એમણે રાખેલું.

એક બાજુ અમે ભૂવા ભરાડી મંતર જંતર તથા દોરાધાગાનો ગામડાં ઉપર જે દોર જામી પડેલો તેનો વિરોધ કરીએ, કારણકે માણસ સાજા માંદા થાય કે તરત ભૂવાને બોલાવે, દોરા ધાગા કરાવે. વાત વાતમાં કોઈ દેવ આડા આવતા હોય એમ માને. નજીવી વાતમાં માનતાયું માને. જ્યાં સુધી અંધ-શ્રધ્ધા, વહેમ અને મંતર જંતરનાં જાળાં બાઝયાં હોય ત્યાં સુધી દવા ઔષધ લેવામાં પણ હીચકીચાટ અનુભવે. સુધારાની તો વાત જ કાને ન ધરે, નવા યુગની તો વાત જ ન સાંભળે.

અમારૂં પહેલું કામ તો ગ્રામજનતાને અંધશ્રધ્ધા અને વહેમના જાળામાંથી જેટલા પૂરતા છોડાવી શકીએ તેટલા છોડાવવાનું હતું, જેથી પરિવર્તન કે સુધારાની બે વાત કાને ધરતા થાય. એ માટે અમે અમારી બધી શક્તિ કામે લગાડયા કરતા. એમાં અમારામાંથી જ કોઈ ભાઈ જંતર મંતરને સાપ ઉતારવાને બહાને જડબેસલાક બનાવ્યા કરે પછી લોકો અમારી વાત ક્યાંથી માને? અમારામાંના જ એક ભાઈ તરફથી સાપ ઉતારવાનું ધતીંગ શરૂ કરતાં લોકોની અંધશ્રદ્ધાને ઉત્તેજન મળ્યું અને અમારા વિષે ઉણો ભાવ પેદા થયો કે અમે કાંઈ જ જાણતા નથી, એટલે કે તેવડ વગરના છીએ. અમે સાપ-વીંછીની દવા જ ચીંધીએ એટલે લોકો અમારી ટીકા કરવા માંડયા. ચોકસીભાઈને એમનું ધતીંગ બંધ કરવા અમે જણાવ્યું, પણ એમણે તો સાપ ઉતારવાનું ચાલુ જ રાખ્યું, તેથી અમારે એમને છૂટા કરી દેવા પડયા. એ પછી પણ થોડા દિવસ ગામડાંઓમાં એ પડયા પાથર્યા રહ્યા, પણ બીજું કાંઈ કામ ન હોતાં ભાલ છોડીને એ ચાલ્યા ગયા.

આ અંધ વહેમ સાથે ઝોડ ઝપટ તો લાગી જ પડયાં હોય. નાની મોટી માંદગી સાથે દેવદેવલાંનાં નડતરને જોડી દેવામાં આવ્યાં હોય, એટલે રોગનાં ગમે તેટલાં કારણો સમજાવીએ તો પણ ઝટ દઈને એમને ગળે ન ઊતરે. છતાં મેલેરિયા, ગડ-ગૂમડ અને આંખની ગરમીના રોગો માટે અમે જે દવાઓ આપતા તે આશીર્વાદ સમાન નીવડતી. ગામડાંના રોગો અને ગ્રામઔષધિનાં વ્યાખ્યાનો અમારા માટે જ એક અનુભવી વૈદ્ય ડોકટરનાં ગામડામાં બેસતાં પહેલાં યોજવામાં આવેલાં. એટલે સામાન્ય દરદો અને તેના ઈલાજો અમે સહેલાઈથી કરી શકતા. આયુર્વેદના ઔષધોની એક નાની સરખી પેટી અને પ્રાથમિક સારવાર માટેના પાટાપીંડીનાં એલોપેથીક સાધનો જરૂર જોગાં અમારી પાસે રાખતા. આમારી લોક-ચાહનાનું સૌથી મોટું સાધન બિમારોની સારવાર અને આ દવાઓ બની રહ્યું.

આ સારવારને ઈલાજને કારણે અમે ઘરોઘર ફરી વળતા. આમ દિવસ દરમ્યાન ગામમાં બે એક વાર આંટો મારવાનું થતું. એથી ગામની અન્ય તકલીફો પણ નજરમાં આવતી અને બને તેટલા એમાં સહાય-ભૂત થતાં. વહેલી સવારના પ્રાતઃ વિધિ પતાવીને ઘરોઘરથી બાળકોને બોલાવી આવતા. એમને રમાડી હસાવી ભાડિયા કૂવે લઈ જઈ હાથ મોઢું ધોવરાવીએ ને જરૂર પડયે ત્યાં ધોઈ દઈએ. આંખો, નાક, નખ સાફ કરીએ ને પછી અમારા નિવાસસ્થાને લાવી કવિતા બોલાવીએ ને ધીરે ધીરે અક્ષરજ્ઞાન તરફ અભિમુખ કરતા જઈએ. તે દિવસોમાં બાળશિક્ષણ વિષે પણ

અમે ઝાઝી તાલીમ લઈ લીધેલી અને મોન્ટીસોરી પધ્ધતિથી જ બાળ શિક્ષણ આપતા.

જ્યાં ગામ અમને વારા પ્રમાણે જમવા ન તેડી જાય ત્યાં અમે સવારે ભાખરી અને સાંજે ખીચડી પકાવી લેતા. ખાવાના ખર્ચ માટે અમને માસિક દસ રૂપિયા મળતા એમાંથી કરકસરથી જમવાનું ખર્ચ કાઢીને પાંચ રૂપિયા બચાવતા. ઊંડા ગામડાંઓમાં અમને નવું વાંચવાનું ન મળે. એથી બધાના બચતા પૈસા ભેગા કરી એમાંથી નવાં નવાં પુસ્તકો વસાવતા અને અમારામાંનો એક ઘોડેસ્વાર મિત્ર વારાફરતી અમને પુસ્તકો, અખબારો, દવાઓ અને કાંતવા પીંજવા માટેનો જરૂરી સામાન પહોંચાડયા કરતો. એ પુસ્તકો અમને સાબરમતી જેલમાં પણ પૂરાં પાડવામાં આવતાં. સત્યાગ્રહી કેદીઓને પણ ખૂબ ઉપયોગી બનેલાં.

ગામડાઓમાં ડોશી રેંટિયા સમાનમા કરી દઈને કાંતવાનું ગામે ગામ શરૂ કરાવી દીધેલું. પીંજણ દ્વારા રૂ પીંજી દઈને પૂણીઓ અમે બનાવી દેતા. સવારે બાળશિક્ષણ પછી બીમારોની સારવાર માટે ગામમાં આંટો મારી બપોર પછી કથા-આખ્યાન કરતા. આ કથા-આખ્યાન પ્રૌઢ બહેનો ભક્તિભાવથી સાંભળતી અને એ દરમ્યાન સંસારવ્યવહારના અનેક પ્રશ્નો ચર્ચાતા. નવા જીવનની-નવા ઘડતરની વાતો ત્યારે અમે કરતા. રેંઢા ટાણે રૂ પીંજીને પૂણીઓ બનાવવાનું કામ કરતા અને ત્યારબાદ સાંજે બાળકોને રમાડવાનું.

રાત પડે એટલે ગ્રામસભા આપોઆપ ભરાઈ જતી. ભાલની ખેતી પેદાશમાં તો અમે તત્કાળ કાંઈ વિકાસ કરાવી શકીએ તેમ નહતા, પણ આવક ખર્ચનો હિસાબ રાખતા શીખવતા એ માટે ગુજરાત વિદ્યાપીઠે ખેડુ માટેનો ચોપડો પ્રગટ કરેલો. તે ખેડૂતો માટે ઘણો ઉપયોગી બનતો. એ જ રીતે અખબારો આવેલ હોય એમાંથી દિન-દુનિયાની વાતો કરતા. સત્યાગ્રહ અને સ્વરાજની વાતો સમજાવતા અને ગામના જે પ્રશ્નો ઊઠે તેની પણ ચર્ચાઓ કરતા.

દર અઠવાડિયે અમે ધોલેરા છાવણીના અમારા મથકે પાછા ફરતા. એકબીજાની મુશ્કેલીઓના પ્રશ્નો ચર્ચતા. એક બીજાના અનુભવોથી માહિતગાર બનતા. એક કડીના વીસથી પચ્ચીસ ભાઈબંધો અઠવાડિયાનો એક દિવસ સાથે મળી રસોઈ પકવતા, સીંગ-ગોળનો નાસ્તો કરતાં, તળાવમાં નાવા જતાં સેલારા દેતાં, કામકાજ કરતાં, અમારી કાર્યસભામાં પ્રશ્નોની ચર્ચા અને અનુભવની આપલે કરતાં ગુલતાન કરતા. અમે જાણે ભેગા જ રહેવા ને રાષ્ટ્ર માટે મરી ફીટવા સર્જાયા હોઈએ એવી લાગણી અનુભવતા. ત્યારે શ્રી મોહનલાલ (સોપાન) અમારા મોવડી ને માર્ગદર્શક હતા.

ગામડાંઓમાં રહી ગ્રામસેવા કરવી હોય તો સેવા કરવા ઈચ્છનારે કેવું જીવન જીવવું જોઈએ એ અમારા માટે સૌથી વધારે ગંભીર ચિંતનનો વિષય બની રહેતો. કપડાં તો અમારે ચડ્ડી ને બાંડિયું જ પહેરવાનાં હતાં. વાળનાં જુલફાં કે બાબરી રાખવાં ન રાખવાનો પ્રશ્ન ભારે ગંભીર બની ગયેલો. શરૂઆતમાં તો બધી વિચારણા બાદ લગભગ સૌએ તોલા કરાવ્યા, પણ અમારામાંના કેટલાકને તે ઘણું આકરું લાગ્યું. હજી કિશોરાવસ્થામાંથી મોટાભાગનાએ યુવાવસ્થામાં માંડ પગ મૂકયા હતા. એ વયમાં કુમળા કિશોરોને સુંવાળા વાંકડિયા વાળનો મોહ હોવો એ ઘણું કુદરતી હતું. જીવન અમારાં નિખાલસ હતાં, દંભ કેળવતાં અમને આવડતો નહતો. ગમા - અણગમા છુપાવવાનું શીખ્યા નહતા, પણ સમર્પણની ભાવના અને રાષ્ટ્રઉત્થાનની તમન્નાને કારણે જે કાંઈ કરવું પડે તે કરવાની અમારામાં તમામ તત્પરતા રહેતી. અમારા પ્રત્યેક પગલે અમે નવયુગને આવકારતા. પ્રજાના નવઘડતર દ્વારા સ્વરાજ નજીક ને નજીક આવી રહ્યાનો અમે અનુભવ કરતા. એને અનુરૂપ અમારા જીવનનું ઘડતર થયે જતું હતું. ધ્રાંગધ્રાના સત્યાગ્રહના જુલમો સહન કરવાની જાણે કે અમે પૂર્વતાલીમ લઈ રહ્યા હતા. પણ કાળ એ વહી ગયો, કહેણી રહી ગઈ. એક હતો ગાંધી. એના દેશનું નામ ભારત. પડી ને પાધર થઈ ગયેલા દેશને એણે બેઠો કર્યો. અહિંસક સત્યાગ્રહ કરાવી એણે દેશને આઝાદી અપાવી. કાળ ગયો, કહેણી રહી ગઈ.

# માનવતાની મહેક

દાદાભાઈ જે. વાળા

સાજિયાવદર વાંકિયા વચ્ચે એક ઊંટ, જેમ પગે બળતો હોય તેમ ચડપ ચડપ પગલાં માંડતો, ઉપર બેઠેલા અસ્વારને ઝૂલાવતો અમરેલી તરફ આગળ વધી રહ્યો છે. ઝડપભેર દોડયા જતા ઊંટ ઉપર બેઠેલા જાજરમાન આદમીની નજર કેડા કાંઠે આવેલા ખેતરમાં આઘેરેક એક હરણી પર પડી. હરણી પ્રસવની પીડાને લીધે તરફડિયાં મારી રહી છે, પણ પ્રસવ થતો નથી. ઊંટની દોરી ખેંચાણી. જેટલી ઝડપે તે જઈ રહ્યો હતો તેટલી જ ઝડપે અટકી ગયો. ઝૂકયો. અસ્વાર ઠેકડો મારી હેઠો ઊતર્યો. ઊંટની દોરી તેનાં ગળામાં ઝૂલતી મૂકી પેલી હરણી પાસે ગયો. અસહ્ય વેદનાને લીધે હરણી અર્ધ બેશુદ્ધ જેવી પડી હતી. આગંતુકે તેના પર હેતથી હાથ ફેરવ્યો. હરણી પડી રહી, જાણે કોઈ તેની વહારે આવ્યું હોય તેમ લાગ્યું. તેના અનુભવી હાથે જાણી લીધું કે બે બચ્ચાં છે અને બેય આડાં છે. જેથી પ્રસવ થઈ શકતો નથી. કુશળ હાથો કામે લાગ્યા. થોડી જ વારમાં બન્ને બચ્ચાં સીધાં થઈ ગયાં અને હરણીને પ્રસવ થઈ ગયો. તેની પીડા મટી ગઈ. પડી પડી આભાર દર્શક નજરથી આગંતુક સામે જોઈ રહી. જાણે ભક્ત ભગવાનને નીહાળતો હોય. ઊંટ પાછો અમરેલી તરફ ઊપડી ગયો.

આ સાંઢિયા સવાર હતા સમઢિયાળાના દરબાર ગોલણવાળા. સમઢિયાળાના પટેલ મનજી સાથે તેમને મકાનનો વાંધો પડેલો, જેથી તેની તારીખે અમરેલી સુબાસાહેબની કોર્ટમાં સમયસર પહોંચવા ઊંટને હંકારી રહ્યા હતા.

જે જમાનામાં હજી આટલા બધાં દવાખાના અને હોસ્પીટલો નહોતી વધી તે જમાનાની આ વાત છે. ત્યારે આવા કોઈ સૂઝવાળા મ ણુસો એક સર્જન પણ ન કરી શકે તેવું કામ કરી શકતા હતા. દરબાર ગોલણવાળાને તેમના પિતા દરબાર વસ્તાવાળા પાસેથી આ વિદ્યા વારસામાં પ્રાપ્ત થયેલી. માલઢોર તો ઠીક, પણ કોઈ સ્ત્રીને પણ જો જન્મતું બાળક આડું હોય અને અસહ્ય પસવની પીડા થતી હોય તો દરબાર આંખે પાટા બાંધી બાઈને દીકરી સમાન ગણી, બાળકને કુશળતાથી બહાર કાઢી, બાઇ અને બાળકને બચાવી લેતા. વળી નીમધારી પણ એવા કે ખબર પડે કે ઘડીનો વિલંબ કર્યા સિવાય પોતે પહોંચી જતા. તેમના દરવાજાની ત્રણ દોઢી વળોટયા પછી જ દરબારગઢમાં જવાતું. પણ દરબાર ગોલણવાળા જ્યારે જમવા બેસે ત્યારે એવી રીતે બેસતા કે સામે દરવાજામાં દાખલ થતું માણસ જોઈ શકાય. અને તેના કામ વિષે પૂછપરછ કરી શકાય. પોતે જમવા બેઠા હોય અને કોઈ આવીને ખબર આપે કે ફલાણા ઠેકાણે બાઈને ખૂબ પીડા છે, તો લીધેલો કોળિયો થાળમાં પાછો મૂકી તરત જ બેઠા થઈ જતા અને જ્યારે બાઈનું દર્દ મટે પછી જ ઘેર આવતા. આવા તો ટેકીલા હતા એક ઘોડી સામાન માંડેલ તૈયાર જ રખાતી, જેથી વિલંબ ન થાય.

અમરેલી સુબાસાહેબની કોર્ટ હકડેઠઠ ભરાણી છે. એક પછી એક કેસના નિકાલ થતા જાય છે. ત્યાં તો બેલિફે પોકાર કર્યો.

"ગોલણવાળા હાજર છે એ...!" જવાબ ન મળ્યો. બીજો પોકાર થયો. શાંતિ; ત્રીજો પોકાર થયો પણ દરબાર ગોલણવાળા હાજર ન થયા. આથી તેના સામા પક્ષ વાળા મનજી પટેલે ઊભા થઈ વિનંતી કરી:

"સાહેબ મહેરબાન, ઈ તો કાઠી દરબાર છે. જેવા તેવાને તો ગણકારે પણ નહીં. આપને યોગ્ય લાગે તે ફેંસલો આપી દ્યો. અમે હાજર છીએ.

સુબાસાહેબને પણ ગળે વાત ઊતરી ગઈ. મનજી પટેલના લાભમાં ફેંસલો સંભળાવી દીધો અને બીજા કેઈસો શરૂ થયા.

બરાબર ત્રણના ટકોર પડયા, ત્યાં અમરેલી કોર્ટના દરવાજા પાસે એક ઊંટ ઝૂકયો. દરબાર ગોલણવાળા ચડપ હેઠા ઊતર્યાં અને ઉતાવળા કોર્ટમાં દાખલ થયા. સુબાસાહેબને સલામ ભરી ઊભા રહ્યા.

'કોણ તમે ?" સુબાસાહેબે તીરછી નજરે દરબારના સામું જોયું.

"હું સમઢિયાળનો ગોલણવાળો. મારે અને સમઢિયાળાના મનજી પટલને મકાન બાબતનો વાંધો છે, તેનો કેસ આજે હાલવાનો છે. તેની તારીખે આવ્યો છું" દરબારે વાત કરી.

"તમે મોડા પડયા છો દરબાર ! સમયસર હાજર ન થયા એટલે મનજી પટેલના લાભમાં મેં ફેંસલો આપી દીધો છે." સુબાસાહેબે ખુલાસો કર્યો.

"પણ સાબ્ય હજી તો કોરટ હાલે છે અને હું આવી ગયો છું, તો મારી દલીલ પણ સાંભળવી પડે ને !" દરબારે ભોળાભાવે દલીલ કરી.

"તો પછી તમારે સમયસર હાજર રહેવું હતું ને !" સુબાસાહેબે કહ્યું,

"એક નહીં ત્રણ જીવને બચાવવા ગયો એમાં મારે મોડું થયું છે, નકર તો ઊઘડતી કોરટમાં જ હાજર થઈ જાત." દરબારે કહ્યું.

"એવા કયા ત્રણ જીવ તમે બચાવ્યા ?" સાહેબ પીગળ્યા.

દરબાર ગોલણવાળાએ હરણીનો પ્રસંગ કહી બતાવ્યો અને કહ્યું. "જો ખાત્રી કરવી હોય તો હાલો મારી ભેળા. આપને નજરો નજર બતાવું.

સાહેબને વાતમાં વિશ્વાસ બેઠો. થોડાંક માણસો લઈ સાહેબ બનાવને સ્થળે ગયા. બચ્ચાં હજી ચાલી શકે તેમ નહીં હોવાથી હરણી ત્યાં જ ઊભી હતી અને સૌને નવાઈ તો એ થઈ કે ગોલણવાળા બચ્ચાં પાસે ગયાં છતાં હરણી ડરી નહીં કે ભાગી નહીં. સાહેબને ખાત્રી થઈ કે દરબાર સાચા માણસ છે.

કોર્ટમાં પાછા આવી સમઢિયાળના કેસની ફાઈલ મંગાવી અને ફરી કેસ ચલાવી દરબાર ગોલણવાળાના લાભમાં ફેંસલો આપ્યો અને દરબાર સાથે મિત્રતા બાંધી.

દરબાર ગોલણવાળા વળતી વખતે ધારગણીનાં પાદરમાં આવ્યા. ધારગણીનાં દરબાર માત્રાવાળા તેમના ખાસ ભાઈબંધ થયું "માત્રાભાઈને કસુંબો પાતો જાઉં." અને ઊંટને ગામમાં લીધો.

ધારગણીના દરબાર માત્રાવાળા પોતાની મેડી ઉપરથી ઊંટને આવતો ભાળી ગયા અને પોતાના ખાસ ભાઈબંધ દરબાર ગોલણવાળાને પણ ઓળખ્યા. દરબાર માત્રાવાળા મેડીની હેઠા ઊતર્યા; ત્યાં તો ઊંટ ડેલી આગળ ઝૂકયો. બન્ને ભાઈબંધો હેતથી ભેટી પડયા, અને મેડી ઉપર ગયા. કાવા કસુંબાની ધકસાળું લાગી ગઈ. એક, બે અને ગણ ત્રણ દિવસ કેમ ચાલ્યા ગયા તેની ખબર પણ ન પડી એવી સુવાણયું થઇ રહી છે.

ચોથા દિવસની સવાર પડી. સૌ ડાયરો એકઠો થઈ ગયા. એકબાજુ ખરલમાં કસુંબો ઘુંટાઇ રહ્યો છે. દરબાર ગોલણવાળા કોગળો કરવા ઊઠયા, ત્યાં તેણે નીચે ડેલીની આગળ દરબાર માત્રાવાળાની સાથે મનજી પટેલ કે જેની સાથે પોતાને અમરેલી કોર્ટમાં કેસ ચાલતો હતો તેને વાતો કરતો જોયો. દરબાર ગોલણવાળાએ પૂછ્યું : "કોણ છે ભાઈ માત્રાવાળા ?"

"ઇ તો સમઢિયાળાના પટેલીઆ છે. તેમને ઘેરથી કંઈક વધારે પડતાં બિમાર હશે તે દોડતે ઘોડે તમારી પાસે આવ્યા છે." દરબાર માત્રાવાળાએ કહ્યું.

દરબાર ગોલણવાળાએ હાથની અંજળીમાં લીધેલું પાણી તરત જ હેઠું નાખી દીધું અને કહ્યું, "ભાઈ માત્રાવાળા, મારો ઊંટ મંગાવી દ્યો." ડાયરાએ કહ્યું. "આ કસુંબો તૈયાર છે, પીને પછી જ ઊપડો. ઘડી અબ ઘડી શું થઈ જાહે ?"

"હવે મને કસુંબો તો શું પાણી પણ નો ખપે" એટલું કહી દરબાર ગોલણવાળા મેડી હેઠા ઊતરી ગયા. સૌ ડાયરો આ નીમધારી કાઠીવીરને

ઓળખતા જ હતા, ઊંટ આવી ગયો. ઊંટ ઉપર સવાર થઈ ગયા અને સમઢિયાળા તરફ વહેતો મૂકી દીધો. મનજી પટેલે પણ પાછળ ઘોડું વહેતું કર્યું.

દરબાર ગોલણવાળાનો ઊંટ પોતાની ડેલી તરફ ન જતાં સીધો મનજી પટેલની ડેલી તરફ ઊપડયો. ગામ લોકો જોઈ રહ્યા, વિસ્મય પણ થયું. અટકળું પણ થવા મંડી. "મનજી પટેલનું આવ્યું, કોરટમાં નક્કી કંઈક બોલાચાલી થઈ હશે." પણ હજી અટકળોના કોયડા ઊકેલાય તે પહેલાં ઊંટ મનજી પટેલની ડેલીએ ઝૂકયો. દરબાર ગોલણવાળાએ મનજી પટેલના છોકરાના નામે સાદ કર્યો. છોકરાને બદલે મનજી પટેલનાં મા બહાર આવ્યાં. દરબાર ગોલણવાળાએ તેમની પાસેથી બધી વિગત સાંભળી. હજી તો પોતે ડોશીને ધીરજ આપે છે ત્યાં તો મનજી પટેલ પણ આવી પહોંચ્યા. મનજી પટેલના વહુને પ્રસવની પીડા હતી. બાળક આડું હતું. અને બાઈ ખૂબ પીડાતા હતાં. ડોશી તો રોઈ પડયાં. "બાપુ! વહુ ઘડી બે ઘડીનાં મહેમાન છે."

"ડોશી તમે કંઈ ઉપાધી ન કરો. સુરજદાદા સૌ સારા વાનાં કરશે." દરબારે આશ્વાસન આપ્યું.

દરબારે પોતાની પછેડી વડે આંખે પાટા બાંધી દીધા અને કહ્યું, "મને દીકરી પાસે તેડી જાઓ." ડોશી તેમને વહુના ખાટલા પાસે દોરી ગયાં.

દરબાર ગોલણવાળાના કુશળ અને અનુભવી હાથ કામે લાગી ગયા. થોડી જ ક્ષણોમાં મનજી પટેલને ત્યાં પુત્રનો જન્મ થઈ ગયો. બાઈ મરતી બચી ગઈ. અમેરિકામાં વિશારદ થયેલો ડોક્ટર જે કામ કરતાં પણ વાર કરે તે કામ એક અનુભવી આદમીએ થોડી ક્ષણોમાં કુશળતાથી કરી બતાવ્યું.

ધરબહાર આવી આંખેથી પાટો છોડયો. હાથ પગ ધોઈ સ્વસ્થ થઈ દરબારે ડોશીને બોલાવી રૂપિયા પાંચ આપ્યા અને કહ્યું. "લ્યો આ મનજીના છોકરાને કેડિયાના આપું છું" અને પોતે ડેલી તરફ રવાના થયા. મનજી પટેલ તો ગળગળા સાદે દરબાર તરફ દોડયા..."અરે...બાપુ...પણ..." પૂરૂં બોલી રહે ત્યાં તો દરબાર ઊંટ ઉપર સવાર થઈ પોતાની ડેલી તરફ ઊપડી ગયા.

ગામમાં આ વાત વા વેગે ફેલાઈ ગઇ. સૌ દરબારની માનવતાને બિરદાવી રહ્યા. પછી તો દરબાર ગોલણવાળા અને મનજી પટેલે સાથે બેસીને વાંધો પાર પાડયો.

ગણ ઉપર ગણ કરે, ઇ તો વહેવારાં વટ્ટ;<br>(પણ) અવગણ ઉપર ગણ કરે, ઇ ખરો ક્ષત્રીવટ્ટ.

## "સોણલાં"

મુને સોણલાં આવેરે મીઠી મધ નિંદરિયે;<br>ઓલ્યો સૂરજ તો ઊગ્યોરે મારે મન મંદીરિયે.<br>એવાં દીઠાં રે નીર યમુના મેં તો ગોકુળિયે;<br>વા'લો કાનુડો રમે છે સોનલા દડુલિયે.<br>વાગી ઝાલર ને શરણાયું મીઠી આંગળિયે;<br>જાગ્યા ઠાકર રે મલપતા રૂડા પારણિયે.<br>એવા બાજે રે ધમકારા મીઠા કોક ઝાંઝરિયે;<br>ગોરી દળણાં રે દળે છે સરવે સાદડિયે.<br>હાલ્યો ધરતીનો જાયો રે બંકો એના ખેતરિયે;<br>ખેડી ખેતરડાં નાચ્યાં છે દલડાં કણુસલિયે.<br>હાલી ગાવલિયું ધમરોળી મારગ પાદરિયે;<br>વાંસે હાલ્યો છે ગોવાળરે મધુરી વાંસળિયે.

ભરત કવિ "ઊર્મિલ"

# પોરબંદરનો પુરાતત્ત્વ ને ઈતિહાસ સમારંભ

પુરાતત્ત્વ સંશોધન મંડળ પોરબંદરનો રજતોત્સવ અને સૌરાષ્ટ્ર ઈતિહાસ સંશોધન સભાનું તૃતીય જ્ઞાનસત્ર, એ બન્ને પ્રસંગોનો સંયુક્ત સમારોહ પોરબંદરમાં તા, ૧૭–૧૮–૧૯ મે, ૧૯૮૦ ના દિવસોમાં યોજવામાં આવ્યો. સૌરાષ્ટ્ર-કચ્છ-ગુજરાતના ઈતિહાસ-પુરાતત્ત્વમાં રસ ધરાવતાં પ્રતિનિધિઓએ ઠીક સખ્યામાં હાજરી આપી. 'શ્રી રંગમ' કલા સંસ્થાએ સુંદર ફોટોકલા–ચિત્રકલા તેમજ ભરતગૂંથણુ-કલાનું પ્રદર્શન યોજીને પ્રસંગને આકર્ષક બનાવ્યો.

મહોત્સવનું ઉદ્દ્ઘાટન સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના કુલપતિ શ્રી દેવવ્રત પાઠકે એકત્રિત વિદ્વાનો સમક્ષ ઈતિહાસ લેખન માટે કેટલાક માર્ગદર્શક સિધ્ધાંતો તરફ લક્ષ દોરતાં પ્રવચન સાથે દીપ પ્રકટીકરણથી કર્યું. કલા–પ્રદર્શનનું ઉદ્દ્ઘાટન સુશ્રી સવિતાકુમારી નાનજીભાઈ મહેતાએ કલા અને કલાકારો માટે સુંદર શબ્દોમાં આશીર્વચન સાથે દીપ પ્રગટ કરીને કર્યું.

પ્રથમ દિને પ્રમુખસ્થાન પોરબંદરના મહારાણી શ્રી અનંતકુંવરબાએ લીધું હતું. પુરાતત્ત્વ સંશોધન મંડળના પ્રમુખ શ્રી મણિભાઈને ૭૫ વર્ષ પૂરાં થતાં હોઈને મંડળનો રજતોત્સવ મણિભાઈનો અમૃત મહોત્સવ માની સભા વતી મહારાણીશ્રીએ મણિભાઈને ફૂલહાર અર્પણ કર્યા, અને પોતાના પ્રવચનમાં સ્વ. મહારાજા નટવરસિંહજીની સ્મૃતિમાં પોરબંદરમાં સુયોગ્ય મ્યુઝિયમ થાય તે માટે જૂના દરબારગઢમાંથી જોઈતો ભાગ અર્પણ કરવાની ઈચ્છા વ્યક્ત કરી જે સભાજનોએ સહર્ષ વધાવી લીધી. પોરબંદરમાં મ્યુઝિયમ થવું જોઈએ એવી ઈચ્છા સ્વ. બાપુની હતી અને પોતાના સ્વ. પતિની ઈચ્છા ફળીભૂત થાય તે માટે મહારાણીશ્રીએ ખૂશી બતાવી. મ્યુઝિયમનો એક વિભાગ આ પંથકના પુરાતત્ત્વનો રહેશે. સભા સંચાલન શ્રી નાથાલાલ રૈયારેલાએ કરેલ. આ પ્રસંગે વિદ્વાનો તેમજ મહાપુરૂષોના શુભેચ્છાના અનેક સંદેશાઓ આવેલ તે શ્રી અરુણભાઈ મહેતાએ વાંચ્યા.

તા. ૧૭ મી એ મુખ્ય વ્યાખ્યાતા વડોદરા યુનિવર્સિટીના પુરાતત્ત્વ વિભાગના વડા ડૉ. રમણલાલ નાગરજી મહેતા, શ્રી શંભુપ્રસાદભાઈ દેશાઈ જૂનાગઢ અને સૌરાષ્ટ્ર ઈતિહાસ સંશોધન સભાના પ્રમુખ શ્રી કંચનપ્રસાદભાઈ છાયા મૂજ હતા. તેઓએ પુરાતત્ત્વ અને ઈતિહાસ ઉપર મનનીય વ્યાખ્યાનો આપ્યાં.

તા. ૧૮ મીએ પ્રમુખસ્થાન શેઠ શ્રી ધીરેન્દ્રભાઈ નાનજીભાઈ મહેતાએ લીધું. પોરબંદરની સાંસ્કૃતિક સંસ્થા 'લય' તરફથી પૂરી જવાબદારી ઉઠાવીને પુરાતત્ત્વ સંશોધન મંડળના રજતગ્રન્થ 'પુરાતન' નું પ્રકાશન કર્યું. તેનું ઉદ્દ્ઘાટન 'લય' પ્રમુખ શ્રી રમેશભાઈ હિંગલાજીઆના પ્રવચન સાથે થયું. આજના પ્રવચનકાર શ્રી કે. કા. શાસ્ત્રી, શ્રી મણિભાઈ વોરા તથા સુશ્રી સવિતાકુમારી મહેતા હતા. ઈતિહાસ પુરાતત્ત્વ અને કલા પરના આ વ્યાખ્યાનો સુંદર હતાં.

બપોર બાદ અને રાત્રિની સભાઓ જ્ઞાન–સત્રમાં આવેલા નિબંધ વાચન અને તે ઉપરની ચર્ચાઓ માટે રાખેલ હતી. જેમાં સૌરાષ્ટ્ર ઈતિહાસ સભા અને પુરાતત્ત્વ મંડળના સૌ સભ્યો પ્રતિનિધિ ઉપરાંત ગુજરાત ઈતિહાસ પરિષદના ઉપપ્રમુખો ડૉ. ચીનુભાઈ નાયક તથા ડૉ. રમેશભાઈ પરીખે પણ ભાગ લીધો હતો.

નિબંધ પરની ચર્ચાઓમા ડૉ. નાગજીભાઈ ભટ્ટી, ડૉ. સુમનબેન પંડયા, શ્રી કંચનપ્રસાદ છાયા, શ્રી શંભુપ્રસાદ દેશાઈ, શ્રી મણિભાઈ વોરા, શ્રી કે. કા. શાસ્ત્રી, દેવવ્રતભાઈ પાઠક, ડૉ રમણભાઈ મહેતા. ડૉ. ચીનુભાઈ નાયક, શ્રી નરેન્દ્રકુમાર જોશી, ડૉ. વી. જે. ત્રિવેદી, શ્રી રમણીકલાલ મહેતા, શ્રી સજ્જનસિંહ સુર,

શ્રી ગુલાબસિંહજી જાડેજા, શ્રી પ્રતાપરાય કાપડીઆ, શ્રી ઈશ્વરભાઈ રાજા, શ્રી મોહનપુરી ગોસ્વામી, શ્રી પ્રાચુગિરિ ગોસ્વામી, શ્રી હરસુરભાઇ ગઢવી, શ્રી મનસુખભાઇ જાની, શ્રી બાબુભાઈ જોશી, શ્રી ધીરજલાલ ડૂંગા, શ્રી હરૂભાઈ ઠક્કર, શ્રી ગીગાભાઇ ઓડેદરા, શ્રી હરિદાસ રાયઠઠ્ઠા, નાથાલાલ રૈયારેલા, શ્રી કૃષ્ણલાલ મહેતા, શ્રી અરૂણભાઈ મહેતા, શ્રી રતિભાઇ છાયા, શ્રી સુમનસિંહ ગોહેલ વગેરે દેખાતા હતા.

ચર્ચાના વિષયો : સૌરાષ્ટ્રમાં ઈતિહાસ–પુરાતત્ત્વનું સંશોધન કાર્ય, ૧૮મી સદીનું સૌરાષ્ટ્ર, આપણા ઇતિહાસમાં ખૂટતી કડીઓ, ચાવડાઓના ઈતિહાસ પર દષ્ટિપાત, ઐતિહાસિક સ્થળોની ફરીથી મોજણીની જરૂર, ઐતિહાસિક ઘટનાઓની યોગ્ય રીતે નોંધ, વગેરે પર ચર્ચા તેમજ વિવેચનો થયાં. સરકારી અને સ્વતંત્ર સંસ્થાઓએ તેમજ યુનિવર્સિટીઓએ સાથે મળી શું કરવું જોઇએ, શું થઈ શકે તેમ છે તે પર વિચાર વિમર્શ થયો એ મિલનની સફળતા હતી.

બીજે દિવસે સભામાં બામણબોરના સ્વામીજી શ્રી સંપૂર્ણાનંદજી દિગંબર મહારાજ પધાર્યા અને સૌરાષ્ટ્ર ઇતિહાસ સંશોધન સભાને મૂક આશીર્વાદ આપ્યા, અને સમારોહની સાત્ત્વિકતામાં અભિવૃદ્ધિ કરી.

વિદ્વાનો પ્રતિનિધિઓ માટે ઉતારા – ભોજન વ્યવસ્થા, સભાસ્થાન તેમજ પ્રદર્શન ખંડ વગેરે એક જ સ્થાને, શ્રી હરિદાસ ભીમજી પ્રાગજી લોહાણા બાળાશ્રમમાં એ સંસ્થાના સૌજન્યથી થઇ હોતાં સૌને સુવિધા તેમજ આનંદ સંતોષ પ્રાપ્ત થયાં. ઉત્સવ સમિતિના અધ્યક્ષ શેઠશ્રી માધવજીભાઈ ઠક્કરાર, ગૃહપતિ વિનુભાઈ ગોંદિયા તથા પુરાતત્ત્વ મંડળના સક્રિય સભ્યો, સૌએ રાતદિવસ ખડેપગે રહી સમારોહને દીપાવ્યો.

બીજે દિવસે સાંજે સમાપન સભામાં વિદ્વાનોના પ્રાસંગિક પ્રવચનો તેમજ આભાર વિધિ થયાં સભાશ્રેણીનો કાર્યક્રમ બે દિવસમાં સુંદર રીતે પૂરો થયો.

ગુજરાત ઇતિહાસ પરિષદ, સૌરાષ્ટ્ર ઈતિહાસ સભા, પુરાતત્ત્વ મંડળના અગ્રણી વિદ્વાનો એક જ પંચ પર બેસી 'ઇતિહાસ–પુરુષ'ની પૂજા કરી આ સમાનધર્મી સંસ્થાઓએ 'સહવીર્ય' કરવા વહે' નો મંત્ર સુદામા–ગાંધીની ભૂમિમાં સિદ્ધ કરી બતાવ્યો; અને પોરબંદરમાં મ્યુઝિયમ સ્થાપવાની પ્રવૃત્તિનું બીજારોપણ થયું. આ બન્ને બાબતોથી શ્રી મણિભાઇ માટે તો તેનાં લાંબા સમયથી સેવેલાં સ્વપ્ના ફળ્યાં, અને એ રીતે તેમનો અમૃતમહોત્સવ આ સમારોહ બની રહ્યો.

o o

બીજે દિવસે સાંજે પોરબંદર નગરપાલિકાના યુવાન પ્રમુખ શ્રી વસનજીભાઈ ઠક્કરારના ખૂનના આઘાતજનક સમાચાર આવ્યા. સમાપન સભામાંથી ઉઠેલા સૌ સભ્યો શોકસભામાં બેસી ગયા. સદ્‌ગતને મૂક પ્રાર્થનાથી અંજલિ આપી શોક ઠરાવ અને શાંતિ મંત્ર બાદ સૌ વિખરાયા.

બાકીનો સમારોહનો કાર્યક્રમ: રાત્રીનો રંજન કાર્યક્રમ અને ત્રીજા દિવસનો ઐતિહાસિક સ્થળોનો પ્રવાસ બંધ રાખવામાં આવ્યો અને અતિથિઓએ વિદાય લીધી.

*

## સંસ્કૃતિ સંગમ, પોરબંદર

પોરબંદર સુદામાની તપોભૂમિ, ગાંધીજીની જન્મભોમકા, આરબોનું 'ખુરૂમિયાન' અને મહારાણા નટવરસિંહજીએ રચેલી વિશ્વવિખ્યાત 'શ્વેતનગરી' છે. ભર્યોભર્યો પશ્ચિમ સાગર એની ભૂમિને પખાળે છે.

પોરબંદરથી થોડેક દૂર આવેલી બરડાની ડુંગરમાળામાં ઘૂમલીના પ્રાચીન નગરના ભગ્નાવશેષ પડયા છે. ત્યાંના ગોપજનો ખુલ્લા નિરવધિ આકાશ નીચે ગાયો ચરાવતા સોન અને હલામણની, મેહ અને ઊજળીની પ્રણયગાથાઓ દુહા અને સોરઠામાં લલકારે છે અને અહીંના લોકજીવન અને સંસ્કૃતિની વિભાવના ખડી કરે છે : તો દક્ષિણે આવેલો અરબી મહાસાગર ભારતીય મહાસાગરમાં ઢોળાય છે.

# શેણીંગો અને શેણીંગી

બાપલભાઈ ગઢવી

નર-નારી ડુંગરનું નામ. બ અક્ષરનાં બે ત્રણ ગામ. એક તીરવા ઉજ્જડ વાવ. ધન જોવે તો વેસેરા આવ્ય.

બોરલા, બાબરિયાત, બેલા, અને ઉંબરલા, આ ચારે ગામોની વચ્ચે આવેલ "શેણીંગો અને શેણીંગી" નામના ડુંગર મિલનઘેલાં પ્રેમી જોડાની સમાધિ જેવાં શોભી રહ્યાં છે.

ઉપલી કહેવતનાં આધારે ધનની લાલસાએ ઘણાં માણસો આ ડુંગર જોવા આવે છે. આંટા મારીને ચાલ્યા જાય છે. પણ શેણીંગાની ગોદમાં દટાયેલું પડેલું એક ધન લેખ્યા બા'રૂં વહ્યું જાય છે.

શેણીંગા ડુંગરની ઉત્તર દિશામાં નાળિયેરી નદીને કાંઠે રળિયામણું બેલા નામે ગામ છે. કોળીઓની વસ્તી અને જૂનાગઢના ગંગાજળિયા રા' વંશના ફટાયા કુંવરને એ ગામ મળેલું.

આ દરબારને આધેડ અવસ્થાએ દીકરાનો જન્મ થયેલો. ગામમાં ગાયો અને ભેંસો વિગેરે બહોળું પશુધન છે. માણસની વસતી ઓછી છે.

શ્રાવણ વદ સાતમનો દિવસ હતો. વરસાદ વરસી ને ઊરાડ્યો હતો. પંખીઓ ભીની પાંખો કોરી કરવા ફફડાવી રહ્યાં હતાં. સીમમાંથી ખેડુતો અને ગોવાળો ભીને લૂગડે ઘરે આવી ઘરકામમાં ગૂંચવાણા હતા. ગાયો વાછરૂને માથે હેતઢાલવતી હતી. માતાઓ નાનાં બાળકોને ઉર સાથે ચાંપી ધવરાવતી હતી. આધેડ માણસો ચૂલામાં તાપ કરીને ટાઢ ઊડાડતા હતા. છોકરાં શેરીઓમાં ભીની ધૂળનાં કૂબલાં કરી લલકારતાં હતાં કે :

> કાચનો કૂબો તેલની ધાર;
> મારા ભેરૂને આવતાં કેટલી વાર ?

શ્રાવણની સંધ્યાના રંગ ખીલીને અંધારામાં અલોપ થયાં હતાં. વાળુપાણી કરીને જુવાનડાઓ ગારાનો ગોકળ બનાવવાની મહેનતમાં પડયા હતા.

કોડિયું, ચણોઠિયું અને હળદરમાં રંગેલા જુવારના દાણાથી ગોકળને શણગાર્યો હતો. કપડામાં ભરવાનાં કાચ અને સતારા જુદી જ ભાત પાડતા હતા. જાણે કે આખું વિશ્વ આવીને ગોકળમાં સમાણું હોય તેમ વિશ્વ-વૈરાટની ભાવનાથી પૂજતા હતા.

ગોકળ આઠમ (જન્માષ્ટમી)ના દિવસે સવારમાં ગામના ચોકમાં ગોકળ પધરાવી આખું ગામ આનંદમાં ગરકાવ થઈ ગયું હતું. રાસડા અને ગરબીઓની જમાવટ થઈ હતી. એમાં કાળા પગીનો રામલો અને શીવા ભાલિયાની રાણકીએ રંગ જમાવ્યો છે. નાનકડા દરબારગઢનો કિલ્લો હોય તેમ વૃદ્ધો વીંટીને ઊભા ઊભા જોઈ રહ્યા છે. સામસામા ભલકારા દેવાય છે. 'વાહ ! રાણકી વાહ !' ત્યાં બીજી બાજુથી પડકારો થાય છે કે : 'શાબાશ ! રામલા શાબાશ !' ભગતીરસથી ભરપૂર વરસતી વાદળીઓ વીંધીને ક્યારે ક્યારેક શૃંગારની વીજળી ચમકી જાય છે. રામલાને જોઈ રાણી પોરસાળી થઈ ફરે છે. ગોપીઓનાં ટોળામાં કાન ઘૂમે એમ રામલો રમી રહ્યો છે. પણ જેનાં જોબન અભડાણાં નથી, પવિત્રતાનાં તેજ મોઢા ઉપર ઝળકી રહ્યાં છે. એવાં રૂડાં જુવાનડાં.

એમાં દરબારનો કુંવર પણ જોવા આવેલ છે. રાજનો કુંવર અને સાત ખોટયનો. અપચળાઈ આંટો લઈ ગયેલ. કોઈ સાત દિવસનું ભૂખ્યું વાંદયું અથયું થઈને કાચું જામફળ તોડી લ્યે તેમ લાંબો હાથ કરીને કુંવરે 'ગોકળનો' કાન તોડી લીધો. ચકોર રામલાની નજર પડતાં કૂદીને બહાર આવ્યો. સોઈ ઝાટકીને અડબોથનો ઘા કર્યો કુંવરના કાનમાં

તમરાં બોલી ગયાં. બોબો એક લાળ ઝરી ગઈ અને જડબું ફરી ગયું. ગાલપચોળું થયું હોય તેમ ગાલ ઉપડી આવ્યો. કુંવરના પાસવાનો રામલા ઉપર તૂટી પડયા. રાણુકી આડી પડી ગઈ. માણસોએ પકડી લીધા. સામટું માણસ. બાધવા તો કેમ દે ? પણ રંગમાં ભંગ પડી ગયો.

નાનાં મોટાં બધાંયને મોઢે એક જ વાત કે કુંવરને માર્યા, કુંવરને માર્યા. ગામ આખું કકળી ગયું, હાહાકાર થઈ ગયો. રામલાના ઇર્ષાળુ અને અદાવતીઆ દરબારગઢમાં પહોંચી ગયા. 'બાપુ ! બાપુ ! ભાઈને માથે કાળા પગીને છોકરે હાથ ઉપાડી લીધો. તમારે પ્રતાપે આ ગામમાં આવીને સુખી થયા તે હવે કોઈને ગણતા નથી. પગીને તો ઓડયે આંખ્યું આવી છે.'

દરબારે માણસોને પૂછ્યું કે : 'શું થયું ?' કે : 'ભાઈએ જરાક ગોકળને કાને અડયા ત્યાં કાન તૂટીને હેઠો પડયો. તેમાં તો પગીનો છોકરો ચોણુ-કાઈ કરી ગયો. કોળી ખરાને ? 'કોળી કળ નંઈ ને લીંબોળી ફળ નંઈ' એમ અમથું કે'વાણું હશે ? ભાઈ તો છોકરું કહેવાય. પણ ઈ ઢાંઢા જેવડાને કાંઈ શરમ ન આવી ? અમે તો એને ઠાર્ય કરત, પણ ગામના માણસોએ અમને પકડી રાખ્યા અને નાળિયા જેવું નૃપલાઈ કરીને ભાગી ગયું. ભાગીને કયાં જાશે ? ઘર્યે કાંઈ લોઢાની કોઠી થોડીક છે ?'

દરબાર ઠંડે કલેજે જવાબ આપ્યો કે 'હશે એમાં શું થઇ ગયું ?' રાણી આવીને રાતાંચોળ થઈ ગયાં કે : 'એને તો શિક્ષા થવી જ જોઈએ. આજે તો ધોલ મારી, ઈ કાલ્ય શું ન કરે ?'

દરબારે કહે : 'હશે; કાલે એના બાપને બોલાવીને ઠબકો દેશું. ભાઈની અકોણાઈ કયાં ઓછી છે ?' એમ સમજાવીને રાણીજીને શાંત પાડયાં.

એટલીવારમાં તો ગામનાં નાનાં મોટાં બધાં આવીને બાપુને ભલું મનવી ગયાં. પણ દરબારે કાંઈ બન્યું જ ન હોય એવા ભાવે સૌને સમજાવીને ઘેર મોકલ્યાં.

સવારમાં દરબારની ડેલીએ ડાયરાની જમાવટ થઈ. કાવા-કસુંબા લેવાણા પછી બાપુએ હુકમ કર્યો કે- 'બોલાવો કાળા પગીને અને એના છોકરાને ! મારે એને જોવો છે,' ત્યાં તો પસાયતા પૂગી ગયા પગીને ઘરે. હબે તબો કરતાં બોલાવીને ડેલીએ લાવ્યા. ત્યાં તો આખું ગામ કાન માંડી રહ્યું કે આજે તો રામલાને ઊભો ચીરી નાખશે. જમીન-ખોરડાં આંચકી લેશે અને પગીને કાંઢી મેલશે.

દુશ્મનોએ કાંખલિયું કૂટી ને રાજી થયા. સમજણા માણસોને ફાળ પડી કે આ તો બાપુ કહેવાય. રાજા, વાજા ને વાંદર્યા. જે ચાળે ચડયાં તે ચડયાં. બિચારા પગીને હેરાન કરશે. રામલાને કાળા પગીએ બાપુની સામે ઊભો રાખ્યો. એ જોઈને જાણે દરબાર ક્રોધમાં આવીને બોલે એમ હાકલ કરી કે :

'એલા ! લાવો મારી તલવાર્ય !'

'લાવો તરવાર્ય' કે'તાં ડાયરામાં છાંય ઢળી ગઇ અને ઇર્ષાખોર ઊંચા થાવા લાગ્યા. ત્યાં દરબાર બોલ્યા કે :

'ગઢમાંથી એક રેંટો મગાવો !' રેંટાનું નામ પડતાં ડાયરામાં આશ્ચર્ય થયું કે આ તે શું કહેવાય ?

ત્યાં તો તરવાર્ય ને રેંટો આવી ગયાં. દર-બારે ઊભા થઈ રામલાની પીઠ થાબડી. રેંટો બંધાવ્યો અને તલવાર ઈનામ આપીને શાબાશી દીધી. ડાયરાએ દરબારને બીરદાવ્યા. પગીના પગમાં જોર આવ્યું. ઇર્ષ્યાળુ ઝાંખા પડી ગયા. રામલો રેંટો બાંધી તલવાર ઝૂલાવતો ગઢમાંથી બા'ર નીકળ્યો. રાણુકી રામલાને જોઈ રાજી રાજી થઈ ગઈ. કદરદાન દર-બારની પ્રશંસા થાવા લાગી કે : 'ધન્ય છે ધણીને, ધણી હોય તો આવા હોય.

પણ હજી રાણીને રીંસ ઊતરી નથી. દરબારગઢમાં જમવા પધાર્યા ત્યારે ઠબકો દેવા લાગ્યા કે : 'વસતીને આમ મોઢે ચડાવશો તો કાલ્ય ઈ શું નહીં કરે ?'

દરબારે આશ્વાસન આપી સમજાવ્યાં કે : 'આ તો ધર્મની બાબત છે. ધર્મને માટે, ગામને માટે, દેશને માટે અને કોઇ અબળાનું હરણ થતું હોય ત્યારે શૂરવીર છાનો ન રહે. એમ ગોકળની મૂર્તિને ખંડિત કરવી ઇ કાંઇ નાની વાત નથી. ધર્મ લોપાય ત્યારે માણસો મરી મટે. આ તો થપાટનો ઘા જ કર્યો છે, પણ માથુંય ઉતારી લ્યે. જેનામાં કુંવરને માથે હાથ ઉપાડવાની હિંમત છે ઇ કો'ક દી માથું પણ આપે.'

દરબારે રામલાની આબરૂ વધારી દીધી. ગામમાં ઊપડયો ઊપડતો નથી. ગરેડી જેવું કાંધ, ગોળ કાંડાં, સંઘેડા ઉતાર સરખો જુવાન જોઈને દુશ્મનની છાતી ઠરે. ઊગ્યો કે ઊગશે. રામલાને જોઈ રાણકીનો પોરસ ક્યાંય માતો નથી.

આ વાતને પાંચેક વરસ વીત્યાં. ગામ માથે દુશ્મનનું પાળ આવ્યું. ચાસકા થયા. બૂંગિયો વાગ્યો. કાયર ભાગીને કોઠિયુંમાં ગરી ગ્યાં. શૂરવીરોએ શમશેરો ખેંચી, ત્યારે રામલો બધાયની આગળ હતો. ધીંગાણું જામ્યું. મોવડી મરાણો અને પાળના માણસો લાશ લઇને ભાગ્યાં. પાછળ રામલો પડકારા દેતો જાય છે, 'ઊભા રે'જો ! લેતા જાવ !' ભાગી જાવમાં ! ભાયડાંનાં ઝપાટા જોતા જાવ !' પાછું વાળીને જુએ છે તો એકલિયો જુવાન સુસભર્યો હાલ્યો આવે છે. પાળવાળાએ પડકારો કર્યો કે :

'જુવાન, પાછો વળી જા ! નહીં તો નવાણીયો કુટાઈ જાઈશ !' રામલો પાછો ન વળ્યો. વાત વાતમાં તો ભેટાં કર્યાં. તરવાયુંની બહુબહાટી બોલી. પાંચને પાડીને પછી પડયો. ત્યાં તો ગામેડુ અને દરબાર પાછળ પૂગ્યા. હાકલા થયા. પાળનાં માણસો જીવ લઇને ભાગી છૂટયા અને શેણીંગાની ગોદમાં રામલો સદાયને માટે સોડય તાણીને સીમાડાનાં રખોપાં કરતો સૂતો ત્યારે દરબારે પોતાના માથેથી રેટો ઉતારીને એની લાશને ઓઢાડયો.

રાણકી ચાંદા વિનાની રાત્ય જેવી અણોહરી થઇ ગઈ. રામલા પાછળ કુંવારા રંડાપો પાળી ઝૂરીઝૂરીને દેહ પાડી દીધો. આજે શેણીંગા–શેણીંગીની ભીંતમાં જઈને કોઈ જોશે તો રામલાનો રણછગ્ગો બતાવશે કે :

"અહીં દટાણું છે આપણું અમૂલ્ય ધન."

*

પૃ. ૨૪૮થી ચાલુ]

ઘાટન સમયે નામદાર મહારાજા સાહેબે કહેલ કે 'પોરબંદરમાં સંસ્કૃતિ ભવન કે મ્યુઝિયમ જોઈએ જ; એ થશે.' આજે આ તકે હું કહેવા શક્તિમાન થઉં છું કે નામદાર મહારાણી શ્રી અનંતકુંવરબાએ પૂજ્ય બાપુશ્રીના સ્મરણાર્થે જૂના દરબારગઢમાં એક 'મ્યુઝિયમ' રચવા ઈચ્છા કરેલ છે અને તેમાં એક વિભાગ પુરાતત્ત્વને આપવા વિચારેલ છે અને વિશેષમાં 'મહારાણા શ્રી નટવરસિંહજી ચંદ્રક' પોરબંદર પંથકના ઈતિહાસ પુરાતત્ત્વ વિષયક શ્રેષ્ઠ નિબંધને અપાતો રહે તે અર્થે રૂ. ૧૦૦૦/– પુરાતત્ત્વ સંશોધન મંડળ પોરબંદરને અર્પણ કરેલ છે.

આ રજતોત્સવ અને જ્ઞાનસત્ર પ્રસંગે અહીં એક મધુર અને પ્રેરક સંગમ રચાઈ ગયો છે, તેમાં કચ્છ, સૌરાષ્ટ્ર અને ગુજરાતના વિભાગીય પ્રતિનિધિઓ અને પ્રમુખો તો છે જ; પણ પુરાતત્ત્વ સંશોધન મંડળ–પોરબંદર, સૌરાષ્ટ્ર ઇતિહાસ–સંશોધન સભા–જૂનાગઢ તથા ગુજરાત ઇતિહાસ પરિષદ્–અમદાવાદના ધુરંધરો અને વિદ્વાનો એક જ મંચ પર બેસીને અવિધિસર રીતે ભાગ લઈ રહ્યા છે. આમ આ સંમેલન અને સંચાલનમાં ગાંધીજીની અહિંસા અને પ્રેમની ભાવના ચરિતાર્થ થઈ છે, અને 'સહવીર્ય' કરવા વહૈ'નો તેજસ્વી મંત્ર અત્રે અનાયાસે સિદ્ધ થયો છે. એ માટે સૌ વિદ્વદ્જનોનો, પ્રતિનિધિ ભાઈ–બહેનો તેમજ મારા વિનમ્ર સહકાર્યકર મિત્રોનો પુનઃપુનઃ આભાર માની વિરમું છું.

# પુરાતત્ત્વના સંગમ તીર્થે

મણિભાઈ વોરા

[પોરબંદર, પુરાતત્ત્વ સંશોધન મંડળના રજત જયંતિ સમારોહમાં મંડળના પ્રમુખશ્રીએ કરેલું સ્વાગત–પ્રવચન]

પવિત્ર દ્વારકા–ક્ષેત્ર અને પ્રભાસ–ક્ષેત્રના સંગમ સ્થાને પોરબંદર આવેલ છે. સુદામાની ભક્તિ, પુરિબંદરનો વ્યાપાર–ઉદ્યોગ અને ગાંધીજીનાં સત્ય અહિંસાની ત્રિવેણી આ સંગમતીર્થે વહે છે. પ્રાચીન, મધ્ય અને અર્વાચીન સંસ્કૃતિનાં જીવન વહેણ તેના બધાં લક્ષણો સાથે અત્રે વહેતાં દેખાય છે; અહીંથી થોડેક દૂર ભાદર–ઓઝતના નીર સમુદ્રને મળે છે; અસ્માવતી એ પોરબંદરનું ત્રીજું બારૂં છે. પશ્ચિમ સૌરાષ્ટ્ર ભૂમિખેડૂઓ અને સાગરખેડૂઓનો પ્રદેશ છે. ગોપાલકૃષ્ણનું પશુપાલન અને હળધર બલરામની કૃષિ અહીં સમન્વય પામેલ છે.

ઉત્તર ભારત અને દક્ષિણ ભારતના મધ્ય અક્ષાંશ ઉપર આ ક્ષેત્ર આવેલું છે. સૌરાષ્ટ્રના લોકજીવનમાં અને સંસ્કૃતિમાં ઉત્તર અને દક્ષિણ હિન્દુસ્થાનના સંગમનાં દર્શન થાય છે. આર્ય અને દ્રાવિડ પ્રજાનું સંમિશ્રણ આપણે ત્યાં થયું છે, એટલું જ નહિ પણ સૌરાષ્ટ્રના આ પશ્ચિમ કાંઠે સુમેરીઅન અને ત્યાર પછીની એ તરફની પ્રજાઓની અસર અહીંના માનવકુળ ઉપર પડી છે. ઈરાન, અરબદેશ, મિસર, હબ્સીનીઆ, તુર્કી, ગ્રીસ, રોમની પ્રજાનો સંપર્ક અત્રે થતાં સૌરાષ્ટ્રની સંસ્કૃતિમાં સંકરપણું આવ્યું છે, – ભાષામાં, પહેરવેશમાં, રહેણીકરણીમાં.

ભારતીય પ્રજામાં ધર્મો–સંપ્રદાયોનો પણ અહીં અનેરો સમન્વય થયો છે. શ્રીકૃષ્ણકાલીન કથાઓને પુરાતત્ત્વીય પુરાવાઓ સાંપડતાં એ ઈતિહાસ રૂપે સ્વીકાર્ય બને છે. હડપ્પન તેમજ પ્રાક્‌હડપ્પન સંસ્કૃતિઓના સગડ સૌરાષ્ટ્ર સુધી પડેલા છે.

દ્રાવિડ–આર્ય સમન્વયથી હિંદુ સંસ્કૃતિ ઉદ્‌ભવી. આરણ્યક, ગ્રામ્ય અને શહેરી જીવન–નીતિ ભારતના સનાતન ધર્મમાં પરિણમી. પશુપતિ મહાદેવ થયા, માતૃકાદેવી બની, મિતર સવિતર સૂર્યદેવ થયા. આમ જૂજવે નામે પરમતત્ત્વના મહદ્‌અંશની પૂજા આ દેશે યુગેયુગે થતી રહી. ભારતવર્ષના મૂળ સંસ્કાર સૌરાષ્ટ્રને સાંપડયા અને આ પશ્ચિમ કાંઠે એ જ સંસ્કાર વિકાસક્રમે મઠારાતા રહ્યા.

શૈવો, શાક્તો, સૌરોની ત્રિવેણી અહીં વહી છે. બૌદ્ધો, જૈનો, બ્રાહ્મણોની ધર્મગંગા પણ વહી છે–કપિલા, હિરણ્ય અને સરસ્વતીની ત્રિવેણી સોમતીર્થે વહે છે તેમજ. કોઈ એક પ્રવાહ વધારે જોરથી આવી બીજામાં ભળે, ઠરે, નીતરે અને પછી મળીને પ્રગતિ કરે, એ એક ભૌતિકશાસ્ત્રનો નિયમ અહીં સિદ્ધ થયેલો છે.

દેવો–દાનવો, આર્યો–અનાર્યો, સુર–અસુરની લક્ષણ રેખાઓ ધરાવતી મિશ્ર પ્રજા અહીં વસી છે. મધુ, હિડંબ, ભૌમાસુર, નરકાસુર અને છેલ્લે યક્ષો અને બાબરાભૂત અહીં થઈ ગયા છે. એ અનાર્યવીરોના વંશજનું લોહી પણ આ સૌરાષ્ટ્રીય પ્રજામાં છે. શ્રીકૃષ્ણના કાળથી અનાર્યોને આર્ય કરવાની જે શુભ પ્રવૃત્તિ લોકનેતાઓએ ધૈર્યપૂર્વક આદરી તેની સફળતા અત્રે દયાનંદ અને ગાંધીના જીવન–સંદેશમાં જોવામાં આવે છે. માનવ વંશના અને સંસ્કૃતિઓનાં મિશ્રણ જગતમાં બધે થયા છે અને થાય છે, તેમ અહીં પણ બહુ થયાં છે.

ભારતના બધા ધર્માચાર્યો આ કાંઠે પગલાં કરી ગયા છે. હિન્દુસ્થાનના ઘણા વીરપુરુષો અહીં પરાક્રમ બતાવવા અથવા આશ્રય મેળવવા આવી ગયા છે. પશ્ચિમની પ્રજા પણ પોતાની સંસ્કૃતિ અને ધર્મના ધ્વજ સાથે અહીં ઉતરી છે. પરિણામે અહીં અનેક સંપ્રદાયોના વાડા થયા, નાનીમોટી ઠકરાતો થઇ, દુભાયેલી વીરતા બહારવટાં ચાંચીવાગીરીમાં દેખાઇ; વ્યથિત પતિવ્રતાએ સતી–બલિદાનને આપ્યાં.

સિંધ, કચ્છ, કોંકણ, મલબારના સાગર ખેડૂઓ અહીં આવ–જા કરે છે. ભરતખંડના દરેક ખૂણેથી લોકો સૌરાષ્ટ્રમાં આવે છે. સૌરાષ્ટ્રવાસી દુનિયાના બધા દેશોમાં પહોંચેલ છે. બંદરો અને તીર્થધામોને લીધે

આ ભાગ જનતા જનાર્દનનું સંગમ તીર્થ બન્યું છે. પ્રજાઓનો પ્રવાહ સતત જીવતો જાગતો અવનવા લક્ષણો બતાવતો અહીં ચાલ્યો જ જાય છે. આવા એક વિરલ સંગમતીર્થે આપ સહુને આવકારું છું.

પુરાતત્ત્વ સંશોધન મંડળ, પોરબંદરની સ્થાપના ઈ. સ. ૧૯૫૩ના જાન્યુઆરીની ૨૩ મીએ નવ સભ્યોએ સાથે મળીને કરી. હરજીવનદાસ પંડિત, વરજીવનદાસ ઢાંકી, પુરુષોત્તમ ડાભી, મણિલાલ વોરા, મધુસુદન ઢાંકી, દેવજીભાઈ વાજા, ત્રિભુવનદાસ શાહ, રમાકાન્ત મહેતા અને નાથાલાલ રૈયારેલા સ્થાપક સભ્યો હતા. તેમાં ચિત્રકાર નારાયણ ખેર, કવિ રતિલાલ છાયા, શ્રી રાજાભાઈ લાદીવાલા, જમનાદાસ રાજુલાવાળા અને શ્રી અમીલાલ ઢાંકી તરત જ ભળ્યા અને સંઘ વૃદ્ધિ પામ્યો.

આસપાસનાં પ્રાકૃસોલંકી ઐતિહાસિક સ્થળોની મોજણી કરી અભ્યાસ ચાલુ કર્યો. ચર્ચાઓ યોજી લેખો તૈયાર કરી પ્રગટ કરાવ્યા. અમારા સંઘમાં કલા તરફ અભિરૂચિ ધરાવતા સભ્યો હતા, પરિણામે કલા પૂજાની પ્રવૃત્તિનો આરંભ થયો. ૧૯૫૭માં લોક-કલા પ્રદર્શન યોજ્યું, જેના ફળરૂપે 'The Embroidery of kutch and Saurashtra' નું પુસ્તક પ્રગટ થયું.

શ્રી કૃષ્ણલાલ મહેતા મંડળમાં જોડાતાં હસ્તલિખિત 'પુરાતન' બહાર પાડવાનું શરુ કર્યું, જેનો સળંગ અંક ૧૦ મો તે મંડળના દ્વિદશાબ્દિ-અંક તરીકે ૧૯૭૩માં પ્રગટ થયો છે. આજનો 'રજત ગ્રન્થ' 'પુરાતન'નો સળંગ અંક ૧૯મો છે, જે પોરબંદરની લલિત-કલાસંસ્થા 'લય'ના સૌજન્યથી, સહાયથી પ્રગટ થઈ રહેલ છે. પુરાતત્ત્વ સંશોધન મંડળની અંગભૂત કલા-સંસ્થા 'શ્રી રંગમ્' કલાગુરુ શ્રી રવિશંકર રાવળના આશીર્વાદ સાથે શ્રી નારાયણ ખેરના પ્રમુખપદે શરૂ કરી; એ સભાનું સભાપતિપદ નામદાર મહારાણાશ્રીએ લીધું હતું. યુવાન કલાકાર મિત્રોના સાથથી શાળા પ્રદર્શનો તેમજ જાહેર કલાપ્રદર્શનો યોજવાનું શરૂ કર્યું. આજનું કલા પ્રદર્શન આ પ્રવૃત્તિના ફલ રૂપે જ છે.

પુરાતત્ત્વ સંશોધન મંડળની પ્રવાસ અને પ્રકાશન પ્રવૃત્તિને વેગ સાંપડયો પ્રવાસી મિત્રમંડળના ઉત્સાહથી. નરોત્તમ પલાણ, મોહનપુરી ગોસ્વામી, કૃષ્ણલાલ મહેતા, વશરામ ખોડિયાર અને મણિભાઈ વોરાની પાંચની મંડળીએ અનેક પ્રવાસ ખેડી આ પ્રદેશનાં લગભગ જોવા જાણવાનાં સ્થાનો પૂરા કર્યાં. બહારગામના સક્રિય સભ્યો સોંદરડાના શ્રી રાજેન્દ્રસિંહ રાયજાદા અને પ્રભાસપાટણના શ્રી બાલુભાઈ જોષી ભળતાં મંડળનું 'સપ્તર્ષિ' પ્રવાસ મંડળ રચાઈ ગયું. પોરબંદરના અનેક સભ્યોએ પણ પ્રવાસમાં સાથ આપી પ્રવાસનો બહુલક્ષી લાભ મેળવેલ છે. સુમનસિંહ ગોહિલ અને મહેન્દ્ર ભટ્ટ પ્રવાસ મંડળમાં ભળ્યા. દેશવિદેશના સંશોધક વિદ્વાનોને તેમના કાર્યમાં વિનમ્ર સાથ અમારું મંડળ આપે છે.

સૌરાષ્ટ્રના સમુદ્ર કિનારે-કિનારે, સરિતાઓના તીરે-તીરે, સૌરાષ્ટ્રના ડુંગરે-ડુંગરે, ગામડાને પાદરે-પાદરે, ઉજ્જડ ટીંબાઓ અને ખંડેરો ખૂંદવાનું શરૂ કર્યું. પ્રવાસનો આનંદ અને અભ્યાસની સદ્‌ભાવના પ્રાપ્ત થયાં. સામયિકોમાં સંશોધન નોંધ આવતી રહી, મિત્રોએ વ્યક્તિગત રીતે ઈતિહાસને લગતાં પુસ્તકો પ્રગટ કર્યાં., એ મંડળની જમા બાજુ કહી શકાય. સમાનધર્મી સંસ્થાઓનું મંડળ સભ્ય બનેલ છે. શેઠશ્રી નાનજીભાઈ કાલિદાસ મહેતા પરિવાર અને સંસ્થાઓ તરફથી મંડળને પ્રોત્સાહન મળતું રહે છે.

હજી કરવાનું ઘણું છે : સાગર કાંઠે, નદીઓનાં મૂળથી મુખ સુધી સંશોધન કરવાનું. જોવાનું ખૂબ બાકી છે : નવાં સ્થળો શોધાતાં જાય છે, જૂનાં નવી રીતે નવા રૂપે દેખાતાં જાય છે, અને અભ્યાસ કરવાનું ચાલુ રહે છે. મારી પાસે ભણેલાં પોરબંદરના સંસ્કારી નગરજનોના સદ્‌ભાવથી મંડળ જીવંત છે.

આ મંડળને જાહેર ટ્રસ્ટ તેમજ રજીસ્ટર્ડ મંડળી તરીકે નોંધાવેલ છે. सत्यम् च सत्यम् તેનો મુદ્રાલેખ છે. અમારાથી કાંઈપણ મૂલહીન — સત્યથી વેગળું ન લખી શકાય એવી જાગૃતિ સેવીએ છીએ.

પુરાતત્ત્વ સંશોધન મંડળના મુખ્ય હેતુઓમાંનો એક, પોરબંદરમાં 'મ્યુઝિયમ', સંસ્કૃતિ-ઘર સ્થાપવાનો છે. પ્રત્યેક વાર્ષિક સમારંભમાં આ બાબત પોરબંદરનાં નગરજનો અને નગરપતિ સમક્ષ મૂકાઈ છે. ઈ. સ. ૧૯૭૮માં 'પુરાતન'નાં ૧૪મા અંકના ઉદ્-



[અનુ. પૃ. ૨૪૬

સૌરાષ્ટ્રમાં ઇતિહાસ અને પુરાતત્ત્વ ક્ષેત્રે ઘણું કામ થયું છે પણ

# હજુ ઘણું જાણવું બાકી છે

મ. મ. અધ્યા. કે. કા. શાસ્ત્રી 'વિદ્યાવાચસ્પતિ'

તળ-ગુજરાત સૌરાષ્ટ્ર અને કચ્છમાં અત્યાર સુધીમાં ઇતિહાસ અને પુરાતત્ત્વના ક્ષેત્રે થયેલાં કામોને યાદ કરિયે છિયે ત્યારે ભારતવર્ષના અન્ય મહત્ત્વના ભાગોમાં તદ્વિષયક થયેલાં કામોની સરખામણીએ જરા-પણ ઓછાં ઊતરે તેવાં એ કામ નથી. અંગ્રેજી પુરાતત્ત્વ પ્રેમીઓએ પોતાના આ વિભાગના પ્રવાસોમાં જે કામ શરૂ કર્યાં અને જૂનાગઢ-શૈલ લેખના વાચનનો પ્રયત્ન કર્યો ત્યારે આરંભ તો સુંદર કરી આપ્યો, પણ એ શૈલ ઉપરના અશોકના ધર્મલેખોના સપ્રમાણ વાચનનો યશ તો સદ્ગત ભગવાનલાલ ઇંદ્રજી લઈ ગયા. 'બોમ્બે ગેઝેટિયર'માં ગુજરાત-સૌરાષ્ટ્રનો ઇતિહાસ છપાયો તે પણ એમની નોંધો ઉપરથી. આ આપણું પ્રાથમિક કામ. એ પછી તો એમની પાસે તૈયાર થયેલા શ્રી વલ્લભજી હરિદત્ત આચાર્યે યુરોપિયન વિદ્વાનોની નજર બહાર ગયેલા ઉત્કીર્ણ લેખો ગામડે અને ગોંદરે પાળિયાઓના રૂપમાં તેમ સાદા રૂપમાં હતા તે પોતે જાતે રખડીરઝળી વાંચી નોંધી લીધા, જેનો ઉપયોગ શ્રી દત્તાત્રેય બાળકૃષ્ણ ડિસકળકરે સારી રીતે કરી 'ઇન્સ્ક્રિપ્શન્સ ઓફ કાઠિયાવાડ' તરીકે બહાર પાડયાં. શ્રી વલ્લભજી હરિદત્ત આચાર્યના પુત્ર શ્રી ગિરિજાશંકર આચાર્યે ગુજરાત ઐતિહાસિક લેખો ૩ ભાગમાં અને છેક હમણાં ડૉ. હરિપ્રસાદ ગં. શાસ્ત્રીએ એના જ ૪ થા ભાગ તરીકે પ્રસિદ્ધ કરીને ૧૫ મી સદી સુધીના ઉત્કીર્ણ લેખો વિદ્વાનો સમક્ષ રજૂ કરી દીધા. બાકીના થોડા સમયમાં બહાર આવવાની આશા છે. અત્યાર સુધી ઉત્કીર્ણ લેખોની દૃષ્ટિએ જે કાંઈ કાર્ય જ્યાં ક્યાંય થયું છે તે ગુજરાત ઇતિહાસ પરિષદ્ દ્વારા ગુજરાત ઇતિહાસ સંદર્ભસૂચિના સાત ગ્રંથ પ્રગટ કરીને સુલભ કરી આપવામાં આવ્યું છે. ડૉ. હરિપ્રસાદ ગં. શાસ્ત્રીએ 'ગુજરાતના પ્રાચીન ઇતિહાસનાં સાધન સામગ્રી' એ વિષયના આપેલા વ્યાખ્યાનમાં એટલી વિશદતાથી અત્યાર સુધી થયેલાં સર્વ પ્રકારનાં કામોનો ખ્યાલ આપ્યો છે કે હવે આજે નવું કાંઈ બાકી રહી ગયું છે એમ કહી શકાય નહિ.

આપણે સારી રીતે જાણિયે છિયે કે શ્રી ભગવાનલાલ સંપતરામ છત્રપતિએ ગઈ સદીમાં અને શ્રી શંભુપ્રસાદ હરપ્રસાદ દેસાઈએ આ સદીમાં 'સૌરાષ્ટ્રનો ઇતિહાસ' આપી ઇતિહાસક્ષેત્રમાં ઘણું કરી આપ્યું છે, પણ પુરાતત્ત્વક્ષેત્રે હજી ઘણું કરવાનું બાકી છે. સિંધુ સંસ્કૃતિની પૂર્વકાલીન સમકાલીન અને ઉત્તરસમકાલીન સંસ્કૃતિના અવશેષ ધરાવવાનું ભાગ્ય સૌરાષ્ટ્રને મળ્યું છે. રંગપુર પ્રભાસ વગેરે આપણને પૂર્વકાલીન સંસ્કૃતિનો પરિચય કરાવે છે. સમકાલીન સ્થાનો પણ સંખ્યાબંધ મળ્યાં છે. તો ઉત્તરકાલીન સમાન સંસ્કૃતિ સબળ પુરાવા સૌરાષ્ટ્રની પૂર્વ સરહદે આવેલા ભાલ વિસ્તારમાંના લોથલમાં મળી આવ્યા છે. ડૉ. એસ. આર. રાવે કરેલાં સંશોધનો તરફ આપણે પૂર્વગ્રહ રાખ્યા વિના કહિયે તો અને મારો જે અલ્પ-સ્વલ્પ અભ્યાસ છે તેને આધારે કહું તો લોથલની સંસ્કૃતિ વૈદિક સંસ્કૃતિનો કેટલોક ખ્યાલ આપે છે. આપણને હડપ્પા મોહેંજો-દડો અને લોથલમાંથી મળેલાં મુદ્રા અને મુદ્રાંકોમાં મળતા લિપિ પ્રકારનો અને એમાં અંકિત થયેલા અક્ષરસમૂહોનો અભ્યાસ કરિયે તો યુરોપિયન વિદ્વાનો અને આજના રશિયન વિદ્વાનો એ સંકેતોમાંના શબ્દોને દ્રવિડી ભાષાના કહે છે, ત્યારે ડૉ. રાવ વૈદિક ભાષાના કહે છે. લોથલના અક્ષરોમાંના કેટલાકનું સુમેરિયન લિપિ સાથે સામ્ય છે તે સાથે સરખાવતાં વાંચવામાં આવેલા શબ્દો વૈદિક ભાષાના હોવાનો મત ડૉ. રાવ આપે તો એને અસંગત ન કહી શકાય. આપણે કદાચ જાણતા નહિ હોઈએ કે ડૉ. વાડેલ નામના એક અંગ્રેજ વિદ્વાને તો મળેલા બધાં મુદ્રા અને મુદ્રાંકોને વાંચી નાખી હડપ્પા અને મોહેંજો-દડોને સુમેરિયન સામ્રાજ્યના સંસ્થાન હોવાનું જણાવ્યું છે; એણે

એવું પણ સ્પષ્ટ રીતે કહ્યું છે કે ઈ. પૂ. ૭ મી સદીમાં પ્રથમ વાર ધૃતરાષ્ટ્ર યુરોપ બાજુથી ભારતવર્ષમાં આવ્યો અને રાષ્ટ્રનો કબજો લઈ સત્તા સ્થાપી એ આંધળો નહોતો. મુદ્રા અને મુદ્રાંકોની લિપિ પણ સુમેરિયન છે, વગેરે; એમને વિદ્વાનોએ ગણતરીમાં લીધા જ નથી અને સ્વતંત્ર રીતે લિપિ વાચનનું કામ અવિરત ચાલે છે.

આપણે અત્યારે આવા કોઈ ઊંડાણમાં જવા ચાહતા નથી; અહીં તો હજીયે આપણે શું કામ કરવાનું છે એ તરફ જ અંગુલિ–નિર્દેશ કરી સંતોષ લેવા ચાહું છું.

પ્રભાસ નજીક હિરણ્યના ઉત્તર કાંઠે આવેલા શીતળાના સ્થાનની પશ્ચિમ બાજુના ટીંબામાં જે કાંઈ ખોદકામ થયું છે તેણે ત્યાંની પ્રાચીન વસાહતનાં એંધાણ બતાવ્યાં છે. નગરા તરીકે જાણીતો આખો ટીંબો પોતામાં કિંમતી અવશેષો દબાવીને પડયો છે. આ કામ વધુ આગળ ચલાવવાની ખૂબ જ જરૂર છે. આમાં સૌરાષ્ટ્રના ધનિક લોકો જો વાત હાથ પર લે તો કામને વધુ વેગ મળે. ડૉ. સાંકળિયા જેવા પ્રથમ કક્ષાના પુરાતત્ત્વવિદ આ કામના મૂળમાં છે. યાદવાસ્થલીનું પણ આ જ સ્થાન કહેવાય છે. માત્ર ગુજરાત–સૌરાષ્ટ્રના નહિ, સમગ્ર ભારતના ઇતિહાસમાં કૃષ્ણને કારણે આ સ્થાનનું ભારે પ્રબળ મહત્ત્વ છે. ઐતિહાસિક વ્યક્તિ વિશેષ હોવાના વિષયમાં તો હવે વિદેશી તેમજ દેશી વિદ્વાનોના મનમાં કોઈ શંકા રહી નથી. એમણે કુશસ્થલીના અવશેષો ઉપર દ્વારવતી વસાવી ત્યાં યાદવાસ્થળીના સમય સુધી વાસ કર્યો હતો, એ વિષયમાં પણ હવે મતભેદ નથી. એ દ્વારવતીનું સ્થાન કયું એ વિષે વિદ્વાનોના મનમાં દ્વિધા છે. એનું નિરાકરણ કરવા કોડીનાર પાસેના મૂલ દ્વારકાના સ્થાનમાં ખોદકામ થયેલું છે, પણ એ ઈ. પૂ. ના સમય સુધી લઈ જતું નથી. થોડા વર્ષો ઉપર ડૉ. સાંકળિયાએ દ્વારકામાં જગતમંદિરની પશ્ચિમની દીવાલ પાસેના મકાનમાં ખોદકામ કરાવ્યું ત્યારે મકાનોના એક ઉપર એક એમ સાત થર મળ્યા અને છેલ્લે રેતી આવી ગઈ, જયાંના અવશેષ એમને એ સ્થળ ઈ. પૂ. ૨૦૦–૩૦૦ થી વધુ જૂનું નથી. એમ કહેવા સમર્થ થયા. ડૉ. એસ. આર રાવે ગયા વર્ષમાં મંદિરની ગઢીના ઉત્તર દરવાજાના કોઠા અને દુકાનોમાં વધુ મોટા પાયા ઉપર ખોદકામ કરાવ્યું, જેમાં બારસો વર્ષ પુરાણા અવશેષ તો નીકળ્યા. પણ એની નીચેથી નીકળેલી ચળકતાં રાતા વાસણની ઠીકરીઓ ઈ. પૂ. તેરસો–ચૌદસો વર્ષ સુધી લઈ ગય. એઓ કૃષ્ણનો સમય ઈ. પૂ. ચૌદસો આસપાસનો માને છે. મહાભારત યુદ્ધ ઈ.સ. પૂર્વે ૧૪૨૪. પાર્જિટ ઈ. સ. પૂ. ૧૦મી સદીમાં કૌરવ–પાંડવોનું યુદ્ધ થયું બતાવે છે. આમ ૫૦૦ વર્ષોનો ગાળો છે. ઈ. પૂ. બારસો આસપાસનાં ઠીકરાં દ્વારકાના આજના તળમાં મળતાં હોય તો એ કૃષ્ણના સમયની નજીકમાં સરળતાથી આવી શકે. આમ છતાં હજી વિશાળ પટમાં ખોદકામ થવાની જરૂર છે જ.

વિસાવાડાને તેમ માધવપુરને પણ 'દ્વારકા' કહેવાનો પ્રયત્ન છે. આ બેઉ સ્થળે પણ ચોક્કસ સ્થાન નિહાળી નાનાં–મોટાં ખોદકામ કરી શકાય. વિસાવાડામાં તો અત્યારે ઇ. સ. ની ૮મી સદીથી જૂને જઈ શકાય એમ જ નથી, તો માધવપુરના નજીકના ટીંબા ક્ષત્રપ કાલથી જૂને જઈ શકયા નથી, પણ એ તો સપાટીએ મળતાં સાધનોથી જ કહિયે છિયે; કયાંય ખોદકામ થયાં નથી. હકીકતે સમુદ્ર કિનારાને સમાંતર સ્થાનો છેક શંખોદ્ધાર બેટ, સુવર્ણતીર્થ, મિયાણી, કૂંછડી, ગોસા, માધવપુર, લોએજ, પ્રભાસ, કોડીનાર અને વલભી સુધીનાં સ્થાન તેમજ નજીકના જૂના ટીંબા નજરમાં લેવા જેવા છે. આમાં હું ગોપ અને ઘૂમલીને પણ ઉમેરું છું.

હકીકત તરીકે નોંધવું હોય તો પ્રભાસ અને દ્વારકાના અપવાદે સમુદ્ર–કિનારાનાં સમાંતર સ્થાનોનો તાત્ત્વિક અભ્યાસ હજી જોઈએ તેવો થયો જ નથી. આ કિનારો જ એવો છે કે જ્યાં હજારો વર્ષોથી બહારની પ્રજાઓનો પણ સંપર્ક સતત રહ્યા કર્યો છે. એને કારણે સમૃદ્ધ નગરો પણ સમુદ્ર કિનારાની નજીકના પ્રદેશોમાં હોવાં જોઈએ. માંગરોલ ઈ. પૂર્વેના સમયમાં સરળતાથી જઈ શકે છે, ત્યાં નગરનું તળ પથ્થરની ભાઠ ઉપર પચીસેક ફૂટ જેટલું ચઢી



[અનુ. પૃ. ૨૫૨

# ગુજરાતનાં લોકગીતોનું વિભાગીકરણ

(હપ્તો બીજો)

નિરંજન રાજગોર

ગયા અંકમાં આપણે લોકગીતોને જુદી જુદી પદ્ધતિઓ દ્વારા વિભિન્ન દૃષ્ટિઓથી કઈ રીતે વિભાજીત કરી શકાય એ જોઇ ગયા, હવે એ દૃષ્ટિબિન્દુ પ્રમાણે લોકગીતોનું વર્ગીકરણ જોઇએ.

**અવસ્થાભેદ મુજબ :** (સ્ત્રીઓમાં ગવાતાં લોકગીતોનું વર્ગીકરણ).

**(૧) બાલ્યવસ્થા :** હાલરડાં અને જોડકણાં

**(૨) બાલિકાવસ્થા :** વ્રતગીતો, રમતગીતો, ઉખાણાં અને પ્રાયણા જેમાં ગોર્યવ્રતનાં ગીતો, મોળાકતનાં ગીતો, દેદાનાં ગીતો, ચણુચણુ બગલી ચણાની દાળ અને ધમાલ ગોટો ધૂ ધૂ થાય...જેવાં રમતગીતો અને ગણ્યા ગણાય નહીં, વિણ્યા વિણાય નહીં...જેવાં જગત, સૃષ્ટિ, પ્રકૃતિ; પશુપંખી વગેરે વિષે જ્ઞાન આપતાં ઉખાણા અને પ્રાયણાનો સમાવેશ. આમ કિશોરાવસ્થાનાં ગીતો અથવા બલિકાવસ્થાનાં ગીતોમાં થાય છે.

**(૩) યુવાવસ્થા :** યુવાવસ્થામાં સ્ત્રીઓમાં ગવાતાં લોકગીતોને વિષય વૈવિધ્યની દૃષ્ટિએ સામાજિક, ધાર્મિક અને ઐતિહાસિક વિષય વસ્તુ ધરાવતા ગીતો તરીકે ત્રણ વિભાગમાં વહેંચવામાં આવ્યાં છે.

**(અ) ધાર્મિક :** ધર્મનાં તત્ત્વો અને ધાર્મિક વિષય ધરાવતાં લોકગીતો જેમાં ધાર્મિક વિધિઓમાં ગવાતાં ગીતો, ધાર્મિક વિષયવસ્તુ ધરાવતા કથાગીતો અથવા રાસડા અને માનવજીવનમાં આવતા વિવિધ પ્રસંગોએ ગવાતાં પ્રાસંગિક સંસ્કારગીતોનો સમાવેશ થાય છે. ધાર્મિક વિધિઓમાં ગવાતાં ગીતોમાં ગણપતિ સ્થાપનાનાં ગીતો, રાંદલનાં ગીતો, ગોર્યમાના ગીતો, તુલસી વિવાહનાં ગીતો, નવરાત્રીના ગરબા, લોકદેવોની ઉપાસના સમયે ગવાતાં નાગદેવતાનાં, શીતળામાનાં, વૃક્ષોની પૂજા, જળાશયની પૂજા કે વિવિધ વ્રતો અને તહેવારો સમયે ગવાતાં ધાર્મિક ગીતો વગેરેનો સમાવેશ થઈ શકે.

ધાર્મિક વિષયવસ્તુ ધરાવતા રાસડાઓ અને કથાગીતોમાં પૌરાણિક પ્રસંગો–રામાયણ, મહાભારત, શ્રીમદ્ ભાગવતનાં પ્રસંગો, શ્રીકૃષ્ણ ચરિત્ર, દાણલીલા, રાસલીલા, મહાદેવ પાર્વતી, મહાદેવ ભીલડી વગેરે પાત્રો–પ્રસંગોનું આલેખન ધરાવતાં ગીતો.

વિવિધ પ્રસંગોએ ગવાતાં પ્રાસંગિક સંસ્કાર ગીતો–જેમાં સીમંત અથવા ખોળો ભરતાં, ગર્ભવતીને રાખડી બાંધતાં, બાળકના જન્મ પછી છઠ્ઠા દિવસે છઠ્ઠીકર્મ સમયે, નામકરણ વિધિનાં યજ્ઞોપવિત સમયનાં, સગાઈ, ચૂંદડી ઓઢાડતી વખતે અને લગ્ન પ્રસંગના વિવિધ સમયે ગવાતાં ગીતો, શુભકાર્યો કરતી વખતે ગવાતાં મંગળગીતો, મૃત્યુ સમયે છાજિયા, રાજિયા, મરશિયા વગેરે વિલાપ ગીતો.

**(બ) સામાજિક :** વિષય ધરાવતાં સાંસારિક ગીતો. જેમાં દામ્પત્ય જીવનની મધુરતા વર્ણવતાં ઊર્મિગીતો, રાધાકૃષ્ણ કે રામસીતાને નામે પતિપત્નીના વ્હાલભર્યા રસિક જીવનનું ચિત્રણ કરતાં ગીતો, રૂસણાં, અબોલા, વેરણચાકરી, ક્રૂરતા, તકરાર, કજોડાં કે દારૂ-જુગારની બદીઓએ જન્માવેલી સાંસારિક મુશ્કેલીઓનું આલેખન ધરાવતાં કરુણ ગીતો, કોડભરી વહુવારૂ અને કવળાં સાસરિયાંની કહાણી, સાસુના સીતમ, સંયુક્ત-કુટુંબની રૂઢિઓ, મેણાંના માર, દિયર-ભોજાઈ કે નણંદ-ભોજાઈના વેરનું આલેખન કરતાં ગીતો, શોક્યનું સાલ બંધુપ્રેમ, ભગિની પ્રેમ, માતૃપ્રેમ કે પિતૃપ્રેમના આદર્શો રજૂ કરતાં પ્રસંગ ગીતો, સમાજને ખાતર બલિદાન આપનારાઓની અમર કહાણી રજૂ કરતાં "બાર બાર વરસે નવાણ ગળાવ્યાં..." જેવાં કારુણ્ય અને વીરત્વ સભર ગીતો, પતિપ્રેમથી વંચિત રહેલી ખારવણોના

મનોવેદના વર્ણવતા વિરહગીતો, અને પરકિય પ્રેમ-સંબંધો વ્યક્ત કરતાં વિવિધ ગીતો...

વિવિધ વ્યવસાયો સાથે સંબંધ ધરાવતા અને શારીરિક શ્રમને હળવો કરતાં શ્રમહારી ગીતો જેમાં ટીપણીનાં ગીતો, દળણું દળતી વખતે ગવાતાં પ્રભાતિયાં, પાણી ભરતી વખતે ગવાતાં "સાયબા હું રે તાંબાની હેલ્યે પાણીડાં નૈં ભરું..." જેવાં વહુવારુઓના મનોભાવો વર્ણવતા અને, "હવે નૈ જાઉં વીડી વાઢવા રે લોલ..." જેવાં મનોરંજક ગીતોનો સમાવેશ થાય છે...

(૬) **ઐતિહાસિક :** વિષયવસ્તુ ધરાવતા રાસડાઓ અને કથાગીતો :

જેમાં ઇતિહાસનાં વિવિધ પાત્રો અને પ્રસંગોનું વર્ણન હોય : જસમા ઓડણ, સધરો જેસંગ, મેના-ગુર્જરી, રાજા ગોપીચંદ, રાજા ભરથરી, મીરાંબાઈના ચરિત્રો આલેખતા, અને કેટલાક બહારવટિયાઓના શૌર્યનાં વર્ણનો કરતા રાસડાઓ. છપ્પનિયો કાળ, ભોગાવાની રેલ કે કોઈ વિનાશકારી આપત્તિ માનવી પર પડી હોય તે તે સમયનાં વર્ણનો ધરાવતાં પ્રાસંગિક લોકગીતો...

(૪) **પ્રૌઢાવસ્થા :** જેમાં સ્ત્રીઓનાં વરતવરતુલાનાં ગીતો, ધોળ, મંગળ આરતી, થાળ, આંખો, હમચી, શણગાર, ધૂન, કીર્તન વગેરે પ્રકારનાં લોકગીતોનો સમાવેશ થાય.

એ સિવાય વ્રતોના જાગરણ સમયે ગવાતાં ગીતો, મહિના, તિથિ, વાર, પહોર, કક્કા વગેરે નામ ધરાવતાં વિશિષ્ટ પ્રકારનાં ભકિતગીતો આ વર્ગમાં આવી શકે.

(૫) **વૃદ્ધાવસ્થા :** વૃદ્ધાવસ્થામાં સ્ત્રીઓમાં ગવાતાં લોકગીતોમાં શાંત રસની આરાધના કરતાં પદો, ભજનો, ધૂન, કીર્તન વગેરે ગણાવી શકાય. આ રીતે અવસ્થાભેદ મુજબ સ્ત્રીઓમાં ગવાતાં લોકગીતોનું વર્ગીકરણ કરી શકાય. હવે પછી પુરૂષોમાં ગવાતાં લોકગીતોનું વર્ગીકરણ વિચારશું.

પૃ. ૨૫૦થી ચાલુ]

ગયેલું છે. એ પચીસ ફૂટના કોટ-વિભાગના દબાણમાં શું શું અને કયારનું દટાઈને પડયું હશે એનો આજે કયાંથી ખ્યાલ આવે? નગર-તળમાં મોટાં મકાન થઈ ગયાં છે, જેના પાયા ભાઠ સુધી નીચે ગયેલા છે. નવાં મકાન હવે થાતાં નથી એટલે પાયા ખોદાતા નથી.

પ્રાક્‌સોલંકી કાળના મંદિર-સ્થાપત્ય સમગ્ર ગુજરાત-સૌરાષ્ટ્ર-કચ્છમાં તપાસતાં તળ ગુજરાતમાં સાબરકાંઠામાં રોડા જેવામાં, કચ્છમાં પુંઅરો અને કોટાઈ જેવામાં, તો સૌરાષ્ટ્રના પશ્ચિમ સમુદ્રકિનારે ઓખામંડળથી લઈ સુત્રાપાડા સુધીમાં નાનામોટા ચાળીસથી પચાસ અવશેષ મળે છે, જેમાં ગોપ અને બિલેશ્વરની ભવ્યતા ધ્યાન ખેચ્યા વિના રહેતી નથી. પુંઅરો અને કોટાઈ કચ્છમાં એનાથી થોડાં નાનાં. હરિસિદ્ધ અને મિયાણીમાં સૌથી નાનાં.

મૂર્તિવિધાન માત્ર જૂનાગઢના દામોદર-કુંડ ઉપરના દામોદરજીના મંદિરમાં દામોદરની અને બાજુની હકીકતે બેઉ ત્રિવિક્રમની મૂર્તિઓ અને દક્ષિણની દીવાલને અઢેલી રાધા કે રુકમિણીની મૂર્તિ આ માત્ર ઇ. સ. ૪૫૦ની, બાકીની તો સોલંકી કાળની. બૌદ્ધ સ્થનોની એટલી જ જૂની. જૈન સ્થાનોની ઢાંક જેવામાંની પણ પ્રમાણમાં જૂની.

સદ્‌ગત ડૉ. કાંતિલાલ સોમપુરાએ મંદિર-સ્થાપત્યનો પરિચય સુલભ કરી આપ્યો, તો મારા સ્વ. મિત્ર કનૈયાલાલ ભા. દવેએ 'મૂર્તિવિધાન'માં મૂર્તિઓનો પરિચય કરાવી આપ્યો. આમ છતાં આ બન્ને વિષય પણ ઊંડો ઝીણો અભ્યાસ માગી રહ્યા છે.

હજી હજારો પાળિયા વણ-ઊકલેલા ગામેગામ પડયા છે. છેલ્લાં ૧૦૦૦ વર્ષોનો ઇતિહાસ એમાં પડયો છે, આના તરફ તો હજી થોડું જ ધ્યાન ગયું છે. આ બધું આપણે કરવાનું છે.

(પોરબંદર પુરાતત્ત્વ ને ઇતિહાસ સમારોહમાં આપેલું વ્યાખ્યાન)

# શ્રી લક્ષ્મીસાહેબના પદ

(હરિજન સંતોની વાણી : હપ્તો ૧૪મો) સં. જયમલ્લ પરમાર

(શ્રી લક્ષ્મી સાહેબ મેઘવાળના સાધુ : અટક સાગઠિયા : ગામ ઈંગોરાળા જિલ્લો ભાવનગર. તેના ગુરૂ કરમણભગત વાવડીના મેઘવાળ હતા.)

## પદ—૧

મનખ્યાની દેહ મોટા દેવતા માગે, આઠે પોર આરાધે,
ભવો ભવ ભક્તિને માટે, સંત ચરણરજ સાંધે;
એ પદ પામ્યો બીજાનો એળે મનખ્યો ગુમાવ્યો. એ પદ– ટેક

સતગુરૂ સંતનો સાથ લઇ, રેન દિવસ રહ્યો જાગે,
વચન સરૂપી જેણે વાણ બનાવ્યા, એ ભવોભવની ભાંગે. એ પદ

ધ્રુવ અમરીખ પ્રહલાદ ઓધાર્યા, તે દેવ મૂરત ત્યાગી
ઠીક કરીને ધ્રુવ અવિચળ સ્થાપ્યો, એની જરા મરણ ભે ભાગી. એ પદ

ઠીક કરો તો બધુ અહીંઆ થશે, આપણને મોકલ્યા છે મહારાજે,
આ અવસરિયો તારો ફેર નહી આવે, પરમાર્થને કાજે. એ પદ

જ્ઞાન ગુભરૂ સે કયા જાણું, પ્રેમ પ્યાલો ગુરૂએ પાયો;
લક્ષ્મી સાહેબ સંતો કરમણના ચરણા, ફેરો સમજુને ફાવ્યો. એ પદ

*

## પદ—૨

એની મને ભીતર સતગુરૂ મળીયા, આજ વરતાણી આનંદ લીલા. ટેક.

અખંડદલ ભીતર ઉગ્યા ભાણુ, ભોમ સઘળી ભાળી
સૂન મંડળમાં મારો સાયબો બીરાજે, તનડામાં લાગી મને તાળી. એની.

બાવનસો બજારૂં ચોરાશી ચૌટા, કાચ બરંગી મોલ દીના;
જાકળ જોતી ને જરૂખે ઝાળીયા, તે દોઇ થલ છાના દીના. એની.

વાગડદે વાગડદે નગારાં વાગે, છત્રીસ રાગ છીન્યા;
ઘડી ઘડીનાં ઘડિયાળાં વાગે, ઝાલરી વાગે ઝીણી ઝીણી. એની.

સતશીંગારણ પવન પૂતળી, નખ શખ નેણે નીરખી,
અંગનાં ઓશીકાં પ્રેમના પાથરણાં, હરીને ભાળી હું તો હરખી. એની.

અગમની ખડકી ઉઘાડીને જોયું, ત્યાં સામા સતગુરૂ દીસે;
આ મંદિરનો એવો લેપન લાગ્યો, ને કેડી કેડી રચના કીસે. બેની.

સત વચનનો સતાર લઇ, ગુણ તખત પર ગાયો;
લખમી સાહેબ કરમણના ચરણા, ભેદ અગમરો પાયો. બેની.

*

## પદ—૩

ખોટના ભારા તમે બહુથી બાંધો, ભાર થિયો બહુ ભારી,
તલ જેટલો માંહી પડશે તીખારો, સળગીને થાશે સવાર;
ધાર્યો મેં સાચો ધણી સરદાર, તેમાં જૂઠ નહિં રે લગાર. ધાર્યો ટેક.

ખોટા મોતી તારાં ખે થાશે, હોય ફટકિયા હજાર;
ઘા ઘૂમે માથે ઘણ તણો. એરણ ઉતરે અપરમપાર. ધાર્યો.

અસુરપણામાં હાલે આથમણો, ઢૂંઢત ફરે ગેમાર;
આગળ ઘાટ અવીઘટ આવશે, તમે ખાશ્યો જમરાની માર. ધાર્યો.

તારા બાનાની તું લજ્યા રાખે, તું એ તારણ તું તાર;
લક્ષ્મી સાહેબ સંતો કરમણ ચરણા, બોળે આવ્યાને ઉગાર. ધાર્યો.

*

## પદ—૪

જોજો આજુગની રહેણી, એસી આ દીનતા આવે,
કપટ ભરમને દૂર કરો તો, તારી દેયમાં રામ દેખાવે. ટેક.

આધીન હોયતો સેવક સુખ પામે, ગુરૂ ગમ જ્ઞાન બતાવે,
અધીન હોયતો રેવે આસન પર, મોટા મહીપતિ શીશ નમાવે. જોજો.

આધીન નોતા રાવણ રાજ ખોયો; દુર્યોધન દુઃખ પામ્યો,
આધીનતા ધ્રુવને પ્રહલાદ, એને ઠીક કરીને ઠેરાયો. જોજો.

ગજરંગ તોરીંગ કનક દાન દેવે, કોટ જગન કરાવે,
કાશી ખેતરમાં જઈ કન્યાદાન દેવે, આધીન હોયતો ભાગ્યે આવે. જોજો.

ગેલા કહેશે આધીનતા શું છે, કોને આધીન શું કહાવે,
હોય બળ ને નિર્બળ રહેવે તો, પોતે પરિભમ પાવે. જોજો.

આધીન આધીન તો સૌ કહેશે, કોઈ આધીન બતાવે,
લક્ષ્મી સાહેબ સંતો કરમણ ચરણાં, એતો આધીન સમજુને સમજાવે. જોજો.

## પદ-૫

ચાલ્યા જાતહે નીર, તમે પિયો પિયાલા પ્રેમ રસ કાહોજી. ટેક.

આળપંપાળ તમે છોડી દીયો હંસલા, દલડે રાખજો ધીર,
આ અવસરિયો તારો ફેર નહિ આવે, તું સમજ સમજ રઘુવીર,
તમે પિયો પિયાલા પ્રેમરસકા હોજી. ચાલ્યા.

સુકા સરોવરમાં હંસલો બેઠો, કરે છે ગોર ગંભીર,
કગવાનો ચારો તમે લીધો હંસલા, તું ચૂગીલે મુગતાફળ હીર,
તમે પિયો પિયાલા પ્રેમરસકા હોજી. ચાલ્યા.

ગંગા જમના તખત તરવેણી, જાકો નિરમળ નીર,
સૌ પિયે સંત આપણા, એ છે જમનાના નીર;
તમે પિયો પિયાલા પ્રેમરસકા હોજી. ચાલ્યા.

સર્વે દેવનકો દેવ કનૈયો. સર્વે પીરંનકો પીર,
લક્ષ્મી સાહેબ સંનો કરમણ ચરણે, જેને સાયબા મળ્યાતા સધીર;
તમે પિયો પિયાલા પ્રેમરસકા હોજી. ચાલ્યા.

*

## પદ-૬

ભાંગ્યાના ભેરૂ તમે એકલના બેલી, નોધારાના ઓધાર રે એકલના બેલી. ટેક.

શ્રીકૃષ્ણજી દડે રમવા ચાલ્યા, ભૂપત છે એકલા ભેરૂ;
દડો લુટાવીને જમનામાં નાખ્યો, નાથજી નાથીને લાવ્યા એરૂ. એકલ.

પંચાળીની તમે પ્રતિમા પાળી, દૈત દુસાશણ હેર્યું;
તાતણે તાતણે તમે ચીર પુર્યા, એક ઉતાર્યું ને બીજું પેર્યું. એકલ.

હિરણાકશ જ્યારે હઠે ભરાણું, જાય પેળાદ તેના છોરૂ;
થંભ ધખાવીને તરતજ ઠાર્યાં, ત્યારે નરસિંહે કરી તેની વારૂં. એકલ.

કોલવા ભકતે પગના કટકા કર્યા, ધ્યાન તમારી સાથે ધરિયું;
કૃષ્ણજીની કૃપા થઇ, દર્શન કારણે મંદિર ફરિયું. એકલ.

આગળ સાધુ તમે ઉગાર્યા, લાલન કરજો મુજ પર મેરૂં;
લક્ષ્મી સાહેબ કે કરમણ ચરણાં, ત્યારે ત્રિકમ થયા મુંજા વારૂ. એકલ.

# 'સૌરાષ્ટ્રની રસધાર'ની સુવર્ણ જયંતી

જયમલ્લ પરમાર

કેટલાક મહાનુભાવોની જેમ કેટલાંક પુસ્તકો પણ બડભાગી નીવડે છે. પ્રચાસ વર્ષથી લોકોનાં દિલ ડોલાવનાર અને બબ્બે પેઢીથી એકધારાં આકર્ષણ જમાવી રાખનાર મેઘાણીભાઈની 'સૌરાષ્ટ્રની રસધારો' એવાં બડભાગી પુસ્તકો છે. સૌરાષ્ટ્રની રસધારો મેઘાણીભાઇની મટીને ગુજરાતની જનતાની રસધારો બની ગઈ છે.

સૌરાષ્ટ્રની રસધારોમાંથી ગુજરાતી પ્રજાનો રસ કદી ખૂટયો નથી. કારણકે એમાં જનતાના ખમીર અને ખાનદાની, અમીરાત અને આત્મસમર્પણ પ્રણયના તુમુલ સંઘર્ષ, સંત સતી અને શૂરાની જ્વલંત ગાથાઓ સંઘરાયેલી છે. એટલું જ નહિ પણ એ દિલાવર સંસ્કૃતિની સચ્ચાઈનો દસ્તાવેજ છે. એમાં ખાનદાની ને ખૂટલાઈ, વફાઈ અને બેવફાઈ, પરમ વિશ્વાસ અને વિશ્વાસઘાતના માનવજીવનના આંતરિક પ્રવાહો કશી રોક ટોક વગર આલેખાયા છે. એમાં ગત યુગના અંત ભાગમાં જીવન જીવી ગયેલાં માનવીઓની તવારીખની તેજછાયા આલેખાઈ છે. લોકજીવનના આરોહ અવરોહને આલેખતા મેઘાણીભાઇના અપ્રાપ્ય બનેલાં પુસ્તકો પણ એમના કુટુંબની ઉદાત્ત ભાવનાને કારણે પ્રાપ્ય બન્યાં છે. મેઘાણીભાઇનું સાહિત્ય સસ્તી કિંમતે બહાર પાડવાના બિનધંધાદારી કાર્યક્રમ મુજબ 'સૌરાષ્ટ્રના ખંડેરોમાં', 'ચારણો અને ચારણી સાહિત્ય', 'સોરઠી ગીત કથાઓ', 'સોરઠી સંતો', 'હાલરડાં', 'રવીન્દ્ર વીણા', 'યુગ વંદના', 'સિંધુડો' અને હવે સૌરાષ્ટ્રની રસધારો પણ મળે છે.

'સૌરષ્ટ્રની રસધારોનું પ્રકાશન બન્ને રીતે સુવર્ણયોગ સાધે છે. સૌરાષ્ટ્રની રસધારને ૫૦ વર્ષ પુરાં થાય છે અને મેઘાણીભાઇની ૮૪ની જયંતીના દિને ૨૮મી ઓગસ્ટના રોજ તેનું પ્રકાશન થાય છે. દધિ બેચન ઓર હરિ મિલન, એક પંથ દોઉ કાજ. લોકોની દિલાવર સંસ્કૃતિના દસ્તાવેજો અને મેઘાણીભાઈની સ્મૃતિ એમ બંને રીતે તે સંઘરવાનો અમૂલ્ય અવસરને ઊભો કરે છે.

સૌરાષ્ટ્રની 'રસધારો પાંચ ભાગમાં ૧૦૦ પ્રાણવાન કથાઓને સંઘરે છે. બજાર ભાવની દૃષ્ટિએ જોવા જઈએ તો ૭૫ રૂપિયાથી ઓછા ભાવે તે મળી જ ન શકે, ત્યારે રૂપિયા ૭૫ને બદલે આગોતરા ગ્રાહક થનારને રૂપિયા ૨૫માં મળે એવી વ્યવસ્થા મેઘાણીભાઈના કુટુંબ તરફથી કરવામાં આવી છે.

આવાં પ્રાણવાન અને પ્રેરણા આપતાં પુસ્તકો જ્યારે આટલા સસ્તા દામે પૂરાં પાડવામાં આવતાં હોય ત્યારે ચાલું પેઢીને પ્રેરણા માટે; ઊછરતી પેઢીને સંસ્કાર સિંચન કરવા અને પ્રજાજીવન સાથે પ્રૌઢશિક્ષણનો અનુબંધ મેળવવા માટે પ્રત્યેક પંચાયતે પોતાની શાળાઓ માટે, પ્રત્યેક પુસ્તકાલયે પોતાના વાચક વર્ગ માટે અને ખર્ચ કરી શકે તેવા માબાપોએ પોતાના પરિવાર માટે સૌરાષ્ટ્રની રસધારોના આગોતરા ગ્રાહક બની જવું જોઇએ, મિત્રોને, વિદ્યાર્થીઓને, સગા સંબંધીઓને ભેટ આપવા માટે આ ઉમદા સંસ્કારગ્રંથો છે. પેઢીની પેઢી સુધી ન ખૂટે એવો આ સંસ્કાર ખજાનો છે. લોકસાહિત્યના ચાહકો તો આ અવસર ન ચૂકતાં મેઘાણીભાઈના લોકસાહિત્યના પ્રાપ્ય ગ્રંથો જરૂર વસાવી લે કે જેથી એમને કહેવાની વારી ન રહે કે મેઘાણીભાઈનાં પુસ્તકો નથી મળતાં.

[વધુ માટે બીજા પાને આપેલી વિગતો જોવા વિનંતી છે]

પૃષ્ઠ. ૨૧૯ થી ચાલુ.]

ત્યાંતો વીજળીની જેમ મ્યાનમાંથી તલવાર ખેંચાણી.

."આહાહાહા દરબાર! નવી નવાઈની તલવાર દેખાડો છો? તમારા હાથે મોત. થાય એવાં ભાગ્ય કયાંથી? ઈ તો ઉજળાં મોનાં મોત. લ્યો ઝીંકો!

કહેતાં શીલવંત કાઠિયાણીએ ગરદન ઝુકાવી ને બાવાવાળાના કરપીણ હાથે એક જ ઘાયે આશાભર્યા રૂપજોબન રોળાઇ ગયાં.

## ગ્રામસ્વરાજની કેડીએ અગ્રેસર

# ગરવું ગોમટા



ગોમટાના ૭૨૦ કુટુંબોનો સામુહિક પુરુષાર્થ સફળતાને વર્યો છે. રાજકોટ જિલ્લાના આ ગામની પંચાયતે ૧૯૭૭-'૭૮ની રાજ્યની સર્વશ્રેષ્ઠ પંચાયતનું બહુમાન મેળવ્યું છે. ગોમટાની ગતિશીલતાના આ રહ્યા મહત્વના સિધ્ધિ-સોપાનો :

* ૨૮૮ પિયતના કૂવાઓ * ૧૯૫ વીજળીક મોટરો * ૮૫ ઓઇલ એન્જીનો * ૩ અનુશ્રવણ તળાવો * ઘેર ઘેર પાણીના નળ * ૩૫૦ રબર ટાયરના ગાડાંઓ * પ્રાથમિક આરોગ્ય કેન્દ્ર * પશુ સારવાર કેન્દ્ર * ગૌશાળા * બાલમંદિરથી ઉચ્ચ માધ્યમિક સુધીની શાળાઓ * પુસ્તકાલય-વાચનાલય * ટેલિફોન એક્સચેંજ * બે બેન્કો * ટીન ફેક્ટરી * ખેતીના ઓજારો બનાવવાનાં ૨ કારખાના * તેલની ૪ મીલો * ગ્રામ રક્ષક દળ * ખેતી વિષયક સહકારી મંડળી * ગામના હરિજન કુટુંબો અને માજી સૈનિકો માટે સાંથણીમાં જમીન * ગ્રામોદ્યોગો, કુટુંબનિયોજન, ગટર યોજના, સમાજ સુધારણા વગેરે સર્વાંગી વિકાસના અંગો.

## ગોમટા સાકાર કરે છે —
## ગ્રામસ્વરાજનું સ્વપ્ન



Oormy Navrachana Rajkot-1 (July-'80) ફી રૂા ૨-૦૦ Regd. No. G-RJ-82

લોકસાહિત્યની સર્વગ્રાહી છણાવટ કરતું

વૈજ્ઞાનિક નિરૂપણનું પહેલું પુસ્તક

# લોક, સાહિત્ય અને સંસ્કૃતિ

અર્ધી સદીના અનુભવ અને અભ્યાસનો નીચોડ

લેખક : જયમલ્લ પરમાર

જેમાં લોક, લોકસાહિત્ય અને લોકસંસ્કૃતિના ઉદ્‌ભવ, વિકાસ, વ્યુત્પત્તિ, વ્યાખ્યા, લક્ષણો અને સ્વરૂપોનું વિશદ વિવરણ કરવામાં આવ્યું છે.

જેમાં લોકસાહિત્ય ને શિક્ષણ, લોકસાહિત્યનું ઐતિહાસિક અન્વેષણ, ભાષાનાં રૂપ અને લૌકિક સ્વરૂપની ઊંડી આલોચના કરવામાં આવી છે.

જેમાં લોકસાહિત્ય અંગે પ્રવર્તતા અનેક વિસંવાદી ને પરસ્પર વિરોધી સિદ્ધાંતોનું નિરસન કરીને લોકસાહિત્યને નિશ્ચિતરૂપે આકારવામાં આવ્યું છે.

**મન, બુદ્ધિ અને હૃદયને એકસાથે અપીલ કરતું**
**પ્રાણવાન પ્રકાશન**

મૂલ્ય રૂા. ૨૦ : રજીસ્ટર્ડ પોસ્ટેજ રૂા.-૨/૬૫
વી. પી. નહિ કરાય. મ. ઓ. દ્વારા પૈસા મોકલવાથી મોકલાશે

: પ્રાપ્તિ સ્થાન :

ઊર્મિ નવરચના કાર્યાલય : ૧૩ જાગનાથ પ્લોટ : રાજકોટ-૧

ઊર્મિ નવરચના

આદ્ય તંત્રી: સ્વ. ઈશ્વરલાલ મો. દવે
તંત્રી જયમલ્લ પરમાર
ઑગસ્ટ : ૧૯૮૦
સળંગ અંક-૬૦૫

# કોણ જુવાન, કોણ જઈફ!

[અમેરિકન સેનાપતિ જનરલ મેકઆર્થરના ટેબલ ઉપર એક કવિના ગીતની એક છબી ટીંગાતી તે નીચે મુજબ હતી.]

જોબન એ જિંદગીનો કોઈ ચોક્કસ કાળ નથી એ તો માનવીના મનની દશા છે; મનોબળનો મિજાજ છે, કલ્પનાશક્તિનો એક ગુણ છે. લાગણીઓનો જુસ્સો છે, ભયભીતતા ઉપર હિંમતનું અને એશઆરામના મોહ ઉપર સાહસની વૃત્તિનું વર્ચસ્વ પ્રેરનારી એ તો એક તમન્ના છે.

અમુક વર્ષો સુધી જીવવાથી કોઈ ઘરડું થતું નથી: પોતાના આદર્શોને ત્યજીને નાસનારો જ ઘરડો થાય છે. વર્ષો વીતે છે ને ચામડી ઉપર કરચલીઓ પડે છે, પણ ઉત્સાહ ગુમાવવાથી તો દિલ ઉપર કરચલીઓ પડે છે. ચિંતા, આશંકા, આત્મ–અશ્રદ્ધા, ભય અને નિરાશા – માનવીના મસ્તકને નીચું નમાવનારાં અને ઉન્નત બનતા જુસ્સાને પાછો ધૂળભેગો કરનારાં લાંબાં વર્ષો તો આ બધાં છે.

દરેક માનવીના અંતરમાં – એ ચાહે સિત્તેર વર્ષનો હોય, ચાહે સોળનો – અજાયબીઓ પ્રત્યે આકર્ષણ હોય છે. આકાશના તારાઓ અને એ તારા જેવી વસ્તુઓ ને વિચારો માટે એને મીઠું આશ્ચર્ય હોય છે. ભાવિમાં શું શું ભર્યું છે તે જાણવાની બાલસહજ ઉત્કંઠા તેમજ જિંદગીના આનંદ અને ઉલ્લાસ એનામાં હોય છે.

માણસ પોતાની શ્રદ્ધા જેટલો જુવાન છે; પોતાની આશંકા જેટલો વૃદ્ધ છે, પોતાની આત્મશ્રદ્ધા જેટલો એ જુવાન છે, પોતાની બીક જેટલો એ જઈફ છે, પોતાની આશા જેટલો એ જુવાન છે, નિરાશા જેટલો બુઢ્ઢો છે.

માનવીનું અંતર જ્યાં સુધી ધરતાના, માનવીના અને મહાકાલના સૌંદર્ય, ઉત્સાહ હિંમત, ભવ્યતા અને તાકાતના સંદેશાઓ ઝીલી શકે છે ત્યાં સુધી એ જુવાન છે.

પણ બારીએ જ્યારે પડદા પડી જાય અને માણસના દિલના અંતરતમ ભાગ ઉપર નિરાશા અને શંકાશીલતાના ઓળા પથરાઈ જાય ત્યારે એને સાચું ઘડપણ આવ્યું માનવું, અને એના આત્માની શાંતિ કાજે ઈશ્વરને પ્રાર્થના કરવી.

(ઊર્મિનવરચના – એપ્રિલ '૪૬)

# ઊર્મિ નવરચના

તંત્રી : જયમલ્લ પરમાર

વર્ષ : ૫૧ ઑગસ્ટ : ૮૦ : અંક : ૫ : સળંગ અંક : ૬૦૫






## ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

ઑક્ટોબર નવેમ્બર સિવાય કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઑફિસે ફરિયાદ કર્યા બાદ કાર્યાલયને નકલ મોકલવી. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

સરનામું બદલાયાના ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિનવરચના'ના લવાજમના દર

વાર્ષિક-દેશમાં રૂા. ૨૦-૦૦

વાર્ષિક પરદેશમાં રૂા. ૪૦-૦૦

લેખકોને--

લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રીઓ તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

પ્રકાશકોને—

બદલાનાં સાપ્તાહિક, પાક્ષિક માસિક વગેરે તથા અવલોકન માટેનાં પુસ્તકો નીચેના સરનામે મોકલવાં.

એજન્ટોને—

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ઊર્મિનવરચના કાર્યાલય
૧૩, જાગનાથ પ્લૉટ
રાજકોટ ૩૬૦૦૦૧ (જિ. રાજકોટ


માલિક, મુદ્રક અને પ્રકાશક : રાજુલ ઈ. દવે : ૧૩, જાગનાથ પ્લૉટ, રાજકોટ-૧
મુદ્રણસ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે, રેસકોર્સ રોડ, રાજકોટ-૧.

# ઇસરદાસજીની વાણીમાં દેવીસ્તવનના દોહા

કુંડલણી માયા કહાં, ધરિણિ ભણાવણ ધ્રમ;
દેવી મૂઝ સુમતિ દે પરિજિણિ કહાં પરમ્મ. ...૧

( જે કુંડલિની શક્તિ કહેવાય છે, પૃથ્વી પર ધર્મનો પ્રચાર કરાવનારાં છે, એવાં હે દેવી ! મને નિર્મળ મતિ આપો, જેથી પરમેશ્વરના ગુણ કથું.)

ભાંજી અવિધા જડ ભ્રમ, કળિ અભિમાન કલેશ.
ત્રિપુરા ગુણ વિદ્યાતણા, આપી મુઝ ઉપદેશ...૨

(મા! અમારાં અવિધા, અજ્ઞાન અને ભ્રમાત્મક્તાની જડ કાઢી નાખો. મનનો મેલ, અભિમાન અને અશાંતિ ટાળો. હે ત્રિપુરા દેવી ! અમને જ્ઞાન, વિદ્યા અને સદ્દગુણનો ઉપદેશ આપો.) —

અહિ નર અમર રિખિ, અસુર સેવે તુ સહસોઇ;
પવિત્રાં તુ રજા પર વે, કિસન ન જાણે કોઇ...૩

(જગદંબા ! નાગ, માનવ દેવતાઓ, ઋષિઓ અને અસુરો એ સર્વ તને ભજે છે. સંસારને પાવન કરનારાં તમારી અનુમતિ સિવાય કોઇ ઈશ્વરને જાણી શકતું નથી.)

## શારદા સ્તવન : મોતીદામ

નમો નિત વાહની મોર વિખ્યાત
નમો સર મોગટ પિંછ સોહાત.

નમો ત્રય ખટ વજાડણ તાર
નમો મન મોદ પ્રમોદ મિણાર ......૧

(જે મયુર વાહની તરીકે પ્રસિદ્ધ છે. જેના શિર પર મયુરયુક્ત મુગટ છે. જે નવતારની વિણા બજાવે છે. અને મનને આનંદની અનુભૂતિથી ભરી દે છે. એ મા શારદાને વંદન હો.)

નમો વરદાયક મુખમેં વાણ;
નમો હર જાડ બુધિ જરઠાણ;
નમો સુભ દેણ મતિ સદગત;
નમો પરઠાવણ કૃત પ્રભત ......૨

(જે કવિશ્વરોના મુખમાં વરદાયી વાણી રૂપ છે. અજ્ઞાનમય અને અવિવેકી મતિને હરી લેનારાં છે. સારી મતિ સદ્દગતિ અર્પનારાં છે. અને સુકાર્યો રૂપ યશને પૃથ્વી પર મોકલનારાં છે. એ મા શારદાને પ્રણામ હો.

નમો નર નાગ સુરિજણ સેવ;
ફણિસર તોય જીપે સહ દેવ;
કહે 'ઇસર' દ્વિ કર જોડ;
મયા કર માત મયા મદ મોડ ......૩

(જેમને આ લોકમાં દેવ, માનવ અને નાગોએ સેવ્યાં છે. અને જેમનો જાપ આ પૃથ્વી ઉપર સહુ દેવો જપે છે. એવાં હે મા, તમને નમસ્કાર હો. કવિ ઈસરદાસ બે હાથ જોડીને પ્રાર્થે છે. મા ! તમે દયા કરીને મારા મનમાં ખૂણે ખાંચરે યે ક્યાંય અભિમાન ભરાયું હોય તો તેનો નાશ કરો.)

સં. રતુભાઇ રોહડિયા

# શિયળનું ગૌરવ સ્વાર્પણ માગે છે

(કે. શીલવંતી નાર–૮)

જયમલ્લ પરમાર

સ્ત્રીત્વના ગૌરવનો ઊંચો આદર્શ જે કાળે પોતાના માનેલા સતધરમ માટે મોતને મીઠું કરવાનો હતો તે કાળની આ વાત છે.

જામનગરને રસ્તે જતાં અલિયાબાડા ને જાંબુડા ગામના બે રસ્તા જુદા પડે છે. જાંબુડા ચારણોનું જાજરમાન ગામ છે. હાલારનું સાંસ્કૃતિક બીજ ત્યાં પડેલું છે.

એ કાળે જામાણા માથે જામ લાખાનાં રાજ. રાજા નવરો પડે ત્યારે એની બેય આંખે સત્તા અને સમૃદ્ધિનાં વિકારી આંજણ અંજાઈ જાય છે.

ફરતો ફરતો જામ લાખો જાંબુડાના પાધરથી નીકળ્યો. પાધરના કૂવે પદમણીના રૂપે જુવાન આઈ કામબાઈ પાણી સીંચે. ચારણ તો ઘી દૂધના છોડવા. નિર્મળ મનનાં માનવીનાં અંગ એવા નરમળાં રૂપથી નીતરતાં હોય છે. આવાં રૂપ જોતાં જ જામ લાખાનું ભવન ફરી ગયું.

સાંજ પડી નથી ત્યાં તો જામ લાખાએ પાસવાનને ભેગો લઈને આઈની ખડકીએ ટકોરા દીધા. પાસવાને આઈને જામ લાખાની ઓળખ પાડી. આઈએ આવ–આદર દીધા ને ઢોલણિયે આસન આપ્યાં.

ઢોલણિયે બેસતાં વેંત જામ લાખાએ આઈ કામબાઈને ભાભીનું સંબોધન કર્યું. એક વાર, બે વાર અને ત્રીજી વાર ભાભી કહેતાં આઈ કામબાઈ ઓરડામાંથી પાછાં ફરતાં જામ લાખા પાસે કામળી ઢાંકેલી થાળી ધરી.

જામ લાખો જ્યાં કૌતકથી થાળી ખોલે ત્યાં તાજા જ કાપેલા બે થાનેલા જોયા. શ્વાસ ખાઈ ગયેલ જામ લાખા સામે થર થર થર આઈ કામબાઈ કાંપી રહ્યાં છે. રાજાની રાડ ફાટી ગઈ. ભાગ્યો. પણ આઈ કહે "ભાગીને જઈશ ક્યાં?"

આગળ જામ લાખો ને પાછળ આઈ કામબાઈ. લોહીની શેડયું ઊડતી આવે છે. દરબારગઢમાં ગરી ગયેલ ભીરૂ જામ લાખાએ પાછા ફરી મોઢામાં તરણું લીધું. આઈએ માફ કરતાં કહ્યું કે 'મહેલની ઓતરાદી બારી ઉઘાડીશમાં. હે જામ લાખા!'

"હું ભેણી ને તું ભા, સગા! આદુનો સંબંધ;
કવચન કાઢેલા, કિયે અવગણે કઢિયું?"

"હે જામ લાખા! તું ક્ષત્રિય ને હું ચારણ. આપણે તો આદિકાળથી ભાઈ બ્હેનનો સંબંધ છે. તું ક્ષત્રિય મટી ગયો તે તારા મોઢામાંથી ભેણ–(બહેન) ને ભાભી કહેવા જેવાં હલકટ વેણ નીકળ્યાં!"

કહે છે કે બાર વરસે રાણીએ ઓતરાદી બારી ખોલાવતાં આઈ બળી મુએલાં એ દૃશ્યે આંગળી ચીંધતાં આંગળીથી ઝાળ લાગતાં જામ લાખો બળી મુએલો.

એ તો લોકોક્તિ છે. જામ લાખે તો આઈ કામબાઈનાં ભવાની રૂપ ભાળ્યાં ત્યારથી પ્રજ્વળતો હતો. રાજા ઊઠીને પ્રજાની બ્હેન દીકરિયું માથે કુદૃષ્ટિ ફેંકયા કરે એને બળવામાં બાકી શું હોય? પણ આઈ કામબાઈનાં કાલિકારૂપે એને કાયમનો બાળી મૂકેલો. એ આગ વધુ ભયાનક છે. જામ લાખો એ આગમાં બળીને ખાખ થઈ ગયો. પણ આઈ કામબાઈના આત્મગૌરવના ઊગ્ર સ્વાર્પણે પ્રજાની લાજ આબરૂને લાંબા કાળ સુધી રક્ષણ આપી દીધું.

શીલનું ઢાંકણ સ્વાર્પણ છે. આજે તો શેરીએ ને ગલીએ, ચોકે ને ચૌટે, સિનેમા અને સમારંભોમાં, બાગ અને બગીચામાં કામની અગન ઝાળે લાખો ફુંદાં અને પતંગિયાં રોજ રોજ સળગી રહ્યાં છે. બળાત્કારોનો બૂમરાટો બોલી રહ્યો છે. ન સમાજ, ન સરકાર, ન મા બાપ કે ન ભાઈ–કુટુંબી નારીની પવિત્રતાનું રક્ષણ કરી શકે છે, કારણ કે અપવિત્રતામાં ગલગલિયાં અનુભવનારો એક નવો સમાજ રચાઈ રહ્યો છે. ત્યાં આઈ કામબાઈનાં આત્મ–જોમમાં એમને જંગાલિયાત પણ જ લાગે. સ્વાર્પણનાં જોમ ક્યાંથી જન્મે?

# કર્મઠ કલાવિદ્ સ્વ. શ્રી બચુભાઈ રાવત

જયમલ્લ પરમાર

લગાતાર ૫૫ વર્ષથી ગુજરાતને 'કુમાર' માસિક દ્વારા સાહિત્ય અને કલાના શ્રેષ્ઠ સંસ્કાર સિંચન કરનાર શ્રી. બચુભાઈ રાવતનું અવસાન થતાં એમની પેઢીનો ગુજરાતે શ્રેષ્ઠ શિલ્પી ખોયો છે. અબોલ અને અજાતશત્રુ બચુભાઈ કલા અને સાહિત્યના વડલા સમા હતા અને અનેકવિધ પ્રવૃત્તિના મુંગા પોષક હતા. એમણે દર બુધવારના 'કુમાર'માંના કવિમિલનને કવિશાળાનું રૂપ આપ્યું. કવિઓની એક આખી પેઢીને ત્યાંથી પ્રોત્સાહન મળતું રહ્યું છે.

કવિતાની, ચિત્રકલાની, ફોટોગ્રાફિક કલાની અને કલાનાં વિવિધ ક્ષેત્રોમાં સરળ પ્રવેશ કરાવીને એનાં રહસ્યો ખોલી ખોલીને બતાવવાની રીત, સમજૂતિ અને ભાષાશૈલી સ્વ. બચુભાઈ રાવતે વિકસાવેલ છે. આમ એમણે કવિતા અને કલાને બોલતી કરી છે. એમ કહી શકાય કે કવિતા અને કલાના શિક્ષણનો એમણે યુગ પ્રવર્તાવેલો.

મુદ્રણકલાનો અનુપમ વિકાસ 'કુમાર' દ્વારા એમણે કર્યો છે. ગુજરાતી લિપિને સુંદર મરોડ આપતી રાવત લિપિની દેન એમની છે. 'કુમાર' માસિકમાં પ્રગટ થતા લેખો, વાર્તા કવિતા, ચિત્રો અને ફોટોગ્રાફનાં હાર્દ પ્રગટ કરતી પીઠિકા અને ચોટદાર છતાં ગૌરવભર્યા શીર્ષકોએ ગુજરાતનાં સામાયિકોની દુનિયામાં નવી ભાત પાડી છે.

કુમાર દ્વારા એક આખી પેઢીનું ચિત્રકલા, સંગીત, નૃત્ય, લલિત અને લલિતેતર કલાઓ, કારીગરી શૌર્ય અને સાહસ, જ્ઞાન અને વિજ્ઞાન, સંસ્કૃતિ અને સંસ્કાર, આરોગ્ય અને અવલોકન, પ્રસંગાલેખનો અને જીવનચરિત્રો, લઘુકથાઓ અને નવલિકાઓ, ખગોળ, વનસ્પતિ, પશુપંખી અને પ્રાણીસૃષ્ટિ, પુરાતત્ત્વ અને ઈતિહાસ તથા દેશપરદેશના જે તે ક્ષેત્રના મહાન નરનારીઓના ચારિત્ર્યાલેખન દ્વારા શૈક્ષણિક ઘડતર થતું રહ્યું. લોકસાહિત્ય સમિતિ દ્વારા લોકસાહિત્યના ક્ષેત્રે પણ એમની સૂઝબૂઝનો લાભ ગુજરાતને મળતો રહ્યો છે.

ભારતના કલા અને સાહિત્ય ક્ષેત્રે 'કુમાર' જેવા સામયિક દ્વારા ગૌરવ અપાવનાર શ્રી બચુભાઈનું વ્યક્તિત્વ રાષ્ટ્રીય હતું. આટઆટલું છતાં તેઓ નિરાભિમાની, સરલ અને સાદગીભર્યું જીવન વીતાવતા તપસ્વી સમા હતા. શરીર ચાલ્યું અને આંખે ઝાંઝા મૂઝું પણ સૂઝતું રહ્યું ત્યાં સુધી તેઓ કામ આપતા રહ્યા.

જન્મ એમનો ૧૮૯૮ના ફેબ્રુઆરીની તા. ૨૭મી એ અમદાવાદમાં થયેલો. પિતા પોપટલાલ જીવાભાઈ ગોંડલ રાજ્યમાં વેટરનરી સરજન હતા. એથી એમનો શૈશવકાળ ગોંડલમાં વીતેલો. સંજોગાધીન મેટ્રીકથી વધારે નહિ ભણી શકેલા. ગોંડલ સંગ્રામજી હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે જીવનની શરૂઆત કરેલી. પિતા પાસેથી કર્તવ્યપરાયણતા અને પ્રાણીઓ પ્રત્યેનું વાત્સલ્ય અને રસવૃત્તિના સંસ્કાર સિંચાયા. માતા સૂરજબાએ ધાર્મિકતા, ઋજુતા અને સૌમ્યતાના સંસ્કાર સિંચેલા.

૧૯૧૮માં તેઓ શ્રી રવિશંકર રાવળના સંસર્ગમાં આવ્યા. ૧૯૧૯માં અમદાવાદ આવ્યા ને સસ્તા સાહિત્ય વર્ધક કાર્યાલયમાં જોડાયા. મુંબઈ વીસમી સદીમાં જોડાવા જવાના હતા ત્યાં હાજી મહમદ અલારખિયાનું અવસાન થયું. ત્યારબાદ તેઓ 'નવજીવન પ્રકાશન'માં જોડાયા ને ૧૯૨૪માં શ્રી. રવિશંકર રાવળ સાથે 'કુમાર' માસિકમાં જોડાયા ને આપણે જોઈ ગયા તેમ સાહિત્ય અને કલાના ક્ષેત્રે ભગીરથ કાર્ય કર્યું. શ્રી બચુભાઈ રાવતને એમની સાહિત્ય અને કલાની સેવાઓ માટે ગુજરાત સાહિત્ય સભા તરફથી રણજીતરામ સુવર્ણચંદ્રક એનાયત થયેલો અને ગુજરાત રાજ્ય લલિત કલા અકાદમી તરફથી પુરસ્કાર પ્રદાન થયેલો. શ્રી બચુભાઈ રાવત ભારતીય અસ્મિતાના ઉદ્‌ગાર સમા હતા.

# લોકોક્તિનો એક પ્રકાર – ઢકો

નરોત્તમ પલાણ

લોકસાહિત્યનાં સ્વરૂપોમાં લોકોક્તિ, લોકકથા, લોકગીત, લોકગાથા અને લોકનાટ્ય મુખ્ય છે. આ સ્વરૂપો ઉત્તરોત્તર વિકાસ પામેલાં પણ જણાય છે, જેમકે લોકોક્તિ સાવ સાદી અને સહજ અભિવ્યક્તિમાં બંધાય છે. એમાં ખાસ કોઈ કસબ નથી, જ્યારે લોકકથા અને લોકગીત સ્હેજ કસબ ધરાવતાં સ્વરૂપો છે. લોકોક્તિની તુલનામાં કથાના ઘટક તત્ત્વો અને ગીતોના ઢાળની માવજત કરવાની હોય છે. લોકસાહિત્યના આ ત્રણેય સ્વરૂપો કરતાં લોકગાથામાં વળી વિશેષ માવજતની અપેક્ષા હોય છે. એમાં કથાનું ઘટકત્વ અને ગીતનું ગેયત્વ બન્નેનો સુમેળ જોવા મળે છે. આ બધાં જ સ્વરૂપોની તુલનામાં લોકનાટ્યનું સ્વરૂપ વિશેષ કઠિન અને વિકસિત સ્વરૂપ જણાય છે. એમાં ઉક્તિ એટલે કે સંવાદનું તત્ત્વ પ્રધાન હોય છે. એ ઉપરાંત કથા, ગીત અને સાથે સાથે અભિનય તેમજ નૃત્યની સંગતિ પણ જોવા મળે છે. આ સ્વરૂપોનો સળંગ વિચાર કરીએ તો લોકોક્તિ સાવ પ્રારંભિક દશાનું તદ્દન કુદરતી સ્વરૂપ જણાય છે, જ્યારે લોકનાટ્ય સૌથી વિશેષ કસબવાળું અને વધારે સંકુલ સ્વરૂપ છે.

લોકસાહિત્યના ઉપરોક્ત બધાં સ્વરૂપોમાં પેટાભેદો પણ જોવા મળે છે. સ્થળ, કાળ અને રસ મુજબ એનાં ભિન્ન ભિન્ન પ્રકારો અસ્તિત્વમાં આવ્યા છે અને ટકી રહ્યાં છે. અહીં લોકોક્તિના એક પ્રકારનો વિચાર કરીએ તેની પહેલાં લોકોક્તિ એટલે શું – તેનો સ્હેજ પ્રકાશ મેળવી લઈએ. લોકોક્તિ આમ જુઓ તો, માનવીના અનુભવનો ભંડાર છે. ઘરસંસાર, આજીવિકાનો વહેવાર, ઋતુઓના અનુભવો અને ધરતી તથા પશુપંખીવૃક્ષોની ખાસિયતો માનવીએ જુદી જુદી પંક્તિઓમાં સંગ્રહી રાખેલી જણાય છે. આજુબાજુની લાલાશ પડતી જમીનને કારણે ગામનું નામ રાતડી, એના ઢોર પ્રમાણમાં મારકણાં અને માણસ ખીજાળ –આ ઉપરથી લોકોક્તિ આવી 'રાતડી રાતડ'! ગામની સીમમાંથી નીકળતાં જ એની ગાય સિંકોટા નાખીને મારવા દોડે કે પાદરમાં પગ મૂકતાં જ હાઉ કરતો કૂતરો સામો થાય અને અનુભવીજન બોલી ઊઠે કે 'ભાઈ, ઈતો રાતડી રાતડ !' આ ઉક્તિમાં એ સ્થળની વિશિષ્ટતા બરાબર સંચવાયેલી જણાય છે. ભાદરકાંઠાનું માણસ પ્રમાણમાં આળસુ અને ચરબીવાળું એટલે 'ભાદર લાદર.' ભીનાં ખેતરમાંથી એકસામટાં ત્રણ ચાર ગાજરને ખેંચી કાઢતાં એની સાથે માટીનો પિંડ પણ ઊંચકાઈ તેને 'લાદર' કહે છે. ભાદર કાંઠાનું માણસ પણ આવું ! આપણે એક તારણ કાઢી શકીએ કે જે ઉક્તિમાં મનુષ્યનો અનુભવ શક્ય તેટલા લાઘવથી વ્યક્ત થઈ જાય અને એ સર્વત્રપ્રચલિત બની રહે તેનું નામ લોકોક્તિ છે.

લોકસાહિત્યના અભ્યાસુઓએ આ લોકોક્તિના ચારેક પેટા પ્રકાર પણ પાડ્યા છે. યથા–

લોકોક્તિ

લોકોક્તિ | ઉખાણું | કહેવત | ઢકો

ઉપરોક્ત 'રાતડી રાતડ' / 'ભાદર લાદર' / 'આલો સૌથી નાખો' / 'નાઘેર ઘીની ગાગેર' વગેરે લોકોક્તિના સુંદર ઉદાહરણો છે. આપણે કહી શકીએ કે આવી લોકોક્તિમાં સામાન્યતઃ અનુભવથી સિદ્ધ થયેલું જ્ઞાન હોય છે.

લોકોક્તિના બીજા પ્રકારમાં ઉખાણાનો સમાવેશ થાય છે. 'એક દાબડીમાં બત્રીસ બાવા' કે 'એક જનાવર ઈતું, પૂછડે પાણી પીતુ.' વગેરે સમસ્યા પ્રધાન લોકોક્તિઓ છે. આવી લોકોક્તિઓનો હેતુ બુદ્ધિચાતુરી સાથે મનોરંજનનો જણાય છે. ડૉ. ફ્રેઝર જણાવે છે કે આ ઉખાણા ઘણા પ્રાચીન છે. વેદમાં 'બ્રહ્મોદય' નામથી ઉખાણા મળે છે.– –ખાસ કરીને યજ્ઞની શરૂઆતમાં બ્રાહ્મણો પરસ્પરને ઉખાણા પૂછતા અને તે દ્વારા એકત્ર થયેલા સમુદાયને બૌદ્ધિક આનંદ પૂરો પાડતા. નચિકેતા અને યમ વચ્ચેનો સંવાદ, આમ જુઓ તો તત્ત્વદર્શન વિષયક ઉખાણાઓનો છે. વેદ પછીના સંસ્કૃત સાહિત્યમાં 'પ્રહેલિકા' નામથી ઉખાણા મળે છે. પ્રકૃત્તિ, પ્રાણી, ખેતી અને

સામાન્યજ્ઞાન સંબંધી અનેક પ્રકારના ઉખાણાઓ છે.

લોકોક્તિનો ત્રીજો પેટાપ્રકાર કહેવત રૂપે છે. લોકોક્તિ કોઈ સાદું સમીકરણ આપે છે. ઉખાણામાં સમસ્યા પ્રધાન હોય છે, જ્યારે કહેવતમાં ધર્મ, નીતિ, કુદરતી નિયમ તેમજ પશુપંખીમનુષ્યનો સ્વભાવ વિશેની માર્મિક ટકોર વ્યક્ત થતી હોય છે. કહેવત અર્થપ્રધાન છે અને તેમાં બહુધા માનવમૂલ્યોનું સ્થાપન જોવા મળે છે, જેમકે 'ધરમ ઉજાળે કરમ' / 'ધર્મનો જે ને પાપનો ખે' / 'અધૂરો ઘડો છલકાય' વગેરે.

લોકોક્તિના ચોથા પ્રકારને સૌરાષ્ટ્રમાં 'ઢકો' કહેવામાં આવે છે. 'ઢકા'નો એકમાત્ર હેતુ 'હાસ્ય'નો છે. કંઈક અસંબંધ વાતો દ્વારા હાસ્ય નિષ્પન્ન કરવું તેઢકાનું કાર્ય છે. જેમકે

પીપર ઉપર પાડો ચડયો, લબલબ લીંબુ ખાય;
પૂછડું ઝાલીને ઊંચું કરતા, મુંબઇ શહેર દેખાય.

અહીં પીપર ઉપર ન ચડી શકે તો પણ પાડાને પીપર ઉપર ચડતો બતાવ્યો, લીંબુ અને તે પણ અશકય એવા લબલબ અવાજથી તથા પીપર ઉપર ન હોય તોય ખાતો બતાવ્યો અને પછી તદ્દન અશકય એવી રીતે મુંબઈ શહેરને બતાવી દીધું ! અતિશય પ્રખ્યાત એવું આ ઢકાનું ઉદાહરણ છે વ્રજભાષામાં પણ આવો જ ઢકો પ્રચલિત છેઃ

ભોંસિયા ચડી પેડપે, લબલબ ગૂલર ખાય,
પૂરછ ઉઠાયકે દેખિયો, માંડુ શહેર દીખાય.

o o o o

ઢકો ઘણો પ્રાચીન પ્રકાર છે. સંસ્કૃતમાં – 'ઢકોલસા' નામથી આવી રચનાઓ મળે છે. 'મૃચ્છકટિક'માં શકારી આ પ્રમાણે 'વ્યર્થ પ્રલાપ' કરતો નજર આવે છે :

'चाणक्येन यथा सीता, मारिता भारते युगे,
एवं त्वां मोहयिष्मामि, जहायुरेव द्रौपदीम् ॥
(અંક : ૮/શ્લોક–૩૫)

('હુ તને એવી રીતે મારી નાખીશ જેમ મહાભારતમાં ચાણક્યે સીતાને અને જટાયુએ દ્રોપદીને મારી.') અહીં સ્થળ કાળથી અસંભવ વાતો દ્વારા હાસ્યને ઉત્પન્ન કરવામાં આવ્યું છે. આને મળતો એક 'ઢકો' આ પ્રમાણે છે :

'વીજાણુંદની વરમાળ, હૈયે હાલામણ તણે;
ખડકી મરાણો ખેંગાર, ટોકું કાઢયું દેવરે !

અહીં એક પણ વાત સંભવિત નથી અને તેથી મર્માળુ હાસ્ય ફરકી જાય છે. 'ઢકોસલા' ઉપરથી જ ગુજરાતી 'ઢકો' શબ્દ આવ્યો જણાય છે. બંનેમાં વ્યર્થ પ્રલાપ દ્વારા મનોરંજનનો હેતુ છે. આપણે ઢકાનું એવું સ્વરૂપ લક્ષણ તારવી શકીએ કે જેમાં મિથ્યા સંદર્ભ અપાતો હોય પણ કહેવાની વાત તદ્દન અલ્પ કે હળવી હોય તેવી ઉક્તિ તે ઢકો છે. આ વિધાનની પુષ્ટિ અર્થે એક ઢકો જોઈએ –

કયાંની રાણકદેવરી, કયાંનો ભનો કુંભાર;
કે જામની માને જુવાર, હવે કાઢો જરદો ને પડતલી.

અહીં ખોટો સંદર્ભ આપી હવે 'ચલમ પીવડાવો' એવો હેતુ છે ! કયારેક ઘણી મોટી વાત કરીને સાવ હળવી હકીકત વિશે ધ્યાન દોરી હાસ્ય ફેલાવવાનો ઈરાદો હોય છે, જેમકે

પસો પાટણનો શેઠ, કે(જાણે)હેમર ઘડિયો હાથિયો,
એની ફાગણ ફોરે ફાંદ કે પડદે બોલે પદમણી.

અહીં પસાને પાટણનો શેઠ કહી, સોનાના ઘડેલ હાથી જેવો સ્વરૂપવાન બતાવી એની ફાંદને ફાગણમાં ફોરેલી દર્શાવી એના પડદામાં પદમણી બોલતી હોવાની વાત કરી ! અહીં પૂંઠ પદમણીનું રૂપક પામી છે તે હાસ્યનું મોજું ફેલાવનાર બની રહે છે ! આવું જ બીજું ઉદાહરણ–

મલક ફાડીને ગરજ્યો, વરસ્યો ફાડી આભ;
કે કાળુડી તારો ગાભ, કે કરસન કાનજી પૂજા કરે!

અહીં પ્રથમ પંક્તિમાં ગરજતો ને વરસતો કહી 'કાળી કૂતરીનો ગાભ' એમ હળવાશમાં વિધાન સર્યું અને આવી અપ્રસ્તુત વાત કરીને પેલા બ્રાહ્મણ કરશન કાનજી પૂજા કરે છે એવા સાવ સામાન્ય સમાચાર પ્રસ્તુત કરાયા છે ! કયારેય હાથપગ કે મેળ માથા વિનાની ઉક્તિ ઢકામાં થાય છે અને એના દ્વારા સસ્તા ડહાપણનો સંકેત રજૂ કરાય છે, જેમકે :

હલીમા હવે જુતી, લખમણ ચાવે લીંબુ;
પવૈયા તો પીર થયા, હવે સંકેલો બીનું.

ઢકાના અન્ય ઉદાહરણોમાં

ઘર પછવાડે હળ પડયું, મેં જાણ્યું લવીંગ;

વાંકી વળીને લેવા ગઈ ત્યાં નાથાનો બાપ પોયલ!
ખાંડ રાંડ ને ભાંડ, સોય ઝાટકીને છાંડ,
હું તું ને મકનિયો, કે હાલી ગગાની જાન!
આડી કરડે ઊભી કરડે, કરડે ગીંગોળા હેઠ;
બરડાની બગલે બેઠા કે હું નોકર ને તું શેઠ.

ઢફ્ફો સામાન્યતઃ સ્થૂળ હાસ્ય ફેલાવે છે. અશ્લીલ શબ્દો અને ક્રિયાઓનો પ્રયોગ વિશેષ જોવા મળે છે. અમુક અપવાદો બાદ કરતા હાસ્યનો સંબંધ અશ્લીલ સાથે જ જોવા મળે છે. કદાચ આજે આપણને જે શબ્દોની સૂગ છે તે નજીકના ભૂતકાળમાં નહિ હોય. શહેરની કોઈ પણ સન્નારીને 'આને જરાક ધવડાવ તો" એમ કહેવું અશિસ્ત ગણાય છે, જ્યારે ગામડામાં આજે પણ જેની લાજમર્યાદા રાખવાની હોય એવા પુરુષો પણ વહુને, પુત્રવધૂને કે પુત્રીને 'આને ધવડાવજે' એમ જાહેરમાં બોલતાં સંકોચ અનુભવતા નથી. ઢફ્ફામાં પણ આવું જ બન્યું હશે. અહીં જેના ઉદાહરણો રજૂ ન કરી શકાય એવા ઢફ્ફાઓ પણ લોકોમાં છૂટથી બોલાય છે. વાર તહેવારની ગાળો અને હોળીના ફાગ અનેક રમૂજ પ્રેરક ઢફ્ફા ધરાવે છે.

અસ્તુ. ઢફ્ફો લોકસાહિત્યનો માત્ર હાસ્યરસનો સ્વતંત્ર પ્રકાર છે, એમાં બહુધા અશ્લીલ શબ્દો અને ક્રિયાઓ દ્વારા સ્થૂળ હાસ્ય નિષ્પન્ન કરવામાં આવે છે. અસંભવિત અને અસંગત વાતો દ્વારા એમાં હળવા હેતુનું પ્રયોજન મૂકાય છે. ક્યાંક સસ્તું ડહાપણ અને સામાન્ય ઉપદેશની માત્રા પણ જોવા મળે છે. લોકોક્તિની અંતર્ગત આવતો આ ઢફ્ફો લોકસાહિત્યનો એક વિશિષ્ટ પ્રકાર અને વધારે અભ્યાસક્ષમ સાહિત્ય સ્વરૂપ છે.

## 'દાઢી જો ઝૂરો ઝૂરો થાય પણ એક બુરો ન છડું'

મિયાણાના માળિયા પાસેના એક ગામના એક મેમણ કાકા–ભત્રીજો. કાંઈક અત્તર ને કાંઈક સોયરો, કાંઈક ચાંદલા ને કાંઈક મોતીની સેરૂં વગેરે લઈને ગામે ગામ ફરીને રોટલો રળી ખાય. એમાં એક દી બપોરે એક ગામની સીમમાં જુવારના ખેતર પાસેથી નીકળ્યા. પણ શું જુવાર નીંઘલેલી! ઊંટ ઢંક ઊંચો શેરડીના વાડ હીલોળા લેતો લાગે. કાંડાં કાંડાં જેવા તો એના સાંઠા. લથબથ ડુંડાં. મોતી જેવા દાણાના ભારથી નમી પડેલા ને ડમ્મરની ઝૂક વાગે.

કાકા–ભત્રીજાની આંખ્યું તો ચાર થઈ ગઈ. ભત્રીજો કહે : 'કાકા! આનો પાક તો આડો આંક છે."

કાકો કહે : "હા મામદ! તું કેટલી નીપજ દેવશ ?"

મામદ કહે : "બસો ખાંડી ઊતરે એમ લાગે છે."

કાકો કહે : "અરે મૂરખ! બસો ખાંડી આમાં તેં ક્યાં ભાળી! સો ખાંડી નીપજ આવે તો ખુદાનો પાડ માન!"

ભત્રીજો કહે : "કાકા! તમારી સાઠે બુદ્ધિ નાઠી લાગે છે. આટલા ભરચક ડુંડામાં તમને સો જ ખાંડી દેખાણી ?"

કાકો કહે : "તે ખેતરવાળો મારો સગો થાય છે તે એને માઠું લાગે માટે વધારે કહું ?"

ભત્રીજો કહે : "એમાં તાતા ઊના મારા માથે થવાનું રેવા દ્યો. સીધી વાત કરો."

કાકો કહે : "નહિ તો તું શું કરી નાખવાનો ? કહું છું કે સો ખાંડી ઉપજ ઊતરશે તે માનતો કેમ નથી ?"

ભત્રીજો કહે: "તમે ગમે તેમ ઝીંકો એ થોડું મનાય ? મોં સંભાળીને બોલો.

કાકો કહે: "નહિ તો તું શું કરી નાખવાનો ?"

ભત્રીજો કહે : "લવારો કર્યા કરો તો ફડાકે બોલવવો પડે, બીજું શું ?"

કાકે કાંધેથી પેટી હેઠી મેલીને ખોટું બળ બતાવતાં કહે "આવી જા ત્યારે!"

જુવાન ભત્રીજે તો હડી કાઢીને કાકાને પાડી દઈ, છાતીએ ચડી બેસી માંડયો દાઢીના વાળ ખેંચવા. કાકો બચાડો હાથ પગ તરફડાવે ને ભત્રીજો દાઢીના ઝૂડો એક વાળ ઝોંટી કાઢયા ને કહેતો જાય કે "બોલો બસો ખાંડી પાકશે કે નહિ ?"

આજુબાજુના ખેતરોમાંથી માણસો ભેગા થઈ ગયા ને ભત્રીજાને કાકાની છાતી ઉપરથી હેઠો ઉતાર્યો. ત્યારે કાકો કહે: "દાઢી જો ઝૂરો ઝૂરો થાય પણ એક બુરો ન છડું."

# લોકસાહિત્યમાં પ્રણય

ડૉ. હિમાંશુ ભટ્ટ

## ગીતકથા

પ્રણય એ સનાતન ભાવરૂપે સાહિત્યનો કવન-વિષય છે. એમાં પ્રાણની તરસ અને આત્માની પ્રજ્વલિત જ્યોતિ જેવું દેહ – મનનું સૌંદર્ય છે. પ્રેમના આકર્ષણના ને અપાકર્ષણના કોઈ નિયમ નથી, છતાંય એ પ્રેમબલનો પારસ જેને સ્પર્શે છે તે પ્રેમમય બની જાય છે. કંઠોપકંઠ વહેતાં લોકસાહિત્યમાં પ્રેમકથાઓનું અજબ કામણ છે. એમાં માનવેતર પ્રેતસૃષ્ટિને પણ પ્રેમમાં તડપવું પડે છે ને રુદનની લોહભીની વેદનામાં સબડવું પડે એવી પ્રેમપિયાસ માંગડાવાળાની કથા છે :

> સો રોતો સંસાર, પાંપણીએ પાણી પડે;
> ભૂત રૂવે ભેંકાર, લોચનીએ લોહી ઝરે !

પ્રણયની ગંગોત્રી શોધીએ તો એમાં માનવજાતના ઉદયકાળ સુધી જવું અનિવાર્ય છે, પણ વસિષ્ઠ – અરુંધતીના ઋગ્વેદકાલીન સમાજમાં પ્રવેશીએ ત્યાં આ ઋષિયુગલ મંત્રદર્શનોમાં પ્રેમતત્ત્વની, સત્ય તપ ને ત્યાગભાવની સૃષ્ટિમાં વિહરતાં દૃષ્ટિગોચર થાય છે. વેદમાંની યમ – યમી સંવાદકથા એ આપણી પ્રાચીન પ્રેમકથાઓની પગલીમાં મળે છે. ઉપનિષદો, બ્રાહ્મણ – આરણ્યકો, રામાયણ – મહાભારત જેવાં મહાકાવ્યો, પુરાણાદિ સંસ્કૃત ગદ્ય – પદ્ય સાહિત્ય અનેક આખ્યાયિકાઓથી મંડિત છે; જેમાં પ્રણય કેન્દ્રસ્થાને છે. વિશ્વામિત્ર – મેનકા, દુષ્યંત – શકુન્તલા કે પુરુરવા – ઉર્વશી, નળ – દમયંતી આ દૃષ્ટિએ શિષ્ટ સંસ્કૃત કવિ – નાટ્યકારોને સાહિત્ય-સર્જનમાં પ્રેરે છે. ભાસ, કાલિદાસ, બાણ, માઘ જેવા મહાકવિઓની સાહિત્યકૃતિઓ પ્રેમતત્ત્વની સમાલોચના જેવી છે. ગદ્યકાવ્ય 'કાદંબરી' તો પ્રણય સંવેદનોનું એક મહાનગર છે. એ પછીના કાળમાં અનેક પ્રાકૃત ભાષાઓમાં ભારતીય સાહિત્યે પ્રેમતત્ત્વની મીમાંસા જેવી વિપુલ પ્રેમકથાઓ સર્જી છે. રસવાહી નિરૂપણોમાં ભર્તૃહરિનાં શતકોમાંનું 'શૃંગારશતક', 'અમરુશતક', જયદેવનું 'ગીતગોવિંદ', જગન્નાથનું 'ગંગાલહરી', પ્રાકૃતમાં 'ગાહાસત્તસતિ' અને ગુર્જર અપભ્રંશમાં તેમ જ જૂની ગુજરાતી ભાષાના પ્રવાહોમાં જૈન – જૈનેતર સર્જકોમાં શામળ સુધી જઈએ તો પ્રેમકથાઓનું બહુમૂલ્ય ધન સાંપડે છે. એમાં માનવહૃદયની સનાતન પ્રણયભાવનાઓ મુખરિત થઈ છે. પ્રાચીન ને મધ્યકાલીન સાહિત્યમાં તો પ્રેમ અને ભક્તિએ જ એકચક્રી શાસન ફેલાવ્યું છે. લોકહૃદયની ઊર્મિ પ્રેમની શાશ્વતીને જ આરાધે છે. પ્રેમને જાતિપાંતિ, સત્તા – સંપત્તિના અભેદરૂપે યૌવનસુલભ સંપત્તિરૂપે જરાય અતિશયોક્તિ વગર નર – નારીએ આરાધ્યો છે. સ્વ ને પરનાં બંધનો છેદીને આત્મસમર્પણની વેદી પર પ્રેમી–પાત્રોએ કુરબાની કરી છે. સૂક્ષ્મ રીતે જોઈએ તો પ્રેમકથાઓ સંસ્કૃતિ કથા છે, કારણ કે એના દ્વારા સમાજ ને કુટુંબનાં અનેક એકમોનાં લોહીમિશ્રણો અને કુલધર્મો પ્રકટ્યાં છે. પરિણામે સાહિત્ય–સંગીત–નૃત્ય જેવા કલાપ્રવાહોમાં સંસ્કાર, સભ્યતા ને સંસ્કૃતિના આદાન-પ્રદાન થયાં છે. પ્રેમ સાથે શૌર્ય ને ભક્તિ આપોઆપ વણાયેલાં છે એટલે ગોપસંસ્કૃતિ, કૃષિ સંસ્કૃતિ ને ક્ષાત્ર સંસ્કૃતિની પ્રણયકથાઓ સાંપડે છે. દુનિયાભરની પ્રેમકથાઓ પહાડો, નદીકાતરો, સરોવર ને નેસડાઓના પટવિસ્તારોમાં નેહની અમરવેલ રૂપે પાંગરી છે. સૌરાષ્ટ્રનાં પહાડ – નદીઓ આ રીતે પ્રેમવલ્લરીથી વિભૂષિત છે : "નાંદીવેલાની ડુંગરધાર સાથે માનવીના સ્નેહે સાણા ડુંગરની કેવી સગાઈ સાંધી દીધી છે ? સાણો તો બૌદ્ધકાલીન ગુફાઓ ધરાવતો ઇતિહાસ-પ્રસિદ્ધ ડુંગર. એ ડુંગરમાં ચરાણે આવેલા બાબરીઆ માલધારીની પુત્રી કુંવરને રબારી યુવાન રાણાની સાથે સ્નેહ બંધાણો. પણ સમાજના ભેદ ભેંકાર બનીને બેયના સ્નેહને ભરખી ગયા. કુંવરને પરણાવી દઈને રાણાથી બચવા એનાં મા બાપ ઠેઠ નાંદીવેલે જઈને

નેસ બાંધી રહ્યાં.

સાણે વીજું સાટકે, નાંદે અમારા નેસ;
કુંવર બચ્યું કુંજનું, બેઠી બાળે વેશ.

રાણાની સાથોસાથ હૈયે ચડે છે કનરા ડુંગરની હોથલ પદમણી અને ઓઢો જામ. આ કનરો ડુંગર પણ હજાર હજાર પ્રસંગોને સંઘરીને બેઠો છે."[1]

આમ સૌરાષ્ટ્ર-કચ્છની પ્રેમકથાઓનું ભૌગોલિક વાતાવરણ પહાડોની ગોદમાં રમણીય રૂપ સર્જે છે. સાંણો, બરડો, કનરો, ગિરનાર ચોટિલો, કચ્છનો ધીણોધર પ્રેમકથાઓથી પડઘે છે. સિંધુ, ભાદર, શેત્રુંજી, સાબર, મહી, નર્મદા, તાપી જેવી અનેક નદીઓને કાંઠે પ્રેમીઓના મિલનોત્સવ ને એના વછ-વાના વિલાપની વિવિધ રંગસભર કહાનીઓ આજે ય એવી ને એવી કાળના પટાંતરોને ભેદીને રણઝણે છે. સરોવરો પણ યૌવાનોઓની રૂપશ્રીથી, નિતાંત રમ્ય કેલિઓથી સંભૃત છે. આ બધાં મિલનસ્થાનોમાં નાયક-નાયિકાનાં દર્શન-શ્રવણ ને સ્પર્શની, રંગ-રૂપ ને રસની શ્રુતિમનોહર દુહાબદ્ધ પ્રેમકથાઓ જડાયેલી છે.

ચડી શંખાસર પાળ, ઓઢે હોથલ ન્યારિયાં,
બિછાઈ બેઠીવાય, પાણી માથે પદમણી.

આ બધી પ્રેમકથાઓ યૌવન ચાંચલ્યના ફરજંદ સમી છે. અંતરદાઝથી બળતાં ને ઊરના ઉછ-ળતા ઊચાટ, અંગારજ્વાળાથી ધખતી લોહગાળતી ભઠ્ઠીના જેવી પ્રણય વેદના દુહાકથાઓમાં છે. વિકળ પ્રેમના એકાંતપ્રિય માનસની પરિતાપજન્ય વાણી લાઘવ ને કથા-તત્વમાં પ્રેમભાવને જ ઉપાસે છે. નાયક-નાયિકા વેદનાના જીવંત રૂપ બની જાય છે.

કરુણરસના તો એમાં અનેક પ્રવાહો છે. એનું કથાવસ્તુ પણ 'કેટલીક તો એક જ તરેહનું વસ્તુ રજૂ કરે છે.[2] પણ એમાં ભાવ-રસની રમણા આસ્વાદ્ય છે.

પ્રણયના રંગે રંગાયેલાં પ્રેમીઓના જીવનમાં અંતે તો વિરહ ને મૃત્યુના વિયોગની વેદના છે. 'પ્રેમીજન એના મૃત પ્રેમપાત્રની ચિતા પર ચડીને બળી' મરે એ ઘટના મોટાભાગની પ્રેમકથાઓમાં સામાન્યપણે જોવા મળે છે. પણ એમાં સુડોલ સ્વચ્છ ઊર્મિની નજાકતો અનુભવાય છે. ભ્રમણશીલ જાતિ-ઓની પ્રેમકથાઓમાં આહિર, ચારણ, કાઠી, હાટી, ભરવાડ, રબારી, જત જેવી જાત્યોનાં દર્દીલ પ્રણય-મધુર રંગો છે. જીગરના ઘવાયેલા ને અંતરથી મહેકતા પ્રેમી આત્માઓની ખાનદાની, ખુમારી અને ખુવારીની સમર્પણ ને સ્વાર્પણભરી ગાથાઓ આ ગીતકથાઓનું સત્ય છે. નાયક-નાયિકાનાં છાનગપતિયાં ને પછી ખુલ્લંખુલ્લાં પ્રેમજીવનના ને એની પ્રણયા-ભિવ્યક્તિના દુહાઓ આજે ય પહાડોની ગોદમાં, ગ્રામજનોના પરિવારમાં, ખેતર-સીમને શેઢે, ખેત-શ્રમજીવીઓના હૈયે રમતાં હોય છે. પ્રેમીહૃદયના ઉદ્-ગારોને પોષણ મળે એવું ઘાટીલું તત્ત્વ દુહાબદ્ધ પ્રેમકથાઓમાં છે. પ્રેમીઓના પ્રેમબાણે દુઝતાં આ પ્રણય વેદનાના મર્મ સમી ને અમૃતરસભર્યા કૂપા જેવી આ બધી પ્રેમકથાઓ લોકસાહિત્યનું ચિરંતન રૂપ છે.

પ્રણય સંવેદનોમાં પણ કેટલી બધી વિવિધ ને રસમય વ્યંજનાઓ છે! એમાં ય આહિર, રબારી, કાઠી, ચારણ જેવી જાતિઓમાં નાત-જાતનાં બંધનો ઉપરાંત લગ્નજીવનની માંડ-છાંડની ઘટના બહુ સ્વાભાવિક લાગે છે. છતાંય પ્રેમને ખાતર, હૃદયના કોલને ખાતર, વચનપાલનના મહિમારૂપે, પ્રેમનું સત્ય પચાવીને, પ્રેમમાં પ્રજળીને ખાખ થઈ જનારા યુવાન હૈયાના વલોપાત અને ક્રંદના અંતે મરણને સાથરે દેહ પાડીને પ્રેમની અમરતાને વાચા આપે છે. પ્રેમમાં ખુદવફાઈ બતાવીને મૃત્યુની અદબ રાખનારાં યુગલો લોકકથા ને ગીતકથાઓમાં છે. ધર્મને સતીત્વની ભાવનાના પોષક પરિબળો વચ્ચે પણ એમણે સમાજની પરવા કરી નથી. ભ્રષ્ટ થઈશું કે સામાજિક બહિષ્કાર મળશે તેની બેપરવાહીમાં આવાં પ્રેમીઓ જીવ્યાં છે.

---

૧. શ્રી જયમલ્લ પરમાર, "આપણી લોકસંસ્કૃતિ" આવૃત્તિ પ્રથમ, પૃ. ૨૯૫.

૨. ઝવેરચંદ મેઘાણી, "સોરઠી ગીતકથાઓ' આવૃત્તિ બીજી, ૧૯૭૯. (પ્રવેશક)

લીધેલાં ને દીધેલાં પ્રેમ-વચનોના બદલામાં બેમાંથી એક ખંડિત થાય તો જીવિતનું જીવન પ્રેમ-વિરહની આગમાં ભડથું થાય અને કાં તો પ્રેમીના પાળિયા પર લોડણની જેમ સિંદૂર ચડાવે-લોહીના :

"સિંદોર ચડાવે સગાં, દીવો ને નાળિયેર હોય,
લોડણ ચડાવે લોય, આંભી માથે ખીમરા !"

પ્રથમદષ્ટિનો, પ્રથમ દેહાકર્ષણનો, પ્રથમ વાણી શ્રવણનો, પ્રથમ સ્પર્શનો મહિમા પ્રેમી નર-નારીનાં જીવનમાં નિર્ણાયક તત્ત્વ છે. દેહ ને મનનું ઢલાન પ્રિય વ્યક્તિ પર થતાં જ નર કે નારી પ્રેમની લાગણી અનુભવે, રોમાંચની અકથ્ય સંવેદનામાં ગરક થઈ જાય છે. બાલપણાની પ્રીત કેવાં બાલમનોહર ચિત્તદર્શનની રમ્ય ભૂમિકા સર્જે છે:

"વિજાણંદ આડે વીંઝણો, શેણી આડી ભીંત,
પડદેથી વાતું કરે, બાળપણની પ્રીત."

શેતલને કાંઠે આલણદે, દેવરો ને ઢોલરાની પ્રીતકથા ગુંજે છે, અતિથિ પ્રત્યે આતિથ્ય-ધર્મ બજાવવો જોઈએ ને એના રોગ-દર્દ નિવારણ માટે સર્વસ્વનું સમર્પણ કરવું પડે તો તેમ કરીને પણ શક્ય એવો ઉપચાર માત્ર સેવાધર્મે કરવો જોઈએ એવી માન્યતાથી પ્રેરાયેલી ઊજળી, મેહને પોતાના નેસડામાં સત્કારે છે. બન્ને વચ્ચે દેહાકર્ષણ ને પ્રેમસંબંધ બંધાયો, જેમાં જ્ઞાતિભેદની ગીતકથાનું તત્વ છે

"અમરા કાજાની ઉજળી, ભાણ જેઠવો મેહ,
જે દિ'ના સૂનેલ સાથરે, તે દિ'નો બાંધેલ નેહ."

શૌર્ય પ્રત્યે આફરિન થનારી રાણક-રા'ખેંગારની પ્રણયકથા ને શૌર્ય-શહાદત તો ઇતિહાસ-પ્રસિદ્ધ છે.

તરછોડયા પછી પણ પતિપ્રેમ ન છોડનારી નારીની વેદના 'કમા—વીકોઇ'માં છેઃ

"કમા અમું મ કાઢય, ઘરમાંથી ધાંધાં કરી,
હરચંદવાળાં હાટ, કમા ! તે હાથે કર્યાં"

માત્ર પતિમિત્ર કાળા ઝાલના શૌર્યના વખાણ પતિ પાસેથી જાણીને મનોમન શૌર્યમુગ્ધ થયેલી નારી સ્વપ્નમાં "વાહ કાળો ઝાલ ! વાહ કાળો ઝાલ !" એવું લવે એમાં શૌર્યપૂજા છે, પણ એના પતિ કમાનો સંશય નાશ ન થયો ને તેથી વિકોઈને કાઢી મૂકી. હિમ્મતથી કાળા ઝાલને ત્યાં રહીને વિકોઈએ ભાઈ—બહેનની પ્રીત ઉજ્જવળ કરી બતાવી ને આખરે કમાને પસ્તાવો થયો. કમો માફી માગવા કાળાને ગામ ગયો. ત્યારે વિકોઈને તો મજાકમાં કાળાએ કહ્યું કે કમો મરી ગયો ને એમ સાંભળતાં જ વિકોઈનું હૃદય બંધ પડયાની લોકકહેણીમાં નર્યો પતિપ્રેમ જ ટપકે છે. ભગિનીપ્રેમ ને પતિપ્રેમની આ 'કમા—વિકોઈ' ગીતકથા પ્રેમના બે સ્વરૂપ વ્યક્ત કરે છે. જેને પતિ સ્વરૂપે ચાહો તેને જીવનભર આત્મા સાથે જડીને શેષ જિંદગી જીવી નાખવાની ટેક એમાં છે. એમ જેમને ભાઈ—બહેન તરીકે સહોદરભાવે જીવવું છે એમને વાસના—વિકારની કોઈ આંચ આવતી નથી. આમ પ્રેમકથા કે ગીતકથામાં પ્રેમના અનેકલક્ષી સત્યો મઢાયાં છે.

'કમા – વિકોઇ' તો પ્રેમ – પરિણય ને વિયોગની દાહક વેદના વ્યક્ત કરે છે જ્યારે 'બાનરો' ગીતકથા તો માત્ર તારામૈત્રકના રચાવાને કારણે પ્રેમ – આરતમાં ડૂબેલાં યૌવનની કથા છે. બાનરો એની પ્રિયતમાને ચાહીને છોડી દે છે ને એની પ્રેમિકા એને જીવનભર ભૂલી શકતી નથી. બાનરાની શોધમાં નીકળીને અંતે નિરાશ થયેલી એ એકલતાને મિનારે સમાધિ લગાવે છે. બાનરાની નાયિકા ત્યાગ ભાવમાં મળતી આવે છે શેણીને, કારણકે વિજાણંદની શોધમાં શેણીએ હિમાળો ગાળ્યો હતો.

પ્રેમકથાઓમાં યુવતીનું માનસ પ્રેમવિભોર નવયૌવનની ચાંચલ્યસભર ઊર્મિઓના સાગર વચ્ચે સહેલતી જોયાનું છે. એ પ્રેમિકા જીવનભર પ્રેમની ફનાગીરીને પચાવીને મહાલે છે. એમાં શેણી, લોડણ, આલણદે, ઊજળી, સોન, કુંવર જેવી નાયિકા ગીતકથાઓમાં પુરુષના પ્રેમની ફકકડ દિવાની છે. પ્રિયતમની શોધમાં જીવન વ્યતીત કરે. પ્રિયતમના મૃત્યુ પર ઓળઘોળ થઈને રિબાઈને મરવા કરતાં મૃત પ્રિયુની અગ્નિચિતા પર ચડીને સતી થવાનું

પસંદ કરે છે. ક્યાંક નર પ્રેમમાં બેવફા ને ડરપોક છે. નારી પ્રેમશહાદતના દાહમાં જ્વાલામયી અગ્નિશિખા જેવી છે. એટલે જ હલામણને શોધવા નીકળેલી સોન અંતે હલામણની અગ્નિચિતાએ ચડી હતી એમ લોકજીભે કહેવાય છે.

"બેવડ મીંઢળ બાંધીઆ હલામણને હાથ,
સોનલદે સાથ બળવું બરડાના ધણી"

પ્રેમનો પારો પચવવો બહુ અઘરો છે. પ્રિયપાત્ર જો પ્રેમ કર્યા પછી તરછોડે તો એને શાપ આપીને પણ અંતે તો દેહ ધારી રાખવો પડે છે, કારણ કે પ્રિયતમના મૃત્યુ પછી એની ચેહ પર ચડવાની આશા આ પ્રેમિકાઓનું શેષ જીવન સહ્ય બનાવે છે. 'મેહ–ઊજળી'માં મેહને શાપ આપ્યા પછી ઊજળી મેહના મૃત્યુપર્યંત પ્રેમવિજોગણ રહી ને મેહના શબ સાથે બળી મરે છે. નર નારીને ચાહ્યા પછી છોડી દે છે, પણ નારી પ્રેમમાં તરબતર થયા પછી પ્રિયતમના ધિક્કાર છતાંય ચાહવાનું વલણ ધરાવે છે. પ્રેમમાં અડોલ નારીના સુદૃઢ ચારિત્રની આવી પ્રેમકથાઓ સાખ પૂરે છે. નારીના પિયુ કાજેના વલોપાત, એના રુદન ને એ બધું નિષ્ફળ જતાં શાપની આક્રોશમય દાઝેલ હૈયાના ધલવલાટ ભરી શાપોક્તિઓથી આ ગીતકથાઓ સભર છે.

"પરબેથાં પાછાં વળ્યાં, તરસા ઝાઝી છે;
તું વણ વાલા મે, અગન્યુ કયાં જઇ ઓલવું"
— મેહ ઊજળી

"મરી ગ્યો હત મે, દલમાંથી દઝણ્યું ટળત,
જીવતાં માણુસ જે, બાળો કાં બરડા-ધણી"
— મેહ–ઊજળી

ઊજળીનો શાપ:

"કળ કળ કરશે કાગ, ધૂમલીનો ઘૂમટ જશે,
લાગી વધતી આગ, રાણા ! તારા રાજમાં"

શાપ આપનાર નારી પોતાના તપસંયમની મહોર મારે છે:

"જળનાં ડેડા જેહ, દબાણાં થડાં ડસે,
વશીઅરનાં વેડેલ જીવે ન કે દિ' જેઠવા !"

અહીં શાપોક્તિ પણ ધ્વનિમય કવિત્વની મુદ્રા જેવી છે. તોફાની વરસાના સાગરકાંઠેના મિનારા-ઉછાળ ઉછાળ મોજાંઓ જેવી પ્રેમભરતીનું સ્મરણ 'મેહ–ઊજળી' કરાવે છે. ઘડીભર આપણે ઊર્મિના ભાવવાહી હેલારામાં ગરક થઈ જઈએ છીએ.

જંતરના સૂર પ્રેમનું માધ્યમ બને; ને જંતરના તારે તારે જે સ્વર રમણા જાગે એમાં હૈયાની જાતને ખોઈ નાખી આજીવન પ્રેમજોગણ બનીને જીવે એ તો વિજાણંદની પ્રિયતમા શેણી જ. જંતરબજવૈયો વિજાણંદ સંગીતપ્રેમી છે. એના જંતર પાછળ જીવન સમર્પિત કરનારી શેણી વચ્ચે પિતા વેદા ચારણની ખાનદાની આડી આવે છે. ગરીબ જંતરવાળા જુવાનને એકસો એક નવચાંદરી ભેંસો લાવવાની શરત વેદાએ કરી. પ્રેમીઓની કસોટી કરનારી ઘટનાઓ પણ આ રીતે અભ્યાસ કરવા જેવી છે. એ ઘટનાઓ જ પ્રેમીઓના જીવતરને ઝેર કરે છે. પ્રેમસંઘર્ષ સાહસને પ્રેરક પણ નીવડે છે. એક વરસમાં વિજાણંદ ન આવતાં કુમાર–વ્રત લઈને શેણી જંતરવાળાને શોધવા નીકળી; પણ એ નિરાશ થઈને હિમાળો ગળવા હિમ–શિખરને માર્ગે પડે છે. વિજાણંદ પણ શેણીને હિમાલયમાં મળે છે ત્યારે બરફમાં ઓગળતી શેણીનું ચિત્ર હૃદયંગમ છે. એના દુહાઓ હિમાલયની બરફીલ તંદ્રાને ઢંઢોળી રહે છે:

"વિજાણંદ જંતર વગાડ, । હેમાળો હલકું દિયે;
મોહ્યા માછલમાર, માછલિયું ટોળે વળે"

પ્રેમકથાઓમાં દુહાઓનું કવિત્વ કલ્પનામય છે. પ્રેમી–આત્માઓની વાણીને શબ્દકલેવર આપતી ઊર્મિલ ભાવછટાઓ ચમત્કૃતિ ને વ્યંજનામાં દર્શન-ચિંતનનો સુમેળ સાધે છે:

"જંતર ભગ્યું, જડ પડી, ત્રુટયો મોભી ત્રાગ,
વેદાની શેણી હલ ગઇ, જંત્રી ન કાઢે રાગ."
— શેણી–વિજાણંદ

'ઓર્ફિઅસ – ગ્રીક પુરાણકથાનું સ્મૃતિદર્શન પ્રેરનારી 'શેણી – વિજાણંદ'ની ગીતકથા છે.

લોકસાહિત્યમાં નર કરતાં નારી વધારે એકનિષ્ઠ ને પ્રેમના પ્રગાઢ સંવેદનોમાં રાચે છે; અને પ્રેમાવેગોમાં તન્મય ને આત્મરથ છે. પ્રેમસમાધિમાં ચકનાચૂર બની જનારી નારી નર કરતાં વધુ સોમિલ છે. નારીપ્રેમના અભિષેકથી પલળેલો નર નારી પાસે પ્રેમ – આરતમાં અનોખું શૌર્ય પ્રકટાવે છે. 'રાણક – રા' ખેંગાર'ની દુહાકથા આ દૃષ્ટિએ અવલોકવા જેવી છે. પ્રેમ – શૌર્ય ને સ્વાર્પણની એ કથાના અંશોમાં નાયક – નાયિકાની અસ્મિતા અખંડધારે પ્રવાહબદ્ધ થઈ છે.

"વાયે ફરકે મૂછડી, રયણ ઝબૂકે દંત,
જુઓ પટોળાં વળિયું! લોબડિયાળીનો કંથ"
– રાણક – રા'ખેંગાર

પ્રતિષ્ઠાના સમાજમાન્ય મૂલ્યોને ઠુકરાવીને પ્રેમમગ્ન નારીએ ભગ્નાવસ્થામાં પણ સંપત્તિના મૂલ્યોને ગણકાર્યા નથી. પ્રેમીને ખાતર કૌટુંબિક વેરઝેર, આબરૂ, સુખસાહ્યબી છોડવામાં નાયિકા ગૌરવ અનુભવે છે. એને મન પ્રેમ એ જ સંપૂર્ણ ને સ્વાયત્ત મૂલ્ય છે. માતા– પિતા, ભાઈ – બહેન કે અન્ય સગાંસંબંધી કરતાં પ્રેમીનું જ સર્વદર્શી દેહ – આત્મતત્ત્વ જ પ્રેમિકાને મન પ્રેય ને શ્રેયરૂપ છે. નાયક કે નાયિકા અન્યોન્યની પસંદગીમાં આત્મપ્રતીતિને જ વશ થઈ નિર્ણયો લે છે; આત્માની ઓળખને જ બંને પક્ષે શ્રદ્ધેય ગણવામાં આવે છે. દેહસૌંદર્ય પાછળ રહેલાં આત્મતત્ત્વની વરદ ને શ્રદ્ધેય પ્રતીતિ જાણે થઈ ગઈ હોય એમ ભવોભવની પ્રીત્યુનાં પડળો ખુલી જાય છે.

'ધોળ્યાં જાવ રે ધી, આજૂના ઉતારનાં।
ધન્ય વારો ધન્ય દી', નીરખ્યો વાળા નાગને."
– 'નાગ–નાગમદે'

આમ પ્રથમ મુલાકાતમાં જ પ્રેમની અમૃતધારામાં નાયક – નાયિકા ન્હાતાં હોય છે. ભાભી સંગાથે સ્ત્રીરૂપે ઝલાંગો દેતો ખીમરો લોડણને જોવા બહાને નીકળ્યો છે. દૂરથી જ ખીમરાના પુરુષ–પગ પારખીને લોડણે નખશિખ પ્રેમાવેગ અનુભવ્યો છે :

"આરો ઊતરતે, પગ પરખાણો પુરુષનો,
થડક્યો થાનોલે, ખંભા સુધી ખીમરો"

સ્પર્શની રોમાંચક ક્ષણોમાં નાયિકા નરને પારખે છે. પ્રણયની અનુભૂતિનો ઝબકાર અહીં છે.
"તું મળતે મળિયાં, ભજ (ભુજ) બેને ભેળા કરે;
નારી નૈં નરાં, ખરાં નીવડયાં ખીમરા!"
દર્શન ને સ્પર્શની પળો વીત્યાં પછી પુરુષના સ્વરની શ્રુતિગત રોમાંચકતા નારીને કેટલી હદે સ્પર્શે છે એ ચિત્ર પણ મેહક છે :

"મર વાંસળિયું વાય, મવરે મન માને નહીં,
સૂરવો તારો સાદ, ખાંડથી વાલો ખીમરા!"

વિવાહવિધિ ન થયા હોય તો પણ એ પ્રેમમગ્ન નારી મનથી વર્યાંનું વ્રત પાળે છે ને અન્ય પુરુષ એને મન ભાઈ સમાન છે. પરણ્યા વગર નાયક મૃત્યુ પામે તો એ શબવત્ પતિના હાથે મીંઢોળ બાંધીને લગ્ન કરી સૌભાગ્યવતી તરીકે સતી થાય છે. પ્રેમી જીવંત હોય પણ પરણી ન શક્યા હોય તો મૃત્યુની ક્ષણે માનેલા વરનું પૂતળું કરી મનથી ફેરા ફરીને નાયિકા સૌભાગ્ય ઉજ્જવલ કરે છે.

"બેવડ મીંઢળ બાંધીઆ હલામણને હાથ,
સોનલદેને સાથ બળવું બરડાના ધણી."
–સોન–હલામણ.

સૌભાગ્યવતી હિમાળો ગળી શકે એવીલોકમાન્ય પરંપરા પ્રમાણે કાસા નામના ઘાસનું પૂતળું કરી શેણી પરણી હતી. એ લોકમાન્યતા છે:
"હાડ હેમાળે નવ ગળ્યાં, સોહામણ શેણીનાં
કાસા કેરે પૂતળે પરણેવાં પડયાં"
– 'શેણી–વિજાણંદ'

પ્રેમીઓનાં મિલનસ્થાનો અને સંકેતની લીલાભૂમિ પણ દર્શનીય છે. પહાડો ને એની ખો, વાવ–કૂવા કે નદી-સરોવરના પનઘટ ઘાટ, ખેતર–સીમ-શેઢા,

વનવગડાના નેસડાઓ, રાજમહાલયોની અટારીઓ પ્રણયનાં રસમય રંગ-રેખાંકનોથી શબ્દબદ્ધ છે. આવી મિલનભૂમિ પર પ્રેમ-સંકેતની કેલિ કરતાં પ્રેમીઓને દુહાબદ્ધ કરીને લોકહૃદયે નિજ મન-હૃદયની પ્રેમસિતારીને છેડી છે:

"ઊંચો ડુંગર આભપરો, નીચી જેતાવવ,
પદમણિયું પાણિ ભરે, હંસણી હારોહાર"
–'સોન-હલામણ'

રૂપ કે સૌંદર્ય સાથે ગુણપૂજાનો મહિમા નાયક કે નાયિકામાં દર્શન-મિલનની સ્પૃહા જાગૃત કરે છે. બેમાંથી એક પહેલ કરે મળવા. અભિસારસજ્જ નાયિકાના તલસાટ, ત્વરિત પગ-ઝાંઝરની રણકતી રણઝણાટી, મિલનાતુર બ્હાવરાં ચંચલ નયનો, અળતા ભીની પગની પેની, મેંદી રંગ્યા હાથ-હથેળીઓ, ઉરપ્રદેશ પર પ્રેમી-પંખીને ચણ નાખી હોય એવાં છૂંદણાં: આ બધું મિલનાતુર આત્માને પ્રેરક ઇજન આપે છે. સુખની છાકમછોળમાં સંયોગસમાધિનાં ચિત્રો આબેહયાત પ્રેમની ગવાહી પૂરે છે:

'સુઘડા હેતાળી સુંદરી, સુખની છાકમછોળ'.
પણ વિયોગમાં આ પ્રેમીઓ સમગ્રપણે આસ્વાદેલી ક્ષણોનાં સ્મરણોમાં કષ્ટ ને કલેશ અનુભવે છે:

'ધોખા ને ધમરોળ, પાદર તારે પોરસા'
વ્યંજનામય પ્રતીકો દ્વારા મિલનની ઝંખનાના તીવ્ર સ્વરોનું અનુરણન કાવ્યમય છે:

"ઊડી મન અંબર ચડે ચકવાં જી' સદાય,
કફરી રાત કળાય પોહ ન ફાટે પોરસા!"

o o o

"તરસ્યાં જાય તળાવ સરોવર સૂકે ગયાં;
અગનિ કીં' ઓલાય પીધા વિણની પોરસા."

પ્રેમ – તૃષાની તૃપ્તિ ઝંખતી દોહાકથાઓમાં વ્યંજનાના રસમય ધ્વનિઓનું લયાત્મક આત્મગાન છે. વિરહની લપકતી જ્વાળાઓમાં પ્રેમીઓનું વિલાપગાન કવિત્વની આહ્લાદક્યી ભવ્યતા સર કરે છે. પ્રતીકોમાં મિલન ને વિરહના ભાવોનું અવનવું ગગન વિસ્તરે છે. વેદનાનું મનપંખી પ્રેમીઓને અસીમના સીમશેઢે લઈ જાય છે. વિલાપગાન શબ્દ-ધ્વનિમાં અનંતને દ્વારે સરીને કણસતું પડઘી રહે છે.

પ્રણયસંવેદનોમાં પ્રતીકો પણ યૌવનસહજ પ્રેમની દૃઢતા ને સમર્પણભાવને ચરિતાર્થ કરે તેવાં છે. કમળ-ભ્રમર, સેવાળ-જળ, પતંગા – દીપક, મૃગ ને સંગીત, મેઘ-વીજળી, ફણિધર ને મહુવર, ચંદ્ર-ચકોરી, બપૈયો, ચાતક, કોયલ, મોર, ચકવાક – ચકવાકી, સાગર-નદી, સારસ – સારસી, કપોત યુગલ, જળ – માછલી, ઘી અને અગ્નિ જેવાં અનેક પ્રતીકો પ્રેમની શાશ્વતી અને આત્મૈક્યનું સમારાધન નિરૂપે છે.

પુરુષનું મુખ ન જોવાની ટેક રાખનારીઓમાં લોડણ નાયિકા તરીકે અવલોકવા જેવી છે. તે દ્વારિકાની યાત્રાનિમિત્તે સૌરાષ્ટ્ર ફરી હાલારના રાવલ ગામ પાસેથી પસાર થાય છે, પડાવ નાખે છે. મુવાની ફૂટી ન ફૂટી એવી કાયાના સોહામણા કૌવતને નારીવસ્ત્રોમાં મઢીને ખીમરો ભાભી સાથે લોડણના તંબુમાં જઈ આવ્યો. અન્ય સ્ત્રીઓએ લોડણ સાથે સાંયાં-માંયાં કર્યાં. એમાં ખીમરાએ પણ એક નવયૌવના વેશે સાંયાં-માંયાં કર્યાં; ને નારીએ નરને આલિંગનોની ઉષ્મામાં અનુભવ્યો. દેહની એ ભેટંભેટામાં આત્માની ઓળખ થઈ ગઈ છે. ઘાયલ લોડણનું મનપંખી ખીમરામય થઈ ગયું છે.

નાયિકા પ્રિયતમને લગ્નવચન આપી હૈયાધારણા આપે પુનર્મિલન વખતે લગ્નમંગલની ઉજવણીનો કોલ આપે; પરંતુ નાયક એ દરમ્યાન ધૈર્ય દાખવી ન શકે ને મૃત્યુ પામે છે. 'ખીમરો-લોડણ', 'નાગ-નાગમતી'માં આ અધીરપની વેદના નાયકના મૃત્યુમાં પરિણમે છે. એ પ્રિયતમના મૃત્યુની કરુણતા નાયિકાના દેહાવસાનમાં વિગલિત થાય છે.

સોન જેવી કેટલીક નાયિકાઓ સમસ્યાઓ દ્વારા પ્રેમીની શોધ ચલાવે, નાયકના પ્રેમ-શૌર્યની પરીક્ષા બૌદ્ધિક ચતુર્યભરી સમસ્યાથી કરે એમાં રસજ્ઞ ને મર્મજ્ઞ ચતુર નરની પસંદગીનો આશય

નાયિકા ધરાવે છે. 'સોન-હલામણ'ની ગીતકથામાં પ્રીતના તંતુએ તંતુએ નારીની નરના નેહ-પરખની, એના મિલનમંગલની શ્રદ્ધા-ઝંખનાનો દીપ ઝળહળે છે.

સમસ્યાપૂર્તિનો યશ શિયાજી જેઠવો ખાટે એ અસત્યની જાણ સોનને કાળઝાળ સળગતી રાખે છે:

"આંધી મૂઠી લાખની, ઉઘાડી વાહર ખાય,
હલામણ દુહા પારખે, સોન શિયાને જાય.
સોન શિયાને જાય તે અડી
બેટાના બૈયર બાપસું જડી"

પછી તો સીધી સમસ્યાઓ અર્થપૂર્તિ માટે હલામણને જ પાઠવવામાં આવે છે ને એમ સોન નાયકની તાવણી કરે છે, જેમાં હૈયું ને હાથ હલામણને એ આપી ચૂકે છે નારી ચતુર છે ને નર પણ સમસ્યાઓના યોગ્ય અર્થસભર ઉત્તર આપનાર મર્મજ્ઞ ને રસિક છે.

પાદરે ડેરાતંબૂ નાખનાર ખંભાતી નારી લોડણ દ્વારકાની યાત્રા અર્થે નીકળે છે તો સોન પ્રથમ શિયાને વરવા ધૂમલીના પાદરે સખીઓ સહિત પડાવ નાખે છે. પણ એને તો શિયાને બદલે હલામણ પાદપૂર્તિ કરે એ ભેદનો ફોડ પડયો ને હલામણ પર સોન વારી જાય છે:

"હાલો હલામણ દેશમાં સોની બેસારું ચાર,
મોરાણે નાખું માંડવો, જુગતે જમીએ કંસાર
જુગતે જમીએ કંસાર તે લગાર ચાખીએ!
પંડ પીઠીઆળું કરી, ગળામાં વરમાળું નાખીએ."

(આવતા અંકે પૂરું) —સોન-હલામણ

પૃ. ૨૭૩થી ચાલુ]

(૫) વન ઝખર, ઝાડી વકર, માનવ સર મેલા
રાણપરા ઈસે ના જાઈ, ગુર્જર ખંડ ગેલા.

(મહી નદીના ભયાનક કોતરો અને એની વિકટ ઝાડીઓમાં ગેલો જાણે અટવાઈ ગયો હોય એવો ભાવ છે.

(૬) મહી નદી તુંને ઠપકો દઉં, મારો ગેલો ગ્રાહીયે નઈ,
રાણપરો ઈસે ના રાખિયે ઈ છે ભાદર ગેલાનો ભાઈ.

(મહી નદીને ઠપકો આપતા કહે છે કે, ઓ મહી નદી મા! તમે મારા ગેલાને ગ્રહી લીધો, પણ એનું ખરું ઠેકાણું તો રાણપરાના પાધરમાં હતું કે જ્યાં ભાદર અને ગોમા નદીઓના ઉજળા અતાગ નીર વહી રહ્યા છે. એવા ભાદરકાંઠાના અમારા ભાઈને અહીં મહીના કીનારે જ કાયમનો રાખી લીધો?)

(૭) મહી નદી કહે મેં નથી મારિયો,
તું રાણપરા ધરીશ ના રોષ,
ખૂટી ગઈ બાજરી ખડિયા તણી,
મને દુકાનને લાગેલ દોષ.

(મહી નદી જાણે જવાબ આપે છે કે હે કવિ, મને દુકાનને એટલે કે સ્થળને કોઈ દોષ દઈશ નહીં, કેમ કે એની આવરદા ખૂટી ગઈ હતી. ખડિયાની બાજરી એટલે શરીરનો જીવનદીપ.)

# ગેલા ગેડિયાની બારમાસી ને મરશિયા

સં. ગોવિંદભાઇ શિરોહિલ

[સૌરાષ્ટ્રમાં ચૂડા પાસે રાણપુર નામે નાનકડું કસ્બાતી ગામ છે. જ્યાં બેસીને રાષ્ટ્રિય શાયર શ્રી ઝવેરચંદ મેઘાણીએ મા સરસ્વતીની આરાધના કરી હતી. એ રાણપુર ગામમાં વણકર સમાજના બ્રાહ્મણો રહે છે. તેઓ ગેડિયા અટકથી ઓળખાય છે અને યજમાનવૃત્તિ ઉપર નભે છે. આ ગેડિયા કુટુંબમાં કવિ બધમાલ (બધો ગોર) થઈ ગયા. તેઓએ કાવ્યની રસગંગા વહાવેલી. એ જમાનામાં એમના કાવ્યો ખૂબ જ લોકપ્રિય બનેલાં અને હજી આજે પણ લોકજીભે રમી રહ્યાં છે. એમના જ કુટુંબમાં બ્રાહ્મણ ગેલો ગેડિયો જે યજમાનવૃત્તિ માટે ગુજરાતમાં ગયેલો, અને ત્યાં જ મરણ પામેલો. તેના વિયોગે તેના ભાઈ લાખા ગેડિયાએ બારમાસી અને મરશિયા ગયા છે તે અહિં રજૂ કરવાની તક લઉં છું. પછાત કોમના લોક કવિની હૃદય-વ્યથા આ મરશિયા અને બારમાસીમાં ઠલવાઈ છે. યજમાનવૃત્તિ માટે ગયેલ ગેલાનો સમયકાળ-અને મૃત્યુ મરશિયામાં વર્ણવવામાં આવ્યા છે. મહી નદીમાં તણાઈ ગયો હોય તેવો મરશિયામાં ઉલ્લેખ છે. આ મરશિયા અને દૂહા રાણપુરના શ્રી માણસુર મહારાજ પાસેથી મેળવેલા છે.-સં.]

**બારમાસી:**

(૧) વૈશાખ મહિનો તેરા વર્ષમાં, ગેલો સીધાવેલ ગામ;
માડીના મળવા તણી, મને હૈયામાં રહી ગઇ હામ. ૧

(સવંત તેરની સાલના વૈશાખ મહિનામાં ગેલો યજમાનવૃત્તિ માટે ગુજરાતમાં ગયેલો. પણ પછી પાછો આવ્યો જ નહિ. માડી જાયાને મળવાની મારા હૈયામાં હામ રહી ગઈ.)

(૨) જેઠ મહિને જીવને, આવવાની ઘણી આશ,
ગેલા તોડીએ નહીં ગેડિયા, સગા સંબંધનો સાથ.

'જેઠ મહિનામાં ગેલો પાછો આવશે એવી મને આશા હતી. આખોય મહિનો ગેલાના આવવાની દશ્ય સામે જોઈ રહ્યા; પણ ગેલો તો આવ્યો જ નહિ. હે ભાઈ ગેલા! સગા - કુટુંબનો સાથ છોડી એકદમ ચાલી જ નીકળ્યો ભાઈ?)

(૩) ગેલા અષાઢે ગેડિયા, સગા તોડીએ નહિ સગાઈ,
રેયાંકથી છેટો રિયો, હવે ભવ કેમ જાશે ભાઈ.

(હે ભાઈ) ગેલા, આ અષાઢ માસ આવ્યો. અષાઢ માસમાં તો પરદેશ ગયેલા તમામ માનવીઓ પોતાના સ્વજનને મળવા ઉતાવળા અધીરા થઈ પોતાના વતન ભણી પાછા વળે છે, પણ તું તો પાછો વળ્યો જ નહીં. અમારા રહેણાંકથી ઘણો છેટો રહી ગયો. ગેલા વિનાનું જીવન જાણે નકામું બની ગયું.)

(૪) શ્રાવણે લોચન સોસરા, જાય પાણી આંસુના પુર;
ગેલો તો અમર લોકમાં, ગિયો હરીચણમાં હજૂર.

(શ્રાવણ મહિનો આવ્યો, અને હવે તો ગેલો પાછો આવશે એવી આશા જ મટી ગઈ. એ તો અમરલોકમાં હરિચરણમાં જ પહોંચી ગયો એવી મને ખાત્રી થઈ ગઈ. મારી આંખોના નીર હવે સુકાતા જ નથી. શ્રાવણના સરવડા માફક એ તો વરસ્યા જ કરે છે.

(૫) ભાદરવે ભાવે નહીં, મુડે બેસે નહીં મન,
ગેલો તો ગુજરાતના, ગિયો આડા ધરીને વન.

(ભાદરવામાં હવે અન્ન-જળ ભાવતા નથી. અસ્થિર મન હવે મુડે બેસતું જ નથી-સ્થિર થાતું જ નથી કેમ કે ગેલો ઘેર નથી. એ તો ગુજરાતના વન-વગડા આડા ધરીને ચાલ્યો જ ગયો એમાં અમે એને કયાં ગોતીએ?)

(૬) આસો મહિને ઉતાવળું, મારું મારગે ચડે મન;

પાણી વિનાના પોરા જેમ, મારૂં તલખે બાધું તન.

(આસો મહિનામાં મારું મન વ્યાકુળ બની ગયું છે. દૂર દૂર ગુજરાતના ગામડાઓમાં ગેલાને ગોતવા દોડધામ કરી રહ્યું છે. પાણી વિનાના પોરા જેવી મારા મનની હાલત થઈ ગઈ છે.)

(૭) કારતક મહિને કેતાતા, દેતાતા જણુ સંદેશા જાણુ,
વાલ્યમ દેડીથી વિસર્યો, ગિયો હંસ પીંજરથી પ્રાણુ.

(કારતક મહિનામાં તો કેટલાક જણુ આવીને કહી ગયા કે ગેલો તો ચાલ્યો જ ગયો છે. પીંજર મુકીને હંસ ઊડી જ ગયો છે.)

(૮) માગશરે મટી ગઇ, વીહામા આવવાની વાત,
ગેલા ખેલઈ ગેલિયા, છે સૌના ઘટ ઉપર ઘાત.

(માગશર મહિનામાં તો ગેલાના પાછા આવવાની વાત જ રહી નહીં. હે ગેલા, સૌના માથે મરણુની ઘાત તો છે જ, પણુ આમ અમને એકલા મૂકીને તારે નો'તું જાવું ભાઇ.)

(૯) પોહ મહિને પાપિયા, સૌ લોભી થશે લોક,
ગેલા આવ્યને ગેડિયા, મને સગા દેશ સંતોષ.

(પોષ મહિનો આવ્યો છે. દરેક સગા સંબંધીઓ, સૌ સૌના વહેવારમાં લાગી જાશે, પણુ હું શું કરું ? કયાં જાઉં ?)

વણુકર બ્રાહ્મણો પોષ મહિનામાં પોતાના માંગલિક પ્રસંગો પતાવે છે. કેમ કે માહ મહિનામાં વણુકર સમાજના માંગલિક પ્રસંગો તેઓના હાથે જ ઉકેલવાનાં હોય છે. એટલે પોષ મહિનામાં પોતાના પ્રસંગો ઉકેલે છે તે બાબતનો ઉલ્લેખ છે.)

(૧૦) વાતું કરતા વહી ગયો, મહિનો આખો માહ.
ગેલાને નીકળ્યા ગોતવા, પણુ ભળ્યો નહીં તું ને ભાઈ

(માહ મહિનામાં અમે ગેલાને ગોતવા નીકળ્યા, પણુ ગેલો કઈ ભૂમિમાં ભરખાણો એના વાવડ અમને મળ્યા જ નહીં અને વાતું વતુંમાં તો આખો મહિનો વહી ગયો.)

(૧૧) ફાગણુ મહિને ફરતુંફરે, મુડે બેસે નહીં મન.
ગેલા આવ્યને ગોડયા, તલખે મારું તન.

(ફાગણુ મહિનો આવ્યો છે, વસંતના વધામણા થાય છે, પણુ મારું મન હવે મુડે બેસતું જ નથી. ગેલાને એક નજર દેખ્યા વિના આ તનનો તલસાટ હવે મટવાનો જ નથી.)

(૧૨) ચૈતર મહિને ચકડોળ, મારું હૈયું ઝખમી હોય.
ગેલા વાગી જાણે ગોળિયું, મારા કાળજ માથે કોય.

(ચૈતર આવ્યો અને ગેલાના વિજોગે અમે ઘેલા થઈ ગયા. કાળજામાં જાણે કોઈ ગોળિયું ધરબી ગયું.

## દોહા – અરશિયા :

(૧) તે કવજગે ગામતરું કર્યું. વીજોગે પાછો વળ્યો,
ગેલો હલામણુ ગેડિયો, મારો ધુન રાણુપરો ઢળ્યો.

'હે ગેલા! તું કવજોગમાં ગામતરે ગયો અને અમને વિજોગ દઈને જ પાછો વળ્યો. રાણુપરનો ગેલો ગેડીયો જાણે હલામણુ જેઠવો પડયો.)

(૨) રોઝડુ ઝુરે રાન, વીખૂટું ટોળા વિના,
એમ મારું પાંજર પાને પાન, હાલે ગેલાને ગોતતું.

(ઘનઘોર અંધારઘેરી રાતે ટોળાથી વિખૂટું પડેલુ રોઝડું જેમ પોતાના ટોળાને, સ્વજનને ખોળવા એકલું અટુલું રખડયા જ કરે એવી જ રીતે મારું મન ઝાડવે ઝાડવે અને પાંદડે પાંદડે ગેલાને ગોતતું ફરે છે.)

(૩) તુંબે લાગેલ તાર, ઇ જંતર ઝાંખું પડયું,
ગિયો બજાવણુ હાર, ગેલા કરીને ગેડિયો.

(વીણાના તાર તુટી જતાં જંતર જેમ નકામું બની જાય એમ ગેલા વગરનું મારું જીવન તંત્ર તૂટી ગયું, સાવ નકામું બની ગયું.)

(૪) ફટકારે છાતી ફાટે, કાપે કાળજની કોર,
એમ મહીના કાંઠે મોર, ગળકું દિયે ગેહિયો

(મોર બોલે છે અને એના ટહુકારે મને ગેલો યાદ આવે છે. મહી નદીના કાંઠે ગેલો જાણે મોર બનીને ટહુકી રહ્યો છે.)



[અનુ પૃ. ૨૭૧

# કુંડળિયો છંદ (૨)

પ્રા. ડૉ. રમણિકલાલ છ. મારૂ

કુંડળિયા છંદનાં લક્ષણોના સંદર્ભમાં સ્વ. મેઘાણીભાઈએ કરેલ ચારણી કુંડળિયાના પ્રયોગની ચર્ચા 'ઊર્મિનવરચના'ના જુલાઈ માસના અંકમાં મેં કરી હતી. કુંડળિયો છંદ એ છંદોના મિશ્રણનો અને એકથી વધુ છંદોને એક સાથે સંયોજવાનો પ્રયોગ છે અને એ માત્ર એક જ રીતે થતો નથી. વિવિધ છંદોના સંયોજનથી થતા કુંડળિયાના પ્રકારો પણ જુદા જુદા છે. આવા કેટલાક-પ્રકારો આ પ્રમાણે છે.

(૧) શુદ્ધ કુંડળિયો : આ પ્રકારના કુંડળિયામાં દોહરો અને રોળાવૃત્તનો પ્રયોગ કરી છ ચરણ રચવામાં આવે છે. આની વિગતવાર ચર્ચા જુલાઈ '૮૦ના અંકમાં કરવામાં આવી છે.

(૨) કુંડળિયો જાત ઝડઊલટ : સ્વ. શ્રી. મેઘાણીભાઈએ 'તરુણોનું મનોરાજ્ય' 'યજ્ઞધૂપ', 'વીર જતીન્દ્રના સંભારણાં' જેવાં કાવ્યોમાં આ છંદનો પ્રયોગ કર્યો છે. એમાં સૌ પ્રથમ દોહરાની રચના કર્યા પછી ૨૦-૨૦ માત્રાનાં ચાર ચરણોની રચના કરવામાં આવે છે. આ ૨૦ માત્રાનાં ચરણો ચારણી છંદ જાત સાવઝડોની આપણને યાદ આપે છે. ૨૦ માત્રાનાં ચાર ચરણો પૈકી પ્રથમમાં દુહાનાં ચોથા ચરણને ઉલટાવામાં આવે છે અને એ જ રીતેઆરંભના શબ્દને છઠ્ઠી પંક્તિમાં ખેવડાવવામાં આવે છે. સ્વ. મેઘાણીભાઈએ આવાં શાબ્દિક પુનરાવર્તનોનો આશ્રય ન લીધો હોવાથી 'ઢાળ: ચારણી કુંડળિયાનો' એવો ઉલ્લેખ કર્યો છે.

(૩) કુંડળિયો દોહાલ: કુંડળિયા છંદનો આ પ્રકાર આઠ ચરણનો બનેલો છે. એમાં આરંભ અને અંતે દોહરાના બબ્બે ચરણનાં બનેલાં કુલ ચાર ચરણો હોય છે અર્થાત આરંભમાં પણ દુહો અને અંતે પણ દુહો પ્રયોજાય છે. બે દુહાની વચ્ચે રોળા છંદનાં ચાર ચરણો પ્રયોજાય છે. અન્ય કુંડળિયાની માફક આરંભના દુહાના અંતિમ ચરણને રોળાની પ્રથમ પંક્તિમાં ખેવડાવવામાં આવે છે. એ જ રીતે આરંભના દોહાના પ્રથમ અને દ્વિતીય ચરણની બનેલ આખી ય પંક્તિ અંતે ખેવડાવવામાં આવે છે. આમ પ્રથમ અને અષ્ટમ ચરણનો સંપુટ બને છે. એક ઉદાહરણ લઈએ:

રૂપક યહ રઘુનાથરો, પિંગલ ગીત પ્રમાણ;
કહિયો મંછરામ કવિ, જોધનગર જગજાંણ.
જોધનગર જગજાંણ ખાસ ગૂંદી વિસતારા,
બગસીરામ-સુજાવ જાત સેવગ કૂંવારા;
સંવત ઠારૈ સતક વરસ તેસઠી બચાણો,
સુકલ ભાદવી દસમ વાર સસિ હર વરતાણો,
મત અનુસારે મૈં કહ્યો, સુધકર લિયો સુજાણ;
રૂપક યહ રઘુનાથ રો, પિંગલ ગીત પ્રમાણ.[૧]

'રઘુનાથ રૂપક ગીતાં રો'ના સંપાદકશ્રી મહતાબચંદ્ર ખારેડે લખ્યું છે,'' દોહાલ કુંડલિયામેં પ્રથમ દોહા બાદમેં ચૌબીસ ચૌબીસ માત્રાઓકે છ પદ હોતે હૈ''[૨] અહીં માત્ર આટલી સ્પષ્ટતા પૂરતી નથી, દોહરા પછી રચાતાં ૨૪ માત્રાનાં છયે ચરણો એક સરખાં નથી. દોહરા પછી રોળાનાં ચાર ચરણ અને પછી એક દુહો આમ યોજના અહીં છે. રોળા અને દોહરાની માત્રાઓ પંક્તિની દૃષ્ટિએ ૨૪ની છે એ વાત સાચી પણ યતિની દૃષ્ટિએ દોહરામાં ૧૩+૧૧ હોય છે. જ્યારે રોળા છંદમાં ૧૧+૧૩ની યોજના હોય છે. જો સંપાદકશ્રી આરંભના દુહાને જુદો ગણે છે તો પછી અંતિમ દુહાને કેમ ભૂલી ગયા? દુહાના થતા સંપુટને લીધે જ કદાચ એનું નામ દોહાલ કુંડળિયો પડયું છે. આમ છતાં અંતિમ દોહાનો ઉલ્લેખ ન કરીને એને યોગ્ય ન્યાય તો આપ્યો નથી જ એમ

૧ કવિમંછ, રઘુનાથ રૂપક ગીતાં રો' :સંપા: મહતાબચંદ્ર ખારેડ પ્રસ્તાવના. પૃ. ૧૨.

૨ – એજન – પૃ. ૨૮૨

કહી શકાય.

(૪) કુંડળિયા રાજવટ: આ પ્રકારના કુંડળિયમાં દુહો અને છપ્પો અર્થાત છપ્પય છંદનું મિશ્રણ છે. એમાં આરંભમાં દોહરાની રચના પછી છપ્પયનાં છ ચરણો મળી એ પણ આઠ ચરણોનો બને છે. દોહાના ચોથાં ચરણને છપ્પાના આરંભમાં બેવડાવાવામાં આવે છે તથા આરંભના દુહાના પ્રથમ ચરણને છપ્પાના અંતિમ ચરણમાં બેવડાવવામાં આવે છે. ઉદા.

સિયવર રાજ સમાપિયા, પાટ અવધ લવ પેખ,
કુસનૈ સમપ કુસાવતી, બંધવ સુતાં વિશેખ.
બંધવ સુતાં વિશેષ, દોય સુત ભરત સુહત્તિય,
તક્ષકનૈ તખસલી, પુકરનૈં પુક્કર બત્તિય;
અંસી લિખમણ ઉભય, અંગદનગરી અંગદનૈ,
ચંદ્રકેત ચંદ્રવતી, સત્રઘણ સુતાં સુખદનૈ.
કનવજ સુવાહ સત્રુઘાત કર, પતિ મધુર ઈમ થાપિયા,
ઈણ ભાંત મંછ કહ આહડી, સિયવર રાજ સમાપિયા.[3]

આ છંદની સમજૂતી આપતાં પણ મહતાબચંદ્ર ખારોડ લખે છે "ઉકત રાજવટ કુંડલિયામેં પ્રથમ દોહા, ફિર ૨૪ માત્રા કે છઃ પદ હોતે હૈં" [4] અહીં પણ એક પ્રકારની ગેરસમજ પ્રવર્તે એવી ટીકા કરવામાં આવે છે. દોહા પછીનાં છયે ચરણો ૨૪ માત્રાના નથી. દોહા પછી છપ્પય છંદ આવે છે. છપ્પય છંદના આરંભમાં રોળા છંદના ચાર ચરણ અને પછી ૧૫+૧૩ =૨૮ માત્રાનાં બે ચરણો આવે છે. આમ શ્રી ખારોડે આપેલ ટીકા '૨૪ માત્રા કે છઃ પદ' બરાબર નથી.

(૫) કુંડલિની : રણપિંગળમાં કુંડલિની છંદનો નિર્દેશ કરવામાં આવ્યો છે.[5] એ જ રીતે 'રઘુનાથરૂપક'માં પણ કવિ મંછે એનો ઉલ્લેખ કર્યો છે. એને સ્વ. રા. વિ. પાઠક આર્યા–કુંડલિની પણ કહે છે. કારણ કે અહીં આર્યા છંદ અને રોળા છંદના સંયોજન દ્વારા કુંડળિયો સિદ્ધ કરવામાં આવે છે. એમાં આરંભમાં આર્યાનાં ચાર ચરણો (૧૨+૧૮, ૧૨+૧૫) રૂપ બે પંક્તિઓ આવે છે અને પછી રોળાનાં ૨૪ માત્રાનાં ચાર ચરણો પ્રયોજાય છે. આર્યાનું ચોથું ચરણ રોળાનાં પ્રથમ ચરણમાં ઊલટાવવામાં આવે છે અને આર્યાનું પ્રથમ ચરણ કે પ્રથમ ચરણનો પ્રથમ શબ્દ રોળાનાં અંતિમ ચરણમાં બેવડાવાય છે. કુંડલિનીનું ઉદાહરણ 'રૂપક'માંથી જ લઈએ;

કીજે તીરથ કોટ, કોટ ગોદાન તામ દિજિન્ય કૈ,
અભય કરે રખ ઓટ, કર વે વિવાહ કિન્ના;
કિન્ના વ્યાહે કોડલો જુ કિન્યાબલ લેવૈ,
માલ ખજાના મુલક દુજાં ઉદકે દત દેવૈ;
રામ રામ ઇક તરફ હુવૈ તરફાં સહ દીજે,
તઊ ન હુવૈ સમ તૂલ કોટ જો તીરથ કીજે.[6]

આરંભમાં પ્રયોજાયેલ આર્યાનો યતિખંડ કર વે વિવાહ કિન્ના' ખરેખર ૧૫ માત્રાનો હોવો જોઈએ એને બદલે ૧૨ માત્રાનો જ છે એ કદાચ મુદ્રણ દોષ હોય એમ લાગે છે. અહીં જ્યારે ચરણ બેવડાવવામાં પ્રસંગ આવે છે ત્યારે અણુસરખાઈ પણાને લીધે કેટલીક અનુકૂળતા આવતી નથી. જેમકે અહીં આર્યાનો અંતિમ યતિખંડ બેવડાવાય છે પણ એ યતિખંડ ૧૫ માત્રાનો અને પછી આવનાર રોળાના ચરણનો પ્રથમ યતિખંડ ૧૧ માત્રાનો હોવાને લીધે ચરણ પૂરેપૂરું બેવડાતું નથી. માત્ર એકાદ કે બે શબ્દો જ બેવડાય છે.

(૬) કુંડળિયા તોટક: 'રણપિંગળ'માં આ છંદના લક્ષણો આ પ્રમાણે આપવામાં આવ્યાં છે :

(૧) આરંભમાં દુહાનાં ચાર ચરણોની બનેલી બે પંકિતઓ પ્રયોજવામાં આવે છે.

(૨) એ પછી એનાં ચોથાં ચરણને તોટકનાં આદ્ય ચરણમાં ઉલટાવી તોટકનાં ચાર ચરણ રચવામાં આવે છે.

(૩) દોહાના આરંભના ચરણને તોટકનાં અંતિમ ચરણમાં ઉલટાવીને કેટલીકવાર સુબદ્ધ છંદ સિદ્ધ કરવામાં આવે છે.

કવિશ્રી દલપતરામે આનો પ્રયોગ કર્યો છે.

૩ – એજન – પૃ. ૨૮૦

૪ –એજન પૃ. ૨૮૦

૫ રણછોડરામ ઉદયરામ : 'રણપિંગળ'–૧ પૃ. ૧૮૨-૮૩.

૬ કવિ મંછ: 'રઘુનાથ રૂપક ગીતાં રો' : પૃ. ૨૮૨

'ઘાવ ટળે તરવારનો, તીર તણો પણ તેમ;
કદી ન રૂઝે કથનનો, જીવ કપાયો જેમ.
જયમ જીવ કપાય રુઝાય નહીં
કથનોની પીડા પણ તેમ કહીં
ઘટમાં હીં ક્લેશ કરે જ ઘણો
કદી ઘાવ ટળે તરવાર તણો.'[7]

અહીં પણ દુહો માત્રામેળ અને તોટક ગણમેળ છંદ હોવાને લીધે ચરણો ખેવડાવવાનું બહુ સુગમ પડતું નથી' આ છંદનો નિર્દેશ 'રૂપક'માં થયો નથી.

કુંડળિયો અને છકડિયો દુહો : લોકસાહિત્યમાં પ્રયોજાતા દુહાના જે પ્રકારો બતાવવામાં આવ્યા છે તેમાં છકડિયો દુહો પણ જાણીતો છે. શ્રી રતુભાઈ રોહડિયા છકડિયા દુહાને 'કુંડળિયાનો લોકિયો પ્રકાર'[8] તરીકે ઓળખાવે છે. કુંડળિયા છંદમાં જે કેટલીક યોજના આપણે જોઈએ છીએ તે આ છકડિયા દુહામાં પણ મળે છે એટલે આ એ બાબતમાં કુંડલિયાને મળતો આવતો હોય તેનો પણ વિચાર અહીં કરી લઈએ.

છકડિયો શબ્દો દ્વારા એમાં છ કડી નહીં પણ છ પદનું સૂચન થાય છે. આરંભમાં અને અંતમાં દુહો પ્રયોજીને એ બે દુહાઓની વચ્ચેનાં બે ચરણો દુહાનાં જ દોઢાં ચરણો જેવાં પ્રયોજવામાં આવે છે. માત્રાની દષ્ટિએ વચ્ચેનાં એ બે ચરણો લગભગ ૧૭ કે ૧૮ માત્રાનાં હોય છે. કયારેક ગાવાની અનુકૂળતા જણાય ત્યાં કવિએ માત્રાનાં બહુ બંધનો રાખ્યાં નથી. કુંડળિયાની માફક આરંભના દુહાના અંતિમ ચરણને પછીનાં દોઢાવેલાં ચરણમાં ખેવડાવવામાં આવે છે. દુહાનાં પ્રથમ બન્ને ચરણો અંતિમ દોહાનાં છેલ્લાં બે ચરણોમાં એમ ને એમ ખેવડાવવામાં આવે છે. સામાન્ય દુહાની માફક અહીં પણ પ્રાસ પદાંતે (પંક્તિને અંતે દોહાના બીજાં અને ચોથાં ચરણને અંતે) યોજાય છે. વચ્ચેના બન્ને દોઢાવેલાં ચરણોને પણ અંતે જ પ્રાસ હોય છે.

તમાચી સુમરો અને ચૂડ વિજોગણની કથામાં આ દુહાનો પ્રયોગ થયો છે. ચારણી સાહિત્યમાં આ પ્રકાર બહુ પ્રચલિત હોય એમ જણાતું નથી. પરંતુ લોકસાહિત્યમાં અન્ય દુહાની જેમ છકડિયાનો પ્રયોગ પણ જોવા મળે છે. દા. ત.

આષાઢ વરસે એલીએ, ગાજવીજ ઘનઘોર;
તેજી બાંધ્યા તરુવરે, મધરા બોલે મોર.
મધરા બોલે મોર તે મીઠા
ઘણમૂલા સાજણ સપને દીઠા
કે' તમાચી સુમરો રિસાણી ઢેલને મનાવે મોર,
આષાઢ વરસે એલીએ ગાજવીજ ઘનઘોર.

આવા દુહાઓ મેળાઓ કે હોળી જેવા તહેવારોમાં ભરવાડો, રબારીઓ વગેરેમાં ગવાતા સંભળાય છે. છકડિયો લાંબી હલકે ગવાતો સાંભળવો એ પણ જીવનનો એક રંગ છે.

છકડિયો પણ કેટલેક અંશે દોહાલ કુંડળિયાને મળતો આવે ખરો. માત્ર દોહાલ કુંડળિયામાં આરંભ અને અંતનાં બે દુહાની વચ્ચે રોળાનાં ચાર ચરણો હોય છે જ્યારે છકડિયામાં એને બદલે માત્ર દોહરાનાં બે દોઢાવેલાં ચરણ જ પ્રયોજાય છે.

આમ કુંડળિયો ભિન્ન ભિન્ન છંદોનાં મિશ્રણોથી બને છે. એ બધા પ્રકારોમાં કુંડલિની અને કુંડળિયો તોટકને બાદ કરતાં દુહાનો પ્રયોગ બધામાં સામાન્યપણે થયેલો છે. પદોને ખેવડાવવાની ને શબ્દ-શબ્દોને ઉલટાવવાની થતી પ્રક્રિયા એનાં સંયોજનને સવિશેષ સુષ્ઠુ બનાવે છે. વર્તમાનમાં આવા છંદોના પ્રયોગો બહુ થતા નથી એનું કારણ પણ કદાચ સંયોજન માટે એમાં બાહ્ય સામગ્રીનો આધાર લેવામાં આવે છે એ પણ હોય. જો એમાં પ્રયોજાતા છંદો માત્ર બાહ્ય રીતે જ નહીં પણ એની આંતરસામગ્રીને બળે સંયોજિત થતા હોય તો એ વધુ ઉચિત ગણાત. વર્તમાન કવિતા કલેવર કરતાં પણ આંતર ઉપાદાન તરફ સવિશેષ કેન્દ્રિત છે. આથી આવા કુંડળિયાના પ્રયોગો આજે નજરે ચડતા નથી.

---

૭ કવિ દલપતરામ ડાહ્યાભાઈ; 'દલપતકાવ્ય' ભા.૨ પૃ. ૧૮૦

૮ 'ઊર્મિ નવરચના' દીપોત્સવી ૨૦૩૪ સં., પૃ.૨૯૯

# 'ઝંડા ઊંચા રહે હમારા'

[સરવાણુ સંસ્મરણોની-૧૨]

જયમલ્લ પરમાર

તુજને ગોદ લઈ સુનારાં, મેં દીઠાં ટાબરીઆં
તારા ગીત તણી મસ્તીમાં ભૂખ, તરસ વીસરીઆં

ઝંડા! કામણ શાં કરિયાં!
ફીદા થઈ તુજ પાછળ ફરિયાં.

એવો યે એક યુગ હતો, પરાધીન પડેલી ભારત માતાનો એ ઝંડો હતો. આઝાદીની એ શાન હતી. ભારત ભૂમિનું એ નિશાન હતું. એ ધ્વજ–ઝંડો સ્વરાજનો સંત્રી હતો. સફેદ લીલો અને કેસરી એવા એ ત્રિરંગી ઝંડાના ઉરે ચક્ર સાથેનો રેંટિયો રમતો હતો. આજે ય આપણા રાષ્ટ્રધ્વજમાં ચક્ર તો છે જ, પણ રેંટિયાના ચક્રનું સ્થાન અશોકના ધર્મચક્રે લીધું છે.

આ રાષ્ટ્રધ્વજને–ઝંડાને અણનમ લહેરાતો રાખવા, એનાં ગૌરવનાં રખત્રાળાં કરવા કેટકેટલાં સુંવાળા માથાં ફટોફટ ફૂટયાં હતાં? કેટકેટલાં લોહી અને શહીદોની વિજોગી માતાઓનાં આંસુઓ એને કયારે ઢલવાયાં હતાં?

તારે કયારે કૈંક દુલારે, દિલનાં શોણિત પાયાં;
પુત્ર વિજોગી માતાઓનાં, નયન ઝરણ ઢલવાયાં

ઝંડા અજર અમર રે'જે
વધ વધ આકાશે જાજે

મેઘાણીભાઈ રચિત ઝંડાવંદનનું અમારું આ પ્યારું ગીત ગાતાં ગાતાં મુકમ્મીલ આઝાદી માટે ફના થઈ જવાની અને સાથે ઝંડાની શાન જાળવવાની દિલભરમસ્તી અમે અનુભવતા.

કુમળા બાળ કિશોર બુઝર્ગો સહુ તુજ કાજે ધાયા
નર નારી નિર્ધન ધનવંતો – એ સબ ભેદ ભુલાયા

ઝંડા! સાહિદ રહેજે હો!
રૂધિરનાં બિન્દુ બિન્દુ તણો.

સ્વાતંત્ર્યયુદ્ધના સમયે ભારતભરમાં આ ઝંડા માટે કૈંક નરનારીઓ મરી ફીટયાં છે. સરઘસોમાં ઝંડો લઈ આગળ ચાલનારાઓ માથે લાઠીઓ વીંઝાણી છે, અમાનુષી ઝુંટાઝુંટ પોલીસો તરફથી અચરાણી છે ત્યારે ત્યારે ઝંડાધારીઓ મડાગાંઠ લઈ જતા, ઢસડાતા, બેભાન બનતા ને ગોળીએ પણ વીંધાતા રહ્યા છે.

સન ૧૯૨૩માં જબલપુરની મ્યુનિસિપાલિટીએ પોતાના મકાન ઉપર આ ઝંડો લહેરાવવાની ઘોષણા કરી અને બ્રિટિશ પાર્લામેન્ટને એમાં બગાવતનાં ચિહ્નો દેખાયાં ને અંગ્રેજ સરકારે જબલપુર સુધરાઈને એ ઝંડો ફરકાવવાની મનાઈ ફરમાવી. જબલપુર કોંગ્રેસે એ પડકાર ઊપાડી લીધો ને ઝંડા સરઘસ કાઢતાં અંગ્રેજ સરકારે એમને પકડીને જેલમાં પૂરી દીધા.

એ ઝંડા–સત્યાગ્રહ નાગપુરે ઉપાડી લીધો અને દેશભરમાંથી ઝંડા સાથેની સત્યાગ્રહી ટુકડીઓ નાગપુરમાં ઊતરી પડી. જેલો ભરી દીધી. જેલોમાં ભયાનક સીતમો સત્યાગ્રહીઓ માથે ગુજર્યા. દેશભરમાં જાગૃતિનાં પૂર ઊમટવા માંડયાં. એમાં તો અંગ્રેજ સરકારને પ્રતિબંધ પાછો ખેંચવો પડયો. સત્યાગ્રહનો વિજય થયો. એનું એક જ્વલંત સ્મરણ મારા જીવનમાં અંકિત થઈ ગયું છે.

આ નાગપુર ઝંડા–સત્યાગ્રહમાં સૌરાષ્ટ્રમાંથી પણ એક ટુકડી ગયેલી (સ્વ.) બળવંતરાય મહેતા અને વઢવાણના વીર (સ્વ.) ફૂલચંદભાઈ શાહ વગેરે ગયેલા. એ ટુકડીમાં હજી યુવાનીને ઉંબરે પગ દેતા શ્રી. રામનારાયણ ના. પાઠક પણ ગયેલા. એ ટુકડી માંહેના કદાચ એ એક જ આજે વિદ્યમાન છે.

શ્રી. ફૂલચંદભાઈ અને એમની ટુકડી નાગપુરથી ભાંગેલે શરીરે પાછી ફરતાં સૌરાષ્ટ્રના મુખ્ય મુખ્ય શહેરોમાં ફરીને એમણે નાગપુર ઝંડા સત્યાગ્રહનો સંદેશો અને જેલના સીતમોનાં બયાન રજૂ કરેલાં.

સત્યાગ્રહીઓની એ ટુકડી વાંકાનેર આવેલી ત્યારે હું દસ-બાર વરસનો હોઈશ પણ એમની સભાનો ચિતાર આજ આટલાં વરસેય અવિસ્મરણીય બની રહ્યો છે. વધુ તો હું ત્યારે નહિ સમજેલો પણ એમણે જે ગીત ગાયેલું તે મારા કુમળા અંતરમાં કંડારાઈ ગયેલું;

નાગપુર ગ્યા'તા રે જેલ મંદિરે
હસતાં હસતાં ગ્યાં'તા રે જેલ મંદિરે
ચોર બન્યા શેઠિયા
શેઠ બન્યા વેઠિયા
કામ કરે પેટિયા રે જેલ મંદિરે
ઝાડા સાથે મરડો, તૂટી ગયો બરડો
કાચી રોટી કરડો રે જેલ મંદિરે

મારા જીવનના પરોઢનો એ પહેલો રાષ્ટ્રીય સંસ્કાર. ત્યારે કયાંથી કલ્પના હોઈ શકે કે એક દિવસ શ્રી ફુલચંદભાઈની જ આગેવાની હેઠળના ધ્રોળના ઝંડા સત્યાગ્રહનો હું એક સૈનિક બનીશ અને 'કાઠિયાવાડના ઘડવૈયા' * નામે એમના જીવન આલેખનનું પુસ્તક પ્રગટ કરી એ પ્રથમ પુસ્તક ગાંધીજીને અર્પણ કરીશ ?

સૌરાષ્ટ્રનાં દેશી રાજ્યોમાં પ્રજાસેવાનાં નાનાં નાનાં મંડાણ સને ૧૯૧૦ પહેલાંથી શરૂ થઈ ગયેલાં. ૧૯૧૫મા ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી દેશમાં આવતાં દેશીરાજ્યોમાં પણ ચેતન પ્રગટવા માંડેલું. વેઠ, લાગા લેતરી ને અન્ય હાડમારીઓ વિષે દેશીરાજ્યોમાં પણ લોકો સાથે મળીને વિચારવા લાગેલા અને સમાજ સુધારા માટેનાં સંમેલનો થવા માંડેલાં. ૧૯૨૧માં કાઠિયાવાડ રાજકીય પરિષદનો પણ જન્મ થયો અને રજવાડાંની મર્યાદામાં રહીને વહીવટી સુધારણા કરાવવા સુધીની પ્રવૃત્તિઓ શરૂ થઈ. એમાં એ વખતના મિયાણાના માળિયા રાજ્યના ખાખરેચીના વેઠ લાગાના અસહ્ય જુલમ સામે ખેડૂતોએ માથું ઊંચકયું ને એના સત્યાગ્રહનું નેતૃત્વ ગાંધીજીના આશીર્વાદ સાથે ફુલચંદભાઈએ પૂરું પાડયું. રાજ્યને સમાધાન કરવું પડયું ને સૌરાષ્ટ્રભરનાં રજવાડાંઓમાં સન્નાટો છવાઈ ગયો.

ચેતન પ્રગટવા માંડેલાં. દેશમાં જાગૃતિનાં જે ઘોડાપુર આવવા લાગેલાં એની અસરો દેશીરાજ્યોમાં પણ ઝીલાતી થયેલી, પણ બેવડી ગુલામીમાં દબાઈ ગયેલી દેશી રાજ્યોની પ્રજામાં રાજ્યોની અને બ્રિટિશ સરકારની હિંસક શક્તિને પહોંચી વળવાની તાકાત પેદા થતાં વાર લાગે. છતાં પ્રજા માથું ઊંચકતી થવા લાગી. લોકજાગૃતિના, સ્વદેશાભિમાનના અને સ્વાધીનતાના સંસ્કારોથી રંગાયેલા દેશીરાજ્યોના પ્રાણવાન કાર્યકરો માટે સમાજસુધારાની કે ખાદીની વાતને પણ સહન ન કરી શકનારાં દેશીરાજ્યોની જહાંગીરી અસહ્ય બનવા લાગેલી. પ્રજાકીય અધિકારોની માંગ બુલંદ બનવા માંડેલી. રાષ્ટ્રીય અખબારો દેશીરાજ્યોની પીડાતી પ્રજાનો અવાજ બનીને નિર્ભયતાનાં સૂત્રો ગજવતાં હતાં. બ્રિટિશ હકુમત નીચેનાં દેશમાં ચાલતાં સ્વદેશીનાં અને સ્વાતંત્ર્યનાં આંદોલનની અસરોથી દેશીરાજ્યોનાં જાગૃત નરનારીઓ અલિપ્ત કેમ રહી શકે ?

વઢવાણમાં ફૂલચંદભાઈ અને મણિભાઈ કોઠારી, ધ્રાંગધ્રામાં માણેકચંદ નાનજી અને મોહનલાલ પીતાંબર સંઘવી, લીંબડીમાં અમૃતલાલ શેઠ, ભાવનગરમાં બળવંતરાય મહેતા ને આત્મારામ ભટ્ટ, પાલીતાણામાં શંભુશંકર ત્રિવેદી, સાવરકુંડલામાં મણિભાઈ ત્રિવેદી, જામનગરમાં લવણપ્રસાદ શાહ, ધ્રોળમાં પુરુષોત્તમ ઉદ્દેશી, ખાખરેચી (મિયાણાના માળિયા)માં મગનલાલ પાનાચંદ, પોરબંદરમાં નગીનભાઈ અને રાજકોટમાં મનસુખલાલ રવજીભાઈ મહેતા પ્રજા-ચેતનાનો ધૂણો ધખાવીને દેશીરાજ્યોના પ્રાણપ્રશ્નોમાં જનતાને નેતૃત્વ પૂરું પાડતા હતા, તો કોઈ એકલવીર બનીને ઝૂઝતા હતા. અતિશય સહન કરીકરીને નિર્બળ પ્રજામાં જાગૃતિ ફેલાતાં તે પડકાર કરવા લાગેલી. એમાં કાઠિયાવાડ રાજકીય પરિષદ પોતાની પ્રવૃત્તિઓ અને અધિવેશનો દ્વારા પ્રજાજાગૃતિની મશાલચી બની રહી હતી. ૧૯૩૦ના સત્યાગ્રહથી તો દેશીરાજ્યોમાં ઉપલા સ્તરે ચેતનાનાં ઘોડાપૂર આવ્યાં. રાજાઓ અને ઠાકોરોને આ પ્રજાજાગૃતિમાં પોતાનાં રાજ ઉથલાવવાના બળવાની ગંધ

---

* 'કાઠિયાવાડના ઘડવૈયા'ની બીજી આવૃત્તિ 'જીવન શિલ્પીઓ' નામે પ્રગટ કરેલી છે.

આવવા લાગેલી તેથી તે દમનનો કોરડો વીંઝવા માંડેલા.

ઘણું કરીને ૧૯૩૧ના માર્ચમાં ગાંધીજી અને તે વખતના હિંદના અંગ્રેજી હાકેમ (વાઈસરોય) લોર્ડ ઈરવીન સાથે તહકુબી થઈ. જેલોમાંથી સત્યાગ્રહી કેદીઓને છોડી મૂકવામાં આવ્યા અને સત્યાગ્રહ છાવણીઓમાંથી પણ સ્વાતંત્ર્ય સંગ્રામના સૈનિકો ઘેર આંટો મારી જરા પાછા ફરેલા.

ધ્રોળ રાજ્ય પ્રજાના અવાજને દાબવી દેવા ધ્રોળના આગેવાન શ્રી પુરૂષોત્તમ ઉદ્દેશી ઉપર જુલમ તો ગુજાર્યા કરતું હતું. એમાં કરાચી કોંગ્રેસ અધિવેશનમાંથી પાછા ફરતાં એનો સંદેશ જાહેરજનતાને સંભળાવવા શ્રી ઉદ્દેશીએ સભા ભરી તો રાજ્યે સભાને ગેરકાયદે કરાવી, લાઠીઓ વીંઝીને પુરૂષોત્તમ ઉદ્દેશીના હાથમાંથી રાષ્ટ્રધ્વજ ઝૂંટવી ગયા. પુરૂષોત્તમ ઉદ્દેશી ઝંડો પાછો મેળવવા સભાસ્થળે જ ઉપવાસ ઉપર ઊતર્યા. શ્રી. મણિલાલ કોઠારીને કાને વાત પહોંચતાં તેમણે ધ્રોળ જઈ દીવાનને સમજાવ્યા. શ્રી ઉદ્દેશીએ ઉપવાસ છોડયા. દીવાન ઝંડો પાછો આપવા કબુલ થયા. દીવાન પાછળથી ફરી ગયા. શ્રી. ઉદ્દેશીએ બધી બીના ફૂલચંદભાઈને જણાવી. ફૂલચંદભાઈને ધ્રોળ રાજ્યનો જુલમ અસહ્ય લાગ્યો ને સત્યાગ્રહીઓ સાથે ધ્રોળ પહોંચ્યા.

તે દિવસે હડમતિયા સ્ટેશનથી ઊતરીને ધ્રોળ ચાલીને જવું પડતું. ધ્રોળમાં પહોંચી રાષ્ટ્રધ્વજ સાથે સરઘસ કાઢયું, સભાભરી. પણ રાજ્યે જ્યાં ઊતરેલા ત્યાં બધા ઉપર લાઠીઓ ચલાવી. જમતા હતા તે ઉદ્દેશીના મકાનને બહારથી વાસી દીધું. વાટાઘાટો પાર ન પડી અને ૧૯૩૧ ના મેં માસની ૩૦ મી તારીખે દરબારગઢ સામે સત્યાગ્રહ શરૂ થયો.

અમને ધોલેરા સત્યાગ્રહના સૈનિકોને હાકલ પડી. સાબદા થઈને શ્રી. મોહનભાઈ સોપાનની આગેવાની નીચે અમે ધ્રોળ સત્યાગ્રહ માટે ઊપડયા. ઘરનાં સૌની ઈચ્છા વિરૂદ્ધ. અમે તો થનગની રહેલા. મે મહિનાનો ધોમ તડકો તપતો હતો. હડમતિયા સ્ટેશને ઊતરી અમે ધ્રોળનો મારગ સાંધ્યો. પણ રસ્તો કહેવાય એટલું જ. કયાંક તો કેડી જેવો ને કયાંક રસ્તાનું નામનિશાન ન મળે. મૂઠી ભરીને જુવાર ફેંકો તો ધાણી ફૂટે એવી આગ વરસતી હતી. અમારામાંથી કેટલાકની પાસે ચંપલ ન હતાં. વહેળા વોંકળાનો રેતાળ મારગ. માથે તો પગ મૂકતાં ફરફોલા પડે. આથી એક બીજા એક બીજાને ચંપલ આપતા જઈએ ને મારગ કાપતા જઈએ. છેવટ ઉઘાડે પગે ન ચાલી શકતાં અમે પગે લંગોટ બાંધીને ધ્રોળ પહોંચ્યા. કેટલાકના પગમાં જળેળા ઊપડી આવેલા.

અમે આગલા દિવસે પહોંચેલા. સૌરાષ્ટ્રમાંથી એકસો સૈનિકો આવી પહોંચેલા. ૨૯મીની રાતે ભજનોની અને અંતકડીની રમઝટ બોલાવેલી. ૩૦મીની સવારે પ્રભાતફેરી રૂપે સૌ રાષ્ટ્રગીતો અને રાષ્ટ્રધ્વજનાં ગીતો ગાતા ગાતા ઊપડયા. ચોક વચ્ચે આવી પ્રાર્થના કરી અને ધ્વજવંદન કરી સૌ પોતપોતાનાં પથારી–આસન લાવેલા તેના ઉપર અડીંગો લગાવી વાહન વ્યવહારને આડું ન આવે તે રીતે બેસી ગયા. પ્રથમ દિવસ ઉપવાસથી શરૂ કર્યો. રાજ્ય તરફથી કેવું દમન અચરાશે એની કોઈ કલ્પના નહિ. પણ ઊડઝૂડ લાઠીમાર અને ધરપકડની તો પાકી ગણતરી કરીને અમે બેઠેલા. બીજી બાજુ પ્રજામાંથી કોઈ રાજ્યને પડકાર કરી શકે છે, એના જોરજુલમ સામે થઈને પોતાની વાત પડતી નથી મેલતા એવા સત્યાગ્રહીઓને જોતાં દબાઈ ગયેલી પ્રજા અચરજ અનુભવતી જાગ્રત બનતી જતી હતી.

એકસો માણસો દરબારગઢ સામે સત્યાગ્રહનાં આસન ભીડીને બેઠા છે એવા સમાચારે ગામ–ગામડાંને જોણું થયું ને આઘેરા ઊભા રહી તાશેરો જોવા લાગ્યા. વેપારીઓની દુકાનોનાં પાટિયાં નીચે તો અમે બેઠા હતા. ખરો બપોર થયો. ધોમ તડકામાં અમે આસન ઉપરથી ન ખસ્યા. મને યાદ છે ત્યાં સુધી ૩૦મી મેના અમે આખો દિવસ ને રાત દરબારગઢ સામે સત્યાગ્રહ કરતા રહ્યા. ૩૧મી તારીખે ધોમ તડકા પછી એકાએક વાદળ ચડી આવ્યાં ને માવઠું થતાં ધોધમાર વરસાદ તૂટી પડયો. બારબાર મહિનાની ધૂળ સંઘરી બેઠેલાં દુકાનોનાં નળિયાંએ પ્રથમ તો કીટોડો જ વરસાવ્યો. સૌનાં કપડાં અને અંગ કીટોડાથી ભરાઈ ગયાં. હું અને મારા મિત્ર (સ્વ.) ઈશ્વરભાઈ દવે એક

કંદોઈની દુકાન નીચે બેઠેલા. એનાં નળિયાંએ તો ફોરાંટા અને ધૂંવો બેય દડડાવ્યા. અમે બન્ને હબસી જેવા થઈ રહ્યા. પગથી માથા સુધી ધુંવાડાની દોર નાખતા કાળાડીબાંગ જેવા બની રહ્યા. ઉપરથી ધૂંવો ને ફોરાંટા વરસે ને રસ્તા ઉપર અમારા નીચેથી પણ પાણી ચાલ્યાં જાય. અમારાં પથારી પાગરણ પણ ડહોળાં પાણીથી લથબથ થઈ ગયાં. પણ અમે જેવાં આસન ભીડી બેઠેલા એવા જ એકસો જણા બેસી રહ્યા. ફોરાંટા ને ધૂંવો ધોવાઈ રહે તે પહેલાં વરસાદ બંધ થઈ ગયો. અને તડકે તપતા થયા.

ગામલોકોમાંથી અરેરાટી છૂટી ગઈ. ભૂખ, તડકા ને ધૂળ – વરસાદથી અમારા બદલી ગયેલા દિદાર જોઈને ગામની લાગણી ઊમટી હાલી. આ જોઈને દીવાનની દીકરી પણ અમારી સાથે ઉપવાસ ઉપર ઊતરી. સમાધાન ઉપર આવવા દીવાન ઉપર ભારે દબાણ થવા લાગ્યું. દરમ્યાન અમને પારણાં કરાવવા ગામ ભારે ઉલટમાં આવી ગયું, તાબડતોબ એકસો જણાના રોટલા – શાક તૈયાર થઈ ગયાં. એક બાજુ સમાધાનની વાટાઘાટો શરૂ થયેલી ને બીજી બાજુ કોઈને કાગળમાં તો કોઈને હાથમાં રોટલા ને ઉપર શાક આપવા ગામ ઉતાવળું થયું, ઊમટી પડયું. એ જ આસન ઉપર એ જ સ્થિતિમાં ગામે અમને પ્રેમથી પારણાં કરાવ્યાં. ભર બજારમાં હાથ મોં ધોયા વગર એક હાથમાં રોટલો ને ઉપર શાક લઈને ખાવાનો લહાવો પણ અમે ભારે આનંદ–ઉત્સાહથી લીધો.

બીજી બાજુ એ જ સમયે અમારા અણનમ સત્યાગ્રહ અને લોકલાગણી આગળ રાજ્ય નમી પડયું અને શ્રી પુરૂષોત્તમ ઉદ્દેશી પાસેથી ઝૂંટવેલો ધ્વજ પાછો સોંપ્યો. પ્રોળની બજારો અને દરબારગઢની દીવાલો વિજયના ગગનભેદી અવાજોથી ગાજી ઊઠયાં.

ઝંડા ઊંચા રહે હમારા
વિજયી વિશ્વ તીરંગા પ્યારા
સદા શક્તિ બરસાને વાલા
વીરોંકો હરસાને વાલા
માતૃભૂમિકા તનમન સારા
ઝંડા ઊચા રહે હમારા

# ફટાણાં

પ્રા. રમણભાઈ પી. પટેલ

લોકગીતોનો એક પ્રકાર તે લગ્નગીતો, અને લગ્નગીતોનો એક પેટાપ્રકાર તે ફટાણાં. આ ફટાણાં તેમના વિલક્ષણ વરવા સ્વરૂપને લઈ અન્ય લોકગીતો અને લગ્નગીતોથી જુદાં તરી આવે છે. લગ્ન જેવા માંગલિક અને આનંદઉલ્લાસસભર અવસર પર તે ગવાય છે; પરંતુ અન્ય લગ્નગીતોમાં જ્યારે શૃંગાર, પ્રસન્નતા યા કરુણ જેવા ભાવ નિરૂપાય છે, ત્યારે ફટાણાંમાં હાસ્ય, કટાક્ષ ઉપરાંત વિશેષ તો મજાક, મશ્કરી અને ટીખળના ભાવ નિરૂપાય છે. તેમાં સ્થૂલ – ઘણીવાર અશિષ્ટતા અને અશ્લીલતાની સીમા સુધી સરી જતું – હાસ્ય દેખાય છે. આવું હાસ્ય તળપદા લોકજીવનનું એક લક્ષણ છે. ગ્રામીણ લોકો મોકળે મને હસે છે; સ્વ. ઝવેરચંદ મેઘાણીએ 'ચુંદડી' નામના લગ્નગીતોના સંગ્રહમાં નોંધ્યું છે તેમ, "પરિહાસ, નર્મરસ, માર્મિકતા, વિનોદ વગેરે જનસ્વભાવનાં જ અંગો છે. પ્રજાજીવનની રસવૃત્તિ એની પરંપરાની ગીતસરિતામાં વહેતી જ રહી છે. અલબત્ત જેમ જેમ રસવૃત્તિ હીન થતી ગઈ હશે તેમ તેમ પરિહાસ પણ ઊતરતો ગયો હશે. પછી વળી સ્થૂળ, ઓછો માર્મિક ને કુરુચિમય હાસ્યરસ પેદા થયો હશે."

આમ હોવા છતાં, ફટાણાં લગ્નગીતોનું–અને તે રીતે લગ્નપ્રસંગનું – એક ધ્યાનપાત્ર અંગ છે, તે એક હકીકત છે. આજે પણ લગ્નપ્રસંગે ફટાણાં ગવાતાં સંભળાય છે. ભદ્ર વર્ગોમાં ફટાણાં, તેમાંની અશિષ્ટતા અને અશ્લીલતાને લીધે, ગવાતાં કાં તો બંધ થઈ ગયાં છે અથવા તો બહુ ઓછાં થઈ ગયાં છે; પરંતુ સમાજના નીચલા થરના કહેવાતા વર્ગોમાં લગ્નપ્રસંગે હજી ય ફટાણાં ઉત્સાહપૂર્વક ગવાય છે. ગાનારને અને જેમને ઉદ્દેશીને ગવાય છે એ સાંભળનારને – સૌને તે આનંદ આપે છે.

ફટાણાં શબ્દનો વાચ્યાર્થ કોઈ અજુગતી, તિરસ્કૃત, ફિટકારપાત્ર વસ્તુનો દ્યોતક છે. 'સાર્થ ગૂજરાતી જોડણીકોશ,' (પાં. આ. ૧૯૬૭, પૃ.૫૬૮) માં 'ફટાણું' વ્યુત્પત્તિ 'ફટ' ઉપરથી થયેલી દર્શાવાઈ છે, તેમજ તેનો અર્થ 'ભૂંડું' – બીભત્સ ગીત કે બોલ' એવો અપાયો છે. 'ભગવદ્ગોમંડલ કોષ' (ભાગ : ૬, પૃ. ૬૦૬૪) માં ફટાણાંનો અર્થ 'સ્ત્રીના મોઢામાંથી નીકળતા ભૂંડા શબ્દ – બીભત્સ ગીત કે બોલ' એવો અપાયો છે. ભૂંડા બોલ કે બીભત્સ ગીતો ફિટકારપાત્ર, તિરસ્કારપાત્ર લેખાય; એટલે આવાં મજાક મશ્કરીભર્યાં યા અશિષ્ટ કે અશ્લીલ ગીતોને ફટાણાં નામ મળ્યું હોય તે બનાવજોગ છે. કેટલીક વાર સ્ત્રીઓ વચ્ચેની લડાઈ દરમિયાન થતી ગાળાગાળીને પણ લોકભાષામાં 'ફટાણાં' કહેવામાં આવે છે. 'ફટાણાં'નો આવો લક્ષ્યાર્થ તેના અર્થવિસ્તારનો દ્યોતક છે. પરંતુ તેનો મુખ્ય અર્થ તો લગ્નપ્રસંગે વેવાઈ પક્ષનાં સ્ત્રી-પુરુષને ઉદ્દેશીને ગવાતાં મજાક મશ્કરીભર્યાં ગીતો, એવો જ રહ્યો છે. ફટાણાં લગ્નપ્રસંગે ગવાય છે. તેમાં વેવાઈ પક્ષનાં માનવીઓની મજાક-મશ્કરી યા ફજેતી કરવાનો, અને તેમ કરતાં આનંદ માણવાનો, આશય હોય છે. તેમાં વેવાઈ, વેવાણ, વર, અણવર, જાનૈયા, ગોર મહારાજ તેમજ કન્યા, તેનાં માતાપિતા અને અન્ય સગાંસંબંધીઓની મજાક ઉડાવાય છે. ગ્રામીણ સમાજમાં લગ્નપ્રસંગે ઉતારાની બાબતમાં, ભોજન પ્રસંગે તેમજ અન્ય રૂઢિઓ યા વિધિઓ પ્રસંગે જેમ વેવાઈ પક્ષની વ્યાવહારિક સ્તરે મજાક થાય છે, તેમ લગ્નગીતોમાં મૌખિક યા શાબ્દિક રૂપમાં મજાક થાય છે. આવાં મજાક મશ્કરીભર્યાં લગ્નગીતો જ ફટાણાં તરીકે ઓળખાય છે.

આપણા તળપદા લોકજીવનમાં લગ્નપ્રસંગે ફટાણાં ગવાય છે, પરંતુ અન્ય લોકગીતો જેવી રસાત્મકતાનો તો તેમાં લગભગ અભાવ જ છે, તેમાં વેધક

સંવેદના, મોહક કલ્પના, કે માર્મિક ચાતુરી જેવું બહુ ઓછું જોવા મળે છે. શબ્દ, ઢાળ, અર્થ, ભાવનું માધુર્ય પણ તેમાં ભાગ્યે જ અનુભવાય છે. તેમાં જે હાસ્ય છે તે પણ સ્થૂલ કોટિનું છે; ઉપરાંત તેમાં અશિષ્ટતા અશ્લીલતા પણ વારંવાર ડોકાય છે. તેમાં વેવાઈ પક્ષનું કંઈક યથાર્થ કે પછી આરોપિત પણ વગોણું જ હોય છે. ફટાણાંની આવી મર્યાદાઓને લઈ તેમને લોકસાહિત્યમાં આદરપાત્ર સ્થાન મળ્યું નથી. ભદ્ર વર્ગોએ તેમને ત્યજી દીધાં છે, અને સમાજના નીચલા ગણાતા વર્ગોમાં પણ હવે લગ્નપ્રસંગે ફટાણાં ગાવાનો રિવાજ ઘસાતો જાય છે. તે લાંબો સમય ટકી રહે તેવું લાગતું નથી.

આમ છતાં, ફટાણાંનું લોકજીવનના સમાજ-શાસ્ત્રીય અભ્યાસ માટે કેટલુંક મહત્ત્વ છે તે સ્વીકારવું જોઈએ. સમાજશાસ્ત્રીઓને ફટાણાંમાંથી લોકજીવનની અનેક વિચિત્ર બાજુઓ, રૂઢિઓ અને વિધિ-નિષેધો વિશે (લોકસમાજ કઈ બાબતો તરફ ઉપહાસ યા ઘૃણાની દૃષ્ટિએ જુએ છે તે વિશે) ઉપયોગી સામગ્રી મળી શકે તેમ છે. તે દૃષ્ટિએ જોતાં લાગે છે કે, ફટાણાં સાવ ભુલાઈ જાય તે પહેલાં તેમનો સંગ્રહ થઈ જાય તે ઈચ્છનીય છે. (મેઘાણીનો એક અનુભવ અહીં યાદ આવે છે. તેમણે તેમના એક પુસ્તકમાં નોંધ્યું છે કે, અશ્લીલ લાગવાથી મેં ત્યજી દીધેલાં કેટલાંક લોકગીતો મુંબઈ યુનિવર્સિટીના સમાજશાસ્ત્રના પ્રોફેસર ડૉ. ઘૂર્યેને લોકજીવનના સમાજશાસ્ત્રીય અધ્યયનમાં ઉપયોગી લાગેલાં.)

ગુજરાતમાં પ્રચલિત ફટાણાંમાં લગ્નપ્રસંગનાં આનંદઉલ્લાસ, મજાક મશ્કરી ઉપરાંત અનેક વિચિત્ર સામાજિક રૂઢિઓ અને વિધિનિષેધોનું આછું-ઘેરું પ્રતિબિંબ ઝિલાયું છે. લગ્નપ્રસંગની પ્રારંભિક વિધિથી—'ઉકરડી'ની સ્થાપનાથી—માંડી કન્યાવિદાય સુધીના તમામ પ્રસંગો પર ફટાણાં ગવાય છે. તેમાં મજાક મશ્કરીપ્રેરિત સ્ફુટ હાસ્ય ઓછું વત્તું રેલાતું જોઈ શકાય છે. કન્યાપક્ષની સ્ત્રીઓ વરપક્ષનાં માનવીઓને અને વરપક્ષની સ્ત્રીઓ કન્યાપક્ષનાં માનવીઓને લક્ષ્ય કરી ઉપહાસયુક્ત ફટાણાં ગાય છે. દા. ત. ઉકરડીની સ્થાપના પ્રસંગના ગીતમાં વરપક્ષની કોઈ વ્યક્તિને લક્ષ્ય કરી આવું ફટાણું ગવાય છે:

માધુભાઈ મુંબઈ શહેર ગ્યા'તા, મજાનો કેવડો રે.<br>
ત્યાંથી ખત્રાણુ પરણી લાવ્યા, મજાનો કેવડો રે.<br>
ઝુમણાં ખત્રાણુને પહેરાવે, મજાનો કેવડો રે.<br>
રતનવહુ રહે રહે રુવે, મજાનો કેવડો રે.

તો, વરપક્ષની સ્ત્રીઓ વહુને અનુલક્ષી આવી મજાક ઉડાવે છે:

પહેલી રે પીઠી ચઢશે રે, મારા મનુભાઈને,<br>
ઉતરંતી તે ચઢશે રે પેલી છોરીને!<br>
ગળતી કેરી ખાશે રે, મારા મનુભાઈ,<br>
ગોટલો, છોડિયું ચૂસશે રે પેલી છોરી રે!

વરરાજા પરણવા આવે, લગ્નમંડપમાં પ્રવેશે ત્યારે કન્યાપક્ષની સ્ત્રીઓ, વરરાજાના દેખાવનો ઉપહાસ કરતાં, ફટાણાં ગાય છે. દા. ત.

અલ્યા છોરા રે! ચ્યમ પીળો પચ ?<br>
તારી માએ ખાધી હળદર રે.<br>
હળદર ખાઈને જન્મ્યો રે, તેમાં પીળો પચ.<br>
જાંબુ ખાઈને જન્મ્યો રે, તેમાં કાળો મેંશ.

આવા વરરાજા પરણવા માટે માંહ્યરામાં બેસે છે ત્યારે તેમની વધારે ઠેકડી ઉડાવાય છે. તેમાં તેનું કુળ કેવું હલકું છે અને તે સ્ત્રીથી કેવો દબાયેલો છે તે દર્શાવાય છે:

દીકરી દેતું'તુ કોણ ? જમાઈ કેતું'તું કોણ ?<br>
તું તો વગડાનો વાસી, તારાં બાહડાં ગ્યાં ઘાસી;<br>
તારાં ઘડિયાં લગન, રાયવર વહી જશે રે!

o o o

રામસંગ ઇની બૈયરનો ચેલો, મારા વેવાઇઓ રે<br>
બૈયરે લૂગડાં ધોવા મેલ્યો, મારા વેવાઇઓ રે.

એક ફટાણાંમાં 'ચોર'નું આરોપણ પામેલા કોઈ જમાઈરાજને મુખે ચોરી કર્યાનો એકરાર આવા શબ્દોમાં થાય છે:

ચારીશ રે તારા બાપનાં ઢોર, હવે નહિ ચોરું ગોદડાં;
ઉડાડીશ રે લીલી વાડીના મોર,

હવે નહિ ચોરું ગોદડાં.

વેવાઈની લાંબી દાઢી–મૂછ યા ચોપાટની રમત રમતાં તેમની થતી હાર જેવી બાબતોને અનુલક્ષી પણ ફટાણાંમાં ટીખળ થાય છે, જેમકે –

વેવાઈ, તારી ભલી કમાઇ, મૂછોમાં બિલાડી વાઇ !
એક મૂછ પંદર હાથ, ગાયનું ગાળિયું, બળદની નાથ,
વધી રે કઈં કટકા કોર, ભાંગ્યા રે ગાડાના દોર.

o o o

હાર્યા હાર્યા વનુભાઈ વેવાઇ,

જીત્યા ઉપર વાજાં વગડાવો;
હાર્યા ઉપર ગધેડાં ભૂકાવો.

વરના બાપની જેમ માની પણ કન્યાપક્ષની સ્ત્રીઓ ફટાણાંમાં ઠેકડી કરે છે:

કોરી ગાગરડીમાં સોપારીનો કટકો;
પારકે માંડવે સજનબા આવડો શો લટકો.
સજનબા હળવે હળવે ચાલો,
નહિ તો ઘાઘરાને આવશે ઝટકો !

કન્યાપક્ષની સ્ત્રીઓના ટીખળયુક્ત પ્રહારનો ભોગ અણુવર, જાનૈયા અને ગોરમહારાજ પણ બને છે, દા. ત

વર તારો અણુવર, આવો તે કેમ ?
આંખ સામે જોઉં તો, બાડો તે કેમ ?
નાક સામે જોઉં તો, ચીબો તે કેમ ?

o o o

ગાડીમાં ભર્યા ચોખા, જાનૈયા બધા બોખા,-

જુઓને મારી બહેનો !
ગાડીમાં ભર્યું ખજૂર જાનૈયા બધા મજૂર –

જુઓને મારી મારી બહેનો !

o o o o

ગોર, તમારું નળિયા જેવડું નાક, ગોર સટપટિયા.
ગોર, તમારું ગોળી જેવડું પેટ, ગોર સટપટિયા.
ગોર, તમારા ડુંગળી જેવડા ડોળા, ગોર સટપટિયા.

કન્યાપક્ષની સ્ત્રીઓ ફટાણાંમાં જ્યારે વરરાજા અને એનાં માતા–પિતાની મજાક ઉડાવે છે, ત્યારે વરપક્ષની સ્ત્રીઓ કન્યાની અને એનાં માતાપિતા તથા સગાંસંબંધીની મજાક કરતાં ફટાણાં ગાય છે. આવા એક ફટાણામાં ચોર ગણાઈ બંધાયેલા કન્યાના ભાઈનું નિરૂપણ થયું છે:

મારો વીરો ચાર.ચાર સાફા માગે,

નવરંગ વીંઝણો રે.
બાપુ બિચારો કયાંથી કાઢી આપે,

નવરંગ વીંઝણો રે.
તોડયાં વેપારીનાં તાળાં, નવરંગ વીંઝણો રે.
એને ચોર ગણીને બાંધ્યો, નવરંગ વીંઝણો રે.

કન્યાપક્ષની સ્ત્રીઓ ફટાણાંમાં વરરાજાની મશ્કરી કરે છે; તો વરપક્ષની સ્ત્રીઓ પોતાના વરરાજાનું ગૌરવ કરે છે. અમારા વરરાજા તમારા 'પતરાને તોરણે' યા 'લાકડાને બાજોઠે' નહિ પરણે ! કન્યાના બાપે બાંધેલા લગ્નમંડપની અને ઢંગધડા વગરની તેની જમણ વ્યવસ્થાની પણ તેઓ ફટાણાંમાં હાંસી ઉડાવે છે;

વેવાઈને માંડવે જમવાને ગ્યાં'તાં;
કાચા ચોખા ને કળશી કાંકરા –

મારા હોંશી વેવાઇઓ રે !

o o o

વેવાઇ તારું નાક વઢાયું જાન ભૂખી જાય જો,
ખારી કૂઈનાં પાણી પાયાં, ખરે બપોરે કાઢયાં જો.
ભૂખે માર્યાં, ભોંય સૂવાડયાં,

ચાંચડીએ ચટકાવ્યાં જો.

o o o

જસમા ધૂતારાં રે, ધૂતીને ગવરાવ્યું;
આંગળી ગોળ ના દીઠો, પોલું પતાસું ના દીઠું.

લગ્નવિધિને અંતે, વરકન્યાની કંસાર જમવાની વિધિ ચાલતી હોય ત્યારે કન્યાપક્ષની સ્ત્રીઓ વરરાજાનું ટીખળ કરતાં ફટાણાં ગાય છે, તો વરપક્ષની સ્ત્રીઓ જવાબમાં કન્યાપક્ષની મજાક ઉડાવતાં ફટાણાં ગાય છે:

લાડી લાડો જમે છે કંસાર,

લાડીને કંસાર ના ભાવે રે;
લાડો ડૂચે ડૂચે મંડયો રે, લાડો કાળમાંથી આવ્યો રે.

o o o

લાડી લાડો જમે રે કંસાર,
લાડીની માડી ટળવળે રે.
દીકરી મને આંગળી ચટાડ, કંસાર કેવો ગળ્યો રે.
માડી તું તો પરણી છે કે નહિ,
કંસાર નવ સાંભરે રે ?

લગ્ન પછી વરઘેર ભણી થતી કન્યાવિદાયનો પ્રસંગ કરુણ હોય છે. અનેક લગ્નગીતોમાં આ કરુણતાનું મર્મસ્પર્શી નિરૂપણ થયેલું જોવા મળે છે. પરંતુ કેટલાંક ફટાણાંમાં કન્યાવિદાયના પ્રસંગને પણ મજાક ટીખળના રૂપમાં રજૂ કરવામાં આવ્યો છે. દા. ત. તે સમયે વરપક્ષની સ્ત્રીઓ દ્વારા આવાં ફટાણાં ગવાય છેઃ

તારાં ઢીંગલાં પોતિયાં લેને, લાડી હવે ચાલ વહેલી
તારો ભાઈ ભઠિયારો રે, લાડી હવે ચાલ વહેલી
તારી માસી માછણ રે, લાડી હવે ચાલ વહેલી

કન્યાપક્ષની સ્ત્રીઓ તેનો જવાબ આવાં કોઈ ફટાણાંમાં આપે છે :

આવ્યો આવ્યો ચોટડાનો ચોર,
લાખેણી લાડી લઈ ગયો રે;
આવ્યો આંળો નગર ધૂતારો,
લાખેણી લાડી લઈ ગયો રે.

o o o

ઊંચી મેડી ને બાજરિયાં કમાડ,
ઢોલો ને મારવણ રમે સોગઠે, હો રાજ,
રમ્યાં રમ્યાં માઝમરાત,
ઢોલોજી હાર્યા ને મારવણ જીતિયાં હો રાજ.
ચટકે ચડી છે બાને રીસ,
સોગઠડાં પટકીને હેઠાં ઊતર્યાં, હો રાજ.
પાછા વળો ગજુભાઈનાં બે'ન,
તમે રે જીત્યાં ને અમે, હારિયાં હો રાજ.

વરરાજા સાથે પરણી કન્યા સાસરે પધારે ત્યારે નણંદો અને અન્ય સ્ત્રીઓ દ્વારા તેનો સત્કાર ફટાણાંથી થાય છે, જેમકે-

આવ્યા ઉનાળાના દા'ડા કે,
છોડી વીંઝણો શેં લાવી ?
તારા બાપના બાપ તેડાવ,
છોડી વીંઝણો શેં લાવી ?
તારી માને ઘરાણે મેલ,
છોડી વીંઝણો શેં લાવી ?

આ રીતે ગણેશસ્થાપનથી માંડી કન્યાવિદાય અને વરવહુના ગૃહપ્રવેશ સુધીની લગ્નવિધિઓમાં અન્ય લગ્નગીતોની સાથે ફટાણાંનો યોગ ચાલુ રહે છે. (ગોર્યમાના વ્રતની ઊજવણી પ્રસંગે યોજાતા કૃતક લગ્ન-વરઘોડાની વિધિમાં પણ બરાબર આ જ રીતે ફટાણાં ગવાય છે.) લગ્નપ્રસંગના સંદર્ભમાં ફટાણાંનું કેવું વ્યાવહારિક મહત્ત્વ છે તે આ બધું જોતાં સમજી શકાય તેમ છે.

ફટાણાં લગ્નગીતોનો જ એક ભેદ છે. લગ્નગીતોની જેમ તે ગેય હોય છે. તેમાં શબ્દ અને ઢાળમાંથી નીપજતું સંગીતતત્ત્વ કેટલેક અંશે જોઈ શકાય છે, પરંતુ તેમાં કરુણ યા શૃંગારરસયુક્ત લગ્નગીતોમાં હોય છે તેવું શબ્દ, ઢાળ, અર્થ, વિચાર, ભાવનું મર્મસ્પર્શી માધુર્ય નથી. તેમાં સહજ સ્વાભાવિક પ્રવાહિતા પણ નથી, લાઘવ અને વ્યંજનાની ચોટ અનુભવાતી નથી. તેમાં કઠોર, અણઘડ શબ્દો અને પ્રયોગો તેમજ કૃત્રિમ અને સાયાસ પ્રાસાનુપ્રાસ વારંવાર દેખાય છે. તેમાં જે હાસ્ય-વિનોદ-ટીખળ હોય છે તે પણ બહુ સ્થૂલ કોટિનાં અને અપરસયુક્ત હોય છે. તેમાંની અશ્લીલતા પણ ભદ્રજનોને વાગે તેવી હોય છે. ટૂંકમાં, ગીત અને કાવ્ય બન્ને દૃષ્ટિએ ફટાણાં નિઃસત્ત્વ લાગે છે. લોકગીતોના રસિક ભાવક પણ તેથી તો ફટાણાંથી વિમુખ જ રહ્યા છે. આથી ફટાણાં હવે લગ્નપ્રસંગમાંથી અને લોકજીવનમાંથી ભૂંસાતાં ચાલ્યાં છે. આમ છતાં આપણા લોકજીવનના તેમજ સામાજિક પરિસ્થિતિના સમગ્રદર્શી અભ્યાસ માટે ફટાણાં, અન્ય લોકગીતોની જેમ જ, ઉપયોગી થઈ પડે તેમ છે. તે દૃષ્ટિએ, તેઓ સંપૂર્ણ વિસ્મૃત થઈ જાય તે પહેલાં, તેમનો સંગ્રહ થઈ જવો જોઈએ. લોકસાહિત્ય અને લોકજીવનના અભ્યાસીઓએ ઉપલબ્ધ બધાં કંઠસ્થ ફટાણાંને સવેળા ગ્રંથસ્થ કરી લેવાં જોઈએ.

# પુસ્તક પરિચય

## MAHATMA GANDHI IN SOUTH AFRICA

'જનરાવન'

લેખક : પ્રાણશંકર સોમેશ્વર જોશી
પ્રકાશક : પ્રા. સો. જોશી અને કેનેડાવાસી કેટલાક હિંદી મિત્રો.
૧૧ – જાગનાથ પ્લૉટ, રાજકોટ : પૃષ્ઠ ૩૬૪, રૂ. ૩૫

લેખકનો આ ગ્રંથ રાષ્ટ્રપિતાએ દક્ષિણ આફ્રિકામાં ગાળેલાં ૨૦ વર્ષનો કડીબંધ ઈતિહાસ રજૂ કરે છે. પહેલું પ્રકરણ ગ્રંથના પૂર્વાર્ધની ભૂમિકા બાંધે છે. અને બીજાં પ્રકરણો એમના આગમન કાળથી એટલે કે ૧૮૯૩ થી ૧૯૧૦ સુધીના વિવિધ પ્રસંગોનું રાષ્ટ્રીય – આંતર રાષ્ટ્રીય, સામાજીક અને સાંસ્કૃતિક દૃષ્ટિએ – અવલોકન કરે છે.

એમ લાગે છે કે આવો ગ્રંથ અંગ્રેજી કે કોઈ પણ ભાષામાં પહેલી વાર લખાય છે. તે ગાંધીજી પરનાં સમૃદ્ધ સાહિત્યમાં અનેરો ઉમેરો કરે છે. અહિંસા અને સત્યની ભૂમિકા પરનું આલેખન તો ખુદ ગાંધીજીએ 'સત્યના પ્રયોગો' અને 'દ. આફ્રિકાનો સત્યાગ્રહ' દ્વારા કર્યું છે, પણ આ પ્રયોગવીર કર્મયોગીનું સર્વાંગી ચિત્ર રજૂ કરતું આ પુસ્તક બેશક અદ્વિતીય છે.

આ ગ્રંથ લખવામાં લેખકે અનહદ પરિશ્રમ ઉઠાવ્યો છે. દ. આફ્રિકામાં ભારતીયોના પ્રશ્નનો ઊંડો અભ્યાસ કરી કેટલાક લબ્ધપ્રતિષ્ઠિ અંગ્રેજી અને ગુજરાતી પુસ્તકો લખ્યા છે. આમ છતા લેખકને ૧૮૯૩ – ૧૯૧૪ નાં ગાંધીયુગના ઇતિહાસની ખામી સાલતી હતી. એટલે તેમણે પોતાના વસવાટના છેલ્લાં વર્ષો ૧૯૫૦-૧૯૫૩ સુધી આ કાર્ય પર જ ધ્યાન આપ્યું. શક્ય એટલી બધી સામગ્રી એકત્ર કરી અને આ ગ્રંથ લખી દ. આફ્રિકાનું સંપૂર્ણ અદ્યતન સાહિત્ય ભારત અને ગુજરાતને ચરણે ધર્યું.

આ ગ્રંથની વિશિષ્ટતા એ છે કે ગાંધીજીનું જે સાહિત્ય આજ સુધી પ્રગટ થયું છે તેમાં અત્રે રજૂ થયેલી માહિતી ક્યાંયે દૃષ્ટિગોચર નથી થતી.

અહીં ગાંધીજી ભારતથી આવેલા એક મામુલી બેરીસ્ટર મટી સામ્રાજ્ય પ્રસિદ્ધ મહાપુરુષ બને છે. તેઓ ટોલ્સ્ટોય રસ્કીન અને થોરોના વિચારોને અમલમાં મૂકે છે. તેઓ ભગવાન ઈસુનો પ્રેમ, ભગવાન બુદ્ધની કરુણા અને મહાવીર સ્વામીની અહિંસાના પાઠો આફ્રિકાની ધરતી પર પઢે છે. અને ફિનિક્સ ટોલ્સ્ટોય ફાર્મમાં આશ્રમો સ્થાપી માનવ માનવ વચ્ચેના ભેદ દૂર કરવા અને રંગભેદના દુર્ગને હચમચાવવા તનતોડ પ્રયાસ કરે છે. તેઓ આંગ્લ – બોઅર યુદ્ધમાં (૧૮૯૯ – ૧૯૦૨) સ્ટ્રેચર – બેરર ટુકડી ઊભી કરી સેવા આપે છે. તેઓ ઝુલુ બળવામાં ઘાયલ થયેલાંઓની સારવાર કરવા ધાય છે અને ભારતીય તથા રંગીન પ્રજાની સમાનતા માટે રણશીંગું ફૂંકે છે. તેઓ ભારતને જાગૃત કરે છે. ગ્રેટ બ્રિટનને ખળભળાવે છે. આમ થતાં નાતાલના અંગ્રેજો ઉશ્કેરાય છે અને તેમને નજીકના વૃક્ષ પર લટકાવવાનો પડકાર કરે છે. ગાંધીજી કોર્ટમાં વકીલાત કરવાનું મહદ્ અંશે માંડી વાળી રાષ્ટ્ર સમક્ષ પીડિતો અને દલિતોની વકીલાત આદરે છે અને લોકસેવા તથા રાષ્ટ્રોદ્ધારની પ્રવૃત્તિમાં ઝંપલાવે છે. આ આખુંયે ચિત્ર આહ્લાદક અને પ્રેરણાત્મક છે.

અહીં તેમને દ. આફ્રિકાના રંગભેદપ્રેમી રાજપુરુષ જનરલ સ્મટસ સામે રાજકીય દાવ ખેલવા પડે છે, અથડાવું પડે છે. ભારતના સ્વાતંત્ર્ય સંગ્રામના બીજ પણ દ. આફ્રિકામાં રોપાય છે. અહીં તે કાયદાનો સવિનય ભંગ કરે છે અને હિંદીઓ પાસે વસવાટના પરવાનાની મહાહોળી કરાવે છે. તેઓ હજારોને કારાગ્રહમાં મોકલે છે, સ્ત્રીઓને પણ જાગૃત કરી કારાગ્રહમાં ધકેલે છે. ત્રણ પાઉંડના કર સામે કોલસાની ખાણોમાં સામાન્ય હડતાલ પડાવે છે. સરકારી સીમા-

બંધો તોડી ભારતીયોની ઐતિહાસિક કૂચ કરાવે છે, અને છેવટે હિંદી સરકાર અને બ્રિટિશ સરકારને આ પ્રશ્નમાં સક્રિય રસ લેવાની ફરજ પડે છે. પછી તો દક્ષિણ આફ્રિકાની સરકાર નરમ પડે છે અને ગાંધીજી નૈતિક વિજય પ્રાપ્ત કરી સ્વદેશ પાછા ફરે છે.

આ ગ્રંથમાં આ બધા પ્રશ્નોનો પ્રમાણભૂત, વિસ્તૃત ચિતાર રજૂ થાય છે. વિશેષમાં લેખક ભારત અને ઇંગ્લાંડમાં તેના પડેલ પડઘાના પ્રાસંગિક અવતરણો આપે છે. લંડન ગયેલાં પ્રતિનિધિ મંડળોની પ્રવૃત્તિનું દર્શન કરાવે છે અને માનવ માનવના ભેદ દૂર કરવા લોકોએ ઉઠાવેલી યાતનાનું તાદશ ચિત્ર રજૂ કરે છે.

ગાંધીજી માટે દક્ષિણ આફ્રિકા ભારતના સંગ્રામની પ્રાથમિક શાળા હતું. અહીં જ તેમણે 'હિંદ સ્વરાજ' લખ્યું હતું. અહીં જ તેમણે પીડિતોનાં દુઃખો દૂર કરવા માટે શંખનાદ કર્યો હતો. અહીં જ તેમણે કાળાઓને સમાનતનાં યુદ્ધ ખેલવાની પ્રેરણા આપી હતી. અહીં જ તેઓ સત્યાગ્રહના ક્ષેત્રમાં ઘડાયા હતા. અહીં જ તેમણે માટીમાંથી મહાપુરુષો ઘડયા હતા. વસ્તુતઃ ગાંધીજી દ. આફ્રિકાનું સર્જન હતા. એનો લાભ મુખ્યત્વે ભારતને અને સામાન્યતઃ વિશ્વને મળ્યો હતો.

આ ગ્રંથ દ્વારા લેખક ગાંધીજી અને દઃ આફ્રિકા પ્રત્યેનું પોતાનું ઋણ અદા કરે છે. ગાંધી સાહિત્યમાં આ ગ્રંથનો સમાવેશ થતાં હવે કોઈ લેખકને દક્ષિણ આફ્રિકા જઈ સંશોધન કરવાની જરૂર નહિ રહે. શ્રી જોશીએ ૧૯૬૦માં શરૂ કરી ૧૯૮૦ સુધીનો ઈતિહાસ વિવિધ પુસ્તકો દ્વારા આપ્યો છે. દેશાવર જનાર કોઈ ભારતવાસીએ પોતે રહેવાસી બનેલ દેશનું આટલું બધું સાહિત્ય આપ્યું નથી.

## સાભાર સ્વીકાર

**દ્વારકાના પ્રદેશનો સાંસ્કૃતિક ઇતિહાસ** લેખક: (સ્વ.) કલ્યાણરાય ન. જોષી. પ્રકાશક : પ્રાચ્ય વિદ્યામન્દિર: મહારાજા સયાજીરાવ વિશ્વ વિદ્યાલય : વડોદરા : મૂ. ૪૦ રૂપિયા.

**આધુનિક ગુજરાતના સંતો ભાગ – ૨ :** લેખક : ડૉ. કેશવલાલ અંબાલાલ ઠક્કર : પ્રકાશક ઉપર મુજબ : મૂ. ૪૫ રૂપિયા

**ભગવાન આ માફ નહિ કરે :** લેખક: પુરૂષોત્તમ ગણેશ માવલંકર: પ્રકાશક સન્નિષ્ઠ પ્રકાશનઃ ગોપિકા : મહારાષ્ટ્ર સોસાયટી : અમદાવાદ મૂ. ૨૫ રૂપિયા.

**પુષ્ટિ પાથેય** (ગો. શ્રી દ્વારકેશલાલજી મહારાજ સ્મૃતિગ્રંથ) પ્રધાન સંપાદક : માધવ ગોસ્વામી : પ્રકાશક : શ્રી દ્વારકેશ સ્મારક સમિતિ : મથુરા ને પોરબંદર : મૂ. ૨૫ રૂપિયા. પુષ્ટિ માર્ગનું રહસ્ય : લેખક નિ. લી. ગો. શ્રી દ્વારકેશલાલજી મહારાજઃ મૂ. બે રૂપિયા. પ્રકાશક ઉપર મુજબ. પુષ્ટિ માર્ગનો પ્રકાશ : લેખક અને પ્રકાશક : ઉપર મુજબ મૂ. એક રૂપિયો. વ્રજ માધુરી – સુધા : રચયિતા અને પ્રકાશક : ઉપર મુજબ મૂ. ૪ રૂપિયા. વ્રજ કી સાંસ્કૃતિક પરમ્પરા લેખક : ગો. શ્રી માધવરાયજી મહારાજ. પ્રકાશક ઉપર મુજબ મૂ. ૨૫ નયે પૈસે; અવિસ્મરણીય : લેખક અને પ્રકાશક ઉપર મુજબ.

---

જયું કદલીકે થંભ મેં, પાત પાતમેં પાત;
યું સજ્જનકી બાતમેં, બાતબાતમેં બાત...૧
જયું ગદ્ધો કે સાથમેં, લાત લાતમેં લાત;
યું મુરખ કે સંગમેં, ઘાવ ઘાતમેં ઘાત...૨
કોઈ મન દુઃખી, કોઈ તન દુઃખી,
કોઇ ધનહિત રહત ઉદાસ
થોડે થોડે સબદુઃખી સુખી રામકો દાસ....૩

માગણ મેલે લુગડે, વૈશ્યા જોબન હીણ;
કોમોરા કામેથી ઉતરે, ત્રણેય દિસત દીન...૪

પહેલા ઘસાય મોટો દાંતો, પછી ઘસાય સહુ;
દુબળા ઘરનો દિકરો ને, આબરૂદારની વહુ...૫

સમજણ વિનાની સાંગલા, પીંજણ પએડા ખાય;
નબળો સબળાને ગણકરે, ઈ આટો લૂણમાં જાય.

# એને પેટ વીરભદર પાકે

[વાતડિયું વિગતાળિયું : માચિયાળાના મગનદાદાના સૌજન્યથી]　　　　સં. કાનજીભાઈ બારોટ

દક્ષિણ હિન્દના છત્રપતિ શિવાજીનાં જનેતા જીજાબાઈ વિષે એમ કહેવાય છે કે તેઓ એક ખેડૂતની દીકરી હતાં. જીજાબાઈ એકદિવસ પોતાના પિતાનું ભાત (સીમમાં લઈ જવાનું ખાવાનું) લઈને ખેતર જતાં હતાં એવામાં વિજાપુરના સુલતાનના સરદાર શાહજી ભોંસલે વીસેક ઘોડેસ્વારો સાથે સામા ચાલ્યા આવે છે. વચ્ચે એક કોતર (નહેરૂં) આવ્યું એમાં મારણ કરીને એક સિંહ સૂતો છે. સિંહને શાહજી અને તેમના સાથીદારોએ જોયો. સાવજ તો ઊંઘે છે. એનું મોઢું પહોળું રહી ગયું છે, એટલે એના દાંતને રાક્ષસીઓમાં ચોંટેલું માંસ લુચ્યા કાગડા જમી રહ્યા છે. કોતરને સામે કાંઠેથી જીજાબાઈને શાહજી ભોંસલે ચેતવણી આપે છેઃ 'બાઇ તીકડે થાંબા સિંહ આહેત,' (બાઈ! ઊભા રહો, ત્યાં સિંહ છે.)

શાહજીએ પોતાના ઘોડેસ્વારોને સંકેત કર્યો ને સહુએ સિંહના શિકારીની એકદમ તૈયારી કરી. ઢાલ, તલવારો, ભાલા ને બરછીઓ સજ્જ થયાં.

સહુ તૈયાર થઇ ગયા. જીજાબાઇએ પણ સૂતેલા સિંહને જોયો અને ભાત નીચે મૂકી પાસે પડેલો અરધાકમણનો પત્થર ઉપાડી સાવઝના આફરામાં ધ ડીં ગ દઈ ફટકાર્યો. સિંહના પેટ ઉપર પત્થર પડતાં સાવઝ જેવો સાવઝ બેબાકળો થઈ તરફડવા લાગ્યો અને શાહજીના હથિયારો સિંહ ઉપર પડે એ પહેલાં તો સિંહ નજીકની ઘાટી ઝાડીમાં ભાગી છૂટયો ને જીજાબાઈ તો નિર્ભય પણે ખેતર તરફ ચાલી નીકળ્યાં.

શાહજીએ પોતાના એક સાથીદારને કહ્યું કેઃ "ભાઈ, ઈ બાઇને પૂછો તો ખરા કે તમે પરણ્યા છો કે કુંવારા છો ?"

સાથીદારે ગમ્મતમાં કહ્યું કેઃ "સરદારશ્રી આપના ઘોડાની લાદ ઊસેડવાનું કહેશો તો કરીશ પણ એમ આ બાઇને બોલાવવાની હિમ્મત આપણામાં નથી. વખતે જો વીફરે તો મેલે અવળા હાથની અડબોત !"

શાહજી કહે : "ભાઈ! એવું નહિ બને. શૂરવીરતા સાથે વિવેક હોય છે, માટે પૂછો તો ખરા !"

સાથીદારે જીજાબાઈ પાછળ ઘોડો હાંકયો ને લગોલગ પહોંચી વિનયથી પૂછ્યું "બહેન જરા ઊભાં રહોતો."

જીજાબાઈ પાછું વળી બોલ્યા કે: "કેમ ભાઈ ! બીજો સિંહ છે ?"

મરાઠા સ્વાર કહે : "ના બહેન, મારા સરદાર શાહજી મહારાજ પૂછાવે છે કે આપનાં લગન થયાં છે કે નહીં ?" કૂંપિકાર કન્યાના મુખે શરમ છવાઇ ગઈ. મૌન ધારણ કર્યું પણ એમની લજ્જા કહી રહી કે એ હજી કુંવારી છે.

જીજાબાઈ પોતાના ખેતરમાં પિતાજીની ઝૂંપડી પાસે આવ્યાં, અને પિતાને જમાડવા લાગ્યાં ત્યાં સરદાર શાહજી અને સાથીદારોએ ત્યાં આવી એમના પિતા પાસે સરદાર માટે જીજાબાઈનું માગું નાખ્યું. જીજાબાઈના પિતાજીએ પોતાની શૂરવીર પુત્રીને મરાઠા સરદાર મહાન લડવૈયા શાહજી સાથે પરણાવી...ને એની કુખે ભારતના ઉજળા રતન જેવા વીર શિવાજી જન્મ્યા.

## અપમાન ને ઔદાર્ય

એક વખત વગર બોલાવ્યાં લક્ષ્મીજી પાર્વતીજી પાસે બેસવા ગયાં. પાર્વતીજીએ તો મૃગચર્મનું પાથરણું પાથરી દીધું. આવકાર આપ્યો ને તુંબડીમાં પાણી પીરસ્યું. પોતાનું આવું સન્માન જોઇ લક્ષ્મીજીનું અભિમાન ઊછળ્યું ને રીંસ કરીને બોલ્યાં કે, "તમારા પતિદેવ ભીખ માંગવા ગયા છે?" ત્યારે પાર્વતીજીએ શાંતિથી જવાબ વાળ્યો કે, "હા, બહેન ! પણ મારા

પતિ ઘરજમાઈ નથી રહ્યા.'' (લક્ષ્મીના પતિ વિષ્ણુ ક્ષીરસાગરમાં નિવાસ કરે છે તેથી)

લક્ષ્મીજીને તો ચટકો ચડયો ને કૈલાસમાંથી પાછા આવી ઇન્દ્રમહારાજના આવાસે આવ્યા. ઇન્દ્રાણીએ તેમનું સ્વાગત કર્યું. હેમના હિંડોળે બેસાર્યા ને પોતે શણગાર ભુવનમાં જઈ શણગાર સજવા લાગી.

ત્યાં પણ લક્ષ્મીજીના મનમાં થયું કે, લે, બાઈ! હું તો બેસવા આવીને આ શચીદેવી તો પોતાની જાહેજલાલીમાં મગરૂર છે. લક્ષ્મીજીથી બોલાઈ ગયું કે : ''હું તમારી પાસે બેસવા આવી, પણ તમારા મનમાં નથી?''

ઈન્દ્રાણી કહે: ''બ્હેન, તમે ભલે આવ્યાં પણ હું તો બહુ જ કામમાં છું. ઈન્દ્ર મહારાજને દેવોના કામ માટે બહાર પધારવાનું છે. ઐરાવત હાથીએ ઊભો રાખી મારી વાટ જુવે છે અને મારે પણ એની સાથે જવાનું છે. તો લ્યો બેસજો... હું જાઉં છું, આવજો...'' એટલું કહી શચીદેવી તો રવાના થયાં.

લક્ષ્મીજી રીસમાંને રીસમાં બંબોળ બનીને ઘેર આવ્યાં. વિષ્ણુ ભગવાન પધાર્યા ત્યારે એમણે લક્ષ્મીજીનું નાક ઘોલર મરચાં જેવું થઈ ગયેલું જોઈ કહ્યું : ''દેવી, કોની ઉપર ક્રોધે ભરાયા છો ?''

લક્ષ્મીજી કહે : ''આ પાર્વતી અને ઇન્દ્રાણી ઉપર...''

વિષ્ણુ કે : કેમ કરતાં ?''

લક્ષ્મી કહે: ''પાર્વતી કહે તારો ધણી ઘરજમાઈ રહ્યો છે ને ઇન્દ્રાણી તો એના વૈભવના ગુમાનમાં ઘડીક મારી પાસે બેઠી પણ નહીં ને ચાલતી થઈ''

વિષ્ણુ બોલ્યા : ''પણ તમે પહેલાં પાર્વતીજીને કંઈ કહ્યું હતું?'' ત્યારે લક્ષ્મીજી એ કહ્યું : ''હા, શંકરને જોયા નહીં એટલે બોલાઈ ગયું કે : ''ભોળા ભીખ માગવા ગ્યા લાગે છે.''

વિષ્ણુ ભગવાન સમજી ગયા. મીઠો ઠપકો આપી સુંદર સમાધાન કર્યું કે : ''હે લક્ષ્મીજી! તમે ભૂલ્યાં છો. એ મહાદેવજીની તો મેં એક હજાર કમળથી પૂજા કરી એટલે મને એણે સુદર્શન ચક્ર આપ્યું છે કે જેનાથી હું જગતનું રક્ષણ કરું છું. એવા શિવને તમે ભીખારી કેમ કહ્યા? અને ઇન્દ્ર તો મારા મોટાભાઈ– એ જગતનો કારભાર ચલાવે છે એટલે જ આપણે નિરાંતે ક્ષીરસાગરમાં રહીએ છીએ, વળી ઈન્દ્રાણી તો તમારા જેઠાણી–મોટાબહેન થાય એનું ખોટું લગાડાયજ નહીં. વળી કોઈને ત્યાં ક્યારે બેસવા જઈએ એ સમજીને જવાય. ઇન્દ્રાણીને તૈયાર થતાં જોઈને તમારે રજા લઈ લેવી જોઈએ. તમે તો ટાણા વિના ગર્વથી માન મેળવવા ગયા એનું ફળ તમને મળી ગયું.

હવે કૈલાસમાં શિવજી ઘેર આવ્યા એટલે પાર્વતીજીએ તુરત કહ્યું કે : ''લક્ષ્મીજી બેસવા તો આવ્યાં પણ આપને ભીખારી કહ્યા એટલે મેં તો ચોકખું સંભળાવી દીધું કે,'' તમારા પતિ તો ઘરજમાઈ તરીકે સસરાને ત્યાં જ નિવાસ કરે છે.''

ત્યારે મહાદેવજી બોલ્યા કે : ''હે સતી, તમે બહુ જ ખોટું કર્યું. જે મારૂં તપ, યોગ, જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય છે તે બધું નારાયણ ભગવાનને પ્રસન્ન રાખવા માટે જ કરૂં છું, તો એમનાં મહારાણી લક્ષ્મીજીનુ અપમાન આપણાથી કરાય?''

આમ મહાદેવજીએ પાર્વતીજીને સમજાવ્યાં. આ તરફ ઈન્દ્રમહારાજને ઈન્દ્રાણીએ કહ્યું કે : ''હે નાથ! આપણે ત્યાં લક્ષ્મીજી કટાણે બેસવા આવ્યાં હતાં. તેને મૂકીને હું તો ચાલી નીકળી છું.''

ઈન્દ્ર કહે : ''અરે દેવી! તમે તો બહુ જ મોટી ભૂલ કરી. વિષ્ણુ ત્રિલોકના નાથ, નિયંતા–ભરતા છે, ઈન્દ્રપદ મને એમની કૃપાએ પ્રાપ્ત થયું છે ને એમના પત્નીને તમે ખોટું લગાડયું ? બહુ જ ભૂલ કરી.''

કેટલાક સમયે જ્યારે પોતપોતાની સ્ત્રીઓ સહિત ત્રણ દેવને મળવાનું થયું ત્યારે લક્ષ્મીજી, પાર્વતીજી ને ઈન્દ્રાણીએ અરસપરસ માફી માગી.

## આગે કૌન હવાલ ?

મોગલાઇ જમાનો. ઇન્દ્રપુરી જેવું નગર જયપુર. મહારાજા મિર્ઝા જયસિંહજીનો સમય. રાજા જયસિંહજી એક વખતને માથે ચન્દ્ર જેવા સફેદ વર્ણવાળા ને શણગારેલ ચાર અશ્વ જોડેલ ગાડીમાં ફરવા નીકળ્યા છે, શેઠ શાહુકારનો મહોલ્લો છે. એમાં એણે એક ઝરૂખામાં ઊભેલી અતિ સ્વરૂપવાન બાળાને જોઈ, પણ એ તો :

"જ્યોતિ કીસી જવાલા બાલ, ઇન્દુ સો મુખારવિંદ
કહે શુનદેવ મ્હેલ ઠાઢી ભય આયકે."

જોકે રાજાને આવી કન્યાને જોઇ પિતાનો ભાવ થવો જોઇએ પણ માનવીનું મન ક્યારે કયે રસ્તે જશે ઈ કળાતું નથી.

કબહુ, મન રંગ તરંગ ચડે;
કબહુ મન સોચત હે ધનકું,
કબહુ મન માનુનિ દેખીય લે;
કબહુ મન જાય ફિરે બનકું.

અને કચ્છી સંત મેકણે પણ કહ્યું છે :

કડુ કીડી કડુ મકોડી, કડુ કેસરી સી;
હૈડો હકડી ધારણે, ન રે સનજો ડીં.

રાજાની વય સાઠ પાસઠ વર્ષની ને આ શાહુકાર-કન્યાની વય માંડ આઠ-નવ વરસની હશે, તેવતેવડી સાહેલી વચ્ચે જાણે તારામંડળ વચ્ચે ચન્દ્રની શોભા. રાજા આ બાલિકાને જોઈ મોહમાં ગરકાવ થઈ ગ્યા, ને વિચાર્યું કે આ હા હા હા... આનું યૌવન જ્યારે સોળે કળાએ ખીલશે ત્યારે શું રૂપ નહિ હોય ? આવા વિચારે જ રાજા જયસિંહ પોતાના આવાસે આવ્યા, ને તુરત દિવાનને બોલાવી ફરમાન કર્યું કે "ફલાણા ફલાણા લતામાં ફલાણા આવાસમાં જે સ્વરૂપવાન કન્યા છે એની સાથે મારું વેવીશાળ કરો."

દિવાને મનમાં જાણ્યું કે જુલમ થશે. રાજા ધર્મભ્રષ્ટ ને નારી શર્મભ્રષ્ટ થાય એટલે બાજી બગડી સમજવી. પણ તે દીતો બાપલા રાજાશાહીનો સમય. રાજાનો હુકમ એ જ કાયદો. ડાહ્યો દિવાન કન્યાના પિતાને મળ્યો ને મહારાજા વિષે વાત કરી, શેઠ ઘડીક તો વિચારમાં પડી ગયા પણ વાણિયો છે ને ! ડાહી જાત્ય, ઝટ દઈ વિરોધ ન કરે. એટલે એણે દિવાનને કહ્યું કે : "મહારાજાને મારાવતી અરજ કરજો મને ચાર મહિનાની મહેતલ આપે."

દિવાનના ગયા પછી શેઠે શેઠાણીને કહ્યું કે: "આપણી દીકરીનું મહારાજા જયસિંહજીએ માગું નાખ્યું છે. બોલો, કેમ કરશું ?'

શેઠાણી કહે : "અરરરર ! કાળો કોપ થાય, મારી પુંભડા જેવડી દીકરી, રાજા સિત્તોર વરહના. વળી આપણી નાત્ય નહિ, આવી ગાંડાઇ શું કરવા આદરી છે ? આપણે રાજાને દીકરી દેવી નથી, ભલે જયપુરનો ત્યાગ કરવો પડે."

શેઠ કહે : "સાચી વાત. એમને દીકરી દેવાય નહિ, એટલે જ મેં ચાર મહિનાની મુદત માંગી છે, ચાર મહિનામાં હું આભ જમીનના કડાં ભેળાં ન કરું તો હું દીપચંદ નહીં. તું કોઈને કહેતી નહીં." આ વાત ત્યાં રહી.

એ વખતને માથે રાજાઓરૂપી હાથીઓને વશ કરવા કવિઓરૂપી અંકુશ પણ હતા. ચતુર શેઠ કવિરાજ બિહારીદાસને મળ્યા. (જેણે બિહારી સતસઇ નામે ગ્રંથની રચના કરી છે)

છંદ ચંદ, પદ સુરકે, કવિત કેશવદાસ
ચોપાઇ તુલસીદાસકી, દુહો બિહારીદાસ.

બિહારીદાસ પાસે જઇ શેઠે રાજા જયસિંહજી વિષે ફરિયાદ કરી કે : "કવિશ્રી ! અમોને કુટુંબ પરિવાર સહિત ઉગારો. અમારે જયપુર છોડવું પડશે. પરાણે વતનનો ત્યાગ કરવો ઈ વસમી વાત છે કવિરાજ !"

બિહારીદાસે કહ્યું : "શેઠ ! મુંઝાશો નહીં, જ્યાં સુધી બિહારીદાસ જયપુરમાં હશે ત્યાં સુધી મહારાજા અયોગ્ય પગલું નહીં ભરી શકે. જો એવું

બનશે તો બિહારીદાસના ઉચાળા જયપુરમાંથી આપના પહેલાં ઊપડશે." બીજે દિવસે બિહારીદાસ રાજા જયસિંહને લઈ બગીચામાં ફરવા નીકળ્યા. આ ફુલ-વાડીમાં એક સુંદર છોડ ઉપર પુષ્પ ખીલ્યા વિનાની મનોહર કળી શોભી રહી છે. છે તો હજી કળી પણ હીરાકણીની જેમ ઝગારા મારે છે ને એની આસપાસ એક ભ્રમરો ગણુણણુ.. ગણુણણુ કરતો ઊડી રહ્યો છે. આ ભ્રમરને ઉદ્દેશીને કવિ બિહારીદાસે કહ્યું :

"નહિ પ્રાગ નહિ મધુપુરી, નહિ બિકાસી અરૂ કાલ;
અલી કલીસે કયો બંધ્યો, આગે કૌન હેવાલ ?"

રાજા કહે : "દુહાનો અરથ કરો."

બિહારીદાસ કહે : "હું તો આ ભ્રમરને કહું છું કે ભાઈ, આ ફૂલકળીમાં હજી પરાગ પુંકેસર નથી. એનો વિકાસ સમય પણ નથી ને હે અલી ! આ કળીમાં શું લપટાણો? આગળ તારું શું થશે?"

જયસિંહ કહે : "વાહ, કવિરાજ પણ આપના દુહા અનેકાર્થી હોય છે તો આ દુહાનો બીજો અરથ ખરો કે નહીં?" ત્યારે કવિએ કહ્યું : હા મહારાજ."

"નહિ પ્રાગ નહિ મધુપુરી, નહિ બિકાસી અરૂકાલ,
અલી કલીસે કયોં બંધ્યો ? આગે કૌન હેવાલ?"

હું મારા મનને કહું છું કે આ ઢુંઢાડ દેશમાં (જયપુરના મુલકમાં) પ્રયાગરાજ. મથુરાજી, કાશી કે મહાકાળ જેવા તીર્થો નથી ને હે જીતવા, આ ભૂમિમાં કળીનામ પાપે પ્રવેશ કર્યો છે તો શું રોકાણો ? આગળ ઉપર શું થાશે એ કેમ કહેવાય ?"

રાજા જયસિંહ ચોંકી ઊઠયો ને બોલ્યો : "કવિરાજ ! આપને જયપુર અકારું કેમ લાગ્યું ? સાચું જ કહેજો.." ત્યારે બિહારીદાસે કહ્યું :

"ખેતર ખાય વાડય, તો રખોપા કોણ કરે ?
પંડયે રાજા પાલટે, એની રાવું કયાં જાય ?"

જયપુરમાં વાડય ઊઠીને ચીભડાં ગળશે, રક્ષક ઊઠીને ભક્ષક થશે એ મારાથી સહન નહિ થાય. એટલે જ આ દુહો મેં કહ્યો હતો. આપ ચાર માસ પછી જે વણિક બાળાને પરણવાના છો એ તેના સ્ત્રીધર્મમાં પણ આવી નથી, એમ એણે પૂરી મધુરતા પ્રાપ્ત નથી કરી આ સમયે એનો વિકાસ પણ નથી થયો ને કાચી કળીસમાન છે, આપ મોહાન્ધ થયા એટલે આગળ ઉપર શું થશે એ શું ખબર ?"

રાજા જયસિંહને કવિની યુકિતથી સાચો રાજ્યધર્મ સમજાયો ને શેઠની કન્યાને પોતાની પુત્રી ગણી કહેવરાવી દીધું કે ચિંતા ન કરે.

કામન લાવણ્ય કવિ વયણ, રંજન કો દો ઠોર;
વેધુ કો દિલ વેધવો, કામનને કવિ ઓર.

## રમતનો ચહડકો

અમરે પાસેનું વરસડા ગામ. (જે વજા સરવૈયાએ ઈસર બારોટને આપેલ, તેની નજીકમાં ઇશ્વરિયું ગામ, ને ઇશ્વરિયા મહાદેવ છે.) આ વરસડા ગામમાં માધવજી મહારાજ ભારે વાતડાહ્યા હતા. તેઓ બારોટ ઈસરદાસજીની વાર્તા કરતા. એ જમાનામાં પોતે આફ્રિકા પણ ગયેલ. આ મહારાજને ચોપાટ રમવાનો કાળો કોપનો શોખ. એકવખત તેને ઉદકણુ ચડયું તે વરસડાથી ઊપડયા ને ગયા લાઠી...લાઠીઠાકોર સાહેબ પાસે જઈ કહ્યું : "બાપુ ! આપણે સાથે ચોપાટ ખેલીએ, જે હારે ઈ લાઠીની ચોરાશી કરે." (લાઠીના સાધુ-બ્રાહ્મણ જમાડે)

દરબાર કહે : "માધવજી માં'રાજ, મારી પાસે જ કેમ આવ્યા ?" પોતે હાજર જવાબી એટલે બોલ્યા કે : "બાપુ, આપનું લાઠી નજીક એટલે આવ્યો, ભાવનગર મારા જેવા ગરીબ બ્રાહ્મણને આઘું પડે."

ઉદાર દિલગજાના ઠાકોરે કહ્યું : "માં'રાજ ! તમે બ્રાહ્મણ, હું રાજા. તમારાથી હારું તો ઠીક પણ તમે જો હારો તો દુનિયા કહેશે કે લાઠીના ધણીએ બ્રાહ્મણને ઊંડા ખાડામાં ઓર્યો."

માધવજી માં'રાજ કહે : "પણ હું મારી મેળે આવ્યો છું. થોડો તમે તેડાવ્યો છે ? અને આપ વ્યાધી કરો મા, હું નહીં હારું, જ્યારે વટ ઉપર આવી હાલિયા

હાથમાં લઉં ત્યારે બાજી જીતીને જ દાણિયા હેઠા મેલું છું."

"મા'રાજ રેવા દ્યો, વખતે હારશો તો ખરચમાં ઊતરશો."

"ના બાપુ, બ્રાહ્મણના સમ...આજ તો એવી રીતે જ રમવું છે." મા'રાજે હઠ પકડી એટલે એક શેઠીઆ અને એક પટેલીઆને-જે ચોપાટ રમવામાં એક્કા ગણાતા એને બોલાવીને ચારે જણાએ ચોપાટની રમત માંડી. રમતાં રમતાં પટેલ ને શેઠીઆની સોગઠિયું પાકીને ઘેર આવિયું, બાકી રહ્યા માધવજી મારાજ ને ઠાકોર સાહેબ બે. થાતાં થાતાં ઠાકોરની પણ ત્રણ સોગઠિયું પાકીને ઘરે પહોંચી. હજી માધવજી મા'રાજની રમત્ય નબળી છે. મા'રાજની એકેય સોગઠી હજી પાકી નથી. દરબાર પોરસાતા બોલ્યા : "બ્રાહ્મણ-નું બળ મોઢે જ હોય, કહેતા હતાને કે હું નહીં હારૂં ? મારે એક જ સોગઠી રહી છે, મા'રાજ થાજો મરદ !"

ને મા'રાજની સોગઠી બેસે ને દરબારને દાવ આવતાં સોગઠી મરાઈ જાય. ઠાકોર મંડયા પડકારા કરવા. પણ ત્યાં તો માધવજી મા'રાજ બદલ્યા ને કહ્યું કે : "બાપુ, હવે આ બ્રાહ્મણની રમત્ય જોઈ લ્યો." અને દાણિયા લીધા હાથમાં ને મંડયા દાવ ઉપર દાવ લેવા. દરબારની એક જ સોગઠી હતી એને મારી અને દરબાર દાવ લઈ સોગઠી બેસાડે ત્યાં જ મા'રાજ સામો દાવ લઈ ફટ દઈ એની સોગઠી મારી નાખે. અને ખરેખર માધવજી મહારાજની ચારેય સોગઠિયું પાકીને ઘરે આવી ગઈ – માધવજી મા'રાજ પડ જીત્યા.

મા'રાજ કહે : "બાપુ, હવે રમવું છે ?" કહે : "હા." બીજી રમત મંડાણી એમાંય દરબાર હાર્યા. મા'રાજ કહે : "હવે છે મરજી ?" ઠાકોરને થયું કે આ વખતે જો મારાજ હારે તો મેળા પડે. ત્રીજી રમત મંડાણી ત્રણેય વખતે માધવજી મા'રાજે ઠાકોર સાહેબને હરાવ્યા.

દરબારે માધવજી મા'રાજને રંગ દીધા ને રાજાએ લાઠી શહેરમાં ત્રણ વખત ચોરાસીનું જમણ કર્યું – આવા હતા એ માધવજી મા'રાજ...

*

## ઢીબકયા છે ઢોલ

મારા સોણલાના પાદરમાં વાગ્યા છે ઢોલ;
રૂડી ડેલિયુંના ડાયરે ઘુંટાયા છે ઢોલ.
ઘેલા જોબનિયાં હરખે હિલોળે ચડયાં;
રૂપ પરિયુંના હૈયામાં નાચ્યાં છે ઢોલ.
જાન ઉઘલિયું ધીડીના! ઝાંપાની બા'ર,
ઊનાં આંસુડે ધીડીનાં હીબકયા છે ઢોલ.
જેના ભરથારે લીધી કે વસમી વાટું;
કૂણાં કાળજડે એને તો ખટકયા છે ઢોલ.
વાગ્યાં રણશિંગા ભોમકાની ઇજ્જત સારુ;
ખેલ ખાંડાની ધારેથી ઝુમકયા છે ઢોલ.

– **ભરત કવિ "ઊર્મિલ"**

# પુરૂષોમાં ગવાતાં ગીતો

[ગુજરાતનાં લોકગીતોનું વર્ગીકરણ-૩]

નિરંજન રાજગુરૂ

ગયા અંકમાં આપણે સ્ત્રીઓમાં ગવાતાં ગીતો અંગે ટૂંકમાં વિચારી ગયા. પ્રસંગે પ્રસંગે સ્ત્રીઓ ગીતો ગાતી હોય છે અને આવેલા અવસરને રળિયામણો બનાવે છે. વળી સામાજિક પ્રસંગો ઉપરાંત ધાર્મિક પ્રસંગે તો સ્ત્રીઓ ખૂબ જ ગીતો ગાતી હોય છે. આમ તો સામાજિક પ્રસંગને એક યા બીજા સ્વરૂપે ધાર્મિક સ્વરૂપ અપાયેલું હોય છે. એટલે સ્ત્રીઓ માટે બધા અવસરો ગીતો ગાવા માટે રૂડા દિવસો જ ગણાય છે. ગીતો વગર ઊજવાતા પ્રસંગો ગમે તેટલા મહત્ત્વના હોય તોપણ તે આનંદ વગરના અને નિરસ લાગે છે. કોઈક બોજો ઊતારવા માટે વિધિ પતાવીને સૌ ઊભા થઈ જતા લાગે. ગીતો અવસરની માંગલ્યની ભાવનાને જીવંત બનાવી દે છે ને સમગ્ર વાતાવરણ આનંદ-ઉલ્લાસથી ભરી દે છે. સીમંતથી માંડીને બાળજન્મ સુધી અને જન્મથી માંડીને લગ્નમંગલ સુધીના પ્રત્યેક અવસરનો મહીમા આ ગીતો વડે જ પ્રગટ થાય છે ને જીવન ભર્યું ભર્યું લાગે છે.

ધાર્મિક પ્રસંગોએ પણ ગવાતાં ગીતો વાતાવરણને ભક્તિભીનું બનાવી દે છે. ચિત્તને ભક્તિની પ્રસન્નતાથી ભરી દે છે ને સંસાર-વ્યવહારના પરિતાપથી તૃપ્ત થયેલાં મનને શાંતિ અર્પે છે. ધોળ, કીર્તનો અને પદો ગવાતાં હોય ત્યારે મનને કથાનકોમાં ખેંચી જાય છે ને ભક્તિસભર બનાવે છે. આ બધું જોતાં લાગે કે પુરૂષોને જાણે કે વ્યવસાય અને સામાજિક વ્યવહાર સોંપાયો હોય અને ધર્મકર્મ અને એનાં બધાં વ્રત વરતુલાં ને વિધિવિધાન સ્ત્રીઓને ભાગે આવ્યાં છે. એમાં એ બધા અવસરોની ઊજવણીના ગીતોમાં સ્ત્રીઓના ભાવુક અંતરથી મંગલકામનાઓ લહેરાતી હોય છે.

સ્ત્રીઓનાં ગીતોની સરખામણીમાં પુરૂષોનાં ગીતોમાં વૈવિધ્ય ઘણું ઓછું લાગે. કેટલીક જાતિઓમાં સ્ત્રીઓ અને પુરૂષો સાથે મળીને ગાતા નાચતા હોય છે. જુદી જુદી જાતિઓમાં એને જુદાં જુદાં નામ અપાય છે, પણ એ સિવાય એકલા પુરૂષો જ ગાતા હોય એવાં ગીતોની સંખ્યા ઓછી નથી. વિષય વસ્તુ ને પ્રસંગનું ઢાળ વૈવિધ્ય સ્ત્રીઓમાં વધારે છે ને છંદ વૈવિધ્ય પુરૂષોમાં વધારે છે.

હવે આપણે બાળકોથી માંડી વૃદ્ધો સુધીના પુરૂષોમાં ગવાતાં ગીતોના પ્રકારો જોઈએ :

એ પ્રમાણે જુદા જુદા પ્રકારો પુરુષોમાં ગવાય છે. આ જુદા જુદા પ્રકારોનાં લોકગીતોને-

(૧) સામાજિક, ધાર્મિક અને ઐતિહાસિક

(૨) સમૂહમાં ગવાતાં અને વ્યક્તિગત ગવાતાં

(૩) બેઠાંબેઠાં ગવાતાં, રાસ લેતાં ગવાતાં અને કાર્ય કરતાં ગવાતાં

(૪) પ્રબંધપ્રકારનાં ગીતો અને મુક્તક પ્રકારનાં ગીતો-

એમ જુદા જુદા પેટા વિભાગોમાં વિભાજિત કરીએ ત્યારે એમાં રહેલી ભિન્ન ભિન્ન લાક્ષણિકતાઓ અને વિશિષ્ટતાઓ દેખાઈ આવે છે.

આપણે ત્યાં યાચક જાતિઓમાં ગવાતાં ગીતોમાં ઘણી જાતિઓનાં ગીતો આવે છે, તેમાં ચારણ, બારોટ તૂરી, ભાટ, મીર, ઢાઢી, લંઘા, નાથાબાવા, ભરથરી, બહુરૂપી વગેરે જાતિઓના ગીતોમાં આપણને અવનવી વિશિષ્ટભાત ઉપસી આવતી દેખાય છે.

૧ બાળ જોડકણાં, ૨ રમતગીતો, ૩ ઉખાણા, ૪ સમસ્યાઓ, ૫ પખેડા, ૬ ડીંગ, ૭ રાસ, ૮ ગરબી, ૯ ચન્દ્રાવળા, ૧૦ રામાવાળા, ૧૧ સલુકા, ૧૨ દુહા, ૧૩ છકડિયા દુહા, (૧૪) દોઢિયા દુહા, ૧૫ છંદ, (૧૬) ભજન, ૧૭ ધૂન, ૧૮ પદ, ૧૯ કીર્તન, ૨૦ કવિતા, ૨૧ પવાડા, ૨૨ સવૈયા ૨૩ ભવાઈ ગીતો, ૨૪ આરણ્યું, ૨૫ સરજ્યું, ૨૬ ખેતીની કહેવતો, ૨૭ ભડલી વાક્યો, ૨૮ થાળ, ૨૯ આરતી, ૩૦ શૌર્યગીતો, ૩૧ બિરદાવળી, ૩૨ મરશિયા (કાંટિયા વરણના,) ૩૩ યાચક જાતિઓનાં ગીતો, ૩૪ કથાગીતો, ૩૫ વર્ણનગીતો. (ઋતુવર્ણન, પશુ કે પક્ષીનું વર્ણન)

# મેઘજીવાનાં ભજનો

(હરિજન સંતોની વાણી-હપ્તો ૧૫મો) સં. જયમલ્લ પરમાર

(મેઘજીવા પોરબંદરના ભાણવડ-ભુંભલિઆના મેઘવાળ હતા)

## પદ—૧

ભીલ પારાધી વનખંડમાં વસતા, મને હતા મશિયારી,
પ્રેમ થકી પ્રસાદી નીપાવી, થઇ સોનામોર સાચી;
ભજનમાં ભીના રે જો રે. ભાઇ રે અધરમ ઓધારી. ટેક.

અજામેર જેવો નહીં અપરાધી, જેને સંગે ગુણકા સુધારી;
હસનો સેવક હરિનામે ગવાણા, તે ઘણો હતો ગુન્હાગારી. ભજન.

મોટા ભૂપના ભોજન તજી, વાલો જમ્યા વિદુર ઘેર ભાજી;
એંઠાં બોર તો અમૃત કીધાં, નેસર ભીલડી નવાજી. ભજન.

ધ્રુવ, અમરીખ, પ્રહલાદ, વિભિષ્ણ રહયા રામ સે રાજી;
અઢાર પદમદળ સેના ઉતારી, સોંપી લંકાગઢ સારી. ભજન

મનપવન તારે શું પણ લાધ્યું, મમતા રહી જખ મારે;
મુજા પ્રતાપે કહે મેઘજીવો, તે સુત દશરથને સંભારે. ભજન

## પદ — ૨

કોલ કબીર તુલ્યાની કરણી, પીપો પટે લખાણા;
લંકા, રંકા, કેવળ કુબા, હરિનામે ગવાણા. ભજન.

લાજ સભામાં ધ્રુપતાજી રાખી, કોપ્યા કૌરવ સોભાઇ;
વીખના કટોરા અમૃત કર્યા. મોલે પધાર્યા મીરાંબાઈ. ભજન.

દેવકીને પેટે કાન અવતર્યો, પુત્રી નંદની પસાડી;
વીજળી કરી વરમંડે મેલી, ઇંદ્રે ચૂંદડી ઓઢાડી. ભજન,

ટચલી આંગળીયે ગોવરધન તોળ્યો, તે વનરાવનેવેણુ વગાડી
મેતા નરસિંહના મામેરાં પૂર્યા, નાર જેદેવની જીતાડી ભજન.

સલ્યા હતી તેની અલ્યા કરી, રામ ચરણ જઈ પામી;
મુજા પ્રતાપે કે મેઘજીવો, તારૂં બ્રધ મોટું બહુનામી, ભજન.

## પદ – ૩

દેવાત પીર દેવલદે દાદુ, માલો રૂપાંદે રાણી,
કુંભો લીલાઇ, ધારૂ ને સરકુ, જેસળ તોળી નરવાણી. ભજન.

સગાળશેઠ નામો શીધામો, ભોજન હરિને ભાવ્યા;
સેલૈયો મારી ને સજીવન કર્યો, અતીત રૂપે ઘેર આવ્યા. ભજન,

અંગ વેરાવી રાજા મોરધજે આપ્યું, કરણે સોંપી કાયા;
કુંવર ઓડીને રાજા રખમાદે ઉભાં મનડે ન આવી માયા. ભજન.

ગરભ શીતાગર માને કાજે. સામા તપસ્યા સીધાવી;
માથે મુગટ ધરી મારાજ આવ્યા, ગરૂડે ચડયા ગીરધારી. ભજન

તેત્રીસ કરોડ દેવતા ભજને સીદયા. કર્યા વૈકુંઠના વાસી
મુજા પ્રતાપે કે મેઘજીવો, આગુના હતાં અભ્યાસી. ભજન.

## પદ–૪

રાજા હરસનને ધરમ બળરાજા, રાજા સંદને રોહીદાસા,
સુડામાંથી સુખદેવ નિપજાવ્યા, પવન ઇંડ અગાસા. ભજન.

સોંડો ઠાકર તુર સતાગર, સાલો શ્રવણ ને સુરો;
ધાંગો વણવીર, વીહળદે વેલો, તે પંથ ચલાવ્યો પુરો. ભજન.

સાવ સધીર પીર બાવનસો બુરી, સાંસતીયો કાઠી રાવત રણશી
ધારવો ને ખીમડો, તે તેના ગુરૂ ઉગમશી સાઠી. ભજન.

ઓચરશે ધારૂની વાણી, ધીરપ ધનાની જાણી;
ભાગીરથની ભીડે પધાર્યા, ગંગા સરૂગમાંથી આણી. ભજન.

ચોહર ભજન શ્રીરામના. સુણે શીખે ને ગાવે;
મુજા પ્રતાપે કહે મેઘજીવો, તેના રઘુપતિ લાડ લડાવે. ભજન.

## પદ. – ૫

ઘડીઆળાં વાગે સુતા હરીજન જાગે રે, ટેક.
આવી ભરાણા ઉજડ સાથમાંરે, માથે ઘડીયાળાં વાગે.

જુવાની દીવાની તારી કાલે વહી જાશેને રે;
પંડડું ભરાણું તારૂં પાપમાં રે. માથે.

સગાં સંબંધી વીંટીને બેઠાંને રે
કોઇ ના ચાલે તારી સાથમાંરે. માથે.

જમડા આગળ તારૂં જોર નહીં ચાલે નેરે,
લઇ જાશેરે માજમ રાતમાંરે. માથે.

હરી ગુરૂ વચને બોલ્યા મેઘજીવોને રે,
સતગુરૂ ચરણુંમાં અમને રાખજો રે. માથે

પદ. — ૬

મેં તો જોયું તખત પર જાગીરે, ઝાલરી ઝણુણુણુ વાગી. ટેક.

ગુરૂએ લીધા ઉરમાં, બહુનામીએ સાંધ્યાં બાણું;
વિચાર કરૂં તો વેદના ભારી, ભીતર પ્રગટયા રવીભાણ. ઝા.

હરીઘોડાને ચડાવે ચોકડું, શેષનાગ પલાણુ,
ચાંદા સુરજ એના પાંગડાને, તે પર ચડનારી ચતુર સુજાણ, ઝા.

ગગન મંડળના ગોલોક માંહે, છતર રે સુતો નીરધાર,
ત્રણ લોક તેની સેવા કરે, કાય કબીર રણકાર ઝા.

પ્રેમ નામના પટા લખાણા સુરતા કરે એની સેવ;
મુંજા પ્રતાપે મેઘજીવો બોલીયા, એને મળ્યા નિરંજન દેવ. ઝા.

પદ—૭ પ્રભાતિયું

શું રીજવું મારા રામને, તમને અનેક આરાધે:
ભુવન ત્રણમાં ભૂદરા, તમને સૌ લોક સંભારે. ટેક.

બાવન સો બત્રીસમાં, બોંતર અઠારમાં બૂજે;
ચૌદ છત્રીસ નવ ચારમાં, છાયાં તારી ગત તો તને જ સૂજે. શું.

તારૂં નામ સંધુ જળ સામળા, રાજા અંદર ગુણ ગાવે;
એના વખાણ શું કરૂં વિઠ્ઠલા, ત્રીકમજી તારો તાગ નાવે; શું.

શીવ બ્રહ્મા નારદ શેષ ફણે, અંતર ધ્યાને આરાધે;
લેખ લખતી'તી સુંદરી, તેને કામણ કૈદરા ભરડાવે. શું

મુંજા સતંન મુખથી ઓચરે, તમશું લાગી તાળી;
મેઘજીવો તમને વીનવે, મોરસંદ છું હું તારો માળી. શું.

# ૩૦૦૦ દુહા–સોરઠાનો

મબલખ ખજાનો એટલે દુહા–સોરઠાનાં
સર્વાંગી મૂલ્યાંકન સાથેનો વિશિષ્ટ અંક

# દુહો દસમો વેદ

લોકસાહિત્યમાં અપ્રાપ્ય અને અતિપ્રિય અંક

લોકસાહિત્યમાં અશ્વ
અને
લોકસાહિત્યમાં નારી

બન્ને અંકોની થોડી નકલો મળી આવી છે.

લોકસાહિત્યમાં સિંહ
લોકસાહિત્યમાં પક્ષીઓ
ખાંભી અને પાળિયા
ધર્મ સાધના
લોકભરત ને કંડાર
ગુજરાતી સાહિત્ય પરિષદ જૂનાગઢ અધિવેશન અંક

ઉપરના દરેક અંકો પાકા બાઇન્ડીંગમાં મળશે. દર એક અંકની કિંમત ૧૫–૧૫ રૂપિયા અને રજીસ્ટર્ડ પોસ્ટેજના રૂા. ૨–૭૫ મળી રૂા. ૧૭–૭૫ નો મનીઓર્ડર કરવાથી મોકલાશે. વી.પી. નથી કરતા.—વ્યવસ્થાપક

'ઊર્મિનવરચના': ૧૩, જગનાથ પ્લોટ
રાજકોટ–૩૬૦ ૦૦૧

Oormy Navrachana Rajkot-1 (Aug.-'80) ફી રૂા ૨-૦૦ Regd. No. G-RJ-82

લોકસાહિત્યની સર્વગ્રાહી છણાવટ કરતું

વૈજ્ઞાનિક નિરૂપણનું પહેલું પુસ્તક

# લોક, સાહિત્ય અને સંસ્કૃતિ

અર્ધી સદીના અનુભવ અને અભ્યાસનો નીચોડ

લેખક : જયમલ્લ પરમાર

જેમાં લોક, લોકસાહિત્ય અને લોકસંસ્કૃતિના ઉદ્‌ભવ, વિકાસ, વ્યુત્પત્તિ, વ્યાખ્યા, લક્ષણો અને સ્વરૂપોનું વિશદ વિવરણ કરવામાં આવ્યું છે.

જેમાં લોકસાહિત્ય ને શિક્ષણ, લોકસાહિત્યનું ઐતિહાસિક અન્વેષણ, ભાષાનાં રૂપ અને લૌકિક સ્વરૂપની ઊંડી આલોચના કરવામાં આવી છે.

જેમાં લોકસાહિત્ય અંગે પ્રવર્તતા અનેક વિસંવાદી ને પરસ્પર વિરોધી સિદ્ધાંતોનું નિરસન કરીને લોકસાહિત્યને નિશ્ચતરૂપે આકારવામાં આવ્યું છે.

**મન, બુદ્ધિ અને હૃદયને એકસાથે અપીલ કરતું**
**પ્રાણવાન પ્રકાશન**

મૂલ્ય રૂા. ૨૦ : રજીસ્ટર્ડ પોસ્ટેજ રૂા.-૨/૬૫
વી. પી. નહિ કરાય. મ. ઓ. દ્વારા પૈસા મોકલવાથી મોકલાશે

: પ્રાપ્તિ સ્થાન :

**ઊર્મિનવરચના કાર્યાલય : ૧૩ જાગનાથ પ્લોટ : રાજકોટ-૧**

આપણી વાચના
આદ્ય તંત્રી: સ્વ. ઈશ્વરલાલ મો. દવે
તંત્રી જયમલ્લ પરમાર
સપ્ટેમ્બર : ૧૯૮૦
અખંડ અંક–૬૦૬

# એક જ તત્ત્વ

ઉપર સમળી ચારે દિશામાં ઘૂમી રહી હતી.

નીચે મોર મજાથી પોતાની જ આસપાસ નાચી રહ્યો હતો.

બેયને સમય કેમ પસાર કરવો એ સૂઝતું નહોતું.

મોર બોલ્યો : "સમળી બહેન, તમારી પાંખો પાસે હવાઈ જહાજ પણ કાંઈ વિસાતમાં નથી.'

સમળી બોલી : "મોરભાઈ, તમારી પાંખો પાસે ભલભલાં રત્નો કોઈ વિસાતમાં નથી."

* * *

પરિચયનું રૂપાંતર સખ્યમાં થતાં બહુ વાર લાગતી નથી.

મોર કહેતો : "આકાશનાં નક્ષત્રો કેટલાં સુંદર છે ?'

સમળી જવાબ આપતી : "ધરતી ઉપરનાં ફૂલોથી પણ વધુ ?'

બધી ચીજોમાં એક જ દિવ્ય તત્ત્વ રહેલું છે એ વાતનો એવે સમયે આ બન્ને (મોર–સમળી) ને સાક્ષાત્કાર થતો.

કયારેક વાત ઉપરથી વાત નીકળતી અને સમળી કહેતી: "પૃથ્વી ઉપરની નદીઓ કેટલી સુંદર દેખાય છે?"

મોર જવાબ દેતો : "પરંતુ એનું પાણી તો આકાશમાંથી જ આવે છે ને ?'

આમ ચરાચરમાં એક જ તત્ત્વ રહેલું છે એવો એ સમયે એ બન્નેને ભાસ થતો. પ્રત્યેક પ્રાણીમાં જો એક જ તત્ત્વ ખેલી રહ્યું છે તો પછી એક પ્રાણી જો બીજાને પોતાના નખથી અડી પણ લ્યે તો શું એ મહાપાપ થયું ? બેયને આ વાત બરાબર જચી ગઈ.

ત્યારથી સમળી મોરની પાંખો ઉપર સુખથી સુવા લાગી.

મોર થનગન થનગન નાચ નાચીને સમળીને બતાવવા લાગ્યો ને બેઉ દિલોજાન દોસ્ત બની ગયાં !

* * *

એક દિવસ જ્યારે સમળી અને મોર 'બધાં પ્રાણીઓમાં પરમાત્માનો વાસ છે –' એ તત્ત્વની વાત કરી રહ્યાં હતાં, ત્યારે સામેથી એક સાપ સડસડાટ ચાલ્યો જતો હતો.

સમળીએ એને જોયો,
મોરે પણ એને જોયો,
સમળી ઊડી, ઝડપથી.
મોરે પણ છલાંગ મારી ચપળતાથી,
"મારો ભક્ષ્ય છે એ." મોર બોલ્યો.
"મારો ભક્ષ્ય છે એ," સમળી બરાડી.

બેયના પ્રાણાન્તિક ઝગડામાં સાપ તો કયારનો ય ચાલ્યો ગયો હતો.

જખમી સમળી આકાશમાં ઊડી શકતી નહોતી.
જખમી મોર પોતાની જગ્યાએથી હલી શકતો નહોતો.

પહેલાં એક બીજાને જોઈને જેમની આંખોમાં ફૂલ ખીલતાં, ત્યાંથી અંગારા ઝરતા હતા.

બન્નેએ એક જ સમયે પ્રાણ તજ્યા

ભયભીત થયેલો સાપ જાણે મનોગત જ બોલ્યો :

"પ્રત્યેક પ્રાણીમાં એક જ તત્ત્વ રમતું રહે છે. એ તત્ત્વ કેટલું સત્ય છે... ?"

વિ. સ. ખાંડેકર : અનુ.–મૃત્યુંજય
(ઊર્મિનવરચના : એપ્રિલ ૪૬)

# ઊર્મિ નવરચના

તંત્રી : જયમલ્લ પરમાર

વર્ષ : ૫૧ સપ્ટેમ્બર : ૮૦ : અંક : ૬ : સળંગ અંક : ૬૦૬





## ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

ઓકટોબર નવેમ્બર સિવાય કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે ફરિયાદ કર્યા બાદ કાર્યાલયને નકલ મોકલવી. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહકે નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિનવરચના'ના લવાજમના દર

| | |
|---|---|
| વાર્ષિક-દેશમાં | રૂા. ૨૦-૦૦ |
| વાર્ષિક પરદેશમાં | રૂા. ૪૦-૦૦ |

**લેખકોને--**

લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રીઓ તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

**પ્રકાશકોને—**

બદલાનાં સાપ્તાહિક, પાક્ષિક માસિક વગેરે તથા અવલોકન માટેનાં પુસ્તકો નીચેના સરનામે મોકલવાં.

**એજન્ટોને—**

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ઊર્મિનવરચના કાર્યાલય
૧૩, જાગનાથ પ્લૉટ
રાજકોટ ૩૬૦ ૦૦૧ ( જિ. રાજકોટ

માલિક, મુદ્રક અને પ્રકાશક : રાજુલ ઈ. દવે : ૧૩, જાગનાથ પ્લૉટ, રાજકોટ-૧
મુદ્રણસ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે, રેસકોર્સ રોડ, રાજકોટ-૧



રાષ્ટ્રીય એકતા
"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી'. ચાલો આપણે 'હું' અને 'મારું' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રીયતામાં એકરૂપ કરી દઈએ. સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારેજ આપણે ખરેખર સ્વતંત્ર થઈશું"
—ગાંધીજી
ગુજરાત રાજ્યના માહિતી નિયામક દ્વારા પ્રકાશિત
એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા

# જોગમાયા તે પછી કોને કહેવાય !

(કોંશીલવંતી નાર)

જયમલ્લ પરમાર

છપ્પનિયાનો કાળ. મા વિયાને ન સાંઢે. બશેર મીઠા સારુ માવતર બાળક વેચે. એવા કાળે ભાવનગરના મહુવા તાલુકાના સાંગણીઆ ગામે આયરના એક જ કુળના બે કુટુંબ વચ્ચે ભારે ખટરાગ જામી પડેલો.

એક ખોરડું ઉન્નડ મોભ અને એના દીકરા જૂઠા મોભનું અને સામે પક્ષે આલા મોભનું ખોરડું. બેય પક્ષો હેમાળાની ટૂક જેવા અડોલ અને શૂરા પૃથ્વીરાજના સામંત સરખા. એક બીજાને દેખે તો આંખમાંથી અંગારા ઝરે. ખૂન – ખરાબા થવાના જ બાકી રહેલા.

બેય સુખી પાટી. એમાં છપ્પનિયાના કાળે આલા મોભને ભાંગી નાખ્યા. કાળો મોવાળોય રહેવા ન દીધો. ભૂખે ભાંગી પડયા, છતાં વેરઝેર વધ્યે જાય છે. જૂઠા મોભનાં મા અને ઉન્નડ મોભનાં ઘરવાળાં તે આઈ મોદેબાઈ. પણ મોર કળાથી ઓપે, મંદિર દીવાથી ઓપે, વરસાદ વીજળીથી ઓપે, શૂર ઉદારતાથી ઓપે ને સાગર વિશાળતાથી ઓપે એમ બાપ – દીકરા આઈ મોદેબાઈથી ઓપે. બાપ–દીકરાની દૂધનાં ફીણ જેવી આબરૂ તે જોગમાયા મોદેબાઈનાં દિલનાં દૈવતથી ઊજળી હતી.

બાપ–દીકરો જયારે આલા મોભને અને આલો મોભ જયારે ઉન્નડ-જૂઠા મોભને ઠેકાણે પાડી દેવાની વેતરણ કર્યા કરતા હતા ત્યારે આઈ મોદેબાઈ આલા મોભનાં ખોરડાંને દુકાળ ઉતારી દેવાના દલગજામાં પડયાં હતાં.

ઉન્નડ મોભ અને જૂઠા મોભને ખબર પડે તો સગી ધણિયાણી અને સગી માની શું હાલત થાય એથી આઈ મોદેબાઈ અજાણ નહતાં, પણ કુળની અને પુરુષોની માણસાઈનાં રખવાળાં તો જાજરમાન સ્ત્રીઓ જ કરતી આવી છે.

સાંગણીઆમાં છપ્પનિયાએ ઉન્નડ મોભને ખોરડે ઊની આંચ આવવા દીધી નથી. છાશુંના ઘમોડા બોલે. ગામ આખું આઈ મોદેબાઈના ખોરડે છાશું લેવા આવે. એમાં આલા મોભની નાની દીકરી પણ દોણી લઈને આવે. આઈ મોદેબાઈ એને સૌથી છેવાડે આપે. હળવેક રહીને પાશેર માખણ દોણીને તળિયે ચોંટાડી દઈ દોણી છાશથી ભરી દયે. આઈ મોદેબાઈ જાણે કે આલા મોભે જિંદગી આખી માખણ વગર રોટલો ખાધો નથી, અને આલા મોભનાં છોકરાં ચોપડ વગરનાં લુખ્ખાં થોડાં ખાય? બે પેઢી આઘી પાછી પણ દીકરા તો એક જ બાપનાને ?

થોડા થોડા દિવસે આઈ મોદેબાઈ છોડી સાથે બાજરાની પોટલી આલા મોભને ઘરે પોગાડયા કરે. આઈ મોદેબાઈ આલા મોભને આમ ટેકા દીધા કરે છે.

નિરાંતનો વખત મળે તયેં બાપ–દીકરાના દિલમાં દયામાયા ઊભી કરવાનો આઈ મોદેબાઈ એકેય અવસર ચૂકતાં નથી. અહીં આલો મોભ એમ સમજે છે કે જે કાંઈ ઘરમાં આવી રહ્યું છે તે એનાં ઘરવાળાં કાંઈક તરખડ કરીને ભેગું કરી દેતાં હશે. ત્યારે ઉન્નડ મોભ અને જૂઠા મોભને સપણેય શંકા નથી કે આઈ મોદેબાઈ આલા મોભના આખા કુટુંબને આભ જેવડો ટેકો દઈ રહ્યાં છે.

પુરુષવર્ગમાં ખૂન–ખરાબાના દિવસો ગણાઈ રહ્યા હોય ત્યારે મા, દીકરાના વેરીને દાણા પૂરા પાડતી હોવ. બેય કુળના ઝાટકાને આઈ મોદેબાઈનો અંતરાત્મા પોતાના પ્રેમના દૈવતથી પાછા વાળી રહેલ છે. કુળનાં નિકંદન કાઢનારાં બળો આડે પંડ દઈને પાછાં વાળી રહ્યાં છે.

આઈ મોદેબાઈએ આલા મોભનું દુકાળનું વરસ તો આમ ઉતારી દીધું, પણ ખેડ ભાંગી ગયે.. એનો ઉતારો કેમ થાય? ઘરમાં રોકડ લાખેક રૂપિયાની પડી છે, પણ એ તો બાપ – દીકરાની ગણતરીમાં છે.

આઈ મોદેબાઈએ સાઠ તોલાનો હેમનો હાર બાપ – દીકરાને ખબર ન પડે એમ મહુવાના વેપારીને ત્યાં મૂકાવીને ત્રીજે તાર આલા મોભને પૈસા પોગાડયા. વરસ વળી આવ્યું. ખાનદાન આલા મોભે વાણિયાને વ્યાજ સાથે પૈસા ચૂકવી આપ્યા ને ધરમીને ઘરે જેમ દી પાછો વળે એમ હાર મોદેબાઈને પાછો મળી ગયો.



[અનુ. પૃ. ૩૦૪

# રાસનું રસ સ્વરૂપ

ડૉ. ઈન્દુબેન દીવાન

"વેણી ગૂંથીને મહીં ફૂલ હું તો ભૂલી"–ગુજરાતની નારી, સોહાગણ નારી પોતાના સ્વામીના સ્મરણમાં રાચતી શણગાર સજી રહી છે. અને ત્યાં તો અષાઢની વાદળીમાં પ્રીતમ આવ્યાનો આભાસ એને થાય છે. ઉતાવળમાં અને ઉતાવળમાં એ જાણે ગૂંથેલી વેણી અંબોડે મૂકવાનું ભૂલી જાય છે. અને ગાઈ ઊઠે છે આ પંક્તિ "વેણી ગૂંથીને મહીં ફૂલ હું તો ભૂલી" ત્યાં તો અષાઢની વાદળીના એક ફોરાંનો એ સ્પર્શ પામે છે અને લજામણી સોહાગણ પતિસ્પર્શની આકાંક્ષાએ ઓરડાનાં એકાંતમાં દોડી જાય છે! કવિશ્રી નાનાલાલની આ રચના રાસનું રસસ્વરૂપ કેટલું સૂક્ષ્મ છે એના ઉદાહરણ–રૂપ બની રહે છે.

ગુરુદેવ રવીન્દ્રનાથ ટાગોર ઈ.સ. ૧૯૨૧માં ગુજરાતમાં આવેલા ત્યારે રાસ રમતી ગુજરાતી બહેનોને નિહાળી બહુ મુગ્ધ બની ગયેલાં. ભાવ અને અર્થથી રસભરેલો લયબદ્ધ રાસ જ્યારે સરખેસરખી સાહેલીઓ વર્તુલમાં ફરતાં ફરતાં લે છે ત્યારે જ રાસનું રસ-સ્વરૂપ સાકાર બની ઊઠે છે. ગળતી ચાંદનીમાં, મધ્ય-રાત્રિએ પોતાના શરીરમાં નર્તન સાથે તાલબદ્ધ પદઠેકાથી શરણાઈ કે ઢોલની સંગતમાં ગુજરાતણો જ્યારે રાસ ઉપાડે છે, ત્યારે આજુબાજુનું જીવન આનંદથી છલકાઈ જાય છે.

રાસના રસસ્રૂપને બાંધવામાં અર્થ અને લય જ નહીં, નારીના હૃદયની કોમળ લાગણી અને તેનો ભાવસભર કંઠ પણ મહત્ત્વનાં ભાગ ભજવે છે. આથી જ રાસનું પઠન કે વાંચન રાસના આત્માને પ્રગટ કરી શકતા નથી. રાસ ગવાતો હોય ત્યારે જ એનું રસસ્વરૂપ પ્રગટે. એક માન્યતા મુજબ આ રાસ ઘણા પ્રાચીનકાળથી સૌરાષ્ટ્રમાં છે. શ્રીકૃષ્ણના પૌત્ર અનિરુદ્ધની પત્ની ઉષા સાથે રાસને જોડવામાં આવે છે. વિદ્વાનોના આ પરત્વે જુદા જુદા મતભેદો ભલે રહ્યા રાસનું રસ સ્વરૂપ તો નારી હૃદયની ભાવનાઓથી જ વ્યક્ત થાય છે અને તેથી જ 'ઉષા' એવા નારીના પ્રતિનિધિ પાત્ર સાથે રાસને જોડવો સુસંગત જ છે. રાસ એક એવું કાવ્યસ્વરૂપ છે કે જેમાં નારીજીવનના બધા જ ઉદાત્ત અને ઉન્નત ભાવોની અભિવ્યક્તિ સિદ્ધ થઈ શકે છે. પિયુ મિલન કે વિરહ, સાસુના દુઃખ કે નણંદની અવળચંડાઈ, વાત્સલ્યની અમૃતધાર કે આત્મા પરમાત્માની અધ્યાત્મભાવના, રાસનું રસસ્વરૂપ એવું છે કે એમાં નારી જીવન સાથે સુસંગત બધા જ ભાવોને સ્થાન છે. રાસમાં નારીજીવનના મનોભાવો કાવ્યાત્મક અભિવ્યક્તિ પામે છે, તેમજ પતિ કે ભાઈની વીરતાને બિરદાવતી ઐતિહાસિક ઘટનાઓ પણ નારીકંઠ દ્વારા રાસમાં સધાય છે. વીરરસ, શૃંગારરસ, અદ્‌ભુતરસ અને કયારેય હાસ્યરસની મર્માળી છણાવટ પણ રાસના રસસ્વરૂપને કંડારે છે. એક સમયે સ્ત્રી અને પુરુષ બન્ને મળીને રાસ લેતા હશે અને તેથી જ સમાજને ઉન્નત કરે એવી શિષ્ટવાણી રાસમાં પ્રયોજાયેલી જોવા મળે છે. એકલી સ્ત્રીઓ ગાતી હોય તેવા ગીતો કયારેક ફટાણાનું અશ્લીલ સ્વરૂપ ધારણ કરે છે, તેમજ એકલા પુરુષના ગીતો હોળીના ફાગમાં સરી પડે છે, પરંતુ બંને સાથે ગાતા હોય તેમાં શિષ્ટતા વધારે રહે છે. એક માન્યતા એવી પણ છે કે રાસના કાવ્યસ્વરૂપને વૈષ્ણવ પરંપરાએ અપનાવેલ છે અને તેથી તેમાં વૈષ્ણવી શિષ્ટતા ઉતરેલી જોવા મળે છે. એક વિદ્વાને કહેલું છે કે ગુજરાતી નારીની ગતિમાં, એની વેશભૂષામાં, એના મધુબોલમાં જે અવર્ણનીય પ્રતિભા છે એવો જ પડઘો રાસના કાવ્યસ્વરૂપમાં પડેલો છે. આ વાત વિચારવા જેવી છે કે રાસ ન હોત તો નારીનું હૃદયગત વ્યક્તિત્વ કયાં પ્રગટ થાત? ગુજરાતની નારીને કવિશ્રી ન્હાનાલાલે 'સંસ્કારવેલ' કહેલ છે. આપણે કહેશું કે એ સંસ્કાર વેલના ફૂલડાં તે ગુજરાતી ભાષામાં રાસકાવ્યો છે.

# 'મૂળુ આનવીએ આણો, સીંડવીએ નહિ'

મૂળુભાઈ પાલિયા

અઢારેન સત્રેર અભંગ, નવે નાગ તણુ;
ચૌદે ચોમલીઆ, લીધી ધરતી લાખલા...

અઢાર અને સતર એટલે પાંત્રાસ કળીના રજપુતોમાં તથા નવકુળનાગમાં તું અભંગ – તારી કળી છત્રીસમી... ચૌદના સૈકામાં એટલે સવંત ૧૩૦૦ પછી હે લાખા! ચોમલા ખાચરના વંશજ! તેં ધરતી ધરે કરી...

આ દુહો જે લાખા ખાચરના નામે પ્રચલીત થયો તેનો નાનોભાઈ મૂળુખાચર.... આ બે પરાક્રમી ભાઈઓએ ચાર ચોવીસી અને છત્રીસગામ ખવડને (મકવાણા) ભાગે આપ્યા એટલો પંચાળનો પ્રદેશ ૧૪ મા સૈકામાં એકઠો કર્યો. ભાગે પડતાં લાખા ખાચરને ભાગે ભીમોરા અને ભાડલાની ચોવીસીઓ અને મુળુખાચરને આણંદપર – ચોટીલાની ચોવીસીઓ મળી. જેના વંશજો અત્યારે એ ભૂમિ ઉપર ભોગવટો ધરાવે છે, વિલીનીકરણ પહેલાંની આ વાત છે.

ઈતિહાસે તપાસીએ તો કાઠી કોમ – કેન્ટી ((ગ્રીસ) તરફથી સમ્રાટ સિકંદરની ફોજમાં આવી અને મદોન્મત સિકંદર ભારત પર વિજય કરવાના સ્વપ્ને ચડી આવ્યો ત્યારે એને પહેલો જ બોધપાઠ પંજાબમાં મળી ગયો. એ ત્યાં ન હાર્યો કે ન જીત્યો, પણ પછી આગળ વધવાનો વિચાર ભયંકર થઈ પડયો. એને ખબર પડી કે પોરસ કરતાં પણ અનેક ગણા ચતુરંગી સેનાના માલિક ચન્દ્રગુપ્ત મૌર્ય સામે હવે આખડવું પડશે...અને એની ફોજ એટલે હજારો હાથી, લાખો ઘોડા અને લાખો પેદલ લડવૈયા તથા હજારો પાલખી મિયાનામાં બિરાજતા લડાઇના મોરચે આવતા સરદારોથી સમૃદ્ધ છે. આ વિચારે સિકંદરના મગજમાં ચક્કર આવવા લાગ્યા અને એની ફોજના માણસો પણ વેરવિખેર થઈ ભાગી છૂટયા. સિકંદર પણ પાછો વળી ગયો અને બેબીલોનમાં હૃદયરોગનો હુમલો થતાં મૃત્યુ પામ્યો. એમનું ભારત જીતવાનું અરમાન ઊડી ગયું, જેમાંનો કેન્ટીનો કાફલો પંજાબમાં રહી ગયો ત્યાં આ કાફલાએ રાડય રંજાડય શરૂ કરી અને ત્યાંની પ્રજાએ અને રાજ્યે તગડયા તે રાજસ્થાન, સિંધ અને કચ્છમાંથી તગડાતાં તોફાનો, કરતાં આખરે સૌરાષ્ટ્ર દેશમાં આવી કાયમ થયા. અહીં સૌરાષ્ટ્રમાં તે વખતે વાળા રજપુતોનું જોર ભાંગી પડેલું અને વાળા વળોચ નામના તે વખતના મહારાજને ચારણ્ય આઈનો શાપ થયેલ તેમાં નિવારણ માગતાં જવાબ મળ્યો કે 'જા, વાળા! એક પગથિયું ઊતરીને લગન કરીશ તો તારો વંશ રહેશે...' 'એટલે વાળા વળોચે પટગીર શાખાના કેન્ટીના એટલે આ પ્રદેશ સુધી આવતાં અપભ્રંશ થઈ કેન્ટી માંથી કાઠી થયા તે કાઠીની પુત્રી ખૂબ સ્વરૂપવાન જોઈ તેની સાથે લગ્ન કર્યા.. અને આ એક જોરાવર તોફાની લશ્કરી કાફલાને પોતાની સેનામાં ભેળવી સેનાદળ મજબૂત કર્યું. આમ "એક કાકરે બે પંખી માર્યા" જેવી વાત બની.

તે પછી આહિરોમાં ડાંગર, બોરિચા, સોનારા, વાંક વગેરે શાખાઓમાં પણ વરવાપર્ય કરી અને જે વાળા રજપુતો હતા તે, અને તેના ભાઈઓ ખાચર અને ખુમાણ વગેરે સૌ કાઠી તરીકે ઓળખાતા થયા. રાજપુતોએ તેમને બીજા નંબરના ક્ષત્રિયો કહ્યા, અને તેમની સાથેનો વરવાપર્યનો સંબંધ નષ્ટ થયો. આ રીતે ભારતના ક્ષત્રિયો પણ અસલ વેદધર્મથી અજ્ઞાત થયા અને ઊંચનીચના ભેદ પાડી સ્થાનભ્રષ્ટ થવાના અનેક પ્રસંગોને લીધે પોતાની જાતિના સમૂહ સંગઠનો વીંખાતા ગયાં – ને નબળાં પડતાં ગયાં...એમ ઠેર ઠેર ઇતિહાસ શાખ પૂરે છે. એ ન સમજ્યા કે વેદના વાકયે "કન્યારત્નં શુદ્રાદપિ ગ્રાહ્યમ્" ખરેખર તો વીર વાળાવળોચે પોતાની લશ્કરી તાકાત જે તૂટી હતી તેમાં સુધારક બની તાકાત વધારી અને તેટલા માટે આ બધી જોરાવર જાતિઓમાં સગપણ સંબંધ વધારી આ દેશ પર આણ વર્તાવી અને સૌરાષ્ટ્રમાંથી કાઠીઆવાડ એવું આ દેશનું નામ પડયું....

એ વખતમાં કહેવાતું કે "કાળે કોને ન ખાધા, અને કાઠીએ કોને ન માર્યા?" આમ કાળઝાળ મિશ્ર-પ્રજા, જેમાં તે વખતે કે જે રાઠોડ હાલ ધાધલ કહેવાય

છે, જેબલિયા જે મૂળ પરમાર છે, આ રીતે ઘણી જાતના રજપુતોએ સંગઠન સાધી લશ્કરી તાકાત વધારી દેશ બધો કડે કર્યો.

હવે આ વાતના નાયક લાખા ખાચર અને મૂળુ ખાચરના પ્રસંગ પર આવીએ. કાઠીઆવાડમાં એક કહેવત છે કે, "તારે ક્યાં લાખા મુળુ લાજે છે ? તે આટલી બધી વાતો કરે છે?" આ કહેવતમાં એક બનાવ એવો બન્યો કે દરબાર મૂળુ ખાચરે પરમારોનો ઘાણ કાઢી ચોટીલા પચાવી પાડયું. તે વખતે તેના ગઢના આશરે ગોલ અને સાજકા શાખના ચારણોનો નેસ હતો. તે ચારણોનો ધંધો પોઠય ((વણઝાર)નો હતો. દેશપરદેશથી પોઠયો લઈ આવી અનેક સામગ્રી અરસપરસના દેશોમાં વેંચતા. તેમાં પોઠય ચોટીલા આવી અને સાજકા શાખના ચારણની દીકરી આભલાં અને જરીબુટા ભરેલી ઊનની કાળી ધાબળી (લોબડી) ઓઢીને દરબાર મૂળુ ખાચરના રાણી આઈ રાજબાઈ પાસે ગઈ. આઈ રાજબાઈને આ ઓઢણીએ પ્રભાવિત કર્યા, કવિ કાગના શબ્દોમાં કહું તો એ વખતે ચારણ્યો કેવી હતી. "વડીઉં વકરાળિઉં, રઢિયાળીઉં, લોબડિયાંળીઉં ચારણ્યું-જેને જોતાં મોટા ભૂપતિ લેચક ખાય..." એવી ચારણ કન્યા એ હતી. આ જરીબૂટાભરેલી કાળી લોબડી અને ગોરી કરડા રૂપવાળી ચારણકન્યાને ભાળી આઈને આ લોબડી લઈ ઓઢવાનો અને દરબારને રીઝવવાનો કોડ જાગ્યો, અને દીકરી પાસે લોબડીની માગણી કરી. દીકરી કહે. "બા ! મારા બાપુ આવી ઘણી લોબડીઓ લાવ્યા છે, તમને ગમે છે તો ભલે રાખો.." અને આઈને ફરતી કોરે રૂપાની ઘૂઘરીઓ ઘમઘમતી, આભલાંથી ઝળહળાટ કરતી અને હીરની વેલબુટ્ટા ભરેલ શોભતી લોબડી સોંપી.. એ વખતમાં, અને આજેપણુ લોબડી ચારણની દીકરી સિવાય કોઈ કોમ ઓઢતી નથી અને લોબડીથી ઓળખાય કે આ ચારણ આઈ કે જોગમાયા છે.

હવે આ લોબડી લીધા પછી બનાવ એવો બન્યો કે રાત્રે મોડા મોડા દરબાર મૂંળુ ખાચર ગઢમાં ઓરડે આવ્યા અને શયનગૃહના ઓરડે જતા આઈ રાજબાઈ લોબડી ઓઢીને મોઢું મલકાવતા ઊભા છે. આઈની ઉંમરમાંડ ત્રીસ બત્રીસની હશે, નથી છોરૂ... એવાં રૂડાં કુંવારકા રૂપના અંબાર સરીખાં ઊભાં છે ત્યાં દરબારે કરડું રૂપ ધારણ કર્યું અને પૂછયું કે, "આ ઉખત તેં શું કરી ? ગજબ કરી કાઠિયાણી ! લોબડીવાળી એતો કાઠી, રજપુત અને કાંટિયાવરણની મા – જનેતા કહે વાય.. હવે કાઠિયાણી, તું કાઠિયાણી મટી મારેમન મા થઈ, જા મને મોઢું ન દેખાડય..." કહી દરબાર કટ. કટ. કટ.... કરતા ઓરડાના પગથિયાં ઊતરીને ચાલ્યા ગયા. સવારે હૂકમ કર્યો કે આજથી રાજબાઈ મારે મનમાતા સમાન ગણાય. લોબડી ઓઢે એતો આઈમા હોય માટે રાજબાઈને કહો કે ઓતરાદી કોરના જુદા ગઢમાં ઊગમણો ઓરડો છે ત્યાં જઈ રહે અને હું તેને ત્યાં જોઈતી જીવાઈ પૂરી પાડીશ.

આ વાતમાં કોઈથી કાંઈ બોલાણું નહીં, વચમાં વિષ્ટિકાર થવાણું નહીં અને આઈ રાજબાઈએ ચોટીલાના ઓતરાદા ગઢમાં જીવ્યા ત્યાં સુધી જીવાઈ ખાધી અને દરબાર મૂળુ ખાચરનું મોઢું જોવા ન પામ્યા. એ જોગમાયા રાજબાઈએ પણ મૂળુ ખાચરનું મોઢું જોવાનો કે વિષ્ટિ કરવાનો કોડ કદી ન કર્યો....આ ખમીર આજે ક્યાં ગોતશું ?

આ રાજબાઈના અવસાન પછી એ ગઢ ઘણી પેઢી ખાલી રહ્યો અને છેવટે એમાં ચોટીલા ભાગદાર દેવાયત ખાચરે વસવાટ કર્યો, દેવાયત ખાચરને કરણા ગોલના છોગાળા ત્રાગાંનો શ્રાપ થતાં દેવાયત ખાચરનો વંશ નિર્મૂળ થયો. તેના ભાઈ દાહા ખાચરે કરણાગોલ પાસે પગે પડી રૂદન સાથે માફી માગી કે હું નિર્દોષ છું ત્યારે કરણો બોલેલ કે...

**"ચોટીલે ચારણ બળે, એની ખાચર માથે ખોટય;**
**પણ સહુનાં સવાયાં વસે, એને દેવાયતસર દોષ."**

આ રીતે દાહા ખાચરનો વંશનો વેલો પાંગર્યો, જેમાં હાલ ચોટીલાના સરપંચ ગોદડભાઈ વગેરે આનંદ કરે છે. મૂળુ ખાચર માટે હજી પાંચાળ ભોમકામાં કાઠી સમાજમાં બોલાય છેકે, "મૂળુ માનવીએ માણો, મીંડવીએ નહીં...."

મૂળુખાચર દેવરાજ થઈ ગયો, એને માનવ સાથે મૂલવાય નહીં. આજે તો અધૂરામાં પૂરૂં સીનેમાએ ચારિત્ર્યનું દેવાળું કાઢયું છે અને ખાનદાનના દીકરા દીકરીઓએ કુળમરજાદને પેટ્રોલ છાંટી દિવાસળી મૂકી છે. "હાથ હુઈ હદી રજપૂતી ભઇ રહી....એવું નજર સામે નિહાળી જુના જીવને હેમાળે ગળવા જવાનો કોડ થાય તો હેમાળામાંય એનાંહાડ સળગતાં જ રહે એવું છે.

# પ્રેમ-દીવાની

વજમાલ

ભરજોબનમાં આવેલી મદછક, સિંહણ. એની જોબન ઘેલછાએ એક દિવસ વનનો માર્ગ ભૂલાવી જૂનાગઢને માર્ગે ચડાવી દીધી. ભમતી ભમતી આવી ચડી સક્કરબાગના પ્રાણી સંગ્રાહલય પાસે. સિંહની ઘ્રાણ આવી. મારી છલાંગ ને વાડ કૂદી અંદર આવી.

સડેડાટ સિંહના પિંજરે આવી ઊભી. જ્યાં જુએ તો જેને પોતે શોધતી હતી એવો જ શોભીતો વનરાજ પિંજરામાં ટલ્લા દયે. સિંહે રૂપાળી યુવાન સિંહણને જોઈ. બેય સામસામા આવી ઊભાં રહી ગયાં, પણ વચ્ચે લોહના સળિયાની દીવાલ.

એક બીજાને જોયાં ને તારા મૈત્રક રચાઈ ગયાં :

એક તાણે, બીજું તાકવે, ઝડ લાગી નેણાં;
જેડી પ્રીત સરાણિયા, એડી નહિ રાણા.

નેણાંની ઝડ લાગી ગઈ. બેય પંજા મેળવવા અધીરાં બન્યાં, પણ વ્યર્થ. મોઢે મોઢું ઘસવા માથાફોડ કરી ને પિંજર ઓલ્યા ભવનું વેરી બનીને વચ્ચે ખડું રહ્યું. બેય પ્રણયીએ પીંજરાને હચમચાવ્યું, પણ પ્રણયીમાં વિજોગના વાખા પાડતી માનવીની કિલ્લેબંધીએ મચક ન આપી. પ્યાર પોતાનાં સાધન શોધી લે છે. છેવટે બેયે ઊંસના લબકારા કર્યા. ધીરૂં મીઠું ઘૂરકયાં અને અંગે અંગે ઝણઝણાટી વ્યાપી ગઈ.

સુદ આઠમના ચાંદે આ પ્રેમી પ્રાણીઓની અનાદિ લીલા નીરખીને ઘર્યામાં ને ઘર્યામાં વાદળમાં લપાતા છુપાતા જઈને અંધારૂં કરી મેલ્યું. રાતના છેલ્લા પ્રહરનાં ચોઘડિયાં વાગતાં હતાશ સિંહણે વનનો મારગ લીધો, પ્રેમથી અસ્વસ્થ સિંહે ગર્જનાથી પહાડો ગજવ્યા.

દિન બધો સિંહ ઘાયલ મજનુની જેમ આંટા મારતો રહ્યો. લોહ પિંજરને ખખડાવતો રહ્યો. એની પ્રેયસી જ્યાં ઊભી રહીને પ્રેમના ઊના ઊના શ્વાસ લઈ ગઈ એ સ્થળ સામે ઊભા રહીને લાંબે શ્વાસે એની માદક ગંધ સુંઘતો રહ્યો. "હાયરે દૈવ ! મું મન લાગી તું મના, તું મન લાગી મું. કોઈ આ પિંજરને હટાવે એવું નહિ !" એને આ લોઢાનું પિંજર છોડીને જોબનઘેલી સિંહણના પ્રેમને પિંજરે પૂરાવું હતું.

શિયાળ બેટમાં અનંત ચાવડાની રૂપસુંદર કુંવરી પરણવાના કોડમાં કાષ્ટ પિંજરે પુરાયેલા ગિરનારપતિ રાંકવાટની જેમ સિંહને પણ તળાજાના પરાક્રમી ધણી ઉગાવાળા જેવો કોઈ ભાણેજ હોત તો જરૂર પોતાની ભાષામાં સંદેશો મોકલત કે :

પંચાનન બંધે પડયો, લોહ પિંજરની લાટ;
સિંહણ સ્નેહ અગાથ, મેળાવો નહિ મૃગેન્દ્રને

સિંહણને પ્રિયતમ મળ્યો પણ પિંજરે પડેલો. હતાશ હૈયે વિફરેલી સિંહણ વનમાં પાછી ફરી. એને મારણનો કોળિયો ગળે કેમ ઊતરે ? દિન બધો હાંફ્ળિયાં માર્યાં. ઓહો હોહો ? વરસ જેવડો દી' વિત્યો, પણ સિંહણની તો રાતે ય ન ખૂટે.

મધરાતનો ગજર ભાંગ્યો. ચંદ્ર અધુકડો રહ્યો ને મારી છલાંગ પ્રાણી સંગ્રહાલયની દીવાલ માથે. આવી સિંહના પિંજરા માથે. પિયુ એની વાટ જ નીરખતો હતો. પણ શું એમનો સ્નેહ ! બે ય મહાપરાક્રમી પ્રાણી કાલાઘેલા થઈ ગયાં. પિયુ પાસે જ ઊભો હતો. કોઈ વિદેશની વાટે એની પોત્યું કરવાની ન હતી. સુહિણીની જેમ મેહારને મળવા દરિયાનાં અતાગ પાણી કાપવાં હોત તો તો કયારૂંના કાપી નાખ્યાં હોત. આ તો આડાં લોઢાનાં રાક્ષસી પિંજર પડયાં હતાં વિરહથી વ્યાકુળ સિંહણે પિંજરા માથે કેટલીયવાર પંજા પ્રાછટયા, ઘૂરકિયું નાખી. પણ હે દૈવ, આવા વિજોગ !

ઓલી નાગમદેએ તો નાગને નીરખેલો પણ નાગ કોઈ સ્ત્રીનું મોઢું ન જોવાના વ્રતને કારણે મોઢા

આડી ઢાલ ધરી રાખતો.

બાધી જોવે બજાર પ્રિતમ તમણી પાધને,
અમણી કી અભાગ, ધમળના ઢાલું દિયો!

નાગમદેને પણ નાગના મોઢા આડેની ઢાલ લોઢાના પિંજર જેવી લાગેલી. આંખ્યુંના ઓડડે લોઢાની નેવળ બાંધેલી અનુભવેલી. લોઢાની સાંકળ પગે બાંધવાથી જેમ પ્રાણી હલી ચલી ન શકે એવી આંખ્યુંની દશા અનુભવેલી.

પગે બેડી પહેરિયેં હાથે ડહકલાં હોય;
નાગડા નેવળ ન્હોય, આંખ્યુ કેરે ઓડડે.

પણ સિંહણને તો આખો પ્રિયતમ પિંજરે પડેલો જ નીરખવાનો. ઘડીક તો થયું હશે કે માનવીને આ દશામાં મૂકીને આવા પ્રેમની મોજ ચખાડવી જોઈએ. પણ સિંહણ મુક્ત હોવા છતાં સિંહના પ્રેમ પિંજરમાં ધલવલતી હતી. સિંહ લોઢાના પિંજરે પ્રાછટયું નાખતો હતો.

એક એવા બે, બે એવા ચાર અને એમ આઠ આઠ દિવસ સુધી સિંહણ મધરાતનો ગજર ભાંગતાં દીવાલ ઠેકીને પિંજરે પોતાનો અતૃપ્ત પ્રેમ લઈ પછડાટું ખાતી રહી અને વહેલી સવારે ભગ્ન હૈયે પાછી ફરતી રહી.

બરાબર પૂર્ણિમાને દિને રખવાળોને થયું કે હવે સિંહણને સિંહ બે ય મસ્તીમાં ભરાતાં જોખમી બનતાં જાય છે. હોનારત કરી બેસશે એટલે સિંહના પિંજરા પાસે જ એક બીજું પિંજરું ગોઠવ્યું. એમાં બકરું મૂકયું.

મધરાત થાતાં તો રોજની જેમ સિંહણ આવી, પણ રઘવાટ ભરી. ઉઘાડા પિંજરામાં આંધળી થઈને ધસી પોતાના પિયુને ભેટવા. વચમાં બકરું પગે ચગદાયું એની ભાન ન રહી. પણ અથડાયું ને! એટલે એક ઝપાટે બકરાંને દૂર ફેંકી દીધું. ત્યાં તો બારણું બંધ થયું.

પ્રેમીને તો ત્યારે ન મળાયું અને સિંહણ ચેતી. પણ બહુ મોડું થઈ ગયું હતું. એણે પિંજર તોડવા કાળજાતૂટ મહેનત કરી. પંજા ભરાવ્યા. માથાં પછાડયાં ને લોહી લુહાણ થઈ થાકી ગઈ ત્યારે ફસડાઇ પડી.

દિવસો સુધી એણે ખાવાનું છોડી દીધું એના વહાલા વનરાજના વિરહમાં. અસ્વસ્થ બનીને આંટા મારતી હતી. આ કાંઈ અબળા ન હતી પ્રબળા જેવો કોપ કરે એવો દૈવ પણ ન કરે.

ધીરે ધીરે ધીરે શાંત થઈ. સંગ્રહાલયના સંચાલકોએ પૂર્ણિમાના દિને પકડાયેલી તેથી એનું નામ પૂર્ણિમા રાખ્યું. પણ એ પ્રેમ દીવાનીને મન તો ચાર કોર અમાસનાં અંધારાં જ ઘેરી વળેલાં.

મેહ જેઠવાની બાપડી ઉજળીને તો એટલુંય સદ્‌ભાગ્ય કયાં મળ્યું હતું? પ્રેમને માંડવડે પોંખાવા ગઈ ત્યારે એના પ્રિયતમ મેહ જેઠવાએ જાતપાંતના ભેંકાર પિંજર આડા ધરીને ઉજળીના પ્રેમને કયાં ઉજ્જડ કરી નહોતો મેલ્યો? મેહ જેઠવાને કરગરી કરગરીને કાયર થઈ ગઈ તોય મુખ જોવા નહિ પામેલી ઉજળીના જીવનનાં દૈવત હણાયા સિવાય એના અંતરમાંથી એવા શાપ ન ઉઠે કે તારી ધૂમલી માથે કાળા કાગ કળેળશે. સિંહણને પ્રેમને વિજોગના વખંભર વાખા પાડનારાઓ માથે એના અંતરમાંથી કેવા શાપ ઊઠયા હશે એતો ઈશ્વર જાણે પણ બધાં પ્રેમપંથીઓની જેમ જલતી રહી હશે, દિન રાત કેઃ

તન સૂખ લકડી ભઇ, લકડી જલ ભઇ ખાખ;
મેં પાપન એસી જલી ના કોયલા બહો, ન રાખ.
જો મેં ઐસા જાનતી પ્રિત કિયે દુઃખ હોય;
નગર ઢંઢેરા ફેરતી, પ્રિત ન કિજો કોય.

---

પૃ. ૨૯૯થી ચાલુ]

સૂરજ ઢાંકયો છાબડે કયાં સુધી રહે? વાણિયો આલા મોભને વાત કર્યા વગર ન રહી શકયો. આલો મોભ આઇ મોદેબાઈના પગે લાકડી પડે એમ પડી ગયો.

બાપ – દીકરા ઉન્નડ મોભ અને જૂઠા મોભના અચરજનો પાર ન રહ્યો. વેરને ઠેકાણે વહાલના હીલોળા ઊપડયા. એવા અવેરથી જ વેરને શમાવનાર આઈ મોદેમાઇને પેટ જૂઠા મોભ જેવો આભને ટેકા દે એવો અને દુસ્મન માટે દાવાનળ ગણાતો પુત્ર પાકયો. જૂઠા મોભને આસરા ધરમના હેમાળા જેવો હીપો મોભ પાકયો ને હીપા મોભને ઘરે માંદળના દાન દેનારો બાઉ મોભ જેવો દાનો મરદ અને મોભનોમોભી પાકેલો.

# શ્રી વીરચંદભાઇ ને લણોદનો ચડ્ડી-સત્યાગ્રહ

(સ્મરણોની સરવાણ-૧૩)

જયમલ્લ પરમાર

એમનું નામ વીરચંદભાઈ. આજે એ મુરબ્બી મિત્ર ૭૬ વર્ષની વયે એકાદ વર્ષથી પક્ષઘાતની પથારીમાં પડયા છે. ૧૯૩૮ના ધોલેરા સત્યાગ્રહ સંગ્રામમાં તેઓ જોડાયા ત્યારથી અમારો નાતો. અકારણ કયારેય ન બોલે અને જાત-પ્રદર્શનની લગીરે લાલચ વગરના. પણ જયાં કામ પડયું અને સહન કરવાનું આવ્યું ત્યાં સૌથી મોખરે હોય. બેઠા બેઠા રેંટિયા ઉપર કાંત્યા કરતા હોય અને આંખમાંથી અમી ઝર્યા કરતાં હોય. ઓછા બોલા લાગે. પણ જરીકે ઉદાસ નહિ. પ્રસિદ્ધિથી સદા દૂર મૂંગા મૂંગા કામ કર્યા જ કરતા રહે, પણ હસમુખા અને હેતાળવા, બોલે ત્યારે અસ્ખલિત ધારે. યાદદાસ્ત એટલી સતેજ કે પ્રસંગો, ઘટનાઓનો યથાતથ ઝીણવટભર્યો ચિતાર આપે. વર્ષો વીતતાં પણ એમની યાદદાસ્ત એવી જ તેજભરી રહી છે.

અખંડ સાદું જીવન. લેંઘા જેવું પાટલુન કે ખાદીનો લેંઘો ને ખાદીનું બાંડિયું. હાથે ધોયેલાં કપડામાં આછો ઉજાસ. પછી સાદો કોટ પણ પહેરતાં. કોઈ ભપકો નહિ, કોઈ વલવલાટ નહિ, પણ અન્યાય કે અત્યાચાર લગીરે ન સાંખે. સદાચાર ને સદ્નીતિના સદા રખેવાળ. વચલાં કેટલાંક વર્ષો તો 'જન્મભૂમિ' દૈનિકમાં જોડાયેલા. ત્યાં 'જન્મભૂમિ' દ્વારા પણ પ્રજાહિત જળવાતાં ન લાગે ત્યાં છેવટ સુધી 'જન્મભૂમિ' સામે ઝૂઝયા કરે. પોતાનું શું થશે એની લગીરે ચિંતા સિવાય. તંતીલા લાગ્યા હશે પણ અસત્યાચરણ આગળ કદી નથી નમ્યા.

જ્યારથી સત્યાગ્રહમાં જોડાયા-ત્યારથી સ્થાન-માન માટે આજસુધી એમને કદી ઝંખતા જોયા નથી. ગાંધીવાદી વિચારોમાં પણ એ કાળના સમાજવાદીઓ જેવા થોડા ઉગ્રપંથી. એથી સમાજવાદી પક્ષ સાથે એમને ઘાટો સંબંધ રહેતો આવ્યો છે. મુંબઈના વસવાટે મહારાષ્ટ્રના ઘણા બધા સન્નિષ્ઠ કાર્યકરો સાથે પણ એવો જ ઘાટો સંબંધ. સેવાના વ્રતધારી સમા વીરચંદભાઈ જનસેવામાં કાર્યરત જ રહેતા આવ્યા છે.

ધોલેરા સત્યાગ્રહ પછી ગાંધી-ઈરવીન સંધી-કાળે અમે ધોલેરાના ગામડાઓમાં બેઠેલા. અમારા બધા મિત્રો વચ્ચે બહુ બહુ તો બેત્રણ વર્ષનો ઉમર ફેર, પણ વીરચંદભાઈ અમારા સૌ કરતાં લગભગ પાંચ વર્ષે મોટા. છતાં કદી વડીલપણું વરતાવ્યું નથી સમાન વયના હોય એવા જ ભાવ અને લાગણીથી સૌ સાથે રહેતા આવ્યા છે.

બીજા પણ એક વડીલ મિત્ર અમારી સાથે ધોલેરામાં હતા. એમનું નામ ડેવીડ હીગીન્સ. મૂળ ઓસ્ટ્રેલિયાના. એમનાં મા ગોંડલ રાજ્યના ધોરાજીના દવાખાનામાં ડૉક્ટર હતાં. ડેવીડભાઈ પંજાદાર આદમી હતા. ગાંધીજીની અસરથી રંગાયેલા કર્મઠ કાર્યકર હતા. નમ્ર, દઢ, ઓછાબોલા અને થોડા ધૂની પણ ખરા. અમારો કાંતણ-પીંજણનો વિભાગ ડેવીડભાઈ સંભાળતા હતા. દવાઓના અખતરા પણ પ્રથમ પોતાની ઉપર કરે. દરેક વિષયની વૈજ્ઞાનિક ઝીણવટમાં ઊતરવામાં મશગુલ રહ્યા કરતા પણ સ્ફટિક જેવા આદમી.

દરેક ચીજવસ્તુની બારીક નોંધ કર્યા કરે અમે બધા તો છાવણીના મકાનમાંથી બહાર પણ ગયા હોઈએ, ગામડે ગયા હોઈએ પણ ડેવીડભાઈ છાવણીમાં કાયમ રહેતા. તેથી દૂધ વગેરે લેવાનું એમના માથે જ આવે. કયારેક પ્રસંગ પડયે પૂછીએ કે : "ડેવીડભાઈ ! આજે કેટલું દૂધ લીધું છે?" તો કહેતા કે : "ડાયરીમાં જોઈને કહું." અમે પૂછીએ કે "કેમ ડાયરીમાં જોઈને ? મોઢે યાદ નથી?" ત્યારે તેઓ કહેતા કે: "ડાયરીની નોંધથી ચાલતું હોય એવી

સામાન્ય વસ્તુ માટે મગજની શક્તિ શા માટે રોજ ખર્ચ્યા કરવી?" આમ તેઓ પ્રયોગશીલ હતા.

છાવણીના મકાનમાં કાંતણ– પીંજણનું કામ ચાલ્યા કરે તેથી શેરીનાં છોકરાં ગમે ત્યારે મકાનમાં ચડી આવે, બધી અડઅડ કર્યા કરે ને દેકારો મચાવે. છોકરાંઓની આવી ડખલથી એક દિવસ ડેવીડભાઈ ગળે આવી ગયા ને એક છોકરાને કાંડે બરાબર જકડાવી એક ઓરડામાં લઈ ગયા. બીજે હાથે લાકડી લીધી અને લાકડીના ઈશારાથી છોકરાને કહ્યું કે હવે આ બધાને અડ અડ કરશો તો આ લાકડી સગી નહિ થાય. પાઠ આપતા હોય એવી ગંભીરતાથી એક એક વાતને અલગ અલગ બતાવીને કાંડું છોડી દીધું. છોકરો તો ભાગી છૂટયો ને પછી કદી કોઈ છોકરાં ડોકાણાં નહિ. ડેવીડભાઈ એટલા ગંભીર, એટલા સુજન કે એમનો આ પદાર્થપાઠ જોઈ અમે તો દિંગ થઈ ગયા. એમ થયું કે ડેવીડભાઈ આવું કરે?

અમે બધા તો ત્યારે ગાંધીસેનાના અહિંસક સૈનિક. કોઈને મરાય તો નહિ પણ ડારો ધમકી પણ ન દેવાય. વળી એ દિવસોમાં અમે ગામડાંઓમાં મોન્ટી-સોરી શિક્ષણપદ્ધતિથી બાળશાળાઓ ચલાવીએ. મેરેયા મોન્ટીસોરીની બાળ શિક્ષણ પ્રવૃત્તિ નવી નવી જ શરૂ થયેલી. દક્ષિણામૂર્તિ બાલ અધ્યાપન મંદિરમાં યારે (સ્વ.) ગિજુભાઈએ મોન્ટીસોરી શિક્ષણ પદ્ધતિના વર્ગો તાજા જ શરૂ કરેલા. એમાં બાળકને પટાવી, સમજાવીને પ્રેમથી કામ લેવાની વાત હતી. ડરાવાય ધમકાવાય તો કેમ જ?

અમારા આગેવાન ત્યારે શ્રી મોહનભાઈ મહેતા (સોપાન) હતા. ભાલનાં ગામડાંઓમાં બેઠેલા અમારા સૈનિક સંઘનું સંચાલન તેઓ જ કરતા. એમણે ડેવીડભાઈને હસતાં હસતાં સમજાવ્યા. ડેવીડભાઇ તો જો કે એ પછી તરત સમજી ગયેલા, પણ મોહનભાઇએ બાળકો પાસેથી કામ લેવાની આ પદ્ધતિને રમુજમાં 'મોન્ટીસોરી' સામેની 'ડેવીડસોરી' નામ આપ્યું. પછી એવા પ્રસંગો ઉપસ્થિત થતાં 'ડેવીડસોરી' શબ્દના ઉપયોગ સાથે અમે ખૂબ આનંદ લેતા.

અમારા આગેવાન ત્યારે મોહનભાઈ મહેતા (સોપાન) અને બીજા વજુભાઈ શાહ હતા. બન્ને અમારા કરતાં બેત્રણ વર્ષે મોટા. પણ વીરચંદભાઈ તો સૌથી મોટા.

વીરચંદભાઈ મૂળ વીરમગામ પાસેના મુસ્લિમ દરબારના ગામ વણોદના. એમનું કુટુંબ બહોળું. ગામડાગામનો આછો પાતળો વેપાર, પણ આખું કુટુંબ ગાંધીજીના રંગે રંગાયેલું. એવા કોઈ ભણેલા નહિ કે એવા કોઈ શહેરી વર્ગ કે વસવાટવાળા નહિ. પણ સૌ સાદાઈથી જીવે ને બને તેટલી લોકોની સેવા કરે

૧૯૩૦ના સત્યાગ્રહમાં વીરચંદભાઈને સવા વરસની જેલની સજા થયેલી. ગાંધી-ઈરવીન સંધી થતાં છૂટીને ઘેર આવ્યા. પણ મુસલમાન દરબાર પોતાના ગામમાં પોતાની વહાલી સીરતાજ અંગ્રેજ સરકાર સામે જંગે ચડીને જેલની સજા ખાઈ આવેલ સત્યાગ્રહીને સહન કેમ કરી શકે?

વીરચંદભાઈ આવતાં વેંત દરબારે એમને હદપારીનો હુકમ ફરમાવ્યો. અંગ્રેજ સરકારનો બહાર-વટીઓ મારી રૈયત કેમ રહી શકે? બંગલામાં બેઠા બેઠા દરબાર તાતા ઊના થઈ ગયા. બોલાવ્યા વીરચંદ-ભાઈના પિતા ભીખાભાઈને અને વીરચંદભાઈના નાનાભાઈને. બોલાવીને ખૂબ ધમકાવ્યા. પછી કહે વીરચંદ વણોદની હદ છોડીને ચાલ્યો જાય અને ફરી કદી વણોદની હદમાં નહિ આવે એવું કબુલાતનામું લખી આપો.

દરબાર આવું કબુલાતનામું લખાવવામાં ન ફાવ્યા એટલે વીરચંદભાઈ વણોદની હદ છોડી ચાલ્યા જાય એવો ફતવો કાઢયો. આ ફતવો દેશી રજવાડાં અંગ્રેજ સરકારના કેવાં ખાંધિયાં હતાં એના નમૂનારૂપ હતો. ફતવામાં જણાવેલું કે:

"શેઠ ભીખા વરવાનો દીકરો વીરચંદ વણોદની હદમાં નહિ આવે તેવું લખી આપતો નથી. શેઠ ભીખાને તેનો દીકરો વીરચંદ જેટલો વહાલો છે તેટલો નામદાર સરકાર અમને વહાલો છે."

પછી તો વણોદની હદ છોડી જવાના મૌખિક હુકમોની તડીમાર ચાલી. વીરચંદભાઈને ધોલેરા સત્યાગ્રહમાંથી પકડાઈને સજા થતાં સાબરમતી જેલમાં લઇ ગયેલા ને ત્યાંથી તેમની બદલી નાસિક જેલમાં થયેલી.

આથી વણોદ દરબારે એક મૌખિક હુકમ આપ્યો કે "વીરચંદનું નાસિક જેલનું ખર્ચ સરકાર માગે તો તે વસૂલ લઈ શકીએ તે માટે અમારો પોલીસ પરવાનગી માગે તેટલી જ મિલ્કત તેણે લઈ જવી."

આખા કુટુંબ અને લાગતા વળગતા સગા સંબંધીઓ ઉપર આમ દરબારની ધાકધમકીની ભીંસ થવા માંડી, પણ વીરચંદભાઈ હારી ખાય એવા માણસ ન હતા. ત્યારે દેશી રાજ્યો ઉપર સરકારની એજન્સીઓની સીધી હકુમત ચાલતી. વીરચંદભાઈએ એજન્સીનો સંપર્ક સાધ્યો. વણોદ દરબારે આપેલા લેખિત અને મૌખિક હુકમોની રજૂઆત કરીને ગાંધી – ધરવીન સંધી મુજબ તમામ સ્થળેથી સત્યાગ્રહીઓને છોડી મૂકવા અને કોઇ પણ પગલાં ન ભરવા થયેલા કરારની યાદ આપી. આથી એજન્સીએ વણોદ દરબારને બધા હુકમો પાછા ખેંચી લેવા તાકીદ કરી. એ મુજબ હુકમો પાછા તો ખેંચાયા, પણ વાત એટલેથી ન અટકી.

એ દિવસોમાં સામાન્ય રીતે અમારો પોષાક સેવાદળના સૈનિક જેવો ખાદીની બ્લ્યુ ચડ્ડી અને ખાદીનું બાંડિયું રહેતો. કોઈ વળી લેંઘો ને કોઈ કોઈ ધોતિયું પણ પહેરે. પણ મોટાભાગના સૈનિકો ચડ્ડી–બાંડિયું જ પહેરતા. સેવાદળના સ્વયંસેવકો માથે ટોપી પણ પહેરતા. વીરચંદભાઈ પણ બ્લ્યુ ચડ્ડી, બાંડિયું ને માથે ખાદીની ટોપી પહેરતા.

એક દિવસ આ ચડ્ડી બાંડિયા ને ટોપીના પોષાકમાં વીરચંદભાઈ વણોદની બજારમાંથી નીકળ્યા. વણોદ દરબાર સામે વીરચંદભાઈ એજન્સીમાં જઈને પોતાના હુકમો પાછા ખેંચાવી આવ્યા એની દાઝ દરબારમાં ભરી જ હતી. એમાં વીરચંદભાઈને ચડ્ડી–બાંડિયામાં ફરતા જોઈને ન રહી શકયા. તમાચો ચોડી દીધો વીરચંદભાઈને. પકડીને જેલમાં લઈ જઈ ત્યાંય માર્યા. આમ મારીને દાઝ ઉતારી. વણોદમાં સન્નાટો બોલી ગયો. કુટુંબ આખું કકળી ઊઠયું.

આ સમાચાર રાણપુર 'સૌરાષ્ટ્ર' સાપ્તાહિકના કાર્યાલયે પહોંચાડવામાં આવ્યા. આ બનાવથી અમે સૌ સૈનિક મિત્રો સચિંત બન્યા ને સત્યાગ્રહ કરવા થનગતી રહ્યા. અમારામાંથી બનેલા સૈનિકસંઘમાંના ૧૧ ભેરૂબંધો વજુભાઈ શાહની આગેવાની નીચે ચડ્ડી–બાંડિયાના ગણવેશમાં વણોદ ઊપડયા.

મૂળ તો ચડ્ડી–બાંડિયાને અસભ્ય પોષાક ગણીને દરબારે વીરચંદભાઈને મારવાની દાઝ કાઢેલી. દેશીરાજ્યોમાં અને દરબારીગામોમાં ઉઘાડાં માથા મેલીને કોઈ ફરે, ગુડા દેખાતા હોય એવા અર્ધવસ્ત્રો પહેરે, અથવા ભપકાબંધ પોષાક પહેરે ને ઘોડે ચડી નીકળે એ કદી સંખાતું જ નહિ. આજે પણ હજી કેટલાંક દરબારી ગામોમાં એવી અસહિષ્ણુતાના બનાવો બને છે. એક કાળે દરબારી ગામોમાં દરબારી માન – મરતબો જળવાય તેવો પૂરો મર્યાદાશીલ પોષાક પહેરવાની રસમ હતી, પણ કાળ બદલ્યો એની સાથે કોઈક જ દરબાર કદમ મિલાવી શકયા. જો કે વણોદ દરબારને તો બહાનું જોઈતું હતું.

એમાં અમે ૧૧ ભેરૂબંધો ચડ્ડી–બાંડિયામાં વણોદમાં ઊતરી પડયા ને ચડ્ડી સત્યાગ્રહનો પડકાર કરતા વણોદની બજારને રાષ્ટ્રગીતોથી ગજવતા નીકળ્યા. સરઘસાકારે ફરીને દરબારગઢના ચોકમાં સભા ભરી. ચડ્ડી બાંડિયાના રાષ્ટ્રીય સ્વયંસેવકના ગણવેશનું મહત્ત્વ સમજાવ્યું ને ચડ્ડિયુંવાળાનાં ધાડાં ને ધાડાં ઊતારવાનો દરબારને પડકાર ફેંકયો.

દરબારે પણ ગજા વગરનો ઉપાડો લીધેલો. ચડ્ડી સત્યાગ્રહને પોતાને આંગણે નોતરીને ગાલાવીલા ઠરવા સિવાય બીજું કાંઇ હાંસલ નીકળે તેમ નહતું, એટલે દરબાર તો ગામ છોડીને ભાગી છૂટયા. વહેલું આવે વીરમગામ. કારભારીને કહેતા ગયા કે આ લોકો સાથે સમાધાન કરી લેજો ને આગતા સ્વાગતા કરજો. આથી કારભારી સમાધાન ઉપર આવ્યા. ચડ્ડી – બાંડિ-

યાનો ગણવેશ બદલ વીરચંદભાઈને રંજાડયાની ભૂલ કબુલ કરી અને માફીપત્ર લખી આપ્યું. એ પછી દરબાર તરફથી નોતરીને અમને લાડુ જમાડયા. ભારત-ભરમાં આ પ્રકારનો આ પહેલો જ સત્યાગ્રહ હતો.

૧૯૩૦–૩૧માં અમરેલીમાં અમે પરદેશી કાપડ ઉપર પીકેટીંગ કરવા ગયેલા ત્યારે અમારા ત્રણ દિવસના ઉપવાસ બાદ વેપારીઓએ પરદેશી કાપડની ગાંસડીઓ ઉપર સીલ લગાવવાનું સમાધાન કરી અમને ઘી કેળાં ને પૂરી જમાડી દુકાનોના પાછલે બારણેથી કાપડની ગાંસડીઓ કાઢી લીધેલી.

વણોદમાં માફીપત્ર આપી દરબારે સમાધાન તો કર્યું, પણ કિન્નાખોરી ઊંડાં મૂળ નાખી ગઈ. પાછળથી વીરચંદભાઈના કુટુંબને રંજાડવામાં દરબારે બાકી ન રાખી. વીરચંદભાઈએ આ બધી બાબતો ગાંધીજીને લખી જણાવી અને ગાંધીજીનું માર્ગદર્શન માગ્યું. દેશી રાજ્યોમાંથી બ્રિટિશ હકુમતમાં સ્વરાજની લડતમાં ભાગ લેનારાઓની સ્થિતિ ઘણી કફોડી બનતી હતી. ઠેરઠેરથી પોતાના વતનમાં પાછા ફરેલા સત્યાગ્રહીઓ ઉપર સીતમ ગુજરાતો હોવાના સમાચારો ગાંધીજીને મળ્યા કરતા હતા. આથી વીરચંદભાઈના પત્રને નીમિત્ત બનાવીને ગાંધીજીએ પોતાના 'નવજીવન' સાપ્તાહિકમાં લેખ લખીને જણાવ્યું કે દેશીરાજ્યમાંથી બ્રિટિશ હકુમત નીચેના પ્રદેશમાં સ્વાતંત્ર્ય સંગ્રામમાં ભાગ લેનારાને પોતાના રાજ્યમાંથી હદપાર થવાનું જોખમ ખેડવાનું રહે છે. કુટુંબની લાગણી સાથે હોય તો કુટુંબે હદપાર થવા અને મિલ્કત ખોવાની તૈયારી રાખવી રહે છે. આટલી તૈયારી જેમનામાં ન હોય તેમણે એમાં નહિ પડવું જોઈએ. એટલો વિશ્વાસ સૌએ રાખવો જોઈએ કે સ્વરાજ મળ્યા બાદ જે માલમિલ્કત બચ્યાં હશે તે એના મૂળ ધણીને કે એના વારસદારને પાછાં મળશે. વીરચંદભાઈની ફરિયાદો સાચી હોય તો તેમણે હિજરત કરવી જોઈએ વગેરે.

ગાંધીજીનું માર્ગદર્શન મળ્યું. દરબારની કનડ-ગત ચાલુ જ હતી એથી વીરચંદભાઈના અને બીજાં દસબાર કુટુંબોએ ધંધા, દુકાન, માલમિલ્કત ને ઘરબાર પડતાં મૂકી વણોદમાંથી હિજરત કરી. કુટુંબો પાયમાલ થઈ ગયાં. એમાંના મોટાભાગનાં વર્ષો સુધી થાળે નહિ પડેલાં ને આર્થિક બેહાલી ભોગવતાં રહેલાં. વીરચંદ-ભાઈના એક સગા હરજીવનભાઈ છાપાની ફેરી દ્વારા જે મળે તેમાંથી ગુજરાન કરતા અને છેવટ સુધી સ્વાતંત્ર્યસંગ્રામમાં જોડાયેલા રહી જેલોના જીવનથી અને શરીરના ઘસારાથી અકાળ અવસાન પામેલા તે ભૂલી શકાય તેવું નથી.

વીરચંદભાઈએ સ્વૈચ્છિક ગરીબી સ્વીકારી લીધેલી. ગરીબી શબ્દ વાપરું છું એ વીરચંદભાઈની સ્થિતિ પ્રત્યેની કોઈ દયાની લાગણીથી નહિ, પણ એમના તપઃપૂત જીવનને કારણે. એમને માટે તો એ ગરીબી નહોતી, પણ સૈદ્ધાન્તિક આગ્રહોના અરમાનની ફલશ્રુતિ હતી. નમ્ર સાદા ને સોહ્યલા જીવનની મોજ હતી. દુઃખ તો એમને સત્તા, સ્થાન અને સંપત્તિ માટે જે જીવનના ઉચ્ચ શિખરેથી આખડતા રહ્યા છે એમને માટે થતું હશે. વીરચંદભાઈનું તો એક સરખું ઊજળું જીવન આજે પણ વહી રહ્યું છે, ઊજળું ને એકરંગું.

*

પૃ. ૩૧૬થી ચાલુ]

છે, જો કે એ બધા નથી પૂરી શાસ્ત્રીય ગાયકી ગાતાં કે નથી લોકઢાળોને વફાદાર રહી શકતા. પણ લોક-ઢાળોને–ભજનોને રંગ આપીને રંગીલી હલકથી અને હરકતોથી ગાય છે.

જેના ગાનમાં અટપટાપણું હોય, તાલીમ લેવાથી જ ગાઈ શકાય તેમ હોય, લાંબા કાળના અભ્યાસથી જ ગાઈ શકાય તેમ હોય એવા લોકો લોકજીવનમાં હોવા છતાં એમની ગાયકીને લોકસંગીત ન કહી શકાય, કારણકે એમાં લોકસંગીતની પ્રવાહીતા અને સરલતા નથી હોતી, તેથી બધા નથી ગાઈ શકતા. તેથી પ્રકાર ભેદે જ એવા ગાયકોની લોકજીવનમાં અને લોકગીતોમાં ગણના કરી શકાય.

# ભજનોમાં બંસરીનો પ્રકાર

નિરંજન રાજ્યગુરુ

આપણા ભજન સાહિત્યમાં ભજનોના અનેક પ્રકાર જોવા મળે છે. પદ, આરાધ, કટારી, પ્રભાતી, આગમ, આંબો, સાવળ...વગેરે અનેક પ્રકારના ભજન પ્રકારોમાં બંસરી નામે પણ એક ભજન-પ્રકાર જોવા મળે છે. આમ તો ભજનની ટેકપંક્તિના શબ્દો પરથી આ ભજનને બંસરી એવું નામ અપાયું હોય એમ દેખાઈ આવે છે

હમણાં 'દાસીજીવણ'નાં ભજનોના સંશોધન/અધ્યયન અર્થે નડિયાદની શ્રી ડાહીલક્ષ્મી લાયબ્રેરીની મુલાકાત લેવાનું થયું. કેટલીક હસ્તપ્રતો તપાસી, એમાંથી એક "સંધ્યા-આરતી-પદવગેરેનો સંગ્રહ ધરાવતી હસ્તપ્રત મળી આવી. ૧૦૫૬૧ નંબર ધરાવતી આ હસ્તપ્રત, જેમાંથી લખ્યા સાલ કે લખનાર વિષે-કશી માહિતી મળતી નથી તેમાંથી બંસરી નામે ઓળખાવાયેલી છ રચનાઓ મળી આવી.

ભીઠો, કબીર, મોહન, મોરાર, ત્રીકમ અને નરસિંહ મહેતાની આ કૃતિઓ આપણા ભજનસાહિત્યમાં અજાણી તો નથી જ છતાં કંઈક વિસરાઈ ગયેલાં એ પ્રકાર વિષે એ બહાને થોડું વિચારવાનું થયું.

આપણે ત્યાં ભજનસાહિત્યમાં એક વસ્તુ બધાયે ભજનિક સંત-કવિઓમાં જોવા મળે છે જે છે લાગણી અને વિચારોની સમાનતા. ભલે શબ્દો જુદા હોય પણ ભાવ તો એક જ રહેવાનો....પરમાત્મા પ્રત્યેની તીવ્ર આરતનો ઝંખનાનો...

સગુણ ઉપાસના કે નિર્ગુણ ઉપાસના એવા ભેદ પાડયા વિના આપણા ભજનિકોએ બેઉ ચીલા પર પોતાનું ગાડું રોડવ્યું છે. એટલે જ એની મૂલવણી સમગ્ર કર્તૃત્વશકિત ઉપર થઈ શકે અને એ મુલવણી જ યોગ્ય ગણાય...

નાદબ્રહ્મ – શબ્દબ્રહ્મની – ઉપાસના આપણા સંતોનું આગવું લક્ષણ છે. અને બંસરી...એતો નાદબ્રહ્મની ઉપાસનાનું પ્રતીક...

યોગની પરિભાષામાં જે ધ્વનિને 'અનાહત નાદ' કહેવામાં આવે છે તેને આપણા સંતોએ 'બંસરી'ના નામે ઓળખાવ્યો છે.

પરમાત્મા પિયુની બંસરી (મોરલી) વેરણ બનીને ભકતને તીવ્ર અનુરાગ ઉત્પન્ન કરાવી વિરહાતુર બનાવે છે. પાગલ બનાવી દે છે એનું વર્ણન આપણને આ 'બંસરી' રચનાઓમાં જોવા મળે છે, તો યોગમાર્ગના પ્રવાસીઓને થતી દિવ્ય અનુભૂતિઓનું સૂક્ષ્માતિસૂક્ષ્મ દર્શન પણ આ 'બંસરી' રચનાઓ કરાવે છે.

ગુજરાતી ભાષા-સાહિત્યના સંશોધકો-અભ્યાસીઓ અને વિદ્વાનો આપણા આ અતિપ્રચલિત કાવ્યપ્રકાર વિષે વિચારણા અને સંશોધન કાર્ય શરૂ કરશે તો એવી કેટલીક રચનાઓ મળી આવશે જે અત્યાર સુધી કાળના અગોચર ખૂણામાં સંતાયેલી-દટાયેલી પડી રહી છે. કદાચ કોઈ સંશોધક આ વિષયને સ્વતંત્ર વિષય તરીકે સ્વીકારી પોતાનું સંશોધનક્ષેત્ર પણ બનાવી શકે એટલા વિપૂલ પ્રમાણમાં 'બંસરી' રચનાઓ મળી આવવા સંભવ છે. કારણ કે ગુજરાતના લગભગ દરેક ભક્તકવિઓએ સંત પરંપરા પ્રમાણે એકાદ બંસરી રચનાનો પ્રયોગ તો જરૂર કર્યો છે જ...

નડિયાદના હસ્તપ્રતભંડારમાંથી મળી આવેલી કેટલીક બંસરી રચનાઓ નીચે પ્રમાણે છે :

## બંસરી – ૧

બંસરી બાગી આ બનમાં, મોરલી .. (ટેક)

જબજબ સરત ધરી તબ નરખ પડી રીઝ રહી મનમાં ય
અધર અધર એક શબદ સુનાયા તીન ભોવન ઝનકાર

સોહં શબ્દ પરબ્રહ્માએ ચાર વેદ બનાયા
એ વેદકા ભેદમાં રે જે સમજે કોઈ સંત
ઔર સકલ પડપંચ હે તમરે ભુલો હો ગુણવંત, બંસરી બાગીરે...
મેં જબ સુણ્યો નાદ, તબ બઢ્યો બુદ્ધ કો બધારો
ટળ્યો વીખ વિવાદ, ગયો અંગકો અંધારો
હુવો ઊજવાળો ગેબકોરે બનચંદા બન સૂર
પણ રોમ રોમ રંગ લગ્યો રહ્યો રે, નીખશીખ પ્રગટયો એ નૂર, બંસરી બાગીરે...
લગી ધૂનકી ચોટ કોટ કબુદ્ધિકો પાડયો
પાર એક નીકળગયો મોહ મેવાસી માર્યો
એ બંસીનો સંત શબ્દ કી ઔર બસાયો શેહેર
કહે **સીઠો** અબ મોજ કરો રે હાવે નાહીં પ્રીત નાહીં વેર, બંસરી બાગી રે...

## બંસરી – ૨

ગગન મધે શુણી મોરલી મોરલી તો ગગન મધે શુણી... (ટેક)
અતિ અનોપમ શબ્દ સુંદિર સોહં રાગ ધુની
દો દશાકે પવન ઊલટે ગઢ ગ્રેહ કરણી. મોરલી તો ગગન મધે..
અરધ ઉરધ બીચે માધવ બીરાજે, નીરખત ગ્યાન ગુણી.
જળ હળમળ ત્યાંહી જ્યોત પ્રગટી ઊલટી દષ્ટિતણી. મોરલી તો ગગન મધે...
સહસ્ત્ર દળકી કમળ ખીલે જ્યાં નત ગ્યાન ગુણી
માનસરોવર મુક્તાહળ મોતી ચૂગત હંસમણી......મોરલી તો ગગન મધે....
થાકે શેષ બ્રહ્મા મહેશ્વર થોડે ઊનમુન ધ્યાની
સત **કબીર** જ્ઞાન ઘટમાં અટર બ્રહ્મ ધુની... મોરલી તો ગગન મધે...

## બંસરી – ૩

પંદરમી ભોમે વાગી, બંસરીતો પંદરમી ભોમે વાગી... (ટેક)
પરા પશ્યંતિ મધ્યમા વૈખરી, રહ્યું ચેતને સૂળ લાગી;
સંધ્યા ગાયત્રી અક્ષરનું કાર્ય, ઓંકારે ભ્રાંત ભાંગી...બંસરીતો....૧
બેદ પુરાણ સબનેતી પોકારે, હદમાં તાળી લાગી;
અનહદપદમાં આપ બીરાજે, નહીં સંસારી ત્યાગી ...બંસરીતો...૨
બંસરી બાગીને નિંદ્રારે ત્યાગી, ઊઠયા ત્રિલોક જાગી
શંકરકી,તો છૂટી સમાધિ, લીધું નિર્ભે પદ માગી ...બંસરીતો...૩
દ્વાદશપંથ ખટદર્શન ગોતે, ગોતે સંસારી ત્યાગી;
મોહન કહે તનવનમાં શોધો, નથી વસતુ આઘી ...બંસરી...૪

## બંસરી – ૪

કહોને ઓધવજી હાવે કેમ કરીએ, જીવો મન તું ઘેરાણું એણી મોરલીએ... (ટેક).
નથી રહેવાતું ચીત્તલીધું ચોરી, પ્રીતો કરીને વાલે પરવશ કીધાં;
એને મારગડે અનેક સીધ્યાં, પ્રેમના પીઆલા થેઈને પીધાં.. કહોને ઓધવજી.. ૧

વેદને ભેદ કીધે લીનારી અમને આતમ જાણીને લીધાં ઓધારી,
પણ વેહેને પુરથી જાતાં લીધાં વારી નેણાં રહ્યાં છે મારા નીહાળી. કહોને ઓધવજી...૨
દરસન દેજો ઘણી દીવાળી, મને વાલા લાગો છો વનમાળી;
ત્રીલોવન સાથે મારી લાગી તાળી, જુગના જીવણપર જાઉં વારી. કહોને ઓધવજી...૩
પરગટ સ્વરૂપે ધણી પરમાણું ધન સાચું જીવન સરખું નાણું;
મોરારદાસ રવિનું છે આનું છુપાયું તો નહીં છાનું રે કહોને ઓધવજી...૪

## મોરલી – ૫

સંત સોહાગી તમે જુઓ જાગીરે,
મોરલીતો ગગનમાં વાગી... (ટેક)

સુખમણા દરીઓ, ભર્યો અમીરસ ભરીઓ;
જાગીને જોયું વાં જોતો જાગીરે... મોરલીતો...૧
અણીરે અગર પર, અક્ષર અતીતા;
મારી સુરતા નુરત લેહે લાગીરે... મોરલીનો...૨
પ્રેમના પીઆલા મારા, સદ્‌ગુરુએ પાયા ત્યારે;
મનડાં તણીતો ભ્રાંત્યું ભાંગીરે... મોરલીતો...૩
કહે ત્રીકમદાસ સત ખેમ કેરે શરણે;
સંતાંની આંગળ સુખ રજા માંગીરે... મોરલીનો...૪

## મોરલી ૬

આજ સખીશ્રી વંદ્રાવનમાં,
મધે મોરલી મેં શુણી... (ટેક)

શુણતાં ચીત ઠર્યું મોરી સુજની
ભરનિંદ્રામાં હું જાગી...આજસખી...૧
જાગીને જોયું ત્યારે સરભર દીઠા,
શું કહું સુજની સુખ મારૂં;
આતમા અરક ઊદે થયો મારે,
અંધારૂં સઘળું ટળિયું...આજસખી...૨
જાગ્રત સુપન શશોપતી તુરિયા,
ઊનમુનિએ તાળી લાગી;
ત્રિગુણાતીત થયું મન મારૂં
કામવાસના ત્યાં ભાગી...આજસખી...૩
જેજે રૂપ દષ્ટે પડે મોરી સુજની
તે સરવે મુગતીનાં મોતી;
નરસૈંયાના સ્વામીની સંગે રમતાં
ખંજન નરણે હું જોતી આજસખી...૪

# લોકગીતોના સ્વર અને તાલ

જયમલ્લ પરમાર

લોકસાહિત્ય એ કોઈ વર્ગ, સમાજ કે પ્રદેશ પૂરતો મર્યાદિત વિષય નથી પણ વિશ્વવ્યાપ્ત વિષય છે. એથી એમાં વિશ્વવ્યાપ્ત લોકજીવનના પ્રવાહો સમાનભાવે ઝીલાયા છે. લોકજીવનના રસ–ભાવ સમાન ભાવે રહેલા છે.

સુખ અને દુ:ખ, હર્ષ અને શોકના ભાવોદ્રેક થતાં આદિમાનવ તે વિવિધ ધ્વનિરૂપે સુખ કે દુ:ખના ચિત્કાર વડે વ્યકત કરતો રહ્યો. એ અવાજ–ધ્વનિ કે સ્વર ભાવયુકત હોવાથી એ ધ્વનિ કે સ્વર વડે ભાવ વ્યકત થતો રહ્યો. આમ પ્રથમ સ્વર જનમ્યો અને પછી એ સ્વરના ભાવને વ્યકત કરતો શબ્દ જનમ્યો.

સુખ દુ:ખની લાગણી તો પ્રાણી માત્રને થાય છે ને સૃષ્ટિનાં ઘણા પ્રાણી વિવિધ અવાજો વડે તે વ્યકત કરે છે, જ્યારે પંખીસૃષ્ટિના સુખ દુ:ખની અભિવ્યકિતના સ્વરોમાં ગાન રહેલું છે. પંખીના દુખાર્ત સ્વરો હૃદય હલાવી નાખે તેવા હોય છે ને એના આનંદનું મુકતગાન તો માનવીને પ્રસન્ન ચિત્ત બનાવી દે છે. પંખીનું ગાન ઘણું શ્રુતિ મનોહર હોવા છતાં એના સ્વરને મર્યાદા આવી રહી. છતાં અસંખ્ય અને અનેકવિધ પક્ષીઓનું ગાન એક સાથે ચાલતું હોય છે ત્યારે નિસર્ગની વીણાના એકધારા ઝંકારથી સ્વરોનું સાગર સૌંદર્ય લહેરાયા કરતું હોય છે. પશ્ચિમની હાર્મનીનો સંગીત પ્રકાર પણ આટલો સ્વર–સમૃદ્ધ અને આટલો શ્રવણ મનોહર નથી હોતો. એની નૈસર્ગિકતા જ હૃદયસ્પર્શી બને છે.

માનવપ્રાણીને કુદરતે વિશિષ્ટ શકિતઓ આપી છે. ભાવોદ્રેકની ઉત્કટ ક્ષણોમાં એનો ગણગણાટ–એના સ્વરો વિવિધરૂપ ધારણ કરે છે. જેમ જેમ એના રસ અને ભાવનો વિકાસ થતો ગયો તેમ તેમ એના સ્વરનો પણ વિકાસ થતો ગયો. કોઈ ભાવવિશેષની લાગણીથી કોઈ સ્વર અણજાણપણે જ એનાથી વ્યકત થઈ જાય છે. સ્વરજ્ઞાનનો તો ત્યારે ઉદ્ભવ પણ નહોતો થયો પણ ભાવને અનુરૂપ સ્વરોનો મેળ સાહજિકપણે જ થતો રહ્યો.

એકનો અનુભવ તે અનેકનો અનુભવ થયો, જેમ ભાવને અનુરૂપ સ્વર નીકળતા ગયા તેમ ભાવને અનુરૂપ શબ્દો પણ રચાતા ગયા. આમ સ્વર સાથે શબ્દનો મેળ સધાતો ગયો. હૃદયમાંથી નીપજેલા એ સ્વરો બધા શુદ્ધ જ હતા.

લોકો સમૂહમાં જીવતા થયા. એક બીજાના સુખ દુ:ખના ભાગીદાર બનતા થયા. એમના ભાવોદ્રેકની અભિવ્યકિત પણ સમાન હતી. આદિમાનવનો સંઘ બનતો ગયો એમાંથી સંઘગાન પ્રગટ્યું. ભય, લાલચ દીનતા કે અંતઃપ્રેરણાથી દેવોને રીઝવવા માટેનું ગાન પણ એમાંથી નીપજ્યું.

એમ વિવિધ ભાવો પ્રમાણે વિવિધ સ્વરો પ્રગટયા. એકનો એક ભાવ ફરીફરીને ઘુંટાતાં એ જ ભાવનાં જુદા જુદા સ્વરો પ્રગટતા ગયા. આદિમાનવ સંઘમાં રહેવા લાગ્યો. એમના ભાવ એક, પણ કંઠ જુદા જુદા. એવા કંઠોમાંથી કોઈના કંઠમાં કંપ લાગે, કોઈના મીંડ લાગે, કોઈને શ્રુતિ લાગે અને ઊંચા નીચા સ્વરો લેતાં ખટકા પણ લાગે. તે બધું અન્ય કંઠોમાં સંઘરાતું ગયું. આમ અણજાણપણે ભાવ પ્રમાણેના સ્વરો ચોક્કસ ઢાળામાં ઢળતા ગયા.

પછી તો આદિમાનવમાંથી જુદા જુદા જથ્થાઓ સર્જાયા. સ્થળકાળ પ્રમાણે એનાં રહન–સહન પેદા થયા. અરણ્યોમાંથી આગળ વધીને જેમણે વિકાસ સાધ્યો તેઓ ગ્રામ બાંધીને રહેવા લાગ્યા. ઓછા સુધરેલા અરણ્યોમાં રહ્યા. ગ્રામમાં રહેનારા અને અરણ્યોમાં રહેનારાના ગાનની પદ્ધતિ એમના રહન સહન અને સ્થળ–સંજોગો પ્રમાણે વિવિધ રહી, પણ મૂળ માનવભાવ તો એક રહેતો આવ્યો. ભાવને વ્યક્ત કરવાની શૈલીમાં ફરક પડતો ગયો, પણ સુખ-દુ:ખને વ્યક્ત કરતા આદિસ્વરો એકના એક રહ્યા.

લોકોમાંથી કેટલાકના કંઠ મધુર હોય, કેટલાક હલકથી ગાય અને જે લોકગાન સર્જાતું આવે તેમાં ભાવને અનુરૂપ સુધારા વધારા થતા જ રહે. કરૂણ ભાવને વ્યક્ત કરવા કરૂણ સ્વરોનો મેળ બંધાતો આવે, પ્રસન્નતા વ્યક્ત કરવા પ્રસન્ન સ્વરોનો મેળ બંધાતો આવે, સ્તવન, પ્રાર્થના કે ભક્તિભાવ વ્યક્ત કરવા ધીર ગંભીર સ્વરોનો મેળ બંધાતો આવે. માનવી વિકાસશીલ પ્રાણી છે. પણ જેમ ઉન્નતિ તરફ આગળ વધે છે તેમ અવનતિમાં પણ ધકેલાતો રહે છે. અવનતિમાં ધકેલાય ત્યારે એનો વિકાસ રૂંધાઈ રહે છે ને ફરી પાછો પ્રગતિને માર્ગે વળે છે ત્યારે એનામાં સર્જનશક્તિ પુનઃ પ્રગટી નીકળે છે.

માનવીમાં દયા, માયા, મમતા, કરૂણા, વાત્સલ્ય, પ્રેમ, સહયોગ, સહૃદયતા, સમભાવ, સ્વાર્પણ, સંવેદના વગેરે ગુણોનો વિકાસ થતો ગયો અને એની અભિવ્યક્તિ એના સ્વર–શબ્દોમાં પણ થતી રહી. પરિવારિક અને સામાજિક સંવેદના એ એની વિશેષતા રહેતી આવી છે. ભાવના આવાં આંદોલન ન ઊઠયાં હોત તો માનવજીવન કઠોર બની રહીને પાંગર્યું જ ન હોત. આ ભાવની સ્વર–શબ્દોના ગાન વડે થતી સંવેદના એકબીજા વચ્ચે ભાવાત્મક એકતા સર્જે છે. રાગાત્મક સંબંધ સ્થાપિત કરે છે. આ લોકગાન એના સાંભળનારા સાથે રાગાત્મક સંબંધો સ્થાપે છે. રાગાત્મક અંશ વગરના જીવનમાં ખાલીપો સર્જાય છે ને જીવન નિરર્થક લાગે છે. વેરાન બની જાય છે. ત્યારે લોકગાન માનવીમાં રહેલા રાગાત્મક અંશને જાગ્રત કરે છે ને જીવનનો આનંદ ઉત્પન્ન કરે છે. દુઃખોને હળવાં કરે છે ને અવ્યક્તપણે પ્રસન્નતાથી ભરતાં રહે છે. માનવભાવનું એના રાગાત્મક અંશનું તત્ત્વ ઘટવા માંડે છે ત્યારે જીવન દિશાશૂન્યરીતે ફંગોળાયાં કરતાં હોય છે. આમ લોકગીતોમાં રાગ તો રહેલા જ છે. શુદ્ધ સ્વરૂપે શુદ્ધ સ્વરે રહેલા છે. સાહજિક સ્વયંસ્ફૂરણાથી નીપજેલા સ્વરો શુદ્ધ જ હોય છે.

લોકોમાં રહેલા સ્વરકારો આ લોકગીતોને કોઈ બૌદ્ધિક કરામત કે કોઈ શાસ્ત્રીયજ્ઞાન સિવાય આંતરસૂઝથી પ્રેરાઈને ઠીક ઠીક વ્યવસ્થિત કરતા રહ્યા છે. એમાંથી નામ પાડયા વગરના રાગોનું–ઢાળોનું સ્વરૂપ બંધાતું આવ્યું છે. આ ધૂન, ધ્વનિ કે ઢાળ ખૂબ પ્રચલિત બનતાં સંગીતમાં વિશેષ રસ ધરાવનારાઓએ એને વિશેષરૂપથી સજાવ્યા, સુધાર્યા અને અનેક પ્રકારે અલંકૃત કરતાં રહ્યા. સસ્ંકૃતિનો વિકાસ થતાં શાસ્ત્રો રચાયા તેમાં આ લોકગાનમાં વહી રહેલી સ્વરાવલિઓમાંથી રાગ– રાગિણીઓનું શાસ્ત્ર રચાતું ગયું. રાગોને વ્યવસ્થિત રૂપ અપાતું થયું લોકગીતમાં થોડા સ્વરો હોય છે, પણ ઢાળ વૈવિધ્ય ઘણું હોય છે. શાસ્ત્રીય સંગીતકારોએ એમાંથી રાગો લઈ એમાં સુધારા વધારા કરી રાગોને નામ આપી શાસ્ત્રીય સ્વરૂપ આપ્યું.

લોકગીતોમાં એવી ઘણી રચનાઓ છે જે શાસ્ત્રીય રાગો સાથે મળતી હોય. એમાં સ્વરના વાદી–સંવાદી સાથે આલાપ તાન લેવામાં આવે તો રાગ–રાગિણીનું સ્વરૂપ ખડું કરી દે રાજસ્થાનના લંઘા ઉસ્તાદોની લોકગાયકી આવી આલાપતાન વાળી ને શાસ્ત્રીય છાયાવાળી હોય છે. ગુજરાતમાં પણ મીર–લંઘા ભજનો અને લોકગીતો શાસ્ત્રીય ઢંગથી ગાતા આવ્યા છે. જોકે લોકગીતોની પ્રવાહીતા અને સરલતા એ કારણે એમાંથી નષ્ટ થઈ જાય છે.

ભાવનું તત્ત્વ લોકગીતમાં અને શાસ્ત્રીય સંગીતમાં એક સરખું છે. શાસ્ત્રીય સંગીતમાં મુખ્યત્ત્વે શૃંગાર અને ભક્તિનું તત્ત્વ વિશેષ છે, જ્યારે લોકસંગીતમાં બધા જ રસો ઉપરાંત વાત્સલ્ય પારિવારિક પ્રેમ અને સામાજિક લાગણીનું તત્ત્વ વિશેષ રહેલું છે. લોકગીતોમાં પ્રથમ સ્વર અને પછી શબ્દોની રચના આવે છે. ઘણીવાર સ્વર અને શબ્દ સાથે આવે છે. શાસ્ત્રીય સંગીતમાં પહેલાં ગીત રચાય છે ને પછી એને સ્વર અપાય છે. લોકગીતોમાં એકના એક વિષયને એકધારી મસ્તીથી ચગાવીને સુઘટ્ટ બનાવવામાં આવે છે. શાસ્ત્રીય સંગીતમાં સ્વરના વિસ્તાર, આલાપ તાન, ગમકના પ્રકારો તથા આરોહ – અવરોહ દ્વારા ભાવનું વિપુલ વૈવિધ્ય અનેકવિધરૂપે ખડું કરવામાં આવે છે. શાસ્ત્રીય સંગીત તાલીમ પામેલા ગાઈ શકે છે ને એનો સમજદાર વર્ગ એમાં રસ લઈ શકે છે. લોકસંગીત બધા લોકો ગાઈ શકે છે અને બધા લોકો એમાં રસ લઈ

શકે છે.

આદિવાસી સંગીતમાં બહુ જ થોડા સ્વરો હોય છે. ઢાળ વૈવિધ્ય પણ ઓછું હોય છે. વિશેષે એ નૃત્તપ્રધાન છે. આદિવાસી સંગીતમાંથી વિકાસ થતાં એની સંસ્કૃત આવૃત્તિ એટલે લોકસંગીત અને લોકસંગીતનું ધીરેધીરે પરિવર્તન થતાં એનું કલાપૂર્ણ સ્વરૂપ તે શાસ્ત્રીયસંગીત. શાસ્ત્રીય સંગીત વધારે કલાસમૃદ્ધ છે.

નિસર્ગ સમસ્ત નાદમય છે. આ નાદની અંતર્ગત એની લયકારી રહેલી છે. આ નાદના દરેક પ્રકારને માત્રાઓથી બાંધી શકીએ એવા એ તાલબદ્ધ છે. પશુ પંખી પ્રાણીઓ જે ધ્વનિ કાઢે છે તે દરેક ચોક્કસ માત્રાના મેળમાં હોય છે. શ્વાસના ધબકાર તાલબદ્ધ હોય છે. એ બેતાલ થાય ત્યારે તે અંદરનો ખોટકો બતાવે છે. એટલે શ્વાસની ગતિ પ્રમાણે માનવધ્વનિ પણ તાલબદ્ધ નીકળે છે. એટલે એ જ્યારે ગાય છે ત્યારે સહજભાવે તાલબદ્ધ બનતો જાય છે. સ્વર પ્રમાણે આપોઆપ શરીર ઠેકા લેતું જાય છે ને હાથની તાલીઓ પણ પડતી જાય છે. લાંબી ટૂંકી તાલીની ખબર લગભગ સૌને પડે છે. જો એમાં તાલ કે નર્તનનો ગુણ વિકાસ પામે તો પગનો ઠેકો કે હાથની તાળી મેળમાં આવી જાય છે. એમાં માત્રા ગણવાની જરૂર નથી પડતી. પણ જ્યારે સમૂહ સાથે મળીને ગાય કે નાચે ત્યારે તો સૌ અનિવાર્યપણે આપોઆપ મેળમાં તાલમાં આવી જાય છે. એ સિવાય લોકગાન શક્ય નથી બનતું.

લોકસંગીત એટલે ગાયન વાદન અને નર્તન. લોકો અરણ્યવાસી હતા ત્યારથી એમણે ફૂંકથી વાગતાં અને હવા ભરીને ચામડા દ્વારા વાગતાં વાદ્યોની શોધ કરેલી. લોકગીતો ને લોકસંગીત એ બે જુદાં નથી બન્ને સમાન લક્ષણો ધરાવે છે. બન્નેની ઉત્પત્તિ વ્યક્તિ કે વ્યક્તિઓ વડે થઈ અને સમુદાય વડે ઘડાઈ. કોઈ વ્યક્તિ કે વ્યક્તિઓની શક્તિ એમાં કામે લાગે છે પછી ધીરે ધીરે વ્યક્તિની અસર ભૂંસાતી જાય છે ને લોકગીતો–લોકસંગીત લોકની સંપત્તિ બનતી જાય છે. પછી સમસ્ત લોકપ્રાણ એમાંથી બોલે છે.

આ પ્રમાણે લોકગીત એ સંવેદન – પ્રેરિત માનવહૃદયની રસાત્મક અનુભૂતિની રાગાત્મક અનુભૂતિ છે. આ રસાત્મક અનુભૂતિના આવેગો હૃદયની સીમા છોડીને સ્વર અને વાણી દ્વારા વ્યક્ત થાય છે ને સૌ પોતાનાં સુખદુઃખની ભાવનાનો એમાં અનુભવ કરે છે. પણ ધ્વનિની પરખ કે સંસ્કાર સમજ્યા વિના માત્ર શબ્દથી લોકગીતોની સાચી ને પૂરી સમજ પડતી નથી. ધ્વનિ એ જ એનો પ્રાણ છે,

લોકસંગીતમાંથી વિકસેલા શાસ્ત્રીયસંગીતના રાગોનાં ઘણાં નામ પણ જેતે પ્રદેશ અને જાતિ–કુળોમાં ગવાતી પ્રચલિત ધૂનો ઉપરથી પડયાં છે. સોરઠ રાગનું નામ સોરઠ પ્રદેશમાં પ્રચલિત સ્વરાવલિ ઉપરથી પડયું છે. બિલાવલનું રાગનું નામ વેરાવળના મૂળ નામ 'વેલ્કૂલી' પછીના 'વેલાવલી' નામ ઉપરથી પડયું છે. ગુર્જરોમાં પ્રચલિત રાગ ઉપરથી ગુર્જરી–તોડીનો સંયોગ થયો છે. માલવ જાતિની પ્રચલિત ધૂન કે રાગ ઉપરથી માલવ રાગ બન્યો છે. એના ઉપરથા જ માલવ–કૌશિકનો સંયોગ થયો ને માલકૌંસ રાગ રચાયો. સિંધુ પ્રદેશમાં પ્રચલિત રાગ ઉપરથી સિંધુ રાગ રચાયો. ગૌડ–બંગાળ ઉપરથી ગૌડ–સારંગ ને ગૌરી રાગ ઉત્પન્ન થયો. તિલંગ તેલંગણામાં પ્રચલિત રાગ ઉપરથી ઊતરી આવ્યો. કુલુ કાંગડાના પહાડી પ્રદેશોની વિખ્યાત ધૂન ઉપરથી પહાડી રાગ બન્યો અને મુલતાન ઉપરથી મુલતાની બન્યો.

જ્યારે અહિરભૈરવ એ આહિરોમાં ગવાતી પ્રચલિત ધૂન ઉપરથી બન્યો છે. શક અને ટક્ક જાતિ ઉપરથી શક–તિલંગ અને ટક્ક રાગ પ્રચલિત બનેલા. કલિંગ જાતિની પ્રચલિત સુરાવલિ ઉપરથી કલિંગડો–કાલિંગડો રાગ બન્યો છે. ત્યારે ભૈરવી એ મિર્ભવ નામની મદારી કોમની પ્રચલિત ધૂન ઉપરથી સર્જાઈ છે. કાંબોજ એટલે કે આજનો ખમાજ કાંબોજી જાતિની પ્રચલિત ધૂન ઉપરથી સર્જાયો છે. મારવા રાગ એ નામની ભ્રમણશીલ જાતિ ઉપરથી પ્રચારમાં

આવ્યો છે ને તોડ જાતિ ઉપરથી તોડી રાગિણી બની છે.*

આમ લોકસંગીતમાંથી ગાયન વાદન અને નૃત્યની ત્રણેય શાસ્ત્રીય પાંખો વિકસી છે. એટલે કે લોકસંગીતમાં રાગ છે, પણ એનું શાસ્ત્રીય સ્વરૂપ નથી. સ્વરો છે, પણ નિયમબદ્ધ થયેલા શાસ્ત્રીય રાગના પૂર્ણ સ્વરો નથી. વાદ્યો છે, પણ એનો શાસ્ત્રીય વિકાસ નથી. નૃત્ય છે, પણ એમાં શાસ્ત્રીય વૈવિધ્ય અને કલામયતાની પૂર્ણતા નથી.

આમ લોકસંગીતમાં શાસ્ત્રીય રાગોનાં મૂળ અને છાયા પડયા જ છે. 'વા વાયા ને વાદળ ઉમટયાં' એ લોકગીતમાં રાગ સારંગની છાયા છે ને હીંચ ઉપરાંત દાદરા તાલમાં પણ ગાઈ શકાય છે. 'આશા ભર્યા તે અમે આવિયાં' એ લોકગીતમાં રાગ ઝીંઝોટીનું સ્વરૂપ પડયું જ છે. એ પણ હીંચ અને દાદરામાં ગાઈ વગાડી શકાય છે. ત્યારે 'રઘુપતિ રામ, રૂદેમાં રે' જો રે' એ ગીતમાં ખમાજની છાયા છે ને દીપચંદી તાલમાં પણ ગાઈ–વગાડી શકાય છે. 'મા પાવા તે ગઢથી ઊતર્યાં' એ ગરબીમાં રાગ ભીમપલાસી લાગે છે ને કેરબા તાલમાં ગાઈ–વગાડી શકાય છે. આપણી કેટલીક બારમાસીમાં પ્રગટપણે દેશરાગની છાયા રહેલી છે. એ જ રીતે ઘણાં ગીતોને કાલિંગડા ને ભૈરવીની છાયા લાગે છે. ત્યારે પરજ, દોહા, રોળા અને ચોપાઈનો પ્રગટ પણે મૂળ લોક ઢાળો જ છે. 'પરજ' તો દોહા, ગીત અને ભજન ત્રણેયમાં એકસરખો પ્રચલિત લોક ઢાળ છે. એવો એક હૃદયંગમ લોકઢાળ 'મણિયારા'નો છે, જેનો સંગીતશાસ્ત્રમાં કયાંય ઉલ્લેખ નથી. આમ ગુજરાતના લોકસંગીતમાં સારંગ, માઢ, ખમાજ, કાફી, ભૈરવ, ભૈરવી, કાલિંગડો, પરજ પવાડો, પીલુ સોરઠ, દેશ ને ઝીંઝોટીની છાયા મુખ્યપણે રહેલી છે.

લોકગીતો–લોકસંગીતમાં કોઈ શાસ્ત્રીય તાલ નથી એનાં પરન, તોડા કે ગત નથી, પણ હીંચ એનો મસ્ત ને ચગાવણહાર તાલ છે. આ હીંચનો શાસ્ત્રીય તાલોમાં કયાંય ઉલ્લેખ નથી. બીજા તાલોમાં ખેમટો ને કેરબો છે. હીંચના બોલ જુદી જુદી રીતે વગાડવામાં આવે છે. એનું કોઈ નિયમબદ્ધ સ્વરૂપ નથી. ખેમટો હીંચના નણંદનો જ તાલ છે, જેનું ઉત્તરહિંદમાં નામ 'કેહરવા' છે. આ બધા તાલો જુદા જુદા ફરક સાથે વગાડાય છે. કોઈ એમાં આડ પણ લેતા હોય છે. એ પ્રમાણે એના બોલ નોંધાયા છે, પણ એ શાસ્ત્રના નિયમબદ્ધ બોલ નથી.

કેટલાંક લોકગીતો શાસ્ત્રીય તાલો જેવા કે દાદરા, દીપચંદી, ત્રિતાલ અને એકતાલમાં ગાઈ શકાય, પણ એનાં વજન, બોલ, અંગ બધાં ફરી જાય. ઢાળનું રૂપ બદલી જાય. ભજનોમાં દાદરા, દીપચંદી સહજ છે ને ત્રિતાલ, એકતાલમાં પણ ઘણાં ભજનો ગવાય છે. લોકોમાં ગવાતાં ભજનો એ લોકગીતોનું જ અંગ હોવા છતાં એનો ઢંગ લોકગીતોના અન્ય ઢાળો કરતાં નિરાળો જ રહેતો આવ્યો છે. એ જ રીતે લોકજીવનમાં જેની ગણના થઇ છે તેવી ધંધાદારી અને યાચક જાતિઓનાં ગીતો પણ દાદરા, દીપચંદી ને ત્રિતાલ, એકતાલમાં ગવાય છે. ઉપરાંત એમના ગીત–સંગીત શાસ્ત્રીય રાગોના અનુકરણ જેવાં હોય છે. જેમાં આલાપ તા પણ લાગતા હોય છે.

રાગનું–સ્વરનું વૈવિધ્ય વિવિધ પ્રદેશો અને વિવિધ જાતિ–કુળોમાંથી સંગીતજ્ઞોએ મેળવ્યું. આ પ્રદેશોની પણ ત્રિવિધ ખાસિયતો છે. પહાડોમાં વસનારી જાતિઓનાં, મેદાનમાં વસનારી જાતિઓનાં અને સાગરકાંઠે વસનારી જાતિઓનાં લોકગીતો અને તેનાં સંગીત વિશિષ્ટ લક્ષણોવાળાં હોય છે. પહાડોમાં અને અરણ્યોમાં બહુધા આદિવાસીઓ ને ગોપજાતિઓ વસતી હોય છે. મેદાનોમાં કૃષિકારો અને વૈશ્યો વધારે વસતા હોય છે. ત્યારે સાગરકાંઠે માછીમારો, ખારવા વિશેષ પ્રમાણમાં વસતા હોય છે. સાંસ્કૃતિક દૃષ્ટિએ ગોપ, ક્ષત્રિય, કૃષિ અને નાવિક એવા ચાર ભાગ પાડી શકીએ.

જે પ્રકારે સામાજિક વિકાસ થયો તે પ્રમાણે સમાજમાં અનેક જાતિઓ પેદા થઈ. લોકજીવનમાં રહેલી આ બધી જાતિઓનું લોકસંગીત પણ વિશિષ્ટ

---

*રાગરાગિણીનાં નામો–અર્થસંકેત : અજિત શેઠ 'સમર્પણ' '૭૯ ઓકટોબર અંક

લક્ષણોવાળું છે.

ઓછા સ્વરોવાળું ને અલ્પ વિકસિત આદિવાસી સંગીત. બીજું આપણી ભ્રમણશીલ અને પછાત જાતિઓનું સંગીત. આ બન્ને પ્રકારના લોકસંગીત ઉપર શહેરી જીવનનો કે શાસ્ત્રીય સંગીતનો કોઈ પ્રભાવ નથી પડ્યો. ત્રીજું ખેડૂતો અને કાંટિયા વરણનું લોકસંગીત એ બન્નેનાં લોકગીતો અને લોકસંગીતમાં એમનાં રહેનસહેન અને જીવનવ્યવહારમાં જેવો ફરક છે તેવો ફરક જરૂર રહેલો છે, પણ એમનાં લોકસંગીત ઉપર પણ શહેરી જીવનનો કે શાસ્ત્રીય સંગીતનો પ્રભાવ નહિ જેવો જ છે.

વ્યક્તિ અથવા વ્યક્તિઓ દ્વારા જે ઉદ્દ્ભવે છે ને સમુદાય દ્વારા જે ઘડાય છે તેવાં લોકગીતોમાં વ્યક્તિ દ્વારા રચાયેલાં અને સમુદાયે સ્વીકારેલાં એટલે કે જનસમુદાયની ધાર્મિક લાગણીઓ અને અભિરુચિને વ્યક્ત કરતાં ભજનોનો પણ સમાવેશ થાય છે. એવાં લોકગીતોમાં સ્ત્રી સમુદાય ધોળ ને કીર્તન ગાય છે ને પુરૂષો ભજન ગાય છે. એ ધોળ, કીર્તન, પદ અને ભજનો એની નિર્વ્યાજિતા, સરળતા અને સાર્વજનિકતાને કારણે કાળ ભગવાનની ચાળણીમાંથી ચળાઈને લૌકિક સ્વરૂપ પામેલાં હોય છે. સંત ભક્તોની વૈયક્તિક અનુભૂતિ જન સાધારણમાં રહેલી આધ્યાત્મિક ભાવના અભિવ્યક્ત કરે છે. સત્ અને શિવની આરાધના વ્યક્તિના વ્યક્તિત્વ અને અહંને પ્રથમ ઓગાળે છે ને સર્વવ્યાપી તત્ત્વને આરાધે છે, પછી એના માર્ગ ભલે જુદા જુદા હોય. લોકજીવનમાં સર્વધર્મનો સમન્વય થાય છે. અનેકને તે એકરૂપે પૂજે છે. જેમાં ઓછામાં ઓછું વૈયક્તિક તત્ત્વ છે એવા નરસિંહ, મીરાં, કબીર, તુલસી, નાનક, સૂરદાસ, તુકારામ કે પછી દાસી જીવણ વચ્ચે લોકોને કોઈ તફાવત હોતો નથી. એના દ્વારા, સામુદાયિકરૂપે લોકો પરમ તત્ત્વને શ્રદ્ધા ને ભાવથી ઉપાસે છે.

લોકો બધાં સંત-ભક્તોનાં બધાં ભજનો નથી ગાતા હોતા, પણ એને જચે, પચે ને એકતાર થઈ શકે હૈયે ને કંઠે બેસે એવાં જ ભજનો ગાય છે. કાળે કરીને આ ભજનોનો આરાધ એક રહે છે, પણ એ ભાષા અને શૈલીમાં લૌકિક રૂપ ધારણ કરે છે. એવાં સેંકડો ભજનો લોકો ગાય છે જેનું બાહ્ય કલેવર સંપૂર્ણ બદલી ગયું હોય. કેટલાંક ભજનો એવાં મળી આવે છે કે જે મીરાં અને નરસિંહને નામે ગવાતાં હોય, પણ નરસિંહ-મીરાંની કૃતિ ન હોય. ઉત્તર ભારતમાં 'નિર્ગુણ' નામે આવાં ભજનો લોકગીતોમાં સ્થાન પામ્યાં છે.

આવા સંતો-ભક્તો ઘણાખરા લોકોમાંથી આવે છે ને લોકભાષામાં ભજનો રચે છે. આ ભજનોમાં સેંકડો લોકઢાળ રહેલા છે. એ લોકભાષામાં રચાયા છતાં પ્રાંતપ્રાંતની અસરો એમાં ઊતરી છે ને પ્રાંતપ્રાંતના આરાધના સ્વરો ઉપરાંત મુસ્લિમ સાંઈ ફકીરોની ખુમારીના સ્વરોએ એને મસ્ત-મિજાજી આપી છે. લોકગીતોના આ વિભાગ ભજનોમાં રાગ વધારે સ્પષ્ટરૂપે રહેલા છે. એમ આ ભજનો કોઈ વ્યક્તિનાં મટીને લોકોની સંપત્તિનાં બન્યાં છે. લોકો અભેદભાવે એને ગાય છે.

એ પછી કથા-આખ્યાનની ગાયકી તો જેને આપણે દેશીઓ કહીએ છીએ એવા લોકઢાળો ઉપરાંત શાસ્ત્રીય રાગપ્રધાન હોય છે. એનાં ગીતોની રચના જ મધુર રાગોમાં થયેલી હોય છે.

ત્યારે આપણાં લોકનાટયો ભવાઈ અને રામલીલામાં રાગોનું અને લોકઢાળોનું મિશ્રણ હોય છે. એમાંથી ભવાઈની ગાયકીનો રંગીલો ઢંગ નીપજ્યો છે. એમાં બધી પ્રકારના સંગીતને સ્થાન હોય છે. ચારણી દુહા છંદ, મુસ્લિમ બેત-રેખતા, કથા-આખ્યાનની ગાયકીની ચોટ, લોકઢાળની ચગાવટ અને શાસ્ત્રીય રાગોના આલાપ, તાન પલટા.

એ પછી ધંધાદારી અને યાચક જાતિઓનું સંગીત પણ મિશ્ર ને લોકરીઝાવણ ઢંગનું હોય છે. એમાં પ્રચલિત ધૂનો અને શાસ્ત્રીય રાગોનું સંમિશ્રણ હોય છે. લોકોની વચ્ચે જ રહેનારી યાચક જાતિઓમાં શાસ્ત્રીયતા ઓછી હોય છે, જ્યારે ઢાઢી, મીર અને લંધા જાતિઓ–શાસ્ત્રીય ઢંગને વધુમાં વધુ અજમાવે



[અનુ. પૃ. ૩૦૮

# ગીત ઝમાળ

પ્રા. ડૉ. રમણીકલાલ છ. મારૂ

'ઊર્મિ – નવરચના'ના ઑગસ્ટ માસના અંકમાં કુંડળિયા છંદના કેટલાક પ્રકારોની વિગતવાર ચર્ચા મેં કરી છે. કેટલાક છંદો એવા છે કે જે ખરેખર કુંડળિયાના કોઈ પ્રકારમાં આવતા નથી પરંતુ છતાં કુંડળિયાની માફક એમાં પણ છંદોનું મિશ્રણ અનિવાર્ય બની રહે છે. કેટલાક છંદોમાં કુંડળિયાની માફક ચરણોને ઉલટાવીને પુનઃપ્રયોજવાનું વલણ છે, જ્યારે કેટલાકમાં માત્ર બે છંદો સંયુક્ત રીતે પ્રયોજાવાને કારણે નવો છંદ બનતો હોય છે. કવિ મંછકૃત ચારણી છંદઃ શાસ્ત્રના ગ્રંથ 'રઘુનાથ રૂપક ગીતાં રો' માં કવિએ આવા કેટલાક છંદો પ્રયોજ્યા છે અને તેના લક્ષણો પણ આપ્યાં છે. જો કે કવિ મંછે કે તેના સંપાદકશ્રીએ પણ ત્યાં એવા છંદોને કુંડળિયા પ્રકારના છંદો કહ્યા નથી. પરંતુ એ ગ્રંથનો અભ્યાસ કર્યા પછી અમુક છંદોની એ પ્રકારની લાક્ષણિકતા આપણા ધ્યાનમાં આવ્યા વિના નથી રહેતી.

આવા છંદો પૈકી 'ગીત ઝમાલ'માં આવું તત્ત્વ જોવા મળે છે. સૌ પ્રથમ આપણે 'ઝમાલ' અથવા 'ઝમાળ' લઈએ. ચારણી સાહિત્યમાં એને 'ઝમાળ' તરીકે સામાન્ય રીતે ઓળખવામાં આવે છે. આદરણીય સ્વ. પાઠક સાહેબે 'બૃહદ્ પિંગળ'ના ૧૧ મા પ્રકરણમાં પરિશિષ્ટ ક માં કેટલાક 'ડિંગળના છંદો'નો પરિચય મુખ્યત્વે 'રણપિંગળ' અને 'રઘુનાથરૂપક ગીતાં રો'ને આધારે કરાવ્યો છે. તેમાં 'ઝમાળ'નો નિર્દેશ કરવામાં આવ્યો નથી. પરંતુ કવિ મંછ એનું લક્ષણ આ પ્રમાણે આપે છે –

દુહૈ પર ચંદ્રાયણોં ધરૈં ઉલાલો ધાર;
ગીતાં રૂપ ઝમાલ ગુણ વરણૌં મંછ વિચાર. ૧

અર્થાત્ આરંભમાં દુહો અથવા દોહરો રચી તે પછી ચંદ્રાયણો છંદનાં ચાર ચરણ રચવાથી ઝમાળ ગીત (છંદ) બને છે.

દોહરો કે દુહો તો સામાન્યતઃ માત્રામેળ છંદ તરીકે સુપરિચિત છે જ, પણ 'ચંદ્રાયણો'નો ઉલ્લેખ કર્યા પછી કવિ મંછે એના લક્ષણો આ ગ્રંથમાં ક્યાંય આપ્યાં નથી, તેમજ સંપાદકશ્રીએ પણ એ વિષે ક્યાંય સ્પષ્ટતા કરી નથી. આથી 'ચંદ્રાયણો' છંદની લાક્ષણિકતાઓનો ખ્યાલ એનાં ઉદાહરણો પરથી જ મેળવવાનો રહ્યો. કવિ મંછે આપેલું ઉદાહરણ આપણે સૌ પ્રથમ જોઈએ –

બાજરાજ બારણ રથાં, અવર સમાજ અમામ;
હાજર તિણવારી હુઆ, ત્યારી કરે તમામ.
ત્યારી કરે તમામ, જલૂંસા સાજિયા,
ત્રંબાગલ રિણતૂર, વિહદ્દા બાજિયા;
ચલે બધાવણ ચાવ, સકો સરસાયનૈ
ધારે તનમન ધ્યાન, જુહારે જાયનૌ ૨

આ ઉદાહરણ પરથી ઝમાળ ગીત કે છંદના લક્ષણો અથવા બંધારણનો નીચે મુજબ ખ્યાલ આવે છે, જે એ કવિએ યોજેલાં તમામ ઉદાહરણોમાં પણ જોવા મળે છે :

(૧) આરંભમાં દુહાના ચાર ચરણોની રચના કરવી.

(૨) દોહરાની રચના કર્યા પછી ચંદ્રાયણોનાં પ્રથમ ચરણમાં દોહરાનું અંતિમ ચરણ બેવડાવવું. ચરણ બેવડાવીને પુનઃ પ્રયોજવાનું વલણ કુંડળિયા છંદનું આગળ પડતું લક્ષણ છે. આમ થવાથી બન્ને છંદો જાણે કે 'કરોકર લિડાવી' સાથે ઊભા રહેતા હોય એમ લાગે છે.

(૩) દોહરાનાં ચાર ચરણો પછી ચંદ્રાયણોનાં ચાર ચરણો પ્રયોજવાં.

આમ ચંદ્રાયણો અને દોહરાનું મિશ્રણ અહીં થાય છે અને ઝમાળ છંદ બને છે.

ચંદ્રાયણોનાં ચાર ચરણો જોતાં, તેનાં પ્રત્યેક ચરણમાં ૨૧ માત્રાઓ જણાય છે અને દરેક ચરણમાં ૧૧ માત્રાએ યતિ હોય છે. આમ દોહરાનાં અંતિમ ચરણની માફક ચંદ્રાયણો છંદનાં ચરણનો પૂર્વાર્ધ પણ

૧ કવિ મંછ : 'રઘુનાથ રૂપક ગીતાં રો' – સંપાદક : શ્રી મહતાબ ચંદ્ર ખારૈડ – પૃ. ૯૨

૨ એજન – પૃ. ૯૩

૨૧ માત્રાનો હોય છે અને પરિણામે ચરણ બેવડાવવાની પ્રક્રિયા વધુ સહેલી બને છે.

દલપતરામે ૨૧ માત્રાનો એક છંદ એમના પિંગળ ગ્રન્થમાં દર્શાવ્યો છે. એ છંદનું નામ પ્લવંગમ છે અને તેમાં પણ ૧૧ માત્રાએ યતિ હોય છે. શ્રી દલપતરામ એનું લક્ષણ આપતાં લખે છે–

માત્રા પ્રતિપદ એક, અને વીસ આણિયે,
એકાદશ દશ ઉપર, જરૂર જતિ જાણિયે;
એક ઉપર પછી ચતુર ચતુર પર તાળ છે,
આદિ ગુરુ ગુરુ અંત પ્લવંગમ ચાલ છે. [3]

પ્રત્યેક ચરણમાં ૨૧ માત્રા, ૧૧ માત્રાએ યતિ, આદિ અને અંતમાં ગુરુ શ્રુતિનો પ્રયોગ અને ૧, ૫, ૯, ૧૩, ૧૭, ૨૧, એમ છ સ્થાને તાલ એમાં આવે છે. આદિ અને અંતમાં ગુરુ વર્ણનો પ્રયોગ એ ચંદ્રાયણોમાં સામાન્ય રીતે જોવા મળતો નથી એટલે એ એનું લક્ષણ નથી. પ્લવંગમ છંદથી ચંદ્રાયણો આ એક રીતે જુદો પડે છે. બાકી બધી રીતે એ સમાન તત્ત્વો ધરાવે છે.

૨૫. શ્રી પાઠક સાહેબે ઝમાળનો નિર્દેશ તો નથી કર્યો, પણ કવિ મંછે કહેલ ઝમાળના એક અંશ રૂપ 'ચંદ્રાયણો' કે 'ચંદાયણો'નો નિર્દેશ કર્યો છે. શ્રી પાઠક સાહેબે મંછ કવિને અનુલક્ષીને જે કેટલાક છંદોનું નિરૂપણ અને ચર્ચા કરેલ છે ત્યાં તેઓ લખે છે : 'ભિન્ન પ્રકારના છંદોના કુંડળિયા પણ મળે છે. છંદઃકોષ' એવા બે છંદો આપે છે : ચંદાયણો અને ચંદાયણી. પહેલો (એટલે કે ચંદાયણો) દોહરો અને કામિની મોહન જેને આપણે અહીં મદનાવતાર ગણી શકીએ તેનો × × × બનેલો છે."[4] શ્રી પાઠક સાહેબ 'ચંદાયણો' છંદને દોહરો અને મદનાવતાર છંદને કુંડળિયો છંદ માને છે. મદનાવતાર ૨૦ માત્રાના ચરણવાળો છંદ છે. એટલે પાઠક સાહેબે કહેલ 'ચંદાયણો' અને કવિ મંછે કહેલ ચંદ્રાયણો બન્ને એક નથી.

લોકસાહિત્યના આજીવન ભેખધારી સ્વ. શ્રી ઝવેરચંદ મેઘાણીએ એમના એક ગ્રંથમાં ઝમાળનું ઉદાહરણ આપ્યું છે. તેઓ ત્યાં લખે છે: 'સીમાડા સંગ્રામોનું સ્વરૂપ જે ક્ષુદ્ર કારણોથી હાસ્યાસ્પદ કોટિએ ઉતરી ગયું હતું તેની પણ મોજ લેનાર ચારણો થઇ ગયા છે. વ્યંગમાં ઉપહાસ કરવાનું એને આવડતું હતું. એનો એક કિસ્સો ૧૮મી સદીનો છે. વઢવાણના ઝાલારાજા પૃથ્વીરાજની એક બકરીને હળવદના રાજા હરસિંગે મારી નાખી અને એનો માંસભક્ષ કર્યો. એનું વેર લેવા વઢવાણનાં સૈન્ય વારંવાર હળવદ ભાંગવા લાગ્યા અને તેનું પાછું વેર વાળવા હળવદપતિએ પેશ્વાની બાબારાવવાળી ફોજને પૈસા ચૂકવીને તેડાવી વઢવાણપતિ પૃથ્વીરાજને નમાવ્યા; એ આખી મૂર્ખાઇની કથાનું મશ્કરી કાવ્ય (mock–heroic) એક ચારણે રચ્યું કે જે આજે પણ 'ઝમાળ' નામે છંદમાં પ્રચલિત અને પ્રસિદ્ધ છે. [5]આ કાવ્યમાંથી બેએક ઉદાહરણો જોઈએ:

(૧) અજા કળોલે અવતરી, પીથલી રી ઘરમાંય;
વીરાં પેલો રણ વખે, જોગણ ભોગ જકાય.
જોગણ ભોગ જકાય, બત્રીસા જેહડી
બણી દિયાંરે ખૂબ, ધીયાંરી બેહડી;
થોકે થોકે માંસ, ચરબ્બી થાળિયાં,
ધોળી રૂપા ખાપ જે, ઊપર ઢાળિયાં

(૨) પૂગી ધા પીથલ અગે, વોમ જગો વઢવાણ;
ચોવળિયા કેકાણ ચડય, નાંગળિયાં નીશાણ
નાંગળિયાં નીશાણ, દદામા દડદડી,
પડી તંબાળી ઠોર, અઠે દશ ઊપડી;
કોરવ પાંડવ જેમ, લોહાંભડ કોપિયા,
રાજે પરથમ મૂળ, કળાના રોપિયા.

કવિ મંછે ઝમાળનાં જે લક્ષણો દર્શાવ્યાં છે તે આ એક (?) ચારણ કવિએ કરેલ સુંદર પ્રયોગમાં પ્રત્યક્ષ થાય છે. એમાં પણ કુંડળિયાની માફક ચરણને બેવડાવવાનું તથા કુંડળિયામાં જોવા મળતું આરંભમાં દુહાના ચાર ચરણોના પ્રયોગનું વલણ જે જોવા મળે મળે છે તે એને કુંડળિયા પ્રકારના છંદોની પંક્તિમાં બેસાડી શકે તેમ છે.

૩ કાવ શ્રી દલપતરામ ડાહ્યાભાઈ : 'દલપતપિંગળ પૃ. ૧૨–૧૩

૪ સ્વ. શ્રી રા. વિ. પાઠક : 'બૃહદ્‌પિંગળ', પૃ. ૩૩૩–૩૪

૫ સ્વ. શ્રી ઝવેરચંદ મેઘાણી: 'ચારણો અને ચારણી સાહિત્ય'. પૃ–૯૨–૯૩

# લોક ગીત—એક અભ્યાસ

પ્રા. ડૉ. પ્રહ્લાદ ટી. પટેલ

માનવ એક સંવેદનશીલ પ્રાણી છે. જીવનમાં જ્યારે કોઈ હર્ષ કે વિષાદની ઘટના બને છે, ત્યારે માનવ સંવેદના પ્રબળ બનતાં, તે પોતાના આવેગોને કાબૂમાં રાખી શકતો નથી. તેનું અંતઃકરણ અભિવ્યક્તિ માટે વ્યાકુળ બની જાય છે. આવા સમયે માનવીની રાગાત્મક વૃત્તિના કારણે સ્વર અને શબ્દોની સહાયથી લયબદ્ધ ગીતોનું સર્જન થાય છે. આમ લોકગીતનો જન્મ સહજ હોવાથી તેમાં કૃત્રિમતાને સ્થાન નથી તે સ્વાનુભૂતિની સરજત હોવાથી તેમાં અનુભવની સચ્ચાઈ અને સાદગી અનુભવાય છે. લોકગીતનો રચયિતા કોઈ હેતુ માટે નહિ પણ સ્વાન્તઃ સુખાય ગીત ગાય છે.

"લોકગીતોમાં માનવભાવો એટલા વ્યાપક રીતે પ્રસરેલા છે કે ત્યાં જડ અને ચેતન, માનવ અને અમાનવનો ભેદ જ જોવા મળતો નથી. માનવમાં તેનાં 'અહમ' તરફ, તેના 'સ્વ' તરફ જે સહાનુભૂતિની ભાવના છે તે લોકની સાથે માનવેતર સૃષ્ટિ તરફ પણ એટલી જ સંવેદનશીલ છે." ૧

"લોકગીતો સમાજની માનસિક ભૂમિકા પરત્વે બાલ્યાવસ્થા સૂચવે છે. બાળપણનું ભોળપણ અને બળ તેમાં જોવા મળે છે. માણસ જેમજેમ સંસ્કારી બનતો જાય છે તેમ તેમ તેનામાં કૃત્રિમ વિવેક શિષ્ટાચારના નિયમોનું અસલી સ્વરૂપ ઢાંકી દે છે. તેથી જ કોઈ પણ સમાજનું સાચું સ્વરૂપ જોવું હોય તો તેના લોકગીત તરફ જોવું પડે છે."૨

લોકગીતમાં બહુજન સમાજનો ઊર્મિધબકાર અને સામૂહિક ચેતનાનો રણકો સંભળાય છે. તે જનજીવનના બહુમુખી અનુભવોની ઉપજ હોય છે. લોકગીતો માનવજાતના જન્મ જેટલાં જ જૂનાં છે અને તેમાં પરંપરાગત તળપદા સંસ્કારો સચવાયેલા છે. આ આ અંગે શ્રી રાલ્ફ વિલિયમ કહે છે કે "લોકગીત નતો પુરાણું છે કે નતો નવું તે તો જંગલી ઝાડ જેવું છે, જેનાં મૂળ અતીતના ઊંડાણ સુધી ઘૂમેલાં હોય છે. પરંતુ તેમાં નિત નવી શાખાઓ નવાં પાંદડાં અને નવાં ફૂલ ખીલતાં રહે છે."૩ સ્વ. શ્રી મેઘાણી નોંધે છે કે "ધરતીના કોઈ અગમ્ય અંધારાં પડોમાંથી વહ્યાં આવતાં ઝરણાંનું મૂળ જેમ કદાપિ શોધી શકાયું નથી તેમ આ લોકગીતોનાં ઉત્પત્તિસ્થાન પણ અશોધ્યાં જ રહ્યાં છે"૪ લોકગીત લોકોના મનોભાવોને પ્રગટ કરવાનું સરલતમ સાધન હોવાથી તેમાં માનવસમાજની આદિમ મનોવૃત્તિઓ અને ભાવનાઓ સરલતમ અને વિશુદ્ધ રાગાત્મક રૂપમાં પ્રકાશિત થાય છે. અને તેમાંય પ્રણયભાવોનો ઉન્મેષ અનેક રીતે જોવા મળે છે. રીસામણાં–મનામણાં, વિપ્રલંભશૃંગાર અને વિરહભાવની ઉત્કટતા તેમાં જોવા મળે છે. પતિ–પત્ની, ભાઈ–બ્હેન. માતા-પુત્ર જેવા સંબંધો ઉપરાંત કોઈવાર કશી પણ સગાઈ ન હોવા છતાં માનવતાના ગુણો ચરિતાર્થ કરવાને માટે અનુપમ પ્રેમનું સગપણ પાથરી જનાર પાત્રોના પ્રેમ ભાવો અને તેમની દિલેરી ચિત્તનો કબજો લે છે. લોકગીત જીવનની ઉપલી સપાટીમાં રાચતું નથી પર પરંતુ જીવન ખરેખર જીવવા જેવું–માણવા જેવું છે એ શ્રદ્ધાએ આશા-નિરાશા, મુક્તિ અને લગ્નમંગળના નિર–નિરાળા વૈવિધ્યપૂર્ણ ભાવોની રસલહાણ આપતું હોય છે. સમાજની પ્રત્યેક ગતિવિધિ સાથે આ લોકગીતોને સંબંધ છે. સવારથી સાંજ સુધીના વ્યક્તિના દૈનિક આચારોથી માંડી તેના સમષ્ટિગત જીવનના સમસ્ત વ્યવહારોનું આલેખન તેમાં સમાયેલું છે.

મહદઅંશે લોકસંસ્કૃતિની અભિવ્યક્તિના માધ્યમ તરીકે લોકગીતો મહત્ત્વનો ભાગ ભજવે છે. લોકકવિઓએ મનુષ્યના જન્મને વધાવી લેતાં મંગળગીતોથી માંડી મૃત્યુસમયના વિષાદગીતો–મરસિયા દ્વારા માનવજીવનના પ્રત્યેક પાસાંને

ગૂંથી લીધા છે. "લોકગીતોમાં કેન્દ્રસ્થાને લગ્નજીવનની કવિતા રહેલી છે. લગ્ન અને ગૃહજીવનના અપૂર્વ ભાવોથી છલકાતાં અનેક લોકગીતો ઊગી નીકળ્યાં છે. એ લોકગીતો માત્ર લોકસમાજનું જ ચિત્રદર્શન કરાવીને અટકાતાં નથી પણ લોકને નવા આદર્શ, ઉલ્લાસ પ્રેરણા આપે છે. કંઈક અંશે તેમના ઘડતરમાં પણ ભાગ ભજવે છે."[5]

લોકગીત સર્વથા સ્વતંત્ર હોવાથી તેમાં કોઈ કૃત્રિમતા હોતી નથી. વિશિષ્ટ સાહિત્યની જેમ તેમાં અલંકરણ પ્રવૃત્તિનો અભાવ હોવા છતાં રસની પ્રચૂરતા જોવા મળે છે. લોકકવિ અનાયાસે અલંકારોનો ઉપયોગ કરે છે. રસસૃષ્ટિના વિભાવ અનુભાવ કે સંચારી ભાવોનો સર્વથા અભાવ વરતાય છે. છંદની બેડીઓમાં ન બંધાતાં લય પ્રચૂરમાત્રામાં હોય છે. તે તેને સંગીતમય બનાવે છે. લોકગીતનો સંબંધ માનવહૃદય સાથે છે, જે બધે સરખાં હોય છે પ્રાકૃતિક અન ભૌગોલિક વિશેષતાઓ તેમાં ભેદ જન્માવી શકતી નથી. માનવનિર્મિત સામાજિક અને જાતીય ભેદભાવ તેને બંધનમાં નાખી શકતાં નથી. માનવહૃદયમાં સર્વત્ર એક સમાન ભાવધારા પ્રવાહિત બને છે, તે તેમના લોકગીતોમાં ઝીલાય છે.

"લોકગીતોમાં કોઈ કર્તાની છાપ ન હોવાથી તેમાં માલિકીની કડકાઈ નથી, પણ સાર્વજનિકતની કુમાશ છે. જેને ઊર્મિ ઊઠે તે એમાં નવા રંગો ઉમેરે, નવી રેખાઓ આંકે. લોકગીતોનાં અનેક પાઠાન્તરો મળે છે તેનો ભેદ એ છે કે તેણે સહુને ભાવે તેવી છેંકભૂંસ અને રંગપૂરણી કરવા દીધી છે. ઘણીવખતે આ છૂટમાં નર્ણિયાતાપણાના દોષને લીધે વિકૃત નિપજી હશે પરંતુ તે છતાં એના પ્રવાહીપણાને એણે સજીવન તો બરાબર રાખ્યું છે."[6]

## લોકગીતની વ્યાખ્યા

લોકગીતો લોકહૃદયની મૌખિક અભિવ્યક્તિ હોવાથી તેનું સ્વરૂપ એવું સ્થિતિસ્થાપક છે કે તેને વ્યાખ્યાના જડ ચોકઠામાં બાંધી ન શકાય. છતાંય વિદ્વાનોએ લોકગીતના વિવિધ અંશો જેવા કે તેનું લોકતત્ત્વ, ગીતતત્ત્વ, રસપ્રવાહ સહજ ભાવાભિવ્યક્તિ, અનુભૂતિની પ્રવાહિતા, મૌખિક પરંપરા, વગેરેને વધતે ઓછે અંશે મહત્ત્વ આપીને વિવિધ વ્યાખ્યાઓ આપી છે.

પ્રસિદ્ધ વિદ્વાન શ્રી ગ્રીમના મતે "લોકગીત જનતાનું જનતા માટે રચાયેલું જનકાવ્ય છે."[7] આચાર્ય હજારીપ્રસાદ દ્વિવેદીએ ગ્રામગીતોને આર્યેતર સભ્યતાના વેદ માન્યાં છે[8] પ્રો. કુંજવિહારીદાસના કથન મુજબ 'લોકગીત એ વ્યક્તિઓના જીવનની ઉલ્લાસમય અભિવ્યક્તિ છે જે આદિમ અવસ્થામાં રહે છે."[9] કેટલાક વિદ્વાનોએ 'લોકગીત' શબ્દના 'ગીત' શબ્દ પર વધુ ભાર મૂકી તેના લય–ગેયત્વને પ્રાધાન્ય આપતાં આપતાં તેના રસતત્ત્વ, અનુભૂતિની અભિવ્યક્તિ, મનોભાવથી સુંદરતા વગેરે તત્ત્વોને પણ ભેગાં ભેળવીને લોકગીતની વ્યાખ્યાઓ આ પ્રમાણે આપી છે.

૧. "લોકગીત જાણે કદી ન ચૂકાય એવા રસનો સ્રોત છે, જે કંઠથી ગાવા માટે અને હૃદયથી આનંદ લેવા માટે છે."[10]

શ્રી વાસુદેવ શરણ અગ્રવાલ.

૨. "લોકગીત લોકજન દ્વારા વિશેષ પરિસ્થિતિ, સ્થળ, કર્મ તથા સંસ્કારના સમયે થયેલ અનુભૂતિની લયપૂર્ણ સામૂહિક અભિવ્યક્તિ છે."[11] – શ્રી સત્યાગુપ્ત

૩. "સામાન્ય લોકજીવનની પાર્શ્વભૂમિમાં અચિંત્યરૂપે અનાયાસ જ ફૂટી નીકળતા મનોભાવોની લયાત્મક અભિવ્યક્તિ લોકગીત કહેવાય છે."[12]
– ડૉ. ચિંતામણિ ઉપાધ્યાય

૪. "ગ્રામગીત પ્રકૃતિનો ઉદ્‌ગાર છે. તેમાં અલંકાર નહિ માત્ર રસ છે. છંદ નહિ કેવળ લય છે."[13]
– શ્રી રામનરેશ ત્રિપાઠી

ગાંધીજી પણ કહે છે કે "લોકગીતોમાં ધરતી ગાય છે. પહાડો ગાય છે, નદીઓ ગાય છે, મોલ ગાય

છે, ઉત્સવ અને મેળા, ઋતુઓ અને પરંપરાઓ ગાય છે."[14]

એન્સાયક્લોપિડિયા બ્રિટાનિકામાં નોંધાયા મુજબ "આદિ માનવનું ઉલ્લાસમય સંગીત જ લોકગીત કહેવાયું છે.[15] સ્વ. શ્રી ઝવેરચંદ મેઘાણી લોકગીતની તેમની વ્યાખ્યામાં લોકગીતોના રચયિતા બાબત અજ્ઞાન, ગીતોની પ્રવાહિતા અને સાર્વજનિકતાને મહત્ત્વ આપતાં લખે છે કે "જેના રચનારાએ કદી કાગળ અને લેખણ પકડયાં નહિ હોય, એ રચનારા કોણ તેની જ કોઈને ખબર નહિ હોય અને પ્રેમાનંદ કે નરસિંહ મહેતાની પૂર્વે કેટલોકાળ વિંધીને એ સ્વરો ચાલ્યા આવે છે તેનીય કોઈ ભાળ નહિ લઈ શકયું હોય તેનું નામ લોકગીત."[16]

ડૉ. સત્યેન્દ્ર અને ડૉ. શ્યામ પરમાર લોકગીતની વ્યાખ્યામાં જનસમૂહની સહજ ભાવાભિવ્યક્તિ પર ભાર મૂકે છે. ડૉ. સત્યેન્દ્ર નોંધે છે કે "એવાં ગીત કે જેમાં લોકમાનસની અભિવ્યક્તિ હોય અથવા તેમાં લોકમાત્ર સાભાસ પણ હોય તે લોકગીત અંતર્ગત આવશે."[17] ડૉ. શ્યામ પરમાર નોંધે છે કે "માનવ હૃદયમાંથી ઉદ્ભવતા ભાવોનું નામ છે લોકગીત"[18]

ઉપરોક્ત વ્યાખ્યાઓ પરથી કહી શકાય કે લોકગીતોના સંબંધમાં એક એવી માન્યતા પ્રવર્તે છે કે લોકગીતો સામાન્ય લોકોની ભાવનાને વ્યક્ત કરતાં, તે લોકોમાં ગવાતાં ગીતો છે. આ સામાન્ય લોકજાતિ આધુનિક સભ્યતાથી ખૂબ દૂર છે અને ગામડાઓમાં વસે છે. ઘણાખરા વિદ્વાનોએ આ માન્યતાને કેન્દ્રમાં રાખી લોકગીતની વ્યાખ્યા આપી છે. પરંતુ પ્રત્યેક માનવ પછી તે ગામડામાં રહેતો હોય કે શહેરમાં, ભણેલો હોય કે અભણ, પણ એના હૃદયમાં ઉદ્ભવતા ભાવો સમાન જ હોય છે. તેથી લોકગીત માત્ર ગ્રામ્યજનોની જ અભિવ્યક્તિ નથી.

પ્રાશ્ચાત્ય વિદ્વાનોમાં ડૉ. કેપના કથનાનુસાર "લોકગીત એક એવું ગીત છે, જે મધુર ઊર્મિકાવ્ય છે, જેનો ઉદ્ભવ અતીતમાં અશિક્ષિત લોકો માટે અજ્ઞાત કવિ દ્વારા થયો છે અને જે શતાબ્દિઓથી લોકજીવનમાં પ્રચલિત છે."[19] શ્રી જેન હેરોલ્ડ બ્રુન્વાંદ વ્યાપક અર્થમાં લોકગીતની વ્યાખ્યા નોંધે છે કે "લોકસંસ્કૃતિનો અર્થ લોકગીત.... વિશાળ અને અનિશ્ચિત દૃષ્ટિએ લોકોનું કોઈપણ ગીત લોકગીત કહી શકાય... જે મૌખિક પરંપરામાં વહેતું હોય અને જેમાં શબ્દ તથા સંગીત હોય"[20] શ્રી બ્રુન્વાંદ લોકગીતને તેના સ્વરૂપ અને વસ્તુની પ્રવાહિતાને લીધે બીજાં ગીતોથી જુદું પાડે છે. શ્રી ઝવેરચંદ મેઘાણી પણ લોકગીતની પ્રવાહિતાને જ તેનું શ્રેષ્ઠ લક્ષણ ગણાવે છે.[21] તે ઉપરથી લોકગીતની પ્રવાહિતા અને સાર્વજનિકતા એ લોકગીતનાં વિશિષ્ટ લક્ષણો તરીકે ગણાવી શકાય.

કેટલાક વિદ્વાનોનું માનવું છે કે લોકગીત સમૂહ દ્વારા નિર્માણ થાય છે. પણ તે અસંભવિત છે. ગીતનું નિર્માણ તો વ્યક્તિ જ કરે છે. કોઈવાર એમ પણ બને કે એક વ્યક્તિ ગીતનો આરંભ કરે અને અન્ય વ્યક્તિઓ તેમાં કડીઓ જોડે અથવા તેમાં ફેરફાર કરે.

આ બધી ચર્ચા પરથી લોકગીત સંબંધી નીચે પ્રમાણે તારણો કાઢી શકાય.

૧. લોકગીતનો રચયિતા કોઈ અજ્ઞાત વ્યક્તિ હોય છે, પણ તેમાં વ્યક્ત થતા ભાવો સામૂહિક ભાવનાને સ્પર્શે છે. તેથી તેનો રચયિતા જન સમૂહ મનાય છે અને જનસાધારણ દ્વારા તેનો પ્રચાર થાય છે.

૨. લોકગીતનાં મૂળ અતીતના ઊંડાણ સુધી ઘૂસેલાં હોય છે. તેમાં પ્રગટ થતા ભાવો સમગ્ર માનવ જીવનને આવરે છે.

૩. લોકગીતમાં માનવહૃદયની સાહજિક ભાવાભિવ્યક્તિ થતી હોવાથી તેમાં કૃત્રિમતાને સ્થાન નથી. લોકસમાજનો ઊર્મિધબકાર ઝીલતાં લોકગીતોમાં સામૂહિક ચેતના, બહુમુખી અનુભવો, તેની પ્રવાહિતા અને સાર્વજનિકતા અવનવા રંગો પૂરે છે.

૪. કવિતા અને સંગીતનો સમન્વય સાધતાં લોકગીતો છંદ અને અલંકારોના બંધનથી પર છે. છતાંય તેમાં સાહજિક રીતે આવતાં અલંકારો તેને અનેરું સૌંદર્ય બક્ષે છે. તેની લયાત્મક અભિવ્યક્તિ એ લોકગીતની સૌથી મોટી વિશેષતા છે. જે ગીતના ભાવને પોષક બને છે. સાદગી અને તાજગી લોકગીતની વિશેષતા બની રહે છે.

૫. લોકગીત માનવની આદિમ અવસ્થાનાં દ્યોતક નથી, પણ અનાદિકાળથી સામૂહિક ભાવનાઓને વહેતાં આવે છે.

૬. લોકગીતો માનવને આનંદ આપવાની સાથે તેનો જીવનભાર અને કામનો બોજો હળવો કરી લોકને નવા આદર્શ, ઉલ્લાસ અને પ્રેરણા અર્પે છે.

૭. લોકગીતો ગ્રામ્ય કે અશિક્ષિત જનોની આગવી સંપત્તિ નથી, પણ તે સમસ્ત લોકસમુદાયનું સહિયારું ધન છે. તેમાં વ્યક્ત થતા ભાવો શિક્ષિત કે અશિક્ષિત તમામને સમાન રીતે સ્પર્શે છે.

૮. લોકગીતો લોકસંસ્કૃતિને વહેતી પોઠો જેવાં છે, જે લાંબી ખેપ કરી ઘંટડીઓના મધુર રણકાર સમા લય સાથે કૂચ જારી રાખે છે.

ઉપરોક્ત તારણો અંગે સ્પષ્ટીકરણ જરૂરી છે કે લોકગીતો જનસાધારણની લાગણીઓને વહેતાં, જનસાધારણ દ્વારા પ્રચાર પામે છે. આ જનસાધારણમાં મહદ્અંશે ગ્રામવાસીઓ આવે છે, કે જે યંત્રયુગના ચળકાટથી દૂર છે. આમ છતાં જનસાધારણમાં ગવાતાં તમામ ગીતોને લોકગીતો તરીકે ઓળખાવી ન શકાય. નરસિંહ, મીરાં, સૂરદાસ, તુલસી, કબીર જેવા મધ્યકાલીન ભકત કવિઓની કૃતિઓ જનસાધારણમાં ખૂબ જ પ્રચલિત છે. તેને લોકસાહિત્યમાં ન ગણાવી શકાય. કેમકે તે ભકિતકાવ્યોમાં સામૂહિક અનુભૂતિના સ્થાને વૈયકિતક અનુભૂતિને વાચા મળેલી છે. લોકગીતો સહકારમાં ગવાયેલ રાગ, ભાવ અને તાલમાંથી જન્મ્યાં હોય એવું લાગે છે. એક વ્યકિતનું સર્જન હોય તેવો ભાવ કે વિચાર તેમના સર્જન પરત્વે મનમાં ઊઠતો નથી.

'લોકગીત માનવની અવિકસિત અવસ્થાના દ્યોતક છે' તે માન્યતા પણ ખોટી છે. જો તેમ હોય તો આજના વિકાસશીલ યુગમાં લોકગીતોની રચના થઈ શકે નહિ. પરંતુ અમેરિકામાં તો લોકગીતો હમણાં જ પ્રચલિત થયાં છે. તે બતાવે છે કે લોકગીતો આજે પણ સર્જાઈ રહ્યાં છે અને ભાવિમાં પણ માનવકંઠથી તે જન્મવાનાં જ છે. લોકગીતો મૌખિક પરંપરામાં જીવિત રહે છે તે બતાવે છે કે તેમાં પરિવર્તનશીલતા હોય છે. તો પછી તેમને માત્ર માનવની આદિમ અવસ્થાના દ્યોતક કેમ ગણાવી શકાય?

મૌખિક પરંપરામાં જીવતાં આ લોકગીતો કોઈવાર વધારે હૃદયસ્પર્શી હોવાથી લોકોમાં સવિશેષ પ્રચલિત બને છે અને અંતમાં શિક્ષિતજનોના હાથમાં પડતાં લેખિત રૂપ ધારણ કરે છે. કોઈવાર ઐતિહાસિક ઘટનાને લઈને શિષ્ટ સાહિત્યની કોઈકૃતિ તેનું સાહિત્યિક મહત્ત્વ ગુમાવી બેસે અને લોકપ્રિયતાને કારણે પ્રચલિત બની જાય છે; તો તેથી ઉલટું કોઈ લોકગીતનો કવિ પોતાની કૃતિ તરીકે લોકગીતોને પ્રસ્તુત કરી દે છે તેથી એ લોકગીત શિષ્ટ સાહિત્યનું ગૌરવ પણ પ્રાપ્ત કરી બેસે છે.


૧. ડૉ. ચિન્તામણિ ઉપાધ્યાય "માલવી લોકગીત– એક વિવેચનાત્મક અધ્યયન" પૃ. ૧૮.

૨. 'લોકસાહિત્યમાળા' મણકો–૩ પૃ. ૧. પ્રસ્તાવના.

૩. શ્રી મોહનકૃષ્ણ દર : 'કશ્મીર કા લોકસાહિત્ય', પૃ. ૨.

૪. સ્વ. શ્રી ઝવેરચંદ મેઘાણી : "લોકસાહિત્ય" ધરતીનું ધાવણ ખંડ–૧, પૃ. ૨.

૫. 'લોકગુર્જરી' અંક ૫, પૃ. ૬૨

૬. સ્વ. શ્રી ઝવેરચંદ મેઘાણી : "ચૂંદડી" ભા. ૨ પૃ. ૧૯.

૭. શ્રી મોહનકૃષ્ણુ દર : "કશ્મીરકા લોકસાહિત્ય" પૃ. ૩.

૮. શ્રી સરોજિની રોહતગી: 'અવધીકા લોકસાહિત્ય' પૃ. ૧૪૯.

૯ Shri K. B. Das : A Study in Orissan Folklore"-Introduction.

૧૦ શ્રી દેવેન્દ્ર સત્યાર્થી: "ધીરે બહો ગંગા" ભૂમિકા પૃ. ૯.

૧૧ ડૉ. સત્યાગુપ્તઃ "ખડી બોલીકા લોકસાહિત્ય" પૃ. ૨૯.

૧૨ ડૉ. ચિંતામણિ ઉપાધ્યાય: "માલવી લોકગીત એક વિવેચનાત્મક અધ્યયન", પૃ. ૯.

૧૩ "કવિતા કૌમુદી" ભા.૫. ગ્રામગીત. સંપા. પંડિત રામનરેશ ત્રિપાઠી, 'ગ્રામગીતોંકા પરિચય પ્રકરણુ પ્રસ્તાવના.

૧૪ શ્રી પદ્મચંદ કાશ્યપ : "કુલ્લઈ લોકસાહિત્ય" પૃ.૨૫.

૧૫ Encyclopeadia Britanica Vol IX, P. P. 447.

૧૬ સ્વ. શ્રી ઝવેરચંદ મેઘાણી : "લોકસાહિત્ય" ધરતીનું ધાવણ. ખંડ-૧, પૃ. ૨.

૧૭ ડૉ. સત્યેન્દ્ર "લોકસાહિત્ય વિજ્ઞાન," પૃ. ૩૯૦.

૧૮ ડૉ. શ્યામ પરમાર; "ભારતીય લોકસાહિત્ય" પૃ.૩૯૦.

૧૯ Dr. A. H. Krappe : The Science of Folklore", pp. 153

૨૦ Jan Harold Brunvand : The Study of American Falklore" pp 129.

૨૧ સ્વ. શ્રી ઝવેરચંદ મેઘાણી : "લોકસાહિત્ય" ધરતીનું ધાવણ ખંડ-૧ પૃ. ૧૩૫.

# લોકસાહિત્યમાં પ્રણય–ગીતકથા

(ગયા અંકથી પૂરું)

ડૉ. હિમાંશુ ભટ્ટ

પ્રેમમાં વિઘ્નનું તત્ત્વ પણ જોવા જેવું છે. દરેક પ્રેમકથા કે ગીતકથામાં વિઘ્ન તો હોવાનું જ. સંઘર્ષનું તત્ત્વ આ વિઘ્નરૂપ ઘટનાઓમાં છે, જે પ્રેમીઓના જીવનને વળાંક આપે છે, એનાં પ્રેમબલની તાવણી કરે છે, એનાં પ્રેમશહાદતને સુવર્ણની ચમક અર્પે છે. શિયાળજીએ સોન ખાતર હલામણને દેશવટો દીધો, લગ્ન ન કરવા પાછળ મેહે ઉજળીને જ્ઞાતિભેદનું વિઘ્ન બતાવ્યું, લગ્નોત્સુક ખીમરાને લોહણે દ્વારકાયાત્રા પૂર્ણ કરી વરવાનું કારણ આપ્યું, શેણીને પરણવાના કોડ સેવનાર વિજાણંદને વેદો–ચારણ ૧૮૧ નવચાંદરી ભેંસો લઈ આવવાની માગણી કરે, પોરસાવાળાની દુહાકથામાં કુદરતી આફત–નદીનું પૂર–દાંપત્ય–પ્રેમમાં વિયોગ સર્જે–આમ લગ્ન આડે વિઘ્ન તત્ત્વ આવે છે જે પ્રેમકથાઓનું એક પરિવર્તનક્ષમ ચરમબિંદુ છે. જ્ઞાતિભેદનું વિઘ્ન 'મેહ–ઊજળી' 'રાણો–કુંવર'ની ગીતકથામાં છે. કોલકરાર પ્રમાણે મિલન કે ભાગી છૂટવાનો અવધિ–સમય જે ચૂકી જતાં બેમાંથી એકમાં અવિશ્વાસ જન્મે, વધુ સમય રાહ જોવાને બદલે આત્મહત્યા કરનાર અન્ય પ્રિયવ્યક્તિને તો અન્યાય જ કરે છે. પ્રિયપાત્રને માતા કે બહેનનું સંબોધન સ્વપ્નમાં કે જાગૃતિમાં પણ થઈ જાય છે તો એ નાયિકાને પછી હરક્ષણે માતા કે બહેનરૂપે જ નાયક સ્વીકારે છે. 'રાણો–કુંવર'માં સૂતેલા નાયક માથેથી વસ્ત્ર ખેંચનારી નાયિકા 'હે–હે માવડી'–નું સંબોધન પામે છે એટલે રાણાએ કુંવરને જીવનભર મારૂપે જ જોઇ છે. અહીં માતૃપ્રેમની ભાવના દેહ-લગ્નમાં વિઘ્નરૂપ ઘટના છે. સ્વપ્નમાંની લવરી પણ પ્રેમમાં વિઘ્ન નાખે છે. 'વાહ કાળો ઝાલ' એવું સ્વપ્નમાં લવનારી વિજોઇને કમા (પતિ)એ ઘરમાંથી તરછોડી કાઢી મૂકી છે.

પતિની ગેરહાજરીમાં પત્ની પતિના ભાઈબંધને મહેમાની આપે, પતિ એ ઘટનાથી સમસમી મહેણાના માર વરસાવે એથી પતિપ્રેમી ગૃહિણી વેદનાની મારી સાચોસાચ ઘર છોડી ભાઇબંધ-નું ઘર માંડે એ ગીતકથા 'પીઠાત–વેજલ'ની છે. પતિ પ્રત્યે વેરની ભાવના પણ વેજલને સળગાવ્યા કરે છે. અંતે બે મિત્રો વેજલની હાજરીમાં જ લડી મરે છે. વેર પણ અત્યંત ખાનદાનીથી લેવું ને વળી એ યે પ્રિયપાત્રની હાજરીમાં લડી મરવું એ જ પ્રેમકથામાં રોમેન્ટિક થ્રીલ છે; રોમાંચક તત્ત્વ છે.

"તેં અચંબો ઉઠાડિયો, કામળીઆ! કટકે,
ઘી નામીયું ઘડે, ભડકા માજું ભોજલા"
– 'પીઠાત – વેજલ'

કાવ્યમય વર્ણનોથી પ્રેમકથાઓ ઓપે છે. નાયક–નાયિકાનું દેહસૌંદર્ય એમાં વર્ણનવિષય છે. લાઘવયુક્ત સુરેખ દેહવર્ણનોમાં નાયિકાનું લાવણ્ય, દેહડોલન, નયનોની મત્સ્યલોલ વીજળી, નખ જેવી પાતળી કમ્મર કે સમગ્ર કાયા, સ્તનયુગ્મની અમૃતકુંભ સમી આકૃતિઓ – આ બધું ગીતકથામાં સુપેરે રસો-ત્તેજના પ્રેરે છે.

લગભગ દરેક ગીતકથામાં નાયિકા પૂર્ણ યૌવન સૌંદર્યની કલાસભર દેહાકૃતિમાં મોહક છે:

"કોળ્યો આંબો ઢળ પડે, નીચી નમતી ડાળ,
પાકલ કેરી રંગ લ્યે, સોનલ સુંદર નાર"

o o o

"પગમાં ઠળકે કાંબીયું, હૈયે હલકે હાર,
ગાળેલ હેમની ગુજરી, સોનલ સુંદર નાર"

o o o

"કાઠિયાણી કેડ પાતળી, હલકતી માથે હેલ્ય,
બરડાહંદી બજારમાં, ઢળકતી જાણું ઢેલ્ય."
– સોન – હલામણ.

"ચંદન રી મારુ ઘડી, છોડો રહ્યો પાસ,
છોડારો ચાંદો ઘડયો, ચોડયો લઇ આકાશ"
– ઢોલા મારુ

યૌવનની મદહોશીનું વ્યંજનાપૂર્ણ ચિત્ર ને નાયિકાનું મનોમંથન અહી. છે:

"ખેતર પાક્યું, કણ ઝરે, મન બેઠું માળે,
વળ્ય વેલો વિજાણંદા! રોઝડાં રંઝાડે."

નાયિકાની હંસગતિ, કેશવર્ણન અને મૃગલોચનની ચાંચલ્યમયી લીલા પણ લોકકવિ અચૂક દુહાના દેહમાં કંડારે છે :

"બાળે બીજાની હાલ્ય, હલબલતાં ડગલાં ભરે,
હંસલા જેવી હાલ્ય, હોય કોટાળી કુંવરની"

o o o

"બાળે બીજાના વાળ, ઓડયેથી ઊંચા રિયા,
ચોટો ચોસરિયાળ, કડયથી હેઠો કુંવરને"

o o o

"બાળે બીજાની આંખ્ય, ચુંચિયું ને બુંચિયું
મૃગના જેવી આંખ્ય, હોય કોટાળી કુંવરની"

o o o

"બાળે બીજાના ઉર, હાલે ને હલબલે,
અણીઆળાં એ ઉર, હોય કોટાળી કુંવરનાં"
– 'રાણી-કુંવર'

ગીતકથાઓમાં ઉપદેશ પણ વ્યંજનાલક્ષી ને ભાવમાધુર્યથી મંડિત છે :

"હસમુખાં ને હેતાળવાં, અમૃત વરસે નેણ,
કાંટો કે'દિ મ વાગજો, હોય પારકાં શેણ"

નાયિકાના મનોજગતમાં પ્રિયતમના ને પ્રણય પ્રસંગોનાં સ્મૃતિ ચિહ્નોનું બહુ જ મહત્ત્વ છે. ઋતુઓમાં વસંત ને વર્ષા, પક્ષીઓમાં બપૈયાનો પિયુરવ, આકાશમાં વીજળી ને ચંદ્રમા પ્રિયતમના સ્મરણો જગાવે છે. પ્રેમલ સ્મૃતિના સંવેદનોમાં નાયિકાનું ભાવવિશ્વ રસતદ્રૂપ થઈ જાય છે :

"કોટે મોર કણુંકિયા, નાંદે અમારા નેસ
કુંવર બચ્ચું કુંજનું, બેઠી બાળે વેશ"
"કોટે મોર કણુંકિયા, વાદળ ઝબૂકે વીજ
રુદાને રાણો સાંભર્યો, આવી અષાઢી બીજ"

વિરહી પ્રિયતમ પ્રિયતમાની શોધ કરે છે. ત્યારે પ્રકૃતિતત્ત્વોને પ્રશ્નગર્ભ ઉક્તિઓથી વિનવતો નાયક પ્રિયતમાના સ્મરણોમાં ને એનાં સ્મૃતિ-પ્રતીકોમાં ભાવવિભોર છે :

"વિકોઈ વહે ઉતાવળી નદીએ ખોળાં નીર
ચાળો લગાડયો છીપરે, વિકોઇ ધોઇ ગઈ ચીર"
કમા-વિકોઈ

'રાણા-કુંવર'માં કાગને પ્રશ્નગર્ભ ઉક્તિથી રાણો સંબોધે છે:

"પાતળ પેટાં, પીળરંગાં, પસવનેપારે,
કુંવર કુંપો કાચનો, ઊતર્યાં કયે આરે"

પ્રશ્નોક્તિરૂપ દુહાપંક્તિઓ ચિત્રાત્મક ને ભાવાત્મક છે. એમાં સ્મરણોની લેરમાં તણાતાં પ્રેમીઓના હૃદયમંથનો છે. પ્રકૃતિતત્ત્વોને પ્રશ્નો દ્વારા પ્રિયવ્યક્તિનો પરિચય આપતા નાયક-નાયિકા કવન વિષય બને છે સ્વગોક્તિ ને આત્મસંભાષણ, મનોમંથન ને હૃદયના અલ્પજલ્પ સંશયો આ બધું પ્રશ્નોક્તિઓમાં વણાતું આવે છે. આ રીતે નાયક-નાયિકાનાં આંતરવિશ્વના સૂક્ષ્મ પરિતાપજન્મ સંચલનોનું હૂબહૂ શબ્દચિત્ર સાંપડે છે:

"મારગ કાંઠે મઢી કરું, લઉં જોગણના વેશ
ગોતું દેશ-વિદેશ, કોઇ વાવડ દો વિજાણંદના,

o o o

"લાલ સુરંગી ધોતીએ, કેસર ભીને વાન,
હાલ્યો જાતો હાટડે, જંતરવાળો જુવાન"
— શેણી - વિજાણંદ.

ગીતકથાઓમાં બારમાસી વર્ણન શૃંગાર-કરુણ રસની પુષ્ટિ અર્થે છે. વિયોગમાં મન-કલેવર મિલન માટે ઝૂરે છે. સંયોગ-સુખમાં આનંદ અર્પતી ઋતુ વિયોગમાં વેદનામય દુઃખદર્દ પ્રેરે છે. 'મેહ-ઊજળી' અને 'ઢોલા મારુ'માં બારમાસી નાયિકાના પ્રત્યેક માસનાં સંવેદનોને છાવરે છે,

પ્રત્યેક ઋતુ-માસના ગુણધર્મ પ્રમાણે નાયિકા

નાયકનું તડપનભર્યું સ્મરણ કરે છે; સંયોગને ઝંખે છે. કારતકમાં શિયાળો ઉષ્માનું, માગશરમાં એક શ્વાસની ગલબંધીનું, પોષ પ્રીતિ-પોષણનું, માહ લગ્નવિધિના આનંદનું, ફાગણ રંગ-વસંતના સુગંધમયી પુષ્પપરાગનું અને ભ્રમર-ફુલની પ્રીતિનું, ચૈત્ર ચિત્તમાં જાગતી ઊર્મિના પ્રણયાંકુરનું, વૈશાખ યૌવન-આમ્રની પકવ ને મિષ્ટ શાખોનું, જેઠ તૃષિત પ્રાણ-ધરાનું, અષાઢ શ્રાવણ વર્ષાની અમીધારાનું, ભાદરવો લીલી ધરાના ભરજોબનનું, આસો અખૂટ સ્નેહજળની સરવાણીઓનું-આમ સ્મરણોમાં ઝૂરતી ને આશા-શ્રદ્ધામાં દેહને ટકાવી રાખતી નાયિકાનું ચિત્ર બારમાસીમાં મળે છે. વિપ્રલંભ શૃંગારની ઉકિતઓમાં પણ અખૂટ પ્રીતિ-વર્ષાના જળની હેલીમાં તદાકાર થવાની ઝંખના છે:

"દાબળનાં દાઝેલા, પાંગે પાલવીએ નહિ;
એક વાર એલી કરે ! વન કોળે વેણ - ધણી!"
— મેહ-ઊજળી

અહીં વિરહને દાબળ - દાવાનળની દાઝેલ વેદનાનું પ્રતીક કલ્પીને અલ્પ અમીજળની વર્ષા નહિ; પણ અનરાધાર વર્ષાની એલી-હેલી ઝંખતી ઊર્મિલ નાયિકા છે.

સાહિત્યદર્પણમાં વિપ્રલંભ શૃંગારના ચાર ભેદ છે, એમાં પૂર્વરાગની પરિભાષા આ પ્રકારની છે:

(૧) स च पूर्वरागः मानप्रवास करुणात्मकश्चतुर्द्धा स्यात्
— સા. દ. ૩/૨૧૩

(૨) श्रावणा दर्शनाद्वापि मिथः संरुढ़रागयोः ।
दशाविशेषो योऽप्राप्तौ पूर्वरागः स उच्यते ॥
— સા. દ. ૩/૨૧૪

નલોપાખ્યાનમાં હંસ નળને ગુણ-રૂપમાં ચડે એવી દમયંતીના વખાણ કરે ને એમ પૂર્વરાગ નળમાં જન્મે અથવા દમયંતી પાસે હંસ નળની પ્રસંશા કરે જેથી દમયંતીના મનમાં નળ વિશે પૂર્વ-રાગ જન્મે. આ સંસ્કૃત સાહિત્ય પરંપરાની પ્રેમ કથાઓમાં પૂર્વરાગ અનુભવતાં નાયક-નાયિકાનાં રસિક ને આકર્ષક શબ્દ-ચિત્રો છે. સ્વપ્નમાં પ્રિયવ્યકિતનું દર્શન જાગૃતિમાં પૂર્વરાગ પ્રેરે છે. ઓખાનો અનિરુદ્ધ પ્રત્યેનો પૂર્વરાગ જાણીતી ઘટના છે. 'ઢોલા-મારુ'માં મારુ ઢોલાને સ્વપ્નમાં જુએ છે એનું સખીઓ સમક્ષ વર્ણન કરી મારુ અંતે પૂર્વરાગની કામદગ્ધ અવસ્થા અનુભવે છે. પૂર્વરાગથી વિરહવેદનામાં, તદ્રૂપ નાયિકાનાં વર્ણનો ગીતકથાઓમાં છે. 'સોન-હલામણ'-માં પણ પૂર્વરાગ પ્રેરિત સોનના દુહાઓ છે. આમ નાયક કે નાયિકા અન્ય વ્યકિત કે સ્વપ્ન પ્રેરિત રૂપ-ગુણવર્ણન સાંભળે ત્યારે પૂર્વરાગજનિત વિરહદશામાં પ્રલાપ કરતાં નાયક કે નાયિકાનાં કામપીડિત દશ્યો રોચક શબ્દ-વિન્યાસ ધરે છે. ખીમરો પૂર્વરાગપ્રેરિત દશામાં લોડણને ખ્રીવેશે મળવા ગયો હતો. નાગમતી પણ નાગની ખ્યાતિ સાંભળીને જ પૂર્વરાગની દર્શનઝંખનામાં ભાન ભૂલે છે.

મન-વચન ને કર્મમાં દૃઢ મનોબળ ધરાવતાં નાયક-નાયિકા પ્રેમ-આરતમાં રસિકતા દાખવે છે. કામજનિત વ્યાકુળતા ગીતકથાની નાયિકાઓમાં છે, જે કયારેક સ્વગત તો કયારેક સખી-સન્મુખ વ્યકત થાય છે, જે અનુચિત નથી. મારુને સ્વપ્નમાં ઢોલાનું દર્શન થયું ને સખીઓએ કહ્યું.

"મારૂનું આખઇ સખી એહ હમારી બુઝઝ
સાલ્હકુંવર સુહિએહ મિલ્યઉં,
સુંદરિ, સઉ વર તુઝઝ"

મારુને પૂર્વરાગમાં સકામ રાગાત્મક અનુભૂતિ થઇ છે એનું સૂક્ષ્મ નિરૂપણ છે.

સખીના વચન સાંભળી મારુનું હૃદય કામ જ્વાળાઓથી સંતપ્ત થાય છે. એ વિરહવ્યાકુળ બની:

"સખીવયણ સુંદરિ સુણ્યા, ઉઠી મદનકી ઝાળ
સુંદરિનૂં સજ્જણ વિરહ ઊપન્નઉ તતકાલ"
— ઢોલામારૂ

વિરહી નાયિકાનાં વર્ણનોમાં ઉત્પ્રેક્ષા, ઉપમા, રૂપક, શ્લેષ, અતિશયોકિત, અનન્વય જેવા અનેક અલંકારો પ્રયુકત છે જે કાવ્યદૃષ્ટિએ આસ્વાદ્ય છે.

"મારૂ ઐશ્રી પાતળી, ખેઓ ધાન ન ખાય,
ઉછાળી આલે ચડે, સંકેલી નખ સમાય."

– ઢોલા–મારુ

આ બધી ગીતકથાઓમાં પ્રેમ અત્યંત નિર્મળ સ્વાભાવિક શક્તિસંપન્ન ને ચારિત્ર્યની ઉદાત્ત ભાવનાઓથી ગૌરવપૂર્ણ છે. વિલાસિતા અને વાસનાઓનો એમાં પૂર્ણતઃ અભાવ છે; કારણ કે અટંકી નાયિકા પ્રેમશૂર અને પ્રેમાભિવ્યક્તિમાં નિષ્કપટ ને પવિત્ર જીવન જીવવાની લગની ધરાવે છે:

"વિજાણંદની વરમાળ, બીજાની બાંધું નહિ;
ચારણ હોય લખચાર, બાંધવ કહી બોલાવીએ."

– શેણી–વિજાણંદ

રાણક જયસિંહ સાથે જતી નથી; પણ પતિની ચિતાએ ચડવામાં પ્રણયનું સાર્થક સિદ્ધ કરે છે. નાયક–નાયિકાનાં સગપણ બીજે થઈ ગયાં છતાં બંને પ્રેમમાં પડે ને એમ ન્યોચ્છાવરીમાં નર–નારી એક બીજાની સ્પર્ધા કરે છે. 'નાગ–નાગમદે' કે 'રાણક રા'ખેંગારની ગીતકથા સમર્પણભાવની દૃષ્ટિએ વિશિષ્ટ છે.

બાળલગ્નો થયાં છતાં નાયકને પક્ષે વિસ્મૃતિ છે ને નાયિકાપક્ષે લગનની સ્મૃતિ, સ્વપ્નદર્શન વિરહ-પરિતાપ, સંદેશ મોકલવાની અવનવીન રીતિઓ બંનેનાં પ્રેમમગ્ન મિલનની શ્રદ્ધામાં પરિણમે છે. 'ઢોલા મારુ'માં આવી પ્રેમની નિરામય કષ્ટસાધ્ય પ્રાપ્તિમાં પરિતૃપ્ત થયેલાં નાયક–નાયિકાનું સુખદ મિલન છે. એમાં વિપ્રલંભશૃંગાર અને માંનસિક ભાવનાઓની સુકુમાર અભિવ્યક્તિ છે. જ્યારે સંયોગ-શૃંગાર એમાં ગૌણસ્થાને છે. મારુ પ્રેમમુગ્ધ ને પ્રણયાવેગોમાં તીવ્ર સંવેદનો અનુભવે છે. અરબ–ફારસીની લૈલામજનૂં, શીરીફરહાદમાં નાયક પ્રેમપથની યાત્રામાં આકરી કસોટીઓમાંથી પાર ઊતરે છે; એમાં નાયક વધુ પ્રેમપ્રગલ્ભ ને ભાવપ્રદર્શનોમાં પ્રબળ પ્રેમાસક્તિથી નાયિકાના ચિત્તપ્રદેશ પર સતત છાવરી રહે છે. એમાં નિદર્શિત થયેલો પ્રેમ ઐકાંતિક, આદર્શલક્ષી ને ભાવદ્યુતિથી સભર છે. જ્યારે ભારતીય ગીત–કથાઓમાં પ્રેમ લોકસમન્વિત ને વ્યવહારાત્મક છે. આ બંને દૃષ્ટિએ ઢોલાનો પ્રણય મારુને પ્રાપ્ત કરવામાં હૃદયંગમ નિર્વ્યાજ અનુભૂતિઓથી સાહસિક, સહજ ને કાવ્યમય છે.

નાયિકાઓની વિરહોક્તિઓમાં મર્મદર્શન, કટાક્ષ, સહજ ને ઉત્કટ પ્રેમવિભાવનાઓનું સામરસ્ય પ્રતિબિંબિત થયું છે. પક્ષીઓ, પશુઓ, પહાડો, વૃક્ષો, ઝરણા નાયિકાઓની પ્રેમાસક્ત ને કામદગ્ધ વિરહ-પ્રલાપોના સાક્ષી બને છે. એમાં બપૈયો, હરણાં, ચક્રવાક જેવી જીવસૃષ્ટિ ને નિર્જીવ પહાડો, ઝરણાં વૃક્ષો સાથેનાં સંલાપમગ્ન નાયક–નાયિકાનાં શબ્દચિત્રો ગીતકથાઓનું આદર્પણ છે. લોકહૃદય પ્રકૃતિતત્ત્વો પ્રત્યે જે સમભાવ રાખે છે એનું તલસ્પર્શી રૂપ એમાં છે. માનવેતર સૃષ્ટિને સંબોધનો કરતાં રામ, પુરુરવા, દુષ્યંત, અજ, મેઘદૂતનો યક્ષ અહીં સ્મરણે ચડે છે ને પહાડો પણ પીગળ્યાની કવિકલ્પનાનું વિલાપગાન પ્રત્યક્ષ થાય છે. દેશ–દુનિયાની પ્રેમકથાઓમાં ભાષા તો વિલાપની ક્રંદનમયી ને આતપ્ત હૃદયના નિશ્વાસની લગભગ સમાન જ છે. પ્રેમની ભાષા મૌન છે, તો વિલાપની ભાષા રુદનમયી કારુણ્યની અંજલિ છે. પ્રિયતમથી વિખૂટી પડેલી લગભગ બધી જ નાયિકાઓ સારસ, ચાતક, બપૈયા, કોયલ, ચક્રવાક, મેના–પોપટ જેવાં મધુભાષી ને સોહામણાં પક્ષીઓને પોતાનું દુઃખ કહે છે; અને પ્રિયતમને સંદેશ પાઠવવા આજીજીભરી કાવ્યમયી ઉક્તિઓ રેલાવે છે.

ગીતપ્રેમકથાઓમાં પૂર્વરાગની પરાકાષ્ટાએ પહોંચેલી નાયિકાઓ લોકહૃદયમાં વધારે સહાનુભૂતિ પ્રેરે છે, કારણ કે એમણે તો પ્રિયપાત્રનું માત્ર સ્વપ્નદર્શન કે ગુણ–રૂપ–સંકીર્તન જ મેળવ્યું છે ને મુગ્ધહૃદયથી મન–પ્રાણે વરી ચૂકી છે. પ્રણયની વિદગ્ધ ચાતુરીઓથી એ અજાણ છે. એટલે મૌગ્ધ્ય દશાના પ્રેમ–મંથનો એને સતાવે છે. ઢોલાની મારુ આ દૃષ્ટિએ સહાનુકંપાથી લોકહૈયાને વધારે પ્રમત્ત કરે છે.

તિર્યક સૃષ્ટિના જીવો સંદેશામાં મદદ કરે, માનવવાચાથી પ્રેમીઓને આશ્વાસન આપે ને એ રીતે પ્રણયદર્દમાં એમની વિલાપકથા સાંભળીને સાંત્વન આપે છે. જ્યારે માનવજાતિના સંદેશવાહકોમાં સોદાગર, વણઝારા, ઘોડાના વેપારીઓ, ઢાઢી, મીર, બારોટ, ચારણ, ઢોલકથી ગાન ગાતી ને રાજવી–કુટુંબોને રીઝવતી ડૂમણીઓ, (ગાયિકાઓ) વિશ્વસનીય છે. મારુ

ઢાઢીઓ દ્વારા ઢોલાને સંદેશ પાઠવે છે. કયારેક પંથીઓ પણ સંદેશાઓ લઈ જાય છે એવી વિનંતીઓ કરે છે:
"પંથી એક સંદેશડ઼ઉ લગ ઢોલઇ પૈહુચ્ચાહે,
જોવન ખીર સમુદ્ર હુઇ, રતન જ કાઢઇ આઇ"

નાયિકાના સંદેશાઓમાં માનસિક ભાવાવેશની ભરતી–ઓટમાં મનોવૈજ્ઞાનિક, બૌદ્ધિક ને તર્કસભર છતાં ઊર્મિમય સંવેદનાની સૂક્ષ્મતા અનુભવાય છે. રંજિત ને ખંડિત હૃદયની પ્રણયબદ્ધ ઊર્મિઓમાં અનુનય, વિનય, ક્ષોભ, પશ્ચાત્તાપ, આશંકા, ભય, પ્રાર્થના આર્તસ્વરે છે. વિલાપબદ્ધ સંદેશાઓમાં શૃંગારના નિર્વેદ આદિ તેંત્રીસ વ્યભિચારી ભાવોમાંના કેટલાક વણાતા આવે છે. નાયિકાનો ક્ષોભ ને લાચારી પણ એમાં કયારેક હોય છે.

"ઢાઢી, એક સંદેસડ઼ઉ, પ્રીતમ કહિયા જાઇ;
સા ધણ બલિ કુઇલા ભઇ, ભસમ ઢંઢોલિસિ આઇ.'

o o o

"ઢાઢી, એક સંદેસડ઼ઉ ઢોલઇ લગિ લઈ જાઇ
જોવ્રણ ફૂટ્ટિ તલાવડી, પાલિ ન બંધઉ કાંઇ"

દર્દીલ વિરહની ભાવભંગિમામાં નાયિકાના આંતર ને બાહ્ય દેહ–આત્માની મિલન–તૃષા કેવી પ્રબળ ને શાશ્વત છે! કોઈ પણ યુગની નાયિકા અંતે તો સ્ત્રી છે એટલે એનું તડપન આવી ઉક્તિઓમાં હૈયાસોંસરવું આરપાર નીકળે તેવું તીવ્ર શબ્દવેધક છે. પછી એ કવિ જાયસીની નાયિકા નાગમતી હો કે ઢોલાની પ્રિયતમા મારુ કે સોન, વિજાણંદની શેણી કે ઓઢા જામની હોથલ પદમણી હો–એ સૌમાં નારી તત્ત્વની, યૌવન–ચાંચલ્યની અને પ્રેમવિભોર મસ્તીની શાશ્વતી છે.

'ઢોલા – મારુ'માં ઢોલાની પ્રથમ પત્ની માલવણીનો સપત્નીદ્વેષ વ્યક્તિ થયો છે.[3] અલબત્ત, પ્રેમમાં એકનિષ્ઠા ને અનન્યતાની પોષકશક્તિ તો સપત્ની દ્વેષમાં મળે છે. માલવણીની ઈર્ષ્યાને કારણે ઢોલો મારુ પાસે એક વરસ સુધી જઈ શકતો નથી. ઢોલાનું સ્ત્રી – દાક્ષિણ્ય પ્રશસ્ય છે. મારુના પ્રણયઝંખનની ખેવના પણ એ કરે છે. નાયકની વિશિષ્ટ પ્રણયરીતિનું આ આરાધન અન્ય ગીતકથાના નાયકોથી અનેરી ભાત પાડે છે. માલવણી જાત જાતની યુક્તિઓ રચી ઢોલા મારુની સ્મૃતિથી વિમુખ કરવાનો પ્રયત્ન કથાના રસ-તત્ત્વને બહલાવે છે. ઢોલાના ઊંટને લંગડો થવાની વિનવણી કરતી માલવણીનો સપત્ની દ્વેષ કેટલો તીવ્ર-તમ છે. એનો નમૂનો છે. ઢોલાએ નિદ્રાધીન અવસ્થામાં પડેલી માલવણીને ત્યાગી પ્રયાણ કરવું એ શરત કર-નારી પંદર રાત્રીઓ જાગે છે ને અચાનક ઝોકે ચડતાં ઢોલો પ્રયાણ કરે છે – મારુના દેશ ભણી.

સપત્નીદ્વેષની ચરમસીમામાં ઢોલા-માલવણીનું સંવાદકૌશલ, વાક્ચાતુર્ય ને રસમધુર દામ્પત્યની ઝલક મળે છે. અલબત્ત, આ રાજસ્થાની લોકહૃદયના સૂરો ગુજરાતના સીમ – શેઢે આબેહૂબ જાળવ્યા નથી. પ્રાંતે પ્રાંતે નવાં રંગ – રૂપ ધારણ કરનારી ગીતકથાઓનો ઈતિહાસ રસપ્રદ સંશોધન પ્રેરે છે.

'ઢોલા – મારુ'માં સંયોગશૃંગારનાં મનોવેધક, રસરૂપ ને ધ્વનિપૂર્ણ ચિત્રો છે:
પહિલઇ, પોહરે રૈણકે દિવલા અંબર ડૂલ
ધણ કસતૂરી હુઈ રહી પ્રિવ ચંપારો ફૂલ"

— એમ આઠપહોરના શૃંગારની માધુરીમાં ડૂલ થયેલાં નાયક - નાયિકા જોવા મળે છે.

રસલક્ષિતા અને બૌદ્ધિક ચમત્કૃતિના નિદર્શન-રૂપ સમસ્યા–પ્રહેલિકા લગભગ દુનિયાભરની પ્રેમકથા-ઓમાં છે એવું પ્રો. ચાઈલ્ડનું વિધાન કેટલું યથાર્થ છે.

"Riddles play an important part in popular story and that from remote times. No one needs to be remined of Samson, Oedipus, Appolonius of tyre. Riddle tales, which if not so old as the oldest of these, may be carried in all likelihood some centuries beyond our era, still live in Asiatic and European tradition and have their representatives in popular Ballads."

પ્રેમ અને પરિણયથી પુષ્ટ થયેલી નાયિકાઓ

3 સરખાવો : 'ઢોલા – મારુરા દૂહા' આવૃત્તિ : ૩ પૃ ૪૭ દોહાક્રમાંક ૨૧૫ થી ૩૦૫ (ઢોલા – માલવણીનો સંવાદ)

પતિના મૃત્યુ પછીના વિરહ-વિલાપની કુદ્ધ વાણી વહાવે છે એમાં ખેંગારના મૃત્યુ પછીની રાણકની વેદના સ્પૃહણીય છે.

"મ પડ મારા ઓધારા ચોસલા કોણ ચડાવશે ?
ગયા ચડાવણહાર, જીવતાં જાતર આવશે."

દગાથી મરેલા પ્રિયતમની વેદનામાં તદ્રૂપ નાયિકાની વ્યથા 'સૂરનો હેમીઓ'માં છે :

રાતુંને રૂંગે ભમતી હું કૂવા ભરું,
નેણાંને નીરે, છાવર છલિયા સૂરના"

આમ ગીતકથાઓમાં વિરહ-વિલાપની એક અનોખી વ્યંજનામયી ભાવસૃષ્ટિ છે. જેમાં કામજન્ય અભિલાષા, વિરહજન્ય જડતા, ઉન્માદ, સ્મૃતિ ને પ્રલાપ છે, જે વિરહિણીની કામદશા સાહિત્યદર્પણકારે વર્ણવી છેઃ

अभिलाषश्चिन्तास्मृति गुणकथनाद्वेग सम्प्रलापाश्च ।
उन्मादोऽथ व्याधिर्जडतामृतिरिति दशात्र कामदशा ॥

સાહિત્યદર્પણ ૩-૨૧૪

જે પ્રેમ અનુભવે છે તે પ્રેમમય સૃષ્ટિ સર્વત્ર નિહાળે છે એમ જે વિરહ અનુભવે છે તે આંતર-બાહ્ય સૃષ્ટિને વિરહની જ અનુભૂતિથી રસી દે છે. એટલે જ વિરહની આવેગમય ને આક્રોશમયી લય-ધ્વનિથી સંભૃત ઉક્તિઓ રેલાવતી નાયિકા સમર્થ ભાવપ્રવણ પ્રેમની ચિત્તવેધક ને હૃદયવિદારક મર્મ-સ્પર્શિતા ધરે છે. પરિણામે ક્રંદનનું એક કાવ્યમય જગત આકાર પામે છે. 'તું વણ વાલા મે, અવરનું ક્યાં જઈ બોલવું,' એમ અત્યંત સહજતાથી ઊજળી કહી શકે છે. પ્રેમોદ્રેક, હૃદયમંથન, અંતરની ગ્લાનિ, મિલનનું ઝંખન ને વિરહનું વિલપન, પૂર્ણ પ્રેમની દઢતા; પ્રેમનો સર્વોત્કૃષ્ટ ને સર્વાંગ અભિનિવેશ સાર્થ કરતો આદર્શ ગીતકથાઓનું ભાવવિશ્વ છે. આછકલો કે મર્યાદા ઉલ્લંઘિત પ્રેમ આ સૃષ્ટિમાંથી બાકાત છે. પ્રણયની પવિત્રતા ઉર્જિત ને ભવ્ય ઉત્તુંગ શિખરો સર કરી લે છે. પ્રેમાતુર ઉત્કંઠાની સમાધિગમ્ય સહ-જોપબ્ધિ પામેલાં નાયક-નાયિકા ગીતકથાઓમાં સર્વત્ર દૃષ્ટિગોચર થાય છે. મનને બાજ પક્ષીની જેમ મુઠ્ઠી ભરીને ઉડાડી દેવું જોઈએ એમ સહજતાથી ભાવ-ઉત્કંઠિત નાયક કહી શકે છે :

આડા ડૂંગર વન ઘણા, તાંહ મિલીજઈ કેમ,
ઊલાળો જઇ મૂંઠ ભરિ મન સીંચાણઉ જેમ"

–ઢોલા-મારુ

પ્રણય લગ્નજીવનનું રૂપ ધરે એ દરમ્યાન જીવસટોસટના અનેક સાહસો નાયક-નાયિકા કરે છે ત્યારે સિંધપ્રદેશની 'મોજદીન-મહેતાબ' જેવી ગીતકથા દુહા, ચંદ્રાવળા ને કુંડળિયામાં આકાર ધરે છે. વિં. સં. ૧૨૬૪ના સમયાવાધમાં કોઇ ચારણકવિનું આ ગીતકથાત્મક સર્જન છે, પણ લોકહૃદય તો એને પોતામાં રસીને કૃતાર્થ થયું છે.

ફનાગીરી ને સાહસનું તેડું તો પ્રણય છે. નાયક-નાયિકા રાજપાટ છોડે, વન-જંગલ-ઝાડી પસાર કરતાં વતન છોડે, સામાજિક ને કૌટુંબિક પરિતાપ ને બહિષ્કાર-તિરસ્કાર સહે અથવા શંકા-કુશંકાના ભોગ બની અન્યોન્યને છેહ દે; આત્મહત્યા, ખુન્નામરકી, યુદ્ધના કે દગાફટકાના ભોગ બનેલાં એ પ્રણયતરસ્યાં આત્માઓ લોકહૃદયમાં કરુણામિશ્ર સહાનુકંપા જગાવે છે. સત્તા-સંપત્તિના મદમાં ક્યારેક પ્રિયપાત્રોને અન્યાય કરી બેસે છે. કેટલીક ગીતકથાઓમાં સત્તા, સંપત્તિ, કુળમરજાદ લોપવાની હિંમત નારી કરે ને નરને પડખે, પ્રેમની જ્યોતિરૂપે તેજ પાથરતી ઊભી રહે છે 'મોજ-દીન-મહેતાબ' આ દૃષ્ટિએ વિશિષ્ટ છે. ઈરાનના શાહ ખુદાદીનના શાહજાદા મોજદીન ને રોશનખાન વઝીરની એક માત્ર લાડલી મહેતાબ વચ્ચે પ્રથમ-દૃષ્ટિનો પ્રેમ પાંગર્યો; મહેતાબે મોજદીનને સખીઓ દ્વારા મહેલે નિમંત્ર્યો છે. સમયના બળે વાત ધીમે ધીમે નગર ને બાદશાહને કાને ચમકી, મોજદીન દેશ-નિકાલ થતાં સાહેલીના વચનથી ઉત્તેજિત મહેતાબ કપૂર-મિશ્ર સુગંધિત શાહીથી મોજદીનને પત્ર પાઠવે છે :

"મોરાં ચાહત મેઘ કું, ચકવાં ચાહત ભોર
મેં ચાહત તમ મળણકું, જે સે ચંદ ચકોર"

સંદેશના જવાબરૂપે મોજદીન ત્રણસો કોશનો પંથ ત્રણ પ્રહરમાં કાપી ઊંટ ઝડપથી રૂમશામ છોડી ઈરાન આવે છે. ઢાંઢણને ત્યાં ઉતારા કરી મહેતાબના મહેલમાં મિલનોના સંગી રાત્રિ-પ્રહોરોમાં બંને પ્રેમી આત્માઓ ઓગળીને એક થઈ [illegible]
દિવસ ઈરાન-રૂમશામ વચ્ચે [illegible] માં,

પણ પાછી બાદશાહને જાણ થતાં મોજદીન પકડાયો. લોકલાજ છોડનારી મહેતાબે બાદશાહને પડકાર્યો ને પ્રેમની કબૂલાતમાં પોતાની ગુન્હેગારીની બાંગ પોકારી :

"ગુનેગાર સો મેં ભઈ, મેં ને કિયા સનેહ;
સાહબ મોકું મારિયે, રાખો રાહ કી દેહ'

લોકપિંજરે મહેતાબ પૂરાય છે ત્યારે મર્દને પૂરો એવી માગણી મોજદીને બાદશાહને કરી એટલે કાજી ને બાદશાહે ફરમાવ્યું :

"કાજી શા'ને કર લિયા, દો બાત કો જવાબ
છોડો તખત ઇરાન કો, કે મેરી મ'તાબ"

– આમ તખ્ત તજી, ઈસ્લામ ધર્મ પણ છોડી બંને પ્રેમીઓ સાગરિતો સંગાથે હિન્દુસ્થાન આવીને કલેરાકોટ જીતી જીવન વ્યતિત કરે છે. આ ત્યાગમાં પ્રેમની અમીરાત ને ઇમાનદારી છે જે આપણને અર્વાચીન જમાનાના સર વિન્ડસર (આઠમો એડવર્ડ) ની પ્રેમકહાનીનું સ્મરણ કરાવે છે.

આમ સૌરાષ્ટ્ર – કચ્છ ગુજરાતની ગીતકથાઓ સાથે રાજસ્થાન, સિંધની સુહિણી-મેહાર, પંજાબની હીર – રાંઝા જેવી અનેક પ્રેમકથાઓનાં પ્રાંતપ્રાંતનાં ભ્રમણોમાં પ્રેમતત્ત્વની તાજગીભરી નિત્યનૂતનની આજે પણ અનુભૂતિ થાય છે, કારણ કે પ્રેમ સનાતન રસનો અખૂટ ઝરો છે. પ્રેમના ચાર સ્વરૂપમાં ગીતકથાઓ વિભાજિત છે :

(૧) પ્રથમ વિવાહબદ્ધ નાયક– નાયિકા સંયોગ પ્રમાણે જુદા પડે ને વિરહ–સમય દરમ્યાન પ્રેમ ઘનીભૂત થતાં થતાં મિલનમાં પરિણમે છે. ઉ. ત. 'ઢોલા–મારુ'

(૨) આત્મા આત્માને ઓળખે એ ન્યાયે પ્રથમ – દર્શનમાં જ નાયક – નાયિકા પ્રેમ અનુભવે છે. આકસ્મિક મિલન ને એમાંથી પાંગરતો પ્રથમ હૃદયાવેગનો ઊર્મિસભર પ્રેમ આવી ગીતકથાઓમાં છે. ગામ–સીમ–શેઢાનાં ગોંદરા, નદી, તળાવ, સરોવરનાં પનઘટ ઘાટ, વાવ–કૂવાના પાણી શેરડા, યાત્રાધામો કે યાત્રામાર્ગોના વિવિધસ્થળો નાયક–નાયિકાનાં આકસ્મિક મિલનની ભૂમિકા સર્જે છે. આમાં પ્રેમનું સ્વચ્છંદ વિહરણ ઝંખતાં નાયક-નાયિકા જોવા મળે છે. પ્રેમની અનુભૂતિમાં એમનાં હૃદય–મનના ઉદ્દગારો અન્યોન્ય પ્રત્યે પ્રેમના એકરારરૂપે હોય છે. પણ કોઈ વિઘ્નરૂપ ઘટના સાકાર થતાં બન્ને વચ્ચે વિરહ જન્મે છે પરિણામે અસહ્ય સંતાપની ક્રંદના કરુણરસની પરાકાષ્ટા સર્જે છે. શિષ્ટસાહિત્યમાં અને લોકસાહિત્યમાં આવા તારામૈત્રકના પ્રણય સંવેદનો વધારે કાવ્યમય ને રસધ્વનિની પરાકોટિએ સૂક્ષ્મ વ્યંજનાલક્ષી છે. પ્રેમની વાસનામયી સ્થૂલતા કરતાં પ્રેમની નિ:સ્વાર્થ સૂક્ષ્મ અનુભૂતિનાં સહજ ઉદ્દગારો આવી ગીતકથાઓમાં મનભર ને રસસંતર્પક છે.

(૩) વિલાસિતા ને કામવાસનાના પરિપાકરૂપે આ પ્રેમનો પ્રકાર દૈહિકવાસનામૂલક છે. છતાંય સમયબળે પ્રાપ્ત થતાં વિરહથી નાયક–નાયિકા પ્રેમની સૂક્ષ્મ આનંદમયી ને શીલવંત ભાવના જીવનમાં ચરિતાર્થ કરે છે. પરિણામે મિલન અશક્ય પુરવાર થાય તો પણ નાયક–નાયિકા મનોમન પ્રેમઝંખનામાં સમગ્ર જીવન વ્યતીત કરી નાખે છે.

(૪) એક બીજાનાં ગુણશ્રવણ, સ્વપ્નદર્શન કે ચિત્રદર્શન દ્વારા નાયક–નાયિકા પ્રેમદર્શન ઝંખે છે. પૂર્વરાગની કથા આવી ગીતકથાઓમાં જોવા મળે છે. બંને પરસ્પર અનુરાગજનિત વિરહવેદના અનુભવે, સંદેશા મોકલે, પત્ર પાઠવી પ્રેમની આર્ત આરજૂ વ્યક્ત કરી મિલનઝંખનામાં સમય પસાર કરે છે.

– આમ અનેક ગીતકથાઓમા ચૂડવિજોગણ, પરિયમ ને કાચબો, મોરણી અને ભભૂતગર, ચેતશી ને કેસરબા, રજપૂતાણી અને મરઘલો, ઊજી અને વીંઝરો, લોકહૃદયમાં પ્રેમરસાયણ સીંચતી અડીખમ ઊભી છે.

વ્યક્તિરચિત ગીતકથાઓમાં જે લોકતત્ત્વની સનાતન સ્મૃતિબદ્ધતાનું તત્ત્વ છે એ પણ અહીં નોંધવા જેવી છે; જેમાં પન્ના – વીરમદે તો ૩૭૮ જેટલા દુહાઓથી ઉલ્લેખનીય છે. ઉપરાંત કુતુબદ્દીન સાહેબા, ઉમા અને ઝુમ્મા, ઝાલણશી કાંટો, ઉમાદે ભાટિયાણી, વાઘો કોટડિયો, મોજદીન–મહેતાબ જેવી અનેક ગીતકથાઓ પ્રેમની અમૃતસિદ્ધિથી લોકસાહિત્યની સરવાણીને સમૃદ્ધ કરે છે.

# પ્રાચીન સ્થાપત્યોનું ઐતિહાસિક મૂલ્ય

નરોત્તમ પલાણ

આજે આપણે પ્રાચીન સ્થાપત્યોના ઐતિહાસિક મૂલ્ય વિશે વિચાર કરવાના છીએ. સામાન્યતઃ સ્થાપત્ય એટલે બાંધકામ. જેમ જેમ મનુષ્યબુદ્ધિનો વિકાસ થતો ગયો તેમ તેમ તેણે પોતાની સુખસગવડ અર્થે જુદાં જુદાં બાંધકામોની શરૂઆત કરેલી છે. અરણ્યવાસ દરમિયાન કુદરતી ગુફાને એક બાજુથી બંધ કરી તેણે સ્થાપત્યના શ્રીગણેશ માંડયા. આ નાની શરૂઆતમાં કાળક્રમે એણે મહાન સ્થાપત્યોની પરંપરા ઊભી કરી જેમાં મિસરના પિરામિડો, હડપ્પા, મોહે-જોદડો તથા લોથલ જેવાં સ્થળોની નગરરચના અને અદ્‌ભુત કલાકારીગીરીયુક્ત અંજટા–ઈલોરાનાં ગુફા-મંદિરોને ગણાવી શકાય. ભારતમાં હાલ પ્રાપ્ત સૌથી પ્રાચીન એવાં સિન્ધુ સભ્યતાનાના અવશેષોને નિહાળીએ તો તેમાં ગૃહરચના જેવાં અંગત સ્થાપત્યો, પૂજાસ્થાન આદિ જાહેર સ્થાપત્યો અને નગરરચના જેવાં બૃહદ્‌, સ્થાપત્યોનો સમાવેશ થાય છે. આવાં સ્થાપત્યોનું ઐતિહાસિક મૂલ્ય તપાસીએ તે પહેલાં ઐતિહાસિક મૂલ્ય એટલે શું – તેની સ્હેજ સ્પષ્ટતા પ્રાપ્ત કરી લઈએ : ઐતિહાસિક મૂલ્ય એટલે ઈતિહાસનું મૂલ્ય. અહીં એક પ્રશ્ન થશે કે ઈતિહાસ એટલે શું? હજી તો આ સદીના પ્રારંભે જ એવું મનાતું હતું કે ઈતિહાસ એટલે રાજસત્તાની ચડતી પડતીનો વૃત્તાંત, પરંતુ આજે આપણે જ્ઞાનવિજ્ઞાનના એક એવા તબક્કા ઉપર પહોંચી ગયા છીએ કે ત્યાં ઇતિહાસની આવી એકાંગી અને સંકુચિત વ્યાખ્યા પર્યાપ્ત જણાશે નહીં. આજે ઈતિહાસનો ઘણો વ્યાપક ખ્યાલ આપણી સામે છે. આ ખ્યાલ મુજબ ઈતિહાસ એટલે માનવકથા. મનુષ્ય સભ્યતાની સામાજિક, આર્થિક, સાંસ્કૃતિક સવલતો અને તેના સર્વાંગિણ વિકાસની કથા એટલે ઈતિહાસ. ઈતિહાસની આ યથાર્થ વિભાવનાના સંદર્ભે ઐતિહાસિક મૂલ્યનો વિચાર કરીએ તો જ્યાં જ્યાં મનુષ્ય સંસ્કૃતિના વિકાસના પદચિહ્નો પડેલાં છે ત્યાં ત્યાં સર્વત્ર એનું ઈતિહાસ લેખે મૂલ્ય છે. પ્રાચીન સ્થાપત્યો પણ આવાં પદચિહ્નો ધરાવતાં હોય એનું ઐતિહાસિક મહત્ત્વ છે.

મનુષ્યની ત્રણ મુખ્ય જરૂરિયાતોમાં આવાસ બીજી જરૂરિયાત છે. આ આવાસનું બાંધકામ કેવી રીતે કરવું કે જેથી એમાં હવા ઉજાસ પાણી આદિની સુવિધા પ્રાપ્ત થઈ શકે? પ્રાચીન સ્થાપત્યો આપણને આ પ્રશ્નનો ઉત્તર વાળે છે. સૂર્યકિરણોનો પ્રવેશ થઈ શકે માટે પૂર્વદિશાનું બારણું ભૌગોલિક સ્થિતિ મુજબ આ પ્રકારની બારી અને જગ્યા બચાવવા માટે ચોરસ આવાસ તથા કાટખૂણે મળતા મકાનોની હાર – આમ અનેક જાતની સૂઝ આપણને પ્રાચીન સ્થાપત્યોમાંથી મળી છે, અને તેને આધારે આજે આપણે વિરાટકાય શહેરોની વ્યવસ્થા હલ કરી શકયા છીએ. પાણી માટે ગામ બહાર બાંધવામાં આવતો બંધ કેવી રીતે અને કઈ દિશામાં બાંધવો તેની સ્પષ્ટ ગણતરીઓ આ સ્થાપત્યોમાં છે. જૂનાગઢના સુદર્શન તળાવનો બંધ ત્રણ વખત તૂટેલો છે અને તે શા કારણે તૂટયો તેના અભ્યાસની તક પણ એમાંથી મળી રહે છે. સુદર્શન તળાવના બંધનો અમુક ભાગ માટીનો હતો અને એ કારણે એ તૂટયો છે, ગાબડું પડતાં ધોવાણો છે. ઈતિહાસનું આ સત્ય મોરબીનો મચ્છુ-બંધ બાંધતી વખતે આપણી નજરસમક્ષ હોત તો મોરબી હોનારતના સાક્ષી થવાનું દુર્ભાગ્ય કદાચ આપણને પ્રાપ્ત ન થાત! પ્રાચીન સ્થાપત્યો આપણને આ બોધપાઠ આપે છે. કુદરત કે મનુષ્ય નિર્મિત કટોકટીની ક્ષણોમાં કેવા પ્રકારનું સ્થાપત્ય સફળ કે નિષ્ફળ રહી સંરક્ષણ કે હાનિનો અનુભવ કરાવાશે એનો સ્પષ્ટ ખ્યાલ પ્રાચીન સ્થાપત્યોના અભ્યાસથી આપણે મેળવી શકીએ છીએ. મધ્યકાળમાં લખાયેલા વાસ્તુશાસ્ત્ર વિષયક ગ્રંથોએ એની પૂર્વેના સ્થાપત્યોનો અભ્યાસ કરી વધારે સારાં સ્થાપત્યો કેમ સર્જવા તેનું દિશાસૂચન કરેલ છે. મૂળમાં પેલાં પ્રાચીન સ્થાપત્યોનો અભ્યાસ છે. આપણે એમ કહી શકીએ કે કાળક્રમે ઊભાં થતાં રહેલાં અને હાલ ખંડિત દશામાં મોજુદ પ્રાચીન સ્થાપત્યો મનુષ્યનાં અનુભવનાં ભંડારો છે. એણે મનુષ્યની ચડતીપડતીનાં સેંકડો વર્ષોનો અનુભવ સંગ્રહી રાખ્યો છે અને ભવિ-

ષ્યમાં સૂઝ ભરેલાં સ્થાપત્યો ઊભાં કરવાની પ્રેરણા આપી છે

માણસને રોટી કપડાં મકાન મળ્યાં એટલે એ જીવી જાય એવું પ્રાણી નથી ! એ સ્વભાવથી સૌંદર્ય-પ્રેમી અને મુમુક્ષુ પણ છે. સ્થાપત્યને-ઘર, શેરી, ઉદ્યાન, મંદિર અને નગરને કેવી રીતે સુંદર બનાવવું તથા પોતે પ્રાપ્ત કરેલા ઉચ્ચજ્ઞાનનો સ્થાપત્યમાં કેવી રીતે વિનિયોગ કરવો વગેરેનો વિચાર પણ મનુષ્યે અહોનિશ કરેલો છે. આ કારણે જ બૌદ્ધધર્મના ચૈત્યો અને વિહારો, હિન્દુધર્મના મંદિરો અને મુસ્લિમધર્મની મસ્જિદો અસ્તિત્વમાં આવેલ છે. આવાં સ્થાપત્યો મનુષ્યના ગૌરવને વ્યકત કરતાં જાજવલ્યમાન સ્થાપત્યો છે. તમે એક ક્ષણ માટે મંદિરો વિનાનું ભારતવર્ષ કલ્પો ! દેશવિદેશના અનેક કલાવિદોએ મનુષ્ય જાતિના બેનમૂન કલા ઉન્મેષ તરીકે મંદિર સ્થાપત્યને બિરદાવેલ છે. બ્રહ્મચર્યાશ્રમની તાકાત વ્યકત કરતી પીઠિકા, કામકલાના અતિ રોચક શિલ્પોયુકત ગૃહસ્થાશ્રમના પ્રતીક સમો મંડોવર, વાનપ્રસ્થની નિઃસ્પૃહતાને તથા જીવનના એક નવા આરંભને સૂચવતી કપોતપટ્ટી અને છજ્જા તેમજ સંન્યાસની બ્રહ્મમાં જ એકધારી લીન યાત્રાને અભિવ્યકત કરતું શિખર –ભારતીય સ્થાપત્યોનો એક આહ્‌લાદ છે હજારો વર્ષના ભારતીય જીવનનો જાણે કે સમગ્ર નીચોડ મંદિર સ્થાપત્યરૂપે સાકાર બનેલો છે !

આજે આપણે આપણા ગૃહનિર્માણમાંથી શિલ્પ અને ચિત્ર જેવી કલાઓને બાદ કરેલ છે, પરંતુ પ્રાચીન સ્થાપત્યો આપણને જણાવી જાય છે કે મનુષ્યના રહેઠાણો શિલ્પ અને ચિત્રથી અલંકૃત બનેલાં પરમ રમ્ય સ્થાનો હતાં. આજે પણ જ્યાં ભૌતિકવાદી પવન વાયો નથી તેવા ગામડાંઓમાં ઘરની દીવાલ ગારમાટીનાં આકર્ષક કલાકસબથી સુશોભિત બનેલી છે. ઘરના બારીબારણાં કાષ્ટકલાનાં નમૂના છે, બારશાખના ઘોડલા વિના અપશુકન ગણાય એટલી હદે કલાનો સ્વીકાર છે, અને ઘરની દીવાલ, પેઢલી, પાણિયારું, રોટલા રાખવાનો મંજૂસ, મૃણ્મય શિલ્પોના ઉત્તમોત્તમ ઉદાહરણો છે. આજની જીવન વિનાની, આડેધડ ઊભી થઈ રહેલી હાઉસીંગ સોસાયટીઓએ પ્રાચીન સ્થાપત્યો પાસેથી આ શીખવાનું છે.

આવાસ, નગરરચના અને મંદિર સ્થાપત્યોની સાથે જ જલાશયો અને સંરક્ષણ અર્થે ઊભાં થયેલાં કિલ્લાં જેવાં સ્થાપત્યોનો વિચાર પણ આપણે કરવો જોઈએ. તળાવ અને નદીના કલાત્મક ઓવારા પછી મધ્યયુગમાં વિકસેલ વાપીસ્થાપત્યો પણ મનુષ્યનું વિરલ સર્જન છે. પગથિયાંવાળી વાવો, એમાં વચ્ચે વચ્ચે આવતાં ઘુમ્મટો અને બાજુના ગોખલાઓમાં દેવતાઓની નયનરમ્ય મૂર્તિઓ મનુષ્યના કેવા સુખી સમયના સંકેતો રચે છે ! સંરક્ષણ અર્થે બનેલા કિલ્લા ગઢ અને ગઢની રાંગ, શસ્ત્રાગાર, અન્નભંડાર, દરવાજા અને ગુપ્તમાર્ગ – મનુષ્ય કેવી કેવી સ્થિતિમાંથી પસાર થયો છે તેનો રહસ્યમય આનંદ આપી જનારા સ્થાપત્યો છે. આવા સ્થાનોનું શૈક્ષણિક મૂલ્ય નકારી શકાય તેમ નથી.

સમાજમાં નૈતિકમૂલ્યોને જીવંત રાખવા માટે પણ પાળિયા, કીર્તિસ્તંભ, મિનારા, છત્રી, મંડપ જેવાં સ્થાપત્યોનું ઐતિહાસિક મૂલ્ય છે. આ બધાં જ –સ્થાપત્યોના ચણતરમાં ઉપયોગમાં લેવામાં આવેલ સામગ્રી પણ આપણા ભાવિ વિકાસમાં શકવર્તી બની રહેલ છે. કયા પ્રકારના પથ્થરો કયા , હવામાનમાં ઉપયોગી થઈ રહેશે તથા કેવા પ્રકારનું કામ કઇ જાતના પથ્થરમાં સાનુકૂળ રહેશે એનો સ્પષ્ટ અંદાજ પ્રાચીન સ્થાપત્યો ઉપરથી મળી રહે છે.

પ્રાચીન સ્થાપત્યોનું ઐતિહાસિક મૂલ્ય સમજીને આપણી સરકારે એની જાળવણીનું કાર્ય પણ ખંતપૂર્વક હાથ ધરેલું છે. ગુજરાત, સૌરાષ્ટ્રમાં હજી અગણિત સ્થાપત્યો જાળવણી વિનાનાં પડયાં છે. તે પરત્વે પોતાની પવિત્ર ફરજ સમજી દરેક નાગરિકે જાગૃત બનવું ઘટે. પોતાંના ગામના પાદરે કે સીમાડે આવેલું સ્થાપત્ય મનુષ્યની વર્ષોની કમાઈ છે, એમ સમજીને એના જતન માટે શકય તેટલાં પગલાં લેવાં જોઈએ. એ તો સ્પષ્ટ છે કે પ્રાચીન સ્થાપત્યો આપણને વારસામાં મળેલી વિરલ સંપત્તિ છે. એનું મૂલ્ય સોના ચાંદી કરતાં સ્હેજ પણ ઓછું નથી.

(આકાશવાણી પરથી પ્રસારિત)

# હોળીનાં ગીતો

સં. કરસન પઢિયાર

[કેશોદ – અક્ષયગઢ જવાનું થયું અને ભાઈશ્રી કરસન પઢિયારે એમનાં બા, બહેન અને ભાણીએ સંયુક્તપણે ગાયેલાં હોળીનાં ગીતોની એમના ભાઈશ્રી બચુભાઈએ ઉતારેલી ટેપ સાંભળાવી. હું તો દંગ થઈ ગયો. વિલંબીત લયમાં પ્રલંબ સૂરે સુંદર હલકથી લગ્નગીતોના ઢાળો જેવા ઢાળમાં ગવાયેલાં એ હોળીનાં ગીતો હતાં. હોળી ઉપર એક ફક્ત રાજકોટમાં ભીલ બહેનો હોળી માગવા આવે ત્યારે એમને મુખે હોળીનાં ગીતો સાંભળેલાં. પણ એ ગીતો મૂળ તો રાજસ્થાનની નીપજ. એમાંથી એનું કાઠિયાવાડીકરણ થતું ગયું છે. પણ સૌરાષ્ટ્રમાં અન્ય કોઈ સ્થળે હોળીનાં ગીતો સાંભળવા નથી મળ્યાં. ઉત્તર ગુજરાતમાં વિશેષ કરીને હોળીનાં ગીતો ગવાય છે, પણ સૌરાષ્ટ્રમાં તો પહેલી જ વાર સાંભળ્યાં. આ ગીતો હોળી માગવા જતી વેળા ગવાય છે. આ ગીતો શ્રી. કરસનભાઈનાં પુત્રી કુ. ઈલાબહેને ઉતારેલાં છે.] – તંત્રી

૧

પેલો રે ગાઇ ગણેશ લખલાભનો દાતાર મારે
પછી ગાઇ માતા ચારજ કાંઠડે ઓળવિયો હાર
કુંભોરાણો કાગળ મોકલે રાયરાણા વેલો આવ મારે
હિંદુડે હોકારા મોકલ્યા છેલોને વેલો આવ
હું ચમ આવું રાજિયા હોળડી આવો ફાગ મારે
હું ચમ આવું ખાંડાધાર જોગણુ બોલે ફાગ
પૂનમ હોળી પરગટી પડવે રમાડું લોક મારે
બીજે ધોવરાવું ધોતિયા ત્રીજે પરિયાણા હોય મારે
આલું છે પિયર હાહરે આપતું છે મામોહાળ
જલમે નાકારો નાતડયો ધરમની બાંધો પાળ

૨

ઊંચાને ઊંચેરા રે મારૂડીના માળિયા,
નીચેલા કંઇ હુવા રે દરબાર રે રસિયલ બોલે હો રાજવણ મારૂડી.
કેડ ને પરમાણે રે મારૂડીને ઘાઘરો,
ઓઢણિયે કંઇ લીધેલો છે વાદ રસીયલ બોલે હો રાજવણ મારૂડી.
ગણીયલ ,, ,, ,, ,,
પગેને પરમાણે રે મારૂડી ને કડલા,
કાંબીયે કંઇ લીધેલો છે વાદ રસિયલ બોલે હો રાજવણ મારૂડી.
ગણિયલ ,, ,, ,, ,,
હાથેને પરમાણે રે મારૂડીને સૂડલી,
ગુજરીયે કંઇ લીધેલો છે વાદ રસિયલ બોલે હો રાજવણ મારૂડી.
ગણિયલ ,, ,, ,, ,,
ડોકે ને પરમાણે રે મારૂડીને હારલો,
ચોરસિયે કંઈ લીધેલો છે વાદ રસિયલ બોલે હો રાજવણ મારૂડી.
ગણિયલ ,, ,, ,, ,,

૩

આંગણિયે કંઇ વાવલડી ગળાવો હો રસિયા રાજા,
નાવણુલી વેળાએ ઠાકોર જળે રમે.
આંગણિયે કંઇ કણુહોરી રોપાવો હો રસિયા રાજા,
દાતણુની વેળાએ ઠાકોર જળે રમે.
આંગણિયે કંઇ ચોખલીયા રેપાવો હો રસિયા રાજા,
જમવાની વેળાએ ઠાકોર જળે રમે.
આંગણિયે કંઇ ઢોલીડા ઢળાવો હો રસિયા રાજા,
પોઢણુની વેળાએ ઠાકોર જળે રમે.

૪

ગઢમાં તે વાજા વાગિયા વાલા ચોરે વાગ્યા શંખ રામૈયા ઝૂમખજી.
ઝૂમળ ઝૂમળ શું કરો વાલા ઝૂમખડી તરવાર રામૈયા ઝૂમખજી.
વાગતી આવે વાંસળી વાલા ખેલંતો આવે કાન રામૈયા ઝૂમખજી.
રાધા કરશન હોળી રમે વાલો ઉડે અબીલ ગુલાલે રામૈયા ઝૂમખજી.
રમતા તે રમતા ઓંતળા વાલા તૂટયો નવલખ હાર રામૈયા ઝૂમખજી.
ચમરે વીણું ચમ સાંભળુ વાલા ચમકરી ઉતર દઇશ રામૈયા ઝૂમખજી.
હાથે વીણું મુખે સાંભળું વાલા નેણે ઉત્તર દઇશ રામૈયા ઝૂમખજી.
રાધાજીના ઘેરૈયા વાલા જાણુે કળાયલ મોરે રામૈયા ઝૂમખજી.
કરશનજીના ઘેરૈયા વાલા જાણુે હરેડા ઢોર રામૈયા ઝૂમખજી.

૫

ઘોડલા ઘોડહુંરમાં બાંધજો ઠાકોરિયા (૨) ઘોડલા બાંધીને મોલ પધારજો રે
લાવજો ઠાકોરિયા બોલતી સોપારી (૨) લાવજો રે હંસતા બીડા પાંદનારે
નોવરે રાણીજી બોલતી સોપારી (૨) નોવરે હંસતા બીડા પાંદનારે
અવળા રાણીજી અવળા શા બોલો ઘેલાશા બોલો અવળા બોલેરે અવગુણ ઉપજેરે.
લાવજો ઠાકોરિયા વણુવેરી બોનડી લાવજો રે શોકય વરણી સેજડી રે.
નોવરે રાણીજી વણુવેરી બોનડી (૨) નોવરે શોકય વરણી સેજડી રે.
અવળા રાણીજી અવળાશા બોલો ઘેલાશા બોલો અવળા બોલે રે અવગુણ ઉપજે રે.

૬

હોળી તે હોળી વાલા સયરૂની ટોળી રે આવો કેસરિયે વાઘે રમીએ રે હોળી
રમશું હોળીને નાખશું ઢોળીરે આવો કેસરી વાઘે રમીએ રે હોળી.
પાછલી પછીતે વાલા બાંધેલો ઘોડારે ગોરીના નાહોલિયાનો અવળો અંબોડો
સધીરા નાહોલિયાને અવળો અંબોડો
પાછલી પછીતે વાલા વાવેલું ઝીરુંરે ગોરીના નાહોલીયાને ઘડીએ નો ધીરું
સધીરા નાહોલીયાને ઘડીયેનો ધીરુ
પાછલી પછીતે વાલા વાવેલું મીઠુંરે ગોરીના નાહોલિયાને નજરે નો દીઠું
સધીરા નાહોલિયાને નજરે નો દીઠું

માધા ચંદને ભરી તલાવડી, મોતીડે બાંધી છે પાળ રે
માધો ત્યાંરે ધોવે માધો ધોતિયા, ગોરાદે પાણીડાની હાર રે
માધા હળવા રે ધોજો ધોતિયા ભીંજાશે ગોરાદેના ચીર રે
માધા તારા તે હાથનો ગેડિયો તેનો ગોરાદેને રેંટુડો ઘડાવ રે
માધા પાંખેરે પાંખે ઘુઘરા બેસણિયે માધો લખાવ રે
માધા તમારા રે માથાના મોળિયા, ગોરાદેને હાળુડો સિલાય રે
માધા સેવે રે સેવે ઘુઘરા ઘુંઘટડે માધો લખાવ રે
માધા તમારા રે માથાના મોળિયા ગોરાદેને કમખો સિવડાવ રે
માધા સેવે રે સેવે ઘુઘરા મોળિડે માધો લખાવ.

૮

હો લીબાજીરે લીલાજીને માથે મેવાડા મોળિયા
તીનો વવને હાળુડો સીલાવ હો બઇજી મોરા આજનો પંખીડો ઈ મને દલે વસ્યો
હો નણદલ મોરા આજનો પંખીડો ઇ મને દલે વસ્યો
હો લીલાજીરે લીલાજીને ખભે ખંભાતી ધોતિયા
તીનો વવને કમખો સીલાવ હો બહેન મોરા આજનો પંખીડો ઇ મને દલે વસ્યો.
હો નણદલ મોરા આજનો પંખીડો ઇ મને દલે વસ્યો

૯

હરહર ભરમા તુળસી બાળે કુંવારા
ભરમાને તુળસીના સૂરજના માગા
સૂરજનાં માગા દાદા પાસેરા ઠેલો
આપે તડકાને તેજ જાજા હો, તુળસી બાળે કુંવારા
ભરમાના તુળસીને હનમાનના માગા, હનુમાનના માગા દાદા પાસેરા ઠેલો
આપે કાળાને તેલવાળા હો તુળસી બાળે કુંવારા
ભરમાના તુળશીના ગણેશના માગા, ગણેશના માગા દાદા પાસેરા ઠેલો
આપે નીચાને ફાંદ મોટી હો તુળસી બાળે કુંવારા
ભરમાની તુળસીને ઠાકોરના માગા, ઠાકોરના માગા દાદા હસી હસી લેજો
માથે મુગટને મોરલી વાળા હો તુલસી બાળે કુંવારા

૧૦

મારૂજી રે કેશ માયલો કેવડિયે વઢાવીને લેજો હો રાજ વાંકા મારૂજી.
મારૂજી રે તેનીને ઘડાવો સમરખ સાંખડી હો રાજ વાંકા મારૂજી.
મારૂજી રે ચાખડિયે ચડીને મારે મોલે આવજો હો રાજ વાંકા મારૂજી.
મારૂજી રે ચાખડીએથી રડયા ખડયા તો ભલે પડયા હો રાજ વાંકા મારૂજી.
મારૂજી રે રોસે બળતી બોલું મનમાં ઘણી ખમાહો રાજ વાંકા મારૂજી.
મારૂજી રે સોકલડીનો અચકો મચકો મારે નો સોઇ હો રાજ વાંકાં મારૂજી.
મારૂજી રે સોકલડીની કાંજળ કુપલી મારેનો સોઈ હો રાજવાંકા મારૂજી.
મારૂજી રે સોકયના ભંભેરા મારે મોલે નાવજો રે હો રાજ વાંકા મારૂજી.

# અંતરના એકતારેથી....

[સોરઠા]

ચાકર થઈને ચાલિયા, વેઠી ભૌતિક ભાર;
પામું ક્યારે પાર, ભેટો જ્યારે ભૂધરા ! - ૧
ખોટા ખેલે ખેલવ્યાં, રંજન કીધાં રોજ;
માયાવી આ મોજ, ભેળી માર્યા ભૂધરા ! - ૨
પાળેલાને પીરસો, ખોબે ધોબે ખીર;
શરણુંમાં છે શિર, ભૂલ્યા શાથી ભૂધરા ! - ૩
જીરવ્યાં નથી ઝેર, અમૃત શું તે આપશે;
વેઠી જાણે વેર, ભળે નહિ તે ભૂધરા ! - ૪
સીધે સઘળું સીધ, માઠે મોળું માનજે;
ઋતુ વિનાની રીદ્ધ, ભાંગા ખોખું ભૂધરા ! - ૫
ઉદ્વેગ ને ઉત્પાત્ત, વસવસો વળી વેદના;
ટળવા તનના તાપ, ભય હરો હવે ભૂધરા ! ૬
મોતને માંડવડે, દિલથી અમે ડર્યા નહિ;
ભલા ભળ ભાંખલડે, ભાળ્યો નહિ તને ભૂધરા ! - ૭
હોમાણા છે હાડ, જંપ વળે નહિ જીવને;
અવસર ટાણે આડ, ભાંગી નહિ તેં ભૂધરા ! - ૮
તાકયો નહિ તતખેવ, વેળાએ વરત્યો જ નહિ;
દયા વિહોણા દેવ, ભાખ્યો તુજને ભૂધરા ! - ૯
વ્હાલા જોતો વાટ, રાત બધી રડતો રહું;
દારૂણ વળશે દાટ, ભય મોટો છે ભૂધરા ! - ૧૦
તું ધરણી ધનવાન, દાણીંગર અમે દુબળા;
કોણ જીવાડે જાન, સમરથ વિના શામળા ! - ૧
ભડ ભેટયે જો ભૂખ, ભૂખ્યાંની ભાંગે નહિ;
લાજે જનની કૂંખ, સત્ય વિચારો શામળા ! - ૨
દુર્બળિયાના દેવ, નિર્ધનિયાનો નાથ તું;
તેથી હું તતખેવ, સમરૂં તુંને શામળા - ૩
સમર્યા દે નહિ સાથ, આંખની ઓળખાણ નહિ,
કરવી ક્યાં જે ગાથ, સત્ય વિચારો શામળા ! - ૪
મોટો મન કચવાટ, ભાળ્યો ભવભાંગી જશે:
મનની આ મનવાર,(ત્યાં)સાગર તળિયે શામળા ! -૫
સમગ્રે ન મળી છાંય, અવર કોણ ઓઢાડશે;
તાર્યો તાવામાંય, સુધન્વાને શામળા ! - ૬
ઝાંખ્યા કાયમ દૂધ, આકડિયાના ઉજળા;
(પણ)ભાળાપણુની બૂદ્ધ, સાલી કાયમ શામળા ! - ૭
દેવો કોને દોષ, ધારા ટાળી ધરમની;
ઉરનો આ અફસોસ, સમશે ક્યારે શામળા ! - ૮
નાથ્યા અમને નાથ મન માને નહિ માળખે;
બોરડિયુંની બાથ, છૂટે કે દી શામળા ! - ૯
ટકે ન કાયમ ટેક, વેળાની છે છાંયડી;
સામો ફર્યો કે છેક, છેટાં સરવે શામળા ! - ૧૦
રઝળુ ઢોરને રોજ, ડેરા નાખી દોરીએ;
(પણ)ખંધા નરની ખોજ, ભાળ જડે નહિ ભૂધરા!-૧
પિડાયેલા પાંગળા, દૈવે જોર ન હોય;
કઘખિયાનું કોઇ, ભેરૂ ન થાય ભૂધરા ! - ૨
સાથી જૂના સાંભર્યા, (જેણે) ભળાવેલ ભંડાર
(પણ)ખપના ભાણાં ખપી ગયાં,
(આ) ભાર્યો રહ્યો ભંગાર ! - ૩
સગા જાણી સંગી થયાં: અંતે પીરસ્યા ખાન;
રાંધ્યા ધાન રખડી પડયાં, મોંઘા થયા મેમાન! - ૪
બાળોતિયાના બળેલ, સ્વપ્ને સુખ ન સાંપડે;
ભવગતના ભારેલ, જીવે ત્યાં લગી જળે ! - ૫
ખેડ સમે ખોટી થયા, ભૂલ્યા ભૂમિ ભાળ;
વાવ્યાં કણ વણસી ગયા, બારે રહ્યા બેકાર ! - ૬
હીમ ભર્યું આ હાડ, તારું ઝંખે તાપણું;
ઓઢીને ઓઢાડ, ઠર્યા શિયાળો ઠાકરા ! - ૭
પાપ પૂંજની પાળે, ખલક, છળ ખટકયા ઘણાં
આભના અજવાળે, વાળુ ન થાય વશંભરા ! - ૮
પધારશું પરલોક, વહિવટ છોડી વિશ્વનો;
સાલે એકજ શોક, શું કમાણા સૃષ્ટિમાં ? - ૯
દૈવત દુર્બળ હોય, સ્વપ્ને સુખ નવ સાંપડે;
કર્મે લખ્યાનું કોઈ, વાંચી શકે નહિ વિરલા ! - ૧૦

– રમણીકલાલ કે. ત્રિવેદી

Oormy Navrachana Rajkot-1 (Sept.-'80) ફી રૂા ૨-૦૦ Regd. No. G-RJ-82

# 'ઊર્મિનવરચના'ના ૧૫ વિશેષાંકો

| | | |
|---|---|---|
| ૧ – | લોકવાર્તા અંક | (અપ્રાપ્ય) |
| ૨ – | લોકસાહિત્ય અંક | (અપ્રાપ્ય) |
| ૩ – | લોકસાહિત્યમાં સિંહ | રૂા. ૧૫-૦૦ |
| ૪ – | લોકસાહિત્યમાં અશ્વ | ,, |
| ૫ – | ગુજ. સા. પ. જૂનાગઢ અધિવેશન અંક | રૂા. ૧૦-૦૦ |
| ૬ – | લોકસાહિત્યમાં નારી | રૂા. ૧૫-૦૦ |
| ૭ – | લોકસાહિત્યમાં નદી | ,, |
| ૮ – | સ્વ. મેઘાણી સ્મૃતિ અંક | રૂા. ૫-૦૦ |
| ૯ – | સૌરાષ્ટ્રની ધર્મસાધના | રૂા. ૧૫-૦૦ |
| ૧૦ – | લોકસાહિત્યમાં પક્ષીઓ | ,, |
| ૧૧ – | ખાંભી અને પાળિયા | ,, |
| ૧૨ – | લોકભરત અને કંડાર | ,, |
| ૧૩ – | દુહો દસમો વેદ | ,, |
| ૧૪ – | સ્વ. ઈશ્વરભાઈ સ્મૃતિ અંક | રૂા. ૫-૦૦ |
| ૧૫ – | વનપ્રવેશ વિશેષાંક | રૂા. ૧૦-૦૦ |

કિંમત ઉપરાંત રજીસ્ટર્ડ પોસ્ટેજના રૂા. ૨-૭૫ સાથે મનીઓર્ડર કરવાથી દરેક અંક મોકલાશે. વી. પી. કરતા નથી. એકથી વધારે અંકો મગાવનારને જે કાંઈ વધારે પોસ્ટેજ આવશે તે ભરવું રહેશે.

વ્યવસ્થાપક

'ઊર્મિનવરચના' : ૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ – ૩૬૦૦૦૧

# ઊર્મિ નવરચના

આદ્ય તંત્રી: સ્વ. ઈશ્વરલાલ મો. દવે
તંત્રી જયમલ્લ પરમાર
ઓક્ટોબર : ૧૯૮૦
સળંગ અંક-૬૦૬


## લઘુતાએ પ્રભુતા પાકે

જગતનાં નદીનાળાં ને પહાડી ઝરણાં સમુદ્ર તરફ આવીને પોતાનો સંભાર શા માટે ઠાલવે છે તે ખબર છે? સમુદ્ર પોતાનું સ્થાન તેમનાથી અત્યંત નમ્રપણે રાખે છે ને સઘળા પ્રવાહો પર સ્વામિત્વ ભોગવે છે. એ જ રીતે મહાન પુરુષ લોકોમાં ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરવા માટે લોકોના ચરણ તળે પોતાની જાતને સ્થાપે છે. તેમની આગળ રહેવા માટે તેમની છેક છેલ્લે [illegible] પોતાનાં કદમ ઉપાડે છે. આમ તે સૌથી ઉચ્ચ સ્થાને રહેવા છતાં કોઈને તેનો ભાર લાગતો નથી કોઈ તેના વજન તળે કચડાતું નથી. તે બધાની આગળ રહેલો છતાં કોઈને તેની આગેવાનીની ઈર્ષા આવતી નથી. તેના રખેવાળા નીચે કોઈને કોઈ જાતની હાનિનો ડર લાગતો નથી.

—ચીની તત્ત્વજ્ઞ લાઓત્સે

# ઊર્મિ નવરચના

તંત્રી : જયમલ્લ પરમાર

વર્ષ : ૫૧ ઓકટોબર : ૮૦ : અંક : ૭ : સળંગ અંક : ૬૦૭





## ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

ઓકટોબર નવેમ્બર સિવાય કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે ફરિયાદ કર્યા બાદ કાર્યાલયને નકલ મોકલવી. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિનવરચના'ના લવાજમના દર

વાર્ષિક-દેશમાં રૂા. ૨૦-૦૦

વાર્ષિક પરદેશમાં રૂા. ૪૦-૦૦

**લેખકોને--**

લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રીઓ તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

**પ્રકાશકોને—**

બદલાનાં સાપ્તાહિક, પાક્ષિક માસિક વગેરે તથા અવલોકન માટેનાં પુસ્તકો નીચેના સરનામે મોકલવાં.

**એજન્ટોને—**

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ઊર્મિનવરચના કાર્યાલય
૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ ૩૬૦૦૦૧ ( જિ. રાજકોટ

માલિક, મુદ્રક અને પ્રકાશક : રાજુલ ઈ. દવે : ૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ-૧
મુદ્રણસ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે, રેસકોર્સ રોડ, રાજકોટ-૧



# યુવાશક્તિના વિકાસ માટે રમત ગમત પ્રવૃત્તિને પ્રોત્સાહન

- યુવાન પેઢીમાં રહેલાં શક્તિ અને કૌશલ્યને યોગ્ય અભિગમ આપવા ગુજરાતમાં રમતગમત તેમજ યુવા-કલ્યાણના વિવિધ કાર્યક્રમો પરંપરાગત શિક્ષણ ઉપરાંત અમલમાં છે.



- ગ્રામ તથા રાજ્ય કક્ષાના વિવિધ રમતગમત મંડળોની પ્રવૃત્તિને વેગ આપવા આર્થિક સહાય આપવામાં આવે છે. નગર તથા શહેરોમાં મેદાનો તૈયાર કરવાની યોજના અમલમાં છે. રાષ્ટ્ર અને રાજ્યકક્ષાની સ્પર્ધાઓમાં મહત્વનાં સ્થાન પ્રાપ્ત કરતા ખેલાડીઓને શિષ્યવૃત્તિઓ આપવા ઉપરાંત શ્રેષ્ઠ ખેલાડીઓને 'સરદાર પટેલ એવોર્ડ' આપવામાં આવે છે.

- શરદ રમતોત્સવ અને શિયાળુ રમતોત્સવમાં ભાગ લઈ રાજ્ય કક્ષાએ આવેલા આશાસ્પદ ખેલાડીઓને પ્રશિક્ષણ શિબિરો યોજી નિષ્ણાતો દ્વારા તાલીમ આપવામાં આવે છે. તે માટે અમદાવાદ અને ગાંધીનગરમાં પ્રાદેશિક અને દેવગઢબારિયા, સુરત, વડોદરા, પાટણ, રાજકોટ અને ભાવનગર ખાતે પેટા પ્રશિક્ષણ કેન્દ્ર શરૂ કરાયાં છે. દુલીપ ક્રિકેટ સ્કૂલ, પોરબંદરમાં ક્રિકેટ અંગેનું શિક્ષણ અપાય છે.



- પર્વતારોહણ ક્ષેત્રે ગુજરાતની વિશિષ્ટ સિદ્ધિઓની આંતરરાષ્ટ્રીય ખ્યાતિ છે. માઉન્ટ આબુ તેમજ ગીરનાર–જૂનાગઢ ખાતેની રાજ્ય પર્વતારોહણ સંસ્થા દ્વારા ગુજરાતનાં યુવક–યુવતીઓને તાલીમ આપવામાં આવે છે.

- સમુદ્રના કાંઠાના તેમજ ઊંડાણના વિસ્તારોમાં રાષ્ટ્ર તેમજ રાજ્ય કક્ષાની તરણ અને હોડી સ્પર્ધા યોજવામાં આવે છે. ઊંડા દરિયામાં તરવા માટેની શિબિર પણ યોજાય છે. ગુજરાતમાંથી સાહસિક પ્રવાસ ખેડતી ટુકડીઓને અનુદાન અપાય છે.

• માહિતી નિયામક, ગુજરાત સરકાર દ્વારા પ્રકાશિત •

## પાળિયા

### સાહિલ

વીત્યા સમયનો આપે છે આભાસ પાળિયા,
વેરે છે અંધકારમાં અજવાસ પાળિયા.
ક્યારેક ધ્યાન દઈને તમે એને સાંભળો –
સંભળાવે છે દટાયેલો ઇતિહાસ પાળિયા.
પાણી – ખમીર – ખાનદાની – ટેક – વટ – વચન,
લોહીમાં સિંચતા રહે ઉલ્હાસ પાળિયા.
ના માઢ – મેડિયુંની તમા હોય તેમને –
શૂરાપૂરાના આખરી આવાસ પાળિયા.
'સાહિલ' સરી છે એક પછી એક કૈં સદી
તોયે હવાને દઈ રહ્યા છે શ્વાસ પાળિયા!

*

## થાપા

### ઇસુ ગઢવી

ઓતરાદા ઓરડાની ભીંત્યુંને શૂળે છે
દસ – દસ આંગળિયુંની છાપ...
સિંદુરિયા થાપાના ડોરા – કટ કંકુમાં,
કણસે છે વાદીલા સાપ...
ઓતરાદા ઓરડાની ભીંત્યુંને...
ટોડલીએ ટીંગાતા મોરલાના ટહુકામાં,
આથમતો લાગે અષાઢ,
વેદના વીંટાય ખાલી ખોરડાની ખાપુમાં,
હીબકાતાં મેડીયું ને માઢ,
લાખ – લાખ વાત ઉભી બારસાખ બોલે
પંડય પીડે છે આભલાની ખાપ...
ઓતરાદા ઓરડાની ભીંત્યુંને...
ઉમરના વાંસામાં ઉગે છે ઓરતા,
ને ઓશરીમાં લીંપાતાં રણ...
ફળિયાની છાતિયુંમાં ખુંદે છે હમચી,
યાદોનાં લાખ – લાખ ધણ...
ડેલીમાં ડૂસકાંનો દરિયો રેલાય,
હોય ઔત્યું શું પરભવનાં પાપ,
ઓતરાદા ઓરડાની ભીંત્યુંને....
શૂળે છે દસ–દસ આંગળિયુંની છાપ...

## નોકરી

### વલ્લભભાઈ મ. રાજ્યગુરૂ

ધરણીધર ધણીની રે નોંધાવી છે નોકરી હોજી...
હવે શાને કરવી બીજાની અરદાસ,
ખુશામત ખાવંદની રે ખાંતે કરી ખેલવું હોજી;
પરખી મારી નજરૂં પ્રભુજી કેરી પાસ...ધરણીધર...૧
જોતાં જોતાં જડિયાં રે સાચાં મોતી સાગરે હોજી
પ્રગટયો એનો અંતરમાં દિવ્ય ઉજાસ
અવિનાશી ઓળખતાંરે હેલી ચડી હેતની હેજી
દર્શનથી મોંઘો બન્યો છે મારો વાસ...ધરણીધર...૨
નારાયણ છે ન્યારો રે ભવની ભાવટ ભાંગતો હોજી
તાવ્યા પછી ત્રિકમ આવી મળે ત્યાંય
કઈંકની કસોટી રે કરતો ભાળ્યો કાનજી હોજી
વલ્લભ એનો આજ મળેલો ઉપાય...ધરણીધર...૩

*

## જીવન

### દાન અલગારી

દન રે ઊગે તો દન આથમે,
આજની તો બની જાય કાલ્યું રે,
ઊગેરે સુરજ અંધારાં ઓગળે,
(તો) જીવન કેમ રીએ ઝાલ્યું રે.
કુંપળ ફૂટેને ધરણી આદરે,
(ઈ) ફાલી રે ફૂલીને ફળ થાય;
કાચાં રે ખરે કોઈ પાકાં થઈ પડે,
કોઈ કોઈ પાકીને પૂજાય.
સુગંધી ફોરે ને સંકટ સાંપડે,
ફૂલડાંને ચૂંટાવાની ફાળું રે;
નીંદામણ કરે ને નરવાઈ નીપજે,
મોલાત્યું હસે છે મરમાળું રે.
દીવડો ઝગે ને દેવળ ઊજળું,
(એનાં) તળિયાનાં બળી જાય તેલ;
જે સરાણે ચડે ને સંકટ સાંપડે,
(પાછો) માથાં વાઢી ભેગો કરે મેલ.
વંદુંના વિવેકી વેધુ કેટલા?
સાધુ પણ કેટલા સુજાણુ?
દાન રે અલગારી લાગે દોયલું,
(જો) બરાબર લાગી જાય બાણુ

# મિયાણી–મલ્લણી

(કોશીલવંતી નાર : ૫૦)

જયમલ્લ પરમાર

રા'નવઘણને બદલે પોતાના પુત્ર ઉગાને દુશ્મનના હાથમાં સોંપનાર જનેતાએ સગા દીકરાની આંખો પોતાના પગ નીચે કચરી જાણી અને આંખમાં આંસુની ભીનાશ સુદ્ધાં લાવ્યા સિવાય વતનની વફાદારીને ખાતર.

પણ ન હોત તો નભત નહિ પૃથ્વી પાવરરા! ક્યાં સોરઠનું આલીદર – બોડીદર અને ક્યાં કચ્છનું રેલડીગામ! ક્યાં ઉજળાં બિરદનાં આયર અને ક્યાં ઇમાન માટે મરી ફીટતા મિયાણા?

જોગમાયાની વેલને કોઈ કુળના, કોઇ કોમના, કોઇ સંપ્રદાયના ભેદ હોતા નથી. જામનગરનાં તોરણ બાંધનાર જામરાવળે જામ હમીરજીને મહેફીલમાં બોલાવીને દગાથી માર્યા ત્યારે એના બે પુત્રો ખેંગારજી અને સાહેબજી નાની અવસ્થામાં.

હમીરજીનો વફાદાર સીદી નોકર છચ્છર બુટો બેય કુંવરને લઇને ભાગ્યો. આગળ કુંવરો અને સીદી. પાછળ જામ ખેંગારજીની લોહી તરસી વાર, જામરાવળને જામ હમીરજીનો વંશ કાઢી નાખવો હતો.

ભાગતાં ભાગતાં છચ્છરબુટો રેલડી ગામે પહોંચ્યો ત્યાં હમીરજીના વફાદાર ને છચ્છરબુટાનો ભાઈબંધ મિયાણો ભિંયા કકકલ રહે, પણ અડાભીડ આદમી.

ભાગવાની વેળા નહિ રહેલી. એટલે બેય કુંવર ભિંયાં કકકલને સોંપી દીધાં પણ સંતાડવા ક્યાં? ભિંયા કકકલના વાડમાં કડબની ગંજાવર કાલર ખડકેલી. બેય કુંવરને અંદર છુપાવી દીધા.

વાર આવી પહોંચી. ભાગેડુનાં પગેરાં ભિંયા કકલના વાડા પાસે આવીને અટકે. ભિંયા કકલને જામરાવળના માણસોએ ઘણું સમજાવ્યું. ભિંયા કકકલ એકનો બે ન થયો. કહે કે અહીં છે જ નહિં પછી ક્યાંથી કુંવરો કાઢું? પગીઓએ ફરતાં બબ્બે ગાઉમાં પગેરાં નાણી જોયાં, પણ હરીફરીને વાડ પાસે આવીને પગેરાં અટકે.

ભિંયા કકકલ માથે વારની ભીંસ વધવા માંડી છેવટે જામરાવલ કાળઝાળ થઈ ઉઠયો.

ભિંયા કકલની મરદ મિયાણી મલ્લણી સાનમાં સમજી ગઈ પોતાના મિયાણાને પડખે જઈને ઉભી રહી. કાનમાં ફુંક મારી કે 'જોજે હો! ઝઝકી જાતા નહિ!'

મિયાણો બાઈડીનું મેણું સહન નથી કરી શકતો. દીલ સહેજ હલી ગયેલું તે સાબુત થઇ ગયું. અહીં જામ રાવળે ભિંયાકકલના મોટા છોકરાને પકડી મગાવ્યો માથે તલવારું તોળાણી. પણ મરદનો બચ્ચો મિયાણો એકનો બે ન થયો. ભિંયાકકલને મિયાણીની બીક હતી કે વખતે એ હીંમત હારી ખાશે. એના બદલે મિયાણી તો મોભ થઈને ઉભી રહી.

મિયાણાં ન માન્યાં એટલે જુવાન છોકરાને ઝાટકે દીધો. મા ને બાપની આંખ સામે તરફડ તરફડ ઘડીક ધડ થયું ને લોહીનાં માદણાં ભરાણાં.

મોટો દીકરો કુલધારે ઉતરતાં મા ને બાપ પહાડ જેવા થઈને ઊભા રહ્યા. "કુંવર હોય તો કાઢી આપીએ ને! છોકરાને મારવાથી કુંવર થોડા પેદા થાય છે?"

એક બાજુ સ્નેહ ને બીજી બાજુ ફરજ બેય વચ્ચે મિયાણો ઝોલાં ખાય છે પણ જોગમાયા મિયાણીને જોરે ભડ થઈને ઊભો છે.

જામ રાવળ કસાઇ બન્યો. ભિંયા કકલના બીજા છોકરાને બોલાવ્યો. ઝાટકો ભેગો વાઢી નાખ્યો. એમ એક એવા બે ને બે એવા ત્રણ ચાર પાંચને છઠો છોકરો જ્યારે ઝાટકે દેવાણો ત્યારે આંખ સામે છ છ છોકરાનાં તરફડતાં શબો પોતાના પગમાં પડયા દેખીને બાપની આંખમાં આંસુ આવી ગયાં. ત્યાં તો ભડ મિયાણીએ એકલો મિયાણો સમજે એમ ભલકારો કર્યો.



[અનુ. પૃ. ૩૭૫

# કવિરાજનો પ્રવાસ

રતુભાઈ રોહડિયા

કવિરાજ મગજમાં કવિતાઓ, અને હૃદયમાં કોડ ભરીને ચાલ્યા: "જીતવા! હવે તો દૂધ ચોખા ઉપર ત્રાપડ જ દઈશું."

કવિરાજની નજર મધ્યકાળ માથે છે, જીવતર વીસમી સદીનું છે, પણ આત્મા પર જામી ગયેલો જનવટનો ઓથાર ઊતરતો નથી. એ કેફમાં આંખ ઉઘાડી તેઓ પોતાના જમાનાને જોતા નથી. જૂનવટના મૂડદાને તેમણે એવી તો કડક મડાગાંઠ ભીડી છે કે રેલ્વે, બસ અને વિમાનનો જમાનો હોવા છતાંયે કવિરાજ પોતાનું ટાટવું ડચકારતા આવે છે.

આમ કવિરાજની પધરામણી કાઠિયાવાડમાં થઈ. પણ કવિને જોતાં જ આપાઓએ જાણે જમ આવ્યો હોય એવો કળકળાટ કરીને રોદણાં જ શરૂ કર્યા:

આવો ઓર ચાઇ ગ્યારે માસ,  
જિયાં તિયાં વાવ્યા ઊગો,  
પૂગો વંગે પરા જાએ અહો! દલ્લી પાર,  
ચિતના ઉજળા તમે ચાંચના છો ઘણા ચોખા,  
જીમો દૂધ ચોખા તમને ભાવે નહીં જાર...૧

– કવિરાજ તમે તો વરસના અગિયાર માસ અમારે માથે પડતા આવો છો. તમે કવિલોક તો વાવ્યા ઊગો એવા છો. તમે તો ટાટવું હાંકતા સીધા દિલ્હીની યે ઓલી પાર પેગી જાવ છો. ચતુર એવા તમે ચાંચના ઘણા ચોખ્ખા (સ્વાદીલા) છો એટલે તમે તો દૂધ ભાત જ ખાવાવાળા, તમને જારના રોટલા તો ભાવે જ નહિ.

પાઈએ દૂધ વછેરાને, બચે તે છઈયાને પાઈએ,  
દાન માન દંઇએ એવી અમે નહિ જાત,  
માણસિયા ભાભા જેવા હોય તે ચડાવે મેઢે  
ભા ભે જેવા હોઅને જિમાડે દૂધ ભાત...૨

– અમે તો દીકરાથીએ અદકા વછેરાને દૂધ પાઈએ, અને તેમાંથી વધે તો છોકરાંને પાઈએ, પણ અમે કવિલોકને દાન માનથી નવાજનારા નથી. જેતપુરના માણસિયાવાળા જેવા હોય તે તમને મોઢે ચડાવીને દૂધભાત જમાડે, અમે નહિ.

વાતાં બોલી જાત તમે, વધ કોએ જાંણે નહિ;  
લોઇ ભર્યા મોઢા દેખે આવે નથી લાજ!  
સાળાના સાળાની સાળી તેની કાલે મૂઇ સાસુ!  
આંસુ લૂછે લૂછે માંડ બેઠા છઈએ આજ...૩

– વ.ચાળ એવી તમારી કવિલોકની જાત સમો – કસમો જાણ્યા વગર જ ટપકી પડવાના. અમારાં લોહી ભર્યા (શોકગ્રસ્ત) મુખો જોઈને પણ તમે લાજતા નથી. કાલે જ મારા સાળાના સાળાની સાળીનાં સાસુજી ગુજરી ગયાં છે. એના શોક અને સંતાપનાં આંસૂ લૂછી માંડ અમે આજે છાના રહ્યા છીએ.

ભામણાં ભાટાંના જીકે નથી કે'તા ભૂંડાભલા,  
ચારણીઆ ફીટે સમે ન મેલેઓ છેડ;  
મોટી મેડી દેખે દેખે આંણે મૂકે,  
નેડી નદી આણે પ્રભુ કરોને નીવેડ...૪

બ્રાહ્મણો અને ભાટોની તો ભૂંડી ભલી વાત જ અમે નથી કરતા. પણ આ ગઢવીઓએ તો આવા વસમા સમાએ પણ અમારો કેડો મૂકયો જ નહિં. મોટી મેડી જોઈને દોડયા જ આવે છે. હવે તો હે ભગવાન! નદીને મેડી પાસે લાવી મેડીનો જ નાશ કરીને આ દુઃખનો અંત લાવો.

રાબ છાશની અને જારના રોટલાની મહેમાની પામીને, ટાયડાને ઓગડનાં પૂળાં નીરાતાં જોઈને કવિ રાજ બીજે દિવસે જ ખેંતાળી ગયા. જઈ પહોંચ્યા ઉત્તર ગુજરાતના વીજાપુર ગામે, ત્યાં એક બારોટજી

કવિરાજને પોતાને ત્યાં લઈ ગયા. કવિરાજ કહે :

"બારોટજી! કવિ અને કવિતાના ગ્રાહકો ક્યાંય કમાતા નથી.

'બારોટજી કહે : "કવિરાજ! આ તો સો વરસ મોડી આવેલી સમજણ છે. સો વરસ પહેલાં અમારા જેષ્ટારામ કવિ દાત્તારને ગોતવા નીકળેલા. એ જેઠા બારોટને ભેટેલા કંજુસ નરોનુ વર્ણન જેઠા બારોટે આ પ્રમાણે કર્યું છે :

### કબિત

સૂમને રુપિયો લીનો, કર મેં પસીનો દેખ;
'જેષ્ટ' કવિયોં દીનો ઉપદેશ રુપિયા સોં,
કાંહે કું અકુલાત આંસુ પાત કર જારે ગાત;
હે તું પ્રિય મોં કો માત તાન બેન ભયા સોં,
દાત્તા ગૃહ જાનો તો તાં કુટાતો, ના વિરામ પાતો
આ તો પર્યો મેરે હાથ હાર મત હૈયાં સોં.
જીરે રહે જ્યોં લોં ત્યોં લોં દાટો,
ના બટાઉં તો હી;
મેં જો મર જાઉં શીખાય જાઉં છૈયા સો– ૧

અને હં, કવિરાજ બીજે ઠેકાણે જેઠા બારોટ ને કવિના નહિં પણ કામિનીના ગ્રાહકો ભેટી ગયા. એમણે જે કહ્યું ઈ જેઠા બારોટે કવિતમાં ગૂથ્યું :

ઓઢો શિર સારી, આંખ કાજર તે કારી કરો;
ભારી ભાગ જાગે, બારનારી બજા જાવો તો.
છોરો સુધરાઇ, ધોરો છોરો જાય હીંતે;
ભાંડ કલા શિખો જો, હમારે મન ભાવો તો.
હે ન ગુન આપમેં, હમારે મન રાચબે કો,
નાચબે કો શિખો યહાં યાચબેકો આવો તો.
'જેષ્ટ' કવિરાઇ સાચી, આપકો સુનાઇ દેત.
રામકી દુહાઇ કવિતાઇ જો સુનાવો તો...૨

ત્રીજે ઠેકાણે તો જેઠા બારોટ મોકાના ભરાઇ પડયા. એમને ઠણુકતો જવાબ મળ્યો કે.

ઇનકું સુનાવો ગુન, ગુનકી ગરાગી જહાં;
કીનકું સુનાવાં હમ ગુનકું ગીને નહીં,
કહે આના સોલ હમ, તુમસે બજાય ઢોલ;
બોલ બોલ કરોંગે નો હમારી મને નહીં.
'કવિ જેષ્ટાલાલ' સવાલ જૂઠ નાંહી ભાખે હમ;
વાંઝ તિય બાલ તિહું લોક મેં જને નહીં.
મોટી મોટી બાત, માંગવેકી કરો કોટી પન;
યહે બાત ખોટી, રોટી જશકી બને નહીં...૩

એ રાત્રે લાડવા ઝાપટીને કવિરાજ અને બારોટજી આખી રાત કવિ અને કવિતા ચહકો વગરની થઈ ગયેલી દુનિયા પર આંસુ સારતાં અને શોક કરતાં રહ્યા. સવારમાં કવિરાજે ટાયડું મારવાડ ભણી વહેતું મૂક્યું.

મારવાડ! તો મામલો ન્યારો છે. દારુની રેલમ છેલ મચી છે. ડાયરે ડાયરે બાટલીની બોલબાલા છે. ઢ ઢણો ને કંઠેથી અવિરત ગીત વહ્યા જ કરે છે કે,

દારુડો દાખાં રો, પીવણ હારો લાખાં રો.

કવિરાજે ખીજડાના થડે ટાયડું બાંધી ડાયરે આવીને 'જે માતાજી રી' કહેતાં શુભરાજ કર્યા. પછી તેમણે લલકાર્યું :

મૌસર રણ તરવાર મારણાં,
દેણાં હરખ રિઝિયા દાન;
રસ જસ કરણ ખરીદણ રૂપગ
દુનિયા સિર સુજસ રી દુકાન.

(સંગ્રામ વેળા તરવાર ચલાવવા વાળા, રિઝ આવ્યે દાન આપનારા કવિલોકમાં રસ લઇને ગીતના ખરીદનાર હે મારુ રાવ! મારી તો દુનિયા પર સુયશની હાટડી છે.)

ત્યાં મારુ રાવ બોલ્યા : "બારહઠજી! ગીત ન સંભળાવશો.' બાકી તમને શાક રોટલો મળી જશે. હવે તો અમે જ તમને ગીત સંભળાવશું."

કવિરાજ મનોમન વિચારે છે : "આ તો અવળદામ થયું."

હવે કવિરાજ સાંભળે છે.' અને મારુ રાવ લલકારે છે :

વીરારસ તણો ન ભાવે વરણણ,
નહ ભાવે મોનું જસ નીત;
ગરજ નહીં મ્હારે ગીતાં રી,
ગઢવા કાય સુણાવે ગીત...૧

(અમને હવે વીરરસનાં વર્ણનો અને યશ અને નીતિની વાતો ગમતી નથી. તેમ અમારે હવે ગીતની પણ ગરજ નથી. માટે ગઢવા! નકામાં ગીત કાં સંભળાવો ?)

મોદ મચે કર ચઢિયાં માયા,
માથા પચ નહ મોદ મચે;
રચ થાગાં ઘરકા રા રુપગ,
રુપગ મહારા કાય રચે...૨

(આનંદ તો મારા હાથમાં નાણાં ભેગાં થાય તો આવે, પણ તમારાં ગીતોની માથાકુટમાં ન આવે, માટે તમે તો હવે ખૂદ તમારા ઘરની હાલતનાં જ ગીતડાં ગાવ, પણ મારાં ગીતો શાને રચો છો ?)

ખોટો હુવે કિસૂં શુણ ખોલે,
ગાંઠ બાંધિયા રાખ ગુણ;
બણિયો તૂં કાયબ રો બક્તા,
કાયબ કુતા અઠે કુણ....૩

(તમારાં કાવ્યોની ગાંઠડી છોડવા અત્રે ખોટી થઈને સમય ન બગાડો. તમારી ગાંઠડી બાંધી જ રહેવા દો. તમે કાવ્યના વક્તા થવા આવ્યા, પણ અત્રે અમે તો કાવ્ય કયા કૂતરાનું નામ છે ? તે પણ જાણતા નથી !)

આખર બાવન કરે એકઠા,
તેં કાગળ લિખ કીના ત્યાર;
લાપર પણો કિયો તો લડિસૂં
ચિડસૂં દિયું ન કોડી ચ્યાર...૪

(તમે તો બાવન અક્ષરોની ભેળસેળ કરીને કાગળ પર લખી તૈયાર થઈ આવ્યા છો, પણ જો તમે અહિં કાવ્યનો બકવાદ કરશો તો અમે તમારી સાથે ઝગડો કરીશું. અને રોષમાં ચાર નયા પૈસા પણ દાનમાં નહિં દઈએ. સમજ્યા ?)

કવિરાજે કપાળે હાથ દીધો. જમતી વખતે તો ઓર વીત્યું. છાશની ખટાશ કહે શાકની તીખાશ ભૂલાવું. શાકની તીખાશ કહે છાશની ખટાશ ભૂલાવું. એમાં કવિના માથાના વાળ ઊભા થઈ ગયા.

○ ○ ○ ○

કવિરાજ કહે છે : "હે રતુભે, જમાનો આવો આવ્યો છે, આમાં કવિનાં છોકરાં છાશ ભેળાં કયાંથી થાય ?"

'મેં કહ્યું : "કવિરાજ ! સાચા ચારણ માટે દાત્તાર નો દુષ્કાળ કોઈ દિવસ ન હતો. તમે તો ખુશામત કરવા ગયા, એમાં ચારણપણું જ તમારાથી છૂટાછેડા લઈ ગયું. જો તમે સમાજને દારુ માંસ છોડવાનું, વ્યસનો ત્યજવાનું, હરિભજવાનું પ્રબોધ્યું હોત, દીકરા, દીકરીઓને ભણાવવાનું, જીવનનાં હરકોઈ ક્ષેત્રે વીરતાપૂર્વક આગેકૂચ કરવાનું ઉપદેશ્યું હોત કે તમારાં કવનમાં પીડિતોની વેદનાઓને વાચા મળી હોત, અન્યાય અને પાટલીબદલુપણા પર તાતા પ્રહારો કર્યા હોત તો તમે આજે સમાજમાં દેવ થઈને પૂજાત. આ જ કારણને લઈ દુલા કાગને, શંકરદાન દેથાને કે મેરુભા ગઢવીને દાતારની અછત નહોતી નડી, બલ્કે દાતારો એમને ગોતતા આવતા હતા. પણ એ દેવર્ષિઓએ સ્વાર્થનો વિચાર કર્યો જ નહિ. બાકી તમારાં છોકરાંના છાશ રોટલાનો ઈલાજ બતવું."

કવિરાજ રાજીના રેડ થઈ ગયા; "રંગ રતનેશ દુલ્લા, રંગ રતનેશ દુલ્લા."

"કવિરાજ ! તમારા ગામને પાદર નદી તો છેને ?"

"હા, બાપ, બારે માસ સેંજળ વહે છે."

"તો કવિરાજ ! ઈ તમારી અન્નપૂર્ણા નદીમાં વાડો વાવો, છોકરાંને પરસેવાના છાશ રોટલા મળી રહેશે. સાથે સાથે નિસર્ગની ગોદમાં હરિભજન પણ થશે."

આ સાંભળતાં જ કવિરાજે ખેંતાળી મૂકયાં. જોડા પહેરવાયે રોકાયા નહિ.

# સુબોધ સત્યાવીશી : મનોરંજક પ્રતાપ કાવ્યમાંથી

-: સોરઠા :-

દુર્બળ કે દરબાર, અરે ન રેવાના અહીં;
જશે બધા જમદ્વાર. તૂટીની બૂટી નહીં. ૧

ખોટી ખરી ખચિત, દલીલ જ્યાં ન શકાય દે;
કહેવત એજ ઉચિત, તૂટીની બૂટી નહીં. ૨

બાળ તરૂણને વૃદ્ધ, અવધ વીતે અળગા થઇ;
ધોરણ એજ પ્રસિદ્ધ, તૂટીની બૂટી નહીં. ૩

માનો થઈ મગરૂર, ધન્ય ઘડી પળ જે ગઇ;
કરો દુષ્ટતા દૂર, તૂટીની બૂટી નહીં. ૪

જડતા જવા જરૂર, સદ્ગુરુથી ગુણ જ્ઞાન લહી;
કર્મ ન કરશો ક્રુર, તૂટીની બૂટી નહીં. ૫

સ્વદેશ ને પરદેશ, ઘરમાં કે ગિરિમાં સહી;
ગણતા ગણો હંમેશ, તૂટીની બૂટી નહીં. ૬

પૂર દુર્ઘટ ગઢ જયાઇ, દરિયા કે ડુંગર મહીં;
તલપ કાળની ત્યાંહી, તૂટીની બૂટી નહીં. ૭

મસીદ દેવ માંહી, વસ્તી કે વેરાનમાં;
પડે કાળ પડછાંઇ, તૂટીની બૂટી નહીં. ૮

(વરસાદ)પ્રાવૃટમાં પ્રસરાય,અન્ન તરણ અવનિ મહીં;
પણ તો સૌ સુકાય, તૂટીની બૂટી નહીં. ૯

ધરે અધિક ઉર આશ, વિવિધ વાસના મહીં;
સત્વરે નીકળે શ્વાસ, તૂટીની બૂટી નહીં. ૧૦

પંડિતમાં પંકાય, શાસ્ત્રાર્થે સાચા થઈ;
પણ તેથી ન ટકાય, તૂટીની બૂટી નહીં. ૧૧

નિશ્ચે કરી નિદાન, ભલા વૈદ્ય ભેળા થઈ;
માત્રા દીએ મહાન, તૂટીની બૂટી નહીં. ૧૨

ભવ્ય વિભવ ભવમાંય, મળ્યા છતાં માલિક જઇ;
ચોકકસ તે ચૂંથાય તૂટીની બૂટી નહીં. ૧૩

સારા નરસા સર્વ, જાયા તે જાવા સહી;
ઘડી ન કરશો ગર્વ, તૂટીની બૂટી નહીં. ૧૪

કરે વોયને હાય, વિલાપમાં વધતું કહીં;
પણ તેથી શું થાય, તૂટીની બૂટી નહીં. ૧૫

લાખ કરે અભિલાષ, જન દિલથી દઢતા ચહી;
પણ પળમાં તે ખાખ, તૂટીની તૂટીની બૂટી નહીં.૧૬

સૂર મુનિ સૌ સપડાય કઠણ કાળની જાળમાં;
બીજાથી ક્રીં બચાય, તૂટીની બૂટી નહીં. ૧૭

તસ્કર કરી તકરાર, જ્યાં ત્યાં ઝોંટ કરે જઇ;
પણ સમજે નહીં ગમાર, તૂટી ની બૂટી નહીં ૧૮

કોડ કરે મન ક્રોડ, મહેનતે માથાફોડ લઇ;
કાળ કરે જ્યાં દોડ તૂટીની બૂટી નહીં. ૧૯

ભૂવા થકી ભરમાય, ધૂણાવે ધૂપો દઇ;
પછી કહે પસ્તાઇ, તૂટીની બૂટી નહીં. ૨૦

કરે કારમો કલેશ, કુટુંબમાં કંટક થઇ;
મુખે ચોપડે મેશ, તૂટીની બૂટી નહીં. ૨૧

દિપક દિવ્ય ઉજેશ ઘટે દીવેલ ઘટે જહીં;
અંધારૂં અવશેષ તૂટીની બૂટી નહીં... ૨૨

હજાર કહીએ હામ, મનની મનમાં રહે;
મૂકવું પડે મુકામ, તૂટીની બૂટી નહીં. ૨૩

કાળ ઘંટીની માંહી બધું જગત દિનરાત રે;
ઘસડાતું ઘટી જાય, તૂટીની બૂટી નહીં...૨૪

ફાવે નહીં ફરિયાદ, યાદ કરે અહીં કે તહીં;
માટે વૃથા વિષાદ, તૂટીની બૂટી નહીં...૨૫

માનવી માની વિચાર, વૃથા માન મૂકી દઇ;
બનતો કરો ઉપકાર તૂટીની બૂટી નહીં...૨૬

તન મન ધનથી ઓપ, સદા સર્વ ઉપયોગ થઈ;
સમજો પ્રભુ પ્રતાપ, તૂટીની બૂટી નહીં...૨૭

# શ્રીકૃષ્ણ ચરિત્ર

નરોત્તમ પલાણ

ભગવાન શ્રીકૃષ્ણના ચરિત્રથી સહુ કોઈ પરિચિત છે. બાલલીલા, મથુરાનિવાસ અને વિદ્યાભ્યાસ સૌરાષ્ટ્રમાં આગમન અને દ્વારકાનિવાસ, કૌરવપાંડવના યુદ્ધ અર્થે કુરુક્ષેત્ર, પુનઃ દ્વારકા, કુટુમ્બપરિવાર સાથે યાત્રા, પુનઃ દ્વારકા અને એક સોને વીસ વરસની ઉંમરે દેહોત્સર્ગ. તે જમાનામાં સામાન્ય કહેવાય એવા આ આયુષ્ય દરમિયાન શ્રીકૃષ્ણે જે ખેલ ખેલ્યા તે જગતભરના ઈતિહાસમાં અને સાહિત્યમાં વિરલ છે. શ્રીકૃષ્ણ ચરિત્ર માત્ર કવિની કલ્પના હોય તોય તે અદ્દભુત છે!

સામાન્યતઃ શ્રીકૃષ્ણચરિત્રને આ પ્રમાણે વિચારી શકાય: જન્મથી અગિયાર વર્ષ અને બાવન દિવસ સુધી વ્રજનિવાસ અને બાળલીલા. ત્રેપનમે દિવસે મથુરા આગમન અને કંસવધ. કંસવધ પછી મથુરામાં જ ઉપનયન સંસ્કાર અને લગભગ છ વરસ સાંદીપનિના આશ્રમમાં વિદ્યાભ્યાસ. અઢારમે વર્ષે મથુરા ત્યાગ અને સૌરાષ્ટ્ર તરફ પ્રયાણ. વીસમે વર્ષે દ્વારકાની સ્થાપના અને દ્વારકાધીશ તરીકે રાજ્યાભિષેક તે છેક સાઠ વર્ષ સુધી એકધારું રાજ. આયુષ્યના એંશીમા વર્ષે અર્જુનના સારથી તરીકે કુરુક્ષેત્ર અને કુલ સોળ વર્ષ પછી પુનઃ દ્વારકા. એક મત મુજબ ૯૬ વર્ષે દેહ ત્યાગ અને બીજા મત મુજબ પરિવાર સાથે યાત્રાગમનમાં વીશ વરસ અને તે પછી પુનઃ દ્વારકા. ચાર વરસ યાદવ સામ્રાજ્યના પતનનાં અને છેલ્લે ૧૨૦ વર્ષની ઉંમરે સોમનાથ પાસે દેહત્યાગ.

શ્રીકૃષ્ણચરિત્રના પ્રસંગો અને સમય વિશે તેમજ ખુદ શ્રીકૃષ્ણચરિત્ર વિશે એકમેકથી તદ્દન વિરુદ્ધ જતા એકથી વધારે મતો છે. સામાન્યતઃ ઉપર મુજબના મુખ્ય જીવનકાર્યો છે અને તેમાં બહુ ઝાઝા મતભેદ નથી, સિવાય કે શ્રીકૃષ્ણચરિત્રના સ્થલ વિશે હવે ઉગ્રમતભેદો ઊભા થયા છે! અત્યાર સુધી મથુરામાં કૃષ્ણજન્મ અને ગોકુલમાં બાલલીલા માનવામાં આવતા હતા, એ બાલલીલાની ભૂમિ વ્રજ છે કે કેમ તેના વિશે ઊંડાણપૂર્વકના સંશોધનો થઈ રહ્યાં છે. રશિયન પુરાતત્ત્વવિદોના મત મુજબ ગોકુલ, વૃન્દાવન, જતિપુરા, બરસાના વગેરે સ્થળેથી એક પણ પ્રાચીન અવશેષ પ્રાપ્ત નથી. એટલે કે આજે જેને વ્રજ કહીએ છીએ તેનો શ્રીકૃષ્ણ સાથેનો સંબંધ વધારેમાં વધારે ચૌદમી સદી જેટલો પ્રાચીન છે! માત્ર છેલ્લા છસો વરસમાં જ 'વ્રજ'નો બાલલીલાના ક્ષેત્ર તરીકે મહિમા જાગ્યો છે! ખાસ કરીને પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ પરંપરાએ, સૂરદાસ અને શ્રીવલ્લભાચાર્યજીના પુત્ર શ્રીવિટ્ઠલનાથજીએ વ્રજનો મહિમા વધારવામાં શકવર્તી ભાગ ભજવ્યો છે!

જો વ્રજ શ્રીકૃષ્ણની બાલલીલાની ભૂમિ નથી તો એ ભૂમિ કઈ છે? તે એક ભયંકર પ્રશ્ન હવે ઊભો થયો છે. બીજી બાજુ શ્રીકૃષ્ણની બાલલીલા માત્ર કવિ કલ્પના જ છે– એવો મત જોર પકડી રહ્યો છે! ગ્રીસમાં હેરાસ નામનો રાજા હતો તે બાળવિરોધી હતો અને નિર્દય બની નાના બાળકોનો સંહાર કરાવતો એ કથાનક ઉપરથી કંસનું પાત્ર ચિતરવામાં આવેલ છે! કૃષ્ણની બાળલીલાનો ઉલ્લેખ મહાભારતમાં છે, પરંતુ કંસનું પાત્ર સૌ પ્રથમ હરિવંશમાં મળે છે. હરિવંશમાં કંસને ઉગ્રસેનનો પુત્ર, પણ ઉગ્રસેનની પત્નીને દ્રુમિલ નામના દાનવથી થયેલો બતાવવામાં આવ્યો છે. આ વાત એના વિદેશીપણા તરફ સંકેત રચે છે. બીજી રીતે જોઈએ તો કંસ પણ યાદવવંશી છે અને સમગ્ર યાદવવંશ ચંદ્રવંશી છે અને ચંદ્રવંશી વિદેશી છે!

અસ્તુ. શ્રીકૃષ્ણની બાલલીલાના મુખ્ય પ્રસંગોમાં –શ્રાવણ વદ ચૌદસને દિવસે એટલે કે શ્રીકૃષ્ણની છઠ્ઠીને દિવસે જ પૂતનાવધ અને તે પછી ક્રમશઃ શકટાસુર, તૃણાવર્ત વત્સાસુર, બકાસુર, અઘાસુર,

ધેનુકાસુર, કાલિયમર્દન, ઈન્દ્રમાનમર્દન, શંખચૂડવધ, અરિષ્ટવધ, કેશી–વ્યોમવધ અને મથુરા આગમન. મથુરામાં આવ્યા તે પહેલાં ઉપર પ્રમાણે જે હત્યાકાંડ રચાયો તેની સાથે સાથે ક્રમશઃ મૃત્તિકા ભક્ષણ, યમલાર્જુન ઉદ્ધાર, દાવાગ્નિપાન, વેણુગીત, વસ્ત્રાહરણ, બ્રહ્મભોજન, ગોવર્ધનધરણ, અને આનંદની પરમ અવધિ-સ્વરૂપ રાસલીલાના પ્રસંગો શ્રીકૃષ્ણચરિત્રમાં બની ગયેલા છે.

મથુરામાં આવ્યા પછી ધોબીવધ, કુવલયાપીડ નામક હાથીનો વધ, ચાણુર નામના મલ્લનો વધ અને કંસવધ. આ હત્યાકાંડની સાથે મથુરામાં માળીમિલન અને કુબ્જામિલનના પ્રસંગો બન્યા છે. (બલરામના હાથે પ્રલંબાસૂર વધ અને મુષ્ટિક નામના મલ્લનો વધ નિરૂપાયા છે. પરંતુ શ્રીકૃષ્ણચરિત્ર સાથે હાલ તુરત તેને સાંકળતા નથી.) કંસવધ સાથે શ્રીકૃષ્ણચરિત્રનો પ્રથમ ખંડ સમાપ્ત થાય છે.

છેલ્લા સમયમાં રશિયન પુરાતત્ત્વવિદોએ વ્રજ-ભૂમિનું જે વિશાળ આયોજનપૂર્વક સંશોધન કર્યું તેને પરિણામે આ બાલલીલાનો એક પણ પ્રાચીન સંકેત પ્રાપ્ત થયો નથી! આપણે ત્યાં ભારતીય સાંપ્રદાયિક માન્યતા મુજબ પણ બાલલીલાના પ્રસંગોનું ભિન્ન ભિન્ન અર્થઘટન સાંપડે છે, જેમકે પૂતનાવધ એટલે 'અવિદ્યા વિસર્જન' કાલિયમર્દન એટલે 'કામવાસના પર કાબૂ' – આમ દરેક પ્રસંગને પ્રતિક તરીકે ઘટાવવામાં આવ્યો છે. આ પ્રવૃત્તિ પાછળ કૃષ્ણલીલાનું ઔચિત્ય સ્થાપિત કરવાનો હેતુ છે. પણ જો દરેક પ્રસંગને આમ ઘટાવીએ તો શ્રીકૃષ્ણચરિત્રમાં શેષ શું રહે? 'ગોકુલ' એટલે 'ઈન્દ્રિયોનો સમૂહ' કહેતાં શરીર એમાં શ્રીકૃષ્ણ એટલે આત્મા અને ગોપીજનો એટલે સોળ હજાર નાડીઓ! આ વિચારશ્રેણીને સ્વીકારતાં આપ મેળે જ શ્રીકૃષ્ણચરિત્ર કવિની કલ્પના બની રહે છે! પણ મૂળમાં આવું અર્થઘટન છે? આ પ્રશ્નની તપાસ કરતાં એમ લાગે છે કે ખાસ કરીને શ્રીમદ્‌ભાગવતમાં વર્ણિત કૃષ્ણલીલાનું વિવરણ કરતાં પછીના ભાષ્યકારોએ આ અર્થઘટન લાગુ પાડયું જણાય છે!

ઐતિહાસિક દૃષ્ટિએ થોડી તપાસ કરીએ તો ભાગવત એવો ગ્રંથ છે જેણે કૃષ્ણલીલાનો અપાર મહિમા ગાયો છે! ભાગવતના મુખ્ય ટીકાકારોમાં શ્રીધર, બોપદેવ અને શ્રીવલ્લભાચાર્ય છે, એમના કાર્યોથી કૃષ્ણબાલલીલાનો અતિ વ્યાપક પ્રચાર થયો અને સમગ્ર ભારતવર્ષમાં સર્વત્ર શ્રીકૃષ્ણચરિત્ર ધર્મસંપ્રદાયોની દૃષ્ટિએ પ્રમુખ ચરિત્ર બની રહ્યું! પરંતુ શ્રીમદ્‌ ભાગવતમાં બાલલીલા કયાંથી આવી – એ પ્રશ્નના મૂળમાં ઉતરતાં આશ્ચર્યનો અનુભવ થયા વિના રહેતો નથી! સામાન્યતઃ ઈ. સ. ની નવમી સદીમાં ભાગવતની રચના માનવામાં આવે છે, તે પહેલાં ઈ. સ. ની છટ્ઠી સદીના 'વિષ્ણુપુરાણ'માં બાલલીલા મળે છે. વિષ્ણુપુરાણ પહેલાં ઈ. સ. ની ચોથી સદીના 'હરિવંશ'માં બાલલીલા છે અને તે પહેલાં ઈ. સ. પૂર્વેના 'મહાભારત'માં માત્ર સંકેત રૂપે બાલલીલા છે. આ બધી બાબતનો વિચાર કરતાં 'હરિવંશ' બાલલીલાનો વિસ્તાર કરનાર પ્રથમ ગ્રંથ જણાય છે. ઉપર નોંધ્યું તેમ કંસનું પાત્ર પણ 'હરિવંશ'માં પ્રથમ પ્રાપ્ત થાય છે. વાસુદેવ અને દેવકીનું કારાગૃહમાં જવું તથા 'આઠમો ગર્ભ તને મારશે! એવી ભવિષ્યવાણી વગેરે બાલલીલાનો પ્રારંભ 'હરિવંશ'માં થતો જણાય છે. જોકે આવી રીતે ગર્ભની અને નાના બાળકની સ્થળાંતર નિરૂપતી કથાઓ 'હરિવંશ' પહેલાં મળે છે, જેમકે ઈ. સ પૂર્વે છટ્ઠી સદીમાં ભગવાન મહાવીરનું પણ ગર્ભપરિવર્તન થયું છે. દેવકીજીના આઠ ગર્ભની વાત વૈદિક સાહિત્યના આઠ વસુઓને મળતી છે! આઠ વસુઓની જન્મદાત્રી અદિતિને જ દેવકીજી સ્વરૂપે પુનઃ અવતરતી વર્ણવી છે! આઠમો વસુ માર્તંડ, જે પાછળથી બાર આદિત્યોમાંનો આઠમો આદિત્ય મનાયો, જનમતાંની સાથે જ ત્યજાય છે! દેવકીનો સાતમો ગર્ભ બલરામ છે જે જનમતાં પહેલાં જ પરિવર્તન પામે છે અને વસુદેવની બીજી પત્ની રોહિણીના ઉદરમાં સંક્રાંત થાય છે! આમ ગર્ભ પરિવર્તન અને બાલપરિવર્તનની એક પ્રાચીન પરંપરા છે એમાં જ 'હરિવંશ' કૃષ્ણજન્મને ગૂંથી લે છે! 'હરિવંશ'ના અનુકરણમાં વિષ્ણુપુરાણ બાલ-લીલાને વિકસાવે છે અને 'ભાગવત'થી એમાં એકદમ

વધારો થાય છે! ભાગવતમાં વ્રજનો હજી સ્પષ્ટ ખ્યાલ નથી, એ તો ખાસ કરીને શ્રીવલ્લભાચાર્યે સોળમી સદીમાં દર્શાવ્યો છે! સૂરદાસ અને વલ્લભના પ્રયત્નોથી વ્રજનું મહત્ત્વ વધ્યું છે. આથી એક મોટો ખાડો એ પડે છે કે ક્યાં પાંચ હજાર વર્ષ પહેલાંના શ્રીકૃષ્ણ અને ક્યાં સોળમી સદીમાં એકદમ લોકપ્રિય બની જતી વ્રજભૂમિ?

આમ છતાંય શ્રીકૃષ્ણચરિત્રને નકારી શકાય તેમ નથી. ઉપરોક્ત બાલલીલાની પરંપરા પછી આધુનિક સમયમાં જે સંશોધન થયાં અને શ્રીકૃષ્ણ-ચરિત્રના ભિન્ન ભિન્ન અંશો ગ્રહણ કરી એની ઉપર જે વિચાર વિનિમયો થયાં તેનાથી શ્રીકૃષ્ણ વિશે એક મહાન જટિલતા જરૂર પેદા થઈ છે, પરંતુ બીજી બાજુ ભારતીય શિલ્પકલામાં શ્રીકૃષ્ણની બાળલીલાનું અંકન એક નવી જ હકીકત ઉપર પ્રકાશ ફેંકનારું બની રહે છે. વિસ્તારપૂર્વકનું બાલલીલાનું પ્રથમ વર્ણન ઈ. સ.ની ચોથી સદીના 'હરિવંશ'માં મળે છે, પરંતુ મથુરામાંથી જ પ્રાપ્ત ઈ. સ ની બીજી સદીના એક શિલ્પમાં નવજાત બાલકૃષ્ણને લઈ યમુના પાર ઉતરતા વસુદેવનું અંકન છે! આ જ સમયનું રાજસ્થાનમાંથી પ્રાપ્ત એક માટીનું ફલક ગોવર્ધનધરણના અંકનનું છે! જોધપુર મ્યુઝિયમમાં સંગ્રહાયેલા ઈ. સ ની ત્રીજી–ચોથી સદીના બે શિલાસ્તંભો શકટભંગ, કેશીવધ, દધીમંથન વગેરે પ્રસંગોને રજૂ કરે છે! આમ શિલ્પ અને સાહિત્ય પરસ્પરના વિરોધમાં જાય છે!

શ્રીમદ્ ભાગવત ઉપર શ્રીધર, બોપદેવ, જીવ ગોસ્વામી અને વલ્લભાચાર્યજીની ટીકાઓનો આધાર લઈ ડૉ. ભાંડારકર, સી. વી. વૈદ્ય અને બંકિમચંદ્ર ઐતિહાસિક દષ્ટિએ કૃષ્ણચરિત્રની ચર્ચા કરે છે, તો એ ચર્ચાની સામે બાબા પ્રેમાનંદ ભારતી અને સુરેન્દ્ર ભટ્ટાચાર્ય સમર્થ ચર્ચા આપી કૃષ્ણચરિત્રનું પુનઃસ્થાપન કરે છે! યુરોપિયન વિદ્વાનોમાંથી બર્થ અને હોપકિંગ કૃષ્ણને પ્રાચીન સમયનો લોકદેવતા માની એક નવું જ દષ્ટિબિન્દુ આપે છે તો આર્ચર, બાસામ અને સ્યૂરે ઈસુની બાલલીલા સાથે કૃષ્ણની બાલલીલાનું સામ્ય નિરૂપી ઈસુના પ્રભાવથી 'હરિવંશ'માં બાલલીલા આવ્યાનું જણાવે છે. ડૉવસન જેવા વિદ્વાનો આ સ્વીકારતા નથી અને વિરુદ્ધમાં કૃષ્ણલીલાના પ્રભાવે ઈસુના ચરિત્રનું નિર્માણ થયાનું નોંધે છે! પરંતુ પુરાતત્ત્વવિદો એક નવી વાત લાવ્યા છે કે શું ભારતમાં કે શું ભારત બહાર લગભગ દરેક ધાર્મિક વ્યક્તિના ચરિત્રો પાછળથી જ ઊભાં થયેલાં છે!

અસ્તુ. વ્રજની પુરાતાત્ત્વિક દષ્ટિએ તપાસ થયા પછી સ્વીકારવાનું રહે છે કે વ્રજનો મહિમા પાછળથી છે. મથુરા પ્રાચીન કેન્દ્ર સાચું પરંતુ ત્યાં પણ બાલલીલા પ્રમાણમાં બહુ અલ્પ હશે, સંકીર્તનના હેતુથી એમાં ઉત્તરોત્તર વધારો થયો હશે, કદાચ યૌગિક અનુભવની સત્યતા પણ એમાં ભળી હોય.

શ્રીકૃષ્ણચરિત્રનો બીજો ખંડ દ્વારકાના રાજા તરીકેનો છે અને તેમાં પણ દ્વારકાના સ્થાનથી માંડી દ્વારકાના કાળ સુધીના અસંખ્ય પ્રશ્નો છે. દ્વારકામાં થયેલી છેલ્લી શોધખોળથી હાલનું દ્વારકા બે હજાર વર્ષ જેટલું પ્રાચીન ઠરે છે અને તે અન્ય સ્થળો કરતાં વધારે મજબૂત શક્યતા ધરાવે છે. અત્યારે તો હાલના દ્વારકાનું સ્થળ વધારે પ્રમાણભૂત લાગે છે.

આ સમય દરમિયાન નરકાસૂરવધ, જરાસંધ વધ અને શિશુપાલવધ નિરૂપાય છે તો આઠ પટરાણીઓ અને પુત્રપૌત્રની પ્રાપ્તિ થાય છે. દ્વારકા નિવાસ શ્રીકૃષ્ણજીવનનો પ્રમાણમાં શાંત અને સુખી સમય છે. લાગલાગટ સાઠેક વર્ષના પોતાના રાજ્યકાળમાં એક મહાન રાજકીય પુરુષ તરીકે શ્રીકૃષ્ણનું વર્ચસ્વ આખા ભારતવર્ષ ઉપર કલ્પી શકાય છે. કંસ-વધ થયા પછી તુરત જ શ્રીકૃષ્ણ અક્રૂરજીને હસ્તિનાપુર મોકલે છે અને પોતાની ફૂઈના દીકરા પાંડવોના સમાચાર જાણવા આતુર બને છે. ભાગવતના અંતનો આ સંકેત મહાભારતના પ્રસંગો ઉપર પ્રકાશ ફેંકે છે અને પછી મહાભારત દ્વારા આપણે જાણી શકીએ છીએ કે શ્રીકૃષ્ણ દ્રૌપદી સ્વયંવરમાં હાજરી આપવા આવ્યા છે, છૂપી રીતે એક કુંભારને ઘરે તે પાંડવોને મળે પણ છે, ઈન્દ્રપ્રસ્થની રચના માટે તે ઈન્દ્રને આદેશ આપે છે, અર્જુન દ્વારકા આવે છે, બહેનનું હરણ કરાવે છે, બળરામનો ક્રોધ શાંત થતાં અર્જુન



[અનુ. પૃ. ૩૫૩

# હલામણ જેઠવો ને સોન રાડિયાણી

કાનજીભાઈ બારોટ

દેવલોકમાં ઈન્દ્રમહારાજની સભા જામી છે, તેંત્રીસ કરોડ દેવો બિરાજ્યા છે, એમાં શ્યામ પિંગલા અને કામ પિંગલા નામે અપ્સરાઓ નાચગાન કરે છે. પખવાજ ધિન કટધા.. ધિનકટધા...એમ બજી રહ્યા છે, સારંગીની સુરાવળિયું સંધાણીયું છે, બીન મધરૂં મધરૂં મીઠું બજી રહ્યું છે, અનોખા આલાપો અપ્સરાઓને કંઠે ઘુંટાઈ રહ્યા છે, દેવલોક થરકબાજ થયા છે, કોઈ હાલતું-ચાલતું નથી. એમાં પ્રભુને વાતું રાખવી છે તે ઈન્દ્રમહારાજના કુંવર જે ઇન્દ્રભાણુ છે તેને અને શ્યામ પિંગલાને 'નેત્ર ત્રાટક' થયું...

નેણુ પદારથ નેણુ રસ, નેણુસું નેણુ મિલંત;
અજાણ્યાસું પ્રીતડી, પરથમ નેણુ કરંત.
નેણુ મિલંતે મન મીલે, મન મીલે વયણુ મિલંત;
વયણુ મિલંતે કર મીલે, કર મીલે દેહ મિલંત.

મીટે મીટ મળી, બેયના હૃદયકમળ પ્રફુલ્લિત થયાં. બેયની આંખડિયું પ્રેમની વાતડિયું કરવા માંડી, સૂરજદેવ આ વતા જાણી ગયા એટલે એમણે ભમરાનું રૂપ લીધું ને ગણણણણ કરતા શ્યામપિંગલાને ઉરે જઇ બેઠા. એને ઉડાડવા ઈન્દ્રભાણે ફૂલદડો ફેંક્યો અને ઈંદર મહારાજ આ બધું સમજી ગયા. મોહમાં ડૂબેલા એ ત્રણેયને શ્રાપ દીધો કે, 'મારી સભામાં તમે મર્યાદાનો લોપ કર્યો એટલે મૃત્યુલોકમાં અવતરીને વિજોગે ઝૂરશો..'

સ્વર્ગ પેં સોહામણા, માનવિયા મૃત્યુ લોગ;
ત્રે ગાલું વસિયું, જરા મરણ વિજોગ.

ને ઈન્દ્રભાણુ કુમાર ઘૂમલીના રાજા ગજકરણજી-ને ઘેર પુત્ર રૂપે અવતર્યા..

ઈ ટાણુંને માથે આજી નદીને કાંઠે ગામ તારાણામોરાણાના રાજા પીઠસંગ પરમાર કે રાયસિંહજી હતા. એની કુંવરી સોનલબા ઈન્દ્ર રાજાની અપસરા શ્યામપિંગલાનો અવતાર છે. એની સાથેની અપસરા કામપિંગલા પોતાની સખીના સ્નેહને લઇને કચ્છ દેશના કેરાકોટના રાજાની દેવળદેવી એવું નામ લઈ કુંવરી તરીકે અવતરી.

ઈન્દ્રમહારાજના શ્રાપને લઈ સૂરજને પણ ઢાંકના સૂર્યવંશી રાજાને ત્યાં જન્મ લેવો પડ્યો, એનું નામ સુરોવાળો છે. આમ બે દેવ ને બે અપ્સરા, મૃત્યુલોકમાં પોતાનાં કર્મના ફળ ભોગવવા અવતર્યા છે.

ગજકરણજી જેઠવા દેવલોક પામ્યા પછી રાજની લગામ એનાભાઈ શિયાજી (સિંહજી)એ સંભાળી છે. હાલામણજી કુંવરપદે છે. રાજા ભાણુ જેઠવાનો બંધાવેલ ગઢ આભપરે છે જ્યાં કાળુભાર ને કંચોળિયું તળાવ છે. કુંવર હાલામણુ અને નાનેરા બંધવ મંડળિકજી ને માતા મીણલદે આભપરે રહે છે, ચોરાશી ગામનું પરગણું જીવાઈમાં ખાય છે, ઇન્દ્રભાણુનો અવતાર હાલામણુ જેઠવો તો અલૈયો મહેરાણુ છે, બરડા દેશનો આતમરામ છે.

હવે તારાણા મોરાણામાં રાજકુંવરી સોનલ રાડિયાણી જોબનમાં આવી, જે શ્યામપિંગલાનો અવતાર હતી. એના ઉપર શારદાના ચારેય હાથ. કાવ્યકળામાં કુશળ કુંવરી..

લંબવેણીને લજ્જા ઘણી, પોંચે પાતળિયા;
આછે સાંચે નિપાવિયા, કો કો કામણિયા..
કોજ્યો આંબો ઢળી પડી,(એની)નીચીનમતી ડાળ;
પાકલ કેરી રસભરી, (એવી) પારસમણી પરમાર
મોર્યો આંબો ઢળ પડે, નીચી નમતી ડાળ;
ગાળેલ હેમની ગુજરી (એવી) સોનલ સુંદરનાર.

રાજવળામાંથી સોનલદેના સગપણ માટે માગાં આવવાં માંડયાં પણ સોને તો અર્ધો દૂહો રચીને પોતાના ગોર અને બારોટને કહ્યું કે, આ દૂહાનું પૂરૂં બેડિયું જે રાજા ચડાવશે, દૂહો પૂરો

કરશે, અને પાદપૂર્તિ કરશે એને જ હું વરવાની છું.

'ઘણ વિણ ઘડયાં એરણને અડયાં નહીં,'

એવી કઈ ચીજ છે કે જે હથોડા અને એરણ વિના તૈયાર થાય છે ?

ગોર ને બારોટ તો રાજાની આજ્ઞા લઈ હાલી નીકળ્યાં, ઘણાંક રાજપાટ જોયા પણ કોઈ દૂહાને પૂરો કરી શકે એવો રાજા મળ્યો નહીં...થાતાં થાતાં ઢાંક નગરીમાં સુરાજીવાળાએ રોકયા ને કહ્યું કે, 'સોનનો અધૂરો દૂહો હું પૂરો કરીશ.' પછી પોતે તો છાતીબૂડ પાણીમાં બેસીને સોનનો અર્ધો દૂહો સન્મુખ રાખી વિચારવા લાગ્યા, કશી ઘડ ન બેસતાં પોતાના માથા ઉપર મોટી શલ્યા રાખી.. જેથી હૃદય કપાટ ખૂલે ને દૂહાને બેડિયું ચડી જાય, પણ એના કોઠામાં કાવ્ય આવતું નથી..

**અકકલ ઉછીની ના મળે, હેત હાટે ન વેચાય;**
**કરગરે એને કન્યા ના મળે, પ્રીત પરાણે ન થાય.**

છેવટે બારોટ બોલ્યા કે :

સુરા સારસજી', બગવારે બેસી રહ્યો;
હોયતો ભણયની હીં', નકર નાકારો ભલો.

હે સુરાજી! દેખાવ સારસ જેવો કરો છો પણ બગલાની જેમ કેમ બેઠા છો? જો હૈયા ઉકલત હોય તો હા કરો, નકર અમને રજા ઘો.

ને ગોર – બારોટે ઢાંક પાટણ મેલ્યાંને બરડા ડુંગરમાં જ્યાં બિલનાથ મહાદેવ છે ત્યાં ભાદરવી અમાસનો મેળો ભરપૂર જામ્યો છે, ગળતી રાતે ઈ વખતને માથે દૂહાગીરો દૂહાના દાવ ખેલી રહ્યા છે. લોક ખગાકાર થઈ દૂહાઓ સાંભળી રહ્યા છે, ત્યાં બિલેશ્વરની બજારમાં બારોટે દૂહો ઠબકાર્યો :

'ઘણ વિણ ઘડયાં, એરણને અડયાં નહીં,'

'ભાઈ ! કોઈ રાજવશી આ દુહો પૂરો કરશે ?' દૂહો પૂરો કરનારને પીઠસંગ પરમારની કુંવરી સોન રાડિયાણી વરશે. છે કોઈ માઈનો બેટો ?'

ને બધાને મોઢે મેશ ઢળી ગઈ. કોકે જવાબ વાળ્યો કે : 'બારોટજી, એવો તો ધૂમલીમાં વેણનો ધણી જેઠવો રાજા શિયોજી છે ત્યાં જાવ.'

**બારોટ બરડે જા, જ્યાં વસે જેઠી રાણ;**
**અધુરા કરે પૂરા, વેણ ધણી વખાણય.**

ગોર ને બારોટ પ્રથમતો શિયાજીની કચારીએ આવ્યા. બારોટે જેઠવા વંશની બિરદાવળી બોલી, ને પછી અધુરા દૂહાના વેણ કહ્યા.. સોનકુંવરી તો દેશાવર વિખ્યાત હતી એટલે શિયાજીને ઘરડે ઘડપણ એની સાથે પરણવાના કોડ જાગ્યા. એમણે ગોર અને બારોટને રોકયા ને કહ્યું : દેવ, રાત રોકાઈ જીવ, સવારે દૂહો સંપૂરણ થશે.'

શિયે જેઠવે તો દિવાન હિરાશાહને બોલાવી એકાંતમાં અર્ધા દૂહાનો અરથ ઉકેલી પૂરો કરવા કહ્યું-દિવાન હાજી-હા કરનારો – ને કહ્યું છે ને–

**'સત હિણાં સરદાર, મત હિણાં રાખે મનખ..'**

શિયાજીએ તો દિવાનજીને કહ્યું : 'દિવાનજી, બુદ્ધિ વાણિયાના બાપની, કહેવાય છે કે રાવણનું રાજ વાણિયા વિના ગયું'તું... તમે અરથ ઉકેલી દૂહો પૂરો કરો.'

દિવાન કે: 'બાપુ! ખમ્મા તમને...ખમ્મા જીવે જેઠીરાણ.. હથોડા વિના તો બાપુ, પતકાળાં, તડબૂચ, ચીભડાં, પોપૈયાં એવાં ફળ ઘડાય છે. કયાંક એના દેશમાં નહીં થાતાં હોય એટલે મગાવ્યાં હશે.

શિયોજી કહે : : અરે, પ્રધાનજી સોન જેવી ચતુર સુજાણ સ્ત્રી મોરાણેથી ચીભડાં, પતકાળાં કાંઈ ન મગાવે. તમે વિચાર કરો.'

તયેં હિરાશા કહે, : "હં...હં...હં...બાપુ! એક વાત મને લાખ કોરીની યાદ આવે છે. આપણે હલામણજી કુંવર પાસે જાયીં, ઈ ભારે વિદ્વાન છે. દૂહાનો અરથ ઈ ઉકેલશે ને બેડિયું ચડાવશે, પછી આપણે ઈ અરથ પાંચ ગામ દઈને વેચાતો લેશું ને મોકલશું.. !"

આમ શિયોજી અને હિરશા દિવાન આભપરે કુંવર હાલામણજી પાસે આવ્યા. હાલામણજી તો કાકાને પિતા પરમાણે ગણીને મોંઘાં માનપાન દેતાં. ત્યાં હિરશાએ કહ્યું, "બાપલા, એક એવી વાત છે કે મેરાણાના ઠાકોરની કુંવરીનો અરધો દૂહો આવ્યો છે ઈ પૂરો કરે એને વરશે. હવે જો પૂરો ન કરીએ તો આપણી આબરૂ જાય, અમે પૂરો તો કરીએ પણ કુંવરજી તમારા જેવો બંધબેસતો વખતે ન થાય એટલે તમારી પાસે આવ્યા છીએ. કાકાજી તમને પાંચગામ જીવાઈના વધુ આપે છે. તો આ દૂહો તમે પૂરો કરી દ્યો.'

હલામણો તો હિરશાના હાથમાંથી કાગળ લઈ દૂહો વાંચ્યો – 'ઘણ વિણ ઘડયાં એરણને અડયાં નહીં'...' ને હાલામણે લખ્યું કે :

સુરવડાં સ્વાંતિ તણા, મળે તો મોતી નિપજે.

હે સોન, ચોમાસાનું છેલ્લું નક્ષત્ર સ્વાંતિ વરસે ને એના બુંદ કાલુ માછલીના મુખમાં ઝીલાય ત્યારે એનાં ઉદરમાં સાચાં મોતી પાકે... એની તમારી માગણી છે પરંતુ–

(જેની) માતા મેરામણ વસે, પિતા વસે કૈલાસ;
જૂનાં જોયીં તો મોકલું, નવાં તો આસો માસ.

હાલમાં તો એની ઋતુ નથી. એટલે નવાં ન હોય. જૂનાં જોતાં હોય તો મોકલી આપીએ. મોતીની જનેતા માછલી સમંદરમાં વસે છે ને પિતા વરસાદ કૈલાસ–હિમાલયમાં છે. એટલે નવાં મોતી તો આસો માસમાં મળશે .

દૂહાનો જવાબ લઈને શિયોજીને હિરશા આભપરેથી ઘૂમલીએ આવ્યા. ગોર – બારોટને દાન– દક્ષિણા દઈ મેરાણે વળાવ્યા – સોનના આવાસની ડોઢીએ સપિયારદે બાની ઊભી છે એણે આવતા ગોર બારોટને પૂછયું કે : 'સિંહ કે શિયાળ ?' ગોરે કહ્યું કે : 'સિંહ છે.' (અરથ પૂરો કરનારનું નામ પણ સિંહ – શિયો છે) ત્યારે બારોટ બોલ્યા કે: છોકરી, સિંહ છે પણ જરઠ છે – (વૃદ્ધ છે)'

એ પછી સોનલદેના હાથમાં ગોર અને બારોટે પાદપૂર્તિનો કાગળ આપ્યો. સોનલે બેઉને દાન– સન્માન આપી રજા દીધી.

પછી બાની સપિયારદે કહે છે: "બાઈ સાહેબ, બારોટ બોલ્યા છે કે આપણા કાવ્યનો અરથ કરનાર ને પૂરું કરનાર પુરૂષ વૃદ્ધ છે તો એનું શું કરશું ?' ત્યારે સોન કહે : 'હે સપિયારદે, આપણી સમસ્યા પૂરી કરનાર પુરૂષ જુવાન જ હશે એમ એનું કાવ્ય કહે છે.. તે છતાં આપણે ઘૂમલી જઈને બીજી સમસ્યા આપશું, પૂરા પારખ્યાં કરીને જ આપણે વરવાનું છે ને ! તું ચિંતા કરીશ નહીં.'

દસવીસ દૂહા દાખવ્યે, કવિયાં ન કહેવાય;
ચૂવા હુંદે ચામડે, મોટાં નગારાં ન મઢાય.

સોન કુંવરીએ તો એના માવતર પાસે ઘૂમલી જવાની રજા માગી. રાજા પીઠસંગે સાતવીસ વેલ્યું શણગારી કરિયાવર દીધો, દાસદાસીઓ અનેક દીધાં. ઊંટ ઘોડાં ને બીજા માણસો સાથે રાજાએ સોનના મામાને સાથે મોકલ્યા છે, માતાપિતાને અને મેરાણાની ધરતીને જુહાર કરી સોનાવરણી વેલ્યમાં સોનલદે ચાલી નીકળી. બધે ખબર પડી કે સોનરાડિયાણી ઘૂમલીના રાણાને વરવા જાય છે.

એમ થાતાં થાતાં આળોચને ડુંગરે આ રસાલો પહોંચ્યો, ત્યાં ઢાંકપાટણનો ધણી સૂરોજી આડા ફર્યા, ને કહ્યું કે : હે સોન...

(જ્યાં) ખારા પાણી ખડમઠા, આળીંગારો દેશ;
સોન મ જીવો જેઠવે, ભલો બરડા થી આ દેશ.

સોન કહે છે :

સૂરા ભેદ સજાણ, (તને) આખર ઉકલ્યા નહીં;
અધૂરા પૂરા કરવા, (તારે) સોનલના સરજ્યા નહીં

એટલે ભલે –

ખારાં પાણી ખડમઠા, આળીંગારો દેશ;
મારે જાવું જેઠવે, ભલો બરડો બેટ.

સૂરાવાળે કહ્યું કે :

સૂરિયો ભણે અસણ, એવી હું આણા નઈ,
પંડયમાં હશે પ્રાણ, તો તુંથી ભલેરી ભેટશે.

સોનલરાણીતો બરડાડુંગરની જાંબુમાં આવ્યા, ત્યાં મેર મહિપાળ સિંધવાનું ગામ નજીક આવ્યું. ગામના ચોકમાં ઘટાટોપ વડલો, જુવાનિયા ઓળકો-ળાંબડે રમે. વડલાની ટગલાશે એક છોકરો ચડેલ એણે સોનનું ઓઝણું દીઠું, એને લાગ્યું કે ગામ ઉપર કોઈ કટક આવે છે એટલે રીડ પાડી. મહિપાળ સિંધવો ને ડાયરો હથિયાર પડિયાર લઈને સાબદા થઈ પાદર આવ્યા, ત્યાં તો ખબર પડી કે મોરાણાથી સોન રાડિયાણી ઘૂમલી જાય છે. મહિપાળ સિંધવો કહે, રૂડીવાત. આપણે પાદર સોનકુંવરી કયાંથી ? એણે તો સાતવીસું વેલ્યે સોનને નોતરી જમાડી-જુઠાડી ઘૂમલી શહેરનો રસ્તો બતાવવા બે ભોમિયા હારે દીધા. હવે તો સોનને થાય છે કે કયારે ઘૂમલી પહોંચું ને કયારે પોતાના ભાવિ ભરથારને જોઉં...

મારગડા મીંડે, બે વાહુ બરડા તણાં;
આંખડિયુંને ઓડે જેઠીરાણ જોવાને.

એમાં ગોદડિયા વોંકળાના નીરને ભરંતી ઘૂમલીની પાણિયારિયું દેખાણી, આકાશ સાથે વાતું કરતા આભપરા ડુંગરને જોઇને સોન કહે છે: 'આયાં તો માનવી ને દેશ બેયની રૂડપ સરખી લાગે છે:

ઊંચો આભપરો, નીચાં ખળકે નીર;
પદમણિયું પાણી ભરે, ગોદડિયાને તીર.
શિયળ ખળકગે સાવજ્યું, નદીએ ખળકે નીર;
પદમણિયું પાણી ભરે, ગોદડિયાને તીર.
પગપરમાણી કાંબિયું, ઓઢણ અતલસ ચીર;
જીલ્લે લાડણ ઘેલિયું, ગોદડિયાને તીર.
ઢળઢળ વેણી ઢળકતી, ઢળકત આછાં નીર,
જીલ્લે લાડણ ઘેલિયું; ગોદડિયાને તીર.

સોનરાણીના ઓઝણાં આવ્યાના ખબર શિયા-જેઠવાને મળતાં જેતાવાવ પડખે સોનના રસાલાને ઉતારા દીધા. પિત્તળિયા શણગારે સજાવેલ સાતવીસું વેલ્યું છુટી છે, એના ધીંગાધોરી માથે કિનખાબની ઝૂલ્યું ઝપાટા ખાય છે, ડોકે ઘુઘરમાળું ઘમકે છે, ઘોડા ને ઊંટ પણ લાટાપાટા છે, સોનનો તંબુ નંખાણો ત્યાં તો જાણે નાનું સુનું નમણું ગામ બંધાણું છે.. બીજે દિ' શિયે જેઠવે સોનને પરણવાના કહેણ મોકલ્યાં. સોને કહેવરાવ્યું કે : 'ભલે પધારો, પણ અમારા તંબુ પહેલાં ચાર મંડપ આવશે છ મંડપે મંડપે અમારી દાસિયું દૂહા લઈને ઊભી હશે. ઈ દૂહાની સમારયા પૂરી કરશો ને અરથ ઉકેલશો. પછી આપણે પરણશું'

શિયો જેઠવો તો મુંઝાણા. દિવાનને બોલાવીને કહ્યું કે : 'દિવાનજી, આ તો કોણીનો ગોળ !' દિવાન કહે: 'જીવે જેઠીરાણ. મુંજાતા નો. હું બેઠો છઉં ને.'

સોનના તંબુ આગળ પરિસ્તાન જેવા એક પછી એક શણગારેલા ચાર મંડપો ઊભા છે ને એક એક મંડપમાં સોળ સોળ દાસિયું દૂહા લઈને ઊભી છે. રોગા ગીતના ઝકોળા થાય છે, ઢોલ શરણાયું પણ વાગે છે, શિયોજીતો જરકસીનો પીળો ધમરક પાય-જામો ને કિનખાબની લીલી બંડી, માથે લાલ રેશમિયો ફેંટો ન પગમાં હેમનો તોડો ધારણ કરી હિરશાને લઈને પહેલાં મંડપમાં પધાર્યા. સોનની દાસીએ દૂહો દીધો કે:

માહીં લીલું બહાર સૂકું, ત્રાંબવરણું તેહ;
અમે મગાવીએ જેઠવા, આણી આપો એહ.

હિરાશાના કાનમાં મોઢું રાખી શિયોજી કહે છે: 'દિવાનજી, એ શું હશે?' દિવાને રાજાને હળવેક રહીને કહ્યું, ને રાજાએ સોનની દાસીઓને કહ્યું કે; પાણી ભરેલ ત્રાંબાનો કળશ મગાવ્યો લાગે છે.' દાસીઓ કહે', ત્રાંબા જેવા રંગવાળું ત્રાંબાનું નહિ...' એટલે દિવાને કહ્યું : 'છોકરિયું, તો પાકો જવાબ કાલે આપશું.'

સોનની દાસીઓએ વાત કબૂલ કરી, પણ દિવાન હિરશાને મશ્કરીમાં કાન તાણી હોંસાપાક ચખાડયો. રાજા સાથેના બીજી હજુરિયાઓને પણ સોનની દાસીઓએ સારા હેરાન કર્યા હતા – મશ્કરીમાં

થોંટ થાપલિયું કરી – હજુરિયા કહે, ''માર્યા માર્યા, આ તો પરણવું બાપુને ને માર ખાવા આપણે...દીકરો પરણે દાઉદમિયાંનો ને કાઢું ભાંગ્યું હિરાપરીનુ !''

શિયોજી કહે : 'હિરાશા મેતા, હવે શું કરશું ?' ત્યારે હિરાશાએ આભપરે જવાની શિખામણ દીધી. શિયાજીએ સવારે આવી આભપરે, હાલામણજીને જમતો ઉઠાડયો ને દિવાને કહયું કેઃ 'કુંવરજી, સોન રાડિયાણી ધુમલી આવી જ્યાં પણ વળી એણે એક દૂહો મોકલ્યો છે, એનો અરથ કહી દ્યો, બાપુ તમને બીજા દસ ગામ આપે છે. હાલામણે દૂહો વાંચતાં તુરત કહ્યું કેઃ સોનરાણીએ મુરતતંતુ શ્રીફળ (નાળિયેર) મગાવ્યું છે.' દિવાનજી હસતાં હસાતાં કહે, 'બાપુ, આતો ડુંગર આડું તરણું !'

ત્રીજે દિવસે શિયોજી ને દિવાન નાળિયેરનું ગાડું ભરીને પહેલા મંડપમાં પહોંચ્યા. ત્યાંથી બીજા મંડપમાં પ્રવેશ મળ્યો. ત્યાં દાસીઓએ બે દૂહા કીધા કેઃ

પાંખાળો પર્વત વસે, ગરમાં જેનાં ગામ;
વર પહેલાં તોરણ ચડે, ઈ કારીગરનાં કામ.
ચાર પગોને ચોહલો, નરને નામે નામ;
અમે મગાવીએ જોડવા, આવે તમારે કામ.

શિયાજી ને દિવાન સામસામું ટગરટગર જોયા કરે પણ અરથ કિયા ભાઈને આવડે ? દિવાને દાસીઓને સમજાવી કે કાલે આનો અરથ દેવા આવશું... વળી પાછા આભ પરે ધોડયા. ઈ ટાણે હાલ મણનો નાનો ભાઈ માંડલિકજી તીખા મિજાજનો હતો તેણે છાનુંમાનું કહ્યું કે, 'મોટાભાઇ, આજ તો કાકાને ભોંઠા પાડો, ઘરડે ગઢપણ હજી એને પરણવાના કોડ જાગે છે, હવે કયો અભરખો બાકી રહી ગયો હશે?' ત્યારે હાલામણજી કહે : 'નારે બાપલા, આપણે કોઈને નિરાશ ન કરવા જોઈએ, ત્યારે આ તો આપણાં કાકા–બાપુ છે.'

ને હાલામણે દૂહા વાંચ્યા. અરથ કરતાં હલામણ બોલ્યો કે : 'કાકા, સોનકુંવરીએ મોંડ (મોડિયો)ને બાજોઠ મંગાવ્યા છે.' શિયોજી અને હિરાશા એકદમ સડેડાટ કરતા આભપરેથી ઊતરી ઘૂમલી આવ્યા ને રાતોરાત ગઢમાં કારીગરો બેસાડી, મોડ ને બાજોઠ ઘડાવ્યા. માંહ્ય સોનારૂપાની ઝાલર ને ઘુઘરિયું ટંકાવી. બીજે દિવસે ત્રીજા મંડપમાં પ્રવેશ કર્યો, ત્યાંની સોળ દાસીઓએ ત્રણ દોહાની સમસ્યા બતાવી.

માથું વાઢેય ન મરે, આંખ ફોડયે જીવ જાય;
લાવી દીયોને જોડવા, જે જળમાં પેદા થાય.
જ્યાં પવન ન સંચરે, પંખી ન બેસે ડાળ;
તે વનરાયનાં ફળ મોકલો, આચા શિયા રાય.
શિયા સરોવર દેખાડય, જ્યાં પાણી ન કે પાળ્ય;
તાસ તણે કાળોંભડે, પંખી વળુંભ્યા ડાળ્ય.

આ સમસ્યાઓનો ઉકેલ કાલે આપીશું, એમ કહીને શિયોજી મહેલે આવ્યા. હિરાશા કહે : 'બાપુ, આ દૂહામાં તમારૂં નામ ગોઠવી દીધું છે, કુંવરી મંડાઈ ગ્યા લાગે છે હોં !' ત્યારે શિયોજી કહે : 'ઈ તો બધુંય ઠીક, પણ એનો અરથ તો કે'શે પડશેને ? શું અરથ થાતો હશે ?' ને હિરાશા એ તો પાછા ઉપડયા આભપરા માથે...હલામણ કુંવરને કહે : 'કુંવરજી, લ્યો આ ત્રણ દૂહાનો અરથ કરો, વધારે ત્રીસ ગામ તમારાં.'

હાલામણજીને રમુજ થઈ. પોતાના પિતાતૂલ્ય વડીલની આ અબળખા જોઈને મનમાં દુઃખ પણ થયું છતાં તેમણે એ સમસ્યાઓનો ઉકેલ કાઢતાં કહ્યું : 'કાકા, પહેલા દૂહામાં શેરડીનો સાંઠો મગાવ્યો છે, બીજી દૂહામા સાચાં મોતી, અને ત્રીજા દૂહામાં કાનનું ઘરેણું–એકોટા, ત્રોટી, કર્ણફૂલ વગેરે મગાવ્યાં છે !'

શિયોજીને હિરાશાહ આ ઉકેલ જાણી ઘૂમલીએ આવ્યા – રાતોરાત સોની બેસારી સુંડલી એક કાનનાં ઘરેણાં ઘડાવ્યા – સવારના પહોરમાં સાચા મોતીના થાળ, શેરડીના ભારા ને કાનનાં ઘરેણાંની સુંડલી હાજર કરી સોન કુંવરીના ચોથા મંડપમાં ઊભા રહ્યા. ચોથા મંડપમાં ઊભેલી દાસીઓએ છેલ્લી સમસ્યા રૂપે ચાર દૂહાઓ સંભળાવ્યા :

એક નર આગળ હાલતું, બે નર જે ખેચંત;
શિવા સાવજડું મોકલે, જેને કાળજ કાળો દંત.

થડ થોડું ઉર ઘણું, કડય કેસરી લંક;
શિયા સાવજડું મોકલે, ચાવે જે વિણ દંત.

માથા વિનાની મૃગલી, તાર જણંતી તેહ;
ફંગોળે ફરંભ કુદડી, અમે મગાવીએ એહ.

માથા વિનાનો મૃગલો શીંગડિયું બે ચાર;
હૈડયમાં ઘાલ્યો હડહડે, નિત નવરાવે નાર.

આ સમસ્યાઓનો ઉકેલ પણ આવતીકાલે મળશે એવું જણાવી શિયોજી અને દિવાન પોતાનો રસાલો લઈ ગામમાં પહોંચી ગયા, ત્યાંથી આભપરે પૂગ્યા. હાલામણજીને નાનેરાભાઈ મંડળિકજી કહે છે: 'ભાઈ, હવે કાકાને સાચું કેવું રે'વા દ્યો, ને કહી દ્યો કે કાકા, આવડા જુવાન ભત્રીજાઓને મૂકીને પરણવાના ઉધામા કરો છો તે શરમ નથી આવતી?' ત્યારે હાલામણે સમજાવતાં કહ્યું કે:

"ના ભાઈ, કાકાને માઠું લાગે એવું વેણ કેમ બોલાય? ગમે તેમ તોય ઈ આપણા માવતર કેવાય.'

દિવાને સમસ્યાના ચાર દૂહા કહ્યા. હલામણજીએ એનો ઉકેલ પળવારમાં દઈ દીધો. ને કહ્યું કે: 'કાકા પહેલા દૂહામાં સાંતીડા (હળ) વિષે કુંવરી વાત કરે છે, બીજા દુહામાં સાંબેલું, ત્રીજા દૂહામાં ત્રાક (રેંટિયાની) અને ચોથા દૂહામાં રવાઈ (વલોણું). આ ચારે વસ્તુઓ લગ્નવિધિ સમયે વરરાજાને પોંખવા માટે વપરાય છે એટલે સોનકુંવરીએ મંગાવી છે.'

આમ ચારે સમસ્યાના ઉકેલ મળતાં શિયોજી તો ચોથે દિવસે વરલાડડો થઈને ચોથા મંડપે આવ્યા. મંડપની દસીઓ આગળ ચારે વસ્તુ રજૂ કરી. કુંવરી હમણાં વરમાળા પહેરાવશે એવી વાટ જોઈ ઊભા રહ્યા. હલામણના માતા ઝીણલદે સમજે છે છતાં કંઈ બોલતા નથી, ભાઈ મંડળિકજી આ વાત ખુલ્લી કરવા તલપાપડ થયો છે પણ હાલામણજી એને વારી રાખે છે.... (અપૂર્ણ)

પૃ. ૩૪૬થી ચાલુ]

સાથે યમુનાજીમાં જલવિહારની મોજ માણે છે, ખાંડવ-વન દહનમાં હાજર રહે છે, યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં હાજરી આપે છે, ગડબડ કરતા રાજા શાલ્વને ઠેકાણે પાડે છે, પાંડવોના દૂત બનીને કૌરવસભામાં જાય છે, —પાછા આવીને યુદ્ધ માટે પાંડવોને ઉત્તેજે છે, કર્ણનો દાણો પણ દાબી જુએ છે અને આખર મહાભારત સંગ્રામ! એક મહાન મુત્સદ્દીની અદાથી શ્રીકૃષ્ણ ભારતવર્ષનો કાયાકલ્પ કરે છે! બાલલીલા જેટલી મધુર હતી એટલી જ ભીષણલીલા દ્વારકાના રાજા તરીકે શ્રીકૃષ્ણ ખેલે છે.

શ્રીકૃષ્ણચરિત્રનો ત્રીજો ખંડ સર્વનાશનો ખંડ છે। કૌરવપાંડવ નિમિત્તે આખું ભારત વર્ષ સાફ થયું. અહીં દ્વારકામાં પણ સામ્બની વિલાસિતા માઝા મૂકી ગઈ હતી, અંદરોઅંદર બળવો ફાટે છે અને એક સો વીશ વરસના વૃદ્ધ કૃષ્ણ! ક્રોધે ભરાઈને કુટુમ્બીજનોનો સંહાર કરવા લાગી જાય છે। નિર્વેદ પામીને બળરામ વનમાં ચાલ્યા જાય છે, અંતિમ મિલન માટે શ્રીકૃષ્ણ વનમાં આવે છે ત્યારે બલરામનું મોઢું ફાટી ગયું છે અને એક મહાન તેજસ્વી સર્પ એમાંથી નીકળી સમુદ્રમાં ચાલ્યો જાય છે। બલરામનું મૃત્યુ અને હવે શ્રીકૃષ્ણની પારધિને હાથે અજાણતાં હત્યા! કલ્પી ન શકાય તેવી રીતે શ્રીકૃષ્ણચરિત્રનો અંત આવે છે। એક મહાન જીવન સંપૂર્ણ કલાત્મક અંતને પામે છે. શ્રીકૃષ્ણના ચરિત્રનો સર્જક આજે પણ જગતનો સૌથી મહાનમાં મહાન સાહિત્યકાર છે.

# લોકગીતોનું મહત્ત્વ

પ્રા. ડૉ પ્રહલાદ પટેલ

લોકગીતો એ લોકજીવનની મોકળા મનની અભિવ્યકિત છે. તેમાં સમાજના રીતરિવાજો અને લોકજીવનની સરળ રહેણીકરણીનું દર્શન થાય છે. તેમાં નિરૂપાયેલ અલૌકિક આદર્શો ઉપરાંત માતૃ-પિતૃ ભક્તિ, આજ્ઞાપાલન, પતિવ્રતા ધર્મ, ભાઈ-બહેનનો પ્રેમ, સુખ સમૃદ્ધ પરમ સંતોષી દામ્પત્ય જીવન, સતીત્વની રક્ષા, નીતિબોધ, સરળ શિક્ષા, શીલ, અને સાહસ, શૂરવીરતા વગેરેની અનેક કોમળ કથાઓ ગીતોના ઉચ્ચ આદર્શો સાથે વ્યકત થાય છે. આમ લોકગીતો એ સાહિત્યનો અમૂલ્ય અને અનુપમ નિધિ છે. તેમાં આપણા સમાજની પ્રત્યેક રેખા, સામયિક બોધની પ્રત્યેક અવસ્થા, સામૂહિક વિજય પરાજય, પ્રકૃતિનાં ગીત, વિવિધ વૃક્ષો, પશુપક્ષીઓ અને માનવોના પારસ્પારિક જીવંત સંબંધો, બલિપૂજા, કામણ-ટૂમણ સર્વનું અત્યંત મનોહારી વર્ણન મળે છે.

આજે વિકાસ પામી રહેલ "સાંસ્કૃતિક નૃવંશશાસ્ત્ર"- Cultural Anthropology ના અભ્યાસીઓને લોકજીવન અને લોકસંસ્કૃતિથી ધબકતાં ગીતો લોકગીતો લેખે લાગે તેમ છે. વિવિધ પ્રદેશોના લોકગીતોમાં જે તે પ્રદેશના પ્રાદેશિક અંશો સવિશેષ કોળી ઊઠેલા જોવા મળે છે. ઉપરાંત જે તે પ્રદેશમાં પ્રાપ્ત થતાં પશુપક્ષીઓ અને વનસ્પતિને તેતે પ્રદેશના લોકગીતોમાં સ્થાન મળ્યું છે. ઓખામંડળ પ્રદેશમાં કુંજપક્ષી જોવા મળે છે તો આ પ્રદેશના લોકગીતોમાં સંદેશવાહક તરીકેનું કાર્ય કુંજપક્ષીએ બજાવ્યું છે જ્યારે બીજા પ્રદેશના લોકગીતોમાં જ્યાં કોયલ જોવા મળે છે ત્યાં કોયલડીએ તો અન્યત્ર અન્ય પક્ષીઓએ તે કાર્ય બજાવ્યું છે. આવું પશુઓ વૃક્ષવેલીઓ અને અન્ય વસ્તુઓ જે જે પ્રદેશમાં ઉપલબ્ધ હોય તે તે પ્રદેશના લોકગીતોમાં તેમને સ્થાન મળ્યું છે. આ રીતે લોકગીતોના અભ્યાસ દ્વારા પ્રાદેશિક વિશેષતાઓને પામી શકાય છે. આ ઉપરાંત લોકગીતો દ્વારા આપણને જનજીવનના તમામ પક્ષોનું દર્શન થાય છે. લોકગીતોના દર્પણમાં આપણે વિશિષ્ટ જનસમુદાયની ભાવનાઓને પ્રત્યક્ષ જોઈ શકીએ છીએ. દરેક જાતિ કે જનસમાજનાં પોતાનાં ગીતો હોય છે, જેમાં કોઈ સમાજ વિશેષની જીવાનુભૂતિની અભિવ્યંજના હોય છે. જન્મથી માંડી મૃત્યુ પર્યંતની જીવનની પ્રત્યેક અવસ્થામાંથી લોકગીત પોતાની રીતે પ્રેરણા મેળવી સમયાનુકૂળ ભાવનાઓને વ્યક્ત કરે છે.

જે લોકગીતોમાં પૌરાણિક કે ઐતિહાસિક કથા અને પાત્રોને વણી લેવામાં આવ્યા છે, તેમાં પણ કથાવસ્તુ અને પાત્રોનું લોકીકરણ થયું છે. લોકરામાયણમાં જણાવ્યા પ્રમાણે દશરથ રાજાનો અંગુઠો પાકતો હતો તેને કૈકેયીએ મોંમાં રાખીને ચૂસ્યો પરિણામ દશરથને શાતા વળતાં કૈકેયીને વરદાન આપ્યાનું જણાવ્યું છે જ્યારે મૂળકથાવસ્તુ જુદું જ છે. તે જ પ્રમાણે ઓખામંડળમાંથી પ્રાપ્ત થયેલ એક લોકગીતમાં કૃષ્ણ – રાધાના દામ્પત્યનું વર્ણન આપતાં જણાવ્યું છે કે "કૃષ્ણ ગાયો ચારવા ગયા છે બપોરે રાધાજી ભાત લઈને જાય છે. વનમાં ભાત ઉતારી બેસે છે ત્યારે કાગડી ભાત બોટે છે. કૃષ્ણ જ્યારે ભાત ખાઈ રહે છે તે પછી રાધા જણાવે છે કે આ ભાત તો કાગડીએ બોટયું હતું. આ સાંભળી કૃષ્ણને રીસ ચડે છે અને કૃષ્ણે રાધાને "મારી પગની અવળા સવળી ઠોંઠરે" મોજડી પહેરેલ પગની લાતોથી કૃષ્ણે રાધાને મારી તેથી "રાધાજીને ચટકે ચડિયેલ રીસ રે" અને રાધાજીએ મહેલમાં જઈ પોતાના ઓરડાનાં બારણાં વાસી દીધાં. કૃષ્ણ રાત્રે સૂવા જાય છે ત્યારે રાધા સંભળાવે છે કે 'જાઓ માનેતીને મોલ રે" છેવટે કૃષ્ણ મિજાજથી કહે છે કે "હીરની ગાંઠ વળી પછી

છૂટે નહિ રે લોલ" આ સાંભળી રાધાજી બારણાં ખોલે છે. આ ગીતમાં આ પ્રદેશના કૃષીજીવનના ચિત્ર ઉપરાંત પૂરુષપ્રધાન સમાજ વ્યવસ્થાનું પણ દર્શન થાય છે.

કામનો બોજો હળવો કરવો, અત્યાચારનો વિરોધ કરવો તથા સામાન્ય જનતાનું મનોરંજન કરવું વગેરે વ્યાવહારિક જરૂરિયાતોની પૂર્તિ લોકગીતો વડે જ થાય છે. ડૉ. વેરિયર એલ્વિનના કથન મુજબ લોકગીત માત્ર પોતાના સંગીત, સ્વરૂપ અને વર્ણ્ય વિષયોને કારણે જ અગત્યનાં નથી તેની મહત્તા તેથી પણ વધારે છે. એ ગીતોમાં વ્યવસ્થિત લેખપત્રો–Documentsમાં આપણને માનવવિજ્ઞાનશાસ્ત્ર સંબંધી તથ્યોની પ્રમાણભૂત સામગ્રી મળે છે. જેમકે ઉત્તર ગુજરાતમાં મહેસૂલ ન ભરતા માથાભારે રાજપૂતોના પિલવાઈ ગામને અંગ્રેજ સરકારે સળગાવી દીધું હતું અને જીવતા ભાગતા રજપૂતોની કતલેઆમ કરી હતી, તે ઘટનાને ઉત્તર ગુજરાતનાં લોકગીતોએ વણી લીધી છે કે "પિલલાઈ બાળીને સરકાર રાજી થયોરે." તે જ પ્રમાણે ઉત્તર ગુજરાતના સાતના ગોળના પાટીદારોને વીરમગામ પાસેના પાટડી દરબાર (પાટીદારો) સાથે એક કાળે વરણી–પરણીનો સંબંધ હતો જે આજે દૂર થયો છે છતાં ઉત્તર ગુજરાતના આ પાટીદારોના ફટાણામાં આજે પણ ગવાય છે કેઃ

"વેવાઇ ન મળે તો અમને કે મેલ
એક ઝાલાવાડમાં સોપારીનું ઝાડ છે."

ભલે ઝાલાવાડમાં સોપારીનાં વૃક્ષો નહોય છતાં પાટડી નજીક આવેલ ઝાલાવાડ પ્રદેશ સાથેની અપુરતી ઓળખ પણ તેમણે તેમના લોકગીતમાં ગૂંથી લીધી છે.

હિંદની અનેક લોકજાતિઓના ઉદ્ધારક શ્રી આર્ચરના મત પ્રમાણે કોઈપણ જાતિનાં લોકગીતોને સમજ્યા વગર એ જાતિનું હાર્દ ઉકેલી શકાશે નહિ. શ્રી મેઘાણીએ પણ નોંધ્યું છે કે લોકગીતોની અંદર સમસ્ત લોકસૃષ્ટિ જેવી ને તેવી સજીવન ઊભી છે.. લોકગીતોમાં પ્રવેશ કરનારો વાચક જાણે ગ્રામ્યજીવનનો પ્રવાસી બની જાય છે.

આમ લોકગીતોનું મહત્ત્વ માત્ર તેના કાવ્ય સૌંદર્ય પૂરતું જ મર્યાદિત નથી, પણ એક વિશાળ માનવ સભ્યતા જે ભૂલાઈ ગઈ છે કે ખોટી સમજવામાં આવી છે, તેને સાચા સ્વરૂપે પ્રગટ કરવામાં લોકગીતો ખૂબ મહત્ત્વનો ભાગ ભજવે છે. લોકજાતિઓના પિયર સમા ભારતની લોકજાતિઓમાં વિવિધતામાં એકતા સમાયેલી છે તેનું ભાન ભારતના વિવિધ પ્રદેશોમાંથી પ્રાપ્ત થતાં લોકગીતો કરાવે છે. જે તે પ્રદેશના લોકગીતોમાં પ્રાદેશિક વૈવિધ્ય જોવા મળે છે પણ જીવનાનુભૂતિની અભિવ્યંજના એક સરખી જોવા મળે છે. ઓખામંડળમાંથી મળેલ લોકગીતમાં પરમ સંતોષી જીવન આ રીતે વ્યકત થયું છે.

"ભલી બળદકી જોડ અષાઢી વાવણા
મરઘાનેણી નાર પૂત રહે ધાવણા
ભગર ભેંસકા દૂધ શકકર મે ઘોળના
એતા દે કિરતાર ફિર કુલી નૈ બોલણા

આ જ પ્રકારના ભાવો પ્રગટાવતું પંજાબી લોકગીત આ પ્રમાણે છે.

દશ ચંગે બૈલ દેખ વા દસ મન બેરી
હક હિસાબી ન્યા વા સાક સીર જોરી
ભૂરી ભૈંસકા દૂધ વા રબડ ઘોલણા
ઇતના દે કરતાર તો બોહિર ના બોલણા

આમ લોકગીતની પ્રત્યેક પંકિતરૂપી નાડીમાં ભારતીય લોકજીવનનું ખમીરવંતુ લોહી ધબકે છે. લોકસમૂહની આર્થિક, પારિવારિક અને સામાજિક સ્થિતિઓના આઘાત–પ્રત્યાઘાતોનો જે અનુભવ લોકહૃદયને થયો છે તેનું માર્મિક અને વિશદ આલેખન લોકગીતો જેટલું બીજે કયાંય મળતું નથી. આમ લોકગીતોમાં લોકજીવનના તાણા–વાણા સુઘટ્ટ રીતે વણાયા હોય છે.

## લોકગીતોની વિશેષતાઓ :–

લોકગીત એ લોકજીવનની જાગતી યુનિવર્સિટી છે. તે દેશ, કાળ અને વ્યકિતઓની સીમાથી પર છે.

આથી જ તે એકની રચના હોવા છતાં બધાનું સહિયારું ધન બને છે. વળી તે કંઠોપકંઠ જીવતું હોવાથી તેમાં અનેક ઉમેરણો અને ફેરફારો થતા રહે છે. માનવભાવોનો ચિરંતન ઉદ્રેક અને માનવજાતિની વિરાટ ભાવવ્યંજના લોકગીતોની પ્રત્યેક કડીમાં સજીવન બનતાં હોય છે. "આપણાં લોકગીતોમાં કૂવા જેવાં સ્વયં અને સેંજળ છે. એમાં રસ છે પણ ઈંટ સિમેન્ટ જેવી છંદ અલંકાર માર્યાદા નથી. વળી સાર્વભૌમતા, સરળતા અને તાજાપણાને કારણે જ કાળના અનેક પ્રવાહો વચ્ચે પણ એ અડીખમ ટકી રહેલ છે. એટલું જ નહિ વાસી પણ થયાં નથી" લોકગીતોમાં અલંકાર અનાયાસે આવે છે. આ અલંકારો મૌલિક હોય છે. લોકકવિ અલંકારો પ્રયોજતાં ઉપમાનની પસંદગી તેના આસપાસના વાતાવરણમાંથી જ કરે છે. તેમાંનું આકૃતિસામ્ય વિશેષ આકર્ષક બની રહે છે. લોકગીતોમાં છંદની જગ્યાએ લય જ તેમાં માધુર્ય અને રમણીયતાની સૃષ્ટિ સર્જે છે. આથી સંગીત લોકગીતની અપરિહાર્ય આવશ્યકતા બની રહે છે. આથી લોકગીતો સાંભળવામાં જે આનંદ આવે છે તે વાંચવાથી નથી આવતો.

"લોકગીતો ધરતીનું ધાવણ છે. અષાઢે વરસેલા પ્રથમ મેઘથી પુલકિત થયેલી ધરતીની સુગંધ એમાં ભરી છે પ્રકૃતિનાં બાળ બનીને ઉલ્લાસઘેલા ઘૂમતા પ્રાકૃતિક માણુસના હૈયાના સ્પંદનો એમાં ગૂંથાયેલા છે." લોકગીત તેની રસાત્મકતાને કારણે પણ હૃદયસ્પર્શી બની રહે છે. લોકગીતોમાં મોટાભાગે બધા જ રસોનું આલેખન થાય છે. પણ તેમાં ય શૃંગાર, વીર અને કરુણરસનું વિશેષ નિરૂપણ થયેલું જોવા મળે છે. લોકગીતોમાં નિરૂપાયેલ શૃગાર નિતાંત પવિત્ર સંયમી અને શુદ્ધ હોય છે. લોકગીતોમાં વિપ્રયોગના અવસરે કરુણરસની અભિવ્યકિત માર્મિક રીતે થાય છે. તો વીરત્વના પ્રસંગોએ વ્યકત થની ખુમારી વીરત્વનો ધોધ વહાવે છે.

લોકગીતોની રચના પુરુષો કરતાં સ્ત્રીઓએ વધુ કરી છે, તેનું કારણુ એક તો પ્રકૃતિદત્ત કોમળ અને સૂક્ષ્મભાવોનું ઘર એ જ નારી છે, અને બીજું તેની સામાજિક સ્થિતિ પુરુષ કરતાં જૂદી છે. સેવા અને ત્યાગની સાક્ષાત મૂર્તિ સમી સ્ત્રી સૌને સુખ આપતાં આપતાં સુખ લે છે. આથી નારી હૃદયના સંપૂર્ણ ભાવો વેધક રીતે લોકગીતોમાં, સાકાર બને છે. લોકગીતોનું ગોપન અને સંવર્ધન મોટા ભાગે નારીના હાથે જ થતું આવ્યું હોવાથી તેમાં નારીહૃદયની છટાદાર રેખાઓ ઠેર ઠેર વેરાયેલી જોવા મળે છે.

લોકગીતોમાં નામ જોડવાની પ્રવૃત્તિનું પણ દર્શન થાય છે. રોજબરોજના વ્યવહારની ચીજવસ્તુઓ, વિવિધ પકારની ભોજન વાનગીઓ, અલંકારો, કુટુંબીજનોનાં નામો વગેરે લોકગીતોમાં વારંવાર આવે છે. તે દ્વારા જે તે પ્રદેશની ઓળખ મળી રહે છે. લોક ગીતોની પ્રશ્નોત્તર પ્રવૃત્તિ પણ નોંધપાત્ર છે. વિવિધ પ્રસંગો સાથે સંકળાયેલ પાત્રોના રસમય સંવાદો ગીતોમાં ગૂંથાય છે. તેમાં સમાજનો દરજ્જો અને મોભા પ્રમાણે જે તે વ્યક્તિઓને યોગ્ય સ્થાન મળતું હોય છે. આ ઉપરાંત પુનરાવૃત્તિઓ, ટેક, અતિશયોક્તિઓ અને રૂઢિ સંખ્યાઓનો ઉલ્લેખ તેમાં ખાસ થયો હોય છે. પાંચ પકવાન, સોળ સંસ્કાર, બત્રીસાં ભોજન, પંચધર લાપસી, બત્રીસ લક્ષણો વગેરેમાં શુભ મનાતી સંખ્યાઓને લોકગીતમાં સ્થાન મળ્યું છે.

લોકગીતોમાં વર્ણિત વસ્તુઓ દ્વારા લોકસમૃદ્ધિનું દર્શન થાય છે. દાતણુ કરવા સોનાની ઝારી, નાવણુ કરવા તાંબાકુંડીઓ, પોઢણુ કરવા સાગ સીસમના ઢોલિયા, બેસવા હિંડોળા ખાટ, રેશમી ગાંદલાં, ભરવના ઓછાડ, આતલસનાં ઓશિકાં, ગલવટ ગાલમસૂરિયાં, વીંજણાં, સાગામાંચી, પારણાં વગેરે જીવનની રસ સામગ્રી લેખાતી.

લોકગીતોમાં વર્ણવાયેલ આતિથ્યભાવનું ચિત્ર પણ બેનમૂન છે. અતિથિ માટે ઉતારા ઓરડા કે મેડીના મોલ, દાતણુ દાડમી કે કણેરી કાંબ, નાવણુ તાંબાકુંડી કે નદિયુંનાં નીર, ભોજન લાપસી, લાડવા કે સાકરિયો કંસાર અને ખાડું ને ખીર, મુખવાસ પાનબીડાં, લવિંગ અને એલચી વગેરેના આલેખનમાં અતિથિ સત્કારનું વૈભવપૂર્ણ વર્ણન જોવા મળે છે.

પ્રત્યેક લોકગીત તેનું લિખિત સ્વરૂપ ધરે તે પહેલાં મૌખિક પરંપરામાં સચવાયેલું હોય છે. શ્રુતિ પરંપરાને કારણે તેમાં પુરાતન ભાવનાઓનો સમાવેશ થાય છે, પણ સાથે સાથે પ્રાચીન પરંપરાગત અભિવ્યક્તિના આધારે લોકમાનસ, નવીનભાવો અને વિચારોને તેમાં સમાવિષ્ટ કર્યે જાય છે. એટલે લોકગીતોની પરિવર્તનશીલતાની વિશેષતાને લિપિબદ્ધ ન થાય ત્યાંસુધી જ જળવાય છે. પણ તે લિખિત રૂપમાં આવતાં તેની પ્રગતિ રુંધાય છે. આથી જ ડૉ. વેરિયર એલ્વિને નોંધ્યું છે કે "ગીતોને લિપિબદ્ધ કરવાથી તેનો વિકાસ નષ્ટ થઈ જાય છે તેથી લોકસાહિત્યપ્રેમી એનો સંગ્રહ કરીને મોટો અપકાર કરે છે."

આમ છતાં લોકગીતો લિપિબદ્ધ થાય કે ન થાય પણ તેની વિસર્જન-સર્જનની પ્રક્રિયા ચાલુ જ રહે છે. શ્રી રામનરેશ ત્રિપાઠીના કથન મુજબ "મનુષ્યની જેમ ગીતોના પણ જીવન-મૃત્યુ સાથે ચાલ્યા જ કરે છે. કેટલાંય ગીતો હંમેશ માટે ભૂંસાઈ ગયાં છે. કેટલાંય ગીતોએ દેશકાળ અનુસાર ભાષાનું આવરણ બદલી નાખ્યું, પણ પોતાનું અસલી સ્વરૂપ કાયમ રાખ્યું. ઘણાંય ગીતોનું આયુષ્ય હજારો વર્ષનું હોય છે, જે થોડા ફેરફારો સાથે સમાજમાં પોતાનું અસ્તિત્વ ટકાવી રહ્યાં છે."

*

પૃ. ૩૫૮થી ચાલુ]

પણ 'ગુજરાત' એવું નામ આપે છે. ગુજરાતમાં રચાએલા કવિ પલ્હાણના 'આબુરાસ' (ઈ. સ. ૧૨૩૩) માં પણ 'ગુજરાત' એવું નામ મળે છે. આ બધા ઉપરથી આપણે એવું અનુમાન કરી શકીએ કે છેલ્લા ૧૦૦૦ વર્ષથી આ પ્રદેશને 'ગુજ્જાત'-'ગુજરાત' એવા નામથી ઓળખવામાં આવે છે અને આ પ્રદેશમાં બોલાતી ભાષાનું 'ગુજરાતી' એવું નામકરણ થયું છે.

## સાભાર સ્વીકાર

**ઓખાહરણ :** ચારણ કવિ લાંગીદાસ મહેડુ કૃત : સંપાદકો, ડૉ. ઈશ્વરલાલ ર. દવે તથા રતુદાન રોહડિયા : પ્રકાશક, સૌરાષ્ટ્ર યુનિવર્સિટી : રાજકોટ : મૂલ્ય રૂપિયા ૩૫

**ગોવિંદ જ્ઞાન-બાવની** (હિંદીમાં-ગુજરાતી ભાવાર્થ સહિત) રચયિતા ગુજરાત કે મહાકવિ ગોવિંદ ગિલ્લાભાઈ : સંપાદક અને ટીકાકાર ડૉ. મદનગોપાલ ગુપ્ત: એમ. એસ. યુનિવર્સિટી વડોદરા મૂ : સાડા સાત રૂપિયા

**દેહનો દુશ્મન** (લોક ભવાઈ વેશ) લે. જનક દવે : પ્રકાશક, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો અમદાવાદ – ૧ : મૂ ૬ રૂપિયા.

**ગાજરનો રસ :** લેખકો : ડૉ. નરસિંહ મૂ. શાહ તથા મેરી સી. હોગલે : યજ્ઞ પ્રકાશન, હુઝરાત પાગા, વડોદરા – ૧ : મૂ. સવારૂપિયો.

# 'ગુજરાતી'–એક નોંધ

માકડિયા કે. આર.

આપણાં દેશમાં બોલાતી ભાષાઓ ભિન્ન ભિન્ન છે, અને તે દરેક ભાષાના નામ જુદા જુદાં છે, જેમ કે ગુજરાતી, મરાઠી, બંગાળી વગેરે. આપણી સામે મુખ્ય પ્રશ્ન એ છે કે ભાષાના આવા નામકરણમાં કોણ કારણભૂત છે? ગુજરાતીમાં બોલાતી ગુજરાતી' ભાષાનું 'ગુજરાતી' એવું નામ કેવી રીતે આવ્યું? આ વિષયમાં આજ દિવસ સુધી થયેલ સંશોધનોને આધારે આપણે આટલું નક્કી કરી શકયા છીએ કે 'ગુજરાતી' એવા નામના મૂળમાં 'ગુજરાત' એવી પ્રાદેશિક સંજ્ઞા છે. એટલે કે પ્રદેશના નામ 'ગુજરાત' ઉપરથી એ પ્રદેશમાં બોલાતી ભાષા તે 'ગુજરાતી' એવું નામકરણ થયું છે. પરંતુ બીજો પ્રશ્ન એ છે કે ગુજરાત એવી પ્રાદેશિક સંજ્ઞા કેવી રીતે આવી? આ પ્રશ્નોનો વિચાર કરતા 'ગુજરાત' એવા નામના મૂળમાં 'ગુર્જરત્રા' એવો શબ્દ મળે છે. 'ગુર્જરત્રા'નો અર્થ થાય છે કે 'ગુર્જર લોકો' અથવા 'ગુર્જર લોકો નો પ્રદેશ.' હવે અહીં ત્રીજો પ્રશ્ન એ જન્મે છે કે ગુર્જર લોકો કોણ હતા અને તેમનો પ્રદેશ કયાં આવેલો હતો? આ પ્રશ્નના જવાબમાં જૂદા જૂદા વિદ્વાનોએ જૂદા જૂદા મતો પ્રદર્શિત કરેલ છે. એક મત મુજબ ગુર્જર લોકો પશુપાલક હતા અને રાજસ્થાન – ગુજરાતના સીમાડા પર વસતા હતા. બીજા મત મુજબ તે પરદેશથી આવેલી એક જાતિ હતી. હાલના પંજાબમાં આવીને સ્થિર થઇ હતી. હજુ જો કે આપણે આ બાબતમાં કોઈ નિશ્ચિત મત ઉપર આવી શકયા નથી. પરંતુ એટલું નક્કી છે કે ચીની મુસાફર 'યુવાંગચંગ' જયારે ભારતમાં આવ્યો ત્યારે 'ભિન્નમાળ'માં ગુર્જર લોકો રાજ કરતા હતા. 'યુવાંગચંગ'નો સમય ઈ. સ. ની સાતમી સદી છે એટલે કે આજથી ૧૩૦૦ વર્ષ પહેલાં ભિન્નમાળમાં ગુર્જર લોકો હતા. સાતમી સદી પહેલા ગુર્જરો કયાં હતાં? તે ભારતના વતની છે કે બહારથી આવેલી વિદેશી પ્રજા છે? વગેરે વિષે હજુ સુધી કોઈ નિર્ણય લઇ શકાયો નથી. આ પરત્વે જૂદી જૂદી સંભવનાઓ થઈ છે ખરી. જેમકે એક મત મુજબ ગુર્જર મૂળે મધ્યએશિયાના વતની હતા અને ત્યાંથી હૂણ તથા 'સિથિયન' લોકો સાથે ભારતમાં આવ્યા હતા. આ ગુર્જર લોકો શરીરે સશક્ત અને દેખાવડા હતા. એમની સ્ત્રીઓ પણ ખૂબ જ સુંદર હતી. બુદ્ધિબળમાં પણ તેઓ કમ ન હતા. આ કારણોથી ધીરે ધીરે તેમણે પોતાની આજુબાજુ પોતાની સત્તા જમાવી અને સાતમી સદી આવતા તો તેઓ ભિન્નમાળના રાજા બની બેઠા. બીજો મત એવો છે કે ગુર્જર લોકો ભારતના જ અસલી વતની છે. તેઓ પશુપાલક હતા. ધીમે ધીમે પશુઓની સંખ્યા વધવાથી તેમની સત્તા પણ વધી અને તેઓ સાતમી સદીમાં ભિન્નમાળના રાજ્યપદે આવ્યા. જોકે ચીની મુસાફર 'યુવાંગચંગ' ની ઐતિહાસિક નોંધ સિવાય આ વિશે બીજી કોઈ પણ નોંધ હજુ સુધી આપણને પ્રાપ્ત થયેલ નથી. હા.... લોકસાહિત્યમાં ગુર્જર નર–નારીઓની અનેક કથાઓ મળે છે પરંતુ લોકસાહિત્યની આ કથાઓને કેવી રીતે ઐતિહાસિક માનવી? હાલને તબક્કે તો આપણે એટલો જ નિર્ણય કરી શકીએ છીએ કે સાતમી સદીમાં ગુર્જરોનું શાસન હતું. આ સમય પછી તેમના રાજયોનો વિસ્તાર થયો છે અને અગયારમી સદીમાં ગુજરાતના અણહિલવાડ પાટણમાં પણ તેમની સત્તાઓ હતી. એવું માનવામાં આવે છે કે ગુર્જરોનું રાજ્ય હાલમાં પશ્ચિમ રાજસ્થાન અને ઉત્તર ગુજરાતના સીમાડા પર હતું. અસલનો ગુર્જર લોકોનો પ્રદેશ પણ તે જ હતો. પરંતુ સમય જતા આજુબાજુની જાતિઓએ પણ ગુર્જર લોકોનું અનુકરણ કર્યું છે. અને તેઓ બોલતા એ ભાષાને અપનાવી છે. ૧૧ મી સદીમાં થયેલો 'અલબરૂની' પોતાની નોંધમાં આ પ્રદેશ માટે 'ગુજાત' એવો સ્પષ્ટ શબ્દ નોંધે છે. આ પછી બીજો મુસાફર માર્કોપોલો



[અનુ. પૃ. ૩૫૭

# 'કડખો' અને 'ઝૂલણા'

પ્રા. ડૉ. રમણીકલાલ છ. મારુ

'રઘુનાથ રૂપક ગીતાં રો'માં કુંડળિયાની માફક જેમાં બે છંદોનું મિશ્રણ થતું હોય તેવા છંદો વિષે વિચારતાં 'મનમોદ' ગીતના એક અંતર્ગત અંશરૂપે 'કડખા'નો નિર્દેશ થયેલો જોયો. આ 'કડખો' કે 'કડપો' એ ખરેખર કોઈ વિશિષ્ટ ચારણી છંદ હોવો જોઈએ એમ લાગ્યું. 'ગીત મનમોદ'નું છંદ તરીકે સામાન્યતઃ નામ પણ ન સાંભળ્યું હોય એવું બને. કવિ મંછે 'મનમોદ' છંદનું લક્ષણ આપતા લખ્યું છે–

''ગુણ દોહે સી ભાલ ગત ઉપર કડપો આણ;
હુવૈ ગીત મનમોદ હદ બદ રઘુપત વાંખાંણ.[1]

અર્થાત્ દુહાના ચાર ચરણોની રચના કર્યા પછી કડપો– કે – કડખો છંદના ચાર ચરણો રચવાથી મનમોદ છંદ બને છે. દોહરો કે દુહો કુંડળિયા પ્રકારના છંદોનો અંતર્ગત ભાગ જેવો બની ગયો છે. એ તો જાણીતો માત્રામેળ છંદ છે. પરંતુ 'મનમોદ'ના એક અંતર્ગત ભાગ રૂપે 'કડખા'નો નિર્દેશ કર્યો હોવા છતાં કવિ મંછે એનાં લક્ષણો વિષે ક્યાંય કશો ઉલ્લેખ કર્યો નથી. ચારણી છંદો વિષેની પ્રમાણભૂત માહિતી કવિ મંછના આ ગ્રંથમાંથી મળે છે. આમ છતાં એમાં આ 'કડખા' વિષે કશું મળતું નથી. 'રાજસ્થાની શબ્દકોશ' (સં. સીતારામ લાલસ)માં 'કડખા'નો નિર્દેશ નથી. 'રાજસ્થાની – હિન્દી શબ્દકોશ'[2] માં 'કડખો'ના ત્રણ અર્થો આપવામાં આવ્યા છે. (૧) એક છંદ વિશેષ (૨) ઢાઢી અથવા ચારણો દ્વારા ઊંચા સ્વરમાં આલાપવામાં આવતું વિજય ગીત (૩) સિંધુ રાગ. 'સાર્થ ગુજરાતી જોડણીકોશ'માં એનો અર્થ દુહા જેવી વીરરસની એક રચના'[3] એવો અર્થ આપવામાં આવ્યો છે. જુદા જુદા શબ્દકોશોમાં આપવામાં આવેલા અર્થોમાંથી મહત્ત્વનું એક તારણ નીકળી શકે છે કે 'કડખો' એ એક એવો વિશિષ્ટ છંદ છે કે જે વીરરસને માટેનું ઉચિત વાહન છે.

પ્રાપ્ય ગ્રંથોમાં 'કડખા'નાં લક્ષણો ન મળતાં ઉદાહરણને આધારે એનાં લક્ષણો તારવવા મેં પ્રયાસ કર્યો. અત્રે 'મનમોદ છંદ'ના ઉદાહરણને આધાર રૂપે લઈ 'કડખા'નાં લક્ષણ કયાં હોઈ શકે તે જોઈએ.

ડેરા થી સાજૈ ડબર પડ ઇમ કીધ પયાણ;
કરવા સુરાં સહાય કજ અસુરાં સૂં આરાણ.

રાણ દિસ હાલિયા ઠાંણ આરાણ રુખ,
કોહ અસમાંણ ચઢ ભાણ ઢંકા;
ગોમ નેજા હલક રાગ સિંધુ ગહક,
ગહક ડંડાહડાં ચીસ ડંકા;
જબર જય નીલ સુગ્રીવ અંગદ જિસા,
બલેપત ભાલ સા વીર બંકા;
બાંધ ચાલાં પડે અડે નળ મહાબલ,
લડણ દસકંધ સૂં લેણ લંકા.[4]

પ્રસ્તુત ઉદાહરણમાં આરંભમાં દૂહો અને પછી કડખો પ્રયોજવામાં આવ્યો છે. દોહાનાં અંતિમ ચરણનો અંતિમ શબ્દ કડખાનાં પ્રથમ ચરણમાં બેવડાઈને આવ્યો છે, જે કુંડળિયાની માફક બે છંદોની વચ્ચે સાંકળ રચવાનું કાર્ય કરે છે.

કડખા છંદનાં ચાર ચરણો જોતાં એ ઝૂલણા છંદને માત્ર મળતો જ નહીં પણ ઝૂલણા જ હોય એમ જણાય છે. એનાં પ્રત્યેક ચરણમાં આપણાં પિંગળગ્રંથોમાં વર્ણવેલ ઝૂલણાનાં જ લક્ષણો દેખાય છે. 'દલપતપિંગળ'માં અક્ષરમેળ અને માત્રામેળ એમ બન્ને પ્રકારના ઝૂલણા વિષે લખવામાં આવ્યું છે.

---

૧ કવિ મંછ: 'રઘુનાથ રૂપક ગીતાં રો' પૃ. ૧૭૩.
૨ સં. બદરીપ્રસાદ સાકરિયા: 'રાજસ્થાની – હિન્દી શબ્દકોશ' પૃ. ૧૯૩.
૩ પ્રકા. નવજીવન કાર્યાલય:'' સાર્થ ગુજરાતી જોડણીકોશ' પૃ. ૧૪૮ આવૃત્તિ ચોથી ૧૯૪૯
૪. કવિ મંછ : 'રઘુનાથ રૂપક ગીતાં રો' : પૃ. ૧૭૩–૭૪.

અહીં પ્રયોજાયેલ 'કડખો' એ દલપતરામે નિર્દેશેલ માત્રામેળ ઝૂલણા છંદ છે, એમ નિશ્ચિતપણે કહી શકાય તેમ છે.

'કડખા' વિષે સ્વ. શ્રી રા વિ. પાઠકે કશો નિર્દેશ કર્યો નથી. પરંતુ ડૉ. જગદીશપ્રસાદ શ્રી વાસ્તવે એમના એક ગ્રંથમાં લખ્યું છે : "યહ હિન્દી વીરકાવ્ય સાહિત્યકા અત્યન્ત પ્રસિદ્ધ છન્દ હૈ. ચારણ ઔર ભાટ યુદ્ધ કે સમય અપને આશ્રયદાતા તથા વીર સૈનિકોંકો પ્રોત્સાહન દેને કે લિયે ઈસ છન્દકા પ્રયોગ વિશેષ રૂપસે કરતે થે"[૫] આ લેખકે અહીં એ સ્પષ્ટ કર્યું છે કે આ છંદનો ઉપયોગ મુખ્યત્વે ચારણો દ્વારા થયો છે. લેખકે એક અન્ય ગ્રંથને આધારે આ છંદનાં લક્ષણો આપવાનો પ્રયત્ન પણ કર્યો છે :

"ઈસમેં સામાન્ય રૂપસે ચાર ચરણ હોતે હૈ. ઈસકા હર એક ચરણ ૩૭ માત્રાઓંકા અધિકતર હોતા હૈ, જિસમેં ૮, ૧૨, ૮ ઔર ૯ માત્રાઓં પર વિરામ હોતા હૈ જો કિ નિતાંત આવશ્યક નહીં હૈ. અપવાદ કે રૂપમેં કભી કભી એકાદ માત્રાયેં કિસી ચરણમેં અધિક ભી હૈ ચરણાંતમેં દો ગુરુ હોતે હૈ"[૬]

"છન્દ : પ્રભાકર" માં આપેલ 'કડખા'નાં લક્ષણો અને કવિ શ્રી દલપતરામે આપેલ માત્રામેળ ઝૂલણાનાં લક્ષણો લગભગ એક બીજાને મળતાં આવે છે. શ્રી દલપતરામે ઝૂલણાનાં લક્ષણો આ પ્રમાણે આપ્યાં છે :

(૧) દરેક ચરણમાં ૩૭ માત્રા

(૨) ૧૦, ૨૦, ૩૦ અને ૩૭ માત્રાઓ પર વિરામ.

(૩) દરેક ચરણને અંતે સામાન્ય રીતે એક ગુરુવર્ણ તો હોવો જોઈએ.

(૪) ૧, ૬, ૧૧, ૧૬, ૨૧, ૨૬, ૩૧, ૩૬ એ માત્રાઓ પર તાલ આવે એટલે એક ચરણમાં આઠ તાલ હોય છે.

(૫) તાલમાં ત્રીજી માત્રા લઘુ હોવી જોઈએ.[૭]

બન્ને લક્ષણોનો તુલનાત્મક રીતે વિચાર કરીએ તો ખાસ કરીને એ બે બાબતમાં જુદા પડે છે. (૧) યતિસ્થાન (૨) અંતે ગુરુવર્ણ કેટલા હોય તે બાબતમાં. એ પૈકી યતિસ્થાનની બાબતમાં શ્રી જગન્નાથપ્રસાદ ૮, ૧૨, ૮ અને ૯ એવાં યતિ સ્થાન આપીને પછી પણ 'જો કે નિતાંત આવશ્યક નહીં હૈ' એમ કહે છે, એટલે એમાં મતભેદનો બહુ પ્રશ્ન નથી. અંતે 'ગુરુ એક તો અચળ કરી જાણવો ઝૂલણા છંદની જાત જાણી' એમ દલપતરામ કહે છે ત્યારે બે ગુરુ ન હોય એવું એમનું વક્તવ્ય નથી. પરંતુ એક તો હોવો જોઈએ. જ્યારે 'છન્દ : પ્રભાકર'ના કર્તા બે ગુરુનો આગ્રહ રાખે છે. જો કે તેઓ કોઈ ચરણમાં એકાદ માત્રા વધુ હોવાનું જે કહે છે એ બરાબર નથી. કારણ કે કડખાનાં ઉદાહરણો જોતાં એ સમમાત્રિક છંદ જણાય છે. દલપતરામે એમનાં લક્ષણોમાં ઝૂલણાના તાલમાન પણ આપ્યાં છે. કવિ મંછે 'કડખા'નો જ્યાં જ્યાં પ્રયોગ કર્યો છે ત્યાં તેઓ પણ સવિશેષ ઝૂલણાનાં યતિસ્થાનને સાચવતા જણાય છે. આમ 'કડખો' અને 'ઝૂલણા' નામ ભેદે એક જ છંદ હોય એમ જણાય છે.

ડૉ. શ્રીવાસ્તવ 'કડખા'ને વીરકાવ્યનો છંદ ગણાવે છે અને વીરરસને અનુરૂપ માને છે તો શ્રી. રા. વિ. પાઠક ઝૂલણા વિષે લખે છે," ઉદાત્ત ભાવોને લાંબા સમય સુધી વહેવાની એની શક્તિ છે. પરભાતિયામાં આ સંધિની રચનાઓ પુષ્કળ આવે છે અને ત્યાં આપણે જોઈએ છીએ કે, ધીર ગંભીર રીતે પ્રૌઢ ભાવોને વાણીમાં ટકાવવાની એનામાં તાકાત છે. વળી કેટલાંક પ્રાચીન કાવ્યોમાં ઝૂલણાં રણાંગણોનાં અને લડાઈનાં વર્ણનોમાં પણ વપરાયેલો જોવામાં આવે છે જે એની એ દિશાની શક્તિ પણ દર્શાવે છે."[૮]

---

૫. ડૉ. જગદીશપ્રસાદ શ્રીવાસ્તવ : 'ડિંગલ સાહિત્ય' (પ્રકા : હિંદુસ્તાન એકેડેમી, અલ્હાબાદ) પૃ. ૨૫૦.

૬. શ્રી જગન્નાથ પ્રસાદ 'ભાનુ' : 'છન્દ : પ્રભાકર' (છઠ્ઠી આવૃત્તિ) પૃ. ૧૯૧.

૭ કવિ દલપતરામ : 'દલપત પિંગળ' : પૃ. ૨૦.

૮ સ્વ. રા. વિ. પાઠક : 'બૃહદ્ પિંગળ' પૃ. ૬૭૪.

'કડખો' અને 'ઝૂલણા'ના પ્રયોગો વિષે વિચારીએ.

''ભુજની વ્રજભાષા પાઠશાળામાં ઉનીર્ણ થયેલા કેટલાક કવિઓએ 'બાવનીઓ' લખી છે એમાં કેટલાકે કડખા છંદનો પ્રયોગ કર્યો છે. વ્રજભાષા પાઠશાળાના આચાર્ય કવિ કનકકુશળે કડખા છંદનો પ્રયોગ અમુક અમુક સ્થળે કર્યાનું મને સ્મૃતિમાં છે તે સિવાયના ચારણેતર અન્ય કવિઓએ કડખાનો પ્રયોગ કર્યાનું ધ્યાનમાં નથી.''૯

ડૉ. શ્રી વાસ્તવે અને હિન્દી વીરકવિતામાં અત્યંત પ્રસિદ્ધ છંદ ગણાવ્યો છે એટલે હિન્દી ભાષાના પ્રાચીન સમયમાં આ છંદનો પ્રયોગ સારા પ્રમાણમાં થયો હશે એમ જણાય છે.

જ્યારે ઝૂલણા છંદથી તો ગુજરાતી સાહિત્યનો કોઈપણ રસિક ભાગ્યેજ અજ્ઞાત હોય. ભક્તિ આંદોલનોનો પ્રતિનિધિ ઉદ્‌ગાતા કવિ નરસિંહના પ્રભાતિયાં ઝૂલણામાં લખાયાં છે. એ છંદના આલેખનમાં નરસિંહની સિદ્ધિ વિષે શ્રી ઉમાશંકર જોશી લખે છે,'' ''એકલો ઝૂલણા જોઈએ તો ઝૂલણા એને અનેક ભાવપરિસ્થિતિઓને અનુકૂળ કામ આપે છે. 'વઢો રે ગોવાળિયો કોણ થાશે'ની ઘરાળુ વાતચીતથી માંડી 'મોરિયા અંબ કોકિલ કદંબો લવે, કુસુમ કુસુમ રહ્યો ભ્રમર ઝૂલી'ની માદક ચિત્રાત્મકતા અને 'પ્રેમરસ પાને તું મોરના પિચ્છધર'નો વિરાટ તલસાટ – બધા માટે નરસિંહના હાથમાં ઝૂલણા એક સમુચિત માધ્યમ નીવડે છે.''૧૦ કવિ દલપતરામ, કવિ કાન્ત કે બોટાદકરનાં ઘણા કાવ્યો ઝૂલણામાં લખાયાં છે. કાન્તનું 'આજ મ્હારાજ જલ પર ઉદય જોઈએ ચંદ્રનો હૃદયમાં હર્ષ જામે' એ પંક્તિથી શરૂ થતું સુપ્રસિદ્ધ કાવ્ય 'સાગર અને શશી' પ્રકૃતિસૌંદર્ય અને તેની કવિચિત્ત પર પડતી અસર વર્ણવે છે. કવિ ખબરદારે 'દર્શનિકા' નામે સુદીર્ઘ ચિંતનકાવ્ય (કરુણપ્રશસ્તિ કાવ્ય)માં પણ ઝૂલણાનો જ પ્રયોગ કર્યો છે. આમ આપણે ત્યાં માગ વીરરસની નિષ્પત્તિ માટે જ નહિ, પણ ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય, ચિંતન, પ્રકૃતિ વગેરેને સ્પર્શતા ભાવોપણ પ્રગટ કરવામાં ઝૂલણા સમુચિત માધ્યમ બન્યો છે.

જેમ નવજીવન કાર્યાલયના શબ્દકોશમાં 'કડખા'ને 'દુહાના જેવી વીરરસની એક રચના' કહી 'દુહો' પણ માત્ર વીરરસને માટે જ હોય એવો ભ્રમ ઊભો થાય એવો અર્થ આપવામાં આવ્યો છે. હા એ ખરું કે એ બન્ને વીરરસનાં અનુરૂપ માધ્યમો છે. બાકી દુહો પણ શૃંગાર, કટાક્ષ, ચાબખા જેવા પ્રહારો કરવામાં પણ ઉપયોગમાં લેવાયો છે. શ્રી ઉમાશંકર જોશી અને સ્વ. શ્રી રા. વિ. પાઠકનાં મંતવ્યો ઝૂલણા માત્ર વીરરસ નિષ્પન્ન કરવા કે વીરકવિતા માટે નથી એ સ્પષ્ટ કરે છે, કવિ કાગે 'કાગવાણી' ભા. ૨ આરંભમાં લખેલાં ૧૧ કાવ્યો પૈકી ૯મા ભજનને બાદ કરીએ બાકીનાં દસેય ઝૂલણામાં લખાયાં છે. એટલું જ નહિ તેમાં એક ચારણ કવિને હાથે એ છંદ માત્ર વીરતાના ભાવોનો જ નહિ પણ કટાક્ષ, આજીજી જેવા ભાવોના પણ કેવો સરળતાથી દ્યોતક બની શકે છે એ પણ સ્પષ્ટ દેખાઈ આવે છે.

આમ 'કડખો' અને ઝૂલણા' વર્ષોથી જુદી જુદી ભાષામાં લખાતા છંદો છે. એનો પ્રયોગ ચારણોએ સવિશેષ કર્યો છે. 'કડખો' સમય જતાં આજે હવે ભાગ્યે જ લખાતો હશે જ્યારે ગુજરાતીમાં ઝૂલણાના પરંપરિત ઝૂલણા જેવા પ્રયોગો પણ થાય છે. જૂના વખતમાં પણ એનો ઉપયોગ ચારણો અને ભાટો દ્વારા વિશેષ થતો હતો. બન્ને છંદ નામભેદે જુદા જણાય છે પણ લક્ષણોની દૃષ્ટિએ એ મહદંશે જ નહિ પણ સર્વાંશે સમાન જણાય છે.

※

---

૯. શ્રી રતુદાન રોહડિયા : અંગત પત્ર તા, ૬-૯-૮૦

૧૦. 'ગુજરાતી સાહિત્યનો ઈતિહાસ' ગ્રંથ-૨, સં ઉમાશંકર જોષી અને અન્ય પૃ. ૧૫૮.

# ભજનોમાં બંસરીનો પ્રકાર

નિરંજન રાજ્યગુરુ

'ભજનોમાં બંસરીનો પ્રકાર' એ વિષયપર ગયા અંકમાં આપણે થોડી વિગત જાણી અને કેટલીક બંસરી રચનાઓનો પરિચય મેળવ્યો. અહીં બંસરી રચનાઓ વિષે કંઈક વિશેષ અધ્યયન કરીએ. આમ તો બંસરી રચનાઓ એ ભજનસાહિત્યનો કોઈ સાવ સ્વતંત્ર કહી શકાય એવો તદ્દન ભિન્ન પ્રકાર નથી, પરંતુ જે ભજનોમાં બંસરીને કેન્દ્રસ્થાને રાખીને પ્રેમલક્ષણા ભક્તિપ્રણાલિ પ્રમાણે, અથવા યોગમાર્ગની અટપટી યૌગિક ક્રિયાઓના આધારરૂપ, બંસરીનો ઉલ્લેખ થયો છે તેને આપણે બંસરી રચનાઓ તરીકે સ્વીકારી. એ કલામય કૃતિઓને માણવા–નાણવાનો આ નમ્ર પ્રયાસ છે.

અધ્યાત્મચિંતનને માટે ઈશ્વરીય શક્તિનાં જે જે તત્ત્વોની આપણા સંતો–ભક્તોએ ઉપાસના કરી છે તેમાં પોતાના ચિત્તના ઉલ્લાસ માટે સુંદર અને રમણીયને રજૂ કરવા એમણે પ્રતીકનો આશ્રય લીધો છે. સાહિત્યજગતમાં માત્ર પ્રતીક જ એવું સાધન છે જે એક જ શબ્દથી સમસ્ત વાતાવરણની સૃષ્ટિ ખડી કરી આપે છે. પ્રતીકાત્મક શૈલીમાં આપણા સંત-કવિઓએ ક્યાંક ક્યાંક અદ્દભુત રહસ્યાત્મક ઉક્તિઓથી ભાવકને ચમત્કૃત કર્યા છે તો ક્યાંક સાવ સહજ સરળ બાનીમાં પોતાની અનુભૂતિને એવી નિર્દંભ અને નિર્ભેળ રીતે અભિવ્યક્ત કરી છે કે ક્યાંય એમાં દુર્બોધતા ન આવી જાય...

આપણે જોઈ શકીએ છીએ કે બંસરી રચનાઓમાં એ બન્ને પ્રકારનાં લક્ષણો ધરાવતી વિધવિધ રચનાઓ મળી આવી છે. હઠયોગ પરક રૂપકાત્મક પ્રતીક, અવળવાણી અને ગુહ્ય સાધનાની ગૂઢ ભાષાનું માધ્યમ પણ તેમાં જોવા મળે છે, એને જાણી શકવા અધિકારી ભાવક જ સમર્થ બની રહે છે, અધિકાર ન ધરાવનારને માટે એ દિવ્ય જ્ઞાન સાવ વ્યર્થ જ છે. આમે આપણા સાધકસતો પોતાના પ્રત્યેક શબ્દને અત્યંત પવિત્ર અને પારસમણી જેવા મૂલ્યવાન માનતા હોય છે. શબ્દ બ્રહ્મની ઉપાસના કરનારા આપણા સંતોએ એજ કારણે કેટલીયે વાર કોઈક વિરલા જ જાણી શકે કે સમજી શકે એવી ચમત્કૃતિપૂર્ણ પ્રતીકાત્મક શૈલીમાં પોતાના એ નિજી જ્ઞાનને વહાવ્યું છે. "વચન કોઈ સંત જ વિરલા જાણે, શબ્દ કોઈ હરિજન વિરલા જાણે..." એમ આપણા ભજનોમાં કહેવાયું છે તે અમસ્તું જ નહીં...

એજ પ્રમાણે પરમાત્માના ચિર મિલનને માટે ઉત્સુક સંતોએ પોતાનાં ભજનોમાં ભક્તિના શરણાગતી ભાવ સાથે બ્રહ્મ સાથેના પ્રણયભાવ પર આશ્રિત દામ્પત્ય સંબંધની અભિવ્યક્તિ પણ ઠેકઠેકાણે કરી છે. પ્યારા પુરુષોત્તમની બંસરીએ કરેલાં કામણનો ઉલ્લેખ કરીને સંતોએ એ ધ્વનિનો કેવો પ્રભાવ આ પૃથ્વી ઉપર વિલસ્યો છે તેની વાત કહી છે. સાવ સહજ, સરળ વાણીમાં પોતાની પરમાત્મા પ્રત્યેની ઝંખના, આરત અને આસક્તિ એમણે રજૂ કરી છે.

"લોચનિયે લોભાણી રે
"હું તો તારી વાતડિયે વેચાણીરે
હો માવા તારી મોરલીરે જી..."

જેવી રચનાઓમાં આપણને એ દિવ્ય પ્રેમ-સંબંધનો ઉત્કટ ભાવ જોવા મળે છે. ક્યાંક ક્યાંક તો મોરલી – વાંસળી રાધિકાને અને ગોપીઓને શોક્ય જેવી લાગવા માંડે છે. તે વેરણ બનીને જ્યારે ભક્ત હૃદયને વેડે છે ત્યારે એનાં દુઃખ અસહ્ય બની જાય છે – વાંસળી બનાવનાર કારીગર પણ અળખામણો બની જાય છે. ગોપીની નજરે...

"કયો રે કબાડી તુંને કાપીને લાવ્યો,
કયે રે સુથારે સંવારી

શરીર તારૂં સંધાડે ચડાવી,
તારા પંડડામાં છેદ પડાવી;
કાનુડા તારી મોરલી અમને,
'દુખડાં દીએ છે દાડીદાડી."

ગોપીને દુઃખ એ વાતનું છે કે મારે જ આંગણે મેં વાંસ વાવેલો, મન લગાડીને જળસિંચન કર્યું હતું એને આ કામણગારા કાનુડે વેડી નાખ્યો, એના કટકા કર્યા, એના પર છેદ પડાવ્યા ને પોતાના અધરો ઉપર ધરી ત્યાં તો એ મારી જ વેરણ બની ગઈ!

ને બંસરીના નાદે માત્ર ગોપીઓ જ ભાન ભૂલી જતી નથી હો...! એનું કામણ તો ચૌદે ભૂવનમાં વ્યાપી રહે છે. સ્થળચર, જળચર, વિહંગ, ખગ, મૃગ, સૂર, મુનિ, ધીર... બધાં મોહ પામીને સાન ભાન ભૂલી દે છે. અરે, પવન વહેતો અટકી જાય છે, જમુનાનાં નીર થંભી જાય છે એવો એનો પ્રભાવ પ્રસરી ગયો છે, તો બ્રહ્મ, મહેશ્વર, દેવો, અપ્સરાઓ તો કયાંથી એના કામણમાંથી છટકી શકે?

લોકલાજ તજીને વ્રજાંગના પોતાનો ઘરસંસાર ભૂલી પ્રીતમપ્યારાને મળવા માટેની ઝંખનામાં વિહ્વળ બનીને દોડી જાય છે ત્યારે એને પોતાના શરીરનું પણ ભાન રહેતું નથી – "આંખનું કાજળ ગાલે ઘસ્યું ને નેપૂર પેર્યું કંઠે..." જેવી હાલત છે એની...મોરલીની એ મત્ત મોહિનીમાં ગાય દોહતાં સાડી ભીંજાય છે એનો ખ્યાલ નથી, વાછરડાને બાંધવા જતાં પોતાનું જ બાળક બંધાઈ જાય છે, છાશમાં પાણી નાંખવાને બદલે દૂધમાં પાણી નાંખી દે છે, દળણું દળતી વખતે ભાન રહેતું નથી કે લોટ તો બધો કૂતરાં ખાઈ જાય છે...

આવી છે આ બંસરીની એ માયા... ને એ માયાને આપણા સંતો–ભકતોએ પોતાની રચનાઓમાં ઘણું અગત્યનું સ્થાન આપ્યું છે.

શ્રીમદ્ભાગવતમાં કૃષ્ણની વાંસળી કે મોરલીને માટે સર્વત્ર વેણુ શબ્દ પ્રયોજાયો છે. ભરતના નાટ્યશાસ્ત્ર અને અમરસિંહના અમરકોશમાં પણ વાદ્યના રૂપમાં વેણુ અથવા વંશ શબ્દોનો ઉલ્લેખ છે, પણ મોરલી કે બંસરી શબ્દનો ઉલ્લેખ ત્યારે મળતો નથી એટલે એવું અનુમાન કરી શકાય કે એ પછીના સાહિત્યમાં જ એનો પ્રયોગ થયો હશે જે કારણે કૃષ્ણભકત કવિઓએ પોતાની રચનાઓમાં આ શબ્દો અપનાવ્યા.

વેણુ શબ્દ ભાગવતમાં બધે જ પુલ્લિંગમાં પ્રયુકત થયો છે, પરંતુ શ્રીકૃષ્ણના અધરામૃત પાન વગેરે કાર્યોમાં સ્ત્રીયોચિત સપત્ની ભાવ વિશેષ દેખાય છે એ જ કારણે કદાચ સાંપ્રદાયિક અને અન્ય કૃષ્ણ-ભકત કવિઓએ બંસી, મોરલી, બંસરી, વાંસળી વગેરે સ્ત્રીલિંગ શબ્દો પ્રયોજીને એ પ્રત્યે સપત્નીભાવ વ્યકત કર્યો છે.

ભાગવતમાં કૃષ્ણની વેણુ અથવા મોરલીનું બે અધ્યાયોમાં વર્ણન છે, એમાં લૌકિક દૃષ્ટિએ વાંસળીનાં ત્રિલોકને મોહ પમાડનારા સૂર સમસ્ત જડ-ચેતન જગતને વશીભૂત કરવામાં સમર્થ છે, એટલે જ વ્રજની ગોપીઓ ઘેલી બનીને પાછળપાછળ દોડી આવે છે. બંસરી એના હૃદયમાં કામપીડા ઉત્પન્ન કરી દે છે. એવી મોરલીની દિવ્ય અસરનું સુંદર આલેખન થયું છે તો ગૂઢાતિગૂઢ ભાવોને મોરલીના પ્રતીક દ્વારા પોતાના ભજનોમાં રજૂ કરનારા સંતોએ પ્રતીકાત્મક ભાષા દ્વારા નિર્ગુણ-નિરંકાર બ્રહ્મની આરાધના પણ કરી છે. યૌગિક પરિભાષાનો વિનિયોગ કરીને જે બંસરી રચનાઓ સર્જાઈ છે તેમાં કુંડલિની યોગ, લયયોગ, હઠયોગની સાધનાઓ વિશે અને નાદબ્રહ્મની–શબ્દબ્રહ્મની ઉપાસના પ્રણાલી વિષે પરંપરાથી ચાલી આવતી ગૂઢ શૈલીમાં આલેખન થયું છે. કુંડલિની શક્તિ દ્વારા ષટ્ચક્રભેદન કરી પોતાની સુરતામાં એ અનાહત બ્રહ્મનાદ પ્રત્યે અનુરાગ કરવાથી જે અનહદ આનંદની પ્રાપ્તિ થાય છે તેનું વર્ણન આપણને આ રચનાઓમાંથી મળી આવે છે. પરંતુ ઈંગલા–પિંગલા સુખમણાનાડી, દશમોદ્વાર, બંકનાળ, નૂરતસુરત, અન-હદવાજાં, ઉલટા પવન, ઝલમલજયોતિ, ઓહંસોહં.... વગેરે હઠયોગપરક ગૂઢ શબ્દાવલી સામા ગણને

દુર્બોધ બની જાય છે. એ તો એ એ રંગમાં રંગાઈ ગયેલા સુગરાનું કામ છે એ સમજવાનું-જાણવાનું-માણવાનું..

આપણી ભીતરમાં પોતાની મેળે જ નિરંતર દિવ્ય સંગીત બજતું રહે છે, પરંતુ આપણે તે સાંભળી શકતા નથી—એ અનહદ નાદ – અનાહત નાદ માત્ર ગુરુકૃપાએ જ જ્યારે દુબધ્યા (દુર્બુદ્ધિ)નો નાશ થાય છે ત્યારે જ સાંભળી શકાય છે – જ્યારે સતગુરુ શબ્દુંના બાણથી માણલાને મારે છે ત્યારે ભીતર અજવાળું થાય છે... ને દિવ્ય સંગીતની હેલીમાં સાધકમસ્ત બને છે એવું સનાતન સત્યનું આલેખન આપણને આ બંસરી રચનાઓમાંથી મળી આવે છે.

હવે જૂની હસ્તપ્રતોમાંથી મળેલી કેટલીક વિશિષ્ટ પ્રકારની બંસરી રચનાઓનું આચમન કરીએ...

## બંસરી – ૭

બંદ્રાવન માંહે વેણુ વજાણી ગોપીને...
વૈવલ કિધાંસે વર્ખા, પોને વચંન પાલવા;
ચંત હસિને લિધાંસે...૧

એક એ ન મેહેલિઉ જા ણિુ,
બિજી માંગશિ દર્સે;
જુવતી જુથ મલિને ચાલે,
જેમ શાહ નુ પુર્સે...૨

પિતાંબર્પલ વટવાલી, કંઠે વશ સહારો;
ઝાંઝ સિ ઝંમકે ને, ઘુઘસિ ઘમંકે,
પાયે ને પુર્નો ઝમકારો...૩

સંતંન જણિત રૂંષ રાખલિ,
ઝાલ ઝબુકે કાનસે;
રાતદંત અધું શું ઓપે,
ગોરી તે ગોરે વાંન સે...૪

હર્ખિં વાલા પાશેયાવિ, વંદ્રાવન મોઝાર્સે;
**નરશૈયાચો** શ્વાંમિ શંગ રમતાં,
હૈડે હર્ખ અપાર્સે...૫

## બંસરી – ૮

બંસી તેરી બાજી જમુના કે તીર...(ટેક)

સરવન સુન સુધ ન રહી, કાહા કહુ રે હે હરી;
હાંરે મેરા જીવરા, ચરત નહી ચીર...
બંસી તેરી...૧

જમુના તીર તખત ભયે, મીન ભયે બળહીન;
પશુપંછી મગન ભયે, લગ રહે લવલીન...
બંસી તેરી...૨

**મીરાં** કે પ્રભુ ગિરધર નાગર,
ભલે ગઇ શામ શરીર;
બંસીતેરી બાજી જમુનાજી કે તીર...૩

## બંસરી – ૯

માવા તારી મોરલીએ મન મો આં રે...(ટેક)

નથી રેવાતું નથી રેવાતું, મું નથી સેવાતું રે;
એવા દુ:ખ અમે સઇએ રે....માવા તારી...૧

ઘરેનો ધંધો મુંને હાથના લાગે રે,
ધામના કામ સરવે ખોઆં રે...માવા...૨

જલ જમનાનાં નીર ભરવા ગાંતાં રે,
મેં તો આરે આરે જોઉં રે;
ખાદુ ને પીદુ મુને કઅના સુજે રે,
ટોલાનુ હરણુ વછોઉં રે...માવા...૩

**હેમનો** સાંમી વાલો મથુરા સધરારે,
મુજ અબલા સામુ ના જોઉ રે...માવા...૪

## બંસરી – ૧૦

મોંઘા મ થાઓ રે મોરલી વાળા,
મોંઘા મ થાઓ રે...(ટેક)

અમેરે સંભારી, તમને સાંવાંમી,
તમે સાને આઘેરા જાઓ...મોરલીવાળા ૧

કઠણુ હૈઅં તમે કાં કરો મુંને માન દીઓને;
હરી આજ સહીરસમેતાં તો થૈ એ,
અમને રસપાઓ... મોરલીવાળા...૨

પ્રભુ છે હમારા છબીલા વાલા, તમને મળ્યાની જો;
તમારી ટેવ હું જાણું ખરી,
વાલામારા થૈ છું કેવાની જો...મોરલીવાળા...૩

ઓરા આવોને અલબેલા,
મારો આપીશ કંઠનો હાર,
**મૂળદાસ** પ્રભુ કરજોડી કહે
મારી વીનતડી અવીધાર... મોરલીવાળા...૪

## બંસરી—૧૧

જુવોને ગગના હેરી, ત્યાં બાંસુરી બાજે ઘેરી;
કોઇ જુવોને...(ટેક)

ત્રીવેણી ટંકશાળ પડત હે, તાપર ઝીણી શેરી;
**અમર** અજીતા આસન બેઠા, નગર બસાયા ફેરી..
કોઈ જુવોને...૧

ઘડી ઘડી ઘડિયાળાં વાગે, વાગેશ્વર ઘંટેરી;
ઢોલ નગારાં શરણાઇ વાગે, ધૂમ મચી ચોફેરી..
કોઈ જુવોને...૨

ગગન મંડળમેં કરલેવાસા, વહાં હે જોગી લહેરી
સતગુરુ દેવ મુને સાન બતાઇ, જાપ અજંપા કેરી.
કોઈ જુવોને...૩

સ્વાસોસ્વાસ દોઉ નહી પોચે, વહાં લે લાગી મેરી;
સુરને સુરતે નામ નીરખલે, સુખમન માલા ફેરી..
કોઈ જુવોને...૪

સાચા સદગુરુ જેણે નીરખ્યા,
મીટગઇ રેન અંધેરી;
**ખીમદાસ** ગુરુ ભાણ પ્રતાપે એ ટનહીં જમફેરી...
કોઈ જુવોને...૫

## બંસરી—૧૨

એક દિન વિઠ્ઠલરે, વનમાં વેણુ બજાવી;
આનંદ ઉપજ્યોરે, અબળાને મન ભાવી...ટેક...

પ્રીતમ પ્રીત રે, પ્રેમ મચાવ્યો માતો;
સૂર સાંભળતાં રે, થયો ત્રિભુવન તાતો...
એક દિન...૧

રમવા માંડ્યું રે, શરદ પુનમની રાતે;
દેહશુદ્ધ ભૂલી રે, ખાંતીલાની ખાંતે
એક દિન...૨

વહેતા થંભ્યાં રે, જમુનાજીનાં પાણી;
ઇન્દ્રજ ઊભો રે, દેહ દશા વીસરાણી...
એક દિન...૩

કોટના કાને રે, મેંસ જ ભૂંસી ભાલે,
કુંકુંમ આંજ્યું રે, ટીલડી ચોડી છે ગાલે...
એક દિન....૪

એક એક ગોપી રે. એક એક કૃષ્ણમોરારી;
રવિચા સ્વામી રે, શોભે સુંદરી ભારી....
એક દિન...૫

## નવરાના લક્ષણ

અસત્ય મુખેથી ઉચ્ચરે, શિક્ષાની નહીં સાન;
બાઝે ઝેરી બાળને, નવરા તણું નિશાન. ૧
ઘરની ચીજો ગોઠવે, ભૂલે પોતીકું ભાન;
ગણે કાંકરા કર થકી, નવરા તણું નિશાન. ૨
નવરાનું સુખ ન્યાળીએ. પ્રથમે ઊઠી પ્રભાત;
દિવસ નકામો જાય ને ઉપજે આંસુ પાત. ૩
નવરા જન નહીં કામના, નીચેને નિંદાખોર;
નખોદ ઘાલે કેંકના, ચાહેન પ્રભુના ચોર. ૪
નવરાથી આ જગતમાં, રૂડા રાનનાં ઢોર;
કામ વિના કંકાસનાં, નિપજે કામ કઠોર ૫
કચરો સારે કામ પણ, નવરો ખારો ખાડ;
આળસ મેલે અન્યને, બગડી કરે બગાડ ૬
નવરો ઘર ભાંગે ઘણાં સળગાવે રૂપ સંસાર
નવરાથી હારી રહે. પુરજન પ્રભુ પરિવાર. ૭
નકરો થઇ બકરો ફરે, હૈયે ચાહે હરામ;
મહાસુખ ચુકવે અવરનું કર લીધેલું કામ. ૮
આળસ મરડે ઊઠતાં, ખાય બગાસાં ખાન;
દોઢ પો'ર દાતણ કરે, નવરા તણું નિશાન. ૯
ખાતાં નાતાં દિન ખૂવે, સુએ જેમ સુલતાન;
આવી બેસે ઓટલે, નવરા તણું નિશાન. ૧૦

# લોક ગીતોમાં નણંદ–ભોજાઈ

પ્રા. રમણભાઇ પી. પટેલ

લોકસાહિત્ય લોકો દ્વારા, લોકો માટે, લોકબોલીઓમાં રચાયેલું અને લોકોમાં પ્રચલિત કંઠસ્થ સાહિત્ય છે. ઘણે ભાગે તે ગામડાંમાં અને નગરોનાં નીચલા થરના લોકોના વિસ્તારોમાં જળવાઈ રહ્યું છે. ગ્રામવાસી કૃષકો, પશુપાલકો, શ્રમિકો વગેરે દ્વારા – ખાસ તો તેમના સ્ત્રીવર્ગ દ્વારા – તે જળવાયું છે અને પ્રચાર – પ્રસાર પણ પામ્યું છે હાલરડાં, લગ્નગીતો, રાસ – રાસડા અને ગરબા – ગરબી, રાંદલ – તુલસી ગીતો, રાજિયા – મરસિયા વગેરેને સ્ત્રીઓએ જ આજ સુધી જીવંત રાખ્યાં છે. તેનું એક સૌથી મહત્ત્વનું કારણ એ હોય કે, તેમાં સ્ત્રીઓને આત્મીય લાગે તેવી તેમની સંવેદનાઓનું અને ઘરસંસારની વિવિધ અવસ્થાઓનું મુખ્યતઃ નિરૂપણ થયું છે. આ લોકગીતો કોઇ અનામી સ્ત્રી લોકકવિઓએ સરજ્યાં હોય યા તેમના તરફ ઉત્કટ સમભાવ દાખવતા અને સ્ત્રી જેવું હૃદય ધરાવતા પુરુષ લોકકવિઓએ રચ્યાં હોય; સ્ત્રીઓએ તેમને પોતાનાં ગણી હૃદયમાં અને કંઠમાં સ્થાન આપ્યું છે.

આવાં લોકગીતોમાં સ્ત્રી અને તેના પરિવેશરૂપ ઘરસંસારનું નિરૂપણ કેન્દ્રમાં હોય તે સ્વાભાવિક છે. સ્ત્રીનાં સાસુ – સસરા, પતિ, દિયર – જેઠ, નણંદ વગેરે કુટુંબીજનો સાથેના અનેકવિધ સંબંધો અને સંઘર્ષો તેમાં આલેખાયા છે. તેમાં નણંદ – ભોજાઇ વચ્ચેના સંબંધ – સંઘર્ષનાં દ્યોતક લોકગીતો, તેમના કંઈક અનોખા સ્વરૂપને લઈ, આપણું તુરત જ ધ્યાન દોરે છે.

જૂનવાણી સંયુક્ત અને પિતૃસત્તામૂલક ઘરસંસારમાં સ્ત્રીને વહુના રૂપમાં ઘણું સહન કરવું પડે છે. સંયુક્ત કુટુંબમાં તેને સાસુ ઉપરાંત નણંદના ત્રાસનો પણ ભોગ થવું પડે છે. નણંદ – ભોજાઈ વચ્ચે જાણે કે એક સંકુલ ગ્રંથિ બંધાઇ ગઈ છે. તેની વિવિધ બાજુઓનું નિરૂપણ લોકગીતોમાં થયેલું જોવા મળે છે. નણંદ – ભોજાઇ વચ્ચે શરૂઆતમાં મીઠા – મધુર સંબંધો હોય છે, પણ સમય જતાં અનેક કારણસર તેમની વચ્ચે વૈમનસ્ય સર્જાય છે અને કટુતા પ્રગટે છે. દાખલા તરીકે, બહારથી આવેલી વહુ રખેને ઘરમાં પોતાની સત્તા – મહત્તા જમાવી બેસે તેવી શંકા – ભીતિ નણંદના મનમાં ભોજાઈ પ્રતિ પૂર્વગ્રહ સર્જે છે. માતા – પિતા અને ભાઈનો જે પ્રેમ અગાઉ પોતાને પૂરો મળતો હતો તેમાં નવી આવેલી વહુને ભાગ પડાવતી જોઇ નણંદના દિલમાં ભોજાઈ તરફ ઈર્ષ્યા અને દ્વેષ પ્રગટે છે. ઘરમાં નણંદને જેવાં પ્રેમ – આદર–લાડ મળે છે તેવાં પોતાને મળતાં નથી તેવુંભાન ભોજાઈનાં અંતરમાં નણંદ પ્રતિ દ્વેષ અને કટુતાનો ભાવ પેદા કરે છે. ઘરકામનો મોટા ભાગનો બોજો પોતાને ઉપાડવો પડે છે અને તેનાથી સાસુ ઉપરાંત નણંદ ઘણે ભાગે દૂર રહે છે તે જોઇ ભોજાઇને નણંદ તરફ નફરત જાગે છે. અગાઉ ઘરમાં આવતી ચીજ – વસ્તુઓનો સુવાંગ ભોગવટો કરવાનો અધિકાર નણંદનો હતો; પરંતુ ભોજાઈ આવતાં તેવી સ્થિતિ રહેતી નથી; તેમાંનો કેટલોક ભાગ ભોજાઈને ફાળે જાય છે. થોડુંક ગુમાવ્યાનું મનદુઃખ નણંદને થાય છે, તો નામમાત્રનું મળ્યાની પીડા ભોજાઈને સતાવે છે। પરિણામે નણંદ – ભોજાઇ વચ્ચે એક દુઃખદ દીવાલ સર્જાય છે. ભોજાઈમાં નણંદની અવજ્ઞા કરવાનું વલણ દઢ થતું જાય છે; નણંદ ભોજાઇ વિરુદ્ધ જાસૂસી, કાન ભંભેરાણી, ખટપટ શરૂ કરી દે છે. નણંદ – ભોજાઇ વચ્ચેના આવા સંબંધ – સંઘર્ષનું નિરૂપણ ઘણાં લોકગીતોમાં થયેલું જોઈ શકાય છે.

અલબત્ત, નણંદ – ભોજાઈના સંબંધોનું નિરૂપણ કરતાં બધાં લોકગીતો કટુતાથી સભર નથી. કેટલાંકમાં બેઉ વચ્ચેના મધુર સંબંધોનું પણ દર્શન થાય છે. 'આજ રે સપનામાં...' જેવું લોકગીત તેનું સ–રસ ઉદાહરણ છે. સુખી ઘરસંસાર કલ્પનારી – માણનારી કોઇ વહુને તેની નણંદ 'સોનાની થાળીએ' જમતી યા 'તુલસીના ક્યારા' જેવી પવિત્ર દેખાય છે :

આજ રે સપનામાં મેં તો. જટાળો જોગી દીઠો જો:
સોનાની થાળીએ જમનારી, મારા સપનામાં!
અથવા –
તુલસીનો ક્યારો સાહેલી મારા સપનામાં!

આ લોકગીતમાં નણંદ તરફ પ્રેમ અને માનથી જોતી ભોજાઇનું નિરૂપણ થયું છે.

પ્રથમ વાર સાસરે પધારતી ભાભીને જોઈ કિશોરી નણંદના અંતરમાં ઉમળકો પ્રગટે છે. ફટાણામાં તે ભાભીની મજાક – મશ્કરી રૂપે અભિવ્યક્તિ પામે છે:

આવ્યા ઉનાળાના દા'ડા કે
છોડી વીંઝણો શેં લાવી?
તારા બાપનો બાપ તેડાવે કે
છોડી વીંઝણો શેં લાવી?

નવીનતા, યૌવન અને કરિયાવર લઈને સાસરે આવેલી ભોજાઈ સાથે નણંદ બહેનપણીનો નાતો બાંધે છે. ભોજાઈનો કરિયાવર જોઈ તે આનંદ અનુભવે છે. તેમાંનું એક 'લે'રિયું' ગમી જતાં તે લેવાની નણંદ મીઠી જીદ કરે છે. પરંતુ એ લે'રિયું ભોજાઈને ય ગમી ગયું છે. પણ નણંદને કંઈ ના પડાય છે? થોડી ખેંચતાણ પછી નણંદને મનગમતું લે'રિયું મળી જાય છે:

મારા લે'રિયામાં લાગી લૂંટાલૂંટ હો......ઓ.
નણદલ માગે લે'રિયું રે બાઇ!

o o o

સામી વળગણીએ લે'રિયું રે બાઇ!
નણદી લઈને અદીઠાં થાય હો!

o o o

નણંદ-ભોજાઇ વચ્ચેના હળવા પ્રેમકલહનું અહીં નિરૂપણ થયું છે. નણંદ જો આવી નિર્દોષ અને પ્રેમાળ હોય, તો ભાભી તેને લાડ લડાવે છે; તેના પરફ પ્રેમ–આદરભાવ દાખવે છે. નણંદ તેને 'વાડીમાંની વેલ' જેવી લાગે છે; તેને કશું દુઃખ ન થાય તેની તે ચિંતા કરે છે; દીકરીની જેમ તેનું માથું ગૂંથવાની પણ તેને હૈયે હોંશ પ્રગટે છે. કેટલાંક લોકગીતોમાં આવી સુખદ સ્થિતિનું પ્રતિબિંબ પડયું છે, જેમકે–

નણંદ મારી વાડીમાંની વેલ જો,
નણદોઇ વાડી રે માંનો વાંદરો

o o o

આગળ આવે છે મારી નાની નણદલડી;
હાથ ઝાલજો રે, ફેરા ફરશો નહિ.

o o o

સાંકડી તે શેરીમાં નણદી સામાં મળ્યાં રે!
મને માથું ગૂંથવાની ઘણી હોંશ રે!

પ્રેમાળ ભોજાઈનું આવું હેત નણંદને પણ પ્રતિ હેતાળ બનાવે છે. તેનો ય પડઘો કોઈ લોકગીતમાં સંભળાય છે, દા. ત.

સખી! ભાઇ વિનાની શી પસલી જો!
સખી! ભોજાઈ વિનાનાં શાં હેત જો!

પરંતુ નણંદ-ભોજાઈ વચ્ચેનાં સુમેળ અને હેતપ્રોત દર્શાવતાં આવાં લોકગીતો એકંદરે ઓછાં મળે છે. પ્રાપ્ત ઘણાં ખરાં લોકગીતોમાં તેમની વચ્ચેનાં સંઘર્ષ, કટુતા અને તજ્જન્ય કરુણતાનાં દર્શન જ સવિશેષ થાય છે. લોકગીતોમાં વારંવાર નિરૂપાતી નમૂનેદાર(Typical) નણંદ સ્વભાવતઃ ઇર્ષાળુ, વાંકદેખી, નિંદાખોર, ઝઘડાખોર, પરપીડક છે. ભોજાઈ સાથેનાં તેનાં વાણી–વ્યવહાર નિર્મમ અને કટુ–કઠોર હોય છે. ડગલે ને પગલે, તેય નાની નાની બાબતોમાં, તે ભાભીનો વાંક શોધતી રહે છે. ક્યારેક ભાભીથી અજાણતા થઈ ગયેલી ભૂલને પણ મોટા ગુના રૂપે જોતી ને માતા સમક્ષ ફરિયાદ કરે છે, તો ક્યારેક પોતાની ભૂલોને વહુને માથે ઓઢાડી દે છે. પરિણામે વહુ માટે શ્વસુરગૃહ–'સાસુજીની કચેરી'– ભારે ત્રાસરૂપ બની જાય છે. 'સાસુજીની કચેરી' નામના લોકગીતમાં નણંદે કરેલી ફરિયાદને કારણે સર્જાયેલી વહુની દુર્દશાનું નિરૂપણ થયું છે.

આવી ત્રાસજનક નણંદ પરણીને સત્વેળા સાસરે રવાના થઈ જાય તો સારું, તેવું ભોજાઈ સ્વાભાવિક રીતે જ ઝંખતી હોય છે. 'રાજલ મારવાડી' નામના લોકગીતમાં વહુ વાગેલા 'કેર કાંટા'ની

વેદનાની સાથે કાંટા જેવી નણંદની પીડાને પણ સિફતપૂર્વક પ્રગટ કરે છેઃ

હો રાજ રે, નાની નણદલડી બહુ બોલે
મને ગણતી તણખલા તોલે
એના બચકલા બંધાવો, એને સાસરિયે વળાવો,
મને કેર કાંટો વાગ્યો !

એક લોકગીતમાં વહુ તેની નણદીને 'વીંછણ જેવી' અને પોતાને 'ચટકા ભરતી' વર્ણવતી દેખાય છે.

'નણદી જહોદડી' અને 'વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં' જેવાં લોકગીતોમાં સાસરિયાંની, ખાસ કરીને નણંદની, વહુ અને તેનાં પિયેરિયાં પ્રત્યેની ઘાતકી અને અમાનુષી વૃત્તિ-પ્રવૃત્તિનું નિરૂપણ થયું છે. 'નણદી જડોદડી' લોકગીતમાં દ્રેષીલી નણંદ ભોજનમાં ઝેર ભેળવી ભાભીના ભાઈને કમોતે મારે છે, તે આલેખાયું છે. નિર્દોષ ભાઈના મોતનાં શોકમાં વિલાપ કરતી વહુને મુખે નણંદને અનુલક્ષી રોષ અને તેનાં ફિટકારની લાગણી પ્રગટ થઈ છે. 'વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં' લોકગીતમાં નણંદની કટુ કાનભંભેરણીને લઇ ઝેર પી આપઘાત કરતી વહુની કરુણ કથનીને વેધક વાચા મળી છેઃ

નણદીએ જઇ સાસુને સંભળાવિયું રે લોલ
વહુ કરે છે આપણા ઘરની વાત જો,
વહુએ વગોવ્યા મોટાં ખોરડાં રે લોલ !

નણંદને કારણે સાસરિયામાં અનેક પ્રકારની યાતના ભોગવતી વહુની આવી દુર્દશાનું દર્શન ઘણાં લોકગીતોમાં થાય છે. પરંતુ બીજાં કેટલાંક એવા લોકગીતો પણ મળે છે જેમાં દૂબળાં સાસરિયાંને દમતી અને નણંદને પીડતી લોંડીકી વહુનું દર્શન થાય છે. 'નણદલ પરોણલાં', 'ભાભીનું મ્હેણું', 'નણંદ ભોજાઈ' વગેરે લોકગીતો તેનાં દૃષ્ટાંત છે. 'નણદલ પરોણલાં'માં ભાઇને ઘેર મહેમાન બની આવેલી નણદીને ભોજાઇ ઉતારા માટે કોઢ અને દાતણ માટે થોર બતાવે છે, ડાંગર વાવી નથી એવું બહાનું કાઢી ભોજન વગર ચલાવી લેવાનું સૂચવે છે, અને મુખવાસ માટે લીંડીઓ ચીંધે છે ! આવી હાંસીયુક્ત અને ક્રૂર પરોણાગત કર્યા પછી પણ તે વિદાય લેતી નણંદ પર અંતિમ પ્રહાર કરવાનું ચૂકતી નથી. નણંદને ઉદ્દેશીને તે કહે છે :

ઠાલા તે કૂવા ઠેકતાં જાજો,
ભર્યા કૂવામાં પડજો રાજ ! નણદલ પરોણલાં.

'ભાભીનું મ્હેણું' નામના એક લોકગીતમાં ભાઈ-ભાભીને પનારે પડેલી, ઉંમરલાયક છતાં પરણ્યા વગર રહી ગયેલી, નણંદને ભોજાઈનાં અસહ્ય મહેણાં રોજ સાંભળવાં પડતાં હોવાથી આત્મહત્યા કરી કમોતે મરવું પડે છે, તેનું નિરૂપણ થયું છે. આવાં કેટલાંક લોકગીતો ભોજાઇ દ્વારા થતી નણંદની દુર્ગતિનાં દ્યોતક છે.

લોકગીતો ઉપરાંત કેટલાંક જોડકણાં, ખાયણાં અને દુહા-સોરઠામાં પણ નણંદ-ભોજાઈ વચ્ચેના સંબંધ-સંઘર્ષનું આલેખન થયેલું જોવા મળે છે. દા. ત.

માની જણી બહેન મળી, તો પેટમાં ટાઢક વળી;
સાસુની જણી નણંદ મળી, તો પેટમાં આગ બળી.

o o o

સાસુડી સાપણ અને નણદી નાગણ,
કે લેતી જીવડો.

નણંદ-ભોજાઈ વચ્ચેના ખટમીઠા સંબંધોનું તજ્જન્ય પરિણામોનું નિરૂપણ કરતાં આ બધાં લોકગીતોમાં આપણા જાનપદીય સંયુક્ત કુટુંબમાં પ્રવર્તતી અમુક પરિસ્થિતિનું પ્રતિબિંબ પડયું છે. આ વિશાળ કુટુંબમાં સુમેળ સાથે સંઘર્ષ પણ સર્જાય છે. આ સંઘર્ષનો ભોગ બહુતયા બહારથી આવેલી વહુને ભાગે આવે. લોહીની સગાઇ એ સંબદ્ધ ન હોય એવી વહુ કુટુંબમાં અટૂલી પડી જાય છે. પિતૃસત્તા-મૂલક વડીલશાહી બહોળા કુટુંબની રૂઢ જીવનવ્યવસ્થામાં તેનો પક્ષ પતિ પણ ન લઇ શકે. એવી વિષમ સ્થિતિમાં તેની લાચારી અને સાસુ-નણંદની જોહુકમી સતત વધતી જાય. તેનું પરિણામ ઘણે ભાગે કરુણ આવે, સ્ત્રીની આવી કરુણાવસ્થાનું પ્રતિબિંબ આ લોકગીતોમાં પડયું છે. આપણા સ્ત્રીવર્ગની આંતરવેદનાને અને કૌટુંબિક અવસ્થાને તેમાં વેધક વાચા મળી હોવાને કારણે આ લોકગીતો નારીહૃદયમાં અને કંઠમાં અદ્યાપિ જળવાઇ રહ્યાં છે, જીવંત રહ્યાં છે.

# 'કલાપી ક્યા ચીજ હૈ?'

(સ્મરણોની સરવાણી : ૧૪) જયમલ્લ પરમાર

અજીબ હતો એ અનુભવ. સ્થળ હતું મીઠાના અગરો પકવતા ધ્રાંગધ્રા તાબે કુડા ગામની મીઠાની વખારનું. મોટી બેરેક જેવી મીઠાની એ વખારમાંથી મીઠું ખેસવી લીધેલું પણ જમીન એથી ખૂબ ખડબચડી બનેલી. આ વખારમાં અમને ૩૧ જણાને પૂરેલા. સૂવા માટે અમને ૩૧ જણાને પથારી પાગરણમાં એક જ બુંગણુ આપેલું અને એક બુંગણુ ઓઢવા માટે આપેલું.

આ ખડબચડી જમીન ઉપર એક બુંગણુ પાથરી અમે ૩૧ જણા સૂઇ રહેતા અને ૩૧ જણા એક જ બુંગણુ ઓઢતા. શરૂઆતમાં તો આ ખડબચડી જમીન ખૂબ ખૂંચતી તેથી ઊંઘના અખાડા થતા, પણ શરીર આછું પાછું ખેસવતાં ગોઠવાઈ જતું. રણનો કાંઠો અને ડિસેમ્બર મહિનાની શરૂઆતમાં કાતીલ ઠંડી ફૂંકાતી, પણ ૩૧ જણા એક બુંગણના ઓઢણની હૂંફે નીંદર ખેંચી કાઢતા.

આ મીઠાની વખાર મૂળ પોલીસની બેરેક હશે, કારણકે એના વિશાળ ચોગાન ફરતી ઊંચી દીવાલ હતી અને દોઢી દરવાજાનો પાકો બંદોબસ્ત હતો. એથી અમે ધ્રાંગધ્રા સત્યાગ્રહીઓના કેદીઓને માટે કામચલાઉ જેલખાનું બનાવવામાં આવેલું.

અમને તો અંધારામાં પોલીસવાનમાં આડા અવળા ફેરવીને કુડા લઈ આવેલા. અમને ખબર ન હતી કે અમે કુડા ગામમાં છીએ, પણ જમીનમાંથી મીઠાના ગાંગડાં નીકળતા હતા એથી અટકળ કરેલી કે વખતે એ કુડા ગામ હોય!

દિવસ તો અમે વાતચીતોમાં અને બાજરાના રોટલા ને મઠની દાળ ખાઈને વીતાવ્યો, પણ સાંજે જેવી અમે પ્રાર્થના શરૂ કરી કે તરત જ ઉપરી અમલદાર દોડી આવ્યો ને કહે કે: "આ શું ધાંધલ મચાવ્યું છે?"

અમારા આગેવાન શ્રી. મોહનભાઈ મહેતા (સોપાન)એ જણાવ્યું કે: "અમે પ્રાર્થના કરીએ છીએ."

ત્યારે પેલા અમલદાર કહે: "આવી રીતે તાડૂકીને ભગવાન ભજાતા હશે? ભગવાનનું સ્મરણ તો મનમાં થાય."

મોહનભાઈએ ખૂબ સમજાવવા પ્રયત્ન કર્યો કે આ સમૂહ પ્રાર્થના તો સાબરમતી આશ્રમમાં ગાંધીજી કરાવે છે તે રીતે અમે કરીએ છીએ, પણ વ્યર્થ. અમલદાર સમજ્યો જ નહિ અને પ્રાર્થના બોલવાની અને ભજન ગાવાની બંધી ફરમાવી.

જોકે સમય કાઢવા અમે અંતકડી રમતા તે કોણ જાણે કેમ ચાલવા દીધી. પણ કોણ શું બોલે છે તેનું બારીક ધ્યાન રાખવામાં આવતું. અમારી વાતનો દોર પકડી શકે એવા પોલીસો કોઈ પણ રાજ્યમાં તો ક્યાંથી હોય? લગભગ બધા જડસા જેવા હતા.

અમે ૩૧ માંથી ધોલેરા સત્યાગ્રહ સંગ્રામના જ ૨૦ જણા હતા અને ૧૧ સત્યાગ્રહીઓ શ્રી આત્મારામ ભટ્ટ સાથે ભાવનગરની ટુકડીઓમાં આવેલ.

અમારા મંડળમાં લાઠીના એક હૃદયકાંત ઓઝા પણ હતા. ઘણા જ લાગણી પ્રધાન અને કલાપીના ભકત. એમનું મૂળ નામ હરિશંકર હતું, પણ કલાપીના હૃદયત્રિપુટી કાવ્ય ઉપરથી પોતાનું નામ હૃદયકાંત રાખેલું. આ વાત તેઓ કરતા, એના ઉપરથી અમારી તપાસ રાખનાર વોચમેન (પોલીસ) કાંઈક એવું સમજ્યો કે 'કલાપી' નામે કાંઈક કાવતરૂં છે. એણે ખોટું નામ લખાવીને ધ્રાંગધ્રા રાજ્યને છેતર્યું છે.

ધ્રાંગધ્રાના તે વેળાના રાજસાહેબ હતા ઘનશ્યામસિંહ અને દીવાન હતા કોંઢ ગામના માનસિંહ. આત્મારામભાઈ ઘનશ્યામસિંહજીના અંધેર અને જુલમી રાજ્યની વાત કરતા હતા એના ઉપરથી વોચમેન કાંઈક એવું સમજ્યો કે મહારાણા ઘનશ્યામસિંહજીને આત્મારામ ભટ્ટ ઘનચક્કર ઘનચક્કર કહ્યા કરે છે.

આમ સમજ્યા વગરની અમારા વિરૂદ્ધની વાતો રાજ્યમાં દીવાન માનસિંહને પહોંચાડવામાં આવી અને અમને સૌને સાથે રાખવામાં જોખમ હોવાનું જણાવ્યું હશે.

આમ થોડા દિવસમાં અમને એક રાતે અંધારામાં પાછા પોલીસવાનમાં ઉપાડયા અને આડા-અવળા ફેરવી કોઈ બીજા ગામે જુદી જુદી ઓરડીઓ વાળા એક મકાનમાં મધરાત પછી લઈ આવ્યા.

મકાન ડેલા બંધ, વચમાં ફળિયું ને ચારે તરફ ઊંચી ઓસરીમાં ઓરડીઓવાળું હતું. અંધારી રાત અને પોલીસોનો વર્તાવ એકદમ અપમાનજનક, તોછડો અને મારઝૂટનો બની ગયો.

અમે ટાઢના કારણે માથે ટુવાલ વીંટેલા તે ઝટકા ભેગા ખેંચી કાઢીને ધક્કા ચડાવ્યા. કોઈને દંડાને ઠોંઠ ઠોંસા લગાવ્યા ને ધકેલીને કોઈ ઓરડીમાં ત્રણ તો કોઈમાં ચાર-પાંચને અલગ અલગ પૂરવા માંડયા.

સૌથી વધારે દાઝ આત્મારામભાઈ ઉપર હતી. મહારાણા રાજસાહેબ શ્રી ઘનશ્યામસિંહજીને એમણે 'ઘનચક્કર' કહેલા એવી સમજથી. એટલે ચાર પાંચ પોલીસ અને એક જમાદાર એમની આસપાસ ફરી વળ્યા અને કોણ ઘનચક્કર કહેતું હતું ? એવા બોલ સાથે માંડયા દંડા મારવા.

દંડા પડતા જાય અને આત્મારામભાઈ 'ઈન્કીલાબ ઝીંદાબાદ'નો નાદ ગજવે. તેમ તેમ તો પોલીસો રઘવાયા થઈને મારે. આત્મારામભાઈ પલોંઠી વાળીને ઓસરીમાં બેસી ગયા. પોલીસો એમને ઊભા કરવા મથે આત્મારામભાઈ ઊભા થાય નહિ અને બબ્બે પોલીસ બાવડાંથી ઊંચકી ઊંચકીને પાછા પડતા મેલે ને સાથે દંડાના માર પડે. છેવટ પોલીસો થાકયા અને આત્મારામભાઈને ઢસડીને કોઈ એક ઓરડીમાં પૂરવા લઈ ગયા.

ઠંડીના સૂસવતા વાયરાવાળી ઘોર અંધારીરાત, બિહામણું અજાણ્યું સ્થળ, પોલીસોની હેવાનિયત, દંડાના માર અને 'ઈન્કીલાબ ઝીંદાબાદ'ના આત્મા-રામભાઈના પોકારો આજે ય વિસર્યા વિસરાતા નથી.

શારીરિક અને માનસિક રીતે અમારા માથે ત્રાસ વર્તાવવાનું હવે શરૂ થઈ ગયું.

મારો ખ્યાલ છે ત્યાં સુધી સૌરાષ્ટ્રના દેશી રાજ્યોમાંથી કેટલાંકને – ખાસ કરીને જૂનાગઢ, જામ-નગર ને ધ્રાંગધ્રા ને ફરજિયાત મીલીટરી રાખવી પડતી. અંગ્રેજી હકુમતની પોલીટીકલ એજન્સીનું એ ફરમાન હતું. ૧૯૩૧ ની આખરમાં ધ્રાંગધ્રા સત્યાગ્રહ શરૂ થયો ત્યારે રાજ્યને વધારાની મીલીટરી વસાવવી પડેલી. વધારેમાં વધારે અજડ માણસોની એમાં ભરતી થતી.

એમાં ધ્રાંગાધ્રા રાજ્ય આર્થિક દૃષ્ટિએ તદ્દન પાય-માલ થઈ ગયેલું. પગારો ચૂકવવાના પૈસા એની પાસે ન હતા, તેથી પગાર પેટે કેટલોક તો બાજરો અપાતો. આવી સ્થિતિમાં મીલીટરીમાં ભરતી થનારા કેવાક હોય ?

જે ઓરડીઓમાં અમને પૂરેલા તે ગામનું નામ તો અમને બંદીખાનામાંથી છોડયા પછી જાણવા મળેલું કે તે ગામનું નામ વજપુર હતું અને પૂરેલા તે જૂના વખતનો દરબારી ઉતારો હોય કે પછી ગિરાસદારી દરબારગઢ. તોતીંગ ડીવાલો, મજબુત બારણાં ને ઊંચે ઊંચે નાનકડી જાળી.

ઓરડીઓ એટલી અંધારી હતી કે ખોરડા ઉપરથી થોડા નળિયાં ખેસવીને થોડું અજવાળું પડવા દીધેલું. ડિસેમ્બર મહિનો છતાં ઓઢવા પાથરવા ગોદડાનો એક એક ગાભો જ દીધેલો. નળિયાં ખેસવી નાખેલાં ત્યાંથી ઠંડીના સૂસવાટા આવે. ઓરડીઓ બહારથી બંધ રાખે ને માથે મીલીટરી પોલીસના પહેરા.

ખાવામાં બપોરે બાજરાના રોટલા ને મઠની દ.ળ આપે. સાંજે એ જ રોટલાને મઠની ખીચડી આપે. વાસણ ઉટકવા એક પછી એક ઓરડીવાળાને છોડે. કોઈ બે ઓરડીવાળાને ભેગા જ ન થવા દયે. જાજરૂ પણ એવું જ એક ભંગાર ને દૂરના ખૂણામાં. આઠ દિવસે ન્હાવા ધોવા માટે ચોગાનમાં પડેલી નાંદમાંથી એક માટલું પાણી આપે. શિયાળાની રાત આખી ઠરેલા એ પાણીના એક માટલામાં ન્હાવા ધોવાનું.

ઓસરી અને ઓરડીઓ છાબંધ. સવાર પડે એટલે અમારી માથે જેને મૂકેલ તે લાલસિંહ જમાદાર

હાથમાં દંડા સાથે બેત્રણ પોલીસ સાથે છો માથે એમના સખત બૂટના જોરદાર અવાજ સાથે કડપ કડપ કરતો આવે. એના બૂટના થડકા અમારી છાતીમાં વાગે તે રીતે. કોઈ એક ઓરડી બહારથી ઉઘાડીને એનાં બારણાં પછડાય એ રીતે ઉઘાડે, જેથી એના ધડાકાની ધાક બેસાડી શકાય.

પછી ઓરડીમાં જેમને પૂર્યા હોય એમના ઉપર ખોટા ખોટા આક્ષેપો કરે, જવાબ આપવા જતાં ધોકાવે, ધમકાવે ને પછી બીજી ઓરડીમાં જાય. આમ ઠીક પડે એટલી ઓરડીઓમાંના સત્યાગ્રહીઓને રોજ ધમકાવે, ધોકાવે ને ધાક બેસાડવા પ્રયત્ન કરે. દરરોજ સવાર પડયે કોનો વારો કાઢશે તેની કાંઈ ખબર ન પડે.

આખો દિવસ અમારે બંધ ઓરડીઓમાં પુરાઈ રહેવાનું. વાતચીત કરીએ ને બહારનો પહેરેગીર સાંભળે તો ધમકાવે ને મારવાનું કરે. આમ વાતચીત થાય નહિ.

અમારી ઓરડીમાં અમને ત્રણ જણને પૂરેલા. ભિખુભાઇ ધ્રુવ, હૃદયકાંત ઓઝા અને હું. અમારો વારો ગમે ત્યારે કાઢે. એક દિવસ સવારમાં ધડાકા સાથે અમારી ઓરડીનું બારણું ઉઘાડયું અને બે પોલીસ સાથે દબડાવતો દાખલ થયો. એક જણા સાથે વાત કરે એટલે બાકીના બે દીવાલ સરસા મોઢાં રાખીને ઊભા રહેવાનું.

આવતા વેંત મને અને ભિખુભાઈને દીવાલ સમે મોઢાં રખાવીને હૃદયકાન્ત ઓઝા ઉપર ત્રાટકયો. "બોલ તેરા નામ કયા હૈ?"

હવે હૃદયકાન્તી જીભ ઝલાતી. કોઇ એક અક્ષર ઉચ્ચારાતા પહેલાં જીભ ઝલાય અને થોડીવાર ખેંચાઇને બોલાય. જીભ ખેંચાય એની સાથે એક હાથ પણ ખેંચાય ને અક્ષરમાંથી પૂરો શબ્દ ન ઉચ્ચારાય ત્યાં સુધી સાથળ સાથે હાથના ટપાકા વાગ્યા કરે.

હૃદયકાંતે જવાબ આપવા પ્રયત્ન કર્યો અને જીભ ખેંચાવા માંડી. જમાદારે જાણ્યું કે ઢોંગ કરે છે એટલે માંડયો દંડાથી મારવા કે "બોલતા કયું નહિ?" અમે સમજાવવા કોશીશ કરી કે એમની જીભ ઝલાય છે, અમારા માથે તાડુકયો અને વચમાં બોલવાની બંધી કરી.

હૃદયકાંતે સમજાવવા કોશીશ કરી કે એમનું હરિશંકર નામ તો બચપણમાં હતું. મોટા થયાં પછી હૃદયકાંત નામ રાખ્યું છે, પણ જમાદારને આ બધી બનાવટ લાગી. અને ધોકા મારતો જ રહ્યો. 'હૃદયકાંત' શબ્દમાં જ સમજે નહિ.

પછી ઉતરી પડયો 'કલાપી' શબ્દ માથે. કુડાની મીઠાની વખારમાં અમને પુરેલા ત્યારે હૃદયકાંત અંતકડીમાં કલાપીનાં કાવ્યો બોલતા ને કલાપીની ખૂબ વાતો કરતા. પોલીસોને આ 'કલાપી' શબ્દમાં કાંઈક રહસ્ય હોવાની ગંધ આવેલી. એની નોંધ વ્રજપુરના પોલીસ અમલદારને પૂરી પાડવામાં આવેલી કે કઇ વ્યકિત શુ બોલતી ને શું કરતી તે.

એટલે લાલસિંહ કહે "બોલ! કલાપી કયા ચીજ હૈ?" હૃદયકાંતથી જીભ ઝલાણી ત્યાં સુધી ધોકા પડયા. એમણે સમજાવવા કોશીશ કરી કે લાઠી ઠાકોર સાહેબનું એ ઉપનામ–તખલ્લુસ હતું પણ આ જડસા જેવા પોલીસ જમાદારના દીમાગમાં એ કયાંથી ઊતરે? એક તો કોઈ ઠાકોર સાહેબ કલાપી જેવું તખલ્લુસ રાખે એ એના દીમાગમાં બેસે નહિ. કલાપી એટલે 'મોર' એવી વાત પણ સમજે નહિ અને લાઠીના ઠાકોર જેવા ઠાકોર 'મોર' જેવું નામ શું કામ ધારણ કરે એવી એની સમજણથી હૃદયકાંતને ખૂબ માર પડયો.

જયારે અમારી ઓરડીમાં આવે ત્યારે ફરી ફરીને કલાપીની લપ લઇને બેસે. 'બોલ કલાપી કયા ચીજ હૈ?"

માર ખાવાના તો અમારા સૌના વારા આવતા હતા, પણ આ હૃદયકાંત શું અને કલાપી કયા ચીજ હૈ? એવા અજડપણાએ અમને તંગ લાવી દીધા. ભર્તૃહરિએ ભગવાન પાસે માગણી કરેલી તેવા અરસિક મૂર્ખ સાથે પનારાં પાડીશ માં, એના કરતાં તો અમારી આપદા અનેક ગણી વધારે હતી.

એક દિવસ અચાનક ધડકા સાથે અમારી

ઓરડી ઉઘાડી મને કહે: "કેમ જાળીમાંથી જોતા હતા?" આમ કહેવાની સાથે બે ચાર ધોકા વળગાડી દીધા. હવે જાળી એટલી બધી ઊંચી હતી કે કોઈ રીતે આંબી શકાય નહિ, પણ મારવાનું બહાનું જોઈતું હતું.

ધ્રાંગધ્રાની બધી કામચલાઉ જેલ ધ્રાંગધ્રા રાજ્યના પોર્ટઑફિસર રમુભાને સોંપેલી. રમુભા શ્રી. બળવંતરાય મહેતા સાથે કૉલેજમાં ભણેલા. ઘણા કુશળ માણસ. વળી સાહિત્યરસિક અને રાષ્ટ્રીયતાના જાણકાર. એ પહેલી વખત વજપુરની કાચી જેલની મુલાકાતે આવ્યા. ઘણી ઘણી વાતો કરી ગયા અને ખૂબ સદ્ભાવભર્યું વર્તન બતાવી ગય. કાંઈ ફરિયાદ હોય તો જણાવવા કહ્યું. સત્યાગ્રહીઓને ફરિયાદ શું હોય? પણ અમારા ઓરડીના સાથીદાર ભિખુભાઈને ત્યારે મેલેરિયા લાગુ પડેલો. એની પ્રાસંગિક વાત નીકળી. રમુભા ભિખુભાઈને તાવ આવે ત્યાં સુધી દૂધ આપવાની સૂચના આપતા ગયા.

દૂધનો વાટકો તો આવ્યો પણ સાથે લાલસિંહ જમાદારનો ધોકો પણ આવ્યો. "કયા દૂધ પીના હૈ? બુખાર ઈસ લિયે આયા?" એમ દૂધ પીવરાવીને બે ચાર ધોકા લગાવી દીધા. "લે યે દૂધ! પી!"

એક વખત મઠની દાળ ને બાજરાના રોટલા ખાધા પછી વાસણ ઊટકવા ગયા. ભિખુભાઈની થાળીમાં રોટલાનું બટકું વધ્યું હશે તે એમણે ત્યાં પડેલા એંઠના હાંડલામાં નાખ્યું. સંત્રીની નજર ગઈ અને એણે જમાદારને ફરિયાદ કરી કે ભિખુભાઈ ખાય છે ઓછું ને બગાડ ઝાઝો કરે છે.

બસ થઈ રહ્યું. લાલસિંહ જમાદારે ગામમાંથી કપાસિયા ચાળવાનો ચાળણો મગાવ્યો. એંઠનું હાંડલું એમાં ઠલવ્યું, તો ઘણા પોતાનું બટકું વધ્યું હશે તે હાંડલામાં નાખી ગયા હશે એવા ઠીકઠીક રોટલાના બટકાં ભેગાં થઈ ગયેલાં. લાલસિંહે તો એક પોલીસ પાસે ચાળણો ઊપડાવ્યો અને આવ્યો અમારી ઓરડીએ.

ત્રાડ દીધી: "કહાં ગિયા ભિખલા? દેખ લે તેરા બિગાડ! ઈધર બિગાડ કરનેકુ આયા હૈ?" અને માંડયો ધોકા ફટકારવા. સાંભળે કોણ? કોઈ એક માણસને નહિ પણ બે ચારને પીરસાય એટલા ટૂકડા કોઈ એક માણસ કેમ કરીને બગાડી શકે? એના પાંચમા ભાગનું પણ પીરસાતું ન હોય. પણ સાંભળે કોણ?

લાલસિંહ રોટલાના બટકાંની એંઠના ચારણો ઉપડાવીને ઓરડીએ ઓરડીએ ફર્યો ને કહેતો જાય: "દેખ લો તુમારા ભિખલાને યે બિગાડા. ખાતા નહિ હૈ ઈતના બિગાડ કરતા હૈ."

મઠની દાળ અને બાજરાના રોટલા તથા રાતે મઠની દાળની પીચડી ખાઈ ખાઈને અમારામાંના કેટલાયની તબિયત બગડી ગયેલી. એમાંથી અમારા એક સાથીદાર ગિરધરભાઈને વહેલી સવારે જાજરૂ જવાની ટેવ. એટલે વહેલી સવારથી "સંત્રી ટટ્ટી! સંત્રી ટટ્ટી!" એવા અવાજો કરે. સંત્રી મોડે સુધી ઉઘાડે જ નહિ. એક વાર તો ઝાડા થઈ ગયા ત્યાં સુધી ઉઘાડયું નહિ અને જાજરૂ સુધી બધું ગિરધરભાઈને સાફ કરવું પડયું.

એક દિવસ વહેલી સવારે ગિરધરભાઈને જાજરૂ જવાની ઇચ્છા ન થઈ એટલે સંત્રીને અવાજ ન કર્યો. સંત્રી મારવાડી હતો. એને થયું કે રોજ અવાજ કરે છે ને આજે કેમ ન કર્યો? એટલે એણે ગિરધરભાઈને ઉઠાડયા ને કહે: "જા ટટ્ટી!"

"ગિરધરભાઈ કહે: "આજે મારે નથી જવું."

સંત્રી કહે: "નહિ જાના કેમ? પૂરા દિન ટટ્ટી ટટ્ટી કરતા હૈ ને નહિ જાના? જા ટટ્ટી!"

ગિરધરભાઈ કહે: "પણ મને નથી લાગી." સંત્રી કહે: 'નહિ કયું લગી? જા ટટ્ટી" અને ગિરધરભાઇ ટટ્ટી ન જતાં સંત્રીએ મારવા લીધા. લાકડીઓ ફટકારી દીધી.

અમારામાંથી કોઇ કોઈને લાલસિંહ ડેલીની ચોપાટમાં બોલાવે, ધમકાવે ને માફી માગવા કહે, મારી પણ લ્યે.

અમારા પડખે અમારા આગેવાન મોહનભાઇ (સોપાન)ની ઓરડી. એમાં મૂળ ઓસ્ટ્રેલિયાના, પણ અમારા સત્યાગ્રહી સાથીદાર ડેવીડભાઇ હીગીન્સ અને અમારા બીજા સાથીદાર સુરીંગ રાણીંગ બાબરીઆને પૂરેલા.

ડેવીડભાઈ એક વખત કાંઇ નહિ સમજતાં એમને બંદૂકના લોઢાના ગજ ફટકારવામાં આવેલે'.

એકવાર લાલસિંહ મોહનભાઈની ઓરડીમાં જઇને કહે:" તું ધંગારિયા હે, ધંગારિયા. બધા કો બિગાડતા હૈ."

હવે ઈંગારિયો બેનરમાં થાય. મેહનભાઈ એથી અજાણ્યુ, એટલે જવાબ આપવામાં ચૂપ રહ્યા. એટલે લાલસિંહ ઉશ્કેરાઈને કહે:" ધંગારિયા કો જાનતા હૈ ન!" -

મોહનભાઇએ ડોકું ધુણાવી ના પાડી. એટલે ભાઈ સુરીંગ તરફ જોઇને કહે;" તું કાઠી હૈ, તૂં જાનતા હોગા!"

ભાઈ સુરીંગ ચૂપ રહ્યો એટલે લાલસિંહ કહે: "તુને ખેતી કિયા હૈ ન!" ભાઈ સુરીંગે ના પાડી તો લાલસિંહ કહે "તેં નહિ તો તેરા બાપને કિયા હોગા!" સુરીંગભાઈએ ડોકું ધુણાવ્યું એટલે લાલસિંહ કહે: "તો ઉસકા બાપને કિયા હોગા!"

સુરીંગભાઈને આથી હસવું આવ્યું તો લાલસિંહ કહે: કયા ભાઈબંધી કરનેકુ આયા હૈ?" ને ધોકો ફટકાર્યો.

(અપૂર્ણ)

# સાંયા ઝૂલાનું એક અપ્રગટ પદ

પહેલુણા પ્રલે થેએ જણ પાત રા,
એહલુણાણા એ બળી અંધ;
અનંત જપતો રખે આળસે,
લાભોઅ દીરઘ ખેપ લધ ...૧

–બળ વડે અંધ થયેલ હે માનવી! તારી કાયાનો પ્રલય આવે એ પહેલાં રખેને તું પરમેશ્વરનું સ્મરણ કરતાં આળશે! કેમકે આ જીવનની ખેપ ટૂંકી છે. પણ એમાં ભક્તિ રૂપી મોટો લાભ સમાયો છે.

બળધ ન અરહર બીજ ન બીજું,
જોએ ખેડે ને ખાત્ર જણ;
રદે વદે જો દુખે રસણા,
ઘાટ ઉદમ ને જડત ધણુ...૨

–આ ધંધામાં તો બળદ, બીજ, સંચ, ખેડ અને ખાતર એવું કશું જ નથી જોતું. જો નામ જપમાં તારી જીભને પીડા થતી હોય તો તું માનસિક જાપ કર, આ હરિભજનના ધંધામાં શ્રમ થોડો અને આવક મોટી છે.

બુહડતાં સુતા બેસંતા.
જપતાં રતિ ન કીજે જડે;
ક્રસન ક્રસન રે ક્રસન કહેવું.
રોબો અલપ ને સવારથ રેડે ...૩

–સ્નાન કરતાં, સૂતાં અને બેસતાં રતિભાર પણ આળસ ન કરતો, કૃષ્ણ કૃષ્ણ જપ્યા કર. આમાં તો ઓછા શ્રમમાં ઝાઝો સ્વાર્થ સધાય છે.

હાથ ચલણ તર રતિ ન હાલે,
આડા પણ ના'વે અર રુ;
'સાંઇડા' કાએ હરિ નામ સારિખુ,
ખધો સોખમ લાભ ખરુ ...૪

–હાથ પગને જરાયે શ્રમ પડતો નથી. તેમ આમાં કોઈ હરિફો આડા પણ આવતા નથી. અરે સાંયાજી ઝૂલા! આ હરિનામ જેવો નજીવાં શ્રમનો અને ખરા લાભનો બીજો કોઈ ધંધો છે?

સં. રતુભાઇ રોહડિયા

# મધુસંપર્ક : લોકગીત–એક અભ્યાસ

શ્રીમાન તંત્રીશ્રી,

'ઊર્મિ–નવરચના'ના સપ્ટે–૧૯૮૦ અંકમાં ડૉ. પ્રહલાદભાઈ પટેલનો 'લોકગીત – એક અભ્યાસ' લેખ વાંચ્યો. આપણે ત્યાં હમણાં લોકસાહિત્યના વિવિધ અંગો ઉપર વિવેચનાત્મક લેખન ઘણું થાય છે, પરંતુ લોકસંસ્કૃતિ – લોકસાહિત્યના વિવેચનમાં કયારેક એટલું અસ્પષ્ટ આલેખન થઈ જાય છે, કે સામાન્ય વાચક તો ન સમજી શકે, પરંતુ વિચારકો પણ ગોથાં ખાઈ જાય.

'લોકગીત – એક અભ્યાસ' શીર્ષક ધરાવતા લેખમાં પણ લોકગીતને જ સમજી શકાતું નથી. આ લોકગીત એટલે શું ? તેનાં લક્ષણો કયાં ? વગેરે પ્રશ્નો જે આપણા ચિત્તમાં આ લેખનું શીર્ષક વાંચતાં જ ઉદ્ભવે છે, તેનું સક્ષમ નિરાકરણ આ લેખ વાંચ્યા પછી થઈ શકતું નથી. વાચક ગોટાળે ચડી જાય છે, શું સાચું ? શું ખોટું ? એની તૂલના માંડવાનો પ્રયત્ન અહીં છે, પરંતુ પંદરેક જેટલાં વિદ્વાનોના જે મંતવ્યો આપ્યાં છે તે ઘણીવાર એકબીજાથી તદ્દન વિરોધી સૂર કાઢે છે. વિવિધ વ્યાખ્યાઓ ઉપરથી લોકગીતોને મૂલવવાનો પ્રયાસ અહીં થયો છે, પરંતુ વ્યાખ્યાઓની ભરમારમાં લોકગીતના સાવ સાદા, સરળ, નિરાડંબર સ્વરૂપને ગોટવી નાખવામાં આવ્યું છે.

આપણે આ લેખમાં અપાયેલાં કેટલાંક સંદિગ્ધ વિધાનો ઉપરથી જોઈએ તો, લોકગીત વિષે અહીં જુદીજુદી વ્યાખ્યાઓ ઉપરથી તારણ કાઢતાં લેખકે જણાવ્યું છે કે : "ઉપરોકત વ્યાખ્યાઓ ઉપરથી કહી શકાય કે લોકગીતના સંબંધમાં એક એવી માન્યતા પ્રવર્તે છે કે લોકગીતો સામાન્ય લોકોની ભાવનાને વ્યકત કરતાં, તે લોકોમાં ગવાતાં ગીતો છે. આ સામાન્ય લોકજાતિ આધુનિક સભ્યતાથી ખૂબ દૂર છે, અને ગામડાંઓમાં વસે છે. ઘણાખરા વિદ્વાનોએ આ માન્યતાને કેન્દ્રમાં રાખીને લોકગીતની વ્યાખ્યા આપી છે, પરંતુ પ્રત્યેક માનવ પછી તે ગામડામાં રહેનો હોય કે શહેરમાં, ભણેલો હોય કે અભણ પણ તેના હ્રદયમાં ઉદ્ભવતા ભાવો સરખા જ હોય છે, તેથી લોકગીત માત્ર ગ્રામ્યજનોની જ અભિવ્યકિત નથી..." (પૃ. ૩૨૧)

આ વિધાન પછી આ જ લેખમાં પૃ. ૩૨૨ પર એક વિધાન આ રીતે આપ્યું છે : "ઉપરોકત તારણો અંગે સ્પષ્ટીકરણ જરૂરી છે કે લોકગીતો જનસાધારણની લાગણીઓને વહેતા, જનસાધારણ દ્વારા પ્રચાર પામે છે, આ જનસાધારણમાં મહદ્અંશે ગ્રામવાસીઓ જ આવે છે કે જે યંત્રયુગના ચળકાટથી દૂર છે..."

આ રીતે અહીં અપાયેલાં બન્ને વિધાનોની વિચારણા કરીએ તો એકબીજાંથી તદ્દન ભિન્ન એવા અર્થો એમાંથી ફલિત થાય છે.

એ પછી ભજનો અંગે જે મંતવ્ય રજૂ થયું છે તેમાં જણાવાયું છે કે : "તેને લોકસાહિત્યમાં ન ગણાવી શકાય. કેમકે તે ભકિતકાવ્યોમાં સામૂહિક અનુભૂતિના સ્થાને વૈયકિત અનુભૂતિને વાચા મળેલી છે. લોકગીતો સહકારમાં ગવાયેલ રાગભાવ અને તાલમાંથી જન્મ્યાં હોય એવું લાગે છે. એક વ્યકિતનું સર્જન હોય તેવાં ભાવ કે વિચાર તેના સર્જન પરત્વે મનમાં ઊઠતો નથી..." (પૃ. ૩૨૨)

આ વિધાન રજૂ થયું છે એ પહેલાં જ પૃ. ૩૨૧ પર લોકગીતોના નિર્માણ અંગે જે તારણ થયું છે એમાં જણાવાયું છે કે : "વિદ્વાનોનું માનવું છે કે લોકગીત સમૂહ દ્વારા નિર્માણ થાય છે, પણ તે અસંભવિત છે. ગીતનું નિર્માણ તો વ્યકિત જ કરે છે, કોઈવાર એમ પણ બને કે એક વ્યકિત ગીતનો આરંભ કરે અને અન્ય વ્યકિતઓ તેમાં કડીઓ જોડે અથવા તેમાં ફેરફાર કરે...."

અહીં જણાવાયું છે કે લોકગીતનું નિર્માણ વ્યક્તિના હાથે જ થાય છે–તો આગળના વિધાનમાં એવું દર્શાવ્યું છે કે: "એક વ્યક્તિનું સર્જન હોય એવો ભાવ કે વિચાર તેના સર્જન પરત્વે મનમાં ઊઠતો નથી." આમાં સાચું શું સમજવું ?

સાડાચાર પાનાના આ અભ્યાસ લેખમાં એકવીસ જેટલાં તો લાંબાં લાંબાં અવતરણો છે, એ અવતરણો પરથી લોકગીતોનું સ્વરૂપ બાંધવાનો જે પ્રયાસ અહીં થયો છે તેમાં શ્રી મેઘાણીભાઈ અને જયમલ્લભાઈ પરમારે પોતાનાં લોકસંસ્કૃતિ/લોકસાહિત્ય વિષયક ગ્રંથોમાં જે સ્વરૂપ બાંધ્યું છે, જે તારણો આપ્યાં છે એ સિવાય કોઈ નોંધપાત્ર સામગ્રી કે વિધાન મળી શકતું નથી.

વળી છેલ્લે તો લોકગીત વિષે આ લેખમાં જણાવ્યું છેકે: "કોઈવાર ઐતિહાસિક ઘટનાને લઈને શિષ્ટસાહિત્યની કોઈ કૃતિ તેનું સાહિત્યિક મહત્ત્વ ગુમાવી બેસે અને લોકપ્રિયતાને કારણે પ્રચલિત બની જાય છે. તો તેથી ઊલટું કોઈ લોકગીતનો કવિ પોતાની કૃતિ તરીકે લોકગીતોને પ્રસ્તુત કરી દે છે તેથી એ લોકગીત શિષ્ટસાહિત્યનું ગૌરવ પણ પ્રાપ્ત કરી બેસે છે..." (પૃ. ૩૨૨)

અહીં કદાચ લેખકને મન એવો અર્થ અભિપ્રેત હશે કે શિષ્ટસાહિત્યમાંથી સાહિત્યિક મહત્ત્વ ગુમાવી બેસનારી ઐતિહાસિક ઘટના ધરાવતી કૃતિ લોકસાહિત્ય કે લોકગીત બની જાય છે.

શિષ્ટસાહિત્ય અને લોકસાહિત્ય એ બન્ને વચ્ચે કોઈ સ્પષ્ટ ભેદરેખા આંકયા વિના લેખકને મન શું અભિપ્રેત છે તેનો ખ્યાલ આવવો મુશ્કેલ છે, પરંતુ આજ લેખમાં નિરૂપાયેલા શબ્દોમાંથી પ્રશ્ન ઊઠે છે કે,

લોકગીતનો કવિ...પોતાની કૃતિ તરીકે.. લોકગીતોને.... પ્રસ્તુત કરે તો... શિષ્ટસાહિત્યનું ગૌરવ પ્રાપ્ત કરી બેસે???

ને શિષ્ટ સાહિત્યમાંથી સાહિત્યિક મહત્ત્વ ગુમાવનારી કૃતિ લોકસાહિત્ય બની જાય...?

– નિરંજન રાજ્યગુરૂ

પૃ. ૩૪૮થી ચાલુ]

'હે ભડ! જો જે હો! હવે શેઠે જાતાં શિરામણ ન કરતો! ઈ સાતેય મારા જણેલા છે. ને તું કાંઈ ગલઢો નથી થઈ ગ્યો. જોજે! મરદ થઈને ઇમાન ગુમાવતો નહી. પછી તો કબરસ્તાન પણ આપણને નહીં સંઘરે.'

જ્યારે સાતમા ને સૌથી નાના બચ્ચાંને લાવ્યા ત્યારે મિયાણી કહે 'એ બાપા વાઢી નાખો તમ તમારે, એક સાટુ શું કરવા રેવા દેવો ? તમારી જનેતાયુંને ય ટાઢક થાશે કે ભલે તમને જણ્યા ?'

મિયાણીનું વહાલ અંગારામા ફેરવાઈ ગયું. વાર એના બોલ સાંભળીને ધ્રૂજી ઊઠી. લોકો વચમાં પડયા સાતમો બાળ બચી ગયો.

બોડીદરની આયરાણીએ સોરઠનું રાજ રાખ્યું તેમ રેલડીની મિયાણીએ કચ્છનું રાજ રાખ્યું. એને પેટ પાકેલા જ જમર વળ જેવા કરપીણ કસાઈને આડા દેતા થાયને!

કચ્છ કકડલે રખેઓ, રખેઓ કાછે રા;
કાં મિયાણી મલ્લણી, કાં અકબરજી મા.

કચ્છને તો રાખ્યું કકડલ મિયાણીએ પણ મિયાણી મલ્લણી જેવી જનેતાએ પોતાના કાંધોતર દીકરા આડા દીધા ત્યારે. બાદશાહ અકબર જેવાને પેદા કરવામાં એની જનેતાને જેટલા આદરમાન ઘટે એટલાં જ આદરમાન રેલડીની એ મિયાણી મલ્લણીને ઘટે છે. મિયાણીએ બચાવેલ પહેલા રાવ ખેંગારજીએ જુવાન થઈને કચ્છને ઘેર કર્યું. કચ્છ માથે પાંચસો વર્ષ સુધી એના વેલો ચાલ્યો.

# એક પારસીનું દેહરાપ્રદાન—"રૂસીવાણી"....

બિપિનચંદ્ર ર. ત્રિવેદી

શિષ્ટ સાહિત્યમાં પારસીઓનું પ્રદાન જાણીતું છે, તેથી લોકસાહિત્યના ખેડાણમાં પારસી બંધુઓના ફાળા વિશે થોડું વિચારીએ. લોકસાહિત્યનો પહેલો શાસ્ત્રીય સ્પર્શ કરનાર એક પારસી હતો જેણે ૧૮૭૨માં 'ગુજરાત તથા કાઠિયાવાડ દેશની વારતાઓ'' ત્રણ ભાગમાં પ્રસિદ્ધ કરેલી, નામ 'એફ. બી.' (અર્થાત્ ફરામજી બમનજી). આપણાં લોકગીતોનો સૌથી પ્રથમ સંગ્રહ પણ ૧૮૫૦માં સોરાબજી હોરમજજીએ "રમૂજી ગરબાઓની ચોપડી" દ્વારા કર્યો એવી માહિતી સ્વ. રણજિતરામ મહેતાએ આપી હતી તેથી મેઘાણીજી નોંધે છે:—"આશ્ચર્ય છે! છે ને નથી. ગુજરાતના પહેલા પુત્રો કોણ? પારસીઓ જ તો! પોતાની ધાત્રી ગુર્જરભૂમિનો સાહિત્યકીય ઉષઃકાળ પણ એમણે જ જોયો ને પિછાન્યો...." એટલું જ નહીં ગુજરાતી "લોકસાહિત્યની સૌ પહેલી મૂલવણી કરનાર પારસી કોમનાં... પૂતળીબાઈ કાબરાજી છે."

લોકસાહિત્યમાં પારસીઓના ફાળાની આટલી ભૂમિકા તપાસ્યા પછી હવે આપણે વાત કરીશું 'રૂસીવાણી'ની, જેની પ્રસ્તાવના પેટલાદના પંડિત, કવિભૂષણ ભાઈશંકર વિદ્યારામે લખી હતી. "રૂસીવાણી" એટલે ઇ સ. ૧૯૨૯માં રૂસી જ. ભેસાન્યા નામના એક પારસી કવિએ જે બારસો દોહરા ગુજરાતને ચરણે ધર્યા છે તેનો સંગ્રહ – "સર્વે મળીને સામટા, છે બારસેં દોહરા બધા...." તેમાંથી કેટલાંક જોઈએ.

તન સુઘડ ને મન કુવડ રાખે જગમાં કોય,
જાણો એવા નિર્લજ્જો, જન્મ અકારત ખોય.

(સરખાવો :— "મન મેલાં, તન ઉજળાં, બગલાં કફર ઢંગ...)

સત્યને જ ધર્મ ગણાવી કવિ કહે છે—

સાચા શબ્દો બોલવા, સાચાં કરવાં કામ;
સાચા કરવા ખ્યાલ સઉ, એ જ ધર્મનું ધામ.
સાસુ સસરા સ્નેહીઓ, સાળા વણુ વહેવાઇ,
સર્વે સાથી સુખ તણાં, દુઃખનો સાથી ભાઇ.
(સરખાવો :— પ્રખ્યાત દુહો,— કડવા હોજો લીંબડા...)
મતલબ મીઠી સર્વને, મતલબના નરનાર;
જગમાં મીઠો છે સદા, મતલબનો સંસાર.
(સરખાવો :— 'રાજિયાના દુહા'માંથી:—
મતલબની મનવાર જગત જમાડે ચૂરમા...
વણમતલબનો યાર, રાબ ન આપે રાજિયા,
'નવ બોલ્યામાં નવગુણ'નો બોધ આપતાં લખ્યું છે—
બાંધી મૂઠી લાખની, ખોલી તો છે ખાખ.
માટે મોઢું બંધ કર, જેમાં ઇજ્જત લાખ.
'તેજીને ટકોરો' બસ થઈ પડે એવું દૃષ્ટાંત—
તેજી ઘોડો દોડશે, એક ઇશારે મસ;
ખર એક ડગલું ચાલતાં, ડીફ્રાં ખાશે દશ.
નિંદાથી દૂર રહેવાનો બોધ આપતાં—
નિંદામાં નુકશાન છે, નફો કદી ના હોય;
કાં બંદા તું હાથથી, સુખ સ્વર્ગનું ખોય.

આ ઉપરાંત—

વા, વેરી, ને વાણીઓ, વૈદ વકીલ એ પાંચ,
એ તો રહેલા દૂર ભલા. લાખ નચાવે નાચ.
ધનના ઢગ પર સૌ ઢળે, શું દીકરો શું બાપ,
ગરીબને દેખી ધસે, કડવા જાણે સાપ...

કાવ્યકળા અને સંગીતના પુજારી – હિમાયતી 'રૂસી'ના ભલે બધાં જ દોહરા ઉત્કૃષ્ટ કોટિનાં નથી, કેટલાક પર તો પારસી ઉચ્ચારો અને શબ્દોની ચોખ્ખી છાંટ છે. દુઃખની સાથે નોંધવું પડશે કે આમાંથી એક પણ દોહરો લોકકંઠે રમ્યો નથી તો પણ લોકસાહિત્યમાં ફાળો આપનાર આવા અદના પારસીબંધુનો એકડો નીકળી જાય, – વિસ્મૃતિ પામીને નામોલ્લેખ થવા ય ન પામે – એવું ન બને તે માટે આ નોંધ ભાવિ પેઢી યાદ રાખે તો ઘણું!

# 'ઊર્મિનવરચના'ના ૧૫ વિશેષાંકો

| | | |
|---|---|---|
| ૧ – | લોકવાર્તા અંક | (અપ્રાપ્ય) |
| ૨ – | લોકસાહિત્ય અંક | (અપ્રાપ્ય) |
| ૩ – | લોકસાહિત્યમાં સિંહ | રૂા. ૧૫-૦૦ |
| ૪ – | લોકસાહિત્યમાં અશ્વ | ,, |
| ૫ – | ગુજ. સા.૫. જૂનાગઢ અધિવેશન અંક | રૂા. ૧૦-૦૦ |
| ૬ – | લોકસાહિત્યમાં નારી | રૂા ૧૫-૦૦ |
| ૭ – | લોકસાહિત્યમાં નદી | ,, |
| ૮ – | સ્વ. મેઘાણી સ્મૃતિ અંક | રૂા. ૫-૦૦ |
| ૯ – | સૌરાષ્ટ્રની ધર્મસાધના | રૂા. ૧૫-૦૦ |
| ૧૦ – | લોકસાહિત્યમાં પક્ષીઓ | ,, |
| ૧૧ – | ખાંભી અને પાળિયા | ,, |
| ૧૨ – | લોકભરત અને કંડાર | ,, |
| ૧૩ – | દુહો દસમો વેદ | ,, |
| ૧૪ – | સ્વ. ઈશ્વરભાઇ સ્મૃતિ અંક | રૂા. ૫-૦૦ |
| ૧૫ – | વનપ્રવેશ વિશેષાંક | રૂા. ૧૦-૦૦ |

કિંમત ઉપરાંત રજીસ્ટર્ડ પોસ્ટેજના રૂા. ૨-૭૫ સાથે મનીઓર્ડર કરવાથી દરેક અંક મોકલાશે. વી. પી. કરતા નથી. એકથી વધારે અંકો મગાવનારને જે કાંઇ વધારે પોસ્ટેજ આવશે તે ભરવું રહેશે.

**વ્યવસ્થાપક**

**'ઊર્મિનવરચના' : ૧૩, જાગનાથ પ્લોટ**
**રાજકોટ - ૩૬૦૦૦૧**

નૂતન વર્ષાભિનંદન

અને

હાર્દિક શુભેચ્છાઓ



એક શુભેચ્છક

હાર્દિક અભિનંદન

હે અન્તર્યામી, મારું અન્તર વિકસિત કરો, નિર્મળ કરો, ઉજ્જવળ કરો, સુંદર કરો, જાગરિત કરો, ઉદ્યત કરો, નિર્ભય કરો, મંગળમય કરો, નિરાલસ કરો અને શંકા-રહિત કરો.

સૌની સાથે મારા અન્તઃકરણને સંયુક્ત કરો. મને બંધનમુક્ત કરો.

મારાં બધાં કાર્યોમાં તમારું ઉલ્લાસભર્યું ગીત ભરી દો. તમારાં ચરણ-કમલોમાં મારું ચિત્ત નિસ્પંદિત (સ્થિર) કરો. મને આનંદિત કરો. પ્રભુ, આનંદિત કરો.

– રવીન્દ્રનાથ ટાગોર



એક શુભેચ્છક તરફથી

# 'ઊર્મિનવરચના'ના ૧૫ વિશેષાંકો

| | |
|---|---|
| ૧ – લોકવાર્તા અંક | (અપ્રાપ્ય) |
| ૨ – લોકસાહિત્ય અંક | (અપ્રાપ્ય) |
| ૩ – લોકસાહિત્યમાં સિંહ | રૂા. ૧૫–૦૦ |
| ૪ – લોકસાહિત્યમાં અશ્વ | ,, |
| ૫ – ગુજ. સા. પ. જૂનાગઢ અધિવેશન અંક | રૂા. ૧૦–૦૦ |
| ૬ – લોકસાહિત્યમાં નારી | ૧૫–૦૦ |
| ૭ – લોકસાહિત્યમાં નદી | ,, |
| ૮ – સ્વ. મેઘાણી સ્મૃતિ અંક | રૂા. ૫–૦૦ |
| ૯ – સૌરાષ્ટ્રની ધર્મસાધના | રૂા. ૧૫–૦૦ |
| ૧૦ – લોકસાહિત્યમાં પક્ષીઓ | ,, |
| ૧૧ – ખાંભી અને પાળિયા | ,, |
| ૧૨ – લોકભરત અને કંડાર | ,, |
| ૧૩ – દુહો દસમો વેદ | ,, |
| ૧૪ – સ્વ. ઇશ્વરભાઇ સ્મૃતિ અંક | રૂા. ૫–૦૦ |
| ૧૫ – વનપ્રવેશ વિશેષાંક | રૂા ૧૦–૦૦ |

કિંમત ઉપરાંત રજીસ્ટર્ડ પોસ્ટેજના રૂા. ૨–૭૫ સાથે મનીઓર્ડર કરવાથી દરેક અંક મોકલાશે. વી. પી કરતા નથી. એકથી વધારે અંકો મગાવનારને જે કાંઈ વધારે પોસ્ટેજ આવશે તે ભરવું રહેશે.

**વ્યવસ્થાપક**

'ઊર્મિનવરચના' : ૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ – ૩૬૦ ૦૦૧

# ધી અમદાવાદ જીલ્લા કો. ઓ. પરચેઇઝ
# એન્ડ સેઇલ યુનિયન લિ.

દશાનાગર વાડી બ્લોક્સ, ખમાસા ચોકી પાસે,
ફોન નં. ૩૬૪૪૯૬.
**અમદાવાદ**

**સંઘના ફંડો તા. ૩૦-૬-૧૯૭૯ના દિવસે :**

| | | |
|---|---|---|
| શેર ભંડોળ | : | ૧,૩૫,૪૯૧-૦૦ |
| રીઝર્વ ફન્ડ | : | ૩,૩૧,૮૭૦-૧૬ |
| બીજા ફન્ડો | : | ૧૧,૫૬,૧૭૭-૪૬ |
| સને ૧૯૭૮-૭૯નું વેચાણ | : | ૪,૨૭,૯૨,૭૯૪-૨૦ |

સંઘનો મુખ્ય ઉદ્દેશ સભાસદ અને બિનસભાસદ ખેડૂત અને બિનખેડૂતને જીવન જરૂરીઆતની વસ્તુઓ પૂરી પાડવાનું તથા ખેતીને લગતા સાધનો, ઘઉં, રાયડાનું બીયારણ વગેરે બની શકે તેટલા ઇન્ડેન્ટ પદ્ધતિથી અગર તો ઓર્ડર મૂકેથી પૂરા પાડવા.

**સંઘની પ્રવૃત્તિઓ :–**

સરકારશ્રીના નોમીની તરીકે સીમેન્ટ, ખાંડ, કન્ટ્રોલ અને હેન્ડલૂમ કાપડ, રાસાયણિક ખાતર, ઘઉં, ચોખા, પામોલીન, સીંગતેલ, સુલભ સોયાબીન, ઘી, એચ. એમ. ટી. તથા ઇમ્પોર્ટેડ ઘડિયાળો, હેલમેટ તથા નહીં નફો નહીં નૂકસાનના ધોરણે નવરંગપુરા ચલાવવામાં આવતો સ્ટોર્સ, અને સંસ્થાની રાઇસ મીલમાં ડાંગરનું મીલીંગ કરી આપવામાં આવે છે.

**એચ. એમ. ફીચડિયા**
**મેનેજર.**

**ઇશ્વરભાઈ જીવાભાઈ પટેલ**
**ચેરમેન**

અનેક શુભેચ્છાઓ સાથે;



ટે. નં. ૨૫૮૫

# પટેલ જગુભાઇ નાગજીભાઇ

ટ્રેકટર્સ ટ્રેઇલરોથી કાર્ટીંગ તેમજ ખેતીને લગતા જમીનનું લેવલ હળ–દાંતી–રાંપ વગેરે કામ કરી આપવામાં આવે છે.

દાણા બજાર　　　　　　　　　　　　　　　　　અમરેલી

હાર્દિક શુભેચ્છા સહ

# ધારી તાલુકા પંચાયત



એન. વી. દવે
તાલુકા વિકાસ અધિકારી
ધારી

ઉગાભાઇ વાળા
પ્રમુખ
તાલુકા પંચાયત
ધારી

હાર્દિક શુભેચ્છા સહ



# શ્રી મોહનલાલ ખીમજીભાઇ ચંદારાણા ચેરીટી ટ્રસ્ટ

(રજી. નં. ઇ. ૨૨૫)

**ચલાલા.**

જિલ્લો - અમરેલી : (સૌરાષ્ટ્ર)

હે નાથ, તમે મારાં નયનોમાં, મારા અન્તરમાં, તમારી કૃપાદૃષ્ટિ રાખો. હે હૃદયદેવ, તમે મારા પ્રાણોમાં વિદ્યમાન છો. તેથી મન તેને સ્થિરતાથી જાણે છે. જેથી પાપની ચિન્તા દુઃસહ લજ્જામાં બળીને મરી જાય છે.

સમસ્ત દિનોમાં, સમસ્ત કલરવોમાં હું અનાદિનું સંગીત સાંભળું. સૌની સાથે તમારી અવિરત સંગતિ વિરાજિત રહો,

જેથી ક્ષણ-ક્ષણમાં, નયનમાં, વચનમાં સમસ્ત કર્મોમાં, સમસ્ત વિચારોમાં, સમસ્ત હૃદયમાં મંગળ – વાદ્ય વાગી ઊઠો.

રવીન્દ્રનાથ ટાગોર

દીપાવલી અભિનંદન

# ઉદ્યોગ ભારતી ગોંડલ

દેશનું ખાદી અને પોલી વસ્ત્રનું આદર્શ કેન્દ્ર તથા પોતાની પ્રવૃત્તિઓમાં એપ્રોપીએટ ટેકનોલોજીને અપનાવનાર મહત્ત્વની સંસ્થા



**સંસ્થાની પ્રવૃત્તિઓ**

૧ પોલીવસ્ત્ર ઉત્પાદન કેન્દ્ર, ગોંડલ
૨ ખાદી ઉત્પત્તિ કેન્દ્ર, ગોંડલ
૩ ખાદી ગ્રામોદ્યોગ ભંડાર, ગોંડલ
૪ ગ્રામોદ્યોગ વિભાગ, ગોંડલ
૫ ખાદી ગ્રામોદ્યોગ કેન્દ્ર, ધોરાજી

અંબર ચરખા તેમ જ તેના સ્પેરપાર્ટસ બનાવનાર

**અંબર ચરખા ઉત્પાદન વિભાગ**

(ઉદ્યોગ ભારતી સંચાલિત)
ઉદ્યોગ નગર, ગોંડલ

એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય



# રાષ્ટ્રિય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી'. ચાલો આપણે 'હું' અને 'મારૂં' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રિયતામાં એકરૂપ કરી દઈએ. સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારેજ આપણે ખરેખર સ્વતંત્ર થઈશું."

—ગાંધીજી



ગુજરાત સરકાર માહિતી નિયામક દ્વારા પ્રકાશિત

એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય

# ઊર્મિ નવરચના


તંત્રી : જયમલ્લ પરમાર

વર્ષ : ૫૧ નવેમ્બર : ૮૦ : અંક : ૮ : સળંગ અંક : ૬૦૮






*



## ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

ઓક્ટોબર નવેમ્બર સિવાય કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે ફરિયાદ કર્યા બાદ કાર્યાલયને નકલ મોકલવી. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહકે નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિનવરચના'ના લવાજમના દર

| | |
|---|---|
| વાર્ષિક-દેશમાં | રૂા. ૨૦-૦૦ |
| વાર્ષિક પરદેશમાં | રૂા. ૪૦-૦૦ |

**લેખકોને—**

લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રીઓ તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

**પ્રકાશકોને—**

બદલાનાં સાપ્તાહિક, પાક્ષિક માસિક વગેરે તથા અવલોકન માટેનાં પુસ્તકો નીચેના સરનામે મોકલવાં.

**એજન્ટોને—**

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.


ઊર્મિનવરચના કાર્યાલય  
૧૩, જાગનાથ પ્લોટ  
રાજકોટ ૩૬૦૦૦૧( જિ. રાજકોટ



મુદ્રક અને પ્રકાશક : રાજુલ ઈ. દવે : ૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ-૧

મુદ્રણસ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે, રેસકોર્સ રોડ, રાજકોટ-૧

# શક્તિનો ગુણાકાર

દેશના એક લબ્ધપ્રતિષ્ઠ ડૉક્ટર, કુશળ રાજપુરુષ, મહાન દેશભક્ત, મહાત્મા ગાંધીજીના વિશ્વસનીય સાથી, ગુજરાતના સપૂત અને અમરેલીના લોકલાડીલા નેતા સ્વ. ડૉ. શ્રી જીવરાજભાઈની સ્મૃતિ કાયમ જળવાઈ રહે એ ભાવનાથી કેટલાક મિત્રોએ સ્મારક રચવાનું વિચાર્યું.

પ્રથમ તો વિચાર આવ્યો કે અમરેલીની આસપાસ કોઈ પહાડ કે પડતર જમીન પસંદ કરી એના ઉપર લાખોની સંખ્યામાં વૃક્ષો વાવીને ડૉ. શ્રી જીવરાજભાઈની સ્મૃતિમાં સુંદર વન વિકસાવવું. પરન્તુ ડૉકટર શ્રી જીવરાજભાઈએ તો જીવનના અનેક ક્ષેત્રે મહત્ત્વનું પ્રદાન કર્યું હોઈને એમને પ્રિય એવી લોકકલ્યાણની અનેકવિધ રચનાત્મક પ્રવૃત્તિઓ શરૂ કરવી વિકસાવવી એ જ એમનું સાચું સ્મારક હોઈ શકે. આ દૃષ્ટિએ ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટની રચના કરવામાં આવી. આ ટ્રસ્ટના કાર્યક્રમમાં શિક્ષણ, આરોગ્યસેવા, ખેતીવિકાસ, ગોસંવર્ધન, ગ્રામોદ્યોગ, ગ્રામવિકાસ, રાહત પ્રવૃત્તિ, મહિલા પ્રવૃત્તિ, ઈ. પ્રવૃત્તિઓ ઉપરાંત આ તમામ કાર્યક્રમોના અસરકારક અમલ કરવામાં સહાયભૂત બની રહે એવા સાહિત્ય તેમજ સામયિકનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે.

ટ્રસ્ટની રચના થયા બાદ, ટ્રસ્ટ તરફથી ચાવંડ મુકામે ટી. બી. હૉસ્પિટલ, આયુર્વેદ હૉસ્પિટલ, કુદરતી ઉપચારધામ, આરોગ્યધામ, ખેતી, પશુસંવર્ધન, ગ્રામોદ્યોગ અને અન્ય પ્રવૃત્તિઓનું એક કેન્દ્ર શરૂ કરવા માટે પ્રયત્નો હાથ ધરવામાં આવ્યા છે. આ કેન્દ્ર માટે રાજ્ય સરકાર તરફથી પ્રાપ્ત થયેલી જમીન ઉપર મોટા પાયે વૃક્ષારોપણ કરવામાં આવ્યું છે. ડૉ. શ્રી જીવરાજભાઈના ચાહક એવા અમદાવાદના કેટલાક મિત્રોની ઈચ્છાને માન આપીને અમદાવાદમાં પણ આરોગ્ય સેવા કેન્દ્ર શરૂ કરવાની તજવીજ ચાલી રહી છે. ડૉ. જીવરાજ મહેતા સ્મારક વ્યાખ્યાનમાળાનો પ્રારંભ કરવામાં આવ્યો છે. લોકશિક્ષણ ગ્રંથમાળાની પણ શુભ શરૂઆત થઈ ચૂકી છે. હાથ ધરેલા અને હાથ ધરવા ધારેલા આવા તમામ કાર્યક્રમોના અસરકારક અમલ માટે અને લોકશિક્ષણના એક સાધન તરીકે સામયિક શરૂ કરવાનું પણ વિચારણામાં હતું.

'ઊર્મિનવરચના' છેલ્લાં ૫૦ વર્ષ જેટલા લાંબા સમયથી સાહિત્યની અને સમાજની સેવા કરી રહેલ ગુજરાતનું એક લબ્ધપ્રતિષ્ઠ સામયિક છે. છેલ્લાં કેટલાંક વર્ષોથી લોકસાહિત્યના સંશોધન–વિકાસ અર્થે ઊર્મિ–નવરચનાએ ભેખ લીધો છે. એમ કહીએ તો ખોટું નહીં.

ટ્રસ્ટના અને 'ઊર્મિ'ના સંચાલકો વાસ્તવમાં તો દેશની આઝાદી માટે સાથે રહીને લડેલા, લોકજાગૃતિ માટે સાથે રહીને ભમેલા, એક જ ધ્યેયને વરેલા, એક જ કાળના પંખી, એક જ બૃહદ્ પરિવારના સભ્યો. બન્નેના ઉદ્દેશ સમાન. સ્વતંત્ર ખેડાણને બદલે એકબીજાના પૂરક બની રહીએ તો? ટ્રસ્ટના મુખપત્ર તરીકે ઊર્મિ વધુ સારી અસરકારક સેવા આપી શકે, ઊર્મિ દ્વારા વહેવડાવવામાં આવતા લોકસાહિત્ય અને લોકશિક્ષણના પ્રવાહમાં ટ્રસ્ટના રચનાત્મક કાર્યક્રમોનો પ્રવાહ ભળે તો ઊર્મિ પણ વધુ અસરકારક બને. આ ખ્યાલથી અમે ચર્ચા વિચારણા કરીને ઠરાવ્યું કે ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ નવું માધ્યમ શોધવાને બદલે ઊર્મિને જ પોતાનું માધ્યમ બનાવે અને ઊર્મિ લોકસાહિત્યના સંશોધન–વિકાસ ક્ષેત્રે આદરેલા પ્રયાસો ચાલુ રાખી શિક્ષણ, આરોગ્ય, ગ્રામવિકાસ, લોકશિક્ષણ, લોકોના સામાજિક, આર્થિક પ્રશ્નો, અને અન્ય પ્રવાહોને આવરી લઈ પોતાનું ક્ષેત્ર વ્યાપક બનાવે.

વર્ષોથી લોકસાહિત્યને માટે એકલા હાથે

સૂઝતું 'ઊર્મિ નવરચના'નો વહીવટ અને જવાબદારી અમારી આ સંયુક્ત વિચારણા અને સંયુક્ત નિર્ણયને પરિણામે તા. ૧લી નવેમ્બર, ૧૯૮૦થી ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ સંભાળી લે છે.

ઊર્મિ–નવરચનાને આજ દિવસ સુધી જેમણે પોતાનું ગણી, એના મુશ્કેલ કાર્યમાં પણ પ્રેમપૂર્વક સહકાર આપી જે પ્રોત્સાહન આપ્યું છે એ બદલ આભારની લાગણી વ્યક્ત કરીએ છીએ.

લોકસાહિત્ય એ સમાજજીવનનું અને સમાજ ઘડતરનું મહત્ત્વનું અંગ છે. ઊર્મિએ છેલ્લાં કેટલાંક વર્ષોથી આ લોકસાહિત્યના સંશોધન અને વિકાસ માટે હાથ ધરેલા નમ્ર પ્રયાસો યથાવત્ ચાલુ રહેશે. લોકસાહિત્યના અભ્યાસી–પ્રેમી મિત્રો તરફથી અત્યાર સુધી મળ્યો એવો જ સહકાર મળતો રહે એવી વિનંતી છે.

ઊર્મિમાં હવે પછી ક્રમશઃ શિક્ષણ, આરોગ્ય, ખેતી, ગોપાલન, સામાજિક પ્રશ્નો, બહેનો, બાળકો માટે ઉપયોગી વિભાગો, વગેરે વિભાગો ઉમેરાતા જશે. આ ક્ષેત્રના અભ્યાસી અનુભવી મિત્રોનો સહકાર મળી રહેશે એવી શ્રદ્ધા છે. આવાં સામયિકોને ચલાવવામાં વિજ્ઞાપનકાર મિત્રોનો ફાળો મહત્ત્વનો હોય છે. ઊર્મિને અત્યાર સુધી જાખ આપી, સદ્ભાવ દાખવનાર મિત્રોનો આ તકે આભાર માનીએ છીએ અને હવે પછી પણ વધુને વધુ સહકાર આપી, પ્રોત્સાહિત કરવા વિનંતી કરીએ છીએ.

રતુભાઈ અદાણી — પ્રમુખ  
જયમલ્લ પરમાર — મંત્રી  
ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ ઊર્મિ–નવરચના

## અમરબાઈ

(કો શીલવંતી નાર–૧૫)

જયમલ્લ પરમાર

પુરુષોની જેમ સ્ત્રી–સંતો એ આપણી સંસ્કૃતિનું ઊજળું પાસું છે. પરબ–વાવડીના પડતર થાનકને ફરી ચેતવેલું કચ્છના ડાડા મેકરણે. છેવટની અવસ્થામાં ડાડા મેક(ર)ણે કચ્છના પ્રેંગ લોડાઈમાં ધૂણો નાખ્યો, ત્યારે ચોરીએ ચડતાં પહેલાં કંકુની લોળ જેવી જુવાન આહિરાણી લીળબાઈએ અંતરમાંથી જોબનને અળગું કરીને વૈરાગના ભગવા રંગમાં રોળી નાખ્યું.

દોઢસેક વરસ પછી ડાડા મેકણે ચેતવેલા પરબ–વાવડીના થાનકનું ઠીંટ બાંધનાર રબારી સંત દેવીદાસ જ્યારે રગત પીતિયાંનાં પસ–પરુ ધોઈ રહ્યા હતા ત્યારે જોબનને ત્રેવડે મઘમઘતી એક નવપરણિત–આણાતર આયરાણીનું વેલડું જગ્યાના વડલે વિસામો લેવા થંભ્યું.

વેલડું વિસામો લેવા થંભ્યું પણ સંત દેવીદાસની દીન–દુખિયાંની સેવાના થાનકે આયરાણી અમરબાઈનું અંતર ઠરીને હીમ થવા માંડયું.

વર – સાસુને સાસરિયાં જગ્યા બહાર થાકોડો ઉતારે છે ને અહીં અમરબાઈ માંડી અંગથી અલંકારોને ઉતારવા. રોંઢો ઢળ્યો. ગોતણ હાલી. હમણાં જ અમરબાઈ અહીં હતી ને એટલીવારમાં ગઈ ક્યાં?

પણ અમરબાઇ સાસરિયાં પાસે હોવા છતાં લાંબો પંથ કાપી ચૂકી હતી. અમરબાઇને જગ્યામાં વેરાગણને વેશે જોતાં સાસરિયાં બાઈને માથે તૂટી પડયાં, પણ બાઈનું ચિત્ત ચેતી ગયેલું

ઈ તલમાં તેલ ન ભાળતાં બાવાને મૂકીને સાસરિયાં ધૂંવાંફૂવાં થતાં હાલી નીકળ્યાં. સંત દેવીદાસની અમરબાઈએ આશિષ માગી કે : "રગતપીતિયાંની સેવા કરવા આપો."

સંત દેવીદાસ કહે : "મા ! આ તો તારી પહેલાં હરણફાળ છે. આ ભૂમિમાં તારો જીવ પરોવાઈ જાય પછી ખુશીથી રગતપીતિયાંને તારે ખોળે રમાડજે. એક છ મહિના ઠેરીજા !"

સભરનીરમાં પાંગરેલ કેળ જેવી અમરબાઈએ ટેલ માથે લીધી. દસ દસ ગાઉમાં ટેલ નાખે છે. એના રૂપ – જોબન સાથે ભમરા પટકવા માંડયા, પણ અમરબાઈ



[અનુ. પૃ. ૪૦૪

# અમારાં અભિનંદન નવા સંવત્સરે

સંપાદકીય

આસો સુદ એકમના – નવરાત્રિના અખંડ દીપથી શરૂ થઈ ભાઈના હૈયામાં હેતનાં અમી ઊભરાવતી બહેનના વિસામા સમી ભાઈ બીજ સુધીના એક મહિનાના એકધારા ઉત્સવ ઊજવતા ઉત્સવપ્રિય આપણા સમાજને આ નવા વર્ષે અમે વધાવીએ છીએ – અભિનંદીએ છીએ મકરંદભાઈ દવેની ઉલ્લાસભરી પંક્તિઓથી :

રંગ હો, રોશની હો, લાલી હો,
ખીલતી ચોતરફ ખુશાલી હો;
વર્ષ આ ઊઘડે નવું ને નવું,
રાત–દિન તાઝગીની તાલી હો.

અનેક વિટંબણાઓ વચ્ચે પડતાં – આખડતાં, અથડાતાં – કુટાતાં માનવીની ગતિ છેવટ શુભ તરફ ઉર્ધ્વગામી બન્યે જ છૂટકો થઈ શકે. એટલા માટે આપણે હંમેશાં બધી દિશાઓથી પ્રકૃતિનાં બધાં બળો પાસેથી કલ્યાણને જ પ્રાર્થીએ છીએ. એથી માનવી પ્રત્યેક નવા સંવત્સરે નવા ઉમંગો અને નવા અભિલાષો સાથે આગળ વધે છે. નવા વર્ષના એ ઉમંગો અને અભિલાષાને અમારાં અનેકાએક વધામણાં.

લોકજીવનમાં સાહસ, શૌર્ય, સેવાભાવ, ખુમારી અને ઊર્મિના સંઘર્ષો ન જાગતા હોત તો માનવભાવ, આર્દ્રતા અને કરુણાના સંસ્કાર એમાં ન ઊતર્યા હોત. માનવભાવ, આર્દ્રતા અને કરુણા સિવાય કર્મણ્યતા, કવિતા, વાર્તા અને કલા જન્મતાં નથી. એ લોકજીવનના જીવાતા જીવનનો આવિષ્કાર છે, કલ્પનાનો નહિ. એ દોર માથે નાચતા નટડાનું પરાધીન પરાક્રમ નથી પણ સ્વાધીન–શક્તિમાંથી જન્મેલો લોકસંસ્કાર છે.

'ઊર્મિનવરચના'ને પાને આ લોકસંસ્કારને ઉપાસ્યો છે એના સંશોધકો, સંગ્રાહકો, સંપાદકો અને સર્જકોએ. એમની ભક્તિ અને શક્તિ વડે ઘણા અગોચર ખૂણાઓને અજવાળે લાવી શકાયા છે ને શિષ્ટ સાહિત્યની સેવા સાથે લોકસાહિત્યના માર્ગદર્શન સ્તંભો રોપી શકાયા છે.

એ જ રીતે આમજનો, ગ્રાહકો, ચાહકો અને વિજ્ઞાપકોના એક વિશાળ પરિવારના પ્રેમથી ઊર્મિનવરચના સદા પ્લાવિત થતું રહ્યું છે. એમાં ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટના સ્નેહ અને શ્રદ્ધાનું સૌભાગ્ય મળતાં નવશક્તિ મેળવીને 'ઊર્મિનવરચના' નવલા ઉલ્લાસ સાથે નવા વર્ષના પ્રાંગણમાં પ્રવેશી રહ્યું છે.

'ઊર્મિનવરચના' ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ સાથે જોડાતાં લોકસંસ્કૃતિની ક્ષિતિજો વિસ્તરે છે, અને પ્રજાજીવનને પોષક અને પ્રેરક એવા વિષયોના ધરતીના ધાવણરૂપ સભરસનો નાનો સો ખૂમચો લઈને નવા વરસને વધાવવાના કોડ સેવે છે. જનસાધારણના સહકાર અને સહયોગ વડે જ તે શક્ય બની શકે.

'ઊર્મિનવરચના' ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટનું પ્રકાશન બનતાં કૈંક મિત્રોએ સહર્ષ વધાવીને વિજ્ઞાપનો દ્વારા સક્રિય શુભેચ્છાઓ પાઠવી છે. એમને ધન્યવાદ આપ્યા સિવાય કેમ રહેવાય ?

આમ નવવિધાનના આવકાર સાથે 'ઊર્મિનવરચના' નવા વરસે નવાં કદમ ઉઠાવે છે, ને મિત્રો તથા સહૃદય સમર્થકોને નવા વર્ષનાં અભિનંદન પાઠવે છે.

'ઊર્મિનવરચના'એ સાધેલી નિયમિતતા, સુઘડતા અને સ્વચ્છ ઉઠાવનો યશ સુરૂપ મુદ્રિકાના કર્મચારીઓને ફાળે જાય છે. જીભ હોઠનાં અને હોઠ અને જીભનાં શું વખાણ કરે ? નવું વર્ષ સૌને શુભદાયી સુખદાયી નીવડો. સૌના સુખમાં સૌનું સુખ સમાઓ.

# જૂનાગઢની લોકક્રાન્તિ

રતુભાઈ અદાણી

[નવલા વર્ષના પ્રારંભે 'ઊર્મિનવરચના'ના પાને જૂનાગઢની લોકક્રાન્તિ (આરઝી હકૂમત)ની ખુમારી અને બહાદરીનું દિલચસ્પ બયાન આપતી લેખમાળા શરૂ કરવાનો અમારો આગ્રહ આરઝી હકૂમતના સર સેનાપતિ શ્રી. રતુભાઈ અદાણીએ એમનાં ભરચક કાર્યો વચ્ચે પણ સ્વીકાર્યો એનો આનંદ અમે વ્યક્ત કર્યા સિવાય રહી શકતા નથી. ૧૯૪૨ ની લોકક્રાન્તિની એમની રોમાંચક લેખમાળા અગાઉ 'ઊર્મિનવરચના'ને પાને પ્રગટ થતી રહેલી અને એના ઉપરથી મહાનિબંધો પણ લખાયા છે. જૂનાગઢની લોકક્રાન્તિની અહીં રજૂ થતી લેખમાળાનો ઉદ્દેશ કોઈ તવારીખી ઈતિહાસ આપવાનો નથી. એના અંગે તો પુસ્તકો પણ લખાઈ ચૂક્યાં છે ને કેટલાક મિત્રોએ મહાનિબંધો પણ લખ્યા છે. અહીં તો જુવાનો, પ્રજાજનો અને કાર્યકરોની ભાવના, વીરતા અને બહાદરીની અરમાનભરી વાતો તેમ જ એમની સાથે સંકળાયેલા કેટલાક રસિક અને રોચક પ્રસંગો આલેખવાનો છે. – સં.]

આપણા દેશમાં કેટલાયે જોગી, જતિ, સાધુ, સંત, મહાત્મા, જોગમાયા, ઓલિયા, ફકીરના નામ સાથે સંકળાયેલી જાત–જાતની અને ભાત–ભાતની ચમત્કારકથાઓ સાંભળવા મળે છે. કોઈએ શેર માટી ઝંખતા યુગલને વરદાન આપી એમનું વાંઝિયાપણું ટાળ્યું, કોઈએ પાણીની અંજલિ છાંટી આંધળાનો અંધાપો દૂર કર્યો, કોઈએ મરેલા બાળકની માથે હાથ ફેરવી એને સજીવન કર્યો. કોઈએ નપાણિયા પ્રદેશમાં ચાલીને પગલે–પગલે પાણીનો પ્રવાહ વહેતો કર્યો. મહાત્મા ગાંધીજીને નામે આવો કોઈ ચમત્કાર ખતવાયો જાણ્યો નથી. પણ એમણે જે ચમત્કાર સર્જ્યો એવો ચમત્કાર કોઈએ સર્જ્યો હોય એવું જાણ્યું નથી.

પરાધીન બનેલો આપણો દેશ સ્વાધીનતા શું છે એ જાણે સાવ ભૂલી જ ગયેલો. અંગ્રેજ લોકોની ગુલામી જાણે કોઠે પડી ગયેલી. નિશાળમાં આપણા બાળકોને 'હરખ હવે તું હિન્દુસ્તાન' જેવી કવિતાઓ ભણાવી એમના કુમળા મગજમાં અંગ્રેજી શાસનની પ્રસંશા ધરબવામાં આવતી હતી. ભણેલા ગણેલા લોકો અંગ્રેજ લોકોને બિરદાવવામાં હરીફાઈ કરતા હતા. દેશ નિર્માલ્ય બની ગયેલો. બહાદુરી ગીરો મુકાઈ ગઈ હતી. વિલાયતના લોકો ઠંડે કલેજે આપણા દેશનું શોષણ કરી રહ્યા હતા. આપણી પ્રજા ગરીબી અને ગુલામીમાં સબડી રહી હતી. થોડા માથા ફરેલા મરજીવા બહાદુર જુવાનો ગુલામી અસહ્ય લાગવાથી દેશની સ્વાધીનતા માટે જાન કુરબાન કરી રહ્યા હતા. થોડા આગેવાનો અંગ્રેજ શાસનમાં રહીને દેશને માટે થોડા 'સુધારાઓ' ની માગણી કરતા થયા હતા.

એવા સમયે બેરીસ્ટર ગાંધી એક જાણીતી પેઢીનો આંટીઘૂંટી વાળો કેસ લડવા આફ્રિકા ગયા. પણ આફ્રિકામાં શાસન કરતી ગોરી પ્રજા તરફથી આપણાં ભારતવાસીઓ ઉપર વરસતાં અપમાન અને અન્યાય જોઈને એમનું સ્વમાન ઘવાયું. સત્ય માટેનો આગ્રહ અને અન્યાયનો પ્રતિકાર એ તો એમના સ્વભાવમાં વણાયેલા ગુણ. એમણે અન્યાયનો સામનો કરવા ભારતવાસીઓને સંગઠિત કર્યા. અહિંસક પ્રતિકાર શરૂ કર્યો. એમાંથી 'સત્યાગ્રહ' નું અમોઘ શસ્ત્ર સાંપડયું. સશસ્ત્ર લોકોની સામે નિશસ્ત્ર લોકોની દુનિયાએ કદી ન જોયેલી લડાઈ શરૂ થઈ. સત્યનો અહિંસાનો વિજય થયો. આવો ચમત્કાર ઈતિહાસને પાને કદી નોંધાયો ન હતો.

આફ્રિકામાં વિજય મેળવી ગાંધીજીએ ભારતના કિનારે પગ મૂકયો. આપણી વીરતા તો મરી પરવારેલી પણ વીરપૂજાનો ગુણ ભુલાયો નહોતો. સમગ્ર દેશ જાણે આવા વીર પુરુષના આગમનની રાહ જોઈ રહ્યો હોય એ રીતે લોકોએ એમને સત્કાર્યા અને મહાત્મા તરીકે વધાવ્યા.

મહાત્મા ગાંધીજીએ દેશની સૂતેલી પ્રજાને ઢંઢોળીને જગાડી, સ્વાધીનતા માટે સત્યાગ્રહ અમોઘ શસ્ત્રથી સજ્જ કરીને અહિંસક લડાઈ લડવા સાબદી કરી. અસહકારનું આંદોલન શરૂ કર્યું. પ્રયોગ તરીકે ચંપારણ, બારડોલી જેવા સત્યાગ્રહો લડાયા. અંગ્રેજ લોકો પાસે સુધારાઓના ટુકડા માગવાને બદલે કોંગ્રેસે પૂર્ણ સ્વરાજ્યનું ધ્યેય સ્વીકારીને નગારે ઘા દીધો. ૧૯૩૦માં મીઠા સત્યાગ્રહ શરૂ થયો. સત્યાગ્રહનો જંગ તબક્કાવાર આગળ વધતો રહ્યો. છેલ્લે ૧૯૪૨માં 'કરેંગે યા મરેંગે'ના મરણિયા નિર્ધાર સાથે આઝાદીનો આખરી જંગ શરૂ થયો. બલિદાનનો ઈતિહાસ સર્જાયો. અંતે અંગ્રેજ લોકોએ રાજીખુશીથી દેશનું સુકાન પ્રજાને સોંપી ભારતની વિદાય લેવાનું સ્વીકાર્યું. એની પૂર્વતૈયારી રૂપે દેશમાં પંડિત જવાહરલાલ નહેરુના વડપણ નીચે પ્રજાકીય પ્રધાનમંડળની રચના થઈ.

નિશસ્ત્ર પ્રજાએ, અહિંસક રહીને, દુશ્મનના લોહીનું ટીપું પણ પડવા દીધા વિના કેવળ પોતાનું લોહી વહેવડાવીને, ત્યાગ અને બલિદાનનો ઈતિહાસ સર્જીને, દુનિયાની એક બળુકી, સંગઠિત, શિસ્તબદ્ધ, સશસ્ત્ર પ્રજા સામે સત્યાગ્રહ સંગ્રામ લડીને, ટૂંકા ગાળામાં સ્વાધીનતા હાંસલ કરી હોય, એનાથી બીજો મોટો કયો ચમત્કાર હોઈ શકે ?

સ્વાતંત્ર્ય દેવીનું સામૈયું કરવા દેશ થનગની રહ્યો હતો. પરન્તુ એ વખતે દેશના બે ટુકડા કરવાની વાતોએ દૂધના કટોરામાં મીઠાનો ગાંગડો નાખી દીધો. ઠેર ઠેર પૂર્વયોજિત કોમી દાવાનળ સળગી ઊઠયો. નિર્દોષ પુરુષો, સ્ત્રીઓ, બાળકો રહેંસાવાં લાગ્યાં.

એ વખતે ૨૨૨ જેટલાં નાનાં મોટાં દેશી રજવાડાંઓમાં વહેંચાયેલ કાઠિયાવાડમાં સીધી રીતે તો કોમી ભડકાની ઝાળ ઊઠે એવી સંભાવના ઓછી પણ દેશમાં ફેલાતી આગના તણખા કાઠિયાવાડમાં ન જ ઊડે એવી ખાત્રી નહોતી. કાઠિયાવાડ રાજકીય પરિષદના આગેવાનોએ સાવધાનીના પગલાં લેવાની વિચારણા શરૂ કરી અને દરેક કોમના આગેવાનો સાથે મળી, કાઠિયાવાડમાં કોમી એકતા અને શાન્તિ જળવાઈ રહે એ માટે પ્રયાસો હાથ ધર્યા. પરન્તુ આ બધા પછી પણ કમનસીબે કોમી દાવાનળનો તણખો ઊડીને કાઠિયાવાડમાં આવી પડે તો શું ? એવે વખતે દાવાનળમાં ઝંપલાવી જરૂર પડયે જાન કુરબાન કરી, શાન્તિ સ્થાપવા માટે કોંગ્રેસ સેવાદળને સજ્જ કરવાનો નિર્ણય લેવામાં આવ્યો. કોંગ્રેસ સેવાદળ એ કોંગ્રેસનું એક સંગઠન હોવા છતાં, એનું મુખ્ય કાર્ય રાજકારણમાં તણાયા સિવાય, કોંગ્રેસે સ્વીકારેલા રચનાત્મક કાર્યક્રમને નજર સમક્ષ રાખી લોકોની સેવા કરી છૂટવાનું. અમદાવાદમાં ફાટી નીકળેલ કોમી હુલ્લડ વખતે શાન્તિ સ્થાપવા માટે ધસી ગયેલ સેવાદળના બે ધૂરંધરો શ્રી વસંતરાવ હેગિષ્ટે અને રજબઅલ્લી લાખાણીએ જાનની કુરબાની આપીને સેવાદળ સંગઠનને અનેરું ગૌરવ અપાવ્યું. આ બે ધૂરંધરોની કુરબાનીમાંથી પ્રેરણા અને બળ મેળવતું સેવાદળ જ્યારે સામે કોમી દાવાનળના ભડકા દેખાતા હોય ત્યારે શાન્ત કેમ બેસી રહે ? એ વખતે ગુજરાત પ્રદેશ કોંગ્રેસે કાઠિયાવાડમાં સેવાદળના સંગઠનની જવાબદારી શ્રી મનુભાઈ બક્ષીને અને મને સુપરત કરેલી. શ્રી રણછોડદાસ સોરઠિયા સેવાદળના અધિકારી તરીકે સેવા આપી રહ્યા હતા. શ્રી. છેલભાઈ ઓઝા અને બીજા મિત્રો મદદ કરી રહ્યા હતા.

આવતા દિવસોનાં એંધાણ પારખી, પૂર પહેલાં પાળ બાંધવા માટે કોઈ આફત આવી પડે તો એનો સામનો કરવા માટે, જુવાન મિત્રોને તાલીમ આપી સજ્જ કરવાની દૃષ્ટિએ, કાઠિયાવાડ રાજકીય પરિષદના નિર્ણય અનુસાર, ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિની સેવાદળ પાંખની અનુમતિ મેળવી, યોગ્ય

સ્થળે સેવાદળની શિબિર યોજવાનો નિર્ણય લેવામાં આવ્યો.

પ્રશ્ન હતો આ શિબિર માટે યોગ્ય અને અનુકૂળ સ્થળ પસંદ કરવાનો.

૧૯૩૦માં શ્રી અમૃતલાલ શેઠની આગેવાની નીચે ધોલેરાના સાગર તટે મીઠા સત્યાગ્રહનો ઝંડો રોપાયો ત્યારે ગાંધીજીની હાકલ સાંભળીને જે જુવાનો સત્યાગ્રહમાં ઝંપલાવવા માટે છાવણીમાં આવી પહોંચેલા એમાં વલ્લભીપુરના શ્રી પ્રેમચંદભાઈ શાહ પણ મોખરે હતા. સત્યાગ્રહ સંગ્રામ સમેટાયા પછી પણ કાઠિયાવાડની જાહેર તેમજ રાજકીય પ્રવૃત્તિમાં તેઓ આગેવાની ભર્યો ભાગ ભજવતા રહ્યા. વલ્લભીપુરની પ્રજાને રાજ્ય તરફથી થતા અન્યાયનો પ્રતિકાર કરવા માટે ખેલાયેલા સફળ સત્યાગ્રહ જંગની આગેવાની શ્રી પ્રેમચંદભાઈએ જ લીધેલી. સત્યાગ્રહની ખૂબી એ છે કે સંઘર્ષમાં–લડાઈમાં ઊતરેલા બન્ને પક્ષો વચ્ચે દુશ્મની પેદા થવાને બદલે પ્રેમ અને મૈત્રીની ગાંઠ બંધાઈ જાય છે. વલ્લભીપુરના સત્યાગ્રહનું પણ આવું જ પરિણામ આવ્યું. વલ્લભીપુરના રાજવી અને શ્રી પ્રેમચંદભાઈ વચ્ચે પ્રેમની મૈત્રીની ગાંઠ બંધાઈ ગઈ.

સેવાદળની શિબિર માટે અમે યોગ્ય સ્થળની શોધમાં હતા. શ્રી પ્રેમચંદભાઈએ વલ્લભીપુરના ઠાકોરસાહેબને મળી, એમના તરફથી બને એટલા સહકારની ખાત્રી મેળવી, શિબિર માટે અમને નિમંત્રણ આપ્યું. આ નિમંત્રણનો સહર્ષ-સ્વીકાર કરીને ૧૫ દિવસ માટે સેવાદળ – શિબિર યોજવાની જાહેરાત કરવામાં આવી.

આ શિબિરમાં કાઠિયાવાડના દરેક ભાગમાંથી મળીને સો જેટલા ચુનંદા જુવાનો એકઠા કરવાની અમારી ધારણા હતી. પરન્તુ જુદાં જુદાં સ્થળો-એથી, – શહેરોમાંથી, – ગામડાંઓમાંથી ૨૦૦ કરતા પણ વધુ જુવાનો શિબિરમાં આવી પહોંચ્યા. આ જુવાનો કેવળ હડેક હોમ કરવા માટે, ગણવેશ પહેરી કવાયત કે કૂચ કરવા માટે, કે પ્રાણલિંગત તાલીમ લેવા માટે શિબિરમાં નહોતા આવ્યા. પણ દેશમાં પ્રગટેલ કોમી આગનો તણખો ઊડીને કાઠિયાવાડમાં આવી પડે, પરિણામે કોઈ આફત જાગે, કટોકટી પેદા થાય તો એનો જાનના જોખમે પણ સામનો કરવા માટે જરૂરી તાલીમ લેવાની તમન્ના અને થનગનાટ લઈને શિબિરમાં આવી પહોંચ્યા હતા.

સામાન્ય રીતે દેશી રજવાડાઓનું માનસ પ્રજાકીય પ્રવૃત્તિથી દૂર રહેવાનું. પરન્તુ વલ્લભીપુરના ઠાકોર સાહેબે આ શિબિર માટે મકાનો, તંબુઓ, સાધનો ઈત્યાદિ પૂરી સગવડ આપીને ખૂબ જ ઉમળકાભર્યો સહકાર આપ્યો. રજવાડાં બધાં આપખુદ અને કરડાં, એવી અમારી છાપ. પણ શિબિર દરમ્યાન અવારનવાર અમારી છાવણીની મુલાકાત લઈ, કંઈ અગવડ હોય તો જાણવાનો અને દૂર કરવાનો પ્રયત્ન કરી, શિબિરમાં આવેલો કોઈ જુવાન હેરાન થવો ન જોઈએ એવી વારે વારે લાગણી વ્યક્ત કરીને વલ્લભીપુરના ઠાકોર સાહેબે એમના વત્સલ સ્વભાવની અને સૌજન્યની અમારા મન ઉપર ખૂબ જ ઊંડી છાપ પાડી. રાજકુટુમ્બના અન્ય સભ્યો પણ અમારી ખાતરબરદાસ્ત માટે પૂરી કાળજી લેતા રહ્યા.

શિબિરમાં આવેલ દરેક જુવાન જાતે ભાડું ખર્ચીને આવેલા. આજની જેમ ભાડા – ભથ્થા આપવાનો એ દિવસોમાં સવાલ જ નહોતો. ગણવેશ પણ સૌ પોતાના લઈને આવેલા. ગામડાંઓમાંથી આવેલા જુવાનો સેવાદળનો ગણવેશ લાવી શકેલા નહીં. એમને એમના ગણવેશનો સુરવાલ પહેરણનો ઉપયોગ કરવાની છૂટ આપવામાં આવી.

સામાન્ય રીતે આવી શિબિરમાં બધા માટે સામાન્ય ભોજનાલયનો પ્રબંધ થતો હોય છે પણ અમારે તો સેવાદળના આ સૈનિકોને કોઈ પણ આકરી કસોટીમાંથી પાર ઊતરે એ રીતે તૈયાર કરવાના હતા. એવી તાલીમના ભાગ તરીકે દસ દસની ટુકડીને પોતાની રસોઈ જાતે

પકાવી લેવાની જવાબદારી સોંપવામાં આવી. દરેકને રસોઈ માટે અલગ અલગ ઓરડી ફાળવવામાં આવી. દરરોજ સવારે દરેક ટુકડીને આખા દિવસની ભોજન સામગ્રી આપી દેવામાં આવે. ટુકડીના સભ્યો સાથે મળી, બન્ને વખત રસોઈ પકાવે, ગીતો ગાતાં ગાતાં ભોજન માણે, વાસણની જાતે સફાઈ કરી લે. રસોઈની વાનગી, ઝડપ, સ્વચ્છતા ઇત્યાદિ માટે અવારનવાર સ્પર્ધા ગોઠવાય, શિબિરની તાલીમનું આ એક મહત્ત્વનું અંગ બની ગયું. કવાયત, રમતગમત, સ્વબચાવની તાલીમ, અને આફતમાં આવી પડેલા લોકોને બચાવવાની તાલીમના વર્ગો મેદાન ઉપર શરૂ થયા. દેશમાં બનતા ઝડપી બનાવો, રાજકીય પ્રવાહો, દેશના ભાગલાને પરિણામે પેદા થનારી પરિસ્થિતિ, કોમી રમખાણો પાછળનાં પરિબળો, સેવાદળની જવાબદારી ઇત્યાદિ બાબતોના બૌદ્ધિક વર્ગો, પણ શરૂ કરવામાં આવ્યા.

આ રીતે ભારે ઉત્સાહથી શિબિરનો પ્રારંભ થયો.

કાઠિયાવાડના કાળજા જેવું જૂનાગઢ, પ્રજાની લાગણીને ઠોકરે મારી, સોરઠના ભાતીગળ ઇતિહાસને દફનાવી, પાકીસ્તાનમાં ભળવાનું ગાંડપણ કરશે, એનો પ્રતિકાર કરવા આરઝી હકૂમતની સ્થાપના કરવી પડશે, આરઝી હકૂમતને લોકસેનાની રચના કરવી પડશે અને એ લોકસેનાને સશસ્ત્ર જંગ ખેલવો પડશે એવી તો એ વખતે લેશ માત્ર કલ્પના ન હતી. પણ એ લોકસેનાનો પાયો વલ્લભીપુરની આ શિબિરમાં નખાયો એમ કહી શકાય.

શિબિરનું કામ ખૂબ જ વ્યવસ્થિત રીતે શરૂ થયું અને સરળ રીતે ચાલવા લાગ્યું. પણ સેવામાં સૈદ્ધાંતિક દૃષ્ટિએ એક ભારે મોટો વિવાદ જાગી ઊઠ્યો એની રસિક વાતો હવે પછી. (ક્રમશઃ)

પૃ. ૩૯૯થી ચાલુ]

સિદ્ધિ (સિદ્ધ) ગયેલ છે કે માનવીની કંચનવરણી કાયાને રૂંવાડે રૂંવાડે રગતપિત ગંધાય છે. શરીરના સ્વાદની ઇન્દ્રિયું ઊડી ગઈ.

'સત્ દેવીદાસ!'ની અહાલેકે અસૂરોને અકળાવી અકળાવી આઘા રાખે છે. વરસ વળોટતાં વળોટતાં તો જગ્યાની આ જોગણ માથે લોકોના અંતરમાંથી આદર છૂટવા માંડ્યા. અમરબાઈના અંગે અંગે તપથી તપાઈ તપાઈને ભક્તિકર્મનાં તેજ ફૂટવા માંડ્યાં છે.

સંસારભાવ સરપની કાંચળીની જેમ ઊતરવા માંડ્યા ત્યારે ભેંસાણના જુવાન કાઠી શાદુળને ભક્તિનો રંગ લાગ્યો અને સંત દેવીદાસના ચરણમાં આવી બેઠો. આજાનબાહુ આ સુરજમુખા શાદુળની ભગતાઈની મલક ઠેકડી કરવા માંડ્યું.

જગ્યામાં થોડાં રગતપીતિયાં, થોડા ભગતભિખારી, થોડાં દીન-દુખિયાં ને બાકી ત્રણ જણા. એક આધેડ સંત દેવીદાસ અને બે જુવાનીને ઉંબરે રમતાં અમરબાઈ ને શાદુળ.

અમરબાઈના જુવાન હૈયામાં રમતા જનેતાના ભાવોને નાદાન લોકો ન પીછાની શક્યા. એટલે મલકમાં ચર્ચા મંડાણી, સામે આવીને કહેવાની શક્તિ ગતાનુગતિક સમાજમાં નથી હોતી, કાં તો ટોળે વળી કાયર બની આક્રમક બને ને કાં વાંસો વળતાં નીંદા કરે.

જગતની આવી ઇજ્જત આબરૂના હોબાળાએ કૈંક અલેકિયાને ગારદ કરી દીધા છે ને સામાજિક મોતને ઘાટ ઉતારીને માથે મંદિરો ચણી પૂજા કરી છે. બીજાનાં અંધારાં ઉલેચવા રાત-દી મથનારા પોતાના અગોચર તળિયાનાં અંધારાં કદી નથી તપાસતા.

સંત દેવીદાસની ઉગ્ર તપશ્ચર્યા અને યોગસાધનાએ અમરબાઈ અને શાદુળને માથે હાથફેરવીને એમની વૃત્તિઓને અંતરમાં જ ઓગાળી નાખી છે. પછી તો પરબના થાનકેથી ૨૫-૨૫ ગાઉની મા અમરબાઈની માનતાયું હાલી, પણ અમરબાઈ લોકોની સકામ તૃષ્ણાભરી ભાવુકતાને મરક મરક હસીને ટાળી રહ્યાં છે.

પછી તો સંત દેવીદાસ સાથે જીવતાં સમાતું લીધી. સાહજિક સંયમ નિયમમાંથી જે બળ પ્રગટે છે એને હાથીના બળવાળા ય હરાવી શકતા નથી. અમરબાઈ અમર બની ગયાં.

# છકડિયા દુહા

પ્રા. ડૉ. રમણીકલાલ છ. મારુ

**નહીં રાગ, નહિ રાગણી, નહિ ગાણું નહિ ગીત;**
**(તોય) વીંધે ચરરર ચિત્ત,ઈ દુહો અમારા દેશનો.**

સંસ્કૃત ભાષામાં જે સ્થાન અનુષ્ટપ છંદનું છે તે અપભ્રંશ અને ગુજરાતીમાં દુહાનું છે. હૈયા-વીંધણુ દુહો આપણા અપભ્રંશ સાહિત્યની અને એ જ રીતે ગુજરાતી સાહિત્ય તથા લોકસાહિત્યની મહામૂલી સંપત્તિ છે. વીર પુરુષોની બહાદુરીને બિરદાવવામાં કે એમને પોરસ ચડાવવામાં, વિરહી હૈયાંની વેદના કે વલોપાતને વાણીમાં સાકાર કરવામાં કે ઊંડી આધ્યાત્મિક અનુભૂતિઓને અભિવ્યકત કરવામાં પ્રયોજાયેલો દુહો આપણાં હૈયાં સોંસરવો ઊતરી જાય છે અને એ દુહાની ચોટ એવી ઊંડી અને અનેરી હોય છે કે માણસને એ જરીયે જંપવા દેતી નથી. 'થોડા જ શબ્દ પણ બિન્દુ બધાં સુધાનાં' એમ ઓછામાં ઓછા શબ્દો અને છતાં હૃદયને અસર કરવાની ધીંગી તાકાત ધરાવતું સ્વરૂપ તે આપણો દુહો છે. શ્રી ઝવેરચંદ મેઘાણી લખે છે,'':આવું મિતાક્ષરી, આવું સંક્ષિપ્ત અને સુશ્લિષ્ટ, આવું સારગર્ભિત અને સચોટ, આવું સુગેય અને કંઠરમતું બીજું કોઈ કાવ્યસ્વરૂપ આપણને સાંપડયું નથી.xxx જુદ્ધટંકાર પણ એ બે પંકિતના ધનુષ્યચાપથી અનેરા ઊઠયા છે. મંથન અને ચિંતનોનાં બિંદુઓ પણ એ દુહા રૂપી છીપમાં પડીને પૂર્ણ પાણીદાર મોતી શાં બન્યાં છે.' ૧

આ દુહાના અનેક પ્રકારો ગણાવવામાં આવે છે, જેમાં સોરઠો કે સોરઠિયો દુહો, તુંવેરી દુહો, છકડિયો દુહો, દોઢિયો દુહો, બડો દુહો, પૂરવછાઈ દુહો વગેરે ખૂબ જાણીતા અને મુખ્ય છે. છકડિયો દુહો દુહાના સર્વ પ્રકારોમાં પણ સૌથી વિશિષ્ટ સ્થાન–આકાર અને નિરૂપણની દષ્ટિએ– ધરાવે છે. સામાન્યતઃ દુહાનું જે સ્વરૂપ આપણે જોઈએ છીએ તેનાથી છકડિયા દુહાનું સ્વરૂપ જુદું છે. અહીં આ પ્રકારના દુહાની થોડી સમજ મેળવીએ.

'છકડિયો' શબ્દ દ્વારા સામાન્ય રીતે પ્રથમ દૃષ્ટિએ એમાં છ કડી (બે પંકિતની એક કડી) હોવાનો ખ્યાલ આવે. પરંતુ એમાં છ કડી નહિ પરંતુ છ પંકિત હોય છે. આ પંકિતઓ પણ એકસરખા માપની હોતી નથી પરંતુ એમાં વિશિષ્ટ યોજના હોય છે. આરંભમાં બે પંકિતનો દુહો પ્રયોજીને બીજી પંકિતનો ઉત્તરાર્ધ અર્થાત્ માત્રામેળ દુહાનું ચોથું ચરણ પછીની ત્રીજી પંકિતમાં ખેવડાય છે. આ ત્રીજી પંકિત દુહાના માપની હોતી નથી. મોટે ભાગે ત્રીજી અને ચોથી પંકિત સરખી હોય છે. પ્રથમ અને બીજી પંકિતનો, ત્રીજી અને ચોથી પંકિતનો અને પાંચમી તથા છઠ્ઠી પંકિતનો ચરણાંતે પ્રાસ મોટે ભાગે યોજાય છે. પાંચમી અને છઠ્ઠી પંકિત પણ મોટે ભાગે દુહાની હોય છે. વળી અંતિમ એટલે કે છઠ્ઠી પંકિત એ પહેલી પંકિતના જેવી જ હોય છે એટલે કે પહેલી પંક્તિને જ છઠ્ઠી પંક્તિમાં ખેવડાવવામાં આવે છે. આમ કુંડળિયામાં જેમ ચરણો ઊલટાવવાનું વલણ અને પ્રથમ ચરણનો શબ્દ કે ચરણ આખું ય અંતે ખેવડાવવાનું આવશ્યક મનાયું છે તેમ આ પ્રકારના દુહામાં પણ મનાયું છે. કુંડળિયાના એક પ્રકાર દોહાલ કુંડળિયાને આ દુહો ઘણો મળતો આવે છે. માત્ર તફાવત એટલો છે કે બે દુહાની વચ્ચેના દોઢાવેલાં ચરણો છકડિયા દુહામાં બે હોય છે જ્યારે દોહાલ કુંડળિયામાં ચાર ચરણો બે દુહાની વચ્ચે પ્રયોજાય છે. દોહાલ કુંડળિયામાં એ ચાર ચરણો રોળા છંદનાં હોય છે જ્યારે છકડિયા દુહામાં એનું કોઈ નિશ્ચિત માપ નથી.

---

૧ સ્વ. ઝવેરચંદ મેઘાણી : 'ચારણો અને ચારણી સાહિત્ય' (૧૯૭૯) પૃ. ૧૧૦ – ૧૧૧

પરંતુ આ બન્ને એકબીજાને ઘણી રીતે મળતા આવે છે. આથી જ શ્રી રતુદાન રોહડિયા આવા દુહાને 'લોકિયો કુંડળિયો' કહે છે.[2] આમ આ સ્વરૂપ વિશિષ્ટ પ્રકારનું છે. એનાં એક બે ઉદાહરણો લઈએ.

(૧) આષાઢ વરસે એલીએ, ગાજવીજ ઘનઘોર;
તેજી બાંધ્યા તરુવરે, મધરા બોલે મોર.
મધરા બોલે મોર તે મીઠા;
ઘણ મૂલા સાજણ સપને દીઠા;
કે' તમાચી સુમરો, રિસાણી ઢેલ મનાવે મોર,
આષાઢ વરસે એલીએ, ગાજવીજ ઘનઘોર [3]

(૨) અંગમાં આંબો મોરિયો કંચવે લાગી શાખ
વખત પરમાણે વેડજો, રોળી મ કરજો રાખ.
રોળી મ કરજો રાખ તે અજબ કેરી,
(અને) ઘણમૂલાં સાજણ ન થઈએ નમેરી;
સાંભળય મારા સાજણ, જોબન જાળવી રાખ,
અંગમાં આંબો મોરિયો, કંચવે લાગી શાખ. [4]

ઉપરનાં બન્ને ઉદાહરણો છકડિયા દુહાનાં છે. એમાંનું પ્રથમ એનું આદર્શ અને ઘણે અંશે સંપૂર્ણ ઉદાહરણ ગણી શકાય. બે દુહાની વચ્ચેનાં દોઢાવેલાં ચરણો સામાન્ય રીતે ૧૭ કે ૧૮ માત્રાનાં હોય છે. પ્રથમ ઉદાહરણમાં એ જોવા મળશે. પરંતુ બીજા ઉદાહરણમાં ત્રીજું ચરણ ૨૨ અને ચોથું ચરણ ૨૦ માત્રાનું છે, છકડિયાનાં બીજાં ઉદાહરણો પણ આ બાબતમાં કોઈ નિશ્ચિતતા દર્શાવતાં નથી. આથી દોઢાવેલાં ચરણોની માત્રા ૧૭ થી ૨૨ સુધીની મળે છે. કેટલીક વાર ગાયકીની દષ્ટિએ અમુક શબ્દો ઉમેરવામાં આવતા હોય એવું પણ બને. આને કારણે માત્રાઓ વત્તી ઓછી બનતી હોય એવો પણ સંભવ છે.

કેટલાયે છકડિયા દુહાઓ એવા પણ મળે છે, જેમાં પાંચમું ચરણ એટલે કે દોઢાવેલ-બેવડાવેલી પંક્તિઓ પછીનું ચરણ દુહાના પૂર્વાર્ધ જેવું એટલે કે ૧૩+૧૧=૨૪ માત્રાનું હોતું નથી, પરંતુ એને બદલે એકાદ મર્મવેધક ટૂંકી કાવ્યત્વસભર પંક્તિ પણ પ્રયોજાયેલી હોય છે.

(૧) સજણ વોળાવી હું વળી, આડા દઈને વંન;
રાત્રે ના'વે નીંદરા દિગ્રે ભાવે ન અન્ન,
દિગ્રે ભાવે ના અન્ન તે કોને કહીએ;
(અને) વાલા સાજણના વેણે વળગ્યા રહીએ;
ગિયા સાજણ, તલખે તંન.
સાજણ વોળાવી હું વળી, આડા દઈને વંન.[5]

(૨) ઘૂઘરીઆળો ઘઘરો, ચડવા માફાળી વેલ્ય;
ગઢ ઘૂમલીની બજારમાં, ઢળકતી આવે ઢેલ્ય.
ઢળકતી આવે ઢેલ તે વાટે,
(બાઈ, તારો) હલામણ ઊભો વાણીડાને હાટે
લખી કંકોત્રી હલામણ પર મેલ્ય,
ઘૂઘરીઆળો ઘાઘરો, ચડવા માફાળી વેલ્ય.[6]

પ્રસ્તુત ઉદાહરણો પૈકી પ્રથમમાં પાંચમું ચરણ ૧૩+૧૧ માત્રાનું થવાને બદલે માત્ર ૧૪ માત્રાનું અને બીજા ઉદાહરણમાં એ ૧૯ માત્રાનું છે. આ રીતે મળતાં ઉદાહરણોને આધારે જોઈએ તો છકડિયા દુહામાં પહેલી, બીજી અને છઠ્ઠી પંક્તિ નિશ્ચિતપણે દુહાનું માપ દર્શાવે છે જ્યારે ચોથી અને પાંચમી પંક્તિ માપની બાબતમાં અનિશ્ચિત છે. ચૂડ વિજોગણના દુહામાં આવી અનિશ્ચિતતા દેખાય છે.

---

૨ 'ઊર્મિ-નવરચના, દીપોત્સવી અંક સં ૨૦૩૪ પૃ. ૨૯૯

૩ સ્વ. ઝવેરચંદ મેઘાણી : 'લોકસાહિત્યમાં ઋતુગીતો' પૃ. ૯૬-૯૭

૪ વિજોગણ ચૂડના દુહા (સં. પુષ્કર ચંદરવાકર) 'કવિલોક' જુલાઈ-ઑગષ્ટ ૧૯૭૩ પૃ. ૮૭

૫ 'કવિલોક' : સપ્ટે. - ઓકટો. ૧૯૭૩ પૃ. ૧૦૭

૬ સ્વ. ઝવેરચંદ મેઘાણી : 'સોરઠી ગીતકથાઓ' પૃ. ૩૪

લોકસાહિત્યમાં સોન–હલામણ, તમાચી–સુમરો, ચૂડ વિજોગણની કથાના છકડિયા દુહા જાણીતા છે. આ એક એક દુહો પાણીદાર મોતી જેવો છે. સ્વ. મેઘાણીભાઈ "આવા દુહાઓને 'લિરિક' જેવા" ગણાવે છે.[૭] ચૂડ વિજોગણના દુહાઓના સંપાદક શ્રી પુષ્કર ચંદરવાકર એ દુહાઓ વિષે લખે છે: "દરેકે દરેક છ પંકિતનો આ પદ્યબંધ સ્વયં સંપૂર્ણ છે. તે છ પંકિતમાં જ ભાવને, ઊર્મિને, સંવેદનાને ને લાગણીને જેટલી પાંખો પહોળી કરવી હોય તેટલી પહોળી કરી, પોતાની જાતને પૂર્ણપણે પ્રગટાવે છે. માટે તે દરેકે દરેક દુહો એક ઊર્મિકાવ્ય બને છે"[૮] કેટલાક છકડિયા દુહા તો ખરેખર સુભાષિત કે મુકતક જેવા હોય છે જેને સમજવા કથાના સંદર્ભની પણ જરૂર રહેતી નથી. દા. ત.

સાજણ એવાં ધારિયે, જેવા કૂવાના કોસ
પછાડયાં પાણી દિયે, રુદે ન આણે રોષ.
રુદે ન આણે રોષ તે આરા,
ઘોરિયાના પાણી ઝીલે કયારા;
ચૂડ કે' ઊભો સાંઠો લિયે સોસ
સાજણ એવાં કીજિયે, જેવા કૂવાના કોસ.[૯]

આવા છકડિયા દુહાઓ મોટે ભાગે હોળીના દિવસોમાં કે મેળાઓમાં રબારીઓ, ભરવાડો, કોળીઓ વગેરે દ્વારા ગવાતા સંભળાય છે. 'ફાગણ મહિનાની પૂર્ણિમાનું આ વસંતપર્વ પ્રેમ અને શૃંગારનું પોષક હોઈ ઘણું ખરું તે વિષયના પ્રેમવિષયક છકડીઆ ગવાય:

સાજણ સપને આવિયાં, ઉરે ભરાવી બાથ;
જાગીને જોઉં તો જાતાં રિયાં, પલંગે પછાડું હાથ.
પલંગે પછાડું હાથ તે કાંઈ ન ભાળું,
વાલા સાજણ સાટુ ખોબલે આંસુ ઢાળું,
આદર્યાં કામ તે અધવચ રિયાં
જાગીને જોઉં ત્યાં સાજણ જાતાં રિયાં.'[૧૦]

'ગિરનારનો રામનવમીનો મેળો, એ આવી વાણીનું મોટું પોષક પર્વ બન્યું છે. એ પર્વ પવિત્ર ગણાતું હોઈ ત્યાં જનારા સામસામી હોડ બાંધીને જે દોઢીઆ છકડીઆ ગાય તે વૈરાગ્યના, ભક્તિના, જ્ઞાનના હોય છે.'[૧૧]

ઉપર્યુક્ત દુહામાં પ્રથમ પંક્તિને અંતિમ પંક્તિમાં ખેવડાવવાને બદલે દ્વિતીય પંક્તિ તથા પ્રથમ પંક્તિમાંથી માત્ર 'સાજણ' શબ્દ જ બેવડાવવામાં આવેલ છે. પરંતુ આવું તો અપવાદ રૂપે બનતું જણાય છે.

સિદ્ધપુર તાલુકામાં બ્રાહ્મણવાડા ગામમાં થઈ ગયેલ તૂરી જાતના અજાચક ટેકીલા કવિ સવાએ કેટલાક આ જાતના દુહા લખવાનો પ્રયાસ કર્યો છે. એને છકડિયા દુહા કહી શકાય તેમ નથી. પરંતુ એની પહેલી તથા છેલ્લી બે પંક્તિઓ દુહા જેવી કે દુહાને મળતી છે. બે દુહાની વચ્ચે છકડિયામાં બે પંક્તિ આવે છે જ્યારે અહીં માત્ર એક જ પંક્તિ મળે છે. એ પંક્તિનું પણ ચોક્કસ માપ જળવાતું નથી. છકડિયાની માફક બીજી પંક્તિને – ખાસ કરીને તેના ઉત્તરાર્ધને બીજી પંક્તિમાં દોહરાવવામાં આવે છે. પહેલી અને છેલ્લી પંક્તિ એક સરખી (શબ્દશ:) હોય છે. એનાં બે ઉદાહરણો લઈએ.

[૧] 'સવો કહે સંસારમાં, સમજે એને સંતાપ;
ભઈ સગો ભૂંડું બોલે, પુરવ જનમનાં પાપ.
પૂરવ મળિયાં પાપ, લખેલું પૂરવનાં લેખે,
સારા માણસનું માપ તોડાવે, જૂઠો કાઢે જવાબ;
સવો કહે સંસારમાં, સમજે એને સંતાપ.

---

૭ સ્વ. ઝવેરચંદ મેઘાણી : 'લોકસાહિત્યનું સમાલોચન' : પૃ. ૨૪૧

૮ શ્રી પુષ્કર ચંદરવાકર : (વિજોગણ ચૂડની કથા) 'કવિલોક' – માર્ચ – એપ્રિલ ૧૯૭૩ પૃ. ૪૧

૯ સ્વ. શ્રી ઝવેરચંદ મેઘાણી : 'ચારણો અને ચારણી સાહિત્ય' : પૃ. ૧૩૬

૧૦ સ્વ. શ્રી ઝવેરચંદ મેઘાણી : 'લોકસાહિત્યનું સમાલોચન' પૃ. ૨૪૧

૧૧ એજન – પૃ. ૨૪૨

(૨)સવો કહે સંસારમાં,
ધનવાળાનો મનખો ધીખ;
ખોદીને ઘાલો ખાડમાં,
ઉપર જવાબની પડે ઝીંક.
જવાબની પડે ઝીંક તોય
પાપી પૈસો ન વાપરે,
ખોવાઈ જાય ને ખાતર પડે.
ભલી ઉઘરાવે ભીખ;
સવો કહે સંસારમાં
ધનવાળાનો મનખો ધીખ. [૧૨]

આ મુક્તકોમાં છકડિયા દુહાનું કોઈ માપ જળવાતું નથી. છતાં કથનની રીત છકડિયા શૈલીની છે. કવિ સમાજનું સાચું ચિત્ર રજૂ કરતાં સનાતન સત્ય વાણી ઉચ્ચારે છે.

મોતી નામના એક હરિજન બ્રાહ્મણ કવિએ પણ આ પ્રકારના છકડિયા શૈલીનાં મુક્તકો લખેલ છે. એણે આપેલાં ૭ પંક્તિનાં મુક્તકોનો આરંભ દુહા જેવો છે પણ સર્વત્ર દુહાનું માપ જળવાતું નથી. વચ્ચેનાં દોહરાવેલ ચરણ અને એ પછીની પંક્તિ પણ ઘણે અંશે રોળા છંદનાં ચરણને મળતી હોય છે. મોતીનું એક આવું મુક્તક લઈએ.

'મોતી કહે આ મલકમાં,
દાતારથી આપ ઉજાસ;
કંકમ લેખ કરમમાં,
પૂરણ રવિ પરકાસ.
પૂરણ રવિ પરકાસ,
દાતાર નામિક દીવો;
અમર લખાય ઇતિહાસ,
તીરથ જઇને જુઓ.
સુખનાં સાધન સંસારમાં
દુનિયાનો બની દાસ
મોતી કહે મલકમાં,
દાતાર આવ્યે થાય ઉજાસ [૧૩]

આમ આપણા લોકસાહિત્યના અનામી કવિઓ ઉપરાંત અન્ય ભજનિક કવિઓએ પણ આ ઢબના ઉપદેશાત્મક છકડિયા શૈલીના દુહાઓ (?) કે મુક્તકો લખ્યા છે પણ સર્વત્ર એક સરખું માત્રાપ્રમાણ જાળવેલ નથી. કદાચ માત્રાપ્રમાણ કરતાં પણ કથયિતવ્ય જ એમને મન મહત્ત્વનું હશે.

છકડિયા દુહા અને દોઢિયા દુહાઓ આપણા વિવેચકો અને કેટલાક સામાન્ય વાચકો કે સાહિત્ય-રસિકો એક જ માને છે. સ્વ. શ્રી મેઘાણીભાઈએ નોંધ્યું છે : "ચૂડ વિજોગણ નામની સ્ત્રી સાજણ-સ્નેહના છકડિયા (છ–છ પંક્તિના દુહા, જેને દોઢિયા પણ કહે છે. અંદર કથનને દોઢય વળે એટલે દોઢિયા કહેવાય છે) રચી રચી લોકકંઠે મૂકતી સ્વજનોને રટતી ગઈ"[૧૪] અન્યત્ર પણ "આ દોઢિયો અથવા છકડિયો દોહો કહેવાય છે. એમાં છ પંક્તિઓ આવી અને છેલ્લે પહેલી પંક્તિની દોઢય વળી."[૧૫] આ વિધાનોમાં છકડિયા અને દોઢિયા દુહાને એક ગણાવવામાં આવ્યા હોય એમ લાગે છે. હા, કથનની દોઢય વળતી હોય એને લીધે માત્ર શબ્દના અર્થની દૃષ્ટિએ છકડિયાને 'દોઢિયો' કહેવો હોય તો કહી શકાય. પરંતુ દોઢિયા દુહાને છકડિયો કહી શકાય તેમ નથી. પરંતુ મેઘાણીભાઈએ બન્નેની કથનશૈલીને ધ્યાનમાં રાખીને આવું કહ્યું હોવાનું ઉપરનાં વિધાનો પરથી કહી શકાય.

ખરેખર તો દોઢિયો દુહો છકડિયાથી આકૃતિની દૃષ્ટિએ ભિન્ન જણાય છે. દોઢિયો દુહો ત્રણથી ચાર પંક્તિનો બનેલો હોય છે. એમાં સામાન્ય દુહાની બે પંક્તિઓ પછી ત્રીજી પંક્તિ સોરઠાની ઉલટાવેલા દોહરાનાં બે ચરણોની આવે છે. 'બે જ પંક્તિમાં આખા ભાવનો સમાવેશ કરવાની મુશ્કેલીનું આ રીતે ઠીક નિવારણ થાય છે ને વળી

૧૨ સંપાઃ દલપત શ્રીમાળી : 'હરિજન લોકકવિઓ અને તેમનાં પદો.' પ્રકાઃ માહિતી ખાતું, ગુજરાત રાજ્ય પૃ. ૩૮

૧૩ – એજન – પૃ. ૪૬.

૧૪ સ્વ. શ્રી ઝવેરચંદ મેઘાણી : 'ચારણો અને ચારણી સાહિત્ય'. પૃ. ૧૩૬

૧૫ સ્વ. શ્રી મેઘાણી : 'સોરઠી ગીતકથાઓ' પૃ. ૪૧ (પાદટીપ)

રચના પણ બગડતી નથી'[૧૬] શ્રી મેઘાણીભાઈએ 'સૌરાષ્ટ્રની રસધાર'ના પાંચમા ભાગમાં 'સુહિણી – મેહાર'ની વાર્તામાં આવા દુહાઓ પ્રયોજ્યા છે.

થોડાં ઉદાહરણો લઈએ.

(૧) બારાં કુન્ન બત્રીસ તડ,
તડ તડ હેઠ નાંગ;
જહાણું મુલાજો કરી,
તિત મહોબતજો માંગ,
કેડો મુંહ જો સાંગ
(જુડો) પાણીતાં પાછાં વરાં.[૧૭]

(૨) ઉત્તર સેરૂં કઢિયું,
ડુંગર ડમરેઆ,
હડો ફરુડે મચ્છજી,
સજણ સંભરેઆ
વડર થઇ વેઆ,
સિજ જા ઢકીંધલ સિપરીં.'[૧૮]

(૩) સમો એવું હાલવું,
પછેડી એવી સોડય;
સજણામાં સવાદ નઇ,
ખાલી આંખ્યું મ ફોડય.
હલુરિયે લે'રી કરે,
ઢાળ દેખી મ ધોડય,
સમો એવું હાલવું,
પછેડી એવી સોડય.[૧૯]

(૪) પીંપરડીમાં કાંઇ ન પાયા, લીંબલે લે'રું કીધી,
ગઢાળીમાં ગોટો મૂકી, છાશું ગઢડે કીધી;
કવજન દેખે ઐસા ભાખે,
રામ અમને સલામત રાખે.[૨૦]

આ ચારેય ઉદાહરણો પૈકી પ્રથમ અને બીજામાં એક દુહો અને પછી ત્રીજી પંક્તિમાં દોહરાનાં ઉલટાવેલાં બે ચરણો પ્રયોજાયાં છે. એમાં ચરણ ખરેખર દોહાવવામાં આવતાં નથી જ્યારે છકડિયામાં એમ થાય છે. ત્રીજા દષ્ટાંતમાં અંતિમ પંક્તિમાં પહેલી પંક્તિ બેવડાય છે. જ્યારે છેલ્લું ઉદાહરણ જાણે દુહો ન હોય એવું લાગે છે. એમાં પ્રથમ બે પંક્તિ જ દુહાની નથી. આમ પ્રથમ બે ઉદાહરણો દોઢિયાનાં આદર્શ ઉદાહરણો છે. આ રીતે દોઢિયા અને છકડિયા બન્ને જુદા છે. દોઢિયામાં દોહરાનું અંતિમ ચરણ દોઢાવવામાં – દોહરાવવામાં આવતું નથી, એમ પ્રાપ્ય ઉદાહરણો પરથી જણાય છે. પ્રા. શ્રી જશવંત શેખડીવાળા પણ આ બંને દુહાઓને એક નહિ, અલગ માને છે. ઉક્ત ઉદાહરણો પણ એ જ બાબતને સિદ્ધ કરવામાં સહાયરૂપ બને છે.

---

૧૬ સૌરાષ્ટ્રની રસધાર : મેઘાણી પૃ. ૧૭૭ (આવૃત્તિ ૧૯૮૦)

૧૭ (સૌ. ની રસધાર–ભા. ૫. પૃ. ૧૮૭)

૧૮ (ઊર્મિ–નવરચના. દીપોત્સવી સં. ૨૦૩૪ પૃ. ૩૨૩)

૧૯ (ઉપર મુજબ પૃ. ૨૫૯)

૨૦ (ઉપર મુજબ પૃ. ૨૯૮)

*

મોર વણ સૂનો ગરવો, સીતા વણ સૂના રામ;
હંસલા વણ સોવર સૂનું, ગુણિયલ વન્ય સૂનું ગામ;

ગુણિયલ વિણ સૂનું ગામ તે હરિ !
મનખો પદારથ ને આવે ફરી.

ગઇ સીતા ને રામચંદર રોં ના !
જેઠો રામનો કે' ગરબા ડુંગર મોર વિણ સૂના !.

*

લોઢું મ ગળ્ય લંકાના રાજા ! જીરવ્યું કેમ જાશે !
ઘણ પડશે માયલા ઘટમાં, પછી ઉમ્મર ઓછી થાશે.

ઉમ્મર ઓછી થાય તે સૈ
ચૌદ ચોકડીનું રાજ જાશે ભૌ !

મેલ્ય મારગ ને ખોલ દરવાજા;
જેઠો રામનો કે' લોઢું મ ગળ્ય લંકાના રાજા !

*

# આયુર્વેદનો પાયો

વૈદ્ય બાલકૃષ્ણ દવે

[વૈદ્ય બાલકૃષ્ણ દવે (બાલુભાઈ વૈદ્ય – જામનગર) ની ઓળખાણ 'ઊર્મિનવરચના'ના વાચકોને આપવાની ન હોય. તેઓ આયુર્વેદ બૃહસ્પતિ છે, ને આયુર્વેદના ક્ષેત્રે તેમની સેવાઓ સુપ્રસિદ્ધ છે. અમરેલી જિલ્લા વિદ્યાસભા અને ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ (અમરેલી) ના ઉપક્રમે તેમણે આયુર્વેદનો પાયો આધ્યાત્મિક ભૂમિકા ઉપર રચાયો હોવાનું ચિંતનાત્મક વ્યાખ્યાન આપેલું, એનો પ્રથમ હપ્તો અહીં આપ્યો છે.' આયુર્વેદના, એમના અભ્યાસ અને અનુભવનો લાભ હવે પછી 'ઊર્મિનવરચના'ના વાચકોને મળતો રહેશે. સં.]

'આયુર્વેદના પાયા' અંગે મને પુણ્યશ્લોક પંડિત સુખલાલજીએ એક પ્રશ્ન પૂછેલો તે યાદ આવે છે. પ્રશ્ન એ હતો કે આયુર્વેદ ચિકિત્સાનું શાસ્ત્ર છે ચિકિત્સા પાંચ ભૌતિક શરીરની કરવાની છે. ઔષધો પણ પાંચ ભૌતિક છે. છતાં આયુર્વેદમાં આત્માની ચર્ચાને આટલું પ્રાધાન્ય શા માટે આપવામાં આવ્યું છે?

બીજું, આજના શિક્ષિત વર્ગમાંથી એવો પ્રશ્ન પૂછવામાં આવે છે કે આધુનિક વિજ્ઞાને રોગ-નિદાનનાં ઉત્તમ સાધનો આપ્યાં છે. વિશિષ્ટ પ્રક્રિયાઓ આપી છે. નિદાનનાં આવાં શક્તિશાળી અને કાર્યક્ષમ સાધનો હોવા છતાં વૈદ્યો નાડી જોઈને અને દર્શન, સ્પર્શ અને પ્રશ્નની પુરાણી પદ્ધતિથી નિદાન કરવાનો આગ્રહ શા માટે રાખે છે?

આ બન્ને પ્રશ્નોનો જવાબ એક જ છે. આયુર્વેદનું દર્શન ઋષિઓએ ધ્યાનાવસ્થામાં કર્યું છે. દદૃશુ ધ્યાન ચક્ષુષા. આયુર્વેદનો ઉદ્‌ભવ જંગલોમાં ઋષિ-મુનિઓના આશ્રમોમાં થયો છે. પ્રકૃતિને ખોળે એનો ઉછેર થયો છે. પ્રકૃતિ સાથેનો સમયોગ-સંવાદભર્યો યોગ જાળવીને માણસ પોતે સ્વસ્થ રહી શકે, કોઈ સંજોગોમાં વિસંવાદ થાય અને એથી વિકાર થઈ આવે તો તેનો પ્રતિકાર પોતાની અંદરથી અને આસપાસની પ્રકૃતિમાંથી સહેલાઈથી કરી લઈ શકે એવી એમાં સ્પષ્ટ ધારણા છે. સૌથી મહત્ત્વની વાત એ છે કે આયુર્વેદનો પાયો આધ્યાત્મ છે. રોગને સમજનારી અને તેનો પ્રતિકાર કરનારી નિજી શક્તિને વિકસાવવા પર એમાં ભાર મૂક્યો છે. આ મૂળભૂત તથ્યથી જેટલા દૂર જઈએ તેટલા આપણે આયુર્વેદના પાયાથી દૂર જઈએ છીએ એ સમજી લેવું જોઈએ.

આનો અર્થ એ નથી કે આધુનિક વૈજ્ઞાનિક પદ્ધતિ નિરર્થક છે. પરંતુ આધુનિક વિજ્ઞાનની સાથે જ એના પરિણામરૂપે સ્વાભાવિક પ્રકૃતિથી ભિન્ન એવી એક કૃત્રિમ સૃષ્ટિ ઊભી થઈ રહી છે જે સંપૂર્ણપણે યાંત્રિક છે. એમાં માણસની સહજ સ્વાભાવિક સમજણ અને રુચિને ઓછામાં ઓછો અવકાશ રહે છે. માણસે પોતાના સ્વત્વને યાંત્રિકતાના સકંજામાંથી મુક્ત રાખવું હોય તો એનો ઉપયોગ મર્યાદિત અને સ્વત્વને પોષક બને એ રીતે જ કરવાનો આગ્રહ સેવવો પડશે. દૂર દૂરનાં ગામડાંઓ પથરાયેલાં અને સાધનસંપત્તિ વિહોણા દરિદ્રોથી વસેલા આ દેશના લોકોના સ્વત્વની રક્ષા માટે આ મર્યાદા અનિવાર્ય બને છે.

## આયુર્વેદની વ્યાખ્યા:

આયુષ્ય વિષે જાણવાનું અને દીર્ઘાયુષ્ય પામવાનું શાસ્ત્ર તે આયુર્વેદ. ચરકસંહિતાનો પહેલો અધ્યાય દીર્ઘ જીવન અંગેના અધ્યાયથી શરૂ થાય છે. આયુષ્ય એટલે શું? શરીર, ઇંદ્રિયો, મન અને આત્મા એ ચારેયનો સંયોગ એ આયુષ્ય

છે, શરીર છે પણ તેમાંથી આત્મા જતો રહે તો દેહ તરત સડવા માંડે છે. અને એનો તરત નિકાલ કરવો પડે છે. ઇંદ્રિયોની શક્તિ આશ્ચર્યપ્રદ છે પરંતુ એની સાથે મન જોડાયું ન હોય તો ઇન્દ્રિયો ખુલ્લી હોય તો પણ અર્થગ્રહણ કરી શકતી નથી. મનનું મુખ્ય કાર્ય જ્ઞાન-જાણવું છે. પણ જ્ઞાન આત્માનો ધર્મ છે જ્ઞા-સ્ફુરણે આત્માની મનમાં સ્ફુરણા એ જ્ઞાન છે. આત્માના સંયોગથી જ જ્ઞાનની સ્ફુરણા થાય છે એથી તો મનને ચેતનાવાન બનાવનાર चेतयिता पर : પરમ આત્મા છે.

એકલા આત્માની ચિકિત્સા કરવાની જરૂર ન હોય. તે શુદ્ધ છે. પરંતુ શરીર, ઈંદ્રિયો અને મન સહિતનો આત્મા એ જ આયુર્વેદનો ચિકિત્સ્ય પુરુષ છે,

આયુર્વેદની વિશેષ વ્યાખ્યા આપતાં ચરક લખે છે કે :

हिताहितं सुखं दुःखं आयुस्तस्य हिताहितम् ।
मानं च तत्त्व यत्रोक्तं आयुर्वेदः स उच्यते ॥

હિતાયુ, અહિતાયુ, સુખાયુ, દુઃખાયુ, આયુના હિતાહિત અને આયુનું સામાન્ય માપ જેમાં કહેવામાં આવ્યું હોય તે આયુર્વેદ કહેવાય છે.

કલિયુગમાં સામાન્ય રીતે આયુષ્યનું માપ સો વર્ષનું માનવામાં આવે છે. પરંતુ આયુષ્ય જો રોગથી ભરેલું હોય, સાધન-સગવડ ન હોય, સ્નેહ અને માન જળવાતાં ન હોય, કલેશ અને કંકાસ બહુ હોય તો એવું આયુષ દીર્ઘકાળ સુધી જીવવાનો ઉત્સાહ ન રહે. બલ્કે દીર્ઘાયુષ્ય શાપરૂપ બની રહે. આરોગ્ય, સાધન, સગવડ, માન, પાન અને પ્રસન્ન વાતાવરણ સુખનાં લક્ષણો છે. સુખાયુ તો જોઈએ જ, પણ માત્ર સુખ પણ પૂરતું નથી. કંઈક વિશેષ પણ જોઈએ. સુખમાં પણ ભાગ લેનારાં જોઈએ. એકલપેટા સુખમાં બીજાને રસ ન રહે. અને એ સુખ જો બીજાને ભોગે મેળવાતું હોય તો એના પ્રત્યે દ્વેષ પણ બંધાય. એથી જ પહેલાં હિતાયુ લખ્યું છે. સુખાયુનું સ્થાન બીજું કહ્યું છે. હિતાયુનું મુખ્ય લક્ષણ संविभागिनः વહેંચીને ખાનારો એવું ગણ્યું છે.

આ કોઈ શાસ્ત્રે લાદેલો આદર્શ નથી. માણસ માત્રની એ સહજ એષણા-ઈચ્છા છે. મનુષ્યની એષણા ત્રિવિધરૂપે છે. જીવવા માટે પ્રાણૈષણા અને સુખ માટે ધનૈષણા હોય એ સ્વાભાવિક છે. પરંતુ આ લોકનાં સ્થૂળ સુખ અને સંબંધોથી પર જે જીવન છે એ કક્ષાએ પહોંચવાની ત્રીજી એષણા-પરલોકૈષણા પણ પ્રત્યેકના જીવનમાં રહેલી જ છે એમ આયુર્વેદ કહે છે. માણસ પ્રાણની પણ પરવા કર્યા વિના ઉચ્ચ ધ્યેય માટે મૃત્યુના મુખમાં પણ ધસી જાય છે. ધન, ઐશ્વર્ય અને રાજપાટ એ બધાંને ઉચ્ચતર હેતુ માટે ઓળઘોળ કરી નાખે છે. માણસમાં આવો અંતરનો વિકાસ ન થાય તો એની માણસાઈ મિથ્યા કરે છે. માણસનો આ વિકાસ એની અંદર રહેલા આત્માના પ્રતાપે થાય છે.

## આધ્યાત્મિક પાયો :

શરીર, ઈંદ્રિયો, મન અને આત્મા-એ ચારેયના સંયોગમાં આત્માનું પ્રાધાન્ય કહ્યું. આત્મા નિષ્ક્રિય છે. એ પોતે કંઈ કરતો નથી. પરંતુ જેમ અગ્નિ પોતે કંઈ પણ ન કરે છતાં એની ઉષ્ણતા એના સંસર્ગમાં આવનારને તપાવ્યા વિના ન રહે, તેમ આત્માની ચેતના શરીરને. શરીરના એકએક કોષને પણ ચેતનવંતો બનાવે છે. જીવંત શરીરમાં અનેકવિધ ક્રિયાઓ ચાલ્યા કરે છે. પ્રત્યેક ક્રિયાના વાહક તરીકે નવાં નવાં દ્રવ્યોનું નિર્માણ શરીરના કોષો દ્વારા થતું રહે છે. શરીરના અસંખ્ય કોષોમાં આવશ્યકતા અનુસાર વિવિધ દ્રવ્યો ઉત્પન્ન કરવાની શક્તિ રહેલી છે. એ દરેક દ્રવ્ય એટલું જટિલ અને નવીન હોય છે કે એ પ્રત્યેકનાં સ્વરૂપ આધુનિક લેબોરેટરીઓમાં પરખાઈ ગયાં છે એમ કોઈ વૈજ્ઞાનિક નહિ માને. કદાચ એ ક્યારેય શક્ય પણ ન બને. કારણકે ચેતનમાં એવી અપૂર્વતા છે અને એ અપૂર્વ દ્રવ્ય પણ ઉત્પન્ન કરી શકે છે. આવાં

દ્રવ્યો લોહીમાં ભળીને લોહીને જે નવું નવું સ્વરૂપ આપતાં રહે છે, એના સૂક્ષ્મ તફાવતો આજની જડ પ્રક્રિયાઓમાં સર્વાંશે પકડી નહીં શકાય. વિજ્ઞાન ઘણું આગળ વધ્યું છે, હજી વધશે, છતાં એની મર્યાદા પણ રહેશે. એને લીધે રોગનિદાન આધુનિક સોફીસ્ટીકેટેડ સાધનો અને પ્રક્રિયાઓના ઉપયોગ પછી પણ રોગ-નિદાનમાં અને ચિકિત્સામાં જ્યાં નિષ્ફળતા મળી છે ત્યાં આયુર્વેદ એની પુરાણી પદ્ધતિથી સફળ થયો છે. એનાં કેટલાંક દષ્ટાંતો રજૂ કરું તો અસ્થાને નહીં ગણાય.

## અસાધ્ય મૂર્છા :

એક બહેન મુંબઈ હોસ્પિટલમાં દોઢ મહિનાથી બેભાન પડયાં હતાં. રોગની તપાસમાં કંઈ કારણ મળતું ન હતું. એન્કેફેલોગ્રામ પરથી એટલો નિર્ણય થયો કે મગજના કોષો એટલી હદ સુધી બગડી ગયા છે કે હવે એમાં સુધારો થવાની કોઈ શકયતા નથી. એથી આયુર્વેદની મદદ લેવામાં આવી. વૈદ્યે નાડી જોઈને કહ્યું કે 'આ દરદીને લોહીમાં કફ બહુ ભળેલો છે અને કફથી દુષ્ટ રક્ત મગજ પર ચડયું છે. એથી પહેલાં મદ થયો હશે. પછી હળવી મૂર્છા આવી હશે. હવે ગાઢ મૂર્છા આવી છે. કફ લોહીથી છુટ્ટો પડીને નીકળી જશે ત્યારે ભાન આવશે. મગજ સલામત છે. દરદીનાં કુટુંબીજનોએ આ નિદાનનું સમર્થન આપ્યું, ઉપચાર શરૂ થયા. ખૂબ કફ નીકળ્યો, પછી આંખોમાં ચેતના વરતાવા લાગી. એક દિવસ અચાનક એ બહેન ભાનમાં આવ્યાં અને પાકીટ માંગ્યું. પાકીટ મળતાં એમાં રહેલા પૈસા ગણ્યા અને કહ્યું, 'આમાં સો રૂપિયા હતા. અત્યારે ઓછા છે. કોઈએ લીધાં છે?' બધાંને આનંદ થયો. મગજને કંઈ મુશ્કેલી નથી. ત્યાર પછી એ બહેન સાવ નીરોગી છે.

## સાધનોની ભૂલો :

એવાં દષ્ટાંતો છે જેમાં આધુનિક સાધનોથી થયેલું નિદાન અને પરિણામે ચિકિત્સા નિષ્ફળ પણ નીવડયાં હોય અને આયુર્વેદની રીતે થયેલાં નિદાન અને ચિકિત્સા સફળ થયાં હોય.

એક યુવાનને મુંબઈના નિષ્ણાત ડોકટરોએ ટી. બી. હોવાનું નિદાન કર્યું અને દવાઓ બંધાવીને ગામડે મોકલી આપ્યો. ત્યાં વૈદ્યે નાડી જોઈને શંકા વ્યક્ત કરી કે આ નાડી ટી. બી. ની ન હોઈ શકે. આ નાડી શીતપિત્તની હોવી જોઈએ. દરદીએ કહ્યું કે શીળસ તો રોજ નીકળે છે. શીળસની દવા કરી અને દરદી એક માસમાં સાજા થઈ ગયા.

એક સાધ્વીજીને ન્યુરોલોજીસ્ટોએ એકયુટ પેપિલોડીયા રોગ જાહેર કર્યો. મગજમાં છિદ્ર પાડીને ત્યાં ઈંજેકશન આપ્યાં. મગજનું દર મહિને માપ લે. પણ રોગ ન મટયો, સોજા ન હતા તે ઉમેરાયા.

વૈદ્યે નાડી જોઈને નિદાન કર્યું કે દરદીને કૃમિ છે. અધોગ અમ્લપિત્ત છે. એના ઉપચાર પાંચ-છ માસ કર્યા. રોગ મટી ગયો.

એક પ્રોફેસરને પરનિશીઅસ એનિમિયાનું નિદાન થયું. છેલ્લામાં છેલ્લા ઉપચાર બે મહિના સુધી અપાયા પરંતુ હેમોગ્લોબીન વધવાને બદલે ઘટયું. એથી દરદીને તપાસ માટે તાતામાં મોકલવાનું નકકી કર્યું. એ દરમિયાન વૈદ્યની મદદ લીધી. વૈદ્યે નાડી જોઈને નિદાન કર્યું કે દરદીને કફ વધારે વખત રહ્યો છે. અને એથી ધાતુઓના અગ્નિ મંદ પડયો છે. આમ થયું છે તે નવા લોહીને પેદા થવા દેતો નથી. એ કારણે કોઈ દવાની અસર થતી નથી. જાણવા મળ્યું કે દરદીને વરસાદમાં ભીંજાવાથી કફ થયેલો, એના ઉપર દહીં, કેળાં, શીખંડ વગેરે ખવાયું એથી ધાતુગત આમ થયો છે. લંઘન અને પાચન-વિધિ કરાવી અને દવાઓ આપી. એક માસમાં સાજા થઈને કામે ચડી ગયા.

## આર્તવદુષ્ટિના વિકારો :

સ્ત્રીઓને આર્તવદુષ્ટિથી થયેલા રક્તના ફેરફારો કોઈ લેબોરેટરીમાં પકડાતા નથી અને ઉપચારો સફળ થતા નથી.

એક બહેનને ગર્ભકાળ સુખરૂપ રહે. પૂરા

માસે દીકરો આવે પણ ધાવે નહીં, રડયા કરે. બહારનું પોષણ આપે પણ તે ઊગે નહીં. શરીર ઘસાતું જાય અને પાંચ-છ મહીને મરી જાય. મુંબઈ ગયા. બાળરોગોના નિષ્ણાતોની મદદ લીધી પણ કંઈ ફાયદો ન થયો. આ રીતે બે દીકરા થયા અને બંને ગુજરી ગયા. ત્રીજા ગર્ભ વખતે વૈદ્યની મદદ લીધી. પૂરા માસે નીરોગી દીકરો આવ્યો. પણ એનો પણ એ જ ઈતિહાસ ફરી શરૂ થયો. વૈદ્યે ઘણા ગ્રંથો ઊથલાવ્યા. છેવટે કાશ્યપસંહિતામાંથી રોગનું નિદાન મળ્યું. કાશ્યપસંહિતા સ્ત્રીઓ અને બાળકોના રોગોની જ સંહિતા છે. એના લેખક જીવક બુદ્ધ ભગવાનના વૈદ્ય હતા, એમ કહેવાય છે. આ ગ્રંથ ફાટેલતૂટેલ, ઉધઈ ખાઈ ગયેલ હસ્તલિખિત પ્રતરૂપે નેપાળના રાજવૈદ્યના હાથમાં આવ્યો. એમણે થોડાં વર્ષો પહેલાં જ તે છપાવ્યો છે. એમાં 'જાત હારિણી' નામનો એક રોગ કહ્યો છે. સ્ત્રીને મોટી ઉંમરે આર્તવ આવે, એમાં અસહ્ય દુર્ગંધ હોય, એને બાળક થાય નહિ અને થાય તો ધાવે નહિ, અને રડયા કરે. પાંચ છ માસમાં મરી જાય. આ બહેનના આર્તવમાં પણ અસહ્ય દુર્ગંધ હતી એમ જાણવા મળ્યું. કારણ મળી ગયું. દીકરાને માથી અલગ રાખ્યો. માનો ઓછાયો પણ ન પડે. બીજા જ દિવસથી દીકરાની તબિયત સુધરવા માંડી અત્યાર સુધી તે માના શરીરની અને ધાવણની ગંધ સહી શકતો ન હતો.

માના રક્તની શુદ્ધિ માટે ઉપચારો શરૂ કર્યા. પ્રસૂતિ પછીનું પહેલું આર્તવ આવ્યું. તેમાં દુર્ગંધ ન જણાઈ. માએ વાત્સલ્યથી પ્રેરાઈને દીકરાને તેડયો. ધાવણ ચડયું એટલે ધવરાવ્યો. પ્રશ્ન પતી ગયો. ત્યાર પછી આવાં ત્રણ બાળકોને આ રીતે બચાવી શકાયાં.

આજકાલ સ્ત્રીઓ આર્તવકાળની સદંતર ઉપેક્ષા કરે છે. ખાનપાનના કોઈ વિધિનિષેધ જાળવતી નથી. એનાં કેવાં પરિણામ ભોગવવા પડે છે તેનાં દૃષ્ટાંતો આપું છું.

મુંબઈનાં એક બહેનને પેટમાં સખત દુખાવો ઊપડયો. બધું તપાસવા છતાં રોગનું કારણ મળે નહિ અને વેદના મટે નહિ. વૈદ્યની મદદ લીધી. વૈદ્યે નાડી જોઈને બતાવ્યું કે આ બહેને આર્તવકાળમાં આઇસ્ક્રીમ જેવો ઠંડો પદાર્થ વધારે પ્રમાણમાં ખાધો છે. એ બહેને ત્રણ પ્લેટ આઈસ્ક્રીમ ખાધેલો એથી કુપિત થયેલા વાયુથી દુખાવો થયો હતો. એના ઉપચાર કરવાથી મટયો. આજે એ બહેન એની દીકરીને ચેતવણી આપે છે.

બીજાં એક બહેનને ગળે સોજો ચડયો અને સખત તાવ આવ્યો. દુખાવો પણ હતો. હૉસ્પિટલમાં દાખલ કરવી પડી. કોઈ દવાએ કામ ન આપ્યું. છેવટે ક્લોરોમાઇસેટીનથી મટયું. પણ વીસ દિવસે ફરી એની જ સ્થિતિ થઈ અને એ જ ઉપચાર કરવા પડયા. વૈદ્યની મદદ લીધી ત્યારે જાણવા મળ્યું કે આર્તવકાળમાં ભેળપૂરીમાં આંબલીની ખટાઈ ખાધેલી એનું આ પરિણામ હતું. એના ઉપચાર કરવાથી કાયમ માટે મટયું.

આજે બહેનોના હાથમાં આર્તવ મોડું કરવાની ગોળી આવી ગઈ છે. કંઈ ધાર્મિક પ્રસંગ કે એવું કામ હોય તો ગોળી ખાઈને થોડો સમય મોડું કરી નાખે છે. પણ આર્તવની ગતિ રોકતાં વાયુની ગતિ અવળી થાય છે અને કરોડરજ્જુ, પાછળનું માથું, વાંસો, કેડ, પીંડીઓ, છાતી, બધામાં દુખાવો થાય છે. અને લાંબા સમયે મટે છે. કુદરતની સામે થવાની કિંમત ચૂકવવી પડે છે.

આર્તવના ઝેર વિષે પ્રચલિત માન્યતા છે કે તુલસીનો છોડ બળી જાય છે, અથાણાં બગડી જાય છે; પરંતુ એક પુરુષ દરદીએ નવો જ અનુભવ કરાવ્યો. એને કામ કરવાનો ઉત્સાહ થાય નહિ, ગભરાટ રહે, બેચેની રહે, નબળાઈ રહે, ઓજક્ષયનાં લક્ષણ ગણાય. પણ ઓજક્ષયનાં કારણ – કોઈ વિષની અસર, ભય, ચિંતા વગેરેનો ઇતિહાસ મળતો ન હતો. એમણે સંકોચાતાં, શરમાતાં એક નવો રોગ બતાવ્યો. શિશ્નની ત્વચા ઉપર ધોળા કોઢનો મોટો

ડાઘ હતો. એ ડાઘનો આરંભ ત્યાંથી કેમ થયો એનું કારણ વિચારતાં પૂછપરછ કરી જાણવા મળ્યું કે સંતતિનિરોધની દૃષ્ટિએ એમણે આર્તવકાળ સલામત ગણ્યો હતો. ધોળા કોઢનું અને ઓજક્ષયનું બન્નેનું કારણ મળી ગયું, શાસ્ત્ર તો કહે છે કે આર્તવકાળે સમાગમથી અંધાપો અને મૃત્યુ પણ આવે છે.

## વાયુના વિકારો :

વાયુના વિકારો પણ પ્રયોગશાળામાં પરખાતા નથી. એક મિત્રના પુત્રને પેટમાં દુઃખાવો ઊપડયો. બધી તપાસ કરી કારણ ન મળ્યું. દુખાવો પણ ન મટયો. વૈદ્યે તપાસીને કહ્યું કે દોડીને શ્વાસ નીચે બેસે તે પહેલાં પાણી પીવાથી પેટમાં વાયુની આંટી પડેલી, તેલ ગરમ કરીને પેટ ચોળવાથી અને વાયુ-શામક દવા આપવાથી દુખાવો સાવ મટી ગયો.

એક ગૌર વર્ણવાળાં બહેનને ડોકે કાળાશ દેખાઈ. એમને પૂછતાં એમણે પેટ દેખાડયું એ પણ કાળું થઈ ગયું હતું. ચામડીના રોગો વિષે શીખવા અમેરિકા જતા ડોકટરને એમણે આ રોગ વિષે કંઈક જાણતા આવવા કહેલું, પણ ત્યાં કોઈ ને આવા રોગની સમજણ ન હતી. વૈદ્યે સમજાવ્યું કે આહાર-રસનો સાર એ ત્વચા છે. શ્યામતા વાયુનું કર્મ છે. વાયુની ગતિ વિકૃતિ થવાનાં કારણો શોધતાં જાણવા મળ્યું કે એ બહેને પ્રસૂતિના બીજા જ દિવસે એના મોટા દીકરાને જમીન પરથી ઊંચકીને ઉપર લીધો હતો. એ જોર પડવાથી પેટમાં આંટી પડેલી અને દુખાવો થયેલો. દુખાવો દવાથી ન મટયો. પણ સૂયાણીએ પેટ ચોળીને દુખાવો મટાડયો. પણ થોડીક ખામી રહી ગઈ એથી વાયુ વિકૃત થયો અને કાળાશ ઊભી કરી. એના ઉપચાર કરવાથી બધા વિકારો શમી ગયા.

## આયુર્વેદની વિશિષ્ટતા :

આ દૃષ્ટાંતો આયુર્વેદની સરસાઈ બતાવવા નથી આપ્યાં. આધુનિક સાધનો ઘણા રોગોનું સચોટ નિદાન કરી આપે છે. રોગનું સ્થાન નિશ્ચિત કરી આપે છે. પરંતુ એ પદ્ધતિએ જે નિદાન થયું એ જ સાચું અને બીજું ખોટું, અને એ સાધનો વિના સાચું નિદાન થઈ જ ન શકે એ ભ્રમ તોડવા માટે આ દૃષ્ટાંતો આપ્યાં છે. ચિકિત્સા આયુર્વેદની પદ્ધતિથી કરવી હોય તો રોગ-નિદાન પણ આયુ-ર્વેદની દૃષ્ટિએ જ કરવું જોઈએ. આધુનિક પદ્ધતિ પર જ આધાર રાખીને આયુર્વેદની રીતે ચિકિત્સા કરવા જતાં ગોળમાં ચોરસ અથવા ચોરસમાં ગોળ નાખવા જેવી મિથ્યા ચેષ્ટા બની જાય છે.

ડૉ. ડબલ્યુ. ટી. જોન્સે આધુનિક વૈજ્ઞાનિકોનું દૃષ્ટિબિંદુ એ જ સાચું વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુ છે એ ભ્રમણા તોડવા લખ્યું છે કે, પાશ્ચાત્ય વૈજ્ઞાનિકો જગતને ખંડમૂલક, પૃથક્કરણાત્મક દૃષ્ટિકોણથી જુએ છે એટલે એમણે એ દૃષ્ટિબિંદુ સ્વીકાર્યું છે. જગતને એનાથી લાભ થયો છે. પૌર્વાત્ય દૃષ્ટાઓએ જગતને સમગ્રતા, અખિલાઈના દૃષ્ટિકોણથી જોયું છે એથી એમણે એ દૃષ્ટિબિંદુ અપનાવ્યું છે. એ ભિન્ન દૃષ્ટિબિંદુ છે પણ એ અસત્ય નથી. અને એ પણ એટલું જ ઉપકારક બન્યું છે. (ક્રમશઃ)

✤

हिताहितं सुखं दुःखमायुस्तस्य हिताहितम् ।
मानं च तच्च यत्रोक्तं आयुर्वेदः स उच्यते ॥

–शब्दकल्पद्रुमः

આયુષ્ય, હિત-અહિત (પથ્ય-કુપથ્ય), વ્યાધિઓનુ નિદાન અને તેમના ઉપચ જેમાં વિદ્વાનોને જાણવા મળે તે (શાસ્ત્ર) આયુર્વેદ કહેવાય છે.

–શબ્દકલ્પદ્રુમ

# લોકગીતોમાં ટેકપદોની પુનરાવૃત્તિ

પ્રા. ડૉ. પ્રહ્લાદ પટેલ

ટેકપદોની પુનરાવૃત્તિ એ લોકગીતની સૌથી મોટી વિશેષતા છે. ટેકપદો લોકગીતોના સમૂહ-ગાનનો જીવંત પુરાવો છે. તેનાથી ગીતો વધુ સંગીતાત્મક બને છે. ટેકપદોના ટેકે ટેકે લોકગીત આગળ વધતું હોય છે. આમ લોકગીતોના ક્રમિક વિકાસમાં ટેકપંક્તિઓ મહત્ત્વનો ફાળો આપે છે. ટેકપદોના માધુર્યપૂર્ણ પુનરાવર્તનને કારણે ગીતોનો વિશેષ પ્રભાવ જન્મે છે અને જળવાય પણ છે. નૃત્યગીતમાં ગીતનો ગાયક નેતા તેના એક પદને ગાય છે ત્યારે અન્ય સમૂહ ગીતને અનુસરીને નૃત્ય કરતાં કરતાં તેની ટેકપંક્તિઓને વારંવાર ગાઈને ગીતના અંત સુધી ગાયક નેતાને વચ્ચે વચ્ચે વિરામ આપે છે અને ગીતના જુસ્સાને વધારે છે. ટેક પંક્તિઓ ગીતને મૌખિક પરંપરામાં સાચવવા માટે ખૂબ જ ઉપયોગી બને છે. ટેકની એક પંક્તિ યાદ આવતાં ગાયકને આખુંય ગીત હૈયે આવી જાય છે. આ રીતે લોકગીતના શિલ્પવિધાનમાં ટેકપંક્તિઓ કલાત્મક સૌંદર્ય સર્જે છે.

લોકગીતોમાં ટેકપદોનો વિનિયોગ અનેક પ્રકારે થયેલો જોવા મળે છે. અંગ્રેજી કથાગીતો – Ballads માં ત્રણ પ્રકારે ટેકપદોની પુનરાવૃત્તિ જોવા મળે છે. ૧. બર્ડન (Burden) ૨. રિફ્રેન (Refrain) અને ૩. કોરસ (Chorus) હિન્દીમાં ડૉ. કૃષ્ણદેવ ઉપાધ્યાયે આ ત્રણેય પ્રકારના ટેકપદો માટેના પર્યાય ન મળવાને કારણે મૂળ અંગ્રેજી શબ્દો પ્રયોજ્યા છે. ગુજરાતીમાં ટેકપદો માટે ટેક, ટ્રૂક, ધ્રુવપદ, ધ્રુવપંક્તિ, અંતરો, તોડ, દોઢ જેવા શબ્દપ્રયોગો થયા છે છતાં તેના ભેદ સ્પષ્ટ થયા નથી.

બર્ડન, રિફ્રેન અને કોરસના ગુજરાતી પર્યાય અંગે વિચારીએ તો 'બર્ડન' માટે ટેકપદ કે ધ્રુવપદ શબ્દ પ્રયોજી શકાય. જો કે સાર્થ જોડણી-કોશમાં 'ધ્રુવપદ'નો અર્થ 'પદની પ્રથમ પંક્તિ' એવો આપ્યો છે. અહીં 'પદ' નો અર્થ 'એક પ્રકારનું કાવ્ય' એવો અભિપ્રેત છે જેમકે નરસિંહ મહેતાનાં પદો. પરંતુ વ્યાકરણની પરિભાષામાં પદ એટલે શબ્દ એવો અર્થ સ્વીકારીને વિચારીએ તો ધ્રુવપદ એટલે ગીતની કડીઓમાંના કોઈ મુખ્ય શબ્દ જે વારંવાર પુનરાવર્તન પામતા હોય. 'રિફ્રેન' માટે આપણે ધ્રુવપંક્તિ કે ટ્રૂક પર્યાય પ્રયોજીશું જ્યારે 'કોરસ' માટે 'સંઘગાન' શબ્દ યોગ્ય પર્યાય ગણી શકાય. આ પર્યાયો અંગે વિદ્વાનો વધુ પ્રકાશ પાડે તે માટે ચર્ચાને પૂરો અવકાશ છે.

૧ બર્ડન (ટેકપદ કે ધ્રુવપદ) ગીતની પ્રત્યેક પંક્તિ સાથે જોડાયેલ એક જ પ્રકારના શબ્દસમૂહને 'બર્ડન' તરીકે ઓળખવામાં આવે છે. આ ટેકપદ ગીતના અંગરિત બની જાય છે. ઑક્સફર્ડ પ્રકાશિત 'ન્યૂ ઈંગ્લીશ ડીક્સનેરી' માં ડૉ. મરે 'બર્ડન' નો અર્થ આપતાં લખે છે કે બર્ડન કોઈ ગીતનું ટેકપદ અથવા સમવેત સ્વરથી ગેયપદ છે. જે પ્રત્યેક પદ (verse)ના અંતે આવે છે. શ્રી ગેસ્ટના મતાનુસાર ગીતની પ્રત્યેક પંક્તિ બાદ એક જ પ્રકારના શબ્દો વારંવાર આવે અથવા ખેવડાય તેને 'બર્ડન' કહ્યું છે. આ ટેકપદના ઉદાહરણ આ પ્રમાણે છે.

કારતક મહિનો કામનો રે
અણુશોભનો શણગાર મારાવા'લા
માગસર મનડાં મોહી રહ્યા
ઢલડા ચતુર સુજાણ મારાવા'લા

×

વવની સોના ઈંઢોણી રાજ કરમંદડી
વવનું રૂપલિયા બેડું રાજ કરમંદડી

આ રીતે લોકગીતોમાં ટેકપદ તરીકે મારા-

વા'લા, કરમંદડી, રે લોલ, માણારાજ, ભિંગોરિયા, રંગ ડોલરિયો, ડોલરિયો દેડકો, નગર અલબેલો, વાલમજી, પિયર મારું, પ્રેમ પ્રૂજે, જેવાં અનેક પદો વપરાતાં જોવા મળે છે.

કેટલાંક લોકગીતોમાં ટેકપદ એકાંતરે પંક્તિમાં સમાન જોવા મળે છે જેમકે :

×

સોના ઇંઢોણી રૂપા બેડલું રે
વાણિયાણી વિંજલપુરની રે
વવ તો પાણીલા ગઇ'તી તળાવરે
રાજા ગોહિલવાડનો રે
કાંઠે કા'ન ઘોડા ખેલવે રે
વાણિયાણી વિંજલપુરની રે

*

નવી જૂની બેય બેનડી રે રંગરસિયા ઢોલા
બેનું'નો એક ભરથાર રે વારી જાઉં ઢોલા
જૂનીનાં આણાં આવ્યાં રે રંગ રસિયા ઢોલા

કેટલાંક ગીતોમાં ટેકપદો ગીતની પંક્તિની આગળ અને પાછળ એમ બન્ને ઠેકાણે લાગે છે. જેમકે :

*

ડોલરિયો રે ડોલરિયો ડોલરિયોજી,
દાંડી નવગજ લાંબી રંગ ડોલરિયો
ડોલરિયો રે ડોલરિયો રાવરપીરજો
ઘોડી ઘૂઘરી વારોરે રંગ ડોલરિયો

*

ડૉ કૃષ્ણદેવ ઉપાધ્યાય ટેકપંક્તિઓના ૧. સાર્થક અને ૨. નિરર્થક એવા ભેદ પાડે છે, તે માત્ર 'બર્ડન' – ટેકપદને જ લાગુ પડી શકે છે. તેમાં પ્રયોજાયેલ કેટલાંક પદોનો કોઈક અર્થ થતો હોય છે જ્યારે 'રે લોલ', 'કરમંદડી', 'ભિંગોરિયા' જેવા નિરર્થક શબ્દપ્રયોગો પણ થયેલા હોય છે.

(૨) 'રિફ્રેન (ધ્રુવપંક્તિ કે ટૂક) :– ગીતની પ્રત્યેક પંક્તિના અંતે નહિ પણ થોડા થોડા અંતરે નિશ્ચિત રૂપે પુનરાવર્તન પામતી ટેકપંક્તિ–ધ્રુવપંક્તિને રિફ્રેન કહે છે. શ્રી ગુમરે રિફ્રેનની પરિભાષા આપતાં લખ્યું છે કે તે "નિશ્ચિત પદાવલિની ચોક્કસ સમય કે સ્થાન પછી થતી પુનરાવૃત્તિ છે," જે દ્વારા પ્રત્યેક પદ્યને અલગ અલગ સમજવામાં મદદ મળે છે. રિફ્રેનનાં ઉદાહરણો આ પ્રમાણે છે.

કાગવાણી મેલ માંયલી હંસવાણી લાવ ભૌ
પિંજરામાં પોપટ બોલે ઇતો રામસે લેર લૌ
કર મન ભજનનો વેપારજી

*

કારતક મહિનો કામનો ને કામે છે નાનાં બાળ
માગસર મહિને મેલી ગયા વા'લા મથુરાને મારગ
આણાં ન આવ્યાં રે મોરાર.

આ ધ્રુવપંક્તિઓ પણ બે પ્રકારની હોય છે. ૧. Recurrent Passages પુનરાવર્તન પામતી એકની એક પંક્તિ અને ૨. Incremental Repetation થોડાઘણા ફેરફાર સાથે થતી પુનરાવૃત્તિ.

રિફ્રેન અંતર્ગત આપેલ ઉપરોક્ત ઉદાહરણો Recurrent Passagesનાં છે. Incremental Repetation– વૃદ્ધિપરક આવૃત્તિના ઉદાહરણ આ પ્રમાણે છે.

આવશે રે કાંઈ ચોમાસાના દા'ડા
રે મેહુલા તમને ભીંજવે રે લોલ
આવશે રે કાંઇ શિયાળાના દા'ડા
રે ટાઢડિયું તમને લાગશે રે લોલ
આવશે રે કાંઇ ઉનાળાના દા'ડા
માંડવ આલી લીલીને પીળી થાંભલી
માંડવ ઊંચેરો પડશે બે ચાર રે
દાદા કેશુભાનો માંડવો
કાકા નાનુભાઇનો માંડવો

*

૩. કોરસ (સંઘગાન)– લોકગીતમાં પ્રત્યેક

નવા પદ્ય Stanza પછી એક પૂરા પદ્યની પુનરાવૃત્તિ થાય છે. આ પુનરાવૃત્તિ ગીત ગવડાવનાર કરતો નથી પણ નૃત્ય કરતો સમૂહ કરે છે. દા. ત

સંગડો મ કરજો રે મારા પરદેશી પાનડા
વાઘેર મારે છે લાઠિયુંની માર
સંગડો મ કરજો રે મારા પરદેશી પાનડા... કોરસ
મૂરુભા ને જોધાભા નિસર્યા બહારવટે રે
આપણે તો ઓખો લેવો છે આજ
સંગડો મ કરજો રે... કોરસ.

*

એ મન મુરખ તોકે માર
પોઈંદી જીનીજે દલમેં દગા
જીનીજે દલમેં દગા ઉનીકે
જમજા તેડા લગા... કોરસ.
એ...હણુ કાયાસે મરામ ન સમરીંદા
તો થીંદા સોય નર શે'રજા ઠગા
ખેડી ખેડીને છડીંદા પોય અખ્ખું કઢીંદા કાગા
એ મન મુરખ...કોરસ.

*

કેટલાંક લોકગીતોમાં બર્ડન, રિફ્રેન અને અને કોરસમાંથી ક્યારેક એક જ ગીતમાં બેનું અને ક્યારેક ત્રણેયનું અસ્તિત્વ જોવા મળે છે.

નીચેના ગીતમાં બર્ડન અને કોરસનું મિશ્રણ છે.

લોમમાંથી નીસર્યો ડોલરિયો દેડકો – બર્ડન
તારે મારે શું છે ? ડોલરિયા દેડકા
આંખ્યુંની ઓળખાણ ડોલરિયા દેડકા
નાનપણનો નેડો ડોલરિયા દેડકા
નથડી ઘડાવી દે ડોલરિયા દેડકા
તારે મારે શું છે...કોરસ

અહીં 'ડોલરિયા દેડકા' બર્ડન સાથે પ્રત્યેક ઘરેણાંના ઉલ્લેખ સાથે કોરસ પંક્તિઓ પણ ગવાય છે. આજ રીતે કોરસ અને રિફ્રેનનું સહઅસ્તિત્વ આ પ્રમાણે મળે છે.

હાલો હજૂર સાદ સરકારે ચડીએ
ઝડપે મરઘલાને મારીએ મારા સમ બોલો ને
તમારા જીવડાની માયા મારા સમ બોલો ને
– રિફ્રેન
કયો તો રાણી સાહેબ કડલાં ઘડાવી દઉં
કાંબીમાં હિરલો જડાવું મારા સમ બોલોને
તમારા જીવડાની...
હાલો હજુર સાદ... કોરસ

કેટલાંક ગીતોમાં બર્ડન, રિફ્રેન અને કોરસ ત્રણેયનો સમન્વય થયેલો જોવા મળે છે. જેમકે :

બર્ડન ગુજરડી રે ગુજરડી હું નો નરમર નીરમાં ના'તી
રિફ્રેન નગરની રે'નારી રે ગુજરડી
હું તો એકલો કડલો નઇ રે પે'રું
હું તો કાંલીની પે'રનારી
નગરની રે'નારી રે ગુજરડી
કોરસ ગુજરડી રે ગુજરડી...

## ધ્રુવપદ–ટેક

'ધ્રુવપદ' એટલે ફરી ફરીને આવતું ચરણ તેને ચોક્કસ રીતે વારંવાર ઉલટાવી ઉલટાવીને ગાવાથી ગીતમાં વૈવિધ્ય લાવી શકાય છે. ધ્રુવપદની લીટીથી એકના એક અનુભવનું વારંવાર પુનરાવર્તન થતું હોવાથી ઝીલનારને તે જરાય અઘરું પડતું નથી. એક જ લીટીનો અનુભવ ફરી ફરી ગવાતો હોવાથી એ સાંભળવાનું અને યાદ રાખવાનું સરલ લાગે છે. પ્રબન્ધાત્મક કવિતા તેના ધ્રુવપદને લીધે નવીન ચમત્કાર ઉપજાવે છે. 'આંચલી', 'આંકણી', 'ટેક' વગેરે ધ્રુવપદનાં નામ છે. ગરબામાં જે લીટીની આવૃત્તિ, દરેક કડી ઝીલાયા પછી, કરવામાં આવે તેથી, વૈવિધ્ય સાથે મૂળભાવનું પુનઃ પુનઃ ઘનીકરણ થાય છે. નવાં ગીતોમાં ધ્રુવપદ માટે કાંઈક ઉપેક્ષા બતાવાય છે.

પ્રો. મંજુલાલ ર. મજમુદાર

# સૌથી વધુ ઉત્પન્ન આપતી ઘઉંની જાત લોક–૧

રતિભાઈ અંધારિયા

[કૃષિવિષયક આ લેખના લેખક શ્રી રતિભાઈ અંધારિયા કૃષિ અને એના આનુષંગિક વિષયના ગુજરાતના ગણમાન્ય તદ્‌વિદો માંહેના એક છે. કૃષિના વિશાળ અભ્યાસી અને ઊંડા અનુભવી છે. ગુજરાતને અન્ય સામયિકો દ્વારા એમનો લાભ મળતો રહ્યો છે. 'ઊર્મિનવરચના' પણ તેમની સેવાનો લાભ મેળવી શક્યું છે. હવે પછી એમના કૃષિ અને એના આનુષંગિક વિષયોના લેખો ઊર્મિનવરચનાને પાને પ્રગટ થતા રહેશે. સં.]

દુનિયાના ઘણાખરા દેશોના અને ખાસ કરીને ભારતમાં ડૉ. બોરલોગના પ્રયત્ન પછી મેક્સિકન ઠીંગણી અને વહેલી પાકતી ઘઉંની જાતો દાખલ થઈ છે આને લઈને ઘઉંના ઉત્પાદનમાં અભૂતપૂર્વ ક્રાન્તિ આવી છે. છેલ્લા દાયકામાં આપણે ત્યાં એ મેક્સિકન જાતોમાંથી ખેતી – વૈજ્ઞાનિકોએ જુદાજુદા રાજ્યોમાં ઘણીબધી જાતો શોધી છે, જે ખૂબ ઊંચું ઉત્પાદન આપે છે. ભારતમાં અનાજના ગોદામો છલકાય છે તેનું મુખ્ય કારણ ઘઉંની ઉપજ આપતી આ જાતો છે.

ગુજરાતમાં શોધાયેલી જૂનાગઢ ૧ ૧–૭ અને જૂનાગઢ-૨૪ વગેરે જાતોથી આપણાં ખેડૂતો સારી રીતે પરિચિત છે.

પરંતુ આ બધા પછી ગઈ સાલ બહાર પડેલી લોક-૧ ઘઉંની જાત સૌથી વધુ ઉત્પાદન આપતી જાત સાબીત થઈ છે.

આ લોક–૧ જાત સણોસરામાં આવેલી લોકભારતી સંસ્થામાં શોધાયેલી છે વનસ્પતિ સંવર્ધન ક્ષેત્રે નિષ્ણાત અને અનુભવી એવા ડૉ. ઝવેરભાઈ પટેલ અને તેમના સાથીઓના એક દાયકાની અવિરત મહેનતનું આ પરિણામ છે.

ખેતીવાડી ખાતામાંથી નિવૃત્ત થયા પછી પણ ડૉ. ઝવેરભાઈ ઘઉંની નવી જાતો શોધવામાં વધુ પ્રવૃત્ત થયા. તેમના ગામ મોરવામાં પછી પાલીતાણા ખાતે ભૂતડિયા સંસ્થામાં અને છેલ્લે લોકભારતી સંસ્થામાં ઘઉંમાં સંશોધન કરવાનું તેમણે ચાલુ રાખ્યું. ખેડૂતને ત્યાં પણ સગવડ મળે તો આ અખતરો ચાલુ રાખવાનો તેમણે નિરધાર કર્યો હતો. પાલીતાણાથી ૮ કિ. મિ. આવેલ જાળિયા ગામના એક ખેડૂતને ત્યાં જમીન-પાણી ભાડે રાખી લોક–૧ અને તે પછીની બીજી ઉત્તમ જાતો શોધવા ૬૬ વર્ષની જૈફ ઉંમરે પણ ડૉ. પટેલ જે પરસેવો પાડી રહ્યા છે તે જોવાનો મારા જેવાને જે લાભ મળ્યો છે તેને એક પવિત્ર યાત્રાલાભ ગણાવી શકાય.

હાલમાં ગુજ. કૃષિ યુનિવર્સિટી અને કેશોદની ક્ષય નિવારણ સમિતિએ પણ ડૉ. ઝવેરભાઈનું ઘઉં સંશોધનનું કામ આગળ ધપાવવા બનતી સહાય-સગવડ આપવા આમંત્રણ આપેલ છે.

ડૉ. ઝવેરભાઈ નમ્રભાવે કહે છે કે લોક–૧ ઘઉં એ તો ઈશ્વરની દેણગી છે, મેં એમાં કશું વધુ કર્યું નથી.

## લોક–૧ ઘઉંની વિશેષતાઓ :

(૧) એસ. ૩૦૮ અને એસ. ૩૦૭ જાતોના સંકરણથી લોક–૧ ઘઉંની જાત મળી છે.

(૨) ગુજરાત, રાજસ્થાન, મ. પ્રદેશ અને ઉ. પ્રદેશનો અમુક ભાગ એ ઘઉં સંશોધનના કામ માટે મધ્યસ્થ વિભાગ કહેવાય છે. આ પ્રદેશોમાં લોક–૧ જાત સૌથી ચડિયાતી છે.

(૩) અત્યાર સુધીની રાજ્યની સુધરેલી જાતો કરતાં દાણો મોટો, ચળકતો અને આંખને ગમી જાય તેવો છે. એક હજાર દાણાનું વજન ૫૬–૫૭ ગ્રામ છે

જ્યારે કલ્યાણ સોનાનું ૩૬-૩૮ ગ્રામ વજન થાય છે. જે-૨૪ના હજાર દાણાનું વજન ૪૫-૪૮ ગ્રામ આવે છે તેના કરતાં પણ લોક-૧નો દાણો મોટો છે.

(૪) ફૂટો ઘણી બેસે છે અને ડુંડીઓ એકી સાથે પાકી જાય છે.

(૫) જૂનાગઢ ૨૪ કરતાં વહેલી અને કલ્યાણ સોના સાથે પાકી જાય છે.

(૬) આ જાત ૨ જીતવાળી ઢીંચકી જાત છે.

(૭) ગુજરાત, રાજસ્થાન, મ. પ્રદેશ અને ઉ. પ્રદેશમાં જુદાં જુદાં કેન્દ્રો પર ૪૧ અખતરા કરી જોયા તેમાં કલ્યાણસોના જાતનું એક હેકટરે ૩૭.૬ કિવન્ટલ અને લોક-૧ જાતનું ૩૯.૮ કિવન્ટલ સરાસરી ઉત્પાદન ૩ વર્ષને અંતે આવ્યું હતું.

પરંતુ ગુજરાતના જુદાજુદા જીલ્લામાં ૩૪ અખતરાનું પરિણામ જોઈએ તો કલ્યાણ સોના કરતા ૧૭ ટકા વધુ ઉત્પાદન આ જાતે આપ્યું છે.

**લોક-૧ ઘઉંની ખેતી :** ચોમાસુ પાક લીધો હોય તેની વાઢલી પછી તુરત જ લોઢાના હળથી ખેડી અગર બે વખત દેશી હળથી ખેડી, ત્રણથી ચાર વખત કળિયાં ચલાવી, ઢેફાં ભાંગી જમીન તૈયાર કરવી. ચોમાસુ પાકનાં ઝડિયાં કે ભોથાં વીણીને બહાર કાઢવાં.

**વાવણી પહેલાં ખાતર :-** દેશી ખાતરની સગવડ હોય ત્યાં ૧ હેકટર દીઠ (લગભગ અઢી એકર) ૩૦ થી ૪૦ ગાડા સારું ગળતિયું ખાતર જમીનને ખેડતાં પહેલાં પાથરી પછી ખેડ કરવી.

રસાયણિક ખાતરમાં વાવણી પહેલાં હેકટર દીઠ ૩૭૫ કિ. ગ્રા. સુપર ફોસ્ફેટ અને ૧૨૫ થી ૧૩૦ કિ. ગ્રા. યુરિયા જમીનમાં વાવી દેવું. પોટાશની ખેંચ હોવ તેથી જમીનમાં ૧૦૦ કિ. ગ્રા. મ્યુરિએટ ઓફ. પોટાસનો ઉપયોગ કરવો.

**બિયારણ :-** ૧ હેકટરે ૧૦૦ કિ. ગ્રા. બીજ જોઈએ. વાવણી વખતે ૧ કિ. ગ્રા. બીજ દીઠ ૩ ગ્રામ થાયરમ કે કેપ્ટન દવાનો પટ આપી પછી વાવણી કરવી.

**વાવણી :** નવેમ્બરની ૧ થી ૧૫ મી સુધીમાં કરવી. ઓરવાણનું પાણી મૂકી પાંચ દાંતે એક સર કાઢવી. દાણો બહુ ઊંડો ન પડે તેની કાળજી રાખવી. ૭ થી ૮ સે. મિ. ની ઊંડાઈએ બીજ પડે તેમ વાવવું.

**પાણી :-** ઓરવાણ કરી વાવણી કરી હોય તે પછી ૧૬ થી ૧૮ દિવસે પહેલું પાણી મૂકવું. છોડમાં તાજ-મૂળ મૂકાય ત્યારે આ ખૂણા-પાણ મૂકવું જરૂરી છે.

ત્યાર પછી જમીનની જાત પ્રમાણે ૬ થી ૮ દિવસે પાણી પાવું. હળવી જમીન હોય ત્યાં ૪ થી ૫ દિવસે પણ પાણીની જરૂર પડે છે જ્યારે ભારે કાળી જમીનમાં ૧૦ દિવસે પાણી આપીએ તો ચાલે. સાતથી દશ પાણે ઘઉં પાકી જાય છે. ખૂણા પાણ, ઘઉં ગાભે આવે ત્યારે અને દૂધિયો દાણો થાય તેવે વખતે પાણી પાવાનું ન ચૂકવું, નહીંતર ઉત્પાદન ઘટશે.

**પૂરક ખાતર :-** પૂરક ખાતરમાં ઘઉંને ખૂણા-પાણ મૂકતી વખતે ૭૫ થી ૮૦ કિ. ગ્રા. યુરિયા ૧ હેકટર જમીનમાં આપી પછી પાણી પાવું. બીજો એટલો જ જથ્થો ઘઉં ગાભે આવે ત્યારે આપવાથી લાભ થાય છે.

**નિંદામણનો નાશ :** ઘઉં સિવાયનું ઘાસ કે નિંદામણને વધવા દઈએ તો ૧૦થી ૧૫ ટકા ઓછો ઉતારો આવે છે. હાથવડે દતરડીથી અથવા ૨-૪-ડી. નામની દવાથી તેનો નાશ કરી શકાય છે. ઘઉં ઊગ્યા બાદ ૪૦થી૫૦ દિવસે ૫૬૦ ગ્રામ ૮૦ ટકા સોડિયમ ક્ષારવાળી ૨-૪-ડીની ભૂકી ૬૫૦ લીટર પાણીમાં ઓગાળી છંટકાવ કરવો. આ દવા એક જ વખત છાંટવાની છે.

**રોગ અને જંતુઓ :** ઘઉંનો દુશ્મન ગેરૂ છે. લોક-૧ ઘઉં ગેરૂ સામે ટકી શકે છે. જો ગેરૂ આવે તો છોડને નુકસાન કરે તે પહેલાં દાણા પાકી જાય છે.

આ સિવાય ખપેડી, ગાભમારાની ઇયળ અને

ઉંદરનો ઉપદ્રવ થાય તો બીજા ઘઉંની માવજત જેમજ ઈલાજ કરવો.

*

## સંશોધનની સરવાણી

### ૧. ટમેટાની સુધરેલી જાત-પુસા વામન વહેલી

નવી દિલ્હીમાં ભારતીય ખેતી અનુસંધાન સંસ્થામાં વહેલી પાકતી અને વધુ ઉતારો આપતી ટમેટાની એક જાત શોધાઈ છે જેનું નામ છે 'પુસા વહેલી વામન જાત.'

દિલ્હી અને પંજાબમાં ખૂબ નામના પામેલી પુસા રૂબી ટમેટાની જાત કરતાં આ નવી જાત ૧૦ દિવસ વહેલી પાકે છે અને દિલ્હીમાં તો આ જાત ૨૫ ટકા વધુ ઉપજ આપે છે. આ જાતે બિહાર, ઉત્તર પ્રદેશ, પુના અને મધ્યપ્રદેશમાં પણ સારો ઉતારો આપેલ છે. પુસા વહેલી વામન જાતમાં ટમેટાનાં ફળો પાસે પાસે બેસે છે. મધ્યમ કદના હોય છે અને આકારમાં સહેજ ચપટાં હોય છે.

વધુ ઉતારો લેવા માટે આ જાતના ટમેટાના છોડને હારમાં એક ફૂટના છેટે વાવવામાં આવે છે અને બે હાર વચ્ચે દોઢ ફૂટનું અંતર રાખવામાં આવે છે.

*

### ૨. ઘઉંને પલાળીને વાવવાથી ઉતારો વધે છે:-

વાવ્યા અગાઉ પાણીમાં પલાળીને સૂકવેલા ઘઉં વાવવાથી ઉત્પાદન વધે છે, એવો રશિયામાં થયેલ પ્રયોગ જેવા જ પરિણામ ઓસ્ટ્રેલિયામાં પણ આવેલ છે. આ રીતે વાવેલ ઘઉંમાં ૨૦ ટકાનો વધુ ઉતારો આવ્યો હતો.

આ પદ્ધતિ બહુ જ સાદી છે. ઘઉંના દાણાને ચોખ્ખા પાણીમાં ૧૦° સેન્ટીગ્રેઈડ ઉષ્ણતામાને ૨૪ કલાક સુધી પાણીમાં રાખ્યા. ત્યાર પછી આ ભીના ઘઉંને પાતળો થર કરી સૂકવવા મૂકયા. અને પલાળ્યા પહેલાં ઘઉંનું જે વજન હતું તેટલું થયું ત્યાં સુધી આ ઘઉંને સૂકવી રાખ્યા. પછી વાવ્યા તો એક અખતરામાં ૯ટકા, બીજી જગાએ ૧૩ ટકા અને ત્રીજી જગાએ ૨૦ ટકાનો વધુ ઉતારો આવ્યો.

નિષ્ણાતોનું માનવું છે કે પલાળી સૂકવણી કરેલ દાણાના છોડને પાંદડામાંથી પાણી ધીમેધીમે વાતાવરણમાં બહાર જાય એવો ગુણ આવે છે અને તેથી ઉત્પાદનમાં ફેર પડે છે.

---

## અદ્દ્ભુત સ્મારક

શ્રદ્ધેય મહાનુભાવો અને પ્રિય સ્વજનોની સ્મૃતિ જાળવી રાખવા માટે આપણે ત્યાં જાત – જાતનાં અને ભાત – ભાતનાં સ્મારકો રચાય છે. કેઈ સ્મારક ઈમારત સ્વરૂપે ખડું કરવામાં આવે છે તો કોઈ સ્મારક પ્રશસ્તિઓના રૂપમાં.

બેલ્જિયમના એક રાજવીનો દેહાંત થયો. એના કેટલાક ચાહકોએ પોતાના રાજવીનું ઉચિત સ્મારક રચવાનું વિચાર્યું. પરન્તુ એમણે ન કોઈ ઈમારત ખડી કરવાનું વિચાર્યું, ન કોઈ સંસ્થા નિર્માણ કરવાનું પસંદ કર્યું. મૃત રાજવીને વનસ્પતિ માટે અદ્દ્ભુત પ્રેમ, આથી તેના ચાહકોએ એક પહાડ ઉપર લાખો પ્રિમ રોજનાં વૃક્ષો વાવી દીધાં. જતે દહાડે સુંદર રમણીય વન લહેરાવા લાગ્યું. કેવું ઉચિત અને અદ્દ્ભુત સ્મારક! આપણા દેશનાં પણ વનસ્પતિનું ઘેલું લાગેલા થોડા ધૂની અને મસ્ત માણસો મળી જાય તો કેવું સારું? આપણા કેટલાંય પહાડો અને તીર્થધામો આવા વનસ્પતિ-પ્રેમીઓની રાહ જોઈ રહ્યા છે.

હિન્દી ઉપરથી :-

ઈસ્માલભાઈ નાગોરી લિખિત<br>'વનસ્પતિ જીવનદર્શન'માંથી

# સોન-હલામણ

કાનજીભાઇ બારોટ

[પશ્ચિમ હિંદની દુહાબદ્ધ કથાઓમાં સોન-હલામણની કથા અનેક રીતે ઉત્તમ પ્રકારની છે. એક તો આખી કથા પદ્યમય છે. સમસ્યાગત રીતે તે અદ્વિતીય છે. જે સમસ્યાઓ સોન તરફથી પુછાય છે તે અત્યંત ચાતુરીયુક્ત છે. વળી સમસ્યા હલામણ પારખે અને શિયો જેઠવો એનો જશ ખાટે એવી નાટયાત્મકતાથી તે કૌતુકભરી, રહસ્યમય અને રસિક બનતી જાય છે. પણ આ વાત અછતી નથી રહેતી. અને પછીના એક પછી પ્રસંગો અદ્દ્ભુત રસની ભરતી ચડાવે છે. શ્રી. કાનજીભાઈએ પોતાની વિશિષ્ટ શૈલી દ્વારા વધુ મનોરંજક બનાવી છે. ગયા અંકથી ચાલુ થયેલી આ કથાનો આ બીજો હપ્તો છે. આવતા અંકે ત્રીજા હપ્તા સાથે તે પૂરી થશે.-સં.]

સવારમાં એવું બન્યું કે નેત્રમદે નામની હાલામણની દાસી છે, એનાથી શિયાજીનું કપટ સહન થયું નહીં. એટલે પાણીનું ખાલી બેડું લઈ પ્રાગટયત્રાસે આભપરેથી ધુમલીએ જેતાવાવનાં પાણી ભરવા ઊતરી.

ઊંચો ઊંચો આભપરો, નીચે જેતાવાવ;<br>
પદમણિયું પાણી ભરે, હંસલિયુંની હાર.

જેતાવાવની બાંધણી એની કે પાંચ પાંચ પાણીયારીયું હારોહાર ત્રાંબા પિત્તળનાં બેડાં લઈ પગથિયાં ચડે ને ઊતરે. ચડનાર - ઊતરનાર એકબીજાને સામા ન મળે. સહુના જુદા મારગ, કોઈ ઊગમણી - આથમણી, કોઈ ઉતરાદિ - દખણાદિ, જાણયે પ્રભાતના પોરમાં પૃથ્વીના પડમાંથી પનિહારીઓ પ્રગટ થતી હોય એવો દેખાવ લાગે. ત્યાં સોનની દાસી સપિયારદે જેતાવાવના પાણી ભરવા આવી, એને જોઈ નેત્રમદે કે' છે : 'બાઈ, કયાં રેવું ?'

ત્યારે જવાબ મળે છે : "હું સોન રાડિયાણીની દાસી છું.'

અમે પરદેશી પાન, વાને વંટોળે આવિયાં;<br>
વરશું જેઠીરાણ (તેદિં) મોંઘેરાં થઇ માલશું.

નેત્રમદેએ પોતાની ઓળખાણ આપતાં કહ્યું : 'બાઈ ! રાણા ગજકરણજી જેઠવાના ભત્રીજા કુંવર હાલામણજી છે. આભપરે એનાં બેસણાં છે, જે ચૌદવિદ્યા - ગુણોનો જાણકાર છે, તું બહુ ચાંપલાઇ શાની કરે છે, આ તો -

બાંધી મૂઠી લાખની. ઉઘાડી વાહર ખાય;<br>
હાલામણ દૂહા પારખે, સોન શિયાને જાય.

એમ કહી નેત્રમદેએ સપિયારદેના ગાલે હળવેક દઈ ટાપલી મારીને આભપરો ચડી ગઈ. સપિયારદે પાણી ભરી સોનને ઉતારે આવી. પણ એનો આતમ ઉદાસ થઈ ગ્યો. પાણીનું બેડું નીચે મૂકી, બેઉ હાથની મુઠીઓ વાળી પાગલની જેમ સોન સામે ઊભી રહી ત્યારે સોન કહે છે :

કાં બાની તું બાંવરી, બાંધી મૂઠી ખોલ;<br>
ઉદાસી તારો આતમો, બોલાવી કાં ન બોલ્ય.

"હે બાની ! તું કેમ નથી બોલતી ? અહીં પરદેશમાં કોઈની સાથે ઝગડો તો નથી કર્યો ને ?"

**: છકડિયો :**

દેશ પ્યારો ભોમપરી, કેની ન કરીએ આળ;<br>
કેની સહીએ લકડી, કેની સહીએ ગાળ.

કેની દો ગાળ તેં સહિયે;<br>
મેલી આપણો દેશ, પરદેશ જઇએ,

એમ કહે રાડિયાણી, હિંમત ન હાર;<br>
દેશથી પરદેશ આકરો, કેની ન કરીએ આળ.

ત્યારે સપરિયાદે કહે છે :

બાઇ અમને બાની વઢી, વાવે ભરતાં નીર;
એક વચનને કારણે સુકાણાં મારાં શરીર

સુકાણા અમરાં શરીર તે કાંય
કડવા વેણ કહ્યાં જેતાવાવ છે જ્યાંય

કહે બાનડી જો તારી બાઈ શિયાને વરે
એની વમાસણ થઇ અમારે ખરે.

વાત કહેતાં જણાવે છે :

બાંધી મૂઠી લાખની ઉઘાડી વાહર ખાય
હલામણ દૂહા પારખે સોન શિયાને જાય

સોન શિયાને જાય તે વળી
બાપ દિકરાંની વહુ હવે જડી

કહે સપિયારદે બાનડી, મનડું મારૂં મૂંઝાય
હાલામણ દૂહાને પારખે તે સોન શિયાને જાય.

હે સોનલદે! આપણી સમસ્યાઓનો ઉકેલ તો હાલામણજી જેઠવો બતાવે છે ને શિયોજી પોતાને નામે આપણી પાસે દેખાડે છે–આમ આવી છેતરામણી રમત્યું અહીં ચાલી રહી છે – ખરેખર આપણો ઉકેલ આપનાર તો જુવાન છે પણ

કાગળ લખ્યા કૂડ, લઇ ચારણીયે છેતર્યા;
ખૂણે ખૂટલ દેશ જેઠવાડ જાણેલ નહીં.

આમ સાચી હકીકતની જાણ થઈ ગઈ છે. શિયાજીએ સોનલરાણી માટે જે શણગારની છાબ મોકલી છે તે પાછી ઠેલીને સોને કહેવરાવ્યુ :

સુંડી ભરી શણગાર, શિયાના શોભે નહીં;
હાલામણ ભરથાર ચિયા તું મારો સાસરો.
સોનલને શણગાર, શિયાના શોભે નહીં;
સોનલ નાનું બાળ, શિયો સો વરહું તણો.

**: છકડિયો :**

શિયા તું મારો સાસરો, વહુની કરી તેં આવ્ય;
બોંતેર સો બરડો લજવ્યો, કુળને એસારી ગાવ્ય,

કુળને એસારી ગાવ્ય તે કહીએ;
અમે માણુસ હલામણનાં છઇએ;

શિયા તું અમારાથી, મોઢું ટાળ્ય;
તું છો અમારો સાસરો તેં કુળને એસારી ગાળ્ય.

આભપરે હાલામણને ખબર પડી કે કાકાને સોનરાણીએ જાકારો દીધો એટલે હાલામણે બારોટને ઘુમલીમાં મોકલ્યો. બારોટ વાણિયાવાસમાં આવ્યો ને નગરશેઠને કુંવર હાલામણનો સંદેશો કહ્યો કે :

બવળી ઘુમલીની બજાર, લીંબડીયું લ્હેરા લીયે;
શેઠીયા સોનલને જમાડય, માથું આલું મોજમાં.

ત્યારે નગરશેઠ કહે છે :

હાંરે કુંવર હાલામણ (તમ) માથું મેરૂ સમાન;
ભલા અમારા ભાગ્ય (જો) સોનલ જમતી આંગણે.

નગરશેઠ પાસેથી બારોટ સોનલદેને ઉતારે આવ્યો.

**: છકડિયો :**

આભપરેથી બારોટ ઊતર્યો.
આવ્યો સોનલ પાસ:
કાગળ દીધા હાલામણના હાથના,
કે બાઇ મ થાજો ઉદાસ.

બાઇ મ થાજો ઉદાસ તે અમે કહીએ,
સારા સમાચાર જેઠીરાણનાં દઇએ,

હાલામણની કચારીમાં ઢળાવ્યો છે કાચ,
આભપરેથી બારોટ ઉતર્યો આવ્યો સોનલ પાસ.

સોન કહે :

**: છકડિયો :**

બાની બરકય બારોટને, સપિયારદે ચોંપ કરી :
એસાર્ય આપણે આંગણે. વાત પૂછીએ ફરી,

વાત પૂછીએ ફરીને હવે,
જેથી પિતાનો ઠબકો નાવે,

સપિયારદેને સોન તો. હાલામણને વરી;
બાની બરકય બારોટને, સપિયારદે ચોંપ કરી.

બારોટને જોઈ સોનલદે કહે છે–

**: છકડિયો :**

બારોટ બેસો ચાકળે, પલક વિસામો ખાવ;
સપિયારદે રાંધે ચોખલા, બારોટ જમતા જાવ,
બારોટ તે જાવ રસોયું જમી,
જેઠવાની જાત્ય અમોને ગમી,
કહે સપિયારદે બાનડી, શીખ લઇને જાવ;
બારોટ બેસો ચાકળે, પલક વિસામો ખાવ.

બારોટે સોનલદેને બધીય વાત માંડીને કહીને પછી કહ્યું કે: 'હે સોનરાણી, તમે ઘુમલીના નગરશેઠને આંગણે જાવ, ત્યાં કુંવર હાલામણ તમારી સાથે ચાર મંગળ વરતશે.'

સોનનો સરપાવ લઈ બારોટ આભપરે આવ્યો, હાલામણ સજનમાજન લઈ સોનને વરવા આભપરેથી ઊતર્યો ને વાણિયાવાસમાં મહાજને કુંવરના સામૈયાં કર્યાં, શહેરમાં જાણ થાતાં તો થોકેથોક લોક ઊમટયાં, કુંવારકાઓ જળબેડલાં શિરે લઈ મંગળ ગીતો ગાય છે, ઢોલશરણાયું ધમધમે છે.

કામની કડય પાતળી, હલકતી માથે હેલ્ય;
બરડા હંદી બજારમાં ઢળકતી આવે ઢેલ્ય.

હાલામણજી હેડીહેડીના જુવાનો સાથે ઘુમલીના નગરશેઠને ત્યાં ઘોડલા ઘુમાવતા આવે છે, બજારમાં બેય બાજુ માણસોનો ગરટ બંધાઈ ગયો છે. હાલામણ તો બન્ડાનો આતમરામ છે. નગરની બઈયુબોન્યું કુંવરને સાચે મોતીડે વધાવે છે, હાલામણ બબ્બે હાથે વસ્તીની સલામ્યું ઝીલતો આવે છે, ત્યારે સોનલને દાસી કહે છે–

સોનલ સજ શણગાર, વર જોવા વેણુ ઘણી;
હાલામણ ભરથાર, જોવા જેવો જેઠવો.
હાટડિયુંની હાર્ય, ભર્યાં વસાણાં ઢંઢોરશું;
જમશું સાઠી સાળ, (ને) વર વરશું વેણુ ઘણી.
વાણીડાને હાટ, વસ્તું બે બે ઢંઢોરશું;
એક હૈયાનો હાર, બીજો હાલામણ જેઠવો.

સોનરાણી પણ સાબદા થઈ વાણિયાવાસમાં આવ્યા.

**: છકડિયો :**

ઘુઘરિયાળો ઘાઘરો ચડવા માફાળી વેલ્ય;
ગઢ ઘુમલીની બજારમાં ઢળકતી જાણએ ઢેલ્ય,
ઢળકતી ઢેલ હાલે તે વાટે,
બાઈતારો હાલામણ વાણીડાને હાટે,
લખી કંકોતરી હાલામણ પર મેલ્ય
ઘુઘરિયાળો ઘાઘરો, ચડવા માફાળી વેલ્ય.

ઘુમલીના વાણિયાવાસમાં સાત મંડપો એક પછી એક એમ શણગાર્યા છે, અને મંડપે મંડપે સોનની દાસીઓ એક એક દુહો લઈ ઊભેલ છે, જાણએ રોગુ પરિસ્તાન ગીતડિયાનાં ઝકોળા કરી રહ્યું છે, સાતમા મંડપ પછી નગરશેઠના આવાસમાં સોન રાડિયાણી હાથમાં વરમાળ લઈ હાલામણને વરવા આતુર બની બેઠાં છે,

પહેલાં મંડપમાં દુહો સામે આવ્યો–

ઘર પર ભરીયા ઘ્રો, ગગનાસર બાંધ્યું ગમે;
પવને પેંખ્યું ના, મચ્છીએ જળના માણીયું.

આકાશમાં સરોવર ભટકે છે, ઈ ઘુનાનાં જળ પવને જોયાં નથી, માછલિયુંએ માણ્યાં નથી–આ દુહો સાંભળી હાલામણે શ્રીફળ મોકલાવ્યું. ત્યાં બીજા મંડપમાં બીજો દુહો દાસીએ કહ્યો –

અગની કિનારે નિપજે, ગોરલ રાને દંત;
નારીએ નરને બાંધીયો, કરો વસામણ કંથ.

જેના લાલરંગી દાંત છે, અગનીમાં ઘડાય છે, નરને નારી એને બાંધે છે, એ શું હશે? હે કંથજી, તમે વિચારો. ત્યારે હાલામણે હાથીદાંતના ચૂડલાની એક જોડ સોનને મોકલાવી. ત્રીજા મંડપમાં ત્રીજો દુહો દાસીએ કહ્યો કે–

લંક લપેટણ, સીતહર, નહીં લંકાપતી રાવ;
જે કારણ કૌરવ હણયા, મોકલજો મારા રામ.

લંકનામ કેડયમાં પહેરાય છે, સીતનામ ટંડીથી

રક્ષા કરે છે, પણ રાવણ નથી, જેને માટે કૌરવનો નાશ એવી વસ્તુ હે મારા રાજા તમે મોકલજો–ત્યારે હાલામણે સવાલાખાની ચુંદડી મોકલાવી. હાલામણજીના પગલે પગલે રેશમી પાથરણાં પથરાતાં આવે છે, ફુલડાં વેરાતાં આવે છે, ચોથો મંડપ આવ્યો – દુહો સંભળાવ્યો–

થડ થોડું પ્રગટ ઘણું, બિના પાંવ હલંત;
સોનલ દુહો સારવે, (એવું) કાઢો વસાણું કંથ

હોય સૂક્ષ્મ પણ ફેલાવો બહુ હોય ને પગ વિના ચાલે એવી વસ્તુ કુંવરજી મોકલો. હાલામણે સુગંધી દ્રવ્યો, અત્તર મોકલાવ્યાં. હાલામણ પાંચમે મંડપ પધાર્યા ત્યાં દુહો સાંભળ્યો કે–

અણિયાળાં ભમ્મર મુખાં, સુડા વરણાં જેહ;
સમજીને ગજકરણના અમને જણસુ દેહ.

હે રાજા ગજકરણના પુત્ર, અણીદાર ને ભમરા જેવાં મુખ હોય, સુડા પોપટની પાંખ જેવો રંગ એવી જણસુ આપો. હાલામણે પાનનાં બીડાં પાઠવ્યા.

છઠ્ઠા મંડપની દાસીઓએ દુહો દીધો–

વણ પંખો ઉડણો, અણમણિયા મણંત;
નજીવો સજીવા હણે, ગુણનો બાંધ્યો રહંત.

જેને પાંખ નથી છતાં ઊડે, ચણાય નહીં એવાને પણ ચણે છે, જીવ વિનાનો પણ જીવંતને મારે છે ને દોરીથી બાંધ્યો રહે છે એવી વસ્તુ કઈ છે? ત્યારે હાલામણ ધનુષ્યબાણ મોકલાવે છે. અને છેલ્લે સાતમે મંડપ દાસી દુહો પાઠવે છે–

પિત્તળ પહેરે પદમણી, હાલે ઝાકઝમાળ;
કાં સોહે વિવા વધામણે, કાં સોહે રાજદ્વાર.

હે હાલામણ, એક પદમણી પિત્તળના શણગાર પહેરી હાલે છે, એની શોભા વિવાહમાં ને રાજદ્વારે વિશેષ લાગે છે. હાલામણજીએ સજુતી વેલ્ય મોકલી.

સોનલદે આડા અંતરપટ હતા તે દૂર થયાં. સોનલદે હાલામણજી સામે ફૂલમાળ લઈને હાજર થયાં.

પગથી પેનીયું ટૂંકિયું,
(જેના) હિંગોળ સરખા હાથ;
પંડયનું બનાવેલ પૂતળું
(જેદિ') નવરો દિના નાથ.

સોનલદેને પ્રભુએ જેદિ' નવરો હશે તે દિવસે થોડીક માટી લઈ ટપલે ટીપાટીપી ઘડીને બનાવી પછી પેતે ફિદા થઈ હાથ ધોઈ નાંખ્યા અને મૃત્યુલોકમાં મોકલી હશે. જે સોળ સત્તર વરસને ઘરે ગઈ છે એવી સોનલરાણીએ નાવણ કર્યાં છે, કેવાં કે મોથવાણી, એલસીવાણી, ખળભળતે પાણીએ નાઈ ઘટ પ્રમાણે આરિસો માંડી વળે વાળે મોતાવળ ઠાંસી એમાં જો મરકલું મારે તો આરિસાના સત્તર કટકા થાય. ઉડાડી આકાશમાં જાય, સંકેલી નખમાં સમાય, પૂર્વના વા વાય તો પશ્ચિમમાં નમે, પશ્ચિમના વા વાય તો પૂરવમાં નમે ને ચારે કોરના વા વાય તો ભાંગીને ભૂકકો થાય એવી પદમણી નારી આજે હાલામણ સામે ઊભી છે, ઊગતો આંબો, રાણ્યનો કોળાંબો, બારવટિયાની બરછી, હોળીની ઝાળ, પુનમનો ચન્દ્રમા, ઘુમતો ગીરકાંઠાનો મોર, ઊડતો પોપટ, છળવળિયું મોતી, શુરાની સાંગ, તલસરાનો તાપ, જૂની વાડયનો ભડકો ને ભાદરવાનો તડકો, હામકામ લોચના, ત્રાઠી મૃગલી જેવાં નેણ, ભૂખી સિંહણ જેવો કડયનો લાંક એવી આ દેવાંગના છે.

દેખી પેં અદેખી ભલી દેખી દાગ દે ગઈ,
નૈનનકી સેનનમેં, કછક બાત કે ગઈ,
આઈ તબ આગલાગ દિલમેં દાગ દે ગઈ:
પીપલાકા પાન જેસા, કાટ કલેજા લે ગઈ,
કયા કરૂં કૃપાનાથ (ઇનો) હોનેવાલી હો ગઈ.

(ચન્દ્રાવળા – ૧)

કાળી ઘટામાં ઘનઘોર ઝબુકયે જેવું વીજળી.
સોનેરી ભજસાવ કડયેથી જેમ નીકળી.
દસ આંગળિયે દસ વેઢ અંગુઠે જોને આરસી,
સમજો ચતુર સુજાણ નાના હંદી પારસી.

(ચન્દ્રાવળા–૨)

નગર ઠઠ્ઠી સુલતાન, એડી નહી કામની;
ગળે મોતનકા હાર, ઝબુકે જ્યું દામની,

અત્તર ભીના કેશ, અંખિયા જાકી લાલ હે;
જા ઘર એસી નાર, ઓઇ નર ન્યાલ ન્યાલ હે.

(દુહો)

ભારતખંડ ભોમડી હું ભમ્યો,
જમીં આવ્યો સબજોઇ;
આ બદને ને આ નેણે,
નાર ન દીઠી કોઇ.

હવે હાલામણ જેઠવાનું કવિ વર્ણન કરે છે–

જેની આંગળિયે ચોગઠણ વળે, નહીં વેઢા કે વળ;
કણ ભાતરા વખાણ કરાં, જાણય માધવો નળ.
એક ઇંદર રાજીયો, બીજો માધવ જાણય;
ત્રીજો હાલામણ જેઠવો વેણુ ઘણી વખાણય.
હાલામણને હોઠ, પરોવેલ પરવાળાં;
કંકોળેલ કાયા ભોંય જુવાની જેઠવા.
નવરો દિનોનાથ, (તેદી) હરખે ઘડયો હાલામણો
પરણવા બેઠો પાટ, બોંતેરસે બરડાનો ધણી.

શોભાયમાન મંડપમાં સોન હાલામણ પરણવા બેઠાં છે –

જેવી સોન સુજાણ, એવો જ હાલામણ જેઠવો;
તન બે એક જ પ્રાણ, જુગતે મળીયું જોડલું.
સોળ વરસરી સુંદરી, પિયુ પચીસા વરસ;
ઝાળંધરરી વારમાં, સરવે લોક સરસ

(છકડિયો)

સોન સોનાનું ટીડકું, હાલામણ કળાયલ મોર;
ભગવતે ભેળાં કર્યાં ભલી બનાવી જોડય.
ભલી બનાવી જોડય તે સાચી
સોન આવી વરવા તે ન જાય પાછી
સોનની કાંચળિયે સાચાં મોતીની સેર,
સોન સોનાનું ટીડકું હાલામણ કળાયલ મોર
હરિએ કહ્યાને વે લખ્યા છઠ્ઠી રેન કા અંક;
જવ ઘટે ને તલ વધે રે હો જીવ નચંત.

સોન હાલામણનાં લગનના સમાચાર સાંભળતાં રાજા શિયાજીના હૃદયમાં જ્વાળા થઈ, એણે એકદમ હાલામણને પોતાના દરબારમાં બોલાવ્યો, વિવાહ વિધિ થંભાવી હાલામણ કાકા પાસે દોડતો આવ્યો, ત્યાં તો એને કાકાએ હુકમ કર્યો કે "હાલામણ ! જેઠવાડના મુલકમાંથી તને બા .વરસનો દેશવટો દઉં છું." હાલામણ માટે કાળો પેશાક ને કાળો ઘોડો આવી ગયાં, હાલામણે પિતા તૂલ્ય કાકાની આજ્ઞા શિરે ચડાવી કાળો પોશાક ધારણ કરી કાળે ઘોડે સવારી કરી દરબારગઢ બહાર નીકળ્યો, ત્યાં તો ઘુમલીમાં હાહાકાર થવા લાગ્યો, રાજા શિયાજીને કોણ કહે ? હાલામણના નાનેરાભાઈ મંડળિકે હાલામણને કહ્યું કે : 'ભાઈ કાકાની બુદ્ધિ બગડી છે. માટે કહો તો ધીંગાણું કરી ગાદી લઈએ ને પછી તમારા લગન પૂરાં કરીએ, તમારે દેશવટે જવું નથી." ત્યારે હાલામણ કહે કે : "ના ના ભાઈ કાકાની આજ્ઞાનો ભંગ આપણાથી ન કરાય ' વળી

બદલે બીજા લોક, બરડાઇ બદલે નહીં;
કુળમાં લાગે ખોટય (જો) હિણુ ભાખે હાલામણો.

અહીં સોનલદેને સમાચાર મળ્યા કે શિયાજીએ હાલામણ કુંવરને બાર વરસનો દેશવટો દીધો છે. એનો વાલમ તો રાજ રેઢાં મેલીને હાલી નીકળ્યો છે –

(છકડિયો)

હાલી નીકળ્યો હાલામણો, રેઢાં મેલીને રાજ;
નીસર્યો ઘુમલીની બજારમાં, ગળે ગેંડાની ઢાલ,
ગળે ગેંડાની ઢાલ સાયબાને સોહે
માતા મીણલદે મેડીયે રૂવે
સોન કે' બાની ચડયને કઠોડલે,
કર્યની હાલામણને સાદ;
હાલામણ હાલી નીકળ્યો, રેઢાં મેલીને રાજ.

(છકડિયો)

સોનને કાને અકોટો, હૈયે હેમનો હાર;
ડોલરિયો હાલ્યો દેશવટે હાલ્યો દરિયાપાર,
હાલ્યો દરિયા પાર તે બાર મારીયો
ડોલરિયો હાલામણ દેશવટે ગીયો

સપિયારદે હાલામણ વળે તો પાછો વાળ્ય;
સોનને કાને અકોટો, હૈયે હેમનો હાર.

(દુહા)

સોન-કહે :

રૂડી રામા પ્રોળ, (ત્યાં) પ્રીને પોખાણાં નહીં;
કાયા કંકોળેલ, પ્રાપત હોય તો પામીએ.

મીઠી માંડી મીટ જાણ્યે જેઠવાને જુહારશું;
(પણ) કરમમાં કાળમીંઢ (જો)
ભૂખરો હોય તો ભાંગીએ.

હૈયે હુતી હામ, ખંભાલગ ચૂડી પેરશું;
કરજો કાળો પાણ (જો) ભુખરો હોય તો ભાંગીએ.

સોન રાણી શેઠને કહે છે :

(હવે) શેઠિયા તમારે હાટ
(અમે) દોદો વસ્તુ વિહારિયું;
એક હૈયાનો હાર હુજો હલામણ જેઠવો.

મુખ ભણીયું ન ભણાય.મન જાળવ્યું જળવાય નહીં
ઘુંટાય ઘટડામાંય, વળી આવે વેણું ઘણી.

હાલામણ તો ઘુમલીએથી નીકળી બગાધારે બેઠો છે, હજુ એના મનમાં એમ છે કે કાકો પસ્તાશે ને મને મનામણાં મોકલશે

બેઠેલ બગાધાર, મન જાણ્યું મનામણ આવશે;
દેશવટો ધરાર સાચો દીધો શિયે જેઠવે.

આ વખતે સોળે શણગાર સજીને સોનલદે પોતાના પિયુને મળવા બગાધારે જાા ઊપડી. ઘુમલીની બજારમાંથી નીકળી ત્યારે બજાર સોંસરવો જાણે સોપો પડી ગયો.

(છકડિયો)

ચુમકીયાળી ચુંદડી અંગપર ઓઢી .સાર;
નીસરી સોનલ સુંદરી ખુમ પડી બજાર,

ખુમ પડી તે બજાર સોંસરી
સજી વેશ ને સોનલ નીસરી

અબઘડી ઊભા રહો, હલામણ બગધારે;
ચુમકીયાળી ચુંદડી અંગ પર ઓઢી સાર.

મનમાં છે કે-

હાલો હાલામણ મારા દેશમાં, સોની બેસારું સાર.
મોરાણે રોપાવી માંડવો જુગને જમીએ કંસાર.

જુગને જમીએ કંસાર તે લગાર ચાખીએ
પંઠપ પીઠીયાળું કરી વરમાળ ગળે નાખીએ

મારે છે બરડાનો ધણી, હું તો થઈ છું ન્યાલ;
હાલો હાલામણ દેશમાં સોની બેસારું સાર,

ત્યાં તો શિયા જેઠવાને ખબર પડી કે સોન રાડિયાણી, હાલામણને મળવા હલી નીકળી એટલે પોતાના-હથિયારધારી માણસો મોકલી સોન સહિત વેલને પાછી વળાવી ઘુમલીના ગઢમાં લાવી સોનલદેને શિયે જેઠવે નજરકેદ કરી ત્યારે છેવટ સોને શિયાને કહેવ-રાવ્યું કે :

મરને મોઢું બાળ, જાને પરો જેઠવા;
અમને કુડાં આળ, ચડાવી સમજ્યો નહીં.

ખાજ ઇ ખવાય, અખાજ આપડિયે નહીં;
શિયા તું સસરો થાય, (હું તો)
વર હાલામણને વરી.

અને મારા વ્હાલા હે હાલામણજી...

સત નર તાર્યા સામટા: નારી કેવાણી જેહ;
તુજ રક્ષાને કારણે અમે ગ્રહીશું એહ.

અને હાલામણજીના જીવનની રક્ષાને કારણે સોનલે અનેક સતવાદી પુરુષોને તારનાર એવી માળાને રાજા શિયોજીની કેદમાં ધારણ કરી છે. ઘુમલી શહેરમાં હાલામણના દેશવટાને કારણે દુ:ખ છવરાઈ ગયું છે-બરડાની શોભા ચાલી ગઈ છે.

રોયા બ્રામણ વાણિયા, રોયું ઘુમલી ગામ;
હાલી નીકળ્યો હાલામણો, બરડા હંદો શામ.

રોયા ભામણ વાણિયા, રોયા મારવા ભાટ;
હાલી નીકળ્યો હાલામણો, બરડા હંદો ઠાટ.

માતા રૂવે મીણલદે. મંડળિકે માઢ ચડે;
હાથ ખોયો હાલામણો, શિયો સુખ કરે.

હવે હાલામણ બગાધાર મેલી ચાલતો થયો ત્યાં ઝાડવાં પણ પોતાની ડાળ્યું નમાવી નમાવી જાણે કહે છે કે–રોકાઈ જાવ. પંખીડાં ઊડીઊડીને આડાં ફરી રહ્યાં છે, પણ 'બદલે બીજા લોક બરડાઈ બદલે નહીં.' લોકો કહે છે કે, શિયે જેઠવે મેનાને પિંજરે પૂરીને પોપટને ઉડાડી મેલ્યો.

હાલામણની હડતાલ, આંગળિયે ઊઘડે નહીં;
કુંચિયું વિનાના કમાડ, જડીને હાલ્યો જેઠવો.

સોનની પણ વિજોગી સ્થિતિ થઈ છે, એનાં હાડ વિંધાણાં છે, દરિયાની જેમ હૈયું હલબલી રહ્યું છે, ને તનમાં ક્યાંય ટાઢક થતી નથી.

હલકયું તું હાલે, થર વસુ દરિયાજી થયું;
ણુવે ધણી વળ્યે, હાલામણ ફાટે હિયું.
તલપાપડ તનમાંય, કરતું હલમણ કથી;
જેઠવો એો જાય, જીવેથી જવાણું નથી.
હાલામણ હાડામાંય, જો વિંધાણા વાંસજી;
નીસરિયું ન જાય, રગુમાં ઘુસવી રીયું.
ઉતારા અંગાર જાતાં લાગે જેઠવો;
હુલ્યું હૈયામાંય હાલ્યો મારીને હાલામણો.
જોઈ નહીં જેતાવાવ, નવલખા ન્યાળા નહીં;
રામા પ્રોળના રાજ, આપત હોય તો પામીએ.
પીડીયાળે પંડગે, ચોરીએ ચડયા નહીં;
મુસકતે ઢોલે (અમારૂં) પંડડું પોખાણું નહીં.
ત્રાટકતી તાળીએ હાલામણસું હસ્યા નહીં;
અવઢવ રહીએ જામોકામી જેઠવા.

ઘોળી ઘુમલીની બજાર પંડય જવાળા પરજળે;
જાતાં જેઠારાણા આભપરો ઉદાસી થયો.
થેણુંને વને, (મારું) મન વીંટાણું વેલાંજી;
નીઝરને નેણે, હળ મેલ્યાં હાલામણે.
ઘટમાં મોં ઘાલે રાણા રડવાનું રીયું;
જેઠવો જાને, ગજકરણને ઘેલા કર્યા.

(છકડિયો)

હાલામણને કારણે ભગવો પેરૂં ભેખ;
પિયર મારું પાછું રીયું બેઠી બાળે વેષ,
બેઠી બાળે વેષ તે સાચી
સોન વરવા આવી તે જાય પાછી
વાલાં હતાં તે વેરી થયા શો કરવો ઉપદેશ.
હાલામણને કારણે ભગવો પેરૂં ભેખ.

(છકડિયો)

હાલો બાની બન ઢુંઢીએ મળી ઉડાડીએ મોર;
જેને ટોકે હાલામણ સાંભરે કાપે કાળજ કોર.
કાળજની કોર તે થાય
હાલામણ દેશવટે જાય
સોન કે શિયે વખોડી અમારી જોડય,
હાલો બાની બન ઢુઢીએ મળી ઉડાડીએ મોર.

આ વખતે હાલામણ પોતાનાં પ્રિય સ્થળોને મનથી જુહાર કરતો જાય છે.

મેલ્યું કાળુભારને કચોળિયું, મેલ્યું ભુંજેલું તળાવ;
જીવસાં તો મળશાં (નકર) ગઢ ઘુમલીને જુહાર.

(ક્રમશ)

## સોનલનો પ્રેમ

મૂળુ રાઢિયાની પુત્રી સોનલદે નથી માબાપને પૂછતી, નથી ઘરબાર કે કુળઆબરૂ જોતીઃ હું તો એને જ વરૂં, જે ચતુરસુજાણ મારી સમસ્યાઓ પૂરી કરે; ભલે એ રંક હો કે રાજબીજ: સમસ્યાનો ભેદુ મળ્યો, પણ દગો નીવડયો. કોઈકની મહેનતે કોઈક મને પરણવા માગતો હતો! દુહા પારખે હલામણ, અને સોન જાશે શું શિયાને! એ દગાની રમત રમનાર ભલેને ખુદ ઘૂમલીનો રાજા શિયોજી હોય; અંગાર લાગો એ ચોરના સૂંડી ભર્યા શણગારમાં. મને શું એ ગમાર ઘરેણાં લૂગડાંની લાલચુ લેખે છે! ના, ના.

અને શિયા! તને હું પરણું તે કરતાં તો તને કાળો સાપ કરડે. વહાલા હલામણ! અહીંથી તારો વડીલ તને દેશવટો દિયે છે. રાજવારસો આંચકી લ્યે છે, તો ય ફિકર નહિ. તને વરવા આવેલી સોન પાછી નહિ જાય. હાલો હલામણ મારા બરડા દેશમાં. હું મારા મોરાણે ગામે માંડવો નાખીશ. ત્યાં જુગતે કંસાર જમીને ગળામાં વરમાળ પહેરશું. – (સ્વ. મેઘાણીભાઈ)

# "કલાપી કયા ચીજ હૈ?"

(ગયા અંકથી પૂરું)

જયમલ્લ પરમાર

ગયા અંકમાં જણાવ્યું છે તેમ "કલાપી કયા ચીજ હૈ?" એવી લાલસિંહ જમાદારની જોહાકીએ અમારા માથે રામકહાણી રાખી. જો કે મારવાના જુદા જુદા મુદ્દાઓ ઊભા કરીને અન્ય રીતે મારવાનું પણ ચાલુ જ હતું.

વ્રજપુરની કચ્ચી જેલની ડેલીમાં આ પોલીસો અને જમાદારનો બેડો પડયો રહેતો. ડેલીની દીવાલ ઉપર હથિયારો ટીંગાયેલાં રહેતાં. જ્યારે અમને મારવા કે ધમકાવવા અમારી ઓરડીએ આવે ત્યારે બે સિપાહી એની સાથે હથિયાર બંધ રહેતા.

મારી ઝૂડી દબડાવીને માફી મગાવવાની ચાલ તો દીવાન માનસિંહજીની પહેલેથી જ હતી. રાજ્ય વિરુદ્ધ ફરિયાદ રાજ્ય કદી સહન ન કરતું, પ્રથમ તો સાંભળતું જ નહિ અને ફરિયાદ કરનારાઓ માથે તરત જ સીતમ ગુજરવામાં આવતો.

આ કાંઈ નવી વાત ન હતી. ઘણું કરીને સને ૧૯૧૧–૧૯માં અમલદારોનો ત્રાસ સહન ન થવાથી ૭૦૦ જેટલા મહાજનના વેપારીઓ રાજસાહેબને મળવા ગયેલા. એમને મળવા તો ન દીધા પણ સાત-સોને ય એક ડેલામાં પૂર્યા. ધાક ધમકી આપી દબડાવ્યા. એમાંથી કેટલાકને જેલમાં લઈ ગયા. બાકીના બધાને ૩૬ કલાક ભૂખે તરસ્યે રાખી પરાણે માફી પત્રો લખાવેલાં. બહેન દીકરીઓ ખાવાપીવાનું લાવેલ એને પાછી કાઢેલ.

પણ ધ્રાંગધ્રા રાજ્યની બહાદુર પ્રજા એમ તૂટી ભાંગી જાય તેવી ન હતી. એક યા બીજા પ્રકારે સ્વદેશીનાં અને રાષ્ટ્રીય જુવાળનાં આંદોલન ચાલુ રાખેલાં. ૧૯૩૦ના સત્યાગ્રહકાળ દરમ્યાન તો ચળવળ ચાલુ રાખવા માટે પ્રજા માથે ખૂબ દમન થયું. ભાઈઓની સાથે બહેનો ઉપર પણ લાઠીચાર્જ કરેલો. અગ્રેવાનોને વારંવાર પકડી પકડીને એમના ઉપર સીતમ ગુજારવાનું તો ચાલુ જ હતું.

દીવાન માનસિંહજીએ ધ્રાંગધ્રા રાજ્યને પાડીને પાધર જેવું બનાવી દીધેલું. એમાં કાઠિયાવાડ રાજકીય પરિષદ ધ્રાંગધ્રામાં ભરવા પ્રજાએ નિર્ણય કર્યો. એમાંથી સત્યાગ્રહ શરૂ થઈ ગયો.

ગાંધીજી અને સરદાર વલ્લભભાઈ સત્યાગ્રહ કરવાની તરફેણમાં નહિ. કારણ કે બ્રિટિશ રાજના અંત સાથે જ દેશીરાજ્યોનો અંત આવવાનો હતો. વળી પ્રજા લાંબા કાળના સત્યાગ્રહ માટે પૂરી કેળવાયેલ ન હોય. બહારના સત્યાગ્રહીઓના બળે લડત બહુ લાંબી ન ચાલે. પણ ફૂલચંદભાઈ ધ્રાંગધ્રા રાજ્યનો જોર જુલમ સાંખી શકેલ નહિ. બીજી બાજુ ૧૯૩૨-માં બ્રિટિશહકુમત તળેના ભારતમાં સત્યાગ્રહ શરૂ થઈ ગયેલ અને ધ્રાંગધ્રા સત્યાગ્રહનાં પાણી ઓસરી ગયાં.

આ તકનો લાભ લઈને ધ્રાંગધ્રા રાજ્યે સત્યાગ્રહીઓને માફી મગાવીને છોડવા માટે કૈંક કાવાદાવા ખેલ્યા. એના અન્વયે લાલસિંહ જમાદાર અમને એક પછી એક ડેલીમાં બોલાવીને મારી નાખવા સુધીની ધમકી આપીને માફી મગાવવા પ્રયત્ન કરતો રહ્યો. અમારામાંથી જયંતીભાઈ ટોળિયાના વાળ ઝાલીને ભીંત હારે કેટલીયવાર અફળાવેલ અને સારી પેઠે મારેલ. એ જ રીતે શ્રી. રતુભાઈ અદાણીનો પણ વારો કાઢેલ. વ્રજપુરની એ કાચી જેલની કોટડીઓમાં તે ઉપરાંત સર્વ શ્રી મોહનલાલ સોપાન, ડેવીડભાઈ હીગીન્સ સુરેશ બાબરીઆ, કાન્તિભાઈ મ. શાહ બાલકૃષ્ણ વૈદ્ય, મનુભાઈ પંચોળી, ગિરધરલાલ પારેખ, રતુભાઈ કોઠારી, પુરુષોત્તમ જેચંદ મહેતા, નંદલાલ ઠક્કર, ઈશ્વરભાઈ મો. દવે. ખીમચંદ દરજી, નટવરલાલ નાગરદાસ, નરોત્તમ હરગોવિંદ અને બે બહેનોમાં શ્રી. ગંગાબહેન તથા લક્ષ્મીબહેન દરજી હતા. એમાંથી શ્રી. હૃદયકાંત ઓઝા અને ભીખુભાઈ ધ્રુવની વાત અગાઉ કરી ગયો છું.

આ સૌના માથે જે વીતી છે એની રોમાંચક એવી એક એક વીતકકથા ભરાય બધી જેલોની દેખભાળ કરનાર પોર્ટ ઑફીસર શ્રી. રામસિંહજી જમાદાર લાલસિંહને અમને દબડાવે એવી સૂચના આપતા જતા હશે પણ અમારી સાથે બહુ સલુકાઈથી વર્તતા.

એક દિવસ વ્રજપુરની મુલાકાતે આવતા અમારા પ્રત્યે થોડો થોડો સદ્ભાવ વ્યક્ત કરતાં અમે કહ્યું કે "બધું સહન થાય છે, પણ આ 'કલાપી કયા ચીજ હૈ?' એ સહન નથી થતું." વિગતવાર વાત સાંભળતાં એ તો હસી હસીને ઊંધો પડી ગયો. લાલસિંહ જમાદારને એણે સમજાવ્યું કે લાઠી ઠાકોર સાહેબે પોતાનું ઉપનામ કલાપી રાખેલું. કલાપી એટલે મોર થાય. એમાં બીજી કોઈ રાજકીય ગંધ નથી. ત્યારે લાલસિંહ 'જી' કહીને પગ પછાડી, સલામ ખેંચીને ઊભો રહ્યો.

રામસિંહજીએ ત્યારે મોહનભાઈને પણ એમની ઓરડીમાંથી અમારી ઓરડીમાં બોલાવ્યા અને અલકમલકની વાતો કરી સાહિત્ય અને સંગીતની રસપૂર્વક ચર્ચા કરી. એનો મૂળ હેતુ સત્યાગ્રહ ખોટો છે એવું અમારા મનમાં ઠસાવવાનો હતો.

અમારા માથે તો જે વીતવાની હતી તે વીત્યા કરતી હતી, પણ જે સત્યાગ્રહીઓનું મૂળ વતન ધ્રાંગધ્રા હતું એમને અમારાથી વિખૂટા પાડીને ધ્રાંગધ્રાની પાણી જેલમાં લઈ જવામાં આવતા અને તેમને આકરી સજા કરવામાં આવતી. અમારી ટુકડીમાંથી એ રીતે ઈશ્વરભાઈ મો. દવેને ધ્રાંગધ્રાની જેલમાં લઈ જવામાં આવેલા અને જેલમાંથી છોડયા ત્યાં સુધી ભારે સજા ભોગવતા રહેલા.

આ વ્રજપુર ગામમાં અમારા સિવાય બીજા સત્યાગ્રહીઓને પણ રાખવામાં આવેલા તે તો અમને જેલમાંથી છૂટયા પછી ખબર પડી. કરાંચીથી શ્રી. રાઘવજી વાઢેર ટુકડી લઈને સત્યાગ્રહ કરવા આવેલા તેમના ઉપર બહુ જુલમ ગુજારેલો. એ ટુકડી માંહેના એક ભાઈ રતનશી રૂડાને પેટ્રોલના ડબામાં ભરેલું ગરમ થઈ ગયેલું પાણી પીતાં ઉલટી થયેલી, ચક્કર આવ્યાં. એણે એ માટે કાંઈ દવા હોય તો આપવાની માગણી કરતાં પોલીસો એના ઉપર તૂટી પડયા. પછી કહે માથું દુઃખે છે ને? એમ કહી એનું માથું ભીંત સાથે અફળાવીને કહે 'લે હવે ઊતરી ગયું ને?' આથી રતનશીએ ખાવાનું છોડયું તો રોજ પોલીસો એને ખવરાવવા મૂઢ માર મારે. આમ લાગલગાટ ત્રણ દિવસ સુધી એમને ઢોર માર મારતા રહ્યા અને પરાણે ખવરાવવાનો પ્રયત્ન કરતા રહ્યા. રતનશીભાઈને આમ અધમુઆ કરી નાખેલા. ધ્રાંગધ્રાની પ્રજાએ ખૂબ ઝીક ઝાલેલી, પણ સત્યાગ્રહ લાંબો ન ચાલ્યો.

અમને જેલમાંથી છોડી મૂકવાના દિવસે સૌને ભેગા બેસાડયા. અમારામાંના કેટલાંકનાં કથળેલાં શરીર જોઈને અમને ખૂબ લાગી આવ્યું. પોલીસો અને જમાદાર અમારા ઉપર હજી કડક પહેરો ભરી રહ્યા હતા. અમે એકબીજાની તબિયતની વાતે ચડયા. એમાંથી કાંઈક ટમેટાના સુપની વાત નીકળી. જમાદારને ટમેટાના સુપને બદલે રાજની ટીકા કરતા હોઈએ એવી ગંધ આવી. એટલે એકદમ હુકમ ફેંકયો કે "બાતચીત બીલકુલ બંધ."

જેમ ત્રાડ મારે તેમ હુકમ કર્યો. અમે તો સડક થઈ ગયા કે આવો હુકમ એણે કેમ ફેંકયો? થોડીવારે મોહનભાઈએ જમાદારને સમજાવવાની કોશીશ કરી કે 'અમે તો તબિયત સુધારવા ઘેર જઈને ટમેટાનું સુપ પીવાની વાત કરતા હતા, બીજી કોઈ વાત અમે નહોતા કરતા.' પણ જમાદાર કહે નહિ એટલે નહિ.

અમે તો ઉકળાટભરી શાંતિ પકડીને બેસી રહ્યા પણ જમાદારને થયું હશે કે આમાં કાંઈ 'કલાપી' જેવું કાચું કપાયું હશે ને ઉપરી અમલદાર રામસિંહજી આવીને પૂછશે તો હું શું જવાબ આપીશ આવા કોઈક ખ્યાલથી પરેડ કરતા પોલીસોને જેમ 'એટેન્શન!' નો ઓર્ડર આપે એટલા જ જોરથી અમને હુકમ ફરમાવ્યો કે "વાત કરો!"

જોરથી હસી પડવાનું અમે સૌએ ખાળી રાખ્યું પણ મોઢાં કોઈનાં અછતાં ન રહ્યાં. આવી જેલમાંથી ૧૯૩૯ની શરૂઆતમાં છૂટીને અમે પાછા દેશવ્યાપી સત્યાગ્રહમાં જોડાઈ ગયા. પણ ધ્રાંગધ્રાની પ્રજાનાં સ્વાર્પણ અને સત્યાગ્રહીઓનો ભોગ અફળ



[અનુ. પૃ. ૪૩૪

# અરમાં

ગોવિંદભાઈ શિહોલ

"બેટા ! મેરી ફરિયાદ તો તુમ લીખિયો, લેકીન સહી તો મૈં નહીં કરૂંગી"

વોર્ડ ઑફિસ પર એક જૈફ પઠાણ બુઢ્ઢી કોઈની ફરિયાદ લખાવવા આવેલી પરંતુ એની માગણી હતી કે ફરિયાદના લખાણ ઉપર સહી તો નહીંજ કરું. પાછળથી ખબર પડી કે સહી કરવામાં એણે ચાલીનું જમાદારપણું ગુમાવેલું. એની હકીકત આ પ્રમાણે હતી.

તેની ઉંમર આશરે ૭૦ વર્ષની હતી. તેના પતિ સાથે પઠાણની ચાલીમાં તે ૪૦ વર્ષથી રહેતી હતી. તેનો પતિ ચાલીમાં જમાદાર હતો, પરંતુ કમનસીબે એક કોમી હુલ્લડમાં તે માર્યો ગયો હતો. તેનો જુવાન દીકરો પણ મુંબઈમાં કોમી હુલ્લડનો ભોગ બન્યો હતો, અને ત્યાર પછી બુઢ્ઢી પોતાનું એકલું-અટૂલું જીવન ભાડાની ઓરડીમાં વિતાવી રહી હતી પણ એની જમાદારી ચાલુ રહી હતી. ચાલીના શેઠે એને પૈસા આપવા ચાલુ રાખેલા. પણ પાછળથી બંધ કરી દીધેલા. એક વાર પગારના-વાઉચર પર સહી કરાવી જમાદારીનું રાજીનામું લઈ લીધું. પાછળથી ખબર પડતાં એણે શેઠને સમજાવ્યા, પણ શેઠે પૈસા આપવાની તો ના જ કહી. માત્ર જીવશે ત્યાં સુધી મકાનમાં રહેવા દેવાની ખાત્રી આપી.

ત્યારથી જ એણે ક્યાંય સહી ન કરવાનો મનોમન નિર્ણય કરેલો. અને તેથી જ બુઢ્ઢી મને પણ, હું જાણે તેનું કંઈક લઈ લેવાની લાલચે સહી ન માંગતો હોઉં તેમ શંકાપૂર્વક જોઈ રહી, અને બોલતી રહી; "સહી તો મૈં નહીં કરૂંગી બેટા ! મેરી જમાદારી જો ચલી ગઈ." આખરે સહી કરાવવાનું માંડી વાળી, આગળ હકીકત જણાવવા કહ્યું

એણે કહ્યું કે ઘર આંગણે જ ચણા, મમરા, ખાટીમીઠી ગોળી અને એવું બધું પરચુરણ વેચવાનો ધંધો કરીને હું મારું ગુજરાન ચલાવું છું. પરંતુ ચાલીના ચાર પાંચ માણસો મને હેરાન કરે છે. ઘરમાં આવીને ગમે તે વસ્તુ લઈ જાય છે, પૈસાય ક્યારેક પડાવી જાય છે, ઉપરથી મારી નાખવાની ધમકી આપે છે. હજુ ગઈ કાલે જ એને ગડદાપાટુનો માર પડેલો તે મને બતાવવા લાગી. ચાલીના બીજા ભાડુઆતો પણ પેલાઓથી ડરે છે, એટલે, વચ્ચે કોણ પડે ? તે દિવસે ગાંજાની ચલમ સળગાવવા એના ખાટલાની કાથી પેલા લોકો કાપી જતા હતા એમ કરવાની ના પાડી એજ એનો ગુનો હતો.

ક્યારેક ક્યારેક પોલીસમાં ફરિયાદ કરવા જાય ત્યારે ય અગાઉથી પેલા પહોંચી ગયા હોય, અને આ તો પાગલ છે, એનો ધણી અને છોકરો હુલ્લડમાં મરી ગયા પછી પાગલ થઈ ગઈ છે, અને ગમે તેને ગાળો જ બોલ્યા કરે છે એવું કહીને ડોશીનું સાંભળવા જ ન્હોતા દેતા. ઉપરાંત ક્યારેક પોલીસ ફરિયાદ લખે તો એ પાછી સહી કરવાની જ ના પાડે, પરિણામે પોલીસ ખાતું કશું જ કરી શકેલું નહિ.

આખરે કોઈના કહેવાથી તે વોર્ડ ઑફીસે મારા પાસે આવેલી. અને મને વારંવાર કહેવા માંડી કે: "બેટા ! મરનેવાલોંકી યાદ લેકે મૈં યહાં પડી હૂં. વો લોક કહેતે હૈં યહાં સે ચલી જા, લેકીન મૈં કહાં જાઉં?" કભી સોચતી હૂં કી વતન ચલી જાઉં, લેકીન કૈસે જાઉં. વહાં મેરા કૌન હૈ ? જો થે વો તો યહાં કબર મેં સોતે હય ઉનકો છોડકર મૈં કૈસે જાઉં ? ઉનકે સાથસાથ મુઝે ભી યહાં કબરમેં સોના હૈ બેટા !" અને તે રડવા લાગી.

ખૂબ જતનપૂર્વક ચીંથરામાં વીંટાળેલી એના ખાવિંદની છબી એણે મને બતાવી. અને કહેવા લાગી.

'દેખા થા આપને કભી ઉનકો ? ઔર ઉનસે ભી બડા જોરાવર થા મેરા લડકા. આપને શાયદ નહીં દેખા હોગા. લેકીન કૈસે દેખ સકતે ? "વો તો મુંબઈ મેં રહેતા થા ના !" અને કલ્પનામાં જાણે મુંબઈનું એના દીકરાનું જીવન ના જોઈ રહી હોય એમ દૂર દૂર નજર દોડાવી રહી.

એના દિલમાં ઊભરાયેલા દુઃખનો પડઘો એના

ઓાં પર દેખાઈ આવતો હતો. એના દીકરા વિષે વધુ જાણવાની મારી ઈચ્છા તો હતી જ, કેમુંબઈમાં શું કરતો હતો? પરણાવ્યો હતો કે નહીં? વગેરે, પણ પૂછવાનું માંડી વાળ્યું.

થોડીવાર પછી એણે મૂળ વાત કહેવા માંડી: "હાં તો બેટા! અબ મુઝે વો લોક રહને દેંગેના?"

મેં કહ્યું: "જરૂર. હું એમને સમજાવીશ, અને હવેથી તેઓ તમને કોઈ તકલીફ નહીં આપે, સુખેથી રહેવા દેશે" આવી મેં ખાત્રી આપવા માંડી. પરંતુ એ તો બેધ્યાન પણે બોલતી રહી કે:

"વો મુઝે મારડાલના ચાહતે હૈ, લેકીને મૈં કૈસે મરતી?" અને એકદમ ઉત્સાહથી કહેવા લાગી કે: 'ઉસદીન તો વો મુઝે મરી સમજકે હી ચલે ગયે થે.' અને આછા હાસ્ય સાથે ઉમેર્યું: "લેકીન મૈં મરી નહીં થી બેટા! હા મેરા એક હાથ તૂટ ગયા થા ઔર ખોપરી ફૂટ ગઈ થી લેકીન ક્યા ઈતનેસે મૈં મર સકતી હું બેટા!' અને પછી તો એ વખતના આખાયે પ્રસંગનું એણે નીચે મુજબ વર્ણન કર્યું જે સાંભળીને મારું દિલ કંપી ઊઠયું.

છેલ્લું કોમી હુલ્લડ થયેલું ત્યારે, રાતના બાર વાગ્યે ચાર પાંચ જણ એના ઘેર આવ્યા અને કમાડ ખોલવા કહ્યું. એણે કમાડ ખોલ્યું, અને તેઓ તેના પર તૂટી પડયા. લાકડી, હંટર, ગડદા પાટુ વગેરેથી માર મારવા લાગ્યા. એણે થોડો સામનો તો કર્યો જ પરંતુ આખરે પટકાઈ ગઈ. લાકડીના ફટકા લગાવીને તેનું માથું ફાડી નાખ્યું, હાથ ભાંગી નાખ્યો અને જ્યારે બેહોશ બની ગઈ, અને તેઓને ખાત્રી થઈ કે મરી ગઈ છે ત્યારે જ તેઓએ એને છોડી: ત્યાર પછી કોઈએ પોલીસમાં ખબર આપી. પોલીસે એને દવાખાનામાં દાખલ કરાવી પરંતુ ૧૫ દિવસમાં જ દવાખાનેથી આપમેળે ચાલી આવેલી.

વધારે વખત દવાખાનામાં કેમ ન રહ્યાં? તેના જવાબમાં તેણે જણાવ્યું કે; "મેં વહાં કૈસે રહ સકતીથી મેરા ઘર જો સુના પડાથા!"

પોલીસે ફરિયાદ લખેલી કે નહીં? જવાબમાં તેણે જણાવ્યું કે "પોલીસે લીખા તો થા. લેકીન વો મુઝે કહને લગે, મારને વાલોં કા નામ લીખાવ. અબ બતાવ બેટા, મૈં નામ કૈસે લીખાતી?"

મેં કહ્યું 'નામ તો બતાવવાં જ પડે ને? શા માટે નામ ન આપ્યાં?' તેના જવાબમાં એણે જે કહ્યું તે સાંભળીને હું ઠરી જ ગયો. એ કહેતી હતી.

મૈં નામ કૈસે લીખાતી? બેચારે વો તો અભી બચ્ચે હય, નાદાન જો ઠહરે ઔર ઉનકા બીબી બચ્ચા જો થા, ઉનકા ફીર કૌન? ઔર વોતો નાદાની કર બૈઠે લેકીન મૈં કૈસે કર સકતી? ઔર મૈં તો બુઢ્ઢી હું, કલ મર જાઉંગી, લેકીન વો બેચારે જવાન લડકે ઉનકો જેલમેં કૈસે ભીજવાતી? ઔર અચ્છાહી હુવા કી મૈંને નામ નહીં બતાયે વર્ના આજ વો જેલમેં હોતે."

મેં કહ્યું; 'પણ આજેય એ તમને હેરાન તો કરે જ છે ને?' આ સાંભળી મને બોલતો અટકાવી એણે કહેવા માંડયું "નહીં નહીં બેટા! વોતો અબ મુઝે મારતે નહીં હય અબ તો વો હયના" કહીને એણે ત્યાં । એક ભાડુઆતનું નામ બતાવી કહેવા લાગી 'વો મેરે પીછે પડે હૈ, સગે ભાઈ કે સાથ તો ઉસકો બનતા નહીં હય, અબ કહાં જાકે રહે' ઈસ લિયે વો મેરી ખોલી કી લાલચસે મેરી પીછે પડા હય. વો મુઝે નીકાલના ચાહતા હય, લેકીન જીતેજી તો યહાંસે મૈં નહીં નીકલુંગી.' અને નહીં નીકળવાનો દૃઢ નિર્ણય એના ચહેરાપર તરવરી રહ્યો.

મેં તેની વીગત જાણ્યા પછી આગળ તપાસ કરી. તેને ત્રાસ આપનારાઓને મળ્યો અને સમજાવ્યા. પરિણામે પેલા લોકોએ એને ત્રાસ આપવો બંધ કર્યો, એટલું જ નહીં આખી ચાલના ભાડુઆતો એને 'અમ્મા' કહીને બોલાવવા લાગ્યા.

પરંતુ "અમ્મા" બન્યા પછી બુઢ્ઢી વધારે જીવી શકી નહીં. જાણે 'અમ્મા' શબ્દો સાંભળવા જ ના જીવતી હોય! તેમ થોડા જ દિવસમાં ગુજરી ગઈ. મરતી વખતે હાજર રહેલા કહેતા હતા કે, પેલી ચીંથરે વીંટેલી તેના ખાવિંદની છબી તેની છાતીએ લગાડેલ હતી.

# મેઘાણી–માનવતાના મરમી

ડૉ. ઈશ્વરલાલ ર. દવે

શ્રી ઝવેરચંદ મેઘાણીને આપણે રાષ્ટ્રીય શાયર તરીકે ઓળખીએ છીએ. ગાંધીજી રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સ માટે ઇંગ્લૅન્ડ જતા હતા ત્યારે શ્રી મેઘાણીએ "છેલ્લો કટોરો" કાવ્યની રચના કરી અને ગાંધીજીની મનોવેદનાને આંતરસૂઝથી સમજી લઈ સચોટ અભિ-વ્યક્તિ સાધી :

'છેલ્લો કટોરો ઝેરનો આ : પી જજો બાપુ !
સાગર પીનાર : અંજલિ નવ ઢોળજો બાપુ."

આ કાવ્ય વાંચીને ગાંધીજીને થયું કે કવિ મારા હૃદયના ભાવ ક્યાંથી વાંચી ગયો ? ગાંધીજીએ તે વખતે એમને 'રાષ્ટ્રીય શાયર'નું બિરુદ આપ્યું. આ બિરુદ "કોઈનો લાડકવાયો" અને "સૂના સમદરની પાળે" નાં શૌર્યાન્વિત કાવ્યોથી વધુ સાર્થક થયું છે.

ગુજરાતી કવિતામાં 'રાષ્ટ્રીય શાયર" કોઈને કહી શકાય તેમ હોય તો તે મેઘાણીને જ કહી શકાય તેમ છે. તેમ છતાં શ્રી મેઘાણીનાં વ્યક્તિત્વ, જીવન વિશે વિશેષ વિચારતાં એમ જણાય છે કે મેઘાણીની ભીતરની તાકાત માત્ર રાષ્ટ્રીયતાના રંગ પર નિર્ભર નથી. રાષ્ટ્રીયતાના બુલંદ નાદથી એ મેદાન મારી જાય છે અને લોકમેદનીને ડોલાવે છે, પરંતુ "કસુંબીનો રંગ" ના કવિની આંતરિક તાકાત વધુ દૃઢ રૂપની છે, તેમાં એમની પ્રતિભાનો એક જુદો જ વિશિષ્ટ ઉન્મેષ છે. કદાચ ભીતરમાં એ જ છે. અને તેની બુલંદ અભિ વ્યક્તિ રાષ્ટ્રીયતાના પડકારમાં છે. આ અંતરિક તાકાત કઈ છે ? મને લાગે છે કે મેઘાણીમાં માનવતાની સમૃદ્ધ ભાવના છે. માનવતાવાદી જીવનદૃષ્ટિનું સામર્થ્ય છે. માનવીય સંવેદનશીલતાની જે માર્મિક, ઉત્કટ અને સૂક્ષ્મ ભાવાનુભૂતિ છે, તે જ મેઘાણીનાં વ્યક્તિત્વ, જીવન અને સર્જનનું ખરું સ્રોત છે.

કેટલીક વાર મેઘાણીને 'સોરઠી સાહિત્યકાર' તરીકે ઓળખવામાં આવે છે. મેઘાણીના સાહિત્યમાં સોરઠી સંસ્કૃતિ ને કસુંબલ રંગ મહેકે છે. સોરઠી લોકજીવનનો રંગ એમાં જાણ્યે અજાણ્યે આવ્યા વિના રહેતો નથી. સૌરાષ્ટ્રની મધ્યકાલીન સંસ્કૃતિની સંધ્યા પૂરી થવા આવી, એવે વખતે ઈશ્વરે મેઘાણીને મોકલ્યા. મેઘાણી દ્વારા કાલદેવતાએ મધ્યકાલીન સોરઠી સંસ્કૃતિનું યુગ–સત્ત્વ સાહિત્યમાં કંડારી દીધું. આ રીતે મેઘાણી 'સોરઠી સાહિત્યકાર' છે અને એમના સાહિત્યમાં સૌરાષ્ટ્રની જૂની સંસ્કૃતિની મહેક છે, એમ કહી શકાય તેમ છે. તેમ છતાં મને લાગે છે કે સોરઠી સંસ્કૃતિના આલેખન પાછળ પણ ચાલક બળ ઉપર કહ્યું તે માનવતાવાદી દૃષ્ટિનું જ છે.

મેઘાણીનાં વ્યક્તિત્વ, જીવનપ્રસંગો અને સાહિત્યસર્જન એ ત્રણેયમાં આ માનવતાવાદી દૃષ્ટિનું સાતત્ય, અનુસંધાન અને સામંજસ્ય છે. મેઘાણીના વ્યક્તિત્વનો આ અગ્રિમ અંશ એમના સાહિત્યનો પણ અગ્રિમ અંશ બન્યો છે. મેઘાણીએ શ્રી રવિશંકર મહારાજના અનુભવોને વાચા આપતા પુસ્તકનું "માણસાઈના દીવા" નામ આપ્યું છે. "માણસાઈ"– "માનવતા" એ જ એમની દૃષ્ટિએ ખરો માનદંડ છે.

મેઘાણી માનવતાના પરમ ઉપાસક અને અત્યંત ઉત્કટ પ્રકારની માનવીય સંવેદનશીલતા ધરાવનાર સર્જન હોવા ઉપરાંત આ વૃત્તિમાંથી જ નિષ્પન્ન થયેલી એમની એક આગવી વિશિષ્ટતા નાના ગણાતા માણસમાં રહેલી મોટાઈ દર્શાવવાની છે. ખરેખર મોટા માણસો કે કહેવાતા મોટા માણસો કરતાં એમની નજરે એવા કેટલાક નાના માણસો વસી ગયા છે કે જે ખરેખર મોટા માણસો જેવા કે તેમના કરતાંયે વધારે સત્ત્વશીલતા ધરાવતા હોય. આપણી સંસ્કૃતિના ખરા સ્તંભો આવા ગૌરવવંતા નાના માણસો છે. એમનાં કાર્યનું ફલક નાનું હોય છે, તેથી એમની ત્યાગ

ભાવના, માનવતા, ઉદારતા વગેરે બહાર દેખાતા નથી કે તેની લોકપ્રસિદ્ધિ થતી નથી. લોકપ્રસિદ્ધ હોય તેના કરતાં એમનાં બલિદાનો મોટાં હોય છે. આવા અજ્ઞાત ગાંધી કે અજ્ઞાત બુદ્ધ, અજ્ઞાત ઈસુ કે અજ્ઞાત રામકૃષ્ણ, અજ્ઞાત મીરાં કે અજ્ઞાત સાવિત્રી – નાના ફલક પર કેટલાક હોય છે, જેના પુણ્યને લીધે આ પૃથ્વી પાંગરે છે. આ અજ્ઞાત નાના માણસોની આ અજ્ઞાત મોટાઈમાં એમને શ્રદ્ધા છે. કથાઘટકો (Motif)માં આ એક નવા કથાઘટકનો ઉમેરો મેઘાણીએ પોતાની પ્રતિભાના ઉન્મેષમાંથી કર્યો છે.

મેઘાણીના સાહિત્યમાં આ નાના માણસમાં રહેલી શુદ્ધ ભાવનાને કારણે કેટલીકવાર શક્તિસ્રોતનો ધોધ વહે છે. કથાસાહિત્યમાં મેઘાણીએ ઉમેરેલું આ નવીન, ભાવનામૂલક, તાજગીસભર કથાઘટક છે, જેમાં મેઘાણીની માનવતા વિશેની શ્રદ્ધાનું સિંચન થયું છે. કેટલાંક દૃષ્ટાંતોથી આ બાબત સ્પષ્ટ થશે. 'વેવિશાળ'માં બે પાત્રો આવા પ્રકારનાં છે. એક પાત્ર ભાભુનું છે અને બીજું દીપચંદ શેઠનું છે. ભાભુમાં આખા જગતને – પોતાના ક્રોધાવિષ્ટ પતિને પણ – "બચાડા જીવ" ગણીને – ક્ષમા આપવાની દૃષ્ટિ છે તે આપણી સંસ્કૃતિનું એક આગવું તત્ત્વ છે. આમ જુઓ તો આવા પાત્રનું જગતમાં કોઈ મોટું સ્થાન નથી, પણ નાના ફલક પર એની જે વિશાળ ઉદારતા છે, તેનો કોઈ જોટો નથી. તેવી રીતે દીપચંદ શેઠનો ત્યાગ વિરલ છે. સતત માંદી રહેતી પત્નીની સેવામાં ગળાડૂબ આ માણસ કોઈનું પણ બૂરું કરે તેમ નથી જેની સાથે પોતાના દીકરાનું વેવિશાળ કર્યું તેની ફારગતી લખતી વેળા એની આરઝૂ એ છે કે જ્યારે સુશીલાને બીજે પરણાવવામાં આવે ત્યારે એને કંકોત્રી લખવામાં આવે. આવા માણસનો કશો ભાર પૃથ્વીને લાગે નહિ. એની ભાવના પણ અનન્ય છે. પત્ની જ્યારે મરણાસન્ન છે, ત્યારે પ્રભુ પાસે માગે છે કે આ સ્ત્રીને પેટે મને સંતાન તરીકે આવતા જન્મમાં અવતાર મળજો. લગ્નનો પાયો Sex ગણીએ છીએ, પણ અહીં Sex નું કેવું ઊર્ધ્વીકરણ થાય છે, તે જોવા જેવું છે. આવતા ભવમાં આ પત્ની મને મળજો, એમ નથી કહેતો, પણ એને માતા તરીકે ઈચ્છે છે, આ માણસ કેટલો પુણ્યશાળી જીવ છે, તેનો ખ્યાલ આ એક જ વાક્ય પરથી આવી જાય છે. આ માણસ જગતમાં મુફલીસ ગણાય. સમાજમાં એનું કોઈ સ્થાન નહિ. મોટા શેઠ એને તુચ્છકારી કાઢે, એનાં વસ્ત્રો મેલાંઘેલાં હોય, પણ એની માણસાઈ એટલી બધી મોટી છે કે આ જગતમાં જો ચાલી શકતું હોય તો આવા પ્રચ્છન્ન મહાન આત્માઓના પુણ્યપ્રવાહથી જ ચાલે છે. મેઘાણી જેવા પ્રતિભાશાળી સર્જકને જ અને તે પણ માનવતામાં અખૂટ શ્રદ્ધા ધરાવનાર સર્જકને જ આવું પાત્રવિધાન સૂઝી શકે. મેઘાણીની સર્જક તરીકેની શ્રદ્ધાનું અવલંબન આવા નાના માણસો છે. "તુલસી ક્યારો" માં સોમેશ્વર માસ્તર આવું ઉદાર ભાવનાવાળું પાત્ર છે. ખોટે માર્ગે ગયેલી પુત્રવધૂ કંચનને પોતાના વાત્સલ્યની પાંખમાં લઈ લેવાનું એની માનવતાને કારણે જ શક્ય બને છે. ખરો તુલસીક્યારો આવી માનવતાની ભાવનાનો છે તુલસીક્યારો અને એની પાસે મૂકાયેલો નાનકડો દીપક મેઘાણીની ભાવનાનાં આ પ્રતીકો છે. મોટાં મંદિરો અને મોટી મૂર્તિઓ નહિ પણ ઘર આંગણાનો તુલસીક્યારો, એનો નાનકડો દીવો–નાના માણસમાં રહેલી શુદ્ધ આંતરજ્યોતનાં પ્રતીકો છે.

મેઘાણીએ જે લોકકથાઓ આપી છે તેમાં આવા નાના માણસોની આંતરજ્યોતનાં દર્શન થાય છે. 'ઓળીપો' ને હું મેઘાણીની એક ઉત્તમ વાર્તા ગણું છું. તેમાં પોતાના પતિ પરના પ્રેમને વ્યક્ત કરવા એ મેર કન્યા ઘર પર ઓળીપો કરીને ઊજળું કરવામાં મગ્ન છે. પોતાના હૈયામાં પતિના પ્રેમ માટે જે ઉજ્જવળ ભાવ છે, તેની જ ઉજ્જવળતા ઓળીપામાં લાગે છે. એનાં માબાપ એના પર સાસરિયામાં ત્રાસ ગુજારે છે, એમ માનીને એને પિયરથી પાછી મોકલતા નથી. સુશીલ દીકરી ઘણી ના કહે છે. પોતાના અંતરમાં પતિ માટે કેટલો પ્રેમ છે, એ કહી શકતી નથી; બીજે પરણાવે છે ત્યાં રહી શકતી નથી. નથુને અનેક સંદેશા મોકલે છે, પણ સાસુ – સસરાએ અપમાનિત કરેલ નથુ આવી શકે તેમ નથી. છેવટે રૂપી દુહા ગાતા ગાતા આવતા નથુની કાલ્પનિક મૂર્તિ ઝંખતી ધૂનામાં ઝંપલાવે છે.

નાનકડું ઘર, નાનકડી નાર, નાની મઝાની ભાત પાડતો ઓળીપો – પણ એમાં રહેલી હૃદયની ઊંચામાં ઊંચી ભાવના મેઘાણીની કલમમાંથી નીપજી શકે.

મેઘાણીનું શ્રદ્ધાનું અવલંબન બનેલો જટો હલકારો જુઓ. રજપૂત પતિ રજપૂતાણીને બચાવવા માટે કોળીઓ સામે થઈ શકતો નથી, પણ ટપાલથેલી લઈને નીકળેલો જટો હલકારો સાત કોળીના પ્રાણ લઈને પડે છે ત્યારે રજપૂતાણી પણ આ જટા હલકારાના શબને ખોળામાં લઈને સતી થાય છે ('જટો હલકારો'). નાના માણસમાં રહેલી આ પ્રચ્છન્ન અણુશક્તિનો વિસ્ફોટ છે.

સમગ્રતયા જોઈએ તો મેઘાણી એટલે માનવતાના મરમી, માનવીય સંવેદનશીલતાના શિલ્પી અને નાના માણસમાં રહેલી શુદ્ધ ભાવનાશીલતાની આંતરજ્યોતમાં અખંડ શ્રદ્ધા ધરાવનાર સમર્થ સર્જક. *

---

* બોરીવલીમાં (મુંબઈ) યોજાયેલા તૃતીય સાહિત્ય સમારોહમાં તા. ૫–૧૦–૮૦ના રોજ 'મેઘાણી એક સાહિત્યિક મૂલ્યાંકન'ની બેઠકમાં રજૂ થયેલ નિબંધમાંની કેટલીક કંડિકાઓ.-

❁

પૃ. ૪૮૯થી ચાલુ]

ન ગયાં ૧૯૪૬માં એ જ ધ્રાંગધ્રાના ગાદીનશીન રાજસાહેબ મયૂરધ્વજસિંહજીના સહકારથી કાઠિયાવાડ રાષ્ટ્રીય પરિષદની બેઠક ઘણી મોટી ધામધૂમથી દ. શ્રી. ગોપાળદાસના પ્રમુખપદે ભરાઈ. પરિષદના આ છેલ્લા અધિવેશનમાં સૌરાષ્ટ્રનાં ૨૦૨ રજવાડાંનું એકીકરણ કરીને સૌરાષ્ટ્ર રાજ્યનું એકમ કરવાનો ઐતિહાસિક ઠરાવ ત્યારે ભારે ખુશાલી સાથે પસાર થયો ને ૧૯૪૭માં તે ચરિતાર્થ થતાં સૌરાષ્ટ્ર રાજ્યની રચના થઈ પણ ફૂલચંદભાઈ એ જોવા નહિ પામેલા. સૌરાષ્ટ્ર રાજ્યનું મુંબઈ રાજ્યમાં એકીકરણ થયું એમાંથી ગુજરાત રાજ્ય અસ્તિત્વમાં આવ્યું, પણ હજી લોકો સૌરાષ્ટ્ર રાજ્યને યાદ કરે છે.

✳

ખેલે બાજી સોગઠાં, કદી ખોતરે કાન<br>
ભરે ઉકેલી બાટલો, નવરા તણું નિશાન,

કાં તો કર લમણે ધરે, અવલોકે આસમાન;<br>
છરી ઘસે મસ્તક ખણે, નવરા તણું નિશાન.

મુખમાં ઘાલે આંગળી નખ લે કદી નાદાન;<br>
જતાં–આવતાં જણ ગણે નવરા તણું નિશાન.

હાથે ભાંગે તણખલાં, કરે ગપાટા ગાન;<br>
ભૂ ઉપર આંકા કરે, નવરા તણું નિશાન.

ઘડીએ ઘડીએ દર્પણ જુએ, દે પિચકારી પાન;<br>
ભાંગી બાંધે પાઘડી, નવરા તણું નિશાન.

હેઠો નવ હોકો ધરે, તવા ચલમનું તાન;<br>
ભાંગ પીએ ગાંજા પીએ, નવરા તણું નિશાન.

અળગો ન રહે અમલથી, ઇચ્છે રંગ રસાણ;<br>
ના નહીં એકે વાતની, નવરા તણું નિશાન.

ચિંતા તજી ચોવટ કરે, મનમાં ધારે મ્રાત;<br>
સૌનો સંગાતી બને, નવરા તણું નિશાન.

ઓળે કેશ ઘડી ઘડી, ઝંખે જાવું જાન;<br>
જતન કરે જોડા તણું, નવરા તણું નિશાન.

કાં નીંદા કોઈની કરે, કાં તો કરે વખાણ;<br>
આઘો જઈ પાછો ફરે, નવરા તણું નિશાન.

# મધુસંપર્ક : લોકસાહિત્ય એક અભ્યાસ

શ્રીમાન્ તંત્રીશ્રી,

'ઊર્મિનવરચના' સપ્ટેમ્બર, '૮૦ના અંકમાં પ્રગટ થયેલ "લોકગીત એક અભ્યાસ" લેખની ટીકા એ કટોબર, '૮૦ના ઊર્મિનવરચનાના મધુસંપર્ક અંતર્ગત શ્રી નિરંજન રાજ્યગુરુએ કરી છે તે વાંચી આનંદ થયો. લોકસાહિત્યક્ષેત્રે આવી જાગરુકતા ખૂબ જ પ્રશંસનીય ગણાય. આ અંગે લેખક તરીકે મારે નીચેની સ્પષ્ટતાઓ કરવાની છે.

૧. લેખમાં આવેલ પંદરેક 'વિદ્વાનોનાં મંતવ્યો સામે ટીકાકારને સૂગ હોય તેમ લાગે છે. પણ વાસ્તવમાં કોઈ પણ સંશોધન લેખમાં વિદ્વાનોનાં મંતવ્યો અનિવાર્ય ગણાય; કોઈ વિદ્વાનના વિચારોને આપણા જ વિચારોમાં ખપાવવા તેના કરતાં તે વિદ્વાનને જ ટાંકવા શું વધુ ઉચિત નથી ?

૨. ટીકાકારનું બીજું કહેવું એ છે કે વિદ્વાનોનાં મંતવ્યો પરસ્પર વિરોધી સૂર કાઢે છે." વાસ્તવમાં વિદ્વાનોનાં મંતવ્યો પરસ્પર વિરોધી હોવાનાં જ. એક વિદ્વાને કહેલ હકીકતનું જ બીજો વિદ્વાન પુનરાવર્તન કરવાનો હોય તો તે કહેવાનો અર્થ શો?

૩. ટીકાકારે કેટલાંક સંદિગ્ધ વિધાનો ટાંક્યાં છે તેમાં લોકગીત માત્ર ગ્રામ્યજનોની જ અભિવ્યક્તિ નથી" આ વિધાન અને "આ જનસાધારણમાં મહદ્ અંશે ગ્રામવાસીઓ આવે છે" આ બે વિધાનોમાં ટીકાકારને તદ્દન ભિન્ન અર્થ ફલિત થતા લાગે તેમાં કંઈક ગેરસમજ છે. લોકગીતો એ મહદ્ અંશે ગ્રામજનોની અભિવ્યક્તિ છે પણ ગૌણ અંશે શહેરીજનોની પણ અભિવ્યક્તિ બને છે જે શહેરીજનો યંત્રયુગના ચળકાટથી દૂર હોય અને પરંપરાઓમાં જીવતાં હોય.

૪. "આ લેખમાં વ્યાખ્યાઓની ભરમારમાં લોકગીતને ગોટવી નાખવામાં આવ્યું છે" આ વિધાન પણ સત્યથી વેગળું છે. કેમકે એ લેખમાં લોકગીત અંગે જુદાજુદા વિદ્વાનોની વૈવિધ્યપૂર્ણ વ્યાખ્યાઓ આપ્યા પછી લોકગીતના સ્વરૂપને સ્પષ્ટ કરવા આઠ તારણો આપ્યાં જ છે. અહીં લોકગીતનું સ્વરૂપ ક્યાં ગોટવાઈ ગયું ?

૫. ભજનો અંગે પણ ટીકાકારની ગેરસમજ થઈ છે. નરસિંહ, મીરાં જેવાં કવિઓનાં ભજનો પર સર્જકની વૈયક્તિક અનુભૂતિની છાપ લાગી હોય છે. તેને લોકગીત ન ગણવાં તેવો લેખકનો મત સ્પષ્ટ જ છે. વળી લોકગીતનું નિર્માણ વ્યક્તિ અથવા વ્યક્તિઓ જ કરવાના છે પણ તેમાં સમૂહિક ઊર્મિ ધબકાર સંભળાય છે. તેમાં સામુહિક ઉમેરણો અને ફેરફારો થતા રહે છે. આથી જ તો પ્રદેશે પ્રદેશે એક જ પ્રકારના ગીતના ઢાળ બદલાય છે. જે તે પ્રદેશના પરિચિત પશુપક્ષીઓ અને ઉપલબ્ધ જીવનોપયોગી સામગ્રી અને વેશભૂષા જુદાંજુદાં આવે છે. જ્યારે નરસિંહ-મીરાનાં ભજનોમાં ભાષાકીય ફેરફારો થયા હશે પણ તેનું હાર્દ અને વાતાવરણ તેનું તે જ જોવા મળે છે. Folklore Ecologyનો સિદ્ધાંત લોકગીતોને લાગુ પડે છે. નરસિંહ-મીરાનાં ભજનોને નહિ. શ્રીમાન્ જયમલ્લભાઈએ "ન્હાનાલાલના રાસ લોકરાસ કહેવાય ?" તે અંગેની ચર્ચામાં સ્પષ્ટ કર્યું છે કે લોકપ્રિય કવિ લોકવિ ન ગણાય. શ્રી શેખડીવાળા પણ આ જ બાબતને સ્પષ્ટ કરે છે.

૬. ટીકાકાર જણાવે છે કે "આ લેખનાં તારણોમાં શ્રી મેઘાણીભાઈ અને જયમલ્લભાઈ પરમારે પોતાનાં લોકસંસ્કૃતિ/લોકસાહિત્યવિષયક ગ્રંથોમાં જે સ્વરૂપ બાંધ્યું છે, જે તારણો આપ્યાં છે એ સિવાય કોઈ નોંધપાત્ર સામગ્રી કે વિધાન મળી શકતું નથી." જો આમ જ હોય તો ટીકાકારને આ લેખ અંગે કોઈ પ્રશ્ન ઉદ્ભવવો નહોતો જોઈતો કેમકે તેમને શ્રી મેઘાણી અને શ્રી જયમલ્લભાઈના ગ્રંથોમાંથી પ્રશ્નોનું નિરાકરણ મળી રહેત.

૩. ફેરલે ટીકાકારે અનેક પ્રશ્નાર્થ ચિહ્નો સાથે જે વંશ જન્માવી છે તે શિષ્ટ સાહિત્ય અને લોકસાહિત્યના ભેદ અંગેની છે. પ્રશ્ન છે કે

૧. લોકગીતો શિષ્ટ સાહિત્યનું ગૌરવ પ્રાપ્ત કરી બેસે?

૨. સાહિત્યિક મહત્ત્વ ગુમાવનારી કૃતિ લોકસાહિત્ય બની જાય? જવાબ છે હા. આચાર્ય હેમચંદ્રના અપભ્રંશ દુહાઓએ સાહિત્યિક ગૌરવ પ્રાપ્ત કરી લોકગીતપણું ગુમાવ્યું છે. કેટલાંક લોકપ્રિય લોકગીત આજે ફિલ્મી દુનિયામાં પ્રવેશીને ફેરફારો સાથે શિષ્ટ સ્વરૂપ પામ્યાં છે તેમાં લોકતત્ત્વ કુંઠિત બન્યું છે. જ્યારે શિષ્ટ સાહિત્યની રામાયણ જેવી પ્રશિષ્ટ કૃતિઓમાંથી લોકરામાયણ સર્જાયું છે. આ શિષ્ટ સાહિત્યના ઘણા પ્રસંગો અને ઘટનાઓ લૌકિક સ્વરૂપ પામતાં લોકસાહિત્ય બની ચૂક્યાં છે.

આમ છતાં શ્રી નિરંજન રાજ્યગુરુએ જે ચર્ચા જગાવી તે જીવંત છે. લોકસાહિત્ય ક્ષેત્રને આ રીતે જીવત અને ધબકતું રાખવા શ્રીમાન્ રાજ્યગુરુનો ફાળો નોંધપાત્ર છે. લોકસાહિત્ય ક્ષેત્રના તેમના જેવા જાગૃત રખેવાળ આ ક્ષેત્રને "ખોડી બામણીનું ખેતર" બનતું જરૂર અટકાવી શકશે.

– પ્રા. ડૉ. પ્રહ્લાદ ટી. પટેલ

※

## સાભાર સ્વીકાર

**રવિ–ધુનિ** : લેખક : સ્વ. પ્રા. રવિશંકર મ. જોશી : સંપાદક : ડૉ. ઈશ્વરલાલ ર. દવે : પ્રકાશક : સૌરાષ્ટ્ર યુનિવર્સિટી : રાજકોટ : મૂ. ૩૦ રૂપિયા.

**કોઈ ફરિયાદ નથી** : લેખક : સ્વ. દિનકર ના. જોષી : સંપાદકો : ડૉ. મધુ કોઠારી, રમણીક પીઠડિયા, ધીરેન ગાંધી ને દિલીપ જોષી : પ્રકાશક લેંગ લાયબ્રેરી : જ્યુબીલી બાગ : રાજકોટ : મૂ. ૩૦ રૂપિયા.

**સાવધાન ! એકવીસમી સદી આવી રહી છે** : લેખક : ડૉ. ગુણવંત ખી. શાહ : પ્રકાશક : હેરલ્ડ લેસ્કી ઈન્સ્ટિટ્યૂટ ઑફ પોલિટિકલ સાયન્સ : 'પ્રગતિ' આઉટ હાઉસ. મહારાષ્ટ્ર સોસાયટી. ઍલિસબ્રિજ, અમદાવાદ–૬ : મૂ. અઢી રૂપિયા.

**પુષ્ટિ : માર્ગની કલા** : લેખક : તિ. લી. ગો. શ્રી. દ્વારકેશલાલજી મહારાજ : પ્રકાશક : ગો. શ્રી માધવરાયજી મહારાજ : માધવ ભવન : પોરબંદર : ન્યોચ્છાવર ત્રણ રૂપિયા.

**મન મધુવન** : લેખક : ડૉ. ચંદ્રકાન્ત એચ મહેતા : પ્રકાશક : કર્મ પ્રકાશન : કાળુપુર : અમદાવાદ–૧ : મૂ. ૧૫ રૂપિયા.

## 'ઊર્મિનવરચના' માસિકના લવાજમ ભરવાના સ્થળો :

૧. ઊર્મિ – નવરચના, ૧૩ – જાગનાથ પ્લોટ – રાજકોટ
૨. ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ, જીવરાજ ભુવન, અમરેલી
૩. ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ, કલ્યાણધામ, પો. ચાવંડ તા. લાઠી જિ. અમરેલી
૪. ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ કે. નટવરલાલ શામળદાસ એન્ડ કું. – ૯૪, નગીનદાસ માસ્તર રોડ, મુંબઈ – ૨૩

# જિલ્લા પંચાયત — અમરેલી પ્રગતિની હરણફાળ

જિલ્લા પંચાયત, અમરેલીએ આ વિસ્તારના વિકાસ માટે છેલ્લાં ચાર વર્ષમાં જે લોકોપયોગી કામો કર્યાં અને છઠ્ઠી પંચવર્ષીય યોજનાના આ પ્રથમ વર્ષમાં કરવાના કામોનું જે આયોજન કરેલ છે તેની ઝાંખી નીચે કરવામાં આવી છે.

## (૧) છેલ્લાં ચાર વર્ષમાં થયેલાં સિમાચિહ્નરૂપ કામો :-

૧. ૨૦૧ બાલમંદિરો શરૂ કરવામાં આવ્યાં.
૨. ૭ નવી હાઈસ્કૂલો શરૂ કરવામાં આવી.
૩. ૨૦૦ કરોડનો સિંચાઈ પ્રોજેકટ મંજૂર કરવામાં આવ્યો.
૪. ૫૭૦ પ્રાથમિક શાળાના ઓરડા કરવામાં આવ્યા.
૫. ૮૪ વોશિંગઘાટ કરવામાં આવ્યા.
૬. ૯૮ ગામે પાણી પુરવઠા યોજના હાથ ધરવામાં આવી.
૭. નબળા વર્ગના ઉત્કર્ષ માટે ૬૮૧૪ મફત પ્લોટ ઉપર મકાનો બાંધવામાં આવ્યાં
૮. જમીનવિહોણા, ગરીબ, પછાત, ખેતમજૂર કુટુંબોને ઘરથાળ માટે ૮૭૮૬ પ્લોટ ફાળવવામાં આવ્યા.
૯. જાહેર આરોગ્ય માટે નબળા વર્ગના લોકોને જાજરૂ, નિર્ધૂમચૂલા, ઉજાશિયા ચોકડી, શોષખાડા માટે સહાય રૂા. ૧,૬૬,૦૦૦ આપવામાં આવી.

## (૨) ચાલુ વર્ષે હાથ ધરવાનાં કામોનું કરેલ આયોજન :-

૧. ચાલુ વર્ષે ૧૦૧ ગામોને બસ સ્ટેન્ડ બાંધી આપવા.
૨. ૨૦૦ પ્રાથમિક શાળાના નવા ઓરડા કરવા.
૩. ૧૦૦ ગ્રામ પંચાયતોને ફર્નીચર માટે સહાય અને મકાન બાંધવા સહાય આપવી.
૪. ૧૩૦ ગામે વોશીંગઘાટ કરવા.
૫. ખેતીવિકાસ માટે ખેડૂતોને આર્થિક સહાય આપવી.
૬. તાલુકા કક્ષાના ૧૦ પ્રાથમિક આરોગ્ય દવાખાનામાં પથારી, રેફ્રીજરેટર, વોર્ડની સગવડોમાં વધારો કરવો.
૭. નવાં ૨૦ દવાખાના ખોલવાં.
૮. તમામ ગામે પીવાના પાણીનાં સાધનોમાં સ્વાવલંબી બનવું.
૯. પશુપાલકો, પછાતવર્ગો, નાના કારીગરો માટે પ્રવાસયોજના કરેલ છે.

ઉપરના કાર્યક્રમ માટે ૫-ટકા પ્રોત્સાહક જોગવાઈ અને ૧૫-ટકા વિવેકાધીન યોજના માટે ૧૩૧ લાખ રૂપિયાની જોગવાઈ કરવામાં આવી છે.

નોર્મલ યોજના સહિત ચાલુ સાલે આ જિલ્લાના યોજનાનાં કામો પાછળ રૂા. ૫૨૦ લાખ ખર્ચવામાં આવશે.

આ ઉપરાંત જિલ્લા પંચાયતના બીનઆયોજિત અને સ્વભંડોળની જોગવાઈ રૂા. ૫૩૩ લાખની ઉમેરતા જિલ્લામાં આ વર્ષે રૂા. દશ કરોડ અને ત્રેપન લાખના કામો કરવા નિર્ધારિત છે.

| આર. જે. ભટ્ટ | જે. બી. જસાણી | જીવરાજભાઇ વાગડિયા |
|---|---|---|
| જિલ્લા વિકાસ અધિકારી | અધ્યક્ષ | પ્રમુખ |
| અમરેલી | કારોબારી સમિતિ | જિલ્લા પંચાયત, અમરેલી |

નૂતન વર્ષાભિનંદન

# ખાદી ગ્રામોદ્યોગ સંઘ



## સંસ્થાની પ્રવૃત્તિઓ

૧- સમન્વય, રાજકોટ - જેમાં સુથારી, લુહારી, ઉદ્યોગ, ચર્મોદ્યોગ, તેલઘાણી ઉદ્યોગ, પોલી વસ્ત્ર, કંતાઈ ઉદ્યોગ તથા ગુજરાતમાં એક માત્ર 'કુટિર' ટોઇલેટ સાબુનું ઉત્પાદન કરે છે.

૨- જરી-રેશમ કેન્દ્ર, સુરત - કૃત્રિમ જરી તેમ જ રેશમના ઉત્પાદક

૩- ગ્રામશિલ્પ, અમદાવાદ - ખાદી તેમ જ ગ્રામોદ્યોગની વસ્તુઓનું વેચાણકેન્દ્ર

૪- ચર્મશિલ્પ, અમદાવાદ-ચર્મોદ્યોગની તમામ પ્રકારની ચીજો વેચનાર

૫- ખાદી ઉત્પત્તિ-વેચાણ કેન્દ્ર, સુરેન્દ્રનગરઃ- ખાદી ઉત્પત્તિ કેન્દ્ર, જેના દ્વારા લગભગ ૫૦ જેટલાં વણકરો કુટુંબો તથા ૨૦૦ કાંતનારાઓને રોજી મળે છે.

૬- પોલીવસ્ત્ર ઉત્પાદન કેન્દ્ર, વાંકાનેર

૭- અંબર કેન્દ્ર, બેડીપરા, રાજકોટ, ધીયાવડ, પડધરી. પોલીવસ્ત્ર તેમ જ અંબર કેન્દ્રો દ્વારા લગભગ ૧૫૦ જેટલી બહેનોને રોજી મળે છે.

**'સમન્વય' : જયંત સોસાયટી : મવડી પ્લોટ**
**રાજકોટ- ૩૬૦૦૦૪**

નૂતન વર્ષાભિનંદન



# મેસર્સ લક્ષ્મીચંદ ત્રિભોવનદાસ

## કોટન મરચન્ટ અને કમીશન એજન્ટ

સુરેન્દ્રનગર ૩૬૩૦૦૧

ટે. નં. ૩૫૪, ૩૦૮

સહકાર એ વિકાસનું સોપાન છે.

# શ્રી ગોપાળગ્રામ સેવા સહકારી મંડળી લિમિટેડ.

'સહકાર ભવન' : ગોપાળગ્રામ

તાલુકો : ધારી.
રજી. નં. સે – ૮૭૮૭
તારીખ. ૨૭–૯–'૬૮

જિલ્લો : અમરેલી
તાર : 'સહકાર'
ફોન : ઓફિસ : ૪૬
પ્રમુખશ્રી નિ. સ્થાન : ૭૬
મંત્રીશ્રી નિ. સ્થાન : ૭૬ એ

| ઓડીટ વર્ગ : અ | સભાસદ સંખ્યા : ૪૨૯ |
|---|---|
| શેર ભંડોળ... | રૂા. ૨,૯૪,૮૫૦–૦૦ |
| અનામત અને અન્ય ભંડોળ... | રૂા ૭,૬૯,૯૫૧–૦૦ |
| થાપણો .. | રૂા. ૧૨,૬૫,૮૦૦–૦૦ |
| વ્યાપારી ટર્ન ઓવર... | રૂા. ૩,૪૭,૩૪,૬૦૦–૦૦ |
| ૧૯૭૯–૮૦ના વર્ષનો નફો... | રૂા. ૨,૫૦,૦૦૦–૦૦ |

**મંડળીની પ્રવૃત્તિઓ :–**

૧ સભાસદોને સસ્તા વ્યાજે ધિરાણ તેમજ ખેતીનાં વિકાસ માટે રાસાયણિક ખાતરો, સુધરેલા બિયારણો, ક્રુડઓઇલ, મોબીલઓઈલ, જંતુનાશક દવાઓ, પાક સંરક્ષણ સાધનો વગેરે પૂરા પાડવામાં આવે છે.

૨ સભાસદો તથા આ વિસ્તારનાં બિનસભાસદોની ખેત પેદાશનાં માલનાં ન્યાયી તોલમાપ તથા વ્યાજબી ભાવ મળી રહે તે માટે શીંગ; અનાજ, કઠોળ, તલ વગેરે જણશોનો મંડળી મોટા પ્રમાણમાં વેપાર કરે છે અને તે દ્વારા ધિરાણ અને વેચાણનું સંકલન પણ અસરકારક થાય છે.

૩ ધારી તાલુકામાં સરકાર અંકુશિત કાપડ, સીમેન્ટ અને લેવી ખાંડનાં જથ્થાબંધ નોમીનીનું કામ કરવામાં આવે છે. તે ઉપરાંત સરકાર માન્ય સસ્તા અનાજની દુકાનો પણ ચલાવવામાં આવે છે.

૪ મંડળી પોતાની અશોક લેલેન્ડ ટ્રક મારફત પોતાનાં માલનું પરિવહન કરે છે તથા અન્યને ભાડેથી આપવામાં આવે છે.

લાલજીભાઇ પી. વાઘેલા.
મંત્રી

વાલજીભાઈ ડી. પટેલ
પ્રમુખ

**શ્રી ગોપાળગ્રામ સેવા સહકારી મંડળી લિમિટેડ.**

અનેક શુભેચ્છાઓ સાથે

# ધારી તાલુકા કેળવણી મંડળ



| | |
|---|---|
| ડૉ. જયસુખ જસાણી | નાનાલાલ માણેકચંદ રૂપાણી |
| મંત્રી | પ્રમુખ |
| ધારી તાલુકા કેળવણી મંડળ | ધારી તાલુકા કેળવણી મંડળ |
| **ધારી** | **ધારી** |

જય નાગનાથ

મથુરા પર કંસનું અધિપત્ય હતું ત્યાં સુધી મથુરાની પ્રજાને શાંતિ ન હતી. એ પીડાયેલી પ્રજાની શાંતિ માટે જ શ્રીકૃષ્ણે કંસવધ કર્યો હતો.

આ કંસ એટલે શું ?

અસ્તિ અને પ્રાપ્તિ નામની બે પત્નીઓના પતિ એટલે કંસ,

અસ્તિ એટલે બેંક અગર તિજોરીનું બેલેન્સ અને પ્રાપ્તિ એટલે કમાણી.

મારી પાસે આટલા પૈસા છે તેને વધારવા માટે મારે બીજી આટલી કમાણી કરવાની છે. આવા વિચાર જેના ચિત્તમાં સતત રમ્યા કરે ને બેલેન્સ તેમજ કમાણી વધારવા માટે ન્યાય – નીતિને વેગળી મૂકીને જ વર્ત્યા કરે તેનું નામ કંસ.

કં એટલે સુખ અને સ એટલે સંહાર

ધન મેળવવા અને વધારવા જે અન્યાય આચરી પોતાના જીવનનું તમામ સુખ જાતે જ નાશ કરે તેનું નામ કંસ.

આવાના જીવનમાં શાંતિ સંભવે જ નહીં, કારણ કે પૈસા જ જીવનમાં અશાંતિ ઊભી કરે છે.

શ્રી ડોંગરેજી મહારાજ

# ઊર્મિનવરચના

આદ્યતંત્રી: સ્વ. ઈશ્વરલાલ મો. દવે  તંત્રી: જયમલ્લ પરમાર

સળંગ અંક : ૬૦૯  ડિસેમ્બર – ૧૯૮૦


## નરસિંહને

જન્મના, જાતિના, વર્ણના જૂઠડા–
ભેદ દૂર દઇ તેં ફગાવી,

હરિતણા જન ગણી સ્વજન, તે સંગમાં
સકલ સંસાર દીધો બિછાવી.

જોયું તે ગાયું ને અજબ અનુભૂતિને
રસમધુર વાણીમાં વ્યક્ત કીધી;

ધન્ય રે ધન્ય નરસિંહ નર! ધન્ય! તેં
ધન્ય ગુજરાતની ભોમ કીધી.

જીવન ને કવનના પરમ અદ્વૈતને
સાધતી પ્યાલી તેં અજબ પીધી,

ધન્ય રે ધન્ય નરસિંહ નર! ધન્ય! તેં
ધન્ય ગુજરાતની ભોમ કીધી.

શ્રી મનસુખલાલ ઝવેરીના કાવ્યમાંથી



નરસિંહ મહેતાનું પંચશતાબ્દી વર્ષ

# યુવાશક્તિના વિકાસ માટે રમત ગમત પ્રવૃત્તિને પ્રોત્સાહન



● યુવાન પેઢીમાં રહેલાં શક્તિ અને કૌશલ્યને યોગ્ય અભિગમ આપવા ગુજરાતમાં રમતગમત તેમજ યુવા-કલ્યાણના વિવિધ કાર્યક્રમો પરંપરાગત શિક્ષણ ઉપરાંત અમલમાં છે.



● ગ્રામ તથા રાજ્ય કક્ષાના વિવિધ રમતગમત મંડળોની પ્રવૃત્તિને વેગ આપવા આર્થિક સહાય આપવામા આવે છે. નગર તથા શહેરોમાં મેદાનો તૈયાર કરવાની યોજના અમલમાં છે. રાષ્ટ્ર અને રાજ્યકક્ષાની સ્પર્ધાઓમાં મહત્વનાં સ્થાન પ્રાપ્ત કરતાં ખેલાડીઓને શિષ્યવૃત્તિઓ આપવા ઉપરાંત શ્રેષ્ઠ ખેલાડીઓને 'સરદાર પટેલ એવોર્ડ' આપવામા આવે છે.

● શરદ રમતોત્સવ અને શિયાળુ રમતોત્સવમાં ભાગ લઈ રાજ્ય કક્ષાએ આવેલા આશાસ્પદ ખેલાડીઓને પ્રશિક્ષણ શિબિરો યોજી નિષ્ણાતો દ્વારા તાલીમ આપવામાં આવે છે, તે માટે અમદાવાદ અને ગાંધીનગરમાં પ્રાદેશિક અને દેવગઢબારિયા, સુરત, વડોદરા, પાટણ, રાજકોટ અને ભાવનગર ખાતે પેટા પ્રશિક્ષણ કેન્દ્ર શરૂ કરાયાં છે. દુલીપ ક્રિકેટ સ્કૂલ, પોરબંદરમાં ક્રિકેટ અંગેનું શિક્ષણ અપાય છે.



● પર્વતારોહણ ક્ષેત્રે ગુજરાતની વિશિષ્ટ સિદ્ધિઓની આંતરરાષ્ટ્રીય ખ્યાતિ છે. માઉન્ટ આબુ તેમજ ગીરનાર–જૂનાગઢ ખાતેની રાજ્ય પર્વતારોહણ સંસ્થા દ્વારા ગુજરાતનાં યુવક–યુવતીઓને તાલીમ આપવામાં આવે છે.

● સમુદ્રના કાંઠાના તેમજ ઊંડાણના વિસ્તારોમાં રાષ્ટ્ર તેમજ રાજ્ય કક્ષાની તરણ અને હોડી સ્પર્ધા યોજવામાં આવે છે. ઊંડા દરિયામાં તરવા માટેની શિબિર પણ યોજાય છે. ગુજરાતમાંથી સાહસિક પ્રવાસ ખેડતી ટૂકડીઓને અનુદાન અપાય છે.

● માહિતી નિયામક, ગુજરાત સરકાર દ્વારા પ્રકાશિત ●

# શ્રી. પોરબંદર નગરપાલિકા
## 'જાહેર – વિજ્ઞપ્તિ'

૧– પોરબંદર ઔદ્યોગિક શહેર છે અને દિનપ્રતિદિન વિકાસ પામે છે અને નગરપાલિકા નવા ઉદ્યોગો સ્થાપવા ઉદ્યોગપતિઓને આવકારે છે.

૨– નગરપાલિકાના કરવેરા નિયમિત રીતે ભરપાઈ કરો.

૩– જન્મની નોંધણી દિન ૭ (સાત)માં અને મરણની નોંધણી દિન ૩ (ત્રણ)માં નગરપાલિકા કચેરીમાં કરાવી લેવાનું કાયદાથી ફરજિયાત છે.

૪– બાળકોનાં સ્વાસ્થ્યની સુરક્ષા માટે પોલીઓ – વેકસીન, ત્રિગુણી રસી વિ. માટે નગરપાલિકા સંચાલિત માતા-બાળ કલ્યાણ કેન્દ્રોની અવશ્ય મુલાકાત લ્યો.

૫– સ્વચ્છતા જાળવવામાં સહાયરૂપ બનો.

૬– નગરપાલિકાની મિલ્કત જનતાની મિલ્કત છે, તેને નૂકસાન ન કરો.

૭– સરકારશ્રીની ખાસ પોષક યુક્તાહાર યોજના હેઠળ નગરપાલિકા મારફત ૧ થી ૬ વર્ષનાં બાળકોને વિના મૂલ્યે દૂધ તથા વિટામીન બ્રેડ આપવામાં આવે છે.

૮– રાષ્ટ્રની પ્રગતિ અને સમૃદ્ધ જીવન માટે વધુ વૃક્ષો વાવો.

૯– સુખી અને સમૃદ્ધ 'કુટુમ્બ કલ્યાણ કેન્દ્ર' ની મુલાકાત લ્યો.

૧૦– નગરપાલિકાની ધોરણસર પરવાનગી મેળવ્યા પછી જ ચણતરકામ કરવું, કરાવવું અને પૂરું થયે તુરત જ નગરપાલિકાને લેખિત જાણ કરવા વિ. છે.

૧૧– નગરપાલિકાની સીટી બસમાં મુસાફરી કરતાં ટિકીટ લઇને જ બેસવાનો આગ્રહ રાખો.

૧૨– નગરપાલિકા નગરજનોની વિજ્ઞપ્તિ પરત્વે ખૂબ જ લક્ષ આપો.

પોરબંદર : તા. ૨૧-૧૧-૧૯૮૦

ડોલરભાઇ ચોટાઈ
પ્રમુખ
પોરબંદર નગરપાલિકા.

# વંથલી તાલુકા પંચાયત (જિલ્લો-જૂનાગઢ)

## કારોબારી સમિતિ

| | | |
|---|---|---|
| ૧ | દેવીદાસ મલજીભાઇ પટેલ | પ્રમુખ |
| ૨ | નગાભાઈ દેવશીભાઇ | રાજય |
| ૩ | ઓઘાભાઇ સીદીભાઇ | ,, |
| ૪ | રામજીભાઈ શામજીભાઈ | ,, |
| ૫ | જમનાદાસ હુદાભાઈ | ,, |
| ૬ | મોહનલાલ દેવજીભાઈ | ,, |
| ૭ | ગોવિંદભાઇ હંસરાજ | ,, |

| | | |
|---|---|---|
| **હંસાબહેન રાવળ** | **નગાભાઇ દેવશી** | **દેવીદાસ મૂળજીભાઇ પટેલ** |
| ઇન્ચાર્જ | ઉપપ્રમુખ | પ્રમુખ |
| તાલુકા વિકાસ અધિકારી | વંથલી તાલુકા પંચાયત | વંથલી તાલુકા પંચાયત |
| | | **વંથલી-સોરઠ** |



# વળિયા બ્રધર્સ

૮૭/૮૯, નગીનદાસ માસ્તર રોડ

મુંબઈ - ૪૦૦ ૦૨૩

ના સૌજન્યથી

# ઊર્મિનવરચના માસિકના લવાજમ ભરવાનાં સ્થળો

૧ – 'ઊર્મિનવરચના'
૧૩, જગનાથ પ્લૉટ
રાજકોટ – ૩૬૦ ૦૦૧

૨ – ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
જીવરાજ ભુવન
અમરેલી – ૩૬૪ ૬૦૧

૩ – ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
'કલ્યાણધામ'
મુ. ચાવંડ
(તા. લાઠી : જિ. અમરેલી)

૪ – ડૉ જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ
કે. નટવરલાલ શામળદાસ એન્ડ કું.
૯૪, નગીનદાસ માસ્તર રોડ
મુંબઇ – ૪૦૦ ૦૨૩

૫ – સોરઠ ક્ષય નિવારણ સમિતિ
અક્ષયગઢ : મુ. કેશોદ – ૩૬૨ ૨૨૦
(જિ. જૂનાગઢ)

૬ – રૂપાયતન (ગિરિતળેટી)
જૂનાગઢ

૭ – કસ્તુરબા કન્યા છાત્રાલય
દિલાવરનગર
મુ. વંથલી – ૩૬૨ ૬૧૦
(જિ. જૂનાગઢ)

૮ – ભ. મા. ગાંધી ક્ષય નિવારણ કેન્દ્ર
મુ. ઊના ૩૬૨ ૫૬૦

૯ – સુરૂપ મુદ્રિકા
યાજ્ઞિક રોડ : કન્યા છાત્રાલય સામે
રાજકોટ

૧૦ – વિજય સ્ટોર્સ
મહાત્મા ગાંધી માર્ગ
આણંદ (જિ. ખેડા)

૧૧ – વિજય સ્ટોર્સ
૬૨, કલ્યાણ ભુવન : બીજે માળે
રીલીફ રોડ : અમદાવાદ ૩૮૦૦૦૧

૧૨ – સૌરભ પુસ્તક ભંડાર
૬૨૫, રીલીફ રોડ : મેડા ઉપર
કેલીકો ડોમની સામે
અમદાવાદ – ૩૬૦૦૦૧

૧૩ – ભારતી સાહિત્ય સંઘ પ્રા. લિ.
૭, પૂર્ણેશ્વર ચેમ્બર્સ : દીનેશ હોલ સામે
ઈન્કમટેકસ બિલ્ડીંગ પાછળ
અમદાવાદ. – ૩૮૦ ૦૦૯

૧૪ – ઈન્ડિયન મેગેઝીન હાઉસ
૧૦૪૨/૧, લીંબડાવાળો ખાંચો
તાડની શેરી : જમાલપુર
અમદાવાદ ૩૮૦ ૦૦૧

૧૫ – પંકજ મેગેઝીન સરવીસ
૧૭૧૭/૪, કાકા બળીઆની પોળ
માંડવીની શેરી
**અમદાવાદ** –. ૩૮૦ ૦૦૧

૧૬ –. ઈન્ટરનેશનલ બૂક સેન્ટર
પંજાબ નેશનલ બેંક સામે
સુરેન્દ્રનગર

૧૭ – ગુજરાત પુસ્તકાલય સહાયક સહકારી
મંડળ લિ.
રાવપુરા : પો. બો. નં – ૧૦
વડોદરા

૧૮ – રવીન્દ્ર બૂક હાઉસ
બાજવાડા : ભાટિયા શેરી
વડોદરા ૩૯૦ ૦૦૧

૧૯ – એન. એમ. ત્રિપાઠી લિ.
૧૬૪, સામળદાસ ગાંધી રોડ
મુંબઈ – ૪૦૦ ૦૦૨

૨૦ – એન. એમ. ઠક્કર
૧૪૬, પ્રિન્સેસ સ્ટ્રીટ
મુંબઈ – ૪૦૦ ૦૦૨

૨૧ – ભાયાણી બૂક ડીપો
૧૫૦, પ્રીન્સેસ સ્ટ્રીટ
મુંબઈ ૪૦૦ ૦૦૨

# ઊર્મિ નવરચના

તંત્રી : જયમલ્લ પરમાર

વર્ષ : ૫૧ ડિસેમ્બર : ૮૦ : અંક : ૯ : સળંગ અંક : ૬૦૯



ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ પ્રકાશન :



*



## ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

ઓક્ટોબર નવેમ્બર સિવાય કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે ફરિયાદ કર્યા બાદ કાર્યાલયને નકલ મોકલવી. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિનવરચના'ના લવાજમના દર

વાર્ષિક-દેશમાં રૂા. ૨૦-૦૦
વાર્ષિક પરદેશમાં રૂા. ૪૦-૦૦

લેખકોને--

લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રીઓ તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

પ્રકાશકોને—

બદલાનાં સાપ્તાહિક, પાક્ષિક માસિક વગેરે તથા અવલોકન માટેનાં પુસ્તકો નીચેના સરનામે મોકલવાં.

એજન્ટોને—

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ઊર્મિનવરચના કાર્યાલય
૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ ૩૬૦૦૦૧( જિ. રાજકોટ

ડૉ. જીવરાજ મહેતા સ્મારક ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : રાજુલ ઈ. દવે : ૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ-૧
મુદ્રણસ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે, રેસકોર્સ રોડ, રાજકોટ-૧ .

વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઇ જાણે રે;
પરદુઃખે ઉપકાર કરે તોયે, મન અભિમાન ન આણે રે.

સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેની રે;
વાચ કાછ મન નિશ્ચળ રાખે, ધન ધન જનની તેની રે.

સમદૃષ્ટિ ને તૃષ્ણાત્યાગી, પર સ્ત્રી જેને માત રે;
જિહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવઝાલે હાથ રે.

મોહ માયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામ નામશું તાળી લાગી, સકળ તીરથ તેના તનમાં રે.

વણલોભી ને કપટરહિત છે, કામક્રોધ નિવાર્યા રે;
ભણે નરસૈંયો તેનું દરશન કરતાં, કુળ એકોતેર તાર્યાં રે.



નરસિંહ મહેતાનું પંચશતાબ્દી વર્ષ

# આસરો એની લાજ

(કો શીલવંતી નાર) જયમલ્લ પરમાર

સિંધના થરપારકરના રણના રાજવી રતનુજી પરમાર દેવલોક પામ્યા છે. ચાર દીકરાને વીંટીને જોગમાયા જોમબાઈ બેઠાં છે. એમાં સિંધમાં દુકાળ પડયો. માલધારી મિલ્કત એટલે માલઢોર. એના ઉપર જ જીવાઈ, એટલે દુકાળ વરતવા માતા જોમબાઈ મોટા પુત્ર લખધીરજી અને સૌથી નાના મુંજાજી સાથે બે હજાર માણસોનું કમઠાણ લઈને સોરઠ ભણી હાલી નીકળ્યાં. બે દીકરાને થરપારકરની સાચવણ માટે રોકયા છે.

સિંધનું રણ વળોટી, કચ્છ સોંસરવા નાનું રણ પાર કરીને પાંચાળમાં ઊતર્યા. આજે જ્યાં મૂળી ગામ છે ત્યાં નાનકડી નદીમાં જોમબાઈનો રથ થંભ્યો. એને કાંઠે સપાટ ભોં માથે પડાવ નાખ્યો.

માલઢોર સુખી થયાં. લખધીરજી પડાવ માટે વઢવાણના ઠાકોર વીસળદેવની રજા લેવા ગયા ને બન્ને વચ્ચે પ્રીતિ બંધાણી, રોજ ચોપાટ ખેલવાના કોલે બંધાણા.

જોમબાઈનો રથ થંભ્યો ત્યાં ઉજ્જડ ભોં ઉપર ઝૂંપડાં ઊભાં થઈ ગયાં. લખધીરજી રોજ ચોપાટ ખેલવા આવે છે. અદાવતીઆઓએ વાઘેલાની રાણીના કાનમાં ઝેર રેડયાં કે આગંતુક રજપૂતની બેન તમારા માથે આવશે. શોકયનાં સાલ ગરશે.

વાઘેલાની રાણી મૂળ સાયલાનાં ચભાડ રજપૂતની કુંવરી, તેથી પાંચસો ચભાડોને ઊભા કરી પરમારોનો પડાવ ચૂંથી નાખી તગડી મૂકવા મોકલ્યા.

પરમારોના પડાવ માથે માતા જોમબાઈની મહેર છે. પોતે પૂજામાં બેઠાં છે. એમાં ચભાડોએ ઉશ્કેરણી કરવા એક તેતરને ઘાયલ કરીને તગડયું. તેતર ભાગીને માતા જોમબાઈના પાટલા નીચે જઈ ભરાણું.

માતા જોમબાઈએ હળવેકથી હાથમાં લઈને હૈયા સરસું ચાંપ્યું ત્યાં તો તેતરને ટાઢક વળી ગઈ. તેતરને બહાને ચભાડોએ તોફાન જગાડયું. દેકારો થાતાં માતા જોમબાઈ તેતર લઈને બહાર આવ્યાં. ચભાડો કહે :

"એ તેતર અમારો છે, સોંપી ઘો ઝટ !"

માતા જોમબાઈ કહે : "રજપૂતના દીકરા છો?"

"છંઈ તો રજપૂત !"

"ત્યારે આસરાનો ધરમ તમને સમજાવવાનો નો હોય બાપ ! આસરે આવેલાને સોંપીઈ તો માનું ધાવણ લાજે ને ?"

"ચોર અમારો છે, રજપૂતના દીકરા લીધે છૂટકો કરે બાઈ !"

"આ તેતરના માંસના બે લોચામાં મન બગાડો મા રજપૂતો ! શરણે આવેલાને કેમ સોંપાય ?"

"તો પછી તમને સૌને પાછાં થરપાકરકરનાં રણ ભેગાં કરી દેશું !" ચભાડ બોલ્યા.

બહુ બહુ સમજાવ્યા માતા જોમબાઈએ પણ ચભાડોએ તો ધીંગ કરી.

લખધીરજી વઢવાણ દરબારમાં ચોપાટે રમતા હતા. એની ડેલીના દરવાજા દેવાઈ ગયા અને આંહી સૌથી નાનો દીકરો મુંજાજી માતાના આદેશની વાટ જોઈને ઊભો છે. માતા જોમબાઈએ મુંજાજીને પડકારો કરતાં કહ્યું :

"બેટા મુંજા ! આજ તો તારે બિરદ જાળવવાનું ટાણું આવ્યું છે. આજે માનાં ધાવણ ઊજળાં કરવાનો અવસર તારે આવ્યો છે. તારા બાપ દેવલોક પામ્યા ત્યારે તું ઓધાનમાં હતો મુંજા ! બાપનાં મુખ તેં નથી ભાળ્યાં, એટલે લાડેકોડે તને ઊછેર્યો છે. ચારમાંથી મારે સૌથી વહાલસોયો તું છો. સતના બિરદ સારુ જા બાપ ! ફતેહ કર."

પછી તો ધીંગાણું મચી ગયું. ફાગણ મહિનો. ધરતી માથે કેસૂડાં ખીલી હાલેલાં ચભાડો અને પરમારોના લોહીથી ધરતી ફાગણના રતુંબડા રંગે રંગાઈ રહી છે.

# જૂનાગઢની લોકક્રાન્તિ

[હપ્તો બીજો]

રતુભાઈ અદાણી

## ૨૨ ભાઈબંધોની પ્રતિજ્ઞા

શિબિરમાં સંચાલન તેમજ તાલીમની જવાબદારી સંભાળનારા અને શિબિરમાં શિબિરાર્થી તરીકે આવેલા પૈકી મોટા ભાગના, કાઠિયાવાડની રાજકીય અને રચનાત્મક પ્રવૃત્તિમાં ખભેખભા મેળવીને કામ કરનારા, એકતા, સમાનતા અને ભાઈબંધીની ગાંઠે બંધાયેલા સાથીઓ જ હતા પણ શિબિરની શિસ્ત અને વ્યવસ્થાની દૃષ્ટિએ સૌએ પોતપોતાને ભાગે આવેલી જવાબદારી અદા કરવાની હતી.

શ્રી મનુભાઈ બક્ષીએ એક નાનકડા તંબુમાં ધામા નાખી શિબિરસંચાલનની જવાબદારી સંભાળી લીધી. શ્રી રણછોડભાઈ ગોરડિયા, શ્રી છેલભાઈ ઓઝા અને બીજા કેટલાક મિત્રોને ભાગે તાલીમ આપવાની જવાબદારી આવી. બૌદ્ધિક વર્ગો માટે કાઠિયાવાડ રાજકીય પરિષદ્‌ના અમારા સાથીઓને નિમંત્રણ તો પાઠવેલા. પણ એ વખતે દેશમાં અને સાથે સાથે કાઠિયાવાડમાં જે રાજકીય ઉથલપાથલના ભણકારા વાગી રહ્યા હતા એ કારણે મહત્ત્વની કામગીરીમાં રોકાયેલા હતા. પણ શિબિરમાં તાલીમ માટે આવેલા મિત્રો પૈકી કેટલાક જૂના, કસાયેલા, અનુભવી મિત્રો પણ હતા. એટલે એમાંથી કેટલાકને જુદા જુદા વિષયો ઉપર વર્ગો લેવાની જવાબદારી સોંપવામાં આવી.

સમાનતાની ભાવનાથી સાથે રહેલા, રહેવા ટેવાયેલા અને છાવણીના શિસ્તથી અજાણ એવા કેટલાક મિત્રો, પોતાના જ ભેરૂને પાટ કે ખુરસી ઉપર વ્યાખ્યાતા તરીકે જોઈને રમુજ અનુભવવા લાગ્યા. ધીરે ધીરે એમાંથી ટીખળ શરૂ થયા. વર્ગની ગંભીરતા તૂટવા લાગી. આવી શિથિલતા ચાલવા દેવાય નહીં. એટલે એક સાંજે બધા શિબિરાર્થીઓને એકઠા કરી, શિબિરનો હેતુ, આવી પડનારો પડકાર, પેદા થનારી કટોકટી, એ વખતે સેવાદળે બજાવવાની ફરજ વગેરે મુદ્દાઓ ઉપર સૌનું ધ્યાન ખેંચી ભાઈબંધીની ભાવનાનો દુરુપયોગ ન કરવા અને શિબિરની શિસ્ત જાળવવા ચેતવણી આપી. સૌ મિત્રો ગંભીરતા પામી ગયા. અને શિસ્તબદ્ધ છાવણીની હવા બંધાઈ ગઈ. નજીકના જ દિવસોમાં પેદા થનારી કટોકટીની સૌ મિત્રો પોતપોતાની રીતે કલ્પના કરવા લાગ્યા અને એને પહોંચી વળવા માટે કટિબદ્ધ થવા લાગ્યા. બૌદ્ધિક વર્ગોએ ચર્ચાસભાનું સ્વરૂપ લેવા માંડ્યું.

એક શિબિરાર્થીએ પ્રશ્ન રજૂ કર્યો: "અમને લાઠી, ભાલા, જમૈયાના દાવ શીખવવામાં આવે છે. આપણે આ શસ્ત્રોનો ઉપયોગ કરવો નથી. પણ તાલીમ હોય તો બીજાને આવા શસ્ત્રોનો દુરુપયોગ કરતા રોકી શકાય. પણ ધારો કે કોઈના હાથમાં બંધૂક આવી ગઈ અને એ ગાંડા થઈને ગોળીઓ છોડવા માંડે તો એને કઈ રીતે રોકી શકાય?"

બીજા શિબિરાર્થીએ જ એનો જવાબ આપ્યો "એ માટે તો આપણે બંધૂકની તાલીમ લેવી જોઈએ. ગોળી છોડનાર ગાંડા માણસને ગોળીથી જ શાન્ત કરી શકાય."

ત્રીજા શિબિરાર્થીએ નવો મુદ્દો ઉઠાવ્યો: "સેવાદળ તો શાન્તિ અને અહિંસાને વરેલ છે. આપણાથી બંધૂક ઉઠાવી જ શકાય નહીં. વસંતદાદા અને રજબભાઈની જેમ જાન કુરબાન કરીને જ ગાંડા માણસોને શાન્ત કરી શકાય."

ચર્ચા આગળ ચાલી અને અધૂરી રહી. પણ વ્યક્તિગત રીતે સશસ્ત્ર તાલીમની તરફેણ અને વિરુદ્ધના વિચારો ઘુમરાવા લાગ્યા.

કટોકટીને પહોંચી વળવું હોય તો સશસ્ત્ર તાલીમ લેવી જોઈએ એવો એક અભિપ્રાય બંધાવા લાગ્યો. સેવાદળ અહિંસાને વરેલ હોઈ, સેવાદળની શિબિરમાં સશસ્ત્ર તાલીમ આપી શકાય જ નહીં એવો બીજો અભિપ્રાય વ્યક્ત થવા લાગ્યો. કેટલાક અહિંસાના ચૂસ્ત હિમાયતીઓએ શિબિરમાં સશસ્ત્ર તાલીમ આપે તો એના વિરોધમાં શિબિર

છોડી જવાની પોતાની તૈયારી દાખવી. વાત નાજુક બની ગઈ.

આ વિવાદ આગળ ચાલે એ ઈચ્છનીય ન લાગ્યું એટલે જુદી જુદી વિચારધારાના પ્રતિનિધિ લેખાય એવા થોડા મિત્રો સામે વિચારણા કરવાનું રાખ્યું.

સેવાદળની શિબિરમાં શસ્ત્રો વાપરવાની તાલીમને સ્થાન ન હોય એ મુદ્દો ગ્રાહ્ય રાખવામાં આવ્યો. પણ સાથે સાથે દેશમાં જે વેરઝેરના ભડકા બળે છે. એવી પરિસ્થિતિનો સામનો કરવા માટે શસ્ત્ર–તાલીમ જરૂરી પણ ખરી એવો મુદ્દો પણ કાઢી નાખવા જેવો ન લાગ્યો. લાંબી ચર્ચાને અંતે સૌએ તોડ સ્વીકાર્યો કે સેવાદળની શિબિરના ભાગ તરીકે શસ્ત્રોની તાલીમ આપવી નહીં. શસ્ત્રોની તાલીમ માટે જુદોજ પ્રબંધ કરવો. જે શિબિરાર્થીઓને શસ્ત્રોની તાલીમ લેવાની ઈચ્છા હોય તેઓ નિયત સમયે શિબિર છોડી શસ્ત્રોના અલગ – સ્વતંત્ર તાલીમ વર્ગમાં જઈને તાલીમ લઈ શકે. બીજા એનો વાંધો ન લે. આ તોડથી વિવાદનો અંત આવ્યો અને મને સ્મરણ છે ત્યાં સુધી ૨૨ જેટલા શિબિરાર્થીઓએ બંધૂક વાપરવાની તાલીમ લેવા માટે પોતાનાં નામ નોંધાવ્યાં.

આ ચર્ચા દરમિયાન સતત હાજર રહેતા શ્રી પ્રેમચંદભાઈને સશસ્ત્ર તાલીમની વાત ભાવતી હતી. એમણે એ અંગે જરૂરી પ્રબંધ કરવાનું માથે લીધું. હથિયાર તો ઠાકોર સાહેબ પાસેથીજ મળી શકે. શ્રી પ્રેમચંદભાઈએ ઠાકોર સાહેબને વાત કરી. એમણે વાત વધાવી લીધી અને થોડી દેશી બંધૂક, દારૂ, ગોળીઓ, કેપ અને તાલીમ આપી શકે એવા એક જમાદારની ગોઠવણ કરી આપી.

બંધૂકની તાલીમ માટે, શિબિરથી સારી પેઠે દૂર, સૂકી ભઠ નદીનો પટ પસંદ કરવામાં આવ્યો. એક બાજુની ઊંચી ભેખડમાં નિશાન લેવા માટે ચોરસ પત્થર ગોઠવવામાં આવ્યો.

દરરોજ સવારે બંધૂકની તાલીમ લેવા ઈચ્છતા તરવરિયા જુવાન મિત્રો આ પટમાં પહોંચી જતા. વલ્લભીપુરના પોલીસદળના એક જમાદારને હાથે બંધૂક વાપરવાની તાલીમનો પ્રારંભ થયો.

એક અઠવાડિયામાં કોઈ બંધૂક વાપરવામાં પાવરધા થવાના ન હતા. પણ કોઈ દિવસે જેમણે બંધૂક હાથમાં પણ ન લીધી હોય એ ભડાકા કરતા થાય એ પણ મોટી વાત હતી. ધીરે ધીરે બધાનો હાથ બેસવા લાગ્યો.

શ્રી પ્રેમચંદભાઈ, શ્રી મનુભાઈ અને અન્ય મિત્રોની સાથે હું પણ નદીના પટમાં થોડે દૂર બેસી, આ તાલીમની કામગીરી જોયા કરતો. આ રીતે એક દિવસ અમે બે ત્રણ મિત્રો નદીના પટમાં થોડે દૂર બેઠા હતા અને તાલીમ લઈ રહેલા મિત્રોમાંથી બેચાર મિત્રો અમારી પાસે આવ્યા.

"અમને અહિંસાનું વ્રત તોડાવી, બંધૂકની તાલીમ આપવી છે અને તમારે અહિંસાના તમારા વ્રતને અકબંધ સાચવી રાખવું છે એમને!" એક મિત્રે કટાક્ષ કર્યો.

"અત્યારે તો તમે તાલીમ લઈ રહ્યા છો. ખોટા ખોટા ભડાકા કરી રહ્યા છો. ખરેખર બંધૂક ચલાવવાનો વખત આવશે ત્યારે તમને બંધૂક ઉપાડવા કહેતાં પહેલાં હું પોતે બંધૂક હાથમાં લઈશ. તમે બેફિકર રહો." મેં હસતાં હસતાં જવાબ આપ્યો.

"અને તમારે બંધૂક ચલાવવી હશે તો એ માટે અમારી જેમ તમારે પણ થોડી ઘણી તાલીમ તો લેવી પડશે!" બીજા મિત્રે ટકોર કરી.

તાલીમ આપનાર જમાદાર પણ દેશી બંધૂક, દારૂનો શીશો, સીસાની ગોળી વગેરે લઈને આવી પહોંચ્યા. બધાનો આગ્રહ કળીને મેં જમાદારે લંબાવેલી બંધૂક લઈ લીધી.

મારા વડીલો હથિયાર રાખી જાણતા. જ્યાં મેં બાળપણનાં થોડાં વર્ષ ગાળ્યાં એ મારા મોસાળમાં તો એક વડીલે એમની જિંદગી પોલીસ બેડામાં પૂરી કરેલી. નિવૃત્ત થયા પછી પણ એમની બેઠકની ભીંત ઉપર બંધૂક અને તરવાર શોભી રહેલાં. કુતૂહલથી કોઈ જોઈ ન જાય એની કાળજી રાખીને આ બંધૂક અને મ્યાન સોતી તરવાર કયારેક અમે રમાડી લેતા. સત્યાગ્રહમાં તો સામે પક્ષે બંધૂક, સંગીન અને છરી-

ચના થતા ખણુખણાટ, ધબધબાટથી અમે સારી પેઠે ટેવાઈ ગયેલ. ગોળી છૂટી કે છૂટશે એવી પરિસ્થિતિમાંથી ઘણી વખત પસાર થવું પડયું. દિલ્હીના એ ચાંદની ચોકમાં તો સ્ટેઈનગન લઈને ખડે પગે ઊભેલા ગોરા સાર્જન્ટોની સામેજ અમારે કૂચ કરવાની હતી. એટલે બંધૂક એ બહુ નવાઈની કે મોટી વાત ન હોતી પણ બંધૂક હાથમાં લઈને નિશાન લેવાનો મારે માટે આ પહેલો પ્રસંગ હતો.

દેશી બંધૂકની નાળમાં દારૂ, ગોળી, ઠાંસીને મેં બંધૂક ખભે ટેકવી. સાવધાની વિના ભડાકો કરનારના ખભા ખડી ગયાના કે ઊતરી ગયાના દાખલા છે. સામે ભેખડમાં ગોઠવેલ બેલાની વચ્ચોવચ્ચ કાળું નિશાન ચીતરેલું હતું. નિશાન લઈને મેં કેપ ચડાવી ઘોડો દાબ્યો મને ખબર નહોતી કે ગોળી કયાં જશે. પણ બધા મિત્રોના અને મારા આશ્ચર્ય વચ્ચે ગોળી બરાબર નિશાન ઉપર જ ગઈ. મિત્રોએ તો તાળી પાડી પોતાનો આનંદ વ્યક્ત કર્યો. પણ જમાદાર બોલી ઉઠયા : "શાબાશ. તમે તો અચ્છા નિશાનબાજ લાગો છો. તમારે તાલીમની જરૂર નથી." મારા એક જ ભડાકાથી અને જમાદારના આ પ્રમાણપત્રથી અચ્છા નિશાનબાજ તરીકે મારી આબરૂ બંધાઈ ગઈ. પછી કોઈએ મને બંધૂક ફોડવાનો આગ્રહ ન કર્યો.

એક બાજુથી ૨૦૦ જેટલા સ્વયંસેવકોથી ધમધમતી શિબિરનું કામકાજ વ્યવસ્થિત ચાલી રહ્યું હતું. બીજી બાજુથી ૨૨ જેટલા જુવાનોને બંધૂકની તાલીમ આપવાનો કાર્યક્રમ સફળતાથી ચાલી રહ્યો હતો. શિબિરના પંદર દિવસ પૂરા થવા આવ્યા. એ જ વખતે અમારે માટે નાનકડી કસોટી, નાનકડું ધર્મસંકટ આવી પડયું.

દરબાર સાહેબ (દરબાર શ્રી ગોપાળદાસ દેસાઈ) ઢસા રામસાંકળીના રાજવી. અસહકારનો યુગ શરૂ થયો. દરબાર સાહેબે એક બે પ્રસંગે અંગ્રેજ અમલદારોને રાષ્ટ્રીય ભાવના, સ્વમાન અને ખુમારીનો પરચો કરાવ્યો અંગ્રેજ અમલદારો સળગી ઊઠયા. દરબાર સાહેબ માટે પરિણામ સ્પષ્ટ હતું – ગાદીને તિલાંજલી આપવી. બન્યું પણ એમજ. અંગ્રેજ સરકારે દરબાર સાહેબના રાજ ઉપર જપ્તી બેસાડી. દરબાર સાહેબે અને ભક્તિબાએ હસતે મોઢે ફકીરી અને ગાંધીજીની સિપાહીગીરી સ્વીકારી લીધી. અસહકાર અને સત્યાગ્રહમાં સેનાની તરીકે મહત્ત્વનો ભાગ ભજવ્યો. લોકોના દિલમાં ત્યાગી રાજવી તરીકે અદકેરૂં સ્થાન જમાવ્યું.

ક્ષિતિજ ઉપર સ્વરાજની કોર દેખાવા લાગી, કેન્દ્રમાં પંડિત જવાહરલાલ નહેરૂના નેતૃત્વ નીચે પ્રજાકીય સરકારની રચના થઈ. અંગ્રેજ રાજ્યે કરેલા અન્યાયો દૂર કરવાના કામને આ સરકારે અગ્રીમતા આપી. દરબાર સાહેબને એમનું ઢસા–રામ સાંકળીનું રાજ્ય પરત સોંપવાના હુકમ થયા.

કાઠિયાવાડની પ્રજા માટે, કાઠિયાવાડના કાર્યકરો માટે આ એક અનેરો પ્રસંગ હતો. ઢસામાં ધામધૂમથી કાર્યક્રમ ગોઠવાયો. કાઠિયાવાડ રાજકીય પરિષદે ઢસામાં ભવ્ય સમારંભનું આયોજન કર્યું. અમારે એમાં હાજરી આપવી જોઈએ. આવા મહત્ત્વના પ્રસંગે હાજર રહેવાનું મન પણ થાય અને પરિષદના મોવડી મિત્રો તરફથી, બે દિવસ શિબિર છોડી, ઢસા પહોંચી જવાનું કહેણ પણ આવ્યું.

શિબિરનો કાર્યક્રમ જે રીતે ગોઠવાયો હતો એ જોતાં અમારામાંથી કોઈપણ એક દિવસ માટે પણ શિબિર છોડી શકે એમ હતું નહીં. ઢસાના ઉત્સવમાં ભલે ફરજ સમજીને હું ભાગ લેવા જાઉં તો શિબિરમાં તાલીમ લેતા અન્ય કાર્યકરોને પણ ઢસા જવાનું મન થાય. એક વખત શિબિરનો કાર્યક્રમ તૂટે તો ફરી સાંધવાનું મુશ્કેલ. અમે મિત્રોએ મળીને ગંભીરતાથી આની વિચારણા કરી. કર્તવ્ય તરીકે શિબિરની જવાબદારી સ્વીકાર્યા પછી એમાં ભંગ પાડવો એ અમને ઉચિત ન લાગ્યું. મનને મારીને પણ ઢસાના કાર્યક્રમમાં હાજરી આપવાના મોહને દાબી દીધો.

અમારી મથામણ ઢસા એકઠા થઈ રહેલા અમારા મોવડી મિત્રોને જણાવી. કેટલાક મિત્રોએ અમારા નિર્ણયને આવકાર્યો. કેટલાકે એની ટીકા કરી. કેટલાકને એમાં કર્તવ્યભાવનાનાં દર્શન થયાં. કેટલાકને

એમાં અમારો અવિવેક દેખાયો. એ બધું ઝોળીમાં સંઘરી અમે શિબિરનો અધૂરો રહેલો કાર્યક્રમ પૂરો કરવામાં અને શિબિર પછીની વ્યવસ્થા ગોઠવવાના કામમાં લાગી ગયા.

શિબિરનો આખરી દિવસ આવી પહોંચ્યો. શ્રી નાનાભાઈ ભટ્ટ, વળાના ઠાકોર સાહેબ અને અન્ય મહાનુભાવોની હાજરીમાં પૂર્ણાહૂતિ–સમારંભ યોજાયો. તાલબદ્ધ સમૂહ કૃચ, કવાયત, મેદાની રમતો વગેરે કાર્યક્રમો જોઈને અનુભવી પોલીસ અધિકારીઓએ પણ મોંમાં આંગળાં નાખ્યાં – ઔપચારિક રીતે શિબિરની પૂર્ણાહૂતિ થઈ. મીઠાં સ્મરણો લઈને તેમજ ફરજ આવી પડે ત્યારે સેવાદળના સૈનિકો તરીકે હાજર થઈ જવાના નિર્ધાર સાથે સૌ શિબિરમાંથી વિદાય લેવાની તૈયારીમાં પડયા.

પણ અમે શિબિર છોડીએ ત્યાર પહેલાં અમારે એક મહત્ત્વની કામગીરી પૂરી કરવાની હતી. જેમણે સશસ્ત્ર તાલીમ લીધી એવા ૨૨ મિત્રોની બેઠક મળી. શિબિર તો પૂરી થઈ. સેવાદળની તાલીમ પણ લીધી અને બંધૂક ચલાવવાની – બંધૂક રમાડવાની પણ આછીપાતળી તાલીમ લીધી. હવે શું? દિવસે દિવસે રંગ બદલાતા જતા હતા. દેશના ભાગલા નિશ્ચિત બની ગયા હતા. દેશી રજવાડાંઓને સાર્વભૌમત્વ બક્ષવામાં આવનાર હતું અને એમને મન ફાવે ત્યાં જોડાવાની સ્વતંત્રતા મળવાની હતી એવી હવા શરૂ થઈ હતી. માત્ર કોમી દાવાનળ ઠારવામાં જ આપણે આપણી તાલીમ અને શકિતનો ઉપયોગ કરી બેસી રહીશું? બીજા ઝંઝાવાતોનો પણ સામનો કરવો પડે! આ ભૂમિકામાં અમે મિત્રોએ ગંભીરતાથી ચર્ચા કરી.

કાઠિયાવાડમાં કોઈ કટોકટી સર્જાય તો એનો સામનો કરવા માટે જાન કુરબાન કરવાની તૈયારી સાથે સિપાહીગીરી નોંધાવવાનો નિર્ણય થયો. પ્રતિજ્ઞા-પત્ર તૈયાર થયું. બધા મિત્રોએ એના ઉપર હસ્તાક્ષર કર્યા. એ પ્રતિજ્ઞાપત્ર અત્યારે ઉપલબ્ધ નથી. પણ કાઠિયાવાડના ૨૨ જેટલા મિત્રોએ પ્રજાના સ્વમાન ખાતર જાન કુરબાન કરવાની તૈયારી સાથે લીધેલી ગંભીર અને પવિત્ર પ્રતિજ્ઞાનો એ દસ્તાવેજ હતો. હું જયારે જાણ કરું ત્યારે ક્ષણનો પણ વિલંબ કર્યા વિના, સૂચિત સ્થળે સૌએ હાજર થઈ જવું એવી સમજણ સાથે ભાઈબંધીના કોલ લઈ–દઈને અમે કોઈ જુદી જ જાતની ખુમારી અને આત્મીયતા અનુભવતા જુદા પડયા.

કાઠિયાવાડનાં ૨૦૦ જેટલાં ભાઈબહેનોને સેવાદળનાં સ્વયંસેવક–સેવિકા તરીકે, જરૂર પડયે સેવા આપવા માટે સંગઠિત અને સજ્જ કરી શકાય એ આ શિબિરની એક સિદ્ધિ લેખી શકાય. પરન્તુ વધારામાં ૨૨ જેટલા જુવાન મિત્રો, કાઠિયાવાડની પ્રજા ઉપર કોઈ પ્રકારની આફત આવી પડે તો હાથમાં હથિયાર ધારણ કરી, મોતને ભેટવા તૈયારી સાથે, ફરજ બજાવવાની પ્રતિજ્ઞા લઈને હાકલ પડયે તુરત એકઠા મળવાના સંકલ્પ સાથે છૂટા પડયા. એને હું વળાની શિબિરની એક મહત્ત્વની સિદ્ધિ લેખું છું.

*

પૃ. ૪૩૦ થી ચાલુ

સોઢા પરમારોએ ચભાડોનાં પાંચસો માથાંનાં તોરણ બાંધીને મૂળી ગામનાં ખાત મૂરત કર્યાં. જોમબાઈના પડકારે પડકારે પરમારો રણઘેલા થઈને ખડગથી ખેલ્યા.

પડયા ચભાડહ પાંચસેં, સોઢા વીસું સાત;
એક તેતરને કારણે, અલ રાખી અખિયત.

વઢવાણમાં વીસળદેવ વાઘેલાને શંકા જતાં સનકારાથી ભગાડયા. સાંજે જ્યાં પડાવે આવીને જુએ ત્યાં તો રણથળ મચી ગયેલું ભાળ્યું. માતા જોમબાઈ પુત્ર મુંજાનું શિર ખોળામાં લઈને બેઠાં છે.

માતા જોમબાઈએ ચેહ ખડકાવી. લખધીરજી· એ આશિષ માગી કે "મા! બીજા તારા ત્રણેય દીકરા આવા ઊજળા મોતે તારી કુખ દીપાવીને મરે."

વીસ વરસના ભરજુવાન મુંજાજીના નશ્વર દેહને લઈને જોમબાઈ સતી થયાં. મૂળીને ટીંબે પાંચસો વરસ સુધી પરમારોની ગાદી તપી અને સંત–શૂરાની વેલ ચાલી એ જોમબાઈના શીલનો પ્રતાપ.

# સોન–હાલામણ (૩)

કાનજીભાઈ બારોટ

હાલામણ કલ્પના કરે છે કે જાણે સોનલ પોતાને કહેતી હોય કેઃ–

**થાકી થડ બેઠાં કોર કાનમેરા તણી**
**આયા લગ આવ્યાં હાલામણ હલાય નહિ.**

હે હાલામણ! કાનમેરા ડુંગરની થડમાં ધુમલીમાં અમે થાકીને બેઠાં છીએ હાલામણ! હવે અમારાથી હલાતું પણ નથી, એટલે પોતે જાણે જવાબ દેતા હોય કે,

**પાછા અમે પરમાર્ય, જીવતા હશું તો જાણશું;**
**વીણું કરશું વાસ, પાખર ચડી પરજું તણે.**

હે પરમાર કુંવરી! જીવતાં હશું તો પાછા ઘોડા પલાણીને આવશું ને વેણુવનમાં વાસ કરશું.

**તમે ચડજો ઘોડલે, હું તો પાળા પંથ કરીશ**
**તાણી ઝાલજો ચોકડું, હું વળી વળી વાત કરીશ.**

હે હાલામણજી, તમે ઘોડે ચડજો, હું પગે ચાલીને તમારી સાથે ચાલીશ ત્યારે વાઘ (ચોકડું, લગામ) તાણી રાખજો એટલે મને તાણય ન પડે ને હું વાતું કરતાં કરતાં તમારી સાથે ચાલીશ.

હાલામણનો મનવો આવી કલ્પના કરતો ચાલે છે ત્યાં ઢેબર ગામ આવ્યું.

**ઢેબરને ઢોરે, ટીંબે મન ટક્યું નહિ;**
**કાનમેરાની કોરે, અમારું મન આંટા લીએ.**

થાતાં થાતાં તો

**ઢેબરથી ઢળ્યા, ખારે મન ખૂંત્યું નહીં**
**વરતુ ઊતરતાં આભપરો અળગો થયો.**

ઢેબરના ઢોળાવ કે ગામમાં મન ટકતું નથી, કાનમેરા ડુંગરની ટોચે મન ઊડી રહ્યું છે એટલે ત્યાંથી નીકળતાં ખારો નદી આવી ત્યાં મન ખૂંત્યું નહીં અને વરતુ નદી ઊતર્યા ત્યાં તો હાલામણ કે' મારાથી આભપરો આઘો–દૂર થવા લાગ્યો અને હાલામણ ઝાલોરા ગામે આવ્યો.

**ઝાળોરાની જોડું, આ તન અંઘોળ્યા નહીં;**
**લાડણ ઘેલાં લોક, આ પિંજર કે'દી પામશે.**

અહો! ઝાળોરાના લોકો તો લાડઘેલાં છે એને પાછાં કે'દી' મળાશે, એમ વિચારતાં હાલામણનો કાળો ઘોડો વિસાવાડે આવ્યો, પણ ત્યાં પણ મન ઠેરતું નથી.

**વીસલપરને વાસ, વાસે વસ્યા નહીં;**
**નત ગંગાજળ નાત, આભપરે આંખ્યું આગળે.**

હે મનવા! જો વિસાવાડે રહે તો હંમેશ જ્ઞાનવાવમાં નાવાનું બનશે ને ત્યાંથી આભપરો પણ દેખાશે ને રણછોડરાયનાં દર્શન પણ થશે.

**વિસલપરનો વાસ, મેડી મંડાવીને**
**નત ગંગાજળ નાન, દર્શન કરત દેવના.**

પણ હાલામણ ત્યાંથી હાલી નીકળ્યો ને વાણિયાને કહેતો જાય છે કે:

**વીસળપરના વાણિયા, એક સંદેશો સૂણય;**
**સોનલ આયાં નીકળે, તો જાજા જુહાર ભણય.**

હાલામણ ત્યાંથી ટૂકડા મિયાણી થઈ કોયલા ડુંગરવાળી માતાનાં દર્શન કરી ગાંધવી ગામે થઈને લાંબા આવ્યો.

**તન ઊભું ટૂકડે, મીયાણીએ માન્યું નહીં;**
**ઘેર્યું ગાંધવીએ, લટક્યું લાંબા ઉપરે**
**મીયાણીની મોર, હલક્યું મન હાલે નહીં;**
**કરંડ કોયલા તણે, લટક્યું લાંબા ઉપરે.**

આ પ્રદેશમાં પણ શિયાંની આણદાણ હતી એટલે હાલામણથી રહેવાણું નહીં, હાલામણ એક ઠેકાણે તૃપાતુર થઈ એક તળાવડીનું પાણી પીએ છે પાણી ડોળું છે. ભાવતું નથી એટલે હાલામણ કહે છે.

ડોબાનાં ડોળેલ, ભાંભળ જળ ભાવે નહીં;
સુગાળ મથા શરીર, વેણું જળ વાંહે રહ્યાં

હે મન! ભેસ્રુંના ડોળેલ પાણી પી લે, વેણુવનના ચોખ્ખાં નીર તો આભપરે રહ્યાં, અને એમ કહી ત્યાંથી ચાલતો થયો.

હાલામણજીએ હડેડાટ કરતો સમંદર નીરખ્યો ને કહ્યું;

સુખ સાગરને ન હોય, રાત દિવસ રિબામણા
હાલકલોળ હોય, હૈડે હાલામણ તણે.

કિનારે એક મહાન મચ્છ જોઈને હાલામણ કહે છે.

મચ્છ તો મહાજળ હોય
તું છબછબિયે કેમ છંડિયો ?
છલકી દીધો છેહ, સાયરે સંઘર્યો નહીં.
મચ્છ મધ દરિયે રહે, ને છોડી છીપુંનો સાથ
એકલડો અનાથ કેમ મહાજળ છોડયું મચ્છડા ?

હે મચ્છ! મહાસાગરની મોતી નીપજે એવી છીપુંનો સાથ છોડી કેમ એકલો આવ્યો કે દરિયે તને દગો દીધો છે?

મચ્છ જવાબ દે છે.

વેળ્ય ગઇ વળે, વેળે વળાણું નહીં;
સોનાની સંગતે હાલીને હળવો થયો.

હે હાલામણજી? હલકાની સંગત મેં કરી ઈતો મને તજી પાછી વેળ વળતાં વયા ગ્યાં ને હું પડયો રહ્યો છું: અને ભાઈ, તારા ઉપર કયાં ઓછી વિપત્ત પડી છે?

હાં રે કુંવર હાલામણા, દશાના ફરતા ઘાટ;
ઊછળ્યો તું આભપરા ધણી (તંઈ)
માછલડું કોણુ માત્ર ?

હાલામણ કહે છે;

રામલક્ષ્મણ જેવા બાણુવાળી સીતા જેવી સતી;
એને વન વસવું પડયું, (તંઈ) આપણી કોણુ ગતિ?
જેતી વેળુ વોંકળે, જેતા કોઠારે કણ;
હાલામણને હૈયે, એતા પડયા ઘણ,

નદીની વેળુના કાંકરા ને કોઠારના કણુ જેટલા હાલામણના હૃદયમાં કાણાં પડયાં છે શિયે જેઠવે ગામેગામ કહેવરાવ્યું કે હાલામણને જે કોઈ રોકશે ઈ મારો દુશ્મન ગણાશે, આરંભડાને ઓખા સુધી આ વાત વંચાણી છે. હાલામણ બેટ શંખોદ્ધાર થઈ પોશીત્રાને દરિયાકાંઠે આવ્યા ત્યાં ખારવા (મરજીવા) મોતી માટે સમંદરમાં જાળ નાખી રહ્યા છે,

આજુના સાયર ઉતાવળા, રતન તણાતાં જાય
કરમહિણાનો કર વાવરે, શંખલે મૂઠ ભરાય

જાળ નાખનારને કહે છે,

જાળીડા નાખ્યને જાળ, હાલામણના નામની
કરમ છે કપાળ (કેનાં) બોંતેરસે બરડે રહ્યાં.

હે ભાઈ, હાલામણ જેઠવાના નિમિત્તની જાળ નાખ્ય, ખબર પડે કે મારાં સુકર્મ સાથે છે કે બરડામાં રહ્યાં! ખારવે હાલામણના નામની જાળ નાખતાં સાચા મોતીની છીપું આવીયું. વળી હાલામણે કહ્યું, હવે તારા નામે જાળ નાખ્ય.

જાળીડા નાખ્યને જાળ તારા નમત્યની નોંધીને;
શંખલા ને શેવાળ, માછલિયું આવી મળે.

ઈ જાળમાં શંખલા શેવાળ ને માછલાં આવ્યાં, હાલામણે જાણ્યું કે સદ્કર્મ સાથે છે, મોતીની છીપો ખારવાને આપી, એક વહાણમાં બેસી કચ્છમાં ઊતર્યા.

ઓખો બરડો ઘૂમલી ત્રણેય મેલ્યા દેશ,
શિયે જેઠવે છેતર્યા, કાઢયા કાળે વેશ.

હાલામણ કેરાકોટ આવ્યો, ત્યાંના રાણી હાલામણના ફૂઈ થાય, હાલામણને થયું કે ફૂઈ કાકાની ભેર તાણશે તો મારો સમો નબળો છે, જયાં જાઉં ત્યાં આવકાર મળતો નથી. કેરાકોટની બજારમાં હાલામણ ઘોડે ચડી ચાલ્યો જાય છે, એમાં ત્યાંનાં રાજકુવરી દેવળદેવી હાલામણના ફૂઈનાં જ દીકરી વણુજ કરવા એક વાણિયાની દુકાને આવ્યાં છે. એમાં દેવળદેવીની દાસી હાલામણને જુએ છે, અગાઉ તો કુળનું વળું ઓળખાઈ જાતું કે આ ફલાણા વંશનો છે એનો વળોટ, એનો પોષાક વગેરે

કહી દેતા. દેવળદેવીની દાસી કહે છે. બહેન જુઓ તો ખરાં, મને લાગે છે કે

**કાળો ઘોડો કાટવો, ભમ્મર ભાલું હાથ;**
**બાઈ આપણી બજારમાં જોઈ જેઠવાની જાત.**

દેવળદેવીના કહેવાથી દાસી બજારે નીકળેલ હાલામણને પૂછે છે:

**અસૂરા આવ્યા પરોણલા, કયાં તમારાં ગામ;**
**કયા રાજાના બેટડા કિયાં તમારાં નામ?**

ત્યારે હાલામણ કહે છે:

**બરડે મારું બેસણું, ઘુમલી મારું ગામ;**
**ગજકરણ રાજાના બેટડા, હાલામણ મારું નામ.**

દેવળદે પણ કામ પિંગલા ઇન્દ્ર લોકની અપ્સરાનો અવતાર હતી, શ્યામ પીંગલાના સ્નેહને લઈ મૃત્યુલોકમાં કેરાકોટના રાજાને ત્યાં જન્મ ધારણ કર્યો હતો એને હાલામણ ઉપર હેત થાય જને? તુરત રાજમહેલે આવી એનાં માતાજીને કહ્યું કે ઘુમલીથી કુંવર હાલામણજી આપણા શહેરમાં પધાર્યા છે.

તુરત ફૂઈએ બજારે માણસો મોકલી ભત્રીજાને રાજમહેલમાં તેડાવ્યો. હાલામણને ફૂઈએ ગળે બથ લઈ લીધી ને કહ્યું: બેટા, બેટા આમ કેમ આવવું થયું! સાચું ન કહેતો રામ દુહાઈ. હાલામણે માંડીને વાત કરી, ફૂઈએ તો દાસદાસીઓને બોલાવી અંઘોળ કરાવી, બીજો પોષાક પહેરાવ્યો ને દેવળે રસોઈ નિપાવી હાલામણને જમાડયા ને શયન કરવા માટે હાથીપગા ઢોલિયા ઢળાણા ત્યારે હાલામણ કહે છે:–

**ઢોલિયા ફૂઈ મ ઢળાવ્ય, પલંગે પોઢણ ન્હોય;**
**હાલામણને હોય, સોન વિયોગે સાથરો.**

ફૂઈબાના રાજની સુખસંપત્તિ પણ હાલામણને રુચતી નથી ત્યારે હાલામણને પરણાવવા કાજે સિંધ દેશમાંથી સ્વરૂપવાન સુમરી રાજકન્યાઓ તેડાવીને કહ્યું, બેટા તું કહે તેની સાથે તારાં લગ્ન કરીએ, ત્યારે હાલામણ કહે ફઈબા?

**ટૂંકા પહેરે ઘાઘરા, પેટે ડાબરિયું;**
**હકડી સોન મથે, ઘોરિયું સુમરિયું.**
**આવળ જેડી ઊજળી, દો ફૂલાં જ્યાં ભાર;**
**જેડી સિંધજી સુમરી, એડી મોડપરજી મેઘવાર.**

આત્રી સિંધની સુમરીઓ ઉપર મારું દિલ કયાંથી લાગે? આવળ જેવા પીળા વાનવાળી ને હળવા દેહવાળી, વળી જેનો પોશાક પણ કથોરો છે એવી તો મારા મોડપર ગામના મેતરિયાની છોકરીયુંય છે.

પોતાના રૂપને હાલામણે વખોડયું એટલે એક બટકબોલી સુમરી બોલી–

**માંકડ મુછો મુંજડો, ગાડર જેવા વાળ;**
**તોજાં હાલામણ જેડા, અસો જ્યાંગાયું જ્યાગોવાળ**

હે મહારાણી, જે પુરુષને માંકડી મૂંછ છે, દેહનો વાન મુંજડા બળદ જેવો છે ને શરીરે ઘેટાં જેવા વાળ છે એવા તારા ભત્રીજા હાલામણ જેવા તો અમારે ત્યાં ગાયુંના ગોવાળ છે. (આ દૂહાના વર્ણન પ્રમાણે જેઠવા મેરમાં ટીલાત કહેવાતા વંશમાં હજી પણ એવા જણ જોવા મળે છે.)

છેવટ સુમરીઓને સિંધ મોકલી દીધી ને હાલામણનાં લગ્ન એના ફૂઈબાએ પોતાની જ કુંવરી દેવળદેવી વેરે કર્યાં, હાલામણ કેરાકોટ રોકાણા દુઃખનું ઓસડ દાડા–એમ દેવળદેની સાથેની હેત-પ્રીતમાં હાલામણ રંગાઈ ગયો, દેવળદેવીની કુખે બે કુંવર અવતર્યા, નામ દીધા ચન્દ્રસિંહ ને દેવીસિંહ. બન્ને કુંવર પાંચપાંચ સાતસાત વરસના થયા છે.

એક સમયે દેવળદે ને હાલામણજી બેય કુંવરોને લઈને દરિયે ન્હાવા ગયા છે. સાગરના મોજામાં પિતાને વળગી કુમારો સ્નાન કરી રહ્યા છે એવામાં એક કોઈ વાંસ ભરેલું વહાણ ભાંગ્યું હશે એમાંથી છૂટો પડેલ એક વાંસ ત્યાં તરતો તરતો આવ્યો. એ વાંસને હાલામણે હાથમાં લીધો ને એને ઓળખી ગયા, એમણે કહ્યું કે: "હે દેવળદે, આ તો અમારા વેણુવનનો બરડા ડુંગરનો વાંસ છે."

એમ કહી વાંસને છાતીએ લગાડી અજબ ધૂનમાં હાલામણજી બોલ્યા :

દેશાઈ દીઠો પરદેશમાં, મારા વિધણુ હરાણા વાંસડા;
ભણયની મારી ભોમના, કોઇ સંદેશો સોનનો.
વ્હાલા વિજોગી વાંસ, (તું) શ્યે અવગુણે આવીયો?
ભણયની મારી ભોમના, કોઇ સંદેશો સોનનો.

હે મારી ભૂમિના વાંસ, તને જોઈ મારું દુઃખ ઘડીક દૂર થઈ ગયું છે, પણ તારે કયા અપરાધે અહીં સુધી વતન તજીને આવવું પડયું, બોલ્ય ભાઈ, મારી સોનના કાંઈ વાવડ છે, કાંઈ સંદેશો છે! ત્યારે વાંસ જાણે કહે છે.

કાપ્યો લઈ કબાડીએ નાંખ્યો નેવળ માંય;
લેવાણો લોઢે, સુધી રહી નહીં સોનની...

ભાઈ હાલામણજી! કબાડીએ મને કાપીને ભારામાં બાંધ્યો ને વહાણે ચડાવ્યો એમાં મને તારી સોનની ખબર રહી નથી, અને બાપ હાલામણજી તું જ્યારે હતો ત્યારે તો...

હાલામણ હું તે, કાતળિયે કપાતી નહીં;
જેઠવો જાને, વનવન વિંખાણા વાંસડા....

"હે હાલામણજી! તમે આપણા દેશમાં હતા ત્યારે અમારી કાતળી પણ કોઈથી કપાતી નહોતી. પણ હવે તો વેણુ વનના વાંસ વિખાવા લાગ્યા છે."

આમ વાંસની વેદના સાંભળતાં હાલામણ સોનનું રટણ કરવા લાગે છે, દેવળદે રાણીના કહેવાથી સોનને બોલાવવા ઊંટસ્વાર રવાના થાય છે ને ઘુમલીએ આવે છે, ત્યાં સોનને દુભવવાથી શિયા જેઠવાને અસાધ્ય રોગ થયો હતો અને મરણને શરણ થયો હતો. એટલે હાલામણજીના નાનાભાઈ મંડળીકજી હાલામણના નામનો પડો વગડાવે છે, કે હાલામણજીના દેશવટાનાં બાર વરસ પૂરાં થાય ત્યાં સુધી રાજની લગામ કુંવર મંડળીકજીના હાથમાં રહેશે પરંતુ રાજ્યનો ખરો હકદાર તો હાલામણજી જ છે. આમ મેનાનું પાંજરું ઊઘડી ગયું, સોનલ પોતાની સખી સપિયારદેને કહે છે કે હાલો હવે હાલામણને ખોળવા.

(છકડિયો)

હાલામણ હાલ્યો'તો દેશવટે,
તેદુના સોનને વિજોગ;
રોયાંતાં ભામણ વાણિયા, રોયાંતા ઘુમલીનાં લોક
રોયાતાં ઘુમલીનાં લોકતે ધોખો કરી
સોન હજી હાલામણને નોતી વરી
કહે સપિયારદે બાનડી, તેદુનો સોનને વિજોગ;
હાલામણ હાલી નીકળ્યો,
તેદિ રોયા'તાં ઘુમલીનાં લોક.

(છકડિયો)

બાની હાલ્યની વનરા ઢુંઢીએ,
મળીને ઉડાડીએ મોર;
જેને ટોકે હાલામણ સાંભરે, કાપે કાળજ કોર,
કાપે કાળજ કોર તે કહીએ
હાલામણ હોય ત્યાં આપણ રહીએ
ટોકા કરે ભાંગતી રાત્યનો, મોર કરે વન ઘોર;
બાની હાલો વન ઢુંઢીએ મળી ઉડાડીએ મોર.

હે, સપિયાર દે! ચાલો આપણે વ્હાલા હાલામણને શોધવા માટે ઊપડીએ આમ કહીને સોન પોતાના હૃદયના વિજોગની વાત કરે છે.

(છકડિયો)

પાદર હંદે પીપળે મદેય થિયો મોર;
ઘણુ થઈ સાલે ઘટડે ચિત્તડાંનો ઈ ચોર,
ચિત્તનો હાલામણ દુનિયા જાણે
મદેય થયો મોર તે મોજું માણે
ભાંગતી રાત્યનો મોર કરે છે વન ઘોર
પાદર હંદે પીપળે મારો મદેય થયો છે મોર.

—અને સોન હાલી નીકળી...

(છકડિયો)

સોને તો વેલ્ય સાબદી કરી નીકળી ખરડા બહાર
ધોરીને ગળે ઘુઘરા મોડીએ મોતીના હાર
મોડીએ મોતીના હાર તે જડયાં
પીંજણિયે પગ દઈ સોન વેલે ચડયાં

કહે સપિયારદે સોનને વેલ્યને ન લાગી વાર
સોને વેલ્ય સાબદી કરી નીસરી બરડા બ્હાર.

દુહો

અનળ પંખી જાણે ઊડિયાં,
આભ જમીન વચાળ;
ચારો ચરવા સિંહલ દ્વિપમાં,
આવ્યાં મૃત્યુલોક મોઝાર.

(છકડિયો)

ઓખા બરડાનાં માનવી, કોઈ મીંઢોળેલ મળે;
ગજ મોતીનો હાર લો, હોય હાલામણને ગળે,
ગજકરણુનાને ગળે અમને અન્ન ન ભાવે
ડોલરિયા વિણુ નેણુ નિંદ્રા ન આવે
કહે સપિયારદે દેખી રૂપને નવતર નાર ચળે
ઓખા બરડાનાં માનવી કોઇ મીંઢોળેલ જો મળે.

– હાલતાં હાલતાં કોઈ શહેર આવ્યું એટલે હાલામણુ મળશે તો એનો દેશવટાનો પોશાક તરત જ ઉતરાવીશ એમ માનીને કોઈ વાણિયાના હાટમાં સોનલદે કિંમતી પોશાક ખરીદવા બેઠાં; વેપારી સોનને ઓળખી ગયો ને સોનના રૂપમાં મોહ પામીને કહે છે. 'બાઈ, હાલામણુ તો ક્યાંય રઝળતો હશે, કોઈ સારું ઠેકાણું જોઈ બેસી જાવને, શુંકામ આવા અથોક રૂપને ધૂળમાં રગદળો છો ?"

(છકડિયો)

સોને રથડો છોડગો ચોકમાં હાલી આવી હાટ
વીરા મારા વાણિયા કિંમતી કસબ કાઢય
ભારે કસબ વોરવા પડે
ડોલરિયાના પોશાંગ ઊતરે
આવ્યા તારે ઊબરે તેં ન ઓળખી જાત્ય
રથડો છોડી ચોકમાં હાલીને આવી હાટ.

(દુહો)

વેવલો મ થા વાણિયા, હૈયું રાખ્ય ને હાથ;
ગાંઠડિયુંનાં છઇં ગરાગ,
(કંઈ) કાપડ હોય તો કાઢયને.

(છકડિયો)

વાણિયા થા મા વેવલો જોઇ વિચારી બોલ્ય.
હાટમાં હલામણુ હોયનો અમારે મેરૂને તોલ
મેરૂ પર્વતને તોલ તે અમારે
વગર વિચાર્યું બોલવું નહીં તારે
આવ્યાં તારે આંગણે કર્યા પાતરને તોલ
વાણિયા થા મા વેવલો જોઈ વિચારી બોલ્ય.

ને આમ વ્હાલાના વિજોગે હાલતાં સોન પોતાના પિયર મોરાણે આવે છે.

(છકડિયો)

સોનને પિયર સાંભર્યું નેણે આંસુની ધાર;
ડોલરિયો વસે દેશવટે સૂનો લાગે સંસાર.
સૂનો સંસાર તે લાગે
મનડું વાવડ જોઠવાના માગે
કહે સપિયારદે બાનડી પીડાનો નહીં પાર
સોનને તો પિયર સાંભર્યું નેણે આંસુની ધાર.

સોનલદે પિયર આવી, એની માતા સોનનું આવું શરીર જોઈ ચિંતામાં પડી ગઈ, સોનને સમજાવવા માંડી કે, 'હે દીકરી, તું શા સારું દેશવટે ગયેલા આદમી પાછળ ઝૂરે છે, પરદેશ ગયેલાના તે કાંઈ ઠેકાણાં હોય ?

(છકડિયો)

સોનલ પિયર સંચરી, એની માતાએ વારી;
ડોલરિયો દેશવટે કોઇનો ન ફાવે કારી
કોઇની ન ફાવે કારી
સાંભળને દિકરી મારી
કહે સપિયારદે બાનડી,
મુખ દાતણને હાથ ઝારી
સોનલ પિયર સંચરી (તંઈ)
એની માતાએ વારી.

(છકડિયો)

સોનને સમજાવે માવડી,
જામની સાથે સગપણ કરું

સોન કે જામ તો છે મીંજરો,

હું તો હાલામણને વરું,

જામ નથી માવડી મારી જોડય

હાલામણ તો મારો વનચંપાનો છોડ

કહે સપરિયાદે બાનડી,

સોન કે નહીં તો હરિહરિ કરું

સોનને સમજાવે માવડી ફરી તારું સગપણ કરું

માતાએ સમજાવવા કાંઈ બાકી રાખી નહીં

પણ સોન સમજે તો ને ?

(છકડિયો)

ચંપાનો છોડ રાડિયાણી રાત દિ રુદન કરે

પલપલ એને સાંભરે ગજકરણનો બાંધ્યો ગળે

ગજકરણનો બાંધ્યો ગળે બાળે વેશ

સોને તો ભભૂતિ ભરાવી કેશ

કહે સપિયારદે સોનતું મનડું ઘાટ ઘડે

ચંપા કેરો છોડવો રાડિયાણી રુદન કરે.

કેરાકોટનો સાંઢણીસ્વાર ઘુમલીએ પહોંચ્યો ત્યાંથી મંડળીકજીએ સોનના સમાચાર આપ્યા છે એમને પિયર મોરાણા તરફ રવાના થયા છે, ને બરાબર મધરાતે મોરાણાના પાદરમાં પહોંચ્યો.

મધરાંને કરલીઓ કણકિયો,

સોનલ સૂતી છો કે જાગ્ય

હાલો દેવળદે સાથ, બાંધ્યો બરડાનો ધણી

અને સાંઢણીસ્વારની સાથે સોન રવાના થઈ– મોરાણેથી વેલ્ય હંકારી કેરાકોટ આવ્યા પણ બરોબર અખાત્રીજનો હિંચકા ખાવાનો મેળો હાબા ડુંગરમાં ભરાય છે, ત્યાં મેળો માણવા હાલામણને દેવળદે રાણી તેડી ગયાં છે – પાછળ પાછળ સોનરાણી હાબા ડુંગરની ફૂલવાડીમાં જ્યાં હાલામણનો ઉતારો છે ત્યાં આવ્યા પણ કરમની કઠણાઈ તે હાલામણને ઝેરી નાગે દંશ દીધો છે, અનેક ઉપાયો ચાલે છે પણ ઝેર પ્રસરતું જાય છે, ઊતરતું નથી.

આવી રીતે સોન અને હાલામણનો ભેટો હાલામણની અંતિમ ઘડીએ થાય છે– ને સોનલદે તથા દેવળદે બન્ને રાણીઓ કુંવર હાલામણ પાછળ સતી થાય છે– લોકકવિઓ સોનના એ વિજોગને ગાતાં કહે છે.

દુહા

હાબા ડુંગર હેઠ, હાલામણ હિંચોળ્યો નહીં;
અવઢવ રહી એક, જામો કામી જેઠવા.

હાબા ડુંગર હેઠ, હાલામણ હિંચોળ્યો નહીં;
આવીને ઉંડળ લેત, જતન કરીને જેઠવો.

હાબાની હદમાંય પીઠી ભર્યો પોઢાડિયો
મિંઢોળ છૂટયાં મસાણ હારી બેઠી હલામણો

હાબા ડુંગર હેઠ, જાણ્યે જનમારો જીવશું;
અવઢવ રહી એક જામો કામી જેઠવા

(છકડિયો)

હાલામણની હાણ્ય ઝાડી થઈ જેઠવા તણી
કરવી મારે કાણ્ય વગડે વેણુના ધણી

વગડે વેણુના ધણી જાળ જાણે
ચૂડો ભાંગું હવે હાબાને પાણે

કહે સપિયારદે બાનડી અમને રખડાવ્યાં રાન
ઝાડી થઇ જેઠવાતણી હાલામણની હાણ્ય.

દુહો

કુંવારી ચડે કાટય, મન જાણે કડાકો થયો.
હાબા હંદે હાટ, હારી બેઠી હાલામણો.

બેવડ મીંઢોળ બાંધીયા, હાલામણને હાથ;
સોનલ દેવળ સાથ, બળીયો બરડાનો ધણી.

સુખિયાં માથે દુઃખ પડયાં, તૂટયા માથે આભ;
જ્યાં હાલામણ હાલ્યો, તીયાં ઊગ્યા છે ડાભ.

લોકોમાં ચાલતી પ્રચાલત દંતકથા પ્રમાણે કહેવાય છે કે હાબાના મેળામાં કોઈ યોગીઓએ આવીને હાલામણનું ઝેર ઊતાર્યું હતું, અને હાલામણ રાણી સોન તથા દેવળદેને લઈને ઘૂમલી આવ્યા હતા પરંતુ એ વાતને વધુ પુષ્ટિ મળતી નથી.

દેવળદેવીના કુંવર ચન્દ્રસિંહજી તથા દેવીસિંહજી દ્વારા હાલામણ જેઠવાનો વંશ ચાલુ રહ્યો.

# 'બાલા રે વરની પાલખી'

નરોત્તમ પલાણ

આજે પણ જેનો સૂરજ આથમ્યો નથી એવા જીવંત કવિ તરીકે નરસિંહ મહેતાના સૂર સર્વત્ર ગૂંજે છે. વિદ્વાનો એના જીવનકવનની ચર્ચા કરી રહ્યા છે, ભાવુક જનો એની પંક્તિને સહારે સંસારના તાપ વેઠે છે. નરસિંહ પણ કેવો? સ્થૂલમાં શૃંગાર અને સૂક્ષ્મમાં સૂક્ષ્મ તત્ત્વચર્ચા – સરખી આસાનીથી એના કરતાલમાં ઝીલાયેલ છે! કૃષ્ણજન્મ નિમિત્તે બાલજન્મનો મહિમા, રાધાકૃષ્ણ નિમિત્તે યૌવન અને એની અપારવિધ લીલામાધુરી, અક્રૂર અને ઉદ્ધવ નિમિત્તે પ્રેમપદારથ તથા તત્ત્વપદારથની પ્રૌઢ વિચારધારા અને મૃત્યુના માંગલ્યનું દર્શન પણ નાગરી અદાથી – ઠઠ્ઠામશ્કરીના મિજાજમાં નરસિંહે ગાયું છે. સામાન્યતઃ ભક્તકવિઓએ જન્મનો મહિમા જેટલો કર્યો છે તેટલો મૃત્યુનો નથી કર્યો. મૃત્યુનું વર્ણન સૌથી વિશેષ જ્ઞાનીકવિઓમાં છે અને નરસિંહ એવો કવિ છે કે જેની ગતિ જ્ઞાન અને ભક્તિ – ઉભય ધારામાં નોંધી શકાય છે.

સ્પષ્ટતઃ નરસિંહની મનાતી રચનાઓમાંથી કોઈ એક જ રચના નરસિંહના વ્યક્તિત્વનો સંપૂર્ણ પરિચય આપી શકતી હોય તો તે 'બાલા રે વરની પાલખી' છે. સ્મશાન યાત્રાને – ઘરમાંથી ચાર જણા મૃતશરીરને (ઠાઠડીને) સ્મશાને લઈ જતા હોય તેને 'બાલા રે વરની પાલખી' કહીને નરસિંહ ઓળખાવે છે!

બાલા રે વરની પાલખી,
જોતા વનિતાને થાય ઉલાસ
નાહી ધોઈને પોઢિયા રે, તીલક કીધાં ભાલ;
વરના જાનૈયા શોભી રહ્યાં,
માથે નાખ્યાં અબીલગુલાલ.
લીલા તે વાંસની પાલખીરે,
એના ઊંચકનારા ચાર;
માથે તે બાંધ્યાં ભીનાં પોતિયાં રે;
મોઢે રામનામ ઉચાર.
બાલા રે વરને આગળ લાકડાં,
પાછળ હારે રે લાય
ગોળપાપડી દેખે કૂતરાં રે,
તે તો મનમાં ઘણું મલકાય.
તોરણ તણખા ઉડિયા રે,
માંડવડે લાગી લાર;
ઊઠ રે સાસુ શંખણી,
તારો જમાઈ આવ્યો બાર
પંદરસે પેરામણી રે,
મસાણ ગામનું નામ;
લાલબાઈની દીકરી રે,
ચિતાકુંવરી જેનું નામ.
જમાઈ તો રહ્યાં સાસરે રે
જાનૈયા આવ્યા ઘેર;
ટકે ટકો વેરાઈ ગયાં રે,
વિવાહ કીધો છે રૂડી પેર.
બાર કડા બાર મોરિયા રે,
ઉપર નાણું નાખો રોક;
જઈને કહો એના બાપને રે,
હવે તાણીને મેલો પોક
જીવને જમડા લઈ ગયા,
દેહનો કીધો રે હવાર;
નરસૈંનો સ્વામી મળ્યા રે,
ઈ તો ઊતર્યાં ભવપાર.

કવિ નરસિંહે અહીં ખૂબ જ હળવી શૈલીમાં સ્મશાન યાત્રાનું વર્ણન આપ્યું છે. મસાણ નામે ગામમાં લગ્નમંડપ રચાયો છે અને લાલબાઈની દીકરી ચિતાકુંવરીને વરવા વરરાજા તૈયાર થયા છે! મૃતશરીર નાહીધોઈને ઘર વચ્ચે બિરાજે છે, એણે નવાં વસ્ત્રો પરિધાન કર્યાં છે. કપાળ ઉપર તિલક કીધાં છે અને અબીલગુલાલ છાંટયાં છે! ડાઘુઓ રૂપે જાનૈયા પણ તૈયાર છે! લીલા વાંસની પાલખીમાં વરરાજા ચડે છે, ચાર એના ઊંચકનારા છે

અને રામનામનો મંત્રોચ્ચાર થાય છે! બાલા રે વરના વરઘોડામાં સૌથી આગળ લાકડાં અને તે પછી અગ્નિ ચાલે છે! વરઘોડો માંડવે આવીને ઊભો, સ્મશાનમાં રહેનારા જાનૈયા રૂપી કૂતરાં હમણાં મીઠું મોઢું થશે એ વિચારે મલકાઈ રહ્યાં છે અને અગ્નિજ્વાળા રૂપી લાલબાઈ સાસુ પ્રગટે છે. તણખાનાં તોરણો રચાણાં માંડવામાં ચિતાકુંવરી પ્રગટી લાકડાંમાં લાગતી લ્હાય તડતડ અવાજ કરે છે તેનાથી કચકચ કરતી શંખણી સાસુ અને જવ તલ ઘી રૂપે અપાતી પહેરામણી સાથે લગ્નવિધિ પૂરો થાય છે! આ લગ્નની ઉલટીગંગા એ છે કે લગ્ન પછી જમાઈ તો સાસરે જ રહી ગયા અને એકલા જાનૈયા ઘરે પાછા ફર્યા! ખૂબ ખર્ચ કરીને સારી પેઠે લગ્નપ્રસંગ ઊજવ્યો છે, હવે પાછળ માસી, છ માસી, વર્ષીનાં બાર કોડિયાં, બાર મોરિયાં મૂકીને શ્રાદ્ધ થાય છે. છેલ્લી વારની પોક પણ હવે જ મૂકી લેવાની છે! દેહ તો ચિતા રૂપી કુંવરીને સોંપાણો અને જીવને જમડા લઈ ગયા, નરસિંહ કહે છે કે જેને ભગવાન ભેટયા તે ભવેપાર ઉતર્યા.

આખી રચનામાં – આદિથી અંત સુધી મૂંછમાં હસતો નરસિંહ આપણને જોવા મળે છે. મનુષ્યની અંત્યેષ્ટિ ક્રિયાનું આવું વાસ્તવિક અને હળવું ચિત્રણ નરસિંહ સિવાય જોવા મળતું નથી. 'મૃત શરીર'ને 'બાલા વર' અને 'ઠાઠડી'ને નરસિંહ 'પાલખી' કહે છે! મરનાર ગમે તેવડી ઉંમરનો હોય તે કોડભરેલો અને તેથી 'બાલાવર' છે, 'બાલા રે વરની પાલખી' એ અર્ધચરણમાં જ મશ્કરી કરતો નાગર કવિ પ્રત્યક્ષ થાય છે! 'વનિતાને થાય ઉલાસ' એમાં કેવું સૂક્ષ્મ મનોદર્શન છે! સામાન્ય રીતે 'વનિતા' એટલે સ્ત્રી પરંતુ સ્ત્રી માટે બીજો કોઈ શબ્દ નહિ અને 'વનિતા' શા માટે? અહીં નરસિંહની તત્ત્વદૃષ્ટિ કામ કરી ગઈ લાગે છે: 'વનિતા' એટલે 'ઇચ્છાયુક્ત' – જે કોઈ આ ક્ષણે હયાત છે, ઈચ્છાયુક્ત છે તે 'આપણે મર્યા નથી'નો સૂક્ષ્મ આનંદ અનુભવે છે! ઇચ્છાયુક્ત જીવને 'વનિતા' રૂપે અને લગ્નના સ્ત્રીસહજ સ્થૂલ આનંદને 'ઉલાસ'થી અભિવ્યક્તિ મળી છે.

સંસ્કૃતમાં એક ઉક્તિ છે કે લગ્ન પ્રસંગે વરનું ચિત્ત લાડીમાં અને જાનૈયા માનૈયાનું લાડવામાં હોય છે! નરસિંહ બહુશ્રુત છે. મૃત્યુ જેવા કરુણ પ્રસંગે પણ ગોળપાપડીની આશા રાખતાં કૂતરાંને તે વર્ણવે છે. આવા પ્રસંગે મીઠામોઢાની આશા રાખનાર તો કૂતરા જ હોયને? મશ્કરા નાગર કવિમાં આવો વ્યંગ વાંચવો પણ અસ્થાને નથી? સામાન્ય નિયમ એવો છે કે મૃતશરીર સ્મશાનમાં આવે ત્યારે ચારે બાજુ પિંડ ઉડાડવાનો વિધિ છે, કવિ એને ગોળપાપડી તરીકે ઘટાવતા લાગે છે. ચેહ ખડકાણી તેને માંડવો અને અગ્નિને લાલબાઈ તથા ચિતાને ચિતાકુંવરી કહી એક સ્વાભાવિક ચિત્ર રજૂ કરાયું છે. ચેહ સળગે છે અને ચારેબાજુ તણખા ઊડે છે, આ જાણે લગ્નનાં તોરણ બંધાણાં હોય એમ લાગે છે! લાલબાઈને પાછી શંખણી કહી છે. શંખણી સ્ત્રી સતત બોલબોલ કર્યા કરે, અહીં અગ્નિ પ્રગટ થતાં લાકડામાં થતો અવાજ નરસિંહ નોંધે છે. આ પંક્તિઓ નરસિંહના કવિકર્મની દ્યોતક છે.

નરસિંહનો નાગરીસ્વભાવ, જીવનને જોવાની એની હળવી દૃષ્ટિ અને એની ભીતર ધબકતો પરમ વૈરાગ્ય તથા પ્રભુભક્તિ પરની અપાર આસ્થા–આ રચનામાં બરાબર વ્યક્ત થયાં છે. બાહ્ય દૃષ્ટિએ નિહાળીએ તો ઠાઠડીને 'બાલા રે વરની પાલખી' જેવું રૂપક આપી અંત્યેષ્ટિ ક્રિયાને લગ્નોત્સવ સાથે સરખાવવામાં નરસિંહનું રચનાકૌશલ રહેલું જણાય છે. વિશેષ નોંધપાત્ર તો એ છે કે નરસિંહ જેવો ગાંભીર્યગર્ભ કવિ અહીં નર્મમર્મયુક્ત બન્યો છે. ભલભલા ધ્રૂજી ઊઠે એવા મૃત્યુના પ્રસંગને નરસિંહે અહીં જે રીતે મૂકયો છે તે દેહથી પર થયેલા જીવનમુક્ત કે અવધૂતની દશાનો પરિપાક છે અને કવિ તરીકે નરસિંહની પરમસિદ્ધિ છે.

*

# લોકસંગીતના પ્રકાર ભેદ : દેશી સંગીત અને શૈલીઓ

જયમલ્લ પરમાર

લોકગીતોના સ્વર અને તાલ એ નામના 'ઊર્મિનવરચના'ના સપ્ટેમ્બર અંકમાં આપેલા લેખમાં લોકસંગીતના કેટલાક પ્રકારભેદ આપ્યાં છે.

લોકગીતોની સામાન્ય વ્યાખ્યા પ્રમાણે તે મૌખિક પરંપરા છે. એમાં બહુજન સમાજની ચેતના રહેલી છે. એ અજ્ઞાત વ્યક્તિ કે વ્યક્તિઓ દ્વારા પરિવર્તન પામતાં રહી સામુદાયિક અભિવ્યક્તિનો ઘાટ પકડતાં જાય છે. લોકગીત એ સંવેદન–પ્રેરિત માનવી હૃદયની રસાત્મક અનુભૂતિની રાગાત્મક અભિવ્યક્તિ છે.

ઉપરોક્ત વ્યાખ્યામાં સંપૂર્ણપણે બંધબેસતા ન આવે એવા ઘણા પ્રકારો લોકગીતો – લોકસંગીતમાં આજે આપણે જોઈએ છીએ. લોકગીતો ને લોકસંગીત એવા શબ્દો આપણે ત્યાં પોણોસોક વરસથી અસ્તિત્વમાં આવ્યા છે. એનાં મર્યાદા વ્યાપકતા, વ્યાખ્યા, લક્ષણો અને પ્રકારો હજી નક્કી થતાં આવે છે. એમાંના કેટલાક વિવાદાસ્પદ પ્રકારો નીચે મુજબ છે :

ભજનો, કથા – આખ્યાનમાં ગવાતાં ગીતો, ભવાઈનાં ગીતો, યાચકવર્ગનાં ગીતો, રાસલીલા, દાણલીલા, રામલીલા, ઢાઢીલીલા વગેરેમાં ગવાતાં ગીતો; તે ઉપરાંત સિંધુડા, પવાડા, મેવાડા, સરજુ, સામેરી, સાવળ્યું, સોળા, સલોકા, રામગ્રી, પરભાતી, રાસ, ગરબા, ગરબી, રામાવળા ને ચંદ્રાવળા વગેરે.

ભજનો વિષે એમ કહેવાય છે કે એમાં સામુદાયિક અનુભૂતિને બદલે વૈયક્તિક અનુભૂતિને વાચા મળેલી છે. એટલે એ લોકગીત ન કહેવાય.

એ જ રીતે કથા – આખ્યાનમાં આવતાં ગીતો જે તે વ્યક્તિઓએ રચેલાં હોય છે ને તેમાંનાં ઘણાંખરાં રાગદારી હોય છે.

ભવાઈનાં ગીતોમાં નામી અનામી કવિઓનાં ગીતો મિશ્ર અને ક્યારેક શુદ્ધ રાગોમાં ગવાતાં હોય છે.

યાચકવર્ગનાં અથવા આશ્રિત વર્ગનાં ગીતો એમના આશ્રયદાતાઓને રીઝવવા માટે જોડેલાં મિશ્ર રાગોમાં જોડેલાં હોય છે.

રામલીલા, રાસલીલા, દાણલીલા, ઢાઢીલીલા વગેરેમાં ગવાતાં ગીતો ચોક્કસ વ્યક્તિઓનાં રચેલાં હોય છે ને તે રાગોને આધારે ગવાય છે.

રબારી અને વૈશ્ય સુતારોમાં ગવાતી સરજુ અનામી અને આદિસ્વરોમાં ગવાય છે પણ ચારણોમાં ગવાતી સરજુ – ચરજુ ચોક્કસ વ્યક્તિઓની રચેલી હોય છે. સાવળ્યું માતાજીની ગવાય છે ને રામદેપીરની પણ ગવાય છે. રામદેપીર લોકદેવતા તરીકે લોકોમાં પ્રતિષ્ઠિત છે.

રાસમાંથી કેટલાક રાસ નરસિંહ – મીરાંના નામાચરણવાળા હોય છે, જ્યારે ઘણાખરા ગરબા અને મોટાભાગની ગરબી ચોક્કસ કવિઓની રચના હોય છે. જ્યારે રામાવળા અને ચન્દ્રાવળા પૌરાણિક પ્રસંગોમાં ઊતરી આવેલા કહેવાય છે.

સિંધુડા, મેવાડા, પવાડા, રામગ્રી, પરભાતી એ બધા શુદ્ધ રાગોમાંથી ઊતરી આવેલા કહેવાય છે.

આમ લોકગીતોની સામાન્ય વ્યાખ્યામાં કેટલાક આ બધા પ્રકારોનો સમાવેશ ન થાય એમ માનતા હોય છે. લોકો તો ઉપરના તમામ પ્રકારો કોઈ ભેદભાવ સિવાય ગાતાં જ રહ્યાં છે, પણ લોકસાહિત્યના વિવેચકો એમના વૈજ્ઞાનિક અન્વેષણમાં આ ભેદ પાડતા હોય છે.

લોકસાહિત્યનું વૈજ્ઞાનિક અન્વેષણ થઈ રહ્યું છે ત્યારે કોને લોકગીત કહેવાં અને કયા પ્રકારનો એમાં સમાવેશ ન કરવો એની શાસ્ત્રીય છણાવટ થતી જ રહેવાની. આવા પ્રકારભેદે શાસ્ત્રીય સંગીતમાં પણ માર્ગી અને દેશી એવા બે વિભાગ પડ્યા છે. ઘણાખરા શાસ્ત્રીય સંગીતજ્ઞો પણ દેશી સંગીતને છેલ્લાં વર્ષોમાં લોકસંગીત તરીકે ઘટાવતા આવ્યા છે.

હવે આ કેટલે અંશે સાચુ છે તે આપણે તપાસીએ. સંગીતશાસ્ત્રના લગભગ બધા જ ગ્રંથોમાં સંગીતના બે પ્રકાર વર્ણવ્યા છે, એક માર્ગ અને

બીજો દેશી.

લોચનકૃત 'રાગતરંગિણી' ગ્રંથમાં જણાવેલ છે કે :

मार्ग देशी विभेदेन गीतं तु द्विविधं मतम्
मार्गास्तु गन्धर्वादि गीतगतय देश्यश्च ।
तत्ताद्रागाश्रिता स्तास्तास्तूताद देश गीत
गतयः इह तु मार्गाभावाः न्नादृहृता...

અહીં સંગીતના બે પ્રકાર જણાયા છે, માર્ગ અને દેશી. માર્ગને અહીં ગંધર્વ પણ કહેલ છે. દેશીનો અર્થ એવો કરેલ છે કે "તે રાગને આશ્રયે આધારે તે તે દેશમાં રૂઢ થયેલાં ગીતોની ગતિઓ કે ગત".

અહીં દેશીની સ્પષ્ટ વ્યાખ્યા આપી છે કે તે રાગોને આધારે રચાયેલ હોય છે પણ દેશ પ્રમાણે એનાં ગીતો કે ગતિઓનાં સ્વરૂપ રૂઢ થાય છે.

સંગીતરત્નાકર ગ્રંથ જણાવે છે કે: "ગીત, વાદ્ય અને નૃત્ય એ ત્રણ સંગીત કહેવાય છે. તેમાં ગીત બે પ્રકારનું, માર્ગ અને દેશી. બ્રહ્મા ભરત વગેરેએ શંભુની આગળ જે પ્રયોજેલું અને જે અભ્યુદય આપનારું છે તે માર્ગ. જુદા જુદા દેશોમાં લોકોની રુચિને લીધે જે હૃદયરંજક બનેલું છે તે ગાન અને નૃત્ય દેશી સંગીત કહેવાય છે."

દેશી સંગીતની વ્યાખ્યા આપતાં સંગીત–રત્નાકર ગ્રંથમાં જણાવ્યું છે કે:

यत्तु वाग्गेय कारेण रचितं लक्षणान्वितम् !
देशीरागादिषु प्रोक्तं तद् गाने जनरंजनम् ।"

વાગ્ગેયકારોએ લક્ષણયુક્ત જનરંજન કરનારું જે ગાન રચ્યું તે દેશી સંગીત

ત્યારે વાગ્ગેયકારો એટલે શું ? એની સ્પષ્ટતા કરતા કહે છે કે:

वाचं गेयं च कुरूते यः स वाग्गेयकारकः

વાણી અને ગીત બન્નેનો રચનાર તે વાગ્ગેયકાર. એટલે કે સ્વરો અને શબ્દોની રચના કરે તે વાગ્ગેયકાર.

આમ સંગીતશાસ્ત્રોએ દેશી–સંગીતની સ્પષ્ટ વ્યાખ્યા કરી છે. જનમનરંજનના હેતુથી રાગોને આધારે આધારે વિવિધ દેશમાં વિવિધ રીતે વાગ્ગેયકારોએ રચેલું અને જે પરિવર્તનશીલ છે તે દેશી સંગીત. આ વાગ્ગેયકારોને વિશાળ વ્યાખ્યામાં જોઈએ તો સ્વરો ને શબ્દો એકસાથે ગીત – સંગીત-રૂપે આપનાર કથા – આખ્યાનકારો, સંત-ભક્ત કવિઓ, પ્રશસ્તિકારો, દેવદેવીઓના સ્તવનકારો વગેરેનો એમાં સમાવેશ કરી શકાય.

લોકોની રુચિ અનુસાર જેમાં ફેરફાર થતા રહે એટલે તે બંધન વગરનું – અનિબદ્ધ દેશીસંગીત, અને જેમાં નિયમોનું બંધન રહ્યું તે નિબદ્ધ એટલે કે માર્ગ અથવા માર્ગીસંગીત, રાગ–રાગાદિતો બન્નેમાં રહ્યા.

૧૩મી સદીમાં કર્ણાટકમાં પાર્શ્વદેવે 'સંગીત સમયસાર' ગ્રંથ રચ્યો, તેમાં કેવળ દેશીસંગીતનું જ વર્ણન છે. એમાં દેશી રાગોનાં નામો તેમ જ લક્ષણો આપેલાં છે. જેમાં રાગાંગ, ભાષાંગ, છાયાંગ અને ઉપાંગ વગેરે વિભાગો આપેલા છે. આ સિદ્ધ કરે છે કે અનિબદ્ધ એટલેકે નિયમબદ્ધ નહિ એવું પરિવર્તનશીલ હોવા છતાં દેશીસંગીતની પદ્ધતિ રાગ અને લક્ષણોયુક્ત છે.

લોકગીતો–લોકસંગીતની સામાન્ય વ્યાખ્યા અને દેશીસંગીતની વ્યાખ્યા જોતાં પ્રગટપણે જ બન્ને સંગીત પ્રકારો એક બીજાથી તદ્દન ભિન્ન છે. પણ દેશીસંગીત જેવો જ એક પ્રકાર પ્રાચીન ગુજરાતી કાવ્ય સાહિત્યમાં છે એને પણ દેશીઓ કહે છે. 'પ્રાચીન ગુજરાતી છંદો' એ નામના ગ્રંથમાં (સ્વ.) રામનારાયણ વિ. પાઠકે દેશીઓની ખૂબ વિસ્તૃત અને સૂક્ષ્મ છણાવટ કરી છે. શરૂઆતમાં તેમણે સંગીતશાસ્ત્રોએ આપેલ દેશીસંગીતની વ્યાખ્યાનું સમર્થન કરીને પ્રાચીન છંદોની દૃષ્ટિએ દેશીઓનું વિવરણ–વિશ્લેષણ ૧૩૪ પાનાંમાં કર્યું છે. એમાંથી કેટલાંક અવતરણો અહીં આપ્યાં છે. સ્વ. રા. વિ. પાઠક દેશીઓ અંગે જણાવે છે કે:

"આપણા જૂના ગુજરાતી વાઙ્મયમાં વપરાતો દેશી શબ્દ એ એજ રીતે દેશી રાગોનો વાચક છે. અને એ અર્થ લાંબા વખતથી રૂઢ થયેલો જણાય છે..."

સંગીતશાસ્ત્રોના ગ્રંથોનાં દૃષ્ટાંતો આપી (સ્વ)

રા. વિ. પાઠક જણાવે છે કે:

"અહીં જેને માર્ગ કહેલ છે તે ઉસ્તાદી કે શિષ્ટસંગીત અને ગુજરાત પ્રાંતમાં અને ગુજરાતી ભાષામાં સંગીતની જે વિશિષ્ટ પદ્ધતિઓ દૃઢ થઈ ગઈ હોય તે આપણા ગુજરાતી દેશી રાગો...

"શિષ્ટસંગીતમાં કે શાસ્ત્રીય સંગીતમાં સ્થાન નહિ પામેલું એવું ગુજરાતનું સંગીત છે તે બધી દેશીઓ છે. ખાસ કરીને આપણી ગરબીઓ આ પ્રકારનું દેશીસંગીત છે....

"અમુક નિયત સ્વરોનું અને તેને અનુકૂળ થવા ઘડાયેલી વાણીનું જરા શિથિલ એવું છંદ સ્વરૂપ એને પણ આપણે દેશી કહીએ છીએ. દેશી શબ્દ અમુક તર્ગેહમાં ગવાતા અમુક છંદનો વાચક છે. એ શુદ્ધ પિંગળનો શબ્દ નથી તેમ જ માત્ર સંગીતનો શબ્દ પણ નથી.

"એક બીજી રીતે પણ દેશીઓનું સ્વરૂપ સિદ્ધ થાય છે. કડવાબદ્ધ પ્રબંધો જોતાં જણાશે કે ઘણાખરા કડવાના પ્રારંભમાં અમુક રાગનું નામ લખેલ હોય છે. તેમાં કેદારો, ગોડી, રામગ્રી, મારૂણી, આશાઉરી, ધનાશ્રી, દેશાખ, મલ્હાર, વસંત વગેરે શિષ્ટ સંગીતમાં જે રાગો હોય છે તેનાં નામો આવે છે. આ શિષ્ટ સંગીતના રાગો છે, છતાં પણ તે બધી દેશીઓ જ છે. અર્થાત્ એ બધી આપણી ગુજરાતી કવિતામાં રૂઢ થયેલી અમુક નિયત તાલબદ્ધ સ્વરાવલી અને છંદોરચના છે.

"ઢાળ શબ્દ દેશીનો પર્યાય ગણી શકાય. જૂના ગુજરાતી સાહિત્યમાં એ દેશીના પર્યાય તરીકે વપરાયો છે.

"કે. હ. ધ્રુવ પદનું બીજું નામ દેશી કહે છે. પદ એટલે ગેય પદ્યરચના.

"પદોમાં ભજનોનો પણ સમાવેશ થાય છે. દેશીઓનો સામાન્ય અર્થ દેશીપદ્ધતિએ ગવાતી પદ્યરચનાઓ."

જો કે ભાલણે અમુક રીતે ને પ્રેમાનંદે અમુક રીતે દેશી શબ્દ વાપર્યો છે. આટલું છતાં દેશી અંગે કેટલીક અનવસ્થા પ્રવર્તે જ છે.

આમ દેશીસંગીત અને ગુજરાતીના જૂના કાવ્યસાહિત્યમાં જે રીતે દેશી વ[illegible] તે જોતાં સ્પષ્ટ થાય છે કે લોકસંગીતના વિવાદાસ્પદ પ્રકારોને આપણી દેશીઓ અને દેશીસંગીતમાં ઘટાવી શકાય. પણ લોકગીતો–લોકસંગીતની સામાન્ય વ્યાખ્યા જોતાં તેને દેશી સંગીતમાં કે દેશીમાં ન ઘટાવી શકાય.

દેશીઓ અને દેશીસંગીત વ્યક્તિ દ્વારા રચાયેલું ને વ્યક્તિ કે થોડી વ્યક્તિઓ દ્વારા સંયુક્તિક ને સપ્રયોજન રજૂ થાય છે. એ કોઈ એક કે થોડી વ્યક્તિઓ દ્વારા ગવાય છે તે બાકીનો શ્રોતાસમૂહ તેને સાંભળે છે. ત્યારે લોકસંગીત કોઈને રીઝવવા કે સંભળાવવા માટે ઉત્પન્ન નથી થયું. એ નિજાનંદનું ગાન છે. પછી કોઈ એક વ્યક્તિ મનમોજથી એકલી ગાતી હોય કે સમૂહ આખો એકઠો થઈને ગાતો હોય.

કોઈ એક કે થોડી વધુ વ્યક્તિઓ દ્વારા રમતા મેલાયેલા શબ્દ અને સ્વર હજારો હૈયાં અને હજારો કંઠમાંથી ગળાઈ–વાગોળાઈને લોકગીત–લોકસંગીતનો ઘાટ પકડે છે. વ્યક્તિની ઉત્તમોત્તમ રચનાના અહંનો અહીં અભાવ હોય છે.

શિષ્ટ સંગીતનો જરાય પ્રભાવ ન પડ્યો હોય એવા નિર્ભેળ આદિવાસીજીવનની દૃષ્ટિએ જોઈએ તો લોકગીતો–લોકસંગીત સિવાયના બીજા કોઈ વિવાદાસ્પદ પ્રકારની ગણના એમાં ભાગ્યે જ કરવાની રહે. ત્યારે નિર્ભેળ આદિવાસી સિવાયના લોકજીવનમાં સ્ત્રીઓ ધોળ–કીર્તન ન ગાતી હોય અને પુરુષો સ્તવન ભજનો કે રામગ્રી, પરભાતી ન ગાતા હોય એવું ભાગ્યે જ કોઈ ઘર નીકળે. કોઈ ધાર્મિક અવસર તો ભજનો, સ્તવનો, ધોળ, કીર્તન વગર ખાલી જતો જ નથી.

ધાર્મિક સ્થાન સિવાયનું કોઈ ગામ ભાગ્યે જ ખાલી હોય છે. ઠાકર દુવારો, શિવાલય કે માતાજીનો મઢ કે પછી હનુમાનજીની મૂર્તિ સિવાય કોઈ ગામ ખાલી નથી હોતું. આ બધાં દેવસ્થાનોમાં ભજનો – સ્તવનો થાય જ છે. ગામમાં ઠાકરથાળી પણ થાય. રાતે ભજનો – સ્તવનો અને વહેલી સવારે રામગ્રી – પરભાતી ગવાય. લોકજીવનમાં પુરુષોનું પ્રમુખ સંગીત આ સ્તવનો–ભજનો જ છે. એ તો પ્રભુ ઉપાસનાનું [illegible]નું માધ્યમ છે.

પંથોની [illegible] મહા

પંથ, નાથપંથ અને કબીરપંથ મુખ્ય છે. એ સિવાય બીજા નાના નાના અનેક છે. આ બધા પંથો સાથે વૈષ્ણવ સંપ્રદાયની પણ ઘણી અસર છે. આ બધા સંપ્રદાયોનો સમન્વય લોકધર્મમાં થતો રહે છે ને એમાંથી જે સંતો, ભકતો ઊભા થાય છે તે લોકોની ધાર્મિક – આધ્યાત્મિક અનુભૂતિની અભિવ્યકિત પોતાની વાણી દ્વારા વ્યકત કરે છે. આ ભજનોના ભાવ, ભાષા ને ઢાળ સંપૂર્ણપણે લોક-જીવનનાં હોય છે.

બધાં સંતો – ભકતોનાં બધાં ભજનો લોકોમાં નથી ગવાતાં હોતાં. એમાંથી લોકોને જે જચે ને પચે એને જ અપનાવે છે, પછી તે લોકોમાંથી ઊભાં થયેલાં સંતોનાં હોય કે પછી નરસિંહ, મીરાં કબીર કે તુલસીદાસનાં હોય. નામી સંત – કવિઓનાં જે ભજનો લોકો અપનાવે છે તેનું મૂળ તત્ત્વ કાયમ રહે છે પણ એનું લોક – રૂપાંતર થતું રહે છે. નરસિંહ, મીરાં, કબીર, તુલસી-દાસનાં આવાં અનેક ભજનો કાળ ભગવાનની ચાળણીમાં ચળાતાં રહી લૌકિક સ્વરૂપ પામ્યાં છે. આવાં ભજનો વ્યકિતનાં મટી સમષ્ટિની સંપત્તિ બન્યાં છે. વ્યકિતનું સાહિત્ય મટી લોકોનું સાહિત્ય બન્યું છે. પંથો અને પ્રદેશો વચ્ચેની ભાવાત્મક એકતા એને કારણે સધાઈ છે.

એ જ ન્યાયે લોકોએ જે ગરબા–ગરબી આત્મસાત કરીને અપનાવ્યા છે તે બધાં લોકગીત બન્યાં છે કેટલાક રાસમાં નરસિંહ મહેતાનું નામ આવે છે તે છતાં એ બધા રાસ લોકગીતોનું સંપૂર્ણ સ્વરૂપ પામ્યાં છે.

સિંધુડા, મેવાડા, પવાડા, સોળા, સલોકા, સાવજ્યું ને સામેરી એ મૂળ લોકગીતોના જ પ્રકાર છે. એમાંથી તે દેશીઓ અને શાસ્ત્રીય સંગીતમાં સ્થાન પામેલા છે. જ્યારે રામવળા અને ચંદ્રાવળાનાં કથાનકો પૌરાણિક છે, પણ મૂળે તે લોકકથાઓ છે ને પુરાણોમાં સ્થાન પામેલ છે. વળી રામાવળા ને ચંદ્રા-વળા સંપૂર્ણપણે ગીતકથાના પ્રકાર છે ને લોકો થકી રચાયેલી લોકરામાયણ પણ ચાલે છે.

રામલીલા, રામલીલા, દાણલીલા અને ઢાઢી-લીલા ઉત્તર ભારતમાંથી ગુજરાતમાં ઊતરેલ છે. એમાંથી દાણલીલા હવે ભવાઈમાં ખેલાતી જોવાય છે, બાકી રાસલીલા અને દાણલીલા વૈષ્ણવધર્મી લોકોમાં કયાંક કયાંક ભજવાય છે. રામલીલા પણ હવે વૈતનિક નાટક કંપનીઓ ભજવતી તે હવે ભાગ્યે જ ભજવે છે. એ બધી લીલાનાં ગીતોમાંથી રાસલીલા અને દાણલીલાનાં ગીતો રાસનાં ગીતોમાં ભળી ગયાં છે. બાકીનાં ભાગ્યે જ કયાંય સંભળાય છે.

ભવાઈનો આપણે લોકનાટ્ય તરીકે સ્વીકાર કર્યો છે. એના વેશો પ્રથમ અસાઈતે અને ત્યાર બાદ જુદી જુદી વ્યક્તિઓએ રચેલ છે, ભવાઈ વેશો સંગીત મય જ હોય છે. એના સંવાદો પણ સંગીતપ્રધાન હોય છે. આ સંગીતમાં ઘણી બધી સંગીત પદ્ધતિઓની અસર ઊતરી છે. શાસ્ત્રીય સંગીત, દેશી સંગીત, મુસ્લિમ ગાયકી ને લોકસંગીતમાંથી એક છટાદાર ને રંગ ચડાવણહાર રંગીલી એવી ભવાઈની અનોખી ગાયકી નીપજી છે. એમાં નરસિંહ, મીરાં, કબીર, તુલસીદાસ, અસાઈત, બીજા સંતોભક્તો, દીન દર-વેશ હજુરદાન, મુરાદ વગેરે ઘણાની રચનાઓ ગવાય છે. ભવાઈને લોકનાટ્ય તરીકે સ્વીકારીએ ને એનો લોકસાહિત્ય તરીક સ્વીકાર કરીએ છીએ. ત્યારે એનાં ગીતોને પ્રકારભેદે ભલે ભવાઈનાં ગીતો કહીએ પણ તે લોકસાહિત્યનું જ અંગ બનેલ છે.

આમ લોકગીતોમાં વિવાદાસ્પદ પ્રકારો લોક-ગીતો–લોકસંગીતની સામાન્ય વ્યાખ્યામાં ન આવતા છતાં તે લોકગીતોના જ પ્રકારો છે. પાતળી ભેદરેખા તો દરેક પ્રકારો વચ્ચે રહેવાની જ. એ જ રીતે વૈજ્ઞાનિક પરિભાષા પ્રમાણે એના ભેદ પડવાના પણ વ્યાપક રૂપે તો લોકસાહિત્યના જ પ્રકારો છે.

જેમ જેમ લોકસાહિત્યનો અને એનાં વિવિધ અંગોનો વધુ ને વધુ અભ્યાસ થતો જશે, વધુ ને વધુ સંશોધન થતું જશે અને વૈજ્ઞાનિક કસોટી ઉપર તે બધું સાહિત્ય મૂલવાતું જશે તેમ તેમ એનાં લક્ષણો અને વ્યાખ્યા વિષે પણ વ્યાપક વિચારો થતા રહેશે. લોકગીતોના ઉપર વર્ણવ્યા તેટલા પ્રકારોને દેશી સંગીત કે દેશીઓમાં ઘટાવી શકાય, છતાં લોક-સાહિત્યનાં તે અવિભાજ્ય અંગ બન્યાં છે. પ્રશ્ન માત્ર એને લોકગીતો (લોકસંગીત) કહેવાં કે પ્રકાર-ભેદ પ્રમાણે નામ આપવાં તેટલો જ રહે છે.

# ૧લું ઈનામ

ધીરેન ગાંધી

[ધીરેનભાઈ ગાંધીની શી ઓળખાણ આપવાની હોય! ઉત્તમ કોટિના સામયિકો ચલાવવાનો એમનો ત્રીસ વરસનો અનુભવ છે. પહેલાં 'પ્યારાબાપુ' 'વૈષ્ણવજન' અને ત્યાર બાદ 'વિશ્વજન' જેવાં લોકપ્રિય માસિકના સર્જક અને સંપાદક. એમનાં અનુપમ ચિત્રો અને કમનીય કલાકૃતિઓએ માગ મુકાવ્યો અને કાળે કરીને એમનો કલાકાર આત્મા અંતરમાં જ ગોપવાઈ ગયો. એ સામયિકોના સર્જન-સંપાદનરૂપે, કવચિત્ કલાકૃતિઓરૂપે, મુદ્રણકળારૂપે અને માનવજીવનના મર્મો ઉકેલતી વાતો, ઘટનાઓ અને પ્રેરક પ્રસંગો રૂપે સ્ફુટ થઈ રહ્યો છે. એમાંનો જ એક જીવનનું સૌંદર્ય પ્રગટાવતો પ્રસંગ અહીં રજૂ થાય છે.-સં.]

વર્ષો; વર્ષો પહેલાંની વાત છે.

લંડનમાં પુષ્પપ્રદર્શન ભરાયું હતું. તેમાં અમીર-ઉમરાવો જ ખાસ કરીને ભાગ લેતા હતા. પોતાનાં નોકરો પાસે જાતજાતના ફૂલોની માવજત કરાવીને તૈયાર કરેલાં સુંદર આકારનાં કૂંડાંઓ પ્રદર્શનમાં મૂકયાં હતાં. ખૂબ જ ભભકાથી પ્રદર્શન સજાવાયું હતું.

સૌથી સુંદર ફૂલ કયું તેની પરીક્ષકસમિતિ બેઠી. અને છેવટે એકી અવાજે એક મેલા-બદસૂરત આકારવાળા કૂંડામાં ઉજરેલ ગુલાબના ફૂલને પહેલા ઈનામની જાહેરાત કરી.

પહેલું ઈનામ કયા અમીર-ઉમરાવને મળ્યું તે જાણવા સવારનાં છાપાં વાંચવાની સૌને ઈંતેજારી હતી.

ને બધાંએ શું વાંચ્યું?

પહેલું ઈનામ મેળવનાર એક અંધારી ગંદી શેરીના એક નાનકડા ઝૂંપડામાં ટૂંટિયું વાળીને રહેતી એક દુબળી પાતળી ગરીબ બાળાનું નામ.

નામ વાંચી આખું લંડન શહેર આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયું. અમીર-ઉમરાવના ચહેરા પર તંગ રેખાઓ દોડી ગઈ.

જ્યાં ચોવીસે કલાક ધુમ્મસછાયું, સૂરજના કિરણ વગરનું વાતાવરણ રહેતું હોય એવા તથા ગંદા અને ગીચ વિસ્તારમાં આવું સુંદર ફૂલ ખીલ્યું કેવી રીતે? એ ફૂલ ખીલવનાર એક ગરીબ બાળાએ ઉછેર્યું કેવી રીતે? એ જાણવાની ઉત્કંઠાથી લંડનના દરેક પત્રના ખબરપત્રીઓ તથા ફોટોગ્રાફરો એ બાળાને મળવા એ અંધારી ગલીમાં દોડી ગયા.

બધા જ ખબરપત્રીઓના મોઢામાંથી એક સાથે એક જ પ્રશ્ન સરી પડયો.

"તું આવી ગંદી અને અંધારી ગલીના ખૂણામાં આટલું સુંદર ફૂલ કેવી રીતે ઉજેરી શકી? તારી આ સિદ્ધિથી આખું શહેર આશ્ચર્યમાં પડી ગયું છે."

ને પંદર વર્ષની બાળાના હોઠ પરથી સહજ-ભાવે શબ્દો સરવા માંડયા:

"આમાં કશી જ કરામત નથી કે આશ્ચર્ય પામવા જેવું નથી.

"સાચું કહું? પણ તમે નહીં માનો. છતાં કહું છું. મારી પાસે એક જ વસ્તુ છે તે પ્રેમ. હું જ્યાં કામ કરું છું એ માલિકને ત્યાં મેં સુંદર ફૂલોનો બગીચો જોયો. આ રૂપાળાં ફૂલોને જોઈને મારું શરીર ખીલી ઊઠયું, નાચી ઊઠયું. ને હું ફૂલો પાછળ ગાંડી બની.

"ને એક દિવસે મન સળવળી ઊઠયું. વિચારોના વમળો ચકરાવા લેવા લાગ્યાં. ને સુંદર ફૂલો હું ઉછેરી રહી છું એવાં સ્વપ્નોમાં રાચવા લાગી.

પણ મારી પાસે બંગલો નથી, બગીચા માટે ખૂલ્લી જમીને ય નથી.

"એટલે હું નિરાશામાં ઘેરાવા લાગી. કેટલીક-વાર મારી અંધારી ખોબા જેવડી ઓરડીમાં એકલી એકલી આંસુયે સારી લેતી.

"મારી આંખમાંથી એક દિવસ આંસુ ટપકતાં હતાં ને મેં નાનાં નાનાં સુંદર બાળકોને આ અંધારી ગલીમાં ઊછરતાં જોયાં. ને મારી આંખમાંથી આંસુ ટપકવાં બંધ થયાં. વિચારના તરંગો ઊછળવા લાગ્યા. આ અંધારી ગલીમાં ઊછરેલાં બાળકો પણ પેલા અમીર ઉમરાવનાં બાળકો જેવાં જ મઝાનાં છે.

"જો આવા ગંદા લત્તામાં આવાં સુંદર બાળકો ઊછેરી શકે તો ગુલાબનાં ફૂલો કેમ ન ઊછરે!

"અને, મેં એક ગુલાબનો રોપ ખરીદ્યો. ગુલાબ સુંદર કેમ વિકસે તેની માહિતી એકઠી કરી. ખાતર તથા પાણી સિવાય તેને સૂર્યનો પ્રકાશ જેટલો મળે તેટલો આપવો જેથી તેના વિકાસમાં અડચણ ન પડે.

"આથી હું એ કૂંડાને રોજ જ્યાં કામ પર જતી ત્યાં સાથે લઈ જતી ને મકાનની અગાશી પર મૂકી આવતી. વાદળાંથી ઢંકાયેલા સૂર્યનું કિરણ જેવું બહાર નીકળે કે હું દોડીને કૂંડાને એ તરફ ફેરવી આવતી. આમ હું કામ કરતાં કરતાં કેટલીયે વાર પગથિયાં ચડતી ઊતરતી.

'અને તમને મારા મનની વાત કહું! એક મા પોતાના બાળકનું જે પ્રેમથી જતન કરે તે જ પ્રેમથી હું આ છોડનું જતન કરતી હતી. મા જેમ ન સમજે તો પણ પોતાના બાળક સાથે વાતો કર્યા કરે તેમ હું આ છોડની સાથે વાર્તા કર્યા કરતી. મારી વાતો સાંભળી એ છોડનાં પાંદડાં ખીલખીલાટ હસી ઊઠતાં ન હોય એવો ભાવ અનુભવતી. ને હું રાહ જોતી કે કયારે એની ડાળી પર ફૂલ ખીલે.

"આવા આનંદસભર દિવસો પસાર થતા ગયા અને એક સવારે જ્યારે મેં એક નાનકડી કળી જોઈ ત્યારે મને કેટલો આનંદ થયો હતો એની કલ્પના તમે કરી જ નહીં શકો. તે તો બાળકને જન્મ આપ્યા પછી ફક્ત મા જ કરી શકે.

"...એ કળી મારે મન એક સુંદર બાળકના જન્મની પૂર્વ તૈયારી રૂપે હતી. ને બે દિવસ પછી એક ખીલતી ઉષાના રંગોમાં એ કળીનું ફૂલ રંગાઈ ગયું - ખીલી ઊઠયું. આ જોઈને મારાં શરીરે એક અદ્દભુત રોમાંચ અનુભવ્યો.

"જે સ્નેહથી મા બાળકને ધવડાવે એ જ પ્રેમ અને લાગણીથી હું ફૂલના છોડને પાણી પાતી. મારા અંગે અંગમાંથી પાણી નીતરતું હોય એવો રોમાંચ અનુભવતી.

"આમ ફૂલને મારા પ્રેમના પ્રતીકરૂપે મેં કશી જ આશા વગર બીજાઓની સૂચના અને મદદથી પ્રદર્શનમા મૂકયું.

"મને પહેલું ઈનામ મળ્યું તેવા ખબર જ્યારે મળ્યા ત્યારે મારી લાગણી વિષે તમે પૂછશો એ પેલા જ કહી દઉં?

"મારા શરીરમાં સૂતેલો રૂંવે રૂંવેનો પ્રેમ થનગની ઊઠયો. મારામાં રહેલો પ્રેમનો અંશ એ ફૂલમાં હું ઉતારી શકી તેનો જ આનંદ મેં અનુભવ્યો. મારા પ્રેમને એ ફૂલમાં પ્રતિબિંબિત થતો નિરીક્ષકોએ જોયો એ મારું સદ્દભાગ્ય. બસ; એ પ્રેમ એ જ આ ફૂલ.

'આ ઈનામને હું બીજી રીતે પણ જોઈ રહી છું. મારા જન્મ સાથે પ્રભુએ આપેલ દિવ્યપ્રેમને હું સમજી શકી એનું મને ગૌરવ છે."

આ બાળાએ જીવનના વસમા કંટકોમાં પણ પ્રેમને કેટલું સુગંધિત કરી મૂકયું?

# લોકગીતોની નાટયાત્મકતા

પ્રા. ડૉ. પ્રહલાદ પટેલ

પ્રશ્નોત્તર કે સંવાદ દ્વારા પ્રસંગનું નિરૂપણ કરવાની પ્રવૃત્તિ લોકગીતોમાં સવિશેષ દેખાય છે. લોકગીતોની આ શૈલીગત વિશેષતામાં લોકજીવનની સ્વાભાવિકતાનું પ્રતિબિંબ પડેલું છે લોકગીતોમાં આ નાટયાત્મકતા બે સ્વરૂપની જોવા મળે છે. એક તો ગીતમાં પ્રશ્નો પુછાતા રહે છે અને ક્રમશઃ તેના જવાબોનું આલેખન થતું રહે છે. જ્યારે કેટલાંક ગીતોમાં માત્ર પ્રશ્નો દ્વારા જ પ્રસંગ નિરૂપ્યો હોય છે. તે પ્રશ્નનો જવાબ ગીતમાં અધ્યાહાર રહેતો હોવા છતાં તે સ્ફૂટ થતો હોય છે. અહીં લોકકલ્પનાની સમૃદ્ધિનું દર્શન થાય છે.

લોકગીતોની આ પ્રશ્નોત્તર બા લાંબા ગીતમાં તેના દીર્ઘવૃત્તાંતનિરૂપણની નિરસતાને દૂર કરી ગીતમાં વૈવિધ્ય અને રસ જન્માવે છે. આથી ભાવકની ઉત્સુકતા અનેક ઘણી વધી જાય છે. નાટયાત્મક રીતે રજૂ થતી કથા સાથે લય એકરૂપ બનતાં ગીતનું મોહક સૌંદર્ય જન્મે છે.

લગ્નગીતોમાં વરકન્યાના લગ્ન માટેના થનગનાટ સાથે રસસાગરની પાળ પુણ્યથી બંધાયેલી છે તેની લોકકલ્પના આ રીતે નાટયાત્મક રીતે વ્યક્ત થઈ છે.

લગને બાજોઠિયો હિરલે જડિયો,
કુંવારી કન્યાએ કાગળ લખીને મોકલિયો.
હું કેમ આવું ઘેલડી લાડી એકલો,
દાદા વિનવતાં મને વાર રે લાગી

લગ્ન બાદ લાંબો વિરહ કન્યાને અકારો થઈ પડે છે છતાં મર્યાદા કેમ લોપાય! આ અંગેનો સંવાદ ગીતમાં આ રીતે ગુંથાયો છે.

ભાદરવો ભલ માંચિયો! મધુરસ બોલે મોર
આસોમહિનનાં અજવાળિયાં ગોપીચું ગરબીગાય
આણાં ન આવ્યાં રે મોરાં
આણાં આણાં શું રે કરો બાઈ આણાં જેવડાં થાવ
આણાંનો નથી ઓરતો મને નગર જોયાની હામ

આણાં આવે છે ત્યારે સહેલો ચૂંદડી લઈને આવે છે તે સમયનો સંવાદ આ રીતે આલેખાયો છે.

મારા નખના પરવાળા જેવી ચૂંદડી
ચૂંદડીનો રંગ રાતો હો લાડડી
ઓઢોને સાહેબજાદી ચૂંદડી
અમારો દાદોજી દેખેને કેમ ઓઢું ચૂંદડી
તમારા દાદાના તેડયા અમે આવ્યા
તમારી દાદીનાં ગુણ ગાશું...

લોકગીતના સર્જકો તેની આસપાસના પરિચિત પશુપક્ષીઓને પ્રતીક તરીકે પ્રયોજીને તેમને પણ બોલતાં કરી દીધાં છે. લગ્નનાં આણાં બાદ દુબળા પડતા વરલાડાના કારણભૂત ગૂઢ રહસ્યને પ્રગટ કરતાં ગાયું છે કે

હાથણુલી રે તારો કંથ રાજ,
હાથીડો શાણે દુબળો રામ.
દીનો દરબાર ઝૂલવા જાય રાજ,
રાતે રે હાથી સુના સાંકરે

હાથણુલી લાડીનો હાથીડો દુબળો પડયો તેનું કારણ તેના પગમાં પરેલ લગ્નજીવનની બેડી છે. તે જ પ્રમાણે મોરલડીનો મોરલિયો રાતે આંબડાળે અને પોપટિયો રાતે પાંજરે પુરાય છે. આમ વરલાડાએ સ્વીકારેલ ફરજનું બંધન તેના દુબળા પડવાનું કારણ છે કે બીજું કોઈ કારણ છે તે તો લોકસમાજ જ કલ્પી શકે તેમ છે.

ગામડાની ગોરી માટે ગામનો કૂવો કે તળાવની પાળ તેના સુખદ વિસામા છે. ત્યાં સરખી સાહેલીઓ આગળ ઠલવાતી હૈયાની વાતો, લોકગીતોના વાસ્તવિક સંવાદોમાં જડાઈ ગઈ છે. સોના ઈંઢોણી ને રૂપા બેડલું લઈને સગેવર પાળે પાણી ભરવા સંચરેલા

એકલનારી, હેલ માથે ચડાવવા વટેમાર્ગુની મદદ માગે છે પણ તેના રૂપનો ભ્રમર બનેલ વટેમાર્ગુ જે શરત મૂકે છે અને તેનો જે સણસણતો જવાબ તેને મળે છે તે ગીતમાં આ રીતે ગૂંથાયાં છે.

તારો તો ઘડો ગોરી તો ચડે રે,
તું થા મારા ઘરની નાર રે
ફટ ભૂંડાને ફટ પાપિયા રે,
તું થા મારો માડી જાયો વીર રે
કેડ મરડીને ઘડો મેં ચડાવ્યો રે,
તૂટી મારા કમખાની કસ રે
ગામના દરજીડા વીરા વિનવું રે.
ટાંક મારા કમખાની કસ રે.
ટાકને ટાંક ઘમ્મર ઘૂઘરી રે,
હૈડે.ને લખ ઝીણા મોર રે
જાતાંને ઘમકે રૂડી ઘૂઘરી રે,
વળતાં ને ટહૂકે ઝીણા મોર રે

આ ઉપરાંત હૈયું ઠાલવતી અંતરની સ્વાભાવિક વાણીનો ધબકતો સંવાદ દેવકી – જશોદાનાં પાત્રો દ્વારા પ્રગટ થાય છે. લીલી બાલવાડી એ સ્ત્રીનો વૈભવ છે. એટલે બે ગ્રામ નારીઓ ભેગી મળતાં સૌ પ્રથમ બાળકોની જ વાત પૂછે છે કે

દેવકી જશોદાને પૂછીયું રે હરિનું હાલરડું
એની તારે કેટલાં છે છોરું રે ગોવિંદજીનું હાલરડું
સાતેય જણ્યાં તોય વાંઝીયા હરિનું હાલરડું
આઠમાની કેવી કરવી આશ રે ગોવિંદજીનું હાલરડું

યૌવનના ઉંબરે ઊભેલ કોડીલી કન્યા પિયુ મિલન માટે ઉતાવળી બની, કાગળ લખી વરલાડાને પરણવા માટે વહેલો આવવા જણાવે છે સાથે ગર્ભિત ધમકી પણ આપે છે કે જો તે સમયસર નહિ આવે તો ઘડિયાં લગન વહીજાશે ત્યારે વરલાડો વટે ચડે છે કે:

તારી કચરાની શેરીએ પૈણવા ને આવું
ઘડીક વહેલો પૈણીશ ઘડીક મોડો પૈણીશ.

વાસ્તવમાં તો લાડાને પણ પરણવાની ઉતાવળ છે છતાં જુદી જુદી માગણીઓ મૂકી પોતાનું મહત્ત્વ બતાવે છે. આમ વરલાડાના મનના મિશ્ર ભાવોને ગીતનો સંવાદ જ વાચા આપી શકે તેમ છે 'સામે પક્ષે કન્યા પણ સરમાની છે. વરરાજા ચોરીમાં બેસે છે ત્યારે કન્યા વરરાજાની હઠનો બેવડો બદલો વાળે છે. કન્યા પણ મોંઘી બને છે અને ચોરીમાં આવતી નથી ત્યારે વરપક્ષેથી વિનવણી થાય છે કે

"ઘરમાંથી નિસરો સોરાંગી સુંદરી
આંગણે અલબેલો બેસી રિયા.
અમને તમારો દાદો જી દેખશે
તહારા દાદાની રીત જ દેશું"

વાઘેરોમાં મામા ફૂઈનાં બાળકો વચ્ચે લગ્ન થઈ ગયા પછી સાસરો બનેલ વરનો મામો વરલાડાને પરોણાગત માણવા રોકાઈ જવા વિનવે છે કે :

"રીઓને રસિયા મામલિયેં મેં રાત
રીઓને રસિયા સાવરિયેં મેં રાત
અસીં રોકિયું ભાણેજ કીંન રે રાત"

પણ વરલાડો ન રોકાવાનું બહાનું બતાવતાં કહે છે કે

"અસાંજ ઢોરુડા ભૂખ્યા ને હાણેં ન રીધા રાત
આંઇ કે ઢોરુડે કે કપાસિયા ને ગુવાર
વરરાજા કે આલું લટિયેર લાડડી"

આ ગીતમાં ભૂખ્યાં ઢોર અને ભૂખ્યા ઘોડા અને ભૂખ્યા જાનૈયાના પ્રતીક દ્વારા લાડાની મિલનોત્સુકતાનું ગર્ભિત સૂચન થયું છે.

આવા સંવાદોમાં દામ્પત્યના ભાવો પણ આલેખાયા છે. ઢોલિયે પોઢેલ પતિને વીંજણાથી વાયરો ઢોળતી પત્ની પૂછે છે કે

"કેસા લવિંગ કેસી એરચી
ચતુર લાડડે આવીને જોયું
તીખા લવિંગને કાઢી એરચી"

અહીં પુરુષ અને સ્ત્રીના સ્વભાવને લવિંગ અને એલચી દ્વારા ગર્ભિત રીતે પ્રગટ કર્યો છે : આ ઉપરાંત લોકગીતોના સંવાદોમાં પતિપત્નીના કલહનું

ચિત્ર પણ આ રીતે પ્રગટયું છે.

"લીલી ખજૂરીનો વીંજણો રે
    દાંતની દાંડી હાથ રાધા વાસર ઢોળતાં રે
હાથે વછૂટયો વીંજણો રે
    મુખડે વછૂટી ગાળ પ્રભુ મેણાં બોલિયા રે
નીચા તે કૂળની છોકરી રે
    નીચેરી તારી જાત તું શું વાસર ઢોળતી રે"

રાધાનો પ્રત્યુત્તર પણ તેવો જ છે કે

"આયરવાડે ઉછર્યો રે.
    ભરવાડુંનો ભાણેજ તું શું મેણાં બોલિયો રે
ઓઢે તો ધૂંસો ધાબળો રે,
    પીનો છારાઉંની છાશ તું શું મેણાં બોલિયો રે"

દામ્પત્યનાં રીસામણા મનામણાંમાં સ્ત્રીના માનુની સ્વભાવ આગળ પુરુષને નમતો બતાવ્યો છે. રિસાયેલ પત્નીનું મનોરંજન કરવા તેનો પતિ આભૂષણો ઘડાવીને મનાવવાના પ્રયાસો કરે છે. તે પ્રસંગ લોકગીતને જીવંત અને ધબકતું બનાવે છે કે

હાલો હજૂર સાદ સરકારે ચડિયે,
    ઝડપે મરઘલાને મારીએ મારા સમ બોલોને.
કાંનો રાણી સાહેબ કડલાં ઘડાવી લઇ,
    કાંબીમાં હિરલો જડાવું મારા સમ બોલોને.

જીવનમાં કોઈ નારાજગી પ્રસંગે પુરુષ સ્ત્રીને અવળા સવળી ઠાંઠ-લાત મારે ત્યારે સ્ત્રીનું સ્વમાન ઘવાય છે. તેમનાં રિસામણાં-મનામણાં લોકલાજ અને મર્યાદાના કારણે દિવસે તો વાચા ન પામી શકે પણ રાત્રિમિલને જે ચિત્ર ખડું થાય છે તે રાધા-કૃષ્ણના પાત્ર દ્વારા નિરૂપાયું છે. કૃષ્ણ ગાયો ચારવા જાય છે ત્યારે રાધાજી 'ચલાણે રૂડા ચૂરમા'નાં ભાત લઈ જાય છે. તે આસોપાલવના ઝાડની શીતળ છાંયે ઉતારી બેઠાં છે. રાધાજીની બેકાળજીને કારણે કાગડી ભાત બોટી જાય છે પણ કૃષ્ણને તેની જાણ કરતાં નથી તે પછીનો સંવાદ આ રીતે ગૂંથાયો છે.

એ રાધા ગોરી કોળિયા ભરાવે બે-ચાર
    ભોજન બહુ ભાવતાં રે લોલ
એ પ્રભુજી સાંભળો તો કહું એક વાત
    કાગડીએ ભાત બોટિયાં રે લોલ.

કૃષ્ણને ગુસ્સો આવ્યો છે પણ કંઈ બોલતા નથી. પછી રાધાજીને ગાય વાળવાનું કામ સોંપે છે કે

"રાધા ગોરી સામે કાંઠે સરે ધેન,
    કે ધેન પાછાં વાળજો રે લોલ.
એ પ્રભુજી તમારા ચારેલ ધેન,
    કે અમથકી નહિ વળે રે લોલ.
પ્રભુજીને ચટકે ચડિયેલ રીસ,
    કે રાધાજીને માર્યાં રે લોલ.

મારી મારી અવળા સવળી ઠાંઠ,
    કે ડાબા પગની મોજડી રે લોલ.
રાધાજીને ચટકે ચડિયલ રીસ,
    કે મંદિરના દીધા દાદરા રે લોલ.
સાંજ પડીને પ્રભુ ઘેરે આવ્યા,
    રાધાજી ખોલો દાદરા રે લોલ.
એ જાવ જાવ માનેતીને મોલ,
    કે અમ થકી નહિ ખૂલે રે લોલ.

રાધાગોરી હીરની વળેલી ગાંઠ તૂટે,
    પણ પાછી નૈ છૂટે રે લોલ.
રાધાજીને તરત જ ઉતરેલ ખીજ,
    મેડીના ખોલ્યા દાદરા રે લોલ."

આ ઉદાહરણો પરથી સ્પષ્ટ થાય છે કે લો.કજીવનના જે વિવિધ ભાવો નાટયાત્મક રીતે સંવાદો દ્વારા જે રીતે વેધક અભિવ્યક્તિ પામ્યા છે તે મનહર અને મનભર બની રહે છે.

# છંદ દુમેળ

પ્રા. ડૉ. રમણીકલાલ છ. મારૂ

ચારણી સાહિત્યમાં દુમેળ છંદ ખૂબ જ જાણીતો છે. આ છંદ ચાર ચતુષ્કલનો સામાન્યતઃ બનેલો છે. જો કે ચારણી છંદો સોળ માત્રાના ઘણા છંદો છે. પરંતુ એ બધાની વચ્ચે કોઈને કોઈ સૂક્ષ્મ ભેદ રહેલો છે. કેટલીક વાર માત્ર પ્રાસને જ ધ્યાનમાં રાખીને પણ ચારણી છંદઃશાસ્ત્રીઓએ જે તે છંદને જુદા નામથી ઓળખાવ્યો છે.

હવે પ્રસ્તુત દુમેળ છંદ અને તેની સાથે સહેજસાજ ફેરફારથી બનતા બીજા કેટલાક છંદોનો વિચાર કરીએ 'રઘુનાથ રૂપક ગીતાંરો'માં આ છંદનું લક્ષણ આપતાં લખવામાં આવ્યું છે,

**કલ ષોડસ પદમેં કરૈં, ચોકલ અંત ઉચાર**
**બીજાં પદ સારા બહસ, ધુર પદ કલા અઠાર ૧**
**કલી ચાર દ્રાલો કરૈં, મોહરા દુપ દુય મેલ;**
**કહૈં મંછ તિણનૂં સુકવિ, દાખે ગીત દુમેલ.[1] ૨**

અર્થાત્ આ છંદના ચારેય ચરણમાં સોળ-માત્રા હોય છે. માત્ર આરંભના પદમાં – ચરણમાં ૧૮ માત્રા હોવી જોઈએ. બબ્બે ચરણનો પ્રાસ મેળવવામાં આવે છે અને ચરણને અંતે ચતુષ્કલ શબ્દ આવે છે.

**દશરથ નૃપ ભવણ હુઆ રઘુનંદણ,**
**કવસલ્યા ઉર દુષ્ટ નિકંદણ;**
**રૂપ ચતુરભુજ પ્રકટત રીધો,**
**દરસણ નિજ માતાને દીધો.[2]**

અહીં પ્રથમ ચરણ ૧૮ અને બાકીનાં ૧૬ માત્રાનાં ચરણો છે. પ્રથમ અને દ્વિતીય તથા તૃતીય અને ચતુર્થ એમ બબ્બે ચરણનો પ્રાસ મળે છે અંતે ચતુષ્કલ શબ્દ પણ પ્રયોજાય છે. પરંતુ આ તો કાવ્યની આરંભની કડીમાં જોવા મળે છે જ્યારે બાકીની કડીઓમાં બધાં ચરણો ૧૬.

કેમકે –

**ખતમ કેકઇ સુત ખલ ખંડણ,**
**મહી ભરત કંવરા કુલ મંડણ;**
**પલ પખ પહર માસ જગપાલક,**
**બધે એમ ચારૂં યહ બાલક[3]**

ચારણી કવિઓ આ દુમેળ છંદને અર્ધપાલવણી છંદ પણ કહે છે. પાલવણી અને અર્ધપાલવણી અર્થાત્ દુમેળ છંદ વચ્ચેનો ભેદ માત્ર પ્રાસની દૃષ્ટિએ જ પાડવામાં આવે છે. પાલવણી છંદમાં પ્રાસ ચારેય ચરણોનો હોય છે જ્યારે અર્ધ પાલવણી અર્થાત્ દુમેળમાં બબ્બે ચરણનો પ્રાસ યોજવામાં આવે છે. માત્ર પ્રાસની દૃષ્ટિએ આટલો જ ફેર અને છંદનું નામ બદલાઈ જાય. પાલવણી છંદમાં ચારેય પંક્તિનો પ્રાસ મળે છે પરંતુ પ્રાસનો શબ્દ અલગ હોય–જેમકે.

**વીર એક આયો બન ચારી,**
**કીધી લંકા માંહિ કરારી;**
**હૂં પત, તૂંઝ ગૂણા બલિહારી,**
**ખાલી બાતાં કીધ ખવારી.[4]**

આમ ચારી, કરારી, બલિહારી, ખવારી–ચારેયનો પ્રાસ મળવાથી એ પાલવણી છંદ બની જાય. પરંતુ પ્રાસનો શબ્દ અલગ અલગ ન હોય ને એક જ હોય તો એ જ છંદ સાવક અડલના નામથી ઓળખાય છે. જેમકે–

---

૧. કવિ મંછ : 'રઘુનાથ રૂપક ગીતાંરો' પૃ. ૫૯
૨. એજન– પૃ. ૬૦
૩. એજન – પૃ. ૬૦
૪. ,, – પૃ. ૧૬૭

યહ તન જતન કિયે નિજ પાણાં,
પત્ર લિખે મંત્રી નિજ પાણાં;
પાયક તેડ વૃવે પત્ર પાણાં,
પુણે ભરથ યેં દીજે પાણાં.[૫]

અને ચરણાન્તે આવતો એકજ શબ્દ 'પાણાં' માટે પ્રયોજાતો હોય અને પ્રાસ ૧,૨,અને ૪ એમ ચરણોનો મળતો હોય,ત્રીજું ચરણ પ્રાસ વિનાનું હોય ત્યારે ચારણી કવિઓ એને 'ઝડળુપત'કે 'ઝડલુપત' છંદ એવું નામ આપે છે. આમ માત્ર પ્રાસના ફેરફાર કે ભેદને કારણે છંદ બદલાઈ જાય છે. ચારણી કવિઓ અને છંદશાસ્ત્રીઓ પ્રાસ કે જેનો આજે લગભગ પરિત્યાગ કરવામાં આવ્યો છે અથવા ભાગ્યે જ જરૂર પૂરતો આશ્રય લેવામાં આવે છે તેને કેટલું બધું મહત્ત્વ આપે છે તે આના ઉપરથી સમજાય છે.

ખલ ખૂની હૈ તો ઘણુ ખાયક,
દુનિયા દુજ દેવા દુઃખ દાયક
કરુણા ઉર આણી ઇણુ કારણુ
નિરખે કુલ બ્રાહ્મણ રઘુનાયક.[૬]

આ ઝડલુપત છંદનું ઉદાહરણ થયું. એમાં ત્રીજા ચરણને બાદ કરતાં બાકીનાં ચરણોનો પ્રાસ મળે છે. આથી એ છંદને કવિઓ નેત્રપાલવણી છંદ પણ કહે છે.

પરંતુ જો માત્ર બીજા અને ચોથા ચરણને અંતે પ્રાસ મળે તો વળી 'ત્રંબકડો' છંદ બને છે જેમકે.

અરજ કરી પ્રભુસૂં ઈમ અંગદ,
છલવલ કર સમઝાયો છાનો;
કંટ ન માને હેત કિયા સૂં,
મોટી ડંડ દિયા સૂં માને[૭]

અહીં માત્ર બીજા અને ચોથા ચરણનો જ પ્રાસ છે. તેથી તે 'ત્રંબકડો છંદ' નું ઉદાહરણ બને છે.

સંસ્કૃત કે ગુજરાતીમાં આવા નજીકના અને માત્ર આવા નજીવા ભેદવાળા છંદો સામાન્યતઃ નહિ જોવા મળે. આ લેખમાં જેની મુખ્ય ચર્ચા ધ્યાનમાં રાખેલ છે તે દુમેળનો જ વિચાર કરીએ. દલપતરામે પોતાના છંદોવિષયક ગ્રંથમાં દુમિલા વિષે લખ્યું છે, પરંતુ આ છંદ ૨૪ અક્ષરનો અક્ષરમેળ છંદ છે અને ૮ વાર સગણ પ્રયોજવાથી એ બને છે એમ બતાવવામાં આવ્યું છે. એટલે એ દુમિલાને આ દુમેળની સાથે થોડાક નામસામ્યથી વિશેષ કોઈ સંબંધ નથી. પરંતુ આજ ગ્રંથમાં માત્રામેળ છંદોમાં ૧૬ માત્રાનો ચરણાકુળ નામનો જે છંદ પ્રયોજવામાં આવ્યો છે તેનાં આપણે લક્ષણો જોઈએ :

(૧) પ્રત્યેક ચરણમાં સોળ માત્રા.
(૨) ૧, ૫, ૯, ૧૩ મી માત્રા પર તાલ.
(૩) દરેક ચરણને અંતે બે ગુરુ અક્ષરો.

(જો કે નોંધમાં અંતે 'એક ગુરુ હોય તો પણ નભે' એમ કહેવામાં આવ્યું છે.)

આમ ચરણાકુળ છંદની સાથે દુમેળ છંદ ઘણી જ સમાનતા ધરાવે છે. તેમાં પણ બબ્બે ચરણનો પ્રાસ યોજવામાં આવે છે. દલપતરામે આપેલું એક ઉદાહરણ લઈએ :

કેદીનો વિશ્વાસ ન કીજે,
સારું મનુષ નહીં સમજીજે,
જાદવ હતા બહુ જશવાળા,
કેફ કર્યાથી થયા મુખ કાળા.[૮]

આ ઉદાહરણ દુમેળ છંદની સાથે સર્વથા બંધબેસતું આવી શકે તેવું છે. ગોસ્વામી શ્રી તુલસીદાસે 'રામચરિત માનસ'માં ચોપાઈ, દુહા, ભુજંગી, પ્રમાણિકા, સોરઠા, ત્રિભંગી, છપ્પય આદિ છંદોનો ઉપયોગ કર્યો છે. પરંતુ આ બધા

---

૫. એજન – પૃ. ૧૧૨
૬ ,, – પૃ. ૧૩૮
૭ ,, – પૃ. ૧૮૦

૮. કવિ દલપતરામ 'દલપત પિંગળ'– પૃ. ૧૨

પૈકી ચોપાઈ–દુહાનો વિપુલ પ્રયોગ કર્યો છે. તેમણે પ્રયોજેલ ચોપાઈ પણ ૧૬ માત્રાનો જ છંદ છે. જો કે ગુજરાતીમાં 'દલપત – પિંગળ'માં ચોપાઈ પંદર માત્રાનો છંદ ગણાવવામાં આવેલ છે. પરંતુ તુલસીદાસજીની ચોપાઈ પંદરમાત્રાની નહિ, પણ સોળમાત્રાની છે. કેટલીક ચોપાઈનાં ઉદાહરણો લઈએ.

૧. રઘુકુલ રીતિ સદા ચલિ આઈ.
   પ્રાન જાઈ બરુ બચન ન જાઈ
૨. હોઇઅ સોઇ જો રામ રચિ રાખા,
   કો કરિ તર્ક બઢાવઇ શાખા.
૩ કરમ પ્રધાન વિશ્વ કરિ રાખા,
   જો જસ કરઈ સો તસ ફલ ચાખા.

આમાંનું દરેક ચરણ સોળ માત્રાનું છે. ગુજરાતી સાહિત્યમાં શામળની પદ્યવાર્તાઓમાં, મધ્યકાલીન કવિતામાં, વાર્તાઓમાં, આખ્યાનોમાં દેશીઓ રૂપે જે ચોપાઈ પ્રયોજાયેલ છે જે પંદર-માત્રાનો છંદ છે. અખાના છપ્પાને પણ 'ષટપદી ચઉપાઈ' કહેવામાં આવે છે. અર્થાત્ એ પણ ગુજરાતી ચોપાઈ જ છે. અખાના ચોપાઈમાં છંદ કરતાં વિચારની અભિવ્યકિતને વિશેષ પ્રાધાન્ય આપવામાં આવેલ છે આથી કયાંક એકાદ બે માત્રા વધારે પણ આવી ગઈ હોય ને અંતે લઘુને બદલે ગુરુ અક્ષર પણ આવે એવું બન્યું છે. એટલે એ ચોપાઈ અને તુલસીદાસનો ચોપાઈ સહેજ જુદા બની જાય છે. તુલસીદાસની સોળ માત્રાની ચોપાઈ દુમેળ છંદની સાથે ખૂબ સંબંધ ધરાવે છે.

આમ એક જ પ્રકારનો અને માપનો છંદ ઘણી વાર સાહિત્યમાં જુદાજુદા નામે પ્રયોજાતો હોય એવું બને છે. પરંતુ તત્ત્વતઃ એમાં કોઈ ભેદ હોતો નથી અથવા તો એ ભેદ નામમાત્રનો જ હોય છે. આપણે જોયું તેમ દુમેળ, પાલવણી, ઝડઝુપત, સાયકઅડલ, ત્રંબકડો, ચોપાઈ ચરણાકુળ આ બધા છંદો સોળ માત્રાના છે. એમાંના કેટલાક વચ્ચે ભેદ સહેજ છે જ્યારે કેટલાક વચ્ચે કોઈ ભેદ નથી પણ 'નામરૂપ જૂજવાં' જેવું જ જોવા મળે છે.

*

## ખેલદિલી

સૌરાષ્ટ્રના મુખ્યમંત્રી શ્રી ઢેબરભાઈના શિરે કોંગ્રેસ–પ્રમુખ તરીકેની જવાબદારી આવતાં સૌરાષ્ટ્રના મુખ્યમંત્રી તરીકે એમના અનુગામી અંગે વિચારણા ચાલતી હતી.

સહજ અને સ્વાભાવિક ક્રમમાં શ્રી રસિકભાઇ પરીખ ઉપર જ પસંદગી ઉતરે. પણ એ વખતના રાજપ્રમુખ શ્રી જામસાહેબને જાણ થઈ કે શ્રી રસિકભાઇ આ જવાબદારી લેવાની આનાકાની કરે છે.

શ્રી રસિકભાઈ અને શ્રી જામસાહેબ વચ્ચે ભુપતના પ્રકરણે થોડું મનદુખ થયેલું. એ કારણે શ્રી રસિકભાઈ મુખ્યમંત્રી તરીકેની જવાબદારી સ્વીકારવા આનાકાની કરતા હશે એમ માની શ્રી જામસાહેબે રસિકભાઇને સંદેશો કહેવડાવ્યો: "સૌરાષ્ટ્રના મુખ્યમંત્રી તરીકે તમારે જવાબદારી સ્વીકારવી જોઇએ. આપણી વચ્ચેના મનદુખને કારણે તમે આનાકાની કરતા હો તો રાજપ્રમુખ તરીકે હું પૂરા સહકારની ખાત્રી આપું છું. અને છતાં તમારું મન ન માનતું હોય તો હું રાજપ્રમુખ તરીકે હઠી જવા તૈયાર છું; પણ મારે કારણે સૌરાષ્ટ્ર તમારી સેવાથી વંચિત ન રહેવું જોઈએ."

આ હતું એક વખતનું જાહેર જીવનનું ધોરણ.

# રોકડિયા પાકથી આર્થિક ક્રાન્તિ

રતિભાઈ અંધારિયા

ખેતીના જે પાકો વવાય છે તેના બે મુખ્ય વિભાગ પાડવામાં આવ્યા છે. એક છે ધાન્ય પાકો અને બીજા બીન-ધાન્ય પાકો. ઘઉં, ડાંગર, જુવાર, બાજરો વગેરે ધાન્ય પાકો ગણાય અને એ સિવાયના પાકો જેવાં કે મગફળી, શેરડી, કપાસ, વગેરે બીન-ધાન્ય પાકોના વર્ગમાં આવે છે.

જે પાકોની ઊપજ બજારમાં આવે કે તુરત વેચાય જાય, અગર તો બજારમાં જેની માંગ ખૂબ હોય અને તે પાકોના રૂપાન્તરમાંથી બીજી પેદાશો બનતી હોય તેવા બીન ધાન્ય પાકોને રોકડિયા પાક કહે છે. આ દૃષ્ટિએ તેલ અને ખોળ જેમાંથી બને છે તે મગફળી અને એરંડા, રેષામાંથી કાપડ બને છે તે કપાસ, ખાંડ કે ગોળ જેમાંથી બને છે તે શેરડી, ચૂંગી કે બીડીમાં જે વપરાય છે તે તમાકુ વગેરે પાકો રોકડિયા પાકો ગણાય છે. આ ઉપરાંત મસાલાના પાકોમાં જીરૂ તેમજ ફળોમાં બધી જ જગાએ અને બધે સમયે જેની માંગ હોય છે તે ફળનો પાક પણ રોકડિયા પાકમાં આવે છે.

આર્થિક ક્રાન્તિ એટલે આર્થિક ફેરફાર. રોકડિયા પાકોના વાવેતરથી ખેડૂતોની આર્થિક સ્થિતિમાં ફેરફાર થયો છે તેની આ વાત છે. અહીં આપણે આર્થિક ક્રાન્તિ એટલે ખેડૂતોની રહેણી-કહેણી તેમજ ખેડૂતોના જીવનધોરણમાં થયેલ ફેરફાર એવો અર્થ કરીએ છીએ.

કેટલાક રોકડિયા પાકોના વાવેતરથી ખેડૂતોની આવક અને જીવન-ધોરણમાં જોઈ શકાય તેવી ક્રાન્તિ આવી છે.

પહેલાં આપણે કપાસનો પાક લઈએ. કપાસ તો સદીઓથી આપણે ત્યાં વવાય છે. પણ ખેડૂતોના જીવનમાં આર્થિક ક્રાન્તિ તો સંકર-૪ કપાસની શોધ પછી જ ઝડપથી આવી ગણાય.

થોડાં વરસો પહેલાં જૂનાગઢ જીલ્લાના એક ગામે જવાનું થયું એ ગામના આગેવાન ખેડૂતની વાડી મારે જોવી હતી. પહેલાં ઘેર પહોંચ્યાં. મેં સંકર-૪ કપાસની ખેતી જોવા આવ્યો છું તેમ કહ્યું ત્યારે તે કહે, "આવો તો ખરા, ઘરમાં તો પધારો!" ઉપર મેડીએ અમે બેઠાં. લીસ્સી લાદીવાળું અને પાકી છતવાળું મકાન તેમજ તેમાં ગોઠવેલ રાચરચીલું જોઈ હું ખુશ થયો. મને કહે, "ચા લેશો કે કાફી?" મેં કહ્યું, "આવી ગરમીમાં બેમાંથી એક્ય નહીં ફાવે, તકલીફ લેશો નહીં."

આમ છતાં થોડી વારે ઠંડી મજાની કોકાકોલાની બાટલીઓ અમને ધરવામાં આવી. મેં પૂછ્યું, "શહેરમાંથી ઠંડુ પીણું તો લાવી રાખો છો પણ આ બરફ ક્યાંથી કાઢ્યો?" મારા આશ્ચર્ય વચ્ચે સાંભળવા મળ્યું 'આ સાલે જ ફ્રીઝ ખરીદ્યું છે, તમ જેવા મહેમાનો માટે'

ફ્રીઝ કેવી રીત ખરીદાયું તે કોયડાનો ઉકેલ જ્યારે વાડીએ ગયા ત્યારે જાણવા મળ્યો. આ સાલ ૯૦૦ મણ કપાસ ઘેર પહોંચી ગયો છે, બાકી ઉતારો હિસાબે નેવું હજાર તો સંકર કપાસે આપી દીધાં!

આમ જોઈએ તો સંકર કપાસે શરૂઆતના વરસોમાં ખેડૂતોના જીવન વ્યવહારમાં અને આર્થિક ક્ષેત્રે ભારે ક્રાન્તિ આણી છે. જૂનાગઢ, ધોરાજી, સુરત, ભરૂચ, ખેડા, વડોદરા, વગેરે જિલ્લાઓમાં ખેતર-વાડીમાં ઉગેલાં સંકર-કપાસના આ ધોળા-બરફ રૂમગાંએ ખેડૂતોની આવકમાં અનેક ગણો વધારો કર્યો છે. પરિણામે કપાસ વાવનાર ખેડૂતોનું જીવનધોરણ ઊંચું આવ્યું છે. કેટલાકે ટ્રેક્ટર વગેરે સાધન ખરીદ્યાં છે તો કેટલાંકે પાકાં ઘર બનાવી લીધાં છે. સ્ત્રી-બાળકોનાં પહેરવેશમાં પણ ફેરફાર

દેખાય છે. જાડા ખરડ અને લાલ કપડાંની જગાએ મુલાયમ નાઇલોનની સાડીઓ તેમજ પીતળની જગાએ સ્ટેઇનલેસના વાસણોએ દેખા દીધી છે. વીજળીવાળાં ગામોમાં પંખા, રેડિયો તો વળી કેટલીક જગાએ ટેઇપરેકોર્ડર પણ જોઈ શકાય છે. આ બધો પ્રતાપ રોકડિયા પાક સંકર–કપાસનો!

મગફળી બીજો રોકડિયો પાક છે. મગફળી બધા જ પ્રકારની જમીનમાં અને સૌરાષ્ટ્રમાં તો લગભગ બધા જ જિલ્લામાં તે વવાય છે. આમ જોઈએ તો સૌરાષ્ટ્રમાં ખેડૂતો માટે મગફળી એ સમગ્ર અર્થકારણની કરોડ–રજ્જુ છે એમ કહી શકાય તો પણ બધા ખેડૂતોને માટે આ રોકડિયા પાકે આર્થિક ક્રાન્તિની આપી નથી. કારણ કે જે પ્રકારની આપણી આબોહવા છે તેમાં બધાજ ખેડૂતો મગફળી પાકનું ઊંચું ઉત્પાદન મેળવી શકતા નથી. સૌરાષ્ટ્રમાં સારો, પૂરતો અને નિયમિત વરસાદ પડે ત્યારે મગફળી ઉત્પાદકો ન્યાલ થઈ જાય છે. પણ વરસાદ ઓછો પડે, કે જરૂર હોય ત્યારે ન પડે તો ખેડૂતોની કેડ ભાંગી જાય છે અને કેટલીક વાર તો પેલીનો ખરચ પણ માથે પડે છે.

જ્યાં પિયતની સગવડ છે, એટલે એમ કહો કે વરસાદ લંબાય ત્યારે મગફળીને પાણી પાઈ શકે તેવા પ્રદેશમાં દા. ત. ધોરાજી, ઉપલેટા, માણવદર, કોલકી તેમજ રાજકોટ જિલ્લાનો ગોંડલ પંથક; અમરેલી જીલ્લાનાં કેટલાંક ગામો અને જામનગર – ભાવનગરનો કેટલોક વિસ્તાર–માં ખેડૂતો એક એકરમાં બેથી ત્રણ ખાંડી મગફળી પકવી શકે છે તેને માટે આર્થિક ક્રાન્તિ લાવનાર આ એક રોકડિયો પાક છે તેમ કહી શકાય.

ભાવનગર જિલ્લાના દરિયાકાંઠાના ખેડૂતો જેમને શેત્રુંજી તળાવનું પાણી મળી શકે છે તેવા પ્રદેશમાં ઉનાળુ મગફળી સારી આવક અને નફો આપનાર રોકડિયો પાક છે અને તે વિસ્તારના આવા ખેડૂતો સુખી પણ છે. આર્થિક ક્રાન્તિના એંધાણ ઉનાળુ મગફળીના આ વિસ્તારમાં હાલ વરતાવા લાગ્યો છે.

તમાકુ એ ગુજરાતના કેટલાક જિલ્લામાં વધુ આવક આપતો મહત્ત્વનો રોકડિયો પાક છે. ખેડા, તેમજ વડોદરા જિલ્લામાં ખેડૂતોનું જીવન ધોરણ બીજા પ્રદેશના ખેડૂતોની સરખામણીએ ઊંચું છે તેનું કારણ જેમ ફળદ્રુપ અને ઉપજાઉ જમીન છે તેવી જ રીતે તમાકુ એક ઉત્તમ રોકડિયો પાક છે તે ભૂલવું ન જોઈએ.

રોકડિયા પાક શેરડીથી આર્થિક ક્રાન્તિ આવ્યાનું નરી આંખે જોઈ શકાય તેવું છે. આપણા રાજ્યમાં પંદર જેટલાં સહકારી ખાંડનાં કારખાનાં છે તેની આજુબાજુ એકરોના એકરો શેરડીનું વાવેતર થાય છે શેરડીની નફાકારક ખેતીનું પ્રતિબિંબ જે તે વિસ્તારના ખેડૂતોના જીવનધોરણ ઉપરથી જોઈ શકાય છે. બારડોલી તાલુકો તેનું ઉત્તમ ઉદાહરણ છે.

આપણે ત્યાં પણ શેરડીએ કોડિનાર તાલુકામાં આર્થિક પાસું બદલી નાંખ્યું છે. બે અઢી દાયકા પહેલાં ખેડૂતો માંડ બે છેડા એકઠા કરતાં પરંતુ શેરડીનું કારખાનું થતાં એ તાલુકાનું આખુ અર્થકારણ બદલાઈ ગયું છે. આવક વધી તેમ ટ્રેકટરોની સંખ્યા વધી, કૂવા પાકા બંધાયા અને તેની ઉપર રાત દિ, મોટર પંપ ચાલતા થયાં. સાયકલોની સંખ્યાની જેમજ સ્કુટરોની સંખ્યા વધી છે, કેટલીક જગાએ મોટરગાડી વસાવનાર ખેડૂત પણ તમોને મળી જાય એવું ખરું. પહેરવેશ વધ્યો છે. મજૂરો પણ મોટે ભાગે પાટલૂન અને બુશકોટ પહેરીને મજૂરી કરવા આવે છે તે જેવું તેવું પરિવર્તન કહેવાય ?

કમનસીબે કોડીનાર વિસ્તારની જમીનમાં વધુ પડતા પિયતથી તાજેતરમાં પાણી ક્ષારવાળું થતું જાય છે. પરિણામે શેરડીના વાવેતર અને ઉત્પાદન ઉપર ખરાબ અસર થવા મંડી છે. તેને લઈને સમગ્ર અર્થકારણ ઉપર અવળી અસર દેખાવાની શરૂ થઈ છે.

બારમાસી શેત્રુંજી તળાવ નીચેના તળાજા, પાલીતાણા અને મહુવા વિસ્તારમાં શેરડીનું વાવેતર વધવા લાગ્યું છે. અત્યારના ભાવ જોતાં શેરડી વધુ લોકપ્રિય અને વધુ વળતર આપનારો પાક ગણાવા લાગ્યો છે. ગુજરાતના શેરડી ઉગાડનારા ખેડૂતો ઊંચુ જીવનધોરણ જીવે છે તે આપણે જાણીએ છીએ.

કેળ હજારો રૂપિયા રળી આવનાર રોકડિયો પાક છે. કેળ બધે નહીં પણ સુરત, વલસાડ, ખેડાજિલ્લો તથા વેરાવળના કેટલાક તાલુકામાં અને મહુવા–તળાજામાં પાક તરીકે લેવામાં આવે છે. કેળ પકવતાં ખેડૂતોની આવક પણ વધી છે એટલુંજ નહીં પરદેશોમાં ભણતાં ઘણાં ખરાં ભારતીય વિદ્યાર્થીઓને ભણવાનું મળ્યું છે તે કેળ જેવા પાકને પરિણામે છે. વળી બારડોલી સહકારી કેળ ઉત્પાદન મંડળી તો કેળાંની નિકાસ પણ કરે છે જે ખેડૂતોને મોટો નફો વહેંચી શકે છે આને પરિણામે એ વિસ્તારના સમગ્ર અર્થકારણ અને જીવનધોરણ ઉપર ધ્યાન ખેંચે તેવી અસર પડી છે.

જીરૂ, ઈસબગુલ, શાકભાજીના પાકો જેવાંકે રીંગણ, મરચી, ટમેટા, કોબીજ વગેરે હાલમાં વધુ નફો આપે છે અને રોકડિયા પાકના વર્ગમાં ગણાવા લાગ્યા છે.

ભાવનગર જિલ્લાનો દાખલો લઈએ તો સંકર કપાસ, અને મગફળીની જેમ શિયાળુ પાકમાં ઓછા ખરચે, ઓછું પાણી વાપરનાર જીરૂનો પાક રોકડિયા પાક તરીકે વધુ ને વધુ લોકપ્રિય થતો જાય છે. કેટલાક ગામો માટે કપાસ અને જીરૂ ઉપર જ ખેડૂતો નભે છે અને આર્થિક લાભ મેળવે છે.

અમારા ગામની આજુબાજુથી રોજ ખટારા ભરીને રીંગણ ઠેઠ સુરત કે વડોદરા અને રાજકોટ જેવાં મોટાં શહેરોમાં વેચાવા જાય છે. લાખ, બે લાખ રૂપિયાના ટમેટા વેચનારા ગામોની સંખ્યા અહીં વધતી જાય છે. આવા ગામડામાં નજર ફેરવતાં જ જીવનધોરણમાં આવેલું પરિવર્તન પણ દેખાવા લાગે છે.

આર્થિક ક્ષેત્રે ક્રાન્તિ લાવનાર આ રોકડિયા પાકનું હેકટર દીઠ ઉત્પાદન પણ વધ્યું છે તેમાં નવાં સંશોધનો અને વૈજ્ઞાનિક ખેતી પદ્ધતિનો મોટો ફાળો છે. મગફળીની સરેરાશ પેદાશ એક હેકટરે ૧૯૬૧માં ૬૫૩ કિ. ગ્રા. હતી ને ૧૯૭૭–૭૮માં ૮૮૨ કિ. ગ્રા. મળી હતી. એવી જ રીતે કપાસ (રૂ) ૧૩૬ કિ. ગ્રા. માંથી ૧૫૫ કિ. ગ્રા. થયું, શેરડી ગોળના રૂપમાં ૫૨૧૨ કિ. ગ્રા.થી વધી ૫૮૩૨ કિ. ગ્રામે પહોંચ્યું છે. તમાકુમાં પણ ૯૧૩ કિ. ગ્રા હતું તે વધીને ૯૮૯ કિ. ગ્રા. ઉત્પાદન મેળવી શકાયું છે. હજુ પણ હેકટર દીઠ સરેરાશ ઉત્પાદન વધારવા માટે ઘણોયે અવકાશ છે.

આપણે જોયું તેમ રોકડિયા પાકોના વાવેતરથી ખેડૂતોમાં આર્થિક પરિવર્તન આવ્યું છે પણ એ તો જ્યાં પાણીની સગવડ છે તેવા અને તેટલાજ વિસ્તારના ખેડૂતો માટે સાચું પડે છે. આપણે એ ભૂલવું ન જોઈએ કે આપણા રાજ્યમાં માંડ ૧૫થી ૧૬ ટકા જમીનમાં જ સિંચાઈની સગવડ છે. એટલે રોકડિયા પાકોએ આ ૧૫ ટકા સિંચાઈવાળા વિસ્તારના ખેડૂતોને જ આર્થિક રીતે સદ્ધર બનાવ્યા છે. આ ૧૫ ટકામાં પણ ફ્રીઝ કે ફિયાટવાળા ખેડૂતો તો આંગળીને વેઢે ગણાય તેટલાંજ છે.

[આકાશવાણી, રાજકોટ ઉપર આપેલું વાયુપ્રવચન–સાભાર]

*

ધરતીમાંથી ફ્રોજશે, જમીન ચોકખી જાણ;
પોચી પણ પડશે ઘણી, સત્ય વચન પરમાણ.
થોડા મે વરસે સમે, રાખે લીલા છોડ;
ભોં ભીનાશ નહિ છોડશે, જમીન સંપે ગોડ.

ખેડ ખર્ચ ઓછું થશે, નીંદામણું ને ખોદ;
વીણામણ વધશે નહિ, જમીન સુધરે જોડ.
ખાતર ખોટ ન આવશે, બચશે અરધું બીજ;
જૂની જમીન ન જાણજે, બધી પાકશે ચીજ.

# આયુર્વેદનો પાયો

ગતાંકથી પૂરું

બાલકૃષ્ણ દવે

**ગુણમય જગત :**

ચેતનમાં રહેલી અપૂર્વતાને લીધે જે દ્રવ્યો જગતમાં ઉત્પન્ન થાય છે એ પ્રત્યેક દ્રવ્યમાં અપૂર્વતા હોય છે. કારણકે જગતની ઉત્પત્તિ ચેતન પુરુષ અને મૂળ પ્રકૃતિના સંયોગથી થઈ છે. પ્રત્યેક દ્રવ્યના સ્વભાવને પોતપોતાના સ્વરૂપથી ઓળખવો એ ઘણું મુશ્કેલ છે. આધુનિક વિજ્ઞાન એ દિશામાં પૃથક્કરણ-પદ્ધતિથી કામ કરે છે પરંતુ દ્રવ્યો અસંખ્ય છે. એથી આયુર્વેદે એનો વિશિષ્ટ ઉપાય કર્યો છે. દ્રવ્યનો સ્વભાવ સ્વરૂપથી વ્યક્ત નથી થતો, એનાં ગુણકર્મોથી વ્યક્ત થાય છે. આયુર્વેદે એ માટે વૈશેષિક દર્શનશાસ્ત્રની મદદ લીધી છે. એનું એક સૂત્ર છે. सामान्येन वृद्धिः विशेषेण ह्रासः એક ગુણમાં સમાન ગુણ મેળવવાથી એ ગુણની વૃદ્ધિ થાય છે. અને એના વિરોધી ગુણ મેળવવાથી ગુણમાં ઘટાડો થાય છે.

જે ગુણો જગતમાં કામ કરે છે એ જ ગુણો જીવંત શરીરમાં પણ રહેલા છે. એથી એને શારીરિક ગુણો પણ કહે છે. આવા ગુણોનાં દસ જોડકાં છે. ગુરુ-લઘુ, શીત-ઉષ્ણ, સ્નિગ્ધ-રુક્ષ, સ્થૂળ-સૂક્ષ્મ, ચલસ્થિર, દ્રવ-સાંદ્ર, પિચ્છિલ (ચીકણાં)-વિશદ, શ્લક્ષ્ણ (સુંવાળાં)-ખર (ખડબચડાં), તિક્ષ્ણ-મંદ, મૃદુ-કઠિન આમ વીસ ગુણો છે. આ ગુણો પાંચ ભૂતોમાં છે. વનસ્પતિઓમાં છે, પ્રાણીઓમાં પણ છે, गुणाश्रयं द्रव्यं ગુણનું આશ્રયસ્થાન દ્રવ્ય છે અને न गुणोदयं विना द्रव्यं ગુણ હોય ત્યાં દ્રવ્ય પણ હોવું જ જોઈએ. ગુણો ઈંદ્રિયો દ્વારા અનુભવી શકાય છે. જેનું ચિત્ત શાંત, નિર્મળ અને એકાગ્ર હોય તે દ્રવ્યોના સૂક્ષ્મ ગુણોને ઈંદ્રિયો વિના પણ જાણી લઈ શકે છે. એટલે જ કહેવાય છે કે ઋષિઓ સમક્ષ વનસ્પતિઓ અને ખનિજો પોતાનાં ગુણકર્મો સામેથી કહી દે છે.

ગુણકર્મો દ્રવ્યોનો સ્વભાવ છે. એના આધારે ચરક કહે છે કે આયુર્વેદના સિદ્ધાંતો શાશ્વત છે. કારણકે દરેક વસ્તુનો સ્વભાવ સિદ્ધ છે. અડદ ગુરુ-ભારે છે. એથી એ પુષ્ટિ કરે છે. પચવામાં વિલંબ લાગે છે. મગ લઘુ છે. શરીરને તે હલકું કરે છે. જલદી પચી જાય છે. ઘી સ્નિગ્ધ છે. શરીરને સ્નિગ્ધ કરે છે. ચણા રુક્ષ છે. સ્નિગ્ધતા દૂર કરે છે. આ સ્વભાવ જેમ સિદ્ધ છે તેમ નિત્ય પણ છે. હજારો વર્ષના અંતે પણ અડદ-મગના ગુણ ત્યારે હતા એ જ આજે છે. મિત્રો કહે છે કે આયુર્વેદ એ યુગમાં બરાબર હશે. હવે એ યુગ બદલાઈ ગયો છે. પણ શું બદલાયું છે? અગ્નિ આજેય ઉષ્ણ છે અને જલ શીત છે. સૂર્ય પૂર્વમાં જ ઊગે છે અને પશ્ચિમમાં અસ્ત થાય છે. બાળક નવ મહિને જ અવતરે છે. એ બતાવે છે દ્રવ્યના સ્વભાવ નિત્ય છે એથી આયુર્વેદ પણ શાશ્વત છે. ગુણોને ઓળખવાની રીત સહેલી છે. મોઢામાં મૂકીએ એટલે તરત એનો કડવો-મીઠો સ્વાદ આવશે. જેમ ગુણો પાંચ ભૌતિક છે તેમ આ સ્વાદ-રસ પણ પાંચ ભૌતિક છે. એથી પ્રત્યેક રસને એમાં રહેલા ભૂતાનુસાર જાણીને એનો ગુણ સમજી લઈ શકાય. જેમ કે મધુર રસમાં પૃથ્વી અને જલ છે એથી એમાં ગુરુ અને શીત ગુણ છે. ગુણોમાં જે ગુણો ઉત્કૃષ્ટ હોય એ વીર્ય કહેવાય છે. જેમ કે મરચામાં તીખો રસ છે. અગ્નિ એમાં પ્રધાન એથી મરચું ઉષ્ણ વીર્ય છે. કોઈ દ્રવ્યનો ગુણ રસથી પ્રગટ થતો નથી. અથવા જુદો રસ પ્રગટ થાય છે. પાચન પછી જુદો રસ અને ગુણ પ્રગટ થાય છે એને વિપાક કહે છે. જેમ કે સૂંઠ તીખી છે પણ એનો વિપાક મધુર છે. એટલે સૂંઠ તીખી હોવા છતાં

પચ્યા પછી શીતવીર્ય બને છે. કોઈ એવાં દ્રવ્ય પણ હોય છે જે રસથી, વીર્યથી કે વિપાકથી પણ ન ઓળખાય. એનો ગુણ ફક્ત કર્મથી જ ઓળખાય. આવા અપવાદરૂપ ગુણને પ્રભાવ કહે છે. જેમ કે આંબળાં ખાટાં છે. એ ખાટો રસ અગ્નિ અને જલ-પ્રધાન છે. એથી તે ઉષ્ણવીર્ય હોય. પણ એનો પ્રભાવ શીતલ છે. બધા રોગોને મટાડે છે એથી એને રસાયન કહ્યાં છે. આહારદ્રવ્યોના ગુણ રસ વડે લેવાય છે એથી એ વધારે લેવાં જોઈએ. ઔષધદ્રવ્યો એનાં વીર્યથી કામ કરે છે માટે અલ્પ લેવાં જોઈએ. વિશેષ ગુણવાળાં ઔષધની જરૂર પડી ત્યાં આવાં વીર્ય અને પ્રભાવવાળાં વિષો અને રસો ઉપરસોનો ઉપયોગ પણ આયુર્વેદે કર્યો છે પરંતુ ઉપયોગ કરતાં પહેલાં શરીર સહી શકે એટલું એનું બળ ઘટાડી નાખે અને છતાં બીજાં દ્રવ્યોનાં ગુણને બળ આપી શકે એવાં યોગવાહી રહે એ રીતે એના પર વિશિષ્ટ સંસ્કારો કરવાની કલા સિદ્ધોએ શીખવી જ છે. એથી એ દ્રવ્યો પણ માના ધાવણ જેવાં નિર્દોષ બની જાય છે. આહારદ્રવ્યો પણ ગુણોની વધઘટ કરવા માટે આવા સંસ્કાર અપાય છે. વઘાર આવો જ એક સંસ્કાર છે.

## ત્રિદોષ સિદ્ધાંત :

આગળ વર્ણવેલા વીસ ગુણોના આધારે જ ત્રિદોષ સિદ્ધાંત રચાયો છે. એ પણ આયુર્વેદનો પાયો જ છે. આત્માની એક કલા પ્રાણ છે. જે પ્રાણન કરે, જિવાડે તે પ્રાણ. પ્રાણનું સ્વરૂપ ત્રિવિધ છે. પ્રાણનું મુખ્ય લક્ષણ ક્રિયા – ગતિ અને પ્રેરણા છે. ઉપરાંત પ્રાણ અગ્નિષોમીય પણ છે. એટલે કે એમાં આગ્નેય લક્ષણ છે, સૌમ્ય લક્ષણ પણ છે.

શરીર જીવતું છે, એમાં પ્રાણ છે એ નક્કી કરવા માટે આપણે ત્રણ કસોટી લઈએ છીએ. પ્રથમ તો જોવાય છે કે હૃદય ધબકે છે, નાડી અને શ્વાસો-ચ્છવાસ ચાલે છે. આંખમાં સ્પર્શ કરીએ તો આંખ વીંચાય છે. ચામડી પર કંઈ પણ ખૂંચાડીએ તો એ ભાગ સંકોચાય છે. આ પ્રાણનાં લક્ષણો છે. વાયુ જેમાં કર્યો છે એથી એને વાત અથવા વાયુ કહ્યો છે અપાન કે ઓડકારરૂપે આવતો વાયુ એ સ્થૂળ મળરૂપ વાયુ છે, રૂક્ષ, ચલ, લઘુ અને સૂક્ષ્મગુણ વાયુના છે. વાયુ આખા શરીરનું યંત્રતંત્ર સંભાળે છે. શરીરમાં રૂક્ષતા, લઘુતા અને ચંચળતા કરે છે. સૂક્ષ્મતમ સ્રોતોમાં પણ એ ફરે છે.

શરીર જીવતું છે એની બીજી કસોટી શરીરની ઉષ્ણતા છે. જીવતું શરીર ઉષ્ણ હોય છે. મૃત શરીર ઠંડું પડી જાય છે. હૃદય, શ્વાસ, નાડી બધું બંધ પડી જાય, શરીર ઠંડું પણ પડી જાય છતાંય ક્યારેક પ્રાણ તાળવે ચડી જતો હોય છે. આવા સમયે થીજું ઘી તાળવા પર મૂકી જોવાય છે. જો ત્યાં પ્રાણ હશે તો એની ગરમીથી ઘી ઓગળશે. ઉપચારો કરવામાં આવે તો જીવ પાછો એના સ્થાને આવી જાય છે. આ ઉષ્ણતાને જ પિત્ત કહ્યું છે. ઊલટી કે ઝાડામાં આવતું અથવા કમળામાં આંખ અને ચામડી પર દેખાતું પિત્ત તો સ્થૂળ મળરૂપ પિત્ત છે. ઉષ્ણ, તીક્ષ્ણ, દ્રવ અને અલ્પ સ્નિગ્ધ ગુણ પિત્તમાં હોય છે એથી ગરમી આપે છે. ખાનપાન પચાવે છે. કાંતિ આપે છે. દર્શનશક્તિ અને બોધશક્તિ પણ પિત્તથી થાય છે.

ઘણી વાર એવું પણ બને છે કે બરફ નીચે દટાઈ ગયેલા કે હિમમાં આવી ગયેલા માણસનું શરીર સાવ ઠંડુ પડી જાય છે. હૃદય, નાડી, શ્વાસ પણ બંધ પડી જાય છે. પરંતુ એને ગરમ શેક કરવામાં આવે, કૃત્રિમ શ્વાસોચ્છવાસ આપવામાં આવે તો એ ફરી જીવતો થાય છે. બરફના પ્રદેશોમાં પ્રાણીઓ શિયાળામાં લાંબા સમય સુધી નિર્જીવ થઈને પડયા રહે છે. મરી ગયેલાં જ લાગે, પણ સૂર્યની ગરમી મળતાં જ એના પ્રાણ પાંગરે છે. એને હીબરનેશન (Hibernation) કહે છે. એ બતાવે છે કે શરીરમાં એક એવી આશ્લેષ શક્તિ છે જે શરીરના સમગ્ર ધાતુઓની એકતા જાળવી રાખે છે. અને એને જીવંત રાખે છે. જીવનશક્તિને એ એટલી સંકોચી લે છે કે ફક્ત આશ્લેષ જ જળવાઈ રહે છે. ગતિ અને ઉષ્મા બન્ને શાંત થઈ ગયાં હોય છે. આ શક્તિને આયુર્વેદે શ્લેષ્મ

અથવા કફ કહ્યો છે. ગળામાંથી કે નાકમાંથી કફ એ તો સ્થૂળ મળરૂપ કફ છે. સ્નિગ્ધ, ગુરુ, પિચ્છિલ, મંદ એ ગુણો કફના છે, તે શરીરને સ્નિગ્ધ, શીતળ, ભારે રાખે છે. શરીરમાં ઉત્પન્ન થતી ગતિ અને ઉષ્માનું નિયમન કરે છે અને એને સરળતા આપે છે. રસનો બોધ કફથી થાય છે. હૃદય અને ફેફસાંને અવલંબન આપે છે. બળ ટકાવે છે, શુદ્ધ કફને જ ઓજ કહે છે. આ ત્રણે ય જ્યાં સુધી શરીરમાં સમપ્રમાણમાં હોય ત્યાં સુધી શરીરને જિવાડે છે પરંતુ વિષમ થાય ત્યારે શરીરને દૂષિત કરે છે માટે એને દોષ સંજ્ઞા આપી છે. ચિકિત્સા દોષની કરવાની હોવાથી આયુર્વેદમાં એને ત્રિદોષ સિદ્ધાંત કહ્યો છે. પરંતુ સાથે સૂચવ્યું છે કે દોષતઃ પ્રાણતઃ એ બન્ને રૂપે એનું કાર્ય શરીરમાં જોવું.

પ્રત્યેક શરીરમાં ત્રણ દોષો ઓછાવત્તા પ્રમાણમાં રહ્યા જ છે. એ પ્રમાણ અનુસાર દરેક માણસની દોષપ્રકૃતિ જન્મથી જ ઘડાયેલી હોય છે. જગતમાં સૂર્ય, ચંદ્ર અને વાયુ અનુક્રમે પિત્ત, કફ અને વાયુના દેવતા મનાય છે. ઋતુ પ્રમાણે આ ત્રણેયનાં બળાબળ ઓછાંવત્તાં હોય છે એમ પ્રકૃતિ અનુસાર ત્રણેયનું બળ ઓછુંવત્તું હોય છે. આ વિષમતા છે પણ જ્યાં સુધી એનું પ્રાબલ્ય બળવાન હોય છે ત્યાં સુધી આ દૂષિતતા પણ સહજ સ્વભાવરૂપે રહે છે. એ દૂષિત કરતી નથી, આ દોષપ્રકૃતિનું આયુર્વેદે વિગતથી વર્ણન કર્યું છે.

## મહાપ્રકૃતિ-ચિત્ત પ્રકૃતિ :

દરેકની ચિત્તપ્રકૃતિ પણ વિશિષ્ટ હોય છે. આ પ્રકૃતિઓને સાત્વિક, રાજસ અને તામસ એ ત્રણ પ્રકારે વર્ણવી છે અને એના પેટાભેદો પણ કહ્યા છે. દરેકનાં લક્ષણ આપ્યાં છે. ચિત્ત અને પ્રાણ સવિતરૂપે એક જ છે. બંને આત્માની કલા છે. ચિત્તમાં બોધનું પ્રાધાન્ય હોય છે. પ્રાણમાં ક્રિયા – ગતિનું પ્રાધાન્ય હોય છે. આયુર્વેદે આમાં સાંખ્યશાસ્ત્રની મદદ લીધી છે. તે કહે છે કે ચેતન પુરુષ અને મૂળ પ્રકૃતિના સંયોગથી આ સૃષ્ટિ ઉત્પન્ન થઈ છે. એ મૂળ પ્રકૃતિના સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણો અથવા સ્વરૂપો છે સમસ્ત સૃષ્ટિમાં આ ત્રણ ગુણો સર્વત્ર રહેલા છે. પરંતુ ચેતન સૃષ્ટિમાં, વિશેષે કરીને મનુષ્ય ચિત્તમાં સત્ત્વગુણ વિશેષ હોય છે. એથી બોધ વધતો રહે છે એ કારણે સત્ત્વાદિ પ્રકૃતિને ચિત્તપ્રકૃતિ અથવા મહાપ્રકૃતિ કહે છે. એના અધારે આયુર્વેદે જે માનસશાસ્ત્ર ઊભું કર્યું છે તે વિષે સ્વ. શ્રી ડોલરરાય માંકડ કહેતા કે આ માનસશાસ્ત્રના જ્ઞાન વિના આધુનિક માનસશાસ્ત્ર અધૂરું રહે છે, આપણી ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા આ ચિત્તપ્રકૃતિના આધાર પર જ રચાઈ હતી.

રજસ્ અને તમસ્–રાગ, દ્વેષ, મોહ, અહંતા, મમતા કરે છે એથી એને ચિત્તના દોષો કહે છે. સત્ત્વગુણમાં ચિત્ત સમતાયુક્ત સ્વસ્થ રહેતું હોવાથી એમાં બુદ્ધિ સત્યને બરાબર જોઈ શકે છે. એ કારણે સાત્ત્વિક બુદ્ધિને ચરકે 'સત્યા બુદ્ધિ' કહી છે. તે સત્યાસત્ય, કાર્યાકાર્ય, ખાદ્યાખાદ્યનો યથાર્થ નિશ્ચય કરી શકે છે. નિશ્ચયનો દૃઢપણે અમલ કરવા જેટલી બળવાન વૃત્તિ તેમાં હોય છે. અને સત્ય પ્રતિ સતત અનુસંધાન જાળવી રાખનારી સ્મૃતિ પણ એમાં હોય છે. બુદ્ધિ, ધૃતિ અને સ્મૃતિ ત્રણેય શુદ્ધિ હોય ત્યારે તે પ્રજ્ઞારૂપે કામ કરે છે. રજસ્ તમસ્થી આવૃત્ત ચિત્તમાં બુદ્ધિ અવળા નિશ્ચય પણ કરે છે. ધૃતિ પણ जानामि धर्मं न च मे प्रवृत्तिः जानाम्यधर्मं न च मे निवृत्तिः દુર્યોધન કહે છે એવી દુર્બળ થઈ જાય છે. કર્ણની પેઠે સ્મૃતિ પણ સમય પર કામ કરતી નથી ભૂલો થાય છે. આને પ્રજ્ઞાપરાધ કહે છે. આયુર્વેદે અધર્મનું અને રોગનું બંનેનું મૂળ આ પ્રજ્ઞાપરાધને ગણ્યું છે.

ચિત્તના દોષો શરીર પર અસર કરે છે. શરીરના દોષો ચિત્ત પર અસર કરે છે. આહારવિહાર ચિત્ત અને શરીર બંને પર કરે છે. आहार शुद्धौ सत्त्व संशुद्धिः રોગનાં કારણ અને પ્રકાર બંનેને સમજવા માટે ચિત્તપ્રકૃતિઓનો અભ્યાસ પણ આવશ્યક કરાયો છે ચિકિત્સા ચિત્તપ્રકૃતિ જોઈને કરવામાં આવે છે.

સત્ત્વ, રજસ્ અને તમસ્ તથા કફ, પિત્ત અને વાયુ એ બધાંનું અધિષ્ઠાન હૃદયને માનવામાં આવ્યું

છે. એ બધા ભાવો હૃદય પર અસર કરે છે. હૃદયની ગતિ હાથની આગળ સહેલાઈથી પારખી શકાતી હોવાથી એ નાડીને જીવસાક્ષિણી' કહી છે. શરીરમાં ત્રણેય દોષોની તત્ક્ષણે શું સ્થિતિ છે એનો ખ્યાલ નાડીની ગતિની ભાષા Code ઉકેલવાથી મળી રહે છે. કોઈવાર સોફીસ્ટીકેટેટ સાધનો દ્વારા પણ રોગનાં જે કારણો કે લક્ષણો પકડી શકાતાં નથી તે અનુભવી વૈદ્ય નાડી પરથી પકડી લઈ શકે છે. જાણીતા લેખક તારાશંકર બંદ્યોપાધ્યાયે એમની નવલકથા 'આરોગ્ય મંદિર'માં એનું સુંદર વર્ણન કર્યું છે.

મનુષ્યના ચિત્તમાં 'સ્વસંવેદ્યતા' સત્ત્વગુણની વૃદ્ધિને કારણે જાગ્રત થાય છે. એથી પોતાની અંદર રહેલા રજ, તમ દોષોને પકડીને દૂર કરી શકે છે. પોતે જ સ્વશિક્ષણ કરતું થઈ જાય છે એથી એના જીવનમાં પ્રજ્ઞાપરાધ થઈ શકતો નથી અને થાય તો તરત એનું નિવારણ કરી લે છે.

એવી જ રીતે કફાદિ દોષોની સમતા જાળવવાની અને વિષમતા આવી જાય તો એને દૂર કરવાની શક્તિ પ્રાણમાં સહજ રીતે રહેલી છે. નાગાર્જુન એને જ આરોગ્ય કહે છે. સ્વસ્થતાની આ શક્તિ આયુર્વેદે પણ સ્વીકારી છે. જો એ શક્તિને દાબી દેવાને બદલે એ શક્તિ વધે એવા ઉપાયો લેવામાં આવે તો અસાધ્ય મનાયેલા વ્યાધિ પણ સાધ્ય થાય છે અને ઓપરેશનના કેસ ઓપરેશન વિના મટે છે. ફ્રાન્સના એક સર્જન જનફ્લે લખેલું કે આજે જે ઓપરેશનો થાય છે તેની રોગ સંપ્રાપ્તિ–પેથોલોજી જાણીને એ દૂર કરવામાં આવે તો નેવું ટકા ઓપરેશનની જરૂર ન રહે. બાકીના નવ ટકામાં કદાચ નાનું ઓપરેશન કરવું પડે. એક ટકા રોગીઓમાં જ ખરેખર ઓપરેશન જરૂરી હોય છે. આવાં થોડાં દૃષ્ટાંતો, આપું.

એક સાધુને ગેંગ્રીન થયું. હાથમાં લોહી ફરતું બંધ થયું. એથી હાથ સુકાવા માંડયો. સખત દાહ થાય, ચામડી કાળી પડી ગઈ અને અંદરનાં હાડમાંસ સડવાં માંડયાં. સર્જને તાત્કાલિક ઓપરેશનની વાત કરી. સાધુ વૃદ્ધ હતા. મરવા તૈયાર હતા. ઓપરેશન ન કરાવ્યું એટલે વૈદ્યોને કામ કરવાની તક મળી. એરંડિયા તેલમાં હાથ બોળાવ્યો એટલે દાહ શમી ગયો. જીવનશકિત વધારે એવા ઉપાય આપ્યા. ગેંગ્રીન વધતું અટકી ગયું. આઠમા દિવસે લોહી ફરતું થઈ ગયું. સડેલાં માંસ, અસ્થિ અને ચામડીનો ખોભળો નીકળી ગયો. નવી ચામડી પણ આવી ગઈ. એ પછી સાધુ વીસ વર્ષ જીવ્યા.

એક બહેને ગર્ભ સાથે ચેડાં કર્યાં; ગર્ભ પડી ગયો. પણ વાયુએ કુપિત થઈને ટયુમર ઊભો કર્યો. સર્જને ઓપરેશનની સલાહ આપી. બહેન વૈદ્ય પાસે આવી. દોઢ મહિનો વાયુશામક દવા ખાધી. અચાનક આર્તવ આવ્યું. એમાં ટુકડા પડતા હતા. સર્જનની સલાહ લીધી. એમણે જોયું કે ટયુમર તૂટી ગયો હતો.

એક દરદીના આખા શરીરે ગાંઠો નીકળી પડી. ગાંઠો દુઃખે અને ફરકે. વ્યાન વાયુનો પ્રકોપ હતો. વ્યાન વાયુનું મૂળ હૃદય છે. વાયુનો આટલો બધો પ્રકોપ કરનાર ઉત્પાત પણ મોટો હોય. તપાસતાં જાણવા મળ્યું કે કૌટુંબિક તીવ્ર કલેશ હતો. અકળાઈને ઝેર પીવા લીધું પણ પી ન શકાયું. અને ગાંઠો નીકળી પડી. હવે ઉત્પાત તો શમ્યો હતો. વાયુ શમાવવાના ઉપાય કર્યા. ગાંઠો શમી ગઈ.

## રોગના ક્રિયાકાળ :

અમેરિકાથી ડોકટરનું એક પ્રતિનિધિમંડળ જામ ગર આયુર્વેદ યુનિવર્સિટી જોવા આવેલું. એમનો મહત્ત્વનો પ્રશ્ન એ હતો કે રોગના કયા તબક્કે ચિકિત્સકે દરમ્યાનગીરી કરવી? સામાન્ય રીતે આયુર્વેદ એમ માને છે કે રોગો દોષોની વિષમતાથી થાય છે. આગન્તુ કારણો હોય છે એમાં દોષ પાછળથી ભળે છે. રોગનું બીજ નખાય ત્યાંથી શરૂ કરીને રોગ એનું પૂરું સ્વરૂપ બહાર લાવે ત્યાં સુધીમાં એની છ અવસ્થા આવે છે: સંચય, પ્રકોપ, પ્રસર, સ્થાનસંચય વ્યકિત અને ભેદ, દોષો વિષમ થાય તો તેને પાછા સમ કરવાની શક્તિ પ્રાણમાં છે જ. પણ એ શક્તિ ઘટી ગઈ હોય તો વધેલો દોષ એના સ્થાનમાં સંચિત

થાય છે. એ પ્રથમ સંચય અવસ્થા છે. પ્રાણમાં પણ સંવેદન–શક્તિ છે જ. સંચયનાં લક્ષણો તે અનુભવે છે. ખાવા પર અરુચિ થાય છે. સાવધ માણસ એ સમયે જ ચેતી જઈને એનો પ્રતિકાર લંઘન અને શોધનથી કરી લે તો રોગ થતો ત્યાંથી જ અટકી જાય. આથી સુશ્રુતે પ્રત્યેક અવસ્થાને પ્રતિકાર માટેનો ક્રિયાકાળ કહ્યો છે રોગની વેદના સુપ્ત પ્રાણશક્તિને જગાડે છે. અને રોગ સામેનો પ્રતિકાર ઊભો કરે છે. એ સમતા ઊભી કરવાની સ્વાભાવિક પ્રક્રિયા છે માણસે એમાં સહયોગ આપવાનો જ છે. બાકીનું બધું પ્રાણ કરી લે છે. પરંતુ પ્રમાદવશ થઈને માણસ એ વેદનાની ઉપેક્ષા કરે અથવા એ વેદનાને દાબી દેવાના ઉપાય કરે ત્યારે જ રોગ આગળ વધે છે. સંચિતદોષ પડયો રહે તો પ્રત્યેક સેંદ્રિય વસ્તુ પડી રહેવાથી બગડે છે. દાળ ઊતરી જાય છે, દૂધ ફાટી જાય છે, દહીં ખાટું થઈ જાય છે એમ સંચિતદોષમાં આથો આવીને ઊંચો ચડે છે એને 'પ્રકોપ' કહે છે, ઝાડા, ઊલટી કે શરદી દ્વારા પ્રાણ તેને બહાર ધકેલી કાઢે છે. એને પણ રોકી દેવાનો પ્રયત્ન થાય તો તે વધારે વિકાર કરે છે.

પ્રાણનું બળ ઘટે ત્યારે અગ્નિ પણ મંદ પડે છે. એથી ખાધેલ ખોરાકનો આહારરસ અપકવ રહે છે. ધાતુઓના રસો પણ અપકવ રહે છે એને આમ કહે છે. પ્રકોપ પામેલા દોષો રોકાય તો એ પણ આમ બને છે. એ બહાર નીકળવાને બદલે શરીરના સ્ત્રોતોમાં ચડીને અંદર ફેલાય છે. એને 'પ્રસર' કહે છે. જે સ્થાન અથવા ધાતુ નબળો પડયો હોય ત્યાં દોષ સ્થાન કરે છે. એને 'સ્થાન સંશ્રય' કહે છે, ત્યારે રોગનાં આર્ચા–પૂર્વરૂપ જણાય છે. એ પછી રોગ પૂરું રૂપ પકડે છે એને 'વ્યકિત' કહે છે. મોટા ભાગે ચિકિત્સકો એ તબકકે દરમ્યનગીરી કરે છે. આ વખતે દોષ અને વ્યાધિ બન્નેના ઉપચાર કરવા પડે છે. વ્યાધિ ધાતુઓમાં ઊંડો જાય અને ઉપદ્રવો ઊભા કરે એ 'ભેદ' અવસ્થા કહેવાય છે. સોજામાં પાક થાય અને ઊંડું ઊતરે એને પણ 'ભેદ' કહે છે. રોગી પોતે જ જો સાવધ રહે તો લંઘન, સંશોધન ઔષધોથી જ સમયસર રોગની કોઈ પણ આગલી અવસ્થાઓમાં પ્રતિકાર કરીને રોગ મટાડી શકે છે.

દોષોની સમ્યક્ ગતિ રહે તો રોગ થાય જ નહિ. વિકૃત ગતિ જ રોગ કરે છે અને એની ફરી સમ્યક્ ગતિ કરવી એ જ ચિકિત્સા છે. એ જોયા પછી લાગશે કે આયુર્વેદ Bio – Engineering જીવનયંત્રની કલા છે. દોષોની ગતિ પ્રદોષકાળમાં દૂર દૂરના ધાતુઓમાં પહોંચી જાય છે અને ત્યાં રહીને વારંવાર રોગ કરે છે. વિષમ જ્વર મેલેરીઆ આ કારણે વર્ષો સુધી સંઘરાય છે. અને નિયત સમયે જ્વર કરે છે. આવા રોગો માટે પંચકર્મ પદ્ધતિ આયુર્વેદે આપી છે. સ્નેહન અને સ્વેદનથી દોષ શરીરથી છુટ્ટો પડીને પીગળે છે અને વહેવા માંડેલો દોષ સૂક્ષ્મમાંથી સ્થૂળ સ્ત્રોતમાં અને ત્યાંથી કોઠામાં આવીને બહાર નીકળી જાય છે. એ માટે વમન, વિરેચન અને બસ્તિ વપરાય છે.

બસ્તિ ફક્ત શોધન માટે નહિ, વાયુના શમન માટે અને પુષ્ટિ માટે પણ વપરાય છે. વર્ષો જૂના માથાના દુખાવા, જેને માટે વેલોર જવાનું કહેવાયેલું તે પણ સ્નિગ્ધ બસ્તિ આપવાથી મટાડી શકાયા છે. શરીરમાંથી બહુ લોહી પડી ગયું હોય અથવા બહુ જ ઓછું થઈ ગયું હોય ત્યારે વાછડા, હરણ અથવા બકરાની નસ ખોલીને લીધેલું લોહી બસ્તિ વાટે આપવાથી લોહીમાં હેમોગ્લોબીન તરત વધારી શકાયું છે.

આયુર્વેદનું પ્રથમ કાર્ય સ્વસ્થસ્ય સ્વાસ્થ્ય રક્ષણ એ માટે દોષોની સમતા જળવાય એવી દિનચર્યા, રાત્રિચર્યા ઋતુચર્યા, આહારવિધિ, વેગાવરોધનું જ્ઞાન, વિરુદ્ધાહારનું જ્ઞાન અને પ્રત્યેક ઈંદ્રિયનું સ્વસ્થવ્રત શીખવ્યાં છે.

શરીરમાં દોષોની વિષમતા થાય તો એને ફરી સમ બનાવી દે એવી પ્રાણશક્તિને પણ બળવાન બનાવવી જોઈએ એ માટે સ્વસ્થસ્ય ઉર્જસ્કર ચિકિત્સા, રસાયન ઔષધો અને આચાર રસાયનથી બતાવી છે. જીવનસંઘર્ષમાં પ્રાણશક્તિ સતત ખરચાતી રહે છે એથી અવારનવાર સમય મેળવીને કાયાકલ્પના

પ્રયોગો કરવા જોઈએ. અંતર્મુખ (Introvert) સ્વભાવવાળા માટે કૂટિ પ્રવેશ–એકાંત શાંત જગ્યામાં રહીને શાંત નિવૃત્ત જીવન ગાળવાનો પ્રયોગ કરવો જોઈએ. બહિર્મુખ (Extrovert) સ્વભાવવાળાએ ખુલ્લી કુદરતમાં સૌર્ય મારૂતિક–બધાં વળગણોથી મુક્ત જીવન જીવવું જોઈએ. ગયા મહાયુદ્ધના કપરા કાળમાં પણ ચર્ચિલ દર રવિવારે ગામડાંમાં ચાલ્યો જતો. વેકેશન–રજાઓનો આવો ઉપયોગ કરવો જોઈએ.

આથી રોગ થવા જ નહિ પામે. પ્રાણશક્તિ રોગને થવા જ ન દે, અને છતાં રોગ આવી જાય તો आतुरस्य विकारप्रशमनं રોગીના રોગ મટાડવા સ્વ. વૈદ્યરાજ નાનભટ્ટજી કહેતા તેમ ફક્ત લંઘન, સૂંઠ અને હરડે જ પૂરતો ઉપચાર થઈ રહેશે. આયુર્વેદનો ત્રીજો હેતુ પણ સિદ્ધ થશે.

**ચતુઃશ્રેય**

આપણા દેશના સામાજિક અને ધાર્મિક જીવનમાં પણ આયુર્વેદ તાણાવાણાની જેમ વણાયેલો છે. પર્વો, ઉત્સવો, વ્રતો અને ધાર્મિક વિધિઓ એ દૃષ્ટિએ જ ગોઠવાયાં છે. ચાર આશ્રમોની વ્યવસ્થા પણ આ દૃષ્ટિ એ જ હતી.

બ્રહ્મચર્યને અસ્વાભાવિક ગણીને એનું અવમૂલ્યન કરવામાં આવે ત્યાં પૌરુષનો સંચય ન થાય એ સ્વાભાવિક છે. 'રીડર્સ ડાઈજેસ્ટ'માં એક અમેરિકન યુવતીએ લેખ લખેલો "અમારે પરણવું છે, પણ ક્યાંય પૌરુષ દેખાતું નથી." અને જ્યાં પૌરુષનો સંગ્રહ ન હોય ત્યાં ગૃહસ્થાશ્રમ કલેશમય અને અસ્થિર હોય એમાં આશ્ચર્ય નથી. આજે સંતતિનિરોધનાં સાધનો વીર્યનાશનો પરવાનો બની ગયો છે. થોડી પ્રજા હોય પણ વીર્યવાન પ્રજા હોય. સિંહબાળ હોય એ ધ્યેય હોવું જોઈએ. જેનો ગૃહસ્થાશ્રમ પણ ગૌરવભર્યો રહેશે; સ્વસ્થ અને તૃપ્ત રહેશે. નહિતર એની ઊતરતી અવસ્થા (Senil Conditione) એને પોતાને અને કુટુંબને કષ્ટરૂપ બની રહેશે.

ઉમર વધવાની સાથે જ ગુણવિકાસ પણ થતો રહેવો જોઈએ. રજસ્‌માંથી સત્ત્વમાં અને સત્ત્વમાંથી પણ નિર્ગુણ સ્થિતિએ પહોંચવાનો પ્રયત્ન કરવા અને 'ચિત્ત સમાધાન' ઊભું કરવા પર આયુર્વેદ ખાસ ભાર મૂકે છે.

ચરક કહે છે કે દરેકે પોતાનાં દેહ, અગ્નિ, બળ અને ચિત્તને નિરંતર તપાસતાં રહેવું, એની શક્તિ–અશક્તિનો ખ્યાલ રાખીને જીવે એનાં ચતુઃશ્રેય–ચારે ય પુરુષાર્થ સિદ્ધ થાય છે.

*

## સૌન્દર્ય ઝલક

વનસ્પતિ જગત ઉપર જ પ્રાણિજગતનો આધાર છે. અને બન્નેના જીવન સંકલિત છે, કેવળ વિશ્વ સાથે જ નહીં, સારા બ્રહ્માન્ડ સાથે સંબંધિત છે. આ બધાની સંવાદિતા ઉપર જ જીવન માત્ર અવલંબિત છે. વનસ્પતિ જીવનદર્શન એ ભગવાનના વિરાટ સ્વરૂપની જ એક સૌન્દર્ય ઝલક છે.

જાણે આપણે આનંદની વહેતી સરિતાના કિનારા પર ઊભા હોઈએ, રૂપના જામેલા મેળામા ઘૂમી રહ્યા હોઈએ, પ્રકૃતિનું એક અતુલ સંગીત સાંભળી રહ્યા હોઈએ, રજ – રજમાં ભરેલા માંગલ્યનાં દર્શન કરી રહ્યા હોઈએ એવો આપણે અનુભવ કરીએ છીએ, વિશેષ કરીને તો જ્યારે આપણે શાન્ત પળોમાં પરમતત્ત્વના પ્રાગટ્યને ભક્તિની આંખોથી પીતા હોઈએ છીએ.

– ઈસ્માઈલભાઈ નાગોરી

(હિન્દી વનસ્પતિ જીવનદર્શનમાંથી)

# ભવાઈ – ગુજરાતનું લોકનાટ્ય

પ્રા. રમણભાઈ પી. પટેલ

દુનિયાના દરેક દેશમાં તેનું પોતાનું કંઠસ્થ લોકસાહિત્ય પ્રચલિત છે. વિકસિત, અર્ધવિકસિત કે પછાત, પૂર્વના કે પશ્ચિમના યા પ્રાચીન કે અર્વાચીન તમામ દેશોમાં લોકસાહિત્ય પ્રાપ્ત થાય છે. આદિમ સમાજો ધરાવતા સાવ પછાત યા 'જંગલી' દેશોમાં–જ્યાં શિષ્ટ સાહિત્યની કશી પરંપરા નથી ત્યાં–પણ લોકસાહિત્ય તો હોય છે જ. ભારતમાં પણ વિવિધ-ભાષી પ્રદેશો પોતપોતાનું સમૃદ્ધ લોકસાહિત્ય ધરાવે છે. મોટા ભાગનું પ્રાચીન લોકસાહિત્ય નષ્ટ થઈ ગયું છે; પરંતુ મધ્યકાળમાં સર્જાયેલું ઘણું લોકસાહિત્ય હજી ય ટકી રહ્યું છે. દા. ત. ગુજરાતીનું પોતાનું મધ્યકાલીન લોકસાહિત્ય સમૃદ્ધ છે. નર્મદથી માંડી જોરાવરસિંહ જાદવ સુધીના સંખ્યાબંધ ગુજરાતી લોકસાહિત્યકારોએ સંપાદિત કરી ગ્રંથસ્થ કરેલ લોકસાહિત્ય જોતાં આ હકીકતની પ્રતીતિ થાય છે.

લોકસાહિત્ય વિવિધ, માધ્યમો અને સ્વરૂપોમાં સર્જાય છે અને પ્રાપ્ત થાય છે. લોકવાર્તા અને દંતકથા જેવાં કથાસ્વરૂપો ગદ્યમાં રચાયાં છે; દુહા–સોરઠા, લોકગીતો, લોકકથાઓ ગીતકથાઓ આદિ પદ્યમાં પાપ્ત થાય; તો દુહાબદ્ધ પ્રેમકથાઓ અને લોકનાટ્ય ભવાઈના ઘણા ખરા વેશ ગદ્ય-પદ્યમિશ્ર રૂપમાં મળે છે. લોકગીતો અને લોકવાર્તાઓમાં પણ અનેક પેટાભેદો છે, અને તે ઘણા લોકપ્રિય પણ છે, તેથી કેટલીકવાર એવો ભ્રમ પણ સર્જાય છે કે, લોક-સાહિત્ય એટલે લોકગીતો અને લોકવાર્તાઓ! પરંતુ તેવું નથી. 'લોકનાટ્ય' પણ દરેક દેશ-પ્રદેશનાં કંઠસ્થ લોકસાહિત્યનું એક મહત્ત્વનું અંગ છે, અને તે પણ મધ્યકાળથી માંડી આજ સુધી લોકોમાં–ખાસ કરીને ગ્રામવિસ્તારોમાં–જીવંત અને લોકપ્રિય રહ્યું છે. 'ભવાઈ' ગુજરાતનું આવું લોકનાટ્ય છે. *

ભવાઈ યા તેના વેશોનું સ્વરૂપ અને તે અંગેનો ખ્યાલ તો સુપરિચિત છે, પરંતુ 'ભવાઈ' શબ્દની વ્યુત્પત્તિ અંગે અનેક મતમતાંતરો પ્રવર્તે છે. ભવાઈ શબ્દ મૂળ કયા ધાતુમાંથી યા પદમાંથી વ્યુત્પન્ન થયો છે, તેનો મૂળ વાચ્યાર્થ શો હતો, તેમાંથી અમુક નવા લક્ષ્યાર્થ અને વ્યંગ્યાર્થ કઈ રીતે વ્યુત્પન્ન થયા વગેરે મુદ્દાઓ અંગે વિવેચકોમાં કોઈ એકમતી પ્રવર્તતી હોય તેવું જોવા મળતું નથી. વિભિન્ન વિવેચકો 'ભવાઈ' શબ્દની વ્યુત્પત્તિ વિશે વિભિન્ન મંતવ્યો રજૂ કરે છે. તેમાંનાં કેટલાંક વિચારણીય લાગે છે, તો કેટલાંક સંદિગ્ધ યા શંકાસ્પદ પણ જણાય છે અર્થાત્ ભવાઈ શબ્દની વ્યુત્પત્તિ અને ભવાઈ શબ્દના મૂળ અર્થ બાબત વિવેચકો એકમત નથી.

ગઈ પેઢીના અને વર્તમાન પેઢીના અનેક ગુજરાતી વિવેચકોએ ભવાઈ શબ્દ અને સાહિત્યસ્વરૂપ વિશે અનેક અભ્યાસલેખો લખ્યા છે. તેમાં તેમણે ભવાઈના સાહિત્યસ્વરૂપની મીમાંસા ઉપરાંત ભવાઈ શબ્દની વ્યુત્પત્તિ વિશે પણ વિચારણા કરી છે. ભવાઈ ગુજરાતનું લોકનાટ્ય છે તે વિશે તો કોઈને કશી શંકા નથી; પરંતુ ભવાઈ – ભવૈયા જેવા શબ્દોની વ્યુત્પત્તિ અંગે વિદ્વાનો ભિન્ન ભિન્ન મત રજૂ કરે છે; દા.ત. નરસિંહરાવ દીવેટિયા ભજવૈયા' પરથી 'ભવૈયા' શબ્દ ઘડાયો હોવાની શક્યતા દર્શાવે છે. તેમને મતે ભવૈયા જે ખેલ કરે તે ભવાઈ. હ. હ. ધ્રુવ 'ભવ' અર્થાત્ શંકર અને 'ભાવ' અર્થાત્ નટ પરથી ભવૈયા શબ્દ વ્યુત્પન્ન થયો હોવાનું અનુમાન કરે છે. ડોલરરાય માંકડ હ. હ. ધ્રુવના મંતવ્યનું સમર્થન કરે છે. તેમના મંતવ્યાનુસાર 'ભાવ'નો 'નટ' એવો અર્થ કરવામાં

* ભારતના અન્યભાષી પ્રદેશોમાં લોકસાહિત્યનાં વિવિધ અંગરૂપ લોકકથા, લોકગીતની જેમ લોક-નાટ્ય પણ અનેક રૂપે અસ્તિત્વ ધરાવે છે, જેમકે બંગાળ–ઓરિસ્સામાં જાત્રા, આંધ્રમાં વીધી ભાગવતુ અને તોલુબોમ્લટ, મહારાષ્ટ્રમાં લલિત, તમાશો અને ગોંધલ, રાજસ્થાનમાં ખ્યાલ અને કઠપૂતળી, ઉત્તર-પ્રદેશ–બિહારમાં નૌટંકી અને રામલીલા, તામિલ-નાડુમાં યક્ષગાન વગેરે...

નાટ્યશાસ્ત્ર અને કોશનો આધાર છે. રસિકલાલ પરીખ 'ભાવન' અર્થાત્ (કોઈ દેવદેવીનું) સંગીતાશ્રિત સ્તુતિ-ગીત પરથી 'ભવાઈ' શબ્દની વ્યુત્પત્તિ સૂચવે છે. સુધાબેન દેસાઈ તેના અનુસંધાનમાં જણાવે છે કે, "જેમ જૈન મંદિરોમાં અથવા પૂજાસ્થાનના ચોગાનમાં વાદ્યો સાથે 'ભાવન' નામનાં સ્તવનો ગવાય છે તેમ શક્તિપૂજાના સ્થાનકમાં માતાના ચાચરમાં જે ભાવન-સ્તુતિગીતો – થાય તેમાંથી 'ભવાઈ' શબ્દ ઊતરી આવ્યો હોય એવું અનુમાન કરી શકાય" અનંતરાય રાવળ भगवतीयजन માંથી ઉત્તરપદ यजन નો લોપ થતાં અવશિષ્ટ રહેલ પદ 'ભગવતી' પરથી ભઅવઈ > ભવાઈ એવી વ્યુત્પત્તિ દર્શાવી, ભવાઈનો સંબંધ શક્તિ–પૂજા સાથે સાંકળે છે. જયશંકર સુંદરી ભવાઈનો અર્થ 'ભવ વહી' અર્થાત 'સંસારનું જમાઉધાર પાસું' એવો આપે છે. તેમને મતે જેમાં સંસારના જમા – ઉધાર પાસાનું નિરૂપણ થયું હોય તે ભવાઈ.

આમ ભવાઈ શબ્દની વ્યુત્પત્તિ અંગે ગુજરાતી વિદ્વાનોમાં વિવિધ અભિપ્રાય પ્રવર્તે છે. તેમના મતમાં આંશિક સત્ય યા કોઈ વિચારણીય મુદ્દો અવશ્ય દેખાય છે, પરંતુ સંપૂર્ણ સંતોષપ્રદ લાગે તેવી સમજૂતી પ્રાપ્ત થતી નથી. દા. ત. 'ભાવ' એટલે નટ એવા ભાવ દ્વારા ભજ વતી કૃતિ તે ભવાઈ, એવો હ. હ. ધ્રુવનો મત અને ડોલરરાય માંકડ દ્વારા તેને મળેલ સમર્થન કેટલેક અંશે ઉચિત લાગે છે તે જ રીતે, 'ભાવન' – પૂજાસ્થાન યા દેવીમંદિરમાં ગવાતાં સ્તુતિ-ગાન – પરથી 'ભવાઈ' શબ્દ વ્યુત્પન્ન થયો હોવાનું રસિકલાલ પરીખ અને સુધાબેન દેસાઈનું અનુમાન પણ વિચારણીય છે. શક્તિમંદિરમાં ગવાતાં દેવીના સ્તુતિગાનોમાં સમય જતાં કંઈક કથાતત્ત્વ અને અભિ-નય ઉમેરાતાં ભવાઈના વેશ જેવું નાટ્યરૂપ જન્મ્યું અને વિકસ્યું હોય, તે શક્ય છે. આજે પણ અંબાજી જેવી શક્તિપીઠના ચાચર ચોકમાં ધંધાદારી ભવૈયા ઉપરાંત સામાન્ય ભદ્રજનો પણ પ્રસંગોપાત્ત અમુક પુણ્યતિથિએ ભવાઈના વેશ ભજવે છે, તે હકીકત ભવાઈ અને શક્તિપૂજા વચ્ચેના કંઈક સંબંધની દ્યોતક છે. આ મુદ્દાને અનંતરાય રાવળે સૂચવેલી 'ભવાઈ' અને 'ભવૈયા' શબ્દની વ્યુત્પત્તિનું સમર્થન મળે છે. તેમણે દર્શાવેલી વ્યુત્પત્તિમાં પણ ભવાઈનો દેવીપૂજા સાથે સંબંધ હોવાનું સૂચન મળે છે. ભવાઈના પ્રાપ્ત વેશોમાં 'કાળકાનો વેશ' એક મહત્ત્વનો વેશ ગણાય છે. તે પરથી દેવીસ્તુતિનાં ગાનમાં કથા – અભિ-નય ઉમેરાતાં ભવાઈનું લોકનાટ્ય ઉદ્ભવ્યું હોય એવી કલ્પના છેક અસ્થાને લાગતી નથી. પરંતુ પ્રશ્ન એ છે કે દેવીસ્તુતિગાનમાંથી ભવાઈના વેશ ઉદ્ભવ્યા હોય, તો 'કાળકાનો વેશ' જેવો દેવીવિષયક કોઈ રડયો ખડયો વેશ જ કેમ મળે છે? દેવીવિષયક ધાર્મિક વેશ ઝાઝા કેમ મળતા નથી? ઉપલબ્ધ વેશો-માંના ઘણાખરાનો દેવીપૂજા સાથે કશો જ સંબંધ નથી. મોટા ભાગના વેશ આપણા ગ્રામસમાજની વિવિધ કોમોના લોકોના જીવનની કાળી યા હાસ્યાસ્પદ બાજુનું નિરૂપણ કરતાં સાંસારિક વેશો છે. કેટલાક વેશ, દા. ત. ઝંડાઝૂલણ, વિકો સિસોદિયો, શૂરો–શામળો વગેરે કંઈક ઐતિહાસિક અને સવિશેષ દંતકથાત્મક વિષયો પર આધારિત છે. આ હકીકતને લક્ષમાં લેતાં ભવાઈનો ઉદ્ભવ શક્તિપૂજાગાનમાંથી થયો હોવાનો મત ભાગ્યે જ સ્વીકાર્ય થઈ શકે. 'ભજવૈયા' પરથી 'ભવૈયા' શબ્દ આવ્યો હોય અને ભવૈયા દ્વારા ભજવાતી કૃતિ માટે 'ભવાઈ' શબ્દ ઘડાયો હોય, એવો નરસિંહ-રાવનો મત પણ ચિંત્ય છે. તેમણે પ્રથમ ભવૈયા અને પછી ભવાઈની વ્યુત્પત્તિ બતાવી છે, જે ઊલટો ક્રમ છે! કુંભ કરનાર તે કુંભકાર, સોનાનાં ઘરેણાં ઘડનાર તો સોની; તેમ ભવાઈ કરનારા તે ભવૈયા એવી શબ્દ સિદ્ધિ સ્વાભાવિક લાગે છે નરસિંહરાવ દ્વારા રજૂ થયેલો આ મત અસ્વાભાવિક લાગે છે. 'ભવ–વહી' પરથી 'ભવાઈ' અને તે કરનારા ભવૈયા, એવી જયશંકર 'સુંદરી' દ્વારા અપાયેલી વ્યુત્પત્તિ શાસ્ત્રીય નહિ પણ 'લોકપ્રિય' પ્રકારની છે! ભાવની વહી ભવાઈમાં જ રજૂ થાય છે એવું નથી. કથાસાહિત્યમાં કે કથાશ્રિત કાવ્યસ્વરૂપોમાં પણ ભવની વહી રજૂ થતી હોય છે. એટલે ભવ–વહી શબ્દમાંથી ભવાઈ અને ભવૈયા શબ્દની વ્યુત્પત્તિ કૃત્રિમ લાગે છે. આ બધાં મંતવ્યોને અનુલક્ષી એમ કહી શકાય કે, 'ભવાઈ' અને 'ભવૈયા' શબ્દની વ્યુત્પત્તિ અને સમજૂતી અંગેનાં આ બધા વિવેચકોનાં મંતવ્યો-માં આંશિક સત્ય હોવા છતાં સંપૂર્ણ સત્યની ઊણપ છે, અને તેથી કોઈની પાસેથી સંપૂર્ણ સ્વીકાર્ય યા સંતોષપ્રદ લાગે તેવો ખુલાસો મળતો નથી. [અપૂર્ણ

# શ્રી અમરેલી જીલ્લા મધ્યસ્થ સહકારી બેન્ક લી. અમરેલી

હે. ઓ. અમરેલી    ફોન નંબર-૨૪૦૫

શાખાઓ :-

અમરેલી, ધારી, ચલાલા, ખાંભા, લાઠી, લીલિયા, દામનગર, બાબરા, વડિયા, બગસરા, રાજુલા, જાફરાબાદ, ડુંગર, ડેડાણ, કુંકાવાવ, ચીત્તલ, મોટા દેવળિયા, ક્રાંકચ, પડાધાર, ગોવિંદપુર, તોરી, શાખપુર.

| | | |
|---|---|---|
| સ્વભંડોળ | : | રૂા ૧૩૯-૯૫ |
| કાર્યભંડોળ | : | રૂા. ૯૩૮-૯૯ |
| કુલ ધીરાણ | : | રૂા. ૭૩૦-૦૦ |
| કુલ થાપણો | : | રૂા ૪૧૨-૬૦ |

તમારી બચનોનું રોકાણ કરતાં પહેલા અવશ્ય આ બેન્કની મુલાકાત લઇ થાપણની જુદી જુદી યોજનાની સમજૂતી મેળવી આ બેન્કમાં જ નાણાં રોકવા નિર્ણય કરી વધુ વ્યાજનો લાભ મેળવો.

ભાણુભાઇ ભગવાનભાઇ પટેલ. — ઉપપ્રમુખ

હ. કા. લાડોલા. — મેનેજર

દ્વારકાદાસ મોહનલાલ પટેલ. — પ્રમુખ

શ્રી અમરેલી જીલ્લા મધ્યસ્થ સહકારી બેન્ક લી. અમરેલી

## 'વનસ્પતિ જીવનદર્શન'ની સસ્તી આવૃત્તિ ટૂંક સમયમાં પ્રસિદ્ધ થઈ રહી છે

પ્રકૃતિનાં ગૂઢ રહસ્યોને સહજભાવે રોચક રીતે ઉકેલતા અદ્વિતીય ગ્રંથ 'વનસ્પતિ જીવનદર્શન'માં એના લેખક શ્રી. ઈસ્માઇલભાઈ નાગોરીએ ચિંતનશીલ અને કાવ્યમય શૈલીમાં વનસ્પતિ જગતના રૂપ, રંગ, રસ, પ્રકૃતિના વૈવિધ્ય, ઐક્ય, વૈશિષ્ઠ્ય અને વૈભવનું ભાવાત્મક નિરૂપણ કર્યું છે. વનસ્પતિ – વિજ્ઞાન અને વનસ્પતિ – જીવનની પાયાની વાતો સાદી સરળ ભાષામાં વ્યક્ત કરતાં કરતાં આપણને નિસર્ગના સાન્નિધ્યમાં, આનંદ ચૈતન્યના મહાસાગરમાં અને આધ્યાત્મિક જગતમાં અદ્‌ભુત રીતે લઈ જાય છે. આવા ઉત્તમ અને અનુપમ ગ્રંથના કલાત્મક પ્રકાશનને કારણે એની કિંમત વધુ થવા પામેલી. એથી જેમને 'વનસ્પતિ જીવનદર્શન'ના આ ગ્રંથમાં રસ છે તેવા વિદ્યાર્થીઓ અને ગ્રામવાસીઓને પરવડે તેવી કિંમતે તેમને પુસ્તક મળી રહે એટલા માટે તેની સસ્તી આવૃત્તિ પ્રગટ થઈ રહી છે.

પ્રાપ્તિ સ્થાન :

**સોરઠ ક્ષય નિવારણ સમિતિ**

**અક્ષયગઢ, કેશોદ–૩૬૨૨૨૦**

(જિ. જૂનાગઢ)

**કિંમત**

**રૂપિયા દસ**

હાર્દિક શુભેચ્છાઓ

ગ્રામોદ્યોગની યોજનાની પાછળ કલ્પના તો એ છે કે આપણે રોજની જરૂરિયાતો ગામડાંમાં બનેલી ચીજોથી પૂરી પાડવી જોઈએ; અને જ્યારે એમ જણાય કે અમુક ચીજો તો ગામડાંમાં મળતી જ નથી, ત્યારે આપણે જોવું જોઈએ કે એ ચીજો થોડીક મહેનત અને સંગઠનથી ગામડાંના માણસો બનાવી શકે ને એમાંથી કંઈ નફો કરી શકે એમ છે કે નહીં. નફાનો અંદાજ કાઢવામાં આપણે પોતાનો નહીં પણ ગ્રામવાસીનો ખ્યાલ રાખવો જોઈએ. એમ બને કે શરૂઆતમાં આપણે સામાન્ય ભાવ કરતાં જરાક વધારે આપવું પડે અને બદલામાં હલકી ચીજ મળે. પણ જો આપણે એ ચીજો બનાવી આપનાર માણસના કામમાં રસ લેતાં થઈશું, એ માલ સુધારે એવો આગ્રહ રાખીશું, અને એને એ સુધારવામાં મદદ કરીશું તો એ ચીજો જરૂર સુધરશે.

— ગાંધીજી

**કનુભાઈ દોમડિયા**

મેનેજીંગ ડિરેક્ટર

# વિનય સોલવન્ટ એક્સ્ટ્રેકશન ઈન્ડસ્ટ્રીઝ પ્રા. લિ.

ધોરાજી રોડ, જૂનાગઢ

Oormy Navrachana Rajkot-1 (Dec.-'80) ફી રૂા. ૨-૦૦ Regd. No. G-RJ-82